श्रीमद् "भावमिश्र" प्रणीत

# भावप्रकाश

## (मध्यखंड तथा उत्तर खंड)

મૂળ શ્લોક સહિત શુદ્ધ ગુજરાતી ટીકા.

લખનાર.

ચમનરાય શિવશંકર વૈષ્ણવ.

જુનાગઢ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ઝવેરભાઈ ઉમેદભાઈ પટેલ.

વિદ્યાવર્ધક પુસ્તકાલય—રીચીરોડ, અમદાવાદ.

અમદાવાદ.

શ્રી જૈન પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત ૧૯૬૧ અને ૧૯૦૫

# भावप्रकाश भाषांतरनी अनुक्रमणिका.

## મધ્યખંડ—ભાગ પહેલો.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|



**આગંતુજ્વરનો અધિકાર.**



**વિષમજ્વરનો અધિકાર.**



**ધાતુગત જ્વરનો અધિકાર.**



**જીર્ણજ્વરનો અધિકાર.**



**ખરાબ પાણીથી ઉપજેલા જ્વરની ચિકિત્સા.**

**અતિસારનો અધિકાર.**

## ભાગ ૨ જો.

**અરસનો અધિકાર.**

## જઠરાગ્નિના વિકારોનો અધિકાર.



## કૃમિનો અધિકાર.



## પાંડુરોગ, કમળો તથા હલીમકનો અધિકાર.

## રક્તપિત્તનો અધિકાર.



## અમ્લપિત્ત તથા શ્લેષ્મપિત્તનો અધિકાર.



## ક્ષયરોગનો અધિકાર.



## ઉધરસનો અધિકાર.

## હેડકીનો અધિકાર.



## શ્વાસનો અધિકાર.



## સ્વરભેદનો* અધિકાર.



## અરોચકનો* અધિકાર.



* સાદ બેસીજવા વિષે.
* અરૂચી.



## ઉલટીનો અધિકાર.



## તરસનો અધિકાર.

### મૂર્છાનો અધિકાર.



### મદાત્યયનો અધિકાર.



### દાહનો અધિકાર.



### ઉન્માદનો અધિકાર.

## અપસ્માર (વાઈ) નો અધિકાર.



## વાત વ્યાધીનો અધિકાર.

## ઉરૂસ્તંભનો અધિકાર.



## આમવાતનો અધિકાર.



## પિત્તવ્યાધિઓનો અધિકાર.



## શ્લેષ્મવ્યાધિઓનો અધિકાર.



## વાતરક્તનો અધિકાર.

# ભાવપ્રકાશ ભાષાંતરની અનુક્રમણિકા.

## મધ્યખંડ-ભાગ ત્રીજો.

### શૂળનો અધિકાર.



### ઉદાવર્ત્તનો તથા આનાહનો અધિકાર.



### ગુલ્મનો અધિકાર.

## *પ્લીહ તથા §યકૃતનો અધિકાર.



## +હૃદ્રોગનો અધિકાર.



* બરલ. § જમણા પ-
ડખાની ગાંઠ. + છાતીનાં દરદ.

## મુત્રકૃચ્છ્રનો અધિકાર.



## મૂત્રાઘાતનો અધિકાર.



## અશ્મરી (પથરીનો). અધિકાર.

## પ્રમેહનો અધિકાર.

## મેદની વૃદ્ધિનો અધિકાર.



## કાર્શ્યનો અધિકાર.



## પસીના તથા દુર્ગંધપણા આદિ મેદસંબંધી રોગોનો અધિકાર.



## ઉદરના રોગોનો અધિકાર.



## સોથનો અધિકાર.



## વૃદ્ધિનો તથા બ્રધ્નનો અધિકાર.

## ગલગંડ, ગંડમાલા, ગ્રંથો તથા અર્બુદનો અધિકાર.



## શ્લીપદનો અધિકાર.



## વિદ્રધિનો અધિકાર.



## વ્રણના સોજાને તથા દાઝેલાનો અધિકાર.

## ભગ્નનો અધિકાર.





# भावप्रकाश भाषांतरनी अनुक्रमणिका.

## મધ્યખંડ-ભાગ ચોથો.

### નાડી *વ્રણનો અધિકાર.



### ભગંદરનો અધિકાર.



### ઉપદંશનો અધિકાર.



### લિંગના *અરશનો અધિકાર.



### ×શૂક દોષનો અધિકાર.



* ભરનીગર.

* લિંગના મસા.

× લિંગ વધારવા જતાં

## કોઢનો અધિકાર.



## શીતપીત્ત, ઉદર્દ કોઠ તથા ઉત્કોઠનો અધીકાર.



## વિસર્પનો અધીકાર.



## સ્નાયુ(વાળા)નોઅધીકાર



## વસ્ફોટકનો અધિકાર.



## ફિરંગ રોગનો અધિકાર.



## મસૂરિકાનો અધિકાર.



## શીતલાનો અધિકાર.

## ક્ષુદ્ર રોગોનો અધિકાર.

## શિરોરોગનો અધિકાર.



## નેત્રના રોગોનો અધિકાર.



### કાળા ડોળાના રોગોવિષે.



### ધોળા ડોળાના રોગોવિષે.



### પાંપણના રોગો વિષે

## કાનના રોગોનો અધિકાર.

## નાકના રોગોનો અધિકાર.



## મુખના રોગોનો અધિકાર.



## દાંતોના મુળોના રોગોવિષે.



## દાંતના રોગોવિષે.



## જીભના રોગોવિષે

**તાળવાના રોગોવિષે.**



**ગળાના રોગોવિષે.**



**સમસ્ત મુખ રોગોવિષે.**



## ઝેરનો અધિકાર.



**સ્થાવર ઝેરોનાં સામાન્ય કાર્યો.**

## સ્ત્રીઓના રોગોનો અધિકાર.

### પ્રદરનો અધિકાર.



### સોમરોગનો અધિકાર.



### યોનીના રોગોનો અધિકાર.

## બાળકના રોગોનો અધિકાર.



इति श्रीं भावप्रकाश मध्यखंडनी अनुक्रमणिका समाप्त.



# ભાવપ્રકાશ ઉત્તરખંડની અનુક્રમણિકા.

## વાજીકરણનો અધિકાર.



## રસાયનનો અધિકાર.



इति श्री भावप्रकाश उत्तरखंडनी अनुक्रमणिका समाप्त.





॥ श्री गणेशायनमः ॥

# ॥ अथ भाव प्रकाशस्य मध्यखंड ॥

## भाग १ लो.

### १ જ્વરનો અધિકાર.

**यतः समस्तरोगाणां ज्वरो राजेति विश्रुतः । अतो ज्वराधिकारोऽत्र प्रथमं लिख्यते मया ॥**

રોગ માત્રનો રાજા જ્વર કહેવાય છે, માટે અહીં હું પ્રથમ જ્વરનો અધિકાર લખું છું.

### જ્વરની ઉત્પત્તિ.

**दक्षापमानसंक्रुद्धरुद्रनिःश्वाससम्भवः । ज्वरोऽष्टधा पृथग्द्वन्द्वसङ्घातागन्तुजः स्मृतः॥ सुश्रुतः ।**

अस्यायमर्थः । दक्षकर्तृको योऽपमानस्तेन संक्रुद्धो यो रुद्रस्तस्य यो निःश्वासस्तस्मात्सम्भव उत्पत्तिर्यस्य स ज्वरः । क्रुद्धरुद्रनिःश्वाससम्भूतत्वेन ज्वरः स्वभावात्पैत्तिक इति बोध्यते । यत उक्तं चरकेण । क्रोधात्पित्तमित्यादि तेन सर्वज्वरेषु पित्तोपशमकारिणी चिकित्सा कर्तव्या अत एव वाग्भटः ॥

**उष्मा पित्तादृते नास्ति ज्वरो नास्त्यूष्मणा विना । तस्मात्पित्तविरुद्धानि त्यजेत्पित्ताधिकेऽधिकम् ॥**

अधिकमिति । रुद्रसम्भूतत्वेन ज्वरस्य देवतात्मकत्वात्पूजार्हत्वं चोपदर्शितम् अतएव वैदेहः ।

**ज्वरः संपूजनैर्वापि सहसैवोपशाम्यतीति॥**

સુશ્રુત કહે છે કે—દક્ષ પ્રજાપતિએ કરેલા અપમાનથી ક્રોધ પામેલા મહાદેવના નિઃશ્વાસમાંથી પૃથક્, દ્વંદ્વજ, સંઘાત અને આગંતુજ વિગેરે આઠ પ્રકારનો જ્વર ઉત્પન્ન થયો છે. ક્રોધ પામેલા રૂદ્રના નિઃશ્વાસથી જ્વર ઉત્પન્ન થયેલો હોવાને લીધે તે સ્વાભાવિક રીતેજ પિત્તવાળો છે. કારણ કે 'ક્રોધથી પિત્ત થાય છે' ઈત્યાદિ વચનોથી ચરક પણ એમજ કહે છે. માટે સઘળા જવરોમાં જેથી પિત્તનો ઉપશમ થાય એવી ચિકિત્સા કરવી. વાગ્ભટે પણ કહ્યું છે કે 'પિત્ત વિના ઉંનાપણું હોતું નથી અને ઊંનાશ વિના જ્વર હોતો નથી, એટલા માટે તેમાં પિત્ત વિરૂદ્ધ પદાર્થોનો ત્યાગ કરવો અને કાંઈક વિશેષ પણ કરવું. (વિશેષ એટલે જ્વર રૂદ્રથી ઉત્પન્ન થયેલો હોવાને લીધે તે દેવતા રૂપ છે માટે તે પૂજવા યોગ્ય છે). વૈદેહે પણ કહ્યું છે કે સારી રીતે પૂજન કરવાથી પણ જ્વર તુરત શાંત થાય છે.

## જ્વરની મૂર્તિ.

रुद्रकोपाग्निसम्भूतः सर्वभूतप्रतापनः। त्रिपाद्भस्मप्रहरणस्त्रिशिराःसुमहोदरः ॥ वैयाघ्रचर्मवसनः कपिलो माल्यविग्रहः। पिङ्गेक्षणो ह्रस्वजङ्घो बीभत्सो बलवान्महान् ॥ पुरुषो लोकनाशार्थमसौ ज्वर इति स्थितः। तैस्तैर्नामभिरन्येषां सत्त्वानां परिकीर्त्यते ॥ जन्मादौ निधने चैव प्रायो विशति देहिनाम्। कृते देवमनुष्याभ्यां नान्यो विषहते हितम् ॥ सुश्रुतेन।

રૂદ્રના કોપ રૂપી અગ્નિથી ઉત્પન્ન થયેલો અને પ્રાણી માત્રને તાપ આપનારો જ્વર ત્રણ પગવાળો, ભસ્મ રૂપી શસ્ત્રવાળો, ત્રણ મસ્તકવાળો, બહુ મોટા પેટવાળો, વાઘના ચર્મ રૂપી વસ્ત્રોવાળો, કપિલવર્ણ વાળો, માળા પેહેરનારો, પીંગળી આંખોવાળો, ટુંકી જંઘાઓવાળો, બીભત્સ દેખાવ વાળો અને અત્યંત બળવાન છે. આ જ્વર નામનો પુરૂષ પ્રાણીઓના નાશને માટે સજ્જ રહે છે. મનુષ્ય શિવાય બીજાં પ્રાણીઓનો જ્વર (તાવ) બીજાં નામોથી કહેવાય છે. જન્મ તથા મરણના સમયમાં તે દેહધારીઓના દેહમાં પ્રવેશ કરે છે. અને દેવતાઓ તથા મનુષ્યો વિના બીજાં પ્રાણીઓથી તે સહન કરી શકાતો નથી.(સુશ્રુત)

## જ્વરની (સંખ્યા) સંપ્રાપ્તિ.

ज्वरोऽष्टधेति अष्टत्वं विवृणोति। पृथगिति वातिकः पैत्तिकः श्लैष्मिकश्चेति त्रयः। द्वन्द्वजाश्च त्रयः वातपैत्तिकः वातश्लैष्मिकः पित्तश्लैष्मिकश्चेति। सर्वातजः सान्निपातिक एकः। द्व्युल्बणैः कोल्बणैः षट् स्युर्हीनमध्याधिकैश्च षट्। समश्चैको विकारास्ते सन्निपातास्त्रयोदश

त्रयोदश सन्निपाता उक्तास्ते यथा। वातोल्बणः। पित्तोल्बणः। कफोल्बणः। वातपित्तोल्बणः। वातश्लेष्मोल्बणः। पित्तश्लेष्मोल्बणः। एवं षट्। अधिकवातो मध्यपित्तो हीनकफः। अधिकवातो मध्यकफो हीनपित्तः। अधिकपित्तो मध्यवातो हीनकफः। अधिकपित्तो मध्यकफो हीनवातः। अधिककफो मध्यवातो हीनपित्तः। अधिककफो मध्यपित्तो हीनवातश्चेति षट्। त्र्युल्बण एकः एवं त्रयोदश ॥ अत्र तु त्रिदोषजत्वेन साम्यात्सान्निपातिक एक एव गणितः आगन्तुज इति। अत्रागन्तुशब्देनाभिघातादयो हेतव उच्यन्ते। कुत्रचिद्व्याश्रयः कार्यकारणयोरभेदोपचारात् आगन्तवो अभिघाताद्यनेककारणयोगादनेके भवन्ति। तथाप्यागन्तुजत्वेन साम्यादागन्तुजोऽप्यत्रैक एव गणितः। नन्वागन्तुजेऽपि ज्वरे वातादिलक्षणदर्शनादागन्तुजः कथं दोषजाद्भिन्नः। उच्यते। उत्तरकालं दोषोत्पत्तेः। तथा च चरके। आगन्तुर्हि व्यथापूर्वं जायते पश्चाद्दोषैरनुबध्यत इति ॥

૧ વાતિક એટલે વાયુથી થયેલો, ૨ પૈત્તિક એટલે પિત્તથી થયેલો, ૩ શ્લેષ્મિક એટલે કફથી થએલો, ૪ વાયુ તથા પિત્તથી થયેલો, ૫ વાયુ તથા કફથી થયેલો, ૬ પિત્ત તથા કફથી થયેલો, ૭ સન્નિપાત એટલે વાયુ પિત્ત કફ ત્રણે દોષથી થયેલો, અને ૮ આગંતુજ એટલે વ્યથા વિગેરેથી થયેલો. એ રીતે જ્વરના આઠ પ્રકાર છે.

ચરકે નીચે પ્રમાણે સન્નિપાતના તેર ભેદ કહેલા છે.

૩ એકોલ્વણ—વાતિક, પૈત્તિક, શ્લૈષ્મિક.

૩ દ્વયુલ્વણ—વાતપૈત્તિક, વાત શ્લૈષ્મિક, પિત્ત શ્લેષ્મિક.

૬ હીન મધ્યમાધિક-અધિક, મધ્ય, હીન.

| અધિક | મધ્ય | હીન |
|---|---|---|
| વાત, | પિત્ત, | કફ. |
| વાત, | કફ, | પિત્ત, |
| પિત્ત, | વાત, | કફ. |
| પિત્ત, | કફ, | વાત. |
| કફ, | વાત, | પિત્ત. |
| કફ, | પિત્ત, | વાત. |

૧ ત્ર્યુલ્વણ—ત્રણે દોષોથી સમાન

એ રીતે તેર પ્રકારના સન્નિપાત કહેલા છે, પણ અહીં સર્વમાં ત્રણે દોષોથી ઉત્પન્ન થયેલપણારૂપ સમતાને લીધે સન્નિપાતને એકજ ગણેલો છે. એજ રીતે આગંતુજ જ્વરો પ્રહાર વાગવા આદિ ઘણાં કારણોને લીધે ઘણા પ્રકારના થાય છે, તો પણ નવાં કારણોરૂપ સમતાને લીધે તેને એકજ ગણેલો છે. વળી આગંતુજ જ્વરમાં પણ વાયુ વગેરે દોષો જોવામાં આવે છે ત્યારે તેને જુદો કેમ ગણવો? એમ કોઇ શંકા કરે તો તેનું સમાધાન એ કે—આગંતુજ જ્વરમાં દોષોની ઉત્પત્તિ પાછળથી થાય છે માટે તેને બીજા જ્વરોથી ભિન્ન ગણેલો છે.

## જ્વરનાં તથા ખાસેનાં કારણો.

**मिथ्याहारविहाराभ्यां दोषा ह्यामाशयाश्रयाः। बहिर्निरस्य कोष्ठाग्निं ज्वरदाः स्यू रसानुगाः ॥**

मिथ्याहारविहाराभ्यां, अनुचिताहारचेष्टाभ्यां हेतुभूताभ्यां दोषा वातपित्तकफाः आमाशयाश्रयाः आमाशयं गता रसानुगाः रसदूषकाः बहिर्निरस्य कोष्ठाग्निं कोष्ठगताग्नेरूष्माणं । नतु समस्तमग्निं तदा दोषपाकासम्भवः स्यात् । बहिः प्रक्षिप्य ज्वरदाः स्युर्ज्वरकारिणो भवेयुरित्यर्थः ॥

અયોગ્ય અહાર વિહારથી આમાશયમાં રહેલા દોષો બહાર નીકળી રસને દુષિત કરીને કોઠાના અગ્નિને ફેલાવીને જ્વરને ઉત્પન્ન કરે છે. (એ કોઠાના અગ્નિને બહાર કાઢે છે એમ કહ્યું છે પણ તે અગ્નિની ઉનાશનેજ બહાર કાઢે છે. જો અગ્નિ બહાર નીકળી જાય તો પછી દોષો પાકે નહી.)

## જ્વરનું સામાન્ય તથા વિશેષ પૂર્વરૂપ.

**श्रमोऽरतिर्विवर्णत्वं वैरस्यं नयनप्लवः । इच्छा द्वेषो मुहुश्चापि शीतवातातपादिषु ॥ जृम्भाऽङ्गमर्दो गुरुता रोमहर्षोऽरुचिस्तमः । अप्रहर्षश्च शीतं च भवत्युत्पत्स्यति ज्वरे ॥ सामान्यतो विशेषात्तु जृम्भाऽत्यर्थं समीरणात् । पित्तान्नयनयोर्दाहः कफान्नान्नाभिनन्दनम् ॥**

श्रमो व्यापारं विनैव अरतिरस्वस्थचित्तत्वम् विवर्णत्वं म्लानगात्रता । वैरस्यं मुखस्याऽप्रकृतरसता । नयनप्लवः नयनयोरश्रुपूर्णत्वम् । शीतवातातपादिषु मुहुरिच्छाद्वेषौ । आदिशब्दाज्ज्वलने जले च । यत उक्तं चरकेण ॥

**ज्वलनातपवाय्वम्बुभक्तिद्वेषावनिश्चितावितिः॥**

शयनादिष्वित्यन्ये अङ्गमर्दोऽङ्गमोटनम् । गुरुता गात्रस्य ॥ रोमहर्षः रोमाञ्चता । अरुचिः

भोज्ये, तमः तमो मग्नस्येवाज्ञानम् । अप्रहर्षं हर्षाभावः । शीतं लगति चक्राराद्वलहानिः । उपदेशद्वेषादयोऽपि भवन्ति । तृतीयश्लोकस्थम् सामान्यत इति पूर्वश्लोकाभ्यां सम्बन्धनीयं । तेन सामान्यतो ज्वर उत्पत्स्यति भविष्यति श्रमादयः पूर्वमेव भवन्तीत्यर्थः । उत्पत्स्यतीत्यात्मनेपदिनोऽपि शतृभाव आर्षत्वात् विशेषास्तु उच्यते । समीरणात् ज्वरे उत्पत्स्यति अतिशयेन जृम्भा भवति । पित्तज्वरे उत्पत्स्यति अत्यर्थं नयनयोर्दाहो भवति । कफज्वरे उत्पत्स्यति अत्यर्थं नान्नाभिनन्दनम् अन्नाकाङ्क्षा न भवति । जृम्भादयोऽपि श्रमादिपूर्वा भवन्ति । यतः ; सामान्यधर्माक्रान्तो विशिष्टो धर्मो भवति ॥

જ્વર ઉત્પન્ન થવાનો હોય ત્યારે થાક, અણગમો, વિવર્ણતા, વિરસતા, આંખમાં આંસુ, વારંવાર ટાઢ તડકો તથા પવનની ઈચ્છા તથા દ્વેષ, બગાસાં, અંગભંગ, શરીરમાં ભારેપણું, રૂંવાંટાં ઉભાં થવાં, અરૂચિ, તમર, હર્ષનો અભાવ, અને ટાઢ એટલાં વાનાં થાય છે. એ સામાન્ય પૂર્વરૂપો કહ્યાં. વિશેષ પૂર્વરૂપોમાં–વાયુથી ઉત્પન્ન થનારા જ્વરમાં બહુ બગાસાં, પિત્તજ્વરમાં નેત્રોમાં દાહ અને કફજ્વરમાં અન્ન ઉપર અરૂચિ થાય છે. ચરક કહે છે કે–અગ્નિ, તડકો, પવન અને જળ એમાં વારંવાર ઈચ્છા અને અભાવ થયા કરે છે. બીજા વૈદ્યો પણ કહે છે કે ઠંડી, વાયુ, તડકો અને શયન વગેરે ઉપર વારંવાર ઈચ્છા–દ્વેષ થયા કરે છે.

### દ્વંદ્વજનું પૂર્વરૂપ.

**रूपैरन्यतराभ्यां तु संसृष्टैर्द्वन्द्वजं विदुः ।**

अन्यतराभ्यां जृम्भानेत्रदाहाभ्याम् जृम्भान्नारुचिभ्यां नेत्रदाहान्नारुचिभ्यां वा संसृष्टै रूपैः श्रमादिभिः द्वन्द्वजं द्विदोषजं पूर्वरूपं विदुः ॥

બબ્બે વિશેષ પૂર્વરૂપો સાથે હોય તો દ્વંદ્વજ કહેવાય છે. એટલે જો બગાસાં આવતાં હોય તથા આંખોમાં દાહ થતો હોય તો વાયુ તથા પિત્તથી તાવ આવવાનો સમજવો, બગાસાં તથા અન્નની અરૂચિ હોય તો વાયુ તથા કફથી તાવ આવવાનો જાણવો, અને આંખોમાં બળતરા તથા અન્નપર અરૂચિ હોય તો પિત્ત તથા કફથી તાવ આવવાનો છે એમ સમજવું.

### ત્રણે દોષથી થતા જ્વરનું પૂર્વરૂપ.

**सर्वलिङ्गसमवायः सर्वदोषप्रकोपने ॥**

सर्वदोषप्रकोपने सर्वलिङ्गसमवायः । अतिशयितजृम्भानेत्रदाहान्नारुचिसहितानां श्रमादिनां समवायो भवति ॥

ત્રણે દોષથી ઉત્પન્ન થયેલા જ્વરને ત્રિદોષ ( સન્નિપાત ) કહે છે. તેમાં અત્યંત બગાસાં, નેત્રોમાં બળતરા, અન્નઉપર અરૂચિ અને તેની સાથે થાક વિગેરે સઘળાં સામાન્ય પૂર્વરૂપો થાય છે.

### જ્વરનું સામાન્ય લક્ષણ.

**स्वेदावरोधः सन्तापः सर्वाङ्गग्रहणं तथा ।**
**युगपद्यत्र रोगे तु स ज्वरो व्यपदिश्यते ॥**

स्वेदावरोधः प्रस्वेदानिर्गमः नतु पित्तज्वरे स्वेदानिर्गमादेतल्लक्षणं व्यभिचरति । तत्रोत्सर्गापवादभावादिति जैज्जटकार्तिककुंडादयः । अन्ये तु स्विद्यते उत्स्विद्यते अनेनेति स्वेदः अग्निः तस्यावरोधो दोषैराच्छन्नता ॥ ताप इति वक्तव्ये सन्ता-

पाभिधानं देहेन्द्रियमनसां सन्तापबोधनार्थम् । यत्त उक्तं चरकेण ज्वरविशेषणम् । देहेन्द्रियमनस्तापीति । तत्र देहसन्तापो देहोष्णता । इन्द्रियसन्ताप इन्द्रियवैकृत्यम् । यत उक्तम् ।

**इन्द्रियाणां तु वैकृत्यं यत्र सन्तापलक्षणम् । वैचित्त्यमरतिर्ग्लानिर्मनःसन्तापलक्षणम् इति ॥**

सर्वाङ्गग्रहणम् । सर्वेषामङ्गानां वेदनयाग्रहणं सर्वाण्यङ्गानि स्तम्भनगृहीतानीव भवन्ति । युगपदिति । मिलितमेतल्लक्षणम् । प्रत्येकस्य व्यभिचारात् यथा स्वेदावरोधः कुष्ठपूर्वरूपे । तथा सन्तापो दाहव्याधौ । तथा सर्वाङ्गग्रहणं सर्वाङ्गरोगाख्यवातव्याधौ ॥

પરસેવો ન થાય, સંતાપ થાય અને સર્વ અંગ ઝલાઈ જાય એ રીતે સામટાં લક્ષણો થાય તેને જ્વર કહે છે. દેહની ઉનાશને દેહનો સંતાપ, ઇંદ્રિયોની વિકૃતિને ઇંદ્રિયોનો સંતાપ અને બેભાન પણું, નાખુશી તથા ગ્લાનિ એ મનના સંતાપનાં લક્ષણ છે. પિત્ત જ્વરમાં પરસેવો થાય છે એ તેનું વિશેષ લક્ષણ છે, પણ આ ઠેકાણે તો જ્વરનાં સામાન્ય લક્ષણો કહેલાં છે. જૈજટ કાર્તિક અને કુંડવગેરે તો પરસેવાના અવરોધનો અર્થ ‘દોષોથી અગ્નિનું ઢંકાઈ જવું’ એવો કરે છે. સંતાપ એટલે દેહ, ઇંદ્રિયો ને મન એ ત્રણેને જ્વર સંતાપ ઉપજાવે છે એમ ચરક કહે છે. એકલો સ્વેદનો અવરોધ કોઢના પૂર્વ રૂપમાં થાય છે, એકલો સંતાપ દાહના રોગમાં થાય છે અને એકલું અંગોનું ઝલાઈ જવું સર્વાંગરોગ નામે વાત વ્યાધિમાં થાય છે, માટે એ ત્રણે લક્ષણો જેમાં સામટાં થાય તેને જ્વર કહે છે.

## પરસેવો નહી થવાનું કારણ.

**रुणद्धि चाप्यपां धातून् यस्मात्तस्माज्ज्वरातुरः । भवत्यत्युष्णगात्रश्च स्विद्यते न च सर्वशः ॥**

यस्मात् ज्वरोऽपां धातूनरसधातून् रुणद्धि तस्माज्ज्वरातुरोऽत्युष्णगात्रो भवति सर्वशः स्विद्यते च न ॥

રસધાતુને જ્વર રોકી દેછે તેથી રોગીનું શરીર બહુ ગરમ થઈ જાય છે તેથી પરસેવો થતો નથી.

## જ્વરની સામાન્ય ચિકિત્સા.

**अंशांशं यत्र दोषाणां विवेक्तुं नैव शक्नुयात् । साधारणीं क्रियां तत्र विदधीत चिकित्सकः ॥ सामान्यतो ज्वरी पूर्वं निर्वाते निलये वसेत् । निर्वातमायुषो वृद्धिमारोग्यं कुरुते यतः ॥**

व्यजनानिलस्तु वर्ज्यत एव यतः

**व्यजनस्यानिलस्तृष्णास्वेदमूर्च्छाश्रमापहः । तालवेत्रभवो वातस्त्रिदोषशमनो मतः । वंशव्यजनजः सोष्णो रक्तपित्तप्रकोपनः । चामरो वस्त्रसम्भूतो मायूरो वेत्रजस्तथा ॥ एते दोषजितो वाताः स्निग्धा हृद्याः सुपुजिताः । नवज्वरी भवेद्यत्नादुरूष्णवसनावृतः ॥यथर्तुपक्वपानीयं पिबेत् किञ्चिन्निवारयन् । विनापि भेषजैर्व्याधिः पथ्यादेव निवर्त्तते ॥ नतु पथ्यविहीनस्य भेषजानां शतैरपि ॥**

જ્યાં દોષોના અંશાંશ સમજી શકાય નહિ ત્યાં વૈદ્યે સાધારણ ક્રિયા કરવી. સાધારણ રીતે પ્રથમ તો જ્વરવાળાએ વાયુ વગરના સ્થાનમાં રહેવું, કેમકે વાયુ વગરના સ્થાનથી આયુષ્ય વધે છે અને આરોગ્ય આપે છે. તો પણ વીંજણાનો વાયુ તરશ, પરસેવો, મૂર્છા, અને શ્રમને હરનારો છે. તાડના પંખાથી ત્રણે દોષોનું શમન થાય છે. બાંસનો પંખો ગરમ તથા રક્તપિત્તને પ્રકોપાવનાર છે. ચામર, વસ્ત્રનો પંખો, મોર પીંછનો પંખો તથા નેતરનો પંખો, એ વાયુના દોષને જીતે છે તથા સ્નિગ્ધ, મનને ગમે એવો, અને વખાણવા યોગ્ય છે. નવા જ્વરવાળાએ યત્નથી ગરમ કપડાં પ્હેરી રાખવાં, તથા ઋતુ અનુસાર પકાવેલ પાણી પણ થોડું પીવું. થોડું પથ્ય પાળવાથી ઔષધ વગર પણ વ્યાધિ મટે છે, અને પથ્ય ન પાળવાથી સેંકડો ઉપાયો પણ નકામા છે.

**જ્વરવાળાએ ત્યાગ કરવાની વસ્તુઓ**

**परिषेकान् प्रदेहांश्च स्नेहान् संशोधनानि च । दिवा स्वापं व्यवायञ्च व्यायामं शिशिरं जलम् ॥ क्रोधवातभोज्यांश्च वर्जयेत्तरुणज्वरी ।**

परिषेकः स्नानादिः । प्रदेहोऽनुलेपनाभ्यङ्गादिः । स्नेहान् । पाने । निषिद्धान् ।

સુશ્રુત કહે છે કે "સ્નાન વગેરે, લેપો, સ્નેહો, સંશોધનો, દિવસે શયન, મૈથુન, કસરત, શીતળ જળ, ક્રોધ, પવન, અને ભોજન, એટલાનો ત્યાગ તરુણ જ્વરવાળાએ કરવો જોઇએ."

**ત્યાગ ન કરે તો દોષ થાય છે.**

**शोषं छर्दिं मदं मूर्च्छां भ्रमं तृष्णामरोचकम् । प्राप्नोत्युपद्रवानेतान् परिषेकादिसेवनात् ॥**

आदिशब्देन प्रदेहादयो गृह्यन्ते । हारीतेन प्रत्येकं दूषणमुक्तम् ।

**व्यायामाज्ज्वरसंवृद्धिर्व्यवायात् स्तम्भमूर्च्छनम् । मृतिश्च स्नेहपानात्तु मूर्च्छाच्छर्दिमदोऽरुचिः ॥ गुर्वन्नभोजनात् स्वप्नाद्विष्टम्भो दोषकोपनम् अग्निसादः खरत्वं च स्रोतसां चापकर्षनम् ॥**

मृतिरिति व्यवायादित्यत्र सम्बध्यते । स्वप्नात् दिवास्वापात् ।

શોષ, ઉલટી, મદ, મૂર્છા, ભ્રમ, તરશ, અરૂચિ, એ ઉપદ્રવો જ્વરમાં સ્નાન લેપનાદિ કરવાથી થાય છે. "કસરતથી જ્વર વધે છે; મૈથુનથી સ્તંભ અને મૂર્છા આવે છે તથા મરણ પણ થાય છે; સ્નેહપાનથી મૂર્છા, ઉલટી, મદ, અને અરૂચિ થાય છે; ભારે અન્ન જમવાથી તથા દિવસે સૂવાથી બંધકોશ અને દોષોનો કોપ થાય છે, તથા અગ્નિમાંદ્ય, ખરસટતા, અને નાડીઓમાં રસાદિનો પ્રવાહ અટકી જાય છે" એમ હારીત કહે છે.

**ત્યાગ કરવાની બીજી બાબતો.**

**सज्वरो ज्वरमुक्तो वा विदाहीनि गुरूणि च । असात्म्यान्यन्नपानानि विरुद्धान्यशनानि च ॥ व्यायाममतिचेष्टां वाऽभ्यङ्गं स्नानं च वर्जयेत् । तेन ज्वरः शमं याति शान्तश्च न पुनर्भवेत् ॥**

જ્વરવાળાએ તથા જ્વરથી મુક્ત થયેલાએ પણ વિદાહી, ભારે, તથા વિરૂદ્ધ અન્નપાનો છોડી દેવાં. વિરૂદ્ધ ભોજનો, કસરત, બહુ હર ફર, અભ્યંગ, અને સ્નાન કરવાં નહિ. એથી જ્વર શાંત થાય છે અને પાછો આવતો નથી.

### લાંઘણ કરવા વિષે.

**आमाशयस्थो हत्वाग्निं सामो मार्गान् पिधापयन् । विदधाति ज्वरं दोषस्तस्माल्लङ्घनमाचरेत् ॥ यथा । ज्वरादौ लङ्घनं प्रोक्तं ज्वरमध्ये तु पाचनम् । ज्वरान्ते भेषजं दद्याज्ज्वरमुक्ते विरेचनम् ॥ त्रिविधं दोषे तत्समीक्ष्य प्रयोजयेत् । दोषेऽल्पे लङ्घनं पथ्यं मध्ये लङ्घनपाचनम् ॥ प्रभूते शोधनं तच्च मूलादुन्मूलयेन्मलान् ॥ चक्रदत्तश्च । तरुणं तु ज्वरं पूर्वं लङ्घनेन क्षयं नयेत् ॥ आमदोषमलिङ्गं वा लङ्घयेत्तं यथाविधि ॥ [ अन्यच्च ] वातः पचति सप्ताहात्पित्तं तु दशभिर्दिनैः ॥ श्लेष्मी द्वादशभिर्घस्रैः पच्यते वदतांवर ॥ लङ्घनं लङ्घनीयस्तु कुर्याद्दोषानुरूपतः ॥ त्रिरात्रमेकरात्रं चाऽहोरात्रमथवा ज्वरे ॥ निर्वातसेवनात् स्वेदाल्लङ्घनादुष्णवारिणः । पानादामज्वरे क्षीणे पथ्यादौषधमाचरेत् ॥ आत्रेयेणोक्तम् । ज्वरादौ लङ्घनं कुर्यात् ज्वरमध्ये तु पाचनम् । ज्वरान्ते रेचनं दद्यात् कोष्ठशुद्धौ यथाबलम् ॥ दोषशेषस्य पाकार्थमग्नेः सन्धुक्षणाय च । लङ्घितश्चाप्यदोषश्चेत् यवागूपानमाचरेत् । शालिषष्टिकमुद्गानां यूषं वा शस्तमाचरेत् । पञ्चकोलेन संसिद्धां यवागूं मण्डलङ्घने ॥ अत्यर्थं लङ्घितं दृष्ट्वा तस्य सन्तर्पणं हितम् । द्राक्षादाडिमखर्जूरप्रियालैः सपरूषकैः । तर्पणार्हस्य कर्तव्यं तर्पणं ज्वरशान्तये ॥**

अत्र लङ्घनशब्देनानशनमुच्यते ॥

यत आह सुश्रुतः ।

**आनद्धस्तिमितैर्दोषैर्यावन्तं कालमातुरः । तावत्त्वनशनं कुर्यात्ततः संसर्गमाचरेत् ॥**

आनद्धस्तिमितैर्दोषैः सम्बद्धः संसर्गं औषधान्नादि प्रसङ्गम्

यत आह चरकः ।

**चतुःप्रकारा संशुद्धिः पिपासा मारुतातपौ । पाचनान्युपवासश्च व्यायामश्चेति लङ्घनम् ॥**

चतुःप्रकारा संशुद्धिर्वमनविरेचननिरूहबस्तिशिरोविरेचनानि । नत्वनुवासनं तस्य बृंहणत्वात् । अत्र लङ्घनं कर्षणमित्यर्थः ॥

तथा च सुश्रुतः ।

**शरीरलाघवकरं यद्द्रव्यं कर्म वा पुनः । तल्लङ्घनमिति ज्ञेयं बृंहणं तु पृथक् ततः ॥**

लङ्घनात्कर्षणादन्यत् शरीरं पोषकमित्यर्थः ॥

ननु आनद्धस्तिमितैर्दोषैरित्यादि पूर्वोक्तसुश्रुतवचनात्सामान्यतो ज्वरिणो यथाऽनशनरूपं लङ्घनं क्रियते । तथा चतुःप्रकारा संशुद्धिरित्यादि चरकवचनाद्वमनादिरूपं लङ्घनं सर्वैर्ज्वरिभिः कथं न क्रियते । तत्रोच्यते वमनादिकमवस्थाविशेषेषु क्रियते न तु सर्वज्वरेषु ॥

तथा च सुश्रुतः ।

**सोत्क्लेशे बलिने देयं वमनं श्लैष्मिकज्वरे । पित्तप्राये विरेकस्तु कार्यः प्रशिथिलाशये ॥**

सरुक्रेऽनिलजे कार्यं सोदावर्ते निरूहगम् ।
कफाभिपन्ने शिरसि कार्यमूर्ध्वविरेचनम् ॥

[ अपिच ] सर्वज्वरिभिः पिपासानिग्रह न कार्यः । यत आह हारीतः तृष्णा गरीयसी घोरा सद्यः प्राणविनाशिनी । तस्माद्देयं तृषार्त्ताय पानीयं प्राणधारणम् ॥

अतोऽवस्थाविशेष एव पिपासासहनं ज्वरिभिः कार्यम् । सुश्रुतेन प्रवातसेवनस्य निषिद्धत्वात् । मारुतसेवनमप्यवस्थाविशेष एव युक्तम् ॥ आतपसेवनं चावस्थाविशेष एव युक्तम् ॥

लङ्घनाम्बुयवागूभिर्यदा दोषो न पच्यते ॥
तदा तु मुखवैरस्यतृष्णारोचकनाशनैः ।
ज्वरघ्नैः पाचनैर्हृद्यैः कषायैः समुपाचरेत् ॥

इत्यत्र लङ्घनपाचनयोः स्फुट एव भेदः । व्यायामोऽपि न कार्यस्तस्यातिनिषिद्धत्वात् । अवस्थाविशेषे पुनः पार्श्वपरिवर्त्तनादिरूपः सोऽपि कर्त्तव्यः ॥

ચરક તથા વાગ્ભટ કહેછે કે " આમાશયમાં રહેલ સામ (વાતાદિ દોષ,) અગ્નિને હણીને માર્ગોને રોકી દેછે, તેથી જ્વર થાય છે, માટે લંઘન કરવું જોઇએ, જ્વરના આરંભમાં લંઘન, જ્વરના મધ્યમાં પાચન, જ્વરના અંતભાગમાં ઔષધ, અને જ્વર મટી ગયા પછી વિરેચન આપવું. ત્રણે દોષોની વિવિધતા જોઇને પ્રયોગ કરવો, એટલે કે અલ્પ દોષમાં લંઘન, મધ્ય દોષ હોય તો લંઘન અને પાચન, અને દોષોના અત્યંતપણામાં શોધન યોગ્ય છે. શોધનથી મળો મૂળમાંથી ઉખડી જાય છે." ચક્રદત્ત કહે છે કે-" નવા જ્વરને પ્રથમ લંઘનથી ક્ષીણ કરી નાંખવો. દોષ કાચા હોય કે સમજાતા ન હોય તો પણ વિચિવત્ લંઘન કરાવવું." અન્ય સ્થળે કહ્યું છે કે-" વાયુ સાત દિવસમાં પાકે છે, પિત્ત દસ દિવસમાં પાકે છે, અને કફ બાર દિવસે પાકે છે." જ્વર હોય ત્યારે દોષોને અનુસરીને ત્રણ રાત્રી, એક રાત્રી, કે એક રાત્રી દિવસ લાંઘણ કરાવવી. વાયુનું સેવન નહિ કરવાથી, પરસેવાથી, લાંઘણથી, અને ગરમ પાણી પીવાથી જ્વરમાં આમ ક્ષીણ થઇ જવા પછી ઔષધ કરવાં. આત્રેયે કહ્યું છે કે-" જ્વરના આરંભમાં લંઘન કરવું, મધ્યમાં પાચન, અને કોઠાની શુદ્ધિ માટે અંતમાં બળના પ્રમાણમાં રેચન આપવું, તેથી બાકી રહેલા દોષો પાકી જાય છે અને અગ્નિ પ્રદીપ્ત થાય છે. લંઘનથી દોષ ટળી જાય તો યવાગૂ પાવી; અથવા ચોખા, સાઠી ચોખા અને મગનો યૂષ પાવો. લંઘન કરાવતી વેળાએ પંચકોલ (પીપર, પીપળીમૂળ, ચવક, ચિત્રક અને સુંઠ)થી સિદ્ધ કરેલી યવાગૂ પાવી. લંઘન અત્યંત થઇ ગયેલ હોય તો સંતર્પણ હિતકર છે. દ્રાક્ષ, દાડમ, ખજૂર, રાયણ, અને ફાલસાંથી સંતર્પણ કરવું; આથી જ્વરની શાંતિ થાય છે." સુશ્રુત કહે છે કે-"દોષો છેક શમી જાય ત્યાં સુધી લંઘન કરવું અને પછી ઔષધ દેવું." ચરક કહે છે કે-" તરશ, પવન, તડકો, ચાર પ્રકારની સંશુદ્ધિ,[1] પાચન, ઉપવાસ અને વ્યાયા-

[1] વમન, વિરેચન, નિરૂહબસ્તિ, અને શિરોવિરેચન, એ ચાર સંશુદ્ધિ છે. બસ્તિમાં અનુવાસનને ગણતું નહિ, કેમ કે તે પોષણ આપનાર છે, અને આ તો કર્ષણ કરનાર છે.

મ, એ સર્વે લંઘનમાં ગણાય છે." સુશ્રુત કહે છે કે–" શરીરને હલકું કરનાર દ્રવ્ય અથવા કર્મ લંઘન કહેવાય છે, અને એથી ઉલટું તે બૃંહણ કહેવાય છે. (તો પણ આ પ્રકરણમાં લંઘન એટલે ઉપવાસ સમજવો) રોગી બળવાન હોય, કફ જ્વર હોય, અને કફ ખડખડતો હોય તો વમન આપવું. કોઠો કઠણ હોય તથા પિત્તજ્વર હોય તો રેચ આપવો. વાતજ્વર તથા ઉદાવર્ત્ત વાળાને નિરૂહબસ્તિ દેવી. કફથી માથું ભારે થયું હોય તો ઊર્ધ્વ વિરેચન આપવું. સર્વ જ્વરમાં તરશ રોકવી તે પણ ઠીક નથી." કેમકે હારીત કહે છે કે–" તરશ બહુ ઘોર અને પ્રાણનો નાશ કરનારી છે, માટે તરશ લાગે તો પ્રાણ ધારણ રૂપ પાણી આપવું." લંઘન, ગરમ પાણી, અને યવાગૂથી પણ દોષો પાકે નહિ, તો તરશ અને અરૂચિ મટાડનારા, જ્વરનો નાશ કરનારા, પાચન અને ગમે એવા કવાથો આપવા.

## લંઘનનું ફળ.

लङ्घनेन क्षयं नीते दोषे सन्धुक्षितेऽनले।
विज्वरत्वं लघुत्वं च क्षुच्चैवास्योपजायते ॥
लङ्घनेन अनशने दोषे मद्धे क्षयं नीते ।
ज्वरघ्नं दीपनं काङ्क्षारुचिलाघवकारकम् ॥

यत आह । आहारं पचति शिखी दोषानाहारवर्जितः पचतीति ॥ सन्धुक्षितेऽनले आच्छादकदोषे क्षीणेऽग्नौ प्रदीप्ते यथोक्तसम्प्राप्तिसामग्रीविघटनात् विज्वरत्वं शरीरस्य गौरवाभावेन लघुत्वम् क्षुत् बुभुक्षा च जायते इत्यर्थः ॥

. अन्यथाह सुश्रुतः ।

अनवस्थितदोषाग्नेर्लङ्घनं दोषपाचनम् ।
ज्वरघ्नं दीपनं काङ्क्षारुचिलाघवकारकम् ॥

अनवस्थितदोषाग्नेः स्वस्थानादितस्ततो गतो दोषोऽग्निश्च यस्य तस्य ज्वरिणः काङ्क्षा अन्नाभिलाषः रुचिः लङ्घनेनामपाकान्मुखशोषादिनाशे मुखस्य यत्प्रकृतत्वं सैव रुचिः शोभा । रुचिः स्त्री दीप्तौ शोभायामभिष्वंगाभिलाषयोरिति मेदिनीकारः ॥

લંઘનથી દોષનો ક્ષય થઇ અગ્નિ વધે છે તેથી જ્વર મટે છે, શરીર હલકું થાય છે, અને ભૂખ લાગે છે. ભોજન નહિ કરીને લાંઘણ કરવાથી વધેલા દોષ ક્ષીણ થાય છે, તેથી જ્વર મટે છે, ભૂખ લાગે છે, રૂચિ થાય છે, અને શરીર હલકું થાય છે. સુશ્રુતે પણ કહેલું છે કે–". દોષ અને અગ્નિ અનવસ્થિત થાય ત્યારે લંઘનથી દોષો પાકી જાય છે, જ્વર મટે છે. અગ્નિ દિપ્ત થાય છે, અને રૂચિ થાય છે, અને શરીરમાં હલકાઈ આવે છે. (રૂચિ એટલે દીપ્તિ, શોભા, આસક્તિ, અભિલાષા.)

## યોગ્ય લંઘનનાં લક્ષણ.

वातमूत्रपुरीषाणां विसर्गे गात्रलाघवे ।
हृदयोद्गारकण्ठास्यशुद्धौ तन्द्राक्लमे गते ॥
स्वेदे जाते रुचौ चापि क्षुत्पिपासासहोदये। कृतं लङ्घनमादेश्यंनिर्व्यथे चान्तरात्मनि

हृदयस्य शुद्धिरनवरोधः । उद्गारशुद्धिः सधूमाम्लोद्गाराभावः । कण्ठस्य शुद्धिः कफाद्यलिप्तत्वम् । आस्यशुद्धिः मुखस्य प्रकृतरसत्वम् । तन्द्राक्लमे । तन्द्रा च क्लमश्च तस्मिंस्तन्द्रा निद्रा क्लमोऽत्र ग्लानिः ।क्षुत्पिपासासहोदये । क्षुत्पिपासयोः सह युगपदुदये । अन्तरात्मनि मनसि । एतान

लक्षणानिमिलितान्येव सम्यक्कृतं लङ्घनं बोधयन्ति। ननु प्रत्येकम्।

લંઘન બરોબર થયું હોય તો વાસર, મૂત્ર, અને મળત્યાગ યોગ્ય રીતે થાય, શરીર હલકું થાય, છાતી હલકી થાય, ઓડકાર તથા કંઠ અને મુખ શુદ્ધ થાય, તંદ્રા અને ગ્લાનિ મટે છે, પરસેવો થાય છે, રૂચિ થાય છે, ભૂખ તરશ લાગે અને મન વ્યથા રહિત થાયછે.

## ઓછા લંઘનનાં લક્ષણ.

**कफोत्क्लेशः सहृल्लासः ष्ठीवनं च मुहुर्मुहुः।**
**कण्ठस्य हृदयाशुद्धिस्तन्द्रा स्याद्धीनलङ्घने॥**

उपस्थितवमनत्वमिव कफोत्क्लेशः। कफस्य वमनायोपस्थितिर्हृल्लासः। ष्ठीवनं हृदयात्कफनिर्गमः॥

કફના ઉછાળા થાય, હૃદય ભારે થાય, વારંવાર કફ નીકળ્યા કરે, કંઠ અને છાતી સાફ ન રહે અને ઊંઘના જેવું આલસ્ય થયા કરે. એ ઓછા લંઘનનાં લક્ષણ છે.

## બહુ લંઘનનાં લક્ષણ.

**पर्वभेदोऽङ्गमर्दश्च कासः शोषो मुखस्य च। क्षुत्प्रणाशोऽरुचिस्तृष्णा दौर्बल्यं श्रोत्रनेत्रयोः॥ मनसः संभ्रमोऽभीक्ष्णमूर्ध्ववातास्तमो हृदि। देहाग्निबलहानिश्च लङ्घनेऽतिकृते भवेत्॥**

कर्णनेत्रयोः स्वविषयग्रहणासामर्थ्यम्। मनसः संभ्रमः भ्रान्तिः। ऊर्ध्ववातः उद्गारबाहुल्यम्। हृदि तमः अन्धकारप्रविष्टस्येव ज्ञानम्॥

સાંધા તૂટે, અંગ મરડાયા કરે, ઉધરસ, મુખશોષ, અભૂખ, અરૂચિ, તરશ, કાન તથા આંખની દુર્બળતા, મનમાં ભ્રમણ, વારંવાર ઓડકાર, હૃદયમાં અંધકાર, દેહ તથા અગ્નિના બળની હાનિ, એ સર્વ અત્યંત લંઘનથી થાય છે.

## બળ જળવાય તેવું લંઘન.

**बलाविरोधिना चैनं लङ्घनेनोपपादयेत्।**
**बलाधिष्ठानमारोग्यं यदर्थोऽयं क्रियाक्रमः॥**

अयमर्थः। एनं रोगिणं बलाविरोधिना अनतिबलक्षयकारिणा लङ्घनेन उपपादयेत् उपचरेत्। कुत इति चेत्तत्राह। यदर्थमस्मै आरोग्याय अयं क्रियाक्रमः। चिकित्सोपक्रमः। तत आरोग्यं बलाधिष्ठानं बलाश्रयमित्यर्थः॥

શરીરનું બળ નાશ ન પામી જાય એવી રીતે લંઘન કરાવવું, કેમકે જેને માટે ચિકિત્સા કરાય છે તે આરોગ્યનો મુખ્ય આધાર બળ જ છે.

## લંઘનનો નિષેધ.

**तद्धिमारुततृष्णाक्षुन्मुखशोषभ्रमान्वितैः।**
**कार्यं न गुर्विणीबालवृद्धदुर्बलभीरुभिः।**
**न भयाध्वश्रमक्रोधकामशोषाचिरज्वरी॥**

तत् अनशनं। उल्बणमारुतयुक्तेन ज्वरिणा न कार्यं मारुतोऽत्र निरामो बोद्धव्यः। सामे मारुते लङ्घनं कार्यमेव॥

यत आह तन्त्रान्तरे।

**अवश्यमेव कुर्वीत ज्वरी सामे समीरणे।**
**लङ्घनं ह्यामपाकार्थं न तदूर्ध्वं यथा कफे॥**

तदूर्ध्वं आमपाकादूर्ध्वं अत एवोक्तम्।

**कफपित्तोद्भवौ धातू सहेते लङ्घनं बहु।**
**आमक्षयादूर्ध्वमपि वायुर्न सहते क्षणम्॥**

आमक्षयादूर्ध्वमपि वायुर्न सहते क्षणम्। तथा मुखशोषभ्रमावपि निरामावेव विवक्षितौ सामयोस्तु तयोर्लङ्घनं कार्यमेव। गुर्विणीबालवृद्धादिभि-

निरामैरेव लंघनं न कार्यम् । सामैः पुनस्तैरपि लंघनं कार्यमेव। क्षयो धातुक्षयो राजयक्ष्मा च ॥

સુશ્રુત કહે છે કે–"વાત જ્વર વાળાને, તરસ્યાને, ભૂખ્યાને, મુખ શૌષવાળાને, ભ્રમવાળાને, ગર્ભવતી તથા બાળકને, વૃદ્ધ તથા દુર્બળને, બ્હીકણને, ધાતુક્ષય વાળાને, ચાલવાથી થાકેલાને, ક્રોધ તથા કામવાળાને, શોષ વાળાને અને લાંબા કાળના જ્વર વાળાને લંઘન કરાવવું નહિ." તંત્રાંતરમાં પણ કહેલું છે કે "વાત જ્વરમાં પણ આમ વાત હોય તો લંઘન અવશ્ય કરવું. એમાં લંઘન આમ પકાવવા માટે છે, માટે કફની પેઠે વાયુમાં આમ પાકયા પછી લંઘન કરાવવું નહિ. કફ તથા પિત્ત એ બે ધાતુઓ બહુ લંઘન સહન કરી શકે છે, પણ આમ પાકયા પછી વાયુ, ક્ષણ માત્ર પણ લંઘન ખમી શકતો નથી." ભ્રમવાળો, મુખનો શોષવાળો, ગર્ભવતી સ્ત્રી, બાળક અને વૃદ્ધ એઓ પણ જો આમ વગરનાં હોય તો લંઘન ન કરવું. પણ જો આમવાળાં હોય તો કરવું.

## આમનું લક્ષણ.

आहारस्य रसः सारो यो न पक्वोऽग्निलाघवात् ॥ आमसंज्ञां स लभते बहुव्याधिसमाश्रयः ॥

तन्त्रान्तरे तु ।

आममन्नरसं केचित्केचित्तु मलसञ्चयम् । प्रथमां दोषदुष्टिं वा केचिदामं प्रचक्षते ॥ अविपक्वमसंसक्तं दुर्गन्धं बहुपिच्छिलम् । सादनं सर्वगात्राणामाम इत्यभिशब्दितम् । तेनामेन समायुक्ता दोषा दूष्याश्च तादृशाः । तदुद्भवा आमयाश्च सामा इति बुधैः स्मृताः ॥

આહારના રસનો સાર થોડા અગ્નિને લીધે પાકતો નથી તેને બહુ બહુ વ્યાધિઓ કરનાર આમ કહે છે. તંત્રાંતરમાં કહ્યું છે કે–"કેટલાક વૈદ્યો અન્નરસને, કેટલાક મળના સમૂહને, અને કેટલાક દોષોનું પ્રથમ બગડવું તેને આમ કહે છે." નહિ પાકેલ, પરસ્પર ચોંટે નહિ એવો, દુર્ગંધવાળો, બહુ ચીકણો, અને સર્વ ગાત્રોમાં પીડા કરનાર આમ કહેવાય છે. એ આમથી દૂષિત થયેલા દોષો તથા જેને તે થયેલ હોય તેને વિદ્વાન્ વૈદ્યો સામ કહે છે.

## સામ વાયુનું લક્ષણ.

वायुः सामो विबन्धाग्निसादतन्द्रान्त्रकूजनैः ॥ वेदनाशोथनिस्तोदैः क्रमशोऽङ्गानि पीडयेत् ॥ विचरेद्युगपच्चापि गृह्णाति कुपितो भृशम् । स्नेहाद्यैर्वृद्धिमायाति मेघः सूर्योदये निशि ॥

विचरेत् युगपत् वायुरामश्चैककालं विचरेत् कुपितः सामो वायुः भृशमतिशयेन गृह्णात्यङ्गानीत्यर्थः ॥

સામવાયુ મળ બંધ કરે છે, અગ્નિને મંદ પાડે છે, ઘેન કરે છે, આંતરડાંમાં બોલે છે, વેદના તથા સોજા અને શૂળથી અંગને પીડા કરેછે. કુપિત સામ વાત આમ સહિત એકદમ આખા અંગમાં ફરી વળે છે, સર્વ અંગને એકદમ પકડી લેછે, અને સ્નિગ્ધ પદાર્થોથી તથા વર્ષાઋતુમાં અને સૂર્યોદય તથા રાત્રીમાં વધે છે.

## નિરામ વાયુનું લક્ષણ.

**निरामो विशदो रूक्षो निर्गन्धोऽल्पवेदनः । विपरीतगुणैः शान्तिं स्निग्धैर्याति विशेषतः ॥**

આમ વગરનો વાયુ સ્વચ્છ, રૂક્ષ, દુર્ગંધ વગરનો, બહુ થોડી વેદના વાળો, વિપરીત પદાર્થોથી શાંત થનારો, તથા સ્નિગ્ધ પદાર્થોથી વધારે શાંત થનારો છે.

## સામ પિત્તનું લક્ષણ.

**पित्तं सामं भवेदम्लं दुर्गन्धं हरितं गुरु। अम्लिका कण्ठहृद्दाहकरं श्यामं तथा स्थिरम् ॥**

अम्लिका अम्लिली तु चुकीति लोके ॥

સામ પિત્ત ખાટું, દુર્ગંધવાળું, લીલું, ભારે, આંબલીની પેઠે કંઠ તથા હૃદયમાં દાહ કરનારૂ, શ્યામ, તથા સ્થિર હોય છે.

## નિરામ પિત્તનું લક્ષણ.

**निरामं पित्तमाताम्रमत्युष्णं कटुकं सरम्। दुर्गन्धि रुचिकृद्वन्हिबलवर्धनमीरितम् ॥**

આમ રહિત પિત્ત કંઇક રાતું, બહુ ગરમ, તીખું, સારક, દુર્ગંધવાળું, રોચક, અને દીપન હોય છે.

## સામ કફનું લક્ષણ.

**आविलस्तंतुलः स्त्यानः कंठदेशे च तिष्ठति ॥ सामो बलासो दुर्गन्धस्तृट्क्षुघोरुपघातकृत् ॥**

स्त्यान संहतः ।

સામ કફ મેલો, તંતુવાળો, ઘાટો, કંઠ દેશમાં રહેનારો, દુર્ગંધવાળો અને ભુખ તરસ નહિ લગાડનારો છે.

## નિરામ કફનું લક્ષણ.

**श्लेष्मा निरामो निर्गंधः फेनवांश्छेदवानपि ॥ भवेत्संपिंडितः पांडुरास्यवैरस्यनाशकृत् ॥**

આમ વગરનો કફ દુર્ગંધ વગરનો, ફીણવાળો, કકડા કકડાવાળો, આંઠા જેવો, ધોળો, અને મુખની વિરસતા મટાડનારો હોય છે.

## આમ વ્યાધિનું લક્ષણ તથા આમની ચિકિત્સા.

**आलस्यतन्द्रा हृदयाविशुद्धिदोषामवृद्धिविलमूत्रताभिः । गुरूदरत्वारुचिमुक्तताभिरामान्वितं व्याधिमुदाहरन्ति ॥ आम झयेल्लङ्घनकोष्णपयालघ्वन्नमूपौदन तिक्तयूषैः । विरूक्षणस्वेदनपाचनैश्च संशोधनैरूर्ध्वमधस्तथैव ॥**

આળસ, ઘેન, હૃદયની અસ્વચ્છતા, મળબંધ, મૂત્રનું ડોળાપણું, પેટમાં ભાર, અરુચિ, બેચેની, એટલાં આમ સહિત વ્યાધિનાં લક્ષણો વૈદ્યોએ કહેલાં છે. લંઘન, જરા ઊની પેયા, હલકાં અન્ન, દાળ ભાત, કડવા યૂષો, રૂક્ષ ઉપાયો, સ્વેદન, પાચન, વમન વિગેરે ઉપરનાં સંશોધનો તથા વિરેચનાદિ નીચેનાં સંશોધનો, એથી આમ મટેછે.

## જ્વરમાં લંઘનમાં પણ પાણી પીવું.

**तृषितो मोहमायाति मोहात्प्राणान्विमुञ्चति । अतः सर्वास्ववस्थासु न क्वचिद्वारि वर्जयेत् ॥ हारीतेनोक्तम् ॥ तृष्णा गरीयसी घोरा सद्यःप्राणविनाशिनी । तस्माद्देयं तृषार्ताय पानीयं प्राणधारणम् ॥**

अवश्यं पेयमपि जलं ज्वरी किञ्चिद्वारयन् पिबेत् ॥

यत आह सुश्रुत एव ॥ जीविनां जीवनं जीवो जगत्सर्वं तु तन्मयम् । अतोऽत्यन्तनिषेधेन न क्वचिद्वारि वारयेत् ॥

जीवनं जलं किञ्चित्तु वारयेदेव ॥

तथाच । ज्वरे नेत्रामये कुष्ठे मन्देऽग्नावुदरे तथा ॥ अरोचके प्रतिश्याये प्रसेके श्वयथौ क्षये । व्रणे च मधुमेहे च पानीयं मन्दमाचरेत् ॥

प्रसेकेमुखप्रसेके । मन्दमाचरेत् अल्पं पिबेत् ॥

यत आह । अतियोगेन सलिलं तृष्यतोऽपि प्रयोजितम् । प्रयाति श्लेष्मपित्तत्वं ज्वरितस्य विशेषतः ॥

“ તૃષાથી મોહ થાય છે અને મોહથી પ્રાણ જાય છે, માટે સર્વ અવસ્થાઓમાં પાણીનો ત્યાગ તો કરવોજ નહિ.” એમ સુશ્રુત કહે છે હારીત પણ કહે છે કે-“તરસ મહા ઘોર અને એકદમ પ્રાણ હરનારી છે, એટલા માટે તરસ્યાને પ્રાણ આપનારૂં પાણી આપવું.” સુશ્રુત કહે છે કે-“જીવનારાઓનું જીવન જીવ છે, અને સર્વ જગત્ તન્મય છે, એટલા માટે પાણીનો અત્યંત નિષેધ તો કદી પણ કરવો નહિજ.” તો પણ જ્વર, નેત્રરોગ, કોઢ, મંદાગ્નિ, ઉદર રોગ, અરૂચિ, સળેખમ, મુખમાં પાણી, સોજા, ક્ષય, વ્રણ, અને મધુ પ્રમેહ, એ રોગોમાં પાણી થોડું થોડું પીવું. તરસ્યાને પણ બહુ પાણી પીવાથી શ્લેષ્મપિત્ત થાય છે, અને જ્વરવાળાને તો વિશેષે કરીને શ્લેષ્મપિત્ત થાય છે.

## નવા જ્વરમાં શીતળ જળ પીવું નહિ

नवज्वरे प्रतिश्याये पार्श्वशूले गलग्रहे । सद्यः शुद्धौ तथाध्माने व्याधौ वातकफोद्भवे ॥ अरुचिग्रहणीगुल्मश्वासकासेषु विद्रधौ । हिक्कायां स्नेहपाने च शीतं वारि विवर्जयेत् ॥ [अन्यच्च स एव] सेव्यमानेन शीतेन ज्वरस्तोयेन वर्धते ॥

अत्र शीतं जलं अक्वथितं निषिद्धम् । तथा सति क्वथितमायातम् ॥

સુશ્રુત કહે છે કે-“નવ જ્વર, સળેખમ, પડખાનું શૂળ, ગલગ્રીટ, શોધન આપ્યા પછી, અને આફરો, તથા વાયુ અને કફના રોગોમાં, અરૂચિ, ગ્રહણી, ગુલ્મ, શ્વાસ, ઉધરસ, વિદ્રધી, હેડકી, અને સ્નેહ પાન પછી શીતળ જળ પીવું નહિ. શીતળ જળ પીવાથી જ્વર વધે છે.” માટે ઉકાળીને ટાઢું પાડેલું પાણી પીવું.

## પાણી ઉકાળવાનો વિધિ તથા તેના ગુણ

क्वाथ्यमानं तु निर्वेगं निष्फेनं निर्मलं च यत् । तत्तोयं क्वथितं ज्ञेयं दोषघ्नं पाचनं लघु ॥

निर्वेगं शनैः । क्वथितस्य विधानमाह सुश्रुतः ।

वातश्लेष्मज्वरार्त्ताय हितमुष्णाम्बु तृष्यते । दीपनं च कफच्छेदि वातपित्तानुलोमनम् ॥ तद्धि मार्दवकृद्दोषस्रोतसां शीतमन्यथा । वाग्भटश्च । तृष्णार्त्तो मासमुष्णाम्बु पिबेद्वातकफज्वरे । तत्कफं विलयं नीत्वा तृष्णामाशु निवर्तयेत् ॥ उदीर्य चाग्निं स्रोतांसि मृदूकृत्य विशोधयेत् । वातपित्तकफस्वेदशकृन्मूत्राणि सारयेत् ॥

પાણી ઉકળતાં ઉકળતાં ફીણ વગરનું તથા નિર્મળ થાય ત્યારે તે પાણી ક્વથિત જળ કહેવાય છે.

આ પાણી દોષહર, પાચન અને હલકું છે. સુશ્રુત કહે છે કે-"વાયુ, કફ, અને જ્વરવાળાને ઉનું પાણી હિતકારકછે.તે દીપન છે, કફને છેદે છે, તથા વાયુ અને પિત્તનું અનુલોમન કરે છે, તથા દોષો અને નાડીઓને કોમળ કરે છે. શીતળ જળમાં ઉલટા ગુણો છે." વાગ્ભટ કહે છે કે-"વાત કફ જ્વરમાં તૃષા લાગે તો ગરમ પાણી પીવું. તે કફનો નાશ કરીને તૃષાને મટાડે છે. અગ્નિને વધારીને નાડીઓને કોમળ તથા વિશુદ્ધ કરે છે. વાત, પિત્ત, કફ, સ્વેદ, મૂત્ર, એની પ્રવૃત્તિ કરાવે છે."

## ઉષ્ણોદકનું લક્ષણ તથા ગુણો.

**क्वाथ्यमानं तु निर्वेगं निष्फेनं निर्मलं तथा । अर्धावशिष्टं यत्तोयं तदुष्णोदकमुच्यते ॥ ज्वरकासकफश्वासपित्तवातामवेदसाम् । नाशनं पाचनं चैव पथ्यमुष्णोदकं सदा ॥**

પાણી ઉકાળીને ફીણ વગરનું તથા નિર્મળ થાય, તથા અરધું બાકી રહે, ત્યારે તે જળ ઉષ્ણોદક કહેવાય છે. તે જ્વર, ઉધરસ, કફ, શ્વાસ, પિત્ત, વાયુ, આમ, મેદ, એનો નાશ કરીને પાચન કરે છે, તેથી હંમેશાં ઉષ્ણોદક પથ્ય છે.

## ઋતુ પ્રમાણે પક્વ જળના ભેદ.

**त्रिपादशेषं सलिलं ग्रीष्मे शरदि शस्यते। अन्ये तु । निदाघे तुर्यपादोनं पादहीनं तु शारदम् । हिमेऽर्धशेषं शिशिरे तथा वर्षावसन्तयोः । शिशिरे च वसन्ते च हिमे चार्धावशेषितम् ॥ अष्टमांशावशेषं तु वारि वर्षासु शस्यते । इति केचिद्वुधाः प्राहुर्जैज्जटागमदर्शनात् ॥ केचित्तु । वसुष्वंगेषु वेदेषु बाणेषु त्रिषु पक्षयोः । एषु भागावशेषं स्यादम्बु वर्षादिषु क्रमात् ॥**

अत्र दोषाणां यथोल्बणता हीनता वा तथा व्यवस्था कल्पनीया ॥

**तत्पादहीनं पित्तघ्नमर्धहीनं तु वातनुत् । त्रिपादहीनं श्लेष्मघ्नं संग्राह्यग्निप्रदीपनम् ॥**

त्रिपादहीनस्य तन्त्रान्तरे आरोग्याम्बुसंज्ञा ॥

ગ્રીષ્મ અને શરદ્‌માં પોણો ભાગ રહેલું પાણી સારૂં છે.બીજાઓ એમ પણ કહે છે કે ગ્રીષ્મમાંચારભાગમાંથીદોઢભાગબળેલું અને શરદ્‌માં એક ભાગ બળેલું પાણી સારૂં છે. હેમંત, શિશિર, વર્ષા, અને વસંતમાં અરધો અરધ બળેલું પાણી હિતકર છે. જૈજ્જટાદિના મત પ્રમાણે વર્ષામાં આઠમે ભાગે રહેલું પાણી સારૂં છે. કેટલાક વળી એમ કહે છે કે વર્ષાદિ ઋતુઓમાં ક્રમસર [1] આઠમો ભાગ, છઠો ભાગ, ચોથો ભાગ, ત્રીજો ભાગ, અને બીજો ભાગ, એ રીતે રહેલ પાણી સરસ ગણાય છે. ચોથો ભાગ બળેલું પાણી પિતહર છે, અરધે ભાગે રહેલું પાણી વાત હરછે, અને ત્રીજે ભાગે રહેલું પાણી કફહર તથા ગ્રાહી અને દીપન છે. બીજા ગ્રંથમાં બળતાં એક ભાગ રહેલા પાણીને "આરોગ્યાંબુ" કહેલું છે.

---

૧ વર્ષા, શરદ્, હેમંત, શિશિર, વસંત, અને ગ્રીષ્મ, એ ક્રમે.

## આરોગ્યાંબુ.

पादशेषं तु यत्तोयमारोग्याम्बु तदुच्यते। आरोग्याम्बु सदा पथ्यं कासश्वासकफापहम् ॥ सद्यो ज्वरहरं ग्राहिदीपनं पाचनं लघु। आनाहपाण्डुशूलार्शोगुल्मशोथोदरापहम् ॥

ઉકળતાં ચોથો ભાગ માત્ર વધે તે પાણીને આરોગ્યાંબુ કહે છે. તે હંમેશાં પથ્ય છે, અને ઉધરસ, શ્વાસ, તથા કફને હણે છે. તે જ્વરને એકદમ મટાડે છે, અને ગ્રાહી, દીપન, પાચન, તથા હલકું છે. પેડુનો આફરો, પાંડુ, શૂળ, અર્શ, ગુલ્મ, સોઝા, ઉદરરોગો, એમને હણે છે.

## ઋતુઓમાં કિયા કિયા દેશનું જળ લેવું

हेमन्ते शिशिरे चाम्बु सारसं वा तडागजम्। वसन्तग्रीष्मयोः कौपं वाप्यं वा नैर्झरं हितम् ॥ नादेयं वारि नादेयं वसन्तग्रीष्मयोर्बुधैः। विषवत् पत्रपुष्पादि दुष्टनिर्झरयोगतः ॥ औद्भिदं चान्तरीक्षं वा कौपं वा प्रावृषि स्मृतम्। शस्तं शरदि नादेयं नीरमंशूदकं परम् ॥ दिवा रविकरैर्जुष्टं निशि शीतकरांशुभिः। ज्ञेयमंशूदकं नाम स्निग्धं दोषत्रयापहम् ॥ अनभिष्यन्दि निर्दोषं चान्तरीक्षजलोपमम्। बल्यं रसायनं मेध्यं शीतं लघु सुधासमम् ॥ अन्यच्च। शरद्यगस्तेरुदयादखिलं सलिलं हितम्। वृद्धसुश्रुतः। कार्त्तिके मार्गशीर्षे च जलमात्रं प्रशस्यते ॥

હેમંત અને શિશિરમાં સરોવર કે તળાવનું પાણી લેવું. વસંત અને ગ્રીષ્મમાં કૂવો, વાવ કે ઝરણાંનું જળ લેવું. ડાહ્યાઓએ વસંત અને ગ્રીષ્મમાં નદીનું જળ આપવું નહિ, કેમકે તે ઝેરી પુષ્પપત્ર તણાઇ આવવાથી ઝેરી હોય છે. વર્ષા ૠતુમાં પૃથ્વીમાંથી ઝરનારૂં, આંતરિક્ષનું કે કુવાનું જળ ઠીક છે. શરદ ૠતુમાં નદીનું કે અંશુદક ઉત્તમ છે. દિવસે સૂર્યનાં કિરણોથી અને રાત્રે ચંદ્રનાં કિરણોથી શુદ્ધ થયેલું જળ અંશુદક કહેવાય છે, તે ત્રણે દોષોને હરનારૂં તથા સ્નિગ્ધ છે. તે કફહર, નિર્દોષ, આંતરિક્ષ જળના જેવું જ, બળ આપનાર, રસાયન, બુદ્ધિ આપનાર, શીતળ, હલકું, અને અમૃત સમાન છે. શરદમાં અગસ્ત્યના ઉદયથી સર્વ જળો હિતકર છે, એમ ઘણા કહે છે. વળી સુશ્રુત કહે છે કે—"કાર્તીક અને માર્ગશીર્ષમાં સર્વ જળો હિતકર છે."

## ઋતુ પ્રમાણે પકાવેલ જળને ટાઢું કરીને પીવા વિષે.

दाहातीसारपित्तास्रमूर्छामद्यविषार्त्तिषु। मूत्रकृच्छ्रे पाण्डुरोगे तृष्णाछर्दिश्रमेषु च ॥ मद्यपानसमुद्भूते रोगे पित्तोत्थिते तथा। सन्निपातसमुत्थेषु शृतं शीतं प्रशस्यते ॥

દાહ, અતિસાર, પિત્ત, રક્ત, મૂર્છા મદ્ય, વિષ, મૂત્રકૃચ્છ્ર, પાંડુરોગ, તરસ, ઉલટી, શ્રમ, મદ્યપાન તથા પિત્તના રોગો, અને સંનિપાતમાં પાણી પકાવીને ટાઢું કરેલું હિતકારી છે.

## પકાવી ટાઢું કરેલું જળ તથા તેના ગુણો.

शृताम्बुत त्रिदोषघ्नं यदन्तर्बाष्पशीतलम्। अरूक्षमनभिष्यन्दि कृमितृड्ज्वरहृल्लघु ॥

धारापातेन विष्टम्भि दुर्जरं पवनाहतम् ।
निरत्ति श्लेष्मसंघातं मारुतं चापकर्षति ॥
अजीर्णं जरयत्याशु शीतमुष्णोदकं निशि ॥
अन्तर्बाष्पशीतलम् पिहितमेव शीतलम् ॥

સુશ્રુત કહે છે કે-"ઉકાળેલા પાણીની બાફ બરાબર ન નીકળે તેમ ઢાંકી રાખીને ઠાઢું પાડેલું હોય તો તે ત્રણે દોષોને હણે છે. તે રૂક્ષ નથી, કફ કરતું નથી, હલકું છે, તથા કૃમિ, તૃષા અને જ્વરને હરે છે. ધાર પાડીને ટાઢું કરેલું જળ વિષ્ટાને રોકે છે, તથા પવનથી ટાઢું કરેલું જળ પચતું નથી. રાત્રે ઉષ્ણોદક પીવાથી તે કફના જથ્થાને તોડે છે તથા વાયુને ઓછો કરી અજીર્ણ મટાડે છે."

## પકાવેલ પાણીના બીજા ગુણો.

दिवा शृतं पयो रात्रौ गुरुतामधिगच्छति ।
रात्रौ शृतं दिवा पीतं गुरुत्वमधिगच्छति ।
तत्तु पर्युषितं वह्निगुणोत्सृष्टं त्रिदोषकृत् ॥
गुर्वम्लपाकं विष्टम्भि सर्वरोगेषु निन्दितम् ।
शृतं शीतं पुनस्तप्तं तोयं विषसमं भवेत् ॥
निर्यूहोऽपि तथा शीतः पुनस्तप्तो विषोपमः ॥

દિવસે ઉકાળેલું પાણી રાત્રે ભારે થાય છે, અને રાત્રે ઉકાળેલ પાણી દિવસે ભારે લાગે છે. રાત્રે ઉકાળેલ પાણી છેક ટાઢું પડે તો તે ત્રિદોષ કરે છે. તે ભારે, પાકમાં ખાટું, વિષ્ટાને બંધ કરનાર, અને સર્વ રોગોમાં નિંદિત છે. ઉકાળેલ પાણી ટાઢું પડયા પછી પાછું ગરમ કરવાથી વિષતુલ્ય થાય છે. ક્વાથ પણ ટાઢો થયા પછી પાછો ગરમ કરવામાં આવે તો તે વિષતુલ્ય થાય છે.

## રાત્રે કેવું ગરમ પાણી પીવું.

अष्टमेनांशशेषेण चतुर्थेन द्विकेन वा । अथवा क्वथनेनैव सिद्धमुष्णोदकं वदेत् ॥

રાતે આઠમો ભાગ, ચોથો ભાગ, કે બીજો ભાગ બાકી રહેલ હોય તેમ ઉકાળેલ પાણી, અથવા માત્ર ક્વાથની પેઠે ખદખદેલું પાણી સિદ્ધ ઉષ્ણોદક કહેવાય છે.

## ઉષ્ણોદકના ગુણો.

श्लेष्मानिलाममेदोघ्नं दीपनं बस्तिशोधनम् । श्वासकासज्वरहरं पीतमुष्णोदकं निशि ॥

રાત્રે ઉષ્ણોદક પીવાથી કફ, વાયુ, આમ, મેદ, શ્વાસ, ઉધરસ, અને જ્વર મટે છે. તે દીપન તથા બસ્તિને શુદ્ધ કરનાર છે.

## ટાઢું પાડયા વગર ગરમજ પાણી રાત્રે પીવું.

उष्णं तदग्निजननं लघ्वच्छं बस्तिशोधनम् । पार्श्वरुक्पीनसाध्मानं हिक्कानिलकफापहम् ॥ शस्तं तृट्श्वासशूलेषु सद्यःशुद्धौ नवज्वरे ॥

રાતે પીધેલું ગરમ પાણી દીપન, હલકું, સ્વચ્છ, બસ્તિ શોધન, તથા પડખાંના રોગો, પીનસ, આફરો, હેડકી, વાયુ, કફને હરે છે. તૃષા, શ્વાસ, શૂળ, અને નવ જ્વરમાં બહુ લાભ કારક છે.

## ટાઢું પાણી પીવા વિષે.

मूर्छापित्तोष्णदाहेषु विषे रक्ते मदात्यये ।
भ्रमश्रमपरीतेषु तमके वमथौ तथा ॥ धूमोद्गारेऽविदग्धेऽन्न शोषे च मुखकण्ठयोः ।
ऊर्ध्वगे रक्तपित्ते च शीतलाम्बु प्रशस्यते ॥

शीतलं जलम् आममेव ननु क्वथितम् क्वथितं तु शीतं दाहादिषु यदुक्तं तत्सज्वरेषु । विज्वरेषु तु दाहादिष्वामं शीतं प्रशस्यत इति भेदः ॥

સુશ્રુત કહે છે કે-"મૂર્છા, પિત, ગરમી, દાહ, વિષ, રક્ત, મદાત્યય, ભ્રમ, શ્રમ, તમકશ્વાસ, સોજા, ધૂમ, ઓડકાર, નહિ પચેલ અન્ન, અને મુખ તથા કંઠનો શોષ, રક્તપિત્ત ઉપર ચઢે ત્યારે શીતળ જળ હિતકારી થાય છે" ઉકાળીને ટાઢું પાડેલું પાણી જ્વર સહિત દાહાદિક ઉપર પાવું, જ્વર વગરના એકલા દાહ ઉપર તો કાચું ટાઢું પાણીજ પાવું.

## પાણી પચવા વિષે.

**आमं जलं पाकमुपैति यामं पक्वं पुनः शीतलमर्धयामम् । पक्वं कदुष्णं च ततोऽर्धकालं कालास्त्रयः पीतजलस्य पाके ।**

કાચું જળ એક પ્રહરે પચે છે, પાકું પાણી અરધે પ્રહરે પચેછે, પકાવીને જરા ગરમ હોય ત્યારે પીવાથી તે પાણી બે પ્રહરે પચે છે, અને એ રીતે પીધેલા પાણીને પચવાના એ ત્રણ કાળો છે.

## જળને સંસ્કાર દેવા વિષે.

**पित्तमद्यविषार्तेषु तिक्तकैः शृतशीतलम् ॥**

जलं हितमिति शेषः । तिक्तानि बहुलानि तेभ्यो निश्चित्य योगमाह सुश्रुतः ॥

**मुस्तपर्पटकोदीच्यधन्याख्योशीरचन्दनैः । शृतं शीतं जलं दद्यात्तृड्दाहज्वरशान्तये ॥**

छत्राऽत्र धान्यकः । यत आह निघण्टौ धन्वन्तरिः ॥

**कुस्तुम्बुरुः स्वर्णिका च छत्रा धान्यं वितुन्नकम् ॥**

इत्यादि तद्गुणाश्च ॥

**धान्यकं दीपनं रुच्यं पाचनं स्वादुपाकि च । दोषत्रयतृषादाहश्वासकासज्वरप्रणुत् ॥**

इत्यादि । चक्रदत्तवङ्गसेनवृन्दादयश्छत्रस्थाने नागरं पठन्ति तद्यथा मुस्तपर्पटकोशीरचन्दनोदीच्यनागरैः नागरं कटुकमपि नात्र पित्तजनकं मधुरपाकित्वादिति तेषामभिप्रायः । नागरं मुस्तकामिति केचित् क्वचिदेकदेशेन समुदायोऽवगम्यते । यथा भीमो भीमसेन इति । चन्दनैरित्यत्र सहार्थे तृतीया । तेन मुस्तादिभिः षड्भिरामैरेव क्षुण्णैः सहितं जलं केवलजलमेव यथर्तुपक्वं पश्चात्तच्छीतली कृतं दद्यात् ॥ वङ्गसेनस्तु ॥

**यदप्सु शृतशीतासु षडङ्गाख्यं प्रयुज्यते । कर्षमात्रं ततो द्रव्यं ग्राहयेत्प्रास्थिकेऽम्भसि ॥**

अस्यायमर्थः । यद्धेतोरप्सु जले शृतशीतासु शृतासु केवलास्वेव यथर्तुपक्वासु शीतासु तासु शीतलीकृतासु षडङ्गादि द्रव्यं प्रयुज्यते आममेव संक्षुद्य जले स्थाप्यते ततः प्रक्षेप्यत्वात् कर्षमात्रं द्रव्यं समुचितं षडङ्गादि प्रास्थिकेऽम्भसि प्रस्थमात्रे क्वथितशीतले जले क्षेप्तुं ग्राहयेत् अतएव षडङ्गमभिधाय षडङ्गपानीयमिति वङ्गसेनादिभिरुक्तम् । अस्मिन् पक्षे चन्दनं श्वेतमेव ग्राह्यं न तु रक्तं तत्कषायलेपयोरेव प्रयोक्तुमुक्तम् । यत आह ॥

**कषायलेपयोः प्रायो युज्यते रक्तचन्दनमिति ॥**

षडङ्गपानीयमिदं षडङ्गादेः पान तु विधातव्ये प्रक्रिया. प्रक्रिया विहिता महावङ्गसेनेन ॥

**कर्षमात्रं तथा द्रव्यं ग्राहयेत्प्रास्थिकेऽम्भसि । अर्धशृतं प्रयोक्तव्यं पाने पेयादिसंविधौ ॥**

आदिशब्देन यूषयवागूविलेपीभक्तानि गृह्यन्ते पानप्रक्रियां शार्ङ्गधरोऽप्येतामेवाह ॥

**सुगणं द्रव्यं पलं साध्यं चतुःषष्टिपलेजले। अर्धशिष्टं तु तदेयं पाने पेयादिसंविधौ॥**

पानप्रयोगं च षडङ्गमुक्तवान्। अस्मिन् पक्षे चन्दनं रक्तं ग्राह्यम्। कषायलेपयोः प्रायो युज्यते रक्तचन्दनम्। इति वचनात्। तथा रक्तचन्दनस्य गुणाः॥

**रक्तं हिमं स्वादु पाकं छर्दितृष्णास्रपित्तजित्। तिक्तं नेत्रहितं वृष्यं ज्वरव्रणविषापहम्॥**

पानस्यान्येऽपि योगाः संति यथा॥

**श्रीपर्णी चन्दनोशीरसमधूकपरूषकम्।**

श्रीपर्णीपरूषकयोः फलं ग्राह्यं मधुकस्य तु पुष्पम्॥

**पानं पित्तज्वरं हन्यात् शारिवाद्यं सशर्करम्॥ अन्यच्च। हन्यात्सयष्टि मधुकं तथैवोत्पलपूर्वकम्। पाने शृतं जलं किं वा सोत्पलं शर्करायुतम्॥**

हन्यात्पित्तज्वरमिति शेषः। उत्पलमत्रकमलमित्यादि॥

પિત્ત, મદ્ય, અને વિષ વાળાને પાણીમાં કડવા પદાર્થો નાંખી ઉકાળી ટાઢું પાડીને પાવું. “ મોથ, ખડસલિયો, વાળો, છત્રા એટલે ધાણા, કાળો વાળો, ચંદન, એથી પાણી પકાવીને ટાઢું કરી પીવાથી તૃષા, દાહ, અને જ્વર શાંત થાય છે ” એમ સુશ્રુત કહે છે, ધન્વંતરીએ કુસ્તુંબરૂ, સ્વર્ણિકા, છત્રા, ધાન્ય અને વિતુન્નક એટલાં ધાણાનાં નામ કહ્યાં છે. ધાણા દીપન, રેચક, પાચન, પાકમાં મધુર, અને ત્રિદોષ હર છે; તથા તૃષા, દાહ, શ્વાસ, ઉધરસ, અને જ્વરને હણે છે. ચક્રદત્ત, વંગસેન, વૃંદ, વગેરે તો “ છત્રા ” શબ્દનો અર્થ “ મોથ ” કરે છે. પણ મોથ પ્રથમ આવે છે તેથી “સૂંઠ” હોય એમ જણાય છે. “ નાગર ” શબ્દ સૂંઠ તથા મોથનો વાચક છે. પણ મોથ એકવાર આવે છે અને સૂંઠ કરતાં અત્ર ધાણા વધારે વાજબી લાગે છે. વંગસેન કહે છે કે–“ આ ષડંગ નામના પાનમાં દ્રવ્યો એક તોલો અને પાણી ચોસઠ તોલા લેઇને પકાવવું. ” આ પક્ષમાં ચંદન એટલે ધોળી સુખડ સમજવી, પણ રતાંજલિ સમજવી નહી. એક તોલો દ્રવ્ય ચોસઠ તોલા પાણીમાં ઉકાળીને અરધું પાણી રહે ત્યારે ટાઢું પાડીને પીવું, એમ વિધિ છે. પેયા, યવાગુ, વિલેપી અને ભક્ત બનાવવાનો પણ એજ વિધિ છે. શારંગધરે પણ કહેલું છે કે–“ ચાર તોલા ખાંડેલાં દ્રવ્યોને ૨૫૬ તોલા પાણીમાં ઉકાળી અરધું પાણી રહે તે પાવું.” આ પક્ષ લેવામાં આવે તો જળનો ક્વાથ થયો માટે તેમાં ધોળી સુખડ નહી નાખતાં રતાંજલિ જ નાંખવી. રતાંજલિ એટલે રક્તચંદન ટાઢું, પાકમાં મધુર, કડવું, વૃષ્ય, જ્વરઘ્ન, વિષહર, અને વ્રણ મટાડનાર છે. તે તૃષા, ઉલટી, રક્તદોષ, અને પિત્તને જીતે છે, તથા નેત્રને હિતકારી છે. સીવણનું ફળ, ચંદન, વાળો, મહુડાં, અને ફાલસાં તથા ઉપલસરીનું પાન સાકર નાંખીને પીવાય છે, તે પિત્ત જ્વર મટાડે છે. જેઠીમધ અને કમળ, અથવા કમળ અને સાકરનું પાન પણ પિત્ત જ્વર મટાડે છે.

## દિવસે સૂવાનો નિષેધ.

**दिवा स्वापं न कुर्वीत यतोऽसौ स्यात्क-**

फाग्रहः । ग्रीष्मवर्जेषु कालेषु दिवा स्वापो निषिध्यते । उचितो हि दिवा स्वापो नित्यं येषां शरीरिणाम् ॥ वातादयः प्रकुप्यन्ति तेषामस्वपतां दिवा ॥

દિવસે સૂવાથી કફ વધે છે માટે કદી પણ દિવસે સૂવું નહિ. ગ્રીષ્મ સિવાયના સમયોમાં દિવસે સૂવું નહિ જ, પરંતુ જે દેહધારીઓને દિવસે સૂવાની ટેવ હોય તેઓ ન સૂવે તો તેમને વાતાદિ દોષો કોપ પામે છે, માટે તેમણે તો સૂવું જોઇએ.

## કોણે દિવસે સૂવું.

व्यायामप्रमदाध्ववाहनरतान् कान्तानतीसारिणः शूलश्वासवमीतृषापरिगतान् हिक्कामरुत्पीडितान् । क्षीणान् क्षीणकफान् शिशून्मदहतान् वृद्धान् तथा जीर्णिनो रात्रौ जागरितान्नरान्निरशनान् कामं दिवा स्वापयेत् ॥

કસરત કરનાર, સ્ત્રીમાં આસક્ત, પંથ કરનાર, મહેનતુ, અતિસાર વાળા, શૂળ વાળા, શ્વાસ તથા ઉલટીવાળા, તરસ્યા, હેડકી તથા વાયુથી પીડાતા, ક્ષીણ, ઓછા કફવાળા, બાળક, મદવાળા, વૃદ્ધો, અજીર્ણ વાળા, રાત્રે જાગનારા, તથા ઉપવાસીઓએ ઇચ્છા પ્રમાણે દિવસે સૂવું.

## જ્વર પાકવાનો અવધિ.

वातिकः सप्तरात्रेण दशरात्रेण पैत्तिकः । श्लैष्मिको द्वादशाहेन ज्वरः पाकमुपैति हि ॥

रसस्यामत्वेऽवधिमतिक्रम्यापि ज्वरस्तिष्ठति । यत आह सुश्रुतः ॥

बहुदोषस्य मन्दाग्नेः सप्तरात्रात्परं ज्वरे । लङ्घनाम्बु यवागूभिर्यदा दोषो न पच्यते ॥ तदा तं मुखवैरस्यतृष्णारोचकनाशनैः । कषायैः पाचनैर्हृद्यैर्ज्वरघ्नैः समुपाचरेदिति ॥

વાતજ્વર સાત રાત્રીએ, પિત્ત જ્વર દશ રાત્રીએ, અને કફ જ્વર બાર રાત્રીએ પાકે છે. રસ કાચો હોય તો જ્વર પોતાની અવધિ ઉપરાંત પણ રહે છે. કારણ કે સુશ્રુત કહે છે કે–" બહુ દોષવાળા અને મંદાગ્નિ વાળાને તો સાત રાત્રી ઉપરાંત પણ જ્વર પાકતો નથી. લંઘન, જળ, યવાગૂ, વગેરેથી પણ દોષનું પાચન થતું નથી, ત્યારે તેને મુખનું વિરસપણું, તરશ, અરુચિ, એનો નાશ કરનાર તથા પાચન, જ્વરઘ્ન અને પ્રિય લાગે એવા કવાથો આપવા."

## જ્વરની અવાધ.

आसप्तरात्रात्तरुणं ज्वरमाहुर्मनीषिणः । द्वादशाहमभिव्याप्य मध्यं जीर्णं ततः परम् ॥

आसप्तरात्रादिति । अत्र रात्रिपदादयं रात्रिशब्दो दिवसस्योपलक्षकः तेन सप्तमदिवसादर्वाग्ज्वरस्तरुण इत्यर्थः । तन्त्रान्तरे ॥

ज्वरे व्यतीते षडहे जीर्ण इत्युच्यते बुधैरिति । द्वादशाहात्परं जीर्णमाहुरन्ये मनीषिणः ॥

अत एव जातूकर्ण्यः । जीर्णस्त्रयोदशे दिवस इति ।

વિદ્વાનો કહે છે કે–જ્વર સાત રાત્રી સૂધી તરુણ, બાર રાત્રી સૂધી મધ્યમ, અને તે પછી જીર્ણ કહેવાય છે. ( અહીં રાત એટલે એક રાત્રિ દિવસ સમજવો ). તંત્રાન્તરમાં તો છ દિવસ પછી જ્વર જીર્ણ થાય છે, એમ કહેલું છે, અને બીજા પંડિતોએ

બાર દિવસ પછી જીર્ણ કહેલ છે. વળી જાતુકર્ણ એમ કહે છે કે જ્વર તેર દિવસે જીર્ણ થાય છે.

### ઔષધનો સમય.

**वातिके सप्तरात्रेण दशरात्रेण पैत्तिके ।**
**श्लैष्मिके द्वादशाहेन ज्वरे युञ्जीत भेषजम् ॥**

सप्तरात्रेणत्यत्र रात्रशब्दो दिवसस्योपलक्षकः अत एवोक्तम् ॥

**पाययेदातुरं साऽममौषधं सप्तमे दिने । शमनेनाथवा दृष्ट्वा निरामं तमुपाचरेदिति ॥ शार्ङ्गधरेणोक्तम् । गुडूचीपिप्पलीमूलनागरैः पाचनं स्मृतम् । दद्याद् वातज्वरे पूर्णलिंगे सप्तमवासरे ॥ हारीतेनोक्तम् । एतां क्रियां प्रयुञ्जीत षड्रात्रं सप्तमेऽहनि । पिबेत्कषायसंयोगात्पेयां ज्वरविनाशिनीम् ॥**

एतां क्रियां लङ्घनादिरूपां कषायसंयोगात् कषायेण साधितां पेयामित्यर्थः । खरनादेनाप्युक्तम् ॥

**इति षड्रात्रिकः प्रोक्तो नवज्वरहरो विधिः । ततः परं पाचनीयं शमनीयं ज्वरे हितम् ॥**

ततो ज्वरमध्ये करणीयमित्यर्थः । वाग्भटश्च ॥

**सप्ताहादौषधं केचिदाहुरन्ये दशाहतः ।**
**लघ्वन्ने भोजिते केचिद्देयमामोल्बणे न तु ॥**

सप्ताहात्सप्ताहमारभ्येत्यर्थः । अत्र ल्यब्लोपे कर्मणि पञ्चमी । अत्र चरकस्त्वेवमाह ॥

**ज्वरितं षडहेऽतीते लघ्वन्नं प्रतिभोजितम् । पाचनं पाययेद्वैद्यो निरामं सप्तमेऽहनि ॥**

सप्तमेऽहनि लघ्वन्नं दत्वा । अष्टमे दिने कषायं पाययेदित्यर्थः । तथा च सुश्रुतः ।

**सप्तरात्रात्परं केचिन्मन्यन्ते देयमौषधमिति ॥**

सप्तरात्रात्परम् अष्टमेऽहनीत्यर्थः । केचिज्जरकादयः । चक्रदत्तोऽपि ॥

**सप्तरात्रेण पच्यन्ते सप्तधातुगता मलाः । निरामस्तु ततः प्रोक्तो ज्वरः प्रायोऽष्टमे दिने ॥**

एवं सति कषायदाने सप्तमाष्टमयोर्दिवसयोर्विकल्पः । तत्रापि वयोबलाग्निदोषतो देशकालोचितं कुर्यात् । भेषजमन्नं च दोषपाकं दृष्ट्वा दद्यादित्याह सुश्रुतः ॥

**पैत्तिके च ज्वरे देयमल्पकालसमुत्थिते ।**
**अचिरज्वरितस्यापि भेषज्यं दोषपाकतः ॥**

अस्यायमर्थः । अल्पकालसमुत्थिते पैत्तिके ज्वरे । दोषपाकं दृष्ट्वा भेषज्यं देयं न तु तत्र दशरात्रापेक्षा । तथा अचिरज्वरितस्यापि पैत्तिकेतरनवज्वरयुक्तस्यापि दोषपाकं दृष्ट्वा भेषज्यं देयमित्यर्थः ॥

વાત જ્વરમાં સાત રાત્રી પછી, પિત્તમાં દસ રાત્રી પછી, અને કફમાં બાર રાત્રી પછી ઔષધ દેવું. અપકવ જ્વરવાળાને સાતમે દિવસે દવા આપવી. આમ વગરનો જોવામાં આવે તો શમનનો ઉપચાર કરવો. શારંગધરે ગળો, પીપરીમૂળ, અને સુંઠનો કવાથ પાચન કહેલો છે, તે વાતજ્વર સંપૂર્ણ ચિન્હવાળો થયો હોય તો પૂરે સાતમે દિવસે આપવો. એજ દવા હારીતે પણ છ દિવસ જઇને સાતમે દિવસે આપવાનું કહેલું છે. તે જ્વરનાશક દવા છે. ખરનાદે પણ એજ ઉપાય છ રાત્રીનો તથા પછી પાચન અને શમન દવા દેવાનો કહેલો છે. વાગ્ભટ કહે છે કે સાતમે

દિવસે હલકું અન્ન ખવરાવીને પછી દવા દેવી, અને કેટલાક દસમે દિવસે આપવાનું પણ કહે છે. કેટલાક તો હલકું અન્ન ખાવાનું જ કહે છે. ચરક પણ કહે છે કે વૈદ્યે છ દિવસ ગયા પછી જ્વરવાળાને ભોજન દેવું,. અને સાતમે દિવસે આમ મટયા પછી પાચન આપવું. સુશ્રુત પણ કહે છે કે સાતમે દિવસે ઔષધ આપવું. ચક્રદત્ત પણ કહે છે કે સાતે ધાતુઓના મળો સાત રાતે પચે છે તેથી આઠમા દિવસથી જ્વર વિશેષે કરીને આમ રહિત બને છે. આ રીતે મત ભેદ છે, સાતમે અથવા આઠમે દિવસે કાઢો આપવાનું કહ્યું છે. પરંતુ અવસ્થા, બળ, અગ્નિ, દોષ, દેશ અને કાળનો વિચાર કરીને વર્તવું. સુશ્રુત કહે છે કે "થોડા સમયમાં ઉત્પન્ન થયેલા પિત્તજ્વરમાં દોષ પાકે એટલે ઔષધ આપવું, પણ તેમાં દશ રાત વીતી જવાની રાહ જોવી નહી. એવી જ રીતે થોડા સમયમાં ઉત્પન્ન થયેલા વાત જ્વરમાં તથા કફ જ્વરમાં પણ દોષ પાકે એટલે ઔષધ આપવું.

## દોષ પાકયાનાં લક્ષણ.

**मृदौ ज्वरे लघौ देहे प्रचलेषु मलेषु च। पक्वं दोषं विजानीयाज्ज्वरे देयं तदौषधम् ॥**

ज्वरे मृदौ स्वल्पीभूते। मलेषु वातपित्तकफमूत्रपुरीषेषु प्रचलेषु स्वमार्गसञ्चारिषु। पक्वं निरामम्। दोषप्रकृतिवैकृत्यादेकेषां पक्वलक्षणम्। दोषाणां दुष्टवातपित्तकफानां प्रकृतिः ज्वरस्य तदुपद्रवाणां चोत्पादनम्। तस्याः वैकृत्यं वैपरीत्यं तस्माद्दोषपाकज्ञानम्॥ केषांचिन्मते॥

**क्षुत्क्षामत्वं लघुत्वं च गात्राणां ज्वरमार्दवम्। दोषप्रकृतिरुत्साहो निरामज्वरलक्षणम्॥**

दोषप्रकृतिः दोषाणां स्वमार्गसञ्चारः॥

જ્વર હલકો પડે, દેહ હલકો થાય, વાત, પિત્ત, કફ, મળ અને મૂત્રનું ચલન થાય, ત્યારે દોષ પાકયા જાણીને જ્વરનું ઔષધ આપવું, આમ સુશ્રુત કહે છે. દુષ્ટ થયેલા વાત, પિત્ત અને કફ એનો જ્વરના ઉપદ્રવોને ઉત્પન્ન કરવાનો જે સ્વભાવ છે તે બદલાઇ ગયાથી દોષોનો પાક થયાનું જાણવું. કેટલાક કહે છે કે ક્ષુધાને લીધે હલકા પણું થાય, હલકાઇ આવે, ગાત્રોમાં જ્વર હલકો પડે, દોષ પ્રકૃતિ ટળી ઉત્સાહ થાય, ત્યારે તે નિરામ જ્વરનું લક્ષણ જાણવું.

## તરૂણ જ્વરમાં ક્વાથ ન દેવાય.

**ज्ञेयः पञ्चविधः कालो भैषज्यग्रहणे नृणाम्। तत्रानुक्ते प्रभातं स्यात्कषायेषु विशेषतः॥ मुख्यभैषज्यसम्बन्धो निषिद्धस्तरुणज्वरे। तोयपेयादिसंस्कारैस्त्वदोषं तत्र भेषजम्॥**

मुख्यभेषजं क्वाथः तस्य सम्बन्धः पानम्। यत आह॥

**न कषायं प्रशंसन्ति नराणां तरुणे ज्वरे। कषायेणाकुलीभूता दोषा जेतुं सुदुस्तराः॥**

आकुलीभूताः प्रवृद्धाः स्वमार्गं परित्यज्य इतस्ततो गताः। अत्र कषायशब्देन क्वाथो गृह्यते। उक्ताश्च क्वाथस्य पर्यायाः।

**शृतं क्वाथः कषायश्च निर्यूहः स निगद्यत इति। तोयपेयादिसंस्कारैर्निर्दोषं तत्र भेषजमिति॥**

तत्र तरुणज्वरे भेषजम् मुख्यभेषजं क्वाथरूपं

तोयपेयादिसंस्कारे निर्दोषं न तु कल्पनमुद्दिश्य कषायः प्रतिषिध्यत इति ॥ कल्पनं तोयपेयय-वाग्वादिकम् । ननु । स्वरसश्च तथा कल्कः क्वाथश्च हिमफाण्टकौ ॥

ज्ञेयाः कषायाः पञ्चैते लघवः स्युर्यथोत्तरम् ॥ इति वचनात् स्वरसादयोऽपि कथं न निषिध्यंते तत्राह ॥

**यः कषायः कषायः स्यात्सवर्ज्यस्तरुण-ज्वरे इति ॥**

चतुर्थभागावशेषेणकरणे अष्टमभागशेषकरणे वा यः कषायवर्णः कषायरसश्च स्यात् । स कषायः क्वाथः तरुणज्वरे निषिद्धः । क्वाथस्य लक्षणमाह ।

**पादशिष्टः कषायः स्याद्यः षोडशगुणांभसो । कथितोऽतः षडंगादिर्ननिषिद्धो नवज्वरे ॥**

अतः षडङ्गादिस्तरुणज्वरे न निषिद्धः । अपाकादर्धपाकाच्चोक्तलक्षणाभावेन कषायत्वाभावात् । अथ तरुणज्वरे कषायस्य दोषमाह ॥

**दोषा वृद्धाः कषायेण स्तम्भितास्तरुण-ज्वरे । स्तभ्यन्ते न विपच्यन्ते कुर्वन्ति विषमज्वरम् ॥**

कषायेण स्तम्भिताः प्रवृत्तये निवारिताः । यत आह । कषायरसगुणान् । कषायः स्तम्भनः शीतो रुक्षः पित्तकफापहः इत्यादि । स्तभ्यन्ते । आध्मानं कुर्वन्ति न विपच्यन्ते । सुखेन न विपच्यन्ते । दुःखं दत्त्वा विलम्बेन विपच्यन्ते इति यावत् । अन्यच्च.

**न च्यवंते न पच्यन्ते कषायैः स्तम्भिता मलाः । तिर्यग्विमार्गगा वा ते घोरं कुर्युर्नवज्वरम् ॥**

માણસને દવા ખાવાના પાંચ સમયો કહેલા છે, જ્યાં ઔષધ દેવાનો સમય કહ્યો ન હોય ત્યાં સવારનો સમય જાણવો, તેમાં ક્વાથ તો વિશેષે કરીને સવારમાં જ દેવાય છે. પણ તરુણ જ્વરમાં તો ક્વાથ આપવો નહિ. એમાં તો પાણી અને પેયા વગેરે સંસ્કારોથી દોષ ટાળવા, એ જ દવા છે. તરુણ જ્વરમાં માણસને ક્વાથ તો નહિ જ આપવો, કેમકે ક્વાથથી વૃદ્ધિ પામી કોપેલા દોષોને જીતવા બહુ કઠણ થઇ પડે છે. ક્વાથનાં શ્રુત, કષાય, ક્વાથ, નિર્યૂહ, એ નામો છે. તરૂણ જ્વરમાં જળ, પેયા કે યવાગૂ સિદ્ધ કરવાને કષાયનો ઉપયોગ કરવાને કશો બાધ નથી.

## શંકા.

સ્વરસ, કલ્ક, ક્વાથ, હીમ અને ફાંટ એ પાંચે કષાય કહેવાયછે. તે અનુક્રમે એક બીજાથી વધારે હલકાં છે. હવે તરૂણ જ્વરમાં કષાય પીવાનો નિષેધ છે, તો એકલા ક્વાથનો નિષેધ કેમ કહેવાય, પાંચે કષાયનો કેમ નિષેધ નહી ?

## સમાધાન.

પાણીનો ચોથો અથવા આઠમો ભાગ બાકી રહે એવી રીતે ઉકાળવાથી જે ક્વાથ કષાય રંગનો ને તૂરા સ્વાદનો થઇ જાય છે તેનો જ તરૂણ જ્વરમાં નિષેધ છે; પણ ષડંગાદિ ક્વાથ તરૂણ જ્વરમાં દેવાને હરકત નથી, કેમકે બીલકુલ નહી ઉકાળવાથી અથવા અરધું ઉકાળવાથી ષડંગાદિમાં કષાયનો ગુણ આવતો નથી. કષાય સ્તંભન કરનાર, શીતળ અને રૂક્ષ છે. તથા તે પિત અને કફને

હરનાર છે. એટલે કષાયમાં દોષોને અટકાવી રાખવાનો ગુણ છે. માટે જો તરૂણ જ્વરમાં કષાય આપવામાં આવે તો વૃદ્ધિ પામેલા દોષોથી પેટનો આફરો ચઢે છે. અને દોષો સુખે પાકતા નથી, પણ દુઃખ દઇને વિલંબે પાકે છે. વળી કહે છે કે-કષાયોએ અટકાવેલા મળો સ્થાનથી ભ્રષ્ટ થતા નથી અને પાકતા પણ નથી, પણ તેઓ ઊંચા કે આડે માર્ગે ચાલીને ભય ઉત્પન્ન કરે છે.

### તરૂણ જ્વરમાં વમન કરાવાય નહિ.

**अनुपस्थितदोषाणां वमनं तरुणज्वरे ।**
**हृद्रोगं श्वासमानाहं मोहं च कुरुते भृशम्॥**

अयमर्थः । कफादिदोषोपस्थितो स्वयमेव चेद्भवति वमनं न तद्दोषाय । अनुपस्थितदोषाणां तरुणज्वरे वमनं यत्नकृतं हृद्रोगादीन् करोतीत्यर्थः । एतेन वचनेन तरुणज्वरे यत्नाद्वमनं निषिद्धम् । अवस्थाविशेषे तदपि कर्त्तव्यमित्याह ॥

**सद्यो भुक्तस्य वा जाते ज्वरे सन्तर्पणोत्थिते । वमनं वमनार्हस्य शस्तमित्याह वाग्भटः ॥**

वमनं चेति विकल्पो लङ्घनापेक्षया । वमनार्हस्येत्यनेन गर्भिण्यतिकृशातिवृद्धादिनिषेधः । अत्र वृद्धवाग्भटः ॥

**वमितं लङ्घयेत्प्राज्ञो लङ्घितं न तु वामयेत् । वमनं क्लेशबाहुल्याद्धन्याल्लङ्घनकर्षितम् ॥ न कार्यं गुर्विणीबालवृद्धदुर्बलभीरुभिः ॥**

अनशनमिति शेषः । अनेनानशनवचनेन गुर्विण्यादीनामनशननिषेधः ॥

કફાદિક દોષોને લીધે પોતાની મેળે ઉલટી થાય તો હરકત નથી, પણ તરૂણ જ્વરમાં અનુપસ્થિત દોષો માટે વમન કરાવવામાં આવે તો તેથી હ્રદ્રોગ, શ્વાસ, પેઢુનો આફરો, અને બહુ મોહ થાય છે. આવી રીતે નિષેધ કર્યો છે, તોપણ તુરતના જમેલને સંતર્પણને લીધે જ્વર આવે તથા તે વમન કરાવવાને યોગ્ય હોય (એટલે ગર્ભવતી સ્ત્રી બહુ કૃશ કે બહુ વૃદ્ધ ન હોય તો તેને લંઘનને બદલે વમન આપવું જોઇયે, એમ વાગ્ભટ કહે છે. વમન કરાવ્યા પછી લંઘન કરાવાય છે, પણ લંઘન પછી વમન કરાવવું નહિં, કેમકે વમન બહુ કલેશ કરાવનાર હોવાથી લંઘનથી ક્ષીણ થયેલાને મારી નાંખે છે. ગર્ભવતી, બાળક, વૃદ્ધ, દુબળ, અને બ્હીકણને પણ વમન કરાવવું નહિ. આ ઉપરથી ગર્ભવતીને લંઘન કરાવવાનો પણ નિષેધ છે.

### પાચન તથા શમન વિષે.

ज्वरे सामे पाचनं निरामे शमनं पथ्यान्नमण्डादिकं च दद्यात् । पाचनलक्षणं पश्चात् गुणप्रस्तावे बोद्धव्यम् ॥

**पाचनशमनयोः संप्रदानकालमाह ।**

**पाययेदातुरं सामं पाचनं सप्तमे दिने । शमनेनाथवा दृष्ट्वा निरामं तमुपाचरेत् ॥ अन्यच्च । कृशं चैवाल्पदोषं च शमनीयैरुपाचरेत् ॥ ननु । लालाप्रसेकौ हृल्लासो हृदयाशुद्ध्यरोचकौ । तन्द्रालस्याविपाकास्यवैरस्यं गुरुगात्रता ॥ क्षुन्नाशो बहुमूत्रत्वं स्तब्धता बलवान् ज्वरः । आमज्वरस्य लिङ्गानि न दद्यात्तत्र भेषजम् ॥ भेषजं**

सामदोषस्य भूयो जनयति ज्वरम् ॥

भूयो बाहुल्येन ॥

अन्यच्च ॥ पाययेद्दोषहरणं मोहादामज्वरे तु यः । स सुप्तं कृष्णसर्पं तु कराग्रेण परामृशेत् ॥

इति वचनादामज्वरे भेषजनिषेधात्कथं सामे ज्वरे पाचनं देयम् ? उच्यते । निरुपद्रवे सामज्वरे पाचनं देयम् । सोपद्रवे तु सामे भेषजं निषिद्धम् तथाच वाग्भटः ।

सप्ताहात्परतोऽदुष्टे सामे स्यात्पाचनं ज्वरे । निरामे शमनं स्तब्धे सामे नौषधमाचरेत् ॥

अदुष्टे निरुपद्रवे स्तब्धे सोपद्रवे ॥

આમવાળા રોગીને સાતમે દિવસે પાચન આપવું, અને આમ વગરનાને શમન આપવું. બીજે કહેલું છે કે કૃશ તથા અલ્પ દોષવાળાને શમન આપવું. એમ કહેલું છે કે લાળ આવતી હોય, મોળ આવે, હૃદય અશુદ્ધ હોય, અરુચિ હોય, ઘેન, આળસ, અવિપાક, મુખમાં વિરસતા, ગાત્રો ભારે હોય, ભૂખ ન લાગતી હોય, બહુ મૂત્ર થતું હોય, સ્તબ્ધતા હોય, અને જ્વર બળવાન્ હોય, તો એ આમ જ્વર કહેવાય છે, તેમાં દવા આપવી નહિ, કેમકે આમવાળાને દવાથી જ્વર બહુ વધે છે. વળી કહ્યું છે કે આમજ્વરમાં જે મોહથી દોષ હરણ ઔષધ પાય છે, તો તે સૂતેલો કાળો સર્પ જગાડે છે. આ ઉપરથી આમજ્વરમાં ઔષધ ન આપવું એ સિદ્ધ થાય છે, તેમ છતાં પાચન દેવાનું કેમ કહ્યું ? એ શંકાનું સમાધાન એ કે જો આમજ્વર ઉપદ્રવ રહિત હોય તો પાચન આપવું, નહી તો નહી. વાગ્ભટ કહે છે કે જો આમ દુષ્ટ ન હોય તો જ સાતમે દિવસે જ્વરમાં પાચન દેવું, નિરામમાં શમન દેવું, અને સામ સ્તબ્ધ હોય તો ઔષધ આપવુંજ નહિ.

## સામાન્ય જ્વરમાં પાચન ક્વાથ.

### નાગરાદિ ક્વાથ.

अथ सामान्यज्वरे पाचनकषायमाह सुश्रुतः

नागरं देवकाष्ठं च धामकं बृहतीद्वयम् । दद्यात्पाचनकं पूर्वं ज्वरितेभ्यो ज्वरापहम् ।

धामकं रोहिषं तदलाभादुशीरं दद्यात् । बृहतीद्वयं बृहत्फला बृहती सूक्ष्मफला क्षुद्रा बृहती चेति कण्टकारीद्वयं दद्यात् कण्टकारीद्वयं शुण्ठी धामकं सुरदारु चेति शार्ङ्गधरेणोक्तत्वात् ॥ नागरादिः क्वाथः ॥

સામાન્ય જ્વરમાં સુશ્રુતે નીચેનો નાગરાદિ ક્વાથ પાચન માટે આપવાનો કહેલો છે—"સૂંઠ, દેવદાર, રોહિષ, ઉભી ભોંયરીંગણી અને બેઠી ભોંયરીંગણી." એનો ક્વાથ પાચન છે, તે નવા જ્વરવાળાને આપવાથી તાવ જાય છે. શારંગધરે પણ એજ પાંચ ચીજોનો ક્વાથ આપવાનું કહેલું છે. રોહીષ ન મળે તો તેને બદલે વાળો નાંખવો.

## સર્વ જ્વરોમાં સામાન્ય સંશમનો.

सर्वज्वरेषु सामान्यतः संशमनीयाह सुश्रुतः ।

अथ संशमनीयानि कषायाणि निबोध मे । सर्वज्वरेषु देयानि यानि वैद्येन जानता ॥ वृश्चीकबिल्वर्षाभूः पयः सोदकमेव च पचेत् क्षीरावशेषं तत् पेयं सर्वज्वरापहम् ॥

वृश्चीकः श्वेतपुनर्नवा वर्षाभू रक्तपुनर्नवा तथा च मदनपालः ।

पुनर्नवाः श्वेतमूलो वृश्चीको दीर्घपत्रकः ।
पुनर्नवाऽपरा रक्ता वर्षाभू रक्तपुष्पकः ॥

સુશ્રુત કહે છે કે—"હવે સંશમનીય કવાથો મારી પાસેથી સાંભળો. ધોળી સાટોડી, બીલી, રાતી સાટોડી, દૂધ અને પાણી, એને પકાવતાં દૂધ માત્ર રહે તે સર્વ જ્વરોમાં જ્વર હરવા માટે પાવું." "ધોળી સાટોડીનું મૂળ ધોળું હોય છે અને તેને પુનર્નવા અને વૃશ્ચીક તથા દીર્ઘપત્રક કહે છે. બીજી રાતી સાટોડી વર્ષાભૂ તથા રક્તપુષ્પક કહેવાય છે." એમ મદનપાલમાં કહેલું છે.

## દૂધ પકાવવા વિષે.

### पाकप्रकारमाह ।

क्षीरमष्टगुणं द्रव्यात् क्षीरान्नीरं चतुर्गुणम् । क्षीरावशेषं पातव्यं क्षीरपाके त्वयं विधिः ॥

द्रव्यात्पलपरिमितात् अन्यच्च ॥

उदकाद्द्विगुणं क्षीरं शिंशिपोशीरमेव च ।
तत् क्षीरशेषं कथितं पेयं सर्वज्वरापहम् ॥

દ્રવ્યથી દૂધ આઠ ગણું, અને દૂધથી પાણી ચોગણું લેવું. બળતાં દૂધ માત્ર રહે તે પાવું, એમ ક્ષીરપાકનો વિધિ છે. વળી એમ પણ કહે છે કે–પાણીથી બમણું દૂધ, તથા તેમાં સીસમ અને વાળો નાંખી પકાવતાં દૂધ માત્ર રહે તે પીવાથી સર્વ જ્વરો મટી જાય છે.

## ગુડુચ્યાદિ કવાથ.

गुडूची धान्यकारिष्टं पद्मकं रक्तचन्दनम् ।
एषां क्वाथः सुप्रसिद्धः सर्वज्वरहरः स्मृतः । दीपनो दाहहृल्लासतृष्णाछर्द्यरुचीर्हरेत् ।

ગળો, ધાણા, લીમડો, પદ્મક, અને રતાંજળીનો કવાથ સર્વ જ્વરને હરનારો પ્રસિદ્ધ છે. તે દીપન છે, તથા દાહ, મોળ, તરશ, ઉલટી અને અરુચિને હણે છે.

## શોધન વિષે.

संशोधनं तरुणज्वरे निषिद्धम् तदाह सुश्रुतः ॥

छर्दिमूर्छामदश्वासभ्रमतृड्विषमज्वरान् ।
संशोधनस्य पानेन प्राप्नोति तरुणज्वरी ॥

निषिद्धमपि संशोधनमवस्थाविशेषे देयम् । यत आह ।

रोगे शोधनसाध्ये तु यं विद्याद्दोषदुर्बलम् ।
तं समीक्ष्य भिषक्कुर्याद्दोषप्रच्यावनं मृदु ॥

शोधनसाध्यरोगमाह ।

सद्येज्वरे विषेऽजीर्णे मन्देऽग्नावरुचौ तथा ।
स्तन्यरोगे च हृद्रोगे कासश्वासेषु वामयेत् ॥
जीर्णज्वरगरछर्दिगुल्मप्लीहोदरेषु च । शूले शोथे मूत्रघाते कृमिरोगे विरेचयेत् ॥

दोषदुर्बलं दोषैरुपचितैर्दुर्बलं न तूपवासादिक्षीणम् । अत एव समीक्ष्येति । अन्यच्च ।

चले दोषे मृदौ कोष्ठे नेक्षेत् तत्र बलं नृणाम् । अव्यापद्दुर्बलस्यापि शोधनं हि तदा भवेत् ॥

कुतो बलं नापेक्षणीयमित्याशङ्कायामाह । तदा तस्यामवस्थायां शोधनं दुर्बलस्यापि दोषदुर्बलस्यापि अव्यापद्भवेत् । छर्द्यादिव्याधिकृन्न भवतीत्यर्थः । बलवतः पुरुषस्य पक्वस्य दोषस्य स्वस्थानस्थितस्य शोधनाविधाने दोषमाह सुश्रुतः ।

पक्वोऽप्यनिर्हृतो दोषो देहे तिष्ठन्महात्ययम् । विषमं वा ज्वरं कुर्याद्बलव्यापदमेव वा ॥

पक्कः लङ्घनाम्बुपानपेयादिभिः अनिर्हृतः अधोमार्गेणानुत्सृष्टः महात्ययं विषमं ज्वरं चातुर्थिकं तस्यैव महात्ययत्वादिति गदाधरः । गम्भीरमिति कार्तिकः । महात्ययं महाकष्टं वा बलव्यापदं बलक्षयम् ।

તરુણ જ્વરમાં શોધન દવા આપવાથી ઉલટી, મૂર્છા, મદ, શ્વાસ, ભ્રમ, તૃષા, અને વિષમજ્વર થાય છે, આમ છે તો પણ રોગી દોષોની વૃદ્ધિથી ઘણો પીડાતો હોય અને રોગ શોધન વિના મટે તેમ ન હોય તો વૈદ્યે ધીરેથી દોષોને સ્થાનભ્રષ્ટ કરવા જોઇએ. તુરતનો જ્વર, વિષ, અજીર્ણ, મંદાગ્નિ, અરુચિ, સ્તનના રોગ, હૃદ્રોગ, ઉપરસ, અને શ્વાસમાં ઉલટી આપવી. જીર્ણજ્વર, વિષ, ઉલટી, ગોળો(ગુલ્મ), પ્લીહોદર, શૂળ, સોજા, મૂત્રાઘાત અને કૃમિરોગમાં વિરેચન આપવું. દોષ ચલિત હોય, અને કોઠો મૃદુ હોય, તો નબળાઇ હોય તો પણ શોધન આપવું. કેમકે એવી સ્થીતિમાં વૃદ્ધિ પામેલા દોષવાળાને શોધન દવા દેવાથી ઉલટી વગેરે રોગ થતા નથી. બળવાન માણસના પાકેલા દોષ સ્વસ્થાને હોય તેનું સંશોધન ન કરે તો બીજાં દરદ પેદા થાય છે. સુશ્રુત કહે છે કે–લંઘનથી, જળ પીવાથી તથા પેયા વગેરેથી, દોષ પાકેલા છતાં વિરેચન આપી પાડી નાંખવામાં ન આવે તો તે શરીરમાં રહીને મહાત્યય, વિષમજ્વર અથવા બળનો ક્ષય કરે છે. મહાત્યય એટલે હાનિકારક ચાતુર્થિકજ્વર (ગદાધર), ગંભીર ઉંડો તાવ (કાર્તિક) અથવા મોટું કષ્ટ.

## સંશોધનો–આરગ્વધાદિ કવાથ.

संशोधनमाह ।

आरग्वधग्रन्थिकमुस्ततिक्ताहरीतकीभिः क्वथितः कषायः । सामे सशूले कफवातपित्ते ज्वरे हितो दीपनपाचनश्च ॥

इति आरग्वधादिः क्वाथः । अन्यच्च ।

पथ्यारग्वधतिक्तात्रिवृदामलकैः श्रृतं तोयम् । पाचनसारकमुक्तं मुनिभिर्जीर्णज्वरे सामे ॥

इति आरोग्यपञ्चकद्वयम् ।

अनन्तां वालकं मुस्तं नागरं कटुरोहिणीम् । पिष्ट्वा सुखाम्बुना कल्कं पाययेदक्षसंमितम् ॥ कल्कः स्वल्पेन कालेन हन्यात्सर्वज्वरागयान् । विदध्यात्कोष्ठसंशुद्धिं दीपयेच्च हुताशनम् ॥

अनन्ता सारिवा । इति सारिवादिकल्कः ॥

ગરમાળો, પીપરીમૂળ, મોથ, કડુ અને હરડેનો કવાથ આમસહિત શૂળ, કફ, વાત, પિત્ત જ્વરમાં હિતકર તથા દીપન અને પાચન છે.

## આરોગ્ય પંચક કવાથ.

હરડે, ગરમાળો, કડુ, નસોતર અને આમળાંનો કવાથ આમસહિત જીર્ણજ્વરમાં મુનિઓએ પાચન અને સારક કહેલો છે.

## સારિવાદિ કલ્ક.

ઉપલસરી, વાળો, મોથ, સૂંઠ, કડુ, એને ઉના પાણીમાં વાટીને એક તોલા જેટલું પીવું. આથી થોડા વખતમાંજ સર્વ

જ્વરો નાશ પામે છે, કોઠો શુદ્ધ થાય છે, અને અગ્નિનું દીપન થાય છે.

## સંશોધન તથા સંશમન ન આપવા વિષે.

संशोधनं संशमनं च येषां निषिद्धं तानाह।

पीताम्बुर्लङ्घनक्षीणोऽजीर्णो भुक्तः पिपासितः। न पिबेदौषधं जन्तुः संशोधनमथेतरत् ॥

पीताम्बुः पीततिक्ताम्बुः भुक्तो भुक्तवानित्यर्थः। अत्राध्यवसितार्थेत्यात्कर्तरि क्तप्रत्ययः। इतरत् संशमनम्।

કડવાં પાણી પીધેલાએ, લંઘનથી ક્ષીણ થયેલાએ, અજીર્ણવાળાએ, જમેલાએ અને તરશ્યાએ સંશોધન કે શમન દવા પીવી નહી.

## સુદર્શન ચુર્ણ.

### सुदर्शनचूर्णम्।

त्रिफला रजनीयुग्मं कण्टकारीयुगं शटी। त्रिकटु ग्रन्थिकं मूर्वा गुडूची धन्वयासकः॥ कटुका पर्पटो मुस्तं त्रायमाणा च वालकम्। निम्बः पुष्करमूलं च मधुयष्टी च वत्सकः॥ यवानीन्द्रयवो भार्गी शिग्रुबीजं सुराष्ट्रजा। वचात्वक्पद्मकोशीरचन्दनातिविषाबलाः॥ शालिपर्णी पृश्निपर्णी विडङ्गं तगरं तथा। चित्रकं देवकाष्ठं च चव्यं पत्रं पटोलकम्॥ जीवकर्षभकौ चैव लवङ्गं वंशलोचनम्। पुण्डरीकं च काकोलीपत्रकं जातिपत्रकम्॥ तालीसपत्रमेतानि समभागानि चूर्णयेत्। अर्धांशं सर्वचूर्णस्य किरातं प्रक्षिपेत्सुधीः॥ एतत्सुदर्शनं नाम चूर्णं दोषत्रयापहम्। ज्वरांश्च निखिलान्हन्ति नात्र कार्या विचारणा॥ दोषजागन्तुकांश्चापि धातुस्थान् विषमज्वरान्। सन्निपातोद्भवांश्चापि मानसानपि नाशयेत्॥ शीतादीनपि दाहादीन्मोहं तन्द्रां भ्रमं तृषाम्। कासं श्वासं च पाण्डुं च हृद्रोगं कामलामपि॥ त्रिकपृष्ठकटीजानुपार्श्वशूलं निवारयेत्। शीताम्बुना पिबेदेतत्सर्वज्वरनिवृत्तये॥ सुदर्शनं यथा चक्रं दानवानां विनाशनम्॥ तथा ज्वराणां सर्वेषां चूर्णमेतत्प्रणाशनम्॥

पुष्करमूलाभावे तु कुष्ठमपि दद्यात्। भार्ग्यभावे कण्टकारीमूलम्। सौराष्ट्र्यभावे स्फटिकां दद्यात्। तगराभावे कुष्ठं देयं जीवकर्षभयोरभावे विदारीकन्दस्य भागद्वयं दद्यात्। पुण्डरीकं श्वेतकमलं काकोल्यभावे अश्वगन्धामूलं तालीसपत्रकाभावे स्वर्णताली प्रदीयत इति। अथवा कण्टकारी नटा देया॥ इति सुदर्शनचूर्णम्॥

ત્રિફળાં, હળદર, દારુહળદર, ઉભી તથા બેઠી ભોંરીંગણીઓ, કચૂરો, સૂંઠ, મરી, પીપર, પીલુડી, પીપરીમૂળ, ગળો, ધમાસો, કડુ, ખડસલિયો, મોથ, ત્રાયમાણ, વાળો, લીમડો, એરંડાનું મૂળ, જેઠીમધ, ઇંદ્રિજવ, કડાછાલ, અજમો, ભારંગી, સરગવાનાં બીજ, સોરડી માટી, વજ, તજ, પદ્મકાઠ, કાળોવાળો સુખડ, અતિવિષની કળી, નાગબલા, મોટો સમેરવો, નાનો સમેરવો, વાવડીંગ, તગર, ચિત્રક, દેવદાર, ચવક, તમાલપત્ર, પરવળ, જીવક, ઋષભક, લવીંગ, વંશલોચન, ધોળું કમળ, કાકોલીનાં પાંદડાં,

જાવંત્રી અને તાલીસપત્ર, એ સર્વ સમભાગે લેઇ ચૂર્ણ કરવું. એ સર્વ ચૂર્ણનાથી અડધો-અરધ તેમાં કરિયાતું મેળવવું. આ સુદર્શન નામનું ચૂર્ણ સર્વ દોષોને હરનારૂં છે. તે સર્વ જ્વરોને હણે છે તેમાં સંશયજ નથી. દોષજ, આગંતુજ, ધાતુઓમાં રહેલા, અને વિષમ જ્વરો, સંનિપાત જ્વરો, અને માનસ જ્વરોનો પણ તે નાશ કરે છે. શીતાદિ, દાહાદિ, પ્રમેહ, તંદ્રા, ભ્રમ, તૃષા, ઉધરસ, શ્વાસ, પાંડુરોગ, હૃદ્રોગ, કમળો, ત્રિકશૂળ, પૃષ્ઠશૂળ, કટિશૂળ, પાર્શ્વશૂળ, ગોઠણનું શૂળ, એ સર્વ મટાડે છે. સર્વ જ્વરની નિવૃત્તિ અર્થે એ ચૂર્ણ ટાઢા પાણીમાં પીવું. જેવી રીતે સુદર્શન ચક્ર દાનવોના વિનાશરૂપ છે તેવી રીતે આ ચૂર્ણ સર્વ જ્વરોના વિનાશરૂપ છે. એરંડાનું મૂળ ન મળે તો તેને બદલે કઠ, ભારંગીને બદલે ભોરીંગણીનાં મૂળ, સોરઠી માટીને બદલે ફટકડી, તગર ન મળે તો કઠ, તાલીસપત્ર ન મળે તો સ્વર્ણતાલી અથવા ભોંયરીંગણીનાં મૂળ, જીવક તથા ઋષભકને બદલે વિદારીકંદના બે ભાગ અને કાકોલીને બદલે આસોંદનું મૂળ નાંખવું.

## નિંબાદિ ચુર્ણ.

**निम्बपत्रवराठशोषजवानीलवणत्रयम् । क्षारो हिंग्वद्विरामेषु त्रिनेत्रकमशोंऽशकान् । सर्वमेकीकृतं चूर्णं प्रत्यूषे भक्षयेन्नरः । एकाहिकं द्वयाहिकं च तथा त्रिदिवसज्वरम् ॥ चातुर्थकं महाघोरं सततं सन्ततं तथा । धातुस्थं च त्रिदोषोत्थं ज्वरं हन्ति न संशयः ॥**

લીમડાનાં પાન ૧૦ ભાગ, ત્રિફળા ૩ ભાગ, ત્રિકટુ ૩ ભાગ, અજમો ૫ ભાગ, સૈંધવ, સંચળ, બિડલૂણ ૩ ભાગ, જવખાર ૨ ભાગ, આ સર્વનું ચૂર્ણ પ્રાતઃકાળમાં ખાવું. એથી એકાંતરો, તરિયો, રોજિયો, ચોથિયો, અને મહાઘોર સતત અને સંતત જ્વરો, ધાતુગત જ્વરો, અને ત્રિદોષ જ્વરો અવશ્ય હણાય છે, એમાં સંશય નથી.

## શટ્યાદિ ક્વાથ.

**शटी निशाद्वयं दारु शुण्ठी पुष्करमूलकम् । एला गुडूची कटुका पर्पटश्च यवासकः ॥ शृङ्गी किराततिक्तं च दशमूली तथैव च । क्वाथमेतां पिबेत् कोष्णं सिन्धुचूर्णयुतं नरः ॥ ज्वरान् सर्वान् द्रुतं हन्ति नात्र कार्या विचारणा । अनुभूतमिदम् ।**

કચૂરો, હળદર, દારૂહળદર, દેવદાર, સૂંઠ, એરંડાનું મૂળ, એળચી, ગળો, કડુ, ખડસલિયો, જવાસો, કાકડાશીંગી, કરિયાતું, અને દશમૂળ, એઓનો ક્વાથ કરી થોડોક ઉનો રહે ત્યારે સૈંધવ નાંખીને પીવાથી સર્વ જ્વરો એકદમ હણાઇ જાય છે, તેમાં સંશય નથી. આ ક્વાથનો અમે અનુભવ કરેલો છે.

## હરીતક્યાદિ ગુટી.

**हरितकी त्रिवृद्दन्तारकाणां पृथग्भवेत् । पलद्वयं कणा शुण्ठी गुडूची गोक्षुरी वरी ॥ सहदेवी विडङ्गं च प्रत्येकं पलसम्मितम् । मधुना वटिकां कृत्वा खादेज्ज्वरमपोहति ॥ कासं श्वासं मलस्तम्भं वह्निमान्द्यं नियच्छति । अनुभूतम् ।**

હરડે, નસોતર, નેવરધારો, એ દરેક

આઠ આઠ તોલા; પીપર, સૂંઠ, ગળો, ગોખરૂ, શતાવરી, ખપાટ, અને વાવડીંગ, એ દરેક ચાર ચાર તોલા; એની મધમાં ગોળી વાળીને જ્વર મટાડવાને ખાવી. તેથી ઉધરસ, શ્વાસ, મલસ્તંભ, અગ્નિમાંદ્ય, એ સર્વ મટે છે. આ ગોળી અનુભવેલી છે.

## લાક્ષાદિ તૈલ.

लाक्षा दशाक्षा त्वरुणा षडक्षा सचन्दनं लोहितचन्दनं च ॥ त्वक्पत्रकं वारिमुस्ता समुस्ता प्रत्येकमेतानि पलोन्मितानि ॥ किराततिक्ताख्रिवृता सतिक्ताऽमृताऽक्षपाप-र्पटकण्टकार्यैः । विडङ्गविश्वापलकानि वा सारसानिशावीरगासिन्धुवाराः ॥ एतानि देयानि पृथक्पलार्धमानानि सर्वाणि च भेषजानि । कल्कानमीषां विदधीत गव्यदुग्धेन वै सार्धतुलाभिधेन ॥ तैलं तिलानां तु तुलानुमानं तेनैव कल्केन शनैः पचेच्च । हन्याज्ज्वरांस्तैलमिदं समस्तान् कुर्याद् बलं वीर्यमतीव पुष्टिम् ॥ विमर्दनादाशु परिश्रमं भ्रमं शमं नयेत्संजनयेत् द्युतिं तनोः । तथा व्यथामस्थिसमुद्भवामपि प्रहृत्य निद्रां समुपार्जयेत्सुखम् ॥ अरुणा मञ्जिष्ठा । वारि वालम् । रसा रास्ना इति लाक्षादि तैलम् ।

લાખ તોલા ૧૦, મજીઠ તોલા ૬, સુખડ અને રતાંજળી ચાર ચાર તોલા, તજ, તમાલપત્ર, વાળો, સુરામાંસી, મોથ, એ દરેક પણ ચાર ચાર તોલા, કરિયાતું, નસોતર, કડુ, ગળો, પીપર, ખડસલિયો, બેઠી ભોરીંગણી, વાવડીંગ, અતિવિષ, આમળાં, અરડૂસી, રાસ્ના, હળદર, વાળાનું મૂળ, નગડ, એ દરેક બે બે તોલા; આ સર્વ ઔષધોના કલ્ક સહિત ૬૦૦ તોલા ગાયના દૂધને ૪૦૦ તોલા તેલમાં પકાવવું. એ તેલ સર્વ જ્વરોને હણે છે તથા બળ, વીર્ય, અને અત્યંત પુષ્ટી આપે છે. શરીરે ચોળવાથી શ્રમ અને ભ્રમ ટળે છે, તથા શાંતિ મળીને શરીરની કાંતિ વધે છે. હાડકાંમાંની પીડા મટે છે, અને નિદ્રા આવીને સુખ મળે છે.

## બીજું લાક્ષાદિ તૈલ.

लाक्षारससमं तैलं तैलान्मस्तु चतुर्गुणम् । अश्वगन्धानिशादारुकौन्तीकुष्ठाब्दचन्दनैः ॥ समूर्वारोहिणीरास्नाशताह्वामधुकैः समैः सिद्धं लाक्षादिकं नाम तैलमभ्यञ्जनाद्धिता ॥ सर्वज्वरक्षयोन्मादश्वासापस्मारवातनुत् । यक्षराक्षसभूतघ्नं गर्भिणीनां च शस्यते ॥

मस्तु दधिजलम् । कौन्ती रेणुका चन्दनमत्र श्वेतमेव न तु रक्तम् । रोहिणी कटुका । इति लाक्षादि ।

લાખના રસ જેટલુંજ તેલ, અને તેલથી ચોગણો મસ્તુ એટલે દહીંનું પાણી લેવું. પછી આસોંદ, હળદર, દેવદાર, મેંદીનાં બીજ, કઠ, મોથ, ચંદન, મોરવેલ, કડુ, રાસ્ના, શતાવરી, મહુડાં, એ સર્વે સમભાગે લેઇ તેલ પકાવવું. એ તેલનો અભ્યંગ કરવાથી સર્વે જ્વરો, ક્ષય, ઉન્માદ, શ્વાસ, અપસ્માર, અને વાયુ મટે છે. યક્ષ રાક્ષસ, અને ભૂતને હણે છે, વળી આ તેલ ગર્ભિણી સ્ત્રીને પણ હિતકારી છે.

## ત્રીજું લાક્ષાદિ તેલ.

लाक्षा हरिद्रा मञ्जिष्ठा फेनिलं मधुकं

बला। लामज्जकं चन्दनं च चम्पकं नीलमुत्पलम्॥ प्रत्येकमेषां षण्मुष्टीः पक्त्वा तोये चतुर्गुणे। चतुर्भागावशेषे तु गर्भे चैतत्समावपेत्॥ रेणुका पद्मकं चैव वाजिगन्धा तथैव च। वेतसं चीरकं कुष्ठं देवदारु नखं त्वचम्॥ शतपुष्पा पुण्डरीकं मांसी मधुकमेव च। एभिरक्षमितैः कल्कैः कषायेणैव पेषितैः॥ मस्तुशुक्तारनालाना-माढकांशं समावपेत्। क्षीराढकसमायुक्तं तैलप्रस्थं विपाचयेत्॥ अभ्यङ्गात्तैलमेतद्धि शीघ्रं दाहमपोहति। व्यपोहति तथा वातपित्तश्लेष्मभवज्वरम्॥ सप्रलापं सतृष्णं च तालुशोषभ्रमान्वितम्। ग्रहोपसृष्टा ये बाला रक्षःसंदूषिताश्च ये॥ तेषां कष्टं प्रशमयेत्तैलं लाक्षादिकं महत्॥

फेनिलं बदरी। लामज्जकमुशीरवत्पीतछवि तृणविशेषः॥ लामज्जकं यदा न स्यादुशीरं दीयते तदा। चम्पकमित्यस्य स्थाने कुत्रापि गैरिकमिति पाठः॥ नीलोत्पलस्यालाभे तु कुमुदं देयमिष्यते। समावपेत्प्रक्षिपेदित्यर्थः। चीरकं ग्रन्थिपर्णस्य भेदो भटिउर इति नैपालदेशे भवति। तदलाभे ग्रन्थिपर्णं देयम्। पुण्डरीकं श्वेतकमलम्। मस्तु दधिजलम्। शुक्तं सन्धानभेदः। आरनालः सोऽपि सन्धानभेदः॥ इति महालाक्षादितैलम्॥

લાખ, હળદર, મજીઠ, બોર, મહુડાં, નાગબલા, લામજ્જક, ચંદન, ચંપો અને નીલ કમળ, એ દરેક ૨૪ તોલા પ્રમાણે લેઇ કચ્ચર કરી તેથી ચોગણા પાણીમાં પકાવવાં. ચોથો ભાગ પાણી રહે એટલે તે પાણી ગાળીને રાખી મૂકવું. પછી મેંદી, પદ્મકાઠ, આસોંદ, નેતર, તગર, કઠ, દેવદાર, નખલો, તજ, સૂવા, પુંડરીક (ધોળું કમળ), જટામાંસી, અને મહુડાં એ સર્વનાં ચૂર્ણો એક એક તોલો લેઇ તેને ઉપરના ક્વાથની ભાવના દેવી. પછી મસ્તુ, શુક્ત અને આરનાલ, એ ત્રણે ૨૫૬ તોલા લેઇ તેમાં વાટેલી દવા નાંખીને તેમાં ૨૫૬ તોલા દૂધ અને ૬૪ તોલા તેલ નાંખીને પકાવવું. આથી સિદ્ધ થયેલું તેલ શરીરે ચોળવાથી એકદમ દાહ મટી જાય છે. વાત, પિત્ત, અને કફના જ્વરો પણ મટી જાય છે. બકવા, તરશ, તાલુશોષ, અને ભ્રમ પણ મટી જાય છે. બાલગ્રહ તથા રાક્ષસની પીડાઓ પણ આ મહા લાક્ષાદિ તેલથી મટી જાય છે. આમાં લામજ્જક ન મળે તો તેને બદલે વાળો, નીલકમળને બદલે પોયણી, ચીરકને બદલે તગર નાંખવું.

## તરુણ જ્વરના ઉપાયો.

### ઉદક મંજરી રસ.

अथ नवज्वरे रसाः।

सूतो गन्धष्टङ्कणः सोषणश्च सर्वैस्तुल्या शर्करा मत्स्यपित्तैः। भूयो भूयो मर्दयेत्तत् त्रिरात्रं वल्लो देयः शृङ्गवेरद्रवेण। तोयं शीतं व्यंजनैः शाकभक्तं वृन्ताकाढ्यं पथ्यमेतत्प्रदिष्टम्। अह्नैःशीघ्रं हन्ति सद्योज्वरं तु पित्ताधिक्ये मूर्ध्नि तोयं च दद्यात्॥

अस्य प्रक्रिया पारा शुद्ध भाग १ गन्धक भाग १ सोहागाभ्रष्ट भाग १ मरिच भाग १ शर्करा भाग ४ रोहितमत्स्यपित्त भाग ४ प्रतिदिनं सर्वं दिनत्रयं मर्दयेत्। रसमिमं रक्तिकात्र-

यमितमार्द्रकरसेन दद्यात् । ओदनं तक्रं वृन्ताकफलं भोक्तुं दद्यात् । व्यञ्जनाद्यैः शीतमुपचारं कुर्यात् । उदकमञ्जरीरसो नवज्वरेषु सर्वेषु ॥ रसरत्नप्रदीपे ।

પારો, ગંધક, ટંકણ, મરી, એ દરેક એક એક ભાગ; સાકર અને આછલાંનાં પીત્તાં ચાર ચાર ભાગ; એ સર્વે ત્રણ રાત્રી સૂધી ખૂબ ખરલ કરવું. આ રસ એક વાલ જેટલો આદાના રસમાં આપવો. ઉપર ટાઢું પાણી પીવું. પણ ઓ નાંખવો. છાશ ભાત તથા રીંગણાં ખાવાં તે પથ્ય છે. એથી ઉગ્ર તરૂણજ્વર તુરત એક દિવસમાં નાશ પામે છે. પિત્ત બહુ હોય તો માથે ટાઢું પાણી રેડવું. આ રસ સઘળા તરૂણ જ્વરો ઉપર ચાલે છે. તે રસ રત્ન પ્રદીપ નામના ગ્રંથમાં કહેલો છે.

## જ્વર ધુમકેતુ રસ.

**अद्यात्समं सूतसमुद्रफेनं हिङ्गूलगन्धं परिमृद्य यामम् । नवज्वरे वल्लयुगं त्रियस्तमाद्राम्भसाऽयं ज्वरधूमकेतुः ॥**

अथ प्रक्रिया । पारा शुद्धगन्धक शुद्धहिङ्गूल शुद्ध समुद्रफेण समभागं सर्वयाममेकमार्द्रकरसेन संमर्द्य रक्तिकाषट्कमितमार्द्रकरसेन दिनत्रयं नवज्वरी भक्षयेत् । दिनत्रयान्नवज्वरो नश्येत् ॥ इति ज्वरधूमकेतुः रसेन्द्रचिन्तामणौ ॥

પારો, સમુદ્રફેન, હિંગળો, અને ગંધક એ ચારે ચીજો શુદ્ધ અને સમભાગે લઇ એક પ્રહર સૂધી આદાના રસમાં વાટવી. આ જ્વર ધુમકેતુ રસ બે વાલ જેટલો આદાના રસમાં તરૂણ જ્વર ઉપર આપવો. આ રસ રસેંદ્ર ચિંતામણિ' ગ્રંથમાં કહેલો છે.

## મહા જ્વરાંકુશ રસ.

**शुद्धसूतो विषं गन्धः प्रत्येकं शाणसंमितः । धूर्तबीजं त्रिशाणं स्यात् सर्वेभ्यो द्विगुणा भवेत् । हेमाह्वा कारयेदेषां सूक्ष्मं चूर्णं प्रयत्नतः ॥ जम्बीरजीरकैर्देयं चूर्णं गुञ्जाद्वयोन्मितम् । आर्द्रकस्य रसेनापि ज्वरं हन्ति त्रिदोषजम् । एकाहिकं द्व्याहिकं च त्र्याहिकं च चातुर्थकम् । विषमं च ज्वरं हन्यादवं जीर्णं च सर्वथा ॥ महाज्वराङ्कुशो नाम्ना रसोऽयं सर्वसंमतः ॥**

प्रक्रिया । शुद्धपारा शुद्धगन्धक शुद्धविष प्रत्येकं टङ्क १ धत्तूरबीजटङ्क ३ चोकटङ्क १२ सर्वेषां चूर्णमतिसूक्ष्मं कर्तव्यम् । इति महाज्वराङ्कुशः सर्वज्वरेषु शार्ङ्गधरे ॥

શુદ્ધ પારો, વછનાગ, ગંધક, પ્રત્યેક (૨૪ રતિ) પા પા તોલો; ધંતૂરાનાં બીજ પોણો તોલો; એ સર્વથી બમણી પીળી દારુડી; આ સર્વના સૂક્ષ્મ ચૂર્ણને બે રતિ જેટલું લીંબુ, જીરૂં, કે આદાના રસમાં ખાવું. એથી ત્રિદોષ જ્વર, રોજીયો, એકાંતરિયો, તરિયો, ચોથિયો, વિષમજ્વર, નવો જ્વર, અને જીર્ણજ્વર અવશ્ય નાશ પામે છે. આ મહાજ્વરાંકુશ નામનો રસ સર્વ માન્ય છે. તે શારંગધર ગ્રંથમાં કહેલો છે.

## જ્વરઘ્ની વટિકા.

**एको भागो रसाच्छुद्धाच्छैलेयः पिप्पली शिवा । आकारकरभो गन्धः कटुतैलेन शोधितः ॥ फलानि चेन्द्रवारुण्याश्चतुर्भागमिता अमी । एकत्र मर्दयेच्चूर्णमिन्द्रवारु-**

णिकारसैः। माषोन्मितां वटीं कृत्वा दद्यात्सद्योज्वरे बुधः। छिन्ना रसानुपानेन ज्वरघ्नी वटिका मता॥

• शैलेयः छर इति लोके। शिवा हरीतकी। आकारकरभः अकरकरा इति लोके। चतुर्भागमिता अमी शैलेयादयः। षट् समुदिता भागचतुष्टयमिताः। ज्वरघ्नी वटिका शार्ङ्गधरे॥

એક ભાગ શુદ્ધ પારો તથા ચાર ચાર ભાગ દગડફૂલ, પીપર, હરડે, અકલકરો, સરસીયા તેલથી શુદ્ધ કરેલો ગંધક અને ચાર ભાગ ઇંદ્રવારૂણીનાં ફળ મેળવીને તે સર્વને ઇંદ્રવારૂણીના રસમાં વાટી એક એક માસાની ગોળીઓ કરી તરુણ જ્વરમાં ખાવી. આ જ્વરઘ્ની વટિકા ઉપર ગળોના સ્વરસનું અનુપાન દેવું (શારંગધર.)

## બીજા પ્રકારની જ્વરઘ્ની વટિકા.

रसं गंधं च दरदं जैपालं क्रमवर्धितम्। दन्तीरसेन संपिष्य वटीं गुञ्जामिता भवेत्॥ प्रभाते सितया सार्धमशिता शीतवारिणा। एकेन दिवसेनैषा नवज्वरहरी भवेत्॥ रसरत्नप्रदीपे॥

પારો, ગંધક, હિંગળો, અને નેપાળો એ દરેક અનુક્રમે એક, બે, ત્રણ, અને ચાર ભાગે લઈ તેઓને નેપાળાના મૂળના રસમાં વાટીને એક રતીની ગોળી કરી પ્રભાતમાં સાકર સાથે ટાઢા પાણીમાં ખાવી. તેથી તરૂણ જ્વર એક દિવસમાં નાશ પામે છે.

## નવજ્વર હરીવટી.

रसो गन्धो विषं शुण्ठी पिप्पली मरिचानि च। पथ्या विभीतकं धात्री दन्तीबीजं च शोधितम्॥ चूर्णमेषां समांशानां द्रोणपुष्पीरसै पुटेत्। वटीं माषनिभां कुर्याद्भक्षयेन्नूतने ज्वरे॥

પારો, ગંધક, વછનાગ, સૂંઠ, પીપર, મરી, હરડાં, બેડાં, આમળાં, અને શુદ્ધ કરેલાં નેપાળાનાં બીજ, એ સર્વ સમભાગ ચૂર્ણને કુબાન. રસમાં વાટીને એકેક માસાની ગોળી કરી તરુણજ્વરમાં ખાવાથી તે જ્વર નાશ પામે છે.

## સર્વ જ્વર ચ્છેત્રીવટી.

एकभागो रसो भागद्वयं शुद्धं च गन्धकम्। गरलस्य त्रयो भागा चतुर्भागा हिंगुलवती॥ जैपालकः पञ्चभागो निम्बुद्रवविमर्दितः। कृमिघ्नप्रमिता वट्यः कार्याः सर्वज्वरच्छिदः॥ शृङ्गवेरेण दातव्या वटिकैका दिनेदिने। जीर्णे ज्वरे तथाऽजीर्णे सामे वा विषमे तथा॥ ज्वरं सर्वं निहन्तासौ दावो वनमिवानलः॥

પારો ૧ ભાગ, શુદ્ધ ગંધક ૨ ભાગ, વછનાગ ૩ ભાગ, પીળી દારુડી ૪ ભાગ, નેપાળો ૫ ભાગ. સર્વને લીંબુના રસમાં વાટીને વાવડીંગ જેવડી ગોળી કરીને સર્વ જ્વરોમાં આપવી. દરરોજ એકેક ગોળી આદાના રસમાં આપવી. તેથી જીર્ણ જ્વર અજીર્ણ, આમ, વિષમજ્વર, અને સર્વ જ્વરોનો, જેમ અગ્નિ વનનો નાશ કરે છે તેમ નાશ કરે છે.

## (સામાન્ય જ્વરના ઉપાયો.)

## મહા જ્વરાંકુશ રસ.

अथ सामान्यज्वरे रसाः।

शुद्धं सूतं विषं गन्धं धूर्तबीजं त्रिभिः स-

[illegible] । घतुर्णां द्विगुणं व्योषचूर्णं गुञ्जाद्वयोन्मितम् ॥ आर्द्रकस्य रसैःकिंवा जम्बीरस्य रसैर्युतम् । महाज्वराङ्कुशो नाम्ना सर्वज्वरविनाशनः ॥ एकाहिकं द्व्याहिकं च त्र्याहिकं च चतुर्थकम् । विषमं वा त्रिदोषं वा ज्वरं हन्ति न संशयः

प्रक्रिया । शुद्धपारदटङ्क १ शुद्धविषटङ्क १ शुद्धगन्धकटङ्क १ धत्तूरबीजटङ्क ३ त्रिकटु प्रत्येकटङ्क ४ सर्वेषां चूर्णमतिसूक्ष्मं कर्त्तव्यम् । इति महाज्वराङ्कुशः सर्वज्वरेषु ॥

શુદ્ધ પારો, વછનાગ, ગંધક, અને એ ત્રણેના જેટલાં ધંતૂરાનાં બીજ, એ ચારેથી બમણા સૂંઠ, મરી, પીપર, એ સર્વનું ચૂર્ણ કરી બે રતિ જેટલું આદું કે લીંબુનાં રસમાં ખાવું. આ મહાજ્વરાંકુશ નામનો રસ સર્વ જ્વરોનો નાશ કરનારો છે. રોજિયો, એકાંતરિયો, તરિયો, ચોથિયો, વિષમજ્વર, અને ત્રીદોષ જ્વરને પણ તે બેશક હણે છે. સર્વ જ્વરો ઉપર આ રસ ચાલે છે.

## શ્વાસ કુઠાર રસ.

सूतं गन्धं विषं चैव टङ्कणं च मनःशिलाम् । एतानि टङ्कमात्राणि मरिचं त्वष्टटङ्ककम् कटुत्रयं टङ्कषट्कं खल्ले क्षिप्तवा विचूर्णयेत् । रसः श्वासकुठारोऽयं सर्वज्वरहरः परः ॥

इति श्वासकुठारो रसः । श्वासे सर्वज्वरे रसरत्नाकरे ॥

પારો, ગંધક, વછનાગ, ટંકણ, અને મણશીલ એક એક ટંક લેવાં; મરી આઠ ટંક અને ત્રિકટુ છ ટંક લેવાં; આના ચૂર્ણને શ્વાસકુઠાર રસ કહે છે; તે સર્વ જ્વરોને હણનારો છે. (રસ રત્નાકર)

## જ્વરાંકુશરસ.

दारुमूखां शिखिग्रीवां रसकं च पृथक्पृथक् । टङ्कत्रयानुमानेन गृहीत्वा कनकद्रवैः ॥ मर्दयेत् त्रिदिनं कार्या वटी चणकमात्रया । मरिचैरेकविंशत्या सप्तभिस्तुलसीदलैः ॥ खादेद्वटीद्वयं पथ्यं दुग्धभक्तं सशर्करम् तरुणं विषमं जीर्णं हन्यात्सर्वज्वरं ध्रुवम् ॥

दारुमूखा दारुमूसी । शिखिग्रीवा तुत्थम् । रसकं खपरिआ प्रत्येकं स्यात् । टङ्क ३ धत्तूरपत्रस्य रसेन मर्द्दयेत् । इति ज्वराङ्कुशः सर्वज्वरेषु ॥

દારૂમુખા, મોરથૂથૂ, અને ખાપરિયાને સમ ભાગે લેઇને ધંતૂરાના રસમાં ત્રણ દિવસ સૂધી વાટીને ચણા જેવડી ગોળી કરવી. તે ગોળી એકવીસ મરીના દાણા તથા તુલસીનાં સાત પાન સાથે બે ગોળી ખાવી. દૂધ ભાત અને સાકર ખાવાં. એથી તરુણજ્વર, વિષમજ્વર, જીર્ણ જ્વર અને સર્વ જ્વરો નક્કી મટી જાય છે.

## હુતાશનરસ.

नागरं कर्षमात्रं च टङ्कणं कर्षकद्वयम् मरिचं सार्धकर्षं स्यात्तावद्दग्धवराटकम् ॥ विषं कर्षचतुर्थांशं सर्वमेकत्र चूर्णयेत् । रसो हुताशनो नाम्ना खाद्यो गुञ्जामितो ज्वरे ॥

સૂંઠ ૧ તોલો, ટંકણ ખાર ૨ તોલા, મરી ૧ા તોલો, અને બાળેલી કોડી ૧ા તોલો, અને ૦ા તોલો વછનાગ, એ સર્વનું ચૂર્ણ હુતાશનરસ કહેવાય છે, તે જ્વરમાં એક રતિ જેટલો ખાવો.

## જીર્ણ જ્વરઘ્ની વટિકા.

**शुद्धजैपालटङ्कं तु कट्वीं टङ्कद्वयोन्मिताम् गैरिकं टङ्कमेकं च कन्या नीरेण मर्दयेत् ॥ कलायसदृशी कार्या वटिकातां च भक्षयेत् शीतलेन जलेनैव वटी जीर्णज्वरापहा ॥**

૦ા તોલો નેપાળો શુદ્ધ, અરધો તોલો કડુ, ગેરૂ ૦ા તોલો, એમને કુંવારના રસમાં વાટીને વટાણા જેવડી ગોળી કરી ટાઢા પાણીમાં ખાવાથી જીર્ણ જ્વર મટે છે.

## રવિ સુંદર રસ.

**द्विभागतालेन हतं च ताम्रं रसं च गन्धं च समीनमायु । विषं समं च द्विगुणं च ताम्रं त्रिःसप्तवारेण दिवाकरांशौ ॥ विमर्द्य चारिष्टरसेन चूर्णं गुञ्जैकदत्तं सितया समेतम् । ज्वराङ्कुशोऽयं रविसुन्दराख्यो ज्वरान्निहन्त्यष्टविधान् समस्तान् ॥**

अस्य प्रक्रिया। पाराटङ्क १ गन्धटङ्क १ विषटङ्क १ द्विगुणतालकहतताम्रटङ्क २ रोहूमत्स्यकैपित्तटङ्क १ सर्वमेकत्र चूर्णयित्वा निंबपत्ररसैर्भावयित्वा २१ उष्णे संशोष्य रक्तिकामात्रं १ श्वेतशर्करया भक्षणीयम् । इति सर्वज्वरे रविसुन्दरो रसः ॥

બેવડી હરતાળથી મારેલ ત્રાંબું બે ભાગ અને પારો, ગંધક, મત્સ્યપિત્ત, અને વછનાગ એકેક ભાગ; એમના ચૂર્ણને લીમડાનાં પાનના રસની ભાવનાઓ દેઇને એકવીસવાર સૂર્યના તડકામાં સૂકવવું. તેમાંથી એક રતિ ભાર ચૂર્ણ સાકર સાથે લેવું. આ રવિ સુંદર નામનો જ્વરાંકુશ આઠે પ્રકારના સર્વ જ્વરોને હણી નાંખે છે.

## કજ્જલી.

**शुद्धं सूतं तथा गन्धं खल्वे तावद्विमर्दयेत् । सूतं न दृश्यते यावत्किन्तु तत्कज्जलं भवेत् ॥ एषा कज्जलिका ख्याता बृंहणी वीर्यवर्धिनी । नानानुपानयोगेन सर्वव्याधिविनाशिनी ॥**

શુદ્ધ પારો તથા ગંધક, સમાન લેઇને ખરલમાં વાટતાં પારો ન દેખાય અને કાજળ જેવું થઇ જાય તે કજ્જળી કહેવાય છે. તે કજ્જલિકા પૌષ્ટિક અને વીર્ય વધારનારી છે. નાના પ્રકારનાં અનુપાનોના યોગોથી તે સર્વ રોગને મટાડનારી છે. ( રસ રત્ન પ્રદીપ )

## રસ પર્પટી.

**जपापत्ररसेनाथ वर्धमानरसेन च । भृङ्गराजरसेनापि काकमाच्या रसेन च ॥ रसं संशोधयेत्तेन तत्समं शोधयेद्बलिम् । भृङ्गराजरसैः पिष्ट्वा शोषयेदर्करश्मिभिः ॥ सप्तधा वा त्रिधा वापि पश्चाच्चूर्णं तु कारयेत् । चूर्णयित्वा समं तेन रसेन सह मर्दयेत् ॥ नष्टसूतं यदा चूर्णं भवेत्कज्जलसन्निभम् । निर्धूमबदराङ्गारे द्रवीकुर्यात्तम-**

यत्नतः ॥ तत्र तं महिषीविष्ठास्थापिते कदलीदले । निःक्षिपेत्तदुपर्यन्यत्पत्रं दत्त्वा प्रपीडयेत् । शीतलं च ततः पत्रात्समुद्धृत्य विचूर्णयेत् । एवं सिद्धा भवेद्दूय।त्रिघातिनी रसपर्पटी ज्वरादिव्याधिभिर्व्याप्तं विश्वं दृष्ट्वा पुरा हरः । चकार कृपया युक्तः सुधावद्रसपर्पटीम् । रक्तिकासंमितां तावद्भ्रष्टजीरकसंयुताम् ।गुञ्जार्धभ्रष्टहिङ्ग्वाढ्यां भक्षयेद्रसपर्पटीम् । रोगानुरूपभैषज्यैरपि तां भक्षयेद्बुधः । पिबेत्तदनु पानीयं शीतलं चुलकत्रयम् ॥ प्रत्यहं तस्य चैकैकां रक्तिकां वर्धयेद्भिषक् । नाधिकां दशगुञ्जातो भक्षयेत्तां कदाचन ॥ एकादशदिनारम्भात्तां तथैवापकर्षयेत् । एवमेतां समश्नीयान्नरो विंशतिवासरान् ॥ शिवं गुरूंस्तथा विप्रान् पूजयित्वा प्रणम्य च । श्रद्धया भक्षयेदेतां क्षीरमांसरसाशनः॥ ज्वरं च ग्रहणीं वापि तथातीसारमेव च । कामलां पाण्डुरोगं च शूलप्लीहजलोदरम् । एवमादीन् गदान्हत्वा हृष्टः पुष्टश्च वीर्यवान् ॥जीवेद्वर्षशतं साग्रं वलीपलितवर्जितः॥

જાસુદનાં પાન, ધોળા એરડાનાં પાન, ભાંગરો, પીલુડી, એમનાં પાનોના રસોથી પારાને શુદ્ધ કરવો. પછી ભાંગરાના રસમાં પારા જેટલાજ ગંધકને વાટીને તડકે સૂકવવો. એમ સાત કે ત્રણવાર કરીને તેનું ચૂર્ણ કરવું. પછી તે બંનેની ઉપર પ્રમાણે કજ્જલી કરવી. તેને ધૂમાડા વગરના બોરડીના અંગારામાં પ્રયત્નથી દ્રવરૂપ કરવું. તેને ભેંશના છાણ ઉપર કેળનું પાન પાથરીને તે ઉપર નાંખી ઉપર બીજું કેળનું પાન મૂકી દબાવવું. શીતળ થઇ જાય એટલે તે ચૂર્ણને લેઇ લેવું. એ રસ પર્પટી સિદ્ધ થઇ કહેવાય છે, અને તે સર્વ રોગોનો નાશ કરનારી છે, પૂર્વે જગતને જ્વર વગેરે રોગોથી ઘેરાયલું જોઇને દયાની શંકરે આ રસ પર્પટી બનાવી છે. એક રતિ ભાર આ રસ પર્પટીમાં અરધી અરધી રતિભાર શેકેલું જીરૂં તથા શેકેલી હિંગ મેળવીને તે ખાવી. તે તે રોગોને યોગ્ય અનુપાનોમાં પણ ખવાય છે અને ઉપર ટાઢું પાણી પીવું. વૈદ્યે હંમેશાં આ રસ પર્પટીની એક એક રતિ વધારતાં જવી, દશ રતિથી વધારે તો કદી પણ ખાવી નહિ જ. અગિયારમે દિવસેથી પાછી એક એક રતિ ઊતરતાં જવી. એ રીતે વીશ દિવસ સૂધી તે ખાવી, શંકર, ગુરુઓ, તથા વિપ્રોનું પુજન કરીને પ્રણામ કરીને શ્રદ્ધાથી તે ખાવી, અને ઉપર દૂધ તથા માંસરસ ખાવાં. આ પર્પટી ખાવાથી જ્વર, સંગ્રહણી, અતિસાર, કમળો, પાંડુ રોગ, શૂળ, બરલ, જળોદર એ વગેરે રોગો મટી જઇને હષ્ટપુષ્ટ તથા વીર્યવાન્ થઈ સો વર્ષ સૂધી જીવે છે, અને વળિયાં પળિયાં મટી જાય છે.

## જ્વરવાળાને અન્ન દેવા વિષે.

**अथ ज्वरिणोऽन्नदानसमयस्तत्र चरकः । क्षुत्सम्भवति पक्वेषु रसदोषमलेषु च । काले वा यदिवाऽकाले सोऽन्नकाल उदाहृतः ॥ अन्यच्च । आमे पाकं गते नृणां यदा भोजनलालसा । भवेत्काले ह्यकाले वा सोऽन्नकाल उदाहृतः ॥**

तत्र कालमाह। ज्वरस्य पाकावस्थान्नदानकालः। ज्वरस्य पाककालश्च ॥

**वातिकः सप्तरात्रेण दशरात्रेण पैत्तिकः। श्लेष्मिको द्वादशाहेन ज्वरः पाकमुपैति हि॥**

ज्वरस्य पाक ऊपशमः ज्वरपाकेनैव रसपाको दोषपाकोऽपि कथितो यथा॥ दोषपाकं विना ज्वरपाको न भवति रसपाकं विना दोषपाकश्च न भवति। ननु यथा पैत्तिकज्वरो दशाहोरात्रेण पाकं याति॥ एकादशदिनेऽन्नं दीयते। तथा श्लेष्मिको ज्वरो द्वादशाहोरात्रेण पाकं याति। त्रयोदशे दिवसेऽन्नं दीयते। तथा वातिकोऽपि ज्वरः सप्ताहोरात्रेण पाकं याति अष्टमे दिवसेऽन्नं कथं न दीयते। कथं सप्तम एव दिवसेऽन्नं दीयते इति। उच्यते॥

**कफपित्ते द्रवे धातू सहेते लङ्घनं बहु। आमक्षयादूर्ध्वमपि वायुर्न सहते क्षणम्॥**

इति वचनादामरसपाके जाते आहारलाभं विना वायुः क्षणमात्रमपि सोढुं न शक्नोति स आशुकारित्वात् क्षणादाक्षेपकादीन् विकारान् सञ्जनयति। अतो वातिके ज्वरे पाकदिनानामन्तिमे सप्तम एव दिनेऽन्नं दीयते॥ तथा च धन्वन्तरिः॥

**ज्वराभिभूतः षडहे व्यतीते विपक्वदोषः कृतलङ्घनादिः। यो भेषजं खादति वैद्यवश्यो निःसंशयं हन्त्यचिरात्स रोगान्॥**

ज्वराभिभूतः वातज्वराभिभूतः विपक्वदोषः पक्वातः कृतलङ्घनादिः। आदिशब्दात् कृतपकजलपाननिर्वातगृहवासगुरूष्णावसनधारणादिः भेषजमित्यन्नस्याप्युपलक्षणम्। अतएवाह चरकः॥

**ज्वरितं षडहेऽतीते लघ्वन्नं प्रतिभोजितम्। पाचनं शमनीयं वा कषायं पाययेत्तु तम्॥ इति॥**

ज्वरितं वातज्वरिणम्। षडहेऽतीत इत्युपलक्षणम्। पित्तज्वरिणं दशाहेऽतीते। लघ्वन्नं भोजितं ज्वरिणम्॥

**पाचनं शमनीयं वा कषायं पाययेत्पुनः। श्लेष्मज्वरिणं द्वादशाहेऽतीते। स एव सर्वज्वरिणं दिनान्ते भोजयेल्लघु॥**

दिनान्ते अन्तशब्दोऽत्र मध्यवाची तेनत्रिधा विभक्तस्य दिवसस्य मध्यभागे पित्तस्य प्राधान्यसमये। उक्तं च वाग्भटेन॥

**ते व्यापिनोऽपि हृन्नाभ्योरधोमध्योर्ध्वसंश्रयाः। वयोऽहोरात्रभुक्तानां तेऽन्तमध्यादिगा क्रमात्॥**

ते वातपित्तश्लेष्माणः पित्तकालोऽपि मध्याह्नादर्वाक्। यत आह॥

**याममध्ये न भोक्तव्यं यामयुग्मं न लङ्घयेत्। या मध्ये रसोत्पत्तिर्ये मयुद्माद्व लक्षयः॥**

एतत्संख्यापरमिति चेतन्न यत आह।

**श्लेष्मक्षये प्रवृद्धोष्मा बलवाननलस्तदा। वेगापायेऽन्यथा तद्धि ज्वरवेगाभिवर्धनम्॥**

तदा पित्तप्राधान्यसमये अन्यथा उक्तसमयादन्यथा वेगापाये जठराग्निवेगनाशे तद्भोजनं ज्वरवेगाभिवर्धनं भवतीत्यर्थः॥

ચરક કહે છે કે–"રસ, દોષ, અને મલ પાકી જાય ત્યારે ભૂખ લાગે છે, માટે સમય હોય કે ન હોય, તોપણ ભૂખ લાગે ત્યારે અન્ન આપવું." બીજે પણ કહ્યું છે કે –"જ્યારે માણસને આમ પાકી જાય છે ત્યારે ભૂખ લાગે છે, માટે સમય હોય કે ન હોય તો પણ અન્ન આપવું." આ

ઉપરથી એમ સિદ્ધ થાય છે કે—જ્યારે જ્વર પાકી જાય ત્યારે અન્ન આપવું- વાત જ્વર સાત રાત્રિએ, પિત્તજ્વર દશ રાત્રિએ અને કફ જ્વર બાર રાત્રિએ પાકે છે. પાક એટલે ઉપશમ. જ્વર પાકે ત્યારે જ રસ અને દોષ પાકે છે. કહ્યું છે કે—રસ પાકર્યા વિના દોષ પાકતા નથી અને દોષ પાકયા વિના જ્વર પાકતો નથી.

અહીં એમ શંકા થાય કે—જેમ પિત્ત જ્વર દશ દિવસે પાકે છે અને અગીઆરમા દિવસે અન્ન આપવામાં આવે છે; કફ જ્વર બાર દિવસે પાકે છે અને તેરમા દિવસે અન્ન અપાય છે. તેમ વાતજ્વર સાત દિવસે પાકે છે તેમાં આઠમે દિવસે અન્ન આપવું જોઇએ. તેને બદલે સાતમે દિવસે અન્ન આપવામાં આવે છે તેનું કારણ શું? તેનું સમાધાન એ કે—કફ અને પિત્ત એ બે દ્રવ રૂપ ધાતુ હોવાથી ઘણા દિવસ સુધી લંઘન સહન કરી શકે છે, પણ વાયુ તો આમ પાકયા પછી એક ક્ષણ પણ લંઘન સહન કરી શકતો નથી, તેથી જો અન્ન આપવામાં ન આવે તો શરીરને ક્ષીણ કરી વિકારો ઉત્પન્ન કરે છે માટે વાતજ્વરમાં તે પાકવાના છેલ્લા દિવસે જ અન્ન આપવામાં આવે છે. ધન્વંતરી કહે છે કે—વાતજ્વરથી હારી ગયેલો માણસ વૈદ્યનાં કહેવા પ્રમાણે લંઘન કરે, ઉકાળેલું પાણી પીએ, વાયું વગરના ઘરમાં રહે અને ગરમ કપડાં પેહેરે તો વાયુ રૂપી દોષો પાકી જઇ છ દિવસ પછી અન્નનું અને ઔષધનું ભક્ષણ કરે છે. તેનો રોગ થોડા સમયમાં નાશ પામે છે. ચરક પણ કહે છે કે—વાતજ્વરવાળાને ૬ દિવસ પછી, પિત્ત જ્વરવાળાને ૧૦ દિવસ પછી અને કફજ્વરવાળાને ૧૨ દિવસ વીત્યા પછી હલકું અન્ન ખવરાવીને પાચન તથા શમન કવાથો આપવા અને અન્ન આપવું તે દિવસના ત્રણ ભાગ પાડી મધ્ય ભાગમાં એટલે પિત્તના પ્રાધાન્ય સમયમાં આપવું. વાગ્ભટ કહે છે કે—દિવસનો મધ્ય ભાગ પિત્તપ્રાધાન્યનો સમય છે. વાત પિત્ત અને કફ સઘળા શરીરમાં વ્યાપી રહેલું છે, તો પણ વાત, હૃદય તથા નાભિના નીચલા ભાગમાં, પિત્ત મધ્ય ભાગમાં અને કફ ઉપરના ભાગમાં વિશેષે કરીને રહે છે. અને તેજ પ્રમાણે અવસ્થાના, દિવસના, રાતના તથા ભોજનના અંત ભાગમાં, મધ્યમાં તથા આદિમાં વાત આદમાં વાત, પિત્ત અને કફ અનુક્રમે પ્રાધાન્ય રહે છે. પિત્તના પ્રધાન પણાનો સમય બપોરનો છે, તો પણ રોગીને બપોર પેહેલાં અન્ન આપવું. કારણ કે દિવસના એક પોહોરની અંદર જમવું નહી, તેમ બે પોહોર વીતી જતા સુધી જમ્યા વગર રહેવું નહી. એક પોહોરની અંદર જમવાથી રસ ઉત્પન્ન થાય છે અને બે પોહોર વીતતા સુધી ભૂખ્યા રહેવાથી બળક્ષીણ થાય છે.

## શંકા

ઉપરનું વચન, મધ્યાન્હ પેહેલાં અન્ન આપવાને માટે નથી. પણ તેનો ભાવાર્થ એમ છે કે એક પોહોરમાં બે વાર જમવું નહી, અને લાગટ બે પોહોર જમ્યા વગર કાઢવા નહી, એમ છે; તેમ છતાં બપોર પેહેલાંજ જમવું એમ કેમ કહ્યું?

## સમાધાન

'દિવસનો પેહેલો પોહોર પૂરો થતાં કફનો ક્ષય થઇ અગ્નિ પ્રદીપ્ત થાય છે. માટે જઠરાગ્નિ પ્રદીપ્ત થાય તે સમયે અન્ન જમવું જોઇએ; જઠરાગ્નિનો વેગ શાંત થયા પછી અન્ન જમ્યાથી જ્વરનો વેગ વધે છે. માટે ઉપર કહ્યું છે તે બરાબર છે.

## વિષમ જ્વરમાં અન્ન આપવાનો સમય.

**सर्वज्वरेषु सप्ताहं मात्रावल्लघु भोजयेत् । वेगापायेऽन्यथा तद्धि ज्वरवेगाभिवर्धनम् ॥**

सर्वज्वरेषु सर्वविषमज्वरेषु वेगापाये ज्वरवेगापाये भोजयेत् । अन्यथा ज्वरवेगापायं विना तद्भोजनं ज्वरवेगाभिवर्धनं भवति ॥

ચરક કહે છે કે "સર્વ પ્રકારના વિષમજ્વરોમાં જ્વરનો વેગ શાંત થઇ જાય ત્યારે ભોજન આપવું. વેગ મટયા વિના જમાડવાથી જ્વરનો વેગ વધે છે."

## જમવાનું સ્થળ.

**आहारनिर्हारविहारयोगाः सदैव सद्भिर्विजने विधेयाः ॥ इति ॥**

ડાહ્યા માણસે આહાર, વિહાર, અને મળમૂત્રનો ત્યાગ હમેશાં નિર્જન સ્થાનમાં કરવો જોઇએ.

## નિર્બળને ભોજન.

**ज्वरे प्रमेहो भवति स्वल्पैरपि विचेष्टितैः । निषण्णं भोजयेत्तस्मान्मूत्रोच्चारौ च कारयेत् ।**

निषण्णं यथास्थानस्थितमेव न तु स्थानान्तरं नीतम् ॥

સુશ્રુત કહે છે કે-"જ્વરમાં થોડી પણ હરફર કરવાથી પ્રમેહ થાય છે, એટલા માટે જ્યાં બેઠેલો હોય ત્યાંજ જમાડવો અને મળમૂત્રનો ત્યાગ પણ ત્યાંજ કરાવવો."

## પ્રથમ કોળિયા વિષે.

**यथा दोषोचितैर्द्रव्यैः कर्तव्यः कवलग्रहः ।अरोचकास्यवैरस्यमलपूतिप्रसेकहृत् ॥ भृष्टजीरकचूर्णेन सिन्धुजन्मयुतेन च । जिह्वा दन्तान्मुखस्यान्तर्घृष्ट्वा कवलमाचरेत् । मुखे मलं विगन्धत्वं विरसत्वं च नश्यति । मनः प्रसन्नं भवति भोजनेऽतिरुचिर्भवेत् ॥**

જ્વરવાળાએ પ્રથમ દોષોને ટાળે તેવા પદાર્થોના કોળિયા લેવા. તેથી અરુચિ, મુખની વિરસતા, મેલ, દુર્ગંધ, અને લાળ મટે છે. શેકેલું જીરૂં તથા સેંધવનું ચૂર્ણ મુખની અંદર ઘસીને પછી કોળિયો લેવો, એથી મુખમાંનો મળ તથા દુર્ગંધ અને વિરસતા નાશ પામી જાય છે, મન પ્રસન્ન થાય છે, અને ભોજન પર રૂચિ થાય છે.

## હિતકર ભોજન વિષે.

**ज्वरितो हितमश्नीयाद्यद्यप्यस्यारुचिर्भवेत् । अन्नकालेऽप्यभुञ्जानः क्षीयते म्रियतेऽपि च ॥**

अयमर्थः । यद्यपि ज्वरितस्य हिते भक्षेऽरुचिर्भवेत् तथापि ज्वरितो हितमेवाश्नीयादिति नियमः । यत आह सुश्रुतः ॥

**गुर्वभिष्यन्दकाले च ज्वरी नाद्यात्कथंचन । न तु तस्याहितं भुक्तमायुषे वा सुखाय च ॥ आनद्धः स्तिमितैर्दोषैर्यावन्तं**

**कालमातुरः । तावत्कालं स लघ्वन्नमश्नीयात्सुविरक्तवत् ॥**

आनद्धः स्तिमितैर्दोषैः अपक्वैर्दोषैर्व्याप्त इत्यर्थः । ननु हिते वस्तुनि कथमरुचिः स्यादत आह ॥

**सात्म्यात् स्वाद्वभावाच्च पथ्यं द्वेष्यत्वमागतमिति ॥**

सात्म्यादेकस्यैव भक्ष्यस्य सर्वदोपयोगात् स्वाद्वभावात् भक्ष्यान्तरादपि विस्वादुतः । पथ्यमप्रियं स्यात्तथापि तदेव पथ्यम् ॥

**कल्पना विधिभिस्तैस्तैः प्रियत्वं गमयेत्पुनरिति ॥**

अथ ज्वरितोऽन्नकालेऽश्नीयादेवेति द्वितीयो नियमः । कुत इति चेत् हि यतो हेतोः अभुञ्जानः क्षीयते । पक्वदोषधातुर्भवति ततः म्रियतेऽपि च ॥

જ્વરવાળાને હિતકારી ભોજન પર અરૂચિ હોય છે તો પણ તેણે હિતકારી ભોજન કરવું જોઇએ. ભૂખ લાગે છતાં જમે નહિ તો ક્ષીણતા થાય છે, અથવા તો મરણ થાય છે. સુશ્રુત કહે છે કે–" જ્વરવાળાએ ભારે કે કફકર અન્ન સમય વગર કદી ખાવું નહિ, કેમકે તેમ કરવાથી આયુષ્યને નુકશાન થાય છે અને સુખ પણ મળતું નથી. અપક્વ દોષોથી જ્યાં સૂધી રોગ રહે ત્યાં સૂધી વૈરાગીની પેઠે બહુ થોડું અને હલકું ખાવું જોઇએ." એકનું એક ભોજન ખાધા કરવાથી તે પથ્ય હોય તોપણ તેનાપર અરૂચિ થાય છે. જ્વરમાં પથ્ય ઉપર અપ્રીતિ થાય તો પણ પથ્યજ ખાવું ઉચિત છે. પથ્ય પદાર્થો અપ્રિય લાગે તોપણ તે પ્રિય લાગે એવી ગોઠવણ કરવી. વળી જમવાના સમયે જમવું જોઇએ, તેમ નહી કરવાથી રોગી ક્ષીણ થઇ જાય છે અને જઠરના અગ્નિથી દોષો તથા ધાતુઓ પાકવાથી મરી પણ જાય છે.

## જ્વરવાળાને હિતકારી અન્નો.

**रक्तशाल्यादयः शस्ताः पुराणाः षष्टिकैः सह । यवाग्वोदनलाजार्थे ज्वरितानां ज्वरापहाः ॥ मुद्गान्मसूरांश्चणकान् कुलत्थान् समकुष्टकान् । यूषार्थे यूषसात्म्यानां ज्वरितानां प्रदापयेत् ॥ पटोलपत्रं वार्त्ताकुं कुलकं कारवेल्लकम् । कर्कोटकं पर्पटकं गोजिह्वां वालमूलकम् ॥ पत्रं गुडूच्याः शाकार्थे ज्वरितानां ज्वरापहम् । लावान् कपिञ्जलानेणान् हरिणान् पृषतांश्छशान् ॥ कुरङ्गान् कालपुच्छांश्च तथैव मृगमातृकान् । मांसार्थे मांससात्म्यानां ज्वरितानां प्रदापयेत् ॥ सारसक्रौञ्चशिखिनस्तथा तित्तिरकुक्कुटाः । गुरूष्णत्वान्नशंसन्ते केचिदेवं व्यवस्थिताः ॥**

तित्तिर इत्यत्र कृष्णतित्तिरः ॥

**ज्वरितानां प्रकोपं तु यदा याति समीरणः । तदैतेऽपि हि शस्यन्ते मात्राकालोपपादिताः ॥ निम्बुकं दाडिमं धात्रीफलमम्लं प्रकाङ्क्षते । प्रदद्यादम्लसात्म्याय काञ्जिकं वा पुरातनम् ॥**

एतेषां गुणनामानि पूर्वोक्तानि ॥

જ્વરવાળાને જ્વરહણનારાં યવાગૂ, ભાત, અને લાજા માટે જૂના રાતા ચોખા અને સાઠી ચોખા સરસ છે. મગ,

મસૂર, ચણા, કળથી, અને મઠના યુષો બનાવીને જ્વરવાળાને આપવા. પરવળની ભાજી, રીંગણાં, પરવળ, કારેલાં, કંટોલાં, ખડસલિયાનાં પાન, ભોંપાથરી (ગળજીભી), અને ન્હાના મૂળા તથા ગળોનાં પાન, એ જ્વરવાળાને શાક તરીકે જ્વર મટાડનારાં હોય. લાવાં, કપિંજલ, એણ, હરિણ, પૃશત્, સસલાં, કુરંગ, કાલપુચ્છ, તથા સર્વ જાતનાં મૃગો, એમનાં માંસો માંસ ભક્ષક જ્વરવાળાને આપવાં. સારસ, ક્રૌંચ, મોર, તેતર, અને કૂકડાં, એ ભારે તથા ગરમ હોવાથી કદી પણ આપવાં યોગ્ય નથી. જ્વરવાળાને કદી વાત પ્રકોપ થાય, તો તેઓ પણ આપવાં યોગ્ય છે. લીંબુ, દાડમ, આમળાં, અથવા જૂની કાંજી આપવી.

## ( રોગીનાં અન્નો. )

### મંડ

**तण्डुलानां सुसिद्धानां चतुर्दशगुणे जले । रसः सिक्थैर्विरहितो मण्ड इत्यभिधीयते ॥ शुण्ठीसैन्धवसंयुक्तो दीपनः पाचनश्च सः । अन्नस्य सम्यक्सिद्धयात्र ज्ञेया मण्डस्य सिद्धता ॥ पेया यूषयवागूनां विलेपीभक्तयोरपि । मण्डो ग्राही लघुः शीतो दीपनो धातुसाम्यकृत् । ज्वरघ्नस्तर्पणो बल्यः पित्तश्लेष्मश्रमापहः ॥**

ચૌદ ગણા પાણીમાં ચોખા કણી રહિત રંધાય તે રસને મંડ કહે છે. સૂંઠ અને સૈંધવ સહિત મંડ દીપન અને પાચન છે. ચોખા છેક પાકી જાય ત્યારે મંડની સિદ્ધિ થઇ જાણવી. પેયા, યૂપ, યવાગૂ, વિલેપી, અને ભાતમાં પણ એજ રીતે જાણવું. મંડ ગ્રાહી, લઘુ, શીતળ, દીપન, ધાતુની સમતા કરનાર, જ્વરઘ્ન, તૃપ્તિ આપનાર, બળ આપનાર, પિત્ત તથા કફહર, અને શ્રમ મટાડનાર છે.

### પેયા

**चतुर्दशगुणे नीरे रक्तशाल्यादिभिः कृता । द्रवाधिका स्वल्पसिक्था पेया प्रोक्ता भिषग्वरैः ॥ सातिलघ्वी ग्राहिणी च धातुपुष्टिविधायिनी । तृट्ज्वरानिलदौर्बल्यकुक्षिरोगविनाशिनी ॥ स्वेदाग्निजननी ज्ञेया वातवर्चोऽनुलोमनी । शुण्ठीसैन्धवसंयुक्ता दीपनी पाचनी च सा ॥ आमशूलहरी रुच्या स्याद्विबन्धविनाशिनी ॥**

ચૌદ ગણા પાણીમાં રાતા ચોખા વગેરે પકાવીને વધારે પાણી વાળી અને થોડી કણીઓ વાળી રાબ બનાવવામાં આવે તેને ઉત્તમ વૈદ્યો પેયા કહે છે. તે બહુ જ હલકી, ગ્રાહી, ધાતુ પુષ્ટિ કરનારી, અને તૃષા, જ્વર, વાયુ, દુર્બળતા, પેટના રોગોને, મટાડનારી છે. પરસેવો અને અગ્નિને વધારનારી, વાયુને તથા વિષ્ટાને યોગ્ય માર્ગે લાવનારી છે. સૂંઠ અને સૈંધવ સાથે તે પાચન અને દીપન છે. આમશૂળને હરનારી, રૂચિકારક, અને મળબંધનો નાશ કરનારી છે.

### પ્રમથ્યા.

**प्रमथ्या प्रोच्यते द्रव्यपलात्कल्कीकृता शृता । तोयेऽष्टगुणिते तस्या मानमाहुः पलद्वयम् ॥**

द्रव्यं पाच्यद्रव्यं तस्याः पलद्वयशेषायाः ॥

**गुणैः प्रमथ्या पेयावत्ततो लघ्वी विशेषतः॥**

ચાર તોલા દ્રવ્યની ચટણી કરી આઠ ગણા પાણીમાં કવાથ કરી, આઠ તોલા બાકી રહે તે આઠ તોલા પીવાય છે. આ પ્રમથ્યાના ગુણો પેયાના જેવા જ છે, પણ વિશેષમાં હલકી વધારે છે.

### યૂષ.

**अष्टादशगुणे नीरे शिम्बीधान्यसृतो रसः। विरलोऽन्नो घनः किञ्चित्पेयातो यूष उच्यते। उक्तः स एव निर्यूहो रुचिकृच्च विशेषतः**

**कल्कद्रव्यपलं शुण्ठी पिप्पली चार्धकार्षिकी। वारिप्रस्थेन विपचेत्तद्रवो यूष उच्यते॥**

अयमर्थः। यूषान्तं पलमितं तत्कल्कीकृतम्। शुण्ठी पिप्पली च समुदितार्धकर्षमिता कल्कीकृता। उभयमपि प्रस्थमितेन वारिणा पचेत्। तद्रवो यूषः॥

**यूषो बल्यो लघुः पाके रुच्यः कण्ठ्यः कफापहः॥**

અઢાર ગણા પાણીમાં શીંગનાં ધાન્ય રાંધી કંઈક ઘાટો રસ થાય (જાડી દાળ) તેને યૂષ કહે છે. તેને નિર્યૂહ પણ કહે છે, અને તે વિશેષે રોચક છે. ચાર તોલા શીંગનાં ધાન્ય, સૂંઠ તથા પીપર અરધો અરધો તોલો, એમની જુદી જુદી ચટણી કરીને ચોસઠ તોલા પાણીમાં પકાવવું. એ રસ પણ યૂષ કહેવાય છે. તે બળ આપનાર, પાકમાં હલકો, રોચક, કંઠ શોધક અને કફ હરનાર છે.

### મગનો યૂષ.

**मुद्गानां द्विपलं तत्र पेयं सृतम थाढकोन्मिते। पादस्थं मर्दितं पूतं दाडिमस्य पलेन तत्॥ युक्तं सैन्धवविश्वाह्वधान्यकैः पादकांशकैः। कणाजीरकयोश्चूर्णं शनकैरवचूर्णितम्॥ संस्कृतोमुद्गयूषोऽयं पित्तश्लेष्महरो मतः॥**

**मुद्गानामुत्तमो यूषो दीपनः शीतलो लघुः। व्रणोर्ध्वजत्रुतृड्दाहकफपित्तज्वरास्रजित्॥**

આઠ તોલા મગ ૧૨૮ તોલા પાણીમાં પકાવતાં ચોથો ભાગ પાણી રહે, એટલે કપડામાં ચોળીને ગાળી લેવું. તેમાં ચાર તોલા દાડમનો રસ તથા પા પા તોલો સૈંધવ, ધાણા, અને સૂંઠ નાંખવાં. પછી તેમાં પીપર તથા જીરાનો વઘાર દેવો. આ મગનો યૂષ પિત્ત તથા કફને મટાડનારો છે. મગનો ઉત્તમ યૂષ દીપન, શીતળ, હલકો છે, તથા વ્રણ, કંઠની ઉપરના ભાગના રોગો, તૃષા, દાહ, કફ, પિત્ત, જ્વર, અને રક્તદોષોને મટાડે છે.

### મગ તથા આંબળાનો યૂષ.

**मुद्गामलकयूषस्तु भेदी पित्तानिलापहः। तृड्दाहशमनः शीतो मूर्छाश्रममदापहः॥**

મગ તથા આમળાંનો યૂષ ભેદક, પિત્ત કફ હર, અને શીતળ છે. તે તૃષા, દાહ, મૂર્છા, શ્રમ, અને મદ મટાડે છે.

### મસૂરનો યૂષ.

**मसूरयूषः संग्राही बृंही स्वादुः प्रमेहनुत्॥**

મસૂરનો યૂષ ગ્રાહી, પૌષ્ટિક, મધુર, અને પ્રમેહ હરનાર છે.

## યવાગૂ.

**यवागूः षड्गुणे तोये संसिद्धा घनसिक्थका । पृथक् द्रवैस्तु विरलैः संयुक्ता ज्वरिणे हिता ॥ यवागूर्दीपनी लघ्वी तृष्णाघ्नी बस्तिशोधिनी । श्रमग्लानिहरी पथ्या ज्वरे चैवातिसारिके ॥**

છ ગણા પાણીમાં ધાન્યને પકાવતાં ઘાટી કણીઓ તથા બહુ થોડું પાણી રહે, તે યવાગૂ કહેવાય છે. તે જ્વરવાળાને હિતકારી છે. યવાગૂ દીપન, હલકી, તૃષા મટાડનારી, અને બસ્તિને શુદ્ધ કરનારી છે. તે શ્રમ અને ગ્લાનિને હરે છે અને જ્વર તથા અતિસારમાં પથ્ય છે.

## વિલેપી.

**चतुर्गुणाम्बुसंसिद्धा विलेपी घनसिक्थका ॥ पृथक् द्रवेण रहिता ख्याता शिथिलभक्तिका ॥**

संसिद्धा अतीवसिद्धा विलेपी गिलहथी इति लोके ॥

**विलेपी दीपनी बल्या हृद्या सङ्ग्राहिणी लघुः । व्रणाक्षिरोगिणां पथ्या तर्पणी तृड्ज्वरापहा ॥**

કુટડા ચોખા ચોગણા પાણીમાં રાંધવા તેને વિલેપી કહે છે. તે દીપન, બળ આપનાર, મનને ગમે એવી, ગ્રાહી, હલકી, વ્રણ અને નેત્ર રોગીઓને પથ્ય, તૃપ્તિ આપનાર, અને તૃષા તથા જ્વરને મટાડનારી છે.

## ભક્ત.

**जले चतुर्दशगुणे तण्डुलानां चतुष्पलम् । विपचेत् स्रावयेन्मण्डं तद्भक्तंमधुरं लघु । चक्रदत्तस्तु । अन्नम्पञ्च गुणे तोये यवागूं षड्गुणे पचेत् ॥**

तत्रान्नं भक्तं तथा च । भिस्साध्री भक्तमन्धोऽन्नमोदनोऽस्त्रीसदीदिविरित्यमरः ॥

**भक्तं वह्निकरं पथ्यं तर्पणं मूत्रलं लघु । सुधौतं प्रस्रुतं चोष्णं विशदं गुणवत्तरम् ॥ अधौतमस्रुत शीतं गुर्वरुच्यं कफप्रदम् । अत्युष्णं बलहृद्भक्तं शीतं शुष्कञ्च दुर्जरम् । अतिक्लिन्नं ग्लानिकरं दुर्जरं तण्डुलान्वितम् ॥**

अतिक्लिन्नं सजलं यत्पर्युषितम् ॥

**भृष्टतण्डुलजं रुच्यं सुगन्धि कफहृल्लघु । वातास्थापितमन्दाग्निविरिक्तानां प्रशस्यते ॥**

ચૌદ ગણા પાણીમાં સોળ તોલા ચોખા પકાવીને પાણી કાઢી નાંખવાથી ભક્ત (ભાત) થાય છે, તે મધુર અને હલકો છે. ચક્રદત્ત તો અન્નને પાંચ ગણા પાણીમાં અને યવાગૂને છ ગણા પાણીમાં પકાવવાનું કહે છે. અહીં અન્ન એટલે ચોખા સમજવા. અમર કોશમાં ભિસ્સા, ભક્ત, અંધસ, અન્ન, ઓદન અને દીદિવિ એટલાં ચોખાનાં નામ કહેલાં છે. ભાત દીપન, પથ્ય, તૃપ્તિ આપનાર, મૂત્રલ, હલકો છે. સારી રીતે ધોએલો, ઓસાવેલો, ગરમ ભાત શોધક અને વધારે ગુણો વાળો છે. નહિ ધોએલ તથા નહિ ઓસાવેલો અને શીતળ ભાત વૃષ્ય, ભારે, અને કફહર છે. બહુ ગરમ ભાત

બળ હરનાર છે, અને શીતળ ભાત સૂકો અને માંડ પચે એવો છે. બહુ ઢીલો ભાત ગ્લાનિ કરનાર અને માંડ પચે એવો છે. શેકેલા ચોખાનો ભાત રોચક, સુગંધી, કફહર, અને હલકો છે. વાયુવાળા, નિરૂહબસ્તિવાળા, મંદાગ્નિવાળા, તથા રેચવાળાને તે હિતકારી છે.

## રસૌદન.

मौसलं सक्थिजं मांसं तथानस्थिच तैत्तिरम् ॥ चतुःपलोन्मितं सूक्ष्मङ्कल्पितं क्षालितं जले ॥ पिप्पलीपिप्पलीमूलशुण्ठीजीरकधान्यकैः । द्विशाणैः संयुते तोये काथ्यमर्द्धाढकोन्मिते ॥

पादस्थितं जलं तत्र दर्व्या संकुट्टितं हरेत् । तं रसं मर्दितं हिङ्गुभृष्टसैन्धवजीरकैः । सम्यक् प्रधूपितं पथ्यं शुद्धानां शुद्धिकांक्षिणाम् ॥

रसौदनो गुरुर्वृष्यो बल्यो वातज्वरापहः ॥

સાથળનું જાડું માંસ તથા હાડકાં વગરનું તેતરનું માંસ સોળ તોલા લેઈ ઝીણા ઝીણા કડકા કરી પાણીમાં ધોઈ, પીપર, પીપરીમૂળ, સૂંઠ, જીરૂં, તથા ધાણા અરધો તોલો પાણીમાં નાંખી, તેમાં પેલું માંસ નાંખીને ૧૨૮ તોલા પાણીમાં પકાવવું. ચોથો ભાગ પાણી રહે એટલે માંસને કડછીથી છૂંદીને રસો કાઢી લેવો. પછી તેને હિંગ, શેકેલ સૈંધવ, અને જીરાથી વઘારી ભાતમાં મેળવવું. એ ભાત રસૌદન કહેવાય છે. શુદ્ધ થયેલા અને શુદ્ધ થનાર માટે તે પથ્ય છે. રસૌદન ભારે, વૃષ્ય, બળ આપનાર, અને વાતજ્વર હણનાર છે.

## ઔષધ મંડાદિ પ્રક્રિયા.

साध्यं चतुःपलं द्रव्यं चतुःषष्टिपलेऽम्बुनि । तत्क्वाथेनार्द्धशिष्टेन मण्डपेयादि साधयेत् ॥ वृद्धवैद्याः पलन्द्रव्यं ग्राहयंत्याढकेऽम्मसि । भेषजस्यातिबाहुल्यात्कदाचिदरुचिर्भवेत् ॥ यैरन्नैरौषधैर्यैश्च कृता मण्डादयो बुधैः । विचार्य तद्गुणोनतांस्तद्गुणोनव निर्दिशेत् ॥

૨૫૬ તોલા પાણીમાં ૧૬ તોલા દ્રવ્ય પકાવીને ક્વાથ અરધો બાકી રહે એટલે તેમાં મંડ, પેયા, વગેરે બનાવવાં. વૃદ્ધ વૈદ્યો તો ૨૫૬ તોલા પાણીમાં ચાર તોલા જ દ્રવ્ય પકાવવાનું કહે છે, કેમકે દ્રવ્ય વધારે હોય તો વખતે રોગીને અરુચિ પેદા કરે છે. જે જે અન્નો અને જે જે ઔષધોનાં મંડાદિ બનાવવામાં આવે, તે તેનો વિચાર કરીને તેના ગુણો સમજી લેવા.

## ઔષધ સિદ્ધ પેયા.

अन्नकाले हिता पेया यथास्वं पाचनैः कृता॥ दीपनी पाचनी लघ्वी ज्वरार्त्तानां ज्वरापहा ॥

यथास्वं पाचनैः कृता यथादोषं पाचनैः कृता। यथा।

પોતાને જેમ પાચન થાય તે રીતે પેયા બનાવીને જમવામાં લેવાથી હિત કરે છે. તે દીપન, પાચન, હલકી, અને જ્વરને મટાડનારી છે.

## જ્વરની પેયા.

**पञ्चमूल्याः कषायन्तु पाचनं वातिकज्वरे । सक्षौद्रं पैत्तिके मुस्तकटुकेन्द्रयवैः कृतम् ॥ पिप्पल्यादिकषायन्तु पाचनं कफजे ज्वरे । लघुना पञ्चमूलेन पिप्पल्या सह धान्यया ॥ महत्या पञ्चमूल्याथ व्याघ्री दुःस्पर्शगोक्षुरैः । सिद्धानि भिषगम्भानि प्रयुञ्जीत यथाक्रमम् ॥ वातपित्ते श्लेष्मपित्ते कफवाते त्रिदोषजे ॥**

अयमर्थः । वातपित्तेषु लघुना पञ्चमूलेन सिद्धान्यम्भानि भिषक् प्रयुञ्जीत ॥

**शालिपर्णी पृष्टिपर्णी कण्टकारीद्वयं तथा । गोक्षुरः पञ्चमः प्रोक्तः पञ्चमूलमिदं लघु ॥**

श्लेष्मपित्ते पिप्पल्या सह धान्यया । कफवाते महत्या पंचमूल्या ॥

**श्रीफलः सर्वतोभद्रा पाटला गणिकारिका । श्योनाकः पञ्चमः प्रोक्तं पञ्चमूलमिदं महत् ॥**

त्रिदोषजे व्याघ्रीदुःस्पर्शगोक्षुरैः व्याघ्री कंटकारिका । दुःस्पर्शो यवासः ॥

વાતજ્વરમાં પંચમૂલીનો ક્વાથ પાચન છે. મોથ, કડુ, અને ઇંદ્રજવનો ક્વાથ મધ નાંખી પિત્તજ્વરમાં પીવાય છે. કફજ્વરમાં પિપ્પલ્યાદિનો ક્વાથ પાચન છે. લઘુ પંચમૂળનો ક્વાથ વાતપિત્તજ્વરમાં, પીપર અને ધાણાનો ક્વાથ કફપિત્તજ્વરમાં, અને બૃહત્પંચમૂળનો ક્વાથ કફવાતજ્વરમાં, તથા ત્રિદોષજ્વરમાં ભોરીંગણી, જવાસો, અને ગોખરૂનો ક્વાથ, એ રીતે ક્વાથોમાં પકાવેલી પેયા વગેરે આપવાં. મોટો તથા નાનો સમેરવો, બંને જાતની ભોરીંગણીઓ, તથા પાંચમો ગોખરૂ, એ લઘુપંચમૂળ કહેવાય છે. બીલી, સીવણ, કાંકચ, અરણી, અને ટેંટૂ, એ પાંચ બૃહત્પંચમૂલ કહેવાય છે.

## જ્વરના ઉપદ્રવોમાં દેવાની પેયાઓ.

**पेयां वा रक्तशालीनां बस्तिपार्श्वशिरोरुजि । श्वदंष्ट्राकण्टकारीभ्यां सिद्धां ज्वरहरीं पिबेत् । विबद्धवर्चाः सयवां पिप्पल्यामलकैः शृताम् । सर्पिष्मतीं पिबेत्पेयां ज्वरी दोषानुलोमिनीम् ॥ कासी श्वासी च हिक्की च पञ्चमूलीशृतां पिबेत् ।**

यद्योऽत्रान्नं अत्र पंचमूली बृहती लघ्वी च हिता तया शृतां पेयां पिबेदित्यर्थः ।

**पेयां भेषजसंयोगाल्लघुत्वाच्चाग्निदीपनी । वातमूत्रपुरीषाणां दोषाणां चानुलोमिका ॥ स्वेदनाय च सोष्णत्वाद्द्रवत्वात्तृट्क्षयाय च ॥ आहारभावात्प्राणाय सरत्वाल्लाघवाय च । ज्वरघ्नी हेतुसाम्यत्वात्तस्मात्तां पूर्वमाचरेत् ।**

हेतुसाम्यत्वाद्धेतवः वातपित्तकफास्तेषां साम्यत्वात् ॥

બસ્તિ, પડખાં, અને માથાના રોગોમાં પેયા રાતા ચોખાની આપવી. ગોખરૂ અને બેઠી ભોરીંગણીની પેયા જ્વર મટાડનારી છે. મળબંધ હોય તો યવ, પીપર, અને આમળાંના ક્વાથમાં ઘી સાથે પકાવેલી પેયા પીવી, તેથી જ્વરવાળાના દોષ અનુકૂળ ગતિ કરનારા થા-

ય છે. ઉધરસ, શ્વાસ, અને હેડકીમાં પંચમૂલીનો કવાથ પીવો. ઔષધોના સંયોગવાળી પેયા હલકી, દીપન, તથા વાયુ, મૂત્ર અને મળને સીધા ચલાવનારી છે. ગરમ હોવાથી સ્વેદ કરનારી છે. અને દ્રવ રૂપ હોવાથી તૃષાનો નાશ કરનારી છે. ખોરાક રૂપ હોવાથી જીવાડનારી, અને સારક હોવાથી હલકી છે. હેતુને (વાત, પિત્ત અનેકફને)સમ કરનારી હોવાથી જ્વરને હણનારી છે; એટલા માટે તે પ્રથમ પીવી.

## પંચ મુષ્ટિક યૂષ.

**यवकोलकुलत्थानां मुद्गमूलकशुण्ठयोः । एकैकमुष्टिमादाय पचेदष्टगुणे जले ॥ पञ्चमुष्टिक इत्येष वात पित्तकफापहः । शूले प्रशस्यते गुल्मे कासे श्वासे क्षये ज्वरे ॥**

इति पञ्चमुष्टिकयूषः ॥

જવ, બોર, કળથી, મગ, મૂળા, અને સુંઠ, એ દરેક એકેક મૂઠી ભર લેઇને આઠ ગણા પાણીમાં પકાવવાં. આ પંચમુષ્ટિક યૂષ વાત, પિત્ત, અને કફને હણનારો છે. શૂળ, ગુલ્મ, ઉધરસ, શ્વાસ, ક્ષય, અને જ્વરમાં હિતકર છે.

## મલ મૂત્ર બંધનો ઉપાય.

**रुद्धमूत्रपुरीषस्य गुदे वर्ति निधापयेत् । पिप्पलीपिप्पलीमूलयवानीचव्यसाधिताम् ॥ पाययेत्तु यवागूं वा मारुतायानुलोमिनीम् ॥**

મલમૂત્ર રોકાયાં હોય તો પીપર, પીપરીમૂળ, અજમો, અને ચવકથી સિદ્ધ કરેલ યવાગૂ પાવી, અથવા ગુદામાં વાટ ખોસવી, તેથી વાયુ સીધો ચાલે છે.

## પેયા તથા યવાગૂનો અપવાદ.

**मदात्यये मद्यनित्ये ग्रीष्मे पित्तकफोत्थिते । ऊर्ध्वगे रक्तपित्ते च यवागूर्न हिता ज्वरे ॥ दाहच्छर्द्यर्दितं क्षामं निरन्नं तृष्णयान्वितम् । घर्मार्त्तं मद्यपञ्चापि तोयालोडितशक्तुकम् ॥ शर्करामधुसंयुक्तं पाययेल्लाजतर्पणम् ।**

लाजतर्पणं लाजशक्तुरूपं तर्पणम् ॥ तथाच ॥

**दाहच्छर्द्यर्दितं क्षामं निरन्नं तृष्णयान्वितम् । घर्मार्त्तं मद्यपञ्चापि तोयालोडितशक्तुकम् ॥ शर्करामधुसंयुक्तं पाययेल्लाजतर्पणम् । ज्वरापहैः फलरसैर्युक्तमन्नं हितं क्वचित् ॥**

મદાત્યય, મધ પીવાની ટેવ, ઊનાળામાં, પિત્ત અને કફ કોપેલ હોય, રક્તપિત્ત ઊંચુ ચઢયું હોય, તેવા જ્વરવાળાને યવાગૂ હિતકર નથી. દાહ, ઊલટી, અર્દિત, દુર્બળતા, ભૂખ, તરશ, ગરમી, અને મદ્ય પીવાની ટેવ, એવા જ્વરવાળાને પેયા કે યવાગૂ નહિ પાતાં ચોખાની ધાણીનો સાથવો સાકર તથા મધ સહિત પાણીમાં પાવો. ગ્રંથાંતરમાં કહ્યુંછે કે દાહ, ઊલટી, દુર્બળતા, ભૂખ, તરશ, ગરમી, અને મદ્ય પીવાની ટેવવાળાને પાણીમાં ચોખાની ધાણીનો સાથવો મધ તથા સાકર સહિત આપવો. કોઇવાર જ્વરમાં ફળોના રસવાળું અન્ન પણ હિતકારી થાય છે.

## સંતર્પણ સ્વરૂપ.

**द्राक्षादाडिमखर्जूरप्रदितांम्बु सशर्करम् । लाजचूर्णं समध्वाज्यं सन्तर्पणमुदाहृतम् ॥**

लाजचूर्णं द्राक्षादि जलशर्करामध्वाज्यसहितं तर्पणमुक्तमित्यर्थः ॥

ધન્વંતરિએ કહેલું છે કે-"ચોખાની ધાણીનો સાથવો, દ્રાક્ષ, દાડમ, ખજૂર, એમને ચોળીને બનાવેલું પાણી સાકર નાંખીને, તથા ઘી અને મધ નાંખીને પીવાથી તૃપ્તિ થાય છે."

## ચોખાની ધાણીના ગુણો.

**लाजानां शक्तवः क्षौद्रसितायुक्ता विशेषतः।छर्द्यतीसारतृड्दाहविषमूर्छाज्वरापहाः॥**

ચોખાની ધાણીનો સાથવો, વિશેષે કરીને મધ તથા સાકર સાથે લેવાથી ઉલટી, અતિસાર, તૃષા, દાહ, ઝેર, મૂર્છા, અને જ્વર હણાય છે.

## તર્પણનો પ્રકાર.

**तत्र तर्पणमेवादौ प्रदेयं लाजशक्तुभिः। ज्वरापहैः फलरसैर्युक्तं समधुशर्करम् ॥ द्राक्षादाडिमखर्जूरप्रियालैः स परूषकैः। तर्पणार्हस्य दातव्यं तर्पणं ज्वरनाशनम् ॥**

प्रियालमत्र पक्वफलं न तन्मज्जा गुरुत्वात्। तर्पणार्हस्य दाहच्छर्दितृषार्त्तस्य लंघितस्य क्षीणस्येत्यर्थः॥

ચરકે કહેલું છે કે-"જ્વર હરનારાં ફળોના રસો મધ તથા સાકર સાથે લેઇ તે સહિત ચોખાની ધાણીનો સાથવો તૃપ્તિ માટે પ્રથમ દેવાં" ચરકે જ્વરઘ્ન ફળો કહેલાં છે કે-"દ્રાક્ષ, દાડમ, ખજૂર; રાયણ, એ તૃપ્તિ આપનાર હોવાથી જ્વરના નાશ માટે આપવાં."

## જ્વરો ઉપર હિતકારી પદાર્થો.

**श्रमोपवासानिलजे हितं नित्यं रसौदनम्॥**

रसोऽत्र मांसस्य रसः। तेन सिक्त ओदनो रसौदनः। अनेन व्यञ्जनामित्यनेन समासः॥

**मुद्गयूषौदनश्चैव हितः कफसमुत्थिते। स एव सितया युक्तः शीतः पित्तज्वरे हितः॥**

स एव मुद्गयूषौदन एव ॥

**कृशोऽल्पदोषो यः क्षीणकफो जीर्णज्वरान्वितः। विबन्धासृष्टदोषश्च रूक्षपित्तानिलज्वरी। पिपासार्त्तः सदाहश्च पयसा ससुखी भवेत् ॥ अन्यच्च अजादुग्धं गुडोपेतं पातव्यं ज्वरशान्तये। तदेव तु पयः पीतं तरुणे हन्ति मानवम् ॥**

तरुणे ज्वरे। अन्यच्च ॥

**जीर्णे ज्वरे कफे क्षीणे क्षीरं स्यादमृतोपमम्।तदेव तरुणे पीतं विषवद्धन्ति मानवम्॥**

શ્રમ, ઉપવાસ, અને વાયુના જ્વરમાં હુંમેશાં રસૌદન હિતકારી છે. કફ જ્વરમાં મગનો યૂષ અને ચોખા હિતકારી છે. તેમાં જ સાકર નાંખવાથી તે શીત હોવાથી વિષમ જ્વરમાં હિતકારી છે. દૂબળા, અલ્પદોષવાળા, ઓછા કફવાળા, જીર્ણ જ્વરવાળા, મળ બંધવાળા, દોષવાળા, રૂક્ષ, પિત્ત અને વાયુના, જ્વરવાળા તરસ્યા, દાહવાળા, એવાને દૂધ અપાય છે. બીજે કહેલું છે કે-બકરીનું દૂધ ગોળ સાથે જ્વરની શાંતિ માટે પાવું, પણ તરુણ જ્વરમાં તે પીવાથી માણસ મરી જાય છે. વળી કહ્યું છે કે—જીર્ણજ્વરમાં કફ ક્ષીણ થયા પછી દૂધ પીવાથી તે અમૃત તુલ્ય ગુણ કરે છે, પણ જો તરુણ જ્વરમાં પીવામાં આવે તો તે ઝેરની પેઠે માણસને મારી નાંખે છે.

## જ્વરવાળાના નિયમો.

**न दिवास्वप्नं पूर्वाह्णे नाभिष्यन्दि कदाचन। न तीक्ष्णमन्नं गुरुप्रायं भुञ्जीत तरु-**

णज्वरी ॥ न जातु तर्पयेत्प्राज्ञः सहसा ज्वरकर्षितम् । तेन संशमितोऽप्यस्य पुनरेव भवेज्ज्वरः ॥

બે વાર, સહુવારમાં, કફ હરનારૂં, તીક્ષ્ણ, અને ભારે અન્ન તરૂણ જ્વરવાળાએ કદી પણ ખાવું નહિ. જ્વરથી નબળાઈ આવી હોય તેમાં એકદમ વૈદ્યે તૃપ્તિ આપવી નહિ; એમ કરવાથી શમી ગયેલો જ્વર પાછો થાય છે.

## જ્વર મુક્તિનું પૂર્વરૂપ.

**दाहः स्वेदो भ्रमस्तृष्णा कम्पविड्भेद संज्ञताः । कूजनश्चातिवैगन्ध्यमाकृतिर्ज्वरमोक्षणे ॥**

विड्भेदो मलप्रवृत्तिरत्र । सम्पदादिभ्यो भावे क्विप् । कूजनं कुन्थनं अतिवैगन्ध्यं गात्रस्य । ज्वरमुक्तौ भविष्यंत्यामे तल्लक्षणं भवति । ननु दोषक्षयं विना न व्याधिनिवृत्तिः क्षीणाश्च दोषाः कथमेवंविधं रूपं करिष्यंति । उच्यते । कश्चित् क्षीणोऽपि विनाशकाले स्वशक्तिं दर्शयति । यथा निर्वाणावस्थायां दीपो विशेषात्प्रज्वलति ॥ वाग्भटोऽप्याह ॥

**धातून् प्रक्षोभयन् दोषो मोक्षकाले विलीयते । ततो नरः श्वसन् कूजन् वमन् स्विद्यन् चेष्टत इति ॥**

न चेष्टतेऽचेष्टः स्यात् ॥

**त्रिदोषजे ज्वरे ह्येतदन्तर्वेगे च धातुगे । लक्षणं मोक्षकाले स्यादन्यस्मिन् स्वेददर्शनम् ॥**

एतद्दाहादिकं लक्षणं मोक्षकाले एतेष्वेव ज्वरेषु स्यात् । केषु त्रिदोषजे अन्तर्वेगे धातुगे ज्वरे च ॥ अन्यस्मिन् स्वेदमात्रदर्शनं भवति ॥

દાહ, સ્વેદ, ભ્રમ, તરશ, કંપ, અને વિષ્ટાનું ભેદન, આંતરડાંમાં ગુડગુડાટ, અને દુર્ગંધ, એટલાં જ્વરથી મુક્ત થયાનાં લક્ષણો છે.

## શંકા.

દોષોનો ક્ષય થયા વગર રોગ મટતા નથી, માટે રોગ મટવાના સમયમાં ક્ષીણ થયેલા દોષો ઉપર કહ્યા પ્રમાણે દાહ વગેરે ભયંકર રૂપ કેમ પકડે છે?

## સમાધાન.

કેટલાંક ક્ષીણ થયા છતાં પણ અંત સમયે પોતાનું બળ દર્શાવે છે, જેમકે દીવો ગુલ થતી વખતે પણ વધારે પ્રકાશમાન થાય છે. વાગ્ભટ કહે છે કે—ધાતુઓનો ક્ષોભ કરતો દોષ જ્યારે માણસને તજી જવાની તૈયારીમાં હોય છે ત્યારે તે વીખરાઇ જવા લાગે છે; તેથી તે વખતે માણસ હાંફે છે, કણુકણે છે, ઉલટી કરે છે, પરસેવો થાય છે અને ચેષ્ટા વગરના થાય છે. ત્રિદોષજ્વર, ધાતુઓના જ્વર, તથા અંદર ઊંડા વેગવાળો જ્વર, એ મટે છે ત્યારે પણ દાહાદિક લક્ષણો થાય છે. અને તે શિવાયના બીજા પ્રકારના જ્વરોમાં મરતી વખતે માત્ર પરસેવો જ થાય છે.

## જ્વરથી મુક્ત થયાનાં લક્ષણો.

**देहो लघुर्व्यपगतक्लममोहतापः पाको मुखे करणसौष्ठवमव्यथत्वम् । स्वेदक्षयः प्रकृति योगिमनोऽन्नलिप्साकण्डूश्च मूर्ध्नि विगतज्वरलक्षणानि ॥ सुश्रुतोऽप्याह । देहे लघुत्वं शिरसः कण्डूः पाको मुखस्य च । क्षवथुश्चान्नकांक्षा च ज्वरमुक्तस्य लक्षणम् ॥**

દેહ હલકો થાય, ગ્લાનિ મટી જાય, મુખમાં પાક થાય, ઇંદ્રિયોમાં સૌંદર્ય આવે, પીડા ટળે, સ્વેદ મટે, મન સ્વાભાવિક બને, અન્નની ઇચ્છા થઈ જાય, અને માથામાં ચળ આવે, એ જ્વર ગયાનાં લક્ષણો છે. સુશ્રુતે પણ કહ્યું છે કે-" દેહમાં હલકાઇ, માથામાં ખરજ, મુખમાં પાક, છીંક, અન્નની ઇચ્છા, એ જ્વરથી મુક્તનાં લક્ષણો છે."

## જ્વર મુક્તનાં નિયમો.

**व्यायामश्च व्यवायश्च स्नानं चंक्रमणानि च । ज्वरमुक्तो न सेवेत यावन्नो बलवान् भवेत् ॥ अन्यच्च व्यायामश्च व्यवायश्च प्रवातं शिशिरं जलम् । ज्वरमुक्तो न सेवेत यावन्नो बलवान् भवेत् ॥ जन्तोर्ज्वरविमुक्तस्य स्नानं कुर्यात्पुनर्ज्वरम् । तस्माज्ज्वरविमुक्तोपि स्नानं विषमिव त्यजेत्॥ बलवर्णाग्निवपुषां यावन्न प्रकृतिर्भवेत् । तावज्ज्वरेण मुक्तोऽपि वर्जनीयानि वर्जयेत् ॥**

જ્વરથી મુક્ત થયેલાને જ્યાં સૂધી બળ ન આવે ત્યાં સૂધી કસરત, મૈથુન, સ્નાન, તથા હરફર કરવાં નહિ. બીજે પણ કહેલું છે કે કસરત, મૈથુન, વાયુ, ટાઢ, જળ, એટલાં વાનાં જ્વરથી મુક્ત થયલાએ અંગમાં બળ આવતાં સૂધી છોડી દેવાં. પ્રાણી જ્વર મટયા પછી તુરત સ્નાન કરે છે તો તેને જ્વર પાછો આવે છે, માટે તેણે વિષની પેઠે સ્નાનનો ત્યાગ કરવો. પ્રથમના જેવાં બળ, અગ્નિ, વર્ણ, અને દેહ, વગેરે ન થાય ત્યાં સુધી જ્વર મટયો હોય તો પણ ઉપરની બાબતો છોડી દેવી જોઇએ.

## વાત જ્વરનો અધિકાર.

## વાત જ્વરની સંપ્રાપ્તિ.

तत्र वातज्वरस्य विप्रकृष्टसन्निकृष्टकारणकथनपूर्विकां संप्राप्तिमाह ।

**वातलाहारचेष्टाभ्यां वायुरामाशयाश्रयः। बहिर्निरस्य कोष्ठाग्निं ज्वरकृत्स्याद्रसानुगः॥**

વાયુ કરનારા આહાર તથા ચેષ્ટાથી આમાશયમાં રહેલો વાયુ બહાર નીકળીને કોઠાના અગ્નિને કાઢીને રસને દૂષિત કરીને વાતજ્વરને ઉત્પન્ન કરે છે.

## વાતજ્વરનું પૂર્વરૂપ.

जृम्भात्यर्थं समीरणादिति समीरणज्वरे उत्पत्स्यति इत्यर्थं जृम्भा स्यात् जृम्भा च श्रमादिपूर्विका भवति ।

વાતજ્વર ઉત્પન્ન થવાનો હોય ત્યારે શ્રમ વગેરે ઉત્પન્ન થઇને અત્યંત બગાસાં આવે છે.

## વાતજ્વરનું લક્ષણ.

**वेपथुर्विषमो वेगः कण्ठौष्ठमुखशोषणम् । निद्रानाशः क्षवः स्तम्भो गात्राणां रौक्ष्यमेव च ॥ शिरोहृद्गात्ररुग्वक्त्रवैरस्यं बद्धविट्कता शूलाध्माने जृम्भणश्च भवंत्यनिलजे ज्वरे ॥**

एतानि लक्षणानि प्रायो भावित्वेन सुश्रुते निर्दिष्टानि । चकारादन्यान्यपि चरकनिदानोक्तानि बोद्धव्यानि ॥ तान्येव श्लोकेन प्रदर्शयति ।

**भवन्ति विविधा वातवेदनाः स्यादसुप्तता । पिण्डिकोद्वेष्टनं कर्णस्वनो वक्त्रकषायता ॥ गात्रसादो हनुस्तम्भो विश्लेषः स-**

**न्धिजानुनोः । शुष्ककासो वमिर्लोमदन्तहर्षः श्रमभ्रमौ ॥ अरुणं मूत्रनेत्रादि तृट्प्रलापोष्णगात्रता ।**

विषमो वेगः । शरीरोष्णतादिरूपो ज्वरवेगो विषमो भवतीत्यर्थः । क्षवः स्तम्भः छिक्काया अभावः तथा च वाग्भटः ।

**हर्षो रोमांचदन्तेषु वेपथुः क्षवथुग्रह इति**

चरकोऽपि क्षवथूद्गारविनिग्रह इति ॥ शिरोहृद्गात्ररुक् । गात्रपदे प्रयुक्ते शिरोहृच्छब्दप्रयोगः तत्र तत्र विशेषेण वेदनो बाधनार्थः ॥

કંપ, વિષમ વેગ, કંઠશોષ, હોઠશોષ, મુખશોષ, નિદ્રાનો નાશ, છીંક બંધ, ગાત્રામાં રૂક્ષતા, માથું તથા હૃદય અને ગાત્રોમાં પીડા, મુખમાં વિરસતા, મળબંધ, શૂળ, આફરો, અને બગાસાં, આટલાં લક્ષણો વાતજ્વરમાં ઘણું કરીને થાય છે. (આ નિદાનો સુશ્રુતે કહેલાં છે. ચરકે વિશેષ કહેલ છે કે)–વિવિધ વાયુની વેદનાઓ થાય છે, નિદ્રાનો નાશ થાય છે. પીંડીઓમાં કળતર, કાનમાં અવાજ, મુખમાં તૂરાશ, અંગોમાં પીડા, ડાઢીમાં પીડા, સાંધા તથા ગોઠણોમાં પીડા, ખાલી ઉધરસ, વમન, રૂવાટાં ઉભાં થવાં, દાંત અંબાઇ જવા, શ્રમ, ભ્રમ, મૂત્ર તથા નેત્રાદિનું રાતું થઇ જવું, તરશ, બકવા, અને ગાત્રોમાં ગરમી, એ સર્વ થાય છે. (વાગ્ભટે કહ્યું છે કે)–રૂવાંટાંનું ઉભું થવું, દાંતનું અંબાવું, છીંકનું બંધ થવું, અને ઓડકાર બંધ થવા, એટલાં લક્ષણો વાતજ્વરમાં થાય છે,

## વાતજ્વરની ચિકિત્સા.

**आमाशयस्थो हत्वाग्निं सामो मार्गान्पिधापयन् । विदधाति ज्वरं दोषस्तस्माल्लङ्घनमाचरेत् ॥**

इति वचनात्सामान्यतो ज्वरितगात्रस्य यावदारोग्यदर्शनं लङ्घनाभिधानम् । वातज्वरिणो लङ्घनविधाने विशेषमाह चरकः ।

**ज्वरितं षडहेऽतीते लघ्वन्नं प्रतिभोजितम् । पाचनं शमनीयश्च कषायं पाययेद्भिषक् ॥ सुश्रुतोऽप्याह । वातिके सप्तरात्रेण दशरात्रेण पैत्तिके ॥ श्लैष्मिके द्वादशाहेन ज्वरे युञ्जीत भेषजम् ।**

नन्वन्नं वै प्राणिनां प्राणा इति श्रुतिः । तदन्नं विना प्राणिभिः कथं स्यातव्यमित्याह ।

**दोषाणामेव सा शक्तिर्लङ्घने या सहिष्णुता । न हि दोषक्षये कश्चित्सहते लङ्घनं महत् ॥ कफपित्ते द्रवे धातू सहेते लङ्घनं बहु। आमक्षयादूर्ध्वमपिवायुर्न सहते क्षणम् ।**

દુષ્ટ થઇ ગયેલો દોષ આમાશયમાં જઇને અગ્નિને હણીને આમ માર્ગોને રોકે છે અને જ્વર ઉત્પન્ન કરે છે, માટે લંઘન કરવું જોઇએ. આ પ્રમાણે આરોગ્ય થતા સુધી બધા જ્વરવાળાએ લંઘન કરવું જોઇએ. હવે ચરક કહે છે કે "વાતજ્વરવાળાને છ દિવસ સુધી લંઘન કરાવી સાતમે દિવસે હલકું ભોજન આપવું તથા વૈદ્યે તેને પાચન તથા શમન કષાય આપવું. સુશ્રુતે પણ કહ્યું છે કે–"વાતજ્વરમાં સાત રાત્રી પછી, પિત્તજ્વરમાં દશ રાત્રી પછી અને કફજ્વરમાં બાર રાત્રી પછી જ્વરની દવા આપવી. આ ઠેકાણે શંકા થાય કે "શ્રુતિમાં કહ્યા પ્રમાણે અન્નજ પ્રાણીઓને પ્રાણરૂપ છે,

માટે અન્ન વગર શી રીતે રહી શકે"? તેનું સમાધાન કે- લંઘન ખમી શકવાની શક્તિ દોષોની છે, દોષ ક્ષય થાય તો કદી પણ લંઘન ખમાય નહિ. કફ અને પિત્ત, એ બે ધાતુઓ દ્રવરૂપ હોવાથી વધારે લંઘન ખમી શકે છે, પરંતુ આમનો ક્ષય થયા પછી વાયુ ક્ષણભર પણ લંઘન ખમી શકતો નથી.

## દશમૂલાદિ કવાથ.

**श्रीफलः सर्वतोभद्रा कामदूती च शोणकः। तर्कारी गोक्षुरः क्षुद्रा बृहती कलशी स्थिरा ॥ रास्ना कणा कणामूलं कुष्ठं शुण्ठी किरातकः। मुस्ता बला मृता बालं द्राक्षा यासः शताह्विका ॥ एषां क्काथो निहन्त्येव प्रभञ्जनकृतं ज्वरम्। सोपद्रवं च योगोऽयं सर्वयोगवरः स्मृतः ॥**

श्रीफलो बिल्वः। सर्वतोभद्रा गम्भारी। कामदूती पाटला। शोणकः सोनापाठा इति लोके। तर्कारी गणिकारी। कलशी पृश्निपर्णी स्थिरा शालिपर्णी बला सुगन्धबला द्राक्षा यासो यवासः। इति दशमूलादिक्काथः ॥

બીલી, શિવણ, કાંકચ, અરણી, અરલૂ, ગોખરૂ, બંને જાતની ભોરીંગણીઓ, બંને જાતના સમેરવાઓ, રાસ્ના, પીપર, પીપરીમૂળ, કઠ, સૂંઠ, કરિયાતું, મોથ, નાગબલા, ગળો, વાળો, દ્રાક્ષ, જવાસો, અને શતાવરી, એમનો કવાથ વાતજ્વરને ઉપદ્રવો સહિત હણે છે. આ પ્રયોગ સર્વ પ્રયોગોમાં ઉત્તમ છે.

## બૃહત્પંચમૂલી કવાથ.

**सुश्रुतः। पञ्चमूली कषायन्तु पाचनं वातिके ज्वरे इति ॥**

अत्र पञ्चमूली बृहत्पञ्चमूली अत एव त्रिशती ॥

**श्रीपर्णीतर्कारीश्रीफलटुण्टूकपाटलामूलैः। पाचनमुचितं मारुतजनितज्वरहारिवारिणा कथितैः ॥**

इति बृहत्पञ्चमूलीक्काथः ॥

સુશ્રુત કહે છે કે પંચમૂલીનો કવાથ વાતજ્વરમાં પાચન છે. સીવણ, અરણી, બીલી, અરલૂ, પાડળ, એ પાંચ મૂળોનો પાણીમાં કરેલો કવાથ વાતજ્વરમાં ઉત્તમ પાચન છે.

## કિરાતાદિ કવાથ.

**किराताह्वामृतोदीच्यबृहतीद्वयगोक्षुरैः। त्रिपर्णीकलशीबिल्वैः क्काथो वातज्वरापहः॥**

उदीच्यं बालकं त्रिपर्णी शालिपर्णी कलशी पृश्निपर्णी। इति किरातादिक्काथः ॥

કરિયાતું, ગળો, વાળો, બંને જાતની ભોરીંગણીઓ, ગોખરૂ, બંને જાતનો સમેરવો, અને બીલી, એમનો કવાથ વાતજ્વરને હરનારો છે.

## કાલિંગ કવાથ.

**गुडूची पिप्पलीमूलनागरैः पाचनं शृतम्। वातज्वरवता पेयं कालिङ्गं सप्तमेऽहनि॥**

कालिङ्गं शतमिन्द्रयवन्तस्य शतं। त्रिशती ॥

ગળો, પીપરીમૂળ, સૂંઠ, એનો કવાથ પાચન છે. વાતજ્વરવાળાએ એ કવાથમાં ઇંદ્રજવ નાંખીને સાતમે દિવસે પીવો.

## વિશ્વાદિ કવાથ.

**विश्वामृता ग्रन्थिकसिद्धतोयं मरुज्ज्वरः स्यात् पिबतः कुतोऽयम्। क्काथोऽथ कुस्तु-**

म्बुरदेवदारुक्षुद्रौषधैः पाचनमत्र चारु ॥

विश्वा शुण्ठी क्वाथः पाचनमिति वेदाः प्रमाणमितिवत् ॥

સૂંઠ, ગળો, અને પીપરીમૂળનો ક્વાથ વાતજ્વરમાં પીવામાં આવે તો પછી શું જ કહેવું ? ધાણા, દેવદાર, ભોરીંગણી એ પણ વાતજ્વરમાં સારૂં પાચન છે.

## બૃહત્પંચ મૂલ્યાદિ ક્વાથ.

पञ्चमूली बला रास्ना कुलत्थैः सहपौष्करैः । क्वाथो हन्याच्छिरःकम्पं पर्वभेदं मरुज्ज्वरम् ॥

पञ्चमूली बिल्वादिः । बृहत्पञ्चमूल्यादिक्वाथः ॥

પંચમૂળી, નાગબલા, રાસ્ના, કળથી અને એરંડાનું મૂળ, એનો ક્વાથ માથાનો કંપ, સાંધાની પીડા, અને વાતજ્વરને હણે છે.

## કણાદિ ક્વાથ.

कणारसो नागरवल्लिविश्वानिदिग्धिकासिन्धुकभूमिनिम्बैः । समुस्तकैराचरितः कषायो हिताशिनां हन्ति गदानिमांस्तु ॥ ज्वरं मरुद्दुष्टिसमुद्भवं तथा बलासजं चानलमन्दताञ्च । कण्ठावरोधं हृदयावरोधं स्वेदश्च रोमांचहिमत्वमोहान् ॥

इति कणादिक्वाथः ॥

પીપર, લસણ, ગળો, સૂઠ, બેઠી ભોંરીંગણી, સૈંધવ, કરિયાતું, અને મોથનો ક્વાથ વાતજ્વર, કફજ્વર, અગ્નિની મંદતા, કંઠનો અવરોધ, હૃદયનો અવરોધ, સ્વેદ, રોમાંચ, ટાઢ, અને મોહ એટલા રોગનો નાશ કરે છે.

## કલ્પતરૂ ક્વાથ.

शुद्धं शङ्करशुक्रमक्षतुलितं मारारिनारीरजस्तद्वत्ताम्रदुमापतिस्फुटगलालङ्कारवस्तु स्मृतम् । तावत्येव मनःशिला च विमला तावत्तथा टङ्कणं । शुण्ठी द्व्यक्षमिता कणा च मरिचं दिक्पालसंख्याक्षकम् ॥ त्रिषादि वस्तूनि शिलोपरिष्टाद्विचूर्णयेद्द्वासमिशोधयेच्च । ततस्तु खल्वे रसगन्धकौ च चूर्णश्च तद्यामयुगं विमर्द्येम् ॥ कल्पतरुनामधेयो यथार्थनामा रसः श्रेष्ठः । समीरणश्लेष्मगदान्हरते च मात्रा स्मृतास्य गुञ्जैका ॥ आर्द्रकेण सममेष भक्षितो हन्ति वातकफसम्भवं ज्वरम् । श्वासकासमुखसेकशीततावह्निमान्द्यविसूचीश्च नाशयेत् ॥ नस्येनाश्वेव हरति शिरोऽर्ति कफवातजाम् । मोहं महान्तमपि च प्रलापं क्षवथुग्रहम् । कल्पतरुरसः ॥

શુદ્ધ પારો ૧ તોલો, શુદ્ધ ગંધક ૧ તોલો, વછનાગ ૧ તોલો, મનશીલ ૧ તોલો, સોનામુખી ૧ તોલો, ટંકણખાર ૧ તોલો, સૂંઠ ૨ તોલા, મરી ૧૦ તોલા, પીપર ૨ તોલા, એ સર્વને પથરપર વાટીને પછી તે ચૂર્ણને બે પોહોર સુધી પારા તથા ગંધક સાથે ખરલ કરવું. એ કલ્પતરૂ નામનો ઉત્તમ રસ થાય છે. તે કફ તથા વાયુનાં દરદોને હણે છે. તેની માત્રા એક રતિની છે. તે આદાના રસમાં ખાવાથી વાતજ્વર તથા કફજ્વર મટી જાય છે. શ્વાસ, ઉધરસ, લાળ, ટાઢ, અગ્નિમાંદ્ય, અને કોલેરાનો નાશ કરે છે. તેનું નામ લેવાથી કફ અને વાયુથી થતું મા-

થાનું દરદ મટે છે. મોહ અને બહુ બકબકારો તથા છીંકનું બંધ થવું પણ મટાડે છે.

### મહા જ્વરાંકુશ.

सामान्यज्वरचिकित्सोक्तो महाज्वराङ्कुश प्रदेयोऽत्र ॥

સામાન્ય જ્વરની ચિકિત્સામાં મહા જ્વરાંકુશ કહી ગયા છીએ. તે પણ વાતજ્વરમાં આપવો.

### ત્રિપુરભૈરવ રસ.

**विषमहौषधमागधिकोषणद्युमणिरक्तकमार्द्रकमर्दितम्। क्रमविवर्द्धितमुद्दलितज्वरास्त्रिपुरभैरव एष रसो वरः ॥**

द्युमणि। मारितं ताम्रं तस्य भागाः पञ्च रक्तकं हिङ्गुलं तस्य भागाः षट्। मात्रास्य रक्तिकार्द्धम्। त्रिपुरभैरवो रसः ॥

વછનાગ, સૂંઠ, પીપર, મરી, તામ્રભસ્મ, અને હિંગળો, એ દરેક ક્રમસર એક, બે, ત્રણ, એમ અકેક તોલો વધુ વધુ ભાગ લેઈને ચૂર્ણ કરવું તે ઉત્તમ એવો ત્રિપુરભૈરવ રસ કહેવાય છે, તે સર્વ જ્વરોનો નાશ કરે છે. એની માત્રા અરધી રતિભાર આપવી.

### સ્વેદ-શેક.

**वातश्लेष्मज्वरे स्वेदं जङ्घापार्श्वास्थिशूलिनि। पीनसश्वासबाधिर्ये कारयेत्तद्विधानवित् ॥ स्रोतसां मार्दवं कृत्वा नीत्वा पावकमाशयम्। हत्वा वातकफस्तम्भं स्वेदो ज्वरमपोहति ॥**

વાતજ્વર તથા કફજ્વરમાં જંઘા, પડખાં, અને હાડકાંમાં શૂળ હોય; પીનસ, શ્વાસ, બહેરાપણું હોય; ત્યારે વિધિ પ્રમાણે સ્વેદ આપવો જોઇએ. કારણ કે સ્વેદ નાડીઓને કોમળ કરી, અગ્નિને સ્વસ્થાનમાં લઇ જઇને વાયુથી તથા કફથી થતો દુઃખાવો દૂર કરીને જ્વરને હણે છે.

### વાલુકા સ્વેદ.

**खर्परभृष्टपटस्थितकाञ्जिकसंसिक्तवालुकास्वेदः। शमयति वातकफामयमस्तकशूलाङ्गभङ्गादीन् ॥**

कम्पे शिरोहृदयगात्रव्यथायाम् जृम्भायां पादसुप्ततायाम्। पिण्डिकोद्वेष्टनेऽङ्गसादे हनुस्तम्भे च लोमहर्षे ॥ वालुकास्वेदः ॥

રેતીને ઠીકરાની ઠીબમાં શેકીને કપડાંમાં રાખી કાંજી છાંટીને તેનો શેક કરવાથી વાયુ તથા કફનાં દરદો, માથાનું શૂળ, અને કળતરને શમાવે છે, કંપ, માથું દુઃખવું, છાતી તથા અંગોમાંની પીડા, બગાસાં, પગની જડતા, પીંડીઓનું કળતર, અંગભંગ, ડાઢીનું દુઃખવું, અને રૂંવાટાં ઉભાં થવાં એ સર્વ ઉપર આ સ્વેદ કરવો જોઇએ.

### કવલ.

**मातुलुङ्गफलकेशरोद्धृतः सिन्धुजन्ममरिचान्वितो मुखे। हन्ति वातकफरोगमास्यगं शोषमाशु जडतामरोचकम् ॥**

इति कवलः कण्ठौष्ठमुखशोषे ॥

બીજોરાના ફળમાંથી કેશરા કાઢી નાંખીને તેનાં સૈંધવ તથા મરી મેળવીને મુખમાં કોળિયો રાખવાથી મુખમાંના વાયુના તથા કફના રોગો, શોષ, અને જડતા તથા અરૂચિ એકદમ મટી જાય છે.

## મુખશોષ તથા વિરસપણાની ચિકિત્સા.

शर्करादाडिमाभ्याश्च द्राक्षा दाडिमयोस्तथा । कल्कं विधारयेदास्ये शोषवैरस्यनाशनम् ॥ द्राक्षामलकयोः कल्कं सघृतं वदने क्षिपेत् । तेन घृष्ट्वा मुखस्यान्तः कुर्वीत प्रतिसारणम् ॥ तेन तालुगलान्तस्थः संशोषश्चैव शाम्यति । सुरसं जायते वक्त्रं रुचिर्भवति भोजने ॥

સાકર તથા દાડમ, અથવા દ્રાક્ષ અને દાડમનો કલ્ક મુખમાં રાખવાથી શોષ તથા વિરસતા મટી જાય છે. દ્રાક્ષ અને આમળાંનો કલ્ક ઘી સાથે મુખમાં રાખવો. મુખની અંદર ઘસવો, અને લાળ ઝેરવવી તેથી તાળવું, ગળું, એમાંનો શોષ શમી જાય છે. મુખમાં સ્વાદ થાય છે અને ભોજનની રૂચિ થાય છે.

## નિદ્રા નાશનું નિદાન.

नावनं लङ्घनं चिन्ता व्यायामः शोकभीरुषः। एभिरेव भवेन्निद्रानाशः श्लेष्मातिसंक्षयात् ॥

નસ્ય, લંઘન, ચિંતા, કસરત, શોક, ભય, અને કફના અત્યંત ક્ષયથી નિદ્રાનો નાશ થાય છે.

## નિદ્રાના નાશની ચિકિત્સા.

भृष्टन्तु विजयाचूर्णं मधुना निशि भक्षयेत् । निद्रानाशेऽतिसारे च ग्रहण्यां पावकक्षये ॥ गुडं पिप्पलिमूलस्य चूर्णेनालोडितं लिहेत् । चिरादपि च संभ्रष्टां निद्रामाप्नोति मानवः ॥ वायसजङ्घामूलं बद्धं वा शिरसि काकमाच्याश्च । विधृतं निद्राजनकं त्वक्मूलं वा शृतं सगुडम् ॥

पीतमिति शेषः।

मूलन्तु काकमाच्या बद्धं सूत्रेण मस्तके नियतम् । विदधाति नष्टनिद्रो निद्रामाश्वेव सिद्धमिदम् ॥ शीलयेन्मन्दानिद्रस्तु क्षीरमद्यरसान्दधि । अभ्यङ्गोद्वर्त्तनस्नानमूर्द्धकर्णाक्षितर्पणम् ॥

रसं मांसरसम् ॥

कान्ताबाहुलताश्लेषो निर्वृतिः कृतकृत्यता ॥ मनोनुकूला विषयाःकामंनिद्रासुखप्रदाः । रसे शाके च सूपे च सर्पिर्यूषपयःसु च॥ निद्रां सञ्जनयत्याशु पलाण्डुरुपयोजितः ॥ रसे मांसरसे ॥

ऐक्षवं पोतकीमाषःसुरा मांसरसः पयः। गोधूमातिलमत्स्याश्च निद्रां कुर्वन्ति देहिनाम् । निद्रानाशे ॥

શેકેલી ભાંગનું ચૂર્ણ મધમાં રાત્રે ચાટવાથી નિદ્રાનાશ, અતિસાર, મરડો, અગ્નિમાંદ્ય, એ મટે છે. ગોળ અને પીપરીમૂળનું ચૂર્ણ ચાટવાથી માણસને ઘણા કાળથી નિદ્રા જતી રહી હોય તે પણ પાછી આવે છે. અઘેડીનું મૂળ માથે બાંધવાથી, અથવા પીલુડીનું મુળ માથે ધારણ કરવાથી નિદ્રા આવે છે. અથવા પીલુડીની છાલ કે મુળનો કવાથ ગોળ સાથે પીવો. પીલુડીનું મૂળ સૂતરવડે માથે હંમેશાં બાંધી રાખવાથી નિદ્રાનાશ મટી જઇને નિદ્રા આવે છે. એ વાત સિદ્ધ છે. જેને નિદ્રા ઓછી હોય તેણે દૂધ, મદ્ય, માંસરસ, દહિં, તેલનો અભ્યં-

ગ, ખરડ, સ્નાન, અને કાન નેત્રાદિનાં તર્પણ કરવાં. સુંદર સ્ત્રીની બાહુરૂપી લતાના આલિંગનથી સુખ તથા કૃતકૃત્યતા મળે છે. મનને ગમે તેવી વિષય કામના પણ નિદ્રાનું સુખ આપનાર છે. માંસરસ, શાક, દાળ, ઘી, યૂષ, અને દૂધમાં, ડુંગળી ખાવાથી નિદ્રા તરત આવે છે. શેરડી, પોથી, અડદ, મદિરા, માંસરસ, ઘઉં, તલ અને માછલાંનો ઉપયોગ કરવાથી દેહધારીઓને નિંદ્રા આવે છે.

## દારૂષટ્ક લેપ.

**दारुहैमवतीकुष्ठशताह्वाहिङ्गुसैन्धवैः । लिम्पेत्कोष्णैरम्लपिष्टैः शूलाध्मानयुतोदरम्॥**

हैमवती श्वेतवचा । दारुषट्कलेपः शूलाध्माने ॥

દેવદાર, ધોળીવજ, કઠ, શતાવરી, હિંગ, અને સૈંધવ, એમને ખટાઈમાં વાટીને જરા ઊનું કરીને લેપ કરવાથી શૂળ તથા આફરો વગેરે ઉદરરોગ મટી જાય છે.

## કાનના અવાજની ચિકિત્સા.

**कटुतैलं कणाहिङ्गुवचालशुनसाधितम् ॥ उष्णं विनिहितं हन्ति कर्णयोर्निःस्वनव्यथाम् ।** तैलं कर्णस्वने

પીપર, હિંગ, વજ, અને લસણથી સિદ્ધ કરેલું સરસિયું તેલ જરા ગરમ કરી કાનમાં ટીપાં નાંખવાથી કાનમાં થતો અવાજ તથા પીડા મટી જાય છે.

## સુકી ઉધરસની ચિકિત્સા.

**कणा सुगन्धिवचया यवान्या च समन्विता ॥ ताम्बूलसहिता हन्ति शुष्ककासं मुखे धृता ।** इति शुष्ककासे ।

પીપર, સુગંધીવજ, અજમો, અને નાગરવેલનાં પાન મુખમાં રાખવાથી સૂકી ઉધરસ મટી જાય છે.

## વાતજ્વરનાં અન્નો.

**श्रमोपवासार्त्तलजे हितो नित्यं रसौदनः॥ मुद्गामलकयूषस्तु बद्धविट्काय दीयते ।**

रसो मांसरसः ॥

**पेया वा रक्तशालीनां बस्तिपार्श्वशिरोरुजि । श्वदंष्ट्राकण्टकारीभ्यां सिद्धां ज्वरहरीं पिबेत् ॥ कासी श्वासी च हिक्की च पञ्चमूलीशृतां पिबेत् ॥**

पेयामिति शेषः इति वातज्वराधिकारः ।

શ્રમ, ઉપવાસ, અને વાતજ્વરમાં હંમેશાં રસૌદન હિતકારી છે. મગનો અથવા આમળાંનો યૂષ બંધમળને છોડે છે. અથવા રાતા ચોખાની પેયા મુત્રાશય તથા પડખા તથા માથાના દુખાવાને મટાડે છે. ગોખરૂ અને ભોંરીંગણીથી સિદ્ધ કરેલી પેયા જ્વરને મટાડનારી છે. ઉધરસ, શ્વાસ, હેડકી હોય તો પંચમુલીનો કવાથ પીવો.

## ( પિત્ત જ્વરનો અધિકાર. )

## કારણો સહિત સંપ્રાપ્તિ.

**पित्तलाहारचेष्टाभ्यां पित्तमामाशयाश्रयम् । बहिर्निरस्य कोष्ठाग्निं ज्वरकृत्स्यात्तदनुगम् ॥**

पितस्य पङ्गुत्वात्तेन कोष्ठाग्नेरुष्मा बहिर्नेतुं न शक्यते । यत आह ॥

**पित्तं पङ्गुः कफः पङ्गुः पङ्गवो मलधातवः॥ वायुना यत्र नीयन्ते तत्र गच्छन्ति मेघवत्॥ इति ॥**

ततोऽत्र पित्तं वातसहायं बोद्धव्यं । यत आह ।

**द्रव्यमेकरसं नास्ति न रोगोऽप्येकदोषजः । एकस्तु कुपितो दोष इतरानपि कोपयेत् । इति ॥**

પિત્ત કરનારા આહાર તથા ચેષ્ટાઓથી આમાશયમાંનું પિત્ત કોઠાના અગ્નિને બહાર કાઢીને રસને દૂષિત કરી જ્વર કરે છે. પિત્ત પાંગળું છે, કફ પણ પાંગળો છે, મળો અને ધાતુઓ પણ પાંગળા છે. તેમને વાયુ જ્યાં લેઇ જાય છે ત્યાં મેઘની પેઠે તેઓ જાય છે. દ્રવ્ય એક જ રસ યુક્ત નથી, તેમ એક જ દોષવાળો રોગ હોતો નથી, પણ એક દોષ કોપે છે તો તે બીજાઓને પણ કોપાવે છે.

## પિત્તજ્વરનાં લક્ષણો.

**वेगस्तीक्ष्णोऽतिसारश्च निद्राल्पत्वं तथा वमिः । कण्ठौष्ठमुखनासानां पाकः स्वेदश्च जायते । प्रलापो वक्त्रकटुता मूर्छा दाहो मदस्तृषा । पीतविण्मूत्रनेत्रत्वं पैत्तिके भ्रम एव च ॥**

अतीसारः पित्तस्य तस्य सरत्वात्सद्रवमलप्रवृत्तिर्न त्वतिसारवत्तस्य ज्वरोपद्रवत्वात् । वमिः यदा पित्तं कफस्य स्थानं याति तदा बोद्धव्या । प्रलापोऽनर्थकं वचः । मूर्छा रूपादेरज्ञानम् ॥ मदः पूगकोद्रवधत्तूरभक्षणादिव मत्तता । भ्रमश्चक्रारूढस्येव ज्ञानं. चकाराद्रक्तकण्ठादयो बोद्धव्याः ॥

જ્વરનો વેગ તીક્ષ્ણ, અતિસાર, નિદ્રા ઓછી, પિત્ત કફના સ્થાનમાં જવાથી ઉલટી, કંઠ તથા હોઠ અને મુખ તથા નાકમાં પાક, પરસેવો, બકબકાટ, મુખમાં તીખાશ, મૂર્છા, દાહ, સોપારી કોદરા અને ધંતુરો ખાધા જેવી કેફ, તરશ, વિષ્ટા મૂત્ર અને નેત્રો પીળાં થાય, અને ભ્રમ, એ પિત્તજ્વરનાં લક્ષણો છે. પિત્તનો અતિસાર થાય છે, એટલે અતિસારના જેવો પાતળો ઝાડો થતો નથી, પણ પિત્ત દ્રવરૂપ હોવાથી દ્રવવાળો મળ પડે છે, એમ સમજવું. કેમકે અતિસાર એ પણ એક જ્વરનો ઉપદ્રવ કરનાર છે.

## પિત્તજ્વરની ચિકિત્સાનો કાળ.

**आमाशयस्थो हत्वाग्निं सामो मार्गान् पिधापयन् । विदधाति ज्वरं दोषस्तस्माल्लङ्घनमाचरेत् ॥**

इति वचनात्सामान्यतो ज्वरिमात्रस्य यावदारोग्यदर्शनं लङ्घनाभिधानम् । पित्तज्वरिणो लङ्घनविधाने विशेषमाह । सुश्रुतः ॥

**पैत्तिके दशरात्रेण ज्वरे युञ्जीत भेषजमिति ॥**

दशरात्रेण लङ्घनव्रता व्यतीतेनेत्यर्थः । किं तद्भेषजं तदाह ॥

આમાશયમાંનો આમ અગ્નિને હણીને માર્ગો રોકી દેઇને જ્વરને પેદા કરે છે, એટલા માટે લંઘન કરવું જોઇએ. આ પ્રમાણે સર્વ જ્વરમાં લંઘન કરવું. તેમાં પિત્તજ્વરમાં દશ રાત્રી લંઘન કર્યા પછી ઓષધ આપવું, એમ સુશ્રુતનું કહેવું છે.

## તિક્તાદિ કવાથ.

**तिक्ता मुस्तायवैः पाठा कट्फलाभ्यां स-**

हीदकम् । पर्क सशर्करं पीतं पाचनं पैत्तिके ज्वरे ॥

કડુ મોથ, ઇંદ્રજવ, કાળીપાટ અને કાયફળ, એનો ક્વાથ સાકર નાંખીને પીવાથી તે પિત્તજ્વરમાં પાચન છે.

## પર્પટાદિ ક્વાથ.

पर्पटो वासकस्तिक्ता कैरातो धन्वयासकः। प्रियङ्गुश्च कृतः क्वाथ एषां शर्करया युतः॥ पिपासादाहपित्तास्रयुक्तं पित्तज्वरं हरेत् ।

ખડસલિયો, અરડૂસો, કડુ, કરિયાતું, ધમાસો, કાંગ, એમનો ક્વાથ સાકર નાંખીને, પીવાથી તરશ, દાહ, પિત્ત, રક્ત, એ સર્વ સહિત પિત્તજ્વર હરાય છે.

## દ્રાક્ષાદિ ક્વાથ.

द्राक्षा हरीतकी मुस्ताकटुकाकृतमालकः। पर्पटश्च कृतः क्वाथ एषां पित्तज्वरापहः॥ मुखशोषप्रलापार्त्तिदाहमूर्छाभ्रमप्रणुत्। पिपासा रक्तपित्तानां शमनो भेदनो मतः॥

દ્રાક્ષ, હરડે, મોથ, કડુ, ગરમાળો, ખડસલિયો, એમનો ક્વાથ પિત્તજ્વરને મટાડે છે. મુખશોષ, બકવા, પીડા, દાહ, મૂર્છા, અને ભ્રમ મટે છે. રક્તપિત્ત તથા તરશ શમે છે. એ ક્વાથ ભેદન છે.

## પટોલાદિ ક્વાથ.

पटोलयवधान्याकमधूकं मधुसंयतम् । हन्ति पित्तज्वरं दाहं तृष्णाञ्चातिप्रमाथिनीम्॥

પરવળ, ઇંદ્રજવ, ધાણા અને મહુડાંનો ક્વાથ મધનાં પીવાથી પિત્તજ્વર, દાહ, અને તરશને તરત મટાડે છે.

## ગુડુચ્યાદિ ક્વાથ.

गुडूच्यामलकैर्युक्तः केवलो वापि पर्पटः। पित्तज्वरं हरेच्चूर्ण दाहशोषभ्रमान्वितम् ॥

ગળો, આમળાં, અને ખડસલિયાનો અથવા એકલા ખડસલિયાનો ક્વાથ ભારે પિત્તજ્વર, દાહ, શોષ, અને ભ્રમને મટાડી દે છે.

## હ્રીબેરાદિ હિમ.

एकः पर्पटकः श्रेष्ठः पित्तज्वरविनाशनः॥ किं पुनर्यदि युञ्जीत चन्दनोशीरबालकैः॥ ह्रीवेरचन्दनोशीरघनपर्पटसाधितम् । दद्यात्सुशीतलं वारितृट्छर्दिज्वरदाहनुत् ॥

પિત્તજ્વરનો નાશ કરવામાં એકલો ખડસલિયોજ ઉત્તમ છે, તેમાં જો ચંદન, કાળોવાળો, અને વાળો મેળવવામાં આવે, તો તો કહેવુંજ શું ? ! કાળોવાળો, ચંદન, વાળો, મોથ, અને ખડસલિયો, એનું હિમ કરીને આપવાથી તૃષા, ઉલટી, જ્વર તથા દાહને હણે છે.

## ભૂનિંબાદિ ક્વાથ.

भूनिम्बातिविषालोध्रमुस्तकेन्द्रयवामृता । वालकं धान्यकं बिल्वं कषायो माक्षिकान्वितः ॥ विड्भेदश्वासकासांश्च रक्तपित्तं ज्वरं हरेत् ॥

કરિયાતું, અતિવિષ, લોદર, મોથ, ઇંદ્રજવ, ગળો, વાળો, ધાણા, અને બીલી એનો ક્વાથ મધમાં નાંખીને પીવાથી વારેઘડીએ વિષ્ટાનું નીકળવું, શ્વાસ, ઉધરસ, રક્તપિત્ત અને જ્વરને મટાડે છે.

### મહાદ્રાક્ષાદિ ક્વાથ.

**द्राक्षाचन्दनपद्मानि मुस्तातिक्तामृतापि च । धात्री बालमुशीरं च लोध्रेन्द्रयवपर्पटाः ॥ परूषकं प्रियङ्गुश्च यवासो वासकस्तथा । मधुकं कुलकश्चापि किरातो धान्यकं तथा ॥ एषां क्वाथो निहन्त्येव ज्वरं पित्तसमुत्थितम् । तृष्णां दाहं प्रलापञ्च रक्तपित्तं भ्रमं क्लमम् ॥ मूर्छां छर्दिं तथा शूलं मुखशोषमरोचकम् । कासं श्वासञ्च हृल्लासं नाशयेन्नात्र संशयः ॥**

દ્રાક્ષ, ચંદન, કમળ, મોથ, કડુ, ગળો, આમળાં, વાળો, કાળોવાળો, લોદર, ઈંદ્રજવ, ખડસલિયો, ફાલસાં, કાંગ, જવાસો, અરડૂસો, મહુડાં, કડવાં પરવળ, કરિયાતું, અને ધાણાનો ક્વાથ પિત્તજ્વરને હણે છે. તરશ, દાહ, પ્રલાપ, રક્તપિત્ત, ભ્રમ, ગ્લાનિ, મૂર્છા, ઉલટી, તથા શૂળને પણ તે મટાડે છે. મુખશોષ, અરૂચિ, શ્વાસ, ઉધરસ, અને મોળ મટી જાય છે, તેમાં સંશય નથી.

### ધાન્યાક હિમ.

**ससितो निशि पर्युषितः प्रातर्धान्याकजक्वाथः । पीतः शमयत्यचिरादन्तर्दाहं ज्वरं पैत्तम् ।** धान्याकहिमम् ॥

રાત્રે પાણીમાં ધાણા પલાળી રાખીને સવારે સાકર નાંખીને તે હિમ પીવાથી અંતર્દાહ તથા પિત્તજ્વર તુરતજ નાશ પામી જાય છે.

### અમૃતા હિમ.

**अमृताया हिमः प्रातः ससितः पैत्तिकं ज्वरम् ॥**



ગળોનુ હિમ સવારમાં સાકર નાંખીને પીવાથી પિત્તજ્વર મટે છે.

### વાસાહિમ.

**वासायाश्च तथा कासरक्तपित्तज्वरान् जयेत् ॥**

અરડૂસીનું હિમ પણ ઉધરસ, રક્તપિત્ત, તથા જ્વરને જીતે છે.

### ગુડુચ્યાદિ ક્વાથ.

**गुडूची भूमिनिम्बश्च बालं वीरणमूलकम् । लघु मुस्तं त्रिवृद्धात्री द्राक्षावामा च पर्पटः ॥ एषां क्वाथो हरत्येव ज्वरं पित्तकृतं द्रुतम् । सोपद्रवमपि प्रातर्निपीतो मधुना सह ।** गुडूच्यादिक्वाथः ॥

ગળો, કરિયાતું, વાળો, કાળાવાળાનું મૂળ, ન્હાની મોથ, નસોતર, આમળાં, દ્રાક્ષ, અરડૂસી, અને ખડસલિયો એમનો ક્વાથ પિત્તજ્વરને એકદમ હણે છે. પ્રાતઃકાળમાં મધ નાંખીને પીવાથી ઉપદ્રવો સહિત પિત્તજ્વરનો તે નાશ કરી નાંખેછે.

### પ્રલેપ.

**पलाशस्य बदर्या वा निम्बस्य मृदुपल्लवैः ॥ अम्लपिष्टैः प्रलेपोऽयं हन्याद्दाहयुतं ज्वरम् ॥**

ખાખરાનાં, બોરડીનાં અથવા લીમડાનાં પાનોને ખટાઇમાં વાટીને શરીરે લેપ કરવાથી દાહ સહિત પિત્ત જ્વર હણાઇ જાય છે.

### શીત જલધારા.

**उत्तानसुप्तस्य गभीरताम्रकांस्यादिपात्रे निहिते च नाभौ ॥ शीताम्बु धारा बहुलाः पतन्ति निहन्ति दाहं त्वरितं ज्वरञ्च ॥**

પિત્તજ્વરવાળાને છતો સૂવાડીને નાભિ ઉપર ત્રાંબાનું કે કાંસાનું ઊંડું વાસણ મુકી, તેમાં ટાઢા પાણીની ધાર પાડવાથી દાહ સહિત પિત્તજ્વર તુરત મટી જાય છે.

## પથ્યાદિ અવલેહ.

**पथ्यां तैलघृतक्षौद्रैर्लिहन् दाहज्वरापहा-न् । कासासृक्पित्तवीसर्पश्वासान्हन्ति व-मीमपि ॥**

तैलघृतक्षौद्रैरित्यत्र न समुच्चयस्तेन केवलेन क्षौद्रेणापि लिह्यात् ॥

તેલ, ઘી, અને મધમાં હરડે ચાટવાથી દાહવાળો જ્વર મટે છે. ઉધરસ, રક્તપિત્ત, રતવા, શ્વાસ, અને ઉલટીને પણ તે હણે છે.

## આર્દ્રવસ્ત્રાવ ગુંઠન.

**काञ्जिकार्द्रपटेनावगुण्ठनं दाहनाशनम् । अथ गोतक्रसंस्विन्नं शीतलीकृतवाससा ॥**

કાંજીમાં ભીંજવેલ કપડું ઓઢાડવાથી દાહનો નાશ થાય છે. ગાયની છાશથી ભીંજવીને ટાઢું કરેલું લૂગડું પણ ઓઢાડાય છે.

## કવલ.

**द्राक्षामलककल्केन कवलोऽत्र हितो मतः । पक्वदाडिमबीजैर्वा धानाकल्केन च क्वचित् ॥**

इति कवलः । धानात्र धान्यकम् । इति कल्कः ॥

દ્રાક્ષ અને આમળાંનો કલ્ક પણ પિત્તજ્વરમાં હિતકારી છે. પાકેલાં દાડમનાં બીજ અથવા ધાણાનો કલ્ક પણ ક્વચિત હિતકારી છે.

## અન્નપાનો.

**दाहकम्पार्दितं क्षामं निरन्नं तृष्णयान्वि-तम् । शर्करामधुसंयुक्तं पाययेल्लाजतर्पणम् ॥**

लाजतर्पणम् लाजशक्तुरूपं तर्पणम् । सन्त-र्पणस्वरूपमुक्तं सामान्यज्वरचिकित्सायाम् ॥

**मुद्गयूषौदनो देयः सितया पैत्तिके ज्वरे ।**

દાહ તથા કંપવાળા, દુબળા, ભૂખ્યા અને તરસ્યા, એવાને સાકર અથવા મધ નાંખીને ચોખાની ધાણીનો સાથવો પાવો અને તૃપ્તિ આપવી. પિત્તજ્વરમાં મગના યૂષ સહિત ભાત સાકર સાથે આપવો.

## બીજા ઉપચારો.

**हर्म्ये शुभ्राभ्रसङ्काशे शशाङ्ककरशीतले । मलयोदकसंसिक्ते सुप्यात्पित्तज्वरी नरः ॥ हारावली चन्दनशीतलानां सुगन्धपुष्पा-म्बरभूषितानाम् । नितम्बिनीनां सुपयोध-राणामालिङ्गनान्याशु हरन्ति दाहम् ॥ आह्लादं चास्य विज्ञाय न स्त्रीरुपनयेत्पुनः । हितं च भोजयेदन्नं न प्रीतिसुरतं हितम् ॥ वाप्यः कमलहासिन्यो जलयन्त्रगृहाः शुभाः नार्यश्चन्दनदिग्धाङ्ग्यो दाहदैन्यहरा मताः ॥**

इति पित्तज्वराधिकारः ॥

સ્વચ્છ આકાશવાળા, ચંદ્રની ચાંદનીવાળા અને ચંદનનું જળ છાંટેલા મહેલમાં પિત્તજ્વરવાળાએ શયન કરવું. હાર પહેરેલી, ચંદનથી શીતળ બનેલી, અને સુગંધી પુષ્પો તથા વસ્ત્રોથી શણગારાયેલી સુંદર સ્તનવાળી સ્ત્રીઓને આલિંગન દેવાથી એકદમ દાહની શાંતિ થાય છે. રોગીને સ્ત્રીના આલિંગનથી આનંદ થ-

ચેલો જણાયા પછી સ્ત્રીને ત્યાંથી ખસેડી લેવી. હિતકારી ભોજન જમવું, પણ સુરતની પ્રીતિ રોગીને હિતકારી નથી. પ્રફુલ્લિત કમળોવાળી વાવો, અને ફુવારાઓવાળાં ઘરો સારાં છે. ચંદન ચોપડેલી નારીઓ દાહ અને દીનતાને હરનારી છે.

## કફજ્વરનો અધિકાર.

### કારણો સહિત સંપ્રાપ્તિ.

**श्लेष्मलाहारचेष्टाभ्यां कफ आमाशयाश्रयः । बहिर्निरस्य कोष्ठाग्निं ज्वरकृत्स्याद्रसानुगः ॥**

कफस्य कोष्ठाग्नितेजसो बहिर्नयने पङ्गुत्वादाशङ्कायां जातायां पित्तस्येव सिद्धान्तो बोद्धव्यः ॥

કફ કરનારા આહાર અને ચેષ્ટાઓથી આમાશયમાં રહેલો કફ રસને કોપાવીને કોઠાના અગ્નિને બહાર કાઢી જ્વર ઉત્પન્ન કરે છે. કફ પાંગળો છે, તે કોઠાના અગ્નિને બહાર શી રીતે કાઢી શકે? એનો ખુલાસો પિત્તજ્વરના અધિકારમાં આપેલો છે.

### કફજ્વરનું પૂર્વરૂપ.

कफान्नान्नाभिनन्दनमिति कफज्वरे उत्पत्स्यति । अन्नानभिलाषः स्यात्स च श्रमादिपूर्वको भवति ॥

કફજ્વર ઉત્પન્ન થવાનો હોય ત્યારે પ્રથમ થાક લાગીને અન્ન ઉપર અરૂચિ થાય છે.

### કફજ્વરનાં લક્ષણો.

**स्तैमित्यं स्तिमितो वेग आलस्यं मधुरास्यता । शुक्लमूत्रपुरीषत्वं स्तम्भस्तृप्तिरथापि वा ॥ गौरवं शीतमुत्क्लेदो रोमहर्षोऽतिनिद्रता । प्रतिश्यायोऽरुचिः कासः कफजेऽक्ष्णोश्च शुक्लता ॥**

स्तैमित्यमङ्गानां आर्द्रपटावगुण्ठितत्वमिव । स्तिमितो वेगः ज्वरस्य मन्दो वेगः । आलस्यं समर्थस्यापि कर्मण्यनुत्साहः । स्तम्भः अङ्गानां अनम्रता । तृप्तिः अन्नानभिलाषः सत्यामपि भोजनेच्छायाम् ॥ गौरवं गात्राणाम् ॥ शीतं लगति उत्क्लेदः वमनोपस्थितिरिति च । अतिनिद्रता निद्राधिक्यं प्रतिश्यायो नासारोगविशेषः ॥ अरुचिः भोजनानिच्छा चकारात्पिडिका मुखप्रसेकछर्दिस्तन्द्रा हृदयोपलेप उष्णाभिलाषो वह्निमांद्यमिति । यत उक्तम् ।

**प्रसेकः पिडिका शीतं छर्दिस्तन्द्रोष्णकामिता । कफेन लिप्तं हृदयं भवेदग्नेश्च मन्दता ॥**

અંગોમાં ભીનાશ, જ્વરનો મંદ વેગ, આળસ, મુખમાં મીઠાશ, મૂત્રમળ શ્વેત, અવયવો સજ્જડ થવા, ગૌરવ, ટાઢ, પરસેવો, રૂવાટાં ઉભાં થવાં, બહુ નિંદ્રા, સળેખમ, અરુચિ, ઉધરસ, અને આંખો ધોળી થવી, એ કફજ્વરમાં થાય છે. વળી મુખમાં પાણી, ટાઢ, ઉલટી, તંદ્રા, ગરમીની પ્રીતિ, હૃદય કફથી લિપ્ત, અને અગ્નિમંદ થાય છે.

### ચિકિત્સા કરવાનો કાળ.

**आमाशयस्थो हत्वाग्निं सामो मार्गान् पिधापयन् । विदधाति ज्वरं दोषस्तस्माल्लङ्घनमाचरेत् ।**

इति वचनात् सामान्यतो ज्वरमात्रस्य यावदारोग्यदर्शनं लङ्घनाभिधानं श्लेष्मज्वरिणो लङ्घनविधाने विशेषमाह सुश्रुतः ॥

**श्लैष्मिके द्वादशाहेन ज्वरे युञ्जीतभेषजमिति ॥**

द्वादशाहेन लङ्घनवता व्यतीतेनेत्यर्थः ॥ किं तद्भेषजं तदाह ॥

આમાશયમાંના આમ અગ્નિને હણીને માર્ગોને ઢાંકી દે છે તેથી જ્વર આવે છે, માટે લંઘન કરવું જોઇયે, એ સર્વ જ્વરોમાં સામાન્ય નિયમ છે. કફજ્વરમાં બાર દિવસ લંઘન કરાવીને પછી ઓસડ આપવું. (સુશ્રુત.)

## ચિકિત્સા—પિપ્લ્યાદિ કવાથ.

**पिप्पल्यादिकषायन्तु कफजे परिपाचनम् ॥ पिप्पली पिप्पलीमूलं मरीचं गजपिप्पली । नागरं चित्रकं चव्यं रेणुकैलाजमोदिका ॥ सर्षपो हिङ्गु भार्गी च पाठेन्द्रयवजीरकाः महानिम्बश्च मूर्वा च विषा तिक्ता विडङ्गकम् ॥ पिप्पल्यादिगणो ह्येष कफमारुतनाशनः । गुल्मशूलज्वरहरो दीपनस्त्वामपाचनः ॥**

पिप्पल्यादिक्काथः ॥

કફજ્વરમાં પાચન કરનારો પિપલ્યાદિ કવાથ છે. પીપર, પીપરીમૂળ, મરી, ગજપીપર, સૂંઠ, ચિત્રક, ચવક, મેંદી, એળચી, અજમોદ, સર્ષવ, હિંગ, ભારંગી, કાળીપાડ, ઇંદ્રજવ, જીરૂં, બકાન લીમડો, મોરવેલ, અતિવિષ, કડુ, અને વાવડીંગ, એ પિપ્પલ્યાદિગણ કફ તથા વાયુનો નાશ કરનારો છે. ગુલ્મ, શૂળ, અને જ્વર હરે છે. દીપન અને આમનું પાચન કરનારો છે.

## પિપ્પલ્યવલેહ.

**क्षौद्रोपकुल्यासंयोगः श्वासकासज्वरापहः । प्लीहानं हन्ति हिक्काश्च बालानामपि शस्यते ॥**

મધ અને પીપર ચાટવાથી શ્વાસ, ઉધરસ, જ્વર, બરલ, અને હેડકી હણાય છે, આ અવલેહ બાળકને માટે પણ ઠીક છે.

## ચતુર્ભદ્રિકાવલેહ.

**पिप्पलीं त्रिफलां चापि समभागान् ज्वरी लिहन् । मधुना सर्पिषा चापि कासी श्वासी सुखी भवेत् ॥**

પિપર અને ત્રિફળાને સમભાગે લેઇને જ્વરવાળાએ મધ અથવા ઘીમાં ચાટવાં, તેથી ઉધરસ અને શ્વાસ યુક્ત કફ જ્વરવાળાને સુખ મળે છે.

## બીજો પ્રકાર.

**कट्फलं पौष्करं शृंगी कृष्णा च मधुना सह । श्वासकासज्वरहरो लेहोऽयं कफनाशनः ॥**

કાયફળ, એરંડાનું મૂળ, કાકડાશીંગી, અને પીપર મધમાં ચાટવાથી ઉધરસ, શ્વાસ, કફ જ્વર, અને કફનો નાશ થાય છે.

## અષ્ટાંગાવલેહ.

**कट्फलं पौष्करं शृङ्गी यवानी कारवी तथा । कटुत्रयश्च सर्वाणि समभागानि चूर्णयेत् ॥ आर्द्रकस्वरसैर्लिह्यान्मधुना वा कफज्वरी । कासश्वासारुचिच्छर्दिहिक्काश्लेष्मानिलापहः ॥**

કાયફળ, એરંડાનું મૂળ, કાકડાશીંગી, અજમો, કાળીજીરી, અને સૂંઠ મરી ને પીપર સમભાગે લેઈ ચૂર્ણ કરવું. કફજ્વરવાળાએ આદાના સ્વરસ અથવા મધમાં તે ચાટવું; તેથી ઉધરસ, શ્વાસ, અરુચિ, ઉલટી, હેડકી, કફ, અને વાયુ હણાય છે.

## નિર્ગુંડી કવાથ.

सिन्दुवारदलक्वाथं कणाढ्यं कफजे ज्वरे । जङ्घयोश्च बले क्षीणे कर्णे च पिहिते पिबेत् ॥

કફજ્વરમાં સાથળ નબળી પડી ગઈ હોય અને કાન બેહેરા થઈ ગયા હોય તો નગોડનાં પાનનો કવાથ પીપરનું ચૂર્ણ નાંખીને પીવો.

## યવાન્યાદિ કવાથ.

यवानी पिप्पली वासा तथा खाखसवल्कलम् । एषां क्वाथं पिबेत्कासे श्वासे च कफजे ज्वरे ॥

અજમો, પીપર, અરડૂસી, અને ખસખસનાં જીંડવાંનો કવાથ ઉધરસ, શ્વાસ, અને કફજ્વરને મટાડે છે.

## વાસાદિ કવાથ.

वासा क्षुद्रा मृता क्वाथः क्षौद्रेण ज्वरकासहृत् ॥

અરડૂસી, ભોરીંગણી, અને ગળોનો કવાથ મધ નાંખી પીવાથી કફજ્વર તથા ઉધરસને મટાડે છે.

## મરિચ્યાદિક કવાથ.

मरीचं पिप्पलीमूलं नागरं कारवी कणा ।
चित्रकं कट्फलं कुष्ठं ससुगन्धि वचा शिवा ॥
कण्टकारी जटाशृङ्गी यवानी पिचुमन्दकः ।
एषां क्वाथो हरत्येव ज्वरं सोपद्रवं कफात् ॥

મરી, પીપરીમૂળ, સૂંઠ, કાળીજીરી, પીપર, ચિત્રક, કાયફળ, કઠ, સુગંધીવજ, હરડે, બેઠીભોરીંગણી, જટામાંસી, કાકડાશીંગી, અજમો અને લીમડો એનો કવાથ ઉપદ્રવો સહિત કફજ્વરને હરે છે.

## કલ્પતરૂ રસ.

कफवातज्याधिहरत्वाद्वाताधिकारोक्तकल्पतरुरसो योज्यः ॥

વાતજ્વરમાં કહેલો કલ્પતરૂ રસ વાયુ તથા કફનો નાશ કરનારો છે, માટે તે કફજ્વરમાં પણ લેવો.

## કવલ.

सिन्धुत्रिकटुराजीभिरार्द्रकेण कफे हितः ॥

સૈંધવ, ત્રિકટુ અનેરાઇ, આદાના રસમાં ચાટવાથી કફજ્વરમાં ફાયદો થાય છે.

## અન્નપાનો.

मुद्गयूषौदनो देयो ज्वरे कफसमुत्थिते ।

કફજ્વરમાં મગના યૂષથી ભીંજવેલો ભાત ખવરાવવો.

## ( વાતપિત્ત જ્વરનો અધિકાર. )

## કારણો તથા સંપ્રાપ્તિ.

वातपित्तकरैर्वातपित्ते आमाशयाश्रये ।
बहिर्निरस्य कोष्ठाग्निं रसगे ज्वरकारिणी ॥
स्यातामिति शेषः ॥

વાત તથા પિત્ત કરનારા પદાર્થો ખાધાથી આમાશયમાંનો વાયુ તથા પિત્ત રસનેદૂષિત કરીને કોઠાના અગ્નિને બહાર કાઢીને જ્વર ઉત્પન્ન કરે છે.

## વાતપિત્ત જ્વરનું પૂર્વરૂપ.

प्राग्रूपे वातपित्तस्य भवतो वातपैत्तिके ।

વાત તથા પિત્ત એ બન્નેથી ઉત્પન્ન થનારા જ્વરમાં વાતજ્વર તથા પિત્તજ્વર એ બંનેનાં પૂર્વરૂપ થાય છે.

## વાતપિત્ત જ્વરનાં લક્ષણો.

तृष्णा मूर्छा भ्रमो दाहो निद्रानाशः शि-

रोरुजा । कण्ठास्यशोषो वमथू रोमहर्षोऽरुचिस्तमः ॥ पर्वभेदश्च जृम्भा च वातपित्तज्वराकृतिः ॥

पर्वभेदः पर्वाणि भिद्यन्त सन्धिषु व्यथा ॥

તરશ, મૂર્છા, ભ્રમ, દાહ, નિદ્રાનાશ, માથાનું દુઃખવું, ગળામાં તથા મુખમાં શોષ, ઉલટી, રૂવાટાં ઉભાં થવાં, અરૂચિ, તમર, સાંધાઓમાં કળતર, અને બગાસાં, એ વાતપિત્તજ્વરનાં લક્ષણો છે.

## ચિકિત્સા કરવાનો કાળ.

वातपित्तज्वरे देयमौषधं पञ्चमेऽहनि ।

વાતપિત્તજ્વરમાં પાંચમે દિવસે દવા આપવી.

## ચિકિત્સા—કિરાતાદિ કવાથ.

किराततिक्तममृतां द्राक्षामामलकं शटीम्। निःक्वाथ्य सगुडं क्वाथं वातपित्तज्वरे पिबेत् ॥ किराताद्रिक्वाथः ॥

કરિયાતું, ગળો, દ્રાક્ષ, આમળાં, અને કચૂરાનો કવાથ ગોળ નાંખીને વાતપિત્ત જ્વરમાં પીવો.

## પંચભદ્ર કવાથ.

गुडूची पर्पटो मुस्तं किरातो विश्वभेषजम्। वातपित्तज्वरे देयं पञ्चभद्रमिदं शुभम् ॥ पञ्चभद्रक्वाथः ॥

ગળો, ખડસલિયો, મોથ, કરિયાતું. અને સૂંઠ, આ શુભ પંચભદ્ર કવાથ વાતપિત્ત જ્વરમાં આપવો.

## ત્રિફલાદિ કવાથ.

त्रिफला शाल्मली रास्ना राजवृक्षाटरूषकैः । शृतमम्बु हरत्याशु वातपित्तभवं ज्वरम् ॥ त्रिफलादिक्वाथः ॥

ત્રિફળા, શેમળો, રાસ્ના, ગરમાળો, અને અરડૂસો, આનો કવાથ એકદમ વાતપિત્ત જ્વરને હરે છે.

## મધુકાદિ હિમ.

मधूकं सारिवा द्राक्षा मधुकं चन्दनोत्पलम् । काश्मरीफलकं लोध्रं त्रिफला पद्मकेसरम् ॥ परूषकं मृणालञ्च क्षिपेत्संचूर्ण्य वारिणि । निशोषितं सिताक्षौद्रलाजसक्तुन्तु तत्पिबेत् ॥ वातपित्तज्वरं दाहं तृष्णां मूर्छारुचिभ्रमान् । शमयेद्रक्तपित्तञ्च जीमूतमिव मारुतः ॥

अत्र मधुकादिमृणालान्तं समुदितम् । पलद्वयपरिमितं संचूर्ण्य क्षिपेत् ॥ वारिणि षट्पलपरिमिते । मधुकादि हिमो दाहे ॥

મહુડાં, ઉપલસરી, દ્રાક્ષ, જેઠીમધ, ચંદન, કમળ, શીવણનાં ફળ, લોદર ત્રિફળા, કમળકેશરા, ફાલસાં, કમળનું નાળ, આના ચૂર્ણને પાણીમાં રાત્રે પલાળી રાખી, સવારે સાકર તથા મધ અને ચોખાની ધાણીનો સાથવો નાંખીને પીવું. તેથી વાતપિત્ત જ્વર, દાહ, તરશ, મૂર્છા, અરૂચિ, અને ભ્રમ મટે છે; અને જેમ પવન વાદળાંને વીખેરી નાંખે છે તેમ તે રક્તપિત્તને પણ શમાવે છે. ઉપર જે પદાર્થો કહ્યા તે બધા મળીને આઠ તોલા લેવા, તેનું ચૂર્ણ ચોવીશ રૂપીઆ ભાર પાણીમાં રાતે પલાળી રાખવું.

## અન્નપાનો.

मुद्गामलकयूषस्तु वातपित्तज्वरे हितः । महादाहे प्रदातव्यो यूषश्चणकसम्भवः ॥

दाडिमामलकमुद्गसम्भवो यूष उक्तः ॥

**कफ वातहरा मुद्गाः कारवेल्लादयस्तथा। प्रायेण न च ते देया वातपित्तोत्तरे ज्वरे। दत्तास्तु ज्वरविष्टम्भशूलोदावर्त्तकारिणः॥**

इति वातपित्तज्वराधिकारः ॥

મગ અને આમળાંનો યૂષ વાતપિત્ત જ્વરમાં હિતકારી છે. મહાદાહની અંદર ચણાનો યૂષ આપવો. મગ કફ તથા વાત હરનાર છે, કારેલાં આદિ પણ એવાં જ છે. માટે તે વાતપિત્ત જ્વરમાં બહુ કરીને દેવાં નહિ જોઇયે. જો દેવાય છે, તો જ્વરમાં મળબંધ, શૂળ, અને ઉદાવર્ત રોગ કરે છે.

## વાત કફજ્વરનો અધિકાર.

### કારણો સહિત સંપ્રાપ્તિ.

**वातश्लेष्मकरैर्वातकफावामाशयाश्रयौ । बहिर्निरस्य कोष्ठाग्निं रसगो ज्वरकारिणौ॥**

વાત તથા કફ કરનારા આહારવિહારથી આમાશયમાંના વાત તથા કફ રસને દૂષિત કરીને કોઠાના અગ્નિને બહાર કાઢીને જ્વર કરે છે.

### વાત કફજ્વરનું પૂર્વરૂપ.

**प्राग्रूपे वातकफयोः स्यातां वातकफज्वरे॥**

વાતજ્વર તથા કફજ્વર બંનેનાં પૂર્વરૂપો આમાં જણાય છે.

### વાતકફ જ્વરનાં લક્ષણો.

**स्तैमित्यं पर्वणां भेदो निद्रा गौरवमेव च । शिरोग्रहः प्रतिश्यायः कासः स्वेदाप्रवर्त्तनम् ॥ सन्तापो मध्यवेगश्च वातश्लेष्मज्वराकृतिः ॥**

स्वेदाप्रवर्त्तनं स्वेदस्य आसमन्ताद्भावेन प्रवृत्तिः । तथा च हारीतः ॥

**शिरोग्रहः स्वेदभवश्च कासो ज्वरस्य लिङ्गं कफवातजस्येति ॥**

स्वेदभवः स्वेदोत्पत्तिः । ननु स्वेदः पित्तस्य धर्मः अत एव पित्तज्वरे कण्ठौष्ठमुखनासानां पाकः स्वेदश्च जायत इत्युक्तं । तस्मात्कथं वातश्लेष्मज्वरे स्वेदस्यातिप्रवृत्तिः । उच्यते । विकृतिविषमसमवायारब्धत्वान्न दोष इति कार्तिकः । प्रकृतिसमसमवायस्य विकृतिविषमसमवायस्य चायमर्थः । प्रकृत्या हेतुभूतया समः कारणानुरूपः समवायः कार्यकारणभावसम्बन्धः प्रकृतिसमवायः। कारणानुरूपं कार्यमिति यावत् । यथा प्रकृतैर्यथास्थितैः शुक्लैस्तन्तुभिः समवायिकारणैरारब्धः पटःशुक्ल एव भवति ॥ तथा प्रकृतेन केवलेन वातेन पित्तेन कफेन सातजनितो ज्वरो वाताद्युचितैर्धर्मैर्वेपथुशेगाग्निक स्तैमित्यादिभिर्युक्तो भवति । विकृतिविषमसमवायस्तु विकृत्या हेतुभूतया विषमः कारणाननुरूपः समवायः कार्यकारणभावसम्बन्धः। यथा । संयोगाद्विकृताभ्यां हरिद्राचूर्णाभ्यां हेतुभूताभ्यां विषमः कारणाननुरूपो लोहितो वर्णो जायते तथा योगेन विकृताभ्यां वातश्लेष्मभ्यां हेतुभूताभ्यां विषमः कारणाननुरूपः स्वेद इति सिद्धान्तः ॥

અંગમાં ભીનાશ, સાંધામાં ત્રૂટ, નિદ્રા, શરીરનું ભારેપણું, માથું દુઃખવું, સળેખમ, ઉધરસ, પરસેવો, સંતાપ, અને જ્વરનો મધ્ય વેગ, એ વાત કફજ્વરનાં લક્ષણો છે. હારીત પણ કહે છે કે–"માથું દુઃખવું, પરસેવો. અને ઉધરસ, એ વાત કફજ્વરનાં ચિહ્નો છે.

## શંકા.

પિત્તથી પરસેવો થાય છે. માટે પિત્તજ્વરમાં કંઠ, હોઠ, મુખ, અને નાક, પાકી આવે છે અને પરસેવો થાય છે, એમ આગળ કહેલું છે, તેમ છતાં વાત કફજ્વરમાં પરસેવો થવો કેમ સંભવે ?

## સમાધાન.

કાર્તિક નામના ગ્રંથકારે કહ્યું છે કે-"વિકૃતિ વિષમ સમવાયને લીધે વાત કફ જ્વરમાં પરસેવો થાય છે." વૈદક શાસ્ત્રમાં પ્રકૃતિ સમ સમવાય અને વિકૃતિવિષમ સમવાય, એમ બે જાતના સમવાય એટલે કાર્ય કારણ ભાવ સંબંધ માનેલા છે. જેમ શ્વેત તંતુઓરૂપી સમવાયી કારણથી બનેલું વસ્ત્ર તે કારણ જેવું જ ધોળું હોય છે, તેવી રીતે કારણના સ્વભાવને અનુસરીને તેને મળતુંજ કાર્ય થાય તેને પ્રકૃતિ સમ સમવાય કહે છે. જેમકે એકલા વાયુથી થયેલો વાતજ્વર વાયુને મળતા કંપ વગેરે સહિત હોય છે, એકલો પિત્તજ્વર પિત્તના ધર્મ તીવ્રતા આદિ સહિત હોય છે અને એકલા કફથી થયેલો કફજ્વર કફને મળતા ધર્મ ભીનાશપણા વગેરે યુક્ત હોય છે. હવે જેમ સંયોગને લીધે વિકાર પામેલાં હળદર અને ચૂનો મળીને તે કારણોને નહી મળતું રાતા રંગરૂપી કાર્ય ઉત્પન્ન થાય છે, તેમ વિકૃતિને લીધે કારણોને નહી મળતું કાર્ય ઉત્પન્ન થાય, એને વિકૃતિ વિષમ સમવાય કહે છે. આ વિકૃતિ વિષમ સમવાય પ્રમાણે સંયોગને લીધે વિકાર પામેલા વાત અને કફ એ બન્નેમાંથી તેઓના સ્વભાવને મળતી ન આવે એવી પરસેવાની પ્રવૃત્તિ થાય છે.

## ચિકિત્સા કાળ.

**वातश्लेष्मज्वरे देयमौषधं नवमेऽहनि ॥**

વાત કફ જ્વરમાં નવમે દિવસે ઔષધ દેવું.

## પંચકોલ.

**पिप्पलीपिप्पलीमूलचव्यचित्रकनागरैः ।**
**दीपनीयः स्मृतो वर्गो वातश्लेष्मज्वरापहः ॥**
**कोलमात्रोपयोगित्वात्पञ्चकोलमिदं स्मृतम् ।**
**तीक्ष्णोष्णं पाचनं श्रेष्ठं दीपनं कफदाहनुत् ॥**
**गुल्मप्लीहोदरानाह शूलघ्नं पित्तकोपनम् ॥**

પીપર, પીપરી મૂળ, ચવક, ચિત્રક, અને સુંઠ, એ દીપનીય વર્ગ કહેવાય છે, તે વાતકફજ્વરને હરનારો છે. આ વર્ગ કોલ (બોર) જેટલી માત્રાથી ખવાય છે, માટે તે પંચકોલ કહેવાય છે તે તીક્ષ્ણ, ઉષ્ણ, પાચન, શ્રેષ્ઠ, દીપન, કફ અને દાહને હરનાર છે. ગુલ્મ, બરલ, ઉદર રોગો, આનાહ, અને શૂળ, એને હણે છે, તથા પિત્તને કોપાવે છે.

## કિરાતાદિ ક્વાથ.

**किराततिक्तामृतवल्लिसिंहिकाव्याघ्रीकणामूलरसोनसिन्दुकैः । कृतः कषायो विनिहन्ति सत्वरं ज्वरं समीरात्सकफात्समुत्थितं ॥**

કરિયાતું, સૂંઠ, ગળો, બંને જાતની ભોંરીંગણીઓ, પીપરીમૂળ લસણ, અને નગડનો ક્વાથ વાતકફજ્વરને સત્વર હણી નાંખે છે.

## બૃહત્ પિપ્પલ્યાદિ ગણકવાથ.

**पिप्पल्यादिगणक्वाथं पिबेद्वातकफज्वरी । नातः परं किञ्चिदस्ति ज्वरे भेषजमुत्तमम्॥ पिप्पली पिप्पलीमूलं चव्यचित्रकनागरम्। वचा सातिविषा जाजी पाठा वत्सकरेणुका ॥ किराततिक्तको मूर्वा सर्षपा मारिचानि च । कट्फलं पुष्करं भार्गी विडङ्गं कर्कटाह्वयम् ॥ अर्कमूलं बृहत्सिंही श्रेयसी सदुरालभा ॥ दीप्यकश्चाजमोदा च शुकनासा सहिङ्गुका । एतानि समभागानि गण एकोऽष्टविंशतिः ॥ एषां क्वाथो निपीतः स्याद्वातश्लेष्मज्वरापहः । हन्ति वातं तथा शीतं प्रस्वेदमतिवेपथुम् ॥ प्रलापश्चातिनिद्राश्च रोमहर्षारुची तथा । महावातेऽपतन्त्रे च शून्यत्वे सर्वगात्रजे ॥ पिप्पल्यादिमहाक्वाथो ज्वरे सर्वत्र पूजितः ॥**

अत्र श्रेयसी रास्ना । वातश्लेष्मज्वरहरत्वात् ॥ इति बृहत्पिप्पल्यादि क्वाथः ॥

વાતકફજ્વરવાળાએ પિપ્પલ્યાદિ ગણનો કવાથ પીવો. જ્વરમાં એના જેવું બીજું કોઈ ઔષધ ઉત્તમ નથી. પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, સૂંઠ, વજ, અતિવિષ, જીરૂં, કાળીપાડ, ઇંદ્રજવ, મેંદી, કરિયાતું, પીલુડી, સર્ષવ, મરી, કાયફળ, એરંડાનું મૂળ, ભારંગી, વાવડીંગ, કાકડાશીંગી, આકડાનું મૂળ, ઉભી ભોરીંગણી, રાસ્ના, ધમાસો, અજમો, અજમોદ, સીવણ અને હીંગ, આ અઠ્ઠાવીશ પદાર્થો સમભાગે લેતાં ગણ થાય છે. એનો કવાથ પીવાથી વાતકફજ્વર મટે છે. વાયુ, શીત, સ્વેદ, કંપ, બકવા, અતિનિદ્રા, રોગોદ્ગમ, અરૂચિ, મહાવાત, અપતંત્ર, સર્વ ગાત્રોની શૂન્યતા, એ હણે છે. પિપ્પલ્યાદિ મહા કવાથ સર્વ જ્વરમાં સર્વત્ર પૂજિત છે.

## દશમૂલી કવાથ.

**दशमूलीरसः पेयः कणाढ्यः कफवातजे। ज्वरे विपाके निद्रायां पार्श्वरुक्श्वासकासके ॥**

વાતકફજ્વર, મુખપાક, નિદ્રા, પડખાંની પીડા, શ્વાસ, અને ઉધરસ ઉપર દશમૂળીનો રસ પીપરનું ચૂર્ણ નાંખીને પીવો.

## પિપ્પલી કવાથ.

**पिप्पलीभिः शृतं तोयमनभिष्यन्दिदीपनम् । वातश्लेष्मज्वरं हन्ति सेवितं प्लीहनाशनम् ॥**

પીપરનો કવાથ કફહર અને દીપન છે. તેના સેવનથી વાતકફજ્વર તથા બરલ મટે છે.

## સુર્યશેખર રસ.

**सूतकं टङ्कणं भृष्टं गन्धं शुद्धं समं समम्। द्विगुणं सूतकाद्देयं जैपालं तुषवर्जितम् ॥ सैन्धवं मरिचं चिञ्चा त्वक् क्षारः शर्करापि च । प्रत्येकं सूततुल्यं स्याज्जम्बीरैर्मर्दयेद्दिनम् ॥ सूर्यशेखरनामायं रसो गुञ्जाद्वयोन्मितः । भक्षितस्तप्ततोयेन वातश्लेष्मज्वरापहः ॥**

सूर्यशेखरो रसो वातश्लेष्मज्वरे शीतज्वरे च रसप्रदीपे ।

પારો, શેકેલો ટંકણખાર, અને શુદ્ધ ગંધક સમાન લેઇ, પારાથી બમણો બીજ કાઢી નાંખેલ ડોપાળો, તથા સૈંધવ, મરી, આંબલીની છાલ્યનો ક્ષાર, અને સાકર, એ દરેક પારા જેટલાં લેવાં. એ સર્વમે એક દિવસ લીંબુના રસની ભાવના દેવી. સૂર્યશેખર નામનો આ રસ બે રતિભાર ગરમ પાણીમાં ખાવાથી વાતકફજ્વર તથા શીતજ્વર હરાય છે.

## ખરડ.

**स्वेदोद्गमे भृष्टकुलत्थचूर्णनिपातनं शस्तमिति ब्रुवन्ति । जीर्णं शकृच्चोल्वणस्य भाजनं संचूर्णितं स्वेदहरं सुधूलनात् ॥ मरिचं पिप्पली शुण्ठी पथ्या लोध्रश्च पौष्करम् । भूनिम्बः कटुका कुष्ठं कर्चूरो लिङ्गिका सटी ॥ एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत् । एतदुद्धूलनं श्रेष्ठं स्रोतोवत् स्वेदनिर्गमे ॥**

लिङ्गिका पञ्चगुरिका इति लोके ॥

**अत्र सटीगन्धपलाशी मरिचाद्युद्धूलनम् । भूनिम्बः कारवी लिङ्गिका वचा कट्फलजं रजः । एषामुद्धूलनं श्रेष्ठं सततं स्वेदसंस्रवे ॥**

भूनिम्बाद्युद्धूलनम् । पूर्वोक्तो वालुकास्वेदोऽप्यत्र समुचितः । यदुक्तम् ।

પરસેવો થતો હોય તો શેકેલી કળથીનો ખરડ કરવો સારો છે. ગાયનું જૂનું છાણ અને લવણનું વાસણમાં ચૂર્ણ કરી તેનો ખરડ કરવાથી પણ પસીનો મટે છે. મરી, પીપર, સૂંઠ, હરડે, લોદ્દર, પુષ્કરમૂળ, કરિયાતું, કુડુ, કઠ, કચૂરો, શિવલિંગી, કપૂરકાચરી, એમના સમભાગ ચૂર્ણનો ખરડ કરવો, વળી કરીયાતુ, કાળીજીરી, કફ, વજ અને કાયફળની રજનો ખરડો કરવો. એ પરસેવા માટે બહુ ઉત્તમ ઉપાય છે.

## વાલુકા સ્વેદ.

**पीनसश्वासबाधिर्यै जङ्घापार्श्वास्थिशूलिनि । वातश्लेष्मज्वरे देयमौषधं तद्विधानवत् ॥**

પીનસ, શ્વાસ, બેહેરાપણું, તથા જંઘા, પડખાં, અને હાઠકાંમાં શૂળ હોય, અને વાતકફજ્વર હોય, તેમાં આ સ્વેદ વિધિ પ્રમાણે આપવો.

## કવલ.

**मातुलुङ्गफलकेशरो धृतः सिन्धुजन्ममरिचान्वितो मुखे । हन्ति वातकफरोगमास्यगं शोषमाशु जडतामरोचकम् ॥**

इति कवलः ॥

બીજોરાંના ફળના કેશરા, સૈંધવ, અને મરી મુખમાં રાખવાથી મુખમાંના વાતકફ રોગો, શોષ, જડતા, અરૂચિ એ મટે છે.

## અન્નપાનો.

**महत्या पञ्चमूल्यान्नं सम्यक् सिद्धं चिकित्सकः । सप्तमे दिवसे दद्यात् ज्वरे वातबलासजे ॥**

इति वातश्लेष्मज्वराधिकारः ॥

બૃહત્પંચમૂળના કવાથથી પકાવેલ અન્ન વૈદ્યે વાતકફજ્વરમાં સાતમે દિવસે આપવું.

**॥इति वात कफ ज्वराधिकार संपूर्णम् ॥**

## ( પિત્તકફજ્વરાધિકાર. )

### કારણ તથા સંપ્રાપ્તિ.

**पित्तश्लेष्मकरैः पित्तकफावामाशयाश्रयौ। बहिर्निरस्य कोष्ठाग्निं रसगौ ज्वरकारिणौ॥**

પિત્ત કફકર પદાર્થોથી કોપ પામીને આમાશયમાંના પિત્ત, કફ તથા રસને દૂષિત કરીને કોઠાના અગ્નિને બહાર કાઢીને જ્વર કરે છે.

### પિત્તકફજ્વરનું પૂર્વરૂપ.

**प्राग्रूपं पित्तकफयोः स्मृतं पित्तकफज्वरे।**

પિત્ત તથા કફ બંનેનાં લક્ષણો તેમાં હોય છે.

### પિત્ત કફ જ્વરનાં લક્ષણો.

**लिप्ततिक्तास्यता तन्द्रा मोहः कासोऽरुचिस्तृषा। मुहुर्दाहो मुहुः शीतं पित्तश्लेष्मज्वराकृतिः॥**

आस्ये तिक्तत्वं पित्तेन लिप्तत्वं कफेन तन्द्रा अर्द्धोन्मीलितनेत्रत्वं। मोहो मूर्छा॥

મુખ લીપાયલું તથા તીખું, તંદ્રા, મોહ, ઉધરસ, અરૂચિ, તરશ, વારંવાર દાહ, તથા વારંવાર શીત, એ પિત્તકફ જ્વરનાં લક્ષણો છે.

### ચિકિત્સાકાલ.

**पित्तश्लेष्मज्वरे देयमौषधं दशमेऽहनि॥**

પિત્તકફજ્વરમાં ઔષધ દશમે દિવસે આપવું.

### ગુડુચ્યાદિ ક્વાથ.

**गुडूचीनिम्बधान्याकं चन्दनं कटुरोहिणी। गुडूच्यादिरयं क्वाथो पाचनो दीपनः स्मृतः॥ तृष्णादाहारुचिच्छर्दिपित्तश्लेष्मज्वरापहः**

ગળો, લીમડો, ધાણા, ચંદન (રક્તચંદન એટલે રતાંજલી) કડુ,-આ ગુડુચ્યાદિ ક્વાથ પાચન અને દીપન છે. તરશ, દાહ, અરૂચિ, ઉલટી અને પિત્તકફજ્વરને હણે છે.

### અમૃતાષ્ટક ક્વાથ.

**अमृताकटुकारिष्टपटोलघनचन्दनम्। नागरेन्द्रयवं चैतदमृताष्टकमीरितम्॥ कथितं स कणाचूर्णं पित्तश्लेष्मज्वरापहम्। हृल्लासारोचकच्छर्दितृष्णादाहनिवारणम्॥**

ગળો, કડુ, લીમડો, પરવળ, મોથ, ચંદન, સૂંઠ, અને ઇંદ્રજવ, આ અમૃતાષ્ટક કહેવાય છે. તેનો ક્વાથ પીપરનું ચૂર્ણ નાંખીને પીવાથી પિત્તકફજ્વર હણાય છે. મોળ, અરૂચિ, ઉલટી, તરશ, દાહ, એ પણ મટે છે.

### કંટકાર્યાદિ ક્વાથ.

**कण्टकार्यमृता भार्गी विश्वेन्द्रयववासकम्। भूनिम्बं चन्दनं मुस्तं पटोलं कटुरोहिणी। विपाच्य पाययेत् क्वाथं पित्तश्लेष्मज्वरापहम्। दाहतृष्णारुचिच्छर्दिकासशूलनिवारणम्॥**

બેઠી ભોરીંગણી, ગળો ભારંગી સૂંઠ, ઇંદ્રજવ, અરડૂસો, કરિયાતું, ચંદન (રતાંજલી) મોથ, કડવી ધીસોડી અને કડુનો ક્વાથ કરી પીવાથી પિત્તકફજ્વર, દાહ, તરશ, અરૂચિ, ઉલટી, ઉધરસ, અને શૂળ મટી જાય છે.

### નાગરાદિ ક્વાથ.

**नागरोशीरबिल्वाब्दधान्यमोचारसाम्बु-**

भिः । कृतः क्वाथो भवेद्ग्राही पित्तश्लेष्मज्वरापहः ॥

સૂંઠ, કાળોવાળો, બીલી, મોથ, ધાણા, મોચરસ, અને વાળાનો ક્વાથ ગ્રાહી તથા પિત્તકફજ્વરને હરનારો છે.

### કટુકી કલ્ક.

शर्करामक्षमात्राश्च कटुकां चोष्णवारिणा । पीत्वा ज्वरं जयेत् जन्तुः पित्तश्लेष्मसमुद्भवम् ॥

अत्र कटुकायाः द्वादशमाषाः शर्करायाश्चत्वारो माषा एवं कर्षः इति चरकः । वैद्यानां व्यवहारे कटुकाशर्करयोः समभागयोरेत्र कर्षः ॥ कटुकी कल्कः ।

એક તોલો સાકર તથા કડુનો કલ્ક ગરમ પાણીમાં પીવાથી માણસ પિત્તકફ જ્વરને જીતે છે. ચરક કહે છે કે-બાર માષ કડુ અને ચાર માષ સાકર લઇને એક તોલો કરવું, પણ વૈદ્ય લોકો તો કડુ અને સાકર સમભાગે લઇને એક તોલો કરેછે.

### વાસા રસ.

सपत्रपुष्पवासाया रसः क्षौद्रसितायुतः। पित्तश्लेष्मज्वरं हन्ति साम्लपित्तं सकामलम् ॥

अत्र वासारसोऽर्द्धपलपरिमितो देय मधुसितयोः प्रत्येकं टङ्कः प्रक्षेप्यः ॥

ફુલ તથા પાંદડાં સહિત અરડૂસીનો રસ, મધ તથા સાકર સાથે પીવાથી પિત્ત કફજ્વર, અમ્લપિત્ત, તથા કમળો મટી જાય છે. આ અરડૂસાનો રસ બે તોલા, સાકર ૦। તોલો અને મધ ૦। તોલો લેવું. આદુ તથા પરવળનો ક્વાથ પીવાથી પિત્તકફજ્વર, ઉલટી, દાહ, અને ચળ મટે છે.

### ક્વાથ.

कषायः परिपीतस्तु शृङ्गवेरपटोलयोः । पित्तश्लेष्मज्वरवमी दाहकण्डुहरो भवेत् ॥

આદુ તથા પરવળનો ક્વાથ પીવાથી પિત્તકફજ્વર, ઉલટી, દાહ અને ચેળ મટે છે.

### અન્નપાનો.

पटोलधान्ययोर्यूषः पित्तश्लेष्मज्वरापहः॥

इति पित्तश्लेष्मज्वराधिकारः ॥

પરવળ અને ધાણાનો યૂષ પિત્તકફ જ્વર મટાડે છે.

## (સંનિપાત જ્વરનો અધિકાર.)

### કારણો તથા સંપ્રાપ્તિ.

त्रिदोषजनकैर्वातपित्तश्लेष्मामगेहगाः । बहिर्निरस्य कोष्ठाग्निं रसगा ज्वरकारिणः॥

ત્રિદોષની ઉત્પત્તિ કરનારા પદાર્થો ખાધાથી વાત, પિત્ત, અને કફ આમાશયમાં જઇને રસને દૂષિત કરીને કોઠામાંના અગ્નિને બહાર કાઢીને જ્વર ઉત્પન્ન કરે છે.

### સંનિપાતનું પૂર્વરૂપ.

प्राग्रूपाणि त्रिदोषाणां स्युस्त्रिदोषज्वरे नृणाम् ॥

માણસને ત્રિદોષ જ્વરમાં ત્રણે દોષોનાં પૂર્વરૂપો જણાય છે.

### સામાન્ય લક્ષણો.

क्षणे दाहः क्षणे शीतमस्थिसन्धिशिरोरुजा । सस्रावे कलुषे रक्ते निर्भुग्ने चापि लोचने ॥ सस्वनौ सरुजौ कर्णौ कण्ठः शू-

**कैरिवावृतः । तन्द्रा मोहः प्रलापश्च कासः श्वासोऽरुचिर्भ्रमः ॥ परिदग्धा खरस्पर्शा जिह्वा स्रस्ताङ्गता परा । ष्ठीवनं रक्तपित्तस्य कफेनोन्मिश्रितस्य च ॥ शिरसो लोठनं तृष्णा निद्रानाशो हृदि व्यथा । स्वेदमूत्रपुरीषाणां चिराद्दर्शनमल्पशः ॥ कृशत्वं नातिगात्राणां सततं कण्ठकूजनम् । कोठानां श्यावरक्तानां मण्डलानाञ्च दर्शनम् ॥ मूकत्वं स्रोतसां पाको गुरुत्वमुदरस्य च । चिरात्पाकश्च दोषाणां संनिपातज्वराकृतिः ॥**

लोचने साम्राश्रे साश्रुणी कलुषेऽस्वच्छे निर्भुग्ने निर्गतिकुटिले च । कण्ठः शूकैरिवावृतः धान्याग्रैरिवावृतः। जिह्वा परिदग्धा परिदग्धेव ज्ञायते। अथवा परिदग्धा इव कृष्णा दृश्यते स्रस्ताङ्गता शिथिलाङ्गता । ष्ठीवनमित्यादि कफसंयुक्तस्य रक्तपित्तस्य ष्ठीवनं शिरसो लोठनमितस्ततश्चालनं कृशत्वन्नातिगात्राणामिति गात्राणां अतिशयितं कार्श्यं न व्याधिप्रभावात् सततं निरन्तरं कोठः। 'वरटी दंष्ट्रसंस्थानं कोठ इत्यभिधीयते' श्यावः कपिशो वर्णः । मूकत्वमवचनत्वमल्पवचनत्वं वा स्रोतसां कर्णनासादीनाम् । ननु वातादयः परस्परविरुद्धगुणास्तेषां संभूयैकत्र कार्यारम्भकत्वं नोपपद्यते । परस्परोपघातात् दहनसलिलयोरिव ॥ तत्कथं वातपित्तकफा मिलित्वा विकारोत्पादकाः ॥ अत्र समाधानमुक्तं दृढबलेन ।

**विरुद्धैरपि न त्वेते गुणैर्घ्नन्ति परस्परम् । दोषाः सहजसात्म्यत्वाद्विषं घोरमहीनिव॥**

गदाधरस्तु हेत्वन्तरमुक्तवान् ॥

**दैवाद्दोषस्वभावाद्वा दोषाणां सान्निपातिके । विरुद्धैश्च गुणैस्तैश्च नोपघातः परस्परमिति ॥**

ननु भिन्नचयप्रकोपकालानां वातपित्तकफानां युगपदुत्पत्त्यभावात्कथं सम्भूयसन्निपातज्वरारम्भकत्वमुत्पद्यते—उच्यते । त्रिदोषजनकनिदानबलेन युगपदेषां प्रकोपादिति सिद्धान्तः ॥

ક્ષણમાં દાહ, ક્ષણમાં શીત, હાડકાં તથા સાંધાઓ અને માથામાં પીડા, નેત્રો દુષ્ટ આંસુવાળાં અને રાતાં તથા વાંકાં થવાં, કાનમાં અવાજ અને પીડા, કંઠમાં કાંટા, ઘેન, મોહ, બકવા, ઉધરસ, શ્વાસ, અરૂચિ, ભ્રમ, બળતરાવાળી તથા ખરસટ જીભ, અંગોમાં શિથિળતા, કફ સાથે મિશ્ર થયેલ રક્ત પિત્તનું સૂકાવું, માથામાં કંપ, તરસ, નિદ્રાનો નાશ, હૃદયમાં પીડા, પરસેવો તથા મૂત્રમળ બહુ લાંબે કાળે માંડમાંડ થોડાં ઉતરે, ગાત્રો બહુ દુર્બળ ન થાય, ગળામાં ચાલુ ઘરઘરાટ થયા કરે, પીંગળાં રાતાં મધમાખીના ડંખ જેમાં ઢીમઠાં શરીરમાં થાય, મૂંગાપણું, નાડીઓનું પાકવું, ઉદરમાં ભાર, બહુ લાંબે કાળે દોષો પાકે, એ સર્વ સંનિપાત જ્વરનાં લક્ષણો છે."

**શંકા.**

વાત, પિત્ત અને કફ એ પરસ્પર વિરૂદ્ધ ગુણવાળા છે તેથી તેઓ જળ અને અગ્નિની પેઠે પરસ્પરનો ઘાત કરે છે તેમ છતાં તેઓ એકઠા મળીને શી રીતે વિકાર ઉત્પન્ન કરે છે?

**સમાધાન.**

આ સંબંધમાં દૃઢબળ નામનો વૈદ્ય કહે છે કે—"એ દોષો વિરૂદ્ધ ગુણવાળા

હોવા છતાં પણ જેમ મોટા સર્પને ઝેર કાંઇ અસર કરી શકતું નથી તેમ તેઓ પરસ્પરને હણતા નથી.” ગદાધર કહે છે કે–દોષો પરસ્પર વિરૂદ્ધ ગુણવાળા છતાં પણ સંન્નિપાત જ્વરમાં દૈવગતિથી કે સ્વભાવથી તેઓ ભેળા પ્રકોપ પામી શકે છે.

### શંકા.

જેઓના ચયકાળ અને પ્રકોપકાળ જૂદા જૂદા છે, એવા વાત, પિત્ત અને કફની એકી વખતે ઉત્પત્તિ થવાનો સંભવ નથી, તેમ છતાં તેઓ એકઠા મળીને સંન્નિપાત જ્વર શી રીતે ઉત્પન્ન કરે છે?

### સમાધાન.

ત્રણે દોષો ઉત્પન્ન કરે એવા અહાર વિહારાદિક નિદાનોના બળને લીધે તેઓ એકી વખતે કોપે છે, એ સિદ્ધાંત છે.

### સંન્નિપાતના ભેદો.

**एकोल्वणास्त्रयस्तेषु द्व्युल्वणाश्च तथेति षट् । त्र्युल्वणश्च भवेदेको विज्ञेयः स तु सप्तमः॥ प्रवृद्धमध्यहीनैस्तु वातपित्तकफैश्च षट् । सन्निपातज्वरस्यैवं स्युर्विशेषास्त्रयोदश ॥**

तत्र प्रवृद्धवातः मध्यपित्तो हीनकफः १ मध्यवातः प्रवृद्धपित्तो हीनकफः २ हीनवातः प्रवृद्धपित्तो मध्यकफः ३ प्रवृद्धवातः हीनपित्तो मध्यकफः ४ मध्यवातः हीनपित्तः प्रवृद्धकफः ५ हीनवातो मध्यपित्तः प्रवृद्धकफः ६ इति षट् ॥

એકોલ્વણ (એકેક દોષના) ત્રણ, દ્વ્યુલ્વણ (બબ્બે દોષોના) ત્રણ, ત્ર્યુલ્વણ (ત્રણે દોષોનો) એક, એમ સાત, તથા પ્રવૃદ્ધ, મધ્ય, અને હીન, એમ વાત, પિત્ત, અને કફ છ પ્રકારના, એ રીતે સંન્નિપાતજ્વરના તેર ભેદ છે.

### તેર સંન્નિપાતોનાં નામો.

**विस्फारकश्चाशुकारी कम्पनो बभ्रसंज्ञकः । शीघ्रकारी तथा भल्लुः सप्तमः कूटपालकः ॥ संमोहकः पालकश्च याम्यः क्रकच इत्यपि । ततः कर्कटकः प्रोक्तस्ततो वैदारिकाभिधः ॥**

तन्त्रान्तरे विस्फारक इत्यत्र विस्फोरक इति पाठः । बभ्रस्थाने बभ्रुरिति पाठः कुत्रापि बद्ध इति पाठः । भल्लुरित्यत्र फल्गुरिति पाठः । याम्य इत्यत्र संग्राम इति पाठः । कर्कटक-कर्कोटक

વિસ્ફારક, આશુકારી, કંપન, બભ્ર, શીઘ્રકારી, ભલ્લુ, કૂટપાલક, સંમોહક, પાલક, યામ્ય, ક્રકચ, અને કર્કટક તથા વૈદારિક, એ તેર નામો ઉપર કહેલા તેર ભેદોનાં ક્રમસર છે. બીજા ગ્રંથોમાં વિસ્ફારકને વિસ્ફોરક, બભ્રને બભ્રુ અથવા બદ્ધ, ભલ્લુને ફલ્ગુ, યામ્યને સંગ્રામ અને કર્કટકને કર્કોટક એ નામો કહેલાં છે.

### વાતોલ્વણનું લક્ષણ.

**श्वासः कासो भ्रमो मूर्छा प्रलापो मोहवेपथू । पार्श्वस्य वेदना जृम्भा कषायत्वं मुखस्य च ॥ वातोल्बणस्य लिङ्गानि सन्निपातस्य लक्षयेत् । एष विस्फारको नाम्ना सन्निपातः सुदारुणः**

શ્વાસ, ઉધરસ, ભ્રમ, મૂર્છા, બકવા, મોહ, કંપ, પડખાંમાં પીડા, બગાસાં, અને મુખમાં તૂરાશ, એ વાતોલ્વણ સંનિપાતનાં લક્ષણો છે. એજ વિસ્ફારક નામનો અતિદારૂણ સંનિપાત છે.

## પિત્તોલ્વણનાં લક્ષણો.

**अतिसारो भ्रमो मूर्छा मुखपाकस्तथैव च । गात्रे च बिन्दवो रक्ता दाहोऽतीव प्रजायते ॥ पित्तोल्वणस्य लिङ्गानि सन्निपातस्य लक्षयेत् । भिषग्भिः सन्निपातोऽयमाशुकारी प्रकीर्तितः ॥**

અતિસાર, ભ્રમ, મૂર્છા, મુખપાક, ગાત્રોમાં રાતાં બિંદુઓ, અત્યંત દાહ, એ પિતોલ્વણ સંનિપાતનાં લક્ષણો છે. આ સંનિપાતને વૈદ્યો આશુકારી કહે છે.

## કફોલ્વણ સંનિપાતનાં લક્ષણો.

**जडता गद्गदा वाणी रात्रौ निद्रा भवत्यपि । प्रस्तब्धे नयने चैव मुखमाधुर्यमेव च ॥ कफोल्वणस्य लिङ्गानि सन्निपातस्य लक्षयेत् । मुनिभिः सन्निपातोऽयमुक्तः कम्पनसंज्ञकः ॥**

જડતા, ગદ્ગદ્વાણી, રાત્રે નિદ્રાનું આવવું, નેત્રોની સ્તબ્ધતા, અને મુખમાં મધુરતા, એ કફોલ્વણ સંનિપાતનાં લક્ષણો છે. આ સંનિપાતને મુનિઓ કંપન નામથી કહે છે.

## વાતપિત્તોલ્વણનાં લક્ષણો.

**वातपित्ताधिको यस्तु सन्निपातः प्रकुप्यति । तस्य ज्वरो मदतृष्णा मुखशोषः प्रमीलकः ॥ आध्मानारुचितन्द्रा च कासश्वासभ्रमश्रमाः । मुनिभिर्बभ्रुनामायं सन्निपात उदाहृतः ॥**

વાયુ અને પિત્ત અધિક હોય એવો સંનિપાત કોપ પામે છે, તે જ્વરમાં મદ, તરશ, મુખશોષ, ઘેન, આફરો, અરૂચિ, તંદ્રા, ઉધરસ, શ્વાસ, ભ્રમ, અને શ્રમ થાય છે. આ સંનિપાતને મુનિઓએ બભ્રુ નામ આપેલું છે.

## વાતકફોલ્વણનાં લક્ષણો.

**वातश्लेष्माधिको यस्य सन्निपातः प्रकुप्यति । तस्य शीतज्वरो मूर्छाक्षुत्तृष्णापार्श्वनिग्रहः ॥ शूलमस्विद्यमानस्य तन्द्रा श्वासश्च जायते । असाध्यः सन्निपातोऽयं शीघ्रकारीति कथ्यते ॥ नहि जीवत्यहोरात्रमनेनाविष्टविग्रहः ॥**

વાયુ અને કફ અધિક છે એવો સંનિપાત કોપે છે, તે જ્વરમાં શીત, મૂર્છા, ક્ષુધા, તૃષા, પડખાંનું ઝલાઈ જવું, શૂળ, પરસેવાનો અભાવ, તંદ્રા, અને શ્વાસ થાય છે. આ અસાધ્ય સંનિપાતને શીઘ્રકારી કહે છે. આ જેને થયો હોય તે એક રાત્રીદિવસ પણ જીવતો નથી.

## પિત્તકફોલ્વણનાં લક્ષણો.

**पित्तश्लेष्माधिको यस्य सन्निपातः प्रकुप्यति । अन्तर्दाहो बहिः शीतं तस्य तृष्णा प्रवर्धते ॥ तुद्यते दक्षिणे पार्श्वे उरःशीर्षगलग्रहः ष्ठीवति श्लेष्मपित्तश्च कृच्छ्रात्कोठश्च जायते ॥ विड्भेदश्वासहिका च वर्द्धन्ते सप्रमीलकाः । ऋषिभिर्भल्लुनामायं सन्निपात उदाहृतः ॥**

પિત્ત અને કફ અધિક છે એવો સંનિપાત કોપ પામે છે. ત્યારે અંદર દાહ, બહારથી ટાઢ, બહુજ તરશ, જમણા પડખામાં પીડા થાય છે. છાતી માથું, અને ગળું પકડાય છે. શ્લેષ્મપિત્ત સૂકાય છે અને કફ મહેનતથી નીકળે છે. વિષ્ટાનું

ભેદન, શ્વાસ, હેડકી, અને ઘેન થાય છે. આ સંનિપાતને ઋષિઓએ ભલ્લુ નામ આપેલું છે.

## વાતપિત્તકફોલ્વણનાં લક્ષણો.

**सर्वदोषोल्वणो यस्य सन्निपातः प्रकुप्यति । त्रयाणामपि दोषाणां तस्य रूपाणि लक्षयेत् ॥ व्याधिभ्यो दारुणश्चैव वज्रशास्त्राग्निसन्निभः । केवलोच्छ्वासपरमः स्तब्धाङ्गः स्तब्धलोचनः ॥ त्रिरात्रात्परमेतस्य जन्तोर्हरति जीवितम् । तदवस्थन्तु तं दृष्ट्वा मूढो व्याहरते जनः ॥ धर्षितो राक्षसैर्नूनमवेलायां चरन्ति ये । अम्बया ब्रुवते केचिद् यक्षिण्या ब्रह्मराक्षसैः ॥ पिशाचैर्गुह्यकैश्चैव तथान्यैर्म्मस्तके हतम् । कुलदेवार्चनाहीनं धर्षितं कुलदैवतैः ॥ नक्षत्रपीडामपरे गरकर्म्मेति चापरे । सन्निपातमिमं प्राहुर्भिषजः कूटपालकम् ॥**

સર્વદોષો સહિત સંનિપાત કોપ પામે છે ત્યારે તેમાં ત્રણે દોષોનાં લક્ષણો દેખાય છે. વજ્ર, શસ્ત્ર, અને અગ્નિ જેવો તે સર્વ વ્યાધિઓમાં મહાદારૂણ છે. કેવળ ઊંચો શ્વાસજ ચાલ્યા કરે છે, તથા અંગો અને નેત્રો સ્તબ્ધ થઇ જાય છે. તે ત્રણ રાત્રિમાં પ્રાણીના જીવનું હરણ કરે છે. તેથી આવી અવસ્થા જોઇને મૂઢ લોકો કહે છે કે અકાળે ફરતા રાક્ષસે આને પકડેલ છે. કેટલાક દેવીએ પકડયાનું અને કેટલાક બ્રહ્મ રાક્ષસે પકડયાનું કહે છે. કેટલાક પિશાચ, ગુહ્યક, કોઇ બીજાથી માથામાં મરાયાનું માને છે. કુળદેવતાનું પૂજન નહિ કરવાથી કુળદેવોએ તેને પકડેલ કહે છે. કેટલાક નક્ષત્ર પીડા અને કેટલાક વિષ દેવાયાનું કહે છે. આ સંનિપાતને વૈદ્યો કૂટપાલક કહે છે.

## પ્રવૃદ્ધવાત મધ્યપિત્ત હીનકફના સન્નિપાતજ્વરનાં લક્ષણો.

**प्रवृद्धमध्यहीनैस्तु वातपित्तकफैश्चयः । तेन रोगास्त एवोक्ता यथा दोषबलाश्रयाः ॥ प्रलापायाससंमोहकम्पमूर्छारतिभ्रमाः । एकपक्षाभिघातश्च तत्राप्येते विशेषतः ॥ एष संमोहको नाम्ना सन्निपातः सुदारुणः ॥**

रोगास्त एवोक्ताः उक्ता एव ते रोगाः व्यथावेपथुनिद्रानाशविष्टम्भादयो वातजाः । दाहतृष्णोष्णतास्वेदादयः पित्तजाः गौरवाग्निमान्द्योत्काशनासिकामुखप्रसेकादयः कफजाः । तत्रापि प्रलापपक्षघातादयो विशेषाद्भवन्ति । ननु वातः प्रवृद्धः सज्वरं करिष्यति । पित्तन्तु मध्यं समभिति यावत् । तत्कथं ज्वरं करिष्यति यत आह ॥

**धातवस्तन्मला दोषाः स्युर्नाशायासमास्तनौ । समाः सुखाय विज्ञेया बलायोपचयाय चेति ॥**

उच्यते । अत्र पित्तं मध्यमपि अप्रकृतमेव यतोऽप्रकृतयोर्वातश्लेष्मणोरपेक्षया मध्यं तेन मध्यकुपितामित्यर्थः । ननु कफः क्षीणः स कथं ज्वरं करिष्यति हीनशक्तित्वात् ॥ उच्यते ॥ दोषाः क्षीणा अपि व्याधीन् कुर्वन्त्येव यत आह ॥

**वातक्षयेऽल्पचेष्टत्वं मन्दवाक्त्वं विसंज्ञता । पित्तक्षयेऽधिकः श्लेष्मा वह्निर्मन्दः प्रभाक्षयः ॥ शिथिलाः सन्धयो मूर्छा रौक्ष्यं दाहः कफक्षयः**

इत्याशङ्कासिद्धान्तश्चात्र परत्रापि ॥

વાયુ અત્યંત, પિત્ત એથી ઓછું, અને કફ તેથી ઓછો, એમ કોપે છે, ત્યારે આગળ કહ્યા પ્રમાણે વ્યથા, કંપ, નિદ્રાનો નાશ અને દસ્તની કબજીયત વગેરે વાયુ સંબંધી રોગ પણ થાય છે. દાહ, તરશ, ગરમી અને પરસેવો વગેરે પિત્ત સંબંધી રોગો પણ થાય છે. અને જડતા, અગ્નિમંદ, ખાંસી તથા નાક અને મુખમાંથી પાણી ઝરવું વગેરે કફ સંબંધી રોગો પણ થાય છે. વળી તેઓમાં ભેગો બકવા, શ્રમ, મોહ, કંપ, મૂર્છા, અણગમો, ભ્રમ, તથા એક પક્ષનોઘાત વિશેષે કરીને થાય છે. આ સંમોહક નામનો અતિ દારૂણ સંનિપાત છે.

આ ઠેકાણે એમ શંકા થશે કે–"વાયુ વધી જવાથી તે જ્વર ઉત્પન્ન કરે, પણ પિત્ત મધ્યમ એટલે સમ હોય તે જ્વર શી રીતે ઉત્પન્ન કરે? કારણ કે ધાતુઓ, મળો અને દોષો જો શરીરમાં સમ ન હોય તો નુકશાન કરે છે અને સમ હોય તો સુખ કરે છે તથા બળ આપે છે."

આનું સમાધાન આ પ્રમાણે છેઃ–સન્નિપાત જ્વરમાં પિત્ત મધ્ય સ્થિતિમાં રહે છે; તો પણ તે અસલના જેવી સ્થિતિમાં નથી રહેતું, પણ વાયુ તથા કફના બિગાડ કરતાં મધ્ય સ્થિતિમાં રહે છે એટલે મધ્ય રીતે કોપે છે એમ સમજવું."

વળી શંકા થાય કે–"કફ ક્ષીણ થઇ જવા છતાં તે જ્વર શી રીતે ઉત્પન્ન કરી શકે? કારણ કે જે શક્તિહીન હોય તે કાર્ય કરી શકેજ નહી." એનું સમાધાન કે દોષો ક્ષીણ થઇ ગયા હોય તો પણ તે વ્યાધીઓ ઉત્પન્ન કરે છે, કારણ કે વાયુનો ક્ષય થાય તો ચેષ્ટાઓ મંદ પડે છે, વાણી અલ્પ થાય છે તથા સંજ્ઞા રહીત થાય છે. અને પિત્તનો ક્ષય થાય તો કફ વધે છે, અગ્નિ મંદ પડી જાય છે અને તેજ ક્ષીણ થઇ જાય છે. અને કફનો ક્ષય થાય તો સાંધાઓમાં શિથિલતા, મૂર્છા, રૂક્ષતા અને દાહ થાય છે.

આવી શંકાઓ તથા સમાધાન હવે પછીના બીજા બધા સન્નિપાત જ્વરોમાં સમજી લેવાં.

## મધ્ય વાત પ્રવૃદ્ધ પિત્ત હીનકફનાં લક્ષણો.

**मध्यप्रवृद्धहीनैस्तु वातपित्तकफैश्च यः। तेन रोगास्त एवोक्ता यथा दोषबलाश्रयाः॥ मोहप्रलापमूर्छाः स्युर्मन्यास्तम्भः शिरोग्रहः। कासः श्वासो भ्रमस्तन्द्रा संज्ञानाशो हृदि व्यथा॥ खेभ्यो रक्तं विसृजति संरक्तस्तब्धनेत्रता। तत्राप्येते विशेषाः स्युर्मृत्युरर्वाक् त्रिवासरात्॥ भिषग्भिः सन्निपातोऽयं कथितः पाकलाभिधः॥**

પિત્ત અત્યંત, વાયુ મધ્યમ, અને કફ સૌથી ઓછો, એમ કોપે છે, ત્યારે તેને દોષોના બળ પ્રમાણે રોગો પણ હોય છે. મોહ, બકવા, મૂર્છા, ઓડનું ઝલાવું, માથાનું ઝલાવું, ઉધરસ, શ્વાસ, ભ્રમ, તંદ્રા, બેભાની, હૃદયમાં પીડા, ત્વચામાંથી રક્તસ્રાવ, નેત્રો રાતાં તથા સ્તબ્ધતા, આ રીતે થાયતે ત્રણ દિવસમાં મરી જાય છે, વૈદ્યોએ આ સંનિપાતને પાકલ કહેલો છે.

## હીનવાત પ્રવૃદ્ધપિત્ત મધ્યકફનાં લક્ષણો.

हीनप्रवृद्धमध्यैस्तु वातपित्तकफैश्च यः ।
तेन रोगास्त एवोक्ता यथारोगबलाश्रयाः॥
हृदयं दह्यते चास्य यकृत् प्लीहान्त्रफुप्फुसाः॥
पच्यंतेत्यर्थमूर्ध्वाधः पूयशोणितनिर्गमः ॥
शीर्णदन्तश्च मृत्युश्च तत्राप्येतद् विशेषतः॥
भिषग्भिः सन्निपातोऽयं याम्यो नाम्ना प्रकीर्त्तितः ।

પિત અત્યંત, તેથી ઓછો કફ, અને તેથી ઓછો વાયુ હોય તો તે તે દોષોના બળ પ્રમાણે રોગો હોય છે. વળી તે ઉપરાંત હૃદયમાં દાહ થાય છે, તથા યકૃત, બરલ, આંતરડાં, અને ફેફસાંમાં પાક થાય છે. મુખ અને ગુદામાંથી લોહી તથા પરૂ ઝરે છે, દાંતો પડે છે, અને મરણ થાય છે. એ વિશેષે કરીને લક્ષણ છે. વૈદ્યો આ સંનિપાતને યામ્ય કહે છે.

## પ્રવૃદ્ધવતિ હિનપિત્ત મધ્યકફનાં લક્ષણો.

प्रवृद्धहीनमध्यैस्तु वातपित्तकफैश्च यः ।
तेन रोगास्त एवोक्ता यथादोषबलाश्रयाः॥
प्रलापायाससंमोहः कम्पमूर्छारतिभ्रमाः॥
मन्यास्तम्भेन मृत्युः स्यात् तत्राप्येतद्विशेषतः । भिषग्भिः सन्निपातोऽयं ककचः संप्रकीर्त्तितः ॥

અત્યંતવાયુ, મધ્યમ કફ, અને ઓછું પિત્ત હોય તો તે તે દોષોના બળ પ્રમાણે રોગો થાય છે. તે સિવાય બકવાદ, પ્રયાસ, સંમોહ, કંપ, મૂર્છા, અણગમો, ભ્રમ, ઓડનું ઝલાવું, તથા મૃત્યુ થાય છે, આ સંનિપાતને વૈદ્યો ક્રકચ કહે છે.

## મધ્યવાત હીનપિત્ત પ્રવૃદ્ધ કફનાં લક્ષણો.

मध्यहीनप्रवृद्धैस्तु वातपित्तकफैश्च यः ।
तेन रोगास्त एवोक्ता यथादोषबलाश्रयाः ॥
अन्तर्दाहो विशेषोऽत्र न च वक्तुं स शक्यते । रक्तमालक्तके नैव लक्ष्यते मुखमण्डलम् ॥ पित्तेनाकर्षितः श्लेष्मा हृदयान्न प्रसिच्यते । इषुणेवाहतं पार्श्वं तुद्यते खन्यते हृदि ॥ प्रमीलकः श्वासहिक्का वर्द्धते तु दिने दिने । जिह्वा दग्धा खरस्पर्शा गलः शूकैरिवावृतः ॥विसर्गं नाभिजानाति कूजेच्चापि कपोतवत् । अतीव श्लेष्मणा पूर्णः शुष्कवक्त्रोष्ठतालुकः ॥ तन्द्रानिद्रातियोगार्त्तो हतवाङ्निहतद्युतिः । न रतिं लभते नित्यं विपरीतानि चेच्छति ॥ आयम्यते च बहुशो रक्तं ष्ठीवति चाल्पशः । एष कर्कटको नाम्ना सन्निपातः सुदारुणः ॥

અતિ કફ, તેથી ઓછો વાયુ, અને તેથી ઓછા પિત્તના સન્નિપાતમાં તે તે દોષોના બળ પ્રમાણે રોગો થવા ઉપરાંત મુખ રાતું ચોળ થઇ જાય છે, પિત્તથી ખેંચાતો કફ હૃદયમાંથી બહાર નીકળતો નથી, પડખાંમાં બાણ ભોંકાયા જેવાં શૂળ તથા હૃદયમાં ખોદાયા જેવી પીડા થાય છે, આંખો મીંચાતી જાય છે, અને દિવસે દિવસે શ્વાસ તથા હેડકી વધતાં જાય છે.

જીભ ખરસટ તથા બળતરા વાળી થાય છે, ગળામાં કાંટા પડે છે, દસ્ત થયાની ખબર પડતી નથી, ગળામાં હોલાની પેઠે ઘૂઘવે છે. મોઢું, હોઠ, અને તાળવું અત્યંત કફથી લેપાયેલાં તથા સૂકાં રહે છે, તંદ્રા અને નિંદ્રા બહુ વધે છે, તથા અગ્નિ અને તેજ હણાઇ જાય છે. કંઈ ગમતું નથી અને વિપરીત ઈચ્છાઓ થાય છે. વારંવાર ઠરડાઇને થોડું લોહી થુંકમાં પડે છે. આ અતિ દારૂણ કર્કોટક નામનો સંનિપાત છે.

## હીનવાત મધ્યપિત્ત પ્રવૃદ્ધ કફ સંનિપાત જ્વરનાં લક્ષણ.

**हीनमध्यप्रवृद्धैस्तु वातपित्तकफैश्च यः। तेन रोगास्त एवोक्ता यथादोषबलाश्रयाः॥ अल्पशूलं कटीतोदो मध्ये दाहो रुजा भ्रमः। भृशं क्लमः शिरोबस्तिमन्या हृदयवाग्रुजः॥ प्रमीलकः श्वासकासहिक्काजाड्यं विसंज्ञता। प्रथमोत्पन्नमेनन्तु साधयन्ति कदाचन॥ एतस्मिन् सन्निवृत्ते तु कर्णमूले सुदारुणा। पिडिका जायते जन्तोर्यत्नात्कृच्छ्रेण जीवति। स वैदारिकसंज्ञोऽयं सन्निपातः सुदारुणः। त्रिरात्रात्परमेतस्य व्यर्थमौषधकल्पनम्॥**

અતિ કફ, મધ્યમ પિત્ત, અને ઓછા વાયુમાં તે તે દોષોના બળ પ્રમાણે રોગો થાય છે, સિવાય થોડું થોડું શૂળ, કસરમાં પીડા, મધ્યભાગમાં દાહ, પીડા, ભ્રમ, બહુ ગ્લાનિ, તથા માથું, મૂત્રાશય, ઓડ અને હૃદયમાં પીડા થાય છે. આંખો મીંચાઇ જાય છે. શ્વાસ, ઉધરસ, હેડકી, જડતા, બેભાની, એ થાય છે. આ સંનિપાત પ્રથમ થાય કે તુરતજ જો ઉપાય થાય તો તે કદાચ તે મટે છે, પણ તે મટ્યા પછી કાનના મૂળમાં અતિ દારૂણ ફોલ્લી થાય છે તેથી માંડ બચી શકાય છે. આ અતિ દારૂણ સંનિપાત વૈદારિક કહેવાય છે. આ સંનિપાત ત્રણ રાત્રીમાં ન મટે તો ઉપાયો વ્યર્થ છે.

## સન્નિપાતનાં બીજાં તેર નામો.

**शीताङ्गस्त्रिमलोद्भवज्वरगणे तन्द्री प्रलापी ततो रक्तष्ठीवयिता च तत्र गणितः सम्भुग्ननेत्रस्तथा। साभिन्यासकजिह्वकश्च कथितः प्राक्सान्धिगोथान्तको रुग्दाहः सहचित्तविभ्रम इह द्वौ कर्णकण्ठग्रहौ॥**

तन्द्री तन्द्रिकः प्रलापी प्रलापकः रक्तष्ठीवयिता रक्तष्ठीवी संभुग्ननेत्रः भुग्ननेत्रः। अभिन्यासकः अभिन्यास कर्णकण्ठग्रहौ कर्णग्रह कर्णिकः कण्ठग्रहः कण्ठकुब्जकः। अथ तेषां प्रत्येकं लक्षणानि।

ત્રિદોષ જ્વરના ગણમાં શીતાંગ, તંદ્રિક, પ્રલાપક, રક્તષ્ઠીવી, ભુગ્નનેત્ર, અભિન્યાસ, જિહ્‌વીક, સંધિગ, અંતક, રૂગ્દાહ, ચિત્તવિભ્રમ, કર્ણગ્રહ, અને કંઠગ્રહ અથવા કંઠકુબ્જ, એ તેર સંનિપાતો કહેવાય છે.

## શીતાંગનાં લક્ષણો.

**हिमशिशिरशरीरः सन्निपातज्वरी यः श्वसनकसनहिक्कामोहकम्पप्रलापैः। क्लमवहुकफवातादाहकम्पाङ्गपीडास्वरोपक्षितिभरात्तः शीतमान्नः स उक्तः॥**

જે સન્નિપાત જ્વરમાં હિમ જેવું ટાઢું શરીર, શ્વાસ, ઉધરસ, હેડકી, મોહ, કંપ, બકવા, ગ્લાનિ, બહુ કફ તથા વાયુ, દાહ, ઉલટી, અંગમાં પીડા અને સ્વરભંગની પીડા થાય તેને શીતગાત્ર સંનિપાત કહે છે.

## તંદ્રિકનાં લક્ષણો.

**तन्द्रातीव ततस्तृषातिसरणं श्वासोऽधिकः कासरुक् सन्तप्तातितनुर्गलेश्वयथुना सार्द्धश्च कण्डूकफः । सुश्यामा रसना क्लमः श्रवणयोर्मान्द्यश्च दाहस्तथा॥यत्र स्यात्स हि तन्द्रिकोनिगदितो दोषत्रयोत्थो ज्वरः ॥**

અત્યંત ઘેન, તૃષા, અતિસાર, બહુ શ્વાસ, ઉધરસ, શરીર અત્યંત તપ્ત, ગળામાં સોજો તથા ચળ અને કફ, બહુ, કાળી જીભ, ગ્લાનિ, શ્રવણુશક્તિઓછી, દાહ, આ સર્વ સહિતના ત્રિદોષજ્વરને તંદ્રિક કહે છે.

## પ્રલાપકનાં લક્ષણો.

**यत्र ज्वरे निखिलदोषनितान्तरोपजाते प्रलापबहुलाः सहसोत्थिताश्च । कम्पव्यथापतनदाहविसंज्ञताः स्युर्नाम्ना प्रलापक इति प्रथितः पृथिव्याम् ॥**

જે જ્વરમાં સર્વ દોષોના અત્યંત કોપને લીધે બહુ બકવા થાય, કંપ અને વ્યથા, પછડાવું, દાહ, અને બેભાની થાય, તેને પૃથ્વીમાં પ્રલાપક કહેવાય છે.

## રક્તષ્ઠીવીનાં લક્ષણો.

**निष्ठीवो रुधिरस्य रक्तसदृशं कृष्णं तनौ मण्डलंलौहित्यं नयने तृषारुचिवमिश्वासातिसारभ्रमाः । आध्मानश्च विसंज्ञता च पतनं हिक्काङ्गपीडा भृशं।रक्तष्ठीविनि सन्निपातजनिते लिङ्गं ज्वरे जायते ॥**

કફમાં લોહી પડે, શરીરમાં રતાશવાળાં કાળાં મંડળો થાય, નેત્રો લાલચોળ થાય, તથા તૃષા, અરૂચિ, ઉલટી, શ્વાસ, અતિસાર, ભ્રમ, આફરો, બેભાની, પછડાટી, હેડકી, અને અંગોમાં બહુ પીડા, એ રીતે જે જ્વરમાં થાય તે સંનિપાતને રક્તષ્ઠીવી કહે છે.

## નેત્રભુગ્ન સંનિપાતનાં લક્ષણો.

**भृशंनयनवक्रता श्वसनकासतन्द्रा भृशं प्रलापमदवेपथुः श्रवणहानिमोहास्तथा । पुरो निखिलदोषजे भवति यत्र लिङ्गं ज्वरे पुरातनचिकित्सकैः स इह भुग्ननेत्रो मतः॥**

નેત્રો બહુજ વાંકાં થઈ જાય, શ્વાસ, ઉધરસ, તંદ્રા, બહુ બકવા, મદ, કંપ, બેહેરાપણું અને મોહ, એ રીતે જે જ્વરમાં અગાઉથી થાય તે સંનિપાતને પ્રાચીન વૈદ્યોએ ભુગ્નનેત્ર કહેલ છે.

## અભિન્યાસનાં લક્ષણો.

**दोषास्तीव्रतरा भवन्ति बलिनः सर्वेऽपि यत्र ज्वरे । मोहोऽतीव विचेष्टता विकलता श्वासो भृशं मूकता । दाहश्चिक्कनमाननञ्च दहनो मन्दो बलस्य क्षयः सोऽभिन्यास इति प्रकीर्त्ति इह प्राज्ञैर्भिषग्भिः पुरा ॥**

જે જ્વરમાં દોષો વધારે તીવ્ર બળવાન થાય છે, અને અત્યંત મોહ, ચેષ્ટા રહિતપણું, વિકળતા, બહુ શ્વાસ, મૂંગાપણું,

દાહ, મોઢું ચીકણું, અગ્નિમાંદ્ય, અને બળનો ક્ષય થાય, તેને પૂર્વના વિદ્વાન્ વૈદ્યોએ અભિન્યાસ કહેલો છે.

### જીહ્‌વકનાં લક્ષણો.

त्रिदोषजनिते ज्वरे भवति यत्र जिह्वाभृशं वृता कठिनकण्टकैस्तदनु निर्भरं मूकता । श्रुतिक्षतिबलक्षतिश्वसनकासस न्तप्तयः पुरातनभिषग्वरास्तमिह जिह्वकं चक्षते ॥

જે ત્રિદોષજ્વરમાં જીભ બહુજ વીંટાયલી રહે અને કાંટાથી ભરાયલી રહે, બહુ મૂંગાપણું રહે, બેહેરાપણું તથા બળનો ક્ષય થાય, શ્વાસ, ઉધરસ, તાપ, દાહ આ બધું હોય તેને પ્રાચીન ઉત્તમ વૈદ્યો જિહ્વક કહે છે.

### સંધિગનાં લક્ષણો.

व्यथातिशयिता भवेच्छ्वयथुसंयुता सन्धिषु प्रभूतकफता मुखे विगतनिद्रता कासरुक् । समस्तमिति कीर्तितं भवति लक्ष्म यत्र ज्वरे त्रिदोषजनिते बुधैः स हि निगद्यते सन्धिगः ॥

સાંધાઓમાં સોજા તથા પીડા મુખમાં અત્યંત કફ, નિદ્રાનો નાશ અને ઉધરસની પીડા જે જ્વરમાં આ સર્વ હોય, તે ત્રિદોષ જ્વરને પંડિતો સંધિગ કહે છે.

### અંતકનાં લક્ષણો.

यस्मिन् लक्षणमेतदस्ति सकलैर्दोषैरुदीते ज्वरेऽजस्रं मूर्द्धविधूननं सकसनं सर्वाङ्गपीडाधिका । हिक्काश्वाससदाहमोहसहिता देहेऽतिसन्तप्तता । वैकल्यश्च वृथा वचांसि मुनिभिः संकीर्त्तितः सोऽन्तकः ॥

સર્વ દોષોથી થયેલા જે જ્વરમાં માથું ધૂણ્યા કરે, ઉધરસ, સર્વ અંગમાં ઘણી પીડા, હેડકી, શ્વાસ, દાહ, મોહ, દેહમાં બહુજ સંતપ્તપણું, વિકળતા, અને બકવા, એ હોય તેને મુનિઓએ અંતક સન્નિપાત કહેલ છે.

### રૂગ્દાહનાં લક્ષણો.

दाहोऽधिको भवति यत्र तृषा च तीव्रा श्वासप्रलापविरुचिभ्रममोहपीडाः । मन्याहनुव्यथनकण्ठरुजः श्रमश्च रुग्दाहसंज्ञ उदितस्त्रिभवो ज्वरोऽयम् ॥

અત્યંત દાહ, અતિ તરશ, શ્વાસ, બકવાદ, અરૂચિ, ભ્રમ, મોહ, પીડા, ઓડમાં તથા હડપચીમાં પીડા, કંઠરોગ, અને શ્રમ, એ રૂગ્દાહ નામના સંનિપાતમાં થાય છે.

### ચિત્ત વિભ્રમનાં લક્ષણો.

गायति नृत्यति हसति प्रलपति विकृतं निरीक्षते मुह्येत् । दाहव्यथाभयार्त्तो नरस्तु चित्त भ्रमे ज्वरे भवति ॥

જેને ચિત્તભ્રમ સંનિપાત થાયછે તે ગાય છે, નાચે છે, હસે છે, બકે છે, વિકૃત દૃષ્ટિથી જુવે છે, મોહ પામે છે; તથા તેને દાહ, પીડા અને ભય થાય છે.

### કર્ણિકનાં લક્ષણો.

दोषत्रयेण जनिता किल कर्णमूले तीव्रा ज्वरे भवति तु श्वयथुर्व्यथा च । कण्ठग्रहो बधिरता श्वसनं प्रलापः प्रस्वेदमोहदहनानि च कर्णिकाख्ये ॥

કર્ણિક ત્રિદોષ થવાથી કાનના મૂળમાં જ્વર સહિત પીડાવાળો સોજો થાય છે, તેથી ગળું પકડાઇ જાય છે; બેહેરાપણું, શ્વાસ, બકવા, પરસેવો, મોહ અને દાહ થાય છે.

## કંઠ કુબ્જનાં લક્ષણો.

कण्ठः शूकशतावरुद्धवदतिश्वासः प्रलापोऽरुचिर्दाहो देहरुजा तृषापि च हनुस्तम्भः शिरोर्त्तिस्तथा । मोहो वेपथुना सहेति सकलं लिङ्गं त्रिदोषज्वरे यत्र स्यात्स हि कण्ठकुब्ज उदितः प्राच्यैश्चिकित्साबुधैः॥

હજારો કાંટાથી રૂંધાયા જેવો કંઠનો અવાજ નીકળે છે; તથા શ્વાસ, બકવા, અરૂચિ, દાહ, દેહમાં પીડા, તરશ, હનુસ્તંભ, માથું દુઃખવું, મોહ, અને કંપ આટલાં લક્ષણો જે ત્રિદોષ જ્વરમાં થાય છે તેને પ્રાચીન વિદ્વાન્ વૈદ્યોએ કંઠ કુબ્જ કહેલ છે.

## સાધ્યાસાધ્યપણું.

सन्धिगस्तेषु साध्यः स्यात् तन्द्रिकश्चित्तविभ्रमः । कर्णिको जिह्वकः कंठकुब्जः पञ्चापि कष्टकाः ॥ रुग्दाहस्त्वतिकष्टेन संसाध्यस्तेषु भाषितः ॥ रक्तष्ठीवी भुग्ननेत्रः शीतगात्रः प्रलापकः । अभिन्यासोऽन्तकश्चैते षडसाध्याः प्रकीर्त्तिताः ॥

સંધિગ સાધ્ય છે; તંદ્રિક, ચિત્તવિભ્રમ, કર્ણિક, જિહ્વક, અને કંઠકુબ્જ, એ પાંચ કષ્ટસાધ્ય છે; અને રૂગ્દાહ તો અતિશય કષ્ટે સાધ્ય થાય છે. રક્તષ્ઠીવી, ભુગ્નનેત્ર, શીતગાત્ર, પ્રલાપક, અભિન્યાસ, અને અંતક, એ છ અસાધ્ય કહેવાય છે.

## સંનિપાતજ્વરનાં ત્રીજાં તેર નામો.

कुम्भीपाकः प्रोर्णुनावः प्रलापी ह्यन्तर्दाहो दण्डपातोऽन्तकश्च । एणीदाहश्चाथ हारिद्रसंज्ञो भेदा एते सन्निपातज्वरस्य ॥ अजघोषभूतहासौ यन्त्रापीडश्च सन्यासः। संशोषी च विशेषाम्तस्यैवोक्तास्त्रयोदशान्यत्र ॥

કુંભીપાક, પ્રોર્ણુનાવ, પ્રલાપી, અંતર્દાહ, દંડપાત, અંતક, એણીદાહ, હારિદ્ર, અજઘોષ, ભૂતહાસ, યંત્રાપીડ, સંન્યાસ, અને સંશોષી આ તેર વળી સંનિપાતજ્વરના ભેદો કહેલા છે.

## કુંભિપાકનાં લક્ષણો.

घोणाविवरज्ञरद्बहुशोणासितलोहितं सान्द्रम् । विलुठन्मस्तकमभितः कुम्भीपाकेन पीडितं विद्यात् ॥

નાકમાંથી રાતું કાળું અને ઘાટું લોહી પડે, અને વારંવાર માથું ધૂણ્યા કરે, તે માણસને કુંભીપાકવાળો જાણવો.

## પ્રોર્ણુનાવનાં લક્ષણો.

उत्क्षिप्य यः स्वमङ्गं क्षिपत्यधस्ताच्चिरान्तमुच्छ्वसिति । तं प्रोर्णुनावजुष्टं विचित्रकष्टं विजानीयात् ॥

શરીરને ઉચકી ઉચકીને જે પછડાટી ખાધા કરે, બહુ જ હાંફી જાય, અને વિચિત્ર રીતે કષ્ટાય, તેને પ્રોર્ણુનાવ સન્નિપાતવાળો જાણવો.

## પ્રલાપીનાં લક્ષણો.

स्वेदभ्रमाङ्गभेदाः कम्पो दवथुर्वमिर्व्यथा कण्ठे । गात्रञ्च गुर्वतीव प्रलापिजुष्टस्य जायते लिङ्गम् ॥

જેને પરસેવો, ભ્રમ, સાંધા ટૂટે, કંપ, દાહ, વેમન, કંઠમાં પીડા અને શરીર ભારે થાય; એ લક્ષણો પ્રલાપી સન્નિપાતજ્વરનાં છે.

**અંતર્દાહનાં લક્ષણો.**

**अन्तर्दाहः शैत्यं बहिः श्वयथुररतिरपि तथा श्वासः । अङ्गमपि दग्धकल्पं सोऽन्तर्दाहार्दितः कथितः ॥**

અંદર દાહ, બહાર શીતળતા, સોજા, અરૂચિ, શ્વાસ, અને અંગમાં બળતરા થાય તો અંતર્દાહ થયો એમ જાણવું.

**દંડપાતનાં લક્ષણો.**

**नक्तं दिवा न निद्रामुपैति गृह्णाति मूढधीर्नभसः । उत्थाय दण्डपाती भ्रमातुरः सर्वतो भ्रमति ॥**

नयसो गृह्णाति आकाशात्किञ्चिद्गृहीतुं करौ प्रसारयतीत्यर्थः ॥

જેને દંડપાત સન્નિપાતજ્વર આવ્યો હોય તે માણસ રાતે કે દિવસે ઊંઘતો નથી, બુદ્ધિના મોહને લીધે આકાશમાંથી કાંઈક લેવા વાસ્તે હાથ લાંબા કરેછે અને ભ્રમથી આતુરપણાને લીધે ઉઠી ઉઠીને ચારેકોર ભમ્યા કરેછે.

**અંતકનાં લક્ષણો.**

**संपूर्यते शरीरं ग्रन्थिभिरभितस्तथोदरं मरुता । श्वासातुरस्य सततं विचेतनस्यान्तकार्त्तस्य ॥**

આખા શરીરમાં ગાંઠાઓ થાય છે, પેટમાં પવન ભરાઈ જાય છે, અને સદા શ્વાસ તથા બેભાની થાય છે; તેને અંતક જાણવો.

**એણીદાહનાં લક્ષણો.**

**परिधावतीव गात्रे रुक्पात्रे भुजगपतगहरिणगणः । वेपथुमतः सदाहस्यैणीदाहज्वरार्त्तस्य ॥**

કંપ તથા બળતરા થાય; અને શરીર ઉપર પીડાસહિત સર્પો, પક્ષીઓ, અને હરણો દોડતાં હોય એમ જણાય છે. એ એણીદાહ સંનિપાતનાં લક્ષણો છે.

**હારિદ્રકનાં લક્ષણો.**

**यस्याऽतिपीतमङ्गं नयने सुतरां मलस्ततोऽप्यधिकम् । दाहोऽतिशीतता बहिरस्य स हारिद्रको ज्ञेयः ॥**

रुक्पात्रे पीडाभाजने गात्रस्य विशेषणमेतत् ॥

શરીરમાં અત્યંત પીળાશ, નેત્રોમાં અત્યંત વધારે પીળાશ, અને મળમાં એથી પણ બહુ વધારે પીળાશ, અંદર દાહ અને બહારથી શીતળતા, એ હારિદ્રકનાં લક્ષણો છે.

**અજઘોષનાં લક્ષણો.**

**छगलकसमानगन्धः स्कन्धरुजार्त्ताभिरुद्धगलरन्ध्रः । अजघोषसन्निपातादाताम्राक्षः पुमान् भवति ॥**

બકરાં જેવો ગંધ, ખભામાં પીડા, ગળું બંધ થઈ જાય, અને નેત્રો રાતાં થઈ જાય, તેને અજઘોષ સંનિપાત થયો છે, એમ જાણવું.

**ભૂતહાસનાં લક્ષણો.**

**शब्दादीनधिगच्छति न स्वान्विषयान्यदिन्द्रियग्रामैः । हसति प्रलपति परुषं स ज्ञेयो भूतहासार्त्तः ॥**

ઇંદ્રિયોની શબ્દગ્રહણાદિ શક્તિ નાશ

પામી જાય, હસ્યા કરે, અને કઠોર રીતે બક્યા કરે, તેને ભૂતહાસ થયો જાણવો.

### યંત્રાપીડનાં લક્ષણો.

**येन मुहुर्ज्वरवेगाद्यन्त्रेणेवावपीड्यते गात्रम् । रक्तं पीतञ्च वमेद्यन्त्रापीडः स विज्ञेय : ॥**

ચીચોડાની પેઠે શરીર પીલાતું હોય, અને પીળા લોહીની ઉલટી થતી હોય, તેને યંત્રાપીડ થયો છે એમ જાણવું.

### સંન્યાસનાં લક્ષણો.

**अतिसरति वमति कूजति गात्राण्यभितश्चिरं नरः क्षिपति । सन्याससन्निपाते मलप्रत्युग्राक्षिमण्डलो भवति ॥**

ઉલટી થયા કરે, ઘૂઘવ્યા કરે, અંગોને પછાડ્યા કરે, બકયા કરે, અને પાતળો ઝાડો થયા કરે, અને નેત્રમંડળ ઉગ્ર થઈ જાય, તેને સંન્યાસ થયો જાણવો.

### સંશોષીનાં લક્ષણો.

**मेचकवपुरतिमेचकलोचनयुगलो मलोत्सर्गात् । संशोषिणि सितपिडकामण्डलयुक्तो ज्वरे नरो भवति ॥**

ઝાડો થવાથી શરીર કાળું થઈ જાય, નેત્રો અતિ કાળાં થઇ જાય, તથા શરીરમાં ધોળાં ચકરડાં તથા ફોલ્લીઓ થાય, તેને સંશોષી સંનિપાત થયો છે એમ જાણવું.

### સંનિપાતોનું ભયંકરપણું.

**नारायण एव भिषक् भेषजमेतेषु जान्हवीनीरम् । नैरुज्यहेतुरेको नित्यं मृत्युञ्जयो ध्येयः ॥**

સન્નિપાતજ્વરમાં નારાયણજ વૈદ્ય છે, અને ગંગાજળજ ઔષધ છે, તથા નિરોગી થવાનો હેતુ માત્ર એક મૃત્યુંજય એટલે મહાદેવ છે, તેનું નિત્ય ધ્યાન કરવું જોઇએ.

### અસાધ્ય સંનિપાતનાં લક્ષણો.

**सन्निपातज्वरस्यान्ते कर्णमूले सुदारुणः । शोथः संजायते तेन कश्चिदेव प्रमुच्यते ।**

सुदारुणः मारकत्वात् । यतस्तेन शोथेन कश्चिदेव प्रमुच्यते । जीवितं न त्यजति इत्यर्थः

સંનિપાતજ્વરની અંતે કાનના મૂળમાં અતિ દારૂણ સોજો થાય છે, તેથી કોઇકજ બચે છે.

### સાધ્યાસાધ્યપણું.

**सन्निपातज्वरान् कष्टानसाध्यानपरे जगुः ॥ दोषे प्रवृद्धे नष्टेऽग्नौ सर्वसम्पूर्णलक्षणः ॥ सन्निपातज्वरोऽसाध्यः कष्टसाध्यस्ततोऽन्यथा ।**

सर्वाणि दाहशीतादीनि सम्पूर्णानि आतुरगतानि प्रोक्तानि यावल्लक्षणानि यस्य सः । ततोऽन्यथा दोषे पक्वे अग्नौ दीप्ते स्वल्पलक्षणकः कष्टसाध्य इत्यर्थः ॥

કષ્ટસાધ્ય સંનિપાત જ્વરોને પણ કેટલાકોએ અસાધ્ય કહેલા છે, તો પણ દોષોની વૃદ્ધિ અને અગ્નિનો નાશ થવાથી રોગીના શરીરમાં દાહ અને શીત આદિ સઘળાં લક્ષણો સંપૂર્ણ થયાં હોય તો તે સંનિપાતજ્વરને અસાધ્ય જાણવો, અને જો દોષ પાકવાથી તથા અગ્નિ

પ્રદીપ્તપણાથી થોડાં લક્ષણો હોય તો તેને કષ્ટસાધ્ય સન્નિપાતજ્વર જાણવો.

## સામાન્ય સંનિપાતોની ચિકિત્સા.

**सन्निपातार्णवे मग्नं योऽभ्युद्धरति मानवम् । कस्तेन न कृतो धर्मः कान्न पूजां न सोऽर्हति ॥ मृत्युना सह योद्धव्यं सन्निपातं चिकित्सता । यश्च तत्र भवेज्जेता सजेतामयसंकुले ॥ श्लेष्मनिग्रहमेवादौ कुर्याद्व्याधौ त्रिदोषजे । संसर्गे यो गरीयान् स्यादुपक्रम्यः स वै भवेत् ॥**

संसर्गे दोषद्वयं संसर्गे गरीयान् बलवत्तरः ॥

**अंशांशं यत्र दोषाणां विवेक्तुं नैव शक्नुयात् । क्रियां साधारणीं तत्र विदधीत चिकित्सकः ॥ लङ्घनं वालुकास्वेदो नस्यं निष्ठीवनं तथा । अवलेहोऽञ्जनं चैव प्राक् प्रयोज्यं त्रिदोषजे ॥**

ज्वर इति शेषः । ननु क्रियायास्तु गुणालाभे क्रियामन्यां प्रयोजयेत् । पूर्वस्यां शान्तवेगायां न क्रियासङ्करो हितः ॥ इति वचनेन क्रियासङ्करस्य निषिद्धत्वात् कथमत्र नस्यनिष्ठीवनावलेहाञ्जनानि युगपद्विधीयन्त इत्याशङ्क्याह ॥

**क्रियाभिस्तुल्यरूपाभिः क्रियासाङ्कर्यमिष्यते । भिन्नरूपतया तास्तु नहि कुर्वन्ति दूषणम् ॥**

જે વૈદ્ય સંનિપાતરૂપી મહાસાગરમાંથી ડૂબતાને બહાર કાઢે છે, તેણે કયો ધર્મ ન કર્યો ? અથવા તે કેઈ પૂજાને યોગ્ય નથી ? સંનિપાતની ચિકિત્સા કરનાર મૃત્યુની સામે યુદ્ધ કરે છે, જો તેમાં તે જીતે છે, તો તે સર્વ રોગ જીતી શકે છે. ત્રિદોષમાં પ્રથમ કફનો નિગ્રહ કરવો જોઇએ. બે દોષનું ઉલ્વણપણું હોય તો પ્રથમ જે દોષ વિશેષ બળવાન્ હોય તેનો નિગ્રહ કરવો જોઇએ. જ્યાં દોષોના બળની ખબર ન પડી શકે ત્યાં વૈદ્યે સાધારણ ચિકિત્સા કરવી. લંઘન, રેતીનો શેક, નસ્ય, થુંકાવવું, અવલેહો, અંજનો એ સર્વનો ઉપયોગ પહેલેથી જ ત્રિદોષમાં કરવો. ( અહીં શંકા થાય કે–" એક ક્રિયાથી ગુણ ન થાય તો તેનો વેગ શાંત પાડચા પછી બીજો પ્રયોગ કરવો, પણ એકી વખતે ઘણી ક્રિયાઓ કરવી નહી, કેમકે ક્રિયાઓનું સંકરપણું અહિતકારી છે." આ ઉપરથી ક્રિયાઓનું સંકરપણું ન થવા દેવું જોઇએ, તેમ છતાં અહીં સન્નિપાત જવરમાં નસ્ય, અંજન, અવલેહ વગેરે ક્રિયા એકી વખતે કરવાનું કેમ કહ્યું ? તેનું સમાધાન કે: સમાનરૂપ ક્રિયાઓ એકી વખતે કરવામાં આવે તો તે સંકર ક્રિયા ગણાય છે, માટે ભિન્નરૂપવાળી ક્રિયાઓ એકી વખતે કરવાથી કશી હરકત આવતી નથી.

## લંઘનનો અવધિ.

**त्रिरात्रं पञ्चरात्रं वा दशरात्रमथापि वा । लङ्घनं सन्निपातेषु कुर्याद्वारोग्यदर्शनात् ॥**

लङ्घने त्रिरात्रादिविकल्प उल्वणत्वापेक्षया दोषाणां शीघ्रमध्यमन्दशक्तित्वात् आरोग्यदर्शनादिति । यावदारोग्यदर्शनं स्यात् तावद्वा लङ्घनं कुर्यात् । एतेन त्रिरात्राद्यवधेर्न नियतत्वं सूचितम् । अतएव सुश्रुतः प्राह ॥

**सप्तमे दिवसे प्राप्ते दशमे द्वादशेऽपि वा। पुनर्घोरतरो भूत्वा प्रशमं याति हन्ति वा ॥**

घोरतर इति स्वभावादेव तदा घोरतरो भूत्वेति ॥

આરોગ્ય થવાય ત્યાં સુધી અથવા ત્રણ રાત્રી, પાંચ રાત્રી અથવા દશ રાત્રી સુધી, સંનિપાતોને વિષે લંઘન કરવું જોઇએ. વાયુની ગતિ શીઘ્ર છે, પિત્તની મધ્યમ છે અને કફની ગતિ મંદ છે, માટે તે તે દોષની ઉલ્વણતા ઉપર લક્ષ રાખીને ત્રણ, પાંચ અને દશ રાત્રી સુધી લંઘન કરવાનું કહ્યું છે. પણ આરોગ્ય થવાય ત્યાં સુધી લંઘન કરવાનું કહ્યું તે ઉપરથી એમ સમજવું કે ત્રણ, પાંચ, દશ રાતની અવધિ નિયમિત છે એમ ન સમજવું. એટલા માટે જ સુશ્રુત કહે છે કે–"સાતમો દિવસ, અથવા દસમો કે બારમો દિવસ થાય ત્યારે તો સંનિપાત વધારે ઘોર બનીને કાંતો શમી જાય છે કે કાંતો મારી નાંખે છે."

## શમન કે મરણનું કારણ.

**पित्तकफानिलवृद्ध्या दशदिवसद्वादशाहसप्ताहात् । हन्ति विमुञ्चत्यथवा त्रिदोषजो धातुमलपाकात् ॥**

त्रिदोषजो ज्वर इति शेषः । धातुमलपाकात् । धातुपाकाद्धन्ति मलपाकाद्विमुञ्चतीत्यर्थः । धातुमलपाके प्राक्तनकर्मैव हेतुः । तत्र यदि जीवनसंवर्द्धकं कर्मास्ति तदा मलपाकोऽन्यथा धातुपाकः । स च रसादि शुक्रान्तधातूनां पाको बोद्धव्यः ॥

દસ, બાર, અને સાત દિવસમાં ત્રિદોષજ્વર પિત્ત, કફ, અને વાયુની વૃદ્ધિ થવાથી ધાતુઓ પાકી જાય તો મારી નાંખે છે, અથવા જો મલનો પાક થાય તો મટી જાય છે. ધાતુઓ અને મળોનું પાકવું એ પૂર્વજન્મના પ્રારબ્ધાનુસાર છે. જો આયુષ્ય વધારનારૂં પ્રારબ્ધ હોય તો મળ પાકે છે અને આયુષ્યનો નાશ કરનારૂં પ્રારબ્ધ હોય તો ધાતુઓ પાકે છે. ધાતુ એટલે રસથી વીર્ય સુધીના સઘળા ધાતુઓ સમજવા.

## ધાતુઓ પાકવાનું લક્ષણ.

**निद्रानाशो हृदि स्तम्भो विष्टम्भो गौरवारुची । अरतिर्बलहानिश्च धातूनां पाकलक्षणम् ॥**

विष्टम्भ उदरस्य गौरवं गात्राणाम् ॥

अन्यच्च ।

**संबाध्यमानो हृदि नाभिदेशे गात्रेषु वा पाकरुजान्वितेषु । पीडाज्वरार्त्तोऽङ्गुलिभिश्च गच्छेत्तत्र धातुपाकी कथितो भिषग्भिः ॥ अपरश्च । नाभेरूर्ध्वं हृदोऽधस्तात्पीडिते चेद् व्यथा भवेत् । धातोः पाकं विजानीयादन्यथा तु मलस्य च ॥**

નિદ્રાનો નાશ, હૃદયનો સ્તંભ, મળોની રોકત, ભારેપણું, અરૂચિ, અણગમો, અને બળની હાનિ, એ ધાતુઓ પાકયાનાં લક્ષણો છે. બીજે પણ કહેલું છે કે–"હૃદયમાં, નાભિમાં, અને ગાત્રોમાં આંગળી દબાવતાં પીડા થતી હોય, અને તાવ આવતો હોય, તો તેના 'ધાતુઓ પાકી ગયા છે, એમ વૈદ્યોએ કહેલું છે." વળી પણ કહેલું કે–"નાભિની ઉપર અને હૃદયની નીચે દબાવવાથી જો દુઃખતું

હોય તો ધાતુઓનો પાક થયાનું, અને તેમ નહિ તો મળોનો પાક થયાનું જાણવું.

## મલપાકયાનું લક્ષણ.

**दोषप्रकृतिवैकृत्यं लघुता ज्वरदेहयोः । इन्द्रियाणाञ्च वैमल्यं मलानां पाकलक्षणम्॥**

दोषा वातादयः तेषां प्रकृतित्वे तु दाहतन्द्रागौरवादिकरणं तस्यवैकृत्यं वैपरीत्यं वैमल्यंमलराहित्यम्।मलानां दोषाणां पाकलक्षणम् । अन्यच्च ॥

**शश्वत्त्विन्द्रियपञ्चकस्य पटुता वन्हेश्च यत्र क्रमात् । तृष्णादिप्रशमो ज्वरस्य मृदुता तं दोषपाकं वदेत् हृन्नाभ्योरतिवेदनातिसरणं तीव्रो ज्वरस्तृणमदः ॥ श्वासाधिक्यमरोचकोऽरतिरिति स्याद्धातुपाकाकृतिः ॥**

દોષો કે જેનો સ્વભાવ દાહ, ઘેન, ભારેપણું વગેરે વિકાર કરવાનો છે, તે પોતાના સ્વભાવથી ઉલટા ચાલતા હોય, શરીર હલકું હોય, દેહમાં જ્વર હલકો હોય, અને ઇંદ્રિયો નિર્મળ હોય, તો મળનો પાક જાણવો. પાંચે ઇંદ્રિયોમાં સામર્થ્ય નિરંતર જણાય, ક્રમસર તૃષાદિકની શાંતિ જણાય, જઠરાગ્નિ વધે, અને જ્વર શાંત પડે, તો તે દોષો પાકયા જાણવા; અને હૃદય તથા નાભિમાં અતિ વેદના થાય, દસ્ત પાતળો હોય, જ્વર આકરો હોય, અને તરશ અને મદ તથા શ્વાસનું અધિકપણું, અરૂચિ તથા અસુખ, એ લક્ષણો ધાતુ પાકયાનાં જાણવાં.

## કારણસર પાક કાળને વાર લાગે તો અવધિ.

**सप्तमी द्विगुणा यावन्नवम्येकादशी तथा। एषा त्रिदोषमर्यादा मोक्षाय च वधाय च ॥**

नवम्येकादशी चागमनादिवसं विहाय बोद्धव्या तेनागमनदिवसं नीत्वा दशमी द्वादशी तथा ॥ अत्र रात्रिरित्यध्याह्रियते ॥

હારીત કહે છે કે—સંનિપાતજ્વર થયા પછી ચૌદમી, વીસમી અથવા તે ચોવીસમી રાત્રી સુધીમાં શાંત થાય છે કે મારી નાંખે છે; માટે સંનિપાતજ્વરની અવધિ એટલી છે.

## પાણી પીવા વિષે.

**सन्निपातज्वरी पूर्वं सम्यक् लङ्घनमाचरेत् । शृतं शीतं पिबेदम्भः समये भेषजं भजेत् ॥ सन्निपातेन तृष्यन्तं पार्श्वरुक्तालुशोषिणम् । यः पाययेज्जलं शीतं स मृत्युर्नरविग्रहः ॥**

शीतं अक्वथितं शृतं तु शीतं विहितमेव । इति लङ्घनम् ॥

સંનિપાતજ્વરવાળાએ પ્રથમ-તો સારી રીતે લંઘન કરવું, ઉકાળીને ટાઢું કરેલું પાણી પીવું, અને વખત આવે ત્યારે ઓષધ ખાવું. સંનિપાતમાં તરશ્યા માણસને તાલુશોષ અને પડખામાં શૂળ થતું હોય છતાં જે વૈદ્ય તેને ઉકાળ્યા વગરનું ટાઢું પાણી પાય, તેને માણસના વેષવાળો મૃત્યુ સમજવો.

## રેતીનો સ્વેદ દેવા વિષે.

**वातश्लेष्मकृते स्वेदान् कारयेद्रूक्षनिर्मितान् । स्निग्धः स्वेदो निषिद्धोऽत्र विना केवलवातजात् ॥ खर्परभृष्टपटस्थितकाञ्जिकसंसिक्तवालुकास्वेदः । शमयति वात-**

कफामयमस्तकशूलाङ्गभङ्गादीन् ॥ स्रोतसां मार्दवं कृत्वा नीत्वा पावकमाशयम् । हृत्वा वातकफस्तम्भं स्वेदो ज्वरमपोहति ॥

इति बालुकास्वेदः ॥

વાયુ અને કફના જ્વરોમાં રૂક્ષ પદાર્થોનો સ્વેદ દેવો. કેવળ વાયુ વગરના જ્વરોમાં સ્નિગ્ધ પદાર્થોનો સ્વેદ નિષિદ્ધ જ છે. રેતીને ઠીબમાં શેકી લૂગડામાં બાંધીને ઉપર કાંજી છાંટવી. પછી એનો સ્વેદ દેવો. એથી વાયુ તથા કફના રોગો, માથાનું શૂળ, શરીરનું ભાંગવું, એ વગેરે દરદો મટે છે. સ્વેદથી નાડીઓ કૂણી પડીને જઠરાગ્નિને તેના આશયોમાં પહોંચાડે છે. એથી વાયુ તથા કફની સ્તબ્ધતા હરી લેઇને જ્વરને મટાડે છે.

## સૈંધવાદિ નસ્ય.

सैन्धवं श्वेतमरिचं सर्षपाः कुष्ठमेव च । बस्तमूत्रेण संपिष्टं नस्यं तन्द्रानिवारणम् ॥

श्वेतमरिचं शिग्रुबीजम् । इति सैन्धवादि नस्यम् ॥

સૈંધવ, ધોળાં મરી, સર્ષપ, અને કઠ, એઓને બકરાના મૂત્રમાં વાટીને તેનું નસ્ય આપવાથી ઘેન મટે છે. આમાં ધોળાં મરીને વિકલ્પે સરગવાનાં બીજ પણ લેવાય છે.

## મધુકસારાદિ નસ્યો.

मधूकसारसिन्धूत्थवचोषणकणाः समाः। श्लक्ष्णं पिष्ट्वाम्भसा नस्यं दद्यात् संज्ञाप्रबोधनम् ॥

मधूकसारादि नस्यम् ॥

मातुलुङ्गार्द्रकरसं कोष्णं त्रिलवणान्वितम् । अन्यद्वा सिद्धविहितं नस्यं तीक्ष्णं प्रयोजयेत् ॥ तेन प्रभिद्यते श्लेष्मा प्रभिन्नश्च प्रसिच्यते । शिरोहृदयकण्ठास्यपार्श्वरुक् चोपशाम्यति ॥ मोहामयेन मुग्धं बोधयितुं यादृशः शक्तः । कल्पतरुनामधेयो रसो न तादृक् परं किञ्चित् ॥ इति नस्यम् ॥

મહુડાંનો સાર, સૈંધવ, વજ, મરી, અને પીપર સમભાગે લેઈ પાણીમાં વાટીને સૂંઘવાથી બેભાની મટી જાગૃત થવાય છે. બીજોરૂં તથા આદાના રસને જરા ગરમ કરીને તેમાં ત્રિલવણ મેળવીને સૂંઘવું; અથવા બીજા કોઈ સિદ્ધે બતાવેલું નસ્ય લેવું; તેથી કફ ભેદાઇને બહાર નીકળી જાય છે, અને માથું, હૃદય, કંઠ, મોઢું, અને પડખાંની પીડા શાંત થઇ જાય છે. તંદ્રારૂપી રોગથી મૂઢ બનેલને જાગ્રત કરવા કલ્પતરૂ રસ જેવો બીજો કોઈ સમર્થ નથી જ.

## થુંકાવવા વિષે.

जिह्वातालुगलक्लोमप्ररुत्पित्तेन दूषितम् । तदा सञ्चारयेच्छोषं जिह्वाविरसतां तथा। स्फुटनञ्च तदा जिह्वां लेपयेन्मधुपिष्टया ॥ द्राक्षया साऽन्यथा तेनजिह्वा स्यात् सरसा मृदुः। आर्द्रकस्वरसोपेतं सैन्धवं कटुकत्रयम् ॥ आकण्ठाद्धारयेदास्ये निष्ठीवेच्च पुनः पुनः । तेनास्यतालुक्लोम्नांश्चमन्यापार्श्वशिरोगलात् ॥ लीनोऽप्याकृष्यते श्लेष्मा लाघवं चास्य जायते । पर्वभेदो ज्व-

**रो मूर्छा निद्राश्वासगलामयाः ॥ मुखाक्षिगौरवं जाड्यमुत्क्लेशश्चोपशाम्याति । सकृद्द्विस्त्रिश्चतुः कुर्याद् दृष्ट्वा दोषबलाबलम् । एतद्धि परमं प्राहुर्भेषजं साम्निपातिनाम् ॥**

इति कवलग्रहः ॥

જીભ, તાળવું કંઠ, તૃષાનું સ્થાન કલોમ, એ સર્વ વાયુ તથા પિત્તથી દૂષિત થાય છે ત્યારે શોષ પડે છે, જીભમાં વિરસતા થાય છે, અને તે ફાટે છે. માટે જીભ ઉપર મધ તથા ઘીમાં વાટેલી દ્રાક્ષ ચોપડવી, એટલે જીભ રસયુક્ત તથા કોમળ થાય છે. આદાના સ્વરસ સાથે સૈંધવ, સૂંઠ, મરી, પીપરને મુખમાં ગળા સુધી રાખવાં અને વારંવાર થૂંકવું, તેથી મુખ, તાળવું, કોઠો, ઓડ, પડખાં, માથું, અને ગળામાં છાનો રહેલ કફ ખેંચાઇ આવીને હલકાઇ થાય છે, તથા સાંધાનું તૂટવું, જ્વર, મૂર્છા, નિદ્રા, શ્વાસ, ગળાના રોગ, મુખનું ભારેપણું, આંખોનું ભારેપણું જડતા, અને હૃદયમાંની કફની મુંઝવણ મટી જાય છે. દોષનું બળાબલ જોઇને આ ઉપાય એકવાર, બેવાર, અને ચારવાર પણ કરવો. સંનિપાતવાળાઓ માટે વિદ્વાનોએ આ ઉપાય ઉત્તમ કહેલો છે.

## અષ્ટાંગ અવલેહ.

**कट्फलं पौष्करं शृङ्गी व्योषं यासश्च कारवी । श्लक्ष्णं चूर्णीकृतश्चैतन्मधुना सह लेहयेत् ॥ एषावलेहिका हन्ति सन्निपातं सुदारुणम् । हिक्कां श्वासश्च कासश्च कण्ठरोगश्च नाशयेत् ॥ एतद्योज्यं कफोद्रेके चूर्णमार्द्रकजै रसैः । ( तन्त्रान्तरे चोक्तम् )**

**अष्टाङ्गं मधुना लिह्यादार्द्रकस्य रसेन वा । संमोहं दारुणं हन्याचन्द्राकासमन्वितम् ॥ सर्वेषु सन्निपातेषु नक्षौद्रमवचारयेत् । शीतोपचारं क्षौद्रं स्याच्छीतं चात्र विरुध्यते ॥**

सन्निपातज्वरेषु श्लेष्मनिग्रहार्थं सर्वदा स्वेदो हितः। तत्राग्निसम्बन्धेन देहस्योष्णता तिष्ठति । उष्णेन मधुनो विरोधः । उक्तं च सुश्रुतेन ॥

**उष्णैर्विरुद्ध्यते सर्वं विषान्वयतया मधु ! तृष्णार्त्तमुष्णै रूक्षश्च तन्निहन्ति यथाविषमिति ॥ शीतोपचारैः क्षौद्रं स्यात् शीतं चात्र विरुध्यते ॥**

शीतश्चात्र सन्निपातेन विरुद्ध्यते । अयमवलेहः प्रायेणोर्ध्वजत्रुजरोगहरत्वात्सायमुपयुज्यते । यत उक्तं चरकेण ॥

**ऊर्ध्वजत्रुगदघ्नी या सा सायमवलेहिका । अधोरोगहरी या सा भोजनात् प्राक् प्रयुज्यते ॥**

पौष्करं पुष्करमूलं तदलाभे कुष्ठं देयम् । शृङ्गी कर्कटशृङ्गी । व्योषं शुण्ठी पिप्पली मरिचानि ॥ यासो यवासः । केचिद्यासस्थाने यवानीं प्रक्षिपन्ति । कारवी मङ्गरैला इति लोके । अष्टाङ्गावलेहिका ॥

કાયફળ, એરંડાનું મૂળ, કાકડાશીંગી, ત્રિકટુ, ધમાસો અને કલોંજી જીરૂં, એનું ચૂર્ણ મધમાં ચાટવું. એથી મહા દારૂણ સંનિપાત, હેડકી, શ્વાસ, ઉધરસ, અને કંઠના રોગો મટે છે. કફ હોય તો આ ચૂર્ણ આદાના રસમાં ચાટવું. બીજા ગ્રંથમાં કહેલું છે કે–" અષ્ટાંગ ચૂર્ણને મધ

અથવા આદાના રસમાં ચાટવાથી ઘેન તથા ઉધરસ અને દારૂણુ મોહ મટી જાય છે. સર્વ જાતના સંનિપાતમાં મધ વાપરવું નહિ, કેમકે મધ ઉપર શીતોપચારની જરૂર છે, અને સંનિપાતમાં શીતોપચાર વિરૂદ્ધ છે." સંનિપાત જ્વરોમાં કફ મટાડવા માટે હમેશાં સ્વેદ હિતકર છે, તેથી અગ્નિને લીધે દેહમાં ગરમી રહે છે, અને ગરમીને મધ સાથે વિરોધ છે. સુશ્રુતે કહ્યું છે કે વિષન સંબંધને લીધે સર્વ પ્રકારનું મધ ઉષ્ણુ પદાર્થોથી વિરૂદ્ધ છે. ઉષ્ણુ પદાર્થોથી તૃષાવાળા અને રૂક્ષ થયેલા માણસનું મધથી ઝેર ચઢીને મૃત્યુ થાય છે. મધ શીતળ છે અને શીતોપચાર સંનિપાતમાં વિરૂદ્ધ છે." ઘણું કરીને આ અષ્ટાંગાવલેહ ગળાના કાંઠલાની ઉપરના રોગોને હણે છે તેથી તેનો ઉપયોગ સાયંકાળે કરવો જોઇએ. ચરક કહે છે કે–" કંઠના ઉપરના રોગોને હણનારા અવલેહનો ઉપયોગ સાયંકાળે કરવો, અને કંઠની નીચેના ભાગના રોગોને હણનારા અવલેહનો ઉપયોગ ભોજન કર્યા પહેલાં કરવો જોઇએ. કેટલાક વૈદ્ય આ અષ્ટાંગ અવલેહમાં ધમાસાને બદલે યવાન (અજમો નાંખે) છે.

## ચતુરંગાવલેહ.

**स्विन्नमामलकं पिष्ट्वा द्राक्षया सह मेलयेत् । त्रिश्वभेषजसंयुक्तं मधुना सह लेहयेत् ॥ तेनास्य शाम्यति श्वासः कासो मूर्च्छाऽरुचिस्तथा ॥**

इति चतुरङ्गावलेहः ॥

બાફેલાં આમળાંને વાટી દ્રાક્ષ સાથે મેળવી તેમાં સૂંઠ નાંખી મધમાં ચાટવાથી શ્વાસ, ઉધરસ, મૂર્છા અને અરૂચિ મટી જાય છે.

## શિરીષબીજાદિ અંજન.

**शिरीषबीजं गोमूत्रकृष्णामरिचसैन्धवैः । अञ्जनं स्यात्प्रबोधाय सरसोनशिलावचैः ॥**

शिरीषबीजाद्यञ्जनम् ॥

સરસડિયાનાં બીજ, ગોમૂત્ર, પીપર, મરી, સૈંધવ, લસણુ, મણુશીલ અને વજનું ચૂર્ણ આંખમાં આંજવાથી ભાન આવે છે.

## લોહચુર્ણાદિ અંજન.

**अयोरजः श्वेतलोध्रं मरिचं चाञ्जनं तथा । गोमूत्रेण समायुक्तः तन्द्रानाशनमुत्तमम् ।** लोहचूर्णाद्यञ्जनम् ॥

લોહભસ્મ, શ્વેત લોદર, અને મરીનું ચૂર્ણ ગોમૂત્ર સાથે આંજવાથી ઘેન મટી જાય છે.

## દંડપાણ્યંજન.

**अञ्जनं सम्यगारब्धं मधुसिन्धुशिलोषणैः । प्रमोहद्रोहि भवति भाषितं दण्डपाणिना ।** इत्यञ्जनम् ॥

મધ, સૈંધવ, શીલાજીત અને મરીનું ચૂર્ણ આંજવાથી બેભાની મટી જાય છે, એમ દંડપાણીએ કહેલું છે.

## લેપ.

**सूतं विषश्च मरिचं तुत्थकं नवसादरम् । चूर्णितं स्वरसैर्मर्द्य धूर्तपत्ररसोनयोः ॥ सन्निपातकृते मोहे मूर्ध्नि लिम्पेत्पदोपरि ।**

अस्थिष्वथास्त्वनेनैवलेपं कुर्यात्पदोपरि ॥

पदम्प्राच्छ इति लोके ।

પારો, વછનાગ, મરી મોરથૂથૂ, અને નવસારના ચૂર્ણને ધંતૂરાના તથા લસણના રસોમાં વાટીને મર્દન કરવાથી સંનિપાતનો મોહ મટે છે. માથા ઉપર લેપ કરવો, * હાડકાં દુઃખતાં હોય તો તે ઉપર લેપ કરવો.

## દશમૂળ ક્વાથ.

बिल्वः श्योनाकगम्भारी पाटला गणिकारिका । पित्तघ्नं वातकफहृत्पञ्चमूलमिदं महत् । शालिपर्णी पृष्टिपर्णी बृहती कण्टकारिका ॥ गोक्षुरुर्वातपित्तघ्नं कनीयः पञ्चमूलकम् । उभयं दशमूलं तत्पिप्पलीचूर्णसंयुतम् ॥ सन्निपातज्वरं हन्ति हृत्कण्ठग्रहनाशनम् । तन्द्रावातकफातङ्कश्वासपार्श्वार्तिकासनुत् ॥ महान्त यानि मूलानि काष्ठगर्भाणि यानि च । तेषान्तु वल्कलं ग्राह्यं ह्रस्वमूलानि कृत्स्नशः ॥

अत्र बिल्वादीनां पञ्चानां मूलस्य वल्कलं ग्राह्यम् ॥

दशमूलीकषायस्तु पिप्पलीपौष्करान्वितः । सन्निपातज्वरे देयः श्वासकाससमन्विते ॥

બીલી, અરલુ, સીવણ, કાંકચ, અરણી, આ બૃહત્પંચમૂલ વાત, પિત્ત, અને કફને હરનાર છે. મોટો અને નાનો સમેરવો, મોટી અને બેઠી ભોરીંગણીઓ અને ગોખરૂ, એ લઘુપંચમૂલ વાયુ તથા પિત્તને હણનાર છે. આ બંને મળીને દશ મૂળ થાય છે તેમાં પીપરીમૂળનું ચૂર્ણ મેળવવાથી સંનિપાતજ્વર મટે છે; તથા હૃદય અને કંઠનું ઝલાઈ જવું મટે છે; તથા તંદ્રા, વાયુ, કફ શ્વાસ, પડખાંની પીડા, અને ઉધરસનો નાશ થાય છે. બૃહત્પંચમૂળમાં મૂળોની છાલ લેવી.

## દ્વાદશાંગ ક્વાથ.

चिरज्वरे वातकफोल्बणे वा त्रिदोषजे वा दशमूलमिश्रः । किराततिक्तादिगणः प्रयोज्यः शुद्ध्यर्थिने वा त्रिवृता विमिश्रः ॥

દશમૂળના ક્વાથમાં પીપર અને પુષ્કરમૂળ મેળવીને દેવાથી સંનિપાતજ્વર, શ્વાસ, અને ઉધરસ મટી જાય છે.

## ચતુર્દશાંગ ક્વાથ.

किराततिक्तको मुस्तं गुडूची विश्वभेषजम् । किरातादिर्गणो ह्येष चातुर्भद्रकमित्यपि ॥ इति चतुर्दशाङ्गः क्वाथः ।

दशमूली शटी शृङ्गी पौष्करं सदुरालभम् । भार्गी कुटजबीजश्च पटोलं कटुरोहिणी ॥ अष्टादशाङ्ग इत्येष सन्निपातज्वरापहः ॥ कासहृद्ग्रहपार्श्वार्त्तिश्वासहिक्कावमीहरः ॥

લાંબા કાળના અથવા વાયુ, કફ, કે ત્રણ દોષોના જ્વરમાં દશમૂળ સાથે કિરાતતિક્તાદિગણનો પ્રયોગ કરવો, અથવા શુદ્ધિને અર્થે તેમાં નસોતર મેળવવું જોઇએ. કરિયાતું, મોથ, ગળો, અને સૂંઠ, એ કિરાતતિક્તાદિગણ છે, અને તેને ચાતુર્ભદ્રક પણ કહેવાય છે.

## અષ્ટાદશાંગ ક્વાથ.

**भूनिम्बदारुदशमूलमहौषधाब्दं तिक्तेन्द्रबीजधनिकेभकणाकषायः । तन्द्राप्रलापकसनारुचिदाहमोहश्वासत्रिदोषजनितज्वर नाशनः स्यात् ॥**

દશમૂળ, કચૂરો, કાકડાશીંગી, પુષ્કરમૂળ, ધમાસો, ભારંગી, ઈંદ્રજવ, પરવળ, અને કડુ, એ અઢાર પદાર્થોનો ક્વાથ સંનિપાતજ્વર, ઉધરસ, ઝલાઈ જવું, પડખાંની પીડા, શ્વાસ, હેડકી, અને ઉલટીને હરે છે.

## બીજા પ્રકારનો અષ્ટાદશાંગ ક્વાથ.

उक्तं च वङ्गसेनेन । अष्टादशाङ्ग इत्येष मृत्युकल्पं ज्वरं जयेदिति ॥

કરીયાતું, દેવદાર, દશમૂળ, સુંઠ, મોથ, કડુ ઈંદ્રજવનાં બીજ, ધાણા, અને ગજપીપળ એ અઢાર પદાર્થોનો ક્વાથ તંદ્રાને, પ્રલાપને, ઉધરસને, અરૂચિને, દાહને, મોહને, શ્વાસને અને સનિપાત જ્વરને મટાડે છે. વંગસેને પણ કહ્યું છે કે આ અષ્ટાદશાંગ ક્વાથ મૃત્યુ જેવા જ્વરને પણ જીતે છે.

## મૃતસંજીવની વટિકા.

**विषं त्रिकटुकं गन्धं टङ्कणं मृतशुल्बकम् । धत्तूरस्य च बीजानि हिङ्गुलं नवमं स्मृतम् ॥ एतानि समभागानि दिनैकं विजयाद्रवैः । मर्दयेच्चणकाकारा कर्त्तव्या वटिकाथ सा ॥ भक्षणीयानुपातव्यो रविमूलकषायकः । मृतसंजीवनी नाम्ना सन्निपातज्वरान्तकृत् ।**

इति मृतसंजीवनी वटिका सन्निपातज्वरे रसप्रदीपे ॥

વછનાગ, સુંઠ, મરી, પીપર, ગંધક, ટંકણખાર, મારેલું ત્રાંબું, ધંતુરાનાં બીજ, અને નવમો હીંગળો, એ સમભાગે લેઇ એક દિવસ સુધી તેને ભાંગના રસમાં મર્દન કરવાં; પછી તેની ચણા જેવડી ગોળી કરી ખાવી, અને ઉપર આકડાના મૂળનો ક્વાથ પીવો. આ મૃતસંજીવની નામની ગોળી સંનિપાતજ્વરનો નાશ કરે છે.

## ત્રિનેત્ર રસ.

**शुद्धसूतं समं गन्धं सूतांशं मृतताम्रकम् । त्रिभिस्तुल्यैर्गवां क्षीरैर्मर्दयेदातपे खरे ॥ मर्दयेद्दिनमेकन्तु निर्गुण्डीशिग्रुजद्रवैः । विधाय गोलं तं गोलमन्धमूषागतं पचेत् ॥ त्रियामं वालुकायन्त्रे ततः खल्वे विचूर्णयेत् । अष्टमांशं विषं तत्र क्षिपेत् तेनापि मर्दयेत् ॥ त्रिनेत्राख्यो रसो ह्येष देयो गुञ्जाद्वयोन्मितः । पञ्चकोलकषायेण छागीदुग्धेन वा सह । रसेनानेन भुक्तेन सन्निपातज्वरो महान् ॥ संक्षयं व्रजति क्षिप्रं कर्त्तव्यो नात्र संशयः ॥**

इति त्रिनेत्ररसः । सन्निपातज्वरे रसप्रदीपे ॥

શુદ્ધ પારો તથા ગંધક સમભાગ, પારા જેટલું મારેલું ત્રાંબું, એ ત્રણેને એ ત્રણે જેટલા ગાયના દૂધમાં તડકામાં મર્દન કરવાં. પછી એક દિવસ નગડ અને સરગવાના રસોની ભાવના દેઈ ગોળો કરીને શીશીમાં બંધ કરીને ત્રણ પ્રહર

સુધી વાલુકાયંત્રમાં પકાવવું. પછી ખરલમાં તેનું ચૂર્ણ કરી તેમાં તેના આઠમા ભાગનો વછનાગ નાંખીને ખરલમાં ઘૂંટવું. આ ત્રિનેત્ર નામનો રસ બે રતિભાર પંચકોલના ક્વાથ સાથે અથવા બકરીના દૂધમાં આપવો. આ રસ ખાવાથી મહાન્ સંનિપાતજ્વર એકદમ નાશ પામી જાય છે, તેમાં સંશય નથી જ.

## ભસ્મેશ્વર રસ.

**भस्म षोडशनिष्कं स्यादारण्योपलसम्भवम् । मरिचं निष्कमात्रञ्च विषं निष्कं विचूर्णयेत् ॥ रसो भस्मेश्वरो नाम सन्निपातज्वरान्तकृत् । एकगुञ्जामितो भक्ष्य आर्द्रकस्य द्रवेणहि ॥**

इति भस्मेश्वरो रसः । सन्निपातज्वरे रसेन्द्राचेन्तामणौ ॥

જંગલી અડાયાંની ભસ્મ ચાર તોલા, પા તોલો મરી, અને પા તોલો વછનાગ, એમનું ચૂર્ણ કરવું. આ ભસ્મેશ્વર નામનો રસ સંનિપાતજ્વરનો અંત લાવે છે. એક રતિભાર તે આદાના રસ સાથે ખાવો.

## અગ્નિકુમાર રસ.

**द्वौ कर्षौ सूतकाद् ग्राह्यौ गन्धकाद् द्वौ तथैव च । यन्त्रतस्तूभयं मर्द्य दिनं हंसरादीद्रवैः ॥ कल्कस्य वटिकां कृत्वा निक्षिपेत्काचभाजने । कर्षैकममृतं तत्र क्षिप्त्वा वक्त्रं निरोधयेत् ॥ कूपिकाद्याः परौ भागौ वालुकाभिश्च पूरयेत् । सार्धं यावदहोरात्रं तावत् तत्र पचेद्रसम् । दीपमात्रोऽनलो देयः स्वाङ्गशीतं समुद्धरेत् । तोलार्द्धममृतं तत्र क्षिपेत् तावत्तथोषणम् ॥ भक्षितो रक्तिकामात्रो रसस्त्वग्निकुमारकः । सन्निपातज्वरं हन्याद्वातं मन्दाग्नितामपि ॥ शूलञ्च ग्रहणीं गुल्मं क्षयं जन्तुगदं तथा । श्वासकासादिकान् सर्वान् गदानेष विनाशयेत् ॥**

इति अग्निकुमारो रसः । सन्निपातज्वरादिषु रसेन्द्रचिन्तामणौ ॥

બે તોલા પારો અને બે તોલા ગંધકને એક દિવસ હંસરાજના રસમાં ખરલ કરવાં. પછી તેની ગોળી બનાવી કાચના ઠામમાં નાંખી તેમાં આસપાસ વછનાગ એક તોલો ભરવો. પછી શીશીનું મુખ બંધ કરી દઇને તે શીશીને બીજા ઠામમાં મૂકી આસપાસ રેતી ભરી દેવી. પછી દોઢ રાત્રીદિવસ સૂધી તેને દીવા જેવા અગ્નિથી પકાવવું. પછી ટાઢું પડેથી તેમાં અરધો અરધો તોલો વછનાગ અને મરી મેળવવાં. આ અગ્નિકુમાર રસ એક રતિ જેટલો ખાવાથી સંનિપાત જ્વર, ઉલટી, મંદાગ્નિ, શૂળ, મરડો, ગોટો, ક્ષય, જંતુના રોગો, અને શ્વાસ, ઉધરસ વગેરે સર્વ રોગો મટી જાય છે.

## પંચવક્ત્ર રસ.

**गन्धेसटङ्कमरिचं विषं धत्तूरनैर्द्रवैः । दिनं संमर्दितं शुष्कं पञ्चवक्त्रो रसो भवेत् ॥ आर्द्रकस्य द्रवेणैव दातव्यो रक्तिकामितः । सन्निपातज्वरे देयो घोरे तदोपनाशनः ॥**

पञ्चवक्त्रो रसः सन्निपाते रसेन्द्रचिन्तामणौ ।

પારો, ગંધક, ટંકણખાર, મરી, અને વચ્છનાગને ધંતૂરાના રસની ભાવના એક દિવસ દેઇને સૂકવવાથી પંચવક્ત્ર રસ બને છે. એક રતિ જેટલો તે આદાના રસમાં આપવાથી સંનિપાત જ્વર ઘોર હોય તો પણ તેના દોષોનો નાશ થાય છે.

## અમૃતાદિવટી.

अमृतमराटकमारैचर्द्विपञ्चनवभागयोजितै रचिता ॥ वटिका मुद्गसमाना कफत्रिदोषाग्निमान्द्यहरा ॥ अमृतादिवटी ।

બે ભાગ વછનાગ, પાંચ ભાગ કોડી, નવ ભાગ મરી, એમની મરી જેવડી ગોળી કરીને ખાવાથી કફ, સંનિપાત, અને અગ્નિની મંદતા મટી જાય છે.

## શીતજ્વરારિ રસ.

सूतकं गन्धकश्चैव हरितालं मनःशिला ॥ एकनिष्कं द्विनिष्कञ्च चतुर्निष्कं तथैव च । पञ्चनिष्कं रसैः कारवेल्लयाः सम्यक् प्रकल्पयेत् ॥ ताम्रपत्राणि तुल्यानि तेन कल्केन लेपयेत् । शरावसंपुटे तानि कृत्वा तेषामुपर्यपि ॥ दद्यात् तां पिष्टिकां पश्चात् पुटपाकेन पाचयेत् । ततः संचूर्णयेदेष रसः क्षौद्रेण भक्षितः ॥ यवैकमात्रया हन्ति घोरं शीतज्वरं ध्रुवम् ॥

पाराटङ्क १ गन्धकटङ्क २ हरितालटङ्क ४ मनःशिलाटङ्क ५ ताम्रपत्रटङ्क १२ शीतज्वरादौ रसप्रदीपे ॥

પારો પા તોલો, ગંધક અરધો તોલો, હરતાળ એક તોલો, અને મનશીલ તોલો સવા, એને કારેલીના રસની ભાવના દેવી. પછી તેનો કલ્ક એટલાજ વજનનાં ત્રાંબાનાં પત્રાં ઉપર લેપવો. પછી શરાવ સંપુટમાં મૂકી પકાવવું. પુટપાકથી પાકી જાય એટલે તેનું ચૂર્ણ કરી દેવું. આ રસની જવ જેટલી માત્રા મધમાં ખાવાથી ઘોર શીતજ્વર પણ તુરત નાશ પામી જાય છે.

## શીતકેશરી રસ.

पारदं गन्धकश्चैव तुल्यश्च दरदं विषम् । विषादष्टगुणं योज्यं मरिचं विश्वभेषजम् ॥ अश्वगन्धाथ विजया कासमर्दः कठिल्लकः । चतुर्णाञ्च रसैरेतैश्चूर्णान्येतानि मर्दयेत् ॥ तुलस्यास्तु दलैः सार्द्धं भक्षितो रक्तिकामितः । हन्ति शीतज्वरं घोरं नाम्नायं शीतकेसरी ॥

शीतकेसरी रसो रसप्रदीपे ॥

પારો, ગંધક, મોરથૂથૂ, હીંગળો, વછનાગ, તથા વછનાગથી આઠગણાં મરી તથા સૂંઠ, એ સર્વને આસોંદ, ભાંગ, કાસુંદરો, અને કારેલીના રસોની ભાવના દેવી. પછી તુળસીના પાનમાં એક રતિ જેટલો તે રસ ખાવાથી એ શીતકેશરી રસ ઘોર શીતજ્વરનો નાશ કરી નાંખે છે.

## શીતભંજી રસ.

तालकं शुक्तिकाचूर्णं तुल्यं तत्रोभयोरपि । नवमांशञ्च तुत्थं स्यात् मर्दयेत् कन्यकाद्रवैः ॥ तत्तु संशुष्कमुपलैर्वन्यैर्गजपुटे पचेत् । शीतं तच्चूर्णयेदर्द्धगुञ्जामात्रं सितायुतम् ॥ प्रभाते भक्षयेत्तेन याति

शीतज्वरः स्वयम् । वान्तिर्भवति कस्यापि कस्यचिन्न भवत्यपि ॥

इति शीतभञ्जी रसः ॥

હરતાળ તથા છીપનાં ચૂર્ણો સમભાગે લેઇ તે બંનેના નવમા ભાગનું મોરથૂથૂ તેમાં મેળવીને તેને કુંવારના રસની ભાવના દેવી. પછી સૂકાં જંગલી અડાયાંમાં ગજપુટ પકાવવો. ટાઢું પડ્યા પછી તેનું ચૂર્ણ અરધી રતિભાર સાકર સાથે પ્રભાતમાં ખાવાથી શીતજ્વર નાશ પામે છે. આથી કોઇને ઉલટી થાય છે અને કોઇને નથી થતી.

## રસેંદ્ર ચિંતામણિમાં કહેલો શીતભંજી રસ.

तालकं तुत्थकं ताम्रं सूतगन्धकटङ्कणम् । सर्वमेतत् समं चूर्णं कारवेल्लीरसद्रवैः ॥ दिनैकं मर्दयेत्तेन रसकर्दमकेन तु । ताम्रस्य भाजनस्यान्तर्लिपेदर्द्धाङ्गुलोन्मितम् ॥ तत्पचेद्वालुकायन्त्रे यवा यावत् स्फुटन्ति हि । शीतलं तद्धि गृह्णीयात्ताम्रपात्रोदरान्भिषक् ॥ शीतभञ्जी रसो माषमात्रो मरिचसंयुतः । भक्षितः पर्णखण्डेन नाशयेद्विषमज्वरान् ॥

इति शीतभञ्जी रसः । रसेन्द्रचिन्तामणौ ॥

હરતાળ, મોરથુથુ, ત્રાંબુ, પારો, ગંધક અને ટંકણ, એ સર્વનું ચૂર્ણ સમભાગે લેઇને તેને કારેલીના રસની એક દિવસ ભાવના દેવી. પછી તે કલ્કનો ત્રાંબાના કામની અંદર એક એક આંગળનો થર ચઢાવીને તેમાં જવનો દાણો નાંખતાં તે ફૂટી જઇને ધાણી ફૂટે ત્યાં સુધી તેને વાલુકાયંત્રમાં પકાવવું. પછી ટાઢું પડે એટલે તે રસને ત્રાંબાના પાત્રમાંથી વેધે ઉખેડી લેવો. આ શીતભંજી રસ એક માસા જેટલો મરી સહિત નાગરવેલનાં પાનમાં ખાવાથી વિષમજ્વરોનો નાશ થાય છે.

## રસપ્રદીપમાં કહેલો શીતભંજી રસ.

तालको दरदोद्भूतः पारदो गन्धकः शिला । क्रमाद्भागार्द्धरहितं कारवेल्लयम्बुमर्दितम् । अनेनास्य प्रमाणेन ताम्रपात्रं प्रलेपयेत् । अधोमुखं दृढे भाण्डे तन्निरुध्याथ पूरयेत् ॥ चुल्ल्यां वालुकया घस्रमग्निं प्रज्वालयेदधः । शीतं संचूर्ण्य माषोऽस्य नागवल्लीदले स्थितः ॥ भक्षितो मरिचैः सार्द्धं समस्तविषमज्वरान् ॥ शीतदाहादिकान् हन्ति पथ्यं शाल्योदनं पयः ॥

इति शीतभञ्जी रसः । शीतज्वरादिविषमज्वरेषु रसरत्नप्रदीपे ॥

હરતાળ, હીંગળામાંથી કાઢેલો પારો, ગંધક અને મણશીળ, એ એકથી બીજું અરધું, એ ક્રમથી લેઇને કારેલીના રસની ભાવના દેવી. પછી તેના કલ્કનો ત્રાંબાના પાત્રમાં લેપ કરવો. પછી તે વાસણને બીજા વાસણમાં ઊંધુ મૂકી તેમાં આસપાસ રેતી ભરી બંધ કરવું, અને નીચે અગ્નિ કરવો. એ ચૂર્ણ ટાઢું પડ્યા પછી એક માસા જેટલું મરી સહિત નાગરવેલનાં પાન સાથે ખાવાથી સર્વ વિષમજ્વરોનો નાશ થાય છે, તથા શીત, દાહ, વગેરે પણ મટે છે. એની ઉપર દૂધ ચોખા પથ્ય છે.

## કટ્ફલાદિ પાન.

**कट्फलं त्रिफला दारुचन्दनं सपरूषक-म्। कटुका पद्मकोशीरं त्रिपचेत् कर्षकं जले ॥ त्रिदोषदाहतृष्णाघ्नं पानमात्रे प्रपूजितम् । दीर्घकालज्वरार्त्तानामेतत्स्यादमृतोपमम् ॥**

कर्षे कट्फलाद्युशीरान्तानां समुदितानां जले प्रस्थमिते त्रिपचेत्। अर्द्धशेषं कट्फलादिपानं तृष्णायां दाहे च ॥

કાયફળ, ત્રિફળા, દેવદાર, ચંદન, ફાલસાં, કડુ, પદ્મક, ઉશીર, એ સર્વ એક તોલો લેઇને ચોસઠ તોલા પાણીમાં અર્ધું પાણી રહે ત્યાં સુધી પકાવવું. આ કવાથ ત્રિદોષ, દાહ, અને તરશ મટાડે છે. સર્વ પાનોમાં આ પાન ઉત્તમ છે, અને લાંબા કાળથી જ્વરથી પીડાતા માણસોને અમૃત સમાન છે.

## ટાઢા જળનો નિષેધ.

**सन्निपाते तु दाहार्त्तं यः सिञ्चेच्छीतवारिणा। आतुरः स कथं जीवेद्भिषग्वा स कथं भवेत् ॥**

एष सन्निपातिनो दाहे शीताम्बुसेकनिषेधो रुग्दाहादन्यत्र तत्र त्ववगाहनस्याप्युक्तत्वात् ॥

સંનિપાતમાં દાહ થતો હોય તેના ઉપર જે વૈદ્ય શીતળ જળ રેડે છે તે માણસ શી રીતે જીવી શકે? અને તે વૈદ્યને વૈદ્ય પણ કેમ કહેવાય? (અહિં ટાઢા જળનો નિષેધ કર્યો તે રૂગ્દાહ સિવાયના બીજા સન્નિપાત જ્વરોમાં જાણવો. રૂગ્દાહ સન્નિપાતમાં તો રોગીને જળમાં બેસવાનું પણ કહેલું છે.)

## સન્નિપાતમાં અન્ન દેવા વિષે.

**दुःस्पर्शगोक्षुरक्षुद्रासिद्धमाहारमर्पयेत् । दोषशान्तिबलाग्न्यर्थं त्रिदोषज्वरिणो भिषक् ॥**

दुःस्पर्शो यवासः आहारमुचितमन्नम् ।

**लाजशक्तून् समश्नीयात् सैन्धवेन समन्वितान् । ते च जीर्यन्त्यविघ्नेन ज्वरी जीवेत्तदा ध्रुवम् ॥** इति केचित् ।

**रक्तपित्ते हितत्वेन तृषादाहज्वरेषु च । लाजानां शक्तवः शीता नैव तेऽत्र हिता मताः ॥ पाचनो दीपनः स्नेहो लाजमण्डो यतः स्मृतः । दशमूलादिसंसिद्धः सन्निपातज्वरे हितः ॥ सन्निपातज्वरी यस्तु कम्पते मलपत्यपि । किञ्चिदेव न जानाति चिकित्सा तस्य कथ्यते ॥ अभ्यञ्जयेत्पुराणेन सर्पिषा पूर्वमेव तम् । बलारास्नागुडूच्याद्यैस्तैलैश्च परिषेचयेत् ॥ वर्त्तको वर्तिका लावो वार्त्तीकस्तित्तिरिः शशः । कुलिङ्गश्च रसैरेषां तर्पयेत यथानलम् ॥**

वर्त्तकः वटेरि इति लोके । वार्त्तिका वटे इति लोके । वार्त्तीको वातचटकेति निघण्टुः । बगेरा इति लोके। कुलिङ्गः गवरैआ इति लोके ॥

**सन्निपाते क्षुधार्त्तं यो भोजयेत्पिशितौदनम् । स कथं भिषगाख्यां तु लभते मनुजाधमः ॥**

વૈદ્યે ત્રિદોષ જ્વરવાળાને દોષોની શાંતિ તથા અગ્નિની વૃદ્ધિને અર્થે ધમાસો, ગોખરૂ, અને ભોંરીંગણીથી સિદ્ધ કરેલો ખોરાક આપવો જોઇએ. શાળની ધાણીનો સાથવો સૈંધવ સહિત ખાવાથી પણ હરકત વગર પાચન થઇને જ્વરવાળો જીવતો રહી શકે છે. રક્તપિત્ત, તૃષા, દાહ, અને જ્વરોમાં હિતકારી હોવાથી શાળની ધાણીનો સાથવો દેવાય છે, પણ તે શીતળ છે તેથી સંનિપાતમાં હિતકારી નથી; તો પણ આ સાથવો પાચન, દીપન, સ્વેદન હોવાથી સંનિપાત જ્વરમાં પણ દશમૂલાદિથી સિદ્ધ કરેલો હોય તો હિતકારી થાય છે. સંનિપાત જ્વરવાળો કંપતો હોય તથા બકતો હોય અને બેભાન હોય, તેની ચિકિત્સા કહીએ છીએ. તેને પ્રથમ તો જુના ઘીનો અભ્યંગ કરવો, અને બલા, રાસ્ના તથા ગળો વગેરેથી પકાવેલ તેલોનું સેચન કરવું, અને અગ્નિના પ્રમાણમાં તેને બટાવડાં, વૈયાં, લાવા, વાંતક, તેતર અને કુલિંગના માંસના રસાથી તૃપ્ત કરવો જોઇએ. સંનિપાતમાં ભૂખ્યાને જે વૈદ્ય માંસવાળો ભાત જમાડે છે, તે વૈદ્યજ કહેવાય નહિ, પણ તે અધમ માણસ કહેવાય છે.

## વાતોલ્વણ સંનિપાતની ચિકિત્સા.

पञ्चमूलीकषाये तु दद्याद्वातोल्वणे ज्वरे । भृशोष्णं वा सुखोष्णे वा दृष्ट्वा दोषबलाबलम् ॥ पञ्चमूली महती । प्रथमप्रासाधास्त्यागे वचनाभावात् ॥

વાતોલ્વણ જ્વરમાં પંચમૂલીનો કવાથ આપવો, તે દોષના બળાબળના પ્રમાણમાં બહુ કે થોડો ગરમ આપવો. ( બૃહત્પંચમૂળ જાણવાં ).

## પિત્તોલ્વણની ચિકિત્સા.

### કિરાતાદિ સપ્તક.

परूषकश्च त्रिफलादेवदारु च कट्फलम् ॥ चन्दनं पद्मकश्चैव तथा कटुकरोहिणी । पृष्टिपर्णी शृतं त्वेभिरुपितं शीतलं जलम् ॥ पित्तोत्तरे नृणामेतत् सन्निपाते चिकित्सितम् ॥ परुषादिः क्वाथः ॥

किराततिक्तकं मुस्तं गुडूची विश्वभेषजम् । पाठोदीच्यं मृणालश्च शृतं पित्ताधिके पिबेत् ॥ इति किरातादि सप्तकम् ॥

પિત્તોલ્વણ સંનિપાતમાં ફાલસાં, ત્રિફળા, દેવદાર, કાયફળ, ચંદન, પદ્મક, કડુ, નાનો સમેરવો, એનો કવાથ ટાઢો કરીને પાવાથી માણસને હિતકર છે. ( આને પરુષાદિ કવાથ કહે છે. )

કરિયાતું, મોથ, ગળો, સૂંઠ, કાળી પાડ, વાળો, અને મૃણાલનો ક્વાથ પિત્ત જ્વરમાં પીવો. ( કિરાતાદિકવાથ )

## કફોલ્વણની ચિકિત્સા.

बृहती पौष्करं भार्गी शटी शृङ्गी दुरालभा । वत्सकस्य तु बीजानि पटोलं कटुरोहिणी ॥ बृहत्यादिगणः शस्तः सन्निपाते कफोत्तरे । श्वासादिषु च सर्वेषु हितः सोपद्रवेष्वपि ॥

ભોંરીંગણી, એરંડાનું મૂળ, ભારંગી, કચૂરો, કાકડાશીંગી, ધમાસો, ઈંદ્રજવ, પરવળ, અને કડુ, આ બૃહત્યાદિ ગણ

કફોલ્વણ સંનિપાતમાં હિતકારી છે; અને તે શ્વાસ વગેરે ઉપદ્રવોમાં પણ હિતકારી છે.

## વાતપિત્તોલ્વણની ચિકિત્સા—
### ચાતુર્ભદ્રક કવાથ.

**किराततिक्तकं मुस्तं गुडूची विश्वभेषजम् । चातुर्भद्रकमित्याहुर्वातपित्तोल्वणे ज्वरे ॥** चातुर्भद्रकः क्वाथः ॥

કરિયાતું, મોથ, ગળો, અને સૂંઠ, આ વાતપિત્તોલ્વણ જ્વરમાં ચાતુર્ભદ્રક કહેવાય છે તે સારો છે.

## પિત્તકફોલ્વણની ચિકિત્સા.

**पर्पटः कट्फलं कुष्ठमुशीरं चन्दनं जलम् ॥ नागरं मुस्तकं शृङ्गी पिप्पल्येषां शृतं हितम् । तृष्णादाहाग्निमान्द्येषु पित्तश्लेष्मोल्वणे ज्वरे ॥**

पर्पटादिः क्वाथः । वातकफोल्वणज्वरे चिकित्सा नोक्ता । तस्य शीघ्रकारित्वेनासाध्यत्वात् ॥

ખડસલિયો, કાયફળ, કઠ, વાળો, રતાંજલી, કાળોવાળો, સૂંઠ, મોથ, અને કાકડાશીંગી તથા પીપરનો કવાથ પિત્તકફોલ્વણ જ્વરમાં હિતકારી છે. (આને પર્પટાદિ કવાથ કહે છે). તેથી તરશ, દાહ, અગ્નિની માંદ્યતા વગેરે મટે છે. (આ સન્નિપાત જ્વરની ચિકિત્સાના પ્રકરણમાં વાત કફોલ્વણ સન્નિપાત જ્વરની ચિકિત્સા આપવી જોઇએ, પણ તે નહિ લખવાનું કારણ એ છે કે તે બહુજ શીઘ્રકારી હોવાથી અસાધ્ય છે.)

## વાતપિત્ત કફોલ્વણની ચિકિત્સા—
### યોગરાજ કવાથ.

**नागरं धान्यकं भार्गी पद्मकं रक्तचन्दनम् । पटोलः पिचुमन्दश्च त्रिफला मधुकं बला ॥ शर्करा कटुका मुस्तं गजाह्वा व्याधिघातकः । किराततिक्तममृता दशमूली निदग्धिका ॥ योगराजो निहन्त्येष सन्निपातं त्रिदोषजम् । सन्निपातसमुत्थानं मृत्युमप्यागतं जयेत् ॥**

गजाह्वा गजपिप्पली । व्याधिघातकिरवाला किराततिक्तं द्वैगुण्यार्थं पृथक् पठितम् । इति योगराजः क्वाथः ॥

સૂંઠ, ધાણા, ભારંગી, પદ્મક, રતાંજળી, પરવળ, લીમડો, ત્રિફળા, જેઠીમધ, બળદાણા, સાકર, કડુ, મોથ, ગજપીપર, ગરમાળો, કરિયાતું, ગળો, દશમૂલી, અને બેઠી ભોરીંગણી, આ યોગરાજ ત્રિદોષજ સંનિપાતનો નાશ કરે છે. સંનિપાતથી આવેલા મૃત્યુને પણ તે જીતે છે.

## પ્રવૃદ્ધ, મધ્ય, હીન વાતાદિ સંનિપાતોની ચિકિત્સા.

**प्रवृद्धं कर्शयेद्दोषं क्षीणं संवर्द्धयेद्भिषक् । चिकित्सेयं विधातव्या दोषयोर्वृद्धहीनयोः ॥**

अस्यायमर्थः । प्रवृद्धं दोषं कर्शयेत् । तत्क्षैण्यहेतुभिरौषधान्नविहारैः कृशीकृत्य समीकुर्यात् । क्षीणं दोषं संवर्द्धयेत् । तद्वृद्धौ हेतुभिरौषधान्नविहारैर्वर्द्धयित्वा समीकुर्यादित्यर्थः ॥

**प्रवृद्धे शमिते दोषे मध्यमः स्वयमेव हि । शान्तिं याति शमन्नीतेऽनुबन्ध्ये त्वनुबन्ध्यवत् ॥**

अस्यायमर्थः । वर्षासु वायुरनुबन्ध्यः सेव्यः प्रधानमिति यावत् । पित्तश्लेष्माणावनुबन्धौ अ-

चोरनुचरौ ॥ शरदि पित्तमनुबन्ध्यः कफोऽनुबन्धः । वसन्ते कफोऽनुबन्ध्यो वातपित्तेऽनुबन्धौ । तत्र यथानुबन्ध्ये प्रशमं नीतेऽनुबन्धः स्वयमेव शान्तिं याति ॥ तथा प्रवृद्धे दोषे शमिते ह्रासक्षित्रा समंकुने मध्यमो दोषः । हि निश्चयेन स्वयमेव शान्तिं याति प्रकृतो भवतीत्यर्थः ॥

વૈદ્યે વધેલા દોષોનું કર્ષણ કરવું જોઈએ, અને ઘટેલા દોષોને વધારવા જોઈયે, આ વૃદ્ધ અને હીન દોષોની ચિકિત્સા કહેવાય છે. વધેલા દોષોને ઘટાડવાથી મધ્યમ દોષો એની મેળેજ શાંત થાય છે અને સમ બને છે. જેમ વર્ષાઋતુમાં વાયુ પ્રધાન અને પિત્ત તથા કફ તેના દાસ છે, શરદઋતુમાં પિત્ત પ્રધાન અને કફ તેનો દાસ છે, વસંતમાં કફ પ્રધાન અને વાયુ તથા પિત્ત તેના દાસ છે, તેમ તેમાં પ્રધાન દોષને શાંત કરવાથી તેના અનુચરો પોતાની મેળેજ શાંત થાય છે. તેમ સન્નિપાત જ્વરમાં પણ સમજવું.

## શીતાંગની ચિકિત્સા.

भास्वन्मूलं जीरकव्योषभार्गी व्याघ्री शुण्ठी पुष्करञ्जोजलेन । सिद्धं सद्यः शीतगात्रार्तिमोहश्वास श्लेष्मोद्रेककासान्निहन्ति ॥ भास्वन्मूलं अर्कमूलम् ॥

कर्कोटिकाकन्दजःकुलत्थाकृष्णावचाकट्फलकृष्णजीरैः। [illegible]तिक्तानलकट्फलाम्बुपथ्याभिरुद्वर्तनमत्र शस्तम् ॥

कर्कोटिकाकन्दरजः खेखसामूलरजः ॥

रसविषमरिचमहेशमियफलमसमैकभूचतुर्वसुभिः । भागैर्मितमुद्धूलनमिदमुदितं स्वेदशैत्यहरम् ॥

(૧) આકડાનું મૂળ, જીરૂં, ત્રમણી સૂંઠ, મરી, પીપર, ભારંગી, ભોરીંગણી, અને પુષ્કર મૂળનો ગોમૂત્રમાં ક્વાથ કરી દેવાથી એકદમ શીતગાત્રની પીડા, મોહ, શ્વાસ, શ્લેષ્મ, અને ઉધરસ હણાઈ જાય છે.

(૨) કંકોડીનાં મૂળનું ચૂર્ણ, કળથી, પીપર, વજ, કાયફળ, કાળી જીરી, કરિયાતું, ચિત્રક, કાયફળ, વાળો, અને હરડેનો શરીરે ખરડ કરવાથી શીતાંગમાં ઠીક થાય છે.

(૩) એક એક ભાગ પારો અને વછનાગ, ચાર ભાગ મરી, અને આઠ ભાગ ધંતૂરાનાં ડોડવાંની ભસ્મનો શરીરે ખરડ કરવાથી પરસેવો અને શીતતા મટી જાય છે.

## તંદ્રિકની ચિકિત્સા.

क्षुद्रामृतापौष्करनागराणि शृतानि पीतानि शिवायुयानि । शुण्ठीकणागस्तिरसोषणानिं नस्येन तन्द्राविजयोल्वणानि ॥ मरिचकचपचंपचावचारुक्रिमिहरनागरशर्वरीगवाक्ष्यः । छगलकजलकल्किता नितान्तं नसिं निहिता ननु तन्द्रिकं जयंति ॥

कचः वासकः । पचंपचा दारुहरिद्रा । रुक् कुष्टम् क्रमिहरः विडङ्गः । शर्वरी हरिद्रा । गवाक्षी इन्द्रवारुणी । नसि नासिकायाम् ॥

तुरङ्गलालालवणोत्तमेन्दुमनःशिलामागधिकामधूनि । नियोजितान्यक्षिणि निश्चितञ्च तन्द्राञ्च निद्राञ्च निवारयन्ति ॥

लवणोत्तमं सैन्धवं इन्दुः कर्पूरः निद्रां अतिनिद्राम् ॥

ભોરીંગણી, ગળો, પુષ્કરમૂળ, અને સૂંઠનો કવાથ હરડે સહિત પીવાથી; તથા સૂંઠ, પીપર, અગથિયાનો રસ, અને મરીનું નસ્ય દેવાથી; અથવા મરી, વાળો, દારુહળદર, વજ, કઠ, વાવડીંગ, સૂંઠ, હળદર, અને ઇંદ્રવારણીને બકરાના મૂત્રમાં વાટીને તેનું નસ્ય દેવાથી;–તંદ્રિક સન્નિપાત મટી જાય છે. ઘોડાની લાળ, સૈંધવ, કપૂર, મણશીલ, પીપર, અને મધ આંખમાં આંજવાથી પણ તંદ્રા અને બહુ નિદ્રાનું નિવારણ થઈ જાય છે.

## પ્રલાપકની ચિકિત્સા.

**संतगरवरतिक्तारेवताम्भोदतिक्तानलदुरगगन्धाभारतीहारहूराः ॥ मलयजदशमूलीशङ्खपुष्पीसुरक्ताः प्रलापनरहन्युः पानतो नातिदूरात् ॥**

वरतिक्तोऽत्र पर्पटो न तु महानिम्बस्तन्त्रान्तरानुरोधात् । नलदं लामज्जकं तदभावादुशीरं ग्राह्यम् । भारती ब्राह्मी वरम्भी इति लोके । हारहूरा द्राक्षा ॥

**सान्त्वनैरञ्जनैस्तीक्ष्णैर्नस्यैस्तिमिरसेवनैः । सर्वतो विकृतं चित्तमस्य प्रकृतिमानयेत् ॥**

તગર, ખડસલિયો, ગરમાળો, મોથ, કડુ, વાળો, આસોંદ, બ્રાહ્મી, દ્રાક્ષ, રતાંજળી, દશમૂળ, અને શંખાવળીનો કવાથ પીવાથી પ્રલાપક સન્નિપાત મટે છે. પ્રલાપકવાળાને સર્વ રીતે વિકાર પામેલા ચિત્તને શાંત કરવા માટે અંજનો, તીક્ષ્ણ નસ્યો, અને અંધારાનું સેવન કરાવીને સ્વસ્થ કરવું જોઇએ.

## રક્તષ્ઠીવિની ચિકિત્સા.

**रोहिषकन्दवदुरालभवासकत्वासापर्पटगन्धलताकटुकाभिः । शर्करया समवेत कषायः क्षतजष्ठीविन उच्यदुपायः ॥**

रोहिषं सुगन्धतृणविशेषः । रोहिस इति लोके ॥ गन्धलता प्रियङ्गुः ॥

**पद्मकचन्दनपर्पटमुस्तं जातीजीवकचन्दनवारि । कोरकनिम्बयुतं परिपक्वं वारिभवेदिह शोणितहारि ॥**

कडीतकं यष्टी मधुकम् । इह रक्तष्ठीविनि ॥

**मधुकमधूकपरूषकपाथश्चन्दनपल्लवदारुसनाथः । श्रीपर्णीफलशीतकषायः ससित इह स्याद्रक्तजयाय ॥**

पल्लवं पत्रकं । पाथः बालः । सनाथः सप्रधानः ॥ श्रीपर्णी गम्भारी ॥

(૧) રોહિષખડ, ધમાસો, અરડુસો, ખડસલિયો, ઘઊંલો અને કડુનો કવાથ સાકર નાંખીને પીવાથી રક્તષ્ઠીવિ તુરત મટે છે.

(૨) પદ્મક, ચંદન, ખડસલિયો, મોથ, જાઇ, જીવક, રતાંજળી, વાળો, જેઠીમધ, અને લીમડાનો કવાથ રક્તષ્ઠીવિને મટાડે છે.

(૩) જેઠીમધ, મહુડાં, ફાલસાં, વાળો, રતાંજલી, તમાલપત્ર, અને દેવદાર સહિત શીવણના ફળનું હીમ કરી પાવાથી રક્તષ્ઠીવીમાં રક્તને જીતાય છે.

## ભુગ્નનેત્રની ચિકિત્સા.

**तुरङ्गगन्धा लवणोग्रगन्धा मधूकसारोषणमागधीभिः । बस्ताम्बुशुण्ठीलशुनान्वितामिर्नस्यं कृशं भुग्नदृशं करोति ॥**

આસોંદ, સૈંધવ, વજ, મહુડાંનો સાર, મરી, પીપર, અનેસૂંઠ તથા લસણુને બંકરાના મૂત્રમાં વાટીને નસ્ય લેવાથી ભુગ્નનેત્ર મટે છે.

## અભિન્યાસની ચિકિત્સા.

### શૃંગ્યાદિ કવાથ.

**शृङ्गीभार्ग्यभयाजाजीकणाभूनिम्बपर्पटैः। देवदारुवचाकुष्ठयासकट्फलनागरैः ॥ मुस्तधान्याकतिक्तेन्द्रयवपाठाहरेणुभिः । हस्तिपिप्पल्यपामार्गपिप्पलीमूलचित्रकैः ॥ विशालारग्वधारिष्टशटीबाकुचिकाफलैः । विडङ्गरजनीदार्वीयवानीद्वयसंयुतैः ॥ समांशैर्विहितः क्वाथो हिङ्ग्वार्द्रकरसान्वितः। अभिन्यासज्वरं घोरं हन्ति तन्द्राश्च तत्क्षणात् ॥ प्रमेहं कर्णशूलश्च सन्निपातांस्त्रयोदश । हिक्कां श्वासश्च कासश्च तथा सर्वानुपद्रवान् ॥** इति शृङ्ग्यादि क्वाथः ॥

કાકડાશીંગી, ભારંગી, હરડે, જીરૂં, પીપર, કરિયાતું, ખડસલિયો, દેવદાર, વજ, કઠ, ધમાસો, કાયફળ, સૂંઠ, મોથ, ધાણા, કડુ, ઇંદ્રજવ, કાળીપાડ, નગડનાં બીજ, ગજપીપર, અઘેડો, પીપરીમૂળ, ચિત્રક, ઇંદ્રવારૂણી, ગરમાળો, લીમડો, કચૂરો, બાપચીનાં ફળ, વાવડીંગ, હળદર, અજમો, અજમોદ, એ સર્વ સમ ભાગે લેઈ કવાથ કરીતેમાં હિંગ અને આદાનો રસ નાંખી પીવાથી ઘોર અભિન્યાસ જ્વર હણાય છે, અને તંદ્રા પણ તુરત હણાય છે. અને પ્રમેહ, કાનનું શૂળ, તેર પ્રકારના સંનિપાતો, હેડકી, શ્વાસ, ઉધરસ, તથા સઘળા ઉપદ્રવોને પણ તે હણે છે.

## જિહ્વકની ચિકિત્સા.

### કિરાતાદિ કવલ.

**किराततिक्ताकुलकृत्कुलिङ्गकचूरकृष्णाकटुतैलयुक्तः । अम्लद्रवः संशमयेद्रसज्ञादोषांस्तुतो दाशरथिर्यथात्र ॥**

आकुलकृत् अकलकरहा इति लोके । अम्लद्रवः बीजपूरादिरसः । इति किरातादि कवलः ॥

કરિયાતું, અકલકરો, પાનની જડ, કચૂરો, પીપર, સરસિયુંતેલ, અને ખાટા પદાર્થનો રસ, એ પીવાથી, રામચંદ્રજીનું નામ લેવાથી જેમ જીભનાં પાપો નાશ પામે છે તેમ, જિહ્વક સંનિપાત નાશ પામે છે.

### શાલૂરપર્ણ્યાદિ અવલેહ.

**शालूरपर्णी मालूरमूलामयमधुप्लुता । शङ्खपुष्प्या च सहिता सेव्या वाचां विशुद्धये ॥**

शालूरपर्ण्यादिरवलेहः । शालूरपर्णी ब्राह्मी मालूरमूलं बिल्वमूलं आमयः कुष्ठम् ॥

બીલીનું મૂળ, કઠ, મધ, અને શંખાવળી સહિત બ્રાહ્મીના સેવનથી વાણીની શુદ્ધિ થાય છે.

### ક્ષુદ્રાદિ કવાથ તથા વિશ્વાદિ કવાથ.

**क्षुद्रानागरपुष्करामृतलताब्राह्मीवचासु-**

व्रताभार्गीवासकयासतोयसुरसाक्वाथोजये-
ज्जिह्वकम् । विश्वावर्मविभावरीयुगवरावत्-
त्सादनीवारिदव्याघ्रीनिम्बपटोलपुष्करज-
टारुग्दारुभिर्वा कृतः ॥

पुष्करं पुष्करमूलं तथा चामरसिंहः । मूले पुष्करकाश्मीरपद्मपत्राणि पौष्करे ॥ सुव्रता गन्धपलाशी काश्मीरे प्रसिद्धा । सुरसा तुलसी । विश्वादिर्योगान्तरम् ॥ वर्मः पर्पटः विभावरीयुगं हरिद्रा दारुहरिद्रा च । वरा त्रिफला । वत्सादनी गुडूची । व्याघ्री कण्टकारिका ॥

ભોરીંગણી, કમળનું મૂળ, ગળો, બ્રાહ્મી, વજ, ગંધપલાશી, ભારંગી, અરડૂસો, ધમાસો, વાળો, અને તુળસીનો (ક્ષુદ્રાદિ) ક્વાથ જિહ્વક સન્નિપાતને જીતે છે. સૂંઠ, ખડસલિયો, હળદર, દારૂહળદર, ત્રિફળા, ગળો, મોથ, ભોરીંગણી, લીમડો, પરવળ, એરંડાનું મૂળ, જટામાંસી, કઠ અને દેવદારના (વિશ્વાદિ) ક્વાથથી પણ જિહ્વક મટે છે.

## સંધિકની ચિકિત્સા.

शटीसुरतरूत्तमास्थविरदारुरास्नाः समाः
सनागरसुधान्विताः पिब शतावरीसंयुताः
। मृदुज्वलनपाचिताः सह पुरेण सन्धिग्र-
हव्यथापहृतये वृथा शिशिरसेवनं माकृथाः॥

उत्तमा त्रिफला स्थविरदारु विधारा इति लोके। सुधा गुडूची पुरो गुग्गुलुः ॥

वचाकवचकच्छुरासहचरामृताभङ्गुरासुरा
ह्वघननागराऽतरुणदारुरास्नापुराः । वृषा-
तरुणभीरुभिः सह भवन्ति सन्धिग्रहव्य-
थोरुजाडिमक्लमभ्रमणपक्षघातद्रुहः ॥

कवचः पर्पटकः कच्छुरा यवासः । भङ्गुरा अतिविषा सुराह्वो देवदारु । अतरुणदारु वृद्धदारु पुरो गुग्गुलुः । वृषा बृहद्दन्ती एरण्डवत्पत्रविटपा । तदलाभे दन्ती च ग्राह्या समानगुणत्वात् । तरुणः एरण्डः भीरुः शतावरी ॥

सुरदारु शटी सुधालता सुवहा शुण्ठ्य-
मृताः शृता जले । सपुरः शमयन्ति सेवि-
ताः सततं सन्धिगतं सदागतिम् ॥

सुवहा रास्ना ॥

मुस्तैरण्डप्राणदाबाणदारुच्छिन्ना रास्ना-
भीरुकर्चूरतिक्ता । वासा विश्वा पञ्चमू-
लाश्वगन्धाहन्यान्मन्यास्तम्भसन्धिग्रहार्तीः॥

प्राणदा हरीतकी । बाणः नीलपुष्पसहचरः । तिक्ता कटुकी ॥

(૧) કચૂરો, દેવદાર, ત્રિફળા, વરધારો, રાસ્ના, સૂંઠ, ગળો, અને શતાવરી સમ ભાગે લેઇ ક્વાથ કરી ગૂગળ નાંખીને પીવો અને શીતળ પદાર્થ સેવવા નહિ.

(૨) વજ, ખડસલિયો જવાસો; કાંટાશરિયો, ગળો, અતિવિષ, દેવદાર, મોથ, સૂંઠ, વરધારો, રાસ્ના, ગૂગળ, મોટો નેપાળો, અને શતાવરીનો ક્વાથ સંધિગ્રહ, સાથળની જડતા, ગ્લાનિ, ભ્રમ, અને પક્ષઘાતને મટાડે છે.

(૩) દેવદાર, કચૂરો, ખમણીગળો, રાસ્ના, અને સૂંઠનો ક્વાથ ગૂગળ નાંખીને નિરંતર પીવાથી સાંધાઓમાંના વાયુઓને શમાવે છે.

(૪) મોથ, એરંડો, હરડે, કાળો કાંટાશરિયો, દેવદાર, ગળો, રાસ્ના, શ-

નાવરી, કચૂરો, કડુ, અરડૂસો, સૂંઠ, પંચમૂળ, અને આસોંદનો ક્વાથ ઓડનું ઝલાઇ જવું, તથા સાંધાના ઝલાઈ જવાની પીડાને મટાડે છે.

## અંતકની ચિકિત્સા.

**इहापहाय व्रतमुष्णवारि ज्वरारियूषादिगदापहारि । ज्वराच्छिदं जीवितदश्च नित्यं मृत्युञ्जयश्चेतसि चिन्तयस्व ।**

इह अन्तके वृत्तं लङ्घनादि नियमम् ॥

**कर्पूरमकरावदातवपुषं संयोगमुद्राजुषं शश्वद्भक्तजनेषु भावकजुषं भ्राजलस्फुरच्चक्षुषम् । सम्पूर्णामृतकुम्भसम्भृतकरं शुभ्राक्षमालाधरं पिङ्गोत्तुङ्गजटाकलापरुचिरं चन्द्रार्द्धमौलिं स्तुहि ॥ भिषग्भिरिति निर्णीतं सन्निपातेऽन्तकाभिधे । भेषजं जाह्नवीनीरं वैद्यो गोविन्द एव हि ॥**

લંઘન આદિ નિયમોને, જ્વર હરનારી દવાઓને, અને રોગ હરનારા યૂષ વગેરેને છોડી દેઇને મનમાં મૃત્યુંજય (મહાદેવ) નું ચિંતન માત્ર કરવું. કર્પૂરના સમૂહ જેવા ઊજળા શરીરવાળા, સંયોગની મુદ્રાથી શોભનારા, ભજનો ઉપર હમેશાં ભાવ રાખનારા, કપાળમાં ચળકતી ચક્ષુવાળા, સંપૂર્ણ અમૃતથી ભરેલ કુંભ લીધો છે એવા હાથવાળા, શુભ્ર અક્ષમાળા ધારણ કરનારા, અને પીંગળા તથા ઊંચા સુંદર જટા કલાપવાળા, એવા ચંદ્રાર્દ્ધમૌલિની જ સ્તુતિ કરવી. અંતક નામના સંનિપાત જ્વરમાં વૈદ્યોએ એમજ નિર્ણય કરેલો છે. એમાં તો ઔષધમાં ગંગાજળ તથા વૈદ્ય માત્ર ગોવિંદ છે.

## તૃષ્ણાદાહની ચિકિત્સા. ષડંગપાનીય.

**उशीरचन्दनोदीच्यद्राक्षामलकपर्पटैः । शृतं शीतं जलं दद्याद्दाहतृड्ज्वरशान्तये ।**

षडङ्गपानीयम् ॥

વાળો, કાળોવાળો, ચંદન, દ્રાક્ષ, આમળાં, અને ખડસલિયો, એનો ક્વાથ ટાઢો કરી પીવાથી દાહ, તૃષા, અને જ્વરની શાંતિ થાય છે.

## ધાન્યાક ક્વાથ.

**ससितो निशि पर्युषितः प्रातर्धान्याकतण्डुलक्काथः पीतः शमयत्यचिरादन्तर्दाहं ज्वरं पैत्तम् ॥**

धान्याकतण्डुलाः कण्डितधान्याकबीजानि ।

इति धान्याकक्काथः ॥

રાત્રે પલાળી રાખીને પ્રાતઃકાળમાં શીતળ થયેલો એવો ધાણા કે ચોખાનો ક્વાથ પીવાથી અંતર્દાહ જ્વર અને પિત્તનું એકદમ શમન થાય છે.

## પથ્યાવલેહ.

**पथ्यातैलघृतक्षौद्रैर्लिह्याद्दाहविनाशिनीम् ॥**

पथ्यातैलघृतक्षौद्रैरित्यत्र न समुच्चयः । तेन केवलेन मधुनापि लिह्यात् । पथ्यावलेहः ॥

તેલ, ઘી, અથવા મધની સાથે હરડે ચાટવાથી દાહ મટે છે.

## લેપ.

**प्रशमयति दाहमचिरात्प्रियुकर्कन्धुपल्ल-**

वैर्लेपः । लेपोहिमकरमलयजनिम्बदलैस्तक्रपिष्टैर्वा ॥

हिमकरः कर्पूरः ।' तथा च घनसारश्चन्द्रसंज्ञ इत्यमरः ॥

બોરડીનાં પાનનો દહિંમાં વાટી લેપ કરવાથી એકદમ દાહ શાંત થાય છે; અથવા લીમડાનાં પાન, કપૂર અને ચંદનનો છાશમાં વાટીને લેપ કરવો.

## જલધારા.

उत्तानसुप्तस्य गभीरताम्रकांस्यादिपात्रे निहिते च नाभौ । शीताम्बुधारा बहुला पतन्ती निहन्ति दाहं त्वरितं ज्वरश्च ॥ शीताम्भसा तु शतशश्च विलोडितेन गव्येन चन्दनयुतेन घृतेन दिग्ध्वा ।

રૂગ્દાહવાળાને ચત્તો સૂવાડી તેની નાભિ ઉપર ત્રાંબા કે કાસાનું ઊંડું વાસણ રાખીને તેમાં ઉપરથી શીતળ જળની ધારા પાડવાથી દાહ તથા જ્વરનો તુરત નાશ થઈ જાય છે.

## અવગાહન.

दाहज्वरी सकमलोत्पलमाल्यधारी क्षिप्रं विशेत्सलिलकोष्ठमनल्पकालम् ॥

ટાઢા જળથી સેંકડો વાર ધોએલા અને ચંદન યુક્ત ગાયના ઘીનો શરીર પર લેપ કરીને કમળ અને ઉત્પલની માળાઓ પહેરીને વિલંબ નહિ કરતાં એકદમ પાણીની કોઠીમાં બેસવું. દાહનો નાશ થશે.

## અવગુંઠન.

काञ्जिकार्द्रपटेनावगुण्ठनं दाहनाशनम् । अथ गोतक्रसंसिक्तशीतलीकृतवाससा ॥

કાંજીથી ભીંજવેલા કપડા વડે અથવા ગાયની છાશમાં બાફીને ટાઢા પાડેલા કપડા વડે ચારેમેરથી શરીરને ઢાંકી દેવાથી દાહનો નાશ થાય છે.

## અન્ન.

दाहवम्यार्दितं क्षामं निरन्नं तृष्णयान्वितम् । शर्करामधुसंयुक्तं पाययेल्लाजतर्पणम् ॥ लाजशक्तुरूपतर्पणम् ॥

દાહ તથા ઉલટીવાળા, દુર્બળ થયેલા, અન્ન વગરના ભૂખ્યા, તથા તરશ્યા માણસને સાકર તથા મધમાં ચોખાની ધાણીનો સાથવો આપી તૃપ્તિ કરવી.

## દાહના બીજા ઉપાયો.

वाप्यः कमलहासिन्यो जलयन्त्रगृहाः शुभाः । नार्यश्चन्दनदिग्धाङ्ग्यो दाहे दैन्यहरा मताः ॥ मुक्तावलीचन्दनशीतलानां सुगन्धपुष्पाम्बरभूषितानाम् । नितम्बिनीनां सुपयोधराणामालिङ्गनान्याशु हरन्ति दाहम् ॥ प्रह्लादश्चास्य विज्ञाय ताः स्त्रीरपनयेत्पुनः । हितश्च भोजयेदन्नं येनाप्नोति सुखं महत् ॥

प्रह्लादं कायकृतहर्षम् ॥

કમળોથી શોભિત વાવ્યો, સુંદર ફુવારાવાળાં ઘરો, અને અંગોમાં ચંદનના લેપો કર્યા હોય એવી જુવાન સ્ત્રીઓ દાહ તથા દીનતાને હરે છે. મોતીના હારો અને ચંદનોથી શીતળ બનેલાં અંગોવાળી, સુગંધી પુષ્પો તથા વસ્ત્રોથી શણગારેલી, અને સુંદર સ્તનોવાળી જુવાન સ્ત્રી-

ઓનાં આલિંગનો દાહને તુરત શાંત કરી દે છે. આ આલિંગન કરવાથી જો કામ ઉત્પન્ન થાય તો તે સ્રીને દૂર કરી દેવી, અને રોગીને હિતકર અન્ન જમાડવું, તેથી તેને બહુ સુખ થાય છે.

## ચિત્તભ્રમની ચિકિત્સા.

**कणोषणोग्रालवणोत्तमानि करञ्जबीजं क्षणदामलानि । पथ्याक्षसिद्धार्थकहिङ्गुशुण्ठीयुतानि बस्ताम्बुविमिश्रितानि । पिष्ट्वा गुटीयं नयने निधेया प्रचेतनेति प्रथितान्वितार्था । चितभ्रमापस्मृतिभूतदोषशिरोऽक्षिरोगभ्रमनाशहेतुः ॥**

बस्ताम्बु छागमूत्रम् ॥

**कुम्भोद्भवतरोरम्भो गुडविश्वकणान्वितम् । निहितं नसि नूनं स्याच्चित्तभ्रमविनाशनम् ॥**

कुम्भोद्भवतरोरम्भः अगस्तिवृक्षत्वक्कल्करसः ॥

**मुरामूर्द्धजमेघाह्वमधूकमलयोद्भवैः । मरुत्तरुमधून्मिश्रैः पुरपाणिजपांशुभिः ॥ लोहलामज्जकैलाभिर्धूपश्चित्तभ्रमापहः । ग्रहदोषहरः श्रीदःसौभाग्यकर उत्तमः ॥**

मुरा एकाङ्गी । मूर्द्धजो वालः मरुत्तरुर्देवदारुः । पुरः गुग्गुलुः पाणिजः नखः पांशु पर्पटकम् लोहं । अगुरु । लामज्जकम् उशीरवत्पीततृणविशेषः । तदलाभे उशीरं ग्राह्यम् ॥

**मृद्वीकामरदारुमत्स्यशकलामुस्तामलकगोमृता पथ्यारेवतरामसेनकरजो राजीफलैः संयुताः । हन्युश्चित्तरुजोऽथ दर्दुरदलापाठापटोलीरयः पथ्यापर्पटराजवृक्षकटुकाशम्बूकपुष्पगृताः ॥**

मृद्वीका द्राक्षा । मत्स्यशकला कटुकी । आरेवतः आरग्वधः रामसेनकः किराततिक्तकः । रजः पर्पटकः । राजीफलः पटोलः । अथ योगान्तरमाह । दर्दुरदला मण्डूकपर्णी सा च ब्राह्मी । मञ्जिष्ठा शोणकश्च तथाप्यत्र ब्राह्मी ग्राह्या । यत उक्तं द्रव्यगुणग्रन्थे ॥

**ब्राह्मी मतिप्रदा मेध्या ज्वरहन्त्री रसायनी ॥**

ब्राह्मी वरम्भीति लोके । पयः वालकम् । राजवृक्षः आरग्वधः । शम्बूकपुष्पी शङ्खपुष्पी ॥

(૧) પીપર, મરી, વજ, સૈંધવ, કરંજબીજ, હળદર, આમળાં, હરડે, બેડાં, સર્ષવ, હિંગ, સૂંઠ, એમને બકરાના મૂત્રમાં વાટીને ગોળી બનાવી તે આંખમાં આંજવાથી ચેતના મળે છે, માટે એ ગોળીને પ્રચેતના કહે છે. એથી ચિત્તભ્રમ, વિસ્મરણ, ભૂતદોષ, માથાનું દરદ, આંખનું દરદ, અને ભ્રમનો નાશ થઇ જાય છે.

(૨) ગોળ, સૂંઠ, અને પીપર સહિત અગથિયાની છાલ્યના રસકલ્કનું નસ્ય લેવાથી ચિત્તભ્રમ ટળી જાય છે.

(૩) જટામાંસી, વાળો, મોથ, મહુડાં, ચંદન, દેવદાર, મધ, ગૂગળ, અને કમળનું ચૂર્ણ; તથા અગરૂ, લામજ્જક નામનું પીળું ખડ અથવા કાળોવાળો, અને એલચી; આ સર્વનો ધૂપ કરવાથી ચિત્તભ્રમ મટી જાય છે. ગ્રહદોષ મટીને લક્ષ્મી તથા સૌભાગ્ય મળે છે. આ ધૂપ ઉત્તમ છે.

(૪) દ્રાક્ષ, દેવદાર, કડુ, મોથ, આમળાં, હરડે, ગરમાળો, કરિયાતું, ખડસલિયો, અને પરવળનો ક્વાથ; અથવા બ્રાહ્મી, કાળીપાડ, કડવી ઘીસોડી, વાળો, હરડે, ખડસલિયો, ગરમાળો, કડુ, અને શંખાવળીનો ક્વાથ પીવાથી ચિત્તભ્રમ મટી જાય છે. મૂળમાં दर्दुरदला લખ્યું છે તેનો અર્થ મંડુકપર્ણી થાય છે. મંડુકપર્ણીનો અર્થ બ્રાહ્મી, મજીઠ, અને અરલૂ થાય છે, તોપણ આ ઠેકાણે બ્રાહ્મીજ લેવી. કેમકે બ્રાહ્મીના ગુણ:–બુદ્ધિ આપનારી, જ્વરનો નાશ કરનારી અને રસાયન રૂપ છે.

## કર્ણુકની ચિકિત્સા.

**प्रलेपस्तमस्तन्नयत्यलमेकः समुद्रिक्तशोथश्च रक्तावशेषम् । सुपक्वे च शस्त्रक्रिया पूयजित्सा व्रणत्वं गते चोचिता तच्चिकित्सा ॥**

अयमर्थः । तं कर्णिकं एकः प्रलेपः अस्तनाशं नयति । तच्चिकित्सा व्रणचिकित्सा ॥

**निशाविशालामयमाणिमन्थदार्विङ्गुदीमूलकृतः प्रलेपः । प्रभाकरक्षीरयुतः प्रभावाद् व्यस्तः समस्तोऽप्यथ कर्णिकाघ्नः ॥ कुलत्थः कट्फलं शुण्ठी कारवी च समांशकैः ॥ सुखोष्णैर्लेपनं कार्यं कर्णमूले मुहुर्मुहुः । गैरिकं खटिनी शुण्ठी कट्फलारग्वधः समैः ॥ उष्णैः काञ्जिकसंपिष्टैर्लेपः कर्णकमूलनुत् । शिग्रुराजिकयोः कल्कं कर्णमूले प्रलेपयेत् ॥ कर्णमूलभवः शोथस्तेनलेपेन शाम्यति । अशिशिरजलपरिमृदितं वरितककाञ्जीरसिन्धुजं त्वरितम् ॥ नस्यविविसितेरितं ननु कर्णकरुग्मार्शकृद्दितम् । भार्गीजयापौष्करकण्टकारिकटुत्रिकोग्राघनकुण्डलीभिः ॥ कुलीरशृङ्गीकटुकारसाभिः कृतः कषायः किल कर्णकघ्नः ॥**

भार्गी वमनेटीति लोके । तदलाभे कण्टकारीमूलं ग्राह्यम् । जया गनिआरीति लोके । पौष्करं पुष्करमूलम् । उग्रा वचा । कुण्डली गुडूची । कुलीरशृङ्गी कर्कटशृङ्गी रसा रास्ना ॥

**दशमूलमत्स्यशकलाचपलात्रिफलामहौषधकिरातयुतम् । मरिचं परिक्वथितमाशु बलादपहन्ति कर्णरुजः सकलाः ॥**

चपला पिप्पली ॥

કર્ણુક અલ્પ તથા વધારે સોજાવાળો કે લોહીના અવશેષ રહી ગયેલા ભાગવાળો હોય, તો તે નીચે લખેલા પ્રલેપો મટાડે છે. કર્ણુક પાકયો હોય તો શસ્ત્રક્રિયા કરવાથી પરૂ મટે છે, અને જો તે વ્રણરૂપ થયો હોય તો વ્રણની ચિકિત્સા કરવી જોઇએ.

(૧) હળદર, ઇંદ્રવારૂણી, કડુ, સૈંધવ, દેવદાર, અને ઇંગોળિયાના મૂળનો આકડાના રસ સહિત લેપ કરવાથી કર્ણુક મટી જાય છે. હળદર વગેરે સર્વ પદાર્થોનો, અથવા તેમાંથી થોડાક પદાર્થોનો લેપ કરવાથી પણ કર્ણુક મટે છે.

(૨) કળથી, કાયફળ, સૂંઠ, અને કાળીજીરી સમ ભાગે લેઇને સહન થાય તેવાં ગરમ કરીને તેનો કાનના મૂળમાં

વારંવાર લેપ કરવાથી કર્ણક મટી જાય છે.

(૩) ગેરૂ, ખડી, સૂંઠ, કાયફળ, અને ગરમાળો સમ ભાગે લેઈ કાંજીથી વાટી ગરમ કરી લેપ કરવાથી કર્ણક મટી જાય છે.

(૪) સરગવાના તથા રાઈના કલ્કનો કાનના મૂળમાં લેપ કરવાથી કાનના મૂળમાંનો સોજો શાંત થાય છે.

(૫) મરી, પીપર, અને સૈંધવને ઊના પાણીમાં વાટીને નસ્ય લેવાથી કર્ણકનો નાશ થાય છે, એમ મુનિઓએ કહેલું છે.

(૬) ભારંગી, અરણી, પુષ્કરમૂળ, ભોરીંગણી, સૂંઠ, મરી, પીપર, વજ, મોથ, ગળો, કાકડાશીંગી, કડુ, અને રાસ્નાનો ક્વાથ પીવાથી કર્ણક મટી જાય છે.

(૭) દશમૂળ, કડુ, પીપર, ત્રિફળા, સૂંઠ, કરિયાતું, અને મરીનો ક્વાથ પીવાથી કર્ણકને તે બળાત્કારથી મટાડે છે.

## કંઠકુબ્જની ચિકિત્સા.

**फलत्रिकत्र्यूषण मुस्तकट्वीकलिङ्ग सिंहाननशर्वरीभिः । क्वाथः कृतः कृन्तति कण्ठकुब्जं कण्ठीरवः कुञ्जरमाशु तद्वत् ॥**

सिंहाननो वासकः शर्वरी हरिद्रा ॥

**किरातकटुका कणाकुटजकण्टकारी शटीकलिङ्गुकिलिमाभयाकटुककट्फलाम्भोधरैः॥ विषामलकपुष्करानलकुलीरशृङ्गीष्टैर्महौषधसखैरयं जयति कण्ठकुब्जं गणः॥**

शटी कर्च्चूरः. कलिङ्गुः विभीतकः किलिमं देवदारु कटुकं मारिचं विषा अतीसवृक्षः शृङ्गाद्रिभिः किं विशिष्टैर्महौषधसखैः । महौषधस्य सखिभिः तेन एतैः सहितेन महौषधेनेत्यर्थः ॥ अथोल्वणवातादिप्रवृद्धमध्यक्षीणवातादिहेतुकानां कुम्भीपाकादीनां त्रयोदशानामिव विधातव्या ॥ इति सान्निपातज्वराधिकारः ॥

(૧) હરડાં, બેડાં, આમળાં, સૂંઠ, મરી, પીપર, મોથ, કડુ, ઈંદ્રજવ, અરડૂસો, અને હળદરનો ક્વાથ, હાથીને જેમ તુરત સિંહ મારી નાંખે છે તેમ, તુરતજ કંઠકુબ્જને હણે છે.

(૨) કરિયાતું કડુ, પીપર, ઈંદ્રજવ, ભોરીંગણી, કચૂરો, બેડાં, હરડે, દેવદાર, મરી, કાયફળ, મોથ, અતિવિષ, આમળાં, એરડાનું મૂળ, ચિત્રક, કાકડાશીંગી, અરડૂસો, અને સૂંઠનો ક્વાથ કંઠકુબ્જનો નાશ કરે છે.

કુંભીપાક આદિ તેર સન્નિપાત જ્વરો કે જેનાં કારણો ઉલ્વણ વાયુ વગેરે તથા પ્રવૃદ્ધ, મધ્યમ અને હીન વાયુ આદિ છે, તેઓની ચિકિત્સા પણ ઉપર કહેલા તેર જાતના સન્નિપાત જ્વરોની પેઠે કરવી.

## (આગંતુક જ્વરનો અધિકાર.)

## આગંતુક જ્વરોનાં નિદાન.

**अभिघाताभिषङ्गाभ्यामभिचाराभिशापतः । आगन्तुर्जायते दोषैर्यथास्वन्तं विभावयेत् ॥**

अभिघातः शस्त्रमुष्टिलगुडादिभिर्हननम् । अभिषङ्गः कामशोकभयक्रोधभूतादीनामावेशः । अभिचारः कृत्याद्युत्पादनम् । अभिशापः ब्राह्मणगुरुवृद्धसिद्धादिकृतः शापः । तं आगन्तुज्वरम्

यथास्वं यथादोषलक्षणं दोषैर्विभावयेत् विजानीयात् ॥

**ये भूतविषवाय्वग्निक्षतभङ्गादिसम्भवाः । रागद्वेषभयाद्यैश्च ते स्युरागन्तवो गदाः ॥**

હથિયાર, મુક્કી કે લાકડી વગેરેના અભિઘાતથી, અથવા શોક ભય કામ ક્રોધ કે ભૂતાદિકનો આવેશ થવાથી અથવા મૂઠ વગેરે અભિચાર ક્રિયાથી, અથવા બ્રાહ્મણ ગુરૂ કે વૃદ્ધાદિકના શાપથી આગંતુકજ્વર ઉત્પન્ન થાય છે. દોષોનાં લક્ષણો ઉપરથી તેને જાણી લેવો. જે રોગો ભૂત, ઝેર, વાયુ, અગ્નિ, ક્ષત કે ભંગ વગેરેથી તેમજ રાગ દ્વેષાદિકથી ઉત્પન્ન થયેલા છે તે પણ આગંતુજ કહેવાય છે.

## આગંતુક જ્વરોથી કોપ પામતા દોષો વિષે.

**कामशोकभयाद्वायुःक्रोधात्पित्तं त्रयो मलाः । भूताभिषङ्गात् कुप्यन्ति भूतसामान्यलक्षणाः ॥**

कामशोकभयात् । कामशोकभयजादागन्तोः वायुः कुप्यति । क्रोधात् तु क्रोधजादागन्तोः पित्तं प्रकुप्यति । भूताभिषङ्गात् भूतावेशजादागन्तोः त्रयो मला दोषाः कुप्यन्तीत्यर्थः । भूतसामान्यलक्षणाः । भूतस्य भूतलक्षणस्य सामान्यं समानता येषां तानि भूतसामान्यानि लक्षणानि येषां ते भूतसामान्यलक्षणाः मलाः ॥

કામ, શોક અને ભયથી વાયુ કોપે છે; ક્રોધથી પિત્ત કોપે છે, અને ત્રણે મળો ભૂતના આવેશથી કોપે છે, કેમકે તેઓ ભૂતનાં લક્ષણો વાળાજ છે.

## આગંતુક જ્વરોનાં લક્ષણો

**श्यावास्यताविषकृते तथातीसार एव च । भक्तारुचिः पिपासा च तोदश्च सह मूर्छया ॥**

विषकृते स्थावरजङ्गमविषभक्षणकृते ज्वरे मुखस्य श्यावः शुक्लानुविद्धः कृष्णो वर्णः श्यामवर्णो वा ॥ अतीसारः स्थावरविषेणैव तस्याधोगामित्वात् । तोदः सूचीव्यधनेनेव व्यथा ॥

**औषधीगन्धजे मूर्छा शिरोरुग्वमथुस्तथा । कामजे चित्तविभ्रंशस्तन्द्रालस्यमभोजनम् ॥ हृदये वेदना चास्य गात्रञ्च परिशुष्यति ॥**

कामजे समीहितकान्ताद्यप्राप्तिनिमित्तके ज्वरे । चकाराद्वाग्भटोक्तान्यपि लक्षणानि बोद्धव्यानि तानि यथा । कामाद् भ्रमोऽरुचिर्दाहो ह्रीनिद्राधीधृतिक्षय इति ॥

**मूर्छाङ्गमर्दौ तृट्नेत्रचापल्यं कुचवक्त्रयोः । स्वेदश्च हृदि दाहश्च स्त्रीणां कामज्वरे भवेत् ॥ वालकं शतपत्राणि गन्धसारमुशीरकम् । चोचधान्यकं मांसी क्वाथः कामज्वरापहः ॥ सन्ध्यायां संस्तरः कार्यः सुगन्धैः कुसुमैर्भृशम् । क्रीडनीयं स्वकान्तेन सह रात्रौ तया स्त्रिया ॥**

इदमपि कुत्रापि कथितम् ॥

**भयात् प्रलापः शोकाच्च भवेत् कोपाच्च वेपथुः ॥**

भयात् भयजे ज्वरे प्रलापः शोकाच्च चकारेण प्रलाप एवानुकृष्यते । कोपाच्च वेपथुर्भवति ।

ननु वेपथुर्वातस्य धर्मस्तत्कथं क्रोधजे ज्वरे वेपथुः ॥ उच्यते ! एकः प्रकुपितो दोष इतरानपि कोपयेदिति वचनात् । पित्तकोपितवातजन्य एवात्र वेपथुः । क्रोधाद्वायुरपि भवति । यत उक्तं विदेहेन ॥

**कोपशोकौ स्मृतौ वातपित्तरक्तप्रकोपनाविति । भूताभिषङ्गादुद्वेगो हास्यरोदनकम्पनम् ॥ केचिद् भूताभिषङ्गोत्थं ब्रुवते विषमज्वरम् ॥**

भूताभिषङ्गोत्थो विषमज्वरो भवति । कदाचिद्वेगवान् । कदाचिच्छान्तवेग इत्यर्थः ॥

**अभिचाराभिशापाभ्यां मोहस्तृष्णा च जायते ॥** तृष्णा चेति चकारेण हारीतानुवार्दि वाग्भटोक्तञ्च बोद्धव्यम् । तद्यथा ॥

**तत्राभिचारिकैर्मन्त्रैर्हूयमानस्य तप्यते । पूर्वं मनस्ततो देहस्ततो विस्फोटतृड्भ्रमैः ॥ सदाहमूर्च्छाग्रस्तस्य प्रत्यहं वर्द्धते ज्वर इति ॥**

સ્થાવર જંગમ ઝેર ખાધાથી જ્વર આવે છે તો મુખ કાળું અથવા જરા સફેદી યુક્ત કાળું થાય છે, સોયો ભોંકાયા જેવી પીડા થાય છે, અન્ન પર અરુચિ થાય છે, તરશ અને મૂર્છા સહિત પીડા થાય છે. વળી તેમાં અતિસાર થાય છે, પણ તે સ્થાવર ઝેર ખાધાથી થાય છે. ઔષધિના ગંધથી જ્વર આવે છે તો મૂર્છા, માથામાં દુઃખાવો, અને ઉલટી થાય છે. કામથી જ્વર આવ્યો હોય તો ચિત્તભ્રમ, તંદ્રા, આળસ, અભૂખ, હૃદયમાં વ્યથા, અને ગાત્રો સૂકાય છે. સ્ત્રીઓને કામ જ્વર આવે છે તો મૂર્છા, અંગ ભંગ, તરશ, નેત્રમાં ચપળતા, સ્તન તથા મુખમાં ચપળતા, પરસેવો, અને હૃદયમાં દાહ થાય છે. વાળો, કમળ, ચંદન, કાળોવાળો, તજ, ધાણા, અને જટામાંસીનો ક્વાથ કામજ્વરને મટાડે છે. સાયંકાળે અત્યંત સુગંધી પુષ્પોની શય્યામાં સુવું, અને રાત્રીએ પોતાના પતિ સાથે ત્યાં ક્રીડા કરવી. ભય અને શોકથી થયેલા જ્વરમાં પ્રલાપ થાય છે, અને કોપથી કંપ થાય છે. ક્રોધ અને શોકથી વાત, પિત્ત, અને રક્ત કોપ પામે છે. ભૂતજ્વરમાં ઉદ્વેગ, હસવું, રોવું, અને કંપ થાય છે. ભૂતથી થતા જ્વરને કેટલાક વિષમજ્વર કહે છે. મંત્રાદિ અભિચારથી તથા શાપથી થયેલા જ્વરમાં મોહ અને તૃષા થાય છે. અભિચાર મંત્રોથી હોમ કરવામાં આવતાં પ્રથમ મન તપે છે અને વિસ્ફોટકથી તરશ, ભ્રમથી દેહ, એ તપે છે, અને દાહયુક્ત મૂર્છાથી ઘેરાયલા તે પ્રાણીને દિવસે દિવસે જ્વર વધતો જાય છે.

## આગંતુક જ્વરોની ચિકિત્સા.

**आगन्तुजे ज्वरे नैव नरः कुर्वीत लङ्घनम्। तथा च वाग्भटः । शुद्धवातक्षयागन्तुजीर्णज्वरिषु लङ्घनम् ॥**

नेष्यत इति संबंधः । अन्यच्च ॥

**लङ्घनं न हितं कामशोकचिन्ताप्रहारजे । भयभूतश्रमक्रोधलङ्घनैश्च कृते ज्वरे ॥ किन्त्वग्नौ दीपिते तत्र दद्यात् मांसरसौदनम्। अभिघातज्वरे युञ्ज्यात् क्रियामुष्णविवर्जिताम् ॥ कषायं मधुरं स्निग्धं यथादोषमथापि च । अभिघातज्वरो नश्येत्पा-**

नाभ्यङ्गेन सर्पिषः ॥ रक्तावसेकैर्मेध्यैश्च तथा मांसरसौदनैः ॥ मेध्यैर्मेधायै हितैः ॥

व्यधबन्धश्रमात्यर्थभङ्गभ्रंशसमुद्भवान् । ज्वरानुपाचरेत्पूर्वं क्षीरमांसरसौदनैः ॥

व्यधः ताडनं कर्णादि वेधो वा । भङ्गः छेदभेदादिकः । भ्रंशो वृक्षादिकः पतनम् ॥

अध्वश्रान्तेषु वाभ्यङ्गं दिवानिद्राश्च कारयेत् ॥ औषधीगन्धाविषजौ विषपित्तमबाधनैः ॥ जयेत्कषायैर्मतिमान् सर्वगन्धकृतैर्भिषक् । सर्वगन्धमाह ॥ चातुर्ज्जातककर्पूरं कङ्कोलागुरुकुङ्कुमम् । लवङ्गसहितश्चैव सर्वगन्धं विनिर्दिशेत् ॥ क्रोधजे पित्तजित्कार्यं धार्यं सद्वाक्यमेव च ॥ आश्वासेनेष्टलाभेन वायोः प्रशमनेन च हर्षणैश्च शर्म यान्ति कामक्रोधभयज्वराः ॥ कामैरथ मनोज्ञैश्च पित्तघ्नैश्चाप्युपक्रमैः । सद्वाक्यैश्च शर्मं याति ज्वरः क्रोधसमुत्थितः ॥

कामैः कामविषयैः । मनोज्ञैः धिक्कारादिभिर्भयजनकवचनैर्वा ॥

कामात् क्रोधज्वरो नश्येत् क्रोधात्कामज्वरस्तथा । घातिताभ्यामुभाभ्याञ्च कामक्रोधज्वरक्षयः ॥

घातिताभ्यामुभाभ्यां मनसि निगृहीताभ्यां कामक्रोधाभ्याम् ॥

भूतविद्यासमुद्दिष्टैर्बन्धावेशनताडनैः ॥ जयेद्भूताभिषङ्गोत्थं मनःशान्त्या च मानसम् ॥

ताडनैरित्यस्य स्थाने केचित्पूजनैरिति पठन्ति ॥

सहदेवाया मूलं त्रिभिस्तन्तुभिः कण्ठे निबद्धमपहरति । एकद्वित्रिचतुर्भिर्दिवसैर्भूतज्वरं पुंसाम् ॥ अभिचाराभिशापोत्थौ ज्वरौ होमादिभिर्जयेत् । दानस्वस्त्ययनातिथ्यैरुत्पातग्रहदुष्टजौ ॥ इत्यागन्तुज्वराधिकारः ॥

આગંતુક જ્વરમાં માણસે લંઘન કરવું જ નહિ. વાગ્ભટે કહ્યું છે કે–" શુદ્ધ વાતજ્વર, ક્ષયજ્વર, આગંતુકજ્વર, અનેજીર્ણ જ્વરમાં લંઘન કરવું ચોગ્ય નથી. કામ, શોક, ચિંતા અને પ્રહારથી થયેલા જ્વરમાં પણ લંઘન હિતકારી નથી. ભય, ભૂત, શ્રમ, ક્રોધ, અને લંઘનથી થયેલા જ્વરોમાં પણ લંઘન કરવું નહિ. તેમાં તો અગ્નિ દીપ્ત કરીને માંસરસ અને ભાત ખાવા જોઇએ. અભિઘાત જ્વરમાં ગરમી વગરની ક્રિયા કરવી, અને દોષના પ્રમાણમાં તૂરૂં, મધુર, અને સ્નિગ્ધ આપવું. ઘીના પાન તથા અભ્યંગથી અભિઘાતજ્વર નાશ પામે છે. લોહી કઢાવવાથી તથા બુદ્ધિનું હિત કરનારા માંસરસ અને ભાતના ખોરાકથી પણ તે મટે છે. માર વાગવાથી, વીંધાવાથી, શ્રમથી, બહુ પંથ કરવાથી, છેદ ભેદ કે ઊંચેથી પડવાથી થયેલા જ્વરોમાં પ્રથમ દૂધ અને માંસરસ સહિત ભાત આપવો. પંથ કરવાથી થાકેલાને અભ્યંગ તથા દિવસે નિદ્રા કરાવવી. ઓષધિગંધ તથા વિષવાળાને વિષ તથા પિત્તને હરનારા કવાથોથી વૈદ્યે જ્વરને જીતવો.

તજ, તમાલપત્ર, એળચી, નાગકેશર, કપૂર, ચણુકબાબ, અગરૂ, કેશર, અને લવંગ, આ બધાંને સર્વગંધ કહેછે.

ક્રોધથી આવેલા જ્વરમાં પિત્તને જીતવું તથા સદ્વાક્ય બોલવાં. આશ્વાસનાદિથી વાયુ શમે છે તેથી લાભ થાય છે. કામ, ક્રોધ, અને ભયના જ્વરો હર્ષથી શાંત થાય છે, ઈષ્ટ વિષયોના ધિક્કારાદિથી, ભયોત્પાદક વચનોથી, અને પિત્તહર ક્રિયાથી પણ ક્રોધજ્વર મટે છે, અને તે સારાં વાક્યોથી પણ મટે છે. કામથી ક્રોધજ્વર મટે છે અને ક્રોધથી કામજ્વર મટે છે. કામ તથા ક્રોધ એ બંનેનો મનમાં નિગ્રહ કરવાથી તે બંને જ્વરો નાશ પામે છે. ભૂતથી થયેલ જ્વરને ભૂત વિદ્યામાં કહ્યા પ્રમાણે કેદખાનું, બેસાડી રાખવું, અને મારવા વગેરેથી જીતવો, અને મનના જ્વરને મનની શાંતિથી જીતવો. વિધિ પ્રમાણે ખપાટનું મૂળ કંઠમાં બાંધવાથી માણસોનો ભૂત જ્વર એક, બે, ત્રણ, કે ચાર દિવસમાં મટી જાય છે. અભિચાર કે શાપથી થયેલા જ્વરોમાં હોમાદિ ક્રિયાઓ કરવી, અને ઉત્પાત કે ગ્રહદોષથી થયેલા જ્વરોમાં દાન, સ્વસ્તિવાચન, અને અતિથિ પૂજનાદિ કરવાં.

## ( વિષમ જ્વરનો અધિકાર. )

### નિદાન તથા સંપ્રાપ્તિ.

**दोषोऽल्पोऽहितसम्भूतो ज्वरोत्सृष्टस्य वा पुनः । धातुमन्यतमं प्राप्य करोति विषमज्वरम् ॥**

अयमर्थः ज्वरोत्सृष्टस्य ज्वरेण त्यक्तस्य । सन्निकृष्टहेतुमाह । दोषः अल्पः ज्वरमुक्तस्य स्वल्पोऽपि । विप्रकृष्टहेतुमाह । अहितमाहारविहारादि तेन सम्भूतः । सम्पूर्णो जातः ॥ अन्यतमन्धातुं रसरक्तादिकम् । प्राप्य दूषयित्वा पुनर्विषमं ज्वरं करोति । ज्वरोत्सृष्टस्य वेति वाशब्देनेति बोध्यते । प्रथमतोऽपि विषमज्वरो भवति । यत उक्तम् । आरम्भाद्विषमो यस्तु इति ॥

જ્વરે છોડી દીધેલા માણસનો બાકી રહી ગયેલો અલ્પદોષ પણ અયોગ્ય આહારાદિ થાય તો તે કોઈ પણ ધાતુને પાછો દૂષિત કરીને વિષમજ્વર ઉત્પન્ન કરે છે. અલ્પદોષ એ વિષમજ્વરનો પાસેનો હેતુ છે, અને અયોગ્ય આહાર વિહાર વગેરે દૂરના હેતુ છે. કેટલાએકને શરૂઆતથીજ વિષમજ્વર થાય છે, એમ જ્યારે થાય છે ત્યારે તે માણસને મારી નાંખનાર નીવડે છે.

### વિષમજ્વરના ભેદો.

**सन्ततं रसधातुस्थः सततं रक्तधातुगः । दोषः क्रुद्धो ज्वरं पुंसां सोऽन्येद्युः पिशिताश्रितः । मेदोगतस्तृतीयेऽह्नि अस्थिमज्जागतः पुनः ॥ कुर्याच्चातुर्थिकं घोरमन्तकं रोगसङ्करम् ॥**

अन्तकमिव मारकत्वात् ॥

રસ ધાતુનો જ્વર સંતત, રક્તનો જ્વર સતત, માંસનો જ્વર અન્યેદ્યુષ્ક, મેદનો જ્વર તરીયો, અને અસ્થિ તથા મજ્જાનો જ્વર રોગોના સમૂહવાળો ઘોર એવો ચોથિયો કહેવાય છે.

## વિષમજ્વરનું સામાન્ય લક્ષણ.

**यः स्यादानियतात् कालात् शीतोष्णाभ्यां तथैव च । वेगतश्चापि विषमो ज्वरः स विषमः स्मृतः ॥**

यस्त्वानियतात् कालात् स्यादित्यस्यायमर्थः । यथा वातिको ज्वरः सप्त दिनानि पैत्तिको दश दिनानि श्लैष्मिको द्वादश दिनानि दोषाणां प्राबल्यैर्वातिकश्चतुर्दश दिनानि पैत्तिको विंशति दिनानि श्लैष्मिकश्चतुर्विंशति दिनानि स्यात् । तथा विषमज्वरो नियतं कालं व्याप्य न स्यादित्यर्थः । शीतोष्णाभ्यां गुणाभ्यां स्यात् ।

**वेगतश्चापि विषमः कदाचिदतिवेगवान् ।**

कदाचिच्छान्तवेगः ॥

અનિયમિત સમયે આવતો હોય, શીતોષ્ણતાના નિયમ વગરનો હોય, અને વેગમાં વિષમ હોય, તે વિષમ જ્વર કહેવાય છે. તે સંતત, સતત, અન્યેદ્યુષ્ક, તૃતીયક, અને ચાતુર્થીક કહેવાય છે. જેમ વાતજ્વર, પિત્તજ્વર અને કફજ્વર અનુક્રમે સાત, દશ અને બાર દિવસ સુધી રહે છે, અને દોષોની પ્રબળતા હોય તો તે અનુક્રમે ચૌદ, વીશ અને ચોવીશ દિવસ સુધી રહે છે, તેમ વિષમજ્વર નિયમિત કાળ સુધી રહેતો નથી, કેમકે તેનો વેગ વિષમ છે.

## સંતતજ્વરનું લક્ષણ.

**सप्ताहं वा दशाहं वा द्वादशाहमथापि वा । सन्तत्या योऽविसर्गी स्यात् सन्ततः स निगद्यते ॥**

विकल्पो वातिकादिभेदात् । सन्तत्या नैरन्तर्येण अविसर्गी अपरित्यागी ॥ ननु मुक्तानुबन्धित्वं विषमत्वमिति विषमलक्षणम् । तदत्र न घटत इति कथमयं विषमेषु पठति ॥ घटत एवेति न दोषः । यत उक्तं चरकेण ॥

**विसर्गं द्वादशे कृत्वा दिवसे व्यक्तलक्षणम् । दुर्लभोपशमः कालं दीर्घमेवानुवर्त्तेत इति ॥**

यत्तु खरनादेनोक्तम् । ज्वराः पञ्च तु ये प्रोक्ताः पूर्वे सन्ततकादयः । चत्वारः सन्ततं हित्वा ज्ञेयास्ते विषमज्वरा इति ॥ तच्चिरेण त्यागाभिप्रायेण ॥

સાત, દસ, કે બાર દિવસો સુધી નિરંતર અણુ ઊતાર તાવ ચાલૂ રહે, તેને સંતતજ્વર કહે છે. અહીં સાત, દશ અને બાર દિવસની અવધિ કહી તે વાત, પિત્ત અને કફના ભેદથી સમજવી. ચરક કહે છે કે બારમે દિવસે જ્વર ઊતરી જઇને પછી લાંબા કાળ સુધી ચાલ્યા કરે તો પછી તે મટવો દુર્લભ થઇ પડે છે. ઉપર કહેલા પાંચ પ્રકારના વિષમ જ્વરોમાંના સંતતને છોડી દઇને બાકીના ચારને ખરનાદે વિષમજ્વર ગણેલા છે, તેનું કારણ એ કે સંતતજ્વર લાંબા કાળે મટે છે.

## સતતજ્વરનું લક્ષણ.

**अहोरात्रे सततको द्वौ कालावनुवर्तते ॥**

द्वौ कालौ अहन्येककालं रात्रावेककालम् । यतो दोषाणामहोरात्रे प्रत्येकं द्वौ द्वौ प्रकोपकालौ ॥ यत उक्तं वाग्भटेन । 'वयोऽहोरात्रिभुक्तानामन्तमध्यादिगाः क्रमात्' इति ॥

રાત્રી દિવસમાં બે વાર તાવ આવે છે તેને સતત ( રોજીયો ) જ્વર કહે છે. બે વાર આવે છે એટલે એક વાર દિવસે અને બીજીવાર રાતે તાવ આવે છે એમ સમજવું. કેમકે એક રાત્રિ દિવસમાં પ્રત્યેક દોષ કોપવાના સમય બબ્બે છે. વાગ્ભટ કહે છે કે–દિવસના આરંભમાં કફની, મધ્યમાં પિત્તની અને અંતમાં વાયુની પ્રબળતા રહે છે, તેજ પ્રમાણે અનુક્રમે રાત્રિમાં પણ રહે છે.

## અન્યેદ્યુષ્કનું લક્ષણ.

**अन्येद्युष्कस्त्वहोरात्रादेककालं प्रवर्त्तते ।**

एककालं दोषापेक्षया एककालमपि द्वितीयम् । प्रथमकाले हृद्येव दोषस्थितेः ॥

રાત્રી દિવસમાં એક જ વાર આવે તે તાવને અન્યેદ્યુષ્ક કહે છે. દોષની અપેક્ષાને લીધે તે એકજ વાર આવે છે અને તે દોષ પ્રકોપના પહેલા કાળમાં ન આવતાં બીજામાં આવે છે, કેમ કે પહેલા કાળમાં દોષની સ્થિતિ હૃદયમાં જ રહે છે.

## તૃતીયક તથા ચાતુર્થક જ્વરનાં લક્ષણો.

**तृतीयकस्तृतीयेऽन्हि चतुर्थेऽन्हि चतुर्थकः ॥**

तृतीयेऽह्नि इत्यागमनदिनं गृहीत्वा । यत उक्तम् ॥

**दिनमेकमतिक्रम्य यो भवेत् स तृतीयकः। दिनद्वयन्त्वतिक्रम्य यः स्यात् स हि चतुर्थक इति ॥**

ત્રીજે દિવસે આવે તે તૃતીયક ( તરિયો ), અને ચોથે દિવસે આવે તે ચાતુર્થિક ( ચોથિયો ) તાવ કહેવાય છે. એક દિવસ છોડી બીજે દિવસે આવે તે પણ તૃતીયક ( એકાંતરો ) છે, અને બે દિવસ છોડી આવે તેને ચાતુર્થિક કહે છે.

## દોષો કેવી રીતે જ્વર લાવે છે, તે વિષે

**कफस्थानविभागेन यथासङ्ख्यं करोति हि। सततान्येद्युस्तृतीयचतुर्थकप्रलेपकान्॥ अहोरात्रादहोरात्रात् स्थानात् स्थानं प्रपद्यते । दोष आमाशयं प्राप्य करोति विषमज्वरम् ॥**

अयमर्थः । आमाशयोरःकण्ठशिरःसन्धयः पञ्च कफस्थानानि एषु तिष्ठन् दोषो यथासङ्ख्यं सततादीन् करोति ॥ तत्र आमाशये स्थितो दोषः सततं करोति द्वौ कालौ ॥ अहोरात्रे कालद्वये दोषप्रकोपात् ॥

हृदये स्थितो दोष आमाशयमागत्य अन्येद्युष्कं करोति । एककालं एकदैकस्मिन्नेवाहोरात्रे दोष आमाशयमागत्य अन्येद्युष्कं करोति । तत्र द्वौ दोषप्रकोपकालौ एकस्मिन् काले हृदये तिष्ठत्यपरस्मिनामाशय इति । कण्ठे स्थितो दोषोऽहोरात्रात् हृदयमायाति। तृतीये दिने आमाशयमागत्य स्वप्रकोपकाले तृतीयकं ज्वरं करोति ॥ एककालं न तु द्वौ कालौ स्वभावात् । एवमेव शिरःस्थितो दोषो अहोरात्रात् कण्ठमायाति । ततः पुनरहोरात्रात् हृदयमायाति चतुर्थे दिने आमाशयमागत्य स्वप्रकोपकाले चतुर्थकं ज्वरं करोति ॥ एककालन्न तु द्वौ कालौ स्वभावादेव ॥ ननु दोषस्यागमनक्रमेण निजस्थानगमनक्रमात् कथं तृतीयचतुर्थदिवसयोर्ज्वरागमनम् । उच्यते ॥ दोषो हि प्रकोपसमये वेगं परिदर्श्य लाघवात् स्वस्थानन्तु वेगादिन एव याति । यद आह ॥

**दोषःप्रकोपकाले हि वेगवत्त्वेन लाघवात् । वेगवासर एवायं स्वस्थानमाधिगच्छति ॥**

सन्धिषु स्थितः प्रलेपकं करोति । सन्धयश्चामाशयेऽपि सन्ति तेषु स्थितः प्रलेपकं सर्वदा करोति ॥

**निवृत्तः पुनरायाति विषमो नियते दिने । स्वभावं कारणं तत्र मन्यन्ते मुनिपुङ्गवाः ॥**

સુશ્રુત કહે છે કે—" કફનાં સ્થાનોના વિભાગો વડે જ્વરોના સતત, અન્યેદ્યુષ્, તૃતીય, ચતુર્થક, અને પ્રલેપક, એવા ભેદો થાય છે. એક એક દિવસે એક સ્થાનમાંથી દોષ બીજા સ્થાનમાં જાય છે અને આમાશયમાં આવીને વિષમજ્વરને ઉત્પન્ન કરે છે. આમાશય, હૃદય, કંઠ, માથું, અને સાંધાઓ, એ પાંચ કફનાં સ્થાનો છે, તેમાં રહેલ દોષ ક્રમસર સતતાદિ જ્વરોને ઉત્પન્ન કરે છે. તેમાં આમાશયનો દોષ બે વાર આવતા સતતજ્વરને કરે છે, કેમકે એક રાત્રી દિવસમાં તે બે વાર કોપ પામે છે. હૃદયના દોષ આમાશયમાં આવીને રાત્રી દિવસમાં એક વાર આવનાર અન્યેદ્યુષ્ જ્વરને ઉત્પન્ન કરે છે. એક અહો રાત્રીમાં દોષ બે વાર કોપે છે ખરો, તોપણ એક વાર હૃદયમાં રહેલો હોવાથી બીજી વાર આમાશયમાં આવે છે ત્યારે જ એક વાર જ્વર ઉત્પન્ન કરે છે. કંઠમાંનો દોષ એક રાત્રી દિવસમાં હૃદયમાં આવે છે અને ત્યાંથી બીજા રાત્રી દિવસે આમાશયમાં આવે છે, તેથી ત્યાં આવીને પ્રકોપ સમયે એકવાર જ્વરને કરે છે, તેથી તે તૃતીય જ્વર કહેવાય છે. એજ રીતે માથામાંનો દોષ એક અહો રાત્રે કંઠમાં, બીજી અહો રાત્રે હૃદયમાં, અને ત્રીજી અહો રાત્રે આમાશયમાં આવી કોપેછે ત્યારે ચાતુર્થિક જ્વરને પેદા કરે છે. સાંધામાંના દોષ પ્રલેપક નામના જ્વરને ઉત્પન્ન કરે છે. આમાશયમાં પણ સાંધાઓ છે માટે તે પ્રલેપક જ્વરને કરે છે. અહીં શંકા થશે કે દોષ જે તે સ્થાનમાંથી આમાશયમાં આવતાં જેટલી વાર લાગે છે તેટલી જ વાર તે સ્થળે પાછું જવામાં લાગવી જોઇએ, તો એ હિસાબે ત્રીજે કે ચોથે દિવસે જ્વર ઉત્પન્ન થવો કેમ સંભવે ? તેનું સમાધાન કે- દોષ પોતાના પ્રકોપના સમયમાં વેગવાન્ હોવાથી તે તે દિવસે જ ઝડપથી પાછો પોતાનાસ્થાનમાં આવી પહોંચે છે. નિવૃત્તિ પામેલો વિષમજ્વર પાછો નિયમિત દિવસે આવે છે, તેનું કારણ તે દોષનો સ્વભાવ જ છે, એમ મહામુનિઓએ માનેલું છે.

## જ્વરોના બીજા ભેદો.

स्वभावस्य कारणत्वेन कफस्थानविभागानिरपेक्षा श्चतुर्थकादिविपर्यया अपि ज्वराः स्वस्वकाले प्रभवन्ति ॥

**अधिशेते यथाभूमिं बीजं काले प्ररोहति । अधिशेते तथा धातून् दोषः काले प्रकुप्यति ॥**

**सुश्रुतोऽप्याह । सचापि विषमो देहं न कदाचित् प्रमुञ्चति । ग्लानिगौरवकार्श्येभ्यः स यस्मान्न प्रमुच्यते । वेगे तु सम-**

तिक्रान्ते गतोऽप्यमिति लक्ष्यते । धात्वन्त-रेषु लीनत्वात् सौक्ष्म्यान्नैवोपलभ्यते ॥

દોષોના સ્વભાવનાજ કારણથી ઉપર કહેલાં કફનાં સ્થાનકોના વિભાગની અપેક્ષા વિના પણ ચાતુર્થક વિપર્યય વગેરે બીજા વિષમજ્વરો પોતપોતાના સમયે ઉત્પન્ન થાય છે. જેવી રીતે બીજ પૃથ્વીમાં રહીને સમય આવતાં ઊગી નીકળે છે, તેવી રીતે દોષ ધાતુઓમાં રહીને સમય થતાં પ્રકોપ પામે છે. સુશ્રુત પણ કહે છે કે "એ વિષમજ્વર દેહને કદી પણ મૂકતો નથી, કેમકે વિષમ જ્વરવાળો માણસ ગ્લાનિ, ભારેપણું, અને દુર્બળતાથી મુક્ત થતો નથી. વેગ મટે એટલે જ્વર જતો રહ્યા જેવું લાગે છે, પણ જતો નહિ રહેતાં બીજા ધાતુઓમાં છુપાઈ રહીને સૂક્ષ્મ હોવાથી પ્રત્યક્ષ દેખાતો નથી.

## દ્વંદ્વજ તતીયકનું લક્ષણ.

कफपित्तात् त्रिकग्राही पृष्ठाद्वातकफात्मकः । वातपित्ताच्छिरोग्राही त्रिविधः स्यात् तृतीयकः ॥

त्रिकग्राही वेदनया त्रिकं गृह्णातीत्यर्थः । वातकफात्मकः पृष्ठात् व्यथया पृष्ठं व्याप्य भवतीत्यर्थः । ल्यब्लोपे कर्मण्यधिकरणे चेति सूत्रेण पञ्चमी ॥

કફ તથા પિત્તની ઉલ્વણતાથી ત્રિક પકડાય છે, વાત તથા કફથી પીઠ પકડાય છે, અને વાત તથા પિત્તથી માથું ઝલાય છે; એમ તૃતીયક જ્વર ત્રણ પ્રકારનો છે.

## ચાતુર્થક જ્વરનું લક્ષણ.

चतुर्थको दर्शयति स्वभावं त्रिविधं ज्वरः ॥ जङ्घाभ्यां श्लैष्मिकः पूर्वं शिरसोऽनिलसम्भवः । मध्यकायं तु गृह्णाति पूर्वं यस्तु स पित्तजः ॥

श्लैष्मिकः श्लेष्मोल्वणः । तथा अनिलसम्भवो वातोल्वणः सन्ततादीनां त्रिदोषजत्वम् । यत उक्तं चरके । 'प्रायशः सन्निपातेन पञ्च स्युर्विषमज्वराः' इति । प्रायशो ग्रहणादेकदोषजा द्विदोषजा अपि भवन्तीति जेज्जटः ॥ पूर्वं प्रथमं जङ्घाभ्याम् । व्यथया जङ्घे व्याप्य पश्चात् सकलं शरीरं व्याप्नोति । एवमनुल्वणवातजातः शिरसः पूर्वं व्यथया शिरो व्याप्य सकलं शरीरं व्याप्नोतीत्यर्थः ॥

સ્વભાવથી ચાતુર્થકજ્વર ત્રણ પ્રકારનો થાય છે. કફજ્વર જંઘામાં, માથામાં વાયુ, અને પિત્ત મધ્ય શરીરને પકડે છે. ચરક કહે છે કે—પાંચે પ્રકારના વિષમજ્વરો ઘણું કરીને સન્નિપાતથી થાય છે, તેથી તેઓ ત્રણે દોષથી થાય છે એમ સમજવામાં આવે છે. પરંતુ જેજ્જટ કહે છે, કે—ચરકે 'ઘણું કરીને' લખ્યું છે માટે એમ સમજવું કે સંતત આદિ વિષમ જ્વરો એક દોષથી અને બે દોષથી પણ થાય છે.

## ચાતુર્થક વિપર્યયનું લક્ષણ.

विषमज्वर एवान्यश्चातुर्थकविपर्ययः । अस्थिमज्जागतो दोषश्चतुर्थकविपर्ययः ॥ जायते भिषजा ज्ञेयो विषमज्वर एव सः ॥

अन्यः सन्ततादिपञ्चकादपरः चातुर्थकविपर्ययाख्यो ज्वरः सोऽपि विषमज्वर एव वैद्येन ज्ञातव्यः । स किं धातुस्थ इत्यपेक्षयामाह । अस्थीत्यादि । तस्य चातुर्थकविपर्ययस्य लक्षणमाह ।

**स मध्ये ज्वरयत्यह्नी आद्यन्ते च विमुञ्चति ॥**

चतुर्थकविपर्यय इत्युपलक्षणम् । सन्ततादिविपर्ययोऽपि बोद्धव्यः । यथा अहोरात्रे द्वौ कालौ मुञ्चति शेषं सर्वमहोरात्रं तिष्ठतीति सततविपर्ययः । अहोरात्रे एककालं मुञ्चति शेषं सर्वमहोरात्रे तिष्ठतीति अन्येद्युष्कविपर्ययः एते विषमज्वरोपलक्षकास्तेन अन्ये रात्रिज्वरादयोऽपि विषमज्वरा बोद्धव्याः । यथा ॥

**समौ वातकफौ यस्य क्षीणपित्तस्य देहिनः । रात्रौ प्रायो ज्वरस्तस्य दिवा हीनकफस्य तु ॥** प्रायः बाहुल्येन ॥

વિષમ જ્વરનો એક બીજો ભેદ ચાતુર્થક વિપર્યય છે. અસ્થિ અને મજ્જામાં રહેલા દોષથી થનારો એ જ્વર છે. વૈદ્યો તેને પણ વિષમજ્વર કહે છે, તે જ્વર વચમાંના બે દિવસ આવે અને પેહેલો તથા છેલ્લો એકેક દિવસ છોડી દે છે. એટલે એકાંતરિયા તાવથી એ વિપરીત પ્રકારનો છે. એજ પ્રમાણે સતત વિપર્યય અને અન્યેદ્યુષ્ક વિપર્યય જ્વર પણ થાય છે. જેમ કે—એક રાત્રિ દિવસમાં બે વખત છોડી દે અને બાકીના સઘળા રાત્રિ દિવસમાં રહે તે સતત વિપર્યય છે, અને એક રાત્રિ દિવસમાં એક વખત છોડી દે અને બાકીના સઘળા રાત્રિ દિવસમાં રહે તે અન્યેદ્યુષ્ક વિપર્યય કહેવાય છે. વળી એ ઉપરાંત રાત્રિ જ્વર આદિ બીજા વિષમજ્વરો પણ છે. જેમ કે—જે માણસને વાયુ અને કફ સમ હોય પણ પિત્ત ક્ષીણ હોય તેને ઘણું કરીને રાતે જ્વર આવે છે. અને જેને વાયુ તથા પિત્ત છતાં કફ ક્ષીણ હોય તેને ઘણું કરીને દિવસે જ્વર આવે છે.

## ટાઢિયો અને ગરમ તાવ.

**त्वक्स्थौ श्लेष्मानिलौ शीतमादौ जयनतो ज्वरम् । तयोः प्रशान्तयोः पित्तमन्ते दाहं करोति च ॥**

शीतं शीतसहितम् । प्रशान्तयोः प्रशान्तवेगयोः अन्तः अभ्यन्तरे ॥

**करोत्यादौ तथा पित्तं त्वक्स्थं दाहमतीव च । तस्मिन् प्रशान्ते त्वितरौ कुरुतः शीतमन्ततः ।** अन्ततः हस्तपादादितः ॥

ચામડીમાં વાયુ અને કફ રહેલ હોય તો જ્વરના આરંભમાં ટાઢ આવે છે, અને તેઓનો વેગ શાંત થાય એટલે પિત્ત અંદરથી દાહ કરે છે. ત્વચામાં પિત્ત હોય તો આરંભમાંજ દાહ થાય છે. અને પિત્ત શાંત થતાં વાત તથા કફ ટાઢ ઉત્પન્ન કરે છે.

## શીત તથા દાહવાળા જ્વરો ત્રણે દોષોથી થાય છે.

**द्वावेतौ दाहशीतादी ज्वरौ संसर्गजौ स्मृतौ । दाहपूर्वस्तयोः कष्टः सुखसाध्यतमोऽपरः ॥**

संसर्गजौ सान्निपातिकौ । कष्टः कष्टसाध्यः ॥

શરૂઆતમાં દાહવાળા તથા શરૂઆતમાં શીત(ટાઢ)વાળા જ્વરો ત્રણે દોષથી એટલે સંનિપાતથી થાય છે. તેઓમાં પ્રારંભમાં દાહ વાળો જ્વર કષ્ટ સાધ્ય છે, અને આરંભમાં ટાઢ વાળો તાવ સુખસાધ્ય છે.

## બીજા જ્વરો.

**विदग्धेऽन्नरसे देहे श्लेष्मपित्ते व्यवस्थिते । तेनार्द्धं शीतलं देहमर्द्धमुष्णं प्रजायते ॥**

अन्नरसे विदग्धे आहारजे रसे दुष्टे देहे श्लेष्मपित्ते व्यवस्थिते दुष्टे स्थिते । तेन हेतुना शीतलं कफेन उष्णं पित्तेन अर्द्धत्वं चार्द्धनारीश्वराकारेण नरसिंहाकारेण वा ॥

**काये दुष्टं यदा पित्तं श्लेष्मा चान्ते व्यवस्थितः । तेनोष्णत्वं शरीरस्य शीतत्वं हस्तपादयोः ॥** अन्तें हस्तपादादौ ॥

**काये श्लेष्मा यदा दुष्टः पित्तं चान्ते व्यवस्थितम् । शीतत्वं तेन गात्रे स्यादुष्णत्वं हस्तपादयोः ॥**

આહારનો રસ દુષ્ટ થતાં કફ તથા પિત્ત દુષ્ટ થઇ અર્ધનારીશ્વરની પેઠે અથવા નૃસિંહજીની પેઠે બે વેશવાળું એટલે અરધું શરીર શીતળ અને અરધું ગરમ, એવો તાવ ઉત્પન્ન કરે છે. કાયામાં જો પિત્ત દુષ્ટ હોય અને હાથ પગમાં કફ દુષ્ટ હોય, તો કાયા ગરમ અને હાથ પગ શીતળ થાય છે.

## પ્રલેપકનું લક્ષણ.

**मलिपन्निव गात्राणि धर्मेण गौरवेण च । मन्दज्वरविलेपी च स शीतः स्यात् प्रलेपकः ॥**

गौरवेण उपलक्षितः । मन्दज्वरविलेपी मन्दवेगस्य सदा सम्बन्धोऽस्यास्तीति मन्दज्वरविलेपी॥ अयं विषमज्वरः । तथा च सुश्रुतः ॥ “ प्रलेपकाख्यो विषमः शोषिणां प्राणनाशनः । ज्वराश्च विषमाः सर्वे प्रायः क्लेशाय शोषिणाम् ” इति ॥

ગરમી અને ભારેપણાથી ગાત્રો લીપાતાં હોય અને જ્વર મંદ અને શીતતાવાળો હોય તો તેને પ્રલેપક કહે છે. સુશ્રુતે કહ્યું છે કે–સર્વ પ્રકારના વિષમ જ્વરો ઘણું કરીને શોષવાળા માણસને બહુ પીડાકારી છે, પણ તેમાં પ્રલેપક તો તેના પ્રાણજ હરી લે છે.

## વિષમ જ્વરોની ચિકિત્સા.

**ज्वराश्च विषमाः सर्वे सन्निपातसमुद्भवाः । यथोल्वणस्य दोषस्य तेषु कार्यं चिकित्सितम् ॥ विषमेष्वपि कर्त्तव्यमूर्ध्वं चाधश्च शोधनम् । स्निग्धोष्णैरन्नपानैश्च शमयेद्विषमज्वरम् । कालिङ्गकः पटोलस्य पत्रं कटुकरोहिणी ॥ पटोलं सारिवा मुस्तं पाठा कटुकरोहिणी । निम्बः पटोलं त्रिफला मृद्वीका मुस्तवत्सकौ ॥ किराततिक्तममृता चन्दनं विश्वभेषजम् । गुडूच्यामलकं मुस्तमर्द्धश्लोकसमापनाः ॥ कषायाः शमयन्त्याशु पञ्च पञ्चविधं ज्वरम् ॥**

कालिङ्गकः इन्द्रयवः वत्सकः कुटजः । चन्दनमत्र रक्तचन्दनम् ॥ कषायाः पञ्च पञ्चविधं सन्ततसततान्येद्युष्कतृतीयकचतुर्थकरूपम् ॥

**महाबलामूलमहौषधाभ्यां क्वाथो निहन्याद्विषमज्वरं हि । शीतं सकम्पं परिदाहयुक्तं विनाशयेत् द्वित्रिदिनप्रयोगात् ॥ मुस्तामलकगुडूची विश्वौषधकण्टकारिका क्वाथः । पीतः सकणाचूर्णः समधुर्विषमं ज्वरं हन्ति ॥ तिलतैललवणयुक्तः कल्को लशुनस्य सेवितः प्रातः । विषमज्वरमपहन्यात् वातव्याधीनशेषांश्च ॥ कालाजाजी तु सगुडा विषमज्वरनाशिनी । मधुना चाभयालीढा हंत्याशु विषमज्वरान् ॥**

कालाजाजी तु मङ्गरेला इति च । सा च किंचिद्भृष्टा गुडतुल्या कर्षमिता भक्षणीया ।

**पीतो मरिचचूर्णेन तुलसीपत्रजो रसः ॥ द्रोणपुष्पीरसो वापि निहन्ति विषमज्वरान् । समगुडमलितं जीरकमीषन्मरिचं च भक्षितं सद्यः । विषमज्वरं प्रशमयेत् समरेष्विव दानवानिन्द्रः ॥ शुण्ठी - जाजी गुडं पिष्टं पीतमुष्णेन वारिणा । जीर्णमद्येन तक्रेण तीव्रं शीतज्वरं जयेत् ।**

સંનિપાતથી ઉત્પન્ન થયેલા સર્વે જ્વરો વિષમ છે, માટે દોષ તપાસીને તેની ચિકિત્સા કરવી. વિષમ જ્વરોમાં પણ વમન વિરેચનથી શોધન કરવું જોઇએ, સ્નિગ્ધ તથા ગરમ અન્ન પાનોથી શમન કરવું જોઇએ.

(૧) ઇંદ્રજવ, પરવળ, તમાલપત્ર, અને કડુ.

(૨) પરવળ, ઉપલસરી, મોથ, કાળીપાડ, અને કડુ.

(૩) લીમડો, પરવળ, ત્રિફળા, દ્રાક્ષ, મોથ, અને ઇંદ્રજવ.

(૪) કરિયાતું, ગળો, રતાંજળી, અને સૂંઠ.

(૫) ગળો, આમળાં, અને મોથ.

આ પાંચ ક્વાથો પાંચ જાતના વિષમ જ્વરોને મટાડે છે. (પટોળનો અર્થ પરવળ કરેલો છે તેને કેટલાક કડવી ઘીસોડી પણ કહે છે.)

(૬) મહાબળાનું મૂળ અને સૂંઠનો ક્વાથ વિષમ જ્વરને હરે છે. બે કે ત્રણ દિવસ પ્રયોગ કરવાથીજ શીત, કંપ અને દાહ સહિત જ્વરને હણે છે.

(૭) મોથ, આમળાં, ગળો, સૂંઠ, અને બેઠીભોંરીંગણીનો ક્વાથ પીપરનું ચૂર્ણ તથા મધ નાંખીને પીવાથી વિષમ જ્વર હરાય છે.

(૮) પ્રાતઃકાળમાં તલનું તેલ, મીઠું, અને લસણનો કલ્ક ચાટવાથી વિષમ તથા વાત વ્યાધિપણ હણાઇ જાય છે.

(૯) કાળીજીરી એક તોલો લઇ જરા શેકીને તેમાં એક તોલો ગોળ મેળવીને ખાવાથી વિષમજ્વર મટે છે.

(૧૦) મધમાં હરડે ખાવાથી પણ એકદમ વિષમ જ્વરો હણાય છે.

(૧૧) તુળસીપત્રનો રસ મરીના ચૂર્ણ સાથે પીવાથી વિષમજ્વર મટે છે.

(૧૨) મરીનું ચૂર્ણ મેળવેલો કૂણાનો રસ પણ વિષમજ્વરોને હણે છે.

(૧૩) કાળીજીરી અને ગોળ સમ ભાગે લઇ તેમાં થોડું મરીનું ચૂર્ણ મેળવીને ખાધાથી (જેમ ઇંદ્ર દૈત્યોનો નાશ કરે છે તેમ) તે વિષમ જ્વરના તુરત નાશ કરે છે.

(૧૪) સૂંઠ, જીરૂં, અને ગોળ ખાવાથી, અથવા જૂના મધ કે જાડી છાશ સાથે સૂંઠ અને જીરૂં ખાવાથી પણ શીતવાળો તીવ્ર વિષમજ્વર નાશ પામે છે.

## ગુડૂચી મોદક.

**अमृतायाः शतं चूर्णं वाससा परिशोधितम् ॥ पृथक् षोडश भागाः स्युर्गुडमाक्षिकसर्पिषाम् । यथाग्नि भक्षयेदेतन्नरो हितमिताशनः ॥ नास्य कश्चिद्भवेद्व्याधिर्न जरा पलितं न च । न ज्वरा विषमा नैव मोहा नानिलरक्तकम् ॥ न च नेत्रगता रोगाः परमेतद्रसायनम् । मेधाकरं त्रिदोषघ्नं प्रयोगादस्य बुद्धिमान् ॥ जीवेद्वर्षशतं साग्रं यथैवादितिजस्तथा ।**

इति गुडूचीमोदकः ॥

સો ગળોનું ચૂર્ણ કરી, વસ્ત્ર ગાળ કરી તેના સોળ ભાગ; તથા ગોળ, મધ, અને ઘી મળીને સોળ ભાગ; એ એકત્ર કરીને અગ્નિના બળ પ્રમાણે ખાવાથી, તથા હિતકર ભોજન કરવાથી વ્યાધિ, વૃદ્ધતા, શ્વેત કેશો, વિષમજ્વરો, મોહ, વાત રક્ત અને નેત્રરોગો મટી જાય છે. આ ઔષધ મોટું રસાયન છે, બુદ્ધિ વધારનાર તથા દોષોને હણનાર છે, બુદ્ધિમાન્ માણસ આ ગુડૂચી મોદકના પ્રયોગથી દેવની પેઠે સોથી પણ વધારે વર્ષ સુધી જીવે છે.

## વિષમજ્વરવાળા માટે ભોજન.

**तक्रमांसं पयोमांसं दधिमांसमथापि वा । माषमांसञ्च भुञ्जानो मुच्यते विषमज्वरात् ॥ अग्निवेशेनोक्तम् । सुरा समण्डा पानार्थे भोजने चरणायुधाः । तित्तिरा विष्किराः पथ्याः कुक्कुटा विषमज्वरे ॥**

गृहकुक्कुटाः वनकुक्कुटाः ॥ विष्किराः । वर्तिकालावाचकोराद्याः ॥

છાશ અને માંસ, દૂધ અને માંસ, દહિં અને માંસ, અથવા અડદ અને માંસ ખાવાથી વિષમજ્વરો મટી જાય છે. અગ્નિવેશ કહે છે કે—"પીવામાં મંડ સહિત મદિરા તથા ખાવામાં કૂકડાં, તેતર, બટાઉડાં, લાવાં અને ચકોર વગેરેનું માંસ વિષમજ્વરમાં પથ્ય છે."

## સતતાદિ જ્વરોની ખાસ ચિકિત્સા.

**त्रायन्तीकटुकानन्तासारिवाभिः शृतं जलम् ॥ पटोलाब्दवृषातिक्तासारिवाभिः शृतं जलम् । सतताख्ये ज्वरे देयं वातादीनां निवृत्तये ॥**

वृषा बृहद्दन्ती एरण्डवत्पत्रात्रिटपा तदलाभे दन्ती च ग्राह्या समानगुणत्वात् ॥

**पटोलेन्द्रयवानन्तापथ्यारिष्टामृताजलम् ॥ क्वथितं तज्जलं पीतं ज्वरं सततकं जयेत् ॥**

अनन्ता सारिवा । अरिष्टः निम्बः । जलं वालकम् ॥

**द्राक्षापटोलनिम्बाब्दशक्राह्वत्रिफलाशृतम् । जलं जन्तुः पिबेच्छीघ्रमन्येद्युर्ज्वरशान्तये ॥** शक्राह्वः इन्द्रयवः ॥

**कर्म साधारणं त्यक्त्वा तृतीयकचतुर्थकौ । भिषजा प्रतिकर्त्तव्यौ विशेषोक्तचिकित्सितैः ॥ उशीरं चन्दनं मुस्तं गुडूची धान्यनागरम् । अम्भसा क्वथितं पेयं**

शर्करा मधुयोजितम् ॥ ज्वरे तृतीयके पुंसां तृष्णादाहसमन्विते अपामार्गजटां कट्यां लोहितैः सप्ततन्तुभिः ।' बध्वा वारे रवेस्तूर्णं ज्वरं हन्ति तृतीयकम् । स्थिरातामलकीदारुशिवावृषमहौषधैः । सितामधुयुतः क्वाथश्चतुर्थकहरः परः ॥

स्थिरा शालिपर्णी । तामलकी भूम्यात्री शिवा हरीतकी । वृषो वासः ॥

अगस्तिपत्रस्य रसेन नस्यं निहन्ति चातुर्थकमुग्रवीर्यम् । शिरीषपुष्पस्य निशाद्वयस्य कल्केन वा तद्घृतसंयुतेन ॥

तत् नस्यमिति ॥

ज्वरस्य वेगं कालञ्च चिन्तयन् ज्वर्यते तु यः । तस्येष्टैरद्भुतैर्वापि विषयैर्नाशयेत् स्मृतिम् ॥ सन्ततं विषमं चापि सततं सुचिरोत्थितम् । ज्वरं सुभोजनैः पथ्यैरिष्टैश्च समुपाचरेत् ॥

सन्तातादिविपर्ययाणां विषमज्वराणां चिकित्सा सततादीनामिव कर्त्तव्या ॥

शीताभिभूते पुरुषे कुर्याच्छीतहरीं क्रियाम् । दाहाभिभूते तु विधिं विदध्याद्दाहनाशनम् ॥ आच्छादनैर्बहुतरैर्गुरुभिः कम्बलादिभिः । तूलवत्या महाशीतं शीतादिज्वरिणो हरेत् ॥

तूलवती तुरजापि इति लोके ॥

तं स्तनाभ्यां सुपीनाभ्यां पीवरोरुनितम्बिनी । युवती गाढमालिङ्गेत्तेन शीतं प्रशाम्यति ॥ कान्ताङ्गसङ्गे सञ्जाते तद्वत् शीते निवारिते । प्रह्लादं चास्य विज्ञाय पृथक्तां कारयेत् स्त्रियम् ॥ ततो दाहे तु सञ्जाते पत्रैरेरण्डसम्भवैः । शीतलैर्द्वारितैरङ्गे दाहं तस्यापनोदयेत् ॥ तालकं शुक्तिकाचूर्णं दत्तं तत्रोभयोरपि । नवमांशश्च तुत्थं स्यान्मर्दयेत् कन्यकाद्रवैः ॥ तत्तु संशुष्कमुपलैर्वन्यैर्गजपुटे पचेत् । शीतं तच्चूर्णयेच्चूर्णं गुञ्जामात्रं सितायुतम् ॥ प्रभाते भक्षयेत्तेन याति शीतज्वरः क्षयम् । वान्तिर्भवति कस्यापि कस्यचिन्न भवत्यपि ॥ एकेन दिवसेनैव शीतज्वरहरं परम् । मध्याह्नसमये पथ्यं शिखरिण्योदनं तथा ।

इति भूतभैरवचूर्णं शीतज्वरे ॥

कायस्थानाकुलीतिक्तावयस्थापुरचोरकैः । सहदेवावचाकुष्ठैः शीतघ्नैर्धूपलेपनैः ॥ एतैरेवौषधैः पिष्टैर्लवणक्षारसंयुतैः । साम्लैर्विपाचितं तैलमभ्यङ्गाच्छीतनाशनम् ॥

कायस्था हरीतकी । नाकुली रास्नाभेदः नाइ इति लोके ॥ वयस्था गुडूची । पुरो गुग्गुलुः ॥ चोरकः भण्डीउर तदलाभे गठिवन । सहदेवा बृहद्बला ॥ क्षारो यवक्षारः । कायस्थादि धूपनं लेपनं तैलञ्च ॥

एरण्डस्य तु पत्राणि लिप्तभूमौ निधापयेत् । दाहादिज्वरिणो देहे तानि पत्राणि धारयेत् ॥ तेन नश्यति दाहोऽस्य ज्वरश्चैवोपशाम्यति । दाहे शान्ते यदा शैत्यं तच्च युक्त्या निवारयेत् ॥ जघनचक्रचलन्मणिमेखलासरसचन्दनचन्द्रविलेपना । नवनलतेव तनुं परिवेष्टयेत् प्रबलदाहनिपीडितमङ्गना ॥

चन्द्रः कर्पूरः ॥

तदङ्गसङ्गसञ्जातशैत्यैर्दाहे निवारिते। प्रह्लादश्चास्य विज्ञाय तां स्त्रीं त्यापनयेत् पुनः ॥ वर्चिकानागरकुष्ठमूर्वालाक्षानिशालोहितयष्टिकाभिः। सिद्धं हरेत् षड्गुणतक्रपक्वं तैलं ज्वरं दाहसमन्वितं च ॥ इति षट्कतक्रतैलम् ॥

रास्नानागरकुष्ठचन्दननिशायष्ट्याह्वकृष्णाबलालाक्षासैन्धवसारिवामधुरसादेवाह्वरोहीतकैः। सोशीराम्बुधिफेनरोहिषजलैस्तैलं पचेत् षड्गुणे तक्रे तच्च जयेत् ज्वरं दृढतरं दाहादि शीतादिकम् ॥

चन्दनमत्र श्वेतम्। मधुरसा मूर्वा रोहीतकः रोहिणीति लोके। रोहिषेति रोहिततृणविशेषः जलं बालम्। महाषट्कतक्रतैलम् ॥

पद्मकोत्पलकह्लारमृणालविषपौष्करैः। कुमुदोशीरमञ्जिष्ठापद्मगैरिककट्फलैः ॥ सारिवाद्वयलोध्राह्वक्षीरीखर्ज्जूरमस्तकैः। धात्रीशतावरीयुक्तैः क्वाथे कल्के प्रयोजितैः ॥ लाक्षारसपयःशुक्तमस्तुभिः सह काञ्जिकैः। पक्वं तैलमिदं त्वच्यं दाहज्वरहरं परम् ॥

लाक्षारसादि पृथक् तैलतुल्यं। इति पद्मकादितैलम् ॥

प्रलेपके प्रयुञ्जीत श्लेष्मज्वरहरीं क्रियाम्। रुद्रजटागोशृङ्गं बिडालविष्ठोरगस्य निर्म्मोकः ॥ मदनफलभूतकेश्यौ वंशत्वग्रुद्रनिर्म्मालयम्। घृतयवमयूरचन्द्रकछगलकलोमानि सर्षपाः सवचाः। हिङ्गुगवास्थिमरीचाः समभागाच्छागमूत्रसंपिष्ठाः ॥ धूपनविधिना शमयन्त्येते सर्वान् ज्वरानियतम्। ग्रहडाकिनीपिशाचप्रेतविकारानयं धूपः ॥

रुद्रजटा जटाधारी भूतकेशी जटामांसी। रुद्रनिर्माल्यं पुष्पादे। इति माहेश्वरो धूपः ॥

सोमं सानुचरं देवं समातृगणमीश्वरम्। पूजयन्प्रयतः शीघ्रं मुच्यते विषमज्वरात् ॥

सोमं उमया सहितं। सानुचरं नन्द्यादिगणसहितम्। प्रयतः पवित्रः ॥

विष्णुं सहस्रमूर्द्धानं चराचरपतिं विभुम्। स्तुवन्नामसहस्रेण ज्वरान्सर्वान्व्यपोहति।

सहस्रमूर्द्धानमिति सहस्रशीर्षेत्यादि वेदाभिहितं नामसहस्रेण भारतोक्तेनेत्यर्थः। ज्वरस्यापि देवत्वात् पूजा कार्या। यत आह विदेहः ॥

तीर्थायतनदेवाग्निगुरुवृद्धोपसर्पणैः। श्रद्धया पूजनैश्चापि सहसा शाम्यति ज्वरः ॥

तीर्थं ऋषिजुष्टं जलम्। आयतनम् देवाधिष्ठितं पुरुषोत्तमक्षेत्रश्रीशैलादि। इति विषमज्वराधिकारः ॥

(१) ત્રાયમાણ, કડુ, ગળો. અને ઉપલસરીનો ક્વાથ.

(२) પરવળ, મોથ, મોટો નેપાળો કડુ, ગળો, અને ઉપલસરીનો ક્વાથ.

આ બે ક્વાથોથી સતતાદિ જ્વરો તથા વાયુ વગેરે મટે છે.

(३) પરવળ, ઈંદ્રજવ, ઉપલસરી, હરડે, લીમડો, વાળો અને ગળોનો ક્વાથ પીવાથી સતતજ્વર મટી જાય છે.

(४) દ્રાક્ષ, પરવળ, લીમડો, મોથ, ઈંદ્રજવ, અને ત્રિફળાનો ક્વાથ પીવાથી અન્યેદ્યુષ્કજ્વર શાંત થાય છે.

(૫) તૃતીયક અને ચાતુર્થક જ્વરોમાં વૈદ્યે પ્રથમ સાધારણ ક્રિયાઓ કરીને પછી વિશેષ ચિકિત્સા કરવી. તૃષા તથા દાહવાળા તૃતીયક જ્વરમાં વાળો, ચંદન, મોથ, ગળો, ધાણા, અને સૂંઠનો પાણીમાં કવાથ કરીને તેમાં સાકર તથા મધ નાંખીને પીવો.

(૬) રવિવારને દિવસે કમરે સાત રાતા તાંતણાથી અઘેડાનું મૂળ બાંધવું, તેથી તૃતીયકજ્વર શાંત થઈ જાય છે.

(૭) સમેરવો, ભોંયઆમળી, દેવદાર, હરડે, અરડુસો, અને સૂંઠનો કવાથ સાકર તથા મધ નાંખીને પીવાથી ચાતુર્થક જ્વર મટી જાય છે.

(૮) અગથિયાનાં પાનનું, અથવા સરસડિયો, હળદર, અને દારૂહળદરના કલ્કમાં ઘી નાંખીને નસ્ય દેવાથી ભયંકર ચાતુર્થજ્વર પણ મટી જાય છે.

(૯) જ્વરના વેગનું તથા જ્વર આવવાના સમયનું સ્મરણ કર્યા કરવાથી પણ તે સમય થયે આવે છે, માટે પ્રિય અદ્ભુત, કે વિષમ પદાર્થોના સ્મરણથી તેને તાવનું સ્મરણ છોડાવી દેવું, એટલે પણ તે આવશે નહિ. લાંબા કાળથી ચાલતા સંતત સતતાદિ સર્વ વિષમ જ્વરોના પણ પથ્ય ભોજનોથી અને ઈષ્ટ પદાર્થોથી ઉપચાર કરવા. સતત વિપર્યયાદિ બીજા જ્વરોની ચિકિત્સા પણ સતતાદિના જેવીજ કરવી. ટાઢ આવે ત્યારે શીત નિવારણની અને ગરમી થાય ત્યારે તેના નિવારણની ક્રિયાઓ કરવી. ટાઢ ઉડાડવાના ઉપાયોમાં શાલદુશાલા તથા ધાબળા વગેરે ભારે વસ્ત્રો તથા રજાઈઓ ઓઢાડવી. પુષ્ટ સાથળો વાળી અને મોટા નિતંબો વાળી જુવાન સ્ત્રી પોતાનાં પુષ્ટ સ્તનોથી ટાઢવાળાને આલિંગન આપે, તો પણ ટાઢ મટી જાય છે. સ્ત્રીના સ્પર્શથી કામ વ્યાપે તો તે સ્ત્રીને દૂર કરી દેવી. પછી દાહ થવા લાગે ત્યારે શરીર ઉપર એરંડાનાં શીતળ પાનો ઓઢાડવાં, અને દાહનું શમન કરવું.

### ભૂતભૈરવ ચૂર્ણ.

હરતાળ તથા છીપનું ચૂર્ણ, અને તે બંનેના નવમા ભાગ જેટલું મોરથુથુ, એ સર્વને કુંવારના રસની ભાવના દેઈને સૂકાય ત્યારે વગડાઉ અડાયાંથી ગજપુટમાં પકાવવું. પછી ટાઢું પડે એટલે ચૂર્ણ કરી પ્રાતઃકાળે સાકર સાથે એક રતિભાર ખાવાથી શીતજ્વરનો નાશ થાય છે. આ ચૂર્ણ ખાવાથી કોઈને ઉલટી થાય છે, અને કોઈ નથી પણ થતી. એકજ દિવસમાં આ ચૂર્ણ શીતજ્વરને મટાડે છે. મધ્યાન્હે શીખંડ તથા ચોખાનું પથ્ય ભોજન આ ચૂર્ણ ઉપર કરવું.

### કાયસ્થાદિ ધૂપ, લેપ, અને તૈલ.

હરડે, રાસ્ના, કડુ, ગળો, ગૂગળ, ભરૂંઠ ( અથવા તગર ગાંઠ ) ખપાટ, વજ, અને કઠનો ધૂપ અથવા લેપ કરવાથી શીતનો નાશ થાય છે. એ સર્વને વાટીને તેમાં લવણ, જવખાર, અને લીંબુનો રસ નાંખીને પકાવેલ તેલનો અભ્યંગ કરવાથી પણ શીતનો નાશ થાય છે.

( ૧૨ ) લીંપેલી ધરતી ઉપર એરંડાનાં પાન મૂકી પ્રથમથી દાહ સહિત જ્વરવાળાના શરીર પર તે પાન રાખવાં. તેથી

દાહ મટીને જ્વર શાંત થાય છે. દાહ મટયા પછી ટાઢ આવે તો તેને પણ યુક્તિથી મટાડવી. પ્રબળ દાહવાળાને નિતંબ ઉપર ચલાયમાન મણિમય કટિમેખળાવાળી અને રસયુક્ત કપૂર તથા ચંદનનાં લેપનો વાળી રૂપાળી સ્ત્રીએ, જેમ વૃક્ષને લતા-વળગી જાય છે, તેમ, બાથ ભરીને બાઝી પડવું: સ્ત્રીના શરીરની શીતળતાથી જો રોગીને કામ વ્યાપે, તો તે સ્ત્રીને દૂર ખસેડી લેવી.

## ષટ્તક તૈલ.

સાજીખાર, સૂંઠ, કઠ, મોરવેલ, લાખ, હળદર, રતાંજળી, અને જેઠીમધ સહિત છ ગણી જાડી છાશમાં પકાવેલ તેલ દાહવાળા જ્વરને મટાડે છે.

## મહાષટ્તક તૈલ.

(૧૪) રારના, સૂંઠ, કઠ, સુખડ, હળદર, જેઠીમધ, પીપર, ખપાટ, લાખ, સૈંધવ, ઉપલસરી, મોરવેલ, દેવદાર, રક્ત રોહિડો, વાળો, સમુદ્રફીણ, રોહિષખડ, અને કાળોવાળો, એની સાથે છ ગણી જાડી છાશમાં પકાવેલું તેલ આરંભમાં દાહ વાળા અગર આરંભમાં શીતવાળા અત્યંત ભારે જ્વરને પણ મટાડી દે છે.

## પદ્મકાદિ તૈલ.

(૧૫) પદ્મકાષ્ઠ, ઉત્પલ, કલ્હાર, રાતુંકમળ, કમળકંદ, કઠ, વછનાગ, કુમુદ એટલે રાત્રી વિકાસી કમળ, વાળો, મજીઠ, શ્વેતકમળ, સોનાગેરૂ, કાયફળ, ઉપલસરી, લોદર, વેલિયા પીપળાનાં દીંટિયાં, ખજૂરીનાં દીંટિયાં, આમળાં અને શતાવરીના કલ્કો; લાખનો રસ, દૂધ, અથાણાંનો રસ, દહિંનું પાણી, અને કાંજી; એ સર્વના ક્વાથમાં પકાવેલું તેલ ચામડીને હિતકારી થાય છે, અને દાહ જ્વરને હણે છે. લાખનો રસ, અથાણાંનો રસ, દૂધ, દહિનું પાણી, અને કાંજી, એ તેલના વજન જેટલાંજ લેવાં.

## પ્રલેપકની ચિકિત્સા.

પ્રલેપક જ્વર માટે સર્વ ક્રિયાઓ કફ જ્વરનીજ કરવી.

## માહેશ્વર ધૂપ.

વડવાઇ, ગાયનું શીંગડું, બિલાડાની વિષ્ટા, સર્પની કાંચળી, મીંઢળ, જટામાંસી, વાંસની છાલ્ય, ફૂલ વગેરે મહાદેવનું નિર્માલ્ય, ઘી, જવ, મોરનાં પીંછાંના ચાંદા, સર્ષપ, બકરાનાં રૂંવાડાં, વજ, હીંગ, ગાયનું હાડકું, અને મરી, આ સર્વ સમ ભાગે લેઇ, બકરાના મૂત્રમાં વાટી તેનો ધૂપ કરવાથી સર્વ પ્રકારના જ્વરો અવશ્ય મટે છે. વળી ગ્રહ, ડાકણ, પિશાચ, અને પ્રેતના વિકારો પણ એથી જરૂર મટી જાય છે.

## દેવ પૂજન તથા સ્તુતિ.

પવિત્ર થઇને પાર્વતી સહિત, નંદી આદિ ગણો તથા માતૃગણો સહિત શંકરનું પૂજન કરવાથી વિષમ જ્વર નાશ પામે છે. સ્થાવર જંગમના પતિ, સર્વ વ્યાપક, અને સહસ્રશીર્ષા વગેરે વેદમાં મંત્રોમાં વર્ણવેલા વિષ્ણુની મહાભારતના આનુશાસનિક પર્વમાં કહેલા વિષ્ણુ સહસ્રનામ નામના સ્તોત્રથી સ્તુતિ કરવાથી સર્વ જ્વરો નાશ પામે છે. જ્વર પ-

ણુ દેવરૂપ છે. એટલા માટે તેનું પણ-પૂજન કરવું. વિદેહે કહ્યું છે કે "ઋષિઓથી સેવાયલાં તીર્થ રૂપ જળો, દેવોના નિવાસ રૂપ જગંનાથ ક્ષેત્ર, શ્રી શૈલ વગેરે ક્ષેત્રો, દેવો, અગ્નિ, ગુરૂઓ, અને વૃદ્ધોનો આશ્રય લેવાથી, તથા તેમનાં પૂજનો શ્રદ્ધા પૂર્વક કરવાથી પણ જ્વર શાંત થાય છે.

વિષમજ્વરનો અધિકાર સંપૂર્ણ.

## ( ધાતુ ગતજ્વરનો અધિકાર. )

### રસ ગત જ્વરનાં લક્ષણો.

**गुरुता हृदयोत्क्लेशः सदनं छर्द्यरोचकौ।**
**रसस्थे तु ज्वरे लिङ्गं दैन्यं चास्योपजायते ॥**

गुरुता गात्राणां हृदयस्थस्य दोषस्योपचितत्वाद्वमनमिव दैन्यं क्लीबचित्तता ॥ रसस्थे रसधातुगते ज्वरे यद्यपि रसैकधातुं प्राप्य सन्ततश्चायं तथाप्यनुक्रमाद्धातुगतकथनार्थएवात्र निर्देशः ॥

રસમાં જ્વર હોય તો ભારેપણું, હૃદયમાં દોષની વૃદ્ધિ, મોળ, ગ્લાનિ, વમન, અરૂચિ, અને મનની નબળાઈ થાય છે.

### રસગતજ્વરની ચિકિત્સા.

**रसस्थे तु ज्वरे तस्मिन् कुर्याद्वमनलङ्घने ॥**

રસમાં રહેલા જ્વરમાં વમન અને લંઘન કરવાં.

### રક્તગતજ્વરનાં લક્ષણ.

**रक्तनिष्ठीवनं दाहो मोहश्छर्दनविभ्रमौ । प्रलापः पिडिका तृष्णा रक्तप्राप्ते ज्वरे नृणाम् ॥** मोहो व्यग्रचित्तताः ॥

લોહીના બળખા, દાહ, બેભાની, વમન, વિભ્રમ, બકવા, તૃષા, અને ફોલ્લીઓ રક્તગતજ્વરમાં થાય છે.

### રક્તગતજ્વરની ચિકિત્સા.

**सेकः संशमनो लेपो रक्तमोक्षोऽप्यसृग्गते॥**

રક્તગતજ્વરમાં સેચન, સંશમન, લેપ, તથા લોહી કઢાવવાની ક્રિયાઓ કરવી.

### માંસગતજ્વરનાં લક્ષણ.

**पिण्डकोद्वेष्टनं तृष्णा सृष्टमूत्रपुरीषता । उष्णान्तर्दाहविक्षेपौ ग्लानिः स्यान्मांसगे ज्वरे ॥**

उष्णान्तर्मोहविक्षेपाविति पठन्ति तत्र उष्णा अन्तः विक्षेपः हस्तपादादिचालनम् ॥

પીંડીઓમાં ગોટલી ચઢવી, વિષ્ટામૂત્ર બહુ થવાં, તૃષા, અંતર્દાહ, દાહ, હાથ પગ પછાડવા, અને ગ્લાનિ, એ માંસગતજ્વરમાં થાય છે.

### માંસગતજ્વરની ચિકિત્સા.

**तीक्ष्णं विरेकश्च तथा कुर्यात् मांसगते ज्वरे ॥**

માંસગતજ્વરમાં તીક્ષ્ણ વિરેચન દેવું.

### મેદોગતજ્વરનું લક્ષણ.

**भृशं स्वेदस्तृषा मूर्च्छा प्रलापश्छर्दिरेव च ॥ दौर्गन्ध्यारोचकौ ग्लानिर्मेदस्थे चासहिष्णुता ।**

भृशं स्वेदः मेदोमूलत्वात् ।

મેદોગતજ્વરમાં બહુ પરસેવો, મૂર્છા, બકવા, ઉલટી, દુર્ગંધ, અરૂચિ, ગ્લાનિ, અને અસહનતા થાય છે.

## મેદોગતજ્વરની ચિકિત્સા.

**मेदस्थे मेदसो नाशं ॥**

મેદોગતજ્વરમાં મેદનો નાશ કરવો.

## અસ્થિગતજ્વરનાં લક્ષણ.

**मेदोस्थ्नां कूजनं श्वासो विरेकच्छर्दिरेव च । विक्षेपणञ्च गात्राणां विद्यादस्थिगते ज्वरे ॥**

અસ્થિગતજ્વર હોય તો હાડકાં ત્રૂટે, પેટમાં ગુડગુડાટ થાય, શ્વાસ અને ઝાડો તથા વમન થાય છે, અને ગાત્રો પછડાય છે.

## અસ્થિગત જ્વરની ચિકિત્સા.

**अस्थिस्थे तु ज्वरे कुर्याद्वातनाशनकं विधिम् । बस्तिकर्म प्रयोक्तव्यमभ्यङ्गोन्मर्दनं तथा ॥**

અસ્થિગત જ્વરમાં વાયુના નાશનો વિધિ કરવો. બસ્તિ કર્મ, અભ્યંગ, તથા મર્દન કરવાં.

## મજ્જાગત જ્વરનાં લક્ષણ.

**तमःप्रवेशनं हिक्का कासः शैत्यं वमिस्तथा । अन्तर्दाहो महाश्वासो मर्मच्छेदश्च मज्जगे ॥**

असाध्यत्वान्नात्र चिकित्सा ।

મજ્જાગત જ્વરમાં અંધારાં આવવાં, હેડકી, ઉધરસ, ટાઢ, ઉલટી, અંત દાહ, મહાશ્વાસ, અને મર્મચ્છેદન થાય છે. ( મજ્જાગત જ્વરની ચિકિત્સા, તે અસાધ્ય હોવાથી છે જ નહિ )

## વીર્યગત જ્વરનાં લક્ષણો.

**मरणं प्राप्नुयात्तत्र शुक्रस्थानगते ज्वरे । शेफसः स्तब्धता मोक्षः शुक्रस्य तु विशेषतः ॥**

ननु शुक्रगते मरणमित्युक्तं तच्च शुक्रं सर्वदेहगम् । नैवं स्वाश्रयस्थशुक्रगे मरणम् ॥

વીર્યગત જ્વરમાં તો મરણ જ થાય છે. લિંગ નિર્બળ થઇ વીર્ય બહુ નીકળ્યા કરે છે. ( જે મુખ્ય સ્થાનમાં વીર્ય રહે છે, તેમાં જો જ્વર પ્રવેશ કરે તો મરણ થાયછે. )

## ( જીર્ણજ્વરનો અધિકાર. )

## સામાન્ય લક્ષણ.

**यो द्वादशेभ्यो दिवसेभ्य ऊर्द्धं दोषत्रयेभ्यो द्विगुणेभ्य ऊर्द्धम् । नृणां तनौ तिष्ठति मन्दवेगो भिषग्भिरुक्तो ज्वर एष जीर्णः ॥**

બાર દિવસથી ઊપર અને ત્રણે દોષોના બમણા અવધિથી પણ ઊપર ચાલે છે અને શરીરમાં મંદ વેગે રહેછે, તેને વૈદ્યો જીર્ણજ્વર કહે છે.

## વાત બલાસકનું લક્ષણ.

**नित्यं मन्दज्वरो रूक्षः शूनः कृच्छ्रेण सिध्यति । स्तब्धाङ्गः श्लेष्मभूयिष्ठो नरो वातबलासकी ॥**

वातबलासकी नर ईदृग्भवेत् । शूनः शोथी । श्लेष्मभूयिष्ठो बहुश्लेष्मकः ॥

વાત બલાસક જીર્ણ જ્વર થાય તો વેગમંદ, રૂક્ષતા, સોજા, અંગોમાં જડતા, અને કફ વધારે હોય છે. એ જ્વર કષ્ટ સાધ્ય છે.

## સામાન્ય ચિકિત્સા.

**जीर्णज्वरी नरः कुर्यान्नोपवासं कदाचन । लङ्घनात् स भवेत् क्षीणो ज्वरस्तु स्याद्ब-**

ली यतः ॥ पुराणेऽपि ज्वरे दोषा यत्र पथ्यैः पुनस्तथा । लङ्घयेत्तत्र तत्पश्चात् पूर्वामेवाचरेत् क्रियाम् ॥ तथा पूर्ववत् ॥

निदिग्धिकानागरकामृतानां क्वाथं पिबेन्मिश्रितपिप्पलीकम् । जीर्णज्वरारोचककासशूलश्वासाग्निमान्द्यार्दितपीनसेषु । हन्त्यूर्ध्वजामयं प्रायः सायं तेनोपयुज्यते ॥

इति त्रिकण्टकक्वाथः ॥

पिप्पली मधुसंयुक्तः क्वाथश्छिन्नोद्भवोद्भवः । जीर्णज्वरकफध्वंसी पञ्चमूलकृतोऽथवा ॥ अमृतायाः कषायन्तु शीतलीकृतमीरितम् । मधुपादयुतं पीतं जीर्णज्वरहरं परम् ॥ पिप्पलीमधुसंमिश्रं गुडूचीस्वरसं पिबेत् । जीर्णज्वरकफप्लीहकासारोचकनाशनम् ॥ जीर्णज्वरेऽग्निमान्द्ये च शस्यते गुडपिप्पली । कासाजीर्णारुचिश्वासहृत्पाण्डुकृमिरोगनुत् ॥ द्विगुणः पिप्पलीचूर्णाद्गुडोऽत्र भिषजां मतः । पिप्पली मधुसंयुक्ता मेदःकफविनाशिनी ॥ श्वासकासज्वरहरी पाण्डुप्लीहोदरापहा ॥ आमलं चित्रकं पथ्या पिप्पली सैन्धवं तथा । चूर्णितोऽयङ्गुणो ज्ञेयः सर्वज्वरहरः परः ॥ भेदी रुचिकरः श्लेष्महन्ता दीपनपाचनः ॥

इति आमलक्यादि चूर्णम् ॥

द्राक्षामृता सटी शृङ्गी मुस्तकं रक्तचन्दनम् । नागरं कटुका पाठा भूनिम्बः सदुरालभः ॥ उशीरं धान्यकं पद्मं बालकं कण्टकारिका। पुष्करं पिचुमन्दश्च दशाष्टाङ्गमिदं स्मृतम् ॥ जीर्णज्वरारुचिश्वासकासश्वयथुनाशनम् ॥

द्राक्षादिरष्टादशाङ्गः क्वाथः ॥

त्रिवृद्ध्या पञ्चवृद्ध्या वा सप्तवृद्ध्याथवापि वा । गव्यक्षीरेण संपिष्टां पिबेद्दश दिनानि हि ॥ तथैवापनयेदेता एवं विंशति वासरान् । पिबतां ज्वरशान्तिः स्यात् पाण्डुरोगश्च शाम्यति ॥ कासश्वासोऽग्निमान्द्यश्च कफाधिक्यश्च नश्यति ॥

त्र्यादिवृद्धिर्यथा कफवृद्धिर्दुग्धवृद्धिर्यथाग्निवृद्धिः॥

इति वर्द्धमानपिप्पली ॥

वातश्लेष्मज्वरोक्ता स्यात् क्रिया वातबलासके । जीर्णज्वरे कफे क्षीणे दाहे तृष्णासमन्विते ॥ पयः पीयूषसदृशं तन्नवे तु विषोपमम् । चन्दनाद्यं हितं तैलं शोषाधिकारकीर्त्तितम् ॥ तथा नारायणं तैलं जीर्णज्वरहरं परम् ।

इति जीर्णज्वराधिकारः ॥

જીર્ણ જ્વર વાળાએ કોઇ વાર પણ ઉપવાસ કરવો નહિ, કેમકે લંઘનથી દેહ ક્ષીણ થાય છે તેથી જ્વર બળવાન્ થાય છે; તો પણ અપથ્ય થયાથી દોષો પૂર્વના જેવા જ પાછા બેહેકયા હોય,તો લંઘન કરાવીને પછી જ ક્રિયા કરવી.

(૧) ભોંરીગણી, સૂંઠ, અને ગળોનો ક્વાથ કરી તેમાં પીપરનું ચૂર્ણ નાંખી પીવાથી જીર્ણજ્વર, અરૂચિ, ઉધરસ, શ્વાસ, અગ્નિની મંદતા, અર્દિત, અને શ્લેષ્મ મટી જાય છે. ઘણું કરીને આ ક્વાથ ડોકના કાંઠલાથી ઉપરના ભાગના રોગોને મટાડે છે, તેથી તેનો ઉપયોગ સાયંકાળે કરવો. આ ક્વાથ ત્રિકંટક કહેવાય છે.

(૨) ગળો અથવા પંચમૂળનો ક્વાથ પીપરનું ચૂર્ણ તથા મધ નાંખીને પીવાથી જીર્ણજ્વર મટી જાય છે, એમ વિદ્વાનોએ કહેલું છે. કફને માટે પણ તે ઠીક છે.

(૩) ગળોના શીતળ કરેલા ક્વાથમાં ચોથે ભાગે મધ નાંખીને પીવાથી જીર્ણજ્વર સારી પેઠે મટી જાય છે, એમ વિદ્વાનો કહે છે.

(૪) ગળોના સ્વરસમાં પીપર અને મધ નાંખીને પીવાથી જીર્ણજ્વર, કફ, બરલનો રોગ, ઉધરસ, અને અરૂચિ મટી જાય છે.

(૫) ગોળ અને પીપરનું ચૂર્ણ ખાવાથી ઉધરસ, અજીર્ણ, અરૂચિ, શ્વાસ, કૃમિ, અને પાંડુરોગ મટી જાય છે. આ દવા જીર્ણજ્વર તથા અગ્નિમાંદ્ય ઉપર વખણાયલી છે. આ ઉપાય ગુડ પિપ્પલી કહેવાય છે તેમાં પીપરના ચૂર્ણથી ગોળ બમણો લેવો, એમ વૈદ્યો કહે છે.

(૬) પીપરનું ચૂર્ણ મધમાં ચાટવાથી મેદ, કફ, શ્વાસ, ઉધરસ, જ્વર, પાંડુરોગ, બરળ તથા ઉદરરોગો મટી જાયછે.

## આમલકયાદિ ચૂર્ણ.

(૭) આમળાં, ચિત્રક, હરડે, પીપર, અને સૈંધવનું ચૂર્ણ ખાવાથી સર્વ જાતના જ્વરો મટે છે, દસ્ત લાગે છે, રૂચિ થાય છે, કફ મટે છે, અગ્નિ દીપન થાય છે, અને પાચન થાય છે. આ ચૂર્ણ આમલકયાદિ કહેવાય છે.

## દ્રાક્ષાદિ અષ્ટાદશાંગ ક્વાથ.

(૮) દ્રાક્ષ, ગળો, કચૂરો, કાકડાશીંગી, મોથ, રતાંજળી, સૂંઠ, કડુ, કાળીપાડ, કરિયાતું, ધમાસો, વાળો, ધાણા, કમળ, કાળો વાળો, ભોંરીંગણી, એરડાનું મૂળ, અને લીમડો, એ અઢાર ચીજોનો ક્વાથ જીર્ણ જ્વર, અરૂચિ, શ્વાસ, ઉધરસ, અને સોજાનો નાશ કરે છે.

## વર્દ્ધમાન પિપ્પલી યોગ.

(૯) નિત્ય ત્રણ ત્રણ પાંચ પાંચ, કે સાત સાત વધારીને લીંડી પીપર ગાયના દૂધમાં વાટીને દસ દિવસ સૂધી પીવામાં આવે તો, તથા એજ રીતે બીજા દસ દિવસ સૂધી ઊતરતા જઇને પીવામાં આવે તો જ્વર તથા પાંડુ રોગની શાંતિ થાય છે, અને ઉધરસ, શ્વાસ, અગ્નિમાંદ્ય, કફ, એ મટી જાય છે. કફનો તથા અગ્નિનો વધારો તપાસીને ત્રણ ત્રણ વગેરે પીપરનો વધારો કરવો, અને પીપર વધારવી તેમ તેમ દૂધ પણ વધારતાં જવું.

(૧૦) વાત બલાસક જીર્ણજ્વરની ચિકિત્સા કફ જ્વર પ્રમાણે કરવી.

(૧૧) જીર્ણજ્વર, કફનો ક્ષય, તૃષા, અને દાહ ઉપર દૂધ અમૃત સમાન છે, પણ નવા જ્વર ઉપર દૂધ વિષ સમાન છે.

(૧૨) શોષના અધિકારમાં જે ચંદનાદ્ય તેલ કહેવામાં આવશે, તથા નારાયણ તેલ કહેવામાં આવશે, તે પણ જીર્ણ જ્વરના ઉત્તમ ઉપાયો છે.

## ખરાબ પાણીથી થયેલા જ્વરની ચિકિત્સા—હરીતકયાદિ ચૂર્ણ.

**हरीतकी निम्बपत्रं नागरं सैन्धवोऽनलः । एषां चूर्णं सदा खादेत् दुर्जलज्वरशान्तये ॥**

इति हरीतक्यादि चूर्णम् ।

(૧) હરડે, લીમડાનાં પાન, સૂંઠ, સેંધવ, અને ચિત્રકનું ચૂર્ણ નિત્ય ખાવાથી ખરાબ પાણીનો જ્વર શાંત થાય છે.

## શુંઠી ક્વાથ.

**अरुचिमनलमांद्यं पीनसश्वासकाशानुदरमुदकदोषानाशु हन्यादशेषान् । जनयति तनुकान्तिं चित्तनेत्रप्रसादं पलपरिमितशुण्ठीक्षौद्रसिद्धः कषायः ॥**

इति शुण्ठीक्वाथः ।

(૨) અરૂચિ, મંદાગ્નિ, પીનસ, શ્વાસ, ઉધરસ, ઉદરરોગો, જળના દોષો, એ સર્વે ચાર તોલા સૂંઠનો ક્વાથ મધ નાંખીને પીવાથી છેક નાશ પામે છે. અને શરીર કાંતિમાન્ તથા ચિત્ત અને નેત્ર સારાં થાય છે.

## દુર્જલજેતા રસ.

**विषं भागद्वयं दग्धं कपर्दं पञ्चभागकम् । मरिचं नवभागं च चूर्णं वस्त्रेण शोधयेत् ॥ आर्द्रकस्य रसेनास्य कुर्यान्मुद्गनिभां वटीम् । वारिणा वटिकायुग्मं प्रातः सायञ्च भक्षयेत् ॥ अयं रसो ज्वरे योज्यः सामे दुर्ज्जलजेऽपि च । अजीर्णाध्मानविष्टम्भशूलेषु श्वासकासयोः ॥**

इति दुर्ज्जलजेता रसः ॥

વછનાગ બે ભાગ, બાળેલી કોડી પાંચ ભાગ, અને મરી નવ ભાગ, એનું ચૂર્ણ વસ્ત્રથી ગાળીને આદાના રસમાં મગ જેવડી ગોળી કરી પ્રાતઃકાળે બે બે ગોળી પાણીમાં ખાવાથી આમજ્વર તથા દુર્જલ જ્વર, અજીર્ણ, આફરો, વિષ્ટંભ, શૂળ, શ્વાસ, અને ઉધરસ મટી જાય છે.

## પટોલાદિ ક્વાથ.

**पटोलमुस्तामृतवल्लिवासकं स नागरं धान्यकिराततिक्तकम् । कषायमेषां मधुना पिबेन्नरो निवारयेद्दुर्ज्जलदोषमुल्बणम् ॥**

इति पटोलादिक्वाथः ॥

(૪). પરવળ, મોથ, ગળો, અરડૂસી, સૂંઠ, ધાણા, કરિયાતુ, આ ક્વાથ મધ નાંખીને પીનારને ખરાબ પાણીની અસર મટી જાય છે.

## કિરાતાદિ ચૂર્ણ.

**किराततिक्तात्रिवृदम्बुपिप्पलीविडङ्गविश्वाकटुरोहिणीरजः । निहन्तिलीढं मधुनातिसत्वरं सुदुस्तरं दुर्जलदोषजं ज्वरम् ॥**

इति किरातादिचूर्णम् ॥

(૫) કરિયાતુ, નસોતર, વાળો, પીપર, વાવડીંગ, સૂંઠ, કડુ, એ ચૂર્ણ મધમાં ચાટવાથી એકદમ અતિ દુસ્તર દુર્જળજ્વર હણાઇ જાય છે.

## શુંઠયાદિ કલ્ક.

**भोजनाग्रे नरैर्नित्यं शुण्ठीजाज्यभयोत्थितः । कल्कस्तु सेवितो हन्यान्नानादेशोद्भवं जलम् ॥**

માણસ નિત્ય ભોજનના આરંભમાં સૂંઠ, જીરૂં, અને હરડેનો કલ્ક ખાવાથી નાના પ્રકારના દેશોનાં પાણી લાગતાં નથી.

## આર્દ્રકાદિ કલ્ક.

**सहार्द्रकयवक्षारौ पीत्वा कोष्णेन वारिणा। नानादेशसमुद्भूतं वारिदोषमपोहति॥**

(૭) આદુ અને જવખાર ઊના પાણીમાં પીવાથી ઘણા દેશોનાં પાણી લાગતાં નથી.

### સાધ્ય જ્વરનું લક્ષણ.

बलवत्स्वल्पदोषेषु ज्वरः साध्योऽनुपद्रवः ।

બળવાન્ માણસને અલ્પદોષ વાળો અને ઉપદ્રવો વગરનો જ્વર થાય તે સાધ્ય જાણવો.

### જ્વરના ઉપદ્રવો.

श्वासो मूर्च्छारुचिच्छर्दिस्तृष्णातीसारविड्ग्रहाः । हिक्काकासाङ्गदाहाश्च ज्वरस्योपद्रवा दश ॥

શ્વાસ, મૂર્છા, અરૂચિ, ઉલટી, તૃષા, અતિસાર, મળબંધ, હેડકી, ઉધરસ, અને અંગમાંદાહ, એ દશ ઉપદ્રવો જ્વરના છે.

### ઉપદ્રવોની ચિકિત્સા.

सञ्जातोपद्रवो व्याधिस्त्याज्यो नस्याचिकित्सकैः । व्याधौ शान्ते प्रणश्यन्ति सद्यः सर्वेऽप्युपद्रवाः ॥ अतो व्याधिं जयेद्यत्नात्पूर्वं पश्चादुपद्रवान् । भिषग् यः कुशलः सोऽत्र जयेत्पूर्वमुपद्रवम् ॥ तेष्वपि प्रचुरेषु प्राङ् नाशयेदाशु कारिणम् । मूलव्याधिं जयेत्पूर्वं यत्र यो वा भवेद् बली ॥ अविरोधेन कार्या तदुभयोरपि च क्रिया ॥

ઉપદ્રવો સહિત થયેલા રોગને પણ વૈદ્યે છોડી દેવો નહિ. રોગ મટે છે તો ઉપદ્રવો પણ મટે છે. માટે યત્નથી પ્રથમ રોગને અને પછી ઉપદ્રવોને જીતવા. પ્રવીણ વૈદ્ય તો વળી રોગ કરતાં ઉપદ્રવને પ્રથમ જીતે છે. ઉપદ્રવો ઘણા હોય તો તેમાંથી જે વધારે ઝડપવાળો હોય તેને પહેલો જીતવો. પ્રથમ મૂળ રોગને અથવા જે વધારે બળવાન્ હોય તેને જીતવો, અથવા તો વિરોધ ન આવે તેવી રીતે એકજ વખતે બંનેને જીતવા.

### જ્વરમાં શ્વાસની ચિકિત્સા.

### દશાંગ પ્રયોગ.

सिंही व्याघ्री ताम्रमूली पटोली शृङ्गी पद्मा पुष्करं रोहिणी च । शार्ङ्गं शठ्याः शैलमल्याश्च बीजं श्वासं हन्यात् सन्निपातं दशाङ्गः ॥

सिंही वडीकटैया । व्याघ्री लघुकण्टकारी ॥ ताम्रमूली दुरालभा । रोहिणी कटुकी ॥ शैलमल्ली कोरैआ । दशाङ्गप्रयोगः ॥

भार्गी निम्बघना भया मृतलता भूनिम्बवासा विषा । त्रायन्ती कटुका वचा त्रिकटुकस्योनाकशक्रद्रुमैः ॥ रास्नायासपटोलपाटलशटी दार्वी विशाला त्रिवृत् ब्राह्मी पुष्करसिंहिकाद्वयानिशाग्रन्थ्यक्षदेवद्रुमैः ॥ क्वाथोऽयं खलु सन्निपातनिवहान् द्वात्रिंशतां पानतो दुर्द्धर्षान्निजतेजसा विजयते सर्पान् गुरुत्मानिव ॥ किञ्च श्वासबलासकाशगुदरुग्हृद्रोगहिक्कामरुन्मन्यास्तम्भगलामयार्दितमलाविष्टम्भप्रध्मानपि ॥

विषा अतीसशक्रद्रुमः बकुल इति लोके । देवद्रुमः देवदारुः । इति द्वात्रिंशक्वाथः ॥

मधुना कृष्णाकट्फलकर्कटशृङ्गीभवं चूर्णम् । श्वासामये महोग्रे लीढ्वा लोकः सुखी भवति ॥ वन्योपलाग्नितापितबालस्या-

ब्रेण पञ्जरे दाहः । अपहरति श्वासामयम-संशयं भाषितं मुनिभिः ।

ઉભી તથા બેઠી ભોંરીંગણીઓ, ધમાસો, કડવી ધીસોડી, કાકડાશીંગી, ભારંગીનાં મૂળ, એરડાનાં મૂળ, કડુ, કચૂરાનાં પાન, ઇંદ્રજંવ, આ દશાંગ પ્રયોગ શ્વાસને મટાડે છે.

## દ્વાત્રિંશ ક્વાથ.

( ૨ ) ત્રાયમાણ, કડુ, વજ, ભારંગી, લીમડો, મોથ, હરડે, ગળો, કરિયાતુ, અરડૂસી, અતિવિષ, ત્રિકટુ, અરલુ, ઇંદ્રજવ, રાસ્ના, જવાસો, કડવાંપરવળ, કાકચિયા, કચૂરો, દારૂહળદર, ઇંદ્રવારૂણી, નસોતર, બ્રાહ્મી, એરડાનું મૂળ, ઊભી તથા બેઠી ભોંરીંગણીઓ, હળદર, આમળી, બેહેડાં, અને દેવદાર, આ બત્રીસ ચીજોનો ક્વાથ, ગરૂડ સ્વપરાક્રમથી જેમ સર્પોને જીતે છે તેમ સ્વપ્રભાવથી મહા દારૂણ સંનિપાતો, શ્વાસ, કફ, ઉધરસ, ગુદરોગ, છાતીના રોગ, હેડકી, વાયુ, ઓડનું ઝલાઈ જવું, ગળાના રોગ, ફટકિયો વાયુ, મળબંધ, અને બદનો નાશ કરે છે.

( ૩ ) પીપર, કાયફળ, અને કાકડાશીંગીનું ચૂર્ણ મધમાં ચાટવાથી મહા ઉગ્ર શ્વાસ રોગ મટે છે.

( ૪ ) અડાયાના અગ્નિથી તપાવેલ દાતરડાની અણીથી હાડપિંજરમાં ડામ દેવાથી શ્વાસ રોગ અવશ્ય મટે છે, એમ મુનિઓએ કહેલું છે.

## જ્વરમાં મૂર્છાની ચિકિત્સા.

आर्द्रकस्य रसैर्नस्यं मूर्छायामाचरेन्नरः । अञ्जनञ्च प्रयुञ्जीत मधुसिन्धुशिलोषणैः ॥ शीताम्भसाक्षिसेकः सुरभिर्धूपः सुगन्धि पुष्पञ्च । मृदुतालवृन्तवातः कोमलकदलीदलस्पर्शः ॥

મૂર્છા માટે આદાનો રસ સૂંઘવો; મધ, સૈંધવ, મણશીળ, અને મરી આંજવાં; શીતળ પાણી આંખોમાં છાંટવું; સુગંધી ધૂપ તથા પુષ્પો સૂંઘવાં, તાડના પંખાનો વાયુ નાંખવો, અને કેળનાં પાન શરીરે અડાડવાં.

## જ્વરમાં અરૂચિની ચિકિત્સા.

अरुचौ तु शृङ्गवेरजरसकैः सोष्णैःससिन्धुजैः कवलः । सिन्धूत्थमातुलुङ्गीफलकेशरधारणं वक्त्रे ॥

અરૂચિ માટે આદાના રસને ગરમ કરીને તેમાં સૈંધવ નાંખીને મુખમાં રાખવો. અને બીજોરાંના ફળના તંતુઓ તથા સૈંધવ મુખમાં રાખવા.

## વમનની ચિકિત્સા.

क्वाथो गुडूच्याः समधुः सुशीतः पीतः प्रशान्तिं वमनस्य कुर्यात् । विड्मक्षिकाणां मधुनाऽवलीढा सचन्दना शर्करयान्विता वा ॥

ગળોનો શીતળ ક્વાથ મધ નાંખીને પીવાથી ઉલટી મટે છે. માખીની હગાર મધ, ચંદન, અથવા સાકર સાથે ચાટવાથી પણ ઉલટી મટે છે.

## તરશની ચિકિત્સા.

दन्कशठबीजपूरकदाडिमबदरैः सचुक्रकैर्वदने । लेपो जयति पिपासामथ रजतगुटी मुखान्तःस्था ॥ शीतं पयः क्षौद्रयुतं निपीतमाकण्ठमाश्वेव तदुद्वमेच्च । तर्षं प्र-

हांतं शमयेद्धि वक्त्रे धृत्वाथ वा क्षौद्रवटाम्रलाजान् ॥

( १ ) લીંબુ, બીજોરૂં, દાડમ, બોર, અને ચૂકોનો મુખમાં લેપ કરવાથી તૃષા મટી જાય છે.

( ૨ ) મુખમાં રૂપાની ગોળી રાખવાથી તૃષા મટે છે.

( ૩ ) મધ સહિત ટાઢું દૂધ ગળા સૂધી લેઇને ઓકી કાઢવાથી તૃષા મટે છે.

( ૪ ) મધ, વડનાં અગ્રો, અને શાળની ધાણી મુખમાં રાખવાથી તૃષા મટે છે.

## જ્વરમાં અતિસારની ચિકિત્સા.

लङ्घनमेकं मुक्त्वा नान्यच्चास्तीह भेषजं बलिनः । समुदीर्णदोषनिचयं शमयति तत्पाचयेदपि च ॥ वत्सादनी वत्सकवारिवाहविश्वम्भरा निम्बविषासविश्वा । ज्वरेऽतिसारं त्वरितं जयन्ति विश्वामृतावत्सकवारिवाहाः ॥ विश्वम्भरा भूनिम्बः ॥

पाठामृतापर्पटमुस्तविश्वाकिराततिक्तेन्द्रयवान् विपाच्य । पिबन् हरत्येव हठेन सर्वान् ज्वरातिसारानपि दुर्निवारान् ॥

બળવાન્ અતિસારનું ઔષધ કેવળ લંઘન વિના બીજું નથી, લંઘનથી વધી ગયેલા દોષોનું શમન થાય છે.

(૧) ગળો, ઇંદ્રજવ, મોથ, કરિયાતું, લીમડો, અતિવિષ, સૂંઠ, એથી અતિસાર મટે છે.

( ૨ ) ગળો, ઇંદ્રજવ, મોથ, સૂંઠ, એથી પણ અતિસાર મટે છે.

( ૩ ) કાળીપાડ, ગળો, ખડસલિયો, મોથ, સૂંઠ, કરિયાતું, અને ઇંદ્રજવનો કવાથ અનિવાર્ય અતિસારને પણ બળથી હણી નાંખે છે.

## જ્વરમાં મલબંધની ચિકિત્સા.

विड्ग्रहे वातचित् कर्म कुर्यादत्रानुलोमनम् ॥ मलं प्रवर्तयेदाशु तीक्ष्णाभिः फलवर्तिभिः ॥ पथ्यारग्वधतिक्ता त्रिवृद्दामलकैः शृतं तोयम् । जीर्णज्वरे विबन्धे दद्याद्येन विड्ग्रहः शाम्येत् ॥

જ્વરમાં દસ્ત ન થાય તો વાયુનું અનુલોમન કરનારી ક્રિયાઓ કરવી, ગુદામાં તીક્ષ્ણ ઔષધોની વાટો ખોસીને દસ્ત લાવવો. જીર્ણજ્વરમાં મલબંધ થાય તો હરડે, ગરમાળો, કડુ, નસોતર, અને આમળાંનો કવાથ આપવો, એટલે તેથી તરતજ મળ બંધ છૂટશે.

## હેડકીની ચિકિત્સા.

नीरेण सिन्धूत्थरजोऽतिसूक्ष्मं नस्येन नूनं विनिहन्ति हिक्काम् । शुण्ठी हठाद् वा सितया समेता धूपोऽथवा हिङ्गुसमुद्भवश्च ॥

( ૧ ) સૈંધવના બહુ ઝીણા ચૂર્ણનું પાણી સાથે નસ્ય લેવાથી હેડકી મટે છે.

( ૨ ) સાકર અને સૂંઠના નસ્યથી પણ બળથી હેડકી મટી જાય છે.

(૩) હિંગના ધૂપથી પણ હેડકી મટી જાય છે.

## જ્વરમાં ઉધરસની ચિકિત્સા.

काले कणा कणामूलं कलिङ्गफलं रजः ॥ सविश्वभेषजं लिह्यात् मधुना वा वृषाद्रसम् ॥ रजः पर्पटकम् ॥

पुष्करमूलकटुत्रिकशृङ्गीकट्फलयासककारविकाभिः । मधुलुलिताभिरयं खलु लेहः कासरिपुःकफरोगहरश्च ॥

(૧) જ્વરમાં ઉધરસ માટે પીપર, પીપરી મૂળ, ઇંદ્રિજવનું ફળ, ખડસલિયો, અને સૂંઠનું ચૂર્ણ મધમાં ચાટવું.

(૨) અરડૂસીનો સ્વરસ પીવાથી ઉધરસ મટે છે.

(૩) એરંડાનું મૂળ, ત્રિકટુ, કાકડાશીંગી, કાયફળ, રાતો ધમાસો, અને કલોંજી જીરૂં, એનું ચૂર્ણ મધમાં ચાટવાથી ઉધરસ તથા કફ રોગો મટે છે.

## જ્વરમાં દાહની ચિકિત્સા.

**दाहाधिकारे लिखितं दाहे कुर्याच्चिकित्सितम् । परं ज्वरे विरुद्धं यत्तोचितं तच्चिकित्सितम् ॥**

દાહના અધિકારમાં કહેલી સર્વ ચિકિત્સા કરવી, પણ તેમાંની જે જ્વરને વિરૂદ્ધ હોય તે કરવી નહી.

## સુખસાધ્ય જ્વરનું લક્ષણ.

**सन्तापोऽभ्यधिको बाह्ये तृष्णादीनां च मार्दवम् । बहिर्वेगस्य लिङ्गानि सुखसाध्यत्वमेव च ॥**

तृष्णादीत्यादिशब्देनान्तर्दाहसन्ध्यस्थिव्यथाश्वासा गृह्यन्ते तेषां मार्दवमल्पता । बहिर्वेगस्य ज्वरस्य ॥

**वर्षाशरद्वसन्तेषु वाताद्यैः प्राकृतः क्रमात् । प्राकृतः सुखसाध्यस्तु ज्वरः सुरभिसम्भवः ॥** सुरभिर्वसन्तः ॥

બહારથી તાપ બહુ લાગે, પણ અંદર દાહ, સાંધા તથા હાડકાંનો દુખાવો, અને શ્વાસ અલ્પ હોય, એ બહારનાં વેગવાળા જ્વરનાં લક્ષણો છે, તે ઉપરથી એવા જ્વરને સુખસાધ્ય જાણવો.

વર્ષાઋતુમાં વાયુથી, શરદમાં પિત્તથી, અને વસંતમાં કફથી જ્વર આવ્યો હોય, તે પ્રાકૃત જ્વર કહેવાય છે, તેમાં વસંતનો જ્વર સુખસાધ્ય છે.

## કષ્ટસાધ્ય જ્વરનું લક્ષણ.

**वैकृतोऽन्यः स दुःसाध्यः प्राकृतश्चानिलोद्भवः । अंतर्दाहोधिका तृष्णा प्रलापः श्वसनं भ्रमः ॥ संध्यस्थिशूलमस्वेदास्तथा वर्चोविनिग्रहः ॥ अंतर्वेगस्य लिङ्गानि कष्टसाध्यत्वमेव च ॥**

वर्चो विनिग्रह पुरीषाप्रवृत्तिः ॥ अन्यः प्राकृताद्न्यो वैकृतः ॥

પ્રાકૃત સિવાયનો બીજો વૈકૃત જ્વર છે તે કષ્ટસાધ્ય છે. વાયુથી થયેલો પ્રાકૃત જ્વર પણ અંતર્દાહ, અધિક તૃષા, બકવા, શ્વાસ, ભ્રમ, સાંધા તથા હાડકાંમાં શુળ, પરસેવો નહીં નીકળવો, મળબંધ, એટલાં અંદરનાં વેગનાં ચિન્હો, તે જ્વર પણ કષ્ટસાધ્ય છે.

## ઋતુઓના દોષો.

**वर्षासु मारुतो दुष्टः पित्तश्लेष्मान्वितो ज्वरम् । कुर्यात् पित्तश्च शरदि तस्य चानुबलः कफः ॥ कफो वसन्ते तमपि वातपित्तं भवेदनु । तत्प्रकृत्या विसर्गाच्च तत्र नानशनाद्भयम् ॥**

तत्प्रकृत्या तस्य पित्तस्य प्रकृत्या स्वभावेन । यत उक्तम् । ‘कफपित्ते द्रवे धातू सहेते लङ्घनं बहु ।’ इति विसर्गाच्च शरदो विसर्गकालत्वाच्च । यत उक्तम् । वर्षाशरद्धेमन्ता विसर्गकालास्तत्रोपचितबलाः । प्राणिनो भवन्ति सोमस्य बलवत्त्वा-

दिति ॥ तत्र शरदि पित्तज्वरे अनशनाद्भयं न। वसन्ते कफज्वरेऽपि कफप्रकृत्या लङ्घनाद्भयं न भवति। किन्तु वसन्तस्यादानकालत्वान्निःशङ्कं न कर्त्तव्यम्। यत उक्तम्। शिशिरवसन्तग्रीष्मास्त्वादानकालास्तत्रापचितबलाः प्राणिनो भवन्ति सूर्यस्य बलवत्त्वादिति। एतेनेदमुक्तम्। वर्षासु वायुः प्रधानम्। पित्तश्लेष्माणावप्रधाने। शरदि पित्तं प्रधानम् कफोऽप्रधानः वसन्ते श्लेष्मा प्रधानं वातपित्ते अप्रधाने तत्र प्रधानस्य प्राधान्येन चिकित्सा कर्त्तव्या। सा चाप्रधाने निषिद्धा न विधेया एवं वैकृतेष्वपि प्रधानस्य प्राधान्येन चिकित्सा कर्त्तव्या। तथा चोक्तम्॥

**संसर्गे यो गरीयान् स्यादुपक्रम्यः स वै भवेत्। शेषदोषाविरोधेन सन्निपाते तथैव चेति॥**

संसर्गे दोषद्वयसंसर्गे गरीयान् प्रधानः॥

વર્ષાઋતુમાં વાયુ પ્રધાન તથા પિત્ત અને કફ અપ્રધાન છે, માટે વર્ષામાં દુષ્ટ થયેલો અને પેટામાં પિત્ત કફને રાખેલાં છે એવો વાયુ જ્વર લાવે છે. શરદ્‌માં પિત્ત પ્રધાન હોઈને કફ અપ્રધાન છે, માટે તે ઋતુમાં દુષ્ટ પિત્ત કફને પેટામાં રાખીને જ્વરને લાવે છે. વસંતમાં કફ પ્રધાન અને વાત તથા પિત્ત અપ્રધાન હોઈ તેઓ દુષ્ટ કફના પેટામાં રહીને જ્વરને લાવે છે. પિત્તના સ્વભાવને લીધે તથા શરદ્‌ઋતુ વિસર્ગ કાળ ( સૂર્યને રસાદિ પૃથ્વીમાં મૂકવાનો કાળ ) હોવાથી શરદ્‌માં થયેલા પિત્તજ્વરમાં લંઘનથી કંઈ પણ ભય નથીજ.

બીજા ગ્રંથોમાં કહ્યું છે કે-વર્ષા, શરદ્ અને હેમંત ઋતુ વિસર્ગ કાળ હોવાથી તેમાં ચંદ્ર બળવાન રહે છે તેથી તેમાં સર્વે પ્રાણીઓ વિષે બળ રહે છે. અને શિશિર, વસંત તથા ગ્રીષ્મ ઋતુ આદાન ( સૂર્યને રસ ખેંચવાનો ) કાળ છે તેથી તેમાં સૂર્ય બળવાન હોવાથી પ્રાણીઓમાં બળ ઓછું રહે છે.

પ્રાકૃત અને વૈકૃત જ્વરોમાં પ્રધાન દોષની ચિકિત્સા મુખ્યત્વે કરીને કરવી, પણ તે ચિકિત્સા અપ્રધાન દોષને માટે નિષિદ્ધ ન હોવી જોઇએ. કહ્યું છે કે-બે દોષના સંસર્ગમાં અને ત્રણે દોષના સન્નિપાતમાં પ્રધાન દોષની ચિકિત્સા પ્રધાન દોષને વિરોધ ન આવે તે રીતે કરવી.

## અસાધ્ય જ્વરનું લક્ષણ.

**ज्वरः क्षीणस्य शूनस्य गम्भीरो दीर्घरात्रिकः। असाध्यो बलवान् यश्च केशसीमन्तकृज्ज्वरः॥**

दीर्घरात्रिकः बहुरात्रानुबन्धी केशसीमन्तकृत्। प्रभावात् केशेषु सीमन्तं यः करोति॥

નબળા તથા સોજાવાળાને થયેલો જ્વર, લાંબા કાળનો જ્વર, બળવાન જ્વર, અને પોતાની શક્તિથી જે જ્વરે કેશમાં સેંથો પાડી દીધો હોય તે જ્વર, એટલા જ્વરો અસાધ્ય છે.

## ગંભીર જ્વરનું લક્ષણ.

**गम्भीरस्तु ज्वरो ज्ञेयो ह्यन्तर्दाहेन तृष्णया। आनद्धत्वेन चात्यर्थं कासश्वासोद्गमेन च॥** आनद्धत्वेन विबद्धमलत्वेन॥

અંતર્દાહ, તૃષા, મળબંધ, અને અત્યંત ઉધરસ તથા શ્વાસ, એ ગંભીર જ્વરનાં લક્ષણો છે.

### કાનના મૂળની ગાંઠ વિષે.

**ज्वरस्य पूर्वं ज्वरमध्यतो वा ज्वरान्ततो वा श्रुतिमूलशोथः । क्रमादसाध्यः खलु कृच्छ्रसाध्यः सुखेन साध्यो मुनिभिः प्रदिष्टः ॥**

જ્વર આવ્યા પહેલાં કાનના મૂળમાં સોજો થાય તો તે અસાધ્ય છે, જ્વરના મધ્યમાં તે સોજો કાનના મૂળમાં થાય તો તે કષ્ટસાધ્ય છે, અને જ્વર પછી થાય તેને સુખસાધ્ય જાણવો, એમ મુનિઓએ કહેલું છે.

### જ્વરવાળાનું અરિષ્ટ.

**रोगिणो मरणं यस्मात् अवश्यम्भावि लक्ष्यते । तल्लक्षणमरिष्टं स्याद्रिष्टमप्यभिधीयते ॥ हेतुभिर्बहुभिर्जातो बलिभिर्बहुलक्षणः । ज्वरः प्राणान्तकृद्यश्च शीघ्रमिन्द्रियनाशनः ॥**

शीघ्रमिन्द्रियनाशनः उत्पन्नमात्र एव चिकित्स्यमानोऽपि इन्द्रियाणां चक्षुरादीनां शक्तिं यो नाशयति ॥

**विसंज्ञस्ताम्यते यस्तु शेते निपतितोऽपि वा । शीतार्दितोऽन्तरुष्णश्च ज्वरेण म्रियते नरः ॥**

विसंज्ञः विगतज्ञानः । ताम्यते नष्टहर्षः शेते निपतितो वा । अत्रापि वाशब्द एवार्थः । निपतित एव तिष्ठति न चोत्थातुं समर्थः तथासन् शेते वा । शीतार्दितः बहिः । अन्तरुष्ण । अन्तर्दाहवान् ॥ अन्यच्च ॥

**यो हृष्टरोमा रक्ताक्षो हृदि सङ्घातशूलवान् । वक्त्रेण चैवोच्छ्वसिति तं ज्वरो हन्ति मानवम् ॥**

हृष्टरोमा रोमाञ्चवान् हृदि संघातवान् सन्निपातिकशूलवान् । वक्त्रेण चैवोच्छ्वसिति न तु नासिकया । अन्यच्च ॥

**हिक्काश्वासतृषायुक्तं मूढं विभ्रान्तलोचनम् । सन्ततोच्छ्वासिनं क्षीणं नरं क्षपयति ज्वरः ॥** क्षपयति समापयतीत्यर्थः । अन्यच्च ॥

**हतप्रभेन्द्रियं क्षाममरोचकनिपीडितम् । गम्भीरतीक्ष्णवेगार्तं ज्वरितं परिवर्जयेत् ॥**

हतप्रभेन्द्रियम् । हता प्रभा दीप्तिर्येषां । अथवा हता प्रभा प्रतिभा विषयग्रहणशक्तिर्येषाम् तथाविधानि इन्द्रियाणि यस्य तं हतप्रभेन्द्रियम् ॥ क्षामं क्षीणम् । गम्भीरतीक्ष्णवेगार्त्तं गम्भीरः उक्तलक्षणकः ॥ तीक्ष्णवेगः अतिदुःसहवेगः ॥ ताभ्यां आर्त्तं दुःखितम् । अन्यच्च ॥

**मरणं प्राप्नुयात्तत्र शुक्रस्थानगते ज्वरे । शेफसःस्तब्धता मोक्षः शुक्रस्य तु विशेषतः ॥**

व्याख्यातोऽयं श्लोकः ॥

જે લક્ષણો ઉપરથી રોગીનું અવશ્ય મરણ થશે, એમ સમજાય તેને અરિષ્ટ કે રિષ્ટ કહે છે. ઘણાં બળવાન્ કારણોથી થયેલો, ઘણાં લક્ષણો વાળો, અને ઉત્પન્ન થતાંજ ઉપાયો કર્યા છતાં પણ ચક્ષુ આદિ ઇંદ્રિયોનો નાશ કર્યો હોય, તે જ્વરને પ્રાણહારક સમજવો. બેભાન થઇ ગયેલ, બિલકુલ હર્ષ વગરનો થઇ ગયો હોય, પડયોજ રહે અને ઊઠી શકતો ન હોય, અશક્તિથી સૂઇજ રહેતો હોય, બહારથી

દાહ અને અંદરથી દાહ થતો હોય, તે માણુસ જ્વરથી મરી જવાનો જાણવો. જેનાં રૂંવાડાં ઊભાં થઇ જતાં હોય,નેત્રો લાલ થઇ ગયાં હોય, હૃદયમાં સંનિપાતનું શૂળ નીકળતું હોય, અને નાકથી નહિ પણ મુખથીજ શ્વાસ લેવાતો હોય, તો તે માણુસને જ્વર મારી નાંખે છે. હેડકી, શ્વાસ, અને તૃષાથી પીડાતો હોય, મૂઢ બનીને ભ્રમિત નેત્રાવાળો થઇ ગયો હોય, ઊંચા શ્વાસો લેતો હોય, અને નબળો પડી ગયો હોય, તે માણુસને જ્વર માર્યા વગર રહેતોજ નથી. જેની કાંતિ તથા ઇંદ્રિયોની શક્તિ હણાઈ ગઇ હોય, ક્ષીણુતા બહુ આવી હોય, ગંભીર જ્વર આવ્યો હોય, સહન ન થઇ શકે એવો જ્વરનો વેગ હોય, અને અરૂચિ થઈ હોય, તે જ્વર વાળાને વૈદ્યે છોડી દેવો. જ્વર વીર્યના સ્થાનમાં હોય, તો લિંગ જડ બની વીર્ય બહુ નીકળ્યા કરે છે. આવા જ્વર વાળાનું પણ મરણ જ થાય છે.

## વિષમજ્વરનું અરિષ્ટ.

**आरम्भाद् विषमो यस्तु यस्य वा दीर्घरात्रिकः । क्षीणस्य चातिरूक्षस्य गम्भीरो यस्य हन्ति तम् ॥**

यस्य आरम्भाद्विषमः । प्रथममेव विषमः न तु ज्वरोत्सृष्टस्य । यस्य दीर्घरात्रिकः । यस्य क्षीणस्यातिरूक्षस्य च गम्भीरो भवति ॥ तं विषमो दीर्घरात्रिको गम्भीरश्च हन्तीत्यर्थः । इति ज्वराधिकारः ॥

પ્રથમ બીજા પ્રકારનો જ્વર આવ્યા વગર આરંભથીજ વિષમજ્વર આવ્યો હોય, જ્વર લાંબા કાળનો હોય, ક્ષીણુતા બહુ આવી ગઇ હોય, અતિ રૂક્ષતા આવી હોય, અને જ્વરે ગભીર રૂપ પકડયું હોય, તો તે જ્વર પણ મારીજ નાંખે છે.

॥ इति ज्वराधिकार संपूर्णम् ॥

# ૨ અતિસારનો અધિકાર.

## અતિસારનું નિદાન.

**गुर्वतिस्निग्धरूक्षोष्णद्रवस्थूलातिशीतलैः । विरुद्धाध्यशनाजीर्णैर्विषमैश्चापि भोजनैः ॥ स्नेहाद्यैरतियुक्तैश्च मिथ्यायुक्तैर्विषैर्भयैः । शोकदुष्टाम्बुमद्यातिपानैःसात्म्यर्तुपर्ययैः ॥ जलाभिरमणैर्वेगविघातैः कृमिदोषतः । नृणां भवत्यतीसारो लक्षणं तस्य वक्ष्यते ॥**

गुरुमात्रया स्वभावेन संस्कारेण च अतिशब्दः स्थूलान्तैः सह सम्बध्यते । स्थूलम् असम्यक् पिष्टं गोधूमादि ॥ विरुद्धं संयुक्तं क्षीरमत्स्यादि । अध्यशनम् 'अजीर्णे भुज्यते यत् तु तदध्यशनमुच्यते ॥' अजीर्णं आमं विदग्धञ्च । 'बहु स्तोकमकाले च भुक्तं यद्विषमं हि तत् ।' भोजनैरिति गुर्वादिभिर्विषमान्तैःसर्वैःसह सम्बध्यते स्नेहाद्यैः पानस्वेदनवमनविरेचनानुवासननिरूहान्तैः अतियुक्तैर्वारंवारं प्रयुक्तैर्मिथ्यायुक्तैः अविधिप्रयुक्तैश्च ॥ विषैः । विषाण्यत्र स्थावराणि तेषामधागतत्वात् ॥ शोको बन्ध्वादिवियोगजनितमनःपीडा । सात्म्यर्तुपर्ययैः सात्म्यविपरीतैरसात्म्यैः । तथा यस्मिन् ऋतौ यदुचितं तद्विपरीते ॥ जलाभिरमणैः जलक्रीडादिभिः ॥ वेगविघातैः मूत्रपुरीषादिहठधारणैः । कृमिभिः पक्वाशयस्य दुष्टैः ॥ एतानि यथासम्भवं वातादीनां दुष्टेः कारणानि

बोद्धव्यानि ॥ नन्वेवं सति स्वहेतुदुष्टेन वातादिनातिसारो मवत्येन तावन्मात्रं वाच्यं किमर्थं गुर्वाद्यभिधानं । उच्यते ॥ गुर्वादिहेतुदूषिता एव वातादयो बाहुल्येनातिसारं जनयन्ति । न तु लङ्घनभुक्तजीर्णादिलघ्वन्नक्रोधतृषाक्षुत्राभिहननदध्यारनालव्यायामवर्षाशरद्वसन्तादिभिः कुपिताः । अतो गुर्वादीन्युच्यन्ते । एवमन्यत्रापि बोद्धव्यम्॥

ભારે, અતિ ચીકણાં, રૂક્ષ, ગરમ, દ્રવ, સ્થૂળ, અતિશીતળ, અને વિરૂદ્ધ ભોજનોથી; વિષમ ભોજન તથા અજીર્ણથી; બહુ સ્નેહાદિકથી; મિથ્યા આહાર તથા વિષ અને ભયથી; શોક, ખરાબ પાણી, અને અતિ મદ્યપાનથી; ઋતુના બદલાવાથી; જળમાં રમણ કરવાથી; વેગ તથા વાગવાથી; અને કૃમિ દોષથી; માણસને અતિસાર થાય છે, તેનાં લક્ષણો કહીએ છીએ.

## વ્યાખ્યાઃ-

જે ભોજન માત્રાથી વધારે હોય અથવા સંસ્કારથી ભારે થયેલું હોય તે 'ગુરૂ' ભોજન કહેવાય છે, જાડું દળેલું ઘઉં વગેરે ધાન્યનું ભોજન 'સ્થૂળ' કહેવાય છે, દૂધ અને માછલાં વગેરે સંયુક્ત પદાર્થોના ભોજનને 'વિરૂદ્ધ' ભોજન કહે છે. પેટમાં ગયેલું ભોજન કાચું રહેલું અથવાં બરોબર પાકયું ન હોય તે 'અજીર્ણ' કહેવાય છે, નિયમ કરતાં વધારે અથવા થોડું અથવા સમય વગર જમવામાં આવેલુ ભોજન 'વિષમ ભોજન' કહેવાય છે, સ્નેહપાન, સ્વેદન, વમન વિરેચન, કવાથની પીચકારી એ ક્રિયાઓને 'સ્નેહાદિ ક્રિયાઓ' કહે છે. આ પ્રકરણમાં વિષ એટલે જંગમ વિષ નહી સમજતાં સ્થાવર વિષ સમજવું, કારણ કે નીચે જવાનો સ્વભાવ સ્થાવર વિષનો છે. સંબંધીઓના વિયોગ વિગેરેથી થયેલી મનની પીડાને 'શોક' કહે છે. ઉપર ગણાવેલાં કારણો વાયુ વગેરેને બગાડનારાં થાય છે.

## શંકાઃ—

દોષો પોતાનાં કારણોથી દુષ્ટ થઇને અતિસાર કરે છે, તેમાં ગુરૂ ભોજન વગેરે કારણો બતાવવાનું કારણ શું ?

## સમાધાનઃ—

ગુરૂ ભોજન આદિ કારણોથીજ દુષિત થયેલા દોષો ઘણું કરીને અતિસાર કરે છે; પરંતુ લંઘન, પચેલું અન્ન, હલકું અન્ન, ક્રોધ, તરશ, ભૂખ, અભિઘાત, દહી, અથાણું, કસરત, વર્ષા-શરદ વસંતઋતુ, ઈત્યાદિથી કોપેલા વાયુ આદ દોષો અતિસાર ઉત્પન્ન કરતા નથી, એમ જણાવવા માટે જ ગુરૂ ભોજન વગેરે નામ આપેલાં છે. બીજે ઠેકાણે પણ જ્યાં જ્યાં દૂરનાં નિદાનો કહેવામાં આવે ત્યાં પણ આ રીતેજ સમજી લેવું.

## અતિસારનું પૂર્વરૂપ.

**हृन्नाभिपार्श्वोदरकुक्षितोदगात्रावसादानिलसन्निरोधाः । विट्सङ्ग आध्मानमथाविपाको भविष्यतस्तस्य पुरःसराणि ॥**

विट्सङ्गः पुरीषाप्रवृत्तिः । अविपाको भुक्तस्य पुरःसराणि । एतानि लक्षणानि पूर्वभावीनि ॥

હૃદય, નાભિ, પડખાં, પેટ, અને કુખમાં પીડા, ગાત્રોમાં ગ્લાનિ, પવનનો

રોધ, દસ્તબંધ, પેડુનો આફરો, અને અપચો, એ અતિસાર થવાનાં ચિન્હો છે.

## અતિસારની સંપ્રાપ્તિ.

**संशम्यापां धातुरग्निं प्रवृद्धो वर्चोमिश्रो वायुनाधः प्रणुन्नः। सरत्यतीवाऽतिसारं तमाहुर्व्याधिं घोरं षड्विधन्तं वदन्ति॥**

अपां धातुः अत्र समासाकरणाद्बहुत्वेन च रसजलमूत्रस्वेदमेदः कफपित्तरक्तादयो द्रवधातवो गृह्यन्ते। प्रवृद्धः अग्निं संशम्य शमयित्वा वर्चोमिश्रः पुरीषयुक्तः वायुना अधः प्रणुन्नः अत्रः प्रेरितः॥

રસ, જળ, મૂત્ર, પરસેવો, મેદ, કફ, પિત્ત, અને રક્ત વગેરે દ્રવરૂપ ધાતુઓ વધી જઇને અગ્નિને ઠારી નાંખીને, વાયુના બળથી વિષ્ટા સહિત નીચે ઉતરે છે.

## અતિસારનું સામાન્ય રૂપ.

अतिसरति नदीवत् अतीसारं तमाहुर्व्याधिं घोरमिति। यो रसादि द्रवधातुः अतीव सरतीति प्रकृतिमतिक्रम्य गुदाध्वना सरति तं व्याधिमतीसारमाहुः। किंविधं घोरं 'घोरं भीमं भयानकम्' इत्यमरः॥

षड्विधन्तं वदन्तीति। षड्विधत्वं विवृणोति। एकैकशः सर्वशश्चापि दोषैः शोकेनान्यः षष्ठः आमेन चोक्तः॥

એ ધાતુઓ પોતાની પ્રકૃતિને છોડીને નદીના પ્રવાહની પેઠે પાતળા થઇ નીચે ઉતરી ગુદાવાટે બહાર વહે છે, તેને અતિસાર કહે છે.

## અતિસારની સંખ્યા.

**आमपक्वक्रमं हित्वा नातीसारे क्रिया यतः॥**

**अतोऽतीसारे सर्वस्मिन्नामं पक्वं च लक्षयेत्॥**

એ અતિસાર છ પ્રકારનો છે. વાતથી થયેલો, પિત્તથી થયેલો, કફથી થયેલો, ત્રણે દોષથી થયેલો, શોકથી થયેલો અને આમથી થયેલો અતિસાર.

## અતિસારની ચિકિત્સાનો ક્રમ.

**संसृष्टमामैर्दोषैस्तु न्यस्तमप्सु निमज्जति। पुरीषं भृशदुर्गन्धि पिच्छिलश्चामसंज्ञितम्॥ एतान्येव तु लिङ्गानि विपरीतानि यस्य वै। लाघवञ्च विशेषेण तत्तु पक्वं विनिर्दिशेत्॥ न च संग्राहकं दद्यात् पूर्वमामातिसारिणो॥**

अकाले संगृहीतस्तु विकारान् कुरुते बहून्॥ दण्डकालसकाध्मानं ग्रहण्यर्शोभगन्दरान्। शोथपाण्ड्वामयप्लीहगुल्ममेहोदरज्वरान्॥ डिम्भस्थः स्थविरस्थश्च वातापित्तात्मकश्च यः। क्षीणधातुबलश्चापि बहुदोषोऽतिविस्रुतः॥ आमोऽपि स्तम्भनीयः स्यात् पाचनात् मरणं भवेत्। लङ्घनमेकं मुक्त्वा नान्यदस्तीह भेषजं बलिनः॥ समुदीर्णदोषनिचयं शमयति तत् पाचयेदपि च॥

धान्यांबुभ्यां शृतं तोयं तृष्णादाहातिसारिणे। ह्रीवेरशृङ्गवेराभ्यां मुस्तपर्पटकेन वा॥ मुस्तादीच्यशृतं शीतं प्रदातव्यं पिपासवे। हितं लङ्घनमेवादौ पूर्वरूपेऽतिसारिणे॥ कार्यं चानशनस्यान्ते प्रद्रवं लघुभोजनम्। पथ्यादारुवचामुस्तैर्नागरातिवि-

पाचितैः। आमातीसारनाशाय क्वाथमेभिः पिबेन्नरः ॥ इति पथ्यादिक्वाथः ॥

पाठाहिङ्ग्वजमोदोग्रापञ्चकोलाद्धजंरजः। उष्णाम्बु पीतं सरुजं जयत्यामं ससैन्धवम् ॥ पाठादिचूर्णम् ॥

हरीतकीं सातिविषां हिङ्गु सौवर्चलं वचाम्। सैन्धवञ्चापि संपिष्य पाययेदुष्णवारिणा ॥ आमातीसारयोगोऽयं यद्येतेन न शाम्यति ॥ न तं योगशतेनापि चिकित्सति चिकित्सकः ॥

इति हरीतक्यादिकल्कः ॥

वत्सकातिविषा बिल्वं मुस्तकं वालकं शठी॥ अतीसारं जयेत्सामं चिरजं रक्तशूलजित्॥

इति वत्सकादिक्वाथः ॥

एरण्डरससंपिष्टं पक्वमामञ्च नागरम्। आमातीसारशूलघ्नं पाचनं दीपनं परम् ॥

नागरस्य पुटपाकः कल्कश्च ॥

धान्यबालकबिल्वाद्धनागरैः पाचितं जलम्। आमशूलविबन्धघ्नं पाचनं दीपनं परम् ॥ इति धान्यादिपञ्चकम् ॥

पित्ते धान्यचतुष्कन्तु शुण्ठीत्यागाद्वदन्ति हि। रक्तेऽपि पित्तसारम्य देयं धान्यचतुष्टयम् ॥

इति धान्यादिचतुष्कम्। इत्यामातीसारचिकित्सा॥

આમ અને પકવ સિવાય બીજી રીતે અતિસારની કોઈ ચિકિત્સા જ નથી, માટે સર્વ અતિસારોમાં આમ અને પકવનો નિશ્ચય કરવો જરૂરનો છે.

### આમનું લક્ષણ.

વિષ્ઠા કાચા દોષ વાળી હોય તો તે પાણીમાં નાંખતાં ડુબી જાય છે, બહુ ગંધાય છે, અને ચીકણી હોય છે. આ લક્ષણો આમનાં છે.

### પકવનું લક્ષણ.

વિષ્ઠા ઊપરનાં લક્ષણોથી વિપરીત લક્ષણો વાળી એટલે પાણીમાં નાંખતાં ડુબે નહિ, બહુ દુર્ગંધવાળી ન હોય, ચીકણી ન હોય અને ઘણું કરીને હલકી હોય તો તે પકવ છે એમ જાણવું.

### આમના અતિસારની ચિકિત્સા.

આમવાળાને પ્રથમ જ દસ્તને રોકનારી દવા આપવી નહિ, કેમકે એમ કરવાથી બીજા ઘણા વિકારો થાય છે. દંડક, અલસક, આફરો, મરડો, અર્શ, ભગંદર, સોજા, પાંડુરોગ, બરલનું દરદ, પ્રમેહ, ઉદરરોગો, અને જ્વર વગેરે દસ્ત રોકવાથી થાયછે. જે અતિસાર બાળક કે વૃદ્ધને થયો હોય, વાત પિત્તનો હોય, ધાતુ તથા બળ ક્ષીણ થયાં હોય, ઘણા દોષોવાળો કે બહુ સ્રવેલો હોય, તે અતિસાર આમરૂપ હોય તોપણ તેને બંધ કરવો જોઇએ, કેમકે પાચન કરવા જતાં રોગીનું મરણ થાય છે. બળવાન્ અતિસારનો ઉપાય લંઘન સિવાય બીજો નથી જ. લંઘનથી વધેલા દોષો શમે છે અને પચેછે પણ ખરા, અતિસારવાળાને અસહ્ય તૃષા લાગે, તો નીચેના ચાર ક્વાથમાંનો કોઈ પણ ક્વાથ પાવોઃ—

(૧) તરશ અને દાહવાળા અતિસારવાળાને ધાણા અને વાળાનો ક્વાથ ટાઢો કરી પાવો.

(૨) ધાણા અને સૂંઠનો ક્વાથ ટાઢો કરીને પાવો.

(૩) મોથ અને ખડસલિયાનો કવાથ શીતળ કરીને આપવો.

(૪) મોથ અને વાળાનો કવાથ ઠંડો કરીને આપવો.

અતિસારનું પૂર્વરૂપ દેખાય ત્યાંથી જ લંઘન શરૂ કરવું સારૂં છે. લંઘનને અંતે હલકું અને પ્રવાહી ભોજન આપવું.

પથ્યાદિ કવાથઃ–આમાતિસાર મટાડવા માટે હરડે, દારૂહળદર, વજ, મોથ, સૂંઠ, અને અતિવિષનો કવાથ પીવો.

પાઠાદિ ચૂર્ણઃ–કાળીપાડ, હિંગ, અજમો, વજ, પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, અને સૂંઠનું ચૂર્ણ સૈંધવ નાંખી ગરમ પાણીમાં પીવાથી પીડાવાળો આમાતિસાર જીતાય છે.

હરીતકયાદિ કલ્કઃ–હરડે, અતિવિષ, હિંગ, સંચળ, વજ, અને સૈંધવને વાટીને ઊના પાણીમાં પીવાથી આમાતિસારમાં પાચન તથા આમનું શમન કરે છે. આ ઉપાયથી આમાતિસાર ન મટે તો વૈદ્યોના બીજા સેંકડો ઉપાયો પણ નકામાજ છે

વત્સકાદિ કવાથઃ—ઈંદ્રજવ, અતિવિષ, બીલી, મોથ, વાળો, કચૂરો, એ કવાથ આમાતિસારને મટાડીને રક્ત તથા શૂળને પણ જીતે છે

શુંઠી પુટપાકઃ—એરંડાના રસમાં વાટેલી સૂંઠ પકાવીને ખાવાથી તે આમાતિસાર અને શૂળ મટાડીને ઉત્તમ રીતે પાચન તથા દીપન કરે છે.

ધાન્યાદિ પંચકઃ—ધાણા, વાળો, બીલી, મોથ અને સૂંઠનો કવાથ આમ, શૂળ, મળબંધ, એ મટાડીને ઉત્તમ રીતે પાચન તથા દીપન કરે છે.

ધાન્યાદિ ચતુષ્કઃ—ધાણા, વાળો, બીલી, મોથ, એ ચારનો કવાથ આમ, શૂળ તથા મળબંધ મટાડે છે, અને તે ઉત્તમ પાચન તથા દીપન છે, તે પિત્તના સાધર્મ્યને લીધે સમમાં પણ દેવાય છે.

## પકવ અતિસારની ચિકિત્સા.

**सलोध्र धातकी बिल्वं मुस्ताम्रास्थि कलिङ्गकम्। पिबेन्माहिषतक्रेण पक्वातीसारनाशनम् ॥** लोध्रादिचूर्णम्॥

**समङ्गा धातकीपुष्पं मञ्जिष्ठा लोध्रएव च। शाल्मलीवेष्टको लोध्रो दाडिमद्रुमफलत्वचौ ॥ आम्रास्थिमध्यं लोध्रश्च बिल्वमध्यं प्रियङ्गु च। मधुकं शृङ्गवेरश्च दीर्घवृन्तत्वगेव च॥ चत्वार एते योगाः स्युःपक्वातीसारनाशनाः॥ एते योगाः प्रयोज्याः स्युः स क्षौद्रास्तण्डुलाम्बुना ॥**

समङ्गा लज्जालु॥ शामलीवेष्टको मोचरसः दाडिमस्य द्रुमफलयोः त्वचौ ॥ प्रियङ्गोर्नपुंसकमत्र फले वर्तमानत्वात्। शृङ्गवेरमत्र शुण्ठी ॥ दीर्घवृन्तः शोणाकस्तस्य त्वचः ॥ समङ्गादीनि चत्वारि चूर्णानि ॥

**कञ्चटदाडिमजम्बूशृङ्गाटकपत्रबर्हिष्ठम्। जलधरनागरसहितं गङ्गामपि वेगवाहिनीं रुन्ध्यात्॥**

कञ्चटचौराइ शाकस्य भेदः। कञ्चटादिभिश्चतुर्भिः अत्र पत्रशब्दः सम्बध्यते॥ बर्हिष्ठं बालकम्। गङ्गाधरक्वाथः॥

**मोचरसमुस्तानागरपाठालुधातकीकुसुमैः। चूर्णं मथितसमेतं रुणद्धि गङ्गाप्रवाहमपि सद्यः॥**

अरलु शोनापाठा । मथितं निर्जलं दधि व-
स्त्रपूतम् ॥ इति गङ्गाधरचूर्णम् ॥

मुस्तावरसकबीजं मोचरसं बिल्वधातकी
लोध्रम् । गुडमथितसंप्रयुक्तं गङ्गामपि वेग-
वाहिनीं रुन्ध्यात् ॥

इति द्वितीयं गङ्गाधरचूर्णम् ॥

मुस्तारलुकशुण्ठीभिर्धातकीलोध्रवालकैः।
बिल्वमोचरसाभ्याश्च पाठेन्द्रयववत्सकैः॥
आम्रबीजसमङ्गातिविषायुक्तैश्च चूर्णितैः ।
मधुतण्डुलपानीयं पीतं हन्ति प्रवाहिकाम् ॥
हन्ति सर्वानतीसारान् ग्रहणीं हन्ति
वेगतः । वृद्धगङ्गाधरं चूर्णं रुन्ध्याद् गीर्वा-
णवाहिनीम् ॥ इति वृद्धगङ्गाधरचूर्णम् ।

अङ्कोलमूलकल्कस्तण्डुलपयसा समाक्षि-
कः पीतः । सेतुरिव वारिवेगं झटिति नि-
रुन्ध्यादतीसारम् ॥

अङ्कोलः ढेला इति प्रसिद्धः ॥

कुटजत्वक् तुलामार्द्रां द्रोणनीरे पचेद्वि-
पक् । पादशेषं शृतं नीत्वा वस्त्रपूतं पुनः
पचेत् ॥ लज्जालुर्धातकी बिल्वं पाठा मो-
चरसस्तथा । मुस्ता चातिविषा चैव चू-
र्णमेषां पलं पलम् ॥ निक्षिप्य विपचेत्ता-
वद्यावद्दर्वी प्रलिप्यते । जलेन छागदुग्धेन
पीतो मण्डेन वा जयेत् ॥ घोरान् सर्वान-
तीसारान् नानावर्णान् सवेदनान्। असृ-
ग्दरं समस्तश्च तथार्शांसि प्रवाहिकम् ॥

इति कुटजाष्टकावलेहः ॥

कृत्वालवालं सुदृढं पिष्टैरामलकैर्मिपक् ।
आर्द्रकस्य रसेनाशु पूरयेन्नाभिमण्डलम् ॥
नदीवेगोपमं घोरं प्रवृद्धं दुर्द्धरं नृणाम् ।
सद्योऽतीसारमजयं नाशयत्येष योगराट्॥
पाठा पिष्टा च गोदुग्धा तथा मधयत्वगाम्र-
जा । अतीसारं व्यथा दाहं हन्त्येवाशु न
संशयः ॥

લોધ્રાદિ ચૂર્ણ:–લોદર, ધાવણી, બીલી, મોથ, આંબાની ગોઠલી, અને ઇંદ્રજવનું ચૂર્ણ ભેંશની છાશમાં પીવાથી પકવાતિસાર નાશ પામેછે.

## સમંગાદિ ચૂર્ણ.

રીસામણી, ધાવણીનાં ફૂલ, મજીઠ, અને લોદરનું ચૂર્ણ ખવાય છે.

## શાલ્મલી વેષ્ટકાદિ ચૂર્ણ.

મોચરસ, લોદર, દાડમની છાલ્ય, અને દાડમના ફળની છાલ્ય.

## આમ્રાસ્થ્યાદિ ચૂર્ણ.

આંબાની ગોઠલીનો ગર્ભ, બીલાનો ગર્ભ, લોદર, અને ધઉંલાનું ચૂર્ણ.

## મધુકાદી ચૂર્ણ.

જેઠીમધ, સૂંઠ, અને અરલુની છાલનું ચૂર્ણ.

આ ચારે યોગો મધ તથા ચોખાના ધોણુ સાથે લેવાથી પકવાતિસાર નાશ પામેછે.

ગંગાધર કવાથ:–ખાટો ચુકો, દાડમ, જાંબુ, અને શીંગોડાં એ ચારેનાં પાંદડાં; વાળો, મોથ, અને સૂઠ; એનો કવાથ પીવાથી ગંગાના પ્રવાહ જેવો અતિસાર પણ મટી જાયછે.

ગંગાધર ચુર્ણ:–(૧) મોચરસ, મોથ, સૂંઠ, કાળીપાડ, અરલુ, અને ધાવણીનાં ફુલ, આ ચુર્ણ વસ્ત્રથી ગાળેલા

ક, ધાવણી, લોદર, વાળો, બીલી, મોચરસ, કાળીપાડ, ઈંદ્રજવ, કડાછાલ્ય, આંબાની ગોઠલી, રીસામણી, અને અતિવિષનું ચૂર્ણ મધની અને ચોખાના ધોણની સાથે ખાધાથી મરડાનો તુરત નાશ થાય છે. આ વૃદ્ધગંગાધર ચૂર્ણ ગંગાના પ્રવાહ જેવા અતિસારને પણ અટકાવી દે છે.

અંકોલ કલ્કઃ—અંકોલના મૂળનો કલ્ક મધ તથા ચોખાના ધોણમાં પીવાથી, પલથી જળનો વેગ રોકાય છે તેમ અતિસાર તુરત રોકાઈ જાય છે.

કુટજાષ્ટકાવલેહઃ—૪૦૦ તોલા ભાર લીલી કડાછાલ્યનો ૧૦૨૪ તોલા પાણીમાં ક્વાથ કરી ચોથો ભાગ પાણી રહે એટલે વસ્ત્રથી ગાળીને તે પાણીને ફરીથી પકાવવું, તે વખતેતેમાં રીસામણી, ધાવણી, બીલીનો ગર્ભ, કાળીપાડ, મોચરસ, મોથ, અને અતિવિષનાં ચૂર્ણ ચાર ચાર તોલા નાંખવાં. કડછાને ચોંટે એવું થાય ત્યારે તે અવલેહને ઊતારી પાણી, બકરીનું દૂધ, અથવા દહિંના મંડની સાથે તે ખાવાથી વેદના તથા અનેક વર્ણોવાળા સર્વ પ્રકારના ભયંકર અતિસારો, સર્વ પ્રકારના રક્તપ્રદરો, અર્શો, અને પ્રવાહિકા મટીજાયછે.

આમલકાલવાલઃ—આમળાં વાટીનેતેનો નાભિ ઊપર ક્યારો કરીને તેમાં આદાનો રસ ભરી દેવો. આ ઉત્તમ પ્રયોગથી માણુસના ભયંકર, વધી ગયેલા અને નહિ રોકાય એવા, અને નદીના વેગ જેવા દુર્જય અતિસારનો પણ તુરત નાશ થઇ જાય છે.

પાઠાદિચૂર્ણઃ—આંબાની અંતરછાલ તથા કાળીપાડનું ચૂર્ણ ગાયના દૂધમાં વાટીને પીવાથી અતિસાર, વ્યથા, અને દાહ, તુરત મટે છે, એમાં સંશય નથી.

## વાયુથી થયેલા અતિસારનું લક્ષણ.

**अरुणं फेनिलं रूक्षमल्पमल्पं मुहुर्मुहुः ।**
**शकृदामं सरुक् शब्दं मारुतेनातिसार्यते ॥**

अरुणमीषद्रक्तम् । शकृत् पुरीषम् । सरुक् शब्दम् ॥ शब्दो गुदे तत्साहचर्याद्रुगपि गुद एव बोद्धव्या ।

વાયુથી અતિસાર થાય તો કંઇકરાતી, રૂક્ષ, કાચી, ગુદામાં વેદના કરતી, અને શબ્દ કરીને ગુદામાં ચાલતી થોડી થોડી વિષ્ઠા વારંવાર નીકળ્યા કરે છે.

## વાતાતિસારની ચિકિત્સા.

**वचाचातिविषामुस्तं बीजानि कूटजस्य च।**
**श्रेष्ठः कषाय एतेषां वातातीसारशान्तये ॥**

વજ, અતિવષ, મોથ, અને ઇંદ્રજવનો ક્વાથ વાતાતિસારને શાંત કરવામાં ઉત્તમ ઉપાય છે.

## પિત્તાતિસારનું લક્ષણ.

**पित्तात् पीतं शकृद्रक्तं दुर्गन्धि हरितं द्रुतम् । गुदपाकतृषामूर्च्छादाहयुक्तं प्रवर्त्तते॥**

પિત્તથી અતિસાર થાય તો પીળી, રાતી, દુર્ગંધી, લીલી, પાણી જેવી, અને ગુદાના પાકવાથી, તૃષાથી, દાહથી, અને મૂર્ચ્છાથી યુક્ત વિષ્ટા નીકળ્યા કરે છે.

## પિત્તાતિસારની ચિકિત્સા.

**बिल्वशक्रयवाम्भोदबालकातिविषाकृतः।**
**कषायो हन्त्यतीसारं सामपित्तसमुद्भवम् ॥**

इति बिल्वादिक्वाथः ॥

रसाञ्जनं सातिविषं कुटजस्य फलत्वचम् ॥ धातकीं शृङ्गवेरश्च पाययेत्तण्डुलाम्बुना ॥ निहन्ति मधुना पीतं पित्तातीसारमुल्वणम् । अग्निं संदीपयेदेतच्छूलमाशु निवारयेत् ॥

इति रसाञ्जनादि चूर्णम् ॥

બિલ્વાદિ કવાથઃ—બીલીનો ગર્ભ, ઈંદ્રજવ, મોથ, વાળો, અને અતિવિષનો કવાથ પીવાથી પિત્તથી થયેલો આમાતિસાર હણાય છે.

રસાંજનાદિ ચૂર્ણઃ—રસવંતી, અતિવિષ, ઈંદ્રજવના ફળની છાલ્ય, ધાવણી, અને સુંઠનું ચૂર્ણ મધ અને ચોખાના ધોણમાં પીવાથી ભયંકર પિત્તાતિસાર પણ મટે છે. આ ચૂર્ણ અગ્નિને દીપ્ત કરે છે, તથા શૂળને તુરત મટાડે છે.

## રક્તાતિસારનાં લક્ષણ.

पित्ताकृतिं यदात्यर्थं द्रव्यमश्नाति पैत्तिके। तदास्य जायतेऽभीक्ष्णं रक्तातीसार उल्वणः॥

પિત્તાતિસાર થયા છતાં પિતકર પદાર્થો ખાધામાં આવેછે તો તેને વારંવાર લોહીવાળો ભયંકર અતિસાર ઉત્પન્ન થાય છે.

## રક્તાતિસારની ચિકિત્સા.

वत्सत्वग् दाडिमतरुसलाटुफलसम्भवा त्वक् च। त्वग्युगलं पलमानं विपचेदष्टांशसम्मिते तोये ॥ अष्टमभागं शेषं क्वाथं मधुना पिबेत् पुरुषः । रक्तातिसारमुल्वणमतिशयितं नाशयेन्नियतम् ॥

इति कुटजदाडिमक्वाथः ॥

कुटजातिविषा मुस्ता बालकं लोध्रचन्दनम् । धातकी दाडिम पाठा क्वाथमेषां समाक्षिकम् ॥ पिबेद्रक्तातिसारे तु दाहशूलप्रशान्तये । कुटजादिकषायोऽयं सर्वातीसारनाशनः ॥ इति कुटजादिक्वाथः ॥

कल्कास्तिलानां कृष्णानां शर्करा पञ्चभागिकः। आजेन पयसा पीतः सद्योऽतीसारनाशनः ॥

सवत्सकः सातिविषः सबिल्वः सोदीच्यमुस्तश्च कृतं कषायः । सामे सशूले सहशोणिते च चिरप्रवृत्तेऽपिहितोऽतिसारे॥ कृष्णमृणमधुकं लोध्रं कौटजं तण्डुलाम्बुना। पीतमेकत्र सक्षौद्रं रक्तसंग्राहणं परम् ॥ गुडेन भक्षयेद्बिल्वं रक्तातीसारनाशनम्। आमशूलविबन्धघ्नं कुक्षिरोगहरं परम् ॥

इति गुडबिल्वम् ।

जम्ब्वाम्रामलकीनान्तु कुट्टयेत् पल्लवान् नवान् । संगृह्य स्वरसन्तेषामजाक्षीरेण योजयेत् ॥ तत्पीतं मधुना युक्तं रक्तातीसारनाशन् ॥ इति जम्ब्वादिस्वरसः ॥

निक्वाथ्य मूलममलं गिरिमल्लिकायाः सम्यक् पलद्वितयमम्बु चतुःशरावे। तत् पादशेषसलिलं खलु शोषणीयं क्षीरे पलद्वयमिते कुशलैरजायाः ॥ प्रक्षिप्य माषकानष्टौ मधुनस्तत्र शीतले । रक्तातिसारी तत् पीत्वा नैरुज्यं क्षिप्रमाप्नुयात् ॥

इति कुटजक्षीरम् ॥

पीत्वा शतावरीकल्कं पयसा क्षीरभुक्

जयेत् रक्तातिसारं पीत्वा वा तया सिद्धं घृतं नरः ॥ शतावरीकल्कः ॥

गोदुग्धं नवनीतञ्च मधुना सितया सह। लीढं रक्तातिसारे तु ग्राहकं परमं मतम् ॥

नवनीतावलेहः ॥

पीतं मधुसितायुक्तं चन्दनं तण्डुलाम्बुना। रक्तातीसारजिद्रक्तपित्ततृड्दाहमेहनुत् ॥

चन्दनमत्र श्वेतचन्दनम् । इति चन्दनकल्कः॥

विरेकैर्बहुभिर्यस्य गुदं पित्तेन दह्यते । पच्यते वा तयोः कार्यं सेकप्रक्षालनादिकम् ॥ आदिशब्देन लेपादिग्रहः ॥

पटोलयष्टीमधुककाथेन शिशिरेण हि । गुदप्रक्षालनं कार्यं तेनैव गुदसेचनम् ॥ दाहे पाके हितं छागीदुग्धं सक्षौद्रशर्करम्। गुदस्य क्षालने सेके युक्तं पाने च भोजने ॥

गुदस्य दाहपाकयोः ॥

गुदनिःसरणे प्रोक्तं चाङ्गेरीघृतमुत्तमम् । अतिप्रवृत्त्या महती भवेद्यदि गुदव्यथा । स्विन्नमूषकमांसेन तदा संस्वेदयेद्गुदम् । अथ गोधूमचूर्णस्य संभृतस्य तु वारिणा । साज्यस्य गोलकं कृत्वा मृदु संस्वेदयेद्गुदम् ॥ गुदभ्रंशे गुदं स्नेहैरभ्यज्यान्तः प्रवेशयेत् । प्रविष्टं स्वेदयेत् मन्दं मूषकस्यामिषेण हि ॥

मूषकस्यामिषेण काञ्जिकेन स्विन्नेन एरण्डपत्रादिस्थापितेन स्वेदयेत् ॥

शम्बूकमांसं सुस्विन्नं सतैलं लवणान्वितम् । ईषद् घृतेन चाभ्यज्य स्वेदयेत्तेन यत्नतः गुदभ्रंशमशेषेण नाशयेत् क्षिप्रमेव च । मूषकस्याथ वसया पायुं सम्यक् प्रलेपयेत् । गुदभ्रंशाभिधो व्याधिः प्रणश्यति न संशयः ॥ चाङ्गेरी कोलदध्यम्लक्षारनागरसंयुतम् । घृतं विपक्वं पातव्यं गुदभ्रंशगदापहम् ॥

चाङ्गेरी चतुःपत्री अम्ललोणिका तस्याः स्वरसः । कोलस्य क्वाथः । दध्यम्लं दधिरूपमम्लम् । एतत् त्रयं मिलितं घृताच्चतुर्गुणं क्षारनागरयोः क्वाथः । इति चाङ्गेरीघृतम् ॥

कोमलं पद्मिनीपत्रं यः खादेच्छर्कराान्वितम् । एतन्निश्चित्य निर्दिष्टं न तस्य गुदनिर्गमः ॥

पद्मिनीपत्रम् संशोष्य संचूर्ण्य शर्करायुक्तं खादेत् । अयं तु गुदभ्रंशोऽतीसारं विनापि भवति । ततः क्षुद्ररोगेषु लिखितः । अत्र गुदस्य दाहपाकव्यथा प्रसङ्गाद्भ्रंशोऽपि लिखितः । चिकित्सा तूभयत्र तुल्यैव ॥

કુટજ દાડિમ ક્વાથઃ—કડાછાલ્ય તથા દાડમનાં કાચાં ફળની છાલ્ય, ચાર ચાર તોલા લેઈ આઠગણા પાણીમાં પકાવી આઠમો ભાગ રહે એટલે તે ક્વાથ મધ નાંખીને પીવાથી અતિશય ભયંકર રક્તાતિસાર પણ જરૂર મટે છે.

કુટજાદિ ક્વાથઃ-ઇંદ્રજવ, અતિવિષ, મોથ, વાળો; લોદર, રતાંજલી, ધાવણી,

દાડમ, અને કાળીપાડનો ક્વાથ મધ નાંખીને પીવાથી રક્તાતિસારનો દાહ તથા શૂળ શાંત થાય છે. આ કુટજાદિ ક્વાથ સર્વ અતિસારોનો નાશ કરે છે.

તિલ કલ્કઃ-કાળા તલનો કલ્ક તેમાં પાંચમા ભાગની સાકર નાંખીને બકરીના દૂધ સાથે પીવાથી અતિસારનો તુરત નાશ થઈ જાય છે.

વત્સકાદિક્વાથઃ—ઇંદ્રજવ, અતિવિષ, બીલીનો ગર્ભ, વાળો, અને મોથનો ક્વાથ આમ, શૂળ, અને લોહીવાળા, તથા લાંબા કાળના અતિસાર ઊપર હિતકારી થાય છે.

કૃષ્ણમૃદાદિ કલ્કઃ-કાળી માટી, જેઠીમધ, અને ઇંદ્રજવનો કલ્ક મધ તથા ચોખાના ધોણમાં પીવાથી લોહીવાળો અતિસાર છેક મટી જાય છે.

ગુડબિલ્વઃ—બીલીનો ગર્ભ ગોળ સાથે ખાવાથી રક્તાતિસાર, આમશૂળ, મળબંધ, અને કૂખના રોગો સારી રીતે મટી જાય છે.

જંબ્વાદિ સ્વરસઃ—જાંબુ, આંબો, અને આમળાંનાં કૂણાં પાનોને વાટીને તેનો સ્વરસ મધ તથા બકરીના દૂધમાં પીવાથી રક્તાતિસાર નાશ પામે છે.

કુટજક્ષીરઃ—ઇંદ્રજવના ઝાડનાં મૂળ આઠ તોલા લેઇ તેનો ૧૨૮ તોલા પાણીમાં ક્વાથ કરી ચોથો ભાગ રહે એટલે તેને ગાળી તેમાં બકરીનું દૂધ આઠ તોલા નાંખીને પકાવતાં પાણી બળી જઈ દૂધ રહે એટલે તેને ટાઢું પાડી તેમાં આઠ માસાભાર મધ નાંખીને પીવાથી રક્તાતિસાર તુરત મટી જાય છે.

શતાવરી કલ્કઃ—શતાવરીનો કલ્ક દૂધમાં પીવાથી, અથવા શતાવરીના કલ્કમાં પકાવેલું ઘી પીવાથી તથા દૂધ ખાવાથી, અને પથ્ય પાળવાથી, માણસને રક્તાતિસાર મટી જાય છે.

નવનીતાવલેહઃ—ગાયનું માખણ મધ તથા સાકર સાથે ચાટવાથી રક્તાતિસાર છેક નાશ પામી જાય છે.

ચંદન કલ્કઃ—સુખડ ઘસીને મધ, સાકર, અને ચોખાના ધોણ સાથે પીવાથી રક્તાતિસાર, રક્તપિત્ત, તૃષા, દાહ, અને પ્રમેહ મટી જાય છે.

ગુદપાકના ઉપાયોઃ—બહુવાર દસ્ત લાગવાથી ગુદામાં બળતરા થાયકે તે પાકે છે, તો નીચે લખેલા ગુદા ઉપર શેચન, ગુદા ધોવાના, અને લેપના ઉપાયો કરવા.

(૧) કડવી ઘીસોડી અથવા કડવાં પરવળ અને જેઠીમધનો ક્વાથ શીતળ કરીને ગુદાને ધોવી તથા તે ઉપર તેનું સેચન કરવું.

(૨) ગુદદાહ તથા પાકમાં મધ તથા સાકર સાથે બકરીનું દૂધ હિતકારી છે, માટે તેથી ગુદા ધોવી, સેંચન કરવું, તથા તે પીવું જોઇએ.

આમળુના ઉપાયો-(૧) આમળુ નીકળતી હોય તો ખાટી લૂણીથી પકાવેલ ઘીનો ઉપયોગ કરવો તે ઉત્તમ છે.

(૨) બહુ દસ્તથી ગુદામાં વ્યથા થતી હોય તો ઊંદરના માંસને બાફીને તેનો શેક ગુદા ઉપર કરવો, અથવા ઘીનું મોણ દેઇ ઘઊંના લોટની પાણીમાં બાટી બાંધીને પકાવી ગુદા ઉપર તેનો શેક કરવો.

(૩) આમણુ ઉપર ઘી તેલ વગેરે સ્નિગ્ધ પદાર્થો લગાવીને હાથથી તેને અંદર પેસાડીને પછી કાંજીથી બાફેલ તથા એરડાના પાનમાં વીંટેલ ઉંદરના માંસનો થોડો થોડો શેક કરવો.

(૪) કડાના જીવડાના માંસમાં ઘી તથા લૂણ મેળવીને તે માંસને સારી પેઠે બાફીને, ગુદા ઉપર જરા ઘી ચોપડીને તે ઉપર તેનો શેક યત્નથી કરવાથી તુરત આમણનું દરદ છેક નાશ પામી જાય છે.

(૫) ઊંદરની ચરબીનો ગુદ ઉપર લેપ કરવાથી આમણુ મટેછે, એમાં સંશય નથી.

ચાંગેરીઘૃતઃ—ખાટી ચાર પાનવાળી લૂણીનો સ્વરસ, બોરનો ક્વાથ, દહિં તથા જવખાર અને સૂંઠનો ક્વાથ, એમને ઘીથી ચોગણાં લેઈ તેથી પકાવેલું ઘી પીવાથી આમણુ મટે છે. આ ઘીને ચાંગેરી ઘૃત કહે છે.

(૭) કોમળ કમળનાં પત્રને સૂકવી ચૂર્ણ કરી સાકર સાથે ખાવાથી માણુસને આંમણનું દરદ ઉભુંજ રહેતું નથી, એમ નક્કી કહેવામાં આવ્યું છે.

આમણનું દરદ અતિસાર સાથે થાય છે તેમ જ અતિસાર વગર પણ થાય છે, માટે તેને ક્ષુદ્ર રોગોમાં પણ લખેલું છે, અને ગુદદાહ તથા પાકના પ્રસંગને લીધે અહિં પણ લખ્યું છે. બંનેમાં ચિકિત્સા તો એકજ છે.

## કફાતિસારનું લક્ષણ.

**श्वेतं स्निग्धं घनं बद्धं शीतलं मन्दवेदनम् । गौरवारुचिसंयुक्तं श्लेष्मणा सार्यते शकृत् ॥**

કફાતિસારમાં ધોળી, સ્નિગ્ધ, ઘાટી, બંધાયલી, શીતળ, અને થોડી પીડાવાળી વિષ્ટા નીકળ્યા કરે છે; તથા ભારેપણું અને અરૂચિપણુ થાય છે.

## કફાતિસારની ચિકિત્સા.

**श्लेष्मातिसारे प्रथमं हितं लङ्घनपाचनम् । योज्यश्चामातिसारघ्नो यथोक्तो दीपनो गणः ॥ चव्यं सातिविषामुस्तं बालबिल्वं सनागरम् । वत्सकत्वक् फलं पथ्या छर्दि श्लेष्मातिसारनुत् ॥** चव्यादि क्वाथः ॥

**हिङ्गु सौवर्च्चलं व्योषमभयातिविषा वचा । पीतमुष्णाम्बुना चूर्णमेषां श्लेष्मातिसारनुत् ॥** हिंग्वादि चूर्णम् ॥

કફાતિસારમાં પ્રથમ લંઘન તથા પાચન આપવાં, અને અગ્નિદીપન ઔષધોનોજેગણુ આમાતિસારની ચિકિત્સામાં કહેલો છે, તે હિતકારી છે.

ચવ્યાદિ ક્વાથઃ—ચવક, અતિવિષ, મોથ, કાચી બીલી, સૂંઠ, કડાછાલ, ઈંદ્રજવ, અને હરડેનો ક્વાથ કફાતિસાર મટાડે છે.

હિંગ્વાદિ ચૂર્ણઃ—હીંગ, સંચળ, સૂંઠ, મરી, પીપર, હરડે, અતિવિષ, અને વજનું ચૂર્ણ ગરમ પાણીમાં પીવાથી કફા-

તિસાર મટે છે.

### વાત કફાતિસારની ચિકિત્સા.

**क्रिमिशत्रुवचाबिल्वपाठाधान्याककट्फलम् । एषां क्वाथं भिषग् दद्यादतीसारे द्विदोषजे ॥ कट्फलं मधुकं लोध्रं त्वक् दाडिमफलस्य च । सत्तण्डुलजलं चूर्णं वात श्लेष्मातिसारनुत् । चित्रकातिविषामुस्तं बालबिल्वं सनागरम् । वत्सकत्वक् फलं पथ्या वातश्लेष्मातिसारनुत् ॥**

इति वातश्लेष्मातिसारे ॥

(૧) વાયુ તથા કફથી થયેલા અતિસારમાં વૈદ્યે વાવડીંગ, વજ, બીલી, કાળીપાડ, ધાણા, અને કાયફળનો ક્વાથ આપવો.

(૨) કાયફળ, જેઠીમધ, લોદર, અને દાડમના ફળની છાલનું ચૂર્ણ ચોખાના ધોણમાં પીવાથી વાત કફાતિસાર મટી જાય છે.

(૩) ચિત્રક, અતિવિષ, મોથ, કાચી બીલી, સૂંઠ, કડાછાલ્ય, ઇંદ્રજવ, અને હરડેનો ક્વાથ પીવાથી વાતકફાતિસાર મટી જાય છે.

### પિત્ત કફાતિસારની ચિકિત્સા.

**मुस्ता सातिविषा मूर्वा वचा च कुटजः समाः । एषां कषायः सक्षौद्रः पित्तश्लेष्मातिसारनुत् ॥** इति पित्तश्लेष्मातिसारे ॥

મોથ, અતિવિષ, પીલુડી, વજ, અને ઇંદ્રજવ સમ ભાગે લેઇ તેનો ક્વાથ મધનાંખીને પીવાથી પિત્તકફાતિસાર મટી જાય છે.

### સંનિપાતાતિસારનાં લક્ષણો.

**तन्द्रायुक्तो मोहसादास्यशोषी वर्चः कुर्यात् नैकरूपं तृषार्त्तः । सर्वोद्भूते सर्वलिङ्गोपपत्तिः कृच्छ्रैः साध्यो बालवृद्धाऽबलानाम् ॥**

ત્રણે દોષોથી અતિસાર થયો હોય તો ત્રણે દોષોનાં ચિન્હો થાય છે; તૃષા, તંદ્રા, મોહ, અને ગ્લાનિ થાય છે; મુખ સૂકાય છે અને અનેક રંગવાળી વિષ્ટા નીકળે છે. આ અતિસાર બાળક, વૃદ્ધ, કે નિર્બળ માણુસને થાય તો તે કષ્ટસાધ્ય છે.

### સંનિપાતાતિસારની ચિકિત્સા.

**पञ्चमूली बलाबिल्वगुडूचीमुस्तनागरैः । पाठाभूनिम्बवर्हिष्ठकुटजत्वक्फलैः शृतम् ॥ सर्वजं हन्त्यतीसारं ज्वरञ्चापि तथा वमिम् । स शूलोपद्रवं श्वासं कासं चापि सुदुस्तरम् ॥ पञ्चमूली तु सामान्यात् पित्ते योज्या कनीयसी । वाते पुनर्बलासे च सा योज्या महती मता ॥**

इति पञ्चमूल्यादिकः क्वाथः ॥

**अभया नागरं मुस्तं गुडेन सह योजितम् । चतुः समेयं गुटिका स्यात् सर्वातीसारनाशिनी ॥ आमातीसारमानाहं सविबन्धं विषूचिकाम् । कृमीनरोचकं हन्याद्दीपयत्याशु चानलम् ॥**

इति चतुःसमो मोदकः ॥

**तत्कालाकृष्टकुटजत्वचं तण्डुलवारिणा । पिष्ट्वा चतुःपलमितां जम्बूपत्रेण वेष्टिताम् ॥ सूत्रेण बध्वा गोधूमपिष्टेन परिवेष्टिताम् ।**

लिप्ताश्च घनपङ्केन निर्दहेद् गोमयाग्निना ॥ अङ्गारवर्णाश्च मृदं दृष्ट्वा वह्नेः समुद्धरेत् । ततो रसं समादाय शीतं क्षौद्रयुतं पिबेत्॥ उक्तः कृष्णात्रिपुत्रेण पुटपाकस्तु कौटजः। जयेत् सर्वानतीसारान् रक्तजान् सुचिरोत्थितान् ॥ इति कुटजपुटपाकः ॥

कुटजत्वक्कृतः क्वाथो वस्त्रपूतो हिमीकृतः। स लीढोऽतिविषायुक्तः स्यात् त्रिदोषातिसारनुत् ॥ इच्छन्त्यत्राष्टमांशेन क्वाथादतिविषारजः। प्रक्षेपयेत् चतुर्थांशमिति केचिद् वदान्ति हि ॥ इति कुटजावलेहः ॥

पलमङ्कोटमूलस्य पाठां दार्वीञ्च तत्समाम् । पिष्ट्वा तण्डुलतोयेन वटकानक्षसंमितान् ॥ छायाशुष्कांश्च तान् कुर्यात्तेष्वेकं तण्डुलाम्बुना । पेषयित्वा प्रदद्यात्तं पानाय गदिने भिषक् ॥ वातपित्तकफोद्भुतान् द्वन्द्वजान् सान्निपातिकान् । हन्यात् सर्वानतीसारान् वटकोऽयं प्रयोजितः ॥

इति अङ्कोटवटकः ॥

પંચમૂલ્યાદિ ક્વાથઃ—પંચમૂળ, બળદાણા, બીલી, ગળો, મોથ, સૂંઠ,કાળીપાડ, કરિયાતું, વાળો, કડાછાલ્ય અને ઇંદ્રજવનો ક્વાથ ત્રિદોષાતિસાર, જ્વર, ઉલટી, શૂળ, શ્વાસ, અને દુસ્તર ઉધરસને પણ મટાડે છે. સામાન્ય રીતે પિત્ત ઊપર લઘુ પંચમૂળ, અને વાયુ તથા કફ કફ ઉપર બૃહત્પંચમૂળનો ઉપયોગ કરવામાં આવે છે.

ચતુઃસમ મોદકઃ—હરડે, સુંઠ, મોથ, અને ગોળ સમ ભાગે લેઈ ગોળી બનાવવી. આ ચતુઃસ્સમ નામની ગોળી સંનિપાતાતિસાર, આમાતિસાર, આફરો, મળબંધ, કોલેરા, કૃમિ, તથા અરૂચિને મટાડીને અગ્નિને પ્રદીપ્ત કરે છે.

કુટજ પુટપાકઃ—સોળ તોલા લીલી કડાછાલ્યને ચોખાના ધોણમાં વાટીને જાંબુના પાંદડામાં વીંટી દોરો બાંધી ઉપર ફરતો ઘઉંની કણકનો થર ચઢાવી દેઇને, ઉપર પાછો જાડો માટીનો થર ચઢાવવો. પછી છાણાના અગ્નિમાં તેને પકાવી લાલચોળ થઇ જાય ત્યારે ગોળાને અગ્નિમાંથી કાઢી લેઇને કડાછાલ્યના રસને ટાઢો પાડીને તેમાં મધ નાંખીને પીવાથી લાંબા કાળથી થયેલા રક્તાતિસાર વગેરે સઘળા અતિસારો મટી જાય છે. પુનર્વસુ મુનિએ કહેલો આ કુટજ પુટપાક છે.

કુટજાવલેહઃ—કડાછાલ્યનો ક્વાથ વસ્ત્રથી ગાળી, ટાઢો પાડી, તેમાં અતિવિષનું ચૂર્ણ નાંખીને ચાટવાથી ત્રણે દોષના અતિસાર મટે છે. કેટલાક કહે છે કે ક્વાથથી આઠમા ભાગ જેટલું અતિવિષનું ચૂર્ણ નાંખવું

અંકોટવટકઃ—ચાર તોલા અંકોલનાંમૂળ તથા એટલાંજ કાળીપાડ અને દારૂહળદરને ચોખાના ધોણમાં વાટીને એક એક તોલાની ગોળીઓ બનાવીને છાંયામાં સૂકવી એક ગોળી ચોખાના ધોણ સાથે ખાવાથી ત્રિદોષાતિસાર, દ્વિદોષાતિસાર, તથા એક દોષાતિસાર, એમ સર્વ અતિસારો મટી જાય છે.

## શોકાતિસારનું લક્ષણ.

तैस्तैर्भावैः शोचतोऽल्पाशनस्य बाष्पोष्मा वै वह्निमाविश्य जन्तोः । कोष्ठं गत्वा

सोऽभयेतस्य रक्तं तदाधस्तात् काकणन्तीप्रकाशम्। निर्गच्छेद्वै विड्विमिश्रं ह्यविड्वा निर्गन्धं वा गन्धवद्वातिसारः। शोकोत्पन्नो दुश्चिकित्स्योऽतिमात्रं रोगो वैद्यैः कष्ट एव प्रदिष्टः ॥

अयमर्थः । तैस्तैर्भावैः बन्धुवित्तक्षयादिभिः शोचतः शोकं कुर्वतः जन्तोः प्राणिनः बाष्पोष्मा बाष्पः देहोष्मणा जनितं नेत्रनासागलादिषु जलं तेन सहितः । उष्मा शोकजं देहतेजः ॥ स कोष्ठङ्गत्वा वह्निमाविश्य जठराग्निं मन्दीकृत्वा । बाष्पसाहित्यादुष्मणापि वह्नेर्मन्दीभावः इति न दोषः ॥ वह्नेर्मन्दीभावादेव । अल्पानस्येति ॥ जन्तोर्विशेषणम् । ततस्तस्य जन्तोः रक्तं क्षोभयेत् । स्वस्थानाच्चालयेदिति संप्राप्तिः ॥ अथ लक्षणम् । तच्च रक्तं अधस्ताद् गुदात् ॥ काकणन्तीप्रकाशम् । गुञ्जाफलसदृशम् ॥ विड्विमिश्रं गन्धवच्च । अविट् निर्गन्धं वा निर्गच्छेत् शोकोत्पन्नोऽतीसारः ॥ अतिमात्रं दुश्चिकित्स्यः । शोकापनोदनं विना केवलेन भेषजेन प्रतीकर्तुमशक्यत्वात् । एषोऽतीसारः कष्टसाध्यः कथितः॥

બંધુઓ કે ધનાદિના નાશથી શોક થાય છે, તેથી નેત્ર, નાક, અને ગળામાં દેહની ગરમીથી ઉત્પન્ન થયેલ જળરૂપ આંસુ કોઠામાં જઇને જઠરાગ્નિને મંદ કરી નાંખે છે, તેથી થોડું ખાનાર પ્રાણીના રક્તને પોતાના સ્થાનથી ચલિત કરે છે; તેથી તે રક્ત ગુદા માર્ગેથી વિષ્ટા તથા ગંધવાળું, અથવા તેઓ વગરનું, ચણોઠી જેવું રાતું નીકળે છે. આને શોકાતિસાર કહે છે. આ અતિસાર બહુ કષ્ટસાધ્ય છે, કેમકે શોક ન મટે ત્યાં સુધી ઔષધ માત્રથી તે મટતો નથી, માટે શોકાતિસાર કષ્ટસાધ્ય ગણાયો છે.

## ભયાતિસારનાં લક્ષણો.

भयेन क्षोभिता दोषा दूषयन्ति मलं यदा । तदातिसार्यते जन्तुः क्षिप्रमुष्णं जलप्लवम् ॥ वातपित्तातिसारस्य प्रायो लिङ्गैः समन्वितम् । अभयोपशमाच्छर्म यस्मिन् स्यात् स भयात्स्मृतः ॥

प्लवति प्लवम् । जले प्लवमानम् । ननु भयातीसारस्य कथमागन्तुजत्वमयमपि दोषज एव । यत आह ॥ भयेन क्षोभिता दूषिता दोषा मलं दूषयन्ति तन्मलमतिसरति । अत्र पूर्वमेव दोषसम्बन्धः ॥ उच्यते । 'रागद्वेषभयाच्चैव ते स्युरागन्तवो गदाः' ॥ इति वचनाद्भयातीसार आगन्तुज एव । भयेनैव हेतुभूतेन दोषा वातपित्तकफाः अतिसारं जनयन्ति क्षोभिताः । सञ्चालिताः न तु दूषिताः ॥ भयेन त्रयाणामपि दोषाणां दूषणासम्भवात् अतिसर्तुं चलिता वातपित्तकफा मलं दूषयन्ति तत्सर्वं वातपित्तकफमलं भयेनैवातिसार्यते ॥ पश्चाद्वातसम्बन्धेन भयाद्वायुरिति वचनात् । अतएव भयातिसारे वातहर्यैव क्रिया कथितेति साधुः ॥

ભયથી ક્ષોભ પામેલા દોષો જ્યારે મળને દૂષિત કરે છે, ત્યારે પ્રાણીને તુરતજ પાણીમાં તરે એવી ગરમ વિષ્ટા ઉત્પન્ન કરે છે. તે વાતપિત્તાતિસારના જેવો જ અતિસાર છે. ભયને શાંત કરવાથી તે મટે છે માટે તે ભયાતિસાર કહેવાય છે.

શંકાઃ—

ભયથી થયેલા અતિસારને આગંતુજ કેમ કહી શકાય ? કેમકે ભયે ક્ષોભ પમાડેલા ( દૂષિત કરેલા ) દોષો મળને દૂષિત કરીને કાઢે છે. આ ઉપરથી જણાય છે કે તેમાં પ્રથમજ દોષોનો સંબંધ છે માટે તે દોષજન્ય કેમ ન કહેવાય?

સમાધાન.

રાગ, દ્વેષ અને ભયથી જે રોગ થાય છે તે આગંતુક કહેવાય છે. માટે ભયાતિસાર પણ આગંતુક જ છે. ભયે ક્ષોભ પમાડેલા દોષ એટલે ભયને લીધે ચળાયમાન થયેલા દોષ સમજવા. ચળાયમાન થયેલા વાતપિત અને કફ મળને દૂષિત કરીને અતિસાર કરે છે. ભયાતિસારમાં પાછળથી દુષ્ટ વાયુનો સંબંધ થાય છે, કારણ કે ભયથી વાયુ થાય છે.

શોક ભયાતિસારોની ચિકિત્સા.

**भयशोकसमुद्भूतौ ज्ञेयौ वातातिसारवत् ।**
**तयोर्वातहरी कार्या हर्षणाश्वासनैः क्रिया ॥**

वातातिसारवत् वातातिसारलक्षणयोः यतोश्चिकित्सा च हर्षणाचासनपूर्विका वातहरी कर्तव्या ॥

શોક તથા ભયાતિસારનાં લક્ષણો વાતાતિસારના જેવાં જ હોય છે, માટે તેમાં હર્ષ ઉપજાવવા તથા આશ્વસના પૂર્વક વાતહર ચિકિત્સા કરવી.

આમાતિસારનાં લક્ષણો.

**अन्नाजीर्णात्प्रद्रुताः क्षोभयन्तो दोषाः कोष्ठं धातुसङ्घान् मलांश्च । नानावर्णान्नैकशः सारयन्ति शूलोपेतं षष्ठमेनं वदन्ति ॥**

अन्ने भुक्तं तदर्जीर्णञ्चेति कर्मधारये अन्नाजीर्णम् तस्मात् प्रद्रुताः क्षोभयन्तः चालयन्तः । नैकश इत्यत्र नाकादित्वान्नाक्षरविपर्ययः नन्वामेन दोषा दूष्यन्ते गुर्वादिभक्षणादिभिरिव ते चातीसारमुत्पादयन्ति । नत्वाममतीसारमुत्पादयन्ति तेनामातीसारोऽपि दोषज एव किमर्थं पृथगुक्तम् । उच्यते ॥ आमातीसारस्य पृथक् चिकित्सार्थं अतीसारेषु सर्वेषु एव संग्राहकमौषधमुक्तमामातीसारे तु ग्राहकं निषिद्धम् । यत उक्तम् ॥

**नामे संग्राहकं दद्यादतीसारे कदाचन ।**
**संगृहीतो बलादामो विकारान् कुरुते बहून् ॥**

बलात् भेषजबलात् विकारान् ग्रहण्याध्मानशूलशोथोदरज्वरादीन् ॥

ખોરાકના અજીર્ણથી ચલિત થયેલા તથા કોઠામાં ધાતુઓના સમૂહો તથા મળોને ક્ષોભ પમાડતા દોષો શૂળ સહિત અનેક રંગના દસ્તને વારંવાર ગુદા માર્ગે વહેવરાવે છે, તે છઠ્ઠો આમાતિસાર કહેવાય છે.

શંકાઃ—

જેમ ભારે પદાર્થોનાં ભોજન વિગેરેથી દોષો દૂષિત થાય છે, તેમ આમથી પણ દૂષિત થાય છે. એ દૂષિત થયેલા દોષોથી અતિસાર થાય છે. પણ આમ અતિસારને ઉત્પન્ન કરતો નથી, માટે આમાતિસાર પણ દોષજન્ય જ ગણાવો જોઈએ, તેમ છતાં જૂદો કેમ ગણ્યો ?

સમાધાનઃ—

બીજા સર્વ પ્રકારના અતિસાર કરતાં આમાતિસાર વિલક્ષણ પ્રકારનો છે, બીજા

અતિસારોમાં ઝાડો બંધ કરવાનાં ઔષધો અપાય છે, પણ આમાતિસારમાં તેનો નિષેધ છે. કહ્યું છે કે-આમાતિસારમાં દસ્તને રોકનારી દવા આપવાથી ગ્રહણી, આફરો, શૂળ, ગુલ્મ, સોજા, ઉદરરોગ તથા જ્વર વગેરે ઘણા વિકારો ઉત્પન્ન થાય છે.

## આમાતિસારની ચિકિત્સા.

**वत्सकातिविषाशुण्ठीबिल्वहिङ्गुयवाम्बुदाः । चित्रकेण युतः क्राथ आमातीसारनाशनः ॥**

ઇંદ્રજવ, અતિવિષ, સૂંઠ, બીલી, હિંગ, જવ, મોથ, અને ચિત્રકનો કવાથ આમાતિસારને મટાડે છે.

## શોથાતિસારની ચિકિત્સા.

**शोथघ्नीन्द्रयवाः पाठा श्रीफलातिविषाघनाः । क्वथिताः सोषणाः पीताः शोथातीसारनाशनाः ॥**

शोथघ्नी पुनर्नवा । उषणं मरिचं ॥ इति शोथातीसारः ॥

સાટોડી, ઇંદ્રજવ, કાળીપાડ, બીલી, અતિવિષ, મોથ, અને મરીનો કવાથ પીવાથી શોથાતિસાર ( સોજાથી થયેલો અતિસાર ) મટે છે.

## છર્દ્યતિસારની ચિકિત્સા.

**आम्रास्थिमध्यमालूरफलक्राथः समाक्षिकः । शर्करासहितो हन्यात् छर्द्यतीसारमुल्बणम् ॥**

मालूरफलं बिल्वफलम् ॥

**कषायो भृष्टमुद्गस्य सलाजमधुशर्करः । निहन्याच्छर्द्यतीसारं तृष्णां दाहं ज्वरं भ्रमम् ॥** इति छर्द्यतीसारः ॥

( ૧ ) આંબાની ગોઠલીનો ગર્ભ અને બીલીનો કવાથ મધ અને સાકર નાંખીને પીવાથી ભયંકર ઉલટીનો અતિસાર મટી જાય છે.

( ૨ ) શેકેલો મગનો કવાથ શાળની ધાણી, મધ, અને સાકર નાંખી તે પીવાથી ઉલટીનો અતિસાર, તરશ, દાહ, જ્વર, ભ્રમ, એ મટી જાય છે.

## નિઃસારકની ચિકિત્સા.

**दध्ना ससारेण समाक्षिकेण भुञ्जीत निःसारकपीडितस्तु । सुतप्तकुप्यक्कथितेन वापि क्षीरेण शीतेन मधुप्लुतेन ॥**

निःसारकः निठाहीति लोके । सुतप्तकुप्यक्कथितेन सुतप्तसुवर्णरजतनिर्वापणक्वथितेन भुञ्जीत पथ्यमिति शेषः । निःसारके ॥

ધીરે ધીરે કડકે કડકે દસ્ત આવે તો તરવાળા દહિંમાં મધ નાંખીને તે સહિત પથ્ય ભોજન કરવું, અથવા અત્યંત તપાવેલ સોનું કે રૂપું ઠરવા નાંખીને ગરમ કરેલા અને પછી ટાઢા પાડેલા દૂધમાં મધ નાંખીને તે સહિત પથ્ય ભોજન કરવું.

## વિષ્ટાક્ષયની ચિકિત્સા.

**दीप्ताग्निर्निःपुरीषो यः सार्यते फेनिलं शकृत् । स पिबेत् फाणितं शुण्ठीं दधि तैलं पयो घृतम् ॥ बलाविश्वाशृतं क्षीरं गुडतैलानुयोजितम् । दीप्ताग्निं पाययेत्प्रातः सुखदं वर्चसः क्षये ॥** पुरीषक्षये ॥

(૧) દીપ્તાગ્નિવાળા તથા વિષ્ટાથી રહિત થઇ ગયેલાને ગુદામાંથી ફીણવાળો મળ નીકળ્યા કરતો હોય તેણે અરધો પાકેલો રાબ જેવો ગોળ, સૂંઠ, દહિં, તેલ, દૂધ, અને ઘી પીવાં.

(૨) દીપ્તાગ્નિ તથા વિષ્ટારહિત માણસે બળદાણુ અને સૂંઠથી પકાવેલ દૂધમાં ગોળ અને તેલ નાંખીને પ્રાતઃકાળમાં તે દૂધ પીવું, તેથી સુખ થાય છે.

## બિલ્વતૈલ.

**तुलां सङ्कुज्य बिल्वस्य पचेत् पादावशेषितम् । सक्षीरं साधयेत्तैलं श्लक्ष्णपिष्टैरिमैः समैः ॥ बिल्वं सधातकी कुष्टं शुण्ठीरास्नापुनर्नवाः । देवदारु वचा मुस्तं लोध्रमोचरसान्वितम् ॥ एभिर्मृद्वग्निना पक्वं ग्रहण्यर्शोऽतिसारनुत् । बिल्वतैलमिति ख्यातमत्रिपुत्रेण भाषितम् ॥**

**ग्रहण्यर्शोऽधिकारे ये स्नेहाः समुपदर्शिताः । प्रयोज्यास्तेऽतिसारेऽपि त्रयाणां तुल्यहेतुना ॥** इति बिल्वतैलम् ॥

૪૦૦ તોલા બીલીના ગર્ભનો કવાથ કરી ચોથો ભાગ રહે એટલે તેમાં દૂધ અને તેલ નાંખી, બીલી, ધાવણી, કઠ, સૂંઠ, રાસ્ના, સાટોડી, દેવદાર, વજ, મોથ, લોદર, અને મોચરસના કલ્કો પણ નાંખીને ધીરા અગ્નિથી તેલ પકાવવું, પુનર્વસુ મુનિએ કહેલું આ તેલ બિલ્વતૈલ નામનું છે, તે ગ્રહણી, અર્શ, તથા અતિસારોને મટાડે છે.

(૪) ગ્રહણી અને અર્શના અધિકારોમાં જે સ્નેહો કહેલા છે. તે સર્વે પણ અતિસારમાં વપરાય છે; કેમકે એ ત્રણે રોગોના હેતુ સમાન છે.

## પ્રવાહિકા અતિસારનું લક્ષણ.

**वायुः प्रवृद्धो निचितं बलासं नुदत्यधस्तादहिताशनस्य । प्रवाहतोऽल्पं बहुशो मलाक्तं प्रवाहिकां तां प्रवदन्ति तज्ज्ञाः ॥**

अस्यायमर्थः । अहिताशनस्य अतिशयेन वातलभक्ष्यभोजिनः प्रवृद्धो वायुः प्रवाहतः बलेन सशब्दं वायुमपानमार्गेण त्यजतः निचितं सञ्चितं बलासं कफं मलाक्तं पुरीषयुक्तम् अल्पं बहुशः वारंवारं अधस्ताद् गुदात् नुदति । वैद्याः तां प्रवाहिकां प्रवदन्ति ॥

અત્યંત વાયુ કરનારા પદાર્થો ખાવાથી અત્યંત વધી ગયેલો વાયુ જોર કરીને અધોવાયુ મૂકતી વખતે ગુદામાંથી વિષ્ટાથી ખરડાયલો કફ વારંવાર નીકળ્યા કરે છે, તે રોગને વૈદ્યો પ્રવાહિકા કહે છે.

## પ્રવાહિકાનાં રૂપો.

**प्रवाहिका वातकृता सशूला पित्तात् सदाहा सकफा कफाच्च । सशोणिता शोणितसम्भवाच्च ताः स्नेहरूक्षप्रभवा मतास्तु ॥**

तत्र रूक्षप्रभवा वातजा स्नेहप्रभवा कफजा तुशब्दात् तीक्ष्णोष्णप्रभवा पित्तजा रक्तजा च ॥

**तासामतीसारवदादिशेच्च लिङ्गं क्रमं चामविपक्वतां च ।**

વાયુની પ્રવાહિકા શૂળવાળી હોય છે, અને તે રૂક્ષ પદાર્થો ખાવાથી થાય છે; તીક્ષ્ણ અને ગરમ પદાર્થો ખાવાથી દાહવાળી પ્રવાહિકા પિત્તની થાય છે; સ્નિગ્ધ પદાર્થોથી કફની પ્રવાહિકા થાય છે;

તીક્ષ્ણ અને ગરમ પદાર્થોથી થયેલી લોહીવાળી રક્તની પ્રવાહિકા કહેવાય છે. આ પ્રવાહિકાઓનાં ચિન્હો, ચિકિત્સા, તથા કાચા પાકા પણા વિષે અતિસાર જેવી જ રીતિ જાણવી.

## પ્રવાહિકાની ચિકિત્સા.

### બિલ્વાદ્ય વલેહ.

बिल्वपेशी गुडं लोध्रं तैलं मरिचसंयुतम्। लीढ्वा प्रवाहिकाक्रान्तः सत्वरं सुखमाप्नुयात् ॥ बिल्वादिअवलेहः ॥

धातकी बदरीपत्रं कपित्थं रसमाक्षिकम्। सलोध्रमेकतो दध्ना पिबेन्निर्वाहिकार्दितः॥

एकतः प्रत्येकं दध्ना पिबेदित्यर्थः। इति धातक्यादिः ॥

બીલીનો ગર્ભ, ગોળ, લોદર, તેલ, અને મરીનો અવલેહ ચાટવાથી પ્રવાહિકા વાળાને તુરત સુખ મળે છે.

### ધાતક્યાદિ.

ધાવણીનાં ફૂલ, બોરડીનાં પાન, કોઠનો રસ, મધ, અને લોદરનું ચૂર્ણ, એ દહિં સાથે જુદાં જુદાં પીવાથી પ્રવાહિકા મટે છે.

## અસાધ્ય અતિસારનાં લક્ષણો.

पक्वजाम्बवसङ्काशं यकृत् खण्डनिभं तनुम्। घृततैलवसामज्जावेसवारपयोदधि ॥ मांसधावनतोयाभं कृष्णं नीलारुणप्रभम्। कर्बुरं मेचकं स्निग्धं चन्द्रिकोपगतं घनम् ॥ कुणपं मस्तुलुङ्गाभं सगन्धं क्वथितं बहु। तृष्णादाहारुचिश्वासहिक्कापार्श्वास्थिशूलिनम् ॥ संमूर्च्छारतिसंमोहयुक्तं पक्वबलीगुदम्। प्रलापयुक्तश्च भिषग् वर्जयेदतिसारिणम् ॥ असंवृतगुदं क्षीणं शूलाध्मानैरुपद्रुतम्। गुदे पक्वे गतोष्माणमतिसारिणमुत्सृजेत् ॥

असंवृतगुदं गुदसंवरणाक्षमम्। गुदे पक्वे गुदपाकारम्भके पित्ते विद्यमानेपि शीतगात्रं नष्टाग्निं वा ॥

श्वासशूलपिपासार्त्तं क्षीणं ज्वरनिपीडितम्। विशेषेण नरं वृद्धमतीसारो विनाशयेत् ॥ शोथं शूलं ज्वरं तृष्णां श्वासं कासमरोचकम्। छर्दिं मूर्च्छां च हिक्कां च दृष्ट्वातीसारिणं त्यजेत्। हस्तपादाङ्गुलीसन्धिप्रपाको मूत्रनिग्रहः॥ पुरीषस्योष्णता तीव्र मरणायातिसारिणः। अतीसारी राजरोगी ग्रहणीरोगवानापि ॥ मांसाग्निबलहीनो यो दुर्लभं तस्य जीवनम्। बाले वृद्धे त्वसाध्योऽयं लिङ्गैरेतैरुपद्रुतः॥ अपि यूनामसाध्यं स्यादतिदुष्टेषु धातुषु ॥

જેથી વિષ્ટા પાકેલા જાંબુ જેવી, યકૃત્‌ની ગાંઠ જેવી, સૂક્ષ્મ, ઘી જેવી, તેલ જેવી, ચરબી જેવી, મજ્જા જેવી, દાળના પાણી જેવી, દૂધ જેવી, દહિં જેવી, માંસના ધોણ જેવી, કાળી, લીલી, રાતી, કાબરચિત્રી, ચીકણી, મોરપીંછ જેવા ચાંદાઓવાળી, મુડદા જેવા ગંધવાળી, માથાના મગજ જેવી, ગંધાતી, કે બહુજ ગરમ હોય, તે રોગીને તૃષા, દાહ, અરૂચિ, શ્વાસ, હેડકી, અને પડખાં તથા હાડકાંમાં શૂળ, મૂર્ચ્છા, અરૂચિ, મોહ,

ગુદાની વળીઓમાં પાક, અને પ્રલાપ ચાલ્યો હોય છે. એવા રોગીને વૈદ્યે છોડી દેવો જોઇએ. જે રોગી ગુદાને બીડી શકતો ન હોય, નબળો થઇ ગયો હોય, શૂળવાળો હોય, ગુદા પાકયા છતાં પણ શીતળ ગાત્રો અને જઠરાગ્નિ વગરનો થઇ ગયો હોય, તેને વૈદ્યે છોડી દેવો. શ્વાસ, શૂળ, તૃષા, નબળાઇ, જ્વર, અને વિશેષે કરીને વૃદ્ધતાવાળાને અતિસાર મારી નાંખે છે, સોજા, શૂળ, જ્વર, તૃષા, શ્વાસ, ઉધરસ, અરૂચિ, ઉલટી, મૂર્છા, અને હેડકી, એ લક્ષણોવાળાને પણ છોડી દેવો. સાંધા તથા હાથ પગની આંગળીઓ પાકી ગઈ હોય, મૂત્ર અટકી ગયું હોય, અને વિષ્ટા બહુજ ગરમ નીકળતી હોય, તે અતિસારવાળો મરવાનો જ છે. અતિસાર, ક્ષયરોગ, અથવા ગ્રહણી રોગવાળો જે કોઈ માંસ અને અગ્નિના બળ વગરનો થઇ ગયો હોય, તેનું જીવવું દુર્લભ જાણવું. ઉપરનાં ચિન્હો થયાં હોય, તો બાળક તથા વૃદ્ધોને માટે તો અસાધ્ય જ છે, અને ધાતુઓ અત્યંત દુષ્ટ થયા હોય તો જુવાનોનો અતિસાર પણ અસાધ્ય છે.

## અતિસારથી મુક્ત થયાનાં લક્ષણો.

यस्योच्चारं विना मूत्रं सम्यग्वायुश्च गच्छति । दीप्ताग्नेर्लघुकोष्ठस्य स्थितस्तस्योदरामयः ॥

અગ્નિ વધ્યો હોય, કોઠો હલકો થયો હોય, અને અધોવાયુ વિષ્ટા વગર અને મૂત્ર છૂટી શકતાં હોય, તો અતિસાર મટ્યો, એમ જાણવું.

## પથ્યાપથ્ય.

स्नानावगाहमभ्यङ्गं गुरुस्निग्धादिभोजनम् । व्यायाममग्निसन्तापमतीसारीविवर्जयेत् ॥ स्नानमुद्धृतजलेन । अवगाहं नद्यादौ ॥

અતિસારવાળાએ ન્હાવું નહિ, નદી વગેરેમાં પડવું નહિ, ભારે કે ચીકણું ખાવું નહિ, કસરત કરવી નહિ, અને તડકો સેવવો નહિ.

## શંખ પોટલી રસ.

प्रत्येकं दशगद्याणाः शुद्धसूतकगन्धयोः । विंशतिं त्रिदिनं खल्वे पिष्ट्वा कुर्याच्च कज्जलीम् ॥ पश्चादर्कस्य दुग्धेन पिष्ट्वा तां कज्जलीं त्र्यहम् । ततो वज्रस्य दुग्धेन पिष्ट्वा तां कज्जलीं त्र्यहम् । आर्द्रकं चित्रकं श्वेतं निःसहायश्च मर्दयेत् ॥ पेषयेत् तद्रसैरेवं कज्जलीन्तां दिनत्रयम् । पीतानाञ्च कपर्दीनां चूर्णं गद्याणविंशतिः ॥ त्रिंशतिः शङ्खचूर्णस्य चत्वारिंशच्च मिश्रितम् । त्रिदिनं मर्दयेत् खल्वे पूर्वोक्तेन क्रमेण च ॥ त्र्यहमर्कस्य दुग्धेन वज्रीदुग्धेन च त्र्यहम् । तन्मध्ये कज्जलीं क्षिप्त्वा चित्रकार्द्ररसेन तु ॥ खल्वे पिष्ट्वा द्वयोः कार्या गव्यो बदरसम्मिताः । लिप्त्वा दग्ध्वाशु चूर्णेन पक्वकुडरिकान्तरम् ॥ प्रक्षिप्य गुटिकास्तत्र चूर्णलिप्तपिधानकम् । दत्त्वा वस्त्रमृदा लिप्त्वा गर्त्ते हस्तप्रमाणकम् ॥ तद्गर्भे कुडरीं मुक्त्वा पुटो देयश्च शाणकैः । पश्चाच्चित्रकनीरेण स्वाङ्गशीतश्च पेषयेत् ॥ गुटिकाः पूर्वरीत्येव कृत्वा देयः पुनः पुटः । दग्धानां गुटिकानाञ्च चूर्णं कृत्वाथ कूपके ॥ क्षिप्त्वैवं हि निष्पन्नो रसोऽयं शङ्खपोट-

ली। आमज्वरातिसारे च श्वासे कासे तथैव च ॥ श्लेष्मपित्तामवातेषु मन्दाग्नौ ग्रहणीषु च। अष्टादश प्रमेहेष्वजीर्णे जीर्णबलेषु च ॥ द्वात्रिंशन्मरिचैः सार्कं सघृतं वल्लपञ्चकम्। सर्वरोगेषु दातव्यं मरिचाज्यं विना ज्वरे ॥ शालयो दधिदुग्धादिभोजनं मधुरं हितम्। कट्वम्लक्षारतैलाद्या दूरतः परिवर्जयेत् ॥ विधिनानेन कर्त्तव्यो रसोऽसौ शङ्खपोटली। क्रमेण विनिवर्त्तन्ते प्रोक्तरोगा न संशयः ॥

(૧) પાંચ પાંચ તોલા પારો તથા ગંધકને ત્રેવીસ દિવસ સૂધી ખરલ કરીને તેની કજ્જલી કરવી. તે પછી તેને ત્રણ ત્રણ દિવસો સૂધી ક્રમસર આકડાના છીરની તથા થોરના છીરની ભાવનાઓ દેવી. પછી આદુ તથા શ્વેત ચિત્રકને જુદાં જુદાં વાટી તેમનો રસ કરી તે રસની ત્રણ દિવસ સૂધી તે કજ્જલીને ભાવના દેવી. તે પછી દસ દસ તોલા પીળી કોડી તથા શંખોના ચૂર્ણોને ત્રણ દિવસ સૂધી ખરલમાં વાટીને તે ચૂર્ણને ઉપર કહ્યા પ્રમાણે ત્રણ ત્રણ દિવસો સૂધી આકડા તથા થોરના છીરોની ભાવના ક્રમસર આપવી. પછી એ ચૂર્ણ તથા કજ્જલીને ભેળાં કરીને આદાના રસથી વાટીને બોર જેવડી ગોળીઓ કરવી. પછી ઠીકરાંની કુલ્લીને ચૂનો ચોપડીને અગ્નિમાં તપાવવી. ખૂબ તપાવીને તેમાં ગોળીઓ નાંખીને ઉપર ચૂનો ચોપડેલું કોડિયું ઢાંકી ઉપર કપડ મટીથી બંધ કરીને તેને એક હાથ ઊંડા, લાંબો, અને પોહોળો, એવા એક ખાડામાં મૂકી આસપાસ અડાયાં ભરીને પુટપકાવવો. છાણાં બળી જાય એટલે કુલ્લીમાંથી રસને કાઢીને તેને ચિત્રકના રસમાં વાટવો; વળી પાછો ઉપર પ્રમાણે જ કરીને બીજીવાર પુટ પકાવવો. પછી બળી ગયેલી તે ગોળીઓના ચૂર્ણને સાચવી રાખવું. આ શંખપોટલી નામનો રસ જ્વર સહિતનો આમાતિસાર, કફ, ઉધરસ, શ્વાસ, પિત્ત, આમવાત, મંદાગ્નિ, મરડો, અઢાર જાતના પ્રમેહો, નબળાઈ, અને અજીર્ણ ઉપર પાંચ વાલ જેટલો ખાવો. સર્વ રોગો ઉપર આ રસ બત્રીસ મરીની સાથે ઘીમાં ખાવો, પણ જ્વરમાં મરી તથા ઘી વગર એકલોજ ખાવો. આ રસ ઉપર ચોખા, ઘી, દૂધ, વગેરે મધુર પદાર્થો ખાવા, એ હિતકર છે. આ રસ ખાનારાએ તેલ, તીખું, ખાટું, ખારૂં, વગેરેને દૂરથી છોડી દેવાં. એ વિધિ પ્રમાણે આ રસનું સેવન કરવામાં આવે તો ઉપર કહેલા રોગો ક્રમે કરીને મટી જાય છે, એમાં સંશય નથી.

## વિજયાવલેહ.

त्रैलोक्यविजया जातीफले तुल्ये कलिङ्गके। गृहीत्वा द्विगुणं श्रेष्ठो लेहः सर्वातिसारनुत् ॥

(૨) એક એક ભાગ ભાંગ તથા જાયફળ, અને બે ભાગ ઇંદ્રજવને મધમાં વાટીને ચાટવાથી સર્વ અતિસારો મટે છે.

## અતિવિષાવલેહ.

बिल्वमोचरसलोध्रधातकीपुष्पचूतफलबीजसंयुताम्। भक्षयेदतिविषावलेहिकां सिन्धुवेगमपि दुर्द्धरं जयेत् ॥

इत्यतीसाराधिकारः ॥

બીલીનો ગર્ભ, મોચરસ, લોદ્દર, ધાવડીનાં ફૂળ, આંબાની ગોઠલીનો ગર્ભ, અને અતિવિષનો અવલેહ ખાવાથી સમુદ્રની ભરતીના જેવા વેગવાળો પ્રબળ અતિસાર પણ જીતાઈ જાય છે.

## (જ્વરાતિસારાનો અધિકાર.)

### નિદાન.

**ज्वरातिसारयोरुक्तं निदानं यत् पृथक् पृथक् । तस्माज्ज्वरातीसारस्य निदानं नोदितं पुनः ॥**

જ્વર તથા અતિસાર, એ બંનેનાં નિદાનો જુદાં જુદાં કહેવાઈ ગયાં છે, માટે એ બંને ભેગાંનું નિદાન અહિં કહેવાની જરૂર નથી.

### જ્વરાતિસારની ચિકિત્સા.

**ज्वरातीसारयोरुक्तं भेषजं यत् पृथक् पृथक् । न तन्मिलितयोः कार्यमन्योन्यं वर्द्धयेद्यतः ॥**

अयमभिप्रायः । ज्वरहरमनुलोमनं भवति । अतीसारहरं स्तम्भनं भवति । अतः परस्परविरुद्धत्वात् पृथगुक्त भेषजं मिलितयोर्न कार्यम् । यत आह । अनुलोमनं ज्वरघ्नं ग्राहकमतीसारहृद् भवति ॥

**पृथगुक्तमौषधं तज्ज्वरातीसारे विरुद्धमन्योन्यम् । अतस्तौ प्रतिकुर्वीत विशेषोक्तचिकित्सितैः ॥ लङ्घनमेकं मुक्ता न चान्यदस्तीह भेषजं बलिनः । समुदीर्णदोषनिचयं शमयति तत् पाचयेदपि च ॥ लङ्घनमुभयोरुक्तं मिलिते कार्यं विशेषतस्तदनु । उत्पलषष्ठकसिद्धं लाजकाथादिकं सकलम् ॥**

**पृश्निपर्णीबलाबिल्वधनिकानागरोत्पलैः । ज्वरातीसारयोश्चैव पिबेत्साम्लं शृतं नरः ॥**

अतीसारे पुरीषातिप्रवृत्त्याम्लत्वञ्च दाडिमरसादिना कर्त्तव्यम् । इति उत्पलषष्ठकम् ॥

**कणा करिकणा लाजकाथो मधुसितायुतः । पीतो ज्वरातीसारस्य तृष्णामाशु विनाशयेत् ॥**

इति कणादि क्वाथः ॥

**नागरातिविषामुस्तामृताभूनिम्बवत्सकैः । काथः सर्वज्वरान् हन्ति अतीसारं सुदारुणम् ॥** इति नागरादि क्वाथः ॥

**गुडूच्यतिविषाधान्यशुण्ठीबिल्वाब्दवालकैः । पाठाभूनिम्बकुटजचन्दनोशीरपर्पटैः ॥ पिबेत्कषायं सक्षौद्रं ज्वरातीसारनाशनम् । हृल्लासारुचितृड्दाहवमीनाञ्च निवृत्तये ॥**

बृहद् गुडूच्यादिक्वाथः ॥

**उत्पलं दाडिमत्वक् च पद्मकेशरमेव च । पीतं तण्डुलतोयेन ज्वरातीसारनाशनम् ॥**

इति उत्पलादिचूर्णम् ॥

**बिल्वबालकभूनिम्बगुडूचीमुस्तवत्सकैः । कषायः पाचनः शोथज्वरातीसारनाशनः ॥**

बिल्वादिक्वाथः ॥

**नागरातिविषाबिल्वगुडूचीमुस्तवत्सकैः । कषायः पाचनः शोथज्वरातीसारनाशनः ॥**

इति नागरादिक्वाथः ।

**दशमूलीकषायेण विश्वामक्षसमां पिबेत् । ज्वरे चैवातिसारे च शोथे ग्रहणीगदे ॥**

इति दशमूलीक्वाथः । इति ज्वरातीसाराधिकारः ॥

જ્વર તથા અતિસારનાં જે જુદાં જુદાં ઔષધો કહેલાં છે, તે જ્વરાતિસારમાં કરવાં નહિ, કેમકે જ્વરનાં ઔષધો અતિસારને વધારનારાં, અને અતિસારનાં ઔષધો જ્વરને વધારનારાં હોય છે. જુદાં જુદાં ઔષધો જ્વરાતિસારમાં અન્યોન્યવિરૂદ્ધ છે. તેની ચિકિત્સા અહિં જૂદી કહેલી છે. માત્ર આમાં એક લંઘનજ ઉત્તમ ઉપાય છે, બીજો ઉપાય એટલો બળવાન્ નથી. વધેલા દોષોના સમૂહને લંઘન શમાવીને પચાવે છે, માટે જ્વર અને અતિસાર ભેળાં હોય તો લંઘન કરાવીને પછી ઉત્પલ ષષ્ઠક તથા શાળની ધાણીવાળો કણાદિ ક્વાથ વગેરે ઉપાયો કરવા.

ઉત્પલષષ્ઠક ક્વાથઃ—નાનો સમેરવો, બળદાણા, બીલી, ધાણા, સુંઠ, અને કમળના ક્વાથને ખાટો કરીને પીવાથી જ્વરાતિસાર મટી જાય છે. અતિસારમાં વિષ્ટા ઘણી જાયછે, માટે દાડમના રસ વગેરેથી આ ક્વાથને ખાટો કરવો જોઇએ.

કણાદિ ક્વાથઃ—પીપર, ગજપીપર, અને ચોખાની ધાણીનો ક્વાથ મધ તથા સાકર નાંખીને પીવાથી જ્વરાતિસાર તુરત મટી જાય છે.

નાગરાદિ ક્વાથઃ—સુંઠ, અતિવિષ, મોથ, ગળો, કરિયાતું, અને ઇંદ્રજવનો ક્વાથ સર્વ જ્વરો તથા અતિસારોને મટાડે છે.

બૃહદ્ગુડૂચ્યાદિ ક્વાથઃ—ગળો, અતિવિષ, ધાણા, સુંઠ, બીલી, મોથ, વાળો, કાળીપાડ, કરિયાતું, ઇંદ્રજવ, રતાંજળી, કાળોવાળો. અને ખડસલિયાનો ક્વાથ મધ નાંખીને પીવાથી જ્વરાતિસાર, મોળ, અરૂચિ, તૃષા, દાહ, અને ઉલટી મટી જાયછે.

ઉત્પલાદિચુર્ણઃ—કમળ, દાડમની છાલ્ય, અને કમળના કેશરાનું ચુર્ણ ચોખાના ધોણમાં પીવાથી જ્વરાતિસાર નાશ પામેછે.

બિલ્વાદિ ક્વાથઃ—બીલી, વાળો, કરિયાતું, ગળો, મોથ, અને ઇંદ્રજવનો ક્વાથ પાચન છે, અને તે સોજા તથા જ્વરાતિસારનો નાશ કરે છે.

નાગરાદિ ક્વાથઃ—સૂંઠ, અતિવિષ, બીલી, ગળો, મોથ, અને ઇંદ્રજવનો ક્વાથ પાચન છે; અને તે સોજા તથા જ્વરાતિસારનો નાશ કરે છે.

દશમૂલી ક્વાથઃ—જ્વરાતિસાર તથા સોજા યુક્ત ગ્રહણીના રોગોમાં દશમૂળના ક્વાથમાં એક તોલો સૂંઠ નાંખીને પીવો.



# ગ્રહણીરોગનો અધિકાર.

## ગ્રહણીની સંપ્રાપ્તિ.

अतिसारे निवृत्तेऽपि मन्दाग्नेरहिताशिनः।
भूयः सन्दूषितो वन्हिर्ग्रहणीमपि दूषयेत्॥
अपिशब्दादजातातीसारस्यापि ग्रहणीरोगः स्यात्॥

અતિસાર મટી ગયા પછી મંદાગ્નિ તથા અહિતકર ભોજનથી અગ્નિ બહુ કોપ પામીને તે ગ્રહિણીને પણ દૂષિત કરેછે.

## ગ્રહણીનું સ્વરૂપ.

(ग्रहण्यग्निधरा कला। यत आह चरके)।
अग्न्यधिष्ठानमन्नस्य ग्रहणाद्ग्रहणी मता ।
अपक्वं धारयत्यन्नं पक्वं त्यजति चाप्यधः।

षष्ठी पित्तधरानाम या कला परिकीर्तिता।
आमपक्वाशयान्तस्था ग्रहणी साभिधीयते॥
ग्रहण्या बलमग्निर्हि स चापि ग्रहणी मतः।
तस्मादग्नौ प्रदुष्टे तु ग्रहण्यपि विदुष्यति॥

અગ્નિધરા નામની કળાને ગ્રહણી કહે છે. ચરક કહે છે કે—"અગ્નિને રહેવાનું સ્થાન અન્નને ગ્રહણ કરે છે, માટે તે ગ્રહણી કહેવાય છે. એ ગ્રહણી કાચા અન્નને ધારણ કરે છે અને પાકેલાને નીચે ઉતારે છે." સુશ્રુત પણ કહે છે કે "આમાશયની તથા પકવાશયની વચમાં રહેલી છઠ્ઠી પિત્તધરા નામની કળા ગ્રહણી કહેવાય છે. ગ્રહણીનું બળ અગ્નિ છે. અને તે અગ્નિ પણ ગ્રહણી કહેવાય છે; માટે અગ્નિ દૂષિત થયે ગ્રહણી પણ દૂષિત થાય છે.

## ગ્રહણીનાં લક્ષણો.

एकैकशः सर्वशश्च दोषैरत्यन्तमूर्च्छितैः।
सा दुष्टा बहुशो भुक्तमाममेव विमुञ्चति॥
पक्वं वा सरुजं पूति मुहुर्बद्धं मुहुर्द्रवम्।
ग्रहणीरोगमाहुस्तमायुर्वेदविदो जनाः॥

अतीसारे द्रवधातुप्रवृत्तिर्ग्रहण्यान्तु बद्धस्यापि मलस्य प्रवृत्तिरिति तयोर्भेदः॥

અત્યંત દૂષિત થયેલા એક એક કે સર્વ દોષોથી દૂષિત થયેલી ગ્રહણી ખાધેલા અન્નને ઘણીવાર કાચું જ કાઢી નાંખે છે, અને પાકું પણ કાઢે છે. એ અત્યાહિક વેદનાયુક્ત, દુર્ગંધવાળું વારંવાર બંધાયલું, વારંવાર દ્રવરૂપ, એમ પડે છે. આ રોગને આયુર્વેદ જાણનારાઓ ગ્રહણી રોગ કહે છે. અતિસારમાં દ્રવ ધાતુની પ્રવૃત્તિ થાય છે અને ગ્રહણીમાં તો મળની પણ પ્રવૃત્તિ થાય છે.

## વાયુની ગ્રહણીનાં નિદાન તથા લક્ષણો.

कटुतिक्तकषायातिरूक्षशीतलभोजनैः।
प्रमितानशनादध्ववेगनिग्रहमैथुनैः॥ मारुतः कुपितो वन्हिं सञ्छाद्य कुरुते गदम्। तस्यान्नं पच्यते दुःखं शुक्तपाकः खराङ्गता॥ कण्ठास्यशोषः क्षुत्तृष्णातिमिरं कर्णयोः स्वनः। पार्श्वोरुवंक्षणग्रीवारुगभीक्ष्णं विषूचिका॥ हृत्पीडाकार्श्यदौर्बल्यं वैरस्यं परिकर्त्तिका। गृद्धिः सर्वरसानाञ्च मनसः सदनं तथा॥ जीर्णे जीर्य्यति चाध्मानं भुक्ते स्वास्थ्यमुपैति च सवातगुल्महृद्रोगप्लीहाशङ्की च मानवः॥ चिराद्दुःखं द्रवं शुष्कं तन्वामं शब्दफेनवत्। पुनः पुनः सृजेद्वर्चः कासश्वासार्दितोऽनिलात्॥

प्रमितं परिमितं गदं ग्रहणीगदम्। शुक्तपाकं अम्लपाकम्॥

તીખાં, કડવાં, તૂરાં, અતિરૂક્ષ, અતિટાઢાં, અને વધારે પડતાં ભોજનથી; પંથ કરવાથી; વિષ્ટાદિને રોકવાથી; અને અત્યંત મૈથુન કરવાથી કોપેલો વાયુ અગ્નિને ઢાંકી દેઇને ગ્રહણી રોગને ઉત્પન્ન કરે છે. આ રોગીને અન્ન માંડમાંડ પચે છે, અન્નનો પાક ખાટો થાય છે. અંગો ખરસટ થઈ જાય છે, કંઠ તથા મુખ સૂકાય છે, ભૂખ તથા તરશ લાગે છે, અંધારાં તથા કાનમાં અવાજ થાય છે. પડખાં, સાથળો, સાથળના સાંધાઓ; અને કંઠમાં પીડા થાય છે. વારંવાર કોલેરા જેવું અને હૃદયમાં પીડા તથા શરીર દુર્બળ થઇ જાય છે. બળ ઓછું થઇ વિરસતા, પેટમાં આંકડી, સર્વ સોર

ખાવાની ઇચ્છા, મનમાં ગ્લાનિ, અન્ન જીર્ણ થતું હોય કે થયું હોય ત્યારે આફરો, અને જમ્યા પછી સ્વસ્થતા થાય છે. વાયુનો ગોટો, છાતીનું દરદ, અને બરળના દરદની શંકા થયા કરે છે. વાયુને લીધે શ્વાસ તથા ઉધરસ થાય છે, અને ઘણીવારે માંડમાંડ તથા વારંવાર દ્રવરૂપ અથવા સૂકાયલો પાતળો તથા કાચો અને શબ્દ કરતો ફીણવાળો ઝાડો આવે છે.

## પિત્તની ગ્રહણીનાં નિદાન તથા લક્ષણો.

**कटुतिक्तविदाह्यम्लक्षाराद्यैः पित्तमुल्वणम् । आप्लावयद्धन्त्यनलं जलं तप्तमिवानलम् ॥ सोऽजीर्णं पीतनीलाभं पीताभः सार्यते द्रवम् । अत्यम्लोद्गारहृत्कण्ठदाहारुचितृषार्दितः ॥**

आप्लावयत् मज्जयत् ननु पित्तमग्निगुणयुक्तं तत् कथमग्निं हन्तीत्याह । जलं तप्तमिवानलमिति यथा । अग्निगुणयुक्तमपि तप्तं जलमनलं हन्ति तथा पित्तमपि हन्ति । सार्य्यते अत्र पित्तेनेति कर्तृपदमध्याहरणीयम् ॥

તીખાં, કડવાં, વિદાહી, ખાટાં, ખારાં, વગેરે ભોજનોથી ગરમ થયેલું પિત્ત જેમ ગરમ જળ અગ્નિને ઠારી નાંખે છે, તેમ તે જઠરાગ્નિને ઠારી નાંખે છે, તેથી તે માણસ પીળો પડી જાય છે અને તેને લીલો, પીળો તથા પાતળો દસ્ત આવે છે, અને બહુ ખાટા ઓડકારો તથા હૃદય અને કંઠમાં દાહ, તૃષા, અને અરૂચિ થાય છે.

## કફની ગ્રહણીનાં નિદાન તથા લક્ષણો.

**गुर्वतिस्निग्धशीतादिभोजनादतिमैथुनात् । भुक्तमात्रस्य च स्वप्नाद्धन्त्यग्निं कुपितः कफः ॥ तस्यान्नं पच्यते दुःखं हृल्लासच्छर्द्यरोचकाः । आस्योपदेहमाधुर्यकासष्ठीवनपीनसाः ॥ हृदयं मन्यते स्तब्धमुदरं स्तिमितं गुरु । दुष्टोमधुर उद्गारः सदनं स्त्रीष्वहर्षणम् ॥ भिन्नामश्लेष्मसंश्लिष्टगुरुवर्चःप्रवर्त्तनम् । अकृशस्यापि दौर्बल्यमालस्यश्च कफात्मके ॥**

भुक्तमात्रस्य च स्वप्नात् भुक्तेत्यत्राध्यवसितादित्वात् कर्त्रर्थे क्तः । तेन भुक्तवतः सद्यः शयनादित्यर्थः । आस्योपदेहः मुखस्य कफेन लिप्तत्वम् । स्तिमितं विबद्धं निश्चलमिति यावत् ॥ स्त्रीषु अहर्षणम् रिरंसाया अभावः । भिन्नं स्फुटितमाममपक्वं श्लेष्मसंश्लिष्टम् । तत एव गुरु वर्चः पुरीषं तस्य प्रवृत्तिः ॥

ભારે, બહુ સ્નિગ્ધ, શીતળ, વગેરે ભોજનથી, બહુ મૈથુનથી, અને જમીને તુરત સૂઇ રહેવાથી કોપ પામેલો કફ જઠરાગ્નિને હણે છે, તેથી અન્ન માંડમાંડ પચે છે, મોળ અરૂચિ અને ઉલટી થાય છે, મુખમાં મીઠાશ તથા ઉધરસ આવે છે, મોઢામાં કફ ચોપડાયલો રહે છે. થૂકવું પડે છે. સળેખમ થાયછે, છાતી સ્તબ્ધ થાય છે, પેટ ભારે સજ્જડ રહે છે, ઓડકાર ખરાબ તથા મીઠા આવે છે, ગ્લાનિ થાય છે, સ્ત્રીની કામના થતી નથી, દસ્ત ભેદાયલો કાચો કફ સહિત અને ભારે પણાવાળો નીકળે છે, શરીર દુબળું નથી થતું છતાં બળ જતું રહે છે, અને આળસ થાય છે.

## ત્રણે દોષથી થયેલી ગ્રહણીનાં નિદાન તથા લક્ષણો.

**पृथग् वातादिनिर्दिष्टहेतुलिङ्गसमागमे ।**

**त्रिदोषं निर्दिशेदेवं तेषामुक्तं च लक्षणम् ॥**

વાત, પિત્ત અનેકફ એ ત્રણે દોષોનાં સર્વે કારણો એકઠાં થઈને સર્વે લક્ષણો સાથે દેખાય તો તે ત્રિદોષની ગ્રહણી છે, તેનાં ચિન્હો તથા નિદાન આગળ કહેલાં છે.

### ગ્રહણીનો ભેદ સંગ્રહણી રોગ.

**द्रवं घनं मितं स्निग्धं सकटीवेदनं शकृत् । आमं बहुसुपैच्छिल्यं सशब्दं मन्दवेदनम् ॥ पक्षात् मासाद्दशाहाद् वा नित्यश्चापि विमुञ्चति । अन्त्रकूजनमालस्यं दौर्बल्यं सदनं भवेत् ॥ दिवा प्रकोपो भवति रात्रौ शान्तिं च गच्छति । दुर्विज्ञेया दुश्चिकित्सा चिरकालानुबन्धिनी ॥ सा भवेदामवातेन संग्रहाद् ग्रहणी मता ॥**

स्निग्धं स्नेहसदृशम् । दिवा प्रकोपो भवति रात्रौ शान्तिं च गच्छतीति व्याधेरेव प्रभावः ॥

પ્રવાહી, જાડું, થોડું, ચીકણું, અને કમરમાં પીડાવાળું, કાચું, બહુ તંતુઓવાળું, શબ્દ કરીને, મંદવેદના સહિત દસ્ત પખવાડીઆ સુધી માસ સુધી, કે દસ દિવસ સુધી, અથવા નિત્ય પણ, ઉતરે છે. આંતરડાંમાં ગુડગુડાટ, આળસ, દુર્બળતા, અને પીડા થાય છે, દિવસે પ્રકોપ રહે છે અને રાત્રે શાંતિ રહે છે. આ નહિ સમજાય એવી, નહિ મટી શકે એવી, લાંબા કાળ સુધી રહેનારી આમવાતથી થયેલા સંગ્રહવાળી સંગ્રહણી કહેવાય છે. દિવસે પ્રકોપ થવો અને રાત્રે શાંતિ થવી એ વ્યાધિનોજ પ્રભાવ છે.

### ગ્રહણીનો ભેદ ઘટીયંત્ર.

**प्रसुप्तिः पार्श्वयोः शूलं तथा जलघटीध्वनिः । तं वदन्ति घटीयन्त्रमसाध्यं ग्रहणीगदम् ॥**

प्रसुप्तिः प्रकर्षेण शयनम् । तथा जलघटीध्वनिः । अधोमुखीकृताया जलघट्या जलनिःसरणे यथा ध्वनिः तथा मलनिर्गमसमये भवति । यदा गदोऽयं देहं व्याप्नोति तदा तस्य जीवितं गच्छति॥

બહુ સૂઈ રહેવાય, પડખાંમાં શૂળ થાય, અને રેંટના ઘડાઓ ઊંધા વળતાં તેમાંથી ઠલવાતા પાણીનો જેવો અવાજ થાય છે તેવો અવાજ મળ નીકળતી વખતે થાય, એ ઘટીયંત્ર નામનો અસાધ્ય ગ્રહણી રોગ છે. આ રોગ દેહમાં વ્યાપે છે ત્યારે પ્રાણ જતા રહે છે.

### સામાન્ય ગ્રહણી રોગની ચિકિત્સા.

**ग्रहणीमाश्रितं रोगमजीर्णवदुपाचरेत् । लङ्घनैर्दीपनीयैश्च सदातीसारभेषजैः ॥ दोषं सामं निरामञ्च विद्यादत्रातिसारवत् । अतीसारोक्तविधिना तस्यामञ्च विपाचयेत् । पेयादि पटु लघ्वन्नं पञ्चकोलादिभिर्युतम् । दीपनानि च तक्रं च ग्रहण्यां योजयेद्भिषक् ॥ कपित्थबिल्वचाङ्गेरीतक्रदाडिमसाधिता । यवागूः पाचयत्यामं शकृत्संवर्त्तयत्यपि ॥**

सम्वर्त्तयति घनीकरोति ॥

ગ્રહણી રોગની લંઘન તથા દીપન કરનારાં અતિસારનાં ઔષધોથી અજીર્ણની પેઠે ચિકિત્સા કરવી. અતિસારની પેઠે રોગનું સામ તથા નિરામપણું જાણીને અતિસારની પેઠેજ આમનું પાચન કરવું.

(૧) ગ્રહણી રોગમાં વૈદ્યે પચ

કોલયુક્ત ભાતની જાડી કણીયારી આદિ હલકું તથા આરોગ્ય અન્ન, દીપન દ્રવ્યો, અને ચોથા ભાગના પાણી વાળી છાશ આપવી.

( ૨ ) કોઠ, બીલી, ખાટી લૂણી, ચોથા ભાગના પાણીવાળી છાશ, અને દાડમથી પકાવેલી યવાગૂ આમનું પાચન કરે છે, અને વિષ્ટાને ઘાટી પણ કરે છે.

## ( છાશ )

### ગાયના દહિંના ગુણો.

**गव्यं दध्युत्तमं बल्यं पाके स्वादु रुचिप्रदम् । पवित्रं दीपनं स्निग्धं पुष्टिकृत्पवनापहम् ॥ उक्तं दध्नामशेषाणां मध्ये गव्यं गुणाधिकम् ॥**

ગાયનું દહિં ઉત્તમ, બળ આપનાર, પાકમાં મધુર, રૂચિ આપનાર, પવિત્ર, દીપન, સ્નિગ્ધ, પૌષ્ટિક, અને વાતહર છે. સર્વ દહિં માત્રમાં ગાયનું દહિં અધિક ગુણવાન્ છે.

### ભેંશના દહિંના ગુણો.

**माहिषं दधि सुस्निग्धं श्लेष्मलं वातपित्तनुत् । स्वादुपाकमभिष्यन्दि वृष्यं गुर्वस्रदूषणम् ॥**

ભેંશનું દૂધ બહુ સ્નિગ્ધ, કફ કરનાર, વાત પિત્ત હરનાર, પાકમાં મધુર, ટાઢું, ધાતુ વધારનાર, ભારે, અને દોષ કરનાર છે.

### બકરીના દહિંના ગુણો.

**आजं दध्युत्तमं ग्राहि लघु दोषत्रयापहम् । शस्यते श्वासकासार्शःक्षयकार्श्येषु दीपनम् ॥**

उत्तमं ग्राहि ग्रहिण्यामतिश्रेष्ठमित्यर्थः ॥

બકરીનું દહીં ઉત્તમ; ગ્રાહી, હલકું, ત્રિદોષહર, તથા દીપન છે. તે શ્વાસ, ઉધરસ, અર્શ, ક્ષય, ગ્રહણી અને કૃશતાને મટાડે છે.

### છાશના ભેદો.

**तक्रन्तु घोलं मथितोदश्वित्तक्रप्रभेदतः । सुश्रुताद्यैर्मुनिश्रेष्ठैश्चतुर्द्धा परिकीर्त्तितम् ॥ ससरं नि(र्ज)लं घोलं मथितन्त्वसरोदकम् । तक्रं पादजलं प्रोक्तमुदश्विच्चार्धवारिकम् ॥ वातपित्तहरं घोलं मथितं कफपित्तनुत् । उदश्वित् कफदं बल्यं श्रमघ्नं परमं मतम् ॥**

**तक्रं ग्राहि कषायाम्लं मधुरं दीपनं लघु । वीर्योष्णं बलदं वृष्यं प्रीणनं वातनाशनम् ॥ यान्युक्तानि दधीन्यष्टौ तद्गुणं तक्रमादिशेत् । ग्रहण्यादिमतां तक्रं पथ्यं संग्राहि लाघवात् ॥ वातघ्नमम्लसान्द्रत्वात् सद्यस्कन्त्वविदाहि च । किञ्च स्वादुविपाकञ्च अन्ते पित्तप्रकोपणम् ॥ कषायोष्णविकासित्वाद्रौक्ष्याच्चैव कफे हितम् ॥**

**समुद्धृतघृतं तक्रं पथ्यं लघु विशेषतः । स्तोकोद्धृतघृतं तस्माद् गुरु वृष्यं कफावहम् ॥ अनुद्धृतघृतं सान्द्रं गुरु पुष्टिबलप्रदम् ॥**

**वातेऽम्लं सैन्धवोपेतं पित्ते स्वाद्वम्लशर्करम् । पिबेत्तक्रं कफे चापि क्षारत्रिकटुसंयुतम् । हिङ्गुजीरयुतं घोलं सैन्धवेनावधूलितम् । ग्रहण्यर्शोऽतिसारघ्नं भवेद्वातहरं परम् ॥ रोचनं पुष्टिदं बल्यं बस्तिशूलविनाशनम् ॥**

તક્ર, ઘોલ, મથિત, ઉદશ્વિત, એમ છાશ ચાર પ્રકારની સુશ્રુતાદિ મુનિ શ્રે-

લ્હોએ કહેલું છે. પાણી વગર ચીકાશ સહિત વલોવેલા દહિંની છાશ ઘોળા અથવા ઘોળવું કહેવાય છે; ઉપરની ચીકાશ વગર તથા પાણી નાંખ્યા વગરની છાશ મથિત ( મઠો ) કહેવાય છે; અરધું પાણી નાંખવાથી ઉદશ્વિત્ બને છે; અને ચોથા ભાગના પાણીવાળી છાશ તક્ર કહેવાય છે. ઘોળવું વાયુને તથા પિત્તને હરે છે. મઠો કફ પિત્તહર છે, ઉદશ્વિત્ કફકર તથા બળ આપનાર અને શ્રમ મટાડવામાં ઉત્તમ છે. તક્ર દસ્તને રોકનાર, તૂરી, ખાટી, મધુર, દીપન, હલકી, ઉષ્ણવીર્ય, બળ આપનારી, વીર્ય વધારનારી, તૃપ્તિ દેનારી, અને વાતહર છે. આઠ પ્રકારનાં દહિંઓના ગુણો તેની છાશમાં પણ છે. ગ્રહણી વગેરે રોગો ઉપર તક્ર પથ્ય છે, તે હલકી છે તેથી દસ્તને રોકનારી છે, ખાટી અને ઘાટી હોવાથી વાયુને હરનારી છે, તાજી હોય તો તે દાહક પણ નથી, પાકમાં મધુર અને અંતે પિત્તને કોપાવનારી છે. તે તૂરી તથા ઉષ્ણ હોવાથી, તથા સાંધાને શિથિલ કરનાર હોવાથી, તથા રૂક્ષ હોવાથી કફને મટાડનારી છે. જે છાશમાંથી સઘળું ઘી કાઢી લીધું હોય તે પથ્ય છે, તથા વિશેષે કરીને હલકી છે, તેના કરતાં થોડું ઘી કાઢી લીધેલી છાશ ભારે છે, તથા વૃષ્ય અને કફકર છે. ઘી બીલકુલ કાઢી ન લીધું હોય એવી છાશ ઘાટી, ભારે, પૌષ્ટિક, અને બળ આપનારી છે. વાયુ ઉપર ખાટી તથા સૈંધવ નાંખેલી, પિત્ત ઉપર ખટમધુરી તથા સાકર નાંખેલી, અને કફ ઉપર ખારી તથા સૂંઠ મરી પીપર નાંખેલી છાશ ઉત્તમ છે, હિંગ, જીરૂં, અને સૈંધવ નાંખેલી ઘોળ છાશ કહેવાય છે. તે ગ્રહણી, અર્શ, અને અતિસારોને હણે છે, ઉત્તમ વાતહર છે, રોચક તથા પૌષ્ટિક છે, બળ આપનાર છે, અને મૂત્રાશયના શૂળને મટાડનાર છે.

## કાચીપાકી છાશના ગુણો.

**तक्रमामं कफं कोष्ठे हन्ति कण्ठे करोति च । पीनसश्वासकासादौ पक्कमेव विशिष्यते ॥**

કાચી છાશ કોઠામાંના કફને ભેદે છે અને કંઠને શુદ્ધ કરે છે, સળેખમ, શ્વાસ, અને ઉધરસ વગેરે રોગો ઉપર પાકી છાશ વાપરવી સારી છે.

## છાશનો નિષેધ.

**नैव तक्रं क्षते दद्यान्नोष्णकाले न दुर्बले। न मूर्च्छाभ्रमदाहेषु न रोगे रक्तपैत्तिके ॥**

ઊનાળામાં, ક્ષતવાળાને, દૂબળ તથા મૂર્ચ્છિતને, ભ્રમ તથા દાહવાળાને, અને રક્તપિત્તવાળાને છાશ આપવી નહિ.

## છાશના ગુણોનો ઉત્કર્ષ.

**न तक्रसेवी व्यथते कदाचिन्न तक्रदग्धाः प्रभवन्ति रोगाः । यथा सुराणाममृतं सुखाय तथा नराणां भुवि तक्रमाहुः ॥**

તક્ર નામની છાશ વાપરનાર કદી પીડાતો નથી, તથા તે છાશથી બળી ગયેલા રોગો કદી પાછા થતા નથી, અમૃત જેમ દેવોને સુખ આપે છે, તેમ પૃથ્વી ઉપર મનુષ્યોને છાશ સુખ આપે છે.

## ષડ્‌યૂષણ.

**मुद्गयूषं रसं तक्रं धान्यजीरकसंयुतम् । सैन्धवेनान्वितं दद्यात् षड्‌यूषणमितीरितम्॥**

रसं लघुग्राहि मांसरसम् । इति षड् यूषणः ॥

મગનો યૂષ, હલકો તથા ગ્રાહી માંસરસો, અને ધાણા, જીરૂં, તથા સેંધવ સહિત તક્ર નામની છાશ ષડયૂષણ કહેવાય છે, તે ગ્રહણીવાળાને આપવું.

## લાઈ ચૂર્ણ.

**कर्षं गन्धकमर्द्धपारदमुभे कुर्याच्छुभां कज्जलीं द्वयक्षन्त्र्यूषणतश्च पञ्च लवणं सार्द्धश्च कर्षं पृथक् । भृष्टं हिंगु च जीरकद्वय युतं सर्वार्द्धभङ्गान्वितं खादेत टङ्कमितं प्रवृत्तिगदवांस्तक्रेण बिल्वेन वा ॥**

इति लाइचूर्णम् ॥

એક તોલો ગંધક તથા અરધો તોલો પારો, એ બેની સારી કજ્જલી કરવી. તેમાં ત્રણ તોલા સૂંઠ, મરી, પીપર; દોઢ તોલો પંચલવણ, શેકેલી હિંગ, જીરૂં, શાહજીરૂં, એ ત્રણેને ઉપરનાં સર્વથી અરધ ભાગથી નાંખીને એ ચૂર્ણ પા તોલા જેટલું છાશ અથવા બીલીના ગર્ભ સાથે ખાવું

## જાતિ ફલાદિ ચૂર્ણ.

**जातीफललवङ्गैलापत्रत्वङ्नागकेशरैः । कर्पूरचन्दनतिलत्वक्क्षीरीतगरामलैः ॥ तालीसपिप्पलीपथ्यास्थूलजीरकचित्रकैः । शुण्ठीविडङ्गमरिचैः समभागं विचूर्णितैः ॥ यावन्त्येतानि सर्वाणि दद्याद्भङ्गाश्च तावतीम् । सर्वचूर्णं समं कृत्वा मदेया शुभ्रशर्करा ॥ कर्षमात्रमिदं खादेन्मधुना प्रावितं जनः । नाशयेद्ग्रहणीं कासं क्षयं श्वासमरोचकम् ॥** इति जातीफलादि चूर्णम् ॥

જાયફળ, લવંગ, એલચી, તમાલપત્ર, તજ, નાગકેશર, ભીમસેની કપૂર, ચંદન, તલ, વંશલોચન, તગર, આમળાં, તાલીસપત્ર, પીપર, હરડે, કલોંજી જીરૂં, ચિત્રક, સૂંઠ, વાવડીંગ, અને મરી સમભાગે લેઈ, એમાં એ સર્વ જેટલીજ ભાંગ મેળવવી. પછી તેમાં એ સર્વના જેટલી ખડીસાકર નાંખીને તેમાંથી એક તોલા જેટલું ચૂર્ણ મધમાં ખાવાથી ગ્રહણી, ઉધરસ, ક્ષય, શ્વાસ, અને અરૂચિનો નાશ થાય છે.

## ચિત્રકાદિ વટિકા.

**चित्रकं पिप्पलीमूलं क्षारो लवणपञ्चकम् । व्योषं हिंग्वजमोदां च चव्यञ्चैकत्र चूर्णयेत् ॥ वटिका मातुलुङ्गस्य रसैर्वा दाडिमस्य च । कृता विपाचयत्यामन्दीपयत्याशु चानलम् ॥** अजमोदा यवानिका ।

ચિત્રક, પીપરીમૂળ, જવખાર, પંચલવણ, ત્રિકટુ, હિંગ, અજમોદ, અને ચવકનું ચૂર્ણ કરી બીજોરાના અથવા દાડમના રસમાં ગોળી કરી ખાવાથી તે આમનું પાચન કરે છે અને અગ્નિને એકદમ દીપન કરે છે.

## બિલ્વ કલ્ક.

**श्रीफलशलाटुमज्जानागरचूर्णेन मिश्रितः सगुडः । ग्रहणीगदमत्युग्रं तक्रभुजा शीलितो जयति ॥**

श्रीफलं शलाटुर्बिल्वस्यामं फलम् । गुडभाग-

द्रवम् । इति बिल्वकल्कः ॥

કાચી બીલીનો ગર્ભ, સૂંઠનું ચૂર્ણ, અને ગોળ મેળવીને ખાવાથી, અને છાશનું ભોજન કરવાથી અતિ ઉગ્ર ગ્રહણી પણ જીતાય છે.

## વાર્ત્તાકુ ગુટિકા.

चतुःपलं सुधाकाण्डं त्रिफला लवणत्रयम् वार्त्ताकोः कुडवश्चार्कमूलाद्विल्वं तथानलात् । दग्ध्वा द्रवेण वार्त्ताकोर्गुटिका भोजनान्तरे । भुक्ताभुक्तं पचत्याशु नाशयेद् ग्रहणीगदम् ॥ कासंश्वासं तथार्शांसि विषूचीश्च हृदामयम् । इति वार्त्ताकुगुटिका ॥

થોરનાં ડીંડલાં, ત્રિફળા, અને ત્રિલવણ મળીને ૧૬ તોલા; રીંગણી ૧૬ તોલા; અને ચાર ચાર તોલા બીલીનો ગર્ભ તથા ચિત્રક એઓને બાળીને તેની રાખની રીંગણીના રસમાં ગોળી બનાવીને તે ભોજનના મધ્યમાં ખાવાથી ભોજન તુરત પચી જાય છે; ગ્રહણી રોગો નાશ પામે છે; અને ઉધરસ, શ્વાસ, અર્શ, કોલેરા, છાતીના રોગો, એ સર્વ મટે છે.

## મુસ્તકાદિ ચૂર્ણ.

मुस्तकातिविषाबिल्वकौटजं सूक्ष्मचूर्णितम् । मधुना च समालीढं ग्रहणीं सर्वजां जयेत् ॥

कौटज इन्द्रयवः । इति मुस्तकादिचूर्णम् ।

મોથ, અતિવિષ, બીલી, અને ઈંદ્રજવનું ચૂર્ણ મધમાં ચાટવાથી સર્વ પ્રકારના ગ્રહણી દોષો જીતાય છે.

## સર્જ રસચૂર્ણ.

श्वेतो वा यदि वा रक्तः सुपक्वो ग्रहणीगदः । गुडेनाधिकसर्ज्जेन भक्षितेनाशु नश्यति ॥ इति सर्जरसचूर्णम् ।

ગોળમાં ગોળથી વધારે રાળ નાંખીને ખાવાથી ધોળો કે રાતો, પણ બહુ પાકી ગયેલો ગ્રહણીનો રોગ તુરત નાશ પામી જાય છે.

## બકરીનું દૂધ.

बिल्वाब्दशक्रयववालकमोचसिद्धमाजं पयः पिबति यो दिवसत्रयं ना । सोऽतिप्रवृद्धचिरजं ग्रहणीविकारं सामं सशोणितमसाध्यमपि क्षिणोति ॥

બીલીનો ગર્ભ, મોથ, ઈંદ્રજવ, વાળો, અને મોચરસથી પકાવેલું બકરીનું દૂધ ત્રણ દિવસ પીવાથી અત્યંત વધેલો, લાંબા કાળનો, આમ વાળો અને લોહીવાળો, તથા અસાધ્ય ગ્રહણી રોગ પણ મટી જાય છે.

## કલ્યાણ ગુડ.

प्रस्थत्रयं त्वामलकीरसस्य शुद्धस्य दत्त्वार्द्धतुलां गुडस्य । चूर्णीकृतैर्ग्रन्थिकजीरचव्यव्योषैः स कृष्णाहपुषाजमोदैः ॥ विडङ्गसिन्धुत्रिफलायवानीपाठाभिधान्यैश्च पलप्रमाणैः । दत्त्वात्रिवृच्चूर्णपलानि चाष्टावष्टौ च तैलस्य पचेद् यथावत् ॥ तं भक्षयेदक्षपलप्रमाणं यथेष्टचेष्टस्त्रिसुगन्धियुक्तम् । अनेन सर्वे ग्रहणीविकाराः सश्वासकासास्वरभेदशोथाः ॥ शाम्यन्ति चायं

चिरमन्तरग्नेर्हतस्य पुंस्त्वस्य च वृद्धिहेतुः। स्त्रीणान्तु वन्ध्यामयनाशनः स्यात्कल्याण-कोनाम गुडः प्रसिद्धः ॥ तैले मनाग् त्रिवृद् भृष्टा त्रिफलायाः पलत्रयम् । सिद्धे निवेयामत्रैव गुडे कल्याणपूर्वके ॥

इति कल्याणगुडः ॥

આમળાંનો રસ ૧૯૨ તોલા; ગોળ તોલા ૨૦૦, અને પીપરીમૂળ, જીરૂં, ચવક, સૂંઠ, મરી, પીપર, શાહજીરૂં, પલાશી, અજમોદ, વાવડીંગ, સૈંધવ, ત્રિફલા, અજમો, કાળીપાડ, ચિત્રક, અને ધાણા ચાર ચાર, તોલા; નસોતર ૩૨ તોલા; અને ૩૨ તોલા તેલ; એ સર્વને મેળવીને પકાવવું. પછી તેમાંથી એક અથવા ચાર તોલા ગોળમાં તજ, તમાલપત્ર, એલચી નાંખીને તે ખાવો. એથી ગ્રહણીના સર્વ વિકારો, ઉધરસ, શ્વાસ, સ્વરભેદ, તથા સોજા મટી જાય છે. ઘણા દિવસથી જઠરાગ્નિ તથા પુરુષાતન હણાઇ ગયેલ હોય તે આ ગોળથી પાછાં વૃદ્ધિ પામે છે. આ કલ્યાણ નામનો પ્રસિદ્ધ ગોળ સ્ત્રીનું વાંઝણીપણું મટાડે છે. આમાં વિહારાદિકની પરહેજી રાખવાની જરૂર નથી. આ કલ્યાણ ગુડમાં તેલ સહિત જરા શેકેલી નસોતર તથા ત્રિફલા નાંખવાં જોઇએ.

## મહા કલ્યાણક ગુડ.

पिप्पली पिप्पलीमूलं चित्रकं गजपिप्पली । धान्यकञ्च विडङ्गानि यवानी मरिचानि च । त्रिफला चाजमोदा च नीलिनी जीरकस्तथा । सैन्धवं रोमकञ्चापि सामुद्रं रुचकं विडम् ॥ आरग्वधश्च त्वक् पत्रं सूक्ष्मैला चोपकुञ्चिका । शुण्ठी शक्रयवाश्चैव प्रत्येकं कर्षसंमिताः ॥ मृद्वीकायाः पलान्यत्र चत्वारि कथितानि हि । त्रिवृतायाः पलान्यष्टौ गुडस्यार्द्धतुला तथा ॥ तिलतैलपलान्यष्टावामलक्या रसस्य तु । प्रस्थत्रयमिदं सर्वं शनैर्मृद्वग्निना पचेत् ॥ औदुंबरं चामलकं बदरञ्च यथाबलम् । तावन्मात्रमिदं खादेद् भक्षयेद्वा यथानलम् । निखिलान् ग्रहणीरोगान् प्रमेहांश्चैव विंशतिम् । उरोघातं प्रतिश्यायं दौर्बल्यं वह्निसङ्क्षयम् ॥ ज्वरानपि हरेत् सर्वान् कुर्यात् कान्ति मतिं बलम् । पाण्डुरोगान् जयाद्धन्ति रक्तपित्तञ्च विड्ग्रहम् ॥ धातुक्षीणो वयःक्षीणः स्त्रीषु क्षीणः क्षयी च यः । तेभ्यो हितश्च वन्ध्यायै महाकल्याणको गुडः ॥

इति महाकल्याणकगुडः ॥

પીપર, પીપરીમૂળ, ચિત્રક, ગજપીપર, ધાણા, વાવડીંગ, અજમો, મરી, ત્રિફલા, અજમોદ, ગળી, જીરૂં, સૈંધવ, સાંભરલૂણ, દરિયાઇલૂણ, બીડલૂણ, સંચળ, ગરમાળો, તજ, તમાલપત્ર, ઝીણી એલચી, કલોંજીરૂં, સૂંઠ, અને ઇંદ્રજવ, એ દરેક એક એક તોલો; દ્રાક્ષ સોળ તોલા; બત્રીસ તોલા નસોતર; અને બસો તોલા ગોળ; બત્રીસ તોલા તલનું તેલ; અને ૧૯૨ તોલા આમળાંનો રસ; એ સર્વને ધીરા અગ્નિથી પકાવવું. બળને અનુસરીને ઊંબરાનું ફળ, આમળું, તથા બોર

જેટલો આ ગોળ ખાવો, અથવા અગ્નિના બળ પ્રમાણે ખાવો. એથી ગ્રહણીના સર્વ પ્રકારના રોગો, વીસે પ્રકારના પ્રમેહો, ઉરોઘાત, સળેખમ, દુર્બળતા, મંદાગ્નિ, અને સર્વ જ્વરરોગનો પણ નાશ થાય છે. કાંતિ, મતિ, અને બળ વધારે છે. પાંડુરોગો, રક્તપિત્ત, અને વિડ્ગ્રહને ક્ષણ માત્રમાં હણે છે. ધાતુ ક્ષયવાળા, વૃદ્ધો, સ્ત્રીથી ક્ષીણ પડેલા, ક્ષયરોગી, અને વાંઝણી સ્ત્રીને તો આ મહાકલ્યાણક ગુડ હિતકારક છે.

## કૂષ્માંડ કલ્યાણ ગુડ.

कूष्माण्डानां सुपक्कानां स्विन्नानां निष्कुलत्वचाम् । सर्पिः प्रस्थे पलशतं ताम्रपात्रे शनैः पचेत् ॥ पिप्पलीपिप्पलीमूलं चित्रकं गजपिप्पली । धान्यकानि विडङ्गानि नागरं मरिचानि च । त्रिफला चाजमोदा च कलिङ्गाजाजिसैन्धवम् । एकैकस्य पलञ्चैकं त्रिवृतोऽष्टौ पलानि च ॥ तैलस्य च पलान्यष्टौ गुडात् पञ्चाशदेव तु आमलक्या रसस्यात्र प्रस्थत्रयमुदीरितम् तावत्पाकं प्रकुर्वीत मृदुना वह्निना भिषक् । यावद्दर्व्याः प्रलेपः स्यात्तदैनमवतारयेत् ॥ औदुम्बरं चामलकं बादरं वा यथाबलम् । तावन्मात्रमिदं खादेद्भक्षयेद्वा यथानलम् । अनेनैव विधानेन प्रयुक्तश्च दिने दिने । निहन्ति ग्रहणीरोगान् कुष्ठानर्शोभगंदरान् ॥ ज्वरमानाहहृद्रोगं गुल्मोदरविषूचिकाः । कामलां पाण्डुरोगश्च प्रमेहांश्चैव विंशतिम् ॥ वातशोणितवीसर्पदद्रुयक्ष्महलीमकान् । वातपित्तकफान् सर्वान् दुष्टान् शुद्धान् समाचरेत् ॥ व्याधिक्षीणा वयःक्षीणाः स्त्रीषु क्षीणाश्च ये नराः । तेभ्यो हितो गुडोऽयं स्याद्वन्ध्यानामपि पुत्रदः । वृष्यो बल्यो बृंहणश्च वयसः स्थापनं तथा ॥

इति कूष्माण्डकल्याणकगुडः ॥

अतीसाराधिकारलिखितं बिल्वतैलमत्रहितम् ॥

સારી રીતે પાકેલાં કોહોળાંની છાલ્ય, બીજ કાઢી નાંખીને તેના ગર્ભને બાફીને તેમાંથી ૪૦૦ તોલા ગર્ભ લેઈને ચોસઠ તોલા ઘીમાં ત્રાંબાના વાસણમાં પકાવવો. પછી તેમાં પીપર, પીપરીમૂળ, ચિત્રક, ગજપીપર, ધાણા, વાવડીંગ, સૂંઠ, મરી, ત્રિફળા, અજમોદ, ઇંદ્રજવ, જીરૂં, અને સૈંધવ ચાર ચાર તોલા ભાર; ૩૨ તોલા નસોતર; ૩૨ તોલા તેલ; ૨૦૦ તોલા ગોળ, અને ૧૯૨ તોલા આમળાંનો રસ નાંખીને વૈદ્યે તેનો મંદાગ્નિથી પાક કરવો. કડછીને ચોંટે એટલે ઉતારી લેવો. આ કૂષ્માંડ કલ્યાણ ગુડ બળ પ્રમાણે ઉંબરાનું ફળ, આમળું, કે બોર જેટલો; અથવા અગ્નિના બળ પ્રમાણે ખાવો. એ વિધિથી આ ગોળ નિત્ય સેવવાથી ગ્રહણીના રોગો; કોઢ, અર્શ, ભગંદર, જ્વર, આફરો, છાતીનો રોગ, ઉદર રોગો, ગુલ્મ, કોલેરા, કમળો, પાંડુરોગ; વીસ જાતના પ્રમેહો; વાતરક્ત, રતવા, દાદર, ક્ષયરોગ હલીમક, એ સર્વ નાશ પામે છે. દુષ્ટ થયેલા ત્રણે દોષો આથી શુદ્ધ થાય છે. વ્યાધિ, અવસ્થા, કે સ્ત્રીથી જે ક્ષીણ થયા હોય, તેમને તથા વાંઝણીને આ ગોળ હિતકારી છે. તે વીર્ય તથા બળ વધારે છે, ધાતુઓને પુષ્ટ કરે છે, અને જુવાનીને સ્થિર રાખે છે.

બિલ્વ તેલ—અતિસારના અધિકારમાં કહેલું બિલ્વ તેલ આ ગ્રહણી રોગમાં પણ હિતકારી છે. इति ग्रहणी अधिकार

॥ इति श्री भावप्रकाश मध्यखंडे प्रथम भाग संपूर्ण ॥

॥ श्री गणेशायनमः ॥

# ॥ अथ भावप्रकाशस्य मध्यखंडः ॥

## भाग २ जो.

## અરશનો અધિકાર.

### પાસેનાં નિદાનો વગેરે.

**पृथग्दोषैः समस्तैश्च शोणितात्सहजानि च । अर्शांसि षट्प्रकाराणि विद्याद् गुदवलित्रये ॥**

केचित् रुधिरस्यापि दोषत्वं मन्यन्ते तन्मतमाश्रित्याह शोणितादिति । सहजानि शरीरे सहजातानि । संख्यां चाह । षट्प्रकाराणीति । गुदवलित्रये सार्द्धं चतुरङ्गुलं गुदस्य मानम् ॥ तस्यावयवभूतास्तिस्रो वलयः । शंखावर्तनिभाः उपर्युपरि सन्ति । तासां नाम प्रवाहणी विसर्जनी सम्वरणी चेति । तत्र गुदोष्ठोऽर्धाङ्गुलमानस्तदूर्ध्वमङ्गुलमाना प्रथमा वलिः । सार्द्धैकाङ्गुलमाना द्वितीया । तृतीया च तावती ॥ उक्तञ्च ॥

**अर्द्धाङ्गुलप्रमाणेन गुदौष्ठं परिचक्षते । गुदौष्ठादङ्गुलश्चैकं प्रथमान्तु वलिं विदुः ॥ सार्द्धैकाङ्गुलमानेन पृथगन्ये प्रकीर्त्तिते ॥**

એક એક દોષના, સર્વ દોષોના, રક્તના, અને સહજ, એમ ગુદાની ત્રણ વળીઓની અંદર છ પ્રકારના અર્શો થાય છે. કેટલાક રક્તને દોષ માને છે. સહજાર્શ દેહની સાથેજ થયેલા હોય છે. ગુદાનું પ્રમાણ સાડાચાર આંગળનું છે, તેમાં શંખના આવર્ત જેવી ત્રણ વળીઓ છે. તેમાં પહેલી પ્રવાહણી, બીજી વિસર્જની, અને ત્રીજી સંવરણી છે. ગુદાનો હોઠ કે જે અરધા આંગળનો છે, તેની ઉપર એક આંગળ પ્રમાણની પેહેલી વળી છે, તેની ઉપર દોઢ આંગળની બીજી છે અને ત્રીજી વળી પણ દોઢ આંગળની છે.

### વાતાર્શનાં દૂરનાં નિદાન.

**कषायकटुतिक्तानि रूक्षशीतलघूनि च । प्रमितात्यशनं तीक्ष्णं मद्यं मैथुनसेवनम् । लङ्घनं देशकालौ च शीतौ व्यायामकर्म च । शोको वातातपस्पर्शो हेतुर्वातार्शसां मतः ॥**

अल्पशनमपरिमितं तीक्ष्णमिति मद्यविशेषणम् । पिष्टादिमृदुमद्यस्य वातशमकत्वात् । आतपस्तूष्णवीर्योद्भुतरौक्ष्याद्वातप्रकोपे हेतुः । वातार्शसाम् । नन्वर्शांसिसर्वाणि त्रिदोषजानि यत आह ॥

**पञ्चात्मा मारुतः पित्तं कफो गुदवलित्रये । सर्व एव प्रकुप्यन्ति गुदजानां समुद्भवे ॥**

तथा कथं वातार्शसामिति । उच्यते । तत्तदाधिक्याद्व्यपदेशभेद इति न दोषः । अत एवाग्रे वक्ष्यते वातोल्बणानामिति । तथा च चरकः ॥

अर्शांसि नाम जायन्ते नासन्निपतितैस्त्रिभिः । दोषैर्दोषविशेषात्तु विशेषः कथ्यतेऽर्शसामिति ॥

તૂરાં, તીખાં, કડવાં, રૂક્ષ, શીતળ, અને હલકાં ભોજનોથી, બહુ થોડું અથવા ઓછું જમવાથી, તીક્ષ્ણ મદ્ય અને મૈથુનથી, લંઘનથી, શીત દેશકાળથી, કસરતથી, શોકથી, બહુ વાયુ તથા તડકો ખમવાથી, વાયુ સંબંધી અર્શ થાય છે. લોટ વગેરેથી બનાવેલા કોમળ મદ્યથી તો વાયુ શાંત થાય છે, તેથી તીક્ષ્ણ મદ્ય લખ્યું છે, તડકો તો ઉષ્ણવીર્યથી ઉત્પન્ન થયેલા રૂક્ષપણાને લીધે વાયુ સંબંધી અરશોનું નિદાન કરે છે.

ગુદાની વળીઓમાં પાંચ પ્રકારનો વાયુ, પિત્ત અને કફ એ ત્રણે દોષો કોપીને અર્શ ઉત્પન્ન કરે છે, તેમ છતાં વાયુ સંબંધી અર્શ, પિત્ત સંબંધી અર્શ અને કફ સંબંધી અર્શ કહેવાનું કારણ એ કે—જે અર્શમાં જે દોષની અધિકતા હોય તે અર્શને તે દોષ સંબંધી અર્શ કહે છે. ચરકે પણ કહ્યું છે કે—જો કે અર્શ ત્રણે દોષના કોપવાથી થાય છે, તોપણ તેમાં દોષની અધિકતા ઉપરથી અરશોનાં નામ પાડેલાં છે.

## પિત્તાર્શનાં દૂરનાં નિદાનો.

कट्वम्ललवणोष्णानि व्यायामाग्न्यातपप्रभा । देशकालावशिशिरौ क्रोधो मद्यमसूयनम् ॥ विदाहि तीक्ष्णमुष्णञ्च सर्वं पानान्नभोजनम् । पित्तोल्बणानां विज्ञेयः प्रकोपे हेतुरर्शसाम् ॥

उष्णद्रव्यस्य स्पर्शनादि बोद्धव्यम् । उष्णपानभोजनस्याग्रे वक्ष्यमाणत्वात् ॥ अग्न्यातपप्रभा अग्न्यातपयोः प्रभा तेजः अशिशिरो देशो मरुः शरद् ग्रीष्मश्च कालः क्रोधः कोपः असूयनं मपरसम्पत्तौ द्वेषः प्रकोपे उत्पत्ती ॥

તીખાં, ખાટાં, ખારાં, ગરમ, ભોજનોથી, કસરતથી, અગ્નિ કે તડકાથી, ગરમ દેશકાળથી, ક્રોધ તથા મદ્યથી, દ્વેષથી, વિદાહી, તીક્ષ્ણ, અને ગરમ અન્નપાનોથી પિત્ત સંબંધી અર્શ થાય છે. મરૂ (નિર્જળ) દેશને ઉષ્ણ દેશ સમજવો અને શરદ તથા ગ્રીષ્મ ઋતુને ઉષ્ણ કાળ સમજવો.

## કફાર્શનાં દૂરનાં નિદાનો.

मधुरस्निग्धशीतानि लवणाम्लगुरूणि च । अव्यायामदिवास्वप्नशय्यासनसुखे रतिः ॥ प्राग्वातसेवाशीतौ च देशकालावचिन्तनम् । श्लैष्मिकाणां समुद्दिष्टमेतत् कारणमर्शसाम् ॥

મધુર, સ્નિગ્ધ, શીતળ, ખારાં, ખાટાં, તથા ભારે ભોજનથી, કસરત નહિ કરવાથી, દિવસે સૂવાથી, સૂવાની તથા બેસી રહેવાની ટેવથી, પૂર્વ દિશાનો પવન ખાવાથી, શીત દેશકાળથી, અને બે ફિકરાઈથી કફ સંબંધી અર્શ થાય છે.

## ત્રિદોષાર્શનાં દૂરનાં નિદાનો.

सर्वो हेतुस्त्रिदोषाणां सहजैर्लक्षणं समम् ॥

जनकत्वेन त्रयो दोषाः येषां तानि त्रिदोषजानि । अर्शसां सर्वो हेतुः पृथग्वातपित्तकफार्शोहेतुः ॥ त्रिदोषार्शोलक्षणं श्वासरुजाविबन्धैः सहजार्शोभिः समम् ननु त्रिदोषाणामिति विशेषणं व्यर्थम् । यतः सर्व एव व्याधयस्त्रिदोषजाः । उक्तञ्च ॥

**द्रव्यमेकरसं नास्ति न रोगोऽप्येकदोषजः । एकस्तु कुपितो दोष इतरानपि कोपयेत् ॥**

इति युक्तिमप्याह, स्वकारणाद् वृद्धो वायुः शैत्यात् कफं द्रवत्वात् पित्तं वर्द्धयत इति ॥ उच्यते । स्वस्वकारणात् त्रयो दोषाः कुप्यन्ति तत्र त्रिदोषजव्यपदेश इति न दोषः ॥

ત્રિદોષાર્શનાં લક્ષણો સ્વાભાવિકજ હોય છે. દ્રવ્યમાં એકજ રસ હોતો નથી, તેમ રોગ પણ એકજ દોષવાળો હોતો નથી, એક દોષ કોપે છે તો તે બીજાઓને પણ કોપાવે છે. યુક્તિ કહી છે કે-" વૃદ્ધિ પામેલો વાયુ શીતપણાથી કફને અને દ્રવપણાથી પિત્તને વધારે છે." માટે એક દોષથી બીજો દોષ કોપે છે. માટે અરશોને ત્રણ દોષ સંબંધી કહ્યા છે તેનું કેમ? આનું સમાધાન કે-જે રોગમાં ત્રણે દોષ એક બીજાથી નહીં પણ પોત પોતાનાં કારણોથી કોપ્યા હોય, તે રોગનેજ ત્રણે દોષથી ઉત્પન્ન થયેલો કહેવાય છે.

## અરશનું પૂર્વરૂપ.

**विष्टम्भोऽन्नस्य दौर्बल्यं कुक्षेराटोप एव च । कार्श्यमुद्गारबाहुल्यं सक्थिसादोऽल्पविट्कता ॥ ग्रहणीदोषपार्श्वार्त्तिः प्रशङ्का चोदरस्य च । पूर्वरूपं विनिर्दिष्टमर्शसामभिवृद्धये ॥**

મળબંધ, દુબળતા, પેટમાં આફરો, કૃશતા, બહુ ઓડકાર, સાથળોમાં કળતર, મળની અલ્પતા, મરડો, પડખામાં પીડા, અને ઉદરમાં દરદ, આ સર્વ અર્શ થવાનાં પૂર્વરૂપો છે.

## અર્શનું સામાન્ય લક્ષણ.

**दोषास्त्वङ्मांसमेदांसि संदूष्य विविधाकृतीन् । मांसाङ्कुरानपानादौ कुर्वन्त्यर्शांसि तान् जगुः ॥**

त्वङ्मांसपदेन त्वङ्मांसमाश्रितं रक्तमपि गृह्यते । क्वचित् साधारणरक्तस्रावणोपदेशात् । आदिशब्देन नासानेत्रनाभिमेढ्रादिष्वपि कुर्वन्ति ॥

ત્વચા, માંસ અને મેદને દૂષિત કરીને દોષો જુદી આકૃતિના માંસના અંકુરો ગુદા વગેરેમાં ઉત્પન્ન કરે છે, તે અર્શ કહેવાય છે. ગુદા શિવાય નેત્ર, નાભિ અને લિંગમાં પણ અર્શ થાય છે. અર્શમાં લોહીનું પણ ગ્રહણ થાય છે, કારણ કે અર્શના રોગમાં લોહી પણ સ્રવે છે.

૨." વગેરે " શબ્દથી ગુદા, નાક, નાભિ લિંગ, વગેરે સ્થાનો સમજવાં.

## વાતાર્શનું લક્ષણ.

**गुदाङ्कुरा बह्वनिलाः शुष्काश्चिमिचिमान्विताः । म्लानाः श्यावारुणाः स्तब्धा विशदाः परुषाः खराः ॥ मिथो विसदृशा वक्रास्तीक्ष्णा विस्फुटिताननाः । बिम्बीकर्कन्धुखर्जूरकर्कोटफलसन्निभाः ॥ केचित्**

कदम्बपुष्पाभाः केचित् सिद्धार्थकोपमाः। शिरःपार्श्वांसकट्यूरूवंक्षणाभ्यधिकव्यथाः। क्षवथुद्गारविष्टम्भहृद्रोगारोचकप्रदाः॥ कासश्वासाग्निवैषम्यकर्णनादभ्रमावहाः ॥ तैरार्त्तो ग्रथितं स्तोकं सशब्दं सप्रवाहिकम्। रुक्फेनपिच्छानुगतं विड्बद्धमुपवेश्यते ॥ कृष्णत्वङ्नखविण्मूत्रनेत्रवक्त्रश्च जायते । गुल्मप्लीहोदराष्टीलासम्भवस्तत एव च ॥

बहुनिलाः वातोल्बणगुदाङ्कुराः। अर्शांसि चिमिचिमान्विताः ॥ चिमिचिमा व्यथाविशेषाः । चरचरा इति लोके ॥ तदन्विताः। श्यावारुणाः श्यावा धूम्रवर्णाः। अरुणवर्णा वा। स्तब्धाः कठिनाः। विशदाः पिच्छिलाः ॥ परुषाः गोजिह्वावत् खरस्पर्शाः ॥ खराः कर्कशाः कर्कोटीफलवत्सूक्ष्मानेककण्टकचिताः ॥ बिम्ब्यादिफलसन्निभाः। आवृत्या अत्र विकल्पबोधकं वक्ष्यमाणं केचित् केचिदिति पदं प्रतिसम्बन्धनीयम्। कदम्बपुष्पाभाः स्थिरानेकसूक्ष्मशिखराः। सिद्धार्थकोपमाः पीतसूक्ष्मपिटकाचिताः। तैरार्त्त इत्यर्शोभिः पीडितः। तैरार्त्तो विड्बद्धमुपवेश्यत इत्यार्त्तस्य प्रयोज्यकर्त्तुः कर्मतार्षत्वात् ॥ ग्रथितं मलगुटिकाग्रन्थितं विड्वर्तिरूपम्। पिच्छं पिच्छिलो द्रवभागः। बद्धं संहतम्। विट्शब्दो नपुंसकेऽप्यस्ति। उपवेश्यते त्याज्यते ॥ तत एव वातार्शस एव गुल्मादीनां सम्भवः। अष्टीला नाभेरधोभागे पाषाणपिण्डिकाश्रद्धातव्याधिविशेषः ॥

વાયુથી થયેલા અર્શો સૂકા, ચમચમે એવા મ્લાન, રાતા ધૂમાડા જેવા વર્ણવાળા, કઠણ, તંતુવાળા, ગાયની જીભ જેવાં, ખરસટ, ઝીણા કાંટાવાળા, જુદા જુદા આકારના, વાંકા, તીક્ષ્ણ, ફાટેલાં મુખવાળા, ઘોલાં તથા બોર અને ખજૂર તથા કંટોલાં જેવા, કેટલાક કદંબનાં ફૂલની પેઠે સ્થિર, ઘણા તથા ઝીણાં શિખરવાળા હોય છે, કેટલાક સર્ષપ જેવા હોય છે. માથું, પડખાં, ખભા, કમર, સાથળ, સાથળના સાંધા, એમાં અધિક પીડા થાય છે. છીંક, ઓડકાર, મલસ્તંભ, હૃદ્રોગ, અને અરૂચિ કરે છે. ઉધરસ, શ્વાસ, અગ્નિની વિષમતા, કાનમાં અવાજ, અને ભ્રમ કરે છે. તેનાથી ચીકણો, ગુંથાયલો, થોડો, અવાજ કરતો, અને પ્રવાહ રૂપ ઝાડો થાય છે, એ ઝાડો પીડાવાળો; ફીણ જેવો, પીછાંવાળો, અને બંધાયલો નીકળે છે. ચામડી, નખ વિષ્ટા, મૂત્ર, નેત્ર, અને મુખ કાળાં પડે છે, ગુલ્મ, બરલ, ઉદરરોગ, અષ્ટીલા, એ રોગો થાય છે. અષ્ટીલા નામનો રોગ એક જાતનો વાયુનો રોગ છે, તેમાં નાભિની નીચેના ભાગમાં લાંબા પથરા જેવું થાય છે.

## પિત્તાર્શનું લક્ષણ.

पित्तोत्तरा नीलमुखा रक्तपीतसितप्रभाः। तन्वस्रस्राविणो विस्रास्तनवो मृदवः श्लथाः ॥ शुकजिह्वा यकृत्खण्डजलौकोवक्त्रसन्निभाः ॥ दाहपाकज्वरस्वेदतृष्णामूर्च्छारतिप्रदाः। सोष्माणो द्रवनीलोष्णपीतरक्तामवर्चसः ॥ यवमध्या हरित्पीतहारिद्रत्वङ्नखादयः ॥

तनु अघनम्। श्लथा श्लिन्नः। सन्निभा आकृत्या। पाको गुदस्य सोष्माणः। उष्मरार्शाः। हरिच्छाकवर्णम्। पीतं हरितालवर्णम्। हारिद्रं

हारिद्रवर्णम् ।: आदिशब्दान्मलमूत्रपुरीषाणां ग्रहणम् ॥

પિત્તથી થયેલા અર્શ કાળા મુખવાળા, રાતી પીળી અને ધોળી કાંતિ વાળા, અંદરથી પાતળું લોહી સ્રવતા, દુર્ગંધવાળા, ઝીણા, કોમળ, લટકતા, પોપટની જીભ જેવા, યકૃતની ગાંઠ જેવા અને જળોનાં મોઢાં જેવા હોય છે. તેથી દાહ, ગુદ પાક, જ્વર, પરસેવો, તરશ, મૂર્છા, અણગમો, એ થાય છે. સ્પર્શમાં તે ગરમ હોય છે તથા વિષ્ટા દ્રવરૂપ, લીલી, ગરમ, પીળી, રાતી, અને કાચી થાય છે. ચામડી, નખ, મૂત્ર, અને વિષ્ટા શાક જેવા લીલા વર્ણનાં તથા હરતાળ અને હળદર જેવાં થઈ જાય છે.

## રકતાર્શનું લક્ષણ.

रक्तोल्बणा गुदे कीलाः पित्ताकृतिसमन्विताः । वटप्ररोहसदृशा गुञ्जाविद्रुमसन्निभाः ॥ तेऽत्यर्थं दुष्टमुष्णं च गाढविट्त्वप्रपीडिताः । स्रवन्ति सहसा रक्तं तस्य चातिप्रवृत्तितः ॥ भेकाभः पीड्यते दुःखैः शोणितक्षयसम्भवैः । हीनवर्णबलोत्साहो हतौजाः कलुषेन्द्रियः ॥ विट् श्यावं कठिनं रूक्षमधोवायुर्न वर्त्तते । तनु चारुणवर्णं च फेनिलं वासृगर्शसाम् ॥ कट्यूरुगुदशूलश्च दौर्बल्यं यदि वाधिकम् । तत्रानुबन्धो वातस्य हेतुर्यदि च रूक्षणम् ॥ शिथिलं श्वेतपीतं च विट् स्निग्धं गुरु शीतलम् । यद्यर्शसां घनं चासृक् तन्तुमत्पाण्डु पिच्छिलम् ॥ गुदं सपिच्छं स्तिमितं गुरु स्निग्धं च कारणम् । श्लेष्मानुबन्धो विज्ञेयस्तत्र रक्तार्शसां बुधैः ॥ गुदे हि कीला अर्शांसि पित्ताकृतिसमन्विताः ॥

पित्तार्शोलक्षणयुक्ताः । आकारेण च वटप्ररोहसदृशाः । दुःखैः रोगैः त्वक्पारुष्याम्बुशीतप्रार्थनादिभिः कलुषेन्द्रियः व्याकुलसर्वेन्द्रियः ॥

तत्ररक्तार्शसि अनुबन्धः उल्बणत्वम् । रूक्षं रूक्षयतीति रूक्षणम् । रुक्षं द्रव्यम् । पित्तोल्बणस्य तु लक्षणम् । "रक्तोल्बणा गुदे कीलाः पित्ताकृतिसमन्विताः । " इत्यादिनैवोक्तं रक्तपित्तयोः समानलिङ्गत्वात् ॥

ગુદામાં રકતથી થયેલા અર્શ પિત્તથી થયેલાના જેવાજ આકારવાળા હોય છે. વડવાઈ જેવા, ચણોઠી અને પરવાળાં જેવા, કઠણ વિષ્ટાથી દબાયલા તથા ગરમ અને દુષ્ટ હોય છે. તેની બહુ પ્રવૃત્તિથી તેમાંથી રૂધિર સ્રવ્યા કરે છે. દેડકાં જેવા અને બહુ દુઃખ આપનારા છે, રૂધિરનો બહુ ક્ષય થાય છે, તથા બળ તથા વર્ણ અને ઉત્સાહ ઘટી જઈને ઓજ હણાઈ જાય છે, તથા ઈંદ્રિયો વ્યાકુળ થઈ જાય છે, વિષ્ટા કાળી, કઠણ, અને રૂક્ષ હોય છે, તથા અધોવાયુ છૂટતો નથી, લોહી રાતું અને ફીણવાળું હોય છે. કમર, સાથળ, ગુદા, એમાં શૂળ થાય છે, અને વાયુ વિશેષ હોય તો દુર્બળતા વધારે હોય છે. એમ હોયતો રકત સાથે વાયુ પણ છે એમ સમજવું, જો વિષ્ટા શિથિલ, ધોળી, પીળી, સ્નિગ્ધ, ભારે, અને શીતળ હોય છે. લોહી ઘાટું તંતુમય હોય; પાંડુ વર્ણનું અને ચીકણું હોય, ગુદા ચીકણી તથા સ્તબ્ધ હોય, અને ભારે તથા સ્નિગ્ધ નિદાનો હોય,

लम्ममार्थं कटुकत्रयञ्च पलार्द्धमानं वचाहिङ्गुभागः। विषं पलद्वादशभागयुक्तं तावद्रसो गन्धक एष प्रोक्तः। बदरास्थिप्रमाणेन वटीमेतस्य कारयेत्। भक्षयेत् सेवया सा स्यात् सर्वाजीर्णप्रशान्तये ॥ सर्वोदरेषु शूलेषु विसूच्यां विविधेषु च। अग्निमान्द्येषु गुल्मेषु सदा शङ्खवटी हिता॥

इति शङ्खवटीरसः। रसरत्नप्रदीपे ॥

स्नुह्यर्कचिञ्चापामार्गरम्भातिलपलाशिजान्। लवणानाददीतैषां प्रत्येकं पलमात्रया॥ लवणानि पृथक्पञ्च ग्राह्याणि पलमात्रया। स्वर्जिका च यवक्षारष्टङ्कनं त्रितयं पलम्॥ सर्वं त्रयोदशपलं सूक्ष्मं चूर्णं विधाय च। निम्बूफलरसे प्रस्थसम्मिते तत् परिक्षिपेत्॥ तत्र शङ्खस्य शकलं पलं वह्नौ प्रताप्य तु। वाराम्निर्वापयेत् सप्त सर्वं द्रवति तद्यथा॥ नागरं त्रिपलं ग्राह्यं मरिचन्तु पलद्वयम्। पिप्पली पलमाना स्यात् पलार्द्धं भृष्टहिङ्गुतः। ग्रन्थिकं चित्रकञ्चापि यवानी जीरकं तथा। जातीफलं लवंगञ्च पृथक्कर्षद्वयोन्मितम्॥ रसो गन्धो विषञ्चापि टङ्कणञ्च मनः शिला। एतानि कर्षमात्राणि सर्वं सञ्चूर्ण्य मिश्रयेत्॥ शरावार्द्रेण चुक्रेण वटिकां तस्य कारयेत्। माषप्रमाणा सद्वैद्यैर्बृहच्छङ्खवटी स्मृता॥ सर्वाजीर्णप्रशमनी सर्वशूलनिवारिणी। विसूच्यलसकादीनां सद्यो भवति नाशनी॥ इति बृहत्शङ्खवटी अजीर्णे ॥

टङ्कणकणामृतानां सहिङ्गुलानां समं भागम्। मरिचस्य भागयुगलं निम्बूनीरैर्वटी कार्या॥ वटिकां कलायसदृशीमेकां द्वे वा समश्नीयात्। सत्यमजीर्णे शान्त्यै वह्नेर्वृद्ध्यै कफध्वस्त्यै॥ इति अजीर्णकण्टको रसः॥

ક્રવ્યાદ રસઃ—શુદ્ધ ગંધક ૮ તોલા, શુદ્ધ પારો ૪ તોલા, લોહ તથા તામ્ર ભસ્મો બે બે તોલા, આ સર્વના ચૂર્ણને અગ્નિમાં પીગાળ્યા પછી તેને ધોળા એરંડાના પાન ઉપર નાંખવાં, ફરી તેનું ચૂર્ણ કરી તેને લોઢાના ઠામમાં નાંખી તેમાં વસ્ત્રથી ગાળેલો લીંબુનો રસ તોલા ૪૦૦ નાંખી કોમળ અગ્નિથી પકાવવું. રસ ઘાટો થાય એટલે તેને સૂકવીને ચૂર્ણ કરવું. એ ચૂર્ણને પંચ કોલના ક્વાથની તથા ચૂકાના રસની પચાસ પચાસ ભાવનાઓ આપવી, પછી તે સૂકાય એટલે તેમાં તે ચૂર્ણના જેટલોજ શેકેલો ટંકણખાર તથા એટલુંજ મરીનું ચૂર્ણ મેળવવું, અને તેથી અરધું બિડલૂણ મેળવવું. પછી તેને ચણાના ખારની સાત ભાવનાઓ આપીને સૂકવી વાટીને શીશામાં ભરી રાખવું. ભૈરવાનંદ યોગીએ ક્રવ્યાદ નામનો આ રસ પૂર્વે બહુ માંસ ખાનારા સિંહલદ્વિપના રાજાને કહ્યો હતો. જમી રહ્યા પછી બે માસા જેટલો રસ ખાઇને ઉપર સૈંધવ નાંખેલી છાશ પીવી. અયોગ્ય, ભારે, અને વધારે પડતું જે ખાવામાં આવ્યું હોય તે સર્વે આ રસ ખાવાથી પચી જાય છે. શૂળ, ગુલ્મ, મળસ્તંભ, બરલ, ઉદરરોગો, એ સર્વને આ ક્રવ્યાદ નામનો રસ હણી નાંખે છે, તેમાં સંશય નથી. (આ રસ રસેંદ્ર ચિંતામણિ તથા રસરત્ન પ્રદીપમાં કહેલ છે.)

## જ્વાલાનલ રસ.

જવખાર, સાજીખાર, ટંકણખાર, પારો,

ગંધક, અને પંચકોલને સમભાગે લેઇ એ સર્વની બરોબર શેકેલી ભાંગ. અને તેથી અરધાં સરગવાનાં મૂળ, એ સર્વના ચૂર્ણને ભાંગ, સરગવો, અને ચિત્રકના રસોની ત્રણ દિવસ સુધી તડકામાં ભાવના દેવી. પછી લઘુપુટથી પકાવવું. પછી ભાંગરાના રસમાં વાટવી. આ રસ જ્વાલાનલ બને છે. પા તોલા જેટલો તે મધમાં ચાટી ગોળ, અને સૂંઠનું અનુપાન લેવાથી અજીર્ણ, અતિસાર, મરડો, અગ્નિમાંદ્ય, કફ, મોળ, ઉલટી, આળસ, અને અરૂચિ જીતાય છે. પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, અને સૂંઠ, એ પંચકોલ કહેવાય છે. (રસરત્નપ્રદીપ.)

## અગ્નિકુમાર રસ.

ટંકણખાર, પારો, ગંધક, એક એક તોલો; વછનાગ ત્રણ તોલા; કોડી, સાજીખાર, પીપર, અને સૂંઠ, એ દરેક એકેક તોલો; મરી આઠ તોલા; આને એક દિવસ જંબીર (લીંબુ) ના રસમાં ઘુંટવાથી અગ્નિકુમાર રસ થાય છે, તે વિસૂચી, શૂળ, વાયુ વગેરે, અને અગ્નિમાંદ્યને શાંત કરેછે. (રસરત્ન પ્રદીપ તથા રસેંદ્ર ચિંતામણિ) માત્રા બે વાલ.

## રામબાણ રસ.

પારો, વછનાગ, લવંગ, ગંધક, એ એકેક ભાગ, તથા મરી બે ભાગ મેળવીને તેમાં જાયફળ અરધો ભાગ નાંખીને આંબલીના રસમાં વાટવું. આ રામબાણ નામને. અતિ પ્રખ્યાત રસ અગ્નિમાંદ્યરૂપી રાવણનો નાશ કરે છે, સંગ્રહણી તથા ગ્રહણીરૂપી કુંભકર્ણ અને આમવાતરૂપી ખર દૂષણને તે જીતે છે. મરીના અનુપાનથી આપવામાં આવતાં એકદમ જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, રૂચિ ઉપજાવે છે, કફના સમૂહનો નાશ કરે છે, અને શ્વાસ, ઉધરસ, ઉલટી, અને જંતુઓનો નાશ કરે છે. (રસેંદ્ર ચિંતામણિ).

## શંખવટી.

૪ તોલા આંબલીનો ક્ષાર, અને ચાર તોલા પંચલવણો, એમને લીંબુના રસમાં વાટવાં. તેમાં ૪ તોલા શંખના ટુકડા સાતવાર તપાવી તપાવીને નાંખવા. પછી ચાર તોલા ત્રિકટુ, અને બે બે તોલા વજ તથા હિંગ, ¼ તોલા વછનાગ, વછનાગના જેટલોજ પારો અને એટલોજ ગંધક, એ સર્વ તેમાં મેળવીને બોર જેવડી ગોળીઓ કરવી. તે ખાવાથી સર્વ અજીર્ણો શાંત થઇ જાય છે. સર્વ ઉદરરોગો તથા શુળો અને વિવિધ વિસૂચી વગેરે, અગ્નિમાંદ્ય અને ગુલ્મમાં હંમેશાં આ શંખવટી હિતકારી છે. (રસરત્નપ્રદીપ.)

## બૃહત્ શંખવટી.

થોર, આકડો, આંબલી, અઘેડો, કેળ, તલ, અને ખાખરાના ખારો, દરેક ચાર ચાર તોલા; પંચ લવણ વીસ તોલા; સાજીખાર, જવખાર, અને ટંકણખાર, એ ત્રણે મળી ચાર તોલા; એ સર્વનું બાવન તોલા ચૂર્ણ કરીને તેને ચોસઠ તોલા લીંબૂના રસમાં નાંખવું. તેમાં ચાર તોલા શંખના કડકા તપાવી તપાવીને સાતવાર ઠારવા, એટલે તે દ્રવરૂપ થઇ જશે. પછી સૂંઠ ૧૨ તોલા, મરી ૮ તોલા, પીપર ૪ તોલા, શેકેલી હિંગ ૨ તોલા,

પીપરીમૂળ, ચિત્રક, અજમો, જીરૂં, જાયફળ, લવીંગ, એ દરેક બે બે તોલા, પારો, ગંધક, વછનાગ, ટંકણ, અને મણશીલ, એ દરેક એક એક તોલો, એ સર્વને મેળવી લેઇને તેની ૧૬ તોલા ચુકાના રસમાં નાંખીને અડદના દાણા જેવડી ગોળી બનાવવી, તેને સારા વૈદ્યોએ બૃહચ્છંખવટી કહેલી છે. તે સર્વ અજીર્ણોનું પ્રશમન કરનારી તથા સર્વ શૂળોનું નિવારણ કરનારી છે. વિસૂચી અને અલસક વગેરેનો પણ તે એકદમ નાશ કરેછે.

## અજીર્ણ કંટક રસ.

ટંકણ, પીપર, વછનાગ, તથા હિંગળો સમભાગે લેઇને, તેમાં બે ભાગ મરી નાંખી લીંબૂના રસમાં ગોળી કરવી. વટાણા જેવડી એ ગોળી એક કે બે ખાવી, તેથી અજીર્ણની શાંતિ, અગ્નિની વૃદ્ધિ, અને કફનો નાશ નિઃશંક થાય છે.

## કોલેરાની ચિકિત્સા.

जलपीतमपामार्गं शूलं हन्याद्विसूचिकाम्। सतैलं कारवेल्लयम्बु नाशयेद्धि विसूचिकाम् ॥ बालमूलस्य तु क्वाथः पिप्पलीचुर्णसंयुतः । विसूचीनाशनः श्रेष्ठो जठराग्निविवर्द्धनः ॥ बिल्वनागरनिक्वाथो हन्याच्छर्दिविसूचिकाम् । बिल्वनागरकैटर्यक्वाथस्तदधिको गुणैः ॥ कैटर्य कट्फलम् ॥

व्योषं करञ्जस्य फलं हरिद्रे मूलं समाप्य च मातुलुङ्ग्याः । छाया विशुष्का वटिका कृता सा हन्याद्विसूचीं नयनाञ्जनेन ॥ अनुभूतमिदम् ॥

अपामार्गस्य पत्राणि मरिचानि समानि च । अश्वस्य लालया पिष्ट्वाञ्जनाद्धन्ति विसूचिकाम् ॥ विसूच्यामतिवृद्धायां तक्रं दधिसमं जलम् । नारिकेराम्बु पेयं वा प्राणत्राणाय योजयेत् ॥ त्वक्पत्रकैरण्डकशिग्रुकुष्ठैरम्लप्रपिष्टैः सवचाशताह्वैः । उद्वर्त्तनं खल्लिविसूचिकाघ्नं तैलं विपक्वञ्च तदर्थकारि ॥ कुष्ठसैन्धवयोः कल्कं चुक्रं तैले तु साधितम् । विसुच्यां मर्दनं तेन खल्ली शूलनिवारणम् ॥ पिपासायां तथोत्क्लेशे लवङ्गस्याम्बु शस्यते । जातीफलस्य वा पीतं शृतं भद्रघनस्य वा ॥

उत्क्लेशस्य लक्षणम् । उत्क्लिश्यान्नञ्च निर्गच्छेत्प्रसेकष्ठीवनेरितम् । हृदयं पीड्यते चास्य तमुत्क्लेशं विनिर्दिशेदिति ॥ सरुग्वानद्धमुदरमम्लपिष्टैः प्रलेपयेत् । दारु हैमवती कुष्ठशताह्वाहिङ्गुसैन्धवैः ॥ हैमवती श्वेतवचा । इति दारुषट्कम् ॥

तक्रेण युक्तं यवचूर्णमुष्णं स क्षारमार्त्तिं जठरे निहन्यात् । स्वेदो घटैर्वाप्यथ वाष्पपूर्णैरुष्णैस्तथान्यैरपि पिण्डतापैः ॥

અઘેડાને ટાઢા પાણીમાં વાટીને પીવાથી શુળ તથા વિસુચી મટેછે. તેલ સાથે કારેલીનો રસ પીવાથી પણ વિસૂચીકાનો નાશ થાયછે. વાળાનાં મૂળીયાંનો ક્વાથ પીપરના ચુર્ણ સાથે પીતાં વિસુચીનો ઉત્તમ રીતે નાશ કરનારો અને જઠરાગ્નિને વધારનારોછે. બીલી અને સુંઠનો ક્વાથ ઉલટી અને વિસુચિકાને હણે છે. બીલી, સુંઠ, અને કાયફળનો ક્વાથ વિશેષ ગુણવાન્ છે. સુંઠ, મરી, પીપર, કરંજનું ફળ, હળદર, દારુ-

હળદર, અને બીજોરાનું મૂળ એમને વાટી છાયામાં મુકવીને ગોળી કરવી. તે આંખમાં આંજવાથી વિસુચીને હણી નાંખે છે. અઘેડાનાં પાન તથા મરી સમાન લેઈ, ઘોડાની લાળમાં વાટીને આંજવાથી વિસુચી મટે છે. વિસુચી બહુ વધી ગયેલ હોય તો સમાન દહિં તથા પાણીની છાશ અથવા નાળિયેરના પાણીની પેયા જીવાડવા માટે આપવી જોઈએ. તજ, તમાલપત્ર, એરંડો, સરગવો, કઠ, વજ, શતાવરી, એમને ખટાઈમાં વાટીને ખરડ કરવાથી, અગર તેનું તેલ પકાવી ચોળવાથી વિસુચીની ખાલીઓ મટે છે. કઠ અને સેંધવનો કલ્ક ચૂકાના તેલમાં પકાવી વિસૂચીમાં ચોળવાથી ખાલી તથા તથા શૂળ મટે છે. તરશ તથા મોળ માટે લવંગનું જળ પાવું. જાયફળનું અથવા ભદ્રમોથનું જળ પણ પાવું. ઉછાળો આવી ઉલટી થાય તથા મોળ આવીને છાતીમાં દરદ થાય તેને ઉત્કલેશ કહે છે, તેને માટે નીચેનો લેપ ખટાઈમાં વાટીને કરવો:—

## દારૂ ષટક.

દેવદાર, શ્વેતવજ, કઠ, શતાવરી, હિંગ, અને સૈંધવ.

છાશમાં જવનું ચૂર્ણ નાંખી ગરમ કરી અંદર જવખાર નાંખીને પેટ ઉપર ચોપડવાથી જઠરરોગ મટે છે. ગરમ પાણીના શીશા તથા બીજા પિંડરૂપ તાપોથી શેક કરવાથી પણ પેટના વ્યાધિઓ મટી જાય છે.

## વિલંબિકા તથા અલસકની ચિકિત્સા.

**विलम्बिकालसकयोरयमेव क्रियाक्रमः । अतएव तयोरुक्तं पृथक् नहि चिकित्सितम् ॥**

વિલંબિકા તથા અલસકના ઉપાંયો પણ વિષૂચિકાના જેવાજ છે, તેથી જૂદા કહેલા નથી.

## ભસ્મકની ચિકિત્સા.

**तं भस्मकं गुरु स्निग्धसान्द्रमन्दहिमस्थिरैः । अन्नपानैर्नयेच्छान्तिं पित्तघ्नैश्च विरेचनैः ॥ अत्युद्धताग्निशान्त्यै माहिषदधिदुग्धसर्पींषि । संसेवेत यवागूं समपिष्टे पयसि सर्पिषा सिद्धाम् ॥ असकृत् पित्तहरणं पायसप्रतिभोजनम् । श्यामात्रिवृद्विपक्वश्च पयोदद्याद्विरेचनम् ॥ यत्किञ्चिन्मधुरं मेध्यं श्लेष्मलं गुरु भोजनम् । सर्वं तदत्यग्निहितं भुक्त्वा प्रस्वपनं दिवा ॥ शितण्डुलशितकमलं छागक्षीरेण पायसं सिद्धम् । भुक्त्वा च तेन पुरुषो दशदिवसात्तुच्छभोजनो भवति ॥**

ભારે, સ્નિગ્ધ, ઘાટાં, મંદ, ટાઢાં, અને સ્થિર અન્નપાનોથી ભસ્મકની શાંતિ કરવી, તથા પિત્તહર અને વિરેચનોથી પણ કરવી. અગ્નિ બહુજ વધી ગયો હોય તો ભેંશનાં દૂધ, દહિં, અને ઘીનાં સેવન કરવાં, તથા દૂધ અને ઘીમાં પકાવેલ યવાગૂ આવી. પિત્તહર એવું વારંવાર દૂધપાકનું ભોજન દેવું. કાળી તથા ધોળી નસોતરથી પકાવેલા દૂધનું વિરેચન આપવું. મધુર, બુદ્ધિવર્ધક, કફકર,

અને ભારે ભોજન, તેમજ અતિ અગ્નિને હિતકર એવું સર્વ જમીને દિવસે શયન કરવું. ધોળા ચોખા તથા ધોળા કમળનો બકરીના દૂધમાં દૂધપાક કરીને જમાડવો, તેથી દસ દિવસમાં ઓછું જમનાર થવાય છે.

## અજીર્ણોમાં પાચનો.

अलं पनसपाकाय फलं कदलसम्भवम् । कदलस्य तु पाकाय बुधैरपि घृतं हितम्॥ घृतस्य परिपाकाय जम्बीरस्य रसो हितः॥ नारिकेरफलतालबीजयोः पाचकं सपदि तण्डुलं विदुः ॥ क्षीरमेव सहकारपाचनं चारमज्जनि हरीतकी हिता । मधूकमालूरनृपादनानां परूषखर्जूरकपित्थकानाम् ॥ पाकाय पेयं पिचुमन्दबीजं घृतेऽपि तक्रेऽपि तदेव पथ्यम् । खर्जूरशृङ्गाटकयोः प्रशस्तं विश्वौषधं कुत्र च भद्रमुस्तम् ॥ यज्ञाङ्गबोविन्दुफलेषु शस्तं प्लक्षे तथा पर्युषितं प्रतीतम् । तण्डुलेषु च पयः पयः स्वथो दीप्यकन्तु चिपिटे कणायुतम् ॥ पष्टिका दधिजलेन जीर्यते कर्कटी च सुमनेषु जीर्यते ॥ सुमनेषु गोधुमेषु' जीर्यति ॥

गोधूममाषहरिमन्थसतीनमुद्गपाको भवेज्झटिति मातुलपुत्रकेण ॥ मातुलपुत्रकं धत्तूरफलम् ॥

खर्जूरिकाविशकशेरुशितासु शस्तं शृङ्गाटके मधुफलेऽपि भद्रमुस्तम् ॥ कङ्गुश्यामाकनीवाराः कुलत्थाश्चाविलम्बितम् । दध्ना जलेन जीर्यन्ति द्विदलं काञ्जिकेन तु ॥ पिष्टान्नं शीतलं वारि कृशरां सैन्धवं पचेत्। माषेण्डरींनिम्बुफलं पायसं मुद्गयूषकः ॥ वटविसवाराल्लवङ्गेन फेनीसमं पर्पटः शिग्रुबीजेन याति ॥ कणामूलतो लड्डुकापूपसद्द्रादिपाको भवेच्छष्कुलीमण्डयोश्च ॥ वेसवारो वसग इति लोके । तद्यथा ॥

स्नेहो निशाहिङ्गुलवङ्गकैलाधान्याकजीराद्रकनागराणि । अम्लोषणं सैन्धवचूर्णमन्ने यथोचितं संस्कृतये प्रणीतम् ॥

इति सद्रा सद्रकपानविशेषः । मण्डः माण्ड इति लोके ॥

किमत्र चित्रं बहुमत्स्यमांसभोजी सुखी काञ्जिकपानतः स्यात् । इत्यद्भुतं केवलवह्निपको मांसेन मत्स्यः परिपाकमेति ॥ आममाम्रफलं मत्स्यतद्वीजंपिशित हितम् । कूर्ममांसं यवक्षारात् शीघ्रं पाकमुपैति हि ॥ कपोतपारावतनीलकण्ठकपिञ्जलानां पिशितानि भुक्त्वा । काशस्य मूलं परिपिष्य पीतं सुखी भवेन्ना बहुशो हि दृष्टम् ॥ मांसानि सर्वाण्यपि यान्ति पाकं क्षारेण सद्यस्तिलनालजेन । चञ्चूकसिद्धार्थकवास्तुकानां गायत्रिसारकथितेन पाकः ॥

चञ्चूकः चेचू इति लोके । गायत्री खदिरः॥

पालङ्किकाकेबुककारवेल्लीवार्ताकवंशाङ्कुरमूलकानाम् । उपोदिकालाबुपटोलकानां सिद्धार्थको मेघरवश्च पक्ता ॥ मेघरवः चौरा इति लोके ॥

विपच्यते शूरणकं गुडेन तथालुकं तण्डुलधावनेन । पिण्डालुकं जीर्यति कोरदूषा-

त् कशेरुपाकः किल नागरेण । लवणस्तण्डुलतोयात् सर्पिर्जम्बीरकाद्यम्लात् । मरिचादपि तच्छीघ्रं पाकं यात्येव काञ्जिका तैलम् ॥ क्षीरं जीर्यति तक्रेण तद्गव्यं कोष्णमंडकात् । माहिषं माणिमन्थेन शङ्खचूर्णेन तद्दधि ॥ मण्डकः माड इति लोके ॥

रसालं जीर्यति व्योषात् खण्डं नागरभक्षणात् । सिता नागरमुस्तेन तथेक्षुश्चार्द्रिकारसात् । जरामिरा गैरिकचन्दनाभ्यामभ्येति शीघ्रं मुनिभिः प्रदिष्टम् । उष्णे न शीतं शिशिरेण चोष्णं जीर्णो भवेत् क्षारगणस्तथाम्लैः ॥ इरा मदिरा ॥

तप्तं तप्तं हेम वा तारमग्नौ तोये क्षिप्तं सप्तकृत्वस्तदम्भः । पीत्वाऽजीर्णं तोयजातं निहन्यात्तत्र क्षौद्रं भद्रमुस्तं विशेषात् ॥ तत्र तोयाजीर्णे । इति जठराग्निविकारः ॥

ફણસના અજીર્ણનું પાચન કેળાં છે, કેળાં ઘીથી પચે છે, અને ઘીનું પાચન લીંબુનો રસ કરે છે, એમ વિદ્વાનોએ કહેલું છે. નાળિયેર કે તાડફળનું પાચન ચોખાથી થાય છે, આંબો દૂધથી પચે છે, ચારોળી હરડેથી પચે છે, અને મહુડાં, બીલી, રાયણ, ફાલસાં, ખજૂર, અને કોઠનું પાચન લીમડાનાં બીજોથી થાય છે. ઘી અને છાશને પણ લીમડાનાં બીજ પચાવે છે. ખજૂર અને શીંગોડાંને સૂંઠ અથવા ભદ્રમોથ પચાવે છે. ઊંબરો, પીપળો, અને પીપરનાં ફળ ઉપર સૂંઠ સારૂં પાચન છે. ચોખા દૂધથી, દૂધ અજમાથી, સાઠી ચોખા દહીંના પાણીથી, અને કાકડી ઘઉંથી પચે છે. ઘઉં, અડદ, ચણા, વટાણા, તથા મગ એ સર્વ ધંતૂરાના ડોડવાથી પચે છે, ખડેલાં, કમળના મૃણાલ, કસેલાં, સાકર, સીંગોડાં અને પરદેશી ખજૂરને ભદ્રમોથ પચાવે છે. કાંગ, શામો, નાનવી, અને કળથીને દહિંનું પાણી પચાવે છે. દાળનું કાંજીથી, લોટનું અન્ન શીતળ પાણીથી, ખીચડી સૈંધવથી, અડદ લીંબુથી, દૂધપાક મગના યૂષથી, અને વડાં ઓસામણથી પચે છે. પરસૂદીની ફેનિકા લવંગથી, પાપડ સરગવાનાં બીજથી, અને લાડુ, માલપુવા, સાટા, સુંવાળી, અને માંડા એ સર્વ પીપરીમૂળથી પચે છે. (સ્નેહ, હળદર, હિંગ, લવંગ, એલચી, ધાણા, જીરૂ, આદું, સૂંઠ, લીંબુ, મરી, અને સૈંધવનું ચૂર્ણ અન્નમાં નાંખવાથી ઓસામણ બને છે.) બહુ માછલાં ખાનાર કાંજીથી સુખી થાયછે, એમાં કંઇ આશ્ચર્ય નથી. આશ્ચર્ય તો એ છે કે એકલા અગ્નિથી પકાવેલાં માછલાં માંસથી પચી જાય છે. માછલાંને કાચી કેરી બહુ પચાવે છે. માંસને આંબાની ગોટલી પચાવી દેછે. કાચબાનું માંસ જવખારથી; હોલા, કબૂતર, નીલકંઠ, અને તેતરનાં માંસો કાંસડાનાં મૂળ વાટીને પીવાથી પચી જાય છે, એ અમે બહુવાર જોયેલું છે. તલના ખારથી સર્વ માંસો પચે છે. છૂંછ, સર્ષપ, અને બથવો ખેરસારના કવાથથી; અને ટાંકો, કોળી, કારેલાં, રીંગણાં, વાંસના અંકુર, મૂળા, પોથી, તૂંબડાં, અને પરવળ, એ સર્ષપની અને તાંદળજાની ભાજીથી પચે છે. સૂરણ ગોળથી, બટેટાં ચોખાના ધોણથી, ગોળ બટાકા કોદરાથી, કસેલાં સૂંઠથી, ક્ષાર ચોખાના પાણીથી, ઘી

લીંબુ વગેરે ખાટા રસથી તથા મરીથી, તેલ કાંજીથી, દૂધ છાશથી, ગાયનું દૂધ જરા ઊના દહિંના મંડથી, ભેંશનું દૂધ સેંધવથી, ભેંશનું દહિં શંખના ચૂર્ણથી, અને આંબો સૂંઠ, મરી, અને પીપરથી પચી જાય છે. ખાંડ સૂંઠથી, સાકર નાગરમોથથી, શેરડી કોથમીરના રસથી, મદિરા સોનાગેરૂથી તથા ચંદનથી તરત પચે છે, એમ મુનિઓએ કહેલું છે. શીત પદાર્થ ઉષ્ણ પદાર્થથી અને ઉષ્ણ પદાથ શીત પદાર્થથી પચે છે. ક્ષારોનો સમૂહ ખટાઈથી પચે છે. પાણી ન પચ્યું હોય તો સોનું કે રૂપું તપાવી તપાવીને સાતવાર પાણીમાં બોળી, એ પાણી પીવાથી તે પચે છે. પાણીના અપચા ઉપર મધ અને ભદ્રમોથ વિશેષ ઉત્તમ છે.

ઇતિ જઠરાગ્નિના વિકારોનો અધિકાર સંપૂર્ણ.

# કૃમિનો અધિકાર.

## કૃમિના ભેદ.

**कृमयस्तु द्विधा प्रोक्ता बाह्याभ्यन्तरभेदतः ॥**

કૃમિઓ બે પ્રકારના છે, બાહ્ય અને આભ્યંતર.

## કૃમિનાં નિદાનો.

**बहिर्मलकफासृग्विड्जन्मभेदाच्चतुर्विधाः।**
**नामतो विंशतिविधा बाह्यास्तत्र मलोद्भवाः ॥**

तत्र तेषु बाह्याः कृमयः मलोद्भवाः । त्वग्लग्न बहिर्मलस्वेदसम्भवाः ॥

ત્વચાના બહારના પરસેવાથી, કફથી, રક્તથી, અને વિષ્ટાથી એમ ચાર પ્રકારથી થયેલા બાહ્ય કૃમિઓ છે. તેઓ નામોથી વીશ પ્રકારના છે.

## બાહ્ય કૃમિનાં રૂપો.

**तिलप्रमाणसंस्थानवर्णाः केशाम्बराश्रयाः॥**

तिलानामिव परिमाणा संस्थानवर्णा येषां ॥

**बहुपादाश्च सूक्ष्माश्च यूकालिक्षाश्च नामतः॥**

तत्र यूका बहुपादाः कृष्णाः केशाश्रया लिक्षाः सूक्ष्माः श्वेता वस्त्राश्रयाः ॥

તલ જેવડા તથા તલ જેવા વર્ણવાળા, કેશ અને વસ્ત્રોમાં રહેનારા કૃમિઓ બહુ પગોવાળા અને સૂક્ષ્મ થાય છે તેને જૂ અને લીખ કહેવાય છે. કાળા રંગની, કેશમાં રહેનારી જૂ કહેવાય છે, અને ધોળા રંગની વસ્ત્રોમાં રહેનારી લીખ કહેવાય છે.

## બાહ્ય કૃમિના વિકારો.

**द्विधा ते कोठपिटिका कण्डूगण्डान् प्रकुर्वते॥**

ધામઠાં, ફોલ્લી, ચળ, અને ગુમડાં એ બંને પ્રકારના કૃમિ કરે છે.

## અભ્યંતર કૃમિનાં નિદાનો.

**अजीर्णभोजी मधुराम्लसेवी द्रवप्रियः पिष्टगुडोपभोक्ता । व्यायामवर्जी च दिवाशयी च विरुद्धभोजी लभते कृमींश्च ॥**

અજીર્ણમાં જમનાર, મધુર અને ખાટું ખાનાર, પીવાના પદાર્થની ઇચ્છાવાળો, ગોળ તથા લોટના મિશ્રિત પદાર્થો ખાનાર, કસરત નહિ કરનારા, દિવસે સૂનારા, અને વિરૂદ્ધ ભોજન કરનારાને કૃમિઓ થાય છે.

## કૃમિ થયાનાં લક્ષણો.

**ज्वरो विवर्णता शूलं हृद्रोगः सदनं भ्रमः । भक्तद्वेषोऽतिसारश्च सञ्जातकृमिल-**

क्षणम् ॥

જ્વર, વિવર્ણતા, શૂળ, હૃદ્રોગ, ગ્લાનિ, ભ્રમ, અરૂચિ, અને અતિસાર, એ શરીરમાં કૃમિ થયાનાં લક્ષણો છે.

## કફના કૃમિનાં નિદાનો.

**मांसमाषगुडक्षीरदधिशुक्तैः कफोद्भवाः ॥**

शुक्तं कालान्तरेणाम्लीभूत इक्षुरसविकारः ॥

માંસ, અડદ, ગોળ, દૂધ, દહિં, અને લાંબા સમયે ખાટો થઇ ગયેલો શેરડીનો રસ ખાવાથી કફના કૃમિઓ થાય છે.

## કફના કૃમિનાં લક્ષણો.

**कफादामाशये जाता वृद्धाः सर्पन्ति सर्वतः । पृथुवध्रनिभाः केचित् केचिद्गण्डूपदोपमाः ॥ रूढधान्याङ्कुराकारास्तनुदीर्घास्तथाणवः । श्वेतास्ताम्रावभासाश्च नामतः सप्तधा तु ते ॥ अन्त्रादा उदरावेष्टा हृदयादा महाकुहाः । चुरवो दर्भकुसुमाः सुगन्धास्ते च कुर्वते ॥ हृल्लासमास्यस्रवणमविपाकमरोचकम् । मूर्छाछर्दिज्वरानाहकासक्षवथुपीनसान् ॥**

वध्रश्चर्मलता रूढोऽङ्कुरितः । तनवः परिणाहेन तथा दीर्घास्तनुदीर्घाः चुरवश्चुरुमानाः । तत्कर्त्तव्यविकारा हृल्लासादयः ॥

કફથી આમાશયમાં ઉત્પન્ન થઇને કૃમિઓ વધી જઇને ચારે મેર ફરે છે; તેમાં કેટલાક ચામડાની દોરી જેવા અને કેટલાક અળશિયા જેવા હોય છે. કેટલાક ઉગેલાં ધાન્યના અંકુરો જેવા, કેટલાક ઝીણા અને લાંબા, અને કેટલાક ઝીણાજ થાયછે.ધોળા અને રાતા દેખાતા એવા તેઓ સાત જાતના હોય છે. અંત્રાદ, ઉદરાવેષ્ટ, હૃદયાદ, મહાકુહા, ચુરૂ, દર્ભકુસુમ, અને સુગંધ. આકૃમિઓથી મોળ, લાળ, અપચો; અરૂચિ, મૂર્છા, ઉલટી, જ્વરો, આફરો, ઉધરસ, છીંક, અને સળેખમ થાય છે.

## રક્તના કૃમિઓ વિષે.

**रक्तवाहिशिरास्थाना रक्तजा जन्तवोऽणवः । अपादा वृत्तताम्राश्च सौक्ष्म्यात्केचिददर्शनाः ॥ केशादालोमविध्वंसा रोमद्वीपा उदुम्बराः । षट् ते कुष्ठैककर्माणः सह सौरसमातरः ॥** सौरसमातृभ्यां सह वर्तंत इति सहसौरसमातरः ॥

રક્તવાહી શિરાની અંદર રક્તથી થતા ઝીણા કૃમિઓ થાય છે, તેઓ બહુ પંગવાળા, રાતા, અને ગોળ હોય છે. અતિ સૂક્ષ્મ હોવાથી કેટલાક તો દેખાય તેવા પણ હોતા નથી. કેશાદ, લોમવિધ્વંસ, રોમદ્વીપ, ઉદુંબર, સૌરસ, અને માતૃ, એમ છ પ્રકારનાછે. તેઓ કોઢ ઉત્પન્ન કરનારા છે.

## વિષ્ટાથી થતા કૃમિઓ વિષે.

**पक्वाशये पुरीषोत्था जायन्तेऽधोविसर्पिणः । वृद्धास्ते स्युर्भवेयुश्च ते यदामाशयोन्मुखाः ॥ तदास्योद्गारनिःश्वासविड्गन्धानुविधायिनः । पृथुवृत्ततनुस्थूलाः श्यावपीतासितासिताः ॥ ते पञ्चनाम्ना क्रिमयः ककेरुकमकेरुकाः । सौसुरादाः सशूलाख्या लेलिहा जनयन्ति च ॥ विड्भेदशूलविष्टम्भकार्श्यपारुष्यपाण्डुताः । रोमहर्षाग्निसदनगुदकण्डूर्विमार्गगाः ॥**

वृद्धास्तेऽधो विसर्पिणः स्युः यदा ते आमाशयोन्मुखा भवेयुरित्यन्वयः । ते विमार्गगाः सन्तो विड्भेदादीन् जनयन्ति इत्यर्थः ॥

પક્વાશયમાં વિષ્ટામાંથી ઉત્પન્ન થયેલા નીચે ગતિ કરનારા કૃમિઓ થાય છે. વધીને તેઓ આમાશય સામા થાય છે, ત્યારે ઓડકાર, નિશ્વાસ, વિષ્ટા જેવી ગંધ એ કરે છે. તેઓ પોહોળા, ગોળ, ઝીણા, જાડા, કાળા, પીળા, ધોળા, અને બહુ કાળા પણ થાય છે. તેઓ કકેરૂક, મકેરૂક, સૌસુરાદ, સશૂન, અને લેલિહ, એ પાંચ જાતોના છે, તેથી વિષ્ટાભેદ, શૂળ, સ્તંભન, કૃશતા, ખરસટપણું, પાંડુવર્ણ, રૂવાડાં ઉભાં થવાં, અગ્નિમાંદ્ય, અને ગુદામાં ચળ કરે છે, અને તેઓ વિમાર્ગે ચાલનારા છે.

## કૃમિની ચિકિત્સા.

**विडङ्गव्योषसंयुक्तमन्नमण्डं पिबेन्नरः । दीपनं कृमिनाशाय जठराग्निविवृद्धये ॥ प्रत्यहं कटुकं तिक्तं भोजनं कफनाशनम् । कृमीणां नाशनं रुच्यमग्निसन्दीपनं परम् ॥ विडङ्गशृतपानीयं विडङ्गेनावचूर्णितम् । पीतं कृमिहरं दृष्टं कृमिरोगनिबर्हणम् ॥ लिह्याद्विडङ्गचूर्णं वा मधुना कृमिनाशनम् । पलाशबीजस्य रसं पिबेन्माक्षिकसंयुतम् ॥ पिबेत्तद्बीजकल्कं वा मधुना कृमिनाशनम् ॥ कम्पिल्लचूर्णं कर्षार्धं गुडेन सह भक्षितम् । पातयेच्च कृमीन् सर्वानुदरस्थान्न संशयः ॥ विडङ्गं कौटजं बीजं तथा बीजं पलाशजम् । सञ्चूर्ण खादेत् खण्डेन कृमीन्नाशयितुं नरः ॥ निम्बपत्रसमुद्भूतं रसं क्षौद्रयुतं पिबेत् । धत्तूरपत्रजं वापि कृमिनाशनमुत्तमम् ॥ रसेन्द्रेण समायुक्तो रसो धत्तूरपत्रजः । ताम्बूलपत्रजो वापि लेपो यूकाविनाशनः । धत्तूरपत्रकल्केन तद्रसेनैव पाचितम् ॥ तैलमभ्यङ्गमात्रेण यूका नाशयति क्षणात् । कृमीणां विट्कफोत्थानामेतदुक्तं चिकित्सितम् ॥ रक्तजानान्तु संहारं कुर्यात् कुष्ठचिकित्सया ॥**

કૃમિના નાશ માટે તથા અગ્નિની વૃદ્ધિ માટે વાવડીંગ અને સૂંઠ, મરી, પીપર સહિત મંડ ખાવું. દરરોજ તીખું, કડવું, કફહર, કૃમિનો નાશ કરનાર, રોચક, અને દીપન ભોજન કરવું. કૃમિના રોગોને જીતનાર તથા કૃમિઓને સારી રીતે હણનાર વાવડીંગનો ક્વાથ વાવડીંગનું ચૂર્ણ નાંખીને પીવો. અથવા વાવડીંગનું ચૂર્ણ મધમાં ચાટવાથી પણ કૃમિ મટે છે. ખાખરાનાં બીજનો રસ મધમાં ખાવો, અથવા ખાખરાનાં રાતાં બીજનો કલ્ક મધમાં ચાટવાથી પણ કૃમિ મટે છે. અરધો તોલો કપીલાનું ચૂર્ણ ગોળમાં ખાવું, તેથી ઉદરના સર્વ કૃમિઓ પડી જાય છે, તેમાં સંશય નથી. વાવડીંગ, ઇંદ્રજવ, અને ખાખરાનાં બીજનું ચૂર્ણ ખાંડ સાથે ખાવાથી કૃમિઓ નાશ પામે છે. લીમડાનાં પાનનો રસ મધ નાંખીને પીવો, અથવા મધ સહિત ધંતૂરાનાં પાનનો રસ પણ ઉત્તમ કૃમિ નાશક છે. પારો તથા ધંતૂરાનાં પાનનો રસ અથવા નાગર વેલ્યનાં પાનનો રસ ચોપડવાથી જૂઓનો નાશ થાય છે. ધંતૂરાનાં પાનનો કલ્ક તથા તેના જ રસમાં પકાવેલ તેલનો અભ્યંગ

કરવાથી જૂંઓનો નાશ થઇ જાય છે. વિષ્ટા તથા કફથી થતા કૃમિઓની આ ચિકિત્સા કહી છે. રક્તના કૃમિઓનો સંહાર કોઢના જેવી ચિકિત્સાથી થાય છે.

### કૃમિવાળાને પરહેજી.

**क्षीराणि मांसानि घृतानि चापि दधीनि शाकानि च पर्णवन्ति। अलमश्च मिष्टश्च रसं विशेषात् कृमीन् जिघांसुः परिवर्जयद्धि ॥** इति कृम्यधिकारः ॥

દૂધ, માંસ, ઘી, દહિ, પાંદડાંનાં શાક, અને વિશેષે કરીને ખાટું તથા મધુર, એટલી ચીજોનો કૃમિનો નાશ કરવાની ઇચ્છાવાળાએ ત્યાગ કરવો જોઇએ.



## પાંડુ રોગ વગેરેનો અધિકાર.

### પાંડુરોગની સંખ્યા.

**पाण्डुरोगाः स्मृताः पञ्च वातपित्तकफैस्त्रयः। चतुर्थः सन्निपातेन पञ्चमोभक्षणात् मृदः ॥**

ननु मृत्तिकापि दूषितदोषद्वारेणैव पाण्डुरोगं जनयतीति मृद्भक्षणजः पाण्डुरोगो दोषजादभिन्न एव कथं पञ्चम इति। उच्यते। अपरकारणकुपिता वातादयोऽन्यानपि रोगान् कुर्वन्ति। मृत्तिकाभक्षणात् कुपितास्तु वातादयो विशेषतः पाण्डुरोगमेव जनयन्त्येवेति विशेषाच्चिकित्साविशेषाच्च पञ्चमश्चरकेणोक्तः। तच्चिकित्सापरकारणकुपितदोषजनितपाण्डुरोगचिकित्सया भवतीति सुश्रुतेन मृत्तिकाजः पृथक् न पठितः ॥

વાત, પિત્ત અને કફથી, થયેલા ત્રણ, ચોથો સન્નિપાતિક, અને પાંચમો માટી ખાવાથી થતો, એમ પાંડુરોગ પાંચ જાતનો છે. આમાં "માટી પોતે દૂષિત કરેલા દોષો વડે પાંડુરોગ ઉત્પન્ન કરે છે, ત્યારે દોષોથી થયેલા પાંડુરોગથી માટીથી થનારો પાંડુરોગ જુદો કેમ ગણ્યો?" એમ શંકા થાય તો તેનું સમાધાન કે:-બીજાં કારણોથી કોપેલા દોષો પાંડુરોગ સિવાય બીજા રોગોને પણ ઉત્પન્ન કરે છે. પણ માટી ખાધાથી કોપેલા દોષો તો વિશેષે કરીને પાંડુરોગ જ કરે છે. વળી માટી ખાવાથી થયેલા પાંડુરોગની ચિકિત્સા જુદી છે, તેથી ચરકે તેને જુદો ગણ્યો છે, પણ સુશ્રુતે જુદો ગણ્યો નથી.

### પાંડુરોગનું નિદાન.

**व्यवायमम्लं लवणानि मद्यं मृदं दिवास्वप्नमतीव तीक्ष्णम्। निषेवमाणस्य विदूष्य रक्तं दोषास्त्वचं पाण्डुरतां नयन्ति ॥**

तीक्ष्णं राजिकादि ॥

કસરત, તથા ખાટું ખારૂં, મદ્ય, માટી, એમનું ભક્ષણ; તથા દિવસે સૂવું, અને અત્યંત તીક્ષ્ણ ખાનારના દોષો રક્તને દૂષિત કરીને ચામડીમાં પાંડુતા કરે છે.

### પાંડુરોગનું પૂર્વરૂપ.

**त्वक्स्फोटनिष्ठीवनगात्रसादमृद्भक्षणप्रेक्षणकूटशोथाः। विण्मूत्रपीतत्वमथाविपाको भविष्यतस्तस्य पुरःसराणि ॥**

प्रेक्षणकूटशोथ इति अक्षिगोलकशोथः ॥

ચામડીનું ફાટવું, થૂંકનો વધારો, અંગોમાં ગ્લાનિ, માટી ખાવાની ઇચ્છા, આંખ ઉપર સોજો, વિષ્ટા તથા મૂત્ર પી-

ળાં થઈ અન્નનો અપચો, એટલાં પાંડુરોગનાં પૂર્વ ચિન્હો છે.

## વાયુથી થયેલા પાંડુનાં લક્ષણો.

**त्वङ्मूत्रनयनादीनां रूक्षकृष्णारुणाभता । वातपाण्ड्वामये कम्पस्तोदानाहभ्रमादयः ॥** कृष्णारुणाभता पाण्डुत्वं नातिक्रामति अतएव सुश्रुते 'सर्वेषु चैतेष्वति पाण्डुभावो यतोऽधिकोऽतः खलु पाण्डुरोग' इति । भ्रमादय इत्यादिशब्दात् भेदशूलादयः ॥

ચામડી, મૂત્ર, અને નેત્રો લૂખાં તથા કાળાશ સહિત રાતાં થાય છે. કંપ, પીડા, ભ્રમ, આફરો, ભેદન તથા શૂળ વગેરે વાતિક પાંડુરોગનાં લક્ષણો છે. ચામડીમાં કાળાશથી મિશ્રિત રતાશ વગેરે થાય છે, તે પાંડુરોગ વગર થતી નથી. માટે જ સુશ્રુતે કહ્યું છે કે-સર્વ જાતના પાંડુ રોગોમાં પાંડુપણું અધિક થાય છે, માટે જ એ રોગને પાંડુરોગ કહે છે.

## પૈત્તિક પાંડુનાં લક્ષણો.

**पीतत्वङ्नखविण्मूत्रो दाहतृष्णाज्वरान्वितः । भिन्नविट्कोऽतिपीताभः पित्तपाण्ड्वामये नरः ॥** भिन्नविट्कः सद्रवमलः ॥

પિત્તના પાંડુમાં ચામડી, નખ, વિષ્ટા, મૂત્ર, એ પીળાં થઈ જાય છે. દાહ, તરશ, અને જ્વર આવે છે. પાતળો અને પીળા રંગનો દસ્ત આવે છે.

## કફજ પાંડુનાં લક્ષણો.

**कफप्रसेकश्वयथुतन्द्रालस्यातिगौरवैः । पाण्डुरोगी कफात् शुक्लैस्त्वङ्मूत्रनयनाननैः ॥**

કફ પડે છે, સોજો થાય છે, ઘેન તથા આળસ આવે છે, અત્યંત ભારેપણું આવે છે; અને ચામડી, મૂત્ર, નેત્ર, તથા મુખ ધોળાં થાય છે.

## સાંનિપાતિક પાંડુનાં લક્ષણો.

**सर्वान्नसेविनः सर्वे दुष्टा दोषास्त्रिदोषजम् । त्रिदोषलिङ्गं कुर्वन्ति पाण्डुरोगं सुदुःसहम् ॥**

સર્વ પ્રકારનાં અન્નો ખાનારના ત્રણે દોષો દૂષિત થાય તો તેને ત્રણે દોષોનાં ચિન્હો સાથે દેખાય છે. એ અસહ્ય પાંડુરોગ છે.

## માટી ખાવાથી થતા પાંડુની સંપ્રાપ્તિ.

**मृत्तिकादनशीलस्य कुप्यत्यन्यतमो मलः । कषाया मारुतं पित्तमुषरा मधुरा कफम् ॥ कोपयेन्मृद्रसादींश्च रौक्ष्याद्भुक्तञ्च रूक्षयेत् ॥ पूरयत्यविपक्वैव स्रोतांसि निरुणद्ध्यपि । इन्द्रियाणां बलं हत्वा तेजो वीर्यौजसी तथा । पाण्डुरोगं करोत्याशु बलवर्णाग्निनाशनम् ॥**

स्रोतांसि शिरामुखानि । तेजो दीप्तिः ओजः सर्वधातुरसः ॥

માટી ખાનારને ત્રણમાંથી એક દોષ કોપ પામે છે. તૂરી માટી વાયુને કોપાવે છે, ખારી માટી પિત્તને કોપાવે છે, અને મીઠી માટી કફને કોપાવે છે. પોતે રૂક્ષ હોવાથી તે માટી રસ વગેરેને પણ રૂક્ષ કરે છે. કાચી માટી સર્વ સ્રોતોને પુરી દે છે. તથા રોકી દે છે; તેથી ઈંદ્રિય બળ, દીપ્તિ, વીર્ય, અ-

ને સર્વ ધાતુઓના બળને હણી નાંખીને તુરત બળ, વર્ણ, અને અગ્નિનો નાશ કરનારો પાંડુરોગ થાય છે.

## માટીના પાંડુનાં લક્ષણ.

**मृद्भक्षणाद्भवेत्पाण्डुस्तन्द्रालस्यनिपीडितः॥ सकासश्वासशूलार्तः सदाऽरुचिसमन्वितः ॥ शूनाक्षिकूटगण्डभ्रूः शूनपान्नाभिमेहनः । क्रिमिकोष्ठोऽतिसार्येत मलं सासृक्कफान्वितम् ॥**

क्रमिकोष्ठो उदराभ्यन्तरस्थक्रमिभिर्युक्त इत्यनेन सम्बध्यते । अतिसार्येत मलमिति कर्मकर्तृ तत्कर्मवत् मन्तव्यम् ॥ तस्मिन् कर्मण्यर्थेऽत्र यत्प्रत्ययः॥

માટી ખાવાથી થતા પાંડુરોગમાં ઘેન અને આળસ થાય છે. ઉધરસ, શ્વાસ, અને શૂળ થાય છે. હમેશાં અરૂચિ રહે છે. આંખનાં ડોળાં, ગાલ, ભમર, પગ, નાભિ, અને લિંગ સૂજી જાય છે. કોઠામાં કૃમિ થાય છે અને લોહી તથા કફનો પાતળો દસ્ત થાય છે.

## અસાધ્ય પાંડુનાં લક્ષણો.

**ज्वरारोचकहृल्लासच्छर्दितृष्णाक्लमान्वितः। पाण्डुरोगी त्रिभिर्दोषैस्त्याज्यः क्षीणो हतेन्द्रियः ॥ पाण्डुरोगश्चिरोत्पन्नः खरीभूतो न सिद्ध्यति । कालप्रकर्षात् शूनाङ्गो यो वा पीतानि पश्यति ॥** खरीभूतः अतिरूक्षितसर्वधातुः ॥

**बद्धाल्पविट् सहरितं सकफं योऽतिसार्यते । दीनः श्वेतातिदिग्धाङ्गश्छर्दिमूर्च्छातृषान्वितः ॥ पाण्डुदन्तनखो यस्तु पाण्डुनेत्रश्च यो भवेत् । पाण्डुसङ्घातदर्शी च पाण्डुरोगी विनश्यति ॥**

पाण्डुसङ्घातदर्शी पीतवर्णस्य राशिं पश्यति ॥

**अन्तेषु शूनं परिहीनमध्यं म्लानं तथान्तेषु च मध्यशूनम् । गुदे मुखे शेफसि मुष्कयोश्च शूनं प्रताम्यन्तमसंज्ञकल्पम् ॥ विवर्जयेत्पाण्डुकिनं यशोऽर्थी तथातिसारज्वरपीडितश्च ॥**

अन्तेषु हस्तपादादिषु । म्लानं क्षीणम् । प्रताम्यन्तम् म्लानिं गच्छन्तम् । असंज्ञकल्पं मृतसदृशम् ।

જ્વર, અરૂચિ, મોળ, ઉલટી, તરશ, અને ગ્લાનિવાળા, અને હણાયલી ઇંદ્રિયોવાળા ત્રિદોષથી થયેલા પાંડુરોગીને છોડી દેવો. લાંબા કાળથી થયેલ અને બહુજ રૂક્ષ થયેલા ધાતુઓવાળાનો પણ ત્યાગ કરવો જોઇએ. લાંબા કાળથી સૂજેલા શરીરવાળો, સર્વત્ર પીળું દેખનારો; બંધાયેલ થોડી વિષ્ટા પડીને પછી પાતળો કફ તથા સહિત લીલો ઝાડો પડતો હોય; તથા જે દીનતા, પરસેવો, ઉલટી, તરશ, તથા મૂર્છાવાળો હોય; દાંત, નખ, નેત્ર, વગેરે પાંડુવર્ણનાં થઈ જઇને જે સર્વ પાંડુ વર્ણનુંજ દેખતો હોય, તે માણસ મરી જાય છે. હાથ પગો સૂજેલા હોય, મધ્ય ભાગમાં સૂકાયલો તથા સૂજેલો હોય, હાથ પગો સુકાયલા તથા ગુદાલિંગાદિ સૂજેલાં હોય, ગ્લાનિ તથા મૂર્છા થયા કરે, અતિસાર તથા જ્વરથી પીડા થતી હોય, એવા રોગીને યશની ઇચ્છાવાળા વૈદ્યે છોડી દેવો જોઇએ.

## કમળાની સંપ્રાપ્તિ.

**पाण्डुरोगी तु योऽत्यर्थं पित्तलानि नि-**

षेवते । तस्य पित्तमसृङ्मांसं दग्ध्वा रोगाय कल्पते ॥

पित्तम् कर्तृ दग्ध्वा सन्दूष्य रोगाय कामलारूपाय । पाण्डुरोगिण एवातिशयितपित्तलसेवया कामला भवति नायं नियमः । किन्तु कामला स्वतन्त्रापि भवति । यथा राजयक्ष्मा कासादुपेक्षिताद्भवति नायं नियमः । किन्तु राजयक्ष्मा स्वतन्त्रोऽपि भवति तद्वदेव ॥

જે પાંડુરોગવાળો અત્યંત પિત્ત કરનારા પદાર્થોનું સેવન કરતો હોય તેનું પિત્ત લોહીને તથા માંસને બાળીને કમળાનો રોગ ઉત્પન્ન કરે છે. જેમ ક્ષય રોગ ઉધરસની ઉપેક્ષાથીજ થાય એવો કાંઇ નિયમ નથી, તેમ પાંડુરોગવાળો જ પિત્ત કરનારા પદાર્થો ઘણા ખાય તો કમળો થાય એવો કાંઇ નિયમ નથી, પણ સ્વતંત્ર પણ થાય છે.

## કમળાનું લક્ષણ.

हारिद्रनेत्रः सुभृशं हारिद्रत्वङ्नखाननः ।
पीतरक्तशकृन्मूत्रो भेकवर्णो हतेन्द्रियः ।
दाहाविपाकदौर्बल्यसदनारुचिकर्षितः ॥

हारिद्रं हरिद्रावर्णम् । पीतरक्तशकृन्मूत्रः । पीते रक्ते वा शकृन्मूत्रे यस्य सः । भेकवर्णः बृहद्भेकवर्णः ॥

નેત્રો પીળાં હોય; ચામડી, નખ, અને મુખ અત્યંત પીળાં થયાં હોય; વિષ્ટા તથા મૂત્ર પીળાં અને રાતાં થયાં હોય, દેડકાના જેવો વર્ણ થઇને ઇંદ્રિયો હણાઈ ગઈ હોય; દાહ, અપચો, દુર્બળતા, અને અરૂચિ થઈ હોય; તે કમળાનાં ચિન્હો છે.

## કમળાના ભેદ.

कामला बहुपित्तैषा कोष्ठशाखाश्रया मता ॥ एका कोष्ठाश्रया । अपरा शाखाश्रया ॥

બહુ પિત્તવાળો કમળો કોઠાનો અને શાખાનો, એમ બે પ્રકારનો થાય છે.

## કોઠાના કમળાનું કષ્ટસાધ્યપણું.

कालान्तरात् खरीभूता कृच्छ्रा स्यात् कुम्भकामला ॥

કોઠાનો કમળો કુંભકામલા કહેવાય છે, તે ઘણા કાળનો હોય તો કષ્ટસાધ્ય થઇ જાય છે.

## કોઠામાંના કમળાનું અરિષ્ટ.

छर्द्यरोचकहृल्लासज्वरक्लमनिपीडितः । नश्यति श्वासकासार्तो विड्भेदी कुम्भकामली ॥

કોઠામાં રહેલા કમળાવાળાને ઉલટી, મોળ, અરૂચિ, જ્વર, અને ગ્લાનિ હોય, તથા શ્વાસ અને ઉધરસ હોય, અને વિષ્ટા વારંવાર થતી હોય, તે મરી જાય છે.

## બંને કમળાના અરિષ્ટનું લક્ષણ.

कृष्णपीतशकृन्मूत्रो भृशं शूनश्च मानवः ।
सरक्ताक्षिमुखश्छर्दिविण्मूत्रो यश्च ताम्यति । दाहारुचितृषानाहतन्द्रामोहसमन्वितः ।
नष्टाग्निसंज्ञः क्षिप्रं हि कामलावान्विपद्यते ॥

વિષ્ટા મૂત્ર કાળાં પીળાં થયાં હોય, બહુ સોજો થયો હોય, તથા આંખ, મુખ, ઉલટી, વિષ્ટા, અને મૂત્ર રાતાં થયાં હોય; તેમજ ગ્લાનિ, દાહ, અરૂચિ, આફરો, તંદ્રા, અને મોહ થયો હોય; અગ્નિ અને સંજ્ઞા નાશ પામ્યાં હોય, તે માણસ મરી જાય છે.

## હલીમકનું લક્ષણ.

यदा तु पाण्डोर्वर्णः स्याद्धरितश्यावपीतकः । बलोत्साहक्षयस्तन्द्रा मन्दाग्नित्वं मृदुज्वरः ॥ स्त्रीष्वहर्षोऽङ्गमर्दश्च श्वासतृष्णारुचिभ्रमाः । हलीमकं तदा तस्य विद्याद्निलपित्ततः ॥ पाण्डोः पाण्डुरोगिणः ॥

પાંડુરોગીનો વર્ણ લીલો, કાળો, અને પીળો થઇ જાય; બળ તથા ઉત્સાહ નાશ પામી જાય; નિદ્રા જેવું આળસ અને અગ્નિ મંદ પડી જાય; ઝીણો તાવ આવે તથા સ્રીપર પ્રીતિ ન થાય; અંગો ભાંગે અને શ્વાસ, તૃષા, અરૂચિ, ભ્રમ એ થયા કરે; ત્યારે વાતપિત્તથી થયેલો હલીમક રોગ જાણવો.

## પાંડુરોગની ચિકિત્સા.

सप्तरात्रं नवां मूत्रैर्भावितश्चायसो रजः । पाण्डुरोगप्रशान्त्यर्थं पयसा प्रपिबेन्नरः ॥ गोमूत्रसिद्धं मण्डूरचूर्णं सगुडमश्नतः । पाण्डुरोगः क्षयं याति पक्तिशूलश्च दारुणम् । आयोमलं सुसन्तप्तं भूयो गोमूत्रसाधितम् ॥ मधुसर्पिर्युतं लीढ्वा पाण्डुरोगी सुखी भवेत् ॥ पुनर्नवात्रिवृत् व्योषं विडङ्गं दारुचित्रकम् । कुष्ठं हरिद्रा त्रिफला दन्ती चव्यं कलिङ्गकम् ॥ कटुका पिप्पलीमूलं मुस्तं शृङ्गी च कारवी । यवानी कट्फलश्चेति पृथक् पलमितं समम् ॥ मण्डूरं द्विगुणं चूर्णाद्गोमूत्रेऽष्टगुणे पचेत् । गुडेन वटकान् कृत्वा तक्रेणालोड्य तान् पिबेत् । पुनर्नवादिमण्डूरवटकोऽश्विविनिर्मितः ॥ पाण्डुरोगं निहन्त्याशु कामलाञ्च हलीमकम् । श्वासं कासं च यक्ष्माणं ज्वरं शोथं तथोदरम् ॥ शूलं प्लीहानमाध्मानमर्शांसि ग्रहणीं कृमीन् । वातरक्तञ्च कुष्ठञ्च सेवनान्नाशयेत् ध्रुवम् ॥

अत्र पुनर्नवादि २३ प्रत्येक पल १ । लोहकिट्टचूर्ण पल ४९ । गोमूत्र पल १८४ । पुनर्नवादिमंडूरः ॥

त्र्यूषणं त्रिफला मुस्तं विडङ्गं चित्रकं तथा । एतानि नवभागानि नवभागा हतायसः । एतदेकीकृतं चूर्णं नरोऽष्टादशरक्तिकम् ॥ प्रलिह्यात् मधुसर्पिर्भ्यां विवेत्तक्रेण वा सह ॥ गोमूत्रेण पिबेद्वापि पाण्डुरोगं विनाशयेत् । शोथं हृद्रोगमुदरं कृमिं कुष्ठं भगन्दरम् । नाशयेदग्निमान्द्यञ्च दुर्नामकमरोचकम् ॥ आर्द्रकस्य रसेनापि लिह्यात् कफसमृद्धिमान् अत्र नवायसलोहं नवरक्तिकापरिमितं भक्षणीयम् । यत उक्तं रसप्रदीपे॥

गुञ्जामेकां समारभ्य यावत् स्युर्नव रक्तिकाः । तावत् लोहं समश्नीयात् यथा दोषानलं नरः ॥ एवं सति प्रथमदिने त्र्यूषणादिसहितं रक्तिकाद्वयमितम् । प्रतिदिनं रक्तिकाद्वयं द्वयं वर्धयेत् । यावत् त्र्यूषणादिसहिता अष्टादश रक्तिकाः स्युः । ततस्ताः प्रतिदिनं खादेत् । इति नवायसं चूर्णम् ॥

સાત રાત્રિ સુધી ગોમૂત્રની ભાવના દીધી હોય એવા લોહનું ચૂર્ણ પાંડુરોગ મટાડવા માટે માણસે દૂધ સાથે ખાવું.

ગોમૂત્રમાં પકાવેલ લોઢાનું ચૂર્ણ ગોળ સાથે ખાવાથી પાંડુરોગ તથા પિત્તનું શૂળ મટે છે.

લોઢાના કીટાને અત્યંત તપાવીને પછી તેને ગોમૂત્રમાં પકાવી મધ તથા ઘીમાં ચાટવાથી પાંડુરોગ મટી જાય છે.

## પુનર્નવાદિ મંડુર.

સાટોડી, નસોતર, સુંઠ, મરી, પીપર, વાવડીંગ, દેવદાર, ચિત્રક, કઠ, હળદર, હરડાં, બેહેડાં, આમળાં, નેપાળો, ચવક, ઇંદ્રજવ, કડુ, પીપરીમૂળ, મોથ, કાકડાશીંગી, કલોંજીજીરૂં, અજમો, અને કાયફળ, એ હરેક ચાર ચાર તોલા લેવાં; એ સર્વ ચૂર્ણથી બમણું મંડુર લેવું; અને તે સર્વને આઠગણા ગોમૂત્રમાં પકાવવું. પછી તેની ગોળમાં ગોળી વાળીને છાશ સાથે ખાવી. આ પુનર્નવાદિ મંડુરવટક અશ્વિની કુમારોએ બનાવેલ છે. તે પાંડુરોગ કમળો, હલીમક, શ્વાસ, ઉધરસ, ક્ષય, જ્વર, સોજા, ઉદરરોગો, શૂળ, બરલ, આફરો, અર્શો, મરડો, કૃમિઓ, વાતરક્ત, અને કોઢનો નાશ કરી નાંખે છે.

## નવાયસ ચુર્ણ.

સૂંઠ, મરી, પીપર, હરડાં, બેહેડાં, આમળાં, મોથ, વાવડીંગ, ચિત્રક, આ સર્વ એક એક ભાગ થઇને નવ ભાગ લેવાં; તથા લોહભસ્મ નવ ભાગ લેવી. એમને મેળવીને અઢાર રતિ જેટલું મધ તથા ઘીમાં ચાટવું, અથવા છાશમાં પીવું, અથવા ગોમૂત્રમાં પીવું; એથી પાંડુરોગ, સોજા, છાતીના રોગ, ઉદરરોગ, કૃમિ, કોઢ, ભગંદર, અગ્નિમાંદ્ય, અને અર્શનો નાશ થાય છે. તે રૂચિ કરે છે, જેને કફ વધારે હોય તેણે તે આદાના રસ સાથે ચાટવું. (આ ચૂર્ણ નવ રતિભાર પણ ખાવાનું રસરત્નપ્રદીપમાં કહેલું છે.) નવરતિભાર થાય ત્યાં સુધી રોજ બબ્બે રતિભાર ચઢતે જવું. એટલે નવમે દિવસે અઢાર રતિભાર થાય, તે ખાઇને પછી રોજ અઢાર રતિભાર ખાવું. એમ દોષ અને અગ્નિના પ્રમાણમાં તે ખાવું.

## કમળાની ચિકિત્સા.

त्रिफलाया गुडूच्या वा दार्व्या मारिचकस्य वा । क्वाथो माक्षिकसंयुक्तः शीतलः कामलापहः ॥ अञ्जने कामलार्तानां द्रोणपुष्पीरसो हितः । गुडूचीपत्रकल्कं वा पिबेत्तक्रेण कामली ॥ धात्रीलोहरजोव्योषनिशाक्षौद्राज्यशर्कराः । लीढा निवारयन्त्याशु कामलामुद्धतामपि ॥ कुम्भाख्यकामलायां तु हितः कामलिको विधिः ॥ गोमूत्रेण पिबेत् कुम्भकामलावान् शिलाजतुम् । दग्ध्वाक्षकाष्ठैर्मलमायसन्तु गोमूत्रनिर्वापितमष्टवारान् । विचूर्ण्य लीढं मधुना चिरेण कुम्भाह्वयं पाण्डुगदं निहन्ति ॥ आरुहराति कामलार्त्तिं नस्येन कुमारिकाजलं सद्यः ॥

ત્રિફળા, ગળો, દારૂહળદર, અથવા મરીનો ક્વાથ મધ નાંખીને પીવાથી કમળો મટે છે. કમળાવાળાને અંજનમાં કુબાનાં પાનનો રસ હિતકારી છે. કમળાવાળાએ વળી ગળોનાં પાનનો કલ્ક છાશ સાથે ખાવો. આમળાં, લોહભસ્મ, સૂંઠ, મરી, પીપર, હળદર, મધ, ઘી, સાકર, આ સર્વને ચાટવાથી ઉદ્ધત કમળો પણ મટી જાય છે. કુંભકામલામાં પણ કમળાની જ ચિકિત્સા હિતકારી છે. કુંભકામલાવાળાએ ગોમૂત્રમાં શિલાજીત પીવો. લોઢાના કીટાને બેહેડાંનાં લાકડાંથી બાળી બાળીને આઠવાર ગોમૂત્રમાં

ઠારી તેનું ચૂર્ણ મધમાં ચાટવાથી ઘણે કાળે કુંભકામલા મટી જાય છે. કુંવારના રસનું નસ્ય કમળાને એકદમ હણે છે.

## હલીમકની ચિકિત્સા.

मारितं त्वायसञ्चुर्णं मुस्ताचूर्णेन संयुतम्। खदिरस्य कषायेण पिबेद्धन्तुं हलीमकम्॥ सितातिलबलायष्टीत्रिफलारजनीयुतैः। लोहं लिह्यात्समध्वाज्यं हलीमकनिवृत्तये॥ अमृतलतारसकल्कं प्रसाधितं तुरगविद्विषः सर्पिः। क्षीरे चतुर्गुणे तद्विनरेद्ध हलीमकार्त्तेभ्यः॥ अमृतलताद्य घृतम्॥

मधुरैरन्नपानैस्तं वातपित्तहरैर्हरेत्। कामलापाण्डुरोगोक्तां क्रियां चात्रोपयोजयेत्॥

મારેલા લોઢાનું ચૂર્ણ તથા મોથનું ચૂર્ણ ખેરના ક્વાથમાં પીવાથી હલીમક મટી જાય છે, સાકર, તલ, બળદાણા, જેઠીમધ, હરડાં, બેડાં, આમળાં, હળદર, દારૂહળદર, તથા લોહભસ્મ એ સર્વ ઘી તથા મધમાં ચાટવાથી હલીમક મટે છે. ગળોની લતાના રસનો કલ્ક નાંખી તેનાજ રસમા ચોગણા દૂધ સાથે પકાવેલું ભેંશનું ઘી ખાવાથી હલીમક મટી જાય છે. ( આને અમૃત લતાદ્ય ઘૃત કહે છે. ) મધુર અન્નપાનો તથા વાતપિત્તહર પદાર્થો કમળો તથા પાંડુરોગવાળાને આપવાં.

## સામાન્ય ચિકિત્સા.

फलत्रिकामृता वासा तिक्ताभूनिम्बनिम्बजः क्वाथः। क्षौद्रयुतोऽयं हन्याद्धलीमकं पाण्डुकामलारोगम्॥ त्र्यूषणं त्रिफला मुस्तं विडङ्गं चव्यचित्रकम्। दार्वी त्वङ्माक्षिको धातुर्ग्रन्थिको देवदारु च॥ एषां द्विपलिकान् भागान् कृत्वा चूर्णं पृथक् पृथक्। मण्डूरचूर्णं द्विगुणं शुद्धमञ्जनसन्निभम्॥ मूत्रे चाष्टगुणे पक्त्वा तस्मिन् तत्प्रक्षिपेद्बुधः। उदुम्बरसमाकारान् वटकांस्तान् यथाग्नि च॥ उपयुञ्जीत तक्रेण जीर्णे सात्म्यञ्च भोजनम्। मण्डूरवटिका ह्येषा प्राणदा पाण्डुरोगिणाम्॥ कुष्ठान्यजठरं शोथमूरुस्तम्भं कफामयान्। अर्शांसि कामलां मेहं प्लीहानं शमयन्ति च॥

त्र्यूषणादिमण्डूरवटिका॥

किराततिक्ता सुरदारु दार्वी मस्ता गुडूची कटुका पटोलम्। दुरालभा पर्पटकं सनिम्बं कटुत्रिकं वह्निफलत्रिकञ्च॥ फलं त्रिकूस्य समांशकानि सर्वैः समं चूर्णमथायसश्च। सर्पिर्मधुभ्यां वटिका विधेया तक्रानुपानात् भिषजा प्रयोज्या॥ निहन्ति पाण्डुञ्च हलीमकञ्च शोथं प्रमेहं ग्रहणीरुजञ्च। श्वासञ्च कासञ्च सरक्तपित्तमर्शांस्यथो वाग्ग्रहमामवातम्। व्रणांश्च गुल्मान् कफविद्रधिञ्च श्वित्रञ्च कुष्ठञ्च ततः प्रयोगात्॥ इत्यष्टादशाङ्गलौहम्॥

ત્રિફળા, ગળો, અરડુસો, કડુ, કરિયાતું, અને લીમડો, એમનો ક્વાથ મધ નાંખી પીવાથી હલીમક, કમળો, તથા પાંડુરોગ નાશ પામે છે.

## ત્ર્યુષણાદિ મંડુર વટિકા.

સૂંઠ મરી, પીપર, હરડાં બેડાં, આમળાં, મોથ, વાવડંગ, ચવક, ચિત્રક, દારૂહળદર, તજ, સોનામુખી ધાતુ, પીપરીમૂળ,

અને દેવદાર, એ દરેકનાં આઠ આઠ તોલા ચૂર્ણો જુદાં જુદાં કરીને તેમાં શુદ્ધ આંજણ જેવું મંડુરનું ચૂર્ણ એ સર્વથી બમણું મેળવીને તે સર્વને આઠગણા ગોમૂત્રમાં પકાવવું. તેની ઊંબરાના ફળ જેવડી ગોળીઓ કરીને છાશ સાથે ખાવી અને તે પચી ગયા પછી હિતકર ભોજન કરવું. પાંડુરોગીને આ મંડુર વટિકા પ્રાણ આપનારી છે. તે કોઢ, ઉદર રોગ, સોજા, ઉરુસ્તંભ, કફના રોગો, અર્શો, કમળો, પ્રમેહો, અને બરલને પણ મટાડી દે છે.

## અષ્ટાદશાંગલોહ.

કરિયાતું, દેવદાર, દારુહળદર, મોથ, ગળો, કડુ, પરવળ, ધમાસો, ખડસલિયો લીમડો, ત્રિકટુ, ચિત્રક, ત્રિફળા, અને વાવડીંગનું સમભાગે ચૂર્ણ કરી તેમાં તે સર્વ જેટલું લોહ ચૂર્ણ મેળવવું. તેની ઘી અને મધમાં ગોળી વાળીને તે છાશમાં ખાવી. તેથી પાંડુરોગ, હલીમક, સોજા, પ્રમેહ, મરડો, ઉધરસ, શ્વાસ, રક્તપિત્ત, અર્શો, બોલતાં અટકવાનો રોગ, આમવાત, વ્રણો, ગુલ્મ, કફ રોગો, વિદ્રધિ, શ્વિત્ર, અને કોઢો મટી જાય છે.

## પથ્ય ભોજન.

**યવગોધૂમશાલ્યન્નૈ રસૈર્જાङ्गलजैर्हितैः ॥**
**मुद्गाढकीमसूराद्यैरेषु भोजनमिष्यते ॥**

एषु पाण्डुरोगकामलाहलीमकेषु । इति पाण्डुरोगकामलाहलीमकाधिकारः ॥

જવ, ઘઉં, અને ચોખાનાં અન્નો, તથા જાંગલમાંસો, તુવેર, મગ, અને મસૂરનાં ભોજનો આપવાં.

# રક્તપિત્તનો અધિકાર.

## નિદાન તથા સંપ્રાપ્તિ.

**धर्मव्यायामशोकाध्वव्यवायैरतिसेवितैः ।**
**तीक्ष्णोष्णक्षारलवणैरम्लैः कटुभिरेव च ॥**
**पित्तं विदग्धं स्वगुणैर्विदहत्याशु शोणितम् ॥**

तीक्ष्णं मरिचादि । उष्णमग्नितापादि ॥ क्षारो यवक्षारादिः । विदग्धं दूषितम् । स्वगुणैः स्वकारणैर्गुणैस्तीक्ष्णादिभिः । गुणैरिति बहुत्वेन तीक्ष्णाम्ललवणकटूष्णघर्मादयो गृह्यन्ते । विदहति दूषयति ॥

ઘામ, કસરત, શોક, પંથ, અને મૈથુન બહુ સેવવાથી, તીક્ષ્ણ, ગરમ, ખારાં, ખાટાં, અને તીખાં અન્નાદિકથી દૂષિત થયેલું પિત્ત, પોતાના ગુણોથી એકદમ લોહીને દૂષિત કરી નાંખે છે. (તીક્ષ્ણ એટલે મરી વગેરે પદાર્થો, ઉષ્ણ એટલે અગ્નિનો તાપ વગેરે, ક્ષાર એટલે જવખાર વગેરે.)

## રક્તપિત્તનું સામાન્ય લક્ષણ.

**ततः प्रवर्त्तते रक्तमूर्ध्वञ्चाधो द्विधापि वा ।**

अत्र रक्तमित्युपलक्षणम् । तेन संसृष्टं पित्तञ्च । अतएव रक्तञ्च पित्तञ्च रक्तपित्तमिति द्वन्द्व इति सुश्रुतः । रक्तञ्च तत्पित्तं चेति कर्मधारयश्च । कारणत्रयात् रागप्राप्तं पित्तं रक्तपित्तमित्युच्यते इति उभयत्रापि न दोषः ॥

**कारणत्रयमाह । संयोगात् दूषणात् तत्तु सामान्याद्गन्धवर्णयोः । रक्तं पित्तं समाख्यातं रक्तपित्तं मनीषिभिः ॥**

એ પ્રમાણે પિત્તથી દૂષિત થયેલું લોહી ઉપર તથા નીચે ગતિ કરે છે, તે રક્તપિત્ત કહેવાય છે. સુશ્રુતે રક્ત (લોહી) અને પિત્ત એ બન્નેનું જે વેહેવું તેને 'રક્તપિત્ત' કહેલું છે. પણ બીજાઓ તો એમ કહે છે કે–"રક્ત એટલે રાતા રંગનું પિત્ત વહે છે તે રક્તપિત્ત કહેવાય છે." ત્રણ કારણથી રંગાયેલું પિત્ત તે રક્તપિત્ત છે, માટે એ બન્ને રીતે જોતાં કશો દોષ નથી. રુધિર અને પિત્તના સંયોગથી, પિત્તથી રક્ત દૂષિત થવાથી, અને એ બન્નેના ગંધ તથા વર્ણની સમાનતાથી, તે રક્ત અને પિત્ત બે હોવાથી વિદ્વાનોએ તેને રક્તપિત્ત કહેલું છે.

## રક્તપિત્તના વહન માર્ગો.

**ऊर्ध्वं नासाक्षिकर्णास्यैर्मेढ्रयोनिगुदैरधः। कुपितं रोमकूपैश्च समस्तैस्तत्प्रवर्त्तते ॥**

कुपितं पित्तम् ॥

ઉર્ધ્વ પિત્ત નાક, કાન, નેત્ર, તથા મુખમાંથી; અને અધોપિત્ત શિશ્ન, યોનિ, અને ગુદામાંથી; તેમજ કોપ પામે છે તો સર્વ રૂવાડાંનાં છિદ્રોમાંથી પણ તે બહાર વહે છે.

## રક્તપિત્તનું પૂર્વરૂપ.

**सदनं शीतकामित्वं कण्ठधूमायनं वमिः। लोहगन्धश्च निःश्वासो भवत्यस्मिन् भविष्यति ॥**

ગ્લાનિ, શીતતાની ઇચ્છા, ગળામાં ધુંવાડા જેવું, વમન, લોહાના જેવો ગંધ, અને નિઃશ્વાસ, એ રક્તપિત્તમાં પ્રથમથી થાયછે.

## કફ સંબંધી રક્તપિત્તનું લક્ષણ.

**सान्द्रं सपाण्डु सस्नेहं पिच्छिलं च कफान्वितम् ॥**

આ પિત્ત ઘાટું, પીંગળું, ચીકણું, અને તંતુવાળું નીકળે છે.

## વાતિક રક્તપિત્તનું લક્ષણ.

**श्यावारुणं सफेनञ्च तनुरूक्षञ्च वातिकम् ॥**

આ પિત્ત કાળું, રાતું, ફીણવાળું, પાતળું, અને રૂક્ષ નીકળે છે.

## પિત્ત સંબંધી રક્તપિત્તનું લક્ષણ.

**रक्तपित्तं कषायाभं कृष्णं गोमूत्रसन्निभम्। मेचकागारधूमाभमञ्जनाभञ्च पैत्तिकम्॥**

मेचकम् चिक्कणं कृष्णवर्णम्। अञ्जनं स्रोतोञ्जनं तदाभम् ॥

આ પિત્ત કવાથ જેવું, ચીકણા કાળા રંગનું, ગોમૂત્ર જેવું, કોયલા જેવું, અંગારાના ધુમાડા જેવું, અને આંજણ જેવું નીકળે છે.

## માર્ગના ભેદ.

**संसृष्टलिङ्गं संसर्गात् त्रिलिङ्गं सान्निपातिकम्। ऊर्ध्वगं कफसंसृष्टमधोगं मारुतानुगम् ॥ द्विमार्गं कफवाताभ्यामुभाभ्यां तत्प्रवर्त्तते॥**

બે બે દોષના સંસર્ગોથી મિશ્ર ચિન્હો, અને ત્રણે દોષથી સર્વ ચિન્હો જણાય છે. કફથી રક્તપિત્ત ઊંચે માર્ગે જાય છે, વાયુથી નીચે જાયછે, અને કફ તથા વાયુથી તે બંને માર્ગે જાય છે.

## રક્તપિત્તના ઉપદ્રવો.

**दौर्बल्यं श्वासकासज्वरवमथुमदाः पाण्डुतादाहमूर्छा भुक्ते घोरो विदाहस्त्वधृति-**

रपि सदा हृदयतुल्या च पीडा। तृष्णा कोष्ठस्य भेदः शिरसि च तापनं पूति ष्ठीवनं च द्वेषो भक्तऽविपाको विकृतिरपि भवेद्रक्तपित्तोपसर्गात्॥ विकृतिः मांसप्रक्षालनाभतादिः॥

રક્તપિત્તથી દુર્બળતા, શ્વાસ, ઉધરસ, જ્વર, ઉલટી, મદ, પાંડુતા, દાહ, મૂર્છા, જમ્યા પછી ભયંકર દાહ, અધીરતા હંમેશાં હૃદયમાં પીડા, તૃષા, કોઠામાં ભેદાવું, માથામાં તાપ, થૂંકમાં પરુનું પડવું, અન્ન ઉપર દ્વેષ, અપચો, અને માંસના ધોણ જેવું, ઇત્યાદિ વિકારો થાય છે.

## સાધ્યાસાધ્યપણું.

एकदोषानुगं साध्यं द्विदोषात् याप्यमुच्यते। यत्त्रिदोषमसाध्यं स्यान्मन्दाग्नेरतिवेगवत्॥ ऊर्ध्वं साध्यमधो याप्यमसाध्यं युगपद्गतम्। व्याधिभिः क्षीणदेहस्य वृद्धस्याऽनश्नतस्तु यत्॥

એક દોષથી હોય તો તે સાધ્ય છે બે દોષથી હોય તો કષ્ટસાધ્ય છે, અને ત્રણે દોષોથી હોય તો તે અસાધ્ય છે અને તે મંદાગ્નિ વેગથી થાય છે. ઉપર જનારૂં સાધ્ય છે, નીચે જનારૂં કષ્ટસાધ્ય છે, અને બંને માર્ગે જનારૂં અસાધ્ય છે. વ્યાધિઓથી ક્ષીણ થઇ ગયેલા દેહવાળાને, વૃદ્ધને, અને નહિ જમી શકનારને થાય, તો તે અસાધ્ય છે.

## સાધ્યનું વિવેચન.

एकमार्गं बलवतो नातिवेगं नवोत्थितम्। रक्तपित्तं सुखे काले साध्यं स्यान्निरुपद्रवम्॥ सुखे काले हिमशिशिरयोः॥

એકમાર્ગ જનારૂં હોય, બળવાનને થયું હોય, બહુ વેગ વગરનું હોય, તુરતનું જ થયેલું હોય, હેમંત અને શિશિર ઋતુના સંબંધવાળું હોય, અને ઉપદ્રવો વગરનું હોય, તો તે રક્તપિત્ત સાધ્ય છે.

## અસાધ્યનું વિવેચન.

मांसप्रक्षालनाभं कथितमिव च यत् कर्दमांभोनिभं वा मेदः पूयास्रकल्पं यकृदिव यदि वा पक्वजम्बूफलाभम्। यत्कृष्णं यच्च नीलं भृशमति कुणपं यत्र चोक्ता विकारास्तद्वर्ज्यं रक्तपित्तं सुरपतिधनुषा यच्च तुल्यं विभाति॥ उक्ता विकारा दौर्बल्यादयः। सुरपतिधनुषा तुल्यं नानावर्णम्॥

येन चोपहतो रक्तं रक्तपित्तेन मानवः। पश्येद् दृश्यं वियच्चापि तदसाध्यमसंशयम्॥

येन रक्तपित्तेनोपहतः मनुष्यः दृश्यं घटपटादिकं रक्तं पश्यति स नश्यति वियच्चापि अदृश्यमपीत्यर्थः॥

માંસના ધોણ જેવું, ઉકાળા જેવું, ગારાના પાણી જેવું, અને મેદ પરુ અથવા લોહી જેવું, જમણા પડખાની ગાંઠ જેવું કે પાકેલા જાંબુ જેવું, કાળું, મોરના કંઠ જેવું, કે મુડદાના જેવી ગંધવાળું, અથવા પૂર્વે કહેલા ઉપદ્રવોવાળું, અને ઇંદ્રધનુષ્યના જેવા વિવિધ રંગોવાળું હોય, તો તે રક્તપિત્ત અસાધ્ય છે. રક્તપિત્તવાળો જે માણસ ઘડો કે વસ્ત્રાદિ દૃશ્ય પદાર્થોને તથા આકાશાદિ અદૃશ્ય પદાર્થોને અત્યંત રાતાં દેખે છે, તેનું રક્તપિત્ત પણ અસાધ્ય છે. તેમાં સંશય નથી.

## રક્તપિત્તનું અરિષ્ટ.

लोहितं छर्दयेद्यस्तु बहुशो लोहितेक्षणः। लोहितोद्गारदर्शी च म्रियते रक्तपैत्तिकः॥

लोहितोद्गारदर्शी व्याधिमहिम्नोद्गारमपि लोहितं पश्यतीत्यर्थः॥

આંખોમાં બહુજ રતાશ આવી ગઈ હોય, ઉલટીમાં લોહી પડે, અને ઓડકાર પણ રાતા દેખતો હોય, તો તે માણસ મરી જાય છે.

## રક્તપિત્તની ચિકિત્સા.

पित्तास्रं स्तम्भयेन्नादौ प्रवृत्तं बलिनो यतः। हृत्पाण्डुग्रहणीरोगप्लीहगुल्मज्वरादिकृत्॥ शालिषष्टिकनीवारकोरदूषप्रसाधिकाः। श्यामाकाश्च प्रियंगुश्च भोजनं रक्तपित्तिनाम्॥ प्रियङ्गुः कङ्गुः॥

मसूरमुद्गचणकाः समकुष्ठाढकीफलाः। प्रशस्ताः सूपयूषार्थे कल्पिता रक्तपित्तिनाम्॥ दाडिमामलकं विद्वानम्लार्थश्चापि दापयेत्। पटोलनिम्बन्यग्रोधप्लक्षवेतसपल्लवाः॥ शाकार्थे शाकसात्म्यानां तण्डुलीयादयो हिताः। पारावतान् कपोतांश्च लावान् रक्ताक्षवर्त्तकान्॥ शशान् कपिञ्जलानेणान् हरिणान् कालपुच्छकान्। रक्तपित्तहरान् विद्याद्रसांस्तेषां प्रयोजयेत्। ईषदम्लाननम्लांश्च घृतभृष्टान् ससैन्धवान्॥ कफानुगे यूषशाकान् दद्याद्वातानुगे रसम्। पथ्यं सतीनयूषेण ससितैर्लाजसक्तुभिः॥ धान्याकधात्रीवासानां द्राक्षापर्पटयोर्हिमः। रक्तपित्तं ज्वरं दाहं तृष्णां शोषश्च नाशयेत्॥

धान्यकादिर्हिमः॥

ह्रिबेरमुत्पलं चैव चन्दनं यष्टिकामृता। उशीरश्च त्रिवृच्चैषां क्वाथं समधुशर्करम्॥ पाययेत्तेन सद्यो हि रक्तपित्तं प्रणश्यति। रक्तपित्तं जयत्युग्रं तृष्णां दाहं ज्वरं तथा॥ पद्मोत्पलानां किञ्जल्कः पृश्निपर्णी प्रियङ्गुका। जले साध्या रसे तस्मिन् पेया स्यात् रक्तपित्तिनाम्। वासापत्रसमुद्भूतो रसः समधुशर्करः॥ क्वाथो वा हरते पीतो रक्तपित्तं सुदारुणम्। पिष्टानां वृषपत्राणां पुटपाकरसो हिमः॥ समधुर्हरते रक्तपित्तं कासज्वरक्षयान्। उत्पलं कुमुदं पद्मं कल्हारं लोहितोत्पलम्॥ मधुकश्चेति पित्तासृक्तृष्णाछर्दिहरो गणः। वासायां विद्यमानायामाशा जीवितस्य च। रक्तपित्ती क्षयी कासी किमर्थमवसीदति॥ आटरूषकमृद्वीकापथ्याक्वाथः सशर्करः। क्षौद्राढ्यः सकलश्वासरक्तपित्तनिवर्हणः॥ दूर्वा सोत्पलीकिञ्जल्कमञ्जिष्ठा शैलवालुका। शीता शीतमुशीरश्च मुस्तं चन्दनपद्मकम्॥ विपचेत् कार्षिकैरेतैराज्यं प्रस्थमिमं घृतम्। तण्डुलानां जलं छागीक्षीरं दद्याच्चतुर्गुणम्॥ तत्पानं वमतो रक्तं नावनं नासिकागते। कर्णाभ्यां यस्य गच्छेत्तु तस्य कर्णौ प्रपूरयेत्॥ चक्षुः स्रवति रक्तश्चेत् पूरयेत्तेन चक्षुषी। मेढ्रपायुप्रवृत्ते तु बस्तिकर्मसु योजयेत्॥ रोमकूपप्रवृत्ते तु तदभ्यङ्गं प्रयोजयेत्। सर्वेषु रक्तपित्तेषु तस्मात् श्रेष्ठमिदं घृतम्॥ इति दूर्वाद्यं घृतम्॥

मृद्वीका चन्दनं लोध्रं प्रियङ्गुश्च विचूर्णयेत्। चूर्णमेतत् पिबेत् क्षौद्रवासारससम-

न्नितम् । नासिकामुखपायुभ्यो योनिमेढ्रादि वेगितम् । रक्तपित्तं स्रवद्धन्ति सिद्ध एष प्रयोगराट् ॥ यच्च शस्त्रक्षतेनैव रक्तं तिष्ठति वेगतः । तदप्येतेन चूर्णेन तिष्ठत्येवावचूर्णितम् ॥ इक्षूणां मध्यकाण्डानि सकन्दं नीलमुत्पलम् । केशरं पुण्डरीकस्य मोचामधुकपद्मकैः ॥ वटप्ररोहशुङ्गाश्च द्राक्षाखर्जूरमेव च । एतानि समभागानि कषायं सम्प्रकल्पयेत् ॥ उषितं मधुसंयुक्तं पायपेच्छर्करान्वितम् । सद्यपेद्वं रक्तपित्तं क्षिप्रमेतान्नियच्छति ॥ द्राक्षया फलिनीभिर्वा प्रियालमधुकेन वा । श्वदंष्ट्रया शतावर्या रक्तजित्साधितं पयः ॥ पक्वोदुम्बरकाश्मर्यः पथ्याः खर्जूरगोस्तनाः । मधुना घ्नन्ति संलीढा रक्तपित्तं पृथक् पृथक् ॥ अत्र काश्मर्याः फलमेव ग्राह्यं फलसाहचर्यात् ॥

अतिनिःसृतरक्तो वा क्षौद्रयुक्तं पिबेदसृक् ॥ सकृद्वा भक्षयेदाज्यं मांसं वा पित्तसंयुतम् । नासाप्रवृत्तरुधिरं घृतभृष्टं श्लक्ष्णपिष्टमामलकम् ॥ सेतुरिव तोयवेगं रुणद्धि मूर्ध्नि प्रलेपेन ॥ घ्राणप्रवृत्ते जलमाशु पेयं सशर्करं नासिकया पयो वा । द्राक्षारसं क्षीरयुतं पिबेद्वा सशर्करश्चेक्षुरसं हिताय ॥ नस्ये दाडिमपुष्पस्य रसो दूर्वाभवोऽपि वा । आम्रास्थिजः पलाण्डोर्वा नासिकास्राविरक्तजित् । पुराणं पीनमानीय कूष्माण्डस्य फलं बृहत् ॥ तद्बीजाधारबीजत्वक् शिराशून्यं समाचरेत् । ततस्तस्य तुलां नीत्वा पचेज्जलतुलाद्वये ॥ तस्मिन्नीरेऽर्धशिष्टे तु यत्नतः शीतलीकृते ॥ तानि कूष्मांडखंडानि पीडयेद्दृढवाससा । यत्नतस्तज्जलं नीत्वा पुनः पाकाय धारयेत् । कूष्माण्डं शोषयेद्धर्मे ताम्रपात्रे ततः क्षिपेत् । क्षिप्त्वा तत्र घृतं प्रस्थं कूष्मांडं तेन भर्जयेत् । मधुवर्णं तदालोक्य तज्जलं तत्र निःक्षिपेत् ॥ सितायाश्च तुलां तत्र क्षिप्त्वा तल्लेहवत् पचेत् । सुपक्वे पिप्पलीशुण्ठीजीराणां द्विपले पृथक् ॥ पृथक् पलार्धं धान्याकं पत्रैलामरिचत्वचम् । चूर्णमेषां क्षिपेत्तत्र घृतार्धं क्षौद्रमावपेत् । एतत्पलमितं खादेदथवाग्निबलं यथा ॥ खण्डकूष्माण्डलेहोऽयं रक्तपित्तञ्च नाशयेत् । पित्तज्वरं तृषां दाहं प्रदरं कृशतां वमिम् ॥ कासं श्वासञ्च हृद्रोगं स्वरभेदं क्षतं क्षयम् । नाशयत्येव वृद्धिश्च बृंहणो बलवर्द्धनः ॥

इति खण्डकूष्माण्डावलेहः ॥

पुराणं पीनमानीय कूष्माण्डस्य फलं दृढम् । तद्बीजाधारबीजत्वक् शिराशून्यं समाचरेत् ॥ ततोऽतिसूक्ष्मखण्डानि कृत्वा तस्य तुलां पचेत् ॥ गोदुग्धस्य तुलामध्ये मन्देऽग्नौ विपचेच्छनैः ॥ शर्करायास्तुलां सार्धां गोघृतं प्रस्थमात्रकम् । प्रस्थार्धं माक्षिकञ्चापि कुडवं नारिकेरतः ॥ प्रियालफलमज्जानं द्विपलं तिखुरी पलम् । क्षिपेदेकत्र विपचेल्लेहवत्साधु साधयेत् ॥ भिषक् सुपक्वमालोक्य ज्वलनादवतारयेत् । कोष्णे तत्र क्षिपेदेषां चूर्णं तानि वदाम्य-

हम् ॥ एकोऽक्षः शतपुष्पाया अथ क्षीरी यवानिका । गोक्षुरः क्षुरकः पथ्या कपिकच्छूफलानि च ॥ सप्तमी त्वक् च सर्वेषामक्षयुग्मं पृथक् पृथक् । धान्यकं पिप्पली मुस्तमश्वगन्धा शतावरी ॥ तालमूली नागबला बालकं पत्रकं शटी । जातीफलं लवङ्गश्च सूक्ष्मैला बृहदेलिका ॥ शृङ्गाटकं पर्पटकं सर्वं पलमितं पृथक् । चन्दनं नागरं धात्रीफलञ्चापि कशेरुकम् ॥ प्रत्येकं पञ्च कर्षाणि चत्वार्येतानि निःक्षिपेत् । पलद्वयमुशीरस्य प्रषाणस्योषणस्य च ॥ कूष्माण्डस्यावलेहोऽयं भक्षितः पलमात्रया । किं वा यथाबह्निबलं भुक्त्वा रोगान् विनाशयेत् ॥ रक्तपित्तं शीतपित्तमम्लपित्तमरोचकम् । वह्निमान्द्यं सदाहश्च तृष्णां प्रदरमेव च ॥ रक्तार्शोऽपि तथा छर्दिं पाण्डुरोगश्च कामलाम् । उपदंशं विसर्पश्च जीर्णश्च विषमं ज्वरम् ॥ लेहोऽयं परमो वृष्यो बृंहणो बलवर्द्धनः ! स्थापनीयः प्रयत्नेन भाजने मृण्मये नवे ॥

इति बृहत्कूष्माण्डावलेहः ॥

कूष्माण्डकस्य स्वरसं पलानां शतमात्रया । रसतुल्यं गवां क्षीरं धात्रीचूर्णं पलाष्टकम् ॥ मृद्वग्निना पचेत्तावद्यावद्भवति पिण्डवत् । धात्रीतुल्या सिता योज्या पलार्धं लेहयेदनु ॥ खण्डकूष्माण्डकं ह्येतत् भुक्तमभ्यासतो हरेत् । रक्तपित्तमम्लपित्तं दाहं तृष्णाश्च कामलाम् ॥ इति खण्डकूष्माण्डकम् ॥

शतावरी च्छिन्नरुहा वृषो मुण्डतिकाबलाः । तालमूली च गायत्री त्रिफलायास्त्वचस्तथा ॥ भार्गी पुष्करमूलञ्च पृथक् पञ्च फलानि च । जलद्रोणे विपक्तव्यमष्टभागावशेषितम् ॥ दिव्यौषधिहतस्यापि माक्षिकेण हतस्य वा । पलद्वादशकं देयं रुक्मलोहस्य चूर्णितम् । खण्डतुल्यं घृतं देयं पलं षोडशकं बुधैः ॥ पचेत्ताम्रमये पात्रे गुडपाको मतो यथा ॥ प्रस्थार्धं मधुनो देयं शुभाश्म जतुकस्य च । शृङ्गी कृष्णा विडङ्गश्च शुण्ठ्यजाजी पलं पलम् ॥ त्रिफला धान्यकं पत्रं कणा मरिचकेशरम् । चूर्णं दत्वा सुमथितं स्निग्धे भाण्डे निधापयेत् ॥ यथाकालं प्रयुञ्जीत बिडालपदमात्रकम् । गव्यक्षीरानुपानं च सेव्यो मांसरसः पयः । गुरुवृष्यान्नपानानि स्निग्धमांसादिबृंहणम् । रक्तपित्तं क्षयं कासं पार्श्वशूलं विशेषतः ॥ वातरक्तं प्रमेहश्च शीतपित्तं वमिं क्लमम् । श्वयथुं पाण्डुरोगश्च कुष्ठं प्लीहोदरं तथा ॥ आनाहं मूत्रसंस्रावमम्लपित्तं निहन्ति च । चक्षुष्यं बृंहणं वृष्यं मङ्गलं प्रीतिवर्द्धनम् ॥ आरोग्यपुत्रदं श्रेष्ठं कामाग्निबलवर्द्धनम् । श्रीकरं लाघवञ्चैव खण्डखाद्यं प्रकीर्तितम् ॥ छागंपारावतं मांसं तित्तिरिः क्रकरः शशः । कुरङ्गः कृष्णसारश्च मांसमेषां प्रयोजयेत् ॥ नारिकेरपयःपानं सुनिषण्णकवास्तुकम् । शुष्कमूलकजीवाख्यं पटोलं बृहतीफलम् ॥ वार्त्ताकं पक्वमाम्रञ्च खर्जूरं स्वादु दाडि-

**मम् । ककारपूर्वकं यच्च मांसञ्चानूपसम्भवम् । वर्जनीयं विशेषेण खण्डखाद्यं समश्नता ॥ लोहान्तरवदत्रापि पुटनादि क्रियेष्यते । न पुनर्माक्षिकेणैव शिलयैव हि मारणम् ॥**

मार्गी वमनेटी । दिव्यौषधी मनःशिला । रुकमलौहं अजत्रेली इति लोके । सुनिषण्णश्चौपत्री· शाकविशेषः । जीवन्ती जीव इति शाकविशेषः। ककारपूर्वकं कटुकः कालशाकं कूष्माण्डं कर्कटी कर्कोटककलिङ्गकर्कन्धुकरमर्दककरीरकतककशेरुकाञ्जिक इत्यादि वर्जनीयम् । इति खण्डखाद्यं लोहम् ॥

**शतावरी मूलकल्कं कल्कात् क्षीरं चतुर्गुणम् । क्षीरतुल्यं घृतं गव्यं सितया कल्कतुल्यया ॥ घृतशेषं पचेत्तत्तु पलार्धं लेहयेत् सदा । रक्तपित्तं ह्यम्लपित्तं क्षयं श्वासञ्च नाशयेत् ॥** शतावरीपाकः । इति रक्तपित्ताधिकारः ॥

બળવાન્ માણસને થયેલા રક્તપિત્તને એકદમ અટકાવવું નહિ, કેમ કે તેમ કરવાથી છાતીનો રોગ, પાંડુરોગ, ગ્રહણી રોગ, બરલનો રોગ, ગુલ્મરોગ અને જ્વર વગેરે થાયછે. રક્તપિત્તવાળાને ચોખા, સાઠીચોખા, નાનવી, કોદરા, પ્રસાધિકા નામનો ભાત, શામો અને કાંગનું ભોજન આપવું. દાળ તથા યૂષમાં મસૂર, મગ, ચણા, મઠ અને તુવેર આપવી. ખટાઇમાં દાડમ અને આમળાં આપવાં. શાક જો અનુકૂળ પડે તો પરવળ, લીમડો, વડ તથા પીપળાનાં ફળો, નેતરનાં પાન અને તાંદળજો વગેરે આપવાં. માંસમાં કબૂતર, હોલા, લાવાં, પાડા, બટાઉડાં, સસલાં, તેતર, કાળિયાર, હરણ અને કાલપુચ્છપક્ષીના માંસના રસાઓ આપવા, કેમકે તે રક્તપિત્તને હરનારા છે. કફનું રક્તપિત્ત હોય તો કંઇક ખાટા કે ખટાઇ વગરનાં, ઘીમાં તળેલાં સૈંધવવાળાં શાકો અને યૂષો આપવાં. વાયુવાળાને વટાણાના યૂષની સાથે અને ચોખાની ધાણીના સાકર નાંખેલા સાથવા સાથે માંસરસ આપવો.

ધાન્યકાદિ હિમઃ—ધાણા, આમળાં, અરડુસો, દ્રાક્ષ, અને ખડસલિયાનું હિમ પીવાથી રક્તપિત્ત, જ્વર, દાહ, તૃષા, અને શોષનો નાશ થાય છે. આને ધાન્યકાદિ હિમ કહે છે.

વાળો, કમળ, ધાણા, ચંદન, જેઠીમધ, ગળો, કાળો વાળો, અને નસોતરનો ક્વાથ મધ તથા સાકર નાંખીને પીવાથી રક્તપિત્તનો તુરત નાશ થાય છે.

પદ્મ તથા ઉત્પલના કેસરાઓ ઉગ્ર રક્તપિત્ત, તૃષા, દાહ, અને જ્વરને મટાડે છે.

નાનો સમેરવો અને ઘઉંલાનો ક્વાથ કરી તેમાં પકાવેલી પેયા રક્તપિત્ત માટે સારી છે.

અરડૂસીનાં પાનનો સ્વરસ અથવા ક્વાથ મધ અને સાકર નાંખીને પીવાથી દારુણ રક્તપિત્ત પણ મટી જાય છે.

અરડૂસીનાં પાનનો પુટપાક પકાવી કરેલો રસ અથવા તેના હિમમાં મધ નાંખીને પીવાથી રક્તપિત્ત, ઉધરસ, જ્વર, અને ક્ષયનો નાશ થાય છે.

ઉત્પલ, પોયણું, પદ્મ, કલ્હાર, તથા

રાતું કંમળ, તથા જેઠીમધ, એ ગણ-રક્તપિત્ત, તૃષા, અને ઉલટીને મટાડે છે.

અરડૂસી હયાત છે અને જીવવાની આશા પણ છે તો પછી રક્તપિત્ત, ઉધરસ, અને ક્ષય શું કરી શકે તેમ છે?

અરડૂસી, દ્રાક્ષ, અને હરડેનો ક્વાથ સાકર તથા મધ નાંખીને પીવાથી સર્વ પ્રકારના શ્વાસો અને રક્તપિત્ત મટી જાય છે.

દૂર્વાદ્ય ઘૃત—ધરો, કમળકેસરા, મજીઠ, ચણકબાબ, બળદાણા, કપૂર, વાળો, મોથ; ચંદન, અને પદ્મક, એ દરેક એક એક તોલો લેઇ તેના કલ્કથી ચોગણા ચોખાના ધોણ તથા બકરીના દૂધથી બત્રીસ તોલા ભાર બકરીનું ઘી પકાવવું. લોહીની ઉલટી થતી હોય તો એ ઘી પાવું, નાકમાંથી લોહી નીકળતું હોય તો તેનું નસ્ય દેવું, કાનમાંથી લોહી પડતું હોય તો કાનમાં પૂરવું, નેત્રોમાંથી રક્ત પડે તો નેત્રોમાં નાંખવું, લિંગ કે ગુદામાંથી લોહી નીકળતું હોય તો તેમાં એ ઘીની પીચકારી મારવી, અને રૂવાડાંમાંથી લોહી સ્રવતું હોય તો આ ઘીનો અભ્યંગ કરવો. સર્વ પ્રકારનાં રક્તપિત્તો ઉપર આ ઘી ઉપયોગી છે, માટે તે શ્રેષ્ઠ ઉપાય છે. એને દૂર્વાદ્ય ઘૃત કહે છે.

દ્રાક્ષ, ચંદન, લોદર અને ઘઉંલાનું ચૂર્ણ મધ તથા અરડુસીના રસની સાથે પીવાથી મુખ, ગુદા, યોનિ, અને લિંગ વગેરેમાંથી વેગ સહિત સ્રવતું રક્તપિત્ત મટે છે. આ ઉપાય સિદ્ધ અને ઉત્તમ છે. હથિયારથી થયેલા જખમમાંથી નીકળતા લોહીનો વેગ અટકતોજ ન હોય, તે પણ તેની ઉપર આ ચૂર્ણ ભરભરાવવાથી એક દમ બંધ થાય છે.

શેલડીની વચલી કત્તળીઓ, કંદ સહિત નીલકમળ, કમળકેસરા, જેઠીમધ, કેળાં, કડ, વડવાઇના અગ્રભાગ, દ્રાક્ષ અને ખજૂરને સમભાગે લઈ તેમનું હિમ કરી મધ તથા સાકર સાથે પીવાથી રક્તપિત્ત અને પ્રમેહ તુરત મટી જાય છે.

દ્રાક્ષ તથા ઘઉંલો, અથવા રાયણ અને જેઠીમધ, અથવા ગોખરૂ અને શતાવરીથી પકાવેલું દૂધ રક્તપિત્તને મટાડે છે.

ઊંબરાનાં પાકાં ફળ, અથવા સીવણનાં ફળ, અથવા હરડે, ખજુર કે દ્રાક્ષને મધ સાથે ચાટવાથી રક્તપિત્તનો નાશ થાય છે.

જેનું લોહી ઘણુંજ સ્રવી ગયું હોય તેણે મધ સહિત લોહી પીવું, અથવા મધ સહિત ઘી ખાવું, અથવા પિત્તાં સહિત માંસ ખાવું.

નાકમાંથી લોહી પડતું હોય તો આમળાંને ખૂબ વાટી, ઘીમાં શેકી, તેનો માથા ઉપર લેપ કરવો, તેથી જેમ પાળથી પાણીનો વેગ રોકાય છે, તેમ લોહીનો વેગ અટકી જશે.

નાકમાંથી લોહી પડે તો તુરત સાકરનું પાણી પીવું, અથવા નાકેથી દૂધ પીવું, અથવા દૂધ અને દ્રાક્ષનો રસ પીવો, અથવા સાકર સાથે શેરડીનો રસ પીવો, તેથી ઠીક થાય છે.

દાડમનાં ફૂલ, ધરોનો રસ, આંબાની ગોઠલીનો રસ, અથવા ડુંગળીના રસનું નસ્ય દેવાથી નાકમાંથી ઝરતું લોહી બંધ પડે છે.

ખંડકૂષ્માંડાવલેહ—જૂના, જાડા, અને મોટા કોહોળામાંથી બીજ, બીજનાં સ્થાનો, છાલ્ય અને નસો કાઢી નાંખીને માત્ર તેનો ગર્ભ ૪૦૦ તોલાભાર લેવો, તેને ૮૦૦ તોલાભાર પાણીમાં બાફવો. બફાતાં અરધુ પાણી રહે એટલે ટાઢું પાડીને કપડાંમાંથી પાણી નીચોવી કાઢવું. પાણી જુદું રાખી મૂકવું, અને ગર્ભને તડકે સૂકવીને એક ત્રાંબાના વાસણમાં ભરી ૬૪ તોલાભાર ઘીમાં તળવો, તળતાં જ્યારે રંગ મધ જેવો થાય ત્યારે તેમાં પેલું રાખી મૂકેલું પાણી ૪૦૦ તોલાભાર સાકર નાંખી પાક કરવો. શીરા જેવું પાકી જાય એટલે તેમાં આઠ આઠ તોલાભાર પીપર, સૂંઠ અને જીરૂં; બે બે તોલાભાર ધાણા, તમાલપત્ર, એળચી, મરી તથા તજ; તથા બત્રીસ તોલાભાર મધ નાંખવું. આ ખંડ કૂષ્માંડાવલેહ સિદ્ધ થાય છે. તેમાંથી નિત્ય ચાર તોલાભાર અથવા અગ્નિના બળ પ્રમાણે ખાવાથી રકતપિત્ત, પિત્તજ્વર, તૃષા, દાહ, પ્રદર, દૂબળાપણું, ઉલટી, ઉધરસ, શ્વાસ, છાતીનાં દરદો, સ્વરભેદ, ક્ષત, ક્ષય તથા વધરાળનો નાશ થાય છે, ધાતુઓ પુષ્ટ તથા બળવાન્ થાય છે.

બૃહત્‌કૂષ્માંડાવલેહ—જુના, જાડા મજબૂત કોહોળામાંથી બીજ, બીજનાં સ્થાનો, છાલ્ય અને નસો કાઢી નાંખીને રહેલા ગર્ભ માત્રના ઝીણા ટુકડા કરીને તેને ૪૦૦ તોલાભાર લેઈ ૪૦૦ તોલાભાર દુધમાં મંદઅગ્નિથી પકાવવા. પાકી જાય એટલે તેમાં ૬૦૦ તોલાભાર સાકર, ૬૪ તોલાભાર ગાયનું ઘી, ૩૨ તોલાભાર મધ, ૧૬ તોલાભાર ટોપરૂં, આઠ તોલાભાર ચારોળીનાં ફળનો ગર્ભ અને ચાર તોલાભાર તપખીર નાંખીને પકાવવું. શીરા જેવું પાકી જાય એટલે ઉતારીને તેમાં જરા ઉનું હોય ત્યારેજ એક તોલો સૂત્રા; બે બે તોલા વંશલોચન, અજમા, ગોખરૂ, એખરો, હરડે, કોચાંનાં ફળ, અને તજ; ચાર ચાર તોલા ધાણા, પીપર, મોથ, આસોંદ, શતાવરી, કાળી મૂસળી, બળદાણા, વાળો, તમાલપત્ર, કચૂરો, જાયફળ, લવંગ, ઝીણી તથા મોટી એળચી, શીંગોડાં, અને ખડસલિયો; પાંચ પાંચ તોલા ચંદન, સૂંઠ, આમળાં અને કસેલાં; અને આઠ આઠ તોલા કાળો વાળો, મખાના અને મરી નાંખવાં; એટલે બૃહત્‌કૂષ્માંડાવલેહ સિદ્ધ થાય છે. તે ચાર તોલાભાર અથવા અગ્નિના બળ પ્રમાણે નિત્ય ખાવાથી રકતપિત્ત, શીતપિત્ત, અમ્લપિત્ત, અરુચિ, અગ્નિની મંદતા, દાહ, તૃષા, પ્રદર, રકતાર્શ, ઉલટી, પાંડુરોગ, કમળો, ચાંદી, વિસર્પ, જીર્ણ જ્વર અને વિષમજ્વરનો નાશ થાય છે. આ અવલેહથી મૈથુનશકિત બહુજ વધે છે, ધાતુઓ પુષ્ટ થાય છે, અને બળ વધે છે. આ અવલેહને પ્રયત્નથી માટીના નવા વાસણમાં રાખવો જોઇએ.

ખંડકૂષ્માંડક—૪૦૦ તોલાભાર કોહોળાંનો સ્વરસ, ૪૦૦ તોલાભાર ગાયનું દૂધ, અને ૩૨ તોલાભાર આમળાંનું ચૂર્ણ, એમને ધીમાં અગ્નિથી પકાવવાં. પિંડા જેવું થાય એટલે તેમાં ૩૨ તોલાભાર સાકર મેળવવી. એ ખંડકૂષ્માંડક કહેવાય છે. તે રોજ બે તોલાભાર ખાવાથી રકતપિત્ત, અમ્લપિત્ત, દાહ, તરશ, અને કમળો મટી જાય છે.

ખંડખાદ્ય લોહ—શતાવરી, ગળો, અરડૂસી, ગોરખમુંડી, બળદાણા, કાળી મૂસળી, ખેરસાર, હરડેની છાલ્ય, બેડાંની છાલ્ય, આમળાંની છાલ્ય, ભારંગી, અને કઠ, એ દરેક વીસ વીસ તોલાભાર લેઈ તેનો ૧૦૨૪ તોલાભાર પાણીમાં ક્વાથ કરવો. પાણી બળી આઠમા ભાગનું રહે એટલે તેમાં મણશીલ અથવા સોનામુખીથી મારેલું ૪૮ તોલાભાર ગજવેલનું ચૂર્ણ, ૬૪ તોલાભાર સાકર અને ૬૪ તોલાભાર ઘી નાંખીને ત્રાંબાના વાસણમાં ગોળના જેવો પાક કરવો. પછી તેમાં ૩૨ તોલા મધ, ૩૨ તોલા ઉત્તમ શિલાજિત, તથા ચાર ચાર તોલાભાર કાકડાશીંગી, પીપર, વાવડીંગ, સુંઠ, જીરૂં, ત્રિફળા, ધાણા, તમાલપત્ર, કાળીજીરી, મરી, અને કેસર મેળવીને મથીને એક રીઢા વાસણમાં તે રાખવું. આને ખંડખાદ્ય લોહ કહે છે. સમયાનુસાર આ દવા એક તોલા જેટલી નિત્ય ગાયના દૂધ સાથે ખાવી, અને ઉપરથી માંસરસ, દૂધ, ભારે અને મૈથુનશક્તિ વધારનારાં અન્નો, તથા પૌષ્ટિક સ્નિગ્ધ માંસાદિક ખાવાં. તેથી રક્તપિત્ત, પ્રમેહ, શીતપિત્ત, ઉલટી, ગ્લાનિ, સોજા, પાંડુરોગ, કોઢ, બરલનો રોગ, ઉદરરોગ, આફરો, બહુ મૂત્રતા, અને અમ્લપિત્તનો નાશ થાય છે. આ લોહ નેત્રને હિતકારી છે, પૌષ્ટિક છે, પુરુષાતન આપનાર છે, મંગળરૂપ, પ્રસન્ન કરનાર, આરોગ્ય આપનાર, પુત્ર આપનાર, શ્રેષ્ઠ, કામદેવ તથા અગ્નિને વધારનાર, લક્ષ્મી આપનાર, અને શરીરમાં હલકાઇ લાવનાર છે. આ લોહ ઉપર બકરૂં, કબૂતર, તેતર, કલકલિયા, સસલું, હરણ, અને કાળિયાર એઓનાં માંસો ખાવાં. આ લોહ ખાનારાએ નાળિયેરનું પાણી, સુનિસરણકનું શાક, બથવો, સૂકા મૂળા, ખરખોડી, પરવળ, ભોંરીંગણીનાં ફળ, રીંગણાં, પાકી કેરી, ખજુર, અને મીઠાં દાડમનો ત્યાગ કરવો જોઇએ. જેમનાં નામોનો પ્રથમ અક્ષર ક હોય એવા પદાર્થો, અને જળપ્રાય પ્રદેશનાં પ્રાણીઓનાં માંસોનો પણ વિશેષે કરીને ત્યાગ કરવો. આ લોહને મણશીલ કે સોનામુખીથી મારવાનું કહેલું છે તે ઉપરથી લોહ મારવાની બીજી ક્રિયાઓ ન કરવી, એમ સમજવાનું નથી.

શતાવરી પાક—શતાવરીના મૂળનો કલ્ક, તેથી ચોગણું દૂધ, દૂધ જેટલું ગાયનું ઘી, અને કલ્ક જેટલી સાકર, એ સર્વને માત્ર ઘીજ બાકી રહે ત્યાં સૂધી પકાવવી. તે ઘી તોલા જેટલું નિત્ય ચાટવાથી રક્તપિત્ત, અમ્લપિત્ત, ક્ષય, અને શ્વાસનો નાશ થાય છે.

## અમ્લપિત્ત તથા શ્લેષ્મ પિત્તનો અધિકાર.

### અમ્લપિત્તનું પાસેનું નિદાન.

**विरुद्धदुष्टाम्लविदाहि पित्तप्रकोपि पानान्नभुजो विदग्धम् । पित्तं स्वहेतूपचितं पुरा यत्तदम्लपित्तं प्रवदन्ति सन्तः ॥**

दुष्टं व्यापन्नमन्नम् । पित्तप्रकोपीत्युक्तेऽपि अम्लविदाहीति विशेषार्थम् । पित्तप्रकोपि पानं तक्रसुरादि । अन्नं माषादि । स्वहेतूपचितं पुरा

यद् वर्षास्वम्लविपाकैर्जलैरोषधीभिश्च तादृशीभिरुपचितम् सञ्चितं पित्तं तदम्लपित्तं वदन्ति अम्लपित्ताख्यं रोगं वदन्ति ॥

વિરૂદ્ધ, દુષ્ટ, ખાટાં, વિદાહી, અને પિત્તને કોપાવનારાં અન્નપાનો ખાવાથી ખાટું બનેલું પિત્ત પ્રથમ વર્ષાઋતુમાં ખાટા વિપાકવાળાં જળો તથા તેવી ઔષધિઓથી જમા થયેલું હોય છે, તેને મહાત્માઓ અમ્લપિત્ત કહે છે.

ખાટાં અને દાહ કરનારાં કહેવાનું કારણ એ કે તેનાથી પિત્ત વધારે કોપે છે. છાશ, મદિરા, વગેરે પાનો અને અડદ વગેરે અન્નો પિત્તને કોપાવનારાં છે.

## અમ્લપિત્તનું લક્ષણ.

**अविपाकक्लमोत्क्लेशतिक्ताम्लोद्गारगौरवैः।**
**हृत्कंठदाहाऽरुचिभिरम्लपित्तं वदेद्भिषक्॥**

અપચો, ગ્લાનિ, ઉલટીનો ઉછાળો, કડવા અને ખાટા ઓડકારો, શરીરમાં ભાર, હૃદય તથા કંઠમાં દાહ, અને અરુચિ, એ અમ્લપિત્તનાં લક્ષણો છે.

## અમ્લપિત્તના ભેદો.

**अम्लपित्तं द्विधा प्रोक्तमधोगञ्च तथोर्ध्वगम् ॥**

નીચે જનાર અને ઉપર જનાર, એમ અમ્લપિત્ત બે પ્રકારનું છે.

## ઉર્ધ્વગ અમ્લપિત્તનું લક્ષણ.

**वांतं हरित् पीतमनीलकृष्णमारक्तरक्ताभमतीव चाच्छम्। मत्स्योदकाभन्त्वतिपिच्छलाभं श्लेष्मानुयातं सहितं रसेन ॥**

आरक्तम् ईषल्लोहितम्। रक्ताभं वा ॥ अतीव चाच्छं निर्मलम्। रसेन लवणकटुतिक्तरूपेण॥

લીલા તથા પીળા રંગવાળી, નીલ તથા કાળા રંગ વગરની, થોડી કે બહુ રાતી, અત્યંત નિર્મળ, માછલાંના ધોણ જેવી, અતિ ચીકણી, કફવાળી અને ખારી, તીખી તથા કડવી ઉલટી થાય, તો તે ઉપર જનાર અમ્લપિત્ત જાણવું.

## અધોગ અમ્લપિત્તનું લક્ષણ.

**तृड्दाहमूर्छाभ्रममोहकारि प्रयात्यधो वा विविधप्रकारम्। हृल्लासकोठानलसादहर्षस्वेदाङ्गपीतत्वकरं कदाचित्॥**

मूर्छा सर्वदा ज्ञानशून्यता। मोहो विपरीतं ज्ञानम्। अधो वेति वा शब्द ऊर्ध्वगापेक्षया। त्रिविधप्रकारं हरिद्रावर्णयोगात्। कदाचित् हृल्लासादिकरं च भवति ॥

તૃષા, દાહ, મૂર્છા, ભ્રમ અને વિપરીત જ્ઞાન, હળદર જેવા વર્ણને લીધે અનેક પ્રકારનું અને કોઈ વખતે મોળ, ધ્રામઠાં, અગ્નિની મંદતા, રૂવાડાં ઉભાં થવાં, પરસેવો; અને અંગોમાં પીળાપણું તથા ગુદાથી પિત્ત વહેતું હોય તો તે નીચે જનારૂં અમ્લપિત્ત જાણવું.

## અમ્લપિત્તની વિશેષ સ્થિતિ.

**भुक्ते विदग्धेऽप्यथवाप्यभुक्ते करोति तिक्ताम्लवमिं कदाचित्। उद्गारमेवंविधमेव कण्ठहृत्कुक्षिदाहं शिरसोरुजञ्च ॥ करचरणदाहमौष्ण्यं महतीमरुचिं ज्वरं च कफपित्तम्। जनयति कण्डूमण्डलपिडिका शतनिचितरोगचयम्॥**

भुक्ते विदग्धे तिक्ताम्लवमिं करोति तथा उद्गारं एवंविधमेव तिक्ताम्लमेव करोति । तथा कण्ठहृत्कुक्षिदाहं विशेषेण च करोति तथा करचरणदाहादिकं जनयति । तथा कंडूमण्डलपिडकाव्याप्तगात्रे रोगचयं करोति । अन्नविपाकक्लमादिकं जनयति । अथवा कदाचित् अभुक्तेऽपि तिक्ताम्लवान्ति करोति ॥

અમ્લપિત્તથી ખાધેલા અન્નાદિકનો વિદગ્ધ દાહ થતાં કડવી અને ખાટી ઉલટી થાય છે, કડવા અને ખાટા ઓડકાર આવે છે. કંઠ તથા છાતી અને પેટમાં બળતરા થાય છે, માથામાં પીડા અને હાથ પગમાં બળતરા કરે છે, ગરમી તથા બહુ અરુચિ થાય છે, કફ જ્વર તથા પિત્તજ્વર થાય છે, તથા ગાત્રોમાં ચળ, ગોળ ચકરડાં અને ફોલ્લીઓ થઇને અન્નનો વિરૂદ્ધ પાક તથા ગ્લાનિ અને અનેક રોગો ઉત્પન્ન થાય છે. કોઇ વાર વગર ખાધે પણ ઉલટી થાય છે.

## દોષ સંસર્ગ જાણવાની જરૂર.

सानिलं सानिलकफं सकफं तच्च लक्षयेत् । दोषलिङ्गेन मतिमान् भिषङ्मोहकरं हि तत् ॥ ऊर्ध्वाधःप्रवृत्त्या छर्द्यतीसाराभ्यां तुल्यतया वैद्यभ्रान्तिकृत् ॥

વાયુ અથવા કફનું કે એકલા કફનું અમ્લપિત્ત છે, તે બુદ્ધિમાન વૈદ્યે દોષોના સંસર્ગો તેનાં ચિન્હોમાંથી જાણી લેવા જોઇએ, કેમ કે ઉંચે ગતિવાળા અમ્લપિત્તથી ઉલટી જેવું અને નીચે ગતિવાળાથી અતિસાર જેવું હોવાથી વૈદ્ય ભ્રાંતિમાં પડે છે.

## લક્ષણ ભેદ.

कम्पप्रलापमूर्छाचिमिचिमिगात्रावसादशूलानि । तमसो दर्शनविभ्रमप्रमोहहर्षास्तथानिलेन युते ॥ कफनिष्ठीवनगौरवजडतारुचिशीतसादवमिलेपाः । दहनबलसादकण्डूनिद्राचिह्नं कफानुगे भवति ॥ उभयमिदमेव चिह्नं मारुतकफसम्भवेऽम्लपित्ते स्यात् ॥

चिमिचिमि झिमिझिमीति लोके हर्षो रोमाञ्चः ॥

વાયુનો સંસર્ગ હોય તો કંપ, પ્રલાપ, મૂર્ચ્છા, ઝણઝણી, ગાત્રોમાં ગ્લાનિ, અંધારાં, ભ્રમ, મોહ અને રોમોદ્ગમ થાય છે; કફનો સંસર્ગ હોય તો કફનું થુંક, દેહમાં ભાર, જડતા, અરૂચિ, શીત, ગ્લાનિ, વમન, મુખ તથા છાતીમાં કફ, અગ્નિની મંદતા, ચળ અને નિંદ્રા આવે છે; તથા કફ અને વાયુ બંનેનો સંસર્ગ હોય તો એ બંને લક્ષણો ભેળાં જણાય છે.

## સાધ્યાસાધ્યતા.

रोगोऽयमम्लपित्ताख्यो यत्नात्संसाध्यते नवः । चिरोत्थितो भवेद्याप्यः कृच्छ्रसाध्यः स कस्यचित् ॥

कस्यचित् हिताहाराचारशीलस्य ॥

થોડા વખતથીજ આ રોગ થયો હોય તો તે ઔષધોથી સાધ્ય થાય છે, લાંબા સમયથી થયો હોય તો તે કષ્ટસાધ્ય છે, અને કુપથ્ય કરનારાને તો તુરતનો થયેલો હોય તો પણ તે કષ્ટસાધ્ય હોય છે.

## શ્લેષ્મપિત્તનું લક્ષણ.

तमो मूर्छारुचिश्छर्दिरालस्यं च शिरोरु-

जा । प्रसेको मुखमाधुर्यं श्लेष्मपित्तस्य लक्षणम् ॥

અંધારાં, મૂર્છા, અરૂચિ, ઉલટી, આળસ, માથું દુઃખવું, લાળ પડવી અને મુખમાં મીઠાશ, એ શ્લેષ્મપિત્તનાં લક્ષણો છે.

## અમ્લપિત્તની ચિકિત્સા.

अम्लपित्ते तु वमनं पटोलारिष्टवासकैः। कारयेन्मदनैः क्षौद्रैः सैन्धवैश्च तथा भिषक् ॥ विरेचनं त्रिवृच्चूर्णमधुधात्रीफलद्रवैः । ऊर्ध्वगं वमनैर्विद्वानधोगं रेचनैर्हरेत् ॥

अम्लपित्तमिति शेषः ॥

यवगोधूमविकृतीस्तीक्ष्णसंस्कारवर्जिताः। यथा स्वं लाजशक्तून्वा सितामधुयुतान् पिबेत् ॥ निस्तुषयववृषधात्रीक्वथितं सलिलं त्रिगन्धमधुयुक्तम् । द्रुततरमपहरति वमिं सञ्जनितामम्लपित्तेन । छिन्नोद्भवानिम्बपटोलपत्रं क्षौद्रान्वितं पीतमनेकरूपम् ॥ सुदारुणं हन्ति तदम्लपित्तं यथाशनिस्तालतरुं प्रवृद्धम् ॥ वासामृतापर्पटकानिम्बभूनिम्बमार्कवैः । त्रिफलाकुलकैः क्वाथः सक्षौद्रश्चाम्लपित्तहा ॥ पाठापटोलयवचन्दनधान्यधात्रीवासावराङ्गदलनागकणाभयाभिः । लेहः सिताब्जमधुभिः शिवपालपिण्डी हन्त्यम्लपित्तमरुचिज्वरदाहशोषान् ॥ हन्त्यम्लपित्तवमनारुचिदाहमोहखालित्यमेहशिशिरव्रणशुक्रदोषान् । भुक्त्वा नरः सततमामलकीरसेन वृद्धोऽप्यनेन हि भवेत्तरुणो रिरंसुः ॥ कूष्माण्डकरसो ग्राह्यः पलानां शतमात्रकम् ॥ रसतुल्यं गवां क्षीरं धात्रीचूर्णं पलाष्टकम् । धात्रीतुल्या सिता योज्या गव्यमाज्यं पलद्वयम् ॥ मन्दाग्निना पचेत् सर्वं यावद्भवति पिण्डितम् ॥ पलार्धं पलमेकं वा प्रत्यहं भक्षयेदिदम् । खण्डकूष्माण्डकं ख्यातमम्लपित्तापहं परम् ॥

इति खण्डकूष्माण्डकोऽवलेहः ॥

कुडवं नारिकेरस्य जले मृद्वग्निना पचेत् । नारिकेरजलालाभे गव्ये पयसि तत्पचेत् ॥ धान्यकं पिप्पली मुस्तं चातुर्जातं विचूर्णितम् ॥ प्रत्येकंटङ्कमात्रं तु शीते तस्मिन् विनिःक्षिपेत् । पलमात्रस्तदर्धोऽपि भक्षितः प्रत्यहंनरैः । नारिकेरकखण्डोऽयं पुंस्त्वनिद्राबलप्रदः ॥ अम्लपित्तं रक्तपित्तं शूलञ्च परिणामजम् । क्षयं क्षपयति क्षिप्रं शुष्कं दावानलो यथा ॥

पलमात्रगव्यघृतेन नारिकेरस्य भर्जनं कर्त्तव्यमिति सम्प्रदायः । इति नारिकेरखण्डः ॥

प्रस्थन्तु नारिकेरस्य सूक्ष्मं दृषदि पेषितम् । निष्कुलीकृतकूष्माण्डखण्डानामर्धमाढकम् ॥ तद्द्वयं भर्जयेद्गव्ये घृते तु कुडवोन्मिते ॥ ततस्तत्र क्षिपेच्छुद्धं गोदुग्धश्चाढकोन्मितम् । तत्रैव निःक्षिपेद्गव्यां सितां प्रस्थद्वयोन्मिताम् । पचेत् सर्वाणि चैकत्र मृदुना वह्निना भिषक् ॥ सुपक्वे शीतले तत्र चूर्णीकृत्य विनिःक्षिपेत् ॥ सूक्ष्मैलां धान्यकं धात्रीं पर्पटञ्जलदं जलम् ॥ उशीरं चन्दनं द्राक्षां शृङ्गाटञ्च कशेरुकम् । त्वक्पत्रकं सकर्पूरं कर्षयुग्मं पृथक् पृथक् ॥ सर्वं संमिश्रयेद्रक्षेद् भाजने मृण्मये नवे । पलमात्रमिदं प्रातर्भक्षयेद्वा यथान-

लम् ॥ एतद्विशेषवितं हन्ति रोगानेतान् संशयः । अम्लपित्तं ज्वरं पित्तं रक्तपित्तमरोचकम् ॥ वातरक्तं तृषां दाहं पाण्डुरोगश्च कामलाम् । क्षयं क्षपयति क्षिप्रं शूलञ्च परिणामजम् ॥ नारिकेरस्य खण्डोऽयमश्विभ्यां भाषितः पुरा । वर्णदो बृंहणो वृष्यः पुंस्त्वनिद्राबलप्रदः ॥

इति बृहन्नारिकेरखण्डः ॥

અમ્લપિત્તમાં કડવાં પરવળ, લીમડો, અરડૂસો, મીંઢળ, મધ, અને સૈંધવથી વમન કરાવવું; અને નસોતરનું ચૂર્ણ, મધ અને આમળાંના રસનું વિરેચન આપવું. ઊંચેના અમ્લપિત્તમાં વમન દેવું, અને નીચેનામાં વિરેચન આપવું.

તીક્ષ્ણ વઘાર વગેરે કર્યા વગરના જવ અને ઘઉંનાં યૂષો અને સાકર તથા મધ સહિત ચોખાની ધાણીનો સાથવો દોષની યોગ્યતા પ્રમાણે ખાવો.

ફોતરાં વગરના જવ, અરડૂસી અને આમળાંનો કવાથમાં તજ, તમાલપત્ર, એળચી અને મધ નાંખીને પીવાથી અમ્લપિત્તની ઉલટી તુરત મટી જાય છે.

ગળો, લીમડાનાં પાન, અને કડવાં પરવળનાં પાન વાટીને મધ સહિત પીવાથી, વજ્રથી મોટો તાડ નાશ પામે તેમ અનેક રૂપવાળું મહા દારૂણ અમ્લપિત્ત નાશ પામે છે.

અરડૂસી, ગળો, ખડસલિયો, લીમડો, કરિયાતું, ભાંગરો, ત્રિફળા અને કડવાં પરવળનો કવાથ મધ નાંખીને પીવાથી અમ્લપિત્ત મટી જાય છે.

કાળીપાડ, પરવળ, જવ, ધાણા, આમળાં, અરડૂસી, જાડી તજ, તમાલપત્ર, નાગકેસર, પીપર, હરડે, સાકર, કમળ, અને મધનો અવલેહ શિવપાલપિંડી કહેવાય છે, તે અમ્લપિત્ત, જવર, અરૂચિ, દાહ અને શોષને મટાડે છે.

નિત્ય આમળાંના રસ સહિત ભોજન કરવાથી અમ્લપિત્ત, વમન, અરૂચિ, દાહ, મોહ, ટાલ, પ્રમેહ, શીત, વ્રણ અને વીર્ય દોષો મટી જાય છે, અને વૃદ્ધ હોય તો પણ સ્ત્રીઓની સાથે રમણ કરવાની ઈચ્છા પ્રાપ્ત થાય છે.

ખંડકુષ્માંડકાવલેહ—કોહોળાનો રસ ૪૦૦ તોલા, ગાયનું દૂધ ૪૦૦ તોલા, આમળાંનું ચૂર્ણ ૩૨ તોલા, સાકર ૩૨ તોલા અને ગાયનું ઘી ૮ તોલા, એ સર્વેને એકઠાં મંદાગ્નિથી પકાવી પિંડો કરવો. આ ખંડકૂષ્માંડક નામનો પ્રસિદ્ધ અવલેહ બે કે ચાર તોલા જેટલો ખાવાથી સારી રીતે અમ્લપિત્ત મટી જાય છે.

## નાલિકેર ખંડ.

૧૬ તોલાભાર ટોપરાને નાળિયેરના પાણીમાં અથવા તો દૂધમાં પકાવી ટાઢું પડે એટલે તેમાં ધાણા, પીપર, મોથ, તજ, તમાલપત્ર, એળચી અને નાગકેશર, એ દરેકનાં ચૂર્ણ પા પા તોલો નાંખીને નાલિકેરખંડ બનાવવું. આ નિત્ય બે કે ચાર તોલા જેટલું ખાવાથી પુરૂષત્વ, નિંદ્રા, અને બળ આવે છે, અને અમ્લપિત્ત, રક્તપિત્ત અને પરિણામ શુળ—જેમ દાવાનળથી સુકું વન નાશ પામે છે તેમ તુરત નાશ પામે છે. આ ઔષધ બના-

વતાં પ્રથમ ચાર તોલાભાર ગાયના ઘીમાં ટોપરાને શેકી લેવું જોઇએ.

### બૃહન્નાલિકેર ખંડ.

છીપર ઉપર ઝીણું વાટેલું ૬૪ તોલાભાર ટોપરૂં અને છાલ્ય તથા બીજ વગરના ૧૨૮ તોલાભાર કોળાંના કડકાને ૧૬ તોલાભાર ગાયના ઘીમાં શેકીને તેમાં ૨૫૬ તોલાભાર ગાયનું ચોખું દૂધ તથા ૧૨૮ તોલાભાર ચોખી સાકર નાંખીને, એ સર્વને કોમળ અગ્નિથી પકાવી શીતળ કરીને તેમાં ઝીણી એળચી, ધાણા, આમળાં, અડસલિયો, મોથ, વાળો, કાળો વાળો, ચંદન, દ્રાક્ષ, શીંગોડાં, કસેલાં, તજ, તમાલપત્ર અને ભીમસેની કપૂર એ દરેક બે બે તોલાભાર ચૂર્ણ મેળવવાથી બૃહન્નાલિકેર ખંડ થાય છે. માટીના નવા વાસણમાં તે રાખીને નિત્ય ચાર તોલા જેટલું અથવા પચે એટલું સવારમાં ખાવાથી અમ્લપિત્ત, જ્વર, પિત્ત, રક્તપિત્ત, અરોચક, વાતરક્ત, તૃષા, દાહ, પાંડુરોગ, કમળો, ક્ષય, અને પરિણામ શૂળ, એ તુરત નાશ પામે છે. પૂર્વે અશ્વિની કુમારોએ કહેલ આ ઉપાય શરીરના વર્ણને સારો કરે છે, ધાતુપુષ્ટી કરે છે, અને કામી લોકોને હિતકર છે. તે પુરૂષાતન, નિંદ્રા અને બળ આપે છે.

### શ્લેષ્મપિત્તની ચિકિત્સા.

अभया पिप्पली द्राक्षा सिता धान्ययवासकम् ॥ मधुना कण्ठदाहघ्नं पित्तश्लेष्महरं परम् ॥ पटोलयवधान्याकपिप्पल्यामलकानि च । एषां क्षौद्रयुतः क्वाथः पित्तश्लेष्महरः परः ॥ पित्तश्लेष्मवमीकण्डूकोठविस्फोटदाहनुत् । दीपनः पाचनः क्वाथः शृङ्गवेरपटोलयोः ॥ पिप्पली खण्डपथ्याभिस्तुल्याभिर्मोदकः कृतः । पित्तश्लेष्महरो मुक्तो वह्निमान्द्यञ्च नाशयेत् ॥

इत्यम्लपित्तश्लेष्मपित्ताधिकारः ॥

હરડે, પીપર, દ્રાક્ષ, સાકર, ધાણા, અને જવાસાનું ચૂર્ણ મધમાં ચાટવાથી શ્લેષ્મપિત્ત તથા ગળામાંનો દાહ મટી જાયછે.

કડવાં પરવળ, જવ, ધાણા, પીપર અને આમળાંનો ક્વાથ મધ નાંખીને પીવાથી શ્લેષ્મપિત્ત સારી પેઠે મટી જાય છે.

આદુ તથા કડવાં પરવળનો ક્વાથ પીવાથી અગ્નિ દીપે છે, પાચન થાય છે અને શ્લેષ્મપિત્ત, ઉલટી, ચળ, ઢામઢાં, ફોલ્લા તથા દાહ મટી જાય છે.

પીપર, ખાંડ અને હરડે સમભાગે લેઈ તેના લાડુ કરીને ખાવાથી શ્લેષ્મપિત્ત અને મંદાગ્નિનો નાશ થાય છે.

॥ अम्लपित्त तथा श्लेष्मपित्तनो अधिकार संपूर्ण ॥



## ક્ષયરોગનો અધિકાર.

### ક્ષયરોગનાં નિદાનો.

वेगरोधात् क्षयाच्चैव साहसाद्विषमाशनात् त्रिदोषो जायते यक्ष्मा गदो हेतुचतुष्टयात् ॥

वेगरोधात् वातादीनां वेगधारणात् । 'वातमूत्रपुरीषाणि निगृह्णाति यदा नरः' ॥ इति चरकवचनात् । क्षयात् क्षीयतेऽनेनेति क्षयः । तेनातिव्यवायानशनेर्ष्यादयो धातुक्षयहेतवः क्षयश-

द्देनोच्यन्ते ॥ साहसात् बलवता समम् मल्लयुद्धादितः । विषमाशनात् 'बहुस्तोकमकाले वा भुक्तं तद्विषमाशनम्' । तस्मात् त्रिदोषः सान्निपातिकः । हेतुचतुष्टयात् । अन्येऽपि हेतवो हेतुचतुष्टय एवान्तर्भवन्ति ॥

વેગોને રોકવાથી, ક્ષીણતાથી, અકસ્માત્ વિષ ખાવાથી, ત્રિદોષ થઇને યક્ષ્મારોગ ચાર પ્રકારથી થાય છે. ચરક કહે છે કે-"માણસ જો વાયુ, મૂત્ર અને મળ વગેરેના વેગોને રોકે છે, તો રોગો ઉત્પન્ન થાય છે. મૈથુન, ઉપવાસ અને ઇર્ષા એ અત્યંત કરવાથી ધાતુઓનો ક્ષય થઇને ક્ષયરોગ થાય છે. બળવાનની સાથે મલકુસ્તી કરવી વગેરે સાહસથી પણ ક્ષયરોગ થાય છે. અત્યંત, અલ્પ અને કસમયે ભોજન કરવાથી પણ ક્ષયરોગ થાય છે. ક્ષયરોગનું પાસેનું કારણ ત્રણે દોષો છે, તે ઉપર કહેલાં ચાર દૂરનાં નિદાનોથી થાય છે. ક્ષયરોગના બીજા પણ હેતુઓ છે, તેનો સમાસ એ ચાર હેતુઓમાં થાય છે.

## ક્ષયના ચાર પ્રકારો.

**वैद्यो व्याधिमतां यस्मात् व्याधिर्यत्नेन यक्ष्यते । स यक्ष्मा प्रोच्यते लोके शब्दशास्त्रविशारदैः ॥** यक्ष्यते पूज्यते ॥

**राज्ञश्चन्द्रमसो यस्मादभूदेष किलामयः । तस्मात्तं राजयक्ष्मेति प्रवदन्ति मनीषिणः । क्रियाक्षयकरत्वात्तु क्षय इत्युच्यते बुधैः ॥ संशोषणाद्रसादीनां शोष इत्यभिधीयते ॥**

વૈદ્ય વ્યાધિવાળાના વ્યાધિને યત્નથી જીતે છે, માટે ક્ષયરોગને શબ્દશાસ્ત્રીઓએ યક્ષ્મા નામ આપેલું છે. ચંદ્રમા રાજા છે તેને આ રોગ થયો છે, તેથી વિદ્વાનોએ તેને રાજયક્ષ્મા પણ કહેલ છે. ક્રિયા માત્રનો એ રોગ ક્ષય કરે છે માટે તેને ડાહ્યાઓ ક્ષય કહે છે. રસ વગેરેનું શોષણ કરે છે માટે તેને શોષ પણ કહે છે.

## ક્ષયરોગની સંપ્રાપ્તિ.

**कफप्रधानैर्दोषैस्तु रुद्धेषु रसवर्त्मसु । अतिव्यवायिनो वाऽपि क्षीणे रेतस्यनन्तराः ॥ क्षीयन्ते धातवः सर्वे ततः शुष्यति मानवः ॥**

कफप्रधानैर्दोषैः रसवर्त्मसु रुद्धेषु अनन्तरा सर्वे धातवः क्षीयन्ते । ततो मानवः शुष्यति । कारणभूतस्य रसस्य क्षये कार्याणां रक्तादीनामनुक्रमेण क्षीयमाणत्वात् । मार्गावरोधं रसक्षयहेतुमाह चरकः ॥

**रसः स्रोतःसु रुद्धेषु स्वस्थानस्थो विदह्यते । स ऊर्ध्वं कासवेगेन बहुरूपः प्रवर्तते ॥**

स्वस्थानस्थः हृदयस्थः कासं विनापि रसक्षयो भवति । मार्गावरोधकुपितवातेन रसस्य शोषणात् ॥ उक्तञ्च 'वायोर्धातुक्षयः कोपान्मार्गस्यावरणेन च' ॥

अति व्यवायिनो वा रेतसि क्षीणे प्रतिलोमक्रमेणानन्तराः सर्वे धातवो रसपर्यन्ताः क्षीयन्ते । तद्यथा शुक्रे क्षीणे मज्जा क्षीयते ॥ मज्जनि क्षीणे अस्थि क्षीयते एवं पूर्वं पूर्वं क्षीयते । ननु कार्यस्य शुक्रस्य क्षये कथं कारणभूतानां मज्जादीनां क्षयः । उच्यते । शुक्रक्षयाद्वायुः कुप्यति । स वायुः सान्निध्यात् क्रमेण मज्जादीन् सर्वान् शोषयति । ततस्तदनन्तरं मानवः शुष्यति ॥

કફ જેમાં મુખ્ય છે એવા ત્રણે દોષો થી રસના માર્ગો બંધ થવાથી રસની પછીના બધા ધાતુઓ નબળા પડી જાય છે, તેથી માણસ નબળું પડે છે. ચરક કહે છે કે-"માર્ગો બંધ થવાથી રસ પોતાના સ્થાનમાં અટકી રહીને બળવા માંડે છે, અને તેથી ઉધરસ થઇને તેની સાથે એ રસ ઉપર ચઢી બહાર આવે છે." આને અનુલોમ ક્ષય કહે છે. સર્વ ધાતુના કારણરૂપ રસનો ક્ષય થાય તો બીજા ધાતુઓનો પણ થાયજ. ઉધરસની સાથેજ ક્ષય થાય છે એમ કંઇ નથી, તે વિના પણ માર્ગરોધથી રસનો ક્ષય થાય છે. હવે મૂળ કારણરૂપ રસના ક્ષયથી જેમ બીજા ધાતુઓ ક્ષય પામે છે, તે અનુલોમ ક્ષય છે, તેમજ છેવટ કાર્યરૂપ વીર્યના ક્ષયથી કારણરૂપ ધાતુઓનો ક્ષય પણ થાય છે, તેને પ્રતિલોમ ક્ષય કહે છે. વીર્ય ક્ષયથી વાયુ કોપીને મજ્જા વગેરે નજીકના કારણરૂપ ધાતુઓને શોષે છે અને એવી સર્વ ધાતુઓ શોષાઇને ક્ષય થાય છે. જેમ કે વીર્ય ક્ષીણ થવાથી મજ્જા ક્ષીણ થાય છે. મજ્જાની તીક્ષણતાથી અસ્થિ ક્ષીણ થાય છે, અસ્થિની ક્ષીણતાથી મેદની, મેદની ક્ષીણતાથી માંસની, માંસની ક્ષીણતાથી રક્તની અને રક્તની ક્ષીણતાથી રસની પણ ક્ષીણતા થાય છે.

અહીં શંકા થશે કે કાર્યરૂપ વીર્યનો ક્ષય થવાથી કારણરૂપ મજ્જા વગેરેનો ક્ષય કેમ થાય છે? તેનું સમાધાન કે વીર્યના ક્ષયથી વાયુ કોપીને મજ્જા આદિ સઘળા ધાતુઓનું અનુક્રમે શોષણ કરે છે, અને તેથી માણસનું શરીર ક્ષીણ થઇ જાય છે.

## ક્ષયરોગનું પૂર્વરૂપ.

**श्वासाङ्गसादकफसंस्रवताल्लुशोषवम्यग्निसादमदपीनसकासनिद्राः । शोषे भविष्यति भवन्ति स चापि जन्तुः शुक्लेक्षणो भवति मांसपरो रिरंसुः ॥ स्वप्नेषु काकशुकशल्लकिनीलकण्ठगृध्रास्तथैव कपयः कृकलासकाश्च । तं वाहयन्ति स नदीर्विजलाश्च पश्येच्छुष्कांस्तरून् पवनधूमदवार्दितांश्च ॥**

શ્વાસ, અંગ ભંગ, કફસ્રાવ, તાલુ શોષ, ઉલટી, મંદાગ્નિ, મદ, સળેખમ, ઉધરસ, નિદ્રા, એટલું ક્ષય થવાના આરંભમાં થાય છે; અને રોગી ધોળી આંખોવાળો, માંસ ભક્ષણ તથા રમણ કરવાની ઇચ્છાવાળો થાય છે. કાગડા, પોપટ, શેઢાઇ, નીલકંઠ, ગીધ, વાંદરા અને કાકિંડાઓ તેને સ્વપ્નમાં ખેંચી જતા દેખાય છે; અને પાણી વગરની નદી, સૂકાં વૃક્ષો પવન, ધુમાડો અને દવ વગેરે તેને દેખાય છે.

## ક્ષયરોગનું લક્ષણ.

**अंसपार्श्वाभितापश्च सन्तापः करपादयोः॥ ज्वरः सर्वाङ्गिकश्चेति लक्षणं राजयक्ष्मणः॥**

अंसयोः पार्श्वयोश्चाभितापः पीडा । अत्र सकलधातुक्षयपूर्वकः सकलशरीरशोषो बोद्धव्यः । एतानि त्रीणि लक्षणानि प्रायोभावित्वेन चरकेणोक्तानि ॥ सुश्रुतेन यक्ष्मणि षट् लक्षणान्युक्तानि॥

**भक्तद्वेषो ज्वरः श्वासः कासः शोणितदर्शनम् । स्वरभेदश्च जायन्ते षड्जाते राजयक्ष्मणि ॥**

ખભા તથા પડખાંઓમાં પીડા, હાથ પગોમાં સંતાપ અને સર્વ અંગોમાં જ્વર

એ ત્રણ ક્ષય રોગનાં લક્ષણો ચરકે કહેલાં છે. આ રોગમાં સઘળા ધાતુઓના ક્ષય સહિત આખા શરીરનો શોષ થાય છે. "અન્ન ઉપર દ્વેષ, શ્વાસ, ઉધરસ, રક્તદર્શન અને સ્વર ભેદ તથા જ્વર એ છ લક્ષણો રાજયક્ષ્માનાં છે." એમ સુશ્રુત કહે છે.

## ક્ષયનાં બીજાં અગીઆર લક્ષણો.

**स्वरभेदोऽनिलाच्छूलं सङ्कोचश्चांसपार्श्वयोः । ज्वरो दाहोऽतिसारश्च पित्ताद्रक्तस्य चागमः ॥ शिरसः परिपूर्णत्वमभक्तछन्द एव च । कासः कण्ठस्य च ध्वंसो विज्ञेयः कफकोपतः ॥** अनिलात् उल्वणात् । एवं पित्तात् कफाच्च । यत आह सुश्रुतः ॥

**एक एव मतः शोषः सन्निपातात्मको गदः । उद्रेकात्तत्र लिङ्गानि दोषाणां निपतन्ति हि ॥**

વાયુની ઉલ્વણતા હોય તો સ્વરભેદ, શૂળ અને ખભા તથા પડખાંનો સંકોચ થાય છે; પિત્તની ઉલ્વણતા હોય તો જ્વર, દાહ અને અતિસાર હોય છે અને પિત્તથી રક્ત પણ પડે છે; કફની ઉલ્વણતાથી માથામાં ભાર, અન્ન ઉપર અરૂચિ, ઉધરસ, અને કંઠનો ધ્વંસ થાય છે. સુશ્રુત કહે છે કે-"ક્ષયરોગ ત્રણે દોષોથી થાય છે તેથી એક પ્રકારનોજ ગણાય છે, તો પણ તેમાં દોષોના કોપના પ્રમાણમાં તે તે દોષનાં લક્ષણો જોવામાં આવે છે."

## ક્ષયની અસાધ્યતા.

**एकादशभिरेभिर्वा षड्भिर्वापि समन्वितम् । त्रिभिर्वा पीडितं लिङ्गैर्ज्वरकासासृगामयैः ॥ जह्याच्छोषार्दितं जन्तुमिच्छन् सुविमलं यशः ॥**

**सर्वैरर्धैस्त्रिभिर्वापि लिङ्गैर्मांसबलक्षये । युक्तो वर्ज्यश्चिकित्स्यस्तु सर्वरूपोऽप्यतोऽन्यथा ॥** सर्वैर्लिङ्गैरेकादशभिः अर्द्धैः षड्भिः त्रिभिर्ज्वरकासरुधिरवमनैः । अतोऽन्यथा मांसबले सति सर्वरूपोऽपि न प्रत्याख्येयः ॥ किन्तु चिकित्स्यः ॥

**महाशनं क्षीयमाणमतीसारनिपीडितम् । शूलमुष्कोदरं चैव यक्ष्मिणं परिवर्जयेत् ॥**

महाशनं क्षीयमाणमित्येकमसाध्यं लक्षणम् । अतीसारनिपीडितमिति द्वितीयम् ॥ यत उक्तम् 'मलायत्तं बलं पुंसां शुक्रायत्तं च जीवितम् । तस्मात् यत्नेन संरक्षेत् यक्ष्मिणां मलरेतसी' ॥ शूलमुष्कोदरमितितृतीयम् ॥

અગિયાર, અથવા છ અથવા જ્વર ઉધરસ તથા લોહીની ઉલટી એ ત્રણ લક્ષણોવાળા ક્ષયરોગીને કીર્તિની ઇચ્છાવાળા વૈદ્યે છોડી દેવો જોઇએ; પરંતુ જે ક્ષય રોગીના માંસનો તથા બળનો ક્ષય થયો ન હોય તો એ સઘળાં લક્ષણો છતાં પણ તેની ચિકિત્સા કરવી. બહુ ખાનાર તથા ક્ષીણ થતા જનાર ક્ષયરોગીને તો અવશ્ય છોડી દેવો જોઇએ. વૃષણ અને પેટ સૂજી ગયાં હોય તેને પણ છોડી દેવો જોઇએ. વળી અતિસારથી પીડાતા ક્ષયરોગીની પણ ચિકિત્સા ન કરવી. કહ્યું છે કે-"માણસનું બળ મળને આધીન છે અને આયુષ્ય વીર્યને આધીન છે માટે એ બેનું યત્નથી રક્ષણ કરવું.

## ક્ષયરોગીનું અરિષ્ટ.

**शुक्लाक्षमन्नद्वेष्टारमूर्ध्वश्वासनिपीडितम् ।**
**कृच्छ्रेण बहु मेहन्तं यक्ष्मा हन्तीह मानवम् ॥**

मेहन्तं शुक्रं क्षरन्तम् । शुक्लाक्षत्वाद्येकैकशोऽरिष्टलक्षणमाहुः ॥

આંખો ધોળી થઈ ગઈ હોય, અન્ન ઉપર દ્વેષ થયો હોય ઉંચા શ્વાસથી પીડાતો, હોય, અને બહુ કષ્ટથી વીર્ય ઝર્યા કરતું હોય, તે માણસ જરૂર મરી જાય છે.

## ક્ષયરોગમાં જીવવાનો અવધ.

**परं दिनसहस्रं तु यदि जीवति मानवः ।**
**सुभिषग्भिरुपक्रान्तस्तरुणः शोषपीडितः ॥**

शोषपीडितो मानवश्चेत्तरुणो भवति । सुभिषग्भिरुपक्रान्तो भवति तदा परं दिनसहस्रं यदि द्वितीयदिनसहस्रंजीवति तत्र जीवनाविकल्प इत्यर्थः ।एतेन शोषपीडितो मानवश्चेत्तरुणो भवति । सद्वैद्यैश्चिकित्सितो भवति तदा प्रथमदिनसहस्रं जीवेदेवेत्युक्तम् ॥

ક્ષયરોગી સારા વૈદ્યથી ઉપચાર પામતો હોય અને જુવાન હોય, તો તે એક હજાર દિવસ સુધી જીવે છે, તે ઉપરાંત બીજા હજાર દિવસ સુધી તો કવચીતજ જીવે છે.

## કેવા ક્ષયવાળાની ચિકિત્સા કરવી.

**ज्वरानुबन्धरहितं बलवन्तं क्रियासहम् ।**
**उपक्रमेदात्मवन्तं दीप्ताग्निमकृशं नरम् ॥**

आत्मवन्तं यत्नवन्तं धृतिवन्तं वा ॥

તાવ ન હોય, બળવાન્ હોય, ચિકિત્સા ખમી શકે તેમ હોય, યત્ન તથા ધીરજવાળો અને પ્રદીપ્ત અગ્નિવાળો હોય, તથા કૃશ થઇ ગયો ન હોય, તેવા ક્ષય રોગીનીજ ચિકિત્સા કરવી જોઇએ.

## શોષોના ભેદ.

**व्यवायशोकवार्द्धक्यव्यायामाध्वशोषिताम् । व्रणोरःक्षतसंज्ञौ च शोषिणो लक्षणैः शृणु ॥** व्रणशोषी उरःक्षतशोषी च ॥

વ્યવયા, શોક, વાર્ધક્ય, વ્યાયામ, અધ્વ, વ્રણ, અને ઉરઃક્ષત, એ શોષના ભેદો છે, હવે તેનાં લક્ષણો સાંભળો.

## વ્યવાય શોષનાં લક્ષણો.

**व्यवायशोषी शुक्रस्य क्षयलिङ्गैरुपद्रुतः ।**
**पाण्डुदेहो यथा पूर्वं क्षीयन्ते चास्य धातवः ॥**

शुक्रस्य क्षयलिङ्गैः सुश्रुतोक्तैः । तानि यथा, शुक्रक्षये मेढ्रवृषणवेदना व्यवाये चाशक्तिः । चिराद्वा प्रसेकः । प्रसेकोऽल्पशुक्रदर्शनमिति । यथा पूर्वं क्षीयन्ते चास्य धातवः प्रथमं शुक्रं क्षीयते पश्चाच्छुक्रक्षयजनितवायुना मज्जादयोऽपि धातवो यथा पूर्वं क्षीयन्ते ॥

વીર્યનો ક્ષય થાય અને લિંગમાં તથા વૃષણમાં પીડા થાય, શરીર પીળું પડતું જાય, અને એક પછી બીજો એમ સર્વ ધાતુઓ ક્ષય પામતા જાય, એ વ્યવાય શોષનાં લક્ષણો છે. ( બહુ મૈથુન કરવાથી આ શોષ થાય છે.

## શોક શોષનાં લક્ષણો.

**प्रध्यानशीलः स्रस्ताङ्गः शोकशोष्यपि तादृशः । विना शुक्रक्षयकृतैर्विकारैरुपलक्षितः ॥** प्रध्यानशीलः यस्याभावेन शोको जनितस्तद्ध्यानपरः । स्रस्ताङ्गः शिथिलाङ्गः । तादृशः व्यवायशोषिसदृशः ॥ तेन शुक्रादिसर्वधातुक्षयमुक्तो भवति । परं शुक्रक्षयकृतैर्विकारैर्मेढ्रवृषणवेदनादिभिर्वर्जितो भवति व्याधिस्वभावात् ॥

ધ્યાનમાં ચિત્ત ડુબી જાય, અંગો શિથિળ બની જાય, અને વ્યવાય શોષ જેવાં લક્ષણો થાય, પણ વીર્યનો ક્ષય થયા છતાં લિંગમાં પીડા થતી નથી; એ શોક શોષનાં, લક્ષણો છે. (દીલગીરીથી આ રોગ થાય છે).

## વાર્દ્ધક્ય શોષનાં લક્ષણો.

**जराशोषी कृशो मन्दवीर्यबुद्धिबलेन्द्रियः॥ कम्पनोऽरुचिमान् भिन्नकांस्यपात्रहतस्वरः ॥ ष्ठीवति श्लेष्मणा हीनं गौरवारुचिपीडितः । संप्रस्नुतास्यनासाक्षः शुष्करूक्षमलच्छविः ॥** मन्दशब्दः स्वल्पार्थः । शुष्करूक्षमलच्छविः शुष्करूक्षे मलच्छवी यस्य सः ॥

વૃદ્ધાવસ્થાને લીધે શોષ થાય છે તેનું અંગ કૃશ થતું જાય છે તથા વીર્ય, બુદ્ધિ, બળ અને ઇંદ્રિયો મંદ પડી જાય છે. કંપ, અરૂચિવાળો અને ભાંગેલા કાંસાના વાસણ જેવા અવાજવાળો તે થઈ જાય છે. કફ વગરનું થુંક્યા કરે છે, તથા શરીરમાં ભાર અને અરુચિવાળો થઇ જાય છે. મુખ, નેત્ર અને નાકમાં પાણી આવ્યા કરે છે. અને વિષ્ટા તથા વર્ણ રૂક્ષ તથા સૂકો થઈ જાય છે.

## અધ્વશોષનાં લક્ષણો.

**अध्वप्रशोषी स्रस्ताङ्गः सम्भ्रष्टपरुषच्छविः॥ प्रसुप्तगात्रावयवः शुष्कक्लोमगलाननः ॥**

सम्भ्रष्टपरुषच्छविः सम्भृष्टस्येव परुषा छविर्यस्य सः । प्रसुप्तगात्रावयवः स्पर्शाज्ञः । क्लोम पिपासास्थानं ॥

પંથ કરવાથી જેને અધ્વશોષ થયો હોય છે તે શિથિલ અંગોવાળો, અગ્નિથી બળેલા જેવી કાંતિવાળો, શરીર અને અવયવો જડ જેવાં થઈ ગયેલા, અને ક્લોમ, ગળું તથા મુખ સૂકાઇ ગયાં હોય એવો થઇ જાય છે.

## વ્યાયામ શોષનાં લક્ષણો.

**व्यायामशोषी भूयिष्ठमेभिरेव समन्वितः। लिङ्गैरुरःक्षतकृतैः संयुक्तश्च क्षतं विना ॥**

एभिरेव स्रस्ताङ्गत्वादिभिरध्वशोषिलक्षणैरेव भूयिष्ठं इत्यर्थम् ॥

કસરતથી થયેલા વ્યાયામ શોષવાળાને ઉપરનાંજ ઘણાં ખરાં ચિન્હો થાય છે, તથા ક્ષત ન થાય છતાં ઉરઃક્ષત શોષનાં ચિન્હોવાળો થાય છે.

## વ્રણ શોષનાં લક્ષણો.

**रक्तक्षयाद्वेदनाभिस्तथैवाहारयन्त्रणात् । व्रणितस्य भवेच्छोषो स चासाध्यतमः स्मृतः ॥**

રક્તક્ષયથી, આહાર ન મળવાથી, પીડાથી, અને વ્રણવાળાને જે શોષ થાય છે, તે રોગ અસાધ્ય છે.

## ઉરઃક્ષત શોષનાં નિદાનો.

**धनुषा यस्यतोऽत्यर्थं भारमुद्वहतो गुरुम् । युद्ध्यमानस्य बलिभिः पततो विषमोच्चतः ॥ वृषं हयं वा धावन्तं दम्यं चान्यं निगृह्णतः ॥ शिलाकाष्ठाश्मनिर्घातान् क्षिपतो निघ्नतः परान् । अधीयानस्य चात्युच्चैर्दूरं वा व्रजतो द्रुतम् ॥ महानदीं**

वा तरतो हयैर्वा सह धावतः । सहसोत्पततो दूरं तूर्णं चापि प्रनृत्यतः ॥ तथान्यैः कर्मभिः क्रूरैर्भृशमभ्याहतस्य वा । स्त्रीषु चातिप्रसक्तस्य रूक्षाल्पप्रमिताशिनः॥ विक्षते वक्षसि व्याधिर्बलवान् समुदीर्यते॥

आयस्यतः आयासं कुर्वतः अन्यं गजोष्ट्रादिकम् ।शिला दीर्घपाषाणः । अश्मा प्रस्तरखण्डः । निर्घातोऽस्त्रविशेषः । व्याधिः उरःक्षताख्यः ॥

ધનુષ્યવડે બહુ શ્રમ કરવાથી; મોટો ભાર ઉપાડવાથી; બળવાનની સાથે યુદ્ધ કરવાની; વિષમ કે ઊંચી જગોએથી પડવાથી; દમવા યોગ્ય હાથી, ઘોડા, ઊંટ, વગેરેથી પાછળ દોડવાથી; છીપર, લાકડાં, પથ્થર કે અસ્ત્રોના ઘા ફેંકવાથી; બીજાને મારવાથી; બહુ જોસથી બોલવાથી; દૂર દોડવાથી તથા મ્હોટી નદી તરવાથી; ઘોડા દોડાવવા તથા ઠેકવાથી; નાચવાથી; અને એવાં બીજાં સાહસોથી; જેને અત્યંત અભિઘાત થયો હોય તેને; સ્ત્રીઓમાં અત્યંત આસક્તિ રાખનારાને; અને રૂક્ષ; અલ્પ, તથા દુષ્ટ જમનારાને છાતીમાં ક્ષત થઇને જે શોષ થાય છે, તે ઉરઃક્ષત શોષ છે.

## ઉરઃક્ષત શોષનાં લક્ષણો.

उरो विरुज्यतेऽत्यर्थं भिद्यतेऽथ विभज्यते । प्रपीड्यते तथा पार्श्वे शुष्यत्यङ्गं प्रकम्पते ॥ क्रमाद्वीर्यं बलं वर्णो रुचिरग्निश्च हीयते । ज्वरो व्यथा मनोदैन्यं विड्भेदोऽग्निवधस्तथा ॥ दुष्टश्यावः सदुर्गन्धः पीतो विग्रन्थितो बहुः । कासमानस्य चाभीक्ष्णं कफः सासृक् प्रवर्त्तते ॥ सक्षतः क्षीयतेऽत्यर्थं तथा शुक्रौजसोः क्षयात् ॥

विरुज्यते पीड्यते । भिद्यते विदार्यत इव । विभज्यते द्विधा क्रियत इव । सक्षतः स पुरुषः क्षतः उरःक्षतवान् । अत्यर्थं क्षीयते क्षीणो भवति ॥

उरोरुक् शोणितच्छर्दिः कासो वैशेषिकः क्षते । क्षीणे सरक्तमूत्रत्वं पार्श्वपृष्ठकटीग्रहः॥

क्षते उरःक्षतवति उरोरुक् शोणितछर्दिः कासो वैशेषिकः विशेषतः भवत्येवास्मिन् उरःक्षतवति सास्त्रकफशुक्रौजसां क्षयात् क्षीणे सरक्तमूत्रत्वं पार्श्वपृष्ठकटिग्रहश्च भवति ॥

व्रणारोधात् क्षयाच्चैव कोष्ठात् प्रतिमलात्तथा । क्षतोरस्कस्यामपाके निःश्वासो वातिपूतिकः ॥ क्षयात् धातुक्षयहेतोरतिव्यवायादितः कोष्ठात् प्रतिमलात् । कोष्ठात् प्रतिलोमवातेन प्रतिलोममलात् पूतिकः दुर्गंधः ॥

છાતીમાં અતિશય પીડા થાય છે, ભેદાય છે, ભાંગી ગયા જેવી વ્યથા થાયછે, પડખાંઓમાં પીડા થાય છે, અંગો સૂકાય તથા કંપે છે. ક્રમે કરીને વીર્ય, બળ, વર્ણ, રૂચિ અને અગ્નિ નાશ પામતાં જાય છે. જ્વર, વ્યથા, મનનું દીનપણું, વિષ્ટાનો ભેદ, અગ્નિનો નાશ; તથા ઉધરસ આવીને દુર્ગંધી, પીળો, દુષ્ટ, કાળો, ઘણો અને રક્ત સહિત કફ વારંવાર પડયા કરે છે. અને વીર્ય તથા ઓજના ક્ષયથી આ માણુસ અત્યંત નિર્બળ થઈ જાય છે. (ઉરઃક્ષત શોષનાં આ સામાન્ય લક્ષણો છે). છાતીમાં પીડા, રક્તની ઉલટી, અને ઉધરસ, એ આ રોગમાં વિશેષ લક્ષણો છે. મૂત્ર પણ ક્ષીણ અને લોહીવાળું આવે છે, તથા પડખાં અને કમર ઝલાઇ

જાય છે. વ્રણની ભારે હરકતથી, ધાતુઓનો ક્ષય કરનારાં અતિ મૈથુનાદિથી, અથવા કોઠામાં વાયુની ઉલટી ગતિથી, અને મળની ઉલટી ગતિથી, જેની છાતી ઘવાઇ હોય, તેનો શ્વાસ અન્ન પચે છે ત્યારે દુર્ગંધવાળો નીકળે છે.

## ઉરઃક્ષત શોષની સાધ્યાસાધ્યતા.

**अल्पलिङ्गस्य दीप्ताग्नेः साध्यो बलवतो नवः । परिसम्वत्सरो याप्यः सर्वलिङ्गे तु वर्जयेत् ॥**

રોગનું બળ ઓછું હોય અને અગ્નિ પ્રદીપ્ત હોય તો આ રોગ સાધ્ય છે. બળવાન્ શરીર હોય અને રોગ તુરતનો થયો હોય, તો પણ તે સાધ્ય છે. એક વર્ષ પછી આ રોગ કષ્ટસાધ્ય થાય છે. સઘળાં લક્ષણોવાળો રોગ હોય તો તેને અસાધ્ય ગણીને છોડી દેવો.

## રાજયક્ષ્માની ચિકિત્સા.

**बलिनो बहुदोपस्य पञ्च कर्माणि कारयेत् ॥ यक्ष्मिणः क्षीणदेहस्य तत्कृतं स्याद्विषोपमम् । मलायत्तं बलं पुंसां शुक्रायत्तं च जीवितम् ॥ तस्माद्यत्नेन संरक्षेद्यक्ष्मिणो मलरेतसी। शालिषष्टिकगोधूमयवमुद्गादयो हिताः ॥ मद्यानि जाङ्गला पक्षिमृगाः पथ्या विशुष्यताम् । सपिप्पलीकं सयवं सकुलत्थं सनागरम् । दाडिमामलकोपेतं स्निग्धमाजं रसं पिबेत् । तेन सर्वे निवर्त्तन्ते विकाराः पीनसादयः ॥ द्रव्यतो द्विगुणं मांसं सर्वतोऽष्टगुणं जलम् । पादस्थं संस्कृतं चाज्ये षडङ्गोयूष उच्यते ॥**

तथा यव पल १ । कुलत्थ पल १ । छागमांस पल ४ । जल पल ४८ । शेष पल १२ । ततः पलमिते घृते संस्करणीयम् । तत्र कर्षमितं सैन्धवं देयम् । सौरभार्थं हिङ्गु देयम् । पिप्पली नागरं च पृथङ् मापमितं कल्कीकृत्य देयम् । षडङ्गयूषः ॥

**ककुभत्वग् नागबला वानरिबीजं विचूर्णितं पयसा । पीतं मधुघृतयुक्तं ससितं यक्ष्मादिकासहरम् ॥ छागमांसं पयश्छागं छागं सर्पिः सनागरम् । छागोपसेवा शयनं छागमध्ये तु यक्ष्मनुत् ॥ मधुताप्यविडङ्गाश्मजतुलोहघृताभयाः । घ्नन्ति यक्ष्माणमत्युग्रं सेव्यमाना हिताशिनः ॥**

ताप्यं सुवर्णमाक्षिकम् ॥

**शर्करामधुसंयुक्तं नवनीतं लिहन् क्षयी। क्षीराशी लभते पुष्टिमतुल्ये चाज्यमाक्षिके ॥ सितोपला तुगाक्षीरी पिप्पली बहुला त्वचः । अन्त्यादूर्ध्वं द्विगुणिताश्चूर्णिता मधुसर्पिषा ॥ लेहयेद्राजरोगार्त्तं कासश्वासज्वरातुरम् । पार्श्वशूलिनमल्पाग्निं सुप्तजिह्वं रुचिच्युतम् ॥ हस्तपादाङ्गदाहे च ज्वरे रक्ते तथोर्ध्वगे ॥** सितोपला मिश्री । बहुला सूक्ष्मैला । इति सितोपलादिरवलेहः ॥

**जातीफलं विडङ्गानि चित्रकं तगरं तिलाः। तालीसं चन्दनं शुण्ठी लवङ्गमुपकुञ्चिका ॥ कर्पूरश्चाभया धात्री मरिचं पिप्पली तुगा। एषां त्र्यक्षसमा भागाश्चातुर्जातरसंयुताः ॥ पलानि सप्त भृङ्गादाः सिता सर्वसमा ग-**

ता। चूर्णमेतत् क्षयं कासं श्वासं च ग्रहणीगदम् ॥ अरोचकं प्रतिश्यायं तथा चानलमन्दताम्। एतान् रोगान्निहन्त्येव वृक्षमिन्द्राशनिर्यथा ॥

इति जातीफलाद्यं चूर्णम् ॥

बालरोगाधिकारोक्तं तैलं लाक्षादि योजयेत्। अभ्यङ्गे यक्ष्मिणो नित्यं वृद्धवैद्यो विशेषतः॥ वासकस्य रसप्रस्थं मानिकासितशर्कराः। पिप्पल्या द्विपलं तावत् सर्पिषश्च शनैः पचेत्॥ तस्मिन् लेहत्वमायाते शीते क्षौद्रपलाष्टकम्। दत्त्वावतारयेद्वैद्यो लीढो लेहोऽयमुत्तमः॥ हन्त्येव राजयक्ष्माणं कासं श्वासं च दारुणम्। पार्श्वशूलं च हृच्छूलं रक्तपित्तं ज्वरं तथा॥

वासावलेहः ॥

રોગી બળવાન તથા ઘણા દોષોવાળો હોય તો વમનાદિ પાંચકર્મો કરવાં, પણ જો રોગી નબળો હોય તો પાંચકર્મો તેને ઝેર સરખાં થાય છે, કેમ કે માણસનું બળ મળોને આધીન છે તથા જીવન વીર્યને અધીન છે, માટે ક્ષયવાળાના વીર્ય તથા મળની યત્નથી રક્ષા કરવાની જરૂર છે. ક્ષયવાળાને ચોખા, સાઠી ચોખા, ઘઉં, જવ, તથા મગ વગેરે ધાન્યો; મદ્યો, અને જાંગલમાંસો પથ્ય છે.

ચાર ચાર તોલાભાર જવ તથા કળથી અને સોળ તોલા બકરાનું ચીકણું માંસ એનો આઠગણા પાણીમાં ક્વાથ કરી ચોથા ભાગનું પાણી રહે ત્યારે તેને ચાર તોલા ઘીમાં વઘારી તેમાં એક તોલો સૈંધવ નાંખીને સુગંધ અર્થે થોડી હિંગ, દાડમનો રસ, તથા આમળાંનો રસ નાંખીને એ ષડંગયૂષ નામનો માંસરસ પાવો, તથા પીપર અને સૂંઠનો છ રતિ ભાર કલ્ક ખવરાવવો, આથી શ્લેષ્મ વગેરે સર્વ વિકારો મટી જાય છે.

આસુંદરાની છાલ્ય, કોચાંનાં બીજ, અને ખપાટને દૂધમાં વાટી મધ, ઘી તથા સાકર નાંખીને પીવાથી ક્ષયરોગ તથા ઉધરસ વગેરે મટી જાય છે.

બકરાંનું માંસ, બકરીનું દૂધ, સૂંઠ નાંખેલું બકરીનું ઘી, બકરાંનું સેવન, તથા બકરાંનાં ટોળામાં સૂવું, એથી ક્ષયરોગ મટે છે.

મધ, સોનામખી, વાવડીંગ, શિલાજિત્ લોહભસ્મ, ઘીઅને હરડેના સેવનથી અને પથ્ય ભોજનથી અત્યંત ઉગ્ર ક્ષયરોગ પણ મટી જાય છે.

સાકર તથા મધ સહિત માખણ ચાટવાથી તથા દૂધનું ભોજન કરવાથી, અથવા મધ અને ઘી વિષમ ભાગે મેળવીને ચાટવાથી ક્ષયરોગીને પુષ્ટિ મળે છે.

સિતોપલાદ્યવલેહઃ—૧ ભાગ તજ, ૨ ભાગ ઝીણી એળચી, ૪ ભાગ પીપર, ૮ ભાગ વંશલોચન અને ૧૬ ભાગ સાકરનું ચૂર્ણ મધ તથા ઘી સહિત ચાટવાથી ક્ષય, ઉધરસ, શ્વાસ, જ્વર તથા પડખાનું શૂળ મટે છે. અલ્પાગ્નિ, જીભની જડતા અને અરૂચિ પણ મટે છે. હાથ, પગ અને અંગોનો દાહ, જ્વર કે ઉપરના માર્ગોથી નીકળતું લોહી, આ ચૂર્ણ ચાટવાથી મટે છે.

જાતીફલાદ્યઃ—જાયફળ, વાવડીંગ, ચિત્રક, તગર, તલ; તાલીસપત્ર, ચંદન, સુંઠ, લવંગ, કલોંજીજીરૂં, ભીમસેની કપૂર, હરડે, આમળાં, મરી, પીપર, વંશલોચન, તજ, તમાલપત્ર, એળચી, નાગકેશર, આ દરેક ત્રણ ત્રણ તોલા; અને ૨૮ તોલાભાર ભાંગ; અને એ સર્વની બરોબર સાકર લેવી. જેમ ઈંદ્રનું વજ્ર વૃક્ષને હણે છે તેમ આ ચૂર્ણ ક્ષય, ઉધરસ, શ્વાસ, ગ્રહણી, અરૂચિ, શ્લેષ્મ, અને મંદાગ્નિને હણે છે.

લાક્ષાદિ તૈલ—બાળ રોગના અધિકારમાં લાક્ષાદિ તૈલ કહેવામાં આવશે, તેનો ઉપયોગ વૃદ્ધ વૈદ્યે ક્ષયરોગીને અભ્યંગ કરવામાં વિશેષ કરવો.

વાસાવલેહઃ—અરડૂસીનો રસ ૬૪ તોલા, સાકર ૩૨ તોલા, અને પીપર તથા ઘી આઠ આઠ તોલા, એનો પાક કરવો. શીરા જેવો થાય એટલે ટાઢો પાડીને તેમાં ૩૨ તોલા મધ નાંખવું. આ વાસાવલેહ નામનો ઉત્તમ અવલેહ ચાટવાથી ક્ષય, ઉધરસ, દારૂણ શ્વાસ, પડખામાં શૂળ, છાતીમાં શૂળ, રક્તપિત્ત અને જ્વર મટી જાય છે.

## વ્યવાય શોષની ચિકિત્સા.

**तत्र, व्यवायशोषिणं क्षीणरसमांसाज्यभोजनैः । सुकूलैर्मधुरैर्हृद्यैर्जीवनीयैरुपाचरेत् ॥**

रसः मांसरसः सुकूलैर्हितैः ॥

ક્ષીણ થયેલા વ્યવાય શોષવાળાને માંસરસ તથા ઘીનું ભોજન; તથા અનુકૂળ, મધુર અને પ્રિય એવા જીવનીય પદાર્થો આપવા.

## શોક શોષની ચિકિત્સા.

**हर्षणैः स्वप्नैः क्षीरैः स्निग्धैर्मधुरशीतलैः। दीपनैर्लघुभिश्चान्नैः शोकरोगमुपाहरेत् ॥**

પ્રસન્ન રાખવાથી; આશ્વાસનથી; તથા દૂધ અને સ્નિગ્ધ, મધુર, શીતળ, દીપન તથા હલકા પદાર્થોથી શોક શોષના ઉપચારો કરવા.

## વ્યાયામ શોષની ચિકિત્સા.

**व्यायामशोषिणं स्निग्धैः क्षतक्षयहितैर्हिमैः। उपाचरेज्जीवनीयैर्विधिना श्लैष्मिकेन तु॥**

સ્નિગ્ધ અને ઉરઃક્ષતના ઉપાયો, ટાઢા અને જીવનીય ઉપાયો, કફની રીતે એટલે કે બૃંહણ ઉપાયો, વ્યાયામ શોષવાળાને કરવા.

## અધ્વ શોષની ચિકિત્સા.

**आस्यासुखैर्दिवास्वप्नैः शीतैर्मधुरबृंहणैः। अन्नमांसरसाहारैरध्वशोषमुपाचरेत् ॥**

અધ્વ શોષવાળાને બેસાડી રાખવો, દિવસે સૂવાડવો, તથા શીતળ મધુર પૌષ્ટિક અન્નો અને માંસરસના ખોરાકો આપવા.

## વ્રણ શોષની ચિકિત્સા.

**व्रणशोषं जयेत्स्निग्धैर्दीपनैः स्वादुशीतलैः। ईषदम्लैरनम्लैर्वा यूषमांसरसादिभिः ॥**

સ્નિગ્ધ, દીપન, મધુર, શીતળ અને કંઈક ખાટા અગર ખટાઈ વગરના યૂષોથી અને માંસરસથી વ્રણ શોષને જીતવો.

## ઉરઃક્ષત શોષની ચિકિત્સા.

**बलाश्वगन्धाश्रीपर्णीबहुपुत्रीपुनर्नवा । पयसा नित्यमभ्यस्ताः शमयन्तिक्षतक्षयम्॥**

श्रीपर्णी गम्भारी । बहुपुत्री शतावरी । इति बलादिचूर्णम् ॥

एलापत्रत्वचोर्द्राक्षा पिप्पल्यर्द्धपलं पृथक् । सितामधुकखर्जूरमृद्वीकाश्च पलोन्मिताः । सञ्चूर्ण्य मधुना युक्ता वटिकाः सम्प्रकल्पयेत् । अक्षमात्रां ततश्चैकां भक्षयेत्तु दिने दिने ॥ क्षतं क्षयं ज्वरं कासं स्वासं हिक्कां वमिं भ्रमम् । मूर्छां मदं तृषां शोषं पार्श्वशूलमरोचकम् ॥ प्लीहानमाढ्यवातञ्च रक्तपित्तं स्वरक्षयम् । एलादिगुटिका हन्ति वृष्या सन्तर्पणी परा ॥

इति एलादिगुटिका ॥

द्राक्षायाः प्रस्थमेकन्तु मधुकस्य पलाष्टकम् । पचेत्तोयाढके शुद्धे पादशेषेण तेन तु ॥ पलिके मधुकद्राक्षे पिष्टे कृष्णा पलद्वयम् । प्रदाय सर्पिषः प्रस्थं पचेत् क्षीरे चतुर्गुणे । सिद्धे शीते पलान्यष्टौ शर्करायाः प्रदापयेत् । एतत् द्राक्षाघृतं सिद्धं क्षतक्षीणसुखावहम् ॥ वातं पित्तं ज्वरं श्वासं विस्फोटकहलीमकान् । प्रदरं रक्तपित्तञ्च हन्यान्मांसबलप्रदम् ॥ इति द्राक्षादिघृतम् ॥

क्षीरे धात्री च मञ्जिष्ठा क्षीरिण्याश्च तथा रसैः । पचेत्सर्पिर्घृतं प्रस्थं मधुरैः कर्षसम्मितैः ॥ द्राक्षा द्विचन्दनोशीरैः शर्करोत्पलपद्मकैः । मधूककुसुमानन्ताकाश्मरीतृणसंज्ञकैः ॥ प्रस्थार्द्धं मधुनः शीते शर्करार्द्धतुलां तथा । पलार्धिकांश्च सञ्चूर्ण्य त्वगेलापद्मकेशरान् ॥ विनीय तत्र संलिह्यान्मात्रां नित्यं सुयन्त्रितः । अमृतप्राशमित्येतदश्विभ्यां परिकीर्त्तितम् । क्षीरमांसाशिनां हन्ति रक्तपित्तं क्षतक्षयम् ॥ तृष्णारुचिश्वासकासछर्दिमूर्छाप्रमर्दनम् । मूत्रकृच्छ्रज्वरघ्नञ्च बल्यं स्त्रीरतिवर्द्धनम् ॥

अमृतप्राशावलेहः ॥

यद्यच्च तर्पणं शीतमविदाहि हितं लघु । अन्नपानं निषेव्यं स्यात् क्षतक्षीणैः सुखार्थिभिः ॥ शोकं स्त्रियः क्रोधमसूयताश्च त्यजेदुदारान्विषयान् भजेच्च । तथा द्विजातींस्त्रिदशान् गुरूंश्च वाचश्च पुण्याः शृणुयाद्द्विजेभ्यः ॥

બલાદિ ચૂર્ણ—બળદાણા, આસોંદ, સીવણનાં ફળ, શતાવરી, અને સાટોડી, આને દૂધમાં વાટીને નિત્ય પીવાની ટેવ રાખવાથી ઉરઃક્ષત શોષ શાંત થાય છે.

એલાદિ ગુટિકા—અરધો અરધો તોલો એળચી, તમાલપત્ર અને તજ; બે તોલા પીપર; ચાર ચાર તોલા સાકર. જેઠીમધ, ખજૂર અને દ્રાક્ષ; આના ચૂર્ણની મધમાં એક એક તોલાભારની ગોળીઓ કરીને નિત્ય એક ગોળી ખાવાથી ઉરઃક્ષત શોષ, જ્વર, ઉધરસ, શ્વાસ, હેડકી, ઉલટી, ભ્રમ, મૂર્છા, મદ, તરશ, શોષ, પડખાનું શુળ, અરૂચિ, બરલનો રોગ, ઉરૂસ્તંભ, રક્તપિત્ત અને સ્વરભેદ મટી જાય છે. આ ગોળી કામી લોકોને બહુ હિતકારી તથા તૃપ્તિ આપનારી છે.

દ્રાક્ષાદિ ઘૃત—દ્રાક્ષ ૬૪ તોલા, જેઠીમધ ૩૨ તોલા, અને ૨૫૬ તોલા પાણી; આનો કવાથ કરીને ચોથો ભાગ રહે એ ટલે તેમાં ચારચાર તોલા જેઠીમધ અને દ્રાક્ષ, આઠ તોલા પીપર, અને ૬૪ તોલા

ઘી નાંખીને ચોગણા દૂધમાં પકાવવું. પાકી રહ્યા પછી થંડું કરીને તેમાં ૩૨ તોલા સાકર નાંખવી, એટલે દ્રાક્ષાદિ ઘૃત થાય છે. આથી ઉરઃક્ષતશોષ, વાયુ, પિત્ત, જ્વર, શ્વાસ, વિસ્ફોટક, હલીમક, પ્રદર તથા રક્તપિત્તને હણે છે; ને માંસ તથા બળને વધારે છે.

અમૃતપ્રાશાવલેહ—ઘીમાં આમળાં, મજીઠ અને વિદારીકંદનો રસ સમભાગે નાંખીને, એક એક તોલો જીવનીય ગણના પદાર્થો, દ્રાક્ષ, ચંદન, રતાંજળી, કાળો વાળો, કઠ, કમળ, સાકર, મહુડાંનાં ફૂલ, ઉપલસરી, સીવણનાં ફળ, તથા રોહિસ ખડ નાંખીને તે ઘીને દૂધમાં પકાવી, ઠંડું પાડીને, તેમાં ૩૨ તોલા મધ, ૨૦૦ તોલા સાકર અને બે બે તોલાભાર તજ, એળચી, કમળકેસરા નાંખવાથી અશ્વિની કુમારોએ કહેલ અમૃત પ્રાશાવલેહ થાય છે. જિતેંદ્રિય રહીને યોગ્ય માત્રાથી તે નિત્ય ખાવાથી, અને દૂધ તથા માંસનું ભોજન કરવાથી ઉરઃક્ષતક્ષય, રક્તપિત્ત, તૃષા, અરૂચિ, શ્વાસ, ઉધરસ, ઉલટી, મૂર્છા, મૂત્રકૃચ્છ્ર, અને જ્વરનો નાશ થાય છે. સ્ત્રીઓમાં રતિ તથા બળ પણ વધે છે.

## ઉરઃક્ષતવાળાને પથ્યાપથ્ય.

ઉરઃક્ષતક્ષયવાળાને સુખની ઇચ્છા હોય તો તેણે તૃપ્તિ આપનારાં અન્નપાનો, શીતળ, વિદાહ નહિ કરનારાં, હિતકર તથા હલકાં ભોજનો કરવાં. શોક, સ્ત્રીઓ, ક્રોધ અને દ્વેષનો ત્યાગ કરવો. સારા વિષયોનું સેવન કરવું. વિપ્ર, દેવો અને ગુરૂની ભક્તિ કરવી, તથા બ્રાહ્મણો પાસેથી પાવન કરનારી કથાઓ સાંભળવી.

## રાજયક્ષ્મા ઉપર રસો.

**रसभस्मामृतासत्वं लोहं मधुघृतान्वितम्। अमृतेश्वरनामायं षड्गुञ्जोराजयक्ष्मणि ॥**

रसभस्म मारितो रसः । अमृतासत्व गुडूचीसत्वम् । लोहं मारितम् । अमृतेश्वररसो राजयक्ष्मणि रसेन्द्रचिन्तामणौ ॥

**त्रयोंऽशा मारितात् सूतादेकोंऽशो हेमभस्मतः । एकोंऽशो मृतताम्रस्य शिलागन्धश्च तालकम् ॥ प्रत्येकं भागयुग्मं स्यादेतत् सर्वं विचूर्णयेत् । वराटीः पूरयेत्तेन छागीक्षीरेण टङ्कणम् ॥ पिष्ट्वा तेन मुखं रुद्ध्वा मृद्भाण्डे ताश्च धारयेत् । ततः पचेत् गजपुटे स्वाङ्गशीतं समुद्धरेत् ॥ रसो राजमृगाङ्कोऽयं चतुर्गुञ्जः क्षयापहः । मरिचैरूनविंशत्या कणाभिर्दशभिस्तथा ॥ मधुना सर्पिषा चापि दद्यादेतं रसं भिषक् । अनेन नश्यति क्षिप्रं वातश्लेष्मभवः क्षयः ॥**

इति राजमृगाङ्को रसो राजयक्ष्मणि रसेन्द्रचिन्तामणौ ॥

**शुद्धं सूतं द्विधा गन्धं कुर्यात् खल्वेन कज्जलीम् । तयोः समं तीक्ष्णचूर्णं मर्दयेत् कन्यकाद्रवैः ॥ द्वियाममातपे गोलं ताम्रपात्रे निधापयेत् । आच्छाद्यैरण्डपत्रेण स्यादुष्णं यामयुग्मतः ॥ धान्यराशौ न्यसेत्पश्चादष्टरात्रात्तदुद्धरेत् । सञ्चूर्ण्य गालयेद्वस्त्रैः सत्यं वारितरं भवेत् ॥ त्रिकटुत्रिफलैलाभिर्जातीफललवङ्गकैः । नवभागोन्मितैरेभिः समैरेष रसो भवेत् ॥ निष्क-**

द्व्यमितं नित्यं मधुना सह लेहयेत् । अग्निरसो नाम्ना कासक्षयहरः परः ॥

इति अग्निरसः शार्ङ्गधरे । इति राजयक्ष्माधिकारः ॥

### (૧) અમૃતેશ્વર રસ.

મારેલો પારો, ગળોનું સત્ત્વ અને લોહભસ્મ મધ તથા ઘીમાં ચાટવાથી રાજયક્ષ્મા મટે છે. આ અમૃતેશ્વર નામનો રસ છ રતિભાર ખવાય છે.

### (૨) રાજમૃગાંકરસ.

ત્રણ ભાગ પારો, એક ભાગ સુવર્ણ ભસ્મ, એક ભાગ તામ્રભસ્મ અને બે બે ભાગ મણશીલ, ગંધક અને હરતાળ, એ સર્વનું ચૂર્ણ કોડીઓની પોલમાં ભરીને તે પોલને બકરીના દૂધમાં વાટેલા ટંકણખારથી બંધ કરવી. પછી એ કોડીને માટીના વાસણમાં રાખી તે વાસણને કપડમટ્ટીથી બંધ કરી દઇને ગજપુટમાં પકાવવું. પછી ટાઢો પાડીને રાજમૃગાંકરસમાંથી ચાર રતિભાર ખાવાથી ક્ષયરોગ મટે છે. ઓગણીસ મરી તથા દસ પીપર સહિત એ રસ મધ તથા ઘીમાં ચાટવાથી વાત અને શ્લેષ્મનો ક્ષય એકદમ મટી જાય છે. ( રસેંદ્ર ચિંતામણિ )

### (૩) અગ્નિરસ.

એક ભાગ પારો, બે ભાગ ગંધક, એઓની કજ્જલી કરવી. તે બંને જેટલી લોહભસ્મ તેમાં મેળવીને બે પ્રહર સુધી કુંવારના રસની તેને તડકે ભાવના દેવી. પછી ગોળો કરીને ત્રાંબાના વાસણમાં મૂકી એરડાનાં પાનથી ઢાંકીને તડકે મૂકવો. બે પ્રહર સુધીમાં તે ગરમ થઇ જાય એટલે તે ગોળાને ધાન્યના ઢગલામાં આઠ રાત્રી સુધી દાટી રાખવો. પછી એ ચૂર્ણના નવ ભાગ અને નવ ભાગમાં ત્રિકટુ, ત્રિફળા, એળચી, જાયફળ, અને લવંગનાં ચૂર્ણો મેળવી દેવાં, એટલે અગ્નિરસ થાય છે. આ રસ નિત્ય અરધો તોલો મધમાં ચાટવાથી ઉધરસ અને ક્ષયનો અત્યંત નાશ થાય છે. (શારંગધરસંહિતા)

इति क्षयरोगाधिकारः ॥

## ઉધરસનો અધિકાર.

### ઉધરસનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણો.

धूमोपघाताद्रजसस्तथैव व्यायामरूक्षान्ननिषेवणाच्च । विमार्गगत्वादपि भोजनस्य वेगावरोधात्क्षवथोस्तथैव ॥ प्राणो ह्युदानानुगतः प्रदुष्टः स भिन्नकांस्यस्वनतुल्यघोषः । निरेति वक्त्रात्सहसा सदोषो मनीषिभिः कास इति प्रदिष्टः ॥

सदोषः तादृक् प्राणानिलरूपः ॥

ધૂમાડો ખાવાથી, રજ ખાવાથી, અતિ કસરતથી, રૂક્ષ અન્નો બહુ ખાવાથી ભોજન અવળે માર્ગે જવાથી, વેગો તથા છીંકને રોકવાથી, દુષ્ટ થયેલો પ્રાણવાયુ ઉદાનવાયુની સાથે મળી જઇને ભાંગેલા કાંસાના વાસણ જેવા અવાજ સહિત મુખમાંથી જોર કરી નીકળે છે, તેને ઉધરસ કહે છે.

### ઉધરસની સંખ્યા.

पञ्च कासाः स्मृता वातपित्त श्लेष्मक्षतक्षयैः । क्षयायोपेक्षिताः सर्वे बलिनश्चोत्तरोत्तरम् ॥ क्षयाय राजयक्ष्मणे ॥

વાત, પિત્ત, કફ, ક્ષત અને ક્ષયથી થયેલી એમ પાંચ પ્રકારની ઉધરસો છે. ક્ષયથી ઉત્તરોત્તર ઉપર ઉપરની ઉધરસો ઓછી બળવાન્ છે.

## ઉધરસનું પૂર્વરૂપ.

**पूर्वरूपं भवेत्तेषां शूकपूर्णगलास्यता । कण्ठे कण्डूश्च भोज्यानामवरोधश्च जायते ॥**

भोज्यानामवरोधः कवलगिलने कण्ठव्यथा ॥

ગળું તથા મુખ કાંટાથી ભરાયા જેવું લાગે છે, ગળામાં ચળ થાય છે, અને કોળિયો ઉતારતાં ગળામાં પીડા થાય છે.

## વાયુની ઉધરસનાં લક્ષણો.

**हृच्छङ्खपार्श्वोदरमूर्द्धशूली क्षामाननः क्षीणबलस्वरौजाः । प्रसक्तवेगस्तु समीरणेन भिन्नस्वरः कासति शुष्कमेव ॥** शङ्खो ललाटैकदेशः शुष्कं श्लेष्मादिरहितम् ॥

વાયુથી ઉધરસ થાય છે તો છાતી, લમણાં, પડખાં, પેટ અને માથામાં શૂળ નીકળે છે; મોઢું દૂબળું થાય છે; અને બળ, સ્વર તથા ઓજ ક્ષીણ થઇ જાય છે. સ્વરભેદ થઇને કફ વગર ખોં ખોં થયા કરે છે.

## પિત્તની ઉધરસનાં લક્ષણો.

**उरोविदाहज्वरवक्त्रशोषैरभ्यर्दितस्तिक्तमुखस्तृषार्त्तः । पित्तेन पीतानि वमेत्कटूनि कासेत्सपाण्डुः परिदह्यमानः ॥**

सपाण्डुः पाण्डुरोगयुक्तः ॥

પિત્તની ઉધરસ થાય તો છાતીમાં બળતરા, જ્વર, મુખશોષ, મુખમાં કડવાશ, તૃષા અને પીળી તથા તીખી ઉલટી થાય છે. અને તથા પાંડુરોગ દાહ થઇ ઉધરસ આવ્યા કરે છે.

## કફની ઉધરસનાં લક્ષણો.

**प्रलिप्यमानेन मुखेन सीदन् शिरोरुजार्त्तः कफपूर्णदेहः । अभक्तरुक् संभृतकण्डुयुक्तः कासेद् भृशं सान्द्रकफः कफेन ॥**

प्रलिप्यमानेन मुखेन श्लेष्मलिप्तेन मुखेनोपलक्षितः । अभक्तरुक् न भुक्ते रुक् रुचिर्यस्य स कण्डूकण्ट एव च ॥

કફની ઉધરસમાં મુખ કફથી ચોપડાયલું, વ્યથા, માથું દુઃખવું, શરીરમાં કફ, અરૂચિ, ગળામાં ચળ, અને ઘાટા કફના ખડખડાટ તથા જાડા બળખાવાળી ઉધરસ બહુ આવ્યા કરે છે.

## ક્ષતની ઉધરસનાં નિદાન તથા લક્ષણો.

**अतिव्यवायभाराध्वयुद्धाश्वगजनिग्रहैः । रूक्षस्योरःक्षतं वायुर्गृहीत्वा कासमावहेत् ॥**

अश्वगजयोर्निग्रहो दमनम् ॥

**स पूर्वं कासते शुष्कं ततः ष्ठीवेत्सशोणितम् । कण्ठेन कूजत्यत्यर्थं विभग्नेनेव चोरसा ॥ सूचीभिरिव तीक्ष्णाभिस्तुद्यमानेन शूलिना । दुःखस्पर्शेन शूलेन भेदपीडाभितापिना ॥ पर्वभेदज्वरश्वासतृष्णावैस्वर्यपीडितः । पारावत इवाकूजन कासवेगात् क्षतोद्भवात् ॥** कण्ठेन [illegible] तृतीया एवमुरसेति ॥

અતિ મૈથુન, અતિ ભાર વહન
તિ પંથ, અતિ યુદ્ધ, અને ઘોડા વગ
પકડવાથી રૂક્ષ માણસની છાતીમાં ક્ષત થઇને વાયુથી ઉધરસ થાય છે. એ ઉધ-

રસ થાય તે માણસ પ્રથમ સૂકી ઉધરસ ખાય છે, અને પછીથી બળખામાં લોહી પડે છે. ગળું બહુ ઘુઘવે છે, છાતી ભાંગી જતી હોય તેમ તેમાં તીક્ષ્ણ સોઇઓ ભોંકાય છે, છાતીમાં શૂળ તથા તે જગોએ અડતાં બહુ દુઃખે છે. ભેદાયા જેવી પીડા તથા અભિતાપ બહુ થાય છે. સાંધાઓ તૂટે છે; અને શ્વાસ, જ્વર અને તૃષા લાગે છે. અવાજ બેસી જાય છે, અને ઉધરસ કબૂતરની પેઠે ઘૂઘવે છે.

## ક્ષયથી થયેલી ઉધરસનું નિદાન.

**विषमासात्म्यभोज्यातिव्यवायाद्वेगनिग्रहात् । घृणिनां शोचतां नृणां व्यापन्नेऽग्नौ त्रयो मलाः ॥ कुपिताः क्षयणं कासं कुर्युर्देहक्षयप्रदम् ॥**

વિષમ, અને અહિતકર, ભોજનથી; અતિ મૈથુનથી; મૂત્રાદિ વેગોને રોકવાથી; અત્યંત દયા ઉપજવાથી તથા શોક કરવાથી; જઠરાગ્નિ બગડી જઇને ત્રણે દોષો કોપ પામીને ક્ષય કરનારી ઉધરસને ઉત્પન્ન કરે છે.

## ક્ષયની ઉધરસનાં લક્ષણો.

**सगात्रशूलज्वरमोहदाहप्राणक्षयश्चोपलभेत्स कासी । शुष्कं विनिष्ठीवति निर्बलस्तु प्रक्षीणमांसो रुधिरं सपूयम् । तं सर्वलिङ्गं भृशदुश्चिकित्स्यं चिकित्सितज्ञाः क्षयजं वदन्ति ॥**

ક્ષયથી થયેલી ઉધરસવાળાને શરીરમાં શૂળ, મોહ,દાહ અને જ્વર થાય છે; ઇંદ્રિયો નબળી થાય છે; સુકું થુંક પડે છે; અને બળ તથા માંસ ક્ષીણ થઇને ઘણા પરૂવાળું લોહી મુખમાંથી નીકળે છે. આ ક્ષયની ઉધરસ જો સર્વ પૂરાં લક્ષણોવાળી હોય તો તેની ચિકિત્સા અત્યંત અશકય છે, એમ વૈદ્યશાસ્ત્રીઓ કહે છે.

## ઉધરસની સાધ્યાસાધ્યતા.

**इत्येष क्षयजः कासः क्षीणानां देहनाशनः । साध्यो बलवतां वा स्याद्याप्यस्त्वेवं क्षतोत्थितः ॥** एवं क्षतोत्थितः क्षीणानामसाध्यः । बलवतां साध्यो याप्यो वा स्यात्॥ **नवौ कदाचित् सिध्येतामपि पादगुणान्वितौ । स्थविराणां जराकासः सर्वो याप्यः प्रकीर्तितः ॥** स्थविराणां जराकासः वृद्धानां यः कासो भवति स जराकाससंज्ञः स सर्व एव वातजादिरपि याप्यः ॥

**त्रीन् पूर्वान् साधयेत् साध्यान् पथ्यैर्याप्यांस्तु यापयेत् ॥**

ક્ષત તથા ક્ષયની ઉધરસો નબળા માણસને થાય તો તે અસાધ્ય છે, અને બળવાનને થઇ હોય તો તે સાધ્ય છે અથવા કષ્ટસાધ્ય છે. વૈદ્ય, ઔષધ અને ચાકરી કરનાર સારા હોય, રોગી પણ ધીરજવાળો હોય, અને ક્ષત કે ક્ષયની ઉધરસ તરતનીજ થયેલી હોય તો તે ઉધરસ નબળાને થઇ હોય તો પણ કદાચ સાધ્ય થાય છે. (વૃદ્ધાવસ્થાની ઉધરસ કે જે 'જરાકાસ' કહેવાય છે તે તો કષ્ટસાધ્ય છે.) વાત, પિત્ત અને કફ એમ ત્રણ પ્રકારની થયેલી ઉધરસો સાધ્ય છે, માટે તેને ચિકિત્સાથી મટાડવી; અને ક્ષત તથા

ક્ષયની ઉધરસો કષ્ટસાધ્ય હોવાથી પથ્ય આપીને કાલક્ષેપ કરાવ્યા કરવો.

## ઉધરસના ઉપાય તુરત કરવા.

**ज्वरारोचकहृल्लासस्वरभेदक्षयादयः। भवन्त्युपेक्षया यस्मात्तस्मात्तं त्वरया जयेत्॥**

ઉધરસની ઉપેક્ષા કરવાથી જ્વર, અરૂચિ, મોળ, સ્વરભેદ અને ક્ષય વગેરે થાય છે; માટે ઉધરસના ઉપાય તુરતજ કરવા જોઇએ.

## વાયુની ઉધરસની ચિકિત્સા.

**वास्तुको वायसीशाकं शूलकं सुनिषण्णकम्। स्नेहास्तैलादयो भक्ष्यास्तथेक्षुरसगौडिकाः॥ दध्यारनालाम्लफलं प्रसन्नापानमेव च। शस्यते वातकासेषु स्वाद्वम्ललवणानि च॥**

वायसीशाकं माचीकवैया इति लोके। सुनिषण्णकं सिरुआ इति लोके। शाकविशेषः॥

**चाङ्गेरीसदृशं पत्रैः सुनिषण्णं चतुर्दलम्। शाकं जलान्विते देशे चतुष्पत्रीति चोच्यते॥**

चौपतीया इति लोके॥

**ग्राम्यानूपोदकैः शालियवगोधूमषष्टिकान्। रसैर्माषात्मगुप्तानां यूषैर्वा भोजयेद्भिषक्॥**

ग्राम्यानूपोदकै रसैरित्यन्वयः। आत्मगुप्ता कवाच इति लोके॥

**दशमूलीकृता श्वासकासहिक्कारुजापहा। यवागूर्दीपनी वृष्या वातरोगविनाशिनी॥ रसः कर्कटकानां वा घृतभृष्टः सनागरः। वातकासप्रशमनः शृङ्गो मत्स्यस्य वा पुनः॥**

વાયુની ઉધરસ ઉપર બથવો, પીલુડી, મૂળા, સુનીસરણુક, તેલ વગેરે સ્નિગ્ધ પદાર્થો; શેરડીનો રસ, ગોળના પદાર્થો, દહિં, ફોતરાં વગરના કાચા કે પકાવેલા ઘઉંનો આથો, ખાટાં ફળો તથા મધુઅમ્લ અને ખારા પદાર્થો, તેમજ મદિરાની ઉપરનો ભાગ, એ સર્વ હિતકારી છે. ચાંગોરી જેવું આકારનું ચાર પાનવાળું જળમય દેશોમાં થનારૂં ચતુષ્પત્રી નામનું શાક સુનીસરણુક કહેવાય છે.

વાયુની ઉધરસ વાળાને ગામઠી, જળમય દેશના, તથા જળચર પ્રાણીઓના માંસના રસોની સાથે; અથવા અડદ કે કૌચાંના યૂષોની સાથે; ચોખા, ઘઉં, જવ અને સાઠીચોખા આપવા.

દશમૂળ સહિત બનાવેલી યવાગૂ શ્વાસ, ઉધરસ, હેડકી તથા વાતરોગોને મટાડે છે. તેથી અગ્નિ પ્રદિપ્ત થાય છે અને મૈથુનશક્તિ વધે છે.

કુડચલ જાતનાં માછલાંનો રસ ઘીમાં શેકીને સૂંઠ નાંખીને પીવાથી વાયુની ઉધરસ મટી જાય છે.

## પિત્તની ઉધરસની ચિકિત્સા.

**कण्टकारीयुगद्राक्षावासाकर्चूरवालकैः। नागरेण च पिप्पल्या क्वथितं सलिलं पिबेत्॥ शर्करामधुसंयुक्तं पित्तकासहरं परम्॥**

ઊભી તથા બેઠી ભોરીંગણીઓ, દ્રાક્ષ અરડૂસી, કચૂરો, વાળો, સૂંઠ અને પીપરનો કવાથ સાકર તથા મધ નાંખીને પીવાથી પિત્તની ઉધરસ મટી જાય છે.

## કફની ઉધરસની ચિકિત્સા.

**पिप्पली कट्फलं शुण्ठी शृङ्गी भार्गी त-**

...णम् । करवी कण्टकारी च सिन्दुवा- रं ... निका ॥ चित्रको वासकश्चैषां कषायं विधिवत् कृतम् । कफकासविनाशाय पिबेत्कृष्णारजोयुतम् ॥ पिप्पल्यादिक्काथः ॥

પિપ્પલ્યાદિ ક્વાથ—પીપર, કાયફળ, સૂંઠ, કાકડાશીંગી, ભારંગી, મરી, કલોંજીજીરૂં, ભોરીંગણી, નગડ, અજમો, ચિત્રક, અને અરડૂસીનો ક્વાથ પીપરનું ચૂર્ણ નાંખીને પીવાથી કફની ઉધરસ મટી જાય છે.

## ક્ષતની ઉધરસની ચિકિત્સા.

इक्षिक्षुवालिकापद्ममृणालोत्पलचन्दनम् । मधुकं पिप्पली द्राक्षा लाक्षा शृङ्गी शतावरी ॥ द्विगुणा च तुगाक्षीरी सिता सर्वचतुर्गुणा । लिह्यात्तन्मधुसर्पिर्भ्यां क्षतकासनिवृत्तये ॥ इक्षुवालिका इक्षुभेदः । चन्द्र इति लोके । पद्मं पद्मकाष्ठं मृणालं बिसम् उत्पलं कमलं चन्दनमत्र धवलं चूर्णत्वात् । शृङ्गी कर्कटशृङ्गी तुगाक्षीरी वंशरोचना सा चेक्षोर्द्विगुणा॥

શેરડી, ઇક્ષુવાલિકા, પદ્મકાષ્ટ, કમળમૃણાલ, કમળ, સુખડ, જેઠીમધ, પીપર, દ્રાક્ષ, લાખ, કાકડાશીંગી, શતાવરી, શેરડીથી બમણું વંશલોચન તથા સર્વથી ચોગણી સાકરનું ચૂર્ણ મધ અને ઘીમાં ચાટવાથી ક્ષતની ઉધરસ મટી જાય છે.

## ક્ષયની ઉધરસની ચિકિત્સા.

चूर्णं काकुभमिष्टं वासकरसभावितं बहून् वारान् । मधुघृतसितोपलाभिर्लेह्यं क्षयकासरक्तहरम् ॥ काकुभचूर्णं ककुभचूर्णम् ॥

આસોંદરાનું ચૂર્ણ અરડૂસીના રસની ભાવના આપીને મધ, ઘી અને સાકર સાથે ચાટવાથી ક્ષયની ઉધરસ મટી જાય છે.

## ઉધરસની સામાન્ય ચિકિત્સા.

ताप्यमानस्य कासेन नानास्रावे स्वरे जडे । क्षवथौ गन्धनाशे च धूमपानं प्रयोजयेत् ॥ मनःशिलालमरिचमांसीमुस्तेङ्गुदैः पिबेत् । धूमं त्र्यहश्च तस्यानुपयश्च सगुडं पिबेत् ॥ एष कासान् पृथक् द्वन्द्वसर्वदोषसमुद्भवान् । शतैरपि प्रयोगाणामसाध्यान् साधयेद् ध्रुवम् ॥ आलं हरितालम् ॥

बदरीदलमालिप्तं शिलयातपशोषितम् । तद्धूमपानं सक्षीरं महाकासनिवारणम् । कण्टकारीकृतः क्वाथः सकृष्णः सर्वकासहा ॥ कण्टकार्याः कणायाश्च चूर्णं समधु कासहृत् । लवङ्गजातीफलपिप्पलीनां भागान् प्रकल्प्याक्षसमानमेषाम् ॥ पलार्द्धमानं मरिचं प्रदेयं पलानि चत्वारि महौषधस्य । सितासमस्तेन समाथ चूर्णं रोगानिमानाशु बलान्निहन्ति ॥ कासज्वरारोचकमेहगुल्मश्वासाग्निमान्द्यग्रहणीविकारान् ॥

समशर्करं चूर्णं वटिका वा ॥

कुलत्थी सैन्धवं व्योषं विडङ्गामयहिङ्गुभिः । लेहः साज्यमधुः कासश्वासहिक्कानिवारणः ॥ हरीतकी कणा शुण्ठी मरिचं गुडसंयुतम् । कासश्लेष्मापहं प्रोक्तं परं वह्नेः प्रदीपनम् । कर्षः कर्षांशपलं पलद्वयं स्यात्ततोऽर्द्धकर्षश्च ॥ मरिचस्य पिप्पलीनां दाडिमगुडयावशूकानाम् । सर्वौषधिभिर-

साध्याः कासा ये वैद्यनिर्मुक्ताः ॥ अपि पूयं छर्दयतां तेषामिदमौषधं परमम् ॥

कर्षांशोऽत्र कर्षद्वयम् ॥

मरिचं कर्षमात्रं स्यात्पिप्पली कर्षसम्मिता । अर्द्धकर्षौ यवक्षारः कर्षयुग्मञ्च दाडिमम् । एतच्चूर्णीकृतं युञ्ज्यादष्टकर्षगुडेन हि ॥ शाणप्रमाणां गुटिकां कृत्वा वक्त्रे विधारयेत् । अस्याः प्रभावत् सर्वेऽपि कासा यान्त्येव संक्षयम् ॥ दाडिमफलत्वक् ग्राह्या ॥ इति मरीचादिगुटिका ॥

समूलवल्कच्छदकण्टकार्यास्तुलान्ततो द्रोणमितं जलञ्च । हरीतकीनां शतमेकपात्रे विपाच्य कुर्याच्चरणाम्बुशेषम् ॥ तस्मिन् कषाये तनुवस्त्रपूते हरीतकीभिः सहितां गुडस्य । तुलां विनिक्षिप्य पचेत्सुपक्वमेतत्समुत्तार्य सुशीतलञ्च । पलं पलञ्चापि कटुत्रयञ्च तथा चतुर्जातपलं विचूर्ण्य । पलानि षट् पुष्परसस्य चापि विनिक्षिपेत्तत्र विमिश्रयेच्च । प्रयुज्यमानो विधिनैष लेहो यथाबलञ्चापि यथानलञ्च । वातात्मकं पित्तकृतं कफोत्थं द्विदोषजातानपि च त्रिदोषम् । क्षतोद्भवञ्च क्षयजञ्च कासं श्वासञ्च हन्यात्सह पीनसेन । यक्ष्माणमेकादशरूपमुग्रं हरीतकी या भृगुणोपदिष्टा ॥

पुष्परसो मधु । इति भृगुहरीतकी ॥

कण्टकारी तुलां नीरद्रोणे पक्त्वा कषायकम् । पादशेषं गृहीत्वा च तत्र चूर्णानि दापयेत् । पृथक् पलांशान्येतानि गुडूची चव्यचित्रकौ ॥ मुस्तं कर्कटशृङ्गी च त्र्यूषणं धन्वयासकः । भार्गी रास्ना सटी चैव शर्करा पलविंशतिः ॥ प्रत्येकं च पलान्यष्टौ प्रदद्यात् घृततैलयोः । पक्त्वा लेहत्वमानीय शीते मधु पलाष्टकम् ॥ चतुर्भागन्तु गोक्षीर्याः पिप्पली च चतुःपलम् क्षिप्त्वा निदिध्यात्सुदृढे मृण्मये भाजने शुभे ॥ लेहोऽयं हन्ति हिक्कार्शकासश्वासानशेषतः ॥

कण्टकार्यवलेहः । इति कासाधिकारः ॥

ઉધરસ સાથે નાક ઝરતું હોય, સાદ બેસી ગયો હોય, છીંકો આવતી હોય, અને ગંધ પારખવાની શક્તિ જતી રહી હોય તો ધૂમ્રપાન કરવું. મણશીલ, હરતાલ, મરી, જટામાંસી, મોથ અને ઈંગોરિયાના ચૂર્ણની બીડી કરીને પીવી, અને તેની ઉપર ગોળ નાંખીને દૂધ પીવું, તેથી એક દોષ, બે દોષો અને સર્વ દોષોથી થયેલી, સેંકડો ઉપાયોથી પણ ન મટે એવી ઉધરસો મટી જાય છે.

બોરડીનાં પાનને ચારેમેર મણશીલ ચોપડીને તડકે સૂકવી તેની બીડી કરી પીવાથી ભારે ઉધરસ પણ મટી જાય છે.

ભોરીંગણીનો ક્વાથ પીપર નાંખીને પીવાથી સર્વ જાતની ઉધરસો મટે છે.

ભોરીંગણી અને પીપરનું ચૂર્ણ મધમાં ચાટવાથી ઉધરસ મટી જાય છે.

એક એક તોલાભાર લવીંગ, જાયફળ, પીપર; બે તોલા મરી; સોળ તોલા સૂંઠ; અને એ સર્વની બરોબર સાકર મેળવી ચૂર્ણ અથવા ગોળી કરી ખાવાથી ઉધરસ. જ્વર, અરૂચિ, પ્રમેહ, ગુલ્મ, શ્વાસ, મં-

દાગ્નિ અને ગ્રહણી વિકારો બળાત્કારે તુરત મટી જાય છે.

મણશીલ, સૈંધવ, સૂંઠ, મરી, પીપર, વાવડીંગ, કઠ અને હિંગનું ચૂર્ણ ઘી તથા મધમાં ચાટવાથી ઉધરસ, શ્વાસ તથા હેડકી મટી જાય છે.

હરડે, પીપર, સૂંઠ અને મરીનું ચૂર્ણ ગોળમાં ખાવાથી ઉધરસ અને કફ મટી જાય છે, અને સારી પેઠે અગ્નિ પ્રદિપ્ત થાય છે.

મરી ૧ તોલો, પીપર ૨ તોલા, દાડમની છાલ્ય ૪ તોલા, ગોળ ૮ તોલા અને જવખાર અરધો તોલો એનો અવલેહ ખાવાથી ભારે ઉધરસો મટી જાય છે. સર્વ દવાઓથી પણ નહિ મટેલી, અને વૈદ્યોએ છોડી દીધેલી ઉધરસો પણ આથી મટી જાય છે. પરૂની ઉલટીવાળી ઉધરસો માટે પણ આ પ્રયોગ સર્વોત્તમ છે.

મરિચાદિ ગુટિકા—મરી અને પીપર એક એક તોલો, જવખાર અરધો તોલો અને દાડમના ફળની છાલ્ય બે તોલા, આ ચૂર્ણને ૮ તોલા ગોળમાં કસણીને પા પા તોલાની ગોળીઓ બનાવીને તે ગોળી મુખમાં રાખી રસ ઉતારવાથી સર્વ ઉધરસો અવશ્ય નાશ પામે છે.

ભૃગુહરીતકી–મૂળ, છાલ્ય અને પાન સહિત ૪૦૦ તોલા ભોંરીંગણી અને ૧૦૦ નંગ હરડે, એમનો ૧૦૨૪ તોલા પાણીમાં ક્વાથ કરવો, ચોથો ભાગ પાણી રહે એટલે વસ્ત્રથી ગાળી લેઇને તેમાં પેલી બાફેલી ૧૦૦ હરડે અને ૪૦૦ તોલાભાર ગોળ નાંખીને પકાવવું. પાકી જાય એટલે ઉતારી શીતળ કરીને તેમાં ચાર ચાર તોલા સૂંઠ, મરી, પીપર, એલચી, તજ, તમાલપત્ર અને નાગકેશર તથા ચોવીસ તોલાભાર મધ નાંખવું. આ અવલેહ શરીરના બળ તથા અગ્નિને અનુસરીને વિધિથી ખાવાથી વાત, પિત્ત, કફ, બે બે દોષો, ત્રણ દોષો, ક્ષત અને ક્ષયની ઉધરસો; તથા શ્વાસ, શ્લેષ્મ અને અગિયાર રૂપોવાળો ઉગ્રક્ષયરોગ નાશ પામે છે. આ પ્રયોગ ભૃગુમુનિયે કહેલો છે તેથી તે ભૃગુહરીતકી કહેવાય છે.

કંટકાર્યવલેહ—૪૦૦ તોલા ભોંરીંગણીનો ૧૦૨૪ તોલા પાણીમાં ક્વાથ કરીને ચોથા ભાગનું પાણી રહે એટલે ગાળી લેઇને તેમાં ચાર ચાર તોલા ગળો, ચવક, ચિત્રક, મોથ, કાકડાશીંગી, સૂંઠ, મરી, પીપર, ધમાસો, ભારંગી, રાસ્ના, કચૂરો, ૮૦ તોલાભાર સાકર, ૩૨ તોલાભાર ઘી, અને ૩૨ તોલાભાર તેલ નાંખીને પકાવવું. શીરા જેવું થાય એટલે ટાઢું પાડીને તેમાં ૩૨ તોલા મધ, ૮ તોલા વંશલોચન અને ૧૬ તોલાભાર પીપર નાંખીને એ અવલેહ સારા નવા ઠીકરાના વાસણમાં રાખવો. એથી હેડકી, ઉધરસ, અને શ્વાસ, એ છેક મટી જાય છે.

॥ इति उधरसनो अधिकार समाप्त ॥



# હિક્કા (હેડકી)નો અધીકાર.

## હેડકીનાં નિદાનો.

**विदाहिगुरुविष्टम्भिरुक्षाभिष्यन्दिभोजनैः ॥ शीतपानाशनस्नानरजोधूमात्तथानि-**

लैः । व्यायामकर्मभाराध्ववेगाघातापतर्पणैः ॥ हिक्का श्वासश्च कासश्च नृणां समुपजायते ॥ अपतर्पणमनशनादि ॥

દાહક, ભારે, મળ બંધ કરનારાં, રૂક્ષ તથા શીતળ ભોજનોથી; શીતળ પાનો તથા સ્નાન કરવાથી; રજ, ધૂમાડો, પવન, બહુ કસરત અને ભાર ઉપાડવાથી; પંથ કરવાથી; વિષ્ટાદિ વેગોને રોકવાથી; અને ઉપવાસ વગેરેથી હેડકી, શ્વાસ અને ઉધરસ થાય છે.

## હેડકીના ભેદો.

**वायुः कफेनानुगतः पञ्च हिक्काः करोति हि । अन्नजां यमलां क्षुद्रां गम्भीरां महतीं तथा ॥**

કફને અનુસરનાર વાયુ પાંચ પ્રકારની હેડકી કરે છે. અન્નજા, યમલા, ક્ષુદ્રા, ગંભીરા અને મહતી.

## હેડકીનાં સામાન્ય લક્ષણો.

**मुहुर्मुहुर्वायुरुदेति सस्वनो यकृत्प्लिहान्त्राणि मुखादिवाक्षिपन् । सदोपवानाशु हिनस्त्यसून्यतस्ततस्तु हिक्केत्यभिधीयते बुधैः॥**

वायुरत्र सोदानप्राणो बोद्धव्यः । उदेति ऊर्ध्वं याति । सस्वनः हिगिति शब्दवान् । ऊर्ध्वं गमनं विशिनाष्टि यकृदित्यादि प्लीह इति शब्दोऽप्यस्ति दीर्घत्वाविकल्पात् । मुखादिति ल्यब्लोपे पञ्चमी। तेन यकृत्प्लीहान्त्राणि मुखमानीय आक्षिपन् निःसारयन्निवेत्यर्थः । वायुः दोषवान् दोषोऽत्र कफः तद्वान् वायुः कफेनानुगत इति । सम्प्रातिः हिनस्तीति हिक्का । पृषोदरादित्वाद्रूपसिद्धिः । हिगिति शब्दं करोतीति ॥

હિક હિક શબ્દો કરતો અને જાણે યકૃત્ તથા બરલને અને આંતરડાંને મુખમાં લાવતો હોય એવો ઉદાન સહિત પ્રાણવાયુ ઉંચે જઇને કફને અનુસરીને માણસના જીવનનો નાશ કરે છે, તેને હેડકી કહે છે, આ રોગમાં હિક્ હિક્ શબ્દ થતો હોવાથી એને હિક્કા પણ કહે છે.

## હેડકીનું પૂર્વરૂપ.

**कण्ठोरसोर्गुरुत्वञ्च वदनस्य कषायता । हिक्कानां पूर्वरूपाणि कुक्षेराटोप एव च ॥**

वदनस्य कषायता वातात् ॥

ગળું તથા છાતીનું ભારેપણું, વાયુને લીધે મુખમાં તુરાશ અને પેટમાં આફરો એ હેડકી થવાનાં લક્ષણો છે.

## અન્નજા હેડકીનું લક્ષણ.

**पानान्नैरतिसंयुक्तैः सहसा पीडितोऽनिलः ॥ हिक्कयत्यूर्ध्वगो भूत्वा तां विद्यादन्नजां भिषक् ॥** अनिलः प्राणो वायुः ॥

બહુ મિશ્ર અન્નપાનોથી એકદમ દબાયલો પ્રાણ વાયુ ઊંચો ચઢીને હેડકી કરે છે, તેને વૈદ્યો અન્નની હિક્કા કહે છે.

## યમલા હેડકીનું લક્ષણ.

**चिरेण यमलैर्वेगैर्या हिक्का सम्प्रवर्त्तते । कम्पयन्ती शिरोग्रीवां यमलां तां विनिर्दिशेत् ॥**

વેગના જોસથી ઘણીવારે થતી, તથા માથું અને ડોકને કંપાવતી હેડકી યમલા કહેવાય છે.

## ક્ષુદ્રા હેડકીનું લક્ષણ.

**विकृष्टकालैर्या वेगैर्मन्दैः समभिवर्त्तते । क्षुद्रिका नाम सा हिक्का जत्रुमूलं प्रधावति ॥** विकृष्टकालैः चिरेण । जत्रुः कक्षोरसोः सन्धिः॥

ઘણીવારે મંદ વેગથી આવતી હેડકી ક્ષુદ્રા કહેવાય છે, અને તે ડોકના કાંઠલાના મૂળ ઉપર દોડે છે.

## ગંભીરા હેડકીનું લક્ષણ.

**नाभिप्रवृत्ता या हिक्का घोरा गम्भीरनादिनी । अनेकोपद्रवकरी गम्भीरा नाम सा स्मृता ॥** अनेकोपद्रववती तृष्णा ज्वरादियुक्ता ॥

નાભિથી ઉઠતી, ભયંકર, ગંભીર ગર્જના કરતી, તૃષા તથા જ્વર વગેરે સહિત થતી હેડકી ગંભીરા કહેવાય છે.

## મહતી હેડકીનું લક્ષણ.

**मर्माणि पीडयन्तीव सततं या प्रवर्त्तते । महाहिक्केति सा ज्ञेया सर्वगात्रप्रकम्पिनी॥** मर्माणि बस्तिहृदयशिरःप्रभृतीनि ॥

મર્મોને ભેદતી હોય એવી ઉપરા ઉપર થઇને સર્વ ગાત્રોને કંપાવતી હેડકી મહતી કહેવાય છે.

## અસાધ્ય હેડકી.

**आकम्पते हिक्कतो यस्य देहो दृष्टिश्चोर्ध्वं ताम्यते नित्यमेव । क्षीणोऽन्नद्विट् क्षौति यश्चातिमात्रं तौ द्वौ चान्त्यौ वर्जयेद्धिक्कवन्तौ ॥** आकम्पते विस्फूर्यत इव तौ द्वाविति । आकम्पत इत्यादिना मित्यमेवेत्यनेनैको हिक्कमानः। क्षीण इत्यादिनातिमात्रमित्यन्तेनापरः तौ द्वौ अन्त्यौ च गम्भीरया महत्या हिक्कया च हिक्कमानौ वर्जयेत् ॥

**(अपरञ्च) अतिसञ्चितदोषस्य भक्तद्वेषकृशस्य च । व्याधिभिः क्षीणदेहस्यवृद्धस्यातिव्यवायिनः ॥ आयासाच्च समुत्पन्ना हिक्का हन्त्याशु जीवितम् । यमिका च प्रलापार्तिमोहतृष्णासमन्विता ॥**

હેડકી આવતાં કંપ થતો હોય તથા નેત્રો ઊંચે ચઢીને ગ્લાનિ પામેલ હોય, તે હેડકીવાળાને વૈદ્યે છોડી દેવો. અત્યંત ક્ષીણતા, અન્ન ઉપર અરૂચિ, અને છીંકો બહુ આવતી હોય, તેને પણ વૈદ્યે છોડી દેવો. ગંભીરા અને મહતી હેડકીવાળાનો પણ વૈદ્યે ત્યાગ કરવો જોઇએ. જેના દોષો અત્યંત સંચિત થયા હોય, અન્ન ઉપર દ્વેષ થવાથી દુર્બળતા આવી હોય, વ્યાધિઓથી નબળાઇ આવી હોય, વૃદ્ધ હોય, અને જે બહુ મૈથુન કરતો હોય, તેને થયેલી હેડકી તેના જીવિતને તુરત હણી નાંખે છે. પરિશ્રમથી થયેલી હેડકી પણ તુરત મારી નાંખે છે. બકવા, પીડા, મોહ, અને તૃષા સહિત યમલા હેડકી હોય, તો તે પણ મારી નાંખે છે.

## યમલાની સાધ્યતા.

**अक्षीणस्याप्यदीनस्य स्थिरधात्विन्द्रियस्य च । तस्य साधयितुं शक्या यमिका हन्त्यतोऽन्यथा ॥**

ક્ષીણતા અને દીનતા ન હોય અને ધાતુઓ તથા ઇંદ્રિયો સ્થિર હોય તો યમલા હેડકી સાધ્ય છે, પણ એથી ઉલટું હોય તો તે અસાધ્ય છે.

### હેડકીની ચિકિત્સા.

यत्किंचित्कफवातघ्नमुष्णं वातानुलोमनम्। भेषजं पानमन्नं वा हिक्कास्वासेषुतद्धितम्॥ हिक्काश्वासातुरे पूर्वं तैलाक्ते स्वेद इष्यते। ऊर्ध्वाधः शोधनं शस्तं दुर्बले शमनं मतम्॥ प्राणावरोधतर्जनविस्मापनशीतवारिपरिषेकैः। चित्रैः कथाप्रयोगैः शमयेद्धिक्कां मनोऽभिघातैश्च॥ हिक्कार्तस्य पयच्छागं हितं नागरसाधितम्। मधुसौवर्चलोपेतं मातुलुङ्गरसं पिबेत्॥ मधुकं मधुसंयुक्तं पिप्पली शर्करान्विता। नागरं गुडसंयुक्तं हिक्काघ्नं नावनं त्रयम्॥ प्रवालशङ्खत्रिफलाचूर्णं मधुघृतप्लुतम्। पिप्पली गैरिकश्चेति लेहो हिक्कानिवारणः॥ नैपाल्या गोविषाणाद्वा कुष्ठात्सर्जरसस्य वा। धूमं कुशस्य वा कृत्वा पिबेद्धिक्कोपशान्तये॥ नेपाली मनःशिला॥

निर्धूमाङ्गारनिःक्षिप्तहिङ्गुमाषरजोभवः॥ हिक्काः पञ्चापि हन्त्याशु धूमः पीतो न संशयः॥ हरेणुककणानाञ्च क्वाथो हिङ्गुसमन्वितः हिक्काप्रशमनः श्रेष्ठो धन्वन्तरिवचो यथा॥ चन्द्रशूरस्य बीजानि क्षिपेदष्टगुणे जले॥ पदा मृदूनि मृद्नीयात्ततो वाससि गालयेत्॥ हिक्कातिवेगविकलस्तज्जलं पलमात्रया। पिबेत् पिबेत् पुनश्चापि हिक्कावश्यं प्रशाम्यति॥ चन्द्रशूररसः। इति हिक्काधिकारः॥

કફહર તથા વાતહર અન્નપાનો તથા ઔષધો, ઉષ્ણ તથા વાયુનું અનુલોમન કરનારાં ઔષધો વગેરે, હેડકી તથા શ્વાસ ઉપર હિતકારી છે. હેડકી તથા શ્વાસવાળાને પ્રથમ તેલનો અભ્યંગ, સ્વેદન, વમન અને વિરચેન દેવાં, એ ઠીક છે; પણ જો રોગી નબળો હોય તો તો તેને શમન જ દેવું તે સારૂં છે. શ્વાસને રોકીને, તિરસ્કાર કરીને, વિસ્મય પમાડીને, શરીર ઉપર ટાઢું પાણી છાંટીને, વિચિત્ર વાતો કરીને અને મનોભંગ કરીને પણ હેડકીને શાંત કરવી.

સૂંઠ નાંખીને પકાવેલું બકરીનું દૂધ હેડકી ઉપર હિતકારી છે.

મધ તથા સંચળ નાંખીને બીજોરાનો રસ પીવાથી હેડકી મટી જાય છે.

મધમાં જેઠીમધનું, સાકર સાથે પીપરનું, અને ગોળ સાથે સૂંઠનાં નસ્યો લેવાથી હેડકી મટે છે.

પરવાળાં, શંખ, ત્રિફળા, પીપર અને ગેરૂનું ચૂર્ણ મધ તથા ઘીમાં ચાટવાથી હેડકીનું નિવારણ થાય છે.

મણુશીલ, ગાયનું શીંગડું, કઠ અથવા દર્ભનો ધૂમાડો પીવાથી હેડકી શાંત થાય છે.

હિંગ અને અડદના ચૂર્ણને ધૂમાડા વગરના અંગારા ઉપર નાંખીને તેની ધૂમાડી લેવાથી પાંચે જાતની હેડકીઓ તુરત મટે છે, એમાં સંશય નથી.

નગડનાં બીજ અને પીપરનો ક્વાથ હિંગ નાંખીને પીવાથી ઉત્તમ રીતે હેડકી શાંત થાય છે, એમ ધન્વંતરીએ કહેલું છે.

અશેળિયાનાં બીજને આઠગણા પાણીમાં પલાળી, ચોળીને વસ્ત્રથી પાણી ગાળી લેઇને વારંવાર ચાર તોલાભાર એ

પાણી પીધા કરવાથી હેડકીની ભારે હેરાનગતિ પણ શાંત થઈ જાય છે. આ પ્રયોગને ચંદ્રશૂરરસ કહે છે.

॥ हिक्काधिकार संपूर्ण. ॥

# શ્વાસનો અધિકાર.

## શ્વાસનું નિદાન.

यैरेव कारणैर्हिक्का देहिनां सम्प्रवर्तते ।
तैरेव बहुभिः श्वासो व्याधिर्घोरः प्रजायते॥

હેડકી થવાનાં જે કારણો છે તે બહુ વધારે હોય તો શ્વાસ નામનો ભયંકર વ્યાધિ થાય છે.

## શ્વાસના ભેદો.

महोर्ध्वच्छिन्नतमकक्षुद्रभेदैस्तु पञ्चधा ।
भिद्यते स महाव्याधिः श्वास एको विशेषतः॥

એકજ શ્વાસનો વ્યાધિ મહાશ્વાસ, ઉર્ધ્વશ્વાસ, છિન્નશ્વાસ, તમકશ્વાસ અને ક્ષુદ્રશ્વાસ, એમ પાંચ પ્રકારનો થાય છે.

## શ્વાસનું પૂર્વરૂપ.

प्राग्रूपं तस्य हृत्पीडा शूलमाध्मानमेव च ।
आनाहो वक्त्रवैरस्यं शङ्खनिस्तोद एव च॥

શ્વાસ થવાનો હોય ત્યારે હૃદયમાં પીડા, શૂળ, આફરો, પેડુની જડતા, મુખમાં વૈરસ્ય અને લમણામાં પીડા થાય છે.

## શ્વાસની સંપ્રાપ્તિ.

यदा स्रोतांसि संरुद्ध्य मारुतः कफपूर्वकैः । विष्वग्व्रजति संरुद्धस्तदा श्वासं करोति सः ॥ विष्वक् व्रजति सर्वतो विमार्गान् याति । संरुद्धः कफेन रुद्धमार्गः ॥

કફ વગેરેથી જ્યારે પવન સ્રોતોને રોકીને અવળે માર્ગે ચોતરફ ફરવા માંડે છે, ત્યારે કફથી માર્ગ બંધ હોવાથી શ્વાસ થાય છે.

## મહા શ્વાસનાં લક્ષણો.

ऊर्ध्वायमानवातो यः शब्दवद्दुःखितो नरः।
उच्चैः श्वसिति सन्नद्धोमत्तर्षभ इवानिशम् ॥
प्रनष्टज्ञानविज्ञानस्तथा विभ्रान्तलोचनः ।
विवृताक्ष्याननो बद्धमूत्रवर्चा विशीर्णवाक्॥
दीनस्य श्वसितश्चास्य दूराद्विज्ञायते भृशम् । महाश्वासोपसृष्टस्तु क्षिप्रमेव विपद्यते ॥

ऊर्ध्वायमानवातः ऊर्ध्वं नीयमानो वातो यस्य सः शब्दवत् सशब्दं यथा स्यात् । कीदृक् सशब्दस्तद्बोधयितुमाह । मत्तर्षभ इव । उच्चैः श्वसितीत्यन्वयः । सन्नद्धः आनद्धः आनाहयुक्त इति यावत् । ज्ञानं शास्त्रम् । विज्ञानं तदर्थविनिश्चयः । विशीर्णवाक् । स्खलितवचनः । दीनः ग्लानः । मारकश्चायं महाश्वासः ॥

ઊંચે ચાલતો મોટા શબ્દોવાળો શ્વાસ લેવાય છે, આફરેલા મોટા બળદની પેઠે નિરંતર ઊંચા અવાજથી હાંફ્યા કરાય છે, શાસ્ત્રનું જ્ઞાન તથા તેના અર્થનું જ્ઞાન નાશ પામી જાય છે, આંખો ભમ્યા કરે છે, આંખ તથા મોઢું ફાટેલાં રહે છે, મૂત્ર અને વિષ્ટા બંધ થાય છે, જીભ તોતડાય છે, રાંક થઇ જવાય છે, અને શ્વાસનો શબ્દ દૂરથી સંભળાય છે. આ મહાશ્વાસવાળો માણસ તુરત મરી જાય છે. આ શ્વાસ મારી નાંખનારોજ છે.

### ઉર્ધ્વ શ્વાસનાં લક્ષણો.

उर्ध्वं श्वसिति योऽत्यर्थं न च प्रत्याहरत्यधः । श्लेष्मावृतमुखस्रोतः क्रुद्धगन्धवहार्दितः । ऊर्ध्वदृष्टिर्विपश्यंस्तु विभ्रान्ताक्ष इतस्ततः । प्रमुह्यन्वेदनार्तश्च शुष्कास्योऽरतिपीडितः । ऊर्ध्वश्वासे प्रकुपिते ह्यधःश्वासो निरुद्ध्यते । मुह्यतस्ताम्यतश्चोर्ध्वं श्वासस्तस्य निहन्त्यसून् ॥

सर्वेषु श्वासेषु ऊर्ध्वश्वासोऽत्र अत्यर्थमिति विशेषः । न च प्रत्याहरत्यधः न श्वासमधः करोति । श्लेष्मावृतेत्यादिश्लेष्मणावृतं यन्मुखं स्रोतांसि च तैः क्रुद्धो यो गन्धवहस्तेनार्दितः । विपश्यन् इतस्ततो विकृतं यथा स्यादेवं पश्यन् । अधःश्वासो निरुद्ध्यते श्वासो नाधः प्रवर्त्तत इत्यर्थः । मुह्यतो मोहं प्राप्नुवतस्ताम्यतो ग्लानिं प्राप्नुवतश्च ऊर्ध्वश्वासः असून् प्राणान् हन्ति ॥

શ્વાસ બહુ ઊંચો ચાલે છે, નીચે બેસતોજ નથી, મુખ અને સ્રોતો કફથી ભરાઇ જવાથી કોપેલો વાયુ બહુ પીડા કરે છે, નેત્રો ઊંચાં ચઢીને ચકરવકર થતાં ચારેમેર વિકૃત રીતે જોયા કરે છે, મોહ તથા વેદના થાય છે, મુખ સૂકાય છે, અને કંઇ ગમતું નથી. આ ઉર્ધ્વશ્વાસ કોપે છે ત્યારે નીચે ઉતરતોજ નથી, અને મારી નાંખે છે. સર્વ શ્વાસોમાં આ શ્વાસ બહુજ ઊંચો ચાલે છે એ વિશેષ છે.

### છિન્ન શ્વાસનાં લક્ષણો.

यस्तु श्वसिति विच्छिन्नं सर्वप्राणेन पीडितः । न वा श्वसिति दुःखार्तोमर्मच्छेदरुजार्दितः । आनाहस्वेदमूर्छार्तो दह्यमानेन बस्तिना । विप्लुताक्षः परिक्षीणः श्वसन्रक्तैकलोचनः । विचेताः परिशुष्कास्यो विवर्णः प्रलपन्नरः । छिन्नश्वासेन विच्छिन्नः स शीघ्रं विजहात्यसून् ॥

विच्छिन्नं सविच्छेदं सर्वप्राणेन सर्वबलेन मर्मच्छेदरुजार्दितः हृदयशिरच्छेदवेदनयैव पीडितः । दह्यमानेन बस्तिना उपलक्षितः । विप्लुताक्षः अश्रुपूर्णनेत्रः । विचेताः उद्विग्नचित्तः छिन्नश्वासेन विच्छिन्नः यस्तु श्वसिति विच्छिन्नमित्यादिलक्षणयुक्तो यः स नरः छिन्नश्वासेन विच्छिन्नः पीडितो बोद्धव्यः मारकश्चायं छिन्नश्वासः ॥

રહી રહીને શ્રમથી શ્વાસ લેવાય છે, મર્મસ્થળો છેદાતાં હોય એવી પીડા થાય છે, હૃદય તથા માથું ભેદાઈ જાય છે, વખતે શ્વાસ લેવાતો પણ નથી. પેડુનો આફરો, પરસેવો, મૂર્છા તથા મૂત્રાશયમાં બળતરા થાય છે. નેત્રો આંસુથી ભરાયલાં રહે છે અને નબળાઇ બહુ આવે છે. હાંફેટો તથા ચિત્ત ઉદ્વેગવાળું રહે છે. બકવા, મુખમાં શોષ, વર્ણ બગડી જવો, તથા નેત્રો રાતાં થઇ જાય છે. આ છિન્નશ્વાસવાળો તુરતજ મરી જાય છે. તે મારી નાંખનારોજ છે.

### તમક શ્વાસનાં લક્ષણો.

प्रतिलोमो यदा वायुः स्रोतांसि प्रतिपद्यते । ग्रीवां शिरश्च संगृह्य श्लेष्माणं समुदीर्य च । करोति पीनसं तेन कण्ठे घुर्घुरकं तथा । अतीव तीव्रवेगञ्च श्वासं प्राणप्रपीडकम् । प्रताम्यति सवेगेन त्रस्यते सन्निरुध्यते । प्रमोहं कासमानश्च स गच्छ-

**ति मुहुर्मुहुः। श्लेष्मणा मुच्यमानेन भृशं भवति दुःखितः। तस्यै व च विमोक्षान्ते मुहूर्तं लभते सुखम्। तथास्योद्ध्वंसते कण्ठः कृच्छ्राच्छक्नोति भाषितुम्। न चापि निद्रां लभते शयानः श्वासपीडितः। पार्श्वे तस्यावगृह्णाति शयानस्य समीरणः। आसीनो लभते सौख्यमुष्णञ्चैवाभिनन्दति। उच्छ्रिताक्षो ललाटेन स्विद्यता भृशमार्तिमान्। विशुष्कास्यो मुहुःश्वासो मुहुश्चैवावधम्यते। मेघाम्बुशीतप्राग्वातैः श्लेष्मलैश्च विवर्द्धते। स याप्यस्तमकः श्वासः साध्यो वा स्यान्नवोत्थितः॥**

संगृह्य व्यथया समुदीर्य वर्धयित्वा। पीनसं नासास्रावं तेन श्लेष्मणा घुर्घुरं घुर्घुरशब्दं प्राणप्रपीडकम्। प्राणाधिष्ठानहृदयप्रपीडकम्। प्रताम्यति तमसि प्रविशतीव वेगेन श्वासवेगेन सन्निरुध्यते निश्चेष्टो भवति। इति चरकः। सन्निरुध्यते श्वास इति जैज्जटः। श्लेष्मणा मुच्यमानेन सुखं सुखमिव उद्ध्वंसते व्यथितो भवति। शयानः शयननिहितांगः अवगृह्णाति पीडयति। उष्णञ्चैवाभिनन्दति इत्यनेन तमको वातकफारब्ध इति बोद्धव्यः। उच्छ्रिताक्षः शूनाक्षः। ललाटेन स्विद्यता उपलक्षितः अवधम्यते गजारूढस्येव सर्वगात्रञ्चाल्यते॥

પ્રતિલોમ થયેલો વાયુ સ્રોતોમાં ભરાય છે ત્યારે ડોક તથા માથાને પકડીને કફને વધારીને નાકમાં સળેખમ, કંઠમાં ઘુઘવાટી અને હૃદયમાં પીડા કરનારા તીવ્ર વેગવાળા શ્વાસને ઉત્પન્ન કરે છે. આ શ્વાસ થાય ત્યારે અંધારાં આવે છે, ત્રાસ થાય છે, શ્વાસના વેગથી ચેષ્ટા જતી રહે છે, ઉધરસથી બેભાની વારંવાર આવે છે, માંડ માંડ બોલાય છે, સૂતાં છતાં પણ પીડાથી નિદ્રા આવતી નથી. સૂવાથી પડખાંમાં વાયુ પીડા કરે છે, બેસવાથી ઠીક રહે છે, ગરમ વસ્તુની ઇચ્છા થાય છે, આંખો સૂજે છે, પીડા બહુ થાય છે, કપાળમાં પરસેવો આવ્યા કરે છે, મુખ સૂકાય છે, શ્વાસ વારંવાર ચાલ્યા કરે છે, હાથી ઉપર બેઠેલાની પેઠે શરીર હાલ્યા કરે છે. મેઘ, જળ, ટાઢ, ઉગમણો પવન અને કફકર પદાર્થોથી દરદ વધે છે. આ તમકશ્વાસ કષ્ટસાધ્યજ છે, પણ નવો થયો હોય તો તે સાધ્ય છે. 'શ્વાસના વેગને લીધે ચેષ્ટા વગરનો થઇ જાય છે' એમ ચરકનું કહેવું છે; પણ જૈજટ કહે છે કે-'તે માણસનો શ્વાસ રોકાઇ જાય છે. તમકશ્વાસવાળાને ગરમ પદાર્થોની ઈચ્છા થાય છે, એમ એનાં લક્ષણમાં કહ્યું છે. તો એ ઉપરથીજ સમજવું કે-તમકશ્વાસ વાયુથી તથા કફથી ઉત્પન્ન થાય છે.

## પ્રતમક શ્વાસ વિષે.

**ज्वरमूर्छापरीतश्च विद्यात् प्रतमकं भिषक्॥ उदावर्तरजोजीर्णक्लिन्नकायनिरोधजः। तमसा वर्द्धतेऽत्यर्थं शीतलैश्च प्रशाम्यति। मज्जतस्तमसीवास्य विद्यात् प्रतमकन्तु तम्॥**

उदावर्तो रोगविशेषः रजो धूलिः। अत्राजीर्णमामादिक्लिन्नं विदग्धं कायनिरोधः अङ्गयोगानां निरोधः तस्मादुत्पन्नः। अथवा क्लिन्नकायः वृद्धनरः निरोधः वेगानान्तु सप्तदशविधः॥

તમકશ્વાસની સાથે તાવ તથા મૂર્છા પણ હોય તો તેને વૈદ્યો પ્રતમકશ્વાસ કહે

છે. ઉદાવર્તથી, રજથી, આમાજીર્ણથી, વિદગ્ધાજીર્ણથી, અંગોના યોગોને અટકાવવાથી, વૃદ્ધાવસ્થાથી કે મૂત્રાદિકના સત્તર પ્રકારના વેગોને રોકવાથી ઉત્પન્ન થયેલો, અંધકારમાં વધનારો, શીતળ પદાર્થોથી શાંત થનારો અને અંધારાં આણુનારો શ્વાસ પ્રતમક જાણવો.

## ક્ષુદ્ર શ્વાસનું લક્ષણ.

**रूक्षायासोद्भवः कोष्ठे क्षुद्रवात उदीरयन् । क्षुद्रश्वासो नसोऽत्यर्थदुःखेनाङ्गमवाधकः । हिनस्ति न च गात्राणि न च दुःखं यथेतरे । न च भोजनपानानां निरुणद्धयुचितां गतिम् । नेन्द्रियाणां व्यथाश्चापि काश्चिदुत्पादयेद्रुजम् । स साध्य उक्तो बलिनः सर्वे चाव्यक्तलक्षणाः ॥**

क्षुद्रः अल्पनिदानलिङ्गः उदीरयन् ऊर्ध्वं गच्छन् दुःखः दुःखप्रदः । इतरे चत्वारः श्वासास्तथा नायम् । सर्वे महाश्वासादयोऽपि अव्यक्तलक्षणाः सन्त साध्याः ॥

રૂક્ષથી તથા શ્રમથી થયેલો, એટલે જેનાં નિદાન અને લક્ષણો અલ્પ હોય, એવો કોઠામાં ઉંચે ગતિ કરતો હલકો વાયુ શ્વાસરૂપે નીકળે છે, તેને ક્ષુદ્રશ્વાસ કહે છે. તે બીજા મહાશ્વાસાદિ શ્વાસોની પેઠે અંગોમાં બહુ હરકત કરતો નથી; ગાત્રોને ક્ષીણ કરતો નથી કે બહુ દુઃખદાયી નથી. અન્નપાનોની યોગ્ય ગતિઓને તે રોકતો નથી, ઇંદ્રિયોમાં પીડા કે વેદના કરતો નથી; અને તે સાધ્ય છે. મહાશ્વાસાદિ બીજા ચાર અપ્રકટ લક્ષણોવાળા હોય તો તેઓ પણ સાધ્ય છે.

## શ્વાસોની સાધ્યાસાધ્યતા.

**क्षुद्रः साध्यतमस्तेषां तमकः कृच्छ्र उच्यते । त्रयः श्वासा न सिध्यन्ति तमको दुर्बलस्य च ॥ कामं प्राणहरा रोगा बहवो न तु ते तथा । यथा श्वासश्च हिक्का च हरतः प्राणमाशु वै ॥** बहवो ज्वरादयः ॥

પાંચે શ્વાસોમાં ક્ષુદ્રશ્વાસ સુખ સાધ્ય છે, તમકશ્વાસ કષ્ટસાધ્ય છે, અને બીજા ત્રણ શ્વાસો અસાધ્ય છે. તમકશ્વાસ પણ નબળા માણસને થયો હોય તો તે અસાધ્ય છે. જ્વર વગેરે બીજા ઘણા રોગો પ્રાણ લેનારા છે, પણ શ્વાસ અને હેડકીના જેવા તુરત પ્રાણ લેનાર બીજા કોઈજ નથી.

## શ્વાસની ચિકિત્સા.

**श्वासहिक्कातुरं प्रायः स्निग्धैः स्वेदैरुपाचरेत् । युक्तैर्लवणतैलाभ्यां तैरसंग्रथिते कफे । श्वासो विलयमायाति मारुतश्चोपशाम्यति । स्विन्नं ज्ञात्वा ततश्चैनं भोजयेच्च रसौदनम् । स्वरसं शृङ्गवेरस्य माक्षिकेण समन्वितम् । पाययेत् श्वासकासघ्नं प्रतिश्यायकफापहम् ॥** शृङ्गवेरमार्द्रकम् ॥

**प्रस्थं विभीतकानामस्थिविना साधयेद्गोमूत्रे । अयमवलेहो लीढो मधुसहितः श्वासकासघ्नः । देवदारुं बलां मांसीं पिष्ट्वा वर्तिं प्रकल्पयेत् । तां घृताक्तां पिबेद्धूमं श्वासं हन्ति सुदारुणम् । दशमूली शटी रास्ना पिप्पली विश्वपौष्करैः । शृङ्गी तामलकी भार्गी गुडूची नागराग्निभिः । यवाग्रूं विधिना सिद्धां कषायं वा पिबेन्नरः । श्वासहृद्ग्रहपार्श्वार्तिहिक्काकासप्रशान्तये ॥**

तामलकी भूम्यामलकी ॥

दशमूलस्य वा क्वाथः पौष्करेणावचूर्णितः। श्वासकासप्रशमनः पार्श्वशूलनिवारणः। रम्भाकुन्दशिरीषाणां कुसुमं पिप्पलीयुतम्। पिष्ट्वा तण्डुलतोयेन पीत्वा श्वासमपोहति। शृङ्गी महौषधकणाघनपौष्कराणां चूर्णं शटीमरिचयोश्च सिताविमिश्रम्। क्वाथेन पीतममृता वृषपञ्चमूल्याः श्वासं त्र्यहेण विनिहन्ति हि घोररूपम्। पञ्चमूली तु सामान्या पित्ते योज्या कनीयसी। महती मारुते देया सैव देया कफाधिके। कूष्माण्डकासिफाचूर्णं पीतं कोष्णेन वारिणा। शीघ्रं शमयति श्वासं कासञ्चापि सुदारुणम्। हारिद्रां मारिचं द्राक्षां कणां रास्नां शटीं गुडम्। कटुतैलं लिहन् हन्यात् श्वासान् प्राणहरानपि। शतं संगह्य भार्ग्यास्तु दशमूल्यास्तथा शतम्। शतं हरीतकीनाञ्च पचेत्तोये चतुर्गुणे। पादावशेषे तस्मिंस्तु रसे वस्त्रनिपीडिते। आलोड्य च तुलां पूर्तां गुडस्य त्वभयास्ततः। पुनः पचेत्तु मृद्वग्नौ यावल्लेहत्वमेति तत्। शीते च मधुनस्तत्र षट्पलानि विनिःक्षिपेत्। त्रिकटु त्रिसुगन्धञ्च पलमात्रं पृथक् पृथक्। यवक्षारं कर्षयुग्मं सञ्चूर्ण्य प्रक्षिपेत्ततः। भक्षयेदभयामेकां लेहस्यार्धपलं तथा। श्वासं सुदारुणं हन्ति कासं पञ्चविधं तथा। अर्शांस्यरोचकं गुल्मं शकृद्भेदं क्षयं तथा। स्वरवर्णप्रदो ह्येष जठराग्नेश्च दीपनः। नाम्ना भार्गीगुडः ख्यातो भिषग्भिः सकलैर्मतः॥ भार्गीगुडः॥

अष्टाङ्गचूर्णसंयुक्तं छागक्षीरं प्रयोजयेत्। श्वासं कासान्वितं घोरं हन्यादेतन्न संशयः॥

महाकट्फलादिः॥

दशमूलरसं देयं श्वासनिर्मूलशान्तये। अवश्यमरणीयो यो जीवेद्वर्षशतं नरः। रसो गन्धो विषञ्चारि टङ्कणञ्च मनःशिला। एतानि कर्षमात्राणि मरिचं चाष्टकर्षकम्। कटुत्रयं कर्षयुग्मं पृथगत्र विनिःक्षिपेत्। रसः श्वासकुठारोऽयं सर्वश्वासनिवारणः॥ इति श्वासकुठाररसः।

इति श्वासाधिकारः॥

શ્વાસ અને હેડકીવાળાને તથા કફ બંધાઇ ગયો હોય તેને લવણ અને તેલ સહિત સ્નિગ્ધ સ્વેદનથી વિશેષે કરીને ઉપચાર કરવા, એથી શ્વાસ મટે છે અને વાયુ પણ શમે છે. સ્વેદન બરાબર થયા પછી માંસના રસયુક્ત ભાત જમાડવો, તથા મધ સહિત આદાના રસ આપવો, તેથી શ્વાસ, ઉધરસ, શ્લેષ્મ તથા કફ હણાઈ જાય છે.

ઠળિયા વગરનાં ૬૪ તોલા બેડાંને બકરીના દૂધમાં પકાવી મધમાં ચાટવાથી શ્વાસ તથા ઉધરસ મટી જાય છે.

દેવદાર, બળદાણા, જટામાંસી, એની વાટ કરી ઘીમાં બોળી તેની ધૂમાડી પીવાથી મહા દારૂણ શ્વાસ પણ મટી જાય છે.

દશમૂળ, કચૂરો, રાસ્ના, પીપર, અતિવિષ, એરંડાનાં મૂળ, કાકડાશીંગી, ભોંઆમળી, ભારંગી, સૂંઠ, ગળો અને ચિત્રકમાં વિધિવત્ પકાવેલી યવાગુ અથવા ક્વાથ પીવાથી શ્વાસ, છાતીની પકડ, પ-

ડખાંની પીડા, હેડકી અને ઉધરસ શાંત થાયછે.

દશમૂળનો ક્વાથ એરંડાના મૂળનું ચૂર્ણ નાંખીને પીવાથી શ્વાસ, ઉધરસ અને પડખાંનું શૂળ મટી જાય છે. કેળનાં ફુલ, બટમોગરાનાં ફુલ, સરસડિયાનાં પુલ અને પીપરનું ચૂર્ણ ચોખાના ધોણ સાથે પીવાથી શ્વાસ મટી જાય છે.

કાકડાશીંગી, સૂંઠ, પીપર, મોથ, કઠ, કચૂરો અને મરીનું ચૂર્ણ સાકર નાંખીને ગળો, અરડૂસી તથા પંચમૂલીના ક્વાથ સાથે પીવાથી ભયંકર શ્વાસ પણ ત્રણ દિવસમાં મટી જાય છે. પિત્ત ઉપર લઘુ પંચમૂલી અને વાયુ તથા કફ ઉપર બૃહત્પંચમૂલી સમજવી.

કોહોળાંના મૂળનું ચૂર્ણ થોડા ઊના પાણી સાથે પીવાથી શ્વાસ અને દારૂણ ઉધરસ પણ મટે છે.

હળદર, મરી. દ્રાક્ષ, પીપર, રાસ્ના, કચૂરો અને ગોળને સરસિયા તેલમાં ચાટવાથી પ્રાણહર શ્વાસો પણ મટી જાય છે.

## ભાર્ગીગુડ.

૪૦૦ તોલા ભારંગી, ૪૦૦ તોલા દશમૂળી અને ૪૦૦ તોલા હરડેને ચોગણા પાણીમાં પકાવી ચોથા ભાગનું પાણી રહે ત્યારે ગાળીને તેમાં ૪૦૦ તોલા ચોખો ગોળ ડોઇને તેમાં બાફેલી હરડે પણ નાંખીને કોમળ અગ્નિથી ફરીથી પકાવવું. શીરા જેવું થાય ત્યારે ટાઢું પાડીને તેમાં ૨૪ તોલા મધ તથા ચાર ચાર તોલાભાર સૂંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એળચી અને બે તોલા જવખાર નાંખીને પછી નિત્ય પકાવેલી એક હરડે અને બે તાલાભાર એ અવલેહ ખાવાથી મહા દારૂણ શ્વાસ, પાંચ પ્રકારની ઉધરસો, અર્શ, અરૂચિ, ગોળો, અતિસાર અને ક્ષય મટી જાય છે. આ ભાર્ગીગુડ નામનો પ્રખ્યાત અવલેહ સ્વર તથા વર્ણને સારાં કરે છે, અગ્નિ વધારે છે, એમ સર્વ વૈદ્યોનો મત છે.

## મહાકટ્ફલાદિ.

અષ્ટાંગ[1] ચૂર્ણ સાથે બકરીનું દૂધ પીવાથી ઉધરસ સહિત ભયંકર શ્વાસ નક્કી મટે છે તેમાં સંશય નથી.

## દશમૂલરસ.

શ્વાસના રોગનું મૂળ કાઢી નાંખવા માટે દશમૂળીનો રસ વાપરવો; એથી અવશ્ય મરી જવાનો હોય તે માણુસ પણ સો વર્ષ સૂધી જીવે છે.

## શ્વાસકુઠારરસ.

એક એક તોલો પારો, ગંધક, વછનાગ, ટંકણખાર અને મણુશીલ; તથા આઠ તોલા મરીનું ચૂર્ણ કરી તેમાં બે બે તોલા સૂંઠ, મરી, અને પીપરનાં ચૂર્ણો મેળવવાથી શ્વાસકુઠારરસ થાય છે. આ રસ બે રતિ જેટલો નાગરવેલ્યના પાનમાં ખાવાથી સર્વ પ્રકારના શ્વાસો મટી જાય છે.

इति श्वासाधिकार संपूर्ण ॥

# સ્વરભેદનો અધિકાર.

## સ્વરભેદનાં નિદાન તથા લક્ષણો.

अत्युच्चभाषणविषाध्ययनाभिघातसंदूषणैः प्रकुपिताः पवनादयस्तु । स्रोतःसु ते

[1] કાયફળ, એરડાનાં મૂળ, કાકડાશીંગી, અજમો, કાળીજીરી, સૂંઠ, મરી અને પીપર, આ અષ્ટાંગ ચૂર્ણ કહેવાય છે.

स्वरवहेषु गताः प्रतिष्ठां हन्युः स्वरं भवति चापि हि षड्विधः सः ॥

अध्ययनमुच्चैर्वेदादिपाठः । अभिघातः कण्ठादिदेशे लगुडादिभिः । एतैरत्युच्चभाषणादिभिश्चतुर्भिः संदूषणैरन्यैरपि निजैर्दुष्टहेतुभिः स्रोतःसु स्वरवहेषु चतुर्षु प्रतिष्ठां स्थितिं गताः स्वरं हन्युरिति लक्षणं स स्वरभेदः षड्विधः । वातापित्तकफसन्निपातक्षयमेदोभवभेदैः ॥

બહુ ઉંચે સાદે બોલવાથી, ઝેર ખાવાથી, ઉંચેસ્વરે ભણવાથી, કંઠમાં પ્રહાર વાગવાથી અને બીજાં દુષ્ટ કારણોથી પ્રકુપિત વાયુ વગેરે દોષો સ્વર ચલાવનારાં સ્રોતોમાં ભરાવાથી સ્વર હણાય છે, એને સ્વરભેદ કહે છે. વાયુથી, પિત્તથી, કફથી, ત્રિદોષથી, ક્ષયથી અને મેદથી થનારા એમ છ પ્રકારના આ રોગ છે.

## વાયુના સ્વરભેદનાં લક્ષણો.

वातेन कृष्णनयनाननमूत्रवर्चाभिन्नं शनैर्वदति गर्दभवत्स्वरञ्च ॥

વાયુથી સ્વરભેદ થાય તો ગધેડા જેવા સ્વરથી ત્રૂટક વાક્યો બોલાય છે, અને નેત્ર, મુખ, મૂત્ર અને વિષ્ટા કાળાં થઈ જાય છે.

## પિત્તના સ્વરભેદનાં લક્ષણો.

पित्तेन पीतनयनाननमूत्रवर्चा ब्रूयाद्गलेन स च दाहसमन्वितेन ॥

गलदाहो वचनसमय एव बोद्धव्यः ॥

પિત્તથી સ્વરભેદ થાય તો બોલતાં ગળામાં બળે છે, તથા નેત્ર, મુખ, વિષ્ટા અને મૂત્ર પીળાં થઈ જાય છે.

## કફના સ્વરભેદનાં લક્ષણો.

ब्रूयात्कफेन सततं कफरुद्धकण्ठः स्वल्पं शनैर्वदति चापि दिवाविशेषात् ॥

दिवा सूर्यरश्मिभिःकफस्याल्पीभावात् ॥

કફના સ્વરભેદમાં કફથી રોકાયેલ કંઠ થઇને થોડુંક ધીરેથી બોલાય છે, અને એમ દિવસે કાંઇક વધારે બોલાય છે.

## ત્રિદોષના સ્વરભેદનાં લક્ષણો.

सर्वात्मिके भवति सर्वविकारसम्पत्तञ्चाप्यसाध्यमृषयः स्वरभेदमाहुः ॥

ત્રિદોષના સ્વરભેદમાં ત્રણે દોષોનાં સર્વ લક્ષણો હોય છે, અને તેને ઋષિઓએ અસાધ્ય કહેલો છે.

## ક્ષયના સ્વરભેદનાં લક્ષણો.

धूम्येत वाक् क्षयकृते क्षयमाप्नुयाच्च स्यादेव चापि हतवाक् परिवर्जनीयः ॥

वाक् धूम्येत सधूमेव निःसरति क्षयं वाप्नुयाद्वागेव ॥

ક્ષયથી સ્વરભેદ થાય તો ધૂમાડા જેવી વાણી ક્ષીણ નીકળે છે. આવી વાણીને અસાધ્ય સમજીને વૈદ્યે તેની ચિકિત્સા કરવીજ નહિ.

## મેદના સ્વરભેદનાં લક્ષણો.

अन्तर्गलं स्वरमलक्ष्यपदं चिरेण मेदोऽन्वयाद्वदति दिग्धगलस्तृषार्तः ॥

अन्तर्गलं गलस्य मध्य एव स्वरं वदति ॥ दिग्धगलः मेदसा श्लेष्मणा च लिप्तगलः ॥

મેદથી થયેલ સ્વરભેદમાં ઘણીવારે ગળાના મધ્યમાંજ ન સમજાય એવા પ-

હોવાળો સ્વર નીકળે છે, ગળામાં ભેદ તથા કફ ભરાઇ રહે છે, અને તૃષા લાગે છે.

## સ્વરભેદની અસાધ્યતા.

क्षीणस्य वृद्धस्य कृशस्य चापि चिरोत्थितो यश्च सहोपजातः मेदस्विनः सर्वसमुद्भवश्च स्वरामयो नैव स सिद्धिमेति ॥

क्षीणस्य क्षयरोगिणः कृशस्य अपुष्टस्य ॥

ક્ષીણ, વૃદ્ધ, અપુષ્ટ, એવા માણુસને થયેલો; તથા લાંબા વખતથી કે જન્મથી થયેલો; મેદવાળાને કે ત્રિદોષથી થયેલો; એટલા સ્વરભેદો અસાધ્ય છે.

## સ્વરભેદની ચિકિત્સા.

वातादिजनितश्वासकासघ्ना ये प्रकीर्तिताः । योगास्तानत्र युञ्जीत यथा दोषं चिकित्सकः । वाते सलवणं तैलं पित्ते सर्पिः समाक्षिकम् । कफे सक्षारकटुकं क्षौद्रं कवल इष्यते । गले तालुनि जिह्वायां दन्तमूलेषु चाश्रितः । तेन निष्कृष्यते श्लेष्मा स्वरश्चाशु प्रसीदति । आद्ये कोष्णं जलं पेयं भुक्त्वा घृतरसौदनम् ।क्षीराम्बुपानं पित्तोत्थे पिबेत्सर्पिरतन्द्रितः । पिप्पली पिप्पलीमूलं मरिचं विश्वभेषजम् । पिबेन्मूत्रेण मतिमान् कफजे स्वरसंक्षये । निदिग्धिका तुला ग्राह्या तदर्धं ग्रन्थिकस्य तु । तदर्धं चित्रकस्यापि दशमूलश्च तत्समम् । जलद्रोणद्वये काथ्यं गृह्णीयादाढकं ततः । पूते क्षिपेत्तदर्धन्तु पुराणस्य गुडस्य च । सर्वमेकत्र कृत्वा तु लेहवत्साधु साधयेत् । अष्टौ पलानि पिप्पल्यास्त्रिजातकपलं तथा । मरिचस्य पलं चैकं सर्वमेकत्र चूर्णितम् । मधुनः कुडवं दत्त्वा तदश्नीयाद्यथानलम् । निदिग्धिकावलेहोऽयं भिषग्भिर्मुनिभिर्मतः। स्वरभेदहरो मुख्यः प्रतिश्यायहरस्तथा । कासश्वासाग्निमान्द्यादीन् गुल्ममेहगलामयान् । आनाहमूत्रकृच्छ्राणि हन्यात् ग्रंथ्यर्बुदानि च ॥ निदिग्धिकावलेहः ॥

मृगनाभिः ससूक्ष्मैलालवङ्गकुसुमानि च । त्वक्क्षीरी चेति लेहोऽयं मधुसर्पिःसमायुतः । वाक्स्तम्भमुग्रं जयति स्वरभ्रंशसमन्वितम् ॥

मृगनाभ्यादिरवलेहः ॥

ब्राह्मी वचाभया वासा पिप्पली मधुसंयुता । अस्य प्रयोगात्सप्ताहात्किन्नरैः सह गीयते ॥

इति स्वरभेदाधिकारः ॥

વાતાદિથી થયેલ શ્વાસના તથા ઉધરસના જે ઉપાયો કહેલા છે તે ઉપાયો વૈદ્યે દોષોને અનુસરીને સ્વરભેદમાં પણ કરવા.

વાયુના સ્વરભેદમાં લુણ અને તેલ, પિત્તથી થયેલ હોય તો મધ અને ઘી, કફથી થયેલ હોય તો ખારા તથા તીખા પદાર્થો સહિત મધ, એમના કોગળા કરાવવા. કવલથી ગળું, તાળવું, જીભ, અને દાંતનાં મુળોમાં રહેલો કફ ખેંચાઇ આવીને સ્વર તુરત સુધરે છે.

વાયુના સ્વરભેદમાં માંસ રસ તથા ભાત જમીને જરા ઉનું પાણી પીવું; પિત્ત હોયતો આળસ છોડી દેઇને દૂધ અ-

ને પાણી સાથે ઘી પીવું; અને કફમાં પીપર, પીપરીમૂળ, મરી, અને સૂંઠનું ચૂર્ણ ગોમૂત્રમાં પીવું.

### નિદિગ્ધિકાવલેહ.

૪૦૦ તોલા ભોરીંગણી, ૨૦૦ તોલા પીપરીમૂળ, ૧૦૦ તોલા ચિત્રક, અને ૧૦૦ તોલા દશમૂળનો ૨૦૪૮ તોલા પાણીમાં કવાથ કરી ૨૫૬ તોલા પાણી રહે ત્યારે તેને વસ્ત્રથી ગાળીને તેમાં ૧૨૮ તોલા જુનો ગોળ મેળવીને શીરા જેવો પાક કરવો. પછી તેમાં તજ, તમાલપત્ર, અને એળચી, એ ત્રણે મળીને ૩૨ તોલા, ચાર તોલા મરી અને ૧૬ તોલા મધ નાંખવું. આ નિદિગ્ધિકાવલેહ અગ્નિના બળ પ્રમાણે ખાવાથી સ્વરભેદનો ઉત્તમ રીતે નાશ થાય છે, અને સલેખમ પણ મટે છે, એમ વૈદ્ય મુનિઓનો મત છે. આ અવલેહ ઉધરસ, શ્વાસ, મંદાગ્નિ, ગોળો, પ્રમેહ, ગળાના રોગો, મળબંધ, પેડુનો આફરો, મૂત્રકૃચ્છ્ર, ગાંઠો અને અર્બુદોને મટાડે છે.

### મૃગનાભ્યાદિ અવલેહ.

કસ્તુરી, ઝીણી એળચી; લવીંગ, અને વંશલોચનનું ચૂર્ણ મધ તથા ઘીમાં ખાવાથી સ્વરભેદ અને જીભનું અટકવું મટી જાય છે.

### બ્રાહ્મ્યાદિ અવલેહ.

બ્રાહ્મી, વજ, હરડે, અરડૂસી અને પીપરને મધમાં ચાટવાથી સાત દિવસોમાં કિન્નરોની સાથે ગાઈ શકાય છે.



## અરોચક (અરૂચિ)નો અધિકાર.

### અરોચકનું નિદાન તથા લક્ષણો.

**वातादिभिः शोकभयार्त्तिलोभक्रोधैर्मनोघ्नाशनरूपगन्धैः । अरोचकाः स्युः परिहृष्टदन्तः कषायवक्त्रश्च मतोऽनिलेन ॥**

अरोचकाः न भोजने रुचिमुत्पादयन्तीत्यरोचका व्याधयः पञ्च वातादिभेदैः ॥

વાયુ આદિ, શોક, ભય, પીડા, લોભ, ક્રોધ, મનોભંગ કરનારાં ભોજન તથા રૂપો અને ગંધોથી અન્ન ઉપર અરૂચિ થાય છે. તે વાયુની, પિત્તની, કફની, ત્રિદોષની, શોકની, અને આગંતુકથી થયેલી એમ પાંચ પ્રકારની થાય છે.

### વાતારોચકનાં લક્ષણો.

परिहृष्टदन्तः अम्लभक्षणेनेव परिहृष्टो दन्तो यस्य सः । तथा कषायवक्त्रः कषायरसं वक्त्रं यस्य सः ॥

જો વાયુથી અરૂચિ થઇ હોય તો જાણે ખાટી વસ્તુ ખાધી હોય તેમ દાંત અંબાઇ જાય છે અને મુખ તુરૂં થઇ જાય છે.

### પિત્તારોચકનાં લક્ષણો.

**कट्वम्लमुष्णं विरसञ्च पूति पित्तेन विद्यालुवणञ्च वक्त्रम् ॥**

कट्वम्लमित्यादिना विद्यादित्यनेन पैत्तिकस्य लक्षणमाहुः ॥

જો પિત્તથી અરૂચિ થઇ હોય તો મુખમાં તીખાશ, ખટાશ, ગરમી, વિરસતા અને દુર્ગંધી થઈ જાય છે.

### કફારોચકનાં લક્ષણો.

**यतो विदग्धः श्लेष्मास्य लवणभावमुपैति ततो लवणश्च वक्त्रम्। तथा। माधुर्यपैच्छिल्यगुरुत्वशैत्यास्निग्धत्वदौर्गन्ध्ययुतं कफेन ॥**

पैच्छिल्यं मुखस्याभ्यन्तरे स्निग्धत्वं बहिः ॥

જો કફથી અરૂચિ થઇ હોય તો વિદગ્ધ કફ ખારો થવાથી મુખમાં ખારાશ તથા કફથી મીઠાશ, મુખ અંદર તાંતણા જેવું અને બહારથી ચીકણું, ભારે, શીતળ, અને દુર્ગંધી થઇ જાય છે.

### આગંતુકારોચકનાં લક્ષણો.

**अरोचके शोकभयातिलोभक्रोधाद्यहृद्याशुचिगन्धजे स्यात्। स्वाभाविकश्चास्यमथारुचिश्च त्रिदोषजेनैकरसं भवेच्च ॥**

क्रोधादित्यादिशब्देनाहृद्ययोरशनरूपयोर्ग्रहणं स्वाभाविकञ्च अविकृतरसम् ॥

શોક, ભય, અતિ લોભ, ક્રોધ અને અણગમતાં ભોજન, રૂપ કે ગંધથી અરૂચિ થાય તો મુખ સ્વાભાવિક રીતે અવિકૃતિ રસવાળું રહે છે.

### ત્રિદોષારૂચિનાં લક્ષણો.

नकैरसम् अनेकरसमास्यं स्यात् ॥

ત્રણે દોષથી અરૂચિ થઇ હોય તો મુખ અનેક રસોવાળું થઈ જાય છે.

### અરોચકની બીજી વિકૃતિઓ.

**हृच्छूलपीडनयुतं पवनेन पित्तात् तृड्दाहचोषबहुलं सकफप्रसेकम्। श्लेष्मात्मकं बहुरुजं बहुभिश्च विद्याद्वैगुण्यमोहजडताभिरथापरञ्च ॥**

हृच्छूलपीडनयुतं हृदि शूलेन पीडनं तेन युतम्। दोषः पार्श्वस्थिताग्निनेव सन्तापः बहुभिः त्रिभिर्दोषैः बहुरुजम् ऊक्तवातादिरोगयुक्तं वैगुण्यं मनसो व्याकुलत्वं जडता शून्यता अपरं आगन्तुजम् ॥

હૃદયમાં પીડાકારક શૂળ વાયુથી થાય છે; તૃષા, દાહ, ચોષ, એ પિત્તથી થાય છે, કફથી મુખમાં થુંક આવ્યા કરે છે; ત્રણે દોષથી સર્વ ચિન્હો ભેળાં હોય છે; અને આગંતુકમાં મનની વ્યાકુળતા, શૂન્યતા, અને મોહ થાય છે.

### વિશેષ વિવેચન.

**भक्तद्वेषभक्तछन्दौ चरकसुश्रुताभ्यामरोचकत्वेनैव संगृहितौ। वृद्धभोजस्तेषां लक्षणानि पृथगाह।**

**प्रक्षिप्तन्तु मुखे चान्नं यत्र नास्वादते नरः। अरोचकः स विज्ञेयो भक्तद्वेषमतः शृणु ॥**

आस्वादते अन्नस्य मिष्टतां न प्राप्नोति। तदन्नं मिष्टं न लगतीति यावत् ॥

**चिन्तयित्वा तु मनसा दृष्ट्वा स्पृष्ट्वा तु भोजनम्। द्वेषमायाति यो जन्तुर्भक्तद्वेषः स उच्यते। कुपितस्य भयार्त्तस्य तथा भक्तिनिरोधिनः। यत्र नान्ने भवेच्छ्रद्धा स भक्ताच्छन्द उच्यते ॥**

વૃદ્ધ ભોજ કહે છે કે-"મુખમાં નાંખેલ અન્ન મીઠું ન લાગે તે અરોચક છે. ભોજનની ઇચ્છા થયા છતાં ભોજનને નજરે જોયાથી કે સ્પર્શ કર્યાથી તે ઉપર

દ્વેષ થાય તે ભક્તદ્વેષ કહેવાય છે, અને કોપભયાદિ પીડાથી કે પ્રેમના રોધથી અન્ન ઉપર અશ્રદ્ધા થાય તેને ભક્તાચ્છંદ કહે છે." આ સર્વને ચરક તથા સુશ્રુત તો અરોચકમાંજ ગણે છે.

## અરોચકની ચિકિત્સા.

भोजनाग्रे सदा पथ्यं लवणार्द्रकभक्षणम् । रोचनं दीपनं वह्नेर्जिह्वाकण्ठविशोधनम् ॥ शृङ्गवेररसं वापि मधुना सह योजयेत् । अरुचिश्वासकासघ्नं प्रतिश्यायकफापहम् । पक्वाम्लीका सिता शीतवारिणा वस्त्रगालिता । एला लवङ्गकर्पूरमरिचैरवधूलिता । पानकस्यास्य गण्डूषं धारयित्वा मुखे मुहुः । अरुचिं नाशयत्येष पित्तं प्रशमयेत्तथा ॥ अम्लीकापानम् ॥

राजिकाजीरकौ भृष्टौ भृष्टं हिङ्गु सनागरम् । सैन्धवं दधि गोः सर्वं वस्त्रपूतं प्रकल्पयेत् ॥ तावन्मात्रं क्षिपेत्तत्र यथा स्याद्रुचिरुत्तमा । तक्रमेतद्भवेत्सद्यो रोचनं वह्निवर्धनम् ॥ तक्रन्तु गन्धम् ॥

सम्यगावर्तितं दुग्धं निबद्धं दधिमाहिषम् । एकीकृत्य पटे घृष्टं शुभ्रशर्करया समम् ॥ एलालवङ्गकर्पूरमरिचैश्च समन्वितम् । नाम्ना शिखरिणी कुर्याद्रुचिं सकलवल्लभाम् । द्वे पले दाडिमाम्लस्य खण्डं दद्यात् पलत्रयम् । त्रिसुगन्धि पलं चैकं चूर्णमेकत्र कारयेत् ॥ तच्चूर्णं मात्रया भुक्तमरोचकहरं परम् । दीपनं पाचनञ्च स्यात्पीनसज्वरकासजित् ॥ दाडिमादिचूर्णम् ॥

लवङ्गकक्कोलमुशीरचन्दनं न तं सनीलोत्पलकृष्णजीरकम् । जलं सकृष्णा गुरुभृङ्गकेसरं कणा च विश्वा नलदं सहैलया ॥ तुषारजातीफलवंशरोचनाः सितार्द्धभागा सकलं विचूर्णितम् । सुरोचनं तर्पणमग्निदीपनं बलप्रदं वृष्यतमं त्रिदोषचित् ॥ उरोविबन्धं तमकं गलग्रहं सकासहिक्कारुचियक्ष्मपीनसम् । ग्रहण्यतीसारमुरःक्षतं नृणां तथा प्रमेहानखिलान्निहन्ति ॥

कक्कोलं सुगन्धविशेषः । नतं तगरम् । जलं बालकं भृङ्गं त्वक् नलदमुशीरम् तुषारः कर्पूरः । लवङ्गादिचूर्णम् ॥

यवानी दाडिमं शुण्ठी तिन्तिरीकाम्लवेतसैः । बदराम्लं च कुर्वीत चतुःशाणमितानि च । सार्धद्विशाणं मरिचं पिप्पली दशशाणिका । त्वक्सौवर्चलधान्याकजीरकं द्विद्विशाणिकम् । चतुःषष्टिमितैः शाणैः शर्करामत्र योजयेत् । चूर्णितं सर्वमेकत्र यवानीखाण्डवाभिधम् । चूर्णं जयेत्पाण्डुरोगं हृद्रोगं ग्रहणीज्वरम् । छर्दिशोषातिसारांश्च प्लीहानाहविबन्धताम् । अरुचिं शूलमन्दाग्निमर्शोजिह्वागलामयान् ॥

यवानी खाण्डवं चूर्णम् । इत्यरोचकाधिकारः॥

ભોજનના આરંભમાં, હમેશાં લવણ અને આદુ ખાવું તે સારૂં છે. એથી અગ્નિદીપ્ત થાય છે, રૂચી ઉપજે છે, અને જીભ તથા કંઠ સાફ થાય છે.

મધ અને આદાનો રસ પીવાથી અરૂચિ, શ્વાસ, ઉધરસ, સળેખમ અને કફનો નાશ થાય છે.

અમ્લિકાપાનક—પાકેલી આંબલી અને સાકરને ટાઢા પાણીમાં ઘોળી, વસ્ત્રમાં ગાળી, તેમાં એળચી, લવીંગ, કપૂર, અને મરીનાં ચૂર્ણો નાંખીને તેનો કોગળો મુખમાં વારંવાર રાખવાથી અરૂચિનો નાશ થઈ પિત્તનું પ્રશમન થઇ જાય છે.

રાઇ, જીરૂં, હિંગ, સૂંઠ, એને શેકીને સૈંધવ સહિત ગાયના દહિંમાં મેળવીને વસ્ત્રથી ગાળીને તેમાં એટલીજ ઘાટી છાશ નાંખવી. આ છાશ તુરતજ રૂચિ તથા જઠરાગ્નિને ઉત્પન્ન કરે છે.

શિખરિણી—સારી પેઠે બાળેલ દૂધ તથા વસ્ત્રમાં બાંધીને પાણી વગરનું કરેલું ભેંશનું દહિં, એ બેને એકઠાં કરીને તેમાં સ્વચ્છ સાકર નાંખી વસ્ત્રથી ચોળીને ગાળવું. પછી તેમાં એળચી, લવીંગ, ભીમસેની કપૂર અને મરી નાંખવાં. આ શિખંડ પ્રિયકર તથા રોચક છે.

દાડિમાદિ ચૂર્ણ—દાડમનાં બીજ આઠ તોલા; ખાંડ બાર તોલા; અને તજ, તમાલપત્ર, તથા એળચી એ ત્રણે મળીને એક તોલો, આ ચૂર્ણ યોગ્ય માત્રાથી ખાવાથી રૂચિ ઉપજે છે, અગ્નિ વધે છે, પાચન થાય છે, અને શ્લેષ્મ, જ્વર તથા ઉધરસ મટી જાય છે.

લવંગાદિ ચૂર્ણ—લવીંગ, મરિચકંકોલ, બે ભાગ કાળો વાળો, ચંદન, તગર, નીલકમળ, કાળીજીરી, વાળો, અગરૂ, તજ, નાગકેશર, પીપર, સૂંઠ, એળચી, ભીમસેની કપૂર, જાયફળ, વંશલોચન અને એ સર્વેથી બમણી સાકરનું ચૂર્ણ ખાવાથી રૂચિ, તૃપ્તિ, અગ્નિ, પ્રદિપ્ત બળ, પુષ્ટિ, એ મળેછે; ત્રિદોષ; છાતીની ભીંસ, તમકશ્વાસ, કંઠનો રોધ, ઉધરસ, હેડકી, અરૂચિ, ક્ષયરોગ, શ્લેષ્મ, ગ્રહણી, અતિસાર, ઉરઃક્ષત તથા સર્વ પ્રમેહો મટી જાય છે.

યવાનિખાંડવ ચૂર્ણ—અજમો, દાડમ, સૂંઠ, આંબલી, અમ્લવેતસ અને બોરનો સૂકો ગર્ભ, એ દરેક એક એક તોલો; મરી દશ આનીભાર; પીપર અઢી તોલા અને તજ, સંચળ, ધાણા અને જીરૂં એ દરેક અરધો અરધો તોલો; અને સાકર સોળ તોલા; આ સર્વનું એકત્ર ચૂર્ણ કરી તે ખાવાથી પાંડુરોગ, છાતીનું દરદ, ગ્રહણી. જ્વર, ઉલટી, શોષ, અતિસાર, બસ્લનો રોગ, પેડુનો આફરો, મળબંધ, અરૂચિ, શૂળ, મંદાગ્નિ, અર્શો, જીભના રોગો અને ગળાના રોગો મટી જાય છે.

---

# ઉલટીનો અધિકાર.

## ઉલટીનાં નિદાન તથા સંપ્રાપ્તિ.

**अतिद्रवैरतिस्निग्धैरहृद्यैर्लवणैरपि । अकाले चातिमात्रैश्च तथाऽसात्म्यैश्च भोजनैः। आमाद्भयात्तथोद्वेगादजीर्णात् क्रिमिदोषतः। नार्याश्चापन्नसत्वायास्तथातिद्रुतमश्नतः । बीभत्सैर्हेतुभिश्चान्यैर्द्रुतमुत्क्लिश्यते बलात्॥**

अमात् असम्यक् पक्वाद्रसात् अजीर्णाद्यथास्थितात्भुक्तात् आपन्नसत्वायाः प्राप्तगर्भायाः ॥

**दुष्टैर्दोषैः पृथक् सर्वैर्बीभत्सालोकनादिभिः । छर्दयः पञ्च विज्ञेयास्तासां लक्षणमुच्यते ॥**

अन्यैर्बीभत्सैर्विकृतैर्हेतुभिर्घृणाकारिभिः । अनिष्टश्रवणस्पर्शनदर्शनभक्षणपानैः उत्क्लिश्यते ॥

અતિ દ્રવરૂપ, અતિ સ્નિગ્ધ, અણુગમતાં, તથા ખારાં તેમજ સમય વગર. વધુ પડતાં અને ભારે ભોજનોથી; આમ, અજીર્ણ, ભય, ઉદ્વેગ, અને કૃમિ દોષથી; ગર્ભાધાનથી તથા ઉતાવળું જમવાથી; દુષ્ટ વાત, પિત્ત, કફ અને ત્રિદોષથી; ગ્લાનિ પમાડનાર પદાર્થ નજરે પડવાથી; જમેલું અન્ન બળાત્કારથી પાછું વળવાથી પાંચ પ્રકારની ઉલટીઓ થાય છે, તેનાં લક્ષણો કહીશું.

## ઉલટીનું પૂર્વરૂપ.

**हृल्लासोद्गारसंरोधौ प्रसेकोलवणास्यता ।**
**द्वेषोऽन्नपाने च भृशं वमीनां पूर्वलक्षणम् ॥**

મોળ, ઓડકારનો સંરોધ, મુખમાં પાણી, મુખમાં ખારાશ, અને અન્ન ઉપર પૂરો દ્વેષ, એ ઉલટીનાં પૂર્વરૂપો છે.

## ઉલટીનાં સામાન્ય લક્ષણો.

**छादयन्नाननं वेगैरर्दयन्नङ्गभञ्जनैः । निरुच्यते छर्दिरिति दोषो वक्त्रं प्रधावितः ॥**

छादयन् पूरयन् अङ्गभञ्जनैः अङ्गभेदैः अर्दयन् अङ्गानि पीडयन् वक्त्रं प्रधावितो दोषश्छर्दिरित्युच्यते ॥

વેગોથી મુખને પૂરી દેતો, મરડાટથી અંગોને પીડતો, અને દોડીને મુખમાં ખેંચતો દોષ ઉલટી કહેવાય છે.

## વાયુની ઉલટીનાં લક્ષણો.

**हृत्पार्श्वपीडामुखशोषशीर्षनाभ्यर्तिकासस्वरभेदतोदैः । उद्गारशब्दप्रबलंसफेनं विच्छिन्नकृष्णं तनुकं कषायम् । कृच्छ्रेण चाल्पं महता च वेगेनार्तोऽनिलाच्छर्दयतीव दुःखम् ॥**

कषायं कषायरसम् । दुःखमिव छर्दयति ॥

છાતીમાં તથા પડખામાં પીડા, મુખશોષ માથામાં તથા નાભિમાં પીડા,ઉધરસ, સ્વરભેદ, અંગમાં ભોંકાયાની પીડા, અને હીબકાના શબ્દથી પ્રબળ, ફીણવાળું, તૂટેલું, કાળું, પાતળું, તૂરૂં, તથા થોડું વમન કષ્ટથી માંડમાંડ કરે છે.

## પિત્તની ઉલટીનાં લક્ષણો.

**मूर्छा पिपासा मुखशोषमूर्द्धताल्वक्षिसन्तापतमोभ्रमार्तः । पीतं भृशोष्णं हरितञ्च तिक्तं धूम्रञ्च पित्तेन वमेत्सदाहम् ॥**

મૂર્છા,તૃષા, મુખશોષ, તાળવામાં તથા નેત્રમાં સંતાપ,અને અંધારાં તથા ભ્રમ, એ થાય છે; અને પીળું, લીલું, બહુ ગરમ. કડવું, ધુમાડા જેવું, અને દાહ કરનારૂં વમન પિતની ઉલટીથી થાય છે.

## કફની ઉલટીનાં લક્ષણો.

**तन्द्रास्यमाधुर्यकफप्रसेकसन्तोषनिद्रारुचिगौरवार्त्तः । स्निग्धं घनं स्वादु कफाद्विशुद्धं सलोमहर्षोऽल्परुजं वमेत्तु ॥** सन्तोषस्तृप्तिः ॥

તંદ્રા, મુખમાં મીઠાશ, કફ નીકળવો, તૃપ્તિ, નિદ્રા, અરૂચિ, તથા ભારેપણું થાય છે. રૂવાડાં ઉભાં થાય છે તથા સ્નિગ્ધ, ઘાટું, મીઠું, ધોળું, અને થોડી વેદનાવાળું વમન કફની ઉલટીથી થાય છે.

## ત્રણે દોષની ઉલટીનાં લક્ષણો.

**शूलाविपाकारुचिदाहतृष्णाश्वासप्रमोहप्रबला प्रसक्ता । छर्दिस्त्रिदोषाल्लवणाम्लनीलसान्द्रोष्णरक्तं वमतां नृणां स्यात् ॥**

શૂળ, અપચો, અરૂચિ, દાહ, તૃષા, શ્વાસ, પ્રમેહ, અને સ્ત્રીઓમાં આસક્તિ, એ થાય છે; તથા ત્રિદોષની ઉલટી ખારી, ખાટી, લીલી, ઘાટી, ગરમ, અને લોહીવાળી હોય છે.

## આગંતુક ઉલટીનાં લક્ષણો.

**असात्म्यजा च कृमिजामजा च बीभत्सजा दौर्हृदजा च या हि । सा पञ्चमी ताश्च विभावयेच्च दोषोच्छ्रयेणैव यथोक्तमादौ ॥**

एताः पञ्चाप्यागन्तुजत्वेन सात्म्यादेकैव । अतएव सागन्तुजा पञ्चमी विभावयेत् अनुबन्धयेत् ॥

અહિતકર આહાર, કૃમિ, આમ, દુષ્ટ પદાર્થોનાં દર્શનાદિ, અને ગર્ભ રહેવાથી, એમ પાંચ પ્રકારની આગંતુક ઉલટી થાય છે, તેને પાછળથી દોષોનો સંબંધ થાય છે.

## ઉલટીના ઉપદ્રવો.

**कासः श्वासो ज्वरस्तृष्णा हिक्कावैचित्यमेव च । हृद्रोगस्तमकश्चैव ज्ञेयाश्छर्देरुपद्रवाः ॥**

वैचित्यं विकृतचित्तत्वं तमकोऽत्र तमः । श्वासपदेनैव तमकाख्यस्यापि श्वासस्योक्तेः ॥

ઉધરસ, શ્વાસ, જ્વર, તૃષા, હેડકી, ચિત્તભ્રમ, છાતીનું દરદ અને અંધારાં આવવાં, એ ઉલટીના ઉપદ્રવો છે.

## સાધ્યાસાધ્યતા.

**क्षीणस्य या छर्दिरतिप्रसक्ता सोपद्रवा शोणितपूययुक्ता । सचन्द्रिकां तांप्रवदन्त्यसाध्यां साध्याश्चिकित्स्येन्निरुपद्रवां च ॥**

सचन्द्रिकां मयूरपिच्छचन्द्रिकाप्रभायुक्ताम् ॥

જે ઉલટી નબળા માણસને બહુજ થઇ હોય, ઉપદ્રવોવાળી હોય, લોહી તથા પરૂવાળી હોય, મોરપીંછના ચાંલ્લા જેવી હોય, તે ઉલટી અસાધ્ય છે. એથી ઉલટાં લક્ષણ વાળી હોય તો તે સાધ્ય છે.

## ઉલટીની ચિકિત્સા.

**आमाशयोत्क्लेशभवा हि सर्वाश्छर्द्यो मतालङ्घनमेव तस्मात् । विधीयते मारुतजां विना तु संशोधनं वा कफपित्तहारि । हन्यात् क्षीरोदकं पीतं छर्दि पवनसंभवाम् । मुद्गामलकयूषोवा ससर्पिष्कः ससैन्धवः ॥**

क्षीरोदकं नाशितस्य क्षीरस्योदकम् ॥

**गुडूची त्रिफला निम्बपटोलैः क्वथितं जलम् । पिबेन्मधुयुतं तेन छर्दिर्नश्यति पित्तजा ॥ हरीतकीनां चूर्णन्तु लिह्यान्माक्षिकसंयुतम् । अधोमार्गीकृते दोषे छर्दिः शीघ्रं निवर्त्तते । विडङ्गत्रिफलाविश्वाचूर्णं मधूयुतं जयेत् । विडङ्गप्लवशुण्ठीनां चूर्णं वा कफजां वमिम् ।**

प्लवं कैवर्त्तमुस्तकं गुडतजी इति लोके ॥

**पिष्ट्वा धात्रीफलं लाजान् शर्कराञ्च पलोन्मिताम् । दत्त्वा मधुपलञ्चापि कुडवं सलिलस्य च ॥ वाससा गालितं पीतं हन्ति छर्दि त्रिदोषजाम् । गुडूच्या रचितं हन्ति**

हिमं मधुसमन्वितम् । दुर्निवारामपि छर्दि त्रिदोषजनितां बलात् । एलालवङ्गगजकेसरकौलमज्जालाजाप्रियङ्गुघनचन्दनपिप्पलीनाम् ॥ चूर्णानि माक्षिकसितासहितानि लीढ्वा छर्दि निहन्ति कफमारुतपित्तजाताम्॥

एलादिचूर्णम् ॥

अश्वत्थवल्कलं शुष्कं दग्धं निर्वापितं जले । तज्जलं पानमात्रेण छर्दि जयति दुर्जयाम् । पथ्यात्रिकटुधान्याकजीरकाणां रजो लिहन् । मधुना नाशयेच्छर्दिमरुचिश्च त्रिदोषजाम् । बिल्वत्वचो गुडूच्या वा क्वाथः क्षौद्रेण संयुतः । छर्दि त्रिदोषजां हन्ति पर्पटः पित्तजां तथा । आम्रास्थिबिल्वनिर्यूहः पीतः समधुशर्करः । निहन्याच्छर्द्यतीसारं वैश्वानर इवाहुतिम् ॥

निर्यूहः क्वाथः ॥

जम्ब्वाम्रपल्लवशृतं लाजरजः संयुतं शीतम् । शमयति मधुना युक्तं वमिमतिसारं तृषामुग्राम् । बीभत्सजां हृद्यतमैरिष्टैर्दौर्हृदजां फलैः । लङ्घनैरामजां छर्दि जयेत् सात्म्यैरसात्म्यजाम् । कृमिहृद्रोगवद्धन्याच्छर्दि कृमिसमुद्भवाम् । तत्र तत्र यथादोषं क्रियां कुर्याच्चिकित्सकः । सोद्गारायां भृशं छर्द्यां मूर्वाया धान्यमुस्तयोः । समधूकाञ्जनं चूर्णं लेहयेन्मधुसंयुतम् । सौवर्चलमजाजी च शर्करा मरिचानि च । क्षौद्रेण सहितं लीढं सद्यश्छर्दिनिवारणम् ॥

इति छर्द्यधिकारः ॥

આમાશયના ઉછાળાથી સર્વ જાતની ઉલટીઓ થાય છે, માટે એમાં લંઘન અથવા તો કફ અને પિત્તનું સંશોધન કરવું, પરંતુ વાયુની ઉલટીમાં એમ કરવું યોગ્ય નથી.

દહિં નાંખીને ફોડી નાંખેલ દૂધનું પાણી પીવાથી, અથવા ઘી અને સૈંધવ સહિત મગનો તથા આમળાંનો યૂષ પીવાથી વાયુની ઉલટી મટી જાય છે.

ગળો, ત્રિફળા, લીમડો અને કડવાં પરવળનો ક્વાથ મધ નાંખીને પીવાથી પિત્તની ઉલટી મટી જાય છે.

હરડેનું ચૂર્ણ મધમાં ચાટવાથી દોષ ગુદા તરફ વળે છે, તેથી એકદમ ઉલટી બંધ થાય છે.

વાવડીંગ, ત્રિફળા અને સૂંઠનું ચૂર્ણ મધમાં ચાટવાથી; અથવા વાવડીંગ, કેવડી મોથ અને સૂંઠનું ચૂર્ણ મધમાં ચાટવાથી કફની ઉલટી જીતાઇ જાય છે.

આમળાં, ચોખાની ધાણી અને ચાર તોલાભાર સાકરના ચૂર્ણમાં ચાર તોલાભાર મધ અને સોળ તોલાભાર પાણી નાંખી વસ્ત્રથી ગાળીને પીવાથી ત્રિદોષની ઉલટી હણાઇ જાય છે.

ગળોનું હિમ મધ નાંખીને પીવાથી ત્રિદોષની ઉલટી ન મટે તેવી હોય તો પણ બળાત્કારે મટે છે.

એલાદિ ચૂર્ણ—એળચી, લવંગ, નાગકેશર, બોરનો ગર્ભ, ચોખાની ધાણી, ઘઉંલો, મોથ, ચંદન અને પીપરનું ચૂર્ણ મધ તથા સાકરમાં ચાટવાથી ત્રિદોષની ઉલટી મટી જાય છે.

પીમળાનાં કૂપળિયાં તથા બોલસરીનાં ફુલને સૂકવી બાળીને તેની રાખ પાણીમાં ડોળીને પીવાથી ન જીતાય એવી ઉલટી પણ તુરત જીતાઇ જાય છે.

હરડે, સૂંઠ, મરી, પીપર, ધાણા અને જીરાનું ચૂર્ણ મધમાં ચાટવાથી ત્રણે દોષોની ઉલટી તથા અરૂચિ મટી જાય છે.

બીલીની છાલ્ય અથવા ગળોનો કવાથ મધ નાંખીને પીવાથી ત્રિદોષની ઉલટી મટી જાય છે.

ખડસલિયો વાટીને પીવાથી પિત્તની ઉલટી મટી જાય છે.

આંબાની ગોટલી અને બીલીનો કવાથ મધ તથા સાકર નાંખીને પીવાથી, જેમ અગ્નિથી આહુતિનો નાશ થાય છે તેમ ઉલટી સહિત અતિસારનો નાશ થાય છે.

આંબાનાં તથા જાંબુનાં પાનના કવાથમાં ચોખાની ધાણીનું ચૂર્ણ તથા મધ નાંખીને પીવાથી ઉલટી અતિસાર તથા ઉગ્ર તૃષા શાંત થઇ જાય છે.

બીભત્સ પદાર્થોના દર્શનથી થયેલી ઉલટીને અત્યંત પ્રિય પદાર્થોના ઉપયોગથી જીતવી; ગર્ભથી થયેલી ઉલટીને પ્રિયફળોના ઉપયોગથી જીતવી; આમથી થયેલી ઉલટીને લંઘનોથી જીતવી; અને અહિત પદાર્થોથી થયેલી ઉલટીને હિતકર પદાર્થોથી જીતવી.

કૃમિથીથ યેલી ઉલટીને વૈદ્યે કૃમિથી થતા છાતીના દરદની ચિકિત્સાઓથી જીતવી, અને તે તે પ્રકારોમાં તે તે દોષોને અનુસરીને ક્રિયા કરવી.

બહુ ઓડકારવાળી ઉલટીમાં પીલુડી, ધાણા, મોથ, જેઠીમધ અને રસવંતીનું ચૂર્ણ મધ કાલવીને ચટાડવું.

સંચળ, જીરૂં, સાકર અને મરીનું ચૂર્ણ મધમાં ચાટવાથી ઉલટી તુરત મટી જાય છે.



# તરશનો અધિકાર.

## તરશનું નિદાન તથા સંખ્યા.

**भयश्रमाभ्यां बलसंक्षयाद्वा ऊर्ध्वाचितं पित्तविवर्धनैश्च । पित्तं सवातं कुपितं नराणां तालुप्रपन्नं जनयेत्पिपासाम् । स्रोतःस्वपां वाहिषु दूषितेषु दोषैश्च तृट् सम्भवतीह जन्तोः । तिस्रः स्मृतास्ताः क्षतजा चतुर्थी क्षयात्तथान्यामसमुद्भवा च । भुक्तोद्भवा सप्तमिकेति तासां निबोध लिङ्गान्यनुपूर्वशस्तु ॥**

नराणां पित्तं स्वस्थान एव सचितं पित्तं सवातं पित्तविवर्द्धनैः कट्वम्लोष्णादिभिः कुपितं पित्तं भयश्रमाभ्यां बलसंक्षयादुपवासादेश्च वातः कुपितः तद्द्वयं ऊर्ध्वं प्राप्तं ऊर्ध्ववशात् पिपासां जलवाहिस्रोतःस्वपि । अत आह । स्रोतःस्वित्यादि नन्वत्र बहुवचनं न युक्तं यतो जलवहे द्वे स्रोतसी सुश्रुतेनोक्ते । उच्यते । तयोरेवानेकप्रतानयोगान्न दोषः । अपां वाहिषु स्रोतःस्विति जिह्वादेरप्युपलक्षणम् । यत आह चरकः " रसवाहिनीश्च धमनीर्जिह्वाहृदयगलतालुक्लोमसंशोषान् नृणां देहेषु कुरुतस्तृष्णामतिबलां पित्तानिलाविति ।" संख्यामाह । तिस्र इत्यादि ॥

પોતાના સ્થાનમાંજ સંચય થયેલું

પિત્ત તેને વધારનારા તીખા, ખાટા, અને ગરમ પદાર્થોથી કોપ પામે છે; અને પોતાના સ્થાનમાંજ સંચય થયેલો વાયુ ભય, શ્રમ, અને બળનો ક્ષય કરનારા ઉપવાસ વગેરેથી કોપ પામે છે; એ બંને કોપ પામીને ઊંચે ચઢી તાળવાને દૂષિત કરીને તરશ લગાડે છે. જળને વહન કરનારાં સ્રોતો પણ દૂષિત થવાથી તરસ લાગે છે.

શંકા—જળનું વહન કરનારાં બે સ્રોત છે, તેમ છતાં આ ઠેકાણે 'સ્રોતો' એમ બહુ વચન શાથી કહ્યું?

સમાધાન—સ્રોતો તો બે છે, પણ તેને ઘણા તંતુઓનો યોગ છે, માટે બહુ વચન આપવામાં કાંઈ દોષ નથી.

'સ્રોત' એ શબ્દમાં જીભ વગેરેનું પણ ગ્રહણ કરવું; કારણ કે ચરકે કહ્યું છે કે-પિત્ત અને વાયુ રસનું વહન કરનારી નાડીઓના, જીભના, ગળાના, તાળવાના અને તરશ લાગવાના સ્થાનનું શોષણ કરીને માણસને તરશ ઉત્પન્ન કરે છે.

વાત, પિત્ત, કફ, ક્ષત, ક્ષય, આમ, અને અન્નથી થયેલી, એમ સાત પ્રકારની તરશોનાં ક્રમસર લક્ષણો કહિયે છિયે.

## તરશનું સામાન્ય લક્ષણ.

**તાલ્વોષ્ઠકણ્ઠાસ્યવિશોષદાહૌ સન્તાપમોહૌ ભ્રમવિપ્રલાપૌ । સર્વાણિ રૂપાણિ ભવન્તિ તસ્યામુત્પત્તિકાલે તુ વિશેષતો હિ ॥**

તાળવું, હોઠ, કંઠ, મુખ, એમાં શોષ, દાહ, સંતાપ, મોહ, અને ભ્રમ તથા બકવા, એ સર્વ તરશનાં લક્ષણો છે. તરશની ઉત્પત્તિ વખતે વિશેષે કરીને આ લક્ષણો જણાય છે.

## વાયુની તરશનાં લક્ષણો.

**क्षामास्यता मारुतसम्भवायामन्तोदस्तथा शङ्खशिरःसु चापि । स्रोतोनिरोधो विरसश्च वक्त्रं शीताभिरद्भिश्च विवृद्धिमेति ॥**

शङ्खशिरःसु शङ्खयोः शिरसि च स्रोतोनिरोधः रसाम्बुवाहिनीधमनीनिरोधः ॥

મુખ પાતળું થાય છે, લમણા અને માથું દુઃખે છે, રસ તથા જળની વાહક શિરાઓ રોકાઈ જાય છે, મુખ વિરસ થાય છે, અને શીતળ જળથી તૃષા વધે છે.

## પિત્તની તરશનાં લક્ષણો.

**मूर्च्छान्नविद्वेषविलापदाहा रक्तेक्षणत्वं प्रततश्च शोषः । शीताभिनन्दा मुखतिक्तता च पित्तात्मिकायां परिधूपनश्च ॥**

विलापः प्रलापः प्रततश्च शोषः अविरतः शोषः शीताभिनन्दा शीतेच्छापरिधूपनं कण्ठाद्धूमनिर्गम इति ॥

મૂર્છા, અન્ન ઉપર દ્વેષ, બકવા, બળતરા, નેત્રોમાં રતાશ, અને નિરંતર શોષ થાય છે. શીતની ઇચ્છા, મુખમાં કડવાશ, અને કંઠમાં ધુમાડો નીકળે છે.

## કફની તરશનાં લક્ષણો.

**बाष्पावरोधात् कफसंवृतेऽग्नौ तृष्णा बलासेन भवेन्नरस्य । निद्रा गुरुत्वं मधुरास्यता च तयार्दितः शुष्यति चातिमात्रम् ॥**

अग्नौ जठराग्नौ कफसंवृते स्वकारणकुपितेन कफेनोपरिष्टाच्छादिते बाष्पावरोधात् अग्नेरूष्मावरोधात् अवरुद्धानलोष्मणाम्बुवहस्रोतःशोषणात् बलासेन कफेन नरस्य तृड् भवेत् । तया तृष्णयार्दितः पीडित शुष्यति कृशो भवति ॥

જઠરાગ્નિ ઉપરના ભાગોમાં પોતાનાં કારણોથી કોપ પામેલા કફથી ઢંકાઈ જવાથી જઠરાગ્નિની ગરમી રોકાવાથી તે અગ્નિ જળવહન કરનારી શિરાઓનું શોષણ કરે છે, તેથી કફથી તરશ લાગે છે; તેથી માણસ બહુ કૃશ થઈ જાય છે, નિદ્રા વધે છે, ભારેપણું થાય છે, અને મુખ મીઠું થઈ જાય છે.

## ક્ષતની તરશનાં લક્ષણો.

क्षतस्य रुक्शोणितनिर्गमाभ्यां तृष्णा चतुर्थी क्षतजा मता तु ॥

क्षतस्य शस्त्रादिक्षतयुक्तस्य रुक् पीडा ॥

જખમી થયેલા માણસને પીડા તથા લોહી નીકળવાથી તરશ લાગે છે, તે ક્ષતથી થયેલી તરશ કહેવાય છે.

## ક્ષયની તરશનાં લક્ષણો.

रसक्षयाद्या क्षयसम्भवा सा तयाभिभूतस्तु निशादिनेषु । पेपीयतेऽम्भः समुखं न याति तां सन्निपातादिति केचिदाहुः । रसक्षयोक्तानि च लक्षणानि तस्यामशेषेण भिषग्व्यवस्येत् ॥

रसक्षयलक्षणानि सुश्रुतेनोक्तानि । रसक्षये हृत्पीडा कम्पः शोषः शून्यता तृष्णा चेति व्यवस्येत् जानीयात् ॥

રસના ક્ષયથી લાગતી તરશ ક્ષયની કહેવાય છે. એથી રાત દિવસ પાણી પીવાયા કરે છે તેથી પણ સુખ થતું નથી. કેટલાક આ તરશને ત્રિદોષથી થવાનું કહે છે, પણ રસના ક્ષયનાં જે લક્ષણો સુશ્રુતે કહેલાં છે તે સઘળાં આ તરશમાં હોય છે, એમ વૈદ્યોએ જાણવું. સુશ્રુત કહે છે કે–રસનો ક્ષય થાય ત્યારે હૃદયમાં પીડા, કંપ, શોષ, જડતા અને તરશ ઉત્પન્ન થાય છે.

## આમની તરશનાં લક્ષણો.

त्रिदोषलिङ्गामसमुद्भवा च हृच्छूलनिष्ठीवनसादकर्त्री ॥

આમની તરશમાં ત્રણે દોષોનાં લક્ષણો ભેળાં જણાય છે; અને હૃદયમાં શૂળ, થૂંક, તથા ગ્લાનિ થાય છે.

## અન્નની તરશનાં લક્ષણો.

स्निग्धं तथाम्लं लवणञ्च भुक्तं गुर्वन्नमेवाशु तृषां करोति ॥

लवणञ्चेति चकारात् कटु च ॥

સ્નિગ્ધ, ખારૂં, ખાટું, તીખું, અને ભારે અન્ન ખાવાથી વારંવાર તરશ લાગ્યા કરે છે.

## તરશના ઉપદ્રવો.

हीनस्वरः प्रताम्यन्दीनाननहृदयशुष्कगलतालुः । भवति खलु सोपसर्गा तृष्णा सा शोषिणी कष्टा ॥

शोषिणी धातुशोषिणी ॥

સાદ બેસી જવો, ગ્લાનિ, મુખ તથા હૃદયમાં દીનતા, કંઠ તથા તાલુમાં શોષ, આટલા ઉપદ્રવોવાળી તરશ ધાતુઓનું શોષણ કરે છે તેથી તે ખરાબ છે.

## તરશનું અરિષ્ટ.

ज्वरमेहक्षयकासश्वासाद्युपसृष्टदेहानाम् । सर्वा त्वतिप्रसक्ता रोगकृशानां वमिप्रसक्तानाम् । घोरोपद्रवयुक्ता तृष्णा मरणाय विज्ञेया ॥

आदिशब्दादतीसारादीनां ग्रहणम् । अतिप्रसक्ता नितरां जाता घोरोपद्रवयुक्ता अतीव मुखशोषादियुक्ता ॥

જ્વર, પ્રમેહ, ક્ષય, ઉધરસ, શ્વાસ અને અતિસાર વગેરે રોગોમાં; રોગોથી ક્ષીણ થઇ ગયેલા અને ઉલટીવાળાને; શોષાદિ ઘોર ઉપદ્રવો સહિતની સર્વ પ્રકારની તરશો મરણ નીપજાવે છે, એમ જાણવું.

## તરશની ચિકિત્સા.

वातघ्नमन्नपानं मृदुलघुशीतञ्च वाततृष्णायाम् । तृष्णायां पवनोत्थायां सगुडं दधि शस्यते । स्वादु तिक्तं द्रवं शीतं पित्ततृष्णापहं परम् । मुस्तपर्पटकोदीच्यछत्राऽऽयोशीरचन्दनैः शृतं शीतं जलं दद्यात्तृड्दाहज्वरशान्तये ॥

छत्रा धान्यकं किंचिद्धात्रीं च दद्यात् । चन्दनमत्र धवलं तस्यातितृष्णाहरत्वात् शृतमर्धपक्मत्र कर्त्तव्यम् ॥

लाजोदकं मधुयुतं शीतं गुडविमर्दितम् । काश्मरीशर्करायुक्तं पिबेत्तृष्णार्दितो नरः ॥ आस्तरणमार्द्रवासः प्रावरणं चार्द्रवासः स्यात् । तेन पिपासा शाम्यति दाहश्चोग्रोऽपि देहिनां नियतम् ॥ गोस्तनीक्षुरसक्षीरयष्टीमधुमधूत्पलैः । नियतं नासिकापीते तृष्णा शाम्यति दारुणा ॥ वैशद्यं जनयत्यास्ये संदधाति मुखे जलम् । तृष्णादाहप्रशमनं मधुगण्डूषधारणम् ॥ जिह्वाताल्वगलक्लोमशोषे मूर्ध्नि निधापयेत् ॥ केशरं मातुलुङ्गस्य घृतसैन्धवसंयुतम् । दाडिमं बदरं लोध्रं कपित्थं बीजपूरकम् ॥ पिष्ट्वा मूर्धनि लेपस्तु पिपासादाहनाशनः । वारि शीतं मधुयुतमाकण्ठाद्वा पिपासितम् ॥ पाययेद्वामयेच्चाथ तेन तृष्णा प्रशाम्यति । प्रातः शर्करयोपेतः क्वाथो धान्याकसम्भवः ॥ जयेत्तृष्णां तथा दाहं भवेत् स्रोतोविशोधनम् । आमलं कमलं कुष्ठंलाजाश्च वटरोहकम् ॥ एतच्चूर्णस्य मधुना गुटिकां धारयेन्मुखे । तृष्णां प्रवृद्धां हन्त्येषा मुखशोषं च दारुणम् । क्षतोद्भवां रुग्विनिवारणेन जयेद्रसानामसृजश्च पानैः । क्षयोत्थितां क्षीरजलं निहन्यान्मांसोदकं वा मधुरोदकं वा ॥ आमोद्भवां बिल्ववचायुतानां जयेत्कषायैरथ दीपनानाम् । गुर्वन्नजामुल्लिखनैर्जयेच्च क्षयं विना सर्वकृतां च तृष्णाम् ॥

उल्लिखनैः लेखनद्रव्यैः ॥

स्निग्धेऽन्ने भुक्ते या तृष्णा स्यात्तां गुडाम्बुना शमयेत् । अतिरोगदुर्बलानां तृष्णां शमयेन्नृणामिहाशु पयः ॥

पयोऽत्र दुग्धम् ॥

मूर्च्छाछर्दितृषानाहस्त्रीमद्यभृशकर्षिताः । पिबेयुः शीतलं तोयं रक्तपित्ते मदात्यये ॥ सात्म्यान्नपानभैषज्यैस्तृष्णां तस्य जयेत्पुनः । तस्यां जितायामन्योऽपि व्याधिः शक्यश्चिकित्सितुम् ॥ तृषा पूर्वमपक्षीणो न लभेत जलं यदि । मरणं दीर्घरोगं वा प्राप्नुयात्त्वरितं नरः । तृषितो मोहमायाति मोहात्प्राणान् विमुञ्चति । तस्मात् सर्वास्ववस्थासु न क्वचिद्वारि वारयेत् ॥ अन्नेनापि विनाजन्तुः प्राणान्धारयते चिरम् । तोयाभावात्पिपासार्तः क्षणात्प्राणैर्विमुच्यते ॥

इति तृष्णाधिकारः ॥

વાયુંની તરશમાં વાતહર, કોમળ, હલકાં, અને શીતળ અન્નપાનો આપવાં; તથા ગોળ અને દહિં આપવાં એ ઉત્તમ ઉપાય છે. મધુર, કડવા, પ્રવાહી, અને શાતળ પદાર્થોથી પિતની તરશ મટે છે.

ષડંગપાન—મોથ, ખડસલિયો, વાળો, ધાણા, કાળો વાળો, અને ચંદનનો ક્વાથ ટાઢો પાડીને આપવાથી તરશ, દાહ, અને જ્વર શાંત થાય છે. એમાં થોહાંક આમળાં પણ નાંખવા.

ચોખાની ધાણીના શીતળ પાણીમાં મધ, ગોળ, સીવણનાં ફુળ, તથા સાકર નાંખીને પીવાથી તરશ મટી જાય છે.

ભીનું વસ્ત્ર ઓઢવાથી તથા તેમાં સૂવાથી તરશ તથા ઉગ્રદાહ પણ છેક શાંત થઇ જાય છે.

શેરડીનો રસ તથા દૂધ મેળવીને તેમાં દ્રાક્ષ, જેઠીમધ, મધ, અને કમળનો રસ મેળવીને તે સર્વ નાકથી પીવાથી દારુણ તરશ શાંત થઇને મુખમાં શુદ્ધિ અને અમી આવે છે.

મધનો કોગળો મુખમાં રાખવાથી તૃષા અને દાહ શાંત થાય છે.

જીભ, તાળવું, ગળું, અને તૃષાનું સ્થાન ક્લોમ સૂકાતાં હોયતો બીજોરાના કેસરાઓને ઘી તથા સૈંધવમાં વાટીને માથા ઉપર રાખવા.

દાડમ, બોર, લોદર, કોઠ, અને બીજોરાને વાટીને માથા ઉપર લેપ કરવાથી તરશ તથા દાહ નાશ પામે છે.

મધ અને ટાઢું પાણી ગળા સુધી પીને કાઢી નાંખવાથી તૃષા મટી જાય છે.

સવારમાં સાકર નાંખીને ધાણાનો ક્વાથ પીવાથી તરશ તથા દાહ મટી જાય છે, અને સ્રોતો શુદ્ધ થાય છે.

આમળાં, કમળ, કઠ, શાળની ધાણી, અને વડવાઇના અગ્રના ચૂર્ણની મધમાં ગોળી કરી મુખમાં રાખવાથી મહા ઉગ્રતરશ અને મુખનો દારૂણ શોષ પણ મટી જાય છે.

જખમથી થયેલી તરશ મટાડવા માટે જખમ મટાડવો, રસો પાવા, અને લોહી પાવું.

રસના ક્ષયની તરશ મટાડવાને દૂધ તથા પાણી, માંસ અને પાણી, તથા મીઠું પાણી પાવાં.

બીલીના ગર્ભ તથા વજ સહિત દીપન પદાર્થોના ક્વાથો પીવાથી આમની તરશ મટે છે.

કફને ઉખેડનારા પદાર્થોથી અન્નથી થયેલી તરશ મટે છે, અને ક્ષય સિવાયની તમામ તરશો પણ એથી મટી જાય છે.

ગોળનું પાણી પીવાથી સ્નિગ્ધ ભોજનથી થયેલી તરશ મટે છે. અતિશય રોગોથી નિર્બળ થઇ ગયલાની તરશ દૂધથી શાંત થાય છે.

મૂર્છા, ઉલટી, તરશ, આફરો, સ્ત્રી પ્રસંગ, અને મદ્યથી દુઃખ પામતાને શીતળ જળ પાવું. રક્તપિત્ત તથા મદાત્યયમાં હિતકારી અન્નો તથા ઔષધોથી તરશ મટાડવી. તરશ મટયા પછી બીજા રોગોની ચિકિત્સા થઈ શકે છે.

તરસ્યાને તુરત પાણી ન મળે તો તુરત મરણ અથવા બીજા રોગો થાયછે.

તરસ્યા માણસને બેભાની થઇને મરણ થાય છે, માટે કોઈ પણ સ્થિતિમાં તેને પાણીની અટકાયત કરવી નહિ. અન્ન વગર પણ કેટલોક સમય જીવી શકાય છે, પણ પાણી વગર તો ક્ષણમાં મરણ થાય છે.

# મુર્ચ્છાના અધિકાર.

## મુર્ચ્છાનાં નિદાન તથા સંપ્રાપ્તિ.

**क्षीणस्य बहुदोषस्य विरुद्धाहारसेविनः। वेगाघातादभीघाताद्धीनसत्त्वस्य वा पुनः। करणायतनेषूग्रा ॥ बाह्येष्वभ्यन्तरेषु च । निविशन्ते यदा दोषास्तदा मूर्च्छन्ति मानवाः ॥**

बहुदोषस्याधिकदोषस्य न त्वनेकदोषस्य। तदा मूर्च्छा त्रिदोषजैव स्यात्। तथैवास्तु को दोषः? तत्र पृथक् दोषजानां मूर्च्छानां वक्ष्यमाणत्वात्। वेगाघातात् मलादेः अभिघातात् लगुडादिना, हीनसत्त्वस्य स्वल्पसत्त्वगुणस्य, अर्थादधिकतमोगुणस्य। यत उक्तं मूर्च्छा पित्ततमःप्रायेति, करणायतनेषु करणं मनस्तस्यायतनेषु स्वस्थानेषु बाह्येषु कर्मेन्द्रियेषु आभ्यन्तरेषु बुद्धीन्द्रियेषु ॥

નબળા, બહુ દોષોવાળા, વિરૂદ્ધ ભોજન કરનારા, મળાદિ વેગોને રોકનારા, માર પડેલા અને થોડા સત્ત્વગુણવાળાને મનના સ્થાનરૂપ જ્ઞાનેંદ્રિયોમાં અને કર્મેંદ્રિયોમાં દોષો પ્રવેશ કરે છે, ત્યારે તેને મુર્ચ્છા આવે છે. બહુ દોષવાળા એટલે અધિક દોષોવાળા, ત્રણે દોષોવાળા નહિં. અલ્પ સત્વ ગુણવાળા એટલે અધિક તમોગુણવાળા સમજવા, કારણ કે મુર્છામાં પિત્ત અને તમોગુણ વિશેષ હોય છે.

## મુર્છાનાં સામાન્ય લક્ષણો.

**संज्ञावहासु नाडीषु पीडितास्वनिलादिभिः। तमोऽभ्युपैति सहसा सुखदुःखव्यपोहकृत् ॥ सुखदुःखव्यपोहाच्च नरः पतति काष्ठवत्। मोहो मूर्च्छेति तामाहुः षड्विधा सा प्रकीर्तिता ॥**

तमोगुणः अज्ञानहेतुः। अभ्युपैति आगच्छति सुखदुःखव्यपोहकृत्। सुखदुःखज्ञाननाशकरं। नष्टे सुखदुःखज्ञाने नरः काष्ठवत्पतति तां मोहो मूर्च्छेति प्राहुरित्यन्वयः। मूर्च्छाया मूर्च्छायोऽपि पर्यायः। यत उक्तम्। "संज्ञोपघातो मूर्च्छायोः मूर्च्छा स्यान्मूर्च्छनं तथा। कश्मलं प्रलयो मोहः संन्यासस्तु मृतोपमः।" इति ॥

સંજ્ઞાનું વહન કરનારી નાડીઓમાં વાયુ ભરાવાથી સુખ દુઃખના જ્ઞાનનો નાશ કરનાર તમોગુણ થવાથી માણસ કાષ્ઠની પેઠે પડી જાય છે, એ રોગને મુર્ચ્છા કે મોહ કહે છે. જે મુર્ચ્છાથી માણસ મુડદા જેવો થઈ જાય છે તે મુર્ચ્છાને સંન્યાસ કહે છે. મુર્છા છ પ્રકારની છે.

## મુર્ચ્છાના ભેદો.

**वातादिभिः शोणितेन मद्येन च विषेण च। षट्स्वप्येतासु पित्तं तु प्रभुत्वेनावतिष्ठते ॥**

यत उक्तम्। मूर्च्छा पित्ततमःप्रायेति।

વાત, પિત્ત, કફ, રક્ત, મદ્ય અને વિષથી થયેલી એમ મૂર્છાના છ પ્રકાર છે. તે સર્વેમાં પિત્ત પ્રધાન હોય છે.

## મુર્છાનું પૂર્વરૂપ.

**हृत्पीडा जृम्भणं ग्लानिः संज्ञानाशो बलक्षयः । सर्वासां पूर्वरूपाणि यथास्वं तां विभावयेत् ॥**

હૃદયમાં વ્યથા, બગાસાં, ગ્લાનિ, સંજ્ઞાનો નાશ અને નિર્બળતા એ સર્વ મુર્છાઓનાં પૂર્વરૂપો છે. દરેક પ્રકારની મુર્છાનાં લક્ષણો નીચે પ્રમાણે છે.

## વાયુની મુર્છાનાં લક્ષણો.

**नीलं वा यदि वा कृष्णमाकाशमथवारुणम् । पश्यंस्तमः प्रविशति शीघ्रश्च प्रतिबुध्यते । वेपथुश्चाङ्गमर्दश्चप्रपीडा हृदयस्य च । कार्श्यं श्यावारुणा च्छाया मूर्च्छाये वातसम्भवे ॥**

नीलं नीलवर्णं कृष्णं कज्जलाभं अरुणं अलक्तरागं । तमः प्रविशति मूर्च्छति श्यावारुणा च्छाया गात्रस्य ॥

આકાશ લીલું, કાળું કે રાતું દેખાઇને અંધારાં આવીને મુર્છા આવે છે. એ મુર્છા તુરતજ મટે છે. શરીરમાં કંપ, અંગભંગ, હૃદયમાં પીડા, દેહમાં કૃશતા અને શરીર કાળાશ સહિત રાતું થઈ જાયછે.

## પિત્તની મુર્છાનાં લક્ષણો.

**रक्तं हरितवर्णं वा वियत्पीतमथापि वा । पश्यंस्तमः प्रविशति सस्वेदः प्रतिबुद्ध्यते॥ सपिपासः ससन्तापो रक्तपित्ताकुलेक्षणः॥ सम्भिन्नवर्चाः पीताभो मूर्च्छाये पित्तसम्भवे॥**

આકાશ રાતું, લીલું કે પીળું દેખાઇને મુર્છા આવે છે. પરસેવો થઇને ચેતન આવે છે ત્યારે તૃષા, સંતાપ, નેત્રોમાં રાતાશ અને પિત્તની વ્યાકુળતા થાય છે; અને દસ્ત આવે છે તથા શરીર પીળું થઈ જાય છે. આ પ્રમાણે પિત્તની મૂર્છામાં થાય છે.

## કફની મુર્છાનાં લક્ષણો.

**मेघसङ्काशमाकाशं तमोभिर्वा घनैर्वृतम् । पश्यंस्तमः प्रविशति चिराच्च प्रतिबुध्यते । गुरुभिः प्रावृतैरङ्गैर्यथैवार्द्रेण चर्मणा । सप्रसेकः सहृल्लासो मूर्च्छाये कफसम्भवे ॥**

मेघसङ्काशं शुभ्रमेघसङ्काशमित्यर्थः। यत आह सुश्रुतः ॥

**कफेन पश्येद्रूपाणि श्वेताभ्रप्रतिमानि तु॥**

घनैर्निबिडैस्तमोभिः गुरुभिरङ्गैरुपलक्षितः मूर्च्छायः षड्विध उक्तः सुश्रुतेन ॥

આકાશ વાદળાં જેવું અને ઘાટા અંધકાર જેવું દેખાઇને મુર્છા આવે છે. ઘણીવારે ચેતન આવે છે, ત્યારે આળાં ચામડાંથી વીંટાયા જેવું શરીર ભારે જણાય છે, મુખમાં પાણી તથા મોળ આવ્યાં કરે છે. આ લક્ષણો કફનાં છે. (વાદળાં જેવું એટલે ધોળાં વાદળાં જેવું સમજવું, કારણ કે સુશ્રુતે કહ્યું છે કે— કફથી ધોળાં વાદળાં જેવાં રૂપ દેખાય છે.

## ત્રણે દોષની મુર્છા વિષે.

**सर्वाकृतिः सन्निपातादपस्मार इवागतः। स जन्तुं पातयत्याशु विना बीभत्सचेष्टितैः॥**

अपस्मार इवागतस्तेन महताभिघातेन पतति चिरेण प्रतिबुध्यते तर्हि तयोः को भेद इत्यत आह ॥

**सान्निपातिकमूर्च्छायो विना बीभत्सचेष्टितैः ॥** सफेनवमनदन्तघट्टनाक्षिविकृत्यादिभिर्विना पातयति ॥

ત્રણે દોષોનાં ચિન્હોવાળી, વાઈ આવ્યા જેવી અને ઘણીવારે ચેતન આવનારી ત્રિદોષની પણ મુર્છા થાય છે, એમ ચરકનો મત છે. ચરક કહે છે કે વાઇમાં ફીણવાળું વમન, દાંતોનું ભીડાઈ જવું અને આંખોમાં વિકૃતિ વગેરે ચેષ્ટાઓ થાય છે. પણ આ સાન્નિપાતિક મુર્છામાં તેમ થતું નથી, એટલેજ એ બેમાં તફાવત છે.

## રક્તની મુર્છાનાં નિદાનો.

**पृथिव्यम्भस्तमोरूपं रक्तगन्धस्तदन्वयः।**
**तस्माद्रक्तस्य गन्धेन मूर्च्छन्ति भुवि मानवाः॥**

तमोरूपं तमोबहुलं मानवाश्च ये तामसाः । न तु सात्विका राजसाश्च । अत्रैके वदन्ति । नैव युक्तिः समीचीना तर्हि चम्पकादिगन्धेनापि मूर्च्छा प्रसज्येत तत्रापि गन्धस्य पार्थिवत्वात् । अत आह ॥

**द्रव्यस्वभावा इत्येके दृष्ट्वा यदतिमुह्यति॥**
**(अत्राह भोजः ।): दर्शनादसृजस्तज्जाद्गन्धाच्चैव प्रमुह्यति ।**

પૃથ્વી અને જળમાં તમોગુણનો અંશ ઘણો છે, અને પૃથ્વી અને જળમાંથી ગંધ અને રક્ત બને છે, માટે માણસો રક્તના ગંધથી મુર્છિત થાય છે. કેટલાક કહે છે કે રક્તના ગંધથી નહિ, પણ રક્તને જોવાથી મુર્છા થાય છે, તે રક્તનોજ સ્વભાવ છે. ભોજ તો કહે છે કે– "રક્તના દર્શન તથા ગંધથી મુર્છા થાય છે.

## રક્તની મુર્છાનાં લક્ષણો.

**स्तब्धाङ्गदृष्टिस्त्वसृजा गूढोच्छ्वासश्च मूर्च्छितः ॥**

રક્તની મુર્છામાં શરીર સ્તબ્ધ અને શ્વાસ ગુઢ થઇ જાય છે.

## મદ્ય તથા વિષની મુર્છાઓનાં નિદાન.

**गुणास्तीव्रतरत्वेन स्थितास्तु विषमद्ययोः । त एव तस्मात्ताभ्यां तु मोहौ स्यातां यथेरितौ ॥**

ये गुणाः लघुरूक्षाशुविशदव्यवायितीक्ष्णविकाशिसूक्ष्मोष्णानिर्देश्यरसत्वादयः तैलादौ द्रव्ये व्यस्तास्तीव्राश्च सन्ति । त एव गुणाः विषमद्ययोस्तु तीव्रतरत्वेन स्थिताः । तत्रापि भेदः ॥

**त एव मद्ये दृश्यन्ते विषेषु बलवत्तरा इति॥**

લઘુતા, રૂક્ષતા, શીઘ્રતા, વિશદપણું, વ્યવાયિતા, તીક્ષ્ણતા, વિકાશીપણું, સૂક્ષ્મતા, ઉષ્ણતા અને નિરૂપણ ન થઇ શકે એવા રસવાળાપણું, ઈત્યાદિ જે ગુણો તેલ વગેરે પદાર્થોમાં જુદા જુદા રહેલા છે અને તીવ્ર છે, તે ગુણો વિષ તથા મદ્યમાં બહુ તીવ્રતાથી રહેલા છે. મદ્ય કરતાં પણ વિષમાં વધારે તીવ્ર હોય છે. આમ હોવાથી મદ્ય તથા વિષથી પણ મૂર્છા આવે છે.

## મદ્યની મુર્છાનાં લક્ષણો.

**मद्येन प्रलपन् शेते नष्टविभ्रान्तमानसः। गात्राणि विक्षिपन् भूमाजरां यावन्न याति तत् ॥** नष्टविभ्रान्तमानसः नष्टं सर्वथा स्मृतिहीनं विभ्रान्तं रज्ज्वां सर्पज्ञानयुक्तं मानसं यस्य सः । जरां जीर्णतां । तन्मद्यम् ॥

મદ્યથી સુતાં સુતાં બકવા થાય છે, મન બેભાન થઇ જાય છે, જમીનપર હાથ પગ પછડાય છે, અને દોરીને સર્પ જેવું સમજાય છે. એ પ્રમાણે મદ્ય પચે ત્યાં સૂધી થયા કરે છે.

## વિષની મુર્છાનાં લક્ષણો.

**वेपथुस्वप्नतृष्णाः स्युस्तमश्च विषमूर्च्छिते। वेदितव्यं तीव्रतरं यथास्वं विषलक्षणैः ॥**

विषस्य मूलकन्दफलपत्रक्षीरादिभेदभिन्नस्य यथास्वं लक्षणमुक्तं शुश्रुते कल्पस्थाने तल्लक्षणं मद्यापेक्षया तीव्रतरं वेदितव्यं न तु संज्ञानाशेन साम्यधर्मात् ॥

કંપ, નિદ્રા, તૃષા, અને અંધકાર, એ વધારે ઉગ્ર રીતે લક્ષણો થાય તો તે મુર્ચ્છા વિષની જાણવી. વિષના મૂળ, કંદ, ફળ, પાંદડાં અને છીર વગેરે જેજે ભેદ છે તે પ્રત્યેકનાં લક્ષણો મદ્યના તે તે લક્ષણો કરતાં વધારે તીવ્ર છે, સંજ્ઞાને નાશ કરવાનો ગુણ મદ્યમાં તથા વિષમાં સરખો છે, માટે તે બન્નેનાં લક્ષણો પણ સરખાં હશે એમ ન સમજવું.

## મુર્છા, ભ્રમ, અને તંદ્રા વચ્ચે ભેદ.

**मूर्च्छा पित्ततमःप्राया रजः पित्तानिलाद्भ्रमः। तमो वातकफात्तन्द्रा निन्द्रा श्लेष्मतमोभवा ॥**

रजःपित्तानिलाद्भ्रम इति नात्र समुच्चयः । केवलपित्तज्वरे भ्रमस्योक्तत्वात् भ्रमश्च चक्रारूढस्यैव भ्रमद्वस्तुज्ञानं स्वदेहस्य भ्रमत इव ज्ञानं च ॥

મુર્ચ્છામાં પિત્ત તથા તમો ગુણ પ્રધાન હોય છે; ભ્રમમાં પિત્ત, વાયુ, અને રજોગુણ પ્રધાન હોય છે; તંદ્રામાં વાયુ, કફ, અને તમોગુણ પ્રધાન હોય છે; અને નિદ્રામાં કેવળ તમોગુણજ પ્રધાન હોય છે.

ભ્રમ રજોગુણ, પિત્ત તથા વાયુના સમૂદાયથી થાય છે એમ ન સમજવું, કારણ કે એકલા પિત્તજ્વરમાં પણ ભ્રમ થાય છે. જેમ ચકડોળ ઉપર બેઠેલા માણસને સઘળી વસ્તુઓ ભમતી દેખાય છે. તેમ ભ્રમવાળાને પણ સઘળી વસ્તુઓ અને પોતાનો દેહ પણ ભમતો જણાય છે.

## તંદ્રાનાં લક્ષણો.

**इन्द्रियार्थेष्वसंवित्तिर्गौरवं जृम्भणं क्लमः। निद्रार्त्तस्येव यस्यैते तस्य तन्द्रां विनिर्दिशेत्॥**

इन्द्रियार्थानामर्थः प्रयोजनं येषु । अर्थाद्विषयेषु। असंवित्तिः असम्यक् ज्ञानम् इति इन्द्रियार्थे सम्यक् ज्ञानादि निद्रायां प्रबुद्धस्य क्लमाभावस्तन्द्रायां तु प्रबोधितस्यापि क्लम इत्यनयोर्भेदः ॥

કંઇક બેભાની, ભારેપણું, બગાસાં, અને કલમ, એ તંદ્રાનાં લક્ષણો છે. નિદ્રામાંથી જાગ્યા પછી કલમ નથી હોતો, પણ તંદ્રામાંથી જાગ્યા પછી તે રહે છે, એટલો એ બેમાં ભેદ છે.

## કલમનું લક્ષણ.

**योनायासः श्रमो देहे प्रवृद्धः श्वाससङ्गतः। क्लमः स इति विज्ञेय इन्द्रियार्थप्रबाधकः। इन्द्रियाणां बुद्धीन्द्रियाणां कर्मेन्द्रियाणां च ॥** अर्थः प्रयोजनं विषयग्रहणं तस्य प्रबाधकः प्रावल्येन बाधकः ॥

શ્રમવગર ઉત્પન્ન થયેલ, શ્વાસથી યુક્ત, અને ઇંદ્રિયોનાં જ્ઞાનને બાધ કરનાર દેહમાં જે શ્રમ થાય છે, તેને ક્લમ કહે છે.

## નિદ્રાનું લક્ષણ.

**यदा तु मनसि क्लान्ते कर्मात्मानः क्लमान्विताः । विषयेभ्यो निवर्त्तन्ते तदा स्वपिति मानवः ॥** क्लान्तो ग्लानः । श्रान्त इति यावत् । कर्मात्मानः क्लमान्विताः कर्मेन्द्रियाणि ज्ञानेन्द्रियाणि च श्रान्तानि ॥

મન ક્લમ થવાથી ઇંદ્રિયો પણ ક્લમ પામી જાય છે તેથી વિષયોને ગ્રહણ કરી શકતી નથી, તેથી માણસ સૂઇ જાય છે.

## સંન્યાસનું લક્ષણ.

**वाग्देहमनसां चेष्टामाक्षिप्यातिबलामलाः। संन्यस्यन्त्यबलं जन्तुं प्राणायतनमाश्रिताः। स ना संन्याससंन्यस्तः काष्ठीभूतो मृतोपमः । प्राणैर्विमुच्यते शीघ्रं मुक्त्वा सद्यः फलां क्रियाम् ॥**

आक्षिप्य विनाश्य संन्यस्यन्ति मूर्च्छयन्ति प्राणायतनं हृदयं सन्यस्तः मूर्छितः काष्ठीभूतः क्रियारहितः अतएव मृतोपम इति सद्यःफलां क्रियां सूचीव्यधनांजनावपीडकपिकच्छुघर्षणवृश्चिकादिदंशनादिरूपां ॥

હૃદયમાંના અતિ બળવાન્ મળો વાણી, દેહ, તથા મનની ચેષ્ટાનો નાશ કરીને નિર્બળ માણસને મુર્ચ્છિત કરે છે, ત્યારે તેને સંન્યાસ કહે છે. કાષ્ટની પેઠે ક્રિયા રહિત તથા મુડદા જેવા થયેલા તેના શરીરમાં સોઇ ભોંકવી, તીક્ષ્ણ અંજનો તથા નસ્યો આપવાં, કૌચાં ઘસવાં, વીંછી કરડાવવો, વગેરે કરવું; નહિ તો તે માણસ તુરત મરી જાય છે.

## સંન્યાસ તથા મુર્ચ્છામાં ભેદ.

**दोषेषु मदमूर्च्छाया गतवेगेषु देहिनः । स्वयमप्युपशाम्यन्ति संन्यासो नौषधैर्विना॥**

मदमूर्च्छायाः मदः अप्रवृद्ध उन्मादः । मूर्च्छायाः मूर्च्छाः ॥

દોષોના વેગ મટે એટલે મુર્ચ્છા તથા નહિ વધેલ ઉન્માદ એની મેળે શાંત થાય છે, પણ સંન્યાસ તો ઔષધો વિના શાંત થતોજ નથી.

## મુર્ચ્છાની ચિકિત્સા.

**सेकावगाहा मणयः सहाराः शीताः प्रदेहा व्यजनानिलाश्च । शीतानि पानानि च गन्धवन्ति सर्वासु मूर्च्छास्वनिवारितानि॥**

मणयश्चन्द्रकान्तादयः हारा मुक्तादिहाराः शीताः प्रदेहाः सकर्पूरचन्दनानुलेपनानि ॥ शीतानि पानानि सितामलकादिपानकानि ॥ गन्धवन्ति कर्पूरादिसुगन्धवन्ति सर्वासु मूर्च्छास्वनिवारितानि । अस्यायमभिप्रायः । सेकादीन्यन्यासु मूर्च्छासु हितान्येव किं तु वातश्लेष्मजास्वपि न निवारितानि तत्रापि पित्तस्य प्राधान्यत्वात् ॥

**सिद्धानि वर्गे मधुरे पयांसि सदाडिमा जाङ्गलजा रसाश्च । यथा यवालोहितशालयश्च मूर्च्छासु पथ्याः ससतीनमुद्गाः ॥**

सतीनः कलायः ॥

**कोलमज्जोषणोशीरकेसरं शीतवारिणा ।**

पीतं मूर्च्छा जयेल्लीढ्वा कृष्णां वा मधुसंयुताम् ॥ शीतेन तोयेन बिसं मृणालं कृष्णां च पथ्यां मधुनावलिह्यात् । कुर्याच्च नासावदनावरोधं क्षीरं पिबेद्वाप्यथ मानुषीणाम् ॥ द्राक्षा सिता दाडिमलाजवन्ति कह्लारनीलोत्पलपद्मवन्ति । पिबेत्कषायाणि च शीतलानि पित्तज्वरं यानि च यापयन्ति ॥ शिरीषबीजगोमूत्रकृष्णामरिचसैन्धवैः । अञ्जनं स्यात् प्रबोधाय सरसोनशिलावचैः ॥

(अन्यच्च ।) अञ्जनं सम्यगारब्धं मधुसिन्धुशिलोषणैः । प्रमोहद्रोहि भवति भाषितं भिषजां वरैः ॥

शिला मनःशिला । ऊषणं मरिचः ॥

मधूकसारसिन्धूत्थवचोषणकणाः समाः श्लक्ष्णं पिष्ट्वाम्भसा नस्यं कुर्यात् संज्ञाप्रबोधनम् ॥

रक्तजायां तु मूर्च्छायां हितः शीतक्रियाविधिः । मद्यजायां पिबेन्मद्यं निद्रां सेवेत वा सुखम् ॥ विषजायां विषघ्नानि भेषजानि प्रयोजयेत् ॥

શીતળ જળનાં સેચનો, શીતળ, જળનાં અવગાહનો, ચંદ્રકાંત મણિઓ, મોતીના હારો, કર્પૂરચંદનના લેપો, સાકર સહિત તથા કપૂર સહિત સુગંધી આમળાંના રસ વગેરેનાં પ્રપાનકો, અને પંખાના વાયુ, આ ઉપાયો બીજા બધા પ્રકારોની મુર્ચ્છાઓમાં લાભકારક છે, એટલુંજ નહિ, પણ વાયુ અને કફની મુર્ચ્છાઓમાં પણ તે કરવા યોગ્ય છે, કેમકે એ મુર્ચ્છાઓમાં પણ પિત્તનુંજ પ્રાધાન્ય હોયછે.

મધુર વર્ગમાં પકાવેલાં દૂધો, દાડમના રસ સહિત જાંગલમાંસરસો, જવ, રાતા ચોખા, વટાણા, અને મગ સર્વ મૂર્ચ્છાઓમાં હિતકારી છે.

બોરનો ગર્ભ, મરી, વાળો, અને નાગકેશરને વાટી ટાઢા પાણીમાં પીવાથી મૂર્ચ્છા મટે છે.

પીપરનું ચૂર્ણ મધમાં ચાટવાથી મૂર્ચ્છા મટે છે.

કમળનું બિસ તથા મૃણાલ, પીપર, અને હરડેને વાટી મધમાં ચાટવાથી મૂર્ચ્છા મટે છે.

નાક તથા મુખના શ્વાસને રોકવાથી પણ મૂર્ચ્છા મટે છે.

સ્ત્રીઓનું ધાવણ પીવાથી મુર્ચ્છા મટે છે.

દ્રાક્ષ, સાકર દાડમ, ચોખાની ધાણી, દહિંની તર, નીલકમળ, અને શ્વેત કમળ, અને શ્વેત કમળના શીતળ કરેલા કવાથો, તથા પિત્તજ્વર મટાડનારા કવાથો પીવા.

સરસડિયાનાં બીજ, પીપર, મરી, સૈંધવ, લસણ, મણશીળ, અને વજને ગોમૂત્રમાં વાટીને નેત્રમાં આંજવાથી જાગ્રતપણું પ્રાપ્ત થાય છે.

મધ, સૈંધવ, મણશીલ, અને મરી સારી રીતે આંજવાથી મૂર્ચ્છાનો મોહ મટી જાય છે, એમ ઉત્તમ વૈદ્યોએ કહેલું છે.

મહુડાંનો સાર, સૈંધવ, વજ, મરી, અને પીપર સમ ભાગે પાણીમાં વાટીને તેનું નસ્ય લેવાથી ભાન આવે છે.

## રક્તની મુર્ચ્છાની ચિકિત્સા.

રક્તની મુર્ચ્છામાં શીતળ ઉપચારો

કરવા; મદ્યથી મુર્છા હોય તો બીજું મદ્ય પાવું, અથવા નિદ્રા કરાવી દેવી; અને વિષની મુર્છા હોયતો વિષહર ઔષધો દેવાં.

## સંન્યાસની ચિકિત્સા.

**प्रभूतदोषस्तमसोऽतिरेकात्सम्मूर्च्छितो नैव विबुध्यते यः। संन्यस्तसंज्ञः स हि दुश्चिकित्स्यो नरोभिषग्भिः परिकीर्तितोऽसौ॥ अञ्जनान्यवपीडाश्च धूमाः प्रधमनानि च। सूचीभिस्तोदनं शस्तं दाहपीडा नखान्तरे॥ लुञ्चनं केशलोम्नां च दन्तैर्दशनमेव च। आत्मगुप्तावघर्षश्च हितस्तस्य प्रबोधने॥**

अवपीडः कल्कीकृतौषधरसस्य नासापुटे दानम्। प्रधमनं औषधचूर्णस्य द्विमुख्या नाडिकया मुखवातेन नासापुटे दानं। तस्य संन्यस्तस्य॥

ઘણા દોષોવાળો માણસ અત્યંત તમો ગુણનેલીધે મૂર્ચ્છિત થઇને પાછો પોતાની મેળે જાગ્રત ન થાય, તેને સંન્યાસ રોગ છે, એમ વૈદ્યો કહે છે, અને તે કષ્ટ સાધ્ય છે. તેને અંજનો આંજવાં, કલ્કોનાં નસ્યો દેવાં, ધુમાડા દેવા, બે મુખની નળીમાં ઔષધનું ચૂર્ણ ભરીને એક છેડેથી ફુંક મારીને ચૂર્ણ નાકમાં ચઢાવી દેવું, શરીરમાં સોઇઓ ઘોચવી, નખ મધ્યે દાહ કરવો, કેશ તથા રૂંવાડાં તોડવાં, દાંતથી બટકાંઓ ભરવાં, શરીરપર કૌચાં ઘસવાં; આ ઉપાયોથી તેને ભાન આવે છે.

## મુર્છા ઉપર રસો.

**कणामधुयुतं सूतं मूर्च्छायां प्राशयेद्भिषक्। शीतसेकावगाहादीन् सर्वाङ्गे पीडनं हठात्॥** सूतं मारितम्॥

**ताम्रचूर्णसमोशीरं केशरं शीतवारिणा। पीतं मूर्च्छां द्रुतं हन्याद्वृक्षमिन्द्राशनिर्यथा॥**

ताम्रचूर्णं मारितताम्रचूर्णम्॥

વૈદ્યે મુર્છા મટાડવાને પીપર અને મધ સાથેમારેલો પારો ચટાડવો. શીતળ સેચનો, અવગાહનો કરવાં, અને હઠથી સર્વ અંગો ચોળવાં.

તામ્રભસ્મ, વાળો, અને નાગકેશર સમભાગે ટાઢા પાણીમાં પીવાથી. વીજળીથી વૃક્ષની પેઠે મુર્છા તુરત હણાઇ જાય છે.

## ભ્રમની ચિકિત્સા.

**पिबेद्दुरालभाक्वाथं सघृतं भ्रमशान्तये। पथ्याक्वाथेन संसिद्धं घृतं धात्रीरसेन वा॥ शुण्ठीकृष्णाशताह्वानां साभयानां पलं पलम्। गुडस्य षट्पलान्येषा गुटिका भ्रमनाशिनी॥ ताम्रं दुरालभाक्वाथैः पीतं तु घृतसंयुतम्। निवारयेद्भ्रमं शीघ्रं तद्यथा शम्भुभाषितम्॥**

રાતા ધમાસાનો કવાથ ઘી નાંખીને પીવાથી ભ્રમ મટે છે.

હરડેનો કવાથ અથવા આમળાંના રસથી પકાવેલ ઘી પીવાથી ભ્રમ મટે છે.

ચાર ચાર તોલા સૂંઠ, પીપર, સૂવા, અને હરડેની ૨૪ તોલા ગોળમાં ગોળી કરીને ખાવાથી ભ્રમ મટી જાય છે.

તામ્રભસ્મ ઘીમાં કાલવી રાતા ધમાસાના કવાથ સાથે પીવાથી ભ્રમ તુરત મટે છે, એમ મહાદેવજીએ કહેલું છે.

### તંદ્રા તથા ઘણી નિદ્રાની ચિકિત્સા.

तुरङ्गलालालवणोत्तमेन्दुमनःशिलामागधिकामधूनि । नियोज्य तान्यक्ष्णि विनिश्चितानि तन्द्रां सनिद्रां विनिवारयन्ति ॥

इन्दुः कर्पूरः ॥

सैन्धवं श्वेतमरिचं सर्षपाः कुष्ठमेव च । वस्तमूत्रेण सम्पिष्टं नस्यं तन्द्रानिवारणम् ॥

श्वेतमरिचं शिग्रुबीजम् ।

शुण्ठीकणोग्रालवणोत्तमानि नस्येन तन्द्राविजयोल्बणानि । क्षुद्रामृतापौष्करनागराणि भार्गीशिवाभ्यां कथितानि पानात् ॥

शिवा हरीतकी । इति मूर्च्छाभ्रमनिद्रातन्द्रासंन्यासाधिकारः ॥

ઘોડાની લાળ, સૈંધવ, કપૂર, મણશીલ, પીપર, અને મધ આંખમાં આંજવાથી તંદ્રા અને નિદ્રા મટી જાય છે.

સૈંધવ, સરગવાનાં બીજ, સર્ષપ, અને કઠને બકરાંના મૂત્રમાં વાટીને તેનું નસ્ય દેવાથી તંદ્રા મટી જાય છે.

સૂંઠ, પીપર, વજ, અને સૈંધવનું નસ્ય અવશ્ય તંદ્રા મટાડે છે.

ભોરીંગણી, કઠ, ગળો, સૂંઠ, ભારંગી, અને હરડેનો ક્વાથ પીવાથી તંદ્રા મટી જાય છે.

## મદાત્યયનો અધિકાર.

### મદ્યનો સ્વભાવ.

मद्यं स्वभावतः प्राज्ञैर्यथैवान्नं तथा स्मृतम् । अयुक्तियुक्तं रोगाय युक्तियुक्तं रसायनम् ॥

બુદ્ધિમાનોએ કહેલું છે કે સ્વાભાવિક રીતે મદ્ય અન્ન સમાન છે. યુક્તિ વગર વાપરવાથી રોગ થાય છે, પણ યુક્તિથી વપરાય તો રસાયન રૂપ છે.

### મદ્યનો મહિમા.

प्राणाः प्राणभृतामन्नं तदयुक्त्या निहन्त्यसून् । विषं प्राणहरं तच्च युक्तियुक्तं रसायनम् ॥ विधिना मात्रया काले हितैरन्नैर्यथाबलम् । प्रहृष्टो यः पिबेन्मद्यं तस्य स्यादमृतं तथा ॥

પ્રાણીઓના પ્રાણ રૂપ અન્ન છે, પણ તેનો ઉપયોગ અયોગ્ય રીતે થાય તો તે પ્રાણ હરે છે; ઝેર પણ પ્રાણહર છે છતાં યોગ્યતાથી વપરાય તો રસાયન રૂપ છે; તેમ વિધિ વડે યોગ્ય માત્રાથી સમયસર હિતકારી અન્નોની સાથે હર્ષથી મદ્ય પીવામાં આવે તો તે અમૃત રૂપ થાય છે.

### મદ્યપાનનો વિધી.

कृतशारीरसंस्कारः शुचिरुत्तमगन्धवान् । उद्दामगन्धिभिः स्फीतैर्मृदुभिर्वसनैर्वृतः ॥ विचित्रविविधस्रग्वी रक्ताभरणभूषितः । सानन्दः सावधानश्च पिबेन्मद्यं शनैः शनैः ॥

શરીરને શુદ્ધ કરીને, પવિત્ર બનીને, ઉત્તમ સુગંધો ધારણ કરીને, સુગંધી સારાં વસ્ત્રો પ્હેરીને, વિચિત્ર સુંદર માળાઓ તથા રાતાં આભરણો પ્હેરીને, આનંદી બનીને સાવધાનીથી ધીરે ધીરે મદ્ય પીવું.

### મદ્યપાનનું સ્થળ.

उपवनेषु सुरभिसुरङ्गसुमनः समूहमनो-

हरेषु मञ्जुगुञ्जन्मधुकरनिकरेषु कूजत्कलकण्ठेषु सुरभिशिशिरमधुरसमीरेषु मंदिरेषु सुधाशुभ्रेषु सुधूपधूपितेषु सूपधानेषु संस्तीर्णविहितेषु शयनाशनेषु । उपविष्टोऽथवा तिर्यक् भृशं हृष्टः सुरां पिबेत् ॥ सौवर्णै राजतैः पात्रैः पिबेन्मणिमयैरपि ॥ रूपयौवनमत्ताभिर्वल्लभाभिर्विशेषतः । वस्त्राभरणमाल्यैश्च भूषिताभिर्यथर्तुकैः ॥ दीयमानं मृगाक्षीभिः पिबेन्मद्यं मुदान्वितः॥

ઉત્તમ રંગોવાળાં સુગંધી પુષ્પોનો મનહરણ કરનાર સમૂહ હોય, ભ્રમરોનું ટોળું મધુર ગુંજારવ કરતું હોય, કોયલ ટહુકા કરતી હોય, અને સુગંધી અને શીતળ મધુર વાયુ વાતો હોય, એવા બગીચામાં, કળીચૂનાથી ધોળા કરેલા, મધુર વાયુ તથા ધુપોથી સુગંધવાન કરેલા બંગલામાં સારાં ઓશીકાંઓ સહિત સારી રીતે બિછાવેલા પલંગો ઉપર અથવા આસનો ઉપર બેસીને કે આડે પડખે થઇને બહુજ આનંદથી મદિરાપાન કરવું. રૂપ તથા યૌવનથી મત્ત થયેલી, બહુજ પ્યારી, ઋતુઓને અનુસરતાં વસ્ત્રો પ્હેરેલી, આભરણો અને પુષ્પોથી શણગારેલી, અને હરણના જેવાં નેત્રોવાળી સ્ત્રીઓએ સોનું, રૂપું, કે રત્નના પ્યાલામાં ભરીને મદ્ય વારંવાર આપવું, અને પુરૂષે તેનું પાન પ્રીતિથી કરવું.

## મદ્યની માત્રા.

मात्रयेति । मात्रा तन्त्रान्तरे कथिता ॥

शुद्धकायः पिबेन्मद्यं सोपदंशं पलद्वयम् । मध्याह्ने द्विगुणं तच्च सुस्निग्धं भक्षयेदनु ॥ मदोपेऽष्टपलं तद्वन्मात्रा मद्यरसायने । अनेन विधिना सेव्यं मद्यं नित्यमतन्द्रितैः ॥

शुद्धकायः उत्सृष्टमलमूत्रः । पलद्वयं पारिशेष्यात् पूर्वाह्णे बोद्धव्यम् ॥ अतन्द्रितैः मात्रया सावधानैः । अन्ये त्वाहुः ॥

वृद्ध्यादयो गुणा यावद्लभन्ति निरत्ययाः । मात्रेयं विहिता मद्यपाने न्यारोगजन्मने ॥

શુદ્ધ કરેલા શરીરવાળાએ બપોર પહેલાં અથાણાં સાથે આઠ તોલા મદ્ય પીવું, મધ્યાન્હે સોળ તોલા પીવું તથા તે પછી સ્નિગ્ધ ભોજન કરવું, અને સાયંકાળે તે બત્રીસ તોલા પીવું. મદિરાની આ માત્રાઓ રસાયન રૂપ છે, માટે તેમાં ભૂલ નહિ કરતાં પુરૂષોએ નિત્ય એ વિધિથી પીવી.

બીજા ગ્રંથોમાં કહ્યું છે કે-"જ્યાં સૂધી બુદ્ધિ આદિક ગુણો અબાધિત રીતે પ્રફુલ્લિત રહે ત્યાં સૂધીની માત્રા પીવી. તે ઉપરાંત પીવાથી રોગ થાય છે."

## મદ્યપાનનો કાળ તથા પ્રકાર.

काल इति यस्मिन् काले यादृशं मद्यमुचितं तस्मिंस्तादृशं पेयम् ॥

ग्रीष्मे मद्यं हिमं स्वादु माध्वीकादिसुखप्रदम् ॥ प्रशस्यते हि शीते तु उष्णतीक्ष्णं गौडिकपैष्टिकादि ॥

જે મદ્ય જે કાળમાં યોગ્ય હોય તે પીવું. ગ્રીષ્મમાં શીતળ અને મધુર માધવી નામનું મદ્ય પીવું, અને શીતકાળમાં ઉષ્ણ અને તીક્ષ્ણ ગૌડિક નામનું

તથા પૈષ્ટિક નામનું મદ્ય હિતકારી ગણાય છે.

## હિતકારી અન્નો.

**मद्यानुकूलैर्विविधैः फलैर्वर्णमनोहरैः । सुगन्धैर्लवणैर्हृद्यैर्भृष्टैर्मांसैः पृथग्विधैः ॥ स्निग्धैरन्नैश्च भक्ष्यैश्च सह मद्यं पिबेन्नरः ॥**

अन्नैः सिद्धैरोदनपर्पटकादिभिः । भक्ष्यैः लड्डुकफेनिकादिभिः ॥

**अभ्यङ्गोत्सादनस्नानवासोधूपानुलेपनैः। स्निग्धोष्णैस्तादृशैरन्नैर्वातप्रकृतिकः पिबेत् ॥ शीतोपचारैर्विविधैर्मधुरस्निग्धशीतलैः। फलैरन्नैः सह नरः पित्तप्रकृतिकः पिबेत् ॥ श्लैष्मिको जाङ्गलैर्मांसैर्मरिचैर्मदिरां पिबेत् ॥**

મદ્યનેઅનુકુળ પડે એવાં અને વિવિધ વર્ણોથી મન હરણ કરે એવાં ફળો સહિત સુગંધી અને પ્રિય લવણાદિક સાથે જુદી જુદી રીતે સેકેલાં માંસો, ભાત, પાપડ, સ્નિગ્ધ અન્નો, લાડુ, સૂત્રફેણી, વગેરેની સાથે મદ્યપાન કરવું. વાયુની પ્રકૃતિવાળાએ સ્નિગ્ધ તથા ઉષ્ણ અભ્યંગો, ચૂર્ણાદિના અંગ લેપો, સ્નાન, વસ્ત્ર, ધૂપ, વગેરે ઉપચારો કરીને ઉપર લખેલાં અન્નોની સાથે મદિરા પીવી; પિત્તવાળાએ અનેક પ્રકારના શીતોપચારો કરીને મધુર, સ્નિગ્ધ, અને શીતળ ફળો, અને અન્નો સહિત મદિરા પીવી; અને કફ પ્રકૃતિવાળાએ જંગલી પ્રાણીઓનાં માંસો તથા મરી સાથે મદ્ય પીવું.

## મદ્યની યોગ્યતા.

**प्राक् पिबेत् श्लैष्मिको मद्यं भक्तस्योपरि पैत्तिकः ॥ वातिकस्तु पिबेन्मध्ये समदोषो यथेक्षते । वातिकस्तु पिबेन्मद्यं प्रायो गौडिकपैष्टिकम् ॥ कफपित्तात्मको यस्तु माध्वीकं माधवं पिबेत् । विधिर्वसुमतामेष कथितश्चरकादिभिः ॥ यथोपपत्तिकं वापि पिबेन्मद्यं हि मात्रया ॥**

કફવાળાએ જમ્યા પેહેલાં, પિત્ત વાળાએ જમ્યા પછી, વાયુવાળાએ ભોજનની મધ્યમાં, અને સમાન દોષોવાળાએ રૂચિ માફક મદ્ય પીવું.

ઘણું કરીને વાયુવાળાએ ગોળ અને લોટનું, અને કફ તથા પિત્તવાળાએ સાકર વગેરે મીઠા પદાર્થોનું મદ્ય પીવું. આ પ્રકાર ધનવાન લોકોને માટે છે, નિર્ધન માણસે તો જેવું મળે તેવું પીવું.

## મદ્યના ગુણો.

**रसवातादिमार्गाणां सत्वबुद्धीन्द्रियात्मनाम्। प्रधानस्यौजसश्चैव हृदयं स्थानमुच्यते ॥ मद्यं हृदयमाविश्य स्वगुणैरोजसो गुणान्। दशभिर्दशसंक्षोभ्य चेतो नयति विक्रियाम् ॥ लघूष्णतीक्ष्णसूक्ष्माम्लव्यवायाशुकरं तथा । रूक्षं विकाशि विशदं मद्यं दशगुणं स्मृतम् । गुरु शीतं मृदु स्निग्धं सान्द्रं स्वादु स्थिरं तथा । प्रसन्नं पिच्छिलं सूक्ष्ममोजो दशगुणं स्मृतम् ॥ गौरवं लाघवाच्छैत्यमौष्ण्यादम्लस्वभावतः । माधुर्यमार्दवं तैक्ष्ण्यात् प्रसादं चाशुभावनात् ॥ रौक्ष्यात् स्नेहं व्यवायित्वात् स्थिरत्वं सूक्ष्मतामपि । विकाशिभावात्पैच्छिल्यं वैशद्यात्सान्द्रतां तथा ॥ सौक्ष्म्यान्मद्यं निहन्त्येवमोजसः स्व-**

गुणैर्गुणान् । सत्वं तदाश्रयं चाशु संक्षोभ्य कुरुते मदम् ॥ हृदि मद्यगुणो विष्टो हर्षस्तर्पो रतिः सुखम् । विकाराश्च यथा सत्वं चित्रा राजसतामसाः ॥ जायन्ते मोहनिद्रान्ता इत्येतन्मदलक्षणम् । हर्षमोजो बलं पुष्टिमारोग्यं पौरुषं तथा ॥ युक्त्या पीतं करोत्याशु मद्यं मदसुखप्रदम् । रोचनं दीपनं हृद्यं स्वरवर्णप्रसादनम् ॥ प्रीणनं बृंहणं बल्यं भयशोकश्रमापहम् । स्वापनं नष्टनिद्राणां मूकानां वाग्विशोधनम् ॥ नाशनं चातिनिद्राणां विबद्धानां विबन्धनुत् । वधबन्धपरिक्लेशदुःखानां चाप्यबोधकम् ॥ अपि प्रवयसां मद्यमुत्सर्गान्मोदकारकम् । बहुदुःखक्षतस्यास्य शोकैरुपहतस्य च ॥ विश्रामो जीवलोकस्य मद्यं युक्त्या निषेवितम् ॥

રસ તથા વાયુ વગેરેના માર્ગો, બુદ્ધિ, ઇંદ્રિયો, અહંકાર, અને શરીરમાં પ્રાધાન્ય ધરાવનાર ઓજનું મૂળ સ્થાન હૃદય છે. હૃદયમાં જઇને પોતાના દશ ગુણો વડે મદ્ય ઓજના દશ ગુણોને ક્ષોભ પમાડીને ચિત્તને વિકૃત કરે છે. મદ્ય હલકું, ગરમ, તીક્ષ્ણ, સૂક્ષ્મ. ખાટું, સર્વ શરીરમાં વ્યાપી ગયા પછી પચનારૂં, ઝડપવાળું, રૂક્ષ, સાંધાનાં બંધનોને શિથિલ કરનારૂં, અને ભીનાશને મટાડનારૂં, એ રીતે દશ ગુણોવાળું છે. ઓજ ભારે, શીતળ, કોમળ, સ્નિગ્ધ, ઘાટું, મધુર, સ્થિર, પ્રસન્ન, ચીકણું, અને સૂક્ષ્મ, એ દશગુણોવાળું છે. મદ્ય હલકું છે તેથી ઓજના ભારેપણાને, ગરમ હોવાથી શીતળતાને, તીક્ષ્ણ હોવાથી કોમળતાને, સુક્ષ્મ હોવાથી ઘાટાપણાને, ખાટું હોવાથી મધુરતાને ઝડપવાળું હોવાથી પ્રસન્નતાને, રૂક્ષ હોવાથી સ્નિગ્ધતાને, પ્રથમ શરીરમાં વ્યાપીને પછી પાકનારૂં હોવાથી સ્થિરતાને, સાંધાને શિથિલ કરનાર હોવાથી સૂક્ષ્મતાને, અને આર્દ્રતા મટાડનારૂં હોવાથી મદ્ય ઓજની ચીકાશનેહણી નાંખે છે. એ રીતે મદ્ય પોતાના દશ ગુણોથી ઓજના દશ ગુણોને ક્ષોભ પમાડનારૂં છે. એ રીતે ઓજના ગુણોને, ચિત્તને. અને ચિત્તના સ્થાનને પણ ક્ષોભ પમાડીને તે મદ્ય મદ ઉત્પન્ન કરે છે. મદ્યના ગુણોથી હૃદય ઘેરાઇ જવાથી હર્ષ, તૃષ્ણા, રૂચિ, સુખ, અને પ્રકૃતિને અનુસરીને મોહથી નિદ્રા સુધીના રજોગુણ તથા તમો ગુણના વિચિત્ર વિકારો કરે છે. મદ્યનું આ સ્વરૂપ છે. મદ આપનાર મદ્ય જો યુક્તિથી પીવાયતો તુરતજ હર્ષ, ઓજ, બળ, પુષ્ટિ, આરોગ્ય, અને પુરૂષાતન આપે છે. તે રૂચિ ઉપજાવે છે, અગ્નિને દીપ્ત કરે છે, હદયને પ્રિય લાગે છે, સ્વર તથા વર્ણ સુધારે છે, તૃપ્તિ આપે છે, ધાતુઓને પુષ્ટ કરીને બળ વધારે છે, ભય તથા શોક અને શ્રમને મટાડે છે. નિદ્રા ન આવતી હોય તેને નિદ્રા લાવે છે, મૂંગાની વાણી સુધારે છે, અત્યંત નિદ્રાનો નાશ કરે છે, મળબંધ મટાડે છે, અને દુઃખોની ખબર પડવા દેતું નથી. તે સ્વાભાવિક રીતે વૃદ્ધોને પણ આનંદ આપે છે, અને બહુ બહુ દુઃખોથી ઘવાય-

લા તથા શોકથી પીડાતા એવા આ જીવલોકને તે વિશ્રામ આપનારૂં છે.

## સાત્વિક મદનાં લક્ષણો.

**बुद्धिस्मृतिप्रीतिकरः सुखश्च पानान्ननिद्रारतिवर्धनश्च । सम्पाठगीत स्वरवर्धनश्च प्रोक्तोऽतिरम्यः प्रमथो मदोहि ॥**

प्रीतिः परेण मैत्री । सुखः सुखयतीति सुखः सुखकर इत्यर्थः । पानेत्यादि पानादिष्वनुषङ्गवर्धनः अतिरम्यः मनोविकारित्वेऽपि न दुःखकरः प्रथमगुणत्रिकारित्वात् प्रथमः एवं द्वितीयस्तृतीयश्च ॥

પહેલા પ્રકારનો મદ સત્વ ગુણી છે, તે મદ બુદ્ધિ, સ્મૃતિ, તથા બીજા ઉપરની પ્રીતિ આપે છે સુખ, અન્નપાન, અને નિદ્રાની ઈચ્છા કરે છે; ભણવામાં તથા ગાયનમાં સ્વરને વધારે છે; અને મનને વિકૃત કરતો છતાં દુઃખદાયી થતો નથી.

## રાજસ મદનાં લક્ષણો.

**अव्यक्तबुद्धिस्मृतिवाग्विचेष्टः सोन्मत्तलीलाकृतिरप्रशान्तः । आलस्यनिद्राभिहतो मुहुश्च मध्येन मत्तः पुरुषो मदेन ॥**

अव्यक्तेत्यत्र ईषदर्थेन नञ् । विचेष्टः विरुद्धचेष्टः उन्मत्तस्य लीलाकृतिभ्यां सहितः ॥

રાજસ મદવાળો વિરૂદ્ધ ચેષ્ટાઓ કરે છે, ઉન્મત્તના જેવી રમતો કરે છે, આકાર પણ ઉન્મત્ત જેવો થઈ જાય છે, વારંવાર આળસ તથા નિદ્રાથી ઘેરાય છે. તેની બુદ્ધિ, સ્મૃતિ, અને વચનો બરોબર સ્પષ્ટ હોતાં નથી.



## તામસ મદનાં લક્ષણો.

**गच्छेदगम्यां न गुरूंश्च मन्येत् खादेदभक्ष्याणि च नष्टसंज्ञः । ब्रूयाच्च गुह्यानि हृदि स्थितानि मदे तृतीये पुरुषोऽस्वतन्त्रः॥**

मन्येदिति परस्मैपदमार्षत्वात् । अस्वतन्त्रः मदपरवशः ॥

ત્રીજા પ્રકારના મદવાળો પરવશ થઈ જાય છે, ગમન નહિ કરવા યોગ્ય સ્ત્રીમાં ગમન કરે છે, માત પિતાદિક ગુરૂઓને માનતો નથી, અભક્ષ્ય ભક્ષણ કરે છે, ભાન ભૂલી જાય છે, અને છાની વાતો પ્રસિદ્ધ કરી દેછે.

## અતિ તામસ મદનાં લક્ષણો.

**चतुर्थे तु मदे मूढो भग्नदार्विव निष्क्रियः । कार्याकार्यविभागाज्ञो मृतादपि परो मृतः ॥** मूढो मोहयुक्तः ॥

**को मदं तादृशं गच्छेदुन्मादमिव चापरम् । बहुदोषमिवामूढः कान्तारं स्ववशः कृती ।**

अमूढः विचारबहुलः ॥

ચોથા પ્રકારના મદવાળો મોહ પામે છે, ભાંગેલા કાષ્ટ જેવો ક્રિયા વગરનો થઈ જાય છે, મુડદા કરતાં પણ વિશેષ નકામો થઈ જાય છે, અને તેને કાર્યાકાર્યની ખબર રહેતી નથી. આ ચોથા પ્રકારનો મદ બીજા ઉન્માદ જેવો જ છે. તેને વિચારશીળ, સ્વતંત્ર, અને વિચક્ષણ પુરૂષ કેમજ પ્રાપ્ત થાય? (આ ચોથો મદ સુશ્રુતે કહેલો છે).

## મદ થવાની યોગ્યાયોગ્યતા.

**नातिमाद्यन्ति बलिनः कृताहारा महाश-**

नाः । स्निग्धाः सत्त्ववयोयुक्ता मद्यनित्यास्तदन्वयाः मेदः कफाधिकामन्दवातपित्ता दृढामयः । विपर्ययेऽतिमाद्यन्ति विष्टब्धाः कुपिताश्च ये । मद्येन चाम्लरूक्षेण साजीर्णे बहुनापि च ॥

બળવાન્, જમેલો, બહુખાનાર, સ્નિગ્ધ, ધૈર્યવાળો, જુવાન, નિત્ય મદ્ય પીવાની ટેવવાળો, મદ્ય પીનારાના કુળમાં જન્મેલો, અધિક મેદ તથા કફવાળો, વાયુ તથા પિત મંદ હોય એવો, અને સારા અગ્નિવાળો, એવા પુરૂષને બહુ મદ થતો નથી; પણ એથી વિપરીત ગુણોવાળા, મળબંધવાળા, કે ક્રોધી હોય, તેને મદ બહુ ચઢે છે. ખાટું કે રૂક્ષ મદ્ય પીવાથી, અજીર્ણમાં મદ્ય પીવાથી, અથવા વધારે મદ્ય પીવાથી પણ બહુ મદ ચઢે છે.

## મદાત્યયનાં નિદાનો.

विषस्य ये गुणा दृष्टाः सन्निपातप्रकोपनाः । त एव मद्ये दृश्यन्ते विषे तु बलवत्तराः ॥ तस्मादविधि पीतेन तथा मात्राधिकेन च । युक्तेन चाहितैरन्नैरकाले सेवितेन च । मद्येन खलु जायन्ते मदात्ययमुखा गदाः ॥

ત્રણે દોષોને કોપાવનારા જે ગુણો વિષમાં હોય છે તેજ મદ્યમાં પણ જોવામાં આવે છે, તોપણ મદ્યના કરતાં વિષના ગુણો વધારે બળવાન્ છે. મદ્યમાં વિષના જેવાજ, પણ ઓછા ગુણો છે, માટે વિધિ રહિત પીધેલા, અયોગ્ય માત્રાથી પીધેલા, અહિત અન્નોની સાથે પીધેલા, અને અયોગ્ય સમયે પીધેલા મદ્યથી નક્કી મદાત્યયાદિ રોગો થાય છે.

## મદ્યથી થતા બીજા વિકારો.

निर्भक्तमेकान्तत एव मद्यं निषेव्यमाणं मनुजेन नित्यम् । उत्पादयेत्कष्टतमान्विकारानुत्पादयेच्चापि शरीरभेदम् ॥

एकान्ततो नैरन्तर्येण विकारान्मदात्ययादीन् । शरीरस्य भेदं नाशम् ॥

અન્ન વગરનું અને હમેશાં પીવામાં આવતું મદ્ય મહા દુઃખદ મદાત્યય વગેરે વિકારોને ઉત્પન્ન કરીને શરીરનો પણ નાશ કરી નાંખે છે.

## વિકારોનાં કારણો.

क्रुद्धेन भीतेन पिपासितेन शोकाभितप्तेन बुभुक्षितेन । व्यायामभाराध्वपरिक्षतेन वेगावरोधाभिहतेन चापि । अत्यम्लरूक्षावततोदरेणसाजीर्णभुक्तेन तथाऽबलेन । उष्णाभितप्तेन च सेव्यमानं करोति मद्यं विविधान् विकारान् ॥

ક્રોધ કે ભય પામેલ, તૃષાતુર, શોકથી પરિતાપ પામેલ, ભૂખ્યો, કસરત અથવા ભાર કે પંથથી ક્ષત પામેલ, મળોના વેગોને રોકનાર, અતિ ખાટા તથા રૂક્ષ પદાર્થો ખાનાર, અજીર્ણમાં જમનાર, નિર્બળ, અને ગરમીથી તપ્ત થયેલો મદ્ય પીએ તો તેને અનેક પ્રકારના વિકારો ઉત્પન્ન થાય છે.

## મદ્યના વિકારો.

पानात्ययं परमदं पानाजीर्णमथापि च । पानविभ्रममत्युग्रं तेषां वक्ष्यामि लक्षणम् ॥

મુખથી મદાત્યય, પરમદ, પાનાજીર્ણ, અને અત્યંત ઉગ્ર પાન વિભ્રમ, એ વિકારો ઉત્પન્ન થાય છે, તેનાં લક્ષણો કહીશું.

## મદાત્યયનાં સામાન્ય લક્ષણો.

**शरीरदुःखं बलवत्प्रमेहो हृदयव्यथा । अरुचिः प्रततं तृष्णा ज्वरः शीतोष्णलक्षणः । शिरः पार्श्वास्थिसन्धीनां वेदना-विक्षते यथा । जायतेऽतिबला जृम्भा स्फुरणं वेपनं श्रमः ॥ उरोविबन्धः कासश्च हिक्का श्वासाः प्रजागरः शरीरकम्पः कर्णाक्षिमुखरोगास्त्रिकग्रहः । छर्दिर्विड्भेद उत्क्लेशो वातपित्तकफात्मकः । भ्रमः प्रलापो रूपाणामसताश्चैव दर्शनम् । तृणभस्मलतापर्णपांशुभिश्चावपूरणम् । प्रघर्षणं विहङ्गैश्च भ्रान्तचेताः स मन्यते । व्याकुलानामशस्तानां स्वप्नानां दर्शनानि च । मदात्ययस्य रूपाणि सर्वाण्येतानि लक्षयेत् ॥**

શરીરમાં પીડા, બળવાન્ પ્રમેહ, હૃદયમાં વ્યથા, અરૂચિ, તૃષા, જ્વર, શીત તથા ઉષ્ણ જ્વર, માથું તથા પડખાં અને અસ્થિના સાંધાઓમાં વેદના, બહુ બગાસાં જોરથી આવવાં, સ્ફુરણ, ધ્રુજ, અને શ્રમ લાગે છે. છાતી ભીંસાય છે અને ઉધરસ, હેડકી, શ્વાસ, અનિદ્રા, દેહકંપ, કાન તથા નેત્ર અને મુખના રોગો, બરડો ઝલાઈ જવો, ઉલટી, વિષ્ટા ભેદન, અને વાયુ, પિત તથા કફના ઉછાળા થાય છે. ભ્રમ, બકવા, નઠારાં રૂપોનાં દર્શન, એ થાય છે. ખડ, રાખ, લતા, પાંદડાં, અને ધુળથી ખરડાતો હોય, તથા પક્ષીઓથી ખેંચાતો હોય, એમ તેને ભ્રાંતિથી જણાય છે. વ્યાકુળતાથી અમંગળ સ્વપ્નાં આવે છે. આ સર્વ લક્ષણો મદાત્યય રોગનાં છે.

## વાયુના મદાત્યયનાં નિદાન.

**स्त्रीशोकभयभाराध्वकर्मभिर्योऽतिकर्षितः । रूक्षाल्पप्रमिताशी च यः पिबत्यतिमात्रया । रूक्षं परिणतं मद्यं निशि निद्रां निहत्य च । करोति तस्य तच्छीघ्रं वातप्रायं मदात्ययम् ।, तत् प्रथम् ॥**

મૈથુન, શોક, ભય, ભાર, પંથ, કે શ્રમથી કર્ષિત થયેલો અને રૂક્ષ તથા બહુ થોડું જમનારો જો મદ્ય બહુ પીએ છે તો તેને તે મદ્ય પેટમાં પરિણામ પામીને રાત્રીની નિદ્રાને હણીને વાયુનો મદાત્યય કરે છે.

## વાયુના મદાત્યયનાં લક્ષણો.

**हिक्काश्वासशिरःकम्पपार्श्वशूलप्रजागरैः । विद्याद्बहुप्रलापस्य वातप्रायं मदात्ययम् ॥**

હેડકી, શ્વાસ, માથાનો કંપ, પડખાનું શૂળ, અનિદ્રા, અત્યંત બકવા, એ વાયુના મદાત્યયનાં લક્ષણો છે.

## પિત્તના મદાત્યયનાં નિદાન.

**तीक्ष्णोष्णमद्यमम्लं च योऽतिमात्रं निषेवते । अम्लोष्णतीक्ष्णभोजी च क्रोधनोऽग्निनरातपः । तस्योपजायते तीव्रः पित्तप्रायो मदात्ययः ॥**

તીક્ષ્ણ, ઉષ્ણ, અને ખાટા મદ્યનું બહુ સેવન કરનાર જો ખાટાં, તીખાં અને તીક્ષ્ણ ભોજનો કરે, તથા ક્રોધી અને

અજ્ઞાન હોય, તો તે પુરૂષને તીવ્ર એવો પિત્તનો મદાત્યય થાય છે.

## પિત્તના મદાત્યયનાં લક્ષણો.

तृष्णादाहज्वरस्वेदमोहातीसारविभ्रमैः । विद्याद्धरितवर्णस्य पित्तप्रायं मदात्ययम् ॥

તૃષા, દાહ, જ્વર, પરસેવો, મોહ, અતિસાર, વિભ્રમ, અને લીલો વર્ણ, એ પિત્તના મદાત્યયનાં લક્ષણો છે.

## કફના મદાત્યયનાં નિદાન.

मधुराम्लस्निग्धगुर्वाशी यः पिबत्यतिमात्रया । अव्यायामदिवास्वप्नशय्यासनसुखे रतः ॥ मदात्ययं कफप्रायं स नरो लभते ध्रुवम् ॥

મધુર, અસ્નિગ્ધ, અને ભારે ભોજન કરનાર જો વધુ પડતું મદ્ય પીએ છે; અને કસરત કરે નહિ, દિવસે સૂવે, અને સૂઇ બેસી રહેનારને અવશ્ય બહુ કફ વાળો મદાત્યય પ્રાપ્ત થાય છે.

## કફના મદાત્યયનાં લક્ષણો.

छर्द्यरोचकहृल्लासतन्द्रास्तैमित्यगौरवैः । विद्याच्छीतपरीतस्य कफप्रायं मदात्ययम् ॥

ઉલટી, અરૂચિ, મોળ, તંદ્રા, અંગોમાં ભીનાશ તથા ભારેપણું. અને શીતની વ્યાપ્તિ, એ કફના મદાત્યયનાં લક્ષણો છે.

## ત્રિદોષના મદાત્યયનાં નિદાન તથા લક્ષણ

त्रिदोषो हेतुभिः सर्वैः सर्वैर्लिङ्गैर्मदात्ययः ॥

ઉપર કહેલાં સર્વ નિદાનોથી સર્વ લક્ષણોવાળો મદાત્યય થાય તેને ત્રિદોષનો મદાત્યય જાણવો.

## પરમદનું લક્ષણ.

श्लेष्मक्षयोऽङ्गगुरुता विरसास्यता च विण्मूत्रसक्तिरथतन्द्रिररोचकश्च । लिङ्गं परस्य तु मदस्य वदन्ति तज्ज्ञास्तृष्णा रुजा शिरसि सन्धिषु चापि भेदः ॥

तन्द्रिस्तन्द्रा ॥

કફનો ક્ષય, અંગોનું ભારેપણું, મુખમાં વૈરસ્ય, વિષ્ટા તથા મૂત્રનો રોધ, તંદ્રા, અરૂચિ. તરશ, માથામાં તથા સાંધાઓમાં પીડા, એ લક્ષણો વિદ્વાનોએ પરમદનાં કહેલાં છે.

## પાનાજીર્ણનાં લક્ષણ.

आध्मानमुग्रमथवोद्गिरणं विदाहः पाने त्वजीर्णमुपगच्छति लक्षणानि ॥ ज्ञेयानि तत्र भिषजा सुविनिश्चितानि पित्तप्रकोपजनितानि च कारणानि ॥ उद्गिरणं वांतिरुद्गारो वा । पीयत इति पानं मद्यम् ॥

મદ્યનું અજીર્ણ થાય તો બહુજ આફરો, વમન, ઓડકાર, બળતરા, તથા પિત્તપ્રકોપનાં સર્વ લક્ષણો જણાય છે. આમ થાયતો વૈદ્યે પાનાજીર્ણ થયાનું જાણવું.

## પાન વિભ્રમનાં લક્ષણ.

हृद्गात्रतोदकफसंस्रवकण्ठधूममूर्च्छावमीमदशिरोरुजनप्रदेहाः । द्वेषः सुरान्नविकृतेषु च तेषु तेषु तं पानविभ्रममुशन्त्यखिलेषु धीराः ॥ कण्ठधूमः कण्ठाद्धूमनिर्गम इव प्रदेहः कफेन लिप्तास्यता द्वेषः सुरान्नविकृतेषु च तेषु तेषु सुराविकारेष्वन्नविकारेषु च द्वेषः अखिलेषु मद्यविकारेषु ॥

હૃદય તથા ગાત્રોમાં પીડા, કફનું ઝરવું, કંઠમાં ધૂમાડા જેવું; તથા મૂર્ચ્છા, વમન, મદ, અને માથાનું દરદ થાય; મુખમાં કફ તથા મદ્ય અને અન્નના તે તે પ્રકારો ઉપર દ્વેષ થાય; તો જાણવું કે મદ્ય સંબંધી સર્વ વિકારોમાં આ વિકાર પાન વિભ્રમ નામનો છે, એમ વૈદ્યોએ કહેલું છે.

## મદાત્યયની અસાધ્યતા.

**हीनोत्तरोष्ठमतिशीतममन्ददाहं तैलप्रभास्यमतिपानहतं त्यजेच्च । जिह्वोष्ठदन्तमसितं त्वथवापि नीलं पीते च यस्य नयने रुधिरप्रभे च । हिक्का ज्वरो वमथुवेपथुपार्श्वशूलाः कासभ्रमावपि च पानहतं त्यजेत्तम् ॥**

ઉપલો હોઠ ટુંકો હોય, અત્યંત શીત થતું હોય, દાહ બહુ થતો હોય, અને મોઢું તેલ જેવા વર્ણનું થઇ ગયું હોય, તેની વૈદ્યે ચિકિત્સા કરવી નહિ. જીભ, હોઠ, અને દાંત કાળાં અથવા લીલાં થઇ ગયાં હોય, નેત્રો પીળાં કે લોહી જેવા વર્ણનાં થઈ ગયાં હોય; અને હેડકી, જ્વર, વમન, કંપ, પડખામાં શૂળ, ઉધરસ, તથા ભ્રમ થયેલ હોય, તેની વૈદ્યે ચિકિત્સા કરવી નહિ.

## મદાત્યયાદિની ચિકિત્સા.

**मद्योत्थानाञ्च रोगाणां मद्यमेव हि भेषजम् । यथा दहनदग्धानां दहनं स्वेदनं हितम् । मिथ्यातिहीनमद्येन यो व्याधिरुपजायते । समेनैव निपीतेन मद्येन सहि शाम्यति । बीजपूरकवृक्षाम्लकोलदाडिमसंयुतम् । यवानीहवुषाजाजीशृङ्गवेरावचूर्णितम् । सस्नेहैः शक्तुभिर्युक्तमुपदंशैश्चिरोत्थितम् । दद्यात्सलवणं मद्यं वातपैत्तिकशान्तये । मद्यं सौवर्चलव्योषयुक्तं किञ्चिज्जलान्वितम् । जीर्णमद्याय दातव्यं वाव्यं वातपानात्ययापहम् । चव्यं सौवर्चलं हिङ्गुपूरकं विश्वदीपकम् । चूर्णं मद्येन पातव्यं पानात्ययरुजापहम् । लावतित्तिरदक्षाणां रसैश्च शिखिनामपि । पक्षिणां मृगमत्स्यानामानूपानां तथौदनैः । स्निग्धोष्णलवणाम्लैश्च वेशवारैर्मुखप्रियैः । स्निग्धैर्गोधूमकैरन्नैर्वातप्रायमदात्ययम् । नारीणां यौवनोष्माणां निर्दयैरुपगूहनैः । श्रोण्यूरुकुचभारैश्च संरोधोष्णसुखप्रदैः । शयनाच्छादनैरुष्णैश्चान्तर्गेहैः सुखप्रदैः । मारुतैः प्रबलैः शीघ्रं प्रशाम्यति मदात्ययः । पित्तपानात्यये योज्याः सर्वतश्च क्रिया हिमाः । सितामाक्षिकसंयुक्तं मद्यमर्धोदकं पिबेत् । मद्यं खर्जूरमृद्वीकापरूषकरसैर्युतम् । सदाडिमरसं शीतं शक्तुभिश्चावचूर्णितम् । सशर्करं वा माध्वीकं संयुक्तमथवापरम् । दद्याद् बहूदकं काले पातुं पित्तमदात्यये । शशान् कपिञ्जलानेणाल्लावानसितपुच्छकान् । मधुराम्लान् प्रयुञ्जीत भोजने शालिषष्टिकान् । पटोलयूषमिश्रं वा छागलं कल्पयेद्रसम् । सतीनमुद्गमिश्रं वा दाडिमामलकान्वितम् । द्राक्षामलकखर्जूरपरूषकरसेन च । कल्पयेत्तर्पणान् यूषान् रसांश्च विविधात्मिकान् । शीतानि चान्नपानानि**

शीतशय्यासनानि च। शीतवातजलस्पर्शाः शीतान्युपवनानि च। क्षौमपद्मोत्पलानाञ्च मणीनां मौक्तिकस्य चाचन्दनोदकशीतानां स्पर्शाश्चन्द्रांशुशीतलाः। रूक्षतर्पणसंयुक्तं यवानीव्योषसंयुतम्। यवगोधूमकञ्चान्नं रूक्षयूषेण भोजयेत्। कुलत्थकानां शुष्काणां मूलकानां रसेन वा। प्रभूतकटुसंयुक्तं यवान्नं वा प्रदापयेत्। छागमांसरसं रूक्षमम्लं वा जाङ्गलं रसम्। व्योषयूषमनागम्लं पिबेत् कफमदात्यये। स्थाल्यामथ कपाले वा भृष्टं कृत्वा तु नीरसम्। कट्वम्ललवणं मांसं खादेत् कफमदात्यये। वामकद्रव्ययुक्तेन मद्येनोल्लेखनं मतम्। मदात्यये कफोद्भूते लङ्घनञ्च यथाबलम्। यदिदं कर्म निर्दिष्टं वातपित्तकफान् प्रति। सर्वजे सर्वमेवेदं प्रयोक्तव्यं चिकित्सकैः॥

જેવી રીતે બળેલાના ઉપાયમાં ડામ તથા સ્વેદન હિતકર છે, તેવી રીતે મદોથી થયેલા રોગોમાં મદ્યજ ઔષધ રૂપ છે. મિથ્યા, અત્યંત, અને ઓછું મદ્ય પાન કરવાથી જે વ્યાધિ થાય છે, તે મદ્ય પાન સમતાથી કરવાથીજ શમન પામે છે.

લવણ, બીજોરૂં, કોકમ, બોર, દાડમ, અજમો, પલાશી. જીરૂં, અને સૂંઠનું ચૂર્ણ નાંખીને જુનું મદ્ય સ્નેહવાળા સાથવા સાથે અને અથાણાં સાથે પીવાથી વાયુ તથા પિત્તના મદ રોગો મટે છે.

પ્રથમ પીધેલ મદ્ય જીર્ણ થયા પછી સંચળ, સૂંઠ, મરી, પીપર અને પાણી નાંખેલ મદ્ય પાછું પાવાથી વાયુનો મદ મટી જાય છે.

ચવક, સંચળ, હિંગ, બીજોરૂં, સૂંઠ, અને અજમાનું ચૂર્ણ નાંખીને મદ્ય પીવાથી મદાત્યય મટી જાય છે.

લાવાં, તેતર, કુકડાં, મોર, જળમય દેશોના મૃગો, અને માછલાંનાં માંસ રસોમાં ભાત તથા સ્નિગ્ધ, ઉષ્ણ, ખારા, ખાટા, અને મુખને પ્રિય લાગે એવા મશાલાઓ નાંખીને, સ્નિગ્ધ ઘઉંનાં અ-ન્નો ખાવાથી વાયુની પ્રબળતાવાળો મદાત્યય તુરત શાંત થાય છે.

જુવાનીની ગરમી વાળી સ્ત્રીઓનાં નિર્દય આલિંગનો; દબાણથી સુખ આપનારા નિતંબ, સાથળ તથા સ્તનો; ગરમ શય્યાઓ. ગરમ ઓછાડો, અને સુખ આપનારાં અંદરનાં ઘરોમાં રહેવાથી વાયુની પ્રબળતા વાળો મદાત્યય તુરત શાંત થાય છે.

પિત્તના મદાત્યયમાં સર્વ શીતળ ક્રિયાઓ કરવી.

મદ્યમાં અરધો અરધ પાણી નાંખીને તેમાં સાકર અને મધ નાંખીને પીવાથી પિત્તનો મદાત્યય મટી જાય છે.

ખજુર, દ્રાક્ષ, ફાલસા, અને દાડમના રસમાં સાકર તથા સાથવો નાંખી શીતળ કરેલું માધ્વીક નામનું મદ્ય, અથવા એઓ સહિતનું બીજું કોઈ મદ્ય ઝાઝું પાણી નાંખીને સમયસર પીવાથી પિત્તનો મદાત્યય મટી જાય છે.

પિત્તના મદાત્યયમાં સસલાં, તેતર, કાળિયાર, લાવાં, તથા કાલપુચ્છનાં માંસો ખાવાં. મીઠા તથા ખારા ચોખા, તથા સાઠી ચોખા ખાવા. પરવળનો યૂષ અથવા વટાણા અને મગ, અથવા દાડમ અને આમળાંના રસ સાથે બકરાના માંસનો રસ ખાવો.

પિત્તના મદાત્યયમાં તૃપ્તિ કરનારા યૂષો, જાત જાતના રસો, શીતળ અન્નપાનો તથા શીતળ શયનો, શીતળ આસનો તથા શીતળ વાયુઓ, શીતળ જળ તથા શીતળ બગીચા અને ચંદ્રનાં કિરણોનો ઉપભોગ કરવો.

કફના મદાત્યયમાં રૂક્ષ તર્પણોવાળું તથા અજમા, સૂંઠ, મરી, પીપર સહિત જવ અને ઘઉંનું અન્ન રૂક્ષ યૂષની સાથે ખાવું; અથવા કળથી કે સૂકા મૂળાના રસ સહિત બહુ તીખાશવાળું જવનું અન્ન ખાવું.

કફના મદાત્યયમાં રૂક્ષ દ્રવ્યો સાથે બકરાના માંસનો રસ, અથવા ખાટો કરેલો જાંગલ પ્રાણીનાં માંસોનો રસ, અથવા કંઇક ખાટો ત્રિકટુનો યૂષ પીવો.

માંસને હાંડલીમાં શેકી રસ વગરનું કરી તેમાં તીખા, ખારા, ખાટા પદાર્થો મેળવીને ખાવાથી કફનો મદાત્યય મટે છે.

ઉલટી કરાવનારાં દ્રવ્યો નાંખીને મધ પાઇને કફને ઉખેડવો, તથા બની શકે તેટલી લાંઘણો કરવી, તેથી કફનો મદાત્યય મટે છે.

વાત, પિત્ત, અને કફની જે જે જુદી જુદી ચિકિત્સાઓ ઉપર કહી, તે સર્વે વૈદ્યોએ સાંનિપાતિક મદાત્યયમાં કરવી.

## કોદરાના મદની ચિકિત્સા.

**सगुडः कूष्माण्डरसः शमयति मदमाशु कोद्रवजम् । धत्तूरजञ्ज दुग्धं सशर्करञ्चाशु पानेन । सच्छर्दिमूर्च्छातीसारं मदं पूगफलोद्भवम् । सद्यः प्रशमयेत्पीतमातृप्ते वारि शीतलम् । वन्यकरीषघ्राणाज्जलपानाल्लवणभक्षणादपि च । शाम्यति पूगफलोद्भवमदः सशूलः सशर्करात्कवलात् । तत्क्षणान्मृदितं चूर्णं समाघ्रातं प्रणाशयेत् । ताम्बूलोत्थं मदं पुंसामेकमेव स्वभावतः । जातीफलमदं शीघ्रं हन्ति पथ्या निषेविता । शीततोयावगाहश्च शर्करा दधियोजिता । विभीतमदशान्त्यर्थमेतदेव मतं पुनः । मद्यं पीत्वा यदि ना तत्क्षणमवलेढि शर्करां सघृताम् । जातु न मदयति मद्यं मनागपि प्रथितवीर्यमपि ॥** इति पानात्ययपरमदपानाजीर्णपानविभ्रमाधिकारः ॥

કોદરા ખાવાથી થયેલા મદને ગોળ તથા કોહોળાંનો રસ તુરત શમાવી દેછે. ધંતૂરો ખાવાથી થયેલો મદ સાકર નાંખી દૂધ પીવાથી તુરત મટે છે.

સોપારી ખાવાથી થયેલો ઉલટી, મૂર્છા, તથા અતિસાર સાથેનો મદ તૃપ્તિ પર્યંત ટાઢું પાણી પીવાથી શમે છે. સોપારીથી થયેલો મદ વગડાઉ અડાયાં સુંઘવાથી મટે છે. એમ પાણી પીવાથી અને લવણ ખાવાથી પણ મટી જાય છે. સોપારીનો મદ શુળ સહિત હોય તો સાકરવાળો કવલ લેવાથી મટી જાય છે.

નાગરવેલ્યના પાનથી થયેલો મદ ચૂનો ચોળીને સુંઘવાથી મટે છે. ચૂનાનો એવો સ્વભાવજ છે.

હરડેનું સેવન કરવાથી, ટાઢા પાણીમાં બેસવાથી, અથવા દહિં સાકર ખાવાથી, જાયફળનો મદ તુરત હણાઇ જાય છે.

જાયફળના મદના ઉપાયજ બેડાંના મદને માટે પણ કરવા.

મધ પીને તુરતજ ઘી અને સાકર ચાટે તો પ્રબળ શક્તિવાળું મધ પણ તેને મત્ત બનાવી શકતું નથીજ.

**इति मदात्ययादि अधिकार संपूर्ण.**

# દાહનો અધિકાર.

## પિતના દાહ વિષે.

**पित्तज्वरसमः पित्तदाहः स्यात्तस्य स क्रमः ॥**

दाह उष्मात्मको व्याधिः पित्तज्वरसमः पित्तज्वरलक्षणयुक्तः पित्तज्वरे त्वामाशयदुष्टाद्दाहो ज्वरोऽधिक इति भेदः । तस्य दाहस्य पित्तज्वरोक्त क्रमश्चिकित्सा ॥

પિત્તજ્વર જેવોજ પિત્તનો દાહ પણ છે, માટે તેઓની ચિકિત્સા એક સરખીજ છે દાહ એ ગરમી રૂપ વ્યાધિ છે. પિત્તજ્વરમાં દુષ્ટ થયેલા આમાશયને લીધે દાહ તથા જ્વર થાય છે, અને આ વ્યાધિમાં એકલો દાહ થાય છે.એટલો એ બેમાં ભેદ છે.

## રક્તના દાહ વિષે.

**कृत्स्नदेहानुगं रक्तमुद्रिक्तं दहति ध्रुवम् । सन्धूप्यते चोष्यते च ताम्राभस्ताम्रलोचनः॥ लोहगन्धाङ्गवदनो वह्निनेवावकीर्यते ॥**

उद्रिक्तम् अतिरक्तं सत् दहति दाहाख्यं व्याधिं करोति सन्धूप्यते अग्निना दह्यत इव उष्यते समीपस्थेनेव वह्निना ताप्यते चूष्यत इति पाठान्तरेण आचूषणेनेव पीडामनुभवतीर्थः । वह्निनेवावकीर्यते शरीरोपरि वह्निः प्रक्षिप्यत इव ॥

આખા દેહમાં રહેલું રક્ત વધી જાય તો દાહ કરે છે. તેથી તાપ તથા શરીર ચુસાતું હોય એમ લાગે છે, ત્રાંબા જેવી કાંતિ તથા નેત્રો રાતાં થઈ જાય છે. અને અંગ તથા મોઢું લોઢાના જેવા ગંધવાળું થાય છે.

## કોઠામાં રક્ત ભરાવાથી થતા દાહ વિષે.

**असृजा पूर्णकोष्ठस्य दाहोऽन्यः स्यात् सुदुस्तरः ॥** असृजा शस्त्रादिक्षतान्निःस्रुतरक्तेन॥

શસ્ત્રો વિગેરે વાગવાથી કોઠામાં લોહી ભરાઇ જઇને અતિ દુસ્તર દાહ થાય છે, એ ત્રીજા પ્રકારનો દાહ છે.

## મદ્યના દાહ વિષે.

**त्वचं प्राप्तः स पानोष्मा पित्तरक्ताभिमूर्च्छितः। दाहं प्रकुरुते घोरं पित्तवत्तत्र भेषजम् । सपानोष्मा मद्यपानजनित उष्मा पित्तरक्ताभिमूर्च्छितः ॥** पित्तरक्ताभ्यां वर्द्धितः॥

મદ્યની ગરમી ત્વચામાં આવીને પિત્ત અને રક્તથી વધીને ભયંકર દાહ કરેછે, તેની ચિકિત્સા પિત્તના જેવી કરવી.

## તરશ અટકાવ્યાથી થતા દાહ વિષે.

**तृष्णानिरोधादब्धातौ क्षीणे तेजः समुद्धतम् । सबाह्याभ्यन्तरं देहं प्रदहेन्मन्दचेतसः । संशुष्कगलताल्वोष्ठो जिह्वां निष्कास्य वेपते ॥** अब्धातौ रसे क्षीणे क्षयं प्राप्ते तेजः समुद्धतं वृद्धं मन्दचेतसः अल्पबुद्धेः यतस्तेन तृषानिरोधः कृतः ॥

તૃષા અટકાવવાથી જળમય ધાતુ ક્ષીણ પડીને અગ્નિ વધે છે, તેથી દેહની બહાર તથા અંદર દાહ મંદ બુદ્ધિવાળાને કરે છે. ગળું, તાળવું, હોઠ, અને જીભ સૂકાય છે, અને જીભ બહાર કાઢીને તે કંપે છે.

## ધાતુક્ષયના દાહ વિષે.

**धातुक्षयोत्थो यो दाहस्तेन मूर्च्छातृषा-**

न्वित । क्षामस्वर क्रियाहीनः स सीदेत् भृशपीडितः ॥ सीदेत् म्रियेत ॥

ધાતુક્ષયથી જે દાહ થાય છે તેમાં મૂર્ચ્છા, તૃષા, સાદનું બેસવું, અને ક્રિયા હીનતા થાય છે, અને અંતે મરી જાય છે.

## મર્મના મારના દાહ વિષે.

मर्माभिघातजोऽप्यस्ति सोऽसाध्यः सप्तमो मवः । मर्माणि शिरोहृदयबस्त्यादीनि॥

સાતમો દાહ મર્મમાં વાગવાથી થાય છે, તે અસાધ્ય છે. મસ્તક, હૃદય, બસ્તિ વગેરે મર્મો છે.

## દાહની અસાધ્યતા.

सर्व एव च वर्ज्याः स्युः शीतगात्रस्य देहिनः ॥

જેનાં ગાત્રો ટાઢાં હોય એવા માણુસના આ સાતે પ્રકારના દાહો અસાધ્ય છે.

## દાહોની ચિકિત્સા.

शतधौतघृताभ्यक्तं लेपं वा यवसक्तुभिः। कोलामलकयुक्तैर्वा धान्याऽम्लैरपि बुद्धिमान् ॥ धान्याम्लं काञ्जिकभेदः ॥

छादयेत्तस्य सर्वाङ्गमारनालार्द्रवाससा । लामज्जकेन युक्तेन चन्दनेनानुलेपयेत् । चन्दनाम्बु कणास्यन्दितालवन्तोपवीजनैः । सुप्यादाहार्दितोऽम्भोजकदलीदलसंस्तरे । परिषेकावगाहेषु व्यजनानाञ्च सेवने । शस्यते शिशिरं तोयं दाहतृष्णोपशान्तये । फलिनी लोध्रसेव्याम्बुहेमपत्रं कुटन्नटम् । कालीयकरसोपेतं दाहे शस्तं प्रलेपनम् ॥

फलिनी प्रियङ्गुः सेव्यं उशीरं अम्बु वालकं-हेमपत्रं नागकेशरपत्रं कुटन्नटं वितुन्नकं गुडतजी इति लोके क्वचित् चम्बावती इति नाम । कालीयकं कलम्बक इति लोके ॥

ह्रीबेरपद्मकोशीरचन्दनाम्बुजवारिणा । सम्पूर्णामवगाहेत द्रोणीं दाहार्दितो नरः । वाप्यः कमलहासिन्यो जलयंत्रगृहाः शुभाः। नार्यश्चन्दनदिग्धाङ्ग्यो दाहदैन्यहरा मताः। पाययेत्कमलस्याम्भः शर्कराम्भः पयोऽपि च । क्षीरमिक्षुरसञ्चापि कारयेत्पित्तजिद्विधिम् । पटीरपर्पटोशीरनीरनीरदनीरजैः । मृणालमिसिधान्याकपद्मकामलकैः कृतः । अर्धशिष्टः सिताशीतः पीतः क्षौद्रसमन्वितः । क्वाथो व्यपोहयेद्दाहं नृणाञ्च, परमोल्बणम् ॥ पटीरं चन्दनम् । इति चन्दनादि क्वाथः ॥

बिल्वतैलं भवेत्प्रस्थं तत्षोडशगुणे शनैः । काञ्जिके विपचेत्तत्स्याद्दाहज्वरहरं परम् ॥ इति काञ्जिकतैलम् । इति दाहाधिकारः ॥

દાહવાળાના શરીરમાં ડાહ્યા વૈદ્યે સો વાર ધોએલું ઘી ચોળવું. અથવા જવનો સાથવો કે બોર તથા આમળાં સહિત ધાન્યામ્લનો લેપ કરવો.

કૌતરાં વગરના કાચા કે પાકા ઘઉંના આથાથી ભીંજવેલ વસ્ત્ર દાહવાળાના આખા શરીરપર ઓઢાડવું, તથા શરીર ઉપર પીળો વાળો તથા ચંદનનો લેપ કરવો.

કમળપત્ર તથા કેળનાં પાનોની પથારીમાં દાહવાળાને સૂવાડવો, તથા ચંદનના પાણીની ઝણુ ઊડે એવા પંખાથી તેને પવન નાંખવો.

દાહ તથા તરશ મટાડવા માટે ધારા, અવગાહન, અને પંખામાં શીતળ જળજ વાપરવું.

ધઉંલો, લોદર, વાળો, કાળોવાળો, નાગકેસરનાં પાન, કેવડીમોથ; અને પીતચંદનના રસનો લેપ દાહવાળાને હિતકારી થાય છે.

વાળો, પદ્મક, કાળોવાળો, ચંદન, અને કમળના જળથી ભરેલી કોઠીમાં ગળાં સુધી ડુબીને દાહવાળા માણુસે બેસવું.

ખીલેલાં કમળોવાળી વાવો, ફુવારાવાળાં સુંદર ઘરો, અને સર્વ અંગોમાં ચંદનના લેપવાળી સ્ત્રીઓ દાહની શાંતિ કરે છે.

કમળનું અને સાકરનું પાણી, સાકર તથા દૂધ, એકલું દૂધ, અથવા શેરડીનો રસ દાહવાળાને પાવો, તથા એવાજ પિત્તહર પ્રયોગો કરવા.

ચંદનાદિ કવાથ—ચંદન, ખડસલિયો, વાળો, કાળોવાળો, મોથ, કમળનું મૃણાલ, કમળ, વરિયાળી, ધાણા, પદ્મકાષ્ઠ, અને આમળાંનો કવાથ કરી, અરધું પાણી રહે ત્યારે ટાઢો પાડી તેમાં સાકર તથા મધ નાંખીને પીવાથી અત્યંત ઉગ્ર દાહ પણ મટી જાય છે.

કાંજિક તેલ—સોળગણી કાંજીમાં ધીરે ધીરે પકાવેલું તલનું ૬૪ તોલા ભાર તેલ દાહના સંતાપને નક્કી મટાડે છે.

# ઉન્માદનો અધિકાર.

## ઉન્માદની નિરૂક્તિ.

**मदयन्त्युद्धता दोषा यस्मादुन्मार्गमाश्रिताः। मानसोऽयमतो व्याधिरुन्माद इति कीर्तितः॥** अयमर्थः। यस्माद्धेतोरुद्धताः प्रवृद्धाः दोषाः उन्मार्गमाश्रिताः मदयन्ति चित्तं विक्षिपन्ति। अस्मिन् सोऽयमुन्माद इति कीर्त्तितः। स उन्मादः मानसो व्याधिः मनोवैक्लव्यकारणात्॥

વધેલા દોષો અવળે માર્ગે જઇને ચિત્તને વિક્ષિપ્ત કરે છે તેથી એ રોગ ઉન્માદ કહેવાય છે. આ રોગ મનને વિકૃત કરે છે, માટે માનસિક રોગ ગણાય છે.

## ઉન્માદની અવસ્થા.

**स चाप्रवृद्धस्तरुणो मदसंज्ञां बिभर्ति च॥** स उन्मादः तरुणो नवीनः॥

ઉન્માદ વધ્યો ન હોય અને નવોજ થતો હોયતો તે મદ કહેવાય છે.

## ઉન્માદનાં દૂરનાં નિદાનો.

**विरुद्धदुष्टाशुचिभोजनानि प्रधर्षणं देवगुरुद्विजानाम्। उन्मादहेतुर्भयहर्षपूर्वो मनोऽभिघातो विषमा च चेष्टा॥**

दुष्टं धत्तूरबीजादिसहितं अशुचि रजस्वलास्पृष्टादि प्रधर्षणमाभिभवः विषमा चेष्टा बलवद्विग्रहादिः॥

વિરૂદ્ધ, દુષ્ટ, અને અપવિત્ર ભોજનો; દેવ, ગુરૂ, અને બ્રાહ્મણોનું અપમાન; ભય કે હર્ષથી મન ઉપર થયેલી અસર; અને વિષમ ચેષ્ટાઓથી ઉન્માદ થાય છે.

## ઉન્માદનાં પાસેનાં નિદાનો.

एकैकशः सर्वशश्च दोषैरत्यर्थमूर्च्छितैः । मानसेन च दुःखेन स पञ्चविध उच्यते । विषाद्भवति षष्ठश्च यथास्वं तत्र भेषजम् ॥

એક એક તથા સર્વે દોષોના અતિ પ્રકોપથી, તથા મન દુઃખ અને વિષથી એમ છ પ્રકારથી ઉન્માદ થાય છે, માટે તે તે પ્રમાણે ઉપાયો કરવા.

## ઉન્માદની સંપ્રાપ્તિ.

तैरल्पसत्वस्य मलाः प्रदुष्टा बुद्धेर्निवासं हृदयं प्रदूष्य । स्रोतांस्यधिष्ठाय मनोवहानि प्रमोहयन्त्याशु नरस्य चेतः ॥

अल्पसत्वस्य अल्पसत्वगुणस्य मला वातादयः बुद्धेर्निर्वासं हृदयं प्रदूष्येति एतेनाश्रयस्य दुष्टया तदाश्रितायाः बुद्धेरपि दुष्टिरुक्ता मनोवहानि स्रोतांसि हृदयाश्रितानि दश एतानि विशेषतो बोद्धव्यानि ॥ चरकेण तु सकलशरीरस्रोतांस्येव मनोऽधिष्ठानत्वेनोक्तानि प्रमोहयन्ति विकृतिं कुर्वन्ति ॥

અલ્પ સત્ત્વવાળા દોષો બુદ્ધિના સ્થાનરૂપ હૃદયને દૂષિત કરીને મનનાં વિચાર ચલાવવાનાં સ્રોતોને બંધ કરીને માણસના ચિત્તને પ્રમોહ કરી દેછે.

આ ઠેકાણે મનના વિચારનું વહન કરનારાં દશ સ્રોતો કહ્યાં છે, પણ ચરકે તો શરીરમાંના સર્વ સ્રોતોને મનના અધિષ્ઠાન રૂપ કહેલા છે.

## ઉન્માદનું સામાન્ય લક્ષણ.

धीविभ्रमः सत्त्वपरिप्लवश्च पर्याकुला दृष्टिरधीरता च । अबद्धवाक्यं हृदयञ्च शून्यं सामान्यमुन्मादगदस्य लिङ्गम् ॥

धीविभ्रमः शुक्तिकायां रजतज्ञानम् । सत्वपरिप्लवः सत्वं मनस्तस्य चाञ्चल्यम् ॥ अबद्धवाक्यं असंबद्धभाषित्वम् । शून्यं स्मृतिशून्यम् ॥

બુદ્ધિમાં ભ્રમ, મનનું ચાંચલ્ય, દૃષ્ટિની વ્યાકુળતા, અધીરતા, અસંબદ્ધ ભાષણ, અને હૃદયમાં જડતા, એ ઉન્માદ રોગનાં સામાન્ય લક્ષણો છે.

## વાતોન્માદનાં નિદાન.

रूक्षोष्णशीतान्नविरेकधातुक्षयोपवासैरनिलोऽतिवृद्धः । चिन्तादिदुष्टं हृदयं प्रदूष्य बुद्धिं स्मृतिं चाप्युपहन्ति शीघ्रम् ॥

प्रदूष्य प्रकर्षेण दूषयित्वा ॥

રૂક્ષ, ગરમ, તથા ટાઢા અન્નથી; વિરેચન, ધાતુક્ષય, અને ઉપવાસોથી; બહુ વધેલો વાયુ ચિંતાદિકથી દુષ્ટ થયેલા હૃદયને વધારે દૂષિત કરીને એકદમ બુદ્ધિ તથા સ્મૃતિને હણી નાંખે છે.

## વાતોન્માદનાં લક્ષણો.

अस्थानहास्यस्मितनृत्यगीतवागङ्गविक्षेपणरोदनानि । पारुष्यकार्श्यारुणवर्णताश्च जीर्णे बलश्चानिलजस्य रूपम् ॥

अस्थानेऽनवसरे हास्यादीनि रोदनान्तानि जीर्णे आहारे बलं व्याधेः ॥

વગર કારણે હસવું, સ્મિત કરવું, ગાવું, બોલવું, અંગ વિક્ષેપ કરવા, રડવું, ગાળો દેવી, દુર્બળ થવું, વર્ણ રાતો થવો, અને આહાર જીર્ણ થાય ત્યારે

રોગનો વધારો, થાય,એ સર્વ વાતોન્માદનાં લક્ષણો છે.

## પિત્તોન્માદનાં નિદાન.

**अजीर्णकट्वम्लविदाह्यशीतैर्भोज्यैश्चितं पित्तमुदीर्णवेगम् । उन्मादमत्युग्रमनात्मकस्य हृदि स्थितं पूर्ववदाशु कुर्यात् ॥**

हृदिस्थितं पित्तं चित्तं सञ्चितं पुनः अजीर्णकट्वम्लविदाह्यशीतैर्भोज्यैरुदीर्णवेगं सत् उन्मादं कुर्यात् पूर्ववद्धृदयं प्रदूष्येत्यर्थः ॥

અજીર્ણથી; તીખાં; ખાટાં દાહક, અને ગરમ ભોજનોથી; હૃદયમાં મળેલું પિત્ત કોપ પામીને હૃદયને દૂષિત કરીને અતિ ઉગ્ર ઉન્માદને ઉત્પન્ન કરે છે.

## પિત્તોન્માદનાં લક્ષણો.

**अमर्षसंरम्भविनग्नभावाः सन्तर्जनाभिद्रवणौष्ण्यरोषाः । प्रच्छायशीतान्नजलाभिलाषाः पीतास्यता पित्तकृतस्य लिङ्गम् ॥**

अमर्षोऽसहिष्णुता संरम्भ आरम्भटी आडम्बर इति यावत् । सन्तर्जनं परित्रासनं अभिद्रवणं पलायनं औष्ण्यं गात्रे चोष्णो दाहविशेषः प्रच्छाय इत्यादि छायायां शीतयोरन्नजलयोरभिलाषः॥

અસહનશીલપણું, બહુ આડંબર, નાગા થઈ જવું, બીજાંને ત્રાસ આપવો, નાસી જવું, ગાત્રોમાં દાહ, શીતની ઈચ્છા, શીતળ જળ તથા શીતળ અન્નની ઇચ્છા, અને મુખપર પીળાશ, એ પિત્તોન્માદનાં લક્ષણો છે.

## કફોન્માદનાં નિદાન.

**संपूरणैर्मंदविचेष्टितस्य सोष्मा कफो मर्मणि संप्रवृद्धः । बुद्धिं स्मृतिश्चाप्युपहन्ति चित्तं प्रमोहयन् संजनयेद्विकारम् ॥**

सम्पूरणैः भोजनादिभिः मन्दविचेष्टितस्य व्यायामरहितस्य सोष्मा कफ इति कफोऽप्युन्मादं करिष्यन् पित्तासाहाय्यमपेक्षते याधिस्वभावात् मर्माणि अत्र मर्मशब्देन हृदयमुच्यते विकारमुन्मादरूपम् ॥

કસરત નહિ કરનારને ભોજનોથી પિત્તસહિત કફ મર્મમાં વધીને બુદ્ધિ, સ્મૃતિ, અને ચિત્તને હણીને મોહ કરે છે, તથા વિકાર ઉત્પન્ન કરે છે. (કફ ઉન્માદ કરવાનો થાય છે ત્યારે તેને પિત્તની સહાયતા લેવી પડે છે.)

## કફોન્માદનાં લક્ષણો.

**वाक्चेष्टितं मन्दमरोचकश्च नारी विविक्तप्रियता च निद्रा। छर्दिश्चलाला च बलञ्च भुक्ते नखादि शौक्ल्यञ्च कफात्मके स्यात् ॥** वाक्चेष्टितं मन्दं वचनमल्पं नारीविविक्तप्रियता नारीप्रियता विजनप्रियता च भुक्ते सति बलं व्याधेः ॥

અલ્પભાષણ, અરૂચિ, સ્ત્રી ઉપર પ્રીતિ, એકાંતની ઇચ્છા, નિદ્રા, ઉલટી, લાળ ઝરવી, જમ્યા પછી વ્યાધિનું વધવું, અને નખો વગેરે વધારે શ્વેત થવા, એ કફોન્માદનાં લક્ષણો છે.

## સાંનિપાતિકોન્માદનાં નિદાન.

**यः सन्निपातप्रभवोऽतिघोरः सर्वैः समस्तैः स तु हेतुभिः स्यात् । सर्वाणि रूपाणि बिभर्त्ति तादृक् विरुद्धभैषज्यविधिर्विवर्ज्यः ॥** स सान्निपातिक उन्मादः सान्निपातप्रह-

णेनैव सर्वात्मकत्वं लब्धं पुनः सर्वैरिति यत्कृतं तद्रजस्तमःप्रापणार्थे तेन रजस्तमोमिलिता इत्यर्थः। तेन वातादयो रजस्तमोभिर्मनोदोषैर्मिलिताः। समस्तैश्च निदानैः कुपिता उन्मादं जनयन्ति ॥ सर्वैर्हेतुभिः समस्तैर्मिलितैः स्यात् यतोऽन्यो व्याधिः सर्वैर्हेतुभिर्मिलितैरेव भवतीति नियमो नास्तिः अयं तु व्याधिप्रभावात्सर्वैर्हेतुभिर्मिलितैः स्यात्। तादृगुन्मादः विरुद्धभैषज्यविधिरिति कोऽर्थः ॥

त्रिदोषजे प्रत्येकं वातादेः प्रत्यनीका चिकित्सा कार्या। सा च परस्परविरोधिनी त्रिदोषं हन्ति किञ्चिदेव द्रव्यं आमलकादि नचात्र यौगिकं व्याधिप्रभावादत एव विवर्ज्यः न चिकित्स्य इत्यर्थः ॥

સર્વે દોષોના હેતુઓ સહિત અતિ સાંનિપાતિક ઉન્માદ છે, તેમાં સર્વે લક્ષણો પણ ભેળાં જણાય છે, માટે તેના ઉપાયો. વિરૂદ્ધ પડે છે તેથી તે કરવાજ નહિ.

ત્રિદોષથી થનારા બીજા વ્યાધિઓમાં પ્રત્યેક દોષ મટાડનારી ચિકિત્સા કરવામાં આવે છે અને તે ચિકિત્સા એક બીજા દોષથી વિરૂદ્ધ હોય છે. પરંતુ આ ઉન્માદ રોગમાં તો ત્રણે દોષની પ્રબળતા સરખી હોવાથી એક બીજાથી વિરૂદ્ધ ચિકિત્સા કામ આવતી નથી. ત્રણે દોષને મટાડનારાં દ્રવ્યમાં આમળાં વગેરે કોઇકજ દ્રવ્ય છે, પણ તે આ ઉન્માદના રોગની ચિકિત્સામાં ઉપયોગી નથી. માટે સાન્નિપાતિક ઉન્માદની ચિકિત્સા કરવી વ્યર્થ છે.

## મન દુઃખ જન્યોન્માદનાં નિદાન.

**चौरैर्नरेन्द्रपुरुषैररिभिस्तथान्यैर्वित्रासितस्य धनबान्धवसंक्षयाद्वा। गाढं क्षते मनसि च प्रियया रिरंसोर्जायेत चोत्कटतरो मनसो विकारः ॥** अन्यैः हिंसादिभिः गाढमतिशयेन क्षतेऽभिहते प्रियया प्राप्तुमशक्यया रिरंसोः पुरुषस्य विकार उन्मादरूपः ॥

ચોર, રાજાના અમલદારો, શત્રુઓ, કે બીજાઓથી; અથવા ધન અને બાંધવોના નાશથી; ત્રાસ પામેલાના મનમાં ગાઢ જખમ થવાથી; અથવા ન મળી શકે એવી પ્યારીની સાથે રમવાની ઈચ્છાથી; અતિ પ્રબળ ઉન્માદ થાય છે.

## મન દુઃખ જન્યોન્માદનાં લક્ષણો.

**चित्रं ब्रवीति च मनोऽनुगतं विसंज्ञो गायत्यथो हसति रोदिति चातिमूढः ॥**

चित्रमाश्चर्यं मनोऽनुगतं गोप्यमपि विसंज्ञो विरुद्धज्ञानः। अतीव मूढः अतीव ज्ञानशून्यः। अत्र विकल्पो बोद्धव्यः ॥

મનના દુઃખથી ઉન્માદ થયો હોય તો વિપરીત જ્ઞાનવાળો થઇને અથવા અતિ મૂઢ બનીને વિચિત્ર પ્રકારનું બકે છે, મનમાંની વાત છાની હોય તે કહી દેછે, ગાયછે, હસેછે, અને રડે છે.

## વિષોન્માદનાં લક્ષણો.

**रक्तेक्षणो हतबलेन्द्रियभाः सुदीनः श्यावाननो विषकृते तु भवेत्परासुः**

परासुः मृतः ॥

આંખો રાતી થઇ જાય છે; બળ, ઇંદ્રિયો, અને કાંતિ હણાઇ જાય છે; બહુ દીનતા આવીને મોઢું કાળું પડી જાય છે; અને પરવશ થવાય છે. આ લક્ષણો જે

રથી થયેલા ઉન્માદનાં છે.

## ઉન્માદનું અરિષ્ટ.

**आवाङ्मुखस्तून्मुखो वा क्षीणमांस बलोनरः । जागरूको ह्यसन्देहमुन्मादेन विनश्यति ॥**

મુખ નીચું અથવા ઊંચું જ રહેતું હોય, માંસ અને બળ ક્ષીણ થઇ ગયાં હોય, અને જાગ્રત રહ્યા કરતો હોય, તે માણસ ઉન્માદથી નક્કી મરી જાય છે.

## દેવાદિકથી થયેલા ઉન્માદનાં લક્ષણો.

**अमर्त्यवाग्विक्रमवीर्यचेष्टो ज्ञानादिविज्ञानबलादियुक्तः। प्रकोपकालो नियतश्च यस्य देवादिजन्मा मनसो विकारः ॥** अमर्त्यवाग्विक्रमवीर्यचेष्टः न मर्त्यस्येव वागादयो यत्र सः विक्रमः पराक्रमः वीर्यं शौर्यं ज्ञानादिविज्ञानबलादियुक्तः ज्ञानं बुद्धिः आदिपदेन तद्भेदाः मेधाविचारणास्मृत्यादयो गृह्यन्ते । विज्ञानं शिल्पादिविषयकं ज्ञानं बलं चेष्टापाटवम् । आदिपदेनाभिमानादि गृह्यते नियतः वक्ष्यमाणतिथ्यादिभिः मनोविकार उन्मादः ॥

જેના મનમાં દેવાદિકે વિકાર કર્યો હોય તેનાં ભાષણ, પરાક્રમ, શૌર્ય, અને ચેષ્ટા માણસ જેવાં હોતાં નથી; તેમજ તેમાં બુદ્ધિ, વિચાર તથા ધારણાશક્તિ, કારીગરી, સ્મૃતિ, વગેરે પણ અભિમાન યુક્ત હોય છે. આ ઉન્માદ થવાનો સમય પણ નિયમિત હોય છે.

## દેવના આવેશનાં લક્ષણો.

**सन्तुष्टः शुचिरातिदिव्यमाल्यगन्धो निस्तन्द्रोप्यवितथसंस्कृतप्रभाषी । तेजस्वी स्थिरनयनो वरप्रदाता ब्रह्मण्योभवति नरः स देवजुष्टः ॥** आतिदिव्यमाल्यगन्धः । अतिशयेन दिव्यस्य माल्यस्येव गन्धो यस्य सः । निस्तन्द्रो निद्रारहितः अवितथं सत्यं ब्रह्मण्यः ब्राह्मणभक्तः ॥

સંતોષ, પવિત્રતા, દિવ્ય પુષ્પોના જેવી સુગંધવાળો દેહ, જાગ્રતપણું, સત્યસંસ્કૃત ભાષણની શક્તિ, તેજ, નેત્રની સ્થિરતા, અને વરદાન દેવાની શક્તિ, તથા બ્રાહ્મણોની ભક્તિ, એ દેવોના આવેશવાળાને થાય છે.

## દૈત્યના આવેશનાં લક્ષણો.

**संस्वेदी द्विजगुरुदेवदोषवक्ता जिह्माक्षो विगतभयो विमार्गदृष्टिः । सन्तुष्टो भवति नचान्नपान जातैर्दुष्टात्मा भवति स देवशत्रुजुष्टः ॥** विमार्गदृष्टिःकुमार्गरतः दुष्टात्मा दुष्टस्वभावः ॥

પરસેવો, બ્રાહ્મણ ગુરૂ દેવ વગેરેની નિંદા, વાંકાં નેત્રો, નિર્ભયતા, કુમાર્ગમાં રૂચિ, અન્નપાનોથી અસંતોષ અને દુષ્ટ સ્વભાવ, એ દૈત્યના આવેશવાળાનાં લક્ષણો છે.

## ગંધર્વના આવેશનાં લક્ષણો.

**हृष्टात्मापुलिनवनान्तरोपसेवी स्वाचारः प्रियपरिगीतगन्धमाल्यः । नृत्यन् वै प्रहसति चारु चाल्पशब्दं गंधर्वग्रहपरिपीडितो मनुष्यः ॥** हृष्टात्मा हृष्टजीवात्मा पुलिनं तोयोत्थितं तटं वनान्तरं वनमध्यन्तयोः सेवी चारु चाल्पशब्दमिति हसमक्रियाविशेषणम् ॥

અંતઃકરણમાં પ્રસન્નતા, જળાશયોના કિનારાનું અને વનનું સેવન, સારી રીતિ, ગાન સુગંધી તથા પુષ્પાદિ ઉપર પ્રેમ, તથા નૃત્ય સહિત થોડા શબ્દોનું સુંદર હાસ્ય, એ ગંધર્વના આવેશ વાળાનાં લક્ષણો થાય છે.

### યક્ષના આવેશનાં લક્ષણો.

**ताम्राक्षः प्रियतनुरक्तवस्त्रधारी गम्भीरो द्रुतगतिरल्पवाक् सहिष्णुः । तेजस्वी वदति च किं ददामि कस्मै यो यक्षग्रहपरिपीडितो मनुष्यः ॥**

ગંભીરતા, નેત્રો રાતાં, પ્રિય ઝીણાં રંગિત વસ્ત્રોની ઇચ્છા, ઝડપવાળી ચાલ, થોડું બોલવું, સહનશીળતા, તેજ, અને માણસની દાઝ જાણી દયા આવવી, એ લક્ષણો યક્ષના આવેશ વાળાનાં હોય છે.

### પિતૃના આવેશનાં લક્ષણો.

**प्रेतानां स दिशति संस्तरेषु पिण्डान् शान्तात्मा जलमपि चापसव्यवस्त्रः । मांसेप्सुस्तिलगुडपायसाभिलाषी तद्भक्तो भवति पितृग्रहाभिजुष्टः ॥**

प्रेतानां मृतानां पितॄणां दिशति ददाति । अपसव्यवस्त्रः दक्षिणस्कन्धकृतोत्तरीयः ॥

પિતૃના વળગાડવાળો પોતાના મરી ગયેલા પૂર્વજોને દર્ભાદિ પાથરીને તે ઉપર પિંડાદિ અર્પે છે, અપસય કરીને પૂર્વજોને જળ અર્પે છે, શાંત અંતઃકરણ વાળો હોય છે, અને માંસ તથા તલ અને ગોળ અને દૂધપાક ખાવાને ઇચ્છે છે, તથા પિતૃની ભક્તિ કરે છે.

### નાગના આવેશનાં લક્ષણો.

**यस्तूर्व्यां प्रसरति सर्पवत्कदाचित् सृक्किण्यौ मुहुरपि जिह्वयावलेढि । क्रोधालुर्घृतमधुदुग्धपायसेप्सुर्विज्ञेयः स खलुभुजङ्गमेन जुष्टः ॥** प्रसरति स सर्पवत् उरसा चलति सृक्किण्यौ ओष्ठप्रान्तौ ॥

નાગના આવેશવાળો કોઇવાર સર્પની પેઠે પૃથ્વીપર પેટે ચાલે છે, જીભથી ગલોફાં વારંવાર ચાટયા કરે છે, ક્રોધી હોય છે, તથા મધ અને ઘી તથા દૂધપાકની ઇચ્છાવાળો થાય છે.

### રાક્ષસના આવેશનાં લક્ષણો.

**मांसासृक् विविध सुरा विकार लिप्सुर्निर्लज्जो भृशमतिनिष्ठुराऽतिशूरः । क्रोधालुर्विविधबलोनिशाविहारी शौचद्विड् भवति स राक्षसैर्गृहीतः ॥** अतिनिष्ठुरो निर्दयः ॥

રાક્ષસના વળગાડવાળો માંસ, લોહી અને અનેક જાતનાં મદ્યોની ઇચ્છા રાખે છે; અત્યંત નિર્લજ્જ, નિર્દય, શુરવીર, ક્રોધી, અને બળવાન્ હોય છે; રાત્રે ફરનારો તથા પતિવ્રતાનો દ્વેષી થાય છે.

### બ્રહ્મ રાક્ષસના આવેશનાં લક્ષણો.

**देवविप्रगुरुद्वेषी वेदवेदाङ्गनिन्दकः आत्मपीडाकरोऽहिंस्रो ब्रह्मराक्षससेवितः ॥**

अहिंस्रः अहिंसाशीलः ॥

બ્રહ્મરાક્ષસના આવેશવાળો દેવો, બ્રાહ્મણો, તથા ગુરૂનો દ્વેષ કરે છે; વેદ તથા વેદાંગોની નિંદા કરે છે, અને બીજા કોઇને મારતો નથી, પણ ક્રોધ પોતાના શરીર ઉપર ઉતારે છે.

### પિશાચના આવેશનાં લક્ષણો.

उद्वस्त्रः कृशपरुषो विरुद्धभाषी दुर्गन्धो भृशमशुचिस्तथातिलोलः । बह्वाशी विजनवनान्तरोपसेवी व्याचेष्टंस्त्रसति रुदन् पिशाचजुष्टः ॥ उद्वस्त्रः नग्नः दिगम्बर इति विदेहवचनात् कृशो निर्मांसः । परुषो रूक्षः आतिलोलः सर्वस्मिन्नन्नपानादौ लोलुपः व्याचेष्टन् विरुद्धमाचेष्टन् ॥

પિશાચ વળગે છે તે માણુસ નાગો થાય છે, માંસ રહિત થાય છે, વિરૂદ્ધ બોલે છે, બહુજ અપવિત્ર રહે છે, રૂક્ષ થાય છે, સર્વ અન્નપાનોમાં લંપટ થાય છે, બહુ ખાય છે, નિર્જન સ્થાનો તથા વનને સેવે છે, અને વિરૂદ્ધ ચેષ્ટાઓ કરતો અને રડતો ત્રાસ પામ્યા કરે છે.

### હિંસકના વળગાડનાં કારણ.

अशुचिं भिन्नमर्यादं क्षतं वा यदि वा क्षतम् । हिंस्राहिंसाविहारार्थं सत्कारार्थमथापि वा ॥ गृह्णंतीति शेषः ॥

અપવિત્ર રહી મર્યાદા તોડનાર માણુસ ઘવાયલો કે નહિ ઘવાયલો હોય તો પણ રાક્ષસ વગેરે હિંસક જાતિઓ તેને મારી નાંખવા માટે, અથવા તેની પાસેથી પૂજન પામવા માટે તેને પકડી લેછે.

### મારવાને પકડાયલાનાં લક્ષણ.

स्थूलाक्षो द्रुतमटनः सफेनवामी निद्रालुः पतति च कम्पते च योऽति ।यश्चाद्रिद्विरदनगादिविच्युतः स्यात् सोऽसाध्यो भवति तथा त्रयोदशेऽब्दे ॥

यश्चाद्रि इत्यादि यः पर्वतादिपातितः स ग्रहैर्गृह्यत इत्यर्थः । आदिशब्देन भित्तिप्रासादादयो गृह्यन्ते तथा त्रयोदशेऽब्दे सर्व एव देवादिगृहीता असाध्याः ॥

પર્વત, હાથી, વૃક્ષ, કે ભીંત વગેરે ઉપરથી કે મેડીએથી પડી ગયેલા માણુસને રાક્ષસ વગેરે હિંસક જાતિઓ પકડે છે, ત્યારે તે માણુસ મોટી આંખો વાળો, વેગથી ચારેમેર ફરનારો, ફીણવાળું વમન કરનારો, અને ઊંઘનારો થાય છે. તે પડી જાય છે અને બહુ કંપ્યા કરે છે. આ ઉન્માદ અસાધ્ય છે. દેવાદિક સર્વના આવેશો વાળાનો ઉન્માદ તેરમે વર્ષે અસાધ્ય થાય છે.

### દેવાદિ આવેશના સમયો.

देवग्रहाः पौर्णमास्यामसुराः सन्ध्ययोरपि ।गंधर्वाःप्रायशोऽष्टम्यां यक्षाश्च प्रतिपत्तिथौ । पितरः कृष्णपक्षे च पञ्चम्यामपि चोरगाः । रक्षः पिशाचा रात्रौ च चतुर्दश्यां विशन्ति हि ॥

कृष्णपक्षेऽमावास्यायां प्रायशः यदन्यत्रापि । तिथ्यभिधानप्रयोजनं लक्षणार्थं तत्र तिथौ च बलिदानार्थम् ॥

ઘણું કરીને દેવો પૂર્ણિમાને દિવસે, દૈત્યો બંને સંધ્યાકાળમાં, ગંધર્વો આઠમને દિવસે, યક્ષો પડવાને દિવસે, ઘણું કરીને પિતૃઓ કૃષ્ણ પક્ષની અમાવાસ્યાને દિવસે, સર્પો પાંચમને દિવસે, અને રાક્ષસ તથા પિશાચો ચૌદશની રાત્રે પકડે છે.

### દેવાદિકનો પ્રવેશ નહિ દેખાવાનાં કારણ.

दर्पणादीन् यथा छाया शीतोष्णं प्राणि-

नो यथा। स्वमणिं भास्करार्चिश्च यथा देहे च देहधृक् ॥ विशन्ति च न दृश्यन्ते ग्रहास्तद्वच्छरीरिणां दर्पणादीनित्यादिशब्देनान्यदपि निर्मलद्रव्यं जलतैलादिद्रवद्रव्यञ्च गृह्यते छाया प्रतिबिम्बं स्वमणिः सूर्यमणिः देहधृक् जीवात्मा ॥

જેમ દર્પણ, જળ, કે તેલ આદિ પદાર્થોમાં છાયા પ્રવેશ કરે છે, પણ તે પ્રવેશ કરતી દેખાતી નથી, જેમ ટાઢ તથા ગરમી માણસના દેહમાં પેસે છે તે દેખાતી નથી. જેમ સૂર્યનું તેજ આગિયા કાચમાં પ્રવેશ કરે છે તે દેખાતું નથી, અને જેમ જીવ શરીરમાં આવે છે તે આવતાં દેખાતો નથી, તેમ દેવાદિક દેહમાં પેસતા દેખાતા નથી.

## ઉન્માદની ચિકિત્સા.

वातिके स्नेहपानं प्राक् विरेकः पित्तसम्भवे ।कफजे वमनं कार्यं परोबस्त्यादिकः क्रमः । यच्चोपवीक्ष्यते किञ्चिदपस्मारे चिकित्सितम् । उन्मादे तच्च कर्त्तव्यं सामान्यं दोषदूष्ययोः जलाग्निद्रुमशैलेभ्यो विषमेभ्यश्च तं सदा । रक्षेदुन्मादिनं यत्नात् सद्यः प्राणहरं हि तत् ॥ तजलादि ॥

ब्राह्मी कूष्माण्डी फलबीजरजः शङ्खपुष्पिकास्वरसाः । दृष्टा उन्मादहृतः पृथगेते कुष्ठमधुमिश्राः ॥

अयमर्थः । ब्राह्मी रसः तोला ४ कुष्ठचूर्णं माष२ मधु अष्टौ माषाः ८ पेयाः । इत्येको योगः। कूष्माण्डबीजचूर्णमाषा ८ कुष्ठचूर्णमाषौ २ अयं द्वितीयो योगः । शङ्खपुष्पी स्वरसं पलैकं १ कुष्ठचूर्णं माषद्वयं २ मधुनः अष्टौ माषाः । पेयाः। तृतीययोगः ॥

सिद्धार्थको हिङ्गुवचा करञ्जो देवदारु च । मञ्जिष्ठा त्रिफला श्वेता कटभीत्वक् कटुत्रयम्॥समांशानि प्रियङ्गुश्च शिरीषो रजनीद्वयम् । बस्तमूत्रेण पिष्टोऽयमगदः पानमञ्जनम् । नस्यमालेपनञ्चैव स्नानमुद्वर्त्तनं तथा । अपस्मारविषोन्मादकृत्याऽलक्ष्मीज्वरापहम् । भूतेभ्यश्च भयं हन्ति राजद्वारे च शस्यते। सर्पिरेतेन संसिद्धं सगोमूत्रं तदर्थकृत् ॥ सिद्धार्थकादि ॥

ब्रूयादिष्टविनाशञ्च दर्शयेदद्भुतानि च । बद्धं सर्षपतैलाक्तं रक्षेदुत्तानमातपे॥ कपिकच्छ्वाथवा तप्तैर्लौहतैलजलैः स्पृशेत् । कशाभिस्ताडयेत्तं वा सुबद्धं विजने गृहे । सर्पेणोद्धृतदंतेन दंशेत् सिंहैर्गजैश्च तम् । त्रासयेत् शस्त्रहस्तैश्च शत्रुभिस्तस्करैस्तथा । अथवा राजपुरुषा बहिर्नीत्वा सुसंयतम् । त्रासयेयुर्वधैरेनं तर्जयन्तो नृपाज्ञया । देहदुःखभयेभ्योहियतः प्राणभयं भवेत् । ततस्तस्य शर्म याति सर्वतो विप्लुतं मनः ।इष्टद्रव्यविनाशेन मनोयस्याभिहन्यते । तस्य तत्सदृशप्राप्त्या ज्ञात्वाश्वासैः शमनयेत् । त्र्यूषणं हिङ्गु लवणं वचा कटुकरोहिणी । शिरीषस्य करञ्जस्य बीजं गौराश्च सर्षपाः। गोमूत्रपिष्टैरेभिस्तु वर्त्तिर्नेत्राञ्जने हिता । हन्त्युन्मादमपस्मारं तथा चातुर्थकं ज्वरम्॥

त्र्यूषणमञ्जनम् ॥

कुष्ठाश्वगन्धे लवणाजमोदे द्वे जीरके त्रीणि कटूनि पाठा। माङ्गल्यपुष्पी च समान्यमूनि सर्वैः समानाश्च वचां विचूर्ण्य। ब्राह्मीरसेनाखिलमेव भाव्यं वारत्रयं शुष्कमिदं हि चूर्णम्। अक्षप्रमाणं मधुना घृतेन लिह्यान्नरः सप्त दिनानि चूर्णम्॥

माङ्गल्यपुष्पी शङ्खपुष्पी शङ्खा हुलीति लोके॥

सारस्वतमिदंचूर्णं ब्रह्मणा निर्मितं पुरा। हिताय सर्वलोकानां दुर्मेधानां विचेतसाम्। एतस्याभ्यासतः पुंसां बुद्धिर्मेधा धृतिः स्मृतिः। सम्पत्तिः कविताशक्तिः प्रवर्द्धेचोत्तरोत्तरम्॥ सारस्वतञ्चूर्णम्॥

विश्वाजमोदरजनीद्वयसैन्धवोग्रायष्ट्याह्वकुष्ठमगधोद्भवजीरकाणाम्। चूर्णं प्रभातसमये लिहतः ससर्पिर्वाग्देवता निवसति स्वयमेव वक्त्रे॥ विश्वाद्यञ्चूर्णम्॥

क्वाथे विचूर्णिते क्षिप्त्वा तत् षोडशगुणं जलम्। पादशेषं प्रकर्त्तव्यमेष क्वाथविधिः स्मृतः। दशमूली तथा रास्ना वातारिस्त्रिवृता बला। मूर्वा शतावरी चेति क्वाथ्यैस्तु कुडवैः पृथक्। कृतैः क्वाथैर्घृतप्रस्थद्वयं मृद्वग्निना पचेत् कल्कीकृतैर्वक्ष्यमाणद्रव्यैः सम्यक् पुनः पचेत्॥विशाला त्रिफला कौन्ती देवदार्वेलबालुकम्। स्थिराऽनन्ता रजन्यौ द्वे प्रियङ्गुः सारिवाद्वयम्। नीलोत्पलैला मञ्जिष्ठा दन्ती दाडिमकेसरम्। विडङ्गं ह्यग्निपत्री च कुष्ठं चन्दनपद्मके॥

अग्निपत्री आग्निनैतीति लोके आगिया इति च॥

तालीशपत्रं बृहती मालतीकुसुमं नवम्। आष्टविंशतिभिः कल्कैरेतैः कर्षमितैः पृथक्। चतुर्गुणं जलं दत्वा पिष्टैस्तद्विपचेद् घृतम्। महाचेतसनामेदं सर्वचेतोविकारनुत्। अपस्मारे महोन्मादे मन्देऽग्नौ ज्वरकासयोः। वातरक्ते प्रतिश्याये शोषे कार्श्ये तृतीयके। मूत्रकृच्छ्रे कटीशूले विसर्पाभिहतेषु च। पाण्ड्वामये तथा कण्ड्वां विषे मेहे गरेऽपि च। देवादिहतचित्तानाङ्गद्गदानामचेतसाम् शस्तं स्त्रीणाञ्च वन्ध्यानां धन्यमायुर्बलप्रदम्। अलक्ष्मीपापरक्षोघ्नं सर्वग्रहनिवारणम्। हन्ति भ्रमं मदं मूर्च्छां मेधास्मृतिमतिप्रदम्॥ महाचेतसं घृतम्॥

વાયુના ઉન્માદમાં પ્રથમ સ્નેહન, પિત્તના ઉન્માદમાં વિરેચન, અને કફમાં પ્રથમ વમન આપી તે પછી પિચકારી વગેરે ક્રિયાઓ કરવી. અપસ્મારમાં દોષો તથા દૂષિત ધાતુઓ માટે જે ઉપાયો કહેલા છે, તે સર્વે ઉન્માદમાં પણ કરવા. ઉન્માદવાળાને જળ, અગ્નિ, વૃક્ષ, પર્વત, તથા બીજાં વિષમ સ્થળોથી યત્નથી બચાવવો, કેમકે એવાં સ્થળો તુરત મરણ નીપજાવે છે.

બ્રાહ્મીનો સ્વરસ તોલા ચાર, કઠનું ચૂર્ણ બાર રતિભાર, અને અરધો તોલો મધ એ ત્રણનું મિશ્રણ પીવાથી ઉન્માદ મટી ગયાનું જોવામાં આવ્યું છે.

કોહોળાનાં બીજનું ચૂર્ણ તોલો અરધો અને બાર રતિભાર કઠનું ચૂર્ણ મધમાં ચાટવાથી ઉન્માદનો નાશ થયેલો જોવામાં આવેલો છે.

શંખાવળીનો સ્વરસ તોલા ચાર અને બાર રતિભાર કઠનું ચૂર્ણ, તથા અરધો તોલો મધ મેળવીને ખાવાથી ઉન્માદનો નાશ થયેલો જોવામાં આવેલો છે.

સિદ્ધાર્થકાદિ—સર્ષપ, હિંગ, વજ, કાકચિયા, દેવદાર, મજીઠ, ત્રિફળા, ફટકડી, માલકાંકણી, તજ, સૂંઠ, મરી, પીપર, થઉલો, સરસડિયો, હળદર, અને દારૂહળદર સમ ભાગે લેઇ બકરાના મૂત્રમાં વાટીને ખાવાથી, આંજવાથી, સૂંઘવાથી, લેપ કરવાથી, ન્હાવાથી, અને શરીરે ચોળવાથી, અપસ્માર, વિષ, ઉન્માદ, અભિચાર, અલક્ષ્મી, જ્વર, અને વળગાડ મટી જાય છે. આ ઔષધ વાપરનારને રાજ્યમાંથી લાભ મળે છે. આ ઔષધથી પકાવેલું ઘી ગોમૂત્ર સાથે વાપરવાથી પણ એ સર્વે લાભો મળે છે.

ઉન્માદવાળાને તેના કોઇ પ્રિયનો નાશ થયાનું કહેવું, તેને અદ્ભુત દેખાવો દેખાડવા, સરસિયું તેલ શરીરે ચોપડીને તેને બાંધીને ચત્તો તડકામાં સૂવાડવો, શરીરે કૌચાં ચોળવાં, તપાવેલાં લોઢાં કે તેલ કે જળથી દઝાડવો, નિર્જન સ્થાનમાં ચાબૂકથી ખુબ મારવો, ઝેર કાઢી લીધેલ સર્પ કરડાવવો, સિંહ અને હાથીઓથી ભય પમાડવો, શત્રુ તથા ચોરોનો ભય દેખાડવો, અને રાજાની રજા લઇને તેને ગામ બહાર લેઇ જઇને બાંધીને તેનો ખૂબ તિરસ્કાર કરવો અને મારી નાંખવાનો ભય આપવો. ભય તથા મારથી તેને મરવાનો ભય થાય છે, ત્યારે તેને ગયેલી પ્રિય વસ્તુ જેવીજ બીજી આપીને પછી તેના મનને આશ્વાસન કરવું. એથી બગડેલું તેનું મન શાંત થાય છે.

ત્ર્યૂષણાંજન—સૂંઠ, મરી, પીપર, હિંગ, લવણ, વજ, કડુ, સરસડિયાનાં બીજ, કાકચિયા, અને ધોળા સર્ષપને ગોમૂત્રમાં વાટી વાટ કરીને તે વાટ નેત્રમાં આંજવાથી ઉન્માદ, અપસ્માર, અને તરિયો તાવ મટી જાય છે.

સારસ્વત ચૂર્ણ—કઠ, આસોંદ, સૈંધવ, બોડી અજમોદ, જીરૂં, શાહજીરૂં, સૂંઠ, મરી, પીપર, કાળીપાડ, અને શંખાવળી, તથા એ સર્વે જેટલી વજ લઇને એ સર્વેનું સમ ભાગે લઇ ચૂર્ણ કરી તેને બ્રાહ્મીના સ્વરસની ત્રણ ભાવના દેવી. તે સૂકાય એટલે એક એક તોલા ભાર મધ તથા ઘીમાં સાત દિવસ સૂધી ચાટવાથી બુદ્ધિ, ધારણાશક્તિ, ધીરજ, સ્મરણશક્તિ, સંપત્તિ; અને કવિત્વશક્તિ ઉત્તરોત્તર વધ્યા કરે છે. આ સારસ્વત ચૂર્ણ પૂર્વે દુષ્ટ બુદ્ધિવાળા અને ગાંડા થઇ ગયેલા લોકોને માટે બ્રહ્માએ બનાવેલું છે.

વિશ્વાદ્ય ચૂર્ણ—સૂંઠ, બોડી અજમોદ, હળદર, દારૂહળદર, સૈંધવ, વજ, જેઠીમધ, કઠ, પીપર, અને જીરાનું ચૂર્ણ ઘીમાં કાલવીને પ્રભાતમાં ચાટવાથી સાક્ષાત સરસ્વતી દેવી મુખમાં નિવાસ કરે છે.

મહા ચૈતસઘૃત—દશમૂળ, રાસ્ના, એરંડો, નસોતર, બળદાણા, મોરવેલ્ય, અને શતાવરી, એ દરેક સોળ સોળ તોલા લેઇ, તેના જુદા જુદા કવાથો કરવા. એ કવાથો સોળગણા પાણીમાં કરી ચોથો ભાગ રહે તેમ કરવું. પછી એ

બધા ક્વાથોથી ૧૨૮ તોલા ભાર ઘી ધીમે ધીમે પકાવવું. પછી મુરામાંસી, ત્રિફળા, નગડનાં બીજ, દેવદાર, ચણુકબાબ, સમેરવો, રાતો ધમાસો, હળદર, દારૂહળદર, ઘઉલો, બે જાતની ઉપલસરી, નીલકમળ, એળચી, મજીઠ, નેપાળો, દાડમના કેસરા, ખાજવણી, વાવડીંગ, કઠ, રતાંજળી, પદ્મકાષ્ટ, તાલીસપત્ર, ભોંરીંગણી, અને માલતીપુષ્પ, એ દરેક એક એક તોલો લેઈ ચોગણા પાણીમાં તેના જુદા જુદા કલ્કો કરી તેનાથી પેલા ઘીને સારી રીતે પકાવવું. આ મહા ચૈતસ નામનું ઘી ચિત્તના સર્વ વિકારોને મટાડે છે. અપસ્માર, મોટો ઉન્માદ, મંદાગ્નિ, જ્વર, ઉધરસ, વાતરક્ત સળેખમ, શોષ, કૃશતા, એકાંતરો તાવ, મૂત્રકૃચ્છ્ર, કમરનું શૂળ, રતવા, વિસર્પ, પાંડુરોગ, ચળ, વિષ, પ્રમેહ, તથા સ્થાવર વિષોને પણ તે મટાડે છે. દેવાદિકના આવેશથી થયેલ ઉન્માદ, વાણીની ગર્ૂદતા, અને ભાવ વગરનાપણું પણ તે મટાડે છે. વાંઝણીને પુત્ર આપે છે. ધન તથા આયુષ્ય આપે છે, અને બળ આપે છે. અલક્ષ્મી, પાપ, તથા રાક્ષસોને હણે છે. સર્વ પ્રકારના વળગાડો, ભ્રમ, મદ, અને મૂર્છાને મટાડે છે. ધારણાશક્તિ, સ્મરણશક્તિ, તથા સમજશક્તિને વધારે છે.

## દેવાદિકના આવેશોની ચિકિત્સા.

पूजावल्युपहारेष्टिहोममन्त्राञ्जनादिभिः ।
जयेदागन्तुमुन्मादं यथाविधि शुचिर्भिषक् ।
कृष्णामरिचसिन्धूत्थमधुगोरोचनाकृतम् ।
अञ्जनं सर्वदेवादिकृतोन्मादहरं परम् ॥
कृष्णाद्यञ्जनम् ॥

ऋक्षजम्बुकलोमानि शल्लकी लसुनं तथा ।
हिङ्गु मूत्रञ्च बस्तस्य धूममस्य प्रयोजयेत् ।
एतेन शाम्यति क्षिप्रं बलवानपि यो ग्रहः ॥
ऋक्षलोमको धूमः ॥

कल्याणकञ्च युञ्जीत महद्वा चैतसं घृतम् । तैलं नारायणं वाथ महानारायणं तथा । कृते पिशाचादन्येषु प्रतिकूलं नवाचरेत् । रोगिणां भिषजं यत्ते क्रुद्धा हन्युर्महौजसः इत्युन्मादाधिकारः ॥

દેવાદિકના આવેશમાં પવિત્ર વૈદ્યે યથાવિધિ પૂજનો, બળિદાનો, નૈવેદ્યો, ઇષ્ટિ, હોમ, મંત્રો, અને અંજન, વગેરે ક્રિયાઓ કરાવવી.

કૃષ્ણાદિ અંજન—પીપર, મરી, સૈંધવ, મધ, અને ગોરોચના આંજવાથી દેવાદિકના સર્વ ઉન્માદો મટી જાય છે.

ઋક્ષલોમક ધૂપ—રીંછ, શિયાળ, અને શેઢાઇની સળી, લસણ, હિંગ, અને બકરાનું મૂત્ર; એમના ધૂપથી પ્રબળ વળગાડપણ તુરત શાંત થઇ જાય છે.

ઘૃતો—દેવાદિકના આવેશવાળાને કલ્યાણક, મહાચૈતસ, એ ઘૃતો; તથા નારાયણ અને મહાનારાયણ તેલો; આપવાં.

પિશાચ વગરના બીજા વળગાડોમાં વૈદ્યે પ્રહાર તથા ખરાબ ધૂપ વગેરે પ્રતિકૂલ ક્રિયાઓ કરવી નહિ, કેમકે તેમ કરવાથી મહા સામર્થ્યવાન્ દેવ વગેરે તો વૈદ્યને પણ મારી નાખે છે.

॥ इति उन्मादाधिकार संपूर्ण ॥

# અપસ્માર (વાઈ) નો અધિકાર.

## અપસ્મારનાં નિદાન.

चिन्ताशोकादिभिर्दोषाः क्रुद्धा हृत्स्रोतसि स्थिताः। कृत्वा स्मृतेरपध्वंसमपस्मारं प्रकुर्वते ॥

ચિંતા તથા શોકાદિકથી દોષો કોપીને હૃદયનાં સ્રોતોમાં ભરાઈને સ્મૃતિને હણે છે, તેને અપસ્માર કહે છે.

## અપસ્મારની સંખ્યા.

वातात्पित्तात्कफात्सर्वैर्दोषैः स स्याच्चतुर्विधः ॥

વાત, પિત્ત, કફ, અને ત્રિદોષથી, એમ અપસ્માર ચાર પ્રકારના થાય છે.

## અપસ્મારનાં સામાન્ય લક્ષણ.

तमः प्रवेशः संरम्भो दोषोद्रेकहत स्मृतिः॥ अपस्मार इति ज्ञेयो गदो घोरतरो हि सः ॥ संरम्भः नेत्रविकृतिहस्तपादादिविक्षेपणादिकम् ॥

અંધારાં આવવાં, નેત્રાદિકના વિકાર, અને દોષોના કોપથી સ્મૃતિનો નાશ, અને હાથ પગ પછડાવવા એ લક્ષણોવાળો અપસ્માર નામનો રોગ બહુ ઘોર છે.

## અપસ્મારનું પૂર્વ રૂપ.

हृत्कम्पः शून्यता स्वेदो ध्यानं मूर्च्छा प्रमूढता। निद्रानाशश्च तस्मिंश्च भविष्यति भवन्त्यथ। शून्यता हृदयस्यैव। ध्यानं विस्मापनं मूर्च्छा मनोमोहः प्रमूढता इन्द्रियमोहः। भविष्यति भाविनि तस्मिन्नपस्मारे ॥

હૃદયમાં કંપ, જડતા, પરસેવો, ધ્યાન, મૂર્છા, મૂઢતા, અને નિદ્રાનો નાશ, એવું થાય તો જાણવું કે અપસ્માર થવાનો છે; અને પછી તે થાય છે.

## વાયુથી થતા અપસ્મારનાં લક્ષણો.

कम्पते प्रदशेद्दन्तान् फेनोद्वामी श्वसित्यपि। अभितोऽरुणवर्णानि पश्येद्रूपाणि चानिलात् ॥

વાયુના અપસ્મારથી કંપ થાયછે, દાંતો કરડાય છે, ફીણની ઉલટી થાય છે, શ્વાસ ચાલે છે, અને ચારેમેર રાતાં રૂપો દેખાયછે.

## પિત્તથી થતા અપસ્મારનાં લક્ષણો.

पीतफेनाङ्गवक्त्राक्षः पीतासृग्रूपदर्शनः। स तृष्णोष्णानलव्याप्तलोकदर्शी च पैत्तिके॥

पीतस्यासृग्रूपस्य वा वस्तुनो दर्शनं यस्य स तापिसृग्रूपदर्शनः ॥

પિત્તના અપસ્મારથી અંગ, મુખ, અને નેત્ર વગેરેમાંથી પીળાં ફીણ આવે છે; પીળાં કે લોહી જેવાં રૂપો દેખાય છે; અને તેને સર્વલોક તૃષા, ગરમી, અને અગ્નિમય દેખાય છે.

## કફથી થતા અપસ્મારનાં લક્ષણો.

शुक्लफेनाङ्गवक्त्राक्षः शीतो हृष्टाङ्गजो गुरुः। पश्येच्छुक्लानि रूपाणि श्लैष्मिके मुच्यते चिरात् ॥

शीतः शीताङ्ग हृष्टाङ्गजो हृष्टरोमा गुरुः गुरुगात्र ॥

કફના અપસ્મારથી અંગ, મુખ, અને નેત્રાદિમાંથી ધોળાં ફીણ આવે છે, અંગોમાં શીતળતા, રોમોદ્ગમ, અને ભારેપણું થાય

છે, અને શ્વેત રૂપે દેખાય છે. તે માંડ માંડ મટે છે.

## ત્રણે દોષથી થતા અપસ્મારનાં લક્ષણો.

**समस्तैर्लक्षणैरेतैर्विज्ञातव्यस्त्रिदोषजः। अपस्मारः स चासाध्ये यः क्षीणस्या नवश्च यः ॥**

स च त्रिदोषजः असाध्यः तथा क्षीणस्य अनवश्च एकदोषजोऽप्यसाध्य इत्यर्थः ॥

ઉપર કહેલા ત્રણે દોષોનાં લક્ષણો ભેળાં જોવામાં આવે તો તે અપસ્માર ત્રિદોષનો જાણવો, અને તે અસાધ્ય છે. ક્ષીણ માણસને તથા ઘણા દિવસનો હોય તો તે પણ અપસ્માર અસાધ્ય છે.

## અપસ્મારનું અરિષ્ટ.

**प्रस्फुरन्तश्च बहुशः क्षीणं प्रचलितभ्रुवम्। नेत्राभ्याश्च विकुर्वाणमपस्मारो विनाशयेत्॥**

प्रस्फुरन्तं गात्रस्फुरणयुक्तं नेत्राभ्याञ्च विकुर्वाणं नेत्रे विकृते कुर्वंतम् ॥

ગાત્રોનું સ્ફુરણ, નબળાઇ, ભ્રમરો ફરકતી હોય, અને નેત્રો વિકૃત થઇ ગયાં હોય, તો તેને અપસ્માર મારી નાંખે છે.

## અપસ્મારના પ્રકોપનો સમય.

**पक्षाद्वा द्वादशाहाद्वा मासाद्वा कुपिता मलाः। अपस्मारं प्रकुर्वन्ति वेगं किञ्चिदथान्तरम् ॥**

पक्षात् पित्तं द्वादशाहाद्वायुर्मासात् कफः। अपस्मारं करोतीत्यर्थः। वेगं किञ्चिदथान्तरं किञ्चित् स्वल्पं वेगं आन्तरम् उक्तकालानामन्तरालेऽपि कुर्वन्ति ॥

**देवे वर्षत्यपि यथा भूमौ बीजानि कानिचित्। शरदि प्रतिरोहन्ति तथा व्याधिसमुच्छ्रयः ॥** अयमर्थः यथोत्पत्तिकारणसाद्गुण्यां सत्यामपि वास्तुकादिबीजानि स्वभावाच्छरद्येव प्ररोहन्ति। तथा हेतुभूतेषु दोषेषु विद्यमानेष्वपि स्वभावादपस्मारो द्वादशाहादिष्वेव वेगं करोतीत्यर्थः ॥

પંદર દિવસ, બાર દિવસ, અથવા એક માસમાં કોપ પામેલા મળો અપસ્માર કરે છે, એમ વેગમાં ફેર છે. (પંદર દિવસ પિત્તના, બાર દિવસ વાયુના, અને એક માસ કફનો સમજવો). અપસ્મારના કારણ રૂપ દોષો વિદ્યમાન છ... અપસ્મારનો કોપ સર્વદા નહિ થવાનું કારણ જેમ મેઘ વરસ્યા છતાં પણ કેટલાંક બીજ શરદઋતુમાં ઉગે છે, તેમ વ્યાધિઓ પણ આરંભ પછી મોડા દર્શન દે છે.

## અપસ્મારની ચિકિત્સા.

**तैलेन लशुनः सेव्यः पयसा च शतावरी। ब्राह्मीरसश्च मधुना सर्वापस्मारभेषजम्। चूर्णैः सिद्धार्थकादीनां भक्षितैरथवापि तैः। गोमूत्रपिष्टैः सर्वाङ्गलिप्तैः शाम्यत्यपस्मृतिः। सिद्धार्थशिग्रुकट्वङ्गकिणिहीभिः प्रलेपनम्। चतुर्गुणगवां मूत्रे तैलमभ्यञ्जने हितम् ॥**

कट्वङ्गः शोनापाठा किणिही चिरचिरी ॥

**निर्गुण्डी भववन्दाकनावनस्य प्रयोगतः। उपैति सहसा नाशमपस्मारो महागदः। मनोह्वा तार्क्ष्यविष्ठा च शकृत्पारावतस्य च। अञ्जनाद्धन्त्यपस्मारमुन्मादश्च विशेषतः ॥** मनोह्वा मनःशिला शकृद्विष्ठा ॥

यः खादेत् क्षीरभक्ताशी माक्षिकेण वचारजः । अपस्मारं महाघोरं चिरोत्थं स जयेद्ध्रुवम् ॥ वचा वोडवच ॥

कूष्माण्डक फलोत्थेन रसेन परिपेषितम् । अपस्मारविनाशाय यष्ट्याह्वं स पिबेत् त्र्यहम् ॥

त्र्यहमिति एतस्य पानादिवसत्रयेणैवापस्मारोपशमो भवतीत्यभिप्रायः ॥

ब्राह्मीरसवचाकुष्ठशङ्खपुष्पीशृतं घृतम् । पुराणं स्यादपस्मारोन्मादग्रहहरं परम् ॥

एतस्य प्रक्रिया । पुराणं गोघृतं प्रस्थमितम् वचाकुष्ठशङ्खपुष्पीनां समुदितानां कुडवमितानाम् कल्केन प्रस्थमितब्राह्मीरसापिष्टेन पचेत् । ब्राह्मीघृतम् ॥

कूष्माण्डकरसे सर्पिरष्टादशगुणे पचेत् । यष्ट्याह्वकल्कं तत्पानमपस्मारविनाशनम् ॥

कूष्माण्डकघृतम् ॥

हृत्कम्पोऽक्षिरुजा यस्य स्वेदोहस्तादिशीतता । दशमूलीजले तस्य कल्याणाख्यं प्रयोजयेत् । पञ्चकोलं समरिचं त्रिफला विडसैन्धवम् कृष्णाविडङ्गपूतीकयवानीधान्यजीरकम् । पतिमुष्णाम्बुना चूर्णं वात श्लेष्मामयापहम् । अपस्मारे तथोन्मादेऽप्यर्शसां ग्रहणीगदे । एतत् कल्याणकं चूर्णं नष्टस्याग्नेश्च दीपनम् ॥ ग्रंथबाह्यम् ॥

द्वौ कीटमेद्वौ विधिवदानीय रविवासरे । कण्ठे भुजे वा सन्धार्य जयेदुग्रामपस्मृतिम् ॥

अयन्तु कीटो नदीतीरे सिकतामध्येतिष्ठति ॥

शिग्रुकुष्ठजलाजाजीछालसुनव्योषहिङ्गुभिः । बस्तमूत्रे शृतं तैलं नावनं स्यादपस्मृतौ ॥

जलं वालकं अजाजी जीरकः बस्तः छाग नावनं नस्यम् ॥

उन्मादेषु यदुद्दिष्टं पथ्यं नस्याञ्जनौषधम् । अपस्मारेऽपि तत्सर्वं प्रयोक्तव्यं भिषग्वरैः । मृतसूताभ्रलोहश्च शिलागन्धश्च तालकम् । रसाञ्जनश्च तुल्यांशं नरमूत्रेण मर्दयेत् । तद्गोलद्विगुणं गन्धं लोहपात्रे क्षणं पचेत् । पञ्चगुञ्जोन्मितं भक्ष्यमपस्मारहरं परम् । व्योषं सौवर्चलं हिङ्गुं नरमूत्रेण सर्पिषा । पिबेत्कर्षमितं पश्चाद्रसोऽयं भूतभैरवः ॥ भूतभैरवनामा रसः इत्यपस्माराधिकारः ॥

તેલ સાથે લસણ, દૂધ સાથે શતાવરી, અને મધની સાથે બ્રાહ્મીના સ્વરસના સેવનથી સર્વ જાતના અપસ્મારો મટે છે.

સર્ષપ, સરગવો, અરલુ, અને અઘેડાનું ચૂર્ણ ખાવાથી; અગર તેને ગોમૂત્રમાં વાટીને લેપ કરવાથી અપસ્માર મટી જાય છે.

સર્ષપ, સરગવો, અરલુ, અને અઘેડાના કલ્ક સાથે ચોગણા ગોમૂત્રમાં પકાવેલા તેલના અભ્યંગથી અપસ્મારમાં ઠીક થાય છે.

નગડના ઝાડ ઉપર થયેલા બીજા વૃક્ષના રસનું નસ્ય દેવાથી અપસ્મારનો મહારોગ તુરત નાશ પામે છે.

ગરૂડ તથા પારેવાંની ચરકો તથા મણશીળને આંજવાથી અપસ્માર અને ઉન્માદ અવશ્ય મટી જાય છે.

થોડાવજનું ચૂર્ણ મધમાં ચાટવાથી, અને દૂધ ભાત જમવાથી, લાંબાકાળનો મહા ઘોર અપસ્માર પણ મટી જાય છે.

જેઠીમધને કોહોળાના રસમાં વાટીને પીવાથી ત્રણ દિવસમાંજ અપસ્માર મટે છે.

બ્રાહ્મીઘૃત— વજ, કઠ, અને શંખાવળી મળીને સોળતોલા લેઈ ચોસઠ તોલા બ્રાહ્મીના રસમાં વાટી તે કલ્કથી પકાવેલ ગાયના ચોસઠ તોલા જૂના ઘીથી અપસ્માર અને ઉન્માદ છેક મટી જાય છે.

કોહોળાના અઢારગણા રસમાં જેઠી મધના કલ્ક સાથે પકાવેલ ઘી પીવાથી અપસ્મારનો નાશ થાય છે.

કલ્યાણક ચૂર્ણ—હૃદયમાં કંપ, નેત્રોમાં વ્યથા, પરસેવો, અને હાથ પગમાં શીતળતા હોય તો દશમૂલીના ચૂર્ણમાં કલ્યાણકચૂર્ણ મેળવીને ખવરાવવું. પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, સૂંઠ, મરી, ત્રિફળા, બિડલૂણ, સૈંધવ, શાહજીરૂં, વાવડીંગ, અજમો, કાકચિયા, ધાણા, અને જીરાનું ચૂર્ણ કલ્યાણુક કહેવાય છે. આ ચૂર્ણ દશમૂલીના ઉના કવાથ સાથે પીવાથી વાયુ તથા કફના રોગો, અપસ્માર, ઉન્માદ, અર્શ, અને મરડો મટી જાય છે; અને નાશ પામેલો જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે.

ગ્રંથ બહારનો ઉપાય—નદીના કિનારે રેતીમાં રહેનારા એક જાતના કીડાનાંબેલિંગ રવિવારે લાવીને ગળામાં અથવા હાથમાં બાંધી રાખવાથી ઉગ્ર અપસ્માર પણ મટી જાય છે.

શિગ્રવાદિ નસ્ય—સરગવો, કઠ, વાળો, જીરૂં, લસણ, સૂંઠ, મરી, પીપર, અને હિંગના કલ્કથી બકરાના મૂત્રમાં પકાવેલા તેલના નસ્યથી અપસ્માર મટી જાય છે.

જે જે પથ્ય, નસ્ય, અંજનો, અને ઔષધો ઉન્માદો માટે કહેવાય છે, તે સર્વે ઉત્તમ વૈદ્યોએ અપસ્મારમાં પણ વાપરવાં.

ભૂતભૈરવરસ—પારો, અભ્રકભસ્મ, લોહભસ્મ, મણશીળ, ગંધક, હરતાળ, અને રસવંતી સમ ભાગે લેઈ માણસના મૂત્રમાં વાટી ગોળો કરી તેની આસપાસ બમણો ગંધક ભરીને એક લોઢાના વાસણમાં ક્ષણમાત્ર પકાવવાથી ભૂત ભૈરવ રસ થાય છે. તે પાંચ રતિભાર ખાવાથી અપસ્મારનો તે ઉત્તમ ઉપાય છે. આ રસ ખાઇને સૂંઠ, મરી, પીપર, અને હિંગ મળીને એક તોલો લેઈ માણસના મૂત્રની તથા ઘીની સાથે પીવાં.

॥ इति अपस्माराधिकार संपूर्ण. ॥



# વાત વ્યાધિનો અધિકાર.

## વાત વ્યાધિઓનાં નિદાનો.

कषायकटुतिक्तकप्रमितरूक्षलघ्वन्नतः पुरः पवनजागरप्रतरणाभिघातश्रमैः । हिमादनशनात्तथा निधुवनाच्च धातुक्षयान्मलादिपरिधारणान्मदनशोकचिन्ताभयैः । अतिक्षतजमोक्षणाद्रदकृताऽतिमांसक्षयादतीव वमनान्नृणामतिविरेचनादामतः ।पयोदसमये

दिनक्षणदेयोस्तृतीयांशयोर्जरामतिगते शिते शिशिरसंज्ञकालेऽपि च । देहे स्रोतांसि रिक्तानि पूरयित्वाऽनिलो बली । करोति विविधान् रोगान् सर्वाङ्गैकाङ्गसंश्रयान् ॥

अमितं अत्र वैपरीत्येनोपसर्गस्तेन अपरिमितमित्यर्थः प्रकर्षेण मितमत्यल्पं वाल्पत्वम् । अतिपुराण शाल्यादि । कतिचिदन्नानि नवान्यपि वातकानि । यत आह गुणरत्नमालायाम् ॥

नीवारस्त्रिपुटः सतीनचणकश्यामाकमुद्गाढको निष्पावाश्च मकुष्टकश्च वरटा मङ्गल्यकः कोद्रवः ॥

एते वातकरा इति शेषः । नीवारः प्रसाविकातीनीति लोके त्रिपुटः खेसारी सतीनः कलायः । निष्पावो राजमाषः वोडा इति लोके । मकुष्टकः मोठ इति लोके । वरटा वराटिका बँरै इति लोके मङ्गल्यः मसूरी । पुरः पवनः प्राग्वातः । आमतः आमेन मार्गावरणात् । यत उक्तम् । वायोर्धातुक्षयात्कोपो मार्गस्यावरणेन चेति । पयोदसमये वर्षासु । जरामतिगते शिते भुक्तेऽतीवजीर्णतां गते देहे स्रोतांसि इत्यादिना संप्राप्तिरुक्ता कषायादिभिर्हेतुभिः । वर्षादिसमये हेतुभूते बली अनिलः प्रवृद्धो वायुः करोति विविधान् रोगान् ते रोगाः कथ्यन्ते ॥

शिरोग्रहोऽल्पकेशता जृम्भात्यर्थं हनुग्रहः । जिह्वास्तम्भो गद्गदत्वं मिन्मिनत्वञ्च मूकता । वाचालता प्रलापश्च रसानामनभिज्ञता । बाधिर्यं कर्णनादश्च स्पर्शाज्ञत्वं यथादितम् । मन्यास्तम्भोऽत्र गणितो बाहुशोषोऽपबाहुकः । वर्णिता चैव विश्वाची ऊर्ध्ववात उदीरितः । आध्मानश्च प्रत्याध्मानं वाताष्ठीला प्रत्यष्ठीला । तूनी च प्रतितूनी च वह्निवैषम्यमेव च । आटोपः पार्श्वशूलश्च त्रिकशूलं तथैव च । मुहुश्च मूत्रणं मूत्रनिग्रहो मलगाढता । पुरीषस्याप्रवृत्तिश्च गृध्रसी च ततः परा । कलायखञ्जता वापि खञ्जता पङ्गुता तथा । क्रोष्टुशीर्षकखल्यौ च वातकंटक एव च । पादहर्षः पाददाह आक्षेपो दण्डकाभिधः । वातपित्तकृताक्षेपस्तथा दण्डापतानकः । अभिघातकृताक्षेप आयामो द्विविधः स्मृतः । आन्तरश्च तथा बाह्यो धनुर्वातश्च कुब्जकः । अपतन्त्रोपतानश्च पक्षाघातो खिलाङ्गकः । कम्पः स्तम्भो व्यथा तोदो भेदश्च स्फुरणं तथा । रौक्ष्यं कार्श्यश्च कार्ष्ण्यश्च शैत्यं लोम्नाञ्च हर्षणम् । अङ्गमर्दोऽङ्गविभ्रंशः शिरासङ्कोच एव च । अङ्गशोषश्च भीरुत्वं मोहश्च चलचित्तता । निद्रानाशः स्वेदनाशो बलहानिस्तथैव च । शुक्रक्षयो रजोनाशो गर्भनाशः परिभ्रमः । एतएवाशीतिसंख्या रोगा योगेन रूढितः । वातव्याधीति नामानो मुनिभिः परिकीर्तिताः ॥

एत एव शिरोग्रहादय एव योगेन वाताद्व्याधिर्वातव्याधिरिति निरुक्त्या तदा वातज्वरादिष्वपि प्रसङ्गः स्यादत आह । रूढितः प्रसिद्धितः शिरोग्रहादयोऽशीतिरेव वातव्याधिसंज्ञाप्रसिद्धा न तु वातज्वरादयः ॥

તૂરાં તીખાં, કડવાં, પ્રમાણુ વગરનાં રૂક્ષ, અલ્પ, અને બહુ જુનાં અન્ન ખા-

વાથી, પૂર્વદિશાનો પવન, જાગરણ, પાણીમાં તરવું, વાગવું, અને શ્રમથી; ટાઢ, ભૂખ, અતિ મૈથુન, ધાતુક્ષય, અને મળાદિને રોકવાથી; કામ, શોક, ચિંતા, ભય, બહુ લોહી જતું રહેવું, અને રોગને લીધે થયેલા માંસના અત્યંત ક્ષયથી; ઉલટી, બહુ વિરેચન, અને આમથી; વર્ષાઋતુમાં, રાત્રી તથા દિવસના ત્રીજા ભાગોમાં, અન્ન જીર્ણ થયા પછી, અને શિશિર ઋતુમાં; પ્રબળ થયેલો વાયુ શરીરનાં ખાલી પડેલાં સ્રોતોમાં ભરાઇને આખા શરીરના કે શરીરના એકાદા ભાગના રોગોને ઉત્પન્ન કરે છે.

ગુણ રત્નમાળા નામના ગ્રંથમાં કહેલું છે કે—"નાનવી, મકાઈ, વટાણા, ચણા, સામો, મગ, તુવેર, વાલ, મઠ, કસુંબાનાં બીજ, મસૂર, અને કોદરા, એ ધાન્યો વાયુને વધારનારાં છે, આમથી માર્ગનું આવરણ થાય છે, માટે આમથી પણ વાયુના રોગો ઉત્પન્ન થવાનું કહ્યું છે. બીજા ગ્રંથોમાં લખે છે કે–ધાતુના ક્ષયથી અને માર્ગના આવરણથી વાયુ કોપે છે.

## વાત વ્યાધિઓનાં નામો.

શિરોગ્રહ, અલ્પકેશતા, જૃંભા, હનુગ્રહ, જિહ્વાસ્તંભ, ગદ્દ્ગદત્વ, મિન્મિનત્વ, વાચાલતા, પ્રલાપ, રસાનભિજ્ઞતા, બાધિર્ય, કર્ણનાદ, સ્પર્શાજ્ઞત્વ, અર્દિત, મન્યાસ્તંભ, બાહુશોષ, અપબાહુક, વિશ્વાચી, ઉર્ધ્વવાત, આધ્માન, પ્રત્યાધ્માન, વાતાષ્ઠીલા, પ્રત્યષ્ઠીલા, તૂની, વન્હિ વૈષમ્ય, આટોપ, પાર્શ્વશુલ, ત્રિકશુલ, મુહુર્મૂત્રણ, મૂત્રનિગ્રહ, મલગાઢતા, પુરીષાપ્રવૃત્તિ, ગૃધ્રસી, કલાપખંજતા, ખંજતા, પંગુતા, ક્રોષ્ટુશીર્ષક, ખલ્લી, વાતકંટક, પાદહર્ષ, પાદદાહ, આક્ષેપદંડક, વાત પિત્ત કૃતાક્ષેપ, દંડાપતાનક, અભિઘાત કૃતાક્ષેપ, અંતરાયામ, બાહ્યાયામ, ધનુર્વાત, કુબ્જક, અપતંત્ર, અપતાન, પક્ષાઘાત, સર્વાંગક, કંપ, સ્તંભ, વ્યથા, તોદ, ભેદ, સ્ફુરણ, રૈક્ષ્ય, કાર્શ્ય, કાર્ષ્ણ્ય, શૈત્ય, લોમહર્ષણ, અંગમર્દ, અંગવિભ્રંશ, શિરાસંકોચ, અંગશોષ, ભીરૂત્વ, મોહ, ચલચિત્તતા, નિદ્રાનાશ, સ્વેદનાશ, બલહાનિ, શુક્રક્ષય, રજોનાશ, ગર્ભનાશ, પરિભ્રમ; આટલા એંશી રોગો યોગથી થાય છે, તેને મુનિઓએ વાતવ્યાધિ નામ આપેલ છે.

ઉપર કહેલા ૮૦ રોગોજ વાતવ્યાધિમાં ગણાય છે; વાતજ્વરાદિ વ્યાધિને વાતવ્યાધિમાં ગણવા નહી.

## વાતવ્યાધિઓની સામાન્ય ચિકિત્સા.

**मधुरलवणसाम्लस्निग्धनस्योष्णनिद्रागुरुविकरबस्तिस्वेदसन्तर्पणानि । दहनजलदरोषाभ्यङ्गसंमर्दनानि प्रकुपितपवमानं शान्तमेतानि कुर्युः ॥**

મધુર, ખારા, ખાટા, સ્નિગ્ધ, નસ્ય, ઉષ્ણ, નિદ્રા, ગુરૂ, તડકો, બસ્તિ, સ્વેદ, સંતર્પણો, ડામ, વર્ષાદ, ક્રોધ, અભ્યંગ, અને સંમર્દન, વગેરે કોપ પામેલા પવનને શાંત કરે છે.

## શિરોગ્રહનું લક્ષણ.

**रक्तमाश्रित्य पवनः कुर्यान्मूर्द्धधराः शिराः ।**

रूक्षाः सवेदनाः कृष्णाः सोऽसाध्यः स्याच्छिरोग्रहः ॥ मूर्द्धधराः ग्रीवागताः स पवनः शिरोग्रहः स्यादित्यन्वयः । स चासाध्यः ॥

રક્તમાં પેસીને વાયુ ડોકની શિરાઓને રૂક્ષ, વેદનાવાળી, તથા કાળી કરી નાંખે છે. આ શિરોગ્રહ અસાધ્ય છે.

## શિરોગ્રહની ચિકિત્સા.

शिरोग्रहे तु कर्त्तव्या शिरागतमरुत्क्रिया। दशमूलीकषायेण मातुलुङ्गरसेन च। शृतेन तैलेनाभ्यङ्गः शिरो बस्तिश्च युज्यते ॥

શિરોગ્રહ માટે શિરામાં પેઠેલા વાયુની ક્રિયા કરવી. દશમૂલીનો ક્વાથ અને બીજોરાના રસમાં પકાવેલા તેલનો અભ્યંગ તથા શિરોબસ્તિ દેવી.

## જૃંભાનું લક્ષણ.

पीत्वैकं श्वासमनिलः पुनस्त्यजति वेगवान् । आलस्यनिद्रायुक्तश्च स जृम्भ इति कथ्यते ॥ जृम्भशब्दस्त्रिलिङ्गः तथा च जृम्भस्तु त्रिषु जृम्भणमित्यमरः ॥

એક શ્વાસને પીને વાયુ તેને વેગથી પાછો મૂકી દે છે, તે આળસ અને નિદ્રા સહિત જૃંભા (બગાસાં) કહેવાય છે.

## જૃંભાની ચિકિત્સા.

शुण्ठी विप्पल्यूषणं दीप्यकश्च सिन्धूद्भूतं चेति सर्वं पृथग्वा । तद्रूपं वा सूक्ष्मचूर्णीकृतं वा जृम्भारम्भस्तम्भकृत् स्यात्तदेव। जृम्भावेगे समुत्पन्ने शोभने शयने नरम् । स्वापयेत्तेन नियमाज्जृम्भावेगः प्रशाम्यति। जृम्भावेगः क्षयं याति कटुतैलेन मर्दनात्। भोजनात् स्वादु भोज्यानां तथा ताम्बूलभक्षणात् ॥

સૂંઠ, પીપર, મરી, અજમો, અને સૈંધવને જુદાં જુદાં અથવા ભેળાં; આખાં પાખાં વાટીને અથવા ઝીણું ચૂર્ણ કરીને તે ખાવાથી બગાસાં તુરત મટે છે.

બગાસાં શરૂ થાય કે તુરત સુંદર શયનમાં સૂઇ જવાથી તે શાંત થઈ જાય છે.

સરસિયા તેલના મર્દનથી, તથા મીઠાં ભોજનો જમવાથી, તથા નાગરવેલ્યનાં પાન ચાવવાથી બગાસાં મટી જાયછે.

## હનુગ્રહનાં નિદાન તથા લક્ષણો.

जिह्वानिर्लेखनाच्छुष्कभक्षणादभिघाततः। कुपितो हनुमूलस्थः स्रंसयित्वाऽनिलो हनुम् । करोति विवृतास्यत्वमथवा संवृतास्यताम् । हनुग्रहः स तेन स्यात् कृच्छ्राच्चर्वणभाषणम् ॥ स्रंसयित्वा अधः कृत्वा विवृतास्यत्वं व्यात्तमुखत्वम् । निर्लेखनं घर्षणम् शुष्कं चणकादि संवृतास्यत्वं दन्तलग्नताम् ॥

જીભ ઘસાવાથી, શુષ્ક પદાર્થો ખાવાથી, અને વાગવાથી કુપિત વાયુ હડપચીના મૂળમાં રહીને હડપચીને નીચી કરી નાંખીને મુખને બંધ કરી દે છે, અથવા ખુલ્લુંજ રાખી મૂકે છે; એથી માંડ ચાવી તથા બોલી શકાય છે. આ રોગને હનુગ્રહ કહેવામાં આવે છે.

## હનુગ્રહની ચિકિત્સા.

संवृतं चिबुकं स्निग्धं स्विन्नमुन्नमयेद्भिषक् । विवृतं नमयित्वा तु कुर्यात्प्राप्तमिह

क्रियाम्। पिप्पलीमार्द्रकञ्चापि सञ्चर्व्य च मुहुर्मुहुः। निष्ठीवेत्ततोयेन शोधयेद्वदनान्तरम्। निष्कुलयलशुनं सम्यक् संक्षुद्य तिलतैलवत्। सैन्धवेनान्वितं खादेद्धनुस्तम्भार्दितो नरः। रसोनगुटिकामाषविदलं परिपेष्यः च। योजयेत् पिष्टिकान्ताश्च सैन्धवार्द्रकहिङ्गुभिः। ततस्तु वटकान् कृत्वा तिलतैले पचेच्छनैः। भक्षयेत्तान्यथा वह्निर्हनुस्तम्भात् सुखी भवेत्। अभ्यज्य पक्वतैलेन स्वेदयेन्मृदुनाग्निना। वस्तिं विधारयेन्मूर्ध्नि तैलेन परिपूरितम्। समूलपत्रशाखायाः प्रसारण्याः शतं पलम्। सम्यक् संक्षुद्य सलिले द्रोणमात्रे पचेद्भिषक्। सलिलस्य चतुर्थांशं क्वाथं समवशेषयेत्। ततः पलशते तं कषायं पुनः पचेत्। पचेत्पलशतं मस्तु काञ्जिकं मस्तुनः समम्। ततः शुद्धं पचेत् दुग्धं गव्यं तैलाच्चतुर्गुणम्। चित्रकं पिप्पलीमूलं मधुकं सैन्धवं वचा। शतपुष्पा देवदारु रास्ना च गजपिप्पली। प्रसारणीभवं मूलं मांसी रक्तञ्च चन्दनम्। तथा वातारिमूलञ्च बलामूलञ्च नागरम्। तैलस्य चाष्टमांशेन सर्वकल्कानि साधयेत्। नाम्ना प्रसारणीतैलं विख्यातं तत्प्रयुज्यते। पाने नस्ये शिरोवस्तौ मर्दने स्वेदने तथा। प्रयुक्तं वातजान् रोगान् सर्वानपि विनाशयेत्। विशेषतो हनुस्तम्भं जिव्हास्तम्भं तथार्दितम्। गद्गदत्वञ्च विश्वाचीं मन्यास्तम्भापबाहुकौ। त्रिकशूलं गृध्रसीञ्च खञ्जतां पङ्गुतां तथा। कलायखञ्जतां खञ्जं स्तम्भं सङ्कोचमेव च। आन्तरं बाह्यमायामं तथा दंडापतानकम्। धनुर्वातञ्च कुब्जत्वं व्यपोहति न संशयः। क्षीणानां स्थविराणाञ्च वातसङ्कोचितात्मनाम्। प्रसारयेत्ततोऽङ्गानि तदुक्तैषा प्रसारणी॥ प्रसारणीतैलम्॥

મુખ બીડાઈ ગયું હોય તો સ્નેહન તથા સ્વેદનથી હડપચીને ઊંચી કરવી, અને મુખ ખુલ્લું હોયતો નીચી કરવી.

પીપર તથા આદુ ચાવી ચાવીને થુંકવું, તથા ગરમ પાણીથી મુખ ધોવું.

ફોતરાં કાઢીને લસણને કચરીને તલનું તેલ તથા સૈંધવ સાથે ખાવાથી હનુગ્રહ મટી જાય છે.

અડદની પલાળેલી દાળ તથા લસણની કળીને વાટીને તેમાં સૈંધવ, આદુ, તથા હિંગ નાંખીને તેનાં વડાં કરી તલના તેલમાં પકાવી, અગ્નિના બળ પ્રમાણે ખાવાથી હનુગ્રહ મટી જાય છે.

પાકા તેલનો અભ્યંગ કરી કોમળ અગ્નિનો શેક કરીને માથા ઉપર તેલથી ભરેલી બસ્તિ ધારણ કરવાથી હનુગ્રહ મટી જાય છે.

પ્રસારણી તેલ—મૂળ, પાન તથા શાખા સહિત ૪૦૦ તોલા પ્રસારણી એટલે નારીને કચરીને ૧૦૨૪ તોલા પાણીમાં કવાથ પકાવી, ચોથો ભાગ રહે એટલે તેમાં ૪૦૦ તોલા તેલ પકાવવું. પછી એ તેલને ક્રમસર ૪૦૦ તોલા દહિના પાણીમાં તથા ૪૦૦ તોલા કાંજીમાં પકાવવું. પછી ચોગણા ગાયના દૂધમાં એ તેલને

પકાવવું. પછી ચિત્રક, પીપરીમૂળ, જેઠીમધ, સૈંધવ, વજ, સૂવા, દેવદાર, રાસ્ના, ગજપીપર, નારીનાં મૂળ, જટામાંસી, રતાંજળી, એરંડાનાં તથા ખપાટનાં મૂળો, અને સુંઠ, એ સર્વ મળીને તેલના આઠમા ભાગ જેટલાં લેઇ, તેમનાં કલ્કથી તે તેલને પકાવવું. આ પ્રસારણી તેલ પીવામાં; નસ્યમાં, માથાના બસ્તિમાં, મર્દનમાં, અને સ્વેદનમાં વાપરવાથી સર્વ વાતવ્યાધિઓ નાશ પામે છે. વિશેષે કરીને હનુગ્રહ, જિહ્વાસ્તંભ, અર્દિત, ગદ્ગદત્વ, વિશ્વાચી, મન્યાસ્તંભ, અપબાહુક, ત્રિકશૂલ, ગૃધ્રસી, ખંજતા, પંગુતા, કલાપખંજતા, ખંજ, સ્તંભ, સંકોચ, અંતરાયામ, બાહ્યાયામ, દંડાપતાનક, ધનુર્વાત, અને કુબ્જત્વનો નાશ કરે છે, એમાં સંશય નથી. વાયુથી અંગમાં સંકોચ પામેલા, ક્ષીણ થયેલા, અને વૃદ્ધ માણસોનાં અંગોને આ તેલ સંકોચ વગરનાં કરેછે, એટલા માટે આ પ્રસારણી તેલ કહેવાય છે.

## જીહ્વાસ્તંભનાં લક્ષણ.

**वाग्वाहिनी शिरासंस्थो जिव्हां स्तम्भयतेऽनिलः । जिव्हास्तम्भः स तेनान्नपानवाक्येष्वनीशता ॥** अनीशताऽसामर्थ्यम् ॥

વાણીને ચલાવનારી શિરામાં રહીને વાયુ જીભને જડ કરી દે છે, એ જિહ્વાસ્તંભથી ખાવા, પીવા, તથા બોલવામાં હરકત થાય છે.

## જીહ્વાસ્તંભની ચિકિત્સા.

**जिव्हास्तम्भे यथावस्थं वातव्याधिचिकित्सितम् । सामान्योक्ता क्रिया चात्रार्दितस्यापि हिता मता ॥**

જિહ્વાસ્તંભમાં અવસ્થાદિકને અનુસરીને વાતવ્યાધિઓની જે સામાન્ય ચિકિત્સાઓ છે તે કરવી, તથા અર્દિતની ચિકિત્સા પણ કરવી તે હિતકારી છે.

## ગદ્ગદત્વ, મિન્મિનત્વ, તથા મૂકતાનાં લક્ષણો.

**आवृत्य वायुः सकफो धमनीः शब्दवाहिनीः । नरान् करोत्यवचनान् मूकमिन्मिनगद्गदान् ॥** अवचनान् अत्र ईषदर्थे नञ् तेन ईषद्वचनान् स एव वायुः प्रबलश्चेत्तदा मूकान् अवचनान् मिन्मिनान् सानुनासिकवचनान् गद्गदान् लुप्तपदव्यञ्जनाभिधायिनः करोतीत्यन्वयः । एषां समानाधिकारणत्वेऽपि दुष्टेरनुत्कर्षादिना अदृष्टवशाद्वा भेदो वोधव्यः ॥

શબ્દવાહિની ધમનીને કફ સહિત વાયુ વીંટી વળીને માણસને ગદ્ગદ, ગુંગણું બોલનાર, અને મૂંગાં કરી નાંખે છે. (પદોનો તથા વ્યંજનનો લોપ થઇ જાય એવું જે બોલવું તે ગદ્ગદ કહેવાય છે. ગુંગણું એટલે નાકમાંથી બોલવું.) એ સઘળા ઉપદ્રવ થવાનું સ્થાન એકજ છે; પણ દોષની અધિકતા પ્રમાણે અથવા પ્રારબ્ધયોગથી રોગોના ભેદ થાય છે.

## ગદ્ગદત્વાદિકની ચિકિત્સા.

**प्रस्थं घृतस्य पलिकैः शिग्रुवचालवणधातकीलोध्रैः । आजे पयसि सपाठैः सिद्धं सारस्वतं नाम्ना । विधिवदुपयुज्यमानं**

जडगद्गदमूकतां क्षणाज्जित्वा । स्मृतिमतिमेधाप्रतिभाः कुर्यात् सुस्पष्टवाग्भवति ॥ सारस्वतं घृतम् ॥

सहरिद्रां वचां कुष्ठं पिप्पली विश्वभेषजम् । अजाजी चाजमोदा च यष्टीमधुकसैन्धवम् । एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत् । तच्चूर्णं सर्पिषा लेह्यं प्रत्यहं भक्षयेन्नरः । एकविंशतिरात्रेण भवेच्छ्रुतिधरो नरः । मेघदुन्दुभिनिर्घोषो मत्तकोकिलनिस्वनः ॥ कल्याणकावलेहः ॥

સારસ્વત ઘૃત—સરગવો, વજ, સેંધવ, ધાવણી, લોદર, અને કાળીપાડ એ ચાર ચાર તોલા લેઈ કલ્ક કરી તે સાથે બકરીના દૂધમાં પકાવેલું ૬૪ તોલા ઘી સારસ્વત ઘૃત કહેવાય છે આ ઘીના યોગ્ય વિધિપ્રમાણે ઉપયોગથી જડતા, ગદ્ગદ વાણી, અને મૂંગાપણું, ક્ષણમાત્રમાં હણાઈ જાય છે; વાણી સ્પષ્ટ થઈને સ્મૃતિ. મતિ, મેધા અને તર્કશક્તિ પ્રાપ્ત થાય છે.

કલ્યાણકાવલેહ—હળદર, વજ, કઠ, પીપર, સૂંઠ, જીરૂં, બોડીઅજમોદ, જેઠીમધ, અને સેંધવનું સમભાગે બારીક ચુર્ણ કરી તે નિત્ય ઘીમાં ચાટવાથી માણસ એકવીસ રાત્રી ઉપરની કહેલી વાત પણ ન ભૂલે એવો, મેઘ તથા દુંદુભિ જેવા શબ્દવાળો, અને મહોન્મત્ત કોયલના જેવા શબ્દવાળો થાય છે.

## પ્રલાપનું લક્ષણ.

स्वहेतुकुपिताद्वातादसंबद्धान्निरर्थकम् । वचनं यन्नरो ब्रूते स प्रलापः प्रकीर्तितः ॥

પોતાનાં કારણોથી કુપિત થયેલા વાયુને લીધે માણસ અસંબદ્ધ અને અર્થ રહિત બકે છે, તેને પ્રલાપ કહે છે.

## પ્રલાપની ચિકિત્સા.

सतगरखगतिक्तारेवताम्भोदतिक्तानलदतुरगगन्धाभारतीहारहूराः । मलयजदशमूली शङ्खपुष्प्यः सुपक्वाः प्रलपनमपहन्युः पानतो नातिदूरात् ॥ खगतिक्तोऽत्र पर्पटः नलदमुशीरं भारती ब्राह्मी । हारहूरा द्राक्षाः ॥

તગર, ખડસલિયો, ગરમાળો, મોથ, કડુ, કાળીવાળો, આસોંદ, બ્રાહ્મી, દ્રાક્ષ, ચંદન, દશમૂલી, અને શંખાવળીનો બહુ પરિપક્વ ક્વાથ કરીને પીવાથી પ્રલાપ તુરત મટી જાય છે.

## રસાજ્ઞાનનું લક્ષણ.

भुञ्जानस्य नरस्यान्नं मधुरप्रभृतीन् रसान् । रसज्ञा यन्न जानाति रसाज्ञानं तदुच्यते ॥

અન્ન ખાતાં માણસને મધુર વગેરે રસોનું જ્ઞાન જીભ પારખી શકતી નથી, તેને રસાજ્ઞાન કહે છે.

## રસાજ્ઞાનની ચિકિત્સા.

घर्षेज्जिव्हाजडतां सिन्धुत्र्यूषणैः साम्लवेतसैः । अम्लवेतसकाभावे चुक्रं दातव्यमीरितम् । किराततिक्तकाकट्वी कुटजस्य फलं वचा । ब्राह्मीफलञ्च पालाशं सर्जिका कृष्णजीरकम् । पिप्पली पिप्पलीमूलं चित्रं नागरमूषणम् । एषां कल्कैर्मुहुर्घर्षेज्जिव्हिकामार्द्रिकारसैः । तेन सम्यग्विजानातिरसना सकलान् रसान् ।

कल्कः 'किराततिक्तादिर्जिह्वायाः शून्यतां हरेत् ॥ बाधिर्यकर्णनादयोर्लक्षणं चिकित्सां च तदधिकारे वक्ष्यामः ॥

સૈંધવ, સૂંઠ, મરી, પીપર અને અમ્લવેતસને જીભ ઉપર ઘસવાં. અમ્લવેતસ ન મળે તો ચૂકો લેવો.

## કિરાત તિક્તાદિ કલ્ક.

કરિયાતું, કડુ, ઇંદ્રજવ, વજ, બ્રાહ્મી, ખાખરાનાં ફળ, સાજીખાર, કાળીજીરી, પીપર, પીપરીમૂળ, ચિત્રક, સૂંઠ, અને મરીનો આદાના રસમાં કલ્ક કરીને જીભ ઉપર વારંવાર ઘસવાથી સારી રીતે સર્વ રસોની ખબર જીભને પડી શકે છે. આ કિરાતતિક્તાદિ કલ્ક જીભની જડતાને મટાડે છે.

(બાધિર્ય અને કર્ણનાદ વિષે કાનના રોગોમાં કહેવામાં આવશે.)

## ત્વકશુન્યતાનાં લક્ષણ.

स्पृश्यमाना त्वचा या तु शीतोष्णं मृदुकर्कशम् । न जानाति बुधैस्त्वक् च शून्येति परिकीर्तिता ॥

શીત, ઉષ્ણ, કોમળ, કઠણ, વગેરે સ્પર્શથી ત્વચાને ખબર ન પડે, તો વિદ્વાનોએ તેને ત્વકશૂન્યતા કહેલ છે.

## ત્વકશૂન્યતાની ચિકિત્સા.

सुप्तवाते त्वसृङ्मोक्षं कारयेद्बहुशोभिषक् दद्याच्च लवणागारधूमतैलसमन्वितः ॥

ચામડી જડ થાય તો વૈદ્યે રોગીનું લોહી કઢાવી નાંખવું, તથા તેલ અને સૈંધવ અગ્નિ ઉપર નાંખીને તેનો ધુમાડો દેવો.

## અર્દિતનાં લક્ષણો.

उच्चैर्व्याहरतोऽत्यर्थं खादतः कठिनानि च । हसतो जृम्भतो भाराद्विषमाच्छयनासनात् । शिरोनासौष्ठचिबुकललाटेक्षणसन्धिगः । अर्दयत्यनिलोवक्त्रमर्दितं जनयेततः । वक्रीभवति वक्त्रार्द्धं ग्रीवा चाप्यपवर्त्तते । शिरश्चलति वाक्सङ्गो नेत्रादीनाञ्च वैकृतम् । ग्रीवाचिबुकदन्तानां तस्मिन् पार्श्वे च वेदना । तमर्दितमिति प्राहुर्व्याधिं व्याधिविशारदाः ॥ व्याहरत वदतः काठिनानि पूगफलादीनि विषमात् शयनासनात् ग्रीवादिवैपरीत्येन शयनादासनाच्च अर्दयति पीडयति ततस्तदन्तरम् अर्दित जनयत् अर्दिते जाते किं स्यात्तदाह। वक्रीभवति इत्यादि अपवर्त्तते वक्री भवति चलति कम्पते वाक्सङ्गःवाङ्निरोधः नेत्रादीनामित्यादिशब्देन भ्रूगण्डनासिकादीनां ग्रहणम् वैकृत्यं वेदनास्फुरणवक्रत्वादि यस्मिन् पार्श्वेऽर्दितं तस्मिन् पार्श्वे ग्रीवादीनां वेदना ॥

वातपित्तात्कफाच्च स्यात्त्रिविधं तत्समासतः । लालास्रावो व्यथा कम्पः स्फुरणं हनुवाग्ग्रहः । ओष्ठयोः श्वयथुः शूलश्चार्दिते वातजे भवेत् । पीतमास्यं ज्वरस्तृष्णा पित्तजे मोहधूपने । गण्डे शिरसि मन्यायां शोथस्तम्भः कफात्मके ॥

ઊંચેસ્વરે બોલવાથી, કઠણ પદાર્થો ખાવાથી, બહુજ હસવાથી, બહુ બગાસાં ખાવાથી, ભાર ઉપાડવાથી, ડોક મરડીને વિષમ રીતે સૂવાથી, અને વિષમ રીતે બેસવાથી, માથું, નાક, હોઠ, હડપચી, લલાટ, તથા નેત્રોના સંધિઓમાં રહેલ

વાયુ મોઢાને પીડે છે, તેથી અડદિયો વા થાય છે. એથી અરધું મોઢું વાંકું થઇ જાય છે, ડોક વાંકી થઇ જાય છે, માથું કંપે છે, બોલતાં અટકાય છે, અને નેત્ર, ભ્રમર, ગાલ, અને નાકમાં પીડા, સ્ફુરણ, તથા વાંકાપણું થાય છે. જે બાજુએ વા નીકળે છે તે બાજુએ ડોક, હડપચી, તથા દાંતોમાં દરદ થાય છે. વ્યાધિ ઓળખવામાં પ્રવીણ વૈદ્યો આ રોગને અર્દિત કહે છે. વાત, પિત્ત, અને કફ, એમ સાધારણ રીતે ત્રણ પ્રકારનો આ રોગ છે. વાયુથી અર્દિત થયો હોય તો લાળ ઝરે છે, પીડા થાય છે, સિરાઓ ફરકે છે, હડપચી ઝલાઈ જાય છે, બોલતાં અટકાય છે, હોઠ સૂજે છે, અને શુળ નીકળે છે. પિત્તથી અરદીત થયો હોયતો મોઢું પીળું પડે છે, જ્વર તથા તરશ અને મોહ થાય છે, અને ગરમી થાય છે. કફથી થયો હોયતો ગાલ, માથું, અને કંઠની બાજુની શિરાઓમાં સોજો થાય છે, અને તે અક્કડ થઈ જાય છે.

## અર્દિતની અસાધ્યતા.

**क्षीणस्यानिमिषाक्षस्य प्रसक्ताव्यक्तभाषिणः । न सिध्यत्यर्दितं गाढं त्रिवर्षं वेपनस्य च ॥** अनिमिषाक्षस्य निमेषासमर्थचक्षुषः प्रसक्तं प्रकर्षेण लग्नम् अव्यक्तञ्च भाषितुं शीलं यस्य तस्य अर्दितं न सिध्यति त्रिवर्षं अतीतवर्षत्रयम् । अथवा त्रयाणां चक्षुर्नासामुखानां वर्षः स्रावो यत्र तत्र वेपनस्य कम्पनशीलस्य तस्य गाढमतिशयेन न सिध्यतीत्यन्वयः ॥

નબળાઇ હોય, નેત્રો મટકાં મારી શકતાં ન હોય, અસ્ફુટ, અને અવ્યક્ત ભાષણ થતું હોય, કંપ થયો હોય; રોગ ત્રણ વર્ષનો જૂનો હોય, અને નેત્ર, નાક તથા મોઢું સ્રવતાં હોય તો તે અર્દિત મટતોજ નથી.

## અર્દિતની ચિકિત્સા.

**स्नेहपानानि नस्यञ्च भोज्यान्यनिलवस्ति च । उपनाहाश्च शस्यंते नावनं वस्तयोऽर्दिते ॥** वस्तिरत्र शिरोवस्तिरेव ॥

**दशमूलकषायेण मातुलुङ्गरसेन वा । बलया पञ्चमूल्या वा क्षीरं वातात्मके हितम् । पिष्ठं मांसघृतं जग्ध्वा नवनीतेन सोऽर्दिती । क्षीरमांसरसैर्भुक्त्वा दशमूलीरसं पिबेत् । अर्दिते पित्तजे शीतान् स्नेहांश्चैव विनिर्दिशेत् । घृतवस्तिप्रसेकश्च क्षीरसेकं तथैव च । जिह्मीभूताननो मूको दाहवान् योऽर्दितो भवेत् । कुर्यात् प्रतिक्रियां तस्य वातपित्तविनाशिनीम् । श्लेष्मभागे क्षयं नीते बृंहणैः समुपाचरेत् । अर्दिते शोथसंयुक्ते वमनं च प्रशस्यते । रसोनकल्कं तिलतैलमिश्रं खादेन्नरो योऽर्दितरोगयुक्तः । तस्यार्दितं नाशमुपैति शीघ्रं वृन्दं घनानामिव वायुवेगात् ॥**

અરદીતવાળાને સ્નેહપાનો, નસ્ય, વાતહર ભોજનો, શિરોબસ્તિ, તથા વાતહર બંધારણો, એ સર્વ ઉત્તમ ઉપાયો છે.

વાતાર્દિતમાં દશમૂલીના ક્વાથથી, બીજોરાના રસથી, અથવા ખપાટના કે પંચમૂલીના ક્વાથથી પકાવેલું દુધ પાવું તે સારૂં છે.

માંસ તથા ઘીને માખણ સાથે

ખાઇને દૂધ તથા માંસ રસનું ભોજન કરવું, અને પછી દશમૂલીનો રસ અર્દિતવાળાએ પીવો જોઇએ.

પિત્તાર્દિકમાં શીતળ સ્નેહો દેવા, માથામાં ઘીની બસ્તી દેવી, તથા વિશેષે કરીને તેને દૂધ આપવું.

અર્દિતમાં મુખ વાંકું થઇ ગયું હોય, દાહ થતો હોય, અને મૂંગો થઈ ગયો હોય તો તેને વાતપિત્તહર ઉપચારો કરવા.

કફાર્દિતમાં કફનો નાશ કરીને પછી પૌષ્ટિક પદાર્થો આપવા.

અર્દિત સાથે સોજા હોય તો ઉલટી કરાવવી એ સારી છે.

અર્દિતવાળાએ તલના તેલમાં લસણનો કલ્ક ખાવો. વાયુના વેગથી જેમ વાદળાં નાશ પામે છે. તેમ એનાથી અર્દિત રોગ તુરત નાશ પામે છે.

## મન્યાસ્તંભનાં નિદાન તથા લક્ષણો.

**दिवास्वप्नासनस्थानविकृतोर्ध्वनिरीक्षणैः। मन्यास्तम्भं प्रकुरुते स एव श्लेष्मणावृतः॥**

आसनस्थानविकृतोर्ध्वनिरीक्षणैः। आसनेन स्थानेन वातिशयेन विकृतं ग्रीवादिविकृतं यथा स्यादेवं उपरि भागे यन्निरीक्षणं तेन स एव कुपितो वातः श्लेष्मणावृतः मन्यास्तम्भं करोति ग्रीवायाः पश्चाद्भागे चतुर्दश शिरा मन्यासंज्ञाः तथा चामरसिंहः। पश्चात्ग्रीवाशिरा मन्या इति तासां स्तम्भ करोति च॥

દિવસે સૂવાથી, વિષમ આસનાદિકથી, અને વિપરીત રીતે ઉંચું જોવાથી, કફથી વીંટાયલો વાયુ ડોકના પાછલા ભાગમાંની મન્યા નામની ચઉદશિરાઓને સ્તબ્ધ કરી દે છે. એ મન્યાસ્તંભ કહેવાય છે.

## મન્યાસ્તંભની ચિકિત્સા.

**दशमूलीकृतं क्वाथं पञ्चमूल्यापि कल्पितम्। रूक्षं स्वेदं तथा नस्यं मन्यास्तम्भे प्रयोजयेत्। तैलेनाज्येन वाग्रीवामभ्यज्यार्कदलैरथ। एरण्डपत्रैर्वाच्छाद्य स्वेदयेद् बहुशो भिषक्। कुक्कुटाण्डद्रवैरुष्णैः सैन्धवाज्यसमन्वितैः। ग्रीवां सम्मर्दयेत्तेन मन्यास्तम्भः प्रशाम्यति॥**

દશમૂલી કે પંચમૂલીનો કવાથ, રૂક્ષ સ્વેદન, અને નસ્ય દેવાથી મન્યાસ્તંભ મટી જાય છે.

ડોક ઉપર તેલ કે ઘીનો અભ્યંગ કરીને આકડા કે એરડાનાં પાન ડોક ઉપર વીંટીને ઘણીવાર શેક કરવાથી મન્યાસ્તંભ મટી જાય છે.

કુકડાંના ઈંડાના રસને ઊનો કરી તેમાં સૈંધવ તથા ઘી નાંખીને ડોકને ચોળવાથી મન્યાસ્તંભ મટી જાય છે.

## બાહુશોષનાં લક્ષણ.

**अंसदेशे स्थितो वायुः शोषयेदंसबन्धनम्। अंसबन्धनशोषात् स्याद् बाहुशोषः सवेदनः॥**

ખભાના ભાગમાં રહેલો વાયુ ખભાના બંધનને સૂકવે છે, એથી કરીને વેદનાવાળો બાહુશોષ (બાહુનું સૂકાવું) થાયછે.

## બાહુશોષની ચિકિત્સા.

**बाहुशोषे पिबेत् भुक्त्वा सर्पिः कल्याणकं महत्। बलामूलशृतं तोयं सैन्धवेन समन्वितम्। बाहुशोषकरे वाते मन्यास्तम्भे च शस्यते**

બાહુશોષમાં જમ્યા પછી મહાકલ્યાણક ઘૃત* પીવું.

બાહુશોષમાં ખપાટના મૂળનો ક્વાથ સૈંધવ નાંખીને પીવો. મન્યાસ્તંભ માટે પણ આ ઉપાય ઉત્તમ છે.

## અપબાહુકનાં લક્ષણ.

**शिराः सङ्कोच्य बाहुस्थाः स कुर्यादपबाहुकम् ॥** सवायुः बाहुस्थःशिराः बाहुस्थशिराः ।

બાહુમાંનો વાયુ બાહુની શિરાઓને સંકોચીને અપબાહુક નામનો રોગ ઉત્પન્ન કરે છે.

## અપબાહુકની ચિકિત્સા.

**परमौषधमपबाहुकमन्यास्तम्भोऽर्ध्वजत्रुगतरोगे । शीतलजलेन नस्यं तदुपशमे जिङ्गिनी च पुरः । मूलं बलायास्त्वथ पारिभद्रजं तथात्मगुप्ता स्वरसं पिबेद्वा । युञ्जीत यो माषरसेन नस्यं भवेदसौ वज्रसमानबाहुः ॥** बलाया मूलं कल्कीकृतं पिबेत्तथा पारिभद्रमूलञ्च । पारिभद्रोऽत्र फरहदं वातहरत्वात् ॥

**माषातसीयवकुरण्टककण्टकारीगोकण्टटुण्टुकजटाकपिकच्छुतोयैः । कार्पासकास्थिशणबीजकुलत्थकोलक्वाथेन बस्तपिशितस्य रसेन चापि । शुण्ठ्या समागधिकया शतपुष्पया च सैरण्डमूलकपुनर्नवया सरण्या । रास्नाबलामृतलता कटुकैर्विपक्वं माषाख्यमेतदवबाहुहरंहि तैलम् ॥** माषतैलम् ॥

ડોકના કાંઠલાની ઉપરના ભાગોના રોગમાં, અપબાહુકમાં, અને મન્યાસ્તંભમાં, ટાઢા પાણીનું નસ્ય દેવું, અને તે શાંત થયા પછી જીંગિની તથા ગૂગળ આપવાં, એ ઉત્તમ ઉપાય છે.

ખપાટ અથવા પારિભદ્રનાં મૂળનો કલ્ક, અથવા કૌંચાંનો સ્વરસ પીવાથી, અને અડદના રસનું નસ્ય લેવાથી બાહુઓ વજ્ર જેવા થાય છે.

માષતૈલ—અડદ, અળસી, જવ, કાંટાશરિયો, ભોરીંગણી, ગોખરૂ, અરલુનાં મૂળ, કૌંચાં, વાળો, કપાશિયા, શણનાં બીજ, કળથી, અને મરી એ સર્વનો ક્વાથ; બકરાના માંસનો રસ; સૂંઠ, પીપર, સૂવા, એરંડાનાં મૂળ, સાટોડી, નારી, રાસ્ના, ખપાટ, ગળો, અને કડુ; આ સર્વથી પકાવેલું તેલ માષતૈલ કહેવાય છે, અને તે અપબાહુકને મટાડે છે.

## વિશ્વાચીનું લક્ષણ.

**तलं प्रत्यङ्गुलीनां या कण्डरा बाहुपृष्ठतः । बाह्वोः कर्मक्षयकरी विश्वाची सा निगद्यते ॥**

कण्डरा महास्नायुः तलं हस्तस्योपरिभागं तलशब्दोऽत्र उपरिवाचकः यथा भूमितलमिति तेनायमर्थः । बाहुपृष्ठतः बाह्वोः पृष्ठं बाहुपृष्ठमारभ्य तलं प्रतिहस्ततलं यावल्लक्षीकृत्य अङ्गुलीनां कण्डरास्ताः सन्दूष्य बाह्वोः प्रसारणाकुञ्चनादिकर्मक्षयकरी भवति सा इह वातव्याधिषु विश्वाचीत्युच्यते बाह्वोरिति द्वित्वं सम्भवपरम् एकस्मिन्नपि बाहौ विश्वाची भवति ॥

* બે જાતની ઉપલસરી, નાનો તથા મોટો સમેરવો, હળદર, દારૂહળદર, તગર, કપૂર ભોરીંગણી, દાડમસાર, તાલીસપત્ર, નેપાળો, ત્રિફળા, ઇંદ્રવારણાં, પદ્મકાષ્ઠ, એળચી, નીલકમળ, દેવદાર, મજીઠ, ચણકબાબ, વાવડીંગ, નાગકેશર, નગડનાં બીજ, ધઉંલો, અજમો, વજ, મોથ, અને ચમેલીની કળીઓથી પકાવેલું ઘી કલ્યાણક ઘી કહેવાય છે. બોપદેવશતક.

બાહુના પૃષ્ઠથી તે હાથના ઉપરના ભાગ સુધીની આંગળીઓની જાડી નસોને દૂષિત કરીને બંને બાહુઓને લાંબા ટુંકા કરવામાં હરકત લાવનાર રોગ વિશ્વાચી કહેવાય છે.

## વિશ્વાચીની ચિકિત્સા.

**दशमूलीबलामाषकाथतैलाज्यमिश्रितम्। सायं भुक्त्वा पिबेन्नस्यं विश्वाच्यामपबाहुके। माषसिन्धुबलारास्ना दशमूलकहिङ्गुभिः। वचाशिवजटाख्याभिः सिद्धं तैलं सनागरम्। ऊर्ध्वं भक्ताशनाद्धन्याद्बाहुशोषापबाहुकौ। विश्वाचीमुद्धताञ्चापि पक्षाघातं तथार्दितम्॥** माषादितैलम्॥

દશમૂળી, બળદાણા, અડદ, એના ક્વાથમાં તેલ તથા ઘી મેળવીને, સાંજરે જમીને તે ઉપર એનું નસ્ય લેવાથી વિશ્વાચી, આમ, અને અપબાહુક મટી જાય છે.

માષાદિ તેલ—જમ્યા પછી અડદ, સૈંધવ, બળદાણા, રાસ્ના, દશમૂળ, હિંગ, વજ, અને બીલીનાં મૂળ, એથી પકાવેલ તેલ સૂંઠ સાથે લેવાથી બાહુશોષ, વિશ્વાચી બહુ વધી ગયેલ હોય તે પણ, અને અપબાહુક, પક્ષાઘાત, અને અર્દિતનો નાશ થઇ જાય છે.

## ઉર્ધ્વ વાતનાં લક્ષણ.

**अधः प्रतिहतो वायुः श्लेष्मणा मारुतेन च। करोत्युद्गारबाहुल्यमूर्ध्ववातः स उच्यते॥** वायुः समानवायुः मारुतेनापानवायुना स्वहेतुदुष्टेन अधः प्रतिहतः अधो निरुद्धः॥

કફ તથા અપાનવાયુ સહિત દુષ્ટ થયેલો સમાનવાયુ પુષ્કળ ઓડકાર લાવે છે, તેને ઉર્ધ્વવાત કહે છે.

## ઉર્ધ્વવાતની ચિકિત્સા.

**भागा दश विश्वायास्तत्तुल्यो वृद्धदारकस्यापि। त्रय एव च पथ्यायाश्चतुरंशं हिङ्गु संभृष्टम्। एकः सैन्धवभागस्तत्तुल्यं चित्रकश्चात्र। संवृद्धमूर्ध्ववातं हन्त्येतच्चूर्णितं भुक्तम्॥** अथ वृद्धदारकालाभे त्रिवृन्मूलं ग्राह्यम्॥

સૂંઠ ભાગ ૧૦, વરધારો અથવા નસોતરનું મૂળ ભાગ ૧૦, હરડે ભાગ ૩, શેકેલી હિંગ ભાગ ૪, સૈંધવ અને ચિત્રક એક એક ભાગ, એ ચૂર્ણ ખાવાથી ઉગ્ર ઉર્ધ્વવાત પણ મટી જાય છે.

## આધ્માનનું લક્ષણ.

**साटोपमत्युग्ररुजमाध्मातमुदरं भृशम्। आध्मानमिति जानीयात् घोरं वातनिरोधजम्॥** आटोपो गुडगुडाशब्दः भृशमाध्मातं वात पूर्णभस्त्रावत् वातनिरोधजं अधोवातनिरोधजम्॥

અધોવાયુ છુટી નથી શકતો તો ગડગડાટ સહિત પવનથી ભરાયલી ધમણની પેઠે પેટ બહુ ફુલી જાય છે; એ ભયંકર રોગ આધ્માન કહેવાય છે.

## આધ્માનની ચિકિત્સા.

**आध्माने लङ्घनं पूर्वं दीपनं पाचनं ततः। फलवर्तिक्रिया कुर्याद्बस्तिकर्म च शोधनम्। कर्षमात्रा भवेत् कृष्णा त्रिवृता स्यात् पलोन्मिता। खण्डादपि पलं ग्राह्यं चूर्णमे-**

कत्र कारयेत् । मधुना क्षमितं लिह्याच्चूर्णमाध्माननाशनम् ॥ नारायणचूर्णम् ॥

दारुहैमवतीकुष्ठशताह्वाहिङ्गुसैन्धवैः लिम्पेदुष्णैरम्लपिष्टैः शूलाध्मानयुतो दरम् ॥

हैमवती वचा । दारुषट्कलेपः ॥

अभयाग्वधो धात्री दन्ती तिक्ता स्नुही त्रिवृत् । मुस्ता प्रत्येकमेतानि ग्राह्याणि पलमात्रया । तानि संकुट्य सर्वाणि जलाढकयुगे पचेत् । तत्र तोयेऽष्टमं भागं कषायमवशेषयेत् । निस्त्वक् जैपालबीजानि नवानि पलमात्रया । तनुवस्त्रधृतान्येव तस्मिन् क्वाथे शनैः पचेत् । ज्वालयेदनलं मन्दं यावत् क्वाथो घनो भवेत् । ततः खल्वे क्षिपेद्भागानष्टौ जैपालबीजतः । भागान् त्रीन्नागरात् द्वौ च मरिचाद्द्वौ च पारदात् । गन्धकाद्द्वौ च तानीह यावद्यामं विमर्दयेत् । रसो नाराचनामायं भक्षितो रक्तिकामितः । जलेन शीतलेनैव रोगानेतान् विनाशयेत् । आध्मानं शूलमानाहं प्रत्याध्मानं तथैव च । उदावर्तं तथा गुल्ममुदराणि हरत्यसौ । वेगे शान्ते तु भुञ्जीत शर्करासहितं दधि । ततस्तत् सैन्धवेनापि ततो दध्योदनं मनाक् ॥ महानाराचो रसः ॥

આધ્માન માટે પ્રથમ લંઘન, પછી દીપન અને પાચન દેવાં. ગુદામાં યોગ્ય ઔષધોથી ખરડેલી વાટ ખોસવી, પીચકારી મારવી, અને શોધન દેવું.

નારાયણ ચૂર્ણ—એક તોલો પીપર, ચાર તોલા નસોતર, ચાર તોલા ખાંડનું ચૂર્ણ કરીને મધમાં એક તોલા જેટલું ચાટવાથી આધ્માન (આફરો) તુરત મટી જાય છે.

દારૂષટ્ક લેપ—દેવદાર, વજ, કઠ, સુવા, હિંગ, અને સૈંધવને છાશમાં વાટી ગરમ કરીને ચોપડવાથી પેટનું શુળ તથા આફરો મટી જાય છે.

મહાનારાચ રસ—હરડે, ગરમાળો, આમળાં, નેપાળો, કડુ, થેર, નસોતર અને મોથ, એ દરેક ચાર ચાર તોલા લેઇ ૫૧૨ તોલા પાણીમાં ક્વાથ કરી, આઠમા ભાગનું પાણી રહે એટલે તેમાં છાલ્ય વગરનાં નવા નેપાળાનાં બીજ ચાર તોલા લઇ ઝીણા વસ્ત્રની પોટલીમાં બાંધીને ધીરે ધીરે પકાવવાં. ક્વાથ ઘાટો થાય ત્યારે ખરલમાં નાંખી તેમાં આઠ ભાગ નેપાળાનાં બીજ, ત્રણ ભાગ સુંઠ, બે ભાગ મરી, બે ભાગ પારો, અને બે ભાગ ગંધક નાંખીને એક પહોર સુધી ખલવાં. આ મહાનારાચ રસ ટાઢા પાણીમાં એક રતિભાર ખાવાથી આધ્માન, શૂળ, આનાહ, પ્રત્યાધ્માન, ઉદાવર્ત્ત, ગુલ્મ, તથા ઉદરના રોગો મટી જાય છે. રોગનો વેગ મટી ગયા પછી રોગીને દહિ અને સાકર તથા સૈંધવ નાંખીને દહિં ભાત ખવરાવવો.

## પ્રત્યાધ્માનનું લક્ષણ.

विमुक्तपार्श्वहृदयं तदेवामाशयोत्थितम् । प्रत्याध्मानं विजानीयात् कफव्याकुलितानिलम् ॥ विमुक्तपार्श्वहृदयं पार्श्वहृदये विहाय

जातं तद्वोध्मानं कफव्याकुलितानिलं कफेनावरुद्धवातम् ॥

પડખાં તથા હૃદય સિવાય આમાશયમાંથી શરૂ થયેલું, કફ અને વાયુ રોકાઈ ગયો હોય એવું આધ્માનજ પ્રત્યાધ્માન કહેવાય છે.

## પ્રત્યાધ્માનની ચિકિત્સા.

**प्रत्याध्माने समुत्पन्ने कुर्याद्वमनलङ्घने । दीपनादीनि युञ्जीत पूर्ववद्बस्तिकर्म च ॥**

પ્રત્યોધ્માનમાં વમન, લંઘન, અને દીપન, તથા પીચકારી દેવી.

## વાતાષ્ઠીલાનાં લક્ષણ.

**नाभेरधस्तात् सञ्जातः सञ्चारी यदिवा चलः । अष्ठीलावद्घनो ग्रन्थिरूर्ध्वमायत उन्नतः । वाताष्ठीलां विजानीयाद्बहिर्मार्गनिरोधिनीम् ॥**

अष्ठीला वर्तुलः पाषाणखण्डः आयतः दीर्घः वाताष्ठीलेति स्वरूपपरं न तु विशेषपरं व्यावर्त्याभावात् । बहिर्मार्गनिरोधिनीं शिश्नभगगुदनिरोधिनीं तेन मूत्रमरुन्मलावरोधः सूचितः ॥

નાભિની નીચે ગોળ પથ્થર જેવી ઘાટી, ઉંચી, ઉપરના ભાગમાં લાંબી, સ્થિર અથવા ચંચળ વાતાષ્ઠીલા નામની ગાંઠ થાય છે, તેથી લિંગ, યોનિ, અને ગુદા રોકાઇ જાય છે, તેથી વિષ્ટા, મૂત્ર, અને પવન અટકે છે.

## પ્રત્યષ્ઠીલાનું લક્ષણ.

**एतामेव रुजा युक्तां वातविण्मूत्ररोधिनीम् । प्रत्यष्ठीलामिति वदेज्जठरे तिर्यगुत्थितान् ॥** एतामेव अष्ठीलामेव जठरे तिर्यगुत्थितामिति भेदः ॥

વેદના વાળી અને વાયુ તથા વિષ્ટા, અને મૂત્રને રોકનારી ગાંઠ પેટમાં આડી થાય છે, તે પ્રત્યષ્ઠીલા કહેવાય છે.

## વાતાષ્ઠીલા તથા પ્રત્યષ્ઠીલાની ચિકિત્સા.

**अष्ठीलायाः क्रिया कार्या गुल्मस्यान्तरविद्रधेः । चूर्णं हिंग्वादिकश्चात्र पिबेदुष्णेन वारिणा ॥**

**हिङ्गुग्रन्थिकधान्यजीरकवचाचव्याग्निपाठाशटी वृक्षाम्लं लवणत्रयं त्रिकटुकं क्षारद्वयं दाडिमम् । पथ्या पौष्करवेतसाम्लहपुषा योज्यं तदेभिः कृतं चूर्णं भावितमेतदार्द्रकरसैः स्याद्बीजपूरद्रवैरिति ॥**

ગુલ્મ તથા આંતર્વિદ્રધિની જે ચિકિત્સા છે, તેજ અષ્ઠીલામાં પણ કરવી; અને હિંગ્વાદિ ચૂર્ણ ઉના પાણીમાં પીવું.

હિંગ્વાદિ ચૂર્ણ—હિંગ, પીપરીળ, ધાણા, જીરૂં, વજ, ચવક, ચિત્રક, કાળીપાડ, કચૂરો, કોકમ, ત્રિલવણ, ત્રિકટુ, જવખાર, સાજીખાર, દાડમ, હરડે, એરડાનાં મૂળ, અમ્લવેતસ, અને પલાશીનું ચૂર્ણ આદુ તથા બીજોરાંના રસોની ભાવના દેઇને તે ખાવું.

## તુનીનું લક્ષણ.

**अधो या वेदना याति वर्चोमूत्राशयोत्थिता । भिन्दतीव गुदोपस्थं सा तूनी नामतो मता ॥** उपस्थं शिश्नं भगश्च ॥

ગુદા તથા મૂત્રાશયમાથી ઉઠતી અને લિંગ, ગુદા તથા યોનિને ભેદી નાંખતી

હોય એવી વેદના નીચે જતી હોય તેને તૂની કહે છે.

## પ્રતિતુનીનું લક્ષણ.

**गुदोपस्थोत्थिता सैव प्रतिलोमं विधाविता । वेगैः पक्काशयं याति प्रतितूनीति सोच्यते ॥**

अधस्तादुत्थितोर्ध्वगामिनी वेगैर्वेदनावेगैर्मुहुर्मुहुः उत्पस्युपशमोपलक्षितैः सा नामतः प्रतितूनी ॥

ગુદા તથા ઉપસ્થમાંથી ઉઠીને અવળી દોડીને ઉઠતા તથા બેસતા વેગોવાળી વેદના પકવાશયમાં જતી હોય, તે પ્રતિતૂની કહેવાય છે.

## તુની તથા પ્રતિતુનીની ચિકિત્સા.

**तून्याश्च प्रतितून्याश्च प्रशस्ताः स्नेहबस्तयः । पिबेद्वा स्नेहलवणं पिप्पल्यादिमथाम्बुना । उष्णेन रामठक्षारं प्रगाढमथवा घृतम् ॥**

તૂની કે પ્રતિતૂનીમાં સ્નેહની પિચકારી મારવી, અથવા તેલ અને સેંધવ પીવાં, અથવા પિપ્પલ્યાદિ કવાથ પીવો, અથવા હિંગ અને જવખાર ઉના પાણીમાં પીવાં, અથવા સારી પેઠે ઘી પીવું.

## ત્રિકશુલનું લક્ષણ.

**स्फिगस्थ्नोः पृष्ठवंशास्थ्नोर्यः सन्धिस्तत्त्रिकं मतम् । तत्र वातेन या पीडा त्रिकशूलं तदुच्यते ॥**

કુલાનાં બે તથા બરડાનાં બે અસ્થિઓનો જે સંધિ છે, તે ત્રિક કહેવાય છે, તેમાં વાયુની પીડા થાય છે, તે ત્રિક શુલ કહેવાય છે.

## ત્રિકશુલની ચિકિત્સા.

**कारयेद्वालुकास्वेदं त्रिकशूले प्रयत्नतः । यद्वाधस्तात् करीषाग्निं धारयेत् सततं नरः। आभाश्वगन्धाह्पुषा गुडूची शतावरी गोक्षुरकश्च रास्ना । श्यामा शताह्वा च शटी यवानी सनागरा चेति समं विचूर्ण्य। सर्वैः समं गुग्गुलुमत्र दद्यात् क्षिपेदिहाज्यञ्च तदर्द्धभागम् । तद्भक्षयेदर्द्धपिचुप्रमाणं प्रभातकाले पयसाथ यूषैः । मद्येन वा कोष्णजलेन चाथ क्षीरेण वा मांसरसेन वापि । त्रिकग्रहे जानुहनुग्रहे च वाते भुजस्थे चरणस्थिते च। सन्धिस्थिते चास्थिगते च तस्मिन् मज्जास्थिते स्नायुगते च कोष्ठे। रोगान्हरेद्वातकफानुविद्धान् वातेरितान् हृद्ग्रहयोनिदोषान् । भग्नास्थिविद्धेषु च खञ्जतायां सगृध्रसीके खलु पक्षघाते । महौषधं गुग्गुलुमेतमाहुस्त्रयोदशाङ्गं भिषजः पुराणाः ।**

आभा बब्बूलः । तथा च । आभा बब्बूलपर्यायः कथितः कोविदैरिहेति । इति त्रयोदशाङ्गो गुग्गुलुः ॥

ત્રિકશૂલ ઉપર પ્રયત્નથી રેતીનો શેક કરવો, અથવા પલંગ નીચે અડાયાંનો અગ્નિ રાખીને અવિચ્છિન્ન શેક કરવો.

ત્રયોદશાંગ ગુગ્ગુલુ—બાવળ, આસોંદ, પલાશી, ગળો, શતાવરી, ગોખરૂ, રાસ્ના, નસોતર, સૂવા, કચૂરો, અજમો, અને સૂંઠ સમભાગે લેઈ ચૂર્ણ કરીને તેમાં તે સર્વ બરોબર ગૂગળ નાંખવો, અને ગૂગળથી અરધું ઘી નાંખવું. આ ગૂગળ

સવારમાં ઉઠીને દૂધ, યૂષ, મદ્ય, ઉનું પાણી, સાદું પાણી, અથવા માંસરસ સાથે અરધા તોલા ભાર ખાવાથી ત્રિકશૂલ, ગોઠણનું ઝલાઇ જવું, હનુગ્રહ, ભુજામાંનો વાયુ; તેમજ પગ, સાંધા, અસ્થિ, મજ્જા, સ્નાયુ, અને કોઠામાંના વાયુઓ; વાત કફ તથા વાયુના રોગો, સ્તંભ, યોનિદોષ, ભાંગેલાં અસ્થિનો રોગ, વીંધાયાનો રોગ, ખંજતા, ગૃધ્રસી, અને પક્ષાઘાત મટી જાય છે. પ્રાચીન વૈદ્યોએ આ ત્રયોદશાંગ ગુગ્ગુલુને વાયુના રોગો ઉપર મહૌષધ તરીકે ગણેલ છે.

## મુહુર્મૂત્રણ તથા મૂત્ર નિગ્રહનાં નિદાન તથા લક્ષણો.

**मारुतेऽविगुणे बस्तौ मूत्रं सम्यक् प्रवर्त्तते । विकारा विविधाश्चापि तस्मिन् दुष्टे भवन्ति हि ॥** अविगुणे अनुलोमे विकाराः विविधाः मुहुः मुहुर्मूत्रानिग्रहादयः ॥

વાયુ દુષ્ટ ન થયો હોયતો મૂત્રાશયમાંથી મૂત્ર સારી રીતે નીકળી શકે છે, પણ વાયુ દુષ્ટ થાયતો અનેક વિકારો ઉત્પન્ન થાયછે. (મહુર્મૂત્રણ એટલે વારંવાર મુતરવું અને મુત્રનિગ્રહ એટલે મૂત્રની અટકાયત.)

## મુહુર્મૂત્રણ તથા મૂત્ર નિગ્રહની ચિકિત્સા.

**बलामूर्वात्वचं चूर्णं ससितं कर्षसंमितम् । पिबेत् कुडवदुग्धेन मुहुर्मूत्रणशा तये । पथ्याविभीतधात्रीणां चूर्णं चूर्णं मृतायसः । मधुना सह संलीढं मुहुर्मूत्रणशान्तिकृत् । यवक्षारस्य चूर्णन्तु संयोज्य सितया सह । भक्षयेन्नियतं तस्य प्रशमेन्मूत्रनिग्रहः । कूष्माण्डस्य तु बीजानि बीजानि त्रपुसस्य च । बस्तौ सन्धारयेत् तेन प्रशाम्येन्मूत्रनिग्रहः । आमलक्याश्च कल्केन बस्तिभागं प्रलेपयेत् । तेन प्रशाम्यति क्षिप्रं नियमान्मूत्रनिग्रहः । मेहनस्याथ योनेर्वा मुखस्याभ्यन्तरे शनैः । घनसारयुतां वर्त्तिं धारयेन्मूत्रनिग्रहे ॥**

બળદાણા, મોરવેલ્ય, અને તજનું ચૂર્ણ સાકર નાંખીને સોળ તોલા ભાર દૂધ સાથે એક તોલા જેટલું ખાવાથી મુહુર્મૂત્રણ (વારંવાર નીકળતું બહુ મૂત્ર) મટે છે.

ત્રિફળાનું ચૂર્ણ તથા લોહભસ્મ મધમાં ચાટવાથી મુહુર્મૂત્રણ મટે છે.

જવખાર અને સાકર ખાવાથી મૂત્રનિગ્રહ (મૂત્રની અટકાયત) અવશ્ય મટી જાય છે.

કોહોળાંનાં બીજ તથા કાકડીનાં બીજ પેડુ ઉપર રાખવાથી મુત્ર નિગ્રહ મટી જાય છે.

આમલીનો કલ્ક પેડુ ઉપર ચોપડવાથી મૂત્ર નિગ્રહ નક્કી તુરત મટી જાય છે.

લિંગ કે યોનિના મુખમાં ધીરે ધીરે કપૂરની વાટ ખોસવાથી મૂત્ર નિગ્રહ મટી જાય છે.

## ગૃધ્રસીનું લક્ષણ.

**स्फिक्पूर्वोरुकटीपृष्ठजानुजङ्घपदं क्रमात् । गध्रसीस्तम्भरुक्तोदैर्गृह्णाति स्पन्दते मुहुः । वाताद्वातकफाभ्यां साविज्ञेया द्विविधा पुनः । वातजायां भवेत्तोदो देहस्यातीव वक्रता । जानुजङ्घोरुसन्धीनां स्फुरणं स्त-**

म्भता भृशम्। वातश्लेष्मोद्भवायान्तु गौरवं वह्निमार्दवम्। तन्द्रा मुखप्रसेकश्च भक्तद्वेषस्तथैव च॥

गृध्रसी स्फिगादिपदान्तम् स्तम्भरुक्तोदैर्गृह्णाति क्रमात् वृद्धिक्रमात्। तेन यथा यथा वर्द्धते तथा तथा स्फिगादीन्याक्रामति नात्र ग्रहणे निर्देशक्रमनियमः। तथा मुहुः स्पन्दते स्फिगादिषु शिराकम्पं करोतीत्यर्थः॥

કુલાના સાંધાઓ, સાથળ, કમર, વાંસો, ગોઠણ, પીંડીઓ, અને પગમાં સ્તબ્ધતા; સોય ભોંકાયા જેવી વેદના થાય; અને કુલાનાં સાંધાઓની શિરાઓ વારંવાર કંપ્યા કરે; એ રોગ ગૃધ્રસી કહેવાય છે. આ રોગ વધે છે તેમ કુલા વગેરે સાંધાઓને તે વધારે દબાવે છે. વાયુની તથા વાતકફની, એમ બે પ્રકારની ગૃધ્રસી છે. વાયુનીમાં સોય ભોંકાયા જેવી પીડા થાય છે, દેહ બહુ વાંકો થઈ જાય છે, અને પીંડીઓ તથા સાથળ અને ગોઠણના સાંધાઓની શિરાઓ બહુ કંપે છે તથા ઝલાઈ જાય છે. વાતકફની ગૃધ્રસી હોય તો ભારેપણું તથા મંદાગ્નિ થાય છે. તંદ્રા તથા મુખમાં પાણી આવ્યા કરે છે, અને અન્ન ઉપર અરૂચિ થાય છે.

## ગૃધ્રસીની ચિકિત્સા.

गृध्रस्यार्त्तं नरं सम्यक् रेकेन वमनेन वा। ज्ञात्वा निरामं दीप्ताग्निं बस्तिभिः समुपाचरेत्। नादौ बस्तिविधिं कुर्याद्यावदूर्ध्वं न शुध्यति। स्नेहोनिरर्थकः स स्याद्भस्मन्येव हुतं यथा। तैलमैरण्डजं प्रातर्गोमूत्रेण पिबेन्नरः। मासमेकं प्रयोगोऽयं गृध्रस्यूरुग्रहापहः। तैलं घृतञ्चार्द्रकमातुलुङ्गरसं सचुक्रं सगुडं पिबेद्वा। कट्यूरुपृष्ठत्रिकशूलगुल्मगृध्रस्युदावर्त्तहरः प्रयोगः। निष्कुष्यैरण्डबीजानि पिष्ट्वा क्षीरे विपाचयेत्। तत्पानन्तु कटीशूले गृध्रस्यां परमौषधम्। एरण्डमूलं विल्वञ्च बृहती कण्टकारिका। कषायोरुचकोपेतः पीतो वंक्षण बस्तिजम्। गृध्रसीजं हरेत् शूलं चिरकालानुबन्धि च॥ रुचकं सौवर्चलम्॥

गोमूत्रैरण्डतैलाभ्यां कृष्णाचूर्णं पिबेन्नरः। दीर्घकालोत्थितां हन्ति गृध्रसीं कफवातजाम्। सिंहास्यदन्ती कृतमालकानां पिबेत् कषायं रुबुतैलमिश्रम्। यो गृध्रसीनष्टगतिः प्रसुप्तः स शीघ्रगः स्याद्धिकिमत्र चित्रम्। बृहन्निम्बतरोः सारो वारिणा परिपेषितः। स पीतो नाशयेत् क्षिप्रमसाध्यामपि गृध्रसीम्। शेफालिकादलैः क्वाथो मृद्वग्निपरिपाचितः। दुर्वारं गृध्रसीरोगं पीतमात्रः प्रणाशयेत्॥ इति शेफालिका निर्गुण्डी॥

रास्नायास्तु पलञ्चैकं पञ्चकर्षाणि गुग्गुलुः। सर्पिषा वटिकां कृत्वा भक्षयेत् गृध्रसीहरीम्॥ रास्ना गुग्गुलुः॥

रास्नामृतारग्वधदेवदारुत्रिकण्टकैरण्डपुनर्नवानाम्। क्वाथं पिबेन्नागरचूर्णमिश्रं जङ्घोरुपृष्ठत्रिकपार्श्वशूली॥इति रास्नासप्तकक्वाथः॥

पथ्याबिभीतामलकीफलानां शतं क्रमेण द्विगुणाभिवृद्धम्। प्रस्थेन युक्तं च पलंकषाणां द्रोणे जले संस्थितमेकरात्रम्। अ-

द्धावशिष्टं क्वथितं कषायं भाण्डे पचेत्तत् पुनरेव लोहे । अमूनि वह्नेरवतार्य दद्याद्द्रव्याणि संचूर्ण्य पलार्द्धकानि । विडङ्गदन्तीत्रिफलागुडूचीकृष्णात्रिवृन्नागरकोषणानि । यथेष्टचेष्टस्य नरस्य शीघ्रं हिमाम्बुपानानि च भोजनानि । निषव्यमाणो विनिहन्ति रोगान् सगृध्रसीं नूतनखञ्जतांश्च । प्लीहानमुग्रं जठराग्निगुल्मं पाण्डुत्वकण्डूत्वामिवातरक्तम् । पथ्यादिको गुग्गुलुरेष नाम्ना ख्यातः क्षितावप्रमितप्रभावः । बलेन नागेन समं मनुष्यं जवेन कुर्यात् तुरगेण तुल्यम् । आयुः प्रकर्षं विदधाति चक्षुर्बलं तथा पुष्टिकरो विषघ्नः । क्षतस्य सन्धानकरो विशेषाद्रोगेषु शस्तः सकलेषु तज्ज्ञैः॥ इति पथ्यादिगुग्गुलुः ॥

ગૃધ્રસીવાળાને સારી પેઠે વમન વિરેચનો આપીને આમરહિત તથા દીપ્તાગ્નિવાળો કરવો. પછી સ્નેહની પિચકારીઓ મારવી. જ્યાં સુધી બસ્તિક્રિયાથી શુદ્ધ કરવામાં ન આવે, ત્યાં સુધી સ્નેહની પિચકારીઓ રાખમાં હોમની પેઠે વ્યર્થ જાય છે.

એક મહિના સુધી ગોમૂત્રમાં એરંડિયું તેલ સવારમાં પીવાથી ગૃધ્રસી તથા સાથળોનું ઝલાવું મટી જાય છે.

તેલ, ઘી, આદાનો રસ, તથા બીજોરાના રસને મેળવીને તેમાં ચૂકાનો રસ અથવા ગોળ નાંખીને પીવાથી કેડ, સાથળ, વાંસા, અને ત્રિકનાં શૂળો, ગુલ્મ, ગૃધ્રસી, તથા ઉદાવર્ત્ત, એ મટી જાયછે.

એરંડીને ફોલી, વાટી, દુધમાં પકાવીને પીવાથી કમરનાં શુળ તથા ગૃધ્રસી ઉપર તે મહૌષધ રૂપ છે.

એરંડાનાં મૂળ, બીલી, બંને જાતની ભોરીંગણીઓ, એનો કવાથ સંચળ નાંખીને પીવાથી સાથળોના સાંધાઓનાં તથા મૂત્રાશયનાં શૂળો, અને ગૃધ્રસીનું શૂળ, લાંબા કાળથી થયેલ હોય, તોપણ તે મટી જાય છે.

ગોમૂત્ર તથા એરંડિયા તેલમાં પીપરનું ચૂર્ણ નાંખીને પીવાથી લાંબા કાળની અને કફ વાતે કરેલી ગૃધ્રસી હણાઇ જાય છે.

ગૃધ્રસીથી ચાલી નહી શકતો અને જડ થઈ ગયેલો માણસ અરડૂસી, નેપાળો, અને ગરમાળાનો કવાથ એરંડિયું તેલ નાંખીને પીએ તો તે અત્યંત ઝડપથી ચાલનારો થાય છે, એમાં આશ્ચર્ય નથી.

બકાનની અંતરછાલ્ય પાણીમાં વાટીને પીવાથી અસાધ્ય ગૃધ્રસી પણ તરત મટી જાય છે.

કોમળ અગ્નિથી પકાવેલ નગડનાં પાનનો કવાથ પીવાથી અસાધ્ય ગૃધ્રસી પણ તુરતજ મટી જાય છે.

રાસ્નાગુગ્ગુલુ—ચાર તોલા રાસ્ના અને પાંચ તોલા ગુગળની ઘીમાં ગોળી વાળીને ખાવાથી ગૃધ્રસી મટી જાય છે.

રાસ્નાસપ્તક કવાથ—રાસ્ના, ગળો, ગરમાળો, દેવદાર, ગોખરૂ, એરંડો, અને સાટોડીનો કવાથ; સૂંઠનું ચૂર્ણ નાંખીને પીવાથી પીંડીઓ, સાથળો, વાંસો, અને પડખાંનાં શૂળો મટે છે.

પથ્યાદિ ગુગ્ગુલુ—૧૦૦ હરડે, ૨૦૦

બેડાં, ૪૦૦ આમળાં, અને ૬૪ તોલા ભાર ગૂગળને ૧૦૨૪ તોલા પાણીમાં રાત્રે પલાળી રાખીને સવારે તેનો કવાથ કરી અરધું પાણી રહે એટલે તેને લોઢાના વાસણમાં પાછો બીજીવાર પકાવવો. પછી ઉતારીને તેમાં વાવડીંગ, નેપાળો, ત્રિફળા, ગળો, નસોતર, પીપર, સૂંઠ, મરી, એનાં બે બે તોલા ભાર ચૂર્ણ નાંખવાં. આ પથ્યાદિ ગુગ્ગુલુ ખાનારે મન ગમતો વિહાર કરવો. તે ખાઇને ઉપર ટાઢું પાણી પીવું તથા ભોજન કરવું. એથી ગૃધ્રસી, તુરતની ખંજતા, ઉગ્ર બરલનો રોગ, ગુલ્મ, પાંડુરોગ, ચળ, ઉલટી, અને વાતરક્ત હણાઇ જાય છે. પૃથ્વી ઉપર પથ્યાદિ ગુગ્ગુલુ એ નામથી પ્રસિદ્ધ અપાર શક્તિવાળો આ ગૂગળ માણુસને બળમાં હાથી જેવો અને વેગમાં ઘોડા જેવો કરે છે. આયુષ્ય વધે છે, નેત્ર બળવાન્ થાય છે, પુષ્ટિ થાય છે, ઝેર હણાય છે, ભાંગેલ સંધાય છે, અને વિશેષે કરીને તે સર્વ રોગો ઉપર ઉત્તમ ઉપાય છે, એમ વિદ્વાનોએ કહેલું છે.

## ખંજતા તથા પંગુતાનાં લક્ષણો.

**वायुःकट्याश्रितः सक्थ्नः कण्डरामाक्षिपेद्यदा । खञ्जस्तदा भवेज्जन्तुःपङ्गुः सक्थ्नोर्द्वयोर्वधात् ॥** सक्थ्नः कट्यादिगुल्फांतस्य कण्डरां महास्नायुं आक्षिपेत् । गमनादौ कम्पयेत् वधात् गमनादिक्रियाघातात् ॥

કમરમાં રહેલ વાયુ કમરથી ઘૂંટી સુધીના ભાગના મોટા સ્નાયુને ખેંચે છે ત્યારે માણુસ લંગડો થઇ જાય છે. કમરથી ઘુંટી સૂધી બંને સાથળોની ચાલવા વગેરેની ક્રિયા અટકે છે તેને પાંગળો કહે છે.

## ખંજતા તથા પંગુતાની ચિકિત્સા.

**उपाचरेदभिनवं खञ्जं पङ्गुमथापि च । विरेकास्थापनस्वेदगुग्गुलुस्नेहबस्तिभिः ॥**

રોગ તુરતનો હોય તો વિરેચન, નિરૂહ બસ્તિ, સ્વેદનો અને સ્નેહનો કરીને, તથા ગુગળો ખવરાવીને મટાડવો.

## કલાપ ખંજતાનું લક્ષણ.

**कम्पते गमनारम्भे खञ्जन्निव च लक्ष्यते । कलापखञ्जं तं विद्यान्मुक्तसन्धिप्रबन्धनम् ॥** गमनारम्भे कम्पते एतस्य खञ्जादयमेव भेदः कलापखञ्ज इति शास्त्रे रूढा संज्ञा न तु यौगिकी ॥

ચાલતાં પગો ધ્રુજે અને સંધિબંધનો શિથિલ થાય, તે રોગ કલાપ ખંજતા કહેવાય છે.

## કલાપ ખંજતાની ચિકિત્સા.

**क्रमः कलापखञ्जस्य खञ्जपङ्ग्वोरिव स्मृतः । विशेषात् स्नेहनं कर्म कार्यमत्र विचक्षणैः ॥**

કલાપ ખંજતાની ચિકિત્સા ખંજતા અને પંગુતાના જેવીજ કરવી, વિચક્ષણ વૈદ્યે આ કલાપ ખંજતામાં વિશેષે કરીને સ્નેહન કરવું.

## ક્રોષ્ટુકશીર્ષનું લક્ષણ.

**वातशोणितजः शोथो जानुमध्ये महारुजः। ज्ञेयः क्रोष्टुकशीर्षस्तु स्थूलः क्रोष्टुकशीर्षवत्॥** कोष्टुः शृगालः ॥

વાયુ તથા રક્તથી ગોઠણના મધ્યમાં શિયાળના માથા જેવો જાડો અને બહુ પીડાવાળો સોજો ક્રોષ્ટુકશીર્ષ કહેવાય છે.

## ક્રોષ્ટુકશીર્ષની ચિકિત્સા.

**गुग्गुलुं क्रोष्टुशीर्षे तु गुडूचीत्रिफलाम्भसा । क्षीरेणैरण्डतैलं वा पिबेद्वा वृद्धदारकम् ॥**

गुग्गुलुं शुद्धं कर्षमितं गुडूचीत्रिफलाम्भसा । गुडूचीपथ्याविभीतामलकैः समुदितैश्चतुःकर्षमितैः प्रस्थमितेन जलेन पक्काक्काथेनोष्णेन पलद्वयमितेन गुग्गुलुं पिबेत् । एरण्डतैलं कर्षमितं क्षीरेण गव्येन पलपरिमितेन पिबेत् वृद्धदारुकचूर्णं वा दुग्धेन गव्येन पलचतुष्टयमितेन पिबेत् ॥

**रसैस्तित्तिरमांसस्य पीतैर्गुग्गुलुसंयुतैः । वातरक्तक्रियाभिश्च जयेज्जम्बूकमस्तकम् ॥**

ક્રોષ્ટુકશીર્ષ થાયતો ચાર તોલા ત્રિફળાને ગળોના કવાથમાં શુદ્ધ કરેલો ગૂગળ પીવો; અથવા એરંડિયું તેલ દુધમાં પીવું. અથવા વરધારો દૂધમાં પીવો. (એરંડીયું પીવું હોયતો એક રૂપીઆ ભાર અને ગાયનું દૂધ ચાર રૂપીઆ ભાર લેવું. વરધારાના ચૂર્ણ સાથે ૧૬ તોલા ગાયનું દૂધ પીવું.)

તેતરના માંસનો રસ ગૂગળ સાથે પીવો, અને વાતરક્તના ઉપાયો કરીને ક્રોષ્ટુકશીર્ષને જીતી લેવો.

## ખલ્લીનું લક્ષણ.

**खल्ली तु पादजङ्घोरुकरमूलावमोटिनी ॥**

अवमोटिनी परिवर्त्तनशीला ॥

પગ, પીંડીઓ, સાથળ, અને હાથનાં મૂળ ઠરડાઇ જાય છે તેને ખાલી ચઢી કહેવાય છે.

## ખલ્લીની ચિકિત્સા.

**कुष्ठसैन्धवयोः कल्कश्चुक्रतैलसमन्वितः । सुखोष्णो मर्दने योज्यः खल्लीशूलनिवारणः ॥**

કઠ અને સૈંધવના કલ્કમાં ચૂકો તથા તેલ નાંખી જરા ગરમ કરીને શરીરે ચોળવાથી ખાલી ઉતરી જાય છે.

## વાતકંટકનું લક્ષણ.

**रुक्पादे विषमे न्यस्ते श्रमाद्वा जायते यदा । वातेन गुल्फमाश्रित्य तमाहुर्वातकण्टकम् ॥**

પગ વિષમ રીતે મૂકાઇ જવાથી કે શ્રમથી ઘુંટીમાં વાયુ પીડા કરે છે તે વાતકંટક કહેવાય છે.

## વાતકંટકની ચિકિત્સા.

**रक्तावसेचनं कुर्यादभीक्ष्णं वातकण्टके । पिबेदेरण्डतैलं वा दहेत् सूचीभिरेव च ॥**

अभीक्ष्णं पुनःपुनः ॥

વાત કંટકમાં વારંવાર લોહી કઢાવવું અથવા એરંડિયું તેલ પીવું, અગર સોયના ડામ દેવા.

## પાદદાહનું લક્ષણ.

**पादयोः कुरुते दाहं पित्तासृक्सहितोऽनिलः । विशेषतश्चंक्रमणे पाददाहं तमादिशेत् ।**

પિત્ત અને રક્તસહિત વાયુ પગમાં દાહ કરે છે, અને ચાલતી વેળા વિશેષ દાહ થાય છે. તેને પાદદાહ કહે છે.

## પાદદાહની ચિકિત્સા.

**वातरक्तक्रमं कुर्यात् पाददाहे विशेषतः । मसूरविदलैः पिष्टैः शृतशीतेन वारिणा । चरणौ लेपयेत् सम्यक् पाददाहप्रशान्तये। नवनीतेन संलिप्तौ वह्निना परितापितौ । मुच्येते चरणौ क्षिप्रं परितापात् सुदारुणात्॥**

પાદદાહમાં વિશેષે વાતરક્તના ઉપાયો કરવા.

પાણી ઉકાળી ટાઢું કરીને તેથી વાટેલ મસૂરની દાળનો પગ ઉપર લેપ કરવાથી પાદદાહ મટી જાયછે.

પગ ઉપર માખણ ચોપડીને અગ્નિથી શેકવાથી દારુણ પાદદાહ પણ તુરત મટે છે.

## પાદહર્ષનું લક્ષણ.

**हृष्येते चरणौ यस्य भवतश्च प्रसुप्तकौ । पादहर्षः स विज्ञेयः कफवातप्रकोपजः ॥**

हृष्येते रोमाञ्चितौ भवतः प्रसुप्तकौ सिनिसिनीयुक्तौ ॥

કફ તથા વાયુના પ્રકોપથી બંને પગોમાં રોમાંચ (ઝણઝણી) થાય છે, તેને પાદહર્ષ કહેછે.

## પાદહર્ષની ચિકિત્સા.

**पादहर्षे तु कर्त्तव्यः कफवातहरोविधिः॥**

પાદહર્ષમાં કફ તથા વાતહર દવા કરવી.

## આક્ષેપકોનાં લક્ષણો.

**यदा तु धमनीः सर्वाः कुपितोऽभ्येति मारुतः । तदा क्षिपत्याशु मुहुर्मुहुर्देहं मुहुश्चलः । मुहुराक्षेपणाद्वायुराक्षेपक इति स्मृतः ॥**

मुहुर्मुहुर्देहमाक्षिपति गजारूढस्येव पुरुषस्य गात्रं दोलयति । किंविशिष्टो मारुतः मुहुश्चलः वारंवारं सञ्चरणशीलः । अयं वायुराक्षेपक इति स्मृतः देहस्य यन्मुहुराक्षेपणञ्चालनं ततः ॥

**पित्तश्लेष्मान्वितो वायुर्वायुरेव च केवलः॥ कुर्यादाक्षेपकञ्चान्यश्चतुर्थमभिघातजम् ॥**

पित्तान्वितः श्लेष्मान्वितश्च केवलश्च वायुः आक्षेपकत्रितयं कुर्यात् । अन्यश्चतुर्थोऽभिघातजः । अन्यो दण्डाद्यभिघातजो वायुश्चतुर्थमाक्षेपकं कुर्यादित्यर्थः । तत्र केवलवातजस्याक्षेपकस्य लक्षणमाह ॥

**पाणिपादाशिरःपृष्ठश्रोणीः स्तम्भाति मारुतः । दण्डवत् स्तब्धगात्रस्य दण्डकः सोऽनुपक्रमः ॥ अयं वातजाक्षेपको दण्डाख्यः सोऽनुपक्रमः ॥**

स्वस्वभावदिवासाध्यः । अत्र च मुहुर्मुहुराक्षेपणं बोद्धव्यं श्लेष्मान्वितस्य लक्षणमाह ।

**कफान्वितो यदा वायुर्धमनीष्वेव तिष्ठति । स दण्डवत् स्तम्भयति कृच्छ्रोदण्डापतानकः॥**

दण्डापतानकः स आक्षेपको दण्डापतानकाख्यः कृच्छ्रः कष्टसाध्यः अत्र च मुहुर्मुहुराक्षेपणं बोद्धव्यम् । आगन्तुजाक्षेपकस्य लक्षणं सामान्यमेव बोद्धव्यम् ॥

જ્યારે કુપિત વાયુ સર્વે ધમનીઓમાં પેસેછે, ત્યારે માણસનું શરીર હાથી ઉપર બેઠેલા માણસની પેઠે વારંવાર હાલ્યા કરેછે. આમ વારંવાર આક્ષેપ થયા કરવાથી એ રોગને આક્ષેપક કહેવામાં આવે છે.

આક્ષેપકના ચાર ભેદો—પિત્ત સહિત વાયુથી, કફ સહિત વાયુથી, એકલા વાયુથી અને ચોથો અભિઘાતથી, એમ ચાર પ્રકારોથી આક્ષેપક થાયછે.

દંડકાક્ષેપનું લક્ષણ—હાથ, પગ, માથું, વાંસો, તથા ઠાઠું વાયુથી સ્તબ્ધ થઇ જઇને આખું શરીર લાકડી જેવું અક્કડ થઈ જાય, તે દંડકાક્ષેપ કહેવાય છે, અને તે વાયુથી થયેલો આક્ષેપક છે.

દંડાપતાનકાક્ષેપનું લક્ષણ—કફથી વીંટાયલો વાયુ જ્યારે ધમનીઓમાં ફરે છે, ત્યારે તે ધમનીઓને દંડની પેઠે સ્તબ્ધ બનાવી દેછે, તેને દંડાપતાનકાક્ષેપ કહેછે.

## આક્ષેપકોની ચિકિત્સા.

बलामूलकषायस्य दशमूलीशृतस्य च। यवकोलकुलत्थानां क्वाथस्य पयसस्तथा॥ अष्टावष्टौ स्मृता भागास्तैलादेकस्तदेकतः। पचेदावाप्य मधुरं गणं सैन्धवसंयुतम्॥ तथा गुरुं सर्ज्जरसं सरलं देवदारु च। मञ्जिष्ठां पद्मकं कुष्ठमेलां कालाञ्च सारिवाम्॥ मांसीं शैलेयकं पत्रं तगरं सारिवां वचाम्। शतावरीमश्वगन्धां शतपुष्पां पुनर्नवाम्॥ तत्साधु सिद्धं सौवर्णे राजते मृण्मयेऽपि वा। प्रक्षिप्य कलशे सम्यक् स्वनुगुप्तं निधापयेत्॥ एतन्महाबलातैलं प्रयुक्तमविलम्बितम्। सर्वानाक्षेपकादींस्तु वातव्याधीन् व्यपोहति॥ हिक्कां श्वासमधीमन्थं गुल्मं कासं सुदुस्तरम्। षण्मासादुपयुक्तं तदन्त्रवृद्धिञ्च नाशयेत्॥ यथाबलमलं मात्रां सूतिकायै च दापयेत्। या च गर्भार्थिनी नारी क्षीणशुक्रश्च यः पुमान्॥ क्षीणवाते मर्महते ह्यभिघातहते तथा। भग्ने श्रमाभिपन्ने च सर्वथैतत् प्रयुज्यते॥ एतद्धि राज्ञा कर्तव्यं कर्तव्यं राजपूजितैः। सुखिभिः सुकुमारैश्च धनिभिर्मानवैः सदा॥

एकतः एकत्र आवाप्य प्रक्षिप्य॥ इति महाबलातैलम्॥

મહાબલા તૈલ—બળદાણાનાં મૂળનો ક્વાથ તથા દશમૂળનો ક્વાથ, એ દરેકના આઠ આઠ ભાગો; જવ, મરી, અને કળથીનો ક્વાથ આઠ ભાગ; આઠ ભાગ દુધ; અને એક ભાગ તેલ; એ સવને એક વાસણમાં નાંખીને તેમાં જીવનીય ગણના પદાર્થો, સૈંધવ, અગરૂ, રાળ, શરૂ, દેવદાર, મજીઠ, પદ્મકાષ્ઠ, કઠ, એલચી, કાળી ઉપલસરી, જટામાંસી, શિલાજિત, તમાલપત્ર, તગર, ધોળી ઉપલસરી, વજ, શતાવરી, આસોંદ, સુવા, અને સાટોડી નાંખીને તે તેલને પકાવવું. આ મહાબલા તેલને સોનું, રૂપું, અથવા માટીના વાસણમાં સારા બંદોબસ્તથી રાખવું. આ તેલથી આક્ષેપક વગેરે સર્વ વાત રોગોનો નાશ થાયછે. હેડકી, શ્વાસ, અધિમંથ, ગુલ્મ, તથા ઉગ્ર ઉધરસનો પણ એથી નાશ થાય છે. ૭ માસમાં અંત્રવૃદ્ધિ પણ મટી જાય છે. બળ તથા દોષોને અનુસરીને સુવાવડી સ્ત્રીને પણ આ તેલની માત્રા દેવી. સ્ત્રીને ગર્ભ રાખવો હોય, અને વીર્યક્ષય મટાડવો હોય, તેમને પણ આ તેલ સારો ઉપાય છે. ક્ષીણવાત, મર્મ સ્થળમાં વાગવું, બીજી અભિઘાતો, ભાંગેલા ઉપર, થાક ઉપર,

એ સર્વમાં પણ સર્વ રીતે આ તેલનો ઉપયોગ થાય છે. રાજા, તેના માનપાત્ર લોકો, સુખી લોકો, તથા સુકુમાર અને ધનવાન્ લોકોએ હમેશાં આ તેલ કરી રાખવું જોઇએ.

## અંતરાયામનું લક્ષણ.

**अङ्गुलीगुल्फजठरहृद्वक्षोगलसंश्रितः ।**
**स्नायुप्रतानमनिलस्तदाक्षिपति वेगवान् ॥**
**विष्टब्धाक्षः स्तब्धहनुर्भग्नपार्श्वः कफं वमन्।**
**अभ्यन्तरे धनुरिव यदा नमति मानवः ॥**
**यदा सोऽभ्यन्तरायामं कुरुते मारुतो बली॥**

यदा स बली मारुतोऽभ्यन्तरायामं कुरुते तदङ्गुल्यादिसंश्रितोऽनिलः स्नायुरत्रोपलक्षणं शिराकण्ठयोरपि ग्रहणम् । आक्षिपति कम्पयति तदा स मानवः विष्टब्धाक्षः स्तब्धनेत्रः भग्नपार्श्वः भग्नमिव पार्श्वं यस्य सः ॥

બળવાન્ વાયુ અંતરાયામ કરેછે ત્યારે આંગળીઓ, ઘુંટી, પેટ, હૃદય, છાતી, અને કંઠમાંનો વેગ કરીને સ્નાયુઓ, શિરાઓ, તથા કંઠને પણ કંપાવે છે, એથી નેત્રો સ્તબ્ધ થઇ જાય છે, દાઢી સ્તબ્ધ થઇ જાયછે, પડખું ભાંગ્યા જેવું થઇ જાય છે, કફની ઉલટી થાયછે, અને માણસ છાતીએથી કમાનની પેઠે વળીને નમી જાય છે.

## બાહ્યાયામનું લક્ષણ.

**महाहेतुर्बली वायुः सशिराः स्नायुकण्डराः । मन्याः पृष्ठाश्रिताबाह्याः संशोष्यानामयेद्बहिः । यत्र तं बहिरायामं प्रवदन्ति भिषग्वराः । तमसाध्यं बुधाः प्राहुर्वक्षःकट्यूरुभञ्जनम् ॥**

वक्षःकट्यूरुभञ्जनम् तत्रापि यो वक्षःकट्यूरून् भुनक्ति संमर्दयति तमसाध्य प्राहुः ॥

મહાન્ કારણોથી પ્રબળ થયેલો વાયુ શિરા, સ્નાયુ, કંડરાઓ, ઓડ તથા વાંસામાં હોય છે, તેમને સૂકવીને માણસને પીઠમાં ખાડો પાડીને વાંકોવાળી કમાનની પેઠે નમાવી દેછે, એ રોગને ઉત્તમ વૈદ્યોએ બાહ્યાયામ કહેલો છે. આ રોગ અસાધ્ય છે, અને છાતી, કમર, તથા સાથળનું મર્દન થતું હોય તો તે અત્યંત અસાધ્ય છે.

## અંતરાયામ તથા બાહ્યાયામની ચિકિત્સા.

**बाह्यायामेऽन्तरायामे विधेयार्दितवत् क्रिया ॥**

અંતરાયામ તથા બાહ્યાયામની ચિકિત્સા અર્દિતના જેવી કરવી.

## ધનુર્વાતનું લક્ષણ.

**धनुस्तुल्यो नमेद्यस्तु स धनुःस्तम्भसंज्ञितः । विवर्णबद्धवदनः स्रस्ताङ्गो नष्टचेतनः। प्रस्विद्यंश्च धनुःस्तम्भो दशरात्रं न जीवति॥**

अन्तरायामेऽङ्गुल्यादिष्वाक्षेपः स्तब्धाक्षत्वादिकञ्च भवति । धनुःस्तम्भे तु धनुर्वत् नमनमात्रमित्येतयोर्भेदः । विवर्णबद्धवदनः बंधोऽत्र चिबुकस्य ज्ञेयः ॥

ધનુષ્યની પેઠે નમી જવાય છે તેને ધનુઃસ્તંભ કહે છે. તેમાં વિવર્ણ અને મુખ નમેલી હડપચીવાળું થાય છે, પર-

ડેવાથી ભીંજાઇ જવાય છે, તથા બેભાની અને અંગોનું શિથિલપણું થાય છે. આ રોગવાળો દશ રાત્રીની અંદર મરી જાય છે.

અંતરાયામમાં આંગળીઓ વગેરે ખેંચાય છે અને આંખો સ્તબ્ધ થાય છે, પણ ધનુર્વાતમાં તો ફક્ત કમાનની પેઠે વળવું થાય છે. એટલો એ બેમાં ભેદ છે.

## કુબ્જકનું લક્ષણ.

**हृदयं यदि वा पृष्ठमुन्नतं क्रमशः सरुक्। क्रुद्धो वायुर्यदा कुर्यात् तदा तं कुब्जमादिशेत् ॥**

यदेत्युक्त्वा यदि वेति विकल्पार्थस्तेन न पुनरुक्तिदोषः। ननु अन्तरायामः क्रोडनतो भवति। बहिरायामः पृष्ठतो भवति ताभ्यामस्य को भेदः॥ उच्यते। अन्तरायामबहिरायामयोः प्रकृतस्यैवान्तःशरीरस्य बहिःशरीरस्य च नमनमत्र तु हृदयं पृष्ठं वा शरीराद्बहिर्भवतीति भेदः ॥

ક્રમસર હૃદય અથવા પીઠને ઉંચાં કરી વેદના કરે છે તેવા રોગને કુબ્જક કહે છે. (કોઇ કહેશે કે છાતીમાંથી નમી જવાય છે તે અંતરાયામ અને વાંસામાંથી નમી જવાય છે તે બાહ્યાયામ એ બન્ને કરતાં કુબ્જકમાં શી જુદાઇ છે? તેનું સમાધાન કે—અંતરાયામ અને બાહ્યાયામમાં શરીર જેમનું તેમજ રહે છે. અને છાતીથી તથા વાંસામાંથી નમે છે, પરંતુ કુબ્જકમાં તો છાતી અથવા વાંસો શરીરના ભાગથી બહાર નીકળી જાય છે.

## ધનુર્વાત તથા કુબ્જકની ચિકિત્સા.

**बाह्यायामेऽन्तरायामे धनुःस्तम्भे च कुब्जके। योज्यं प्रसारणीतैलं तेन तेषां शमो भवेत्। वातव्याधिषु सामान्या याः क्रियाः कथिताः पुरा। कर्त्तव्या एव ताः सर्वास्तैलमेतद् विशेषतः ॥**

બાહ્યાયામ, અંતરાયામ, ધનુર્વાત, અને કુબ્જકમાં પ્રસારણી તૈલનો ઉપયોગ કરવાથી તેઓ મટે છે. વાત વ્યાધિઓની સામાન્ય ચિકિત્સા જે પ્રથમ કહેલી છે, તે સર્વે કરવી, અને તેમાં વિશેષમાં આ તેલ છે.

## અપતંત્રનું લક્ષણ.

**क्रुद्धः स्वैः कोपनैर्वायुः स्थानादूर्ध्वं प्रपद्यते। पीडयन् हृदयं गत्वा शिरः शङ्खौ च पीडयन्। धनुर्वन्नमयेद्गात्राण्याक्षिपेन्मोहयेत्तथा। स कृच्छ्रादुच्छ्वसेद्दूर्ध्वः स्तब्धाक्षोऽथ निमीलकः। कपोत इव कूजेच्च निःसंज्ञः सोऽपतन्त्रकः ॥**

स्थानात् पक्वाशयात् ऊर्ध्वं शिर उद्दिश्य आक्षिपेत् चालयेत् अथ निमीलकः। अथवा निमीलिताक्षः। यत्रैतानि भवंति सोऽपतन्त्रकः॥

પોતાનાં કારણોથી કોપ પામેલ વાયુ સ્વસ્થાનથી ઊંચો ચઢે છે, અને હૃદયમાં જઇને ત્યાં તથા માથું અને લમણાંમાં પીડા કરીને ધનુષ્યની પેઠે ગાત્રોને નમાવી દે છે, તથા આક્ષેપ અને મોહ કરે છે; તેથી કષ્ટથી ઊંચો શ્વાસ ચાલે છે અને નેત્રો સ્તબ્ધ અને મિચીલિત થઈ જાય છે. કપોતની પેઠે કૂજન કરે છે, તથા સંજ્ઞારહિત થાય છે. આને અપતંત્ર કહે છે.

## અપતંત્રની ચિકિત્સા.

**अथापतन्त्रकेनार्त्तमातुरं नापतर्पयेत् । निरूहवस्तिं वमनं सेवयेन्न कदाचन ॥ श्वसनाः कफवाताभ्यां रुद्धास्तस्य विमोक्षयेत् । तीक्ष्णैः प्रधमनैः संज्ञां तासु मुक्तासु विन्दति ॥** श्वसनाः प्रश्वासोच्छ्वासवहा धमनीः॥

**मरिचं शिग्रुबीजानि विडङ्गञ्च फणिज्जकम् । एतानि सूक्ष्मचूर्णानि दद्यात् शीर्षविरेचने ॥**

फणिज्जको मरुवकः ॥ इति मरीचादि नस्यम् ॥

**हरीतकी वचा रास्ना सैन्धवं साम्लवेतसम् । घृतमार्द्रकसंयुक्तमपतन्त्रकनाशनम् ॥ आम्लवेतसकाभावे चुक्रं दातव्यमीरितम् ॥**

અપતંત્રવાળાને તૃપ્તિ વિરૂદ્ધ ક્રિયાઓ કરવી નહિ, અને નિરૂહ બસ્તિ કે વમન તો કદી કરાવવું નહિ; પણ કફ તથા વાયુથી રોકાયલી શ્વાસ ચલાવનારી નાડીઓને તીક્ષ્ણ નસ્યો આપીને છુટી કરવી, તેમ થવાથી સંજ્ઞા પ્રાપ્ત થાય છે.

## મરિચાદિ નસ્ય.

માથાને ખાલી કરવા માટે મરી, સરગવાનાં બીજ, વાવડીંગ, અને મરવાનું બારીક ચૂર્ણ સુંઘાડવું.

## હરીતક્યાદિ.

હરડે, વજ, રાસ્ના, સૈંધવ, અમ્લવેતસ અથવા ચૂકો, ઘી, અને આદાના રસથી અપતંત્રનો નાશ થાય છે.

## અપતાનકનું લક્ષણ.

**दृष्टिं संस्तभ्य संज्ञां च हत्वा कण्ठेन कूजति । हृदि मुक्ते नरः स्वास्थ्यं याति मोहाद्वृते पुनः । वायुना दारुणं प्राहुरेके तमपतानकम् । गर्भजातनिमित्तश्च शोणितातिस्रवाच्च यः । अभिघातनिमित्तश्च न सिध्यत्यपतानकः ॥**

दृष्टिं रूपग्रहणशक्तिं संस्तभ्य नाशयित्वा ॥

દૃષ્ટિ સ્તબ્ધ થઇ જઇને સંજ્ઞારહિત થઈ જવાય, કંઠમાં ઘોંઘાટ થાય, અને હૃદય છૂટું થાય ત્યારે જરા સ્વસ્થતા થાય, પણ પાછો તુરત મોહ થાય છે. આ વાયુનું દરદ અપતાનક કહેવાય છે. ગર્ભ રહેવાથી, લોહી બહુ જવાથી, અને મારથી થયેલ અપતાનક અસાધ્ય ગણાય છે.

## અપતાનકની ચિકિત્સા.

**अथापतानके नार्त्तमस्रुताक्षमवेपनम् । अखट्वापातिनं चैव त्वरया समुपाचरेत् । अपतानकिने शस्तं दशमूलीशृतं जलम् । पिप्पलीचूर्णसंयुक्तं जीर्णे मांसरसौदनम् । तैलेन मर्दनं चैव तथा तीक्ष्णं विरेचनम् । स्रोतोविशोधनं पश्चात् सर्पिःपानं हितं स्मृतम् । हन्त्यभुक्तवता पीतमम्लं दध्यपतानकम् । मरिचेन समायुक्तं स्नेहबस्तिरथापि वा ॥**

અપતાનકવાળાને નેત્રમાંથી પાણી ઝરતાં ન હોય, કંપ થયો ન હોય, અને ખાટલે પડયો ન હોય, તે પહેલાંથીજ તેની ચિકિત્સા તુરત કરવી.

અપતાનકવાળાને દશમૂલીનો ક્વાથ પીપર નાંખીને પાવો. એ ક્વાથ પ-

ચી ગયા પછી માંસના રસ સહિત ભાત ખવરાવવો, તેલ ચોળવું, તીક્ષ્ણ વિરેચન દેવું, અને પછી ઘી પાવું, એટલે સોતો સાફ થઈ જાય છે.

જમ્યા પહેલાં મરીનું ચૂર્ણ નાંખીને ખાટું દહિં પીવાથી અપતાનક મટી જાય છે. સ્નેહની પિચકારી મારવાથી પણ અપતાનક મટી જાય છે.

## પક્ષાઘાતનું લક્ષણ.

**गृहीत्वार्धं तनोर्वायुः शिराः स्नायूर्विशोष्य च । पक्षमन्यतमं हन्ति सन्धिबन्धान् विमोक्षयन् ॥ कृत्स्नोऽर्धकायस्तस्य स्यादकर्मण्यो विचेतनः । एकाङ्गवातं तं केचिदन्ये पक्षवधं विदुः ॥**

अर्धम् अर्धनारीश्वरवत् पक्षं बाहुपार्श्वोरुजङ्घादिभागम् । अन्यतमं वामं दक्षिणं वा विमोक्षयन् शिथिलीकुर्वन् अकर्मण्यः कर्मासमर्थः विचेतनः ईषत् स्पर्शादि ज्ञानयुक्तः ॥

વાયુ શરીરનાં અરધા ભાગને પકડીને શિરાઓ તથા સ્નાયુઓને સૂકવી નાંખીને, સંધિ બંધનોને ઢીલાં કરી નાંખીને, જમણા કે ડાબા પડખાને હણી નાંખે છે, તેથી અરધી કાયા તમામ રીતે કામ કરવાને અશક્ત થઈ જાય છે, અને સ્પર્શ વગેરેનું જ્ઞાન પણ અલ્પ થઇ જાય છે, આ રોગને કેટલાક પક્ષાઘાત કહે છે, કેટલાક એકાંગવાત કહે છે, અને કેટલાક પક્ષવધ કહે છે.

## દોષોના સંસર્ગનું વિવેચન.

**दाहसन्तापमूर्छाः स्युर्वायौ पित्तसमन्विते । शैत्यशोथगुरुत्वानि तस्मिन्नेव कफान्विते ॥**

दाहो बाह्यः सन्तापः आभ्यन्तरः । एतल्लक्षणमन्यत्रापि वातव्याधौ बोद्धव्यं सामान्यतो वायाविति निर्दिष्टत्वात् ॥

જો વાયુ પિત્તસંયુક્ત હોય તો દાહ, સંતાપ, અને મૂર્છા થાય છે. તેમાં કફ હોય તો શીત, સોજા, અને ભારેપણું હોય છે.

## પક્ષાઘાતની સાધ્યાસાધ્યતા.

**शुद्धवातहतं पक्षं कृच्छ्रसाध्यतमं विदुः । साध्यमन्येन संयुक्तमसाध्यं क्षयहेतुकम् ॥**

शुद्धः केवलः । अन्येन पित्तेन कफेन वा । क्षयहेतुकं क्षयो धातुक्षयस्तत्कुपितवातानिमित्तकम् ॥

**गर्भिणीसूतिकाबालवृद्धक्षीणेष्वसृक्क्षये । पक्षाघातं परिहरेद्वेदनारहितो यदि ॥**

वेदनारहितो यदीति भिन्नमसाध्यलक्षणम् ॥

એકલા વાતથી જ પક્ષાઘાત થયેલો હોય તો તે કષ્ટસાધ્ય છે, બીજા દોષોના સાધ્ય છે, અને ક્ષય સહિત હોય તો તે અસાધ્ય છે. ગર્ભિણી, સુવાવડી, બાળક, વૃદ્ધ, નબળો, તથા રક્તક્ષયવાળાનો પક્ષાઘાત પણ અસાધ્ય છે, માટે તેની ચિકિત્સા કરવી નહિ. વેદના વગરના પક્ષાઘાતની પણ ચિકિત્સા કરવી નહિ.

## પક્ષાઘાતની ચિકિત્સા.

### માષાદિ ક્વાથ.

**माषात्मगुप्तावातारिवाट्यालकजटाशृतम् । हिङ्गुसैन्धवसंयुक्तं पक्षाघातं विनाशयेत् ॥ माषिके हिङ्गुसिन्धूत्थे जरणाद्यास्तु शाणिकाः ॥**

माषादिक्वाथः ॥

**ग्रन्थिकाग्निकणाशुण्ठीरास्नासैन्धवकल्कितम् । माषक्वाथशृतं तैलं पक्षाघातं व्यपोहति ॥** ग्रन्थिकादितैलम् ॥

**माषात्मगुप्तातिविषारुवूकरास्नाशताह्वालवणैः सुपिष्टैः । चतुर्गुणे माषबलाकषाये तैलं शृतं हन्ति हि पक्षघातम् ॥**

इति माषादितैलम् ॥

અડદ, કૌચાં, એરંડો, અને મહાબલાનાં મૂળનો ક્વાથ હિંગ તથા સૈંધવ નાંખીને પીવાથી પક્ષાઘાત મટી જાય છે. હિંગ તથા સૈંધવ પાંચ પાંચ રતિભાર તથા જીરૂં વગેરે હોય તો તે ચોવીસ રતિભાર લેવાં.

## ગ્રંથિકાદિતૈલ.

પીપરીમૂળ, ચિત્રક, પીપર, સૂંઠ, રાસ્ના, અને સૈંધવનો કલ્ક નાંખીને અડદના ક્વાથમાં પકાવેલું તેલ પક્ષાઘાતને મટાડી દે છે.

## માષાદિતૈલ.

અડદ, કૌચાં, અતિવિષ, એરંડો રાસ્ના, સૂવા, અને સૈંધવનો કલ્ક નાંખીને અડદ તથા બળદાણાના ચોગણા ક્વાથમાં પકાવેલું તેલ પક્ષાઘાતને હણી નાંખેછે.

## સર્વાંગવાતનું લક્ષણ.

**सर्वाङ्गपवने क्रुद्धे गात्रस्फुरणभञ्जने । वेदनाभिः परीताश्च स्फुटन्तीवास्य सन्धयः॥**

सन्धयो वेदनापरीता युताः स्फुटन्तीव ॥

આખા દેહમાં વાયુ કોપ્યો હોય તો સર્વ શિરાઓ કંપે છે, ગાત્રો ભાંગી જાય છે, અને વેદના યુક્ત સાંધાઓ ફાટી પડતા જણાય છે. આ રોગ સર્વાંગવાત કહેવાય છે.

## સર્વાંગવાતની ચિકિત્સા.

**सर्वाङ्गगतमेकाङ्गगतश्चापि समीरणम् । तैलावगाहनं हन्ति तोयवेगमिवाचलः ॥**

પાણીના વેગને જેમ પર્વત હણે છે, તેમ તેલની કોઠીમાં બેસવાથી સર્વાંગવાત અને પક્ષાઘાત હણાઈ જાય છે.

## બાકીના વાતવ્યાધિઓ વિષે.

**स्थाननामानुरूपैश्च लिङ्गैः शेषान् विनिर्दिशेत् । सर्वेष्वेतेषु संसर्गं पित्ताद्यैरुपलक्षयेत् । प्रथमं ह्रस्वकेशत्वंततो वाचालतापि च । आटोपः पार्श्वशूलश्च पुरीषस्यातिगाढता । तथा मलाप्रवृत्तिश्च कम्पः स्तम्भश्च रूक्षता । कार्श्यं कार्ष्ण्यश्च शैत्यश्च लोमहर्षो व्यथा तथा । तोदो भेदः शिरास्फूर्तिरङ्गमर्दोऽङ्गशुष्कता । सङ्कोचश्चाङ्गविभ्रंशो मोहश्चश्चलचित्तता । निद्रानाशः स्वेदनाशो बलहानिश्च भीरुता । शुक्रक्षयो रजो नाशो गर्भनाशः परिश्रमः ॥**

आटोपो गुडुगुडाशब्दः । तोदः सूचीव्यधनेनेव पीडा । भेदो विदारणेनेव व्यथा । अङ्गविभ्रंशः अङ्गस्य स्थानत्यागेन स्खलनं । निद्रानाशो निद्राल्पत्वमपि । गर्भनाशः आमगर्भपातः गर्भशय्यायां वाताधिष्ठानाद्गर्भाग्रहणमिति जैज्जटः । परिश्रमः आयासं विना श्रमः ॥

સ્થાન તથા નામો પ્રમાણે લક્ષણોથી બાકીનાવાત વ્યાધિઓને જાણી લેવા. એ

સર્વમાં-પિત્ત વગેરેનો સંસર્ગ પણ સમજી લેવો. પ્રથમ હ્રસ્વકેશત્વ, પછી વાચાલતા, આટોપ ( પેટમાં ગડગડાટ થાયતે ), પાર્શ્વશૂળ, પુરીષાતિગાઢતા ( વિષ્ટાનું કઠણુપણું ), મલાપ્રવૃત્તિ ( ઝાડાની કબજીયત ), કંપ, સ્તંભ ( શરીર અકડાઈજાયતે), રૂક્ષતા, કાર્શ્ય(દુબળા પણું), કાર્ષ્ર્ય (કાળાપણું ), શૈત્ય ( શીતળતા ), લોમહર્ષ ( રોમ ઉભાં થાય છે ), વ્યથા, તોદ ( શરીરમાં સોય ભોકાયા જેવી પીડા ), ભેદ ( શરીર ચીરાવા જેવી પીડા ), શિરઃસ્ફૂર્તિ, અંગમર્દ, અંગશુષ્કતા, સંકોચ, અંગવિભ્રંશ, મોહ, ચંચળચિત્તતા, નિદ્રાનાશ, સ્વેદનાશ, બલહાનિ, ભીરૂતા, શુક્રક્ષય, રજોનાશ, ગર્ભનાશ, અને પરિશ્રમ એટલા છે.

## બાકીના વાત વ્યાધિઓની ચિકિત્સા.

**सामान्यवातरोगाणां या चिकित्सा प्रवक्ष्यते । एषां सैव विधातव्या तयैते यान्ति संक्षयम् ॥**

સામાન્ય વાતરોગોની જે ચિકિત્સા કહેલી છે, તેજ આમાંપણ કરવાથી તેઓ શમે છે.

## બીજા પણ વિશેષ ભેદો.

**एवं विधानि रूपाणि करोति कुपितोऽनिलः। हेतुस्थानविशेषेण भवेद्रोगविशेषकृत्॥**

एवंविधानि रूपाणि शिरोग्रहादीनि अशीतिः॥

એ રીતે કોપ પામેલો વાયુ એંશી રૂપો ઉત્પન્ન કરે છે, છતાં હેતુ અને સ્થાન વિશેષથી બીજા પણ રોગો થાય છે.

## હેતુભેદો પ્રમાણે વાત વ્યાધિના ભેદ.

**उदाने पित्तसंयुक्ते दाहो मूर्च्छा भ्रमः क्लमः । अस्वेदहर्षौ मन्दाग्निः शीतता च कफावृते । प्राणे पित्तावृते छर्दिर्दाहश्चैवोपजायते । दौर्बल्यं सदनं तन्द्रा वैरस्यञ्च कफावृते ॥** प्राणो हृदयाश्रयो वायुः ॥

**स्वेदो दाहस्तृषा मूर्च्छा समाने पित्तसंयुते। कफेन सक्ते विण्मूत्रे गात्रहर्षश्च जायते ॥**

कफेन संयुक्ते समाने विण्मूत्रे सक्तेऽवरुद्धे भवतः । गात्रहर्षो रोमाञ्चः ॥

**अपाने पित्तसंयुक्ते दाहौष्ण्यं रक्तमूत्रता। अधःकाये गुरुत्वञ्च शीतता च कफावृते॥**

गुदाश्रयोऽपानः ॥

**व्याने पित्तावृते दाहो गात्रविक्षेपणं क्लमः । स्तम्भोऽथ दण्डकश्चापि शूलशोथौ कफावृते ॥** दण्डक आक्षेपकभेदः ॥

પિત્ત સાથે ઉદાનવાયુ મળવાથી દાહ, મૂર્ચ્છા, ભ્રમ, અને ગ્લાનિ, થાય છે; કફ સાથે મળવાથી પરસેવાનો નાશ, રોમહર્ષ, મંદાગ્નિ, અને શરીરમાં શીતતા થાય છે; પિત્ત સાથે પ્રાણવાયુ મળવાથી ઉલટી અને દાહ થાય છે; કફ સાથે મળવાથી દુર્બળતા, ગ્લાનિ, તંદ્રા, અને વૈરસ્ય થાય છે. પિત્ત યુક્ત સમાન વાયુથી સ્વેદ, દાહ, તૃષા, મૂર્ચ્છા, એ થાય છે; કફ સહિત હોય તો વિષ્ટા મૂત્રની અટકાયત અને રૂંવાડાં ઉભાં થાય છે.પિત્ત સાથે અપાન વાયુ મળે છે તો દાહ, ઉષ્ણતા, અને મૂત્રમાં રક્તતા, એ થાય છે; કફ હોય તો નીચેના

શરીરમાં ભારેપણું તથા શીતપણું આવે છે. પિત્ત સાથે વ્યાનવાયુ હોય તો દાહ, હાથ પગ પછાડવા, અને ગ્લાનિ થાય છે; કફ સાથે હોય તો સ્તંભ, દંડકાક્ષેપ, શૂળ, અને સોજો હોય છે.

## હેતુઓના ભેદોના વાત વ્યાધિઓની ચિકિત્સા.

**वाते सपित्ते कुर्वीत वातपित्तहरीं क्रियाम् । सकफे तत्र कुर्वीत वातश्लेष्महरीं क्रियाम् ॥**

પિત્ત સહિત વાયુમાં વાત પિત્ત હર ઉપાયો કરવા, અને કફ સહિત હોય તો વાત કફ હર ક્રિયાઓ કરવી.

## સ્થાન ભેદો વિષે રસ વગેરે ધાતુઓમાં રહેલા વાયુનાં લક્ષણ.

**त्वग् रूक्षा स्फुटिता सुप्ता कृशा कृष्णा च तुद्यते । आतन्यते सरागा च सर्वरुक् त्वग्गतेऽनिले ॥** सर्वरुक् सप्तत्वग्व्यथा त्वग्गते त्वक्शब्देनात्र रस उच्यते । त्वगाधारत्वात् तेन रसगतेत्यर्थः ॥

**रुजस्तीव्राः ससन्तापो वैवर्ण्यं कृशता रुचिः ॥ गात्रे चारुंषि भुक्तस्य स्तम्भश्चासृग्गतेऽनिले ॥** अरुंषि व्रणानि भुक्तेत्यत्राध्यवसितादित्वात् कर्तरिक्तः तेन भुक्तवतः स्तम्भः सन्तर्पणेन रक्तवृद्धेः ॥

**गुर्वङ्गं तुद्यते स्तब्धं दण्डमुष्टिहतं यथा । सरुक् स्तिमितमत्यर्थं वाते मांससमाश्रिते ॥** दण्डमुष्टिताडितामिव तुद्यते स्तिमितं निश्चलमित्यर्थः । मांसमेदसोर्गतवातयोरेकलिङ्गत्वम् अदूरान्तरेण । प्रत्यासत्तेराश्रयप्रभावात् ॥

**तथा मेदाश्रितः कुर्यात् ग्रन्थीन् मन्दरुजो व्रणान् ॥** तथा मेदःश्रितः मांसगतवत् । दरेण प्रत्यासत्तेरस्थि रूपाया मेदाच्च कुर्याद् ग्रन्थीनित्यादिर्विशेषः ॥

**भेदोऽस्थिपर्वणां सन्धिशूलं मांसबलक्षयः । अस्वप्नः सन्तता रुक् च वाते दुष्टेऽस्थिसंस्थिते । वाते मज्जागते पीडा न कदाचित् प्रशाम्यति ॥** मज्जागतेऽस्थिगतवत् स्यात् अयं विशेषः पीडेति ॥

**क्षिप्रं मुञ्चति बध्नाति शुक्रं गर्भमथापि वा । विकृतिं जनयेच्चापि शुक्रस्थः कुपितोऽनिलः ॥** शुक्रं बध्नाति स्खलयत्येव न गर्भे क्षिप्रं मुञ्चति । आममेव पातयाति बध्नाति मूढं करोति च वातदुष्टा शुक्रारब्धत्वात् विकृतिं शुक्रस्य वर्णान्तरत्वादिरूपाम् गर्भस्य विकृताकृत्वादिरूपां जनयाति ॥

વાયુ રસમાં રહેલ હોય તો ચામડી રૂક્ષ, ફાટેલી, જડ, પાતળી, કાળી, સોઇથી ભોંકાયા જેવી, પીડાવાળી, લડખડતી, અને રતાશવાળી થાય છે; અને સાતે ત્વચાઓમાં પીડા થાય છે. વાયુ રક્તમાં રહેલ હોય તો તીવ્ર પીડા, સંતાપ, વર્ણનું બગડી જવું, દુર્બળતા, અરૂચિ, શરીરમાં વ્રણો, અને જમ્યા પછી તૃપ્તિથી રક્ત વધવાથી સ્તબ્ધપણું થાય છે. વાયુ માસમાં રહેલ હોય તો અંગનું ભારેપણું, લાકડી કે મુઠીના પ્રહાર જેવી વેદના, સ્તબ્ધત

માંસમાં વ્યથા, તથા તે નિશ્ચળ થઈ જાય છે. વાયુ મેદમાં રહેલો હોય તો માંસમાં રહેલ વાયુના જેવાં જ લક્ષણો હોય છે, અને થોડી પીડાવાળી ગાંઠો અને વ્રણો થાય છે. અસ્થિનો વાયુ દુષ્ટ હોય તો હાડકાંના સાંધાઓમાં ભેદ, સાંધાઓમાં શૂળ, માંસ અને બળનો ક્ષય, નિદ્રા ન આવવી, બહુ પીડા, એ થાય છે. મજ્જાના વાયુની પીડા કદી પણ મટતી જ નથી. વીર્યના વાયુના કોપથી વીર્યપાત થતો નથી, કાચા ગર્ભને પાડી નાંખે છે તથા મૂઢ કરી નાંખે છે, વીર્યનો વર્ણ બદલાવી નાંખવો વગેરે વિકાર કરે છે અને ગર્ભમાં અંગો બગાડી નાંખવાનો વિકાર કરે છે. વાયુથી દુષ્ટ થયેલા વીર્યથી ગર્ભ ઉત્પન્ન થયેલો હોવાથી તેનો પાત કરે છે.

## આ ભેદોની ચિકિત્સા.

**वायौ त्वगाश्रिते स्नेहाभ्यङ्गं स्वेदश्च कारयेत् । रक्तस्थे शीतलान् लेपान् विरेकं रक्तमोक्षणम् । मांसमेदोगते वाते सविरेकं निरूहणम् । अस्थिमज्जागते स्नेहं बहिरन्तश्च योजयेत् । केतकनागबलातिबलानां यद्बहुलेन रसेन विपक्कम् । तैलमनल्पतुषोदकसिद्धं मारुतमस्थिगतं विनिहन्ति ॥**

इति केतकादि तैलम् ॥

**हर्षोऽन्नपानं शुक्रस्थे बलशुक्रकरं हितम् ॥**

રસમાં રહેલા વાયુ માટે સ્નેહનો અભ્યંગ અને સ્વેદન કરવું; રક્તના વાયુ માટે શીતળ લેપો, વિરેચન, અને લોહી કઢાવવાનું કરવું; માંસ તથા મેદના વાયુ માટે વિરેચન સહિત નિરૂહ બસ્તિ દેવી; અસ્થિ અને મજ્જામાંના વાયુ માટે બહાર તથા અંદર સ્નેહ આપવો.

કેતકાદિતૈલ—કેવડો, નાગબલા, તથા અતિબલાના ઘણા સ્વરસથી, અને ઘણા તુષોદકથી પકાવેલું કેતકાદિતૈલ વાપરવાથી અસ્થિમાં રહેલો વાયુ હણાઇ જાય છે. વીર્યમાં રહેલા વાયુ ઉપર આનંદ રાખવો, તથા બળ અને વીર્ય વધારનાર પ્રયોગો કરવા.

## બીજા સ્થાન ભેદો.

**वाते कोष्ठाश्रिते दुष्टे निग्रहो मूत्रवर्चसोः । ब्रध्नहृद्रोगगुल्मार्शः पार्श्वशूलश्च जायते ॥**

**(कोष्ठलक्षणमाह) स्थानान्यामाग्निपक्कानां मूत्रस्य रुधिरस्य च । हृदुन्दुकः फुप्फुसश्च कोष्ठ इत्यभिधीयते ॥**

उन्द्रकः पोठ इति लोके । एतेन कोष्ठशब्देन सर्वे एवाऽऽशयाः कथ्यन्ते । तथापि विशेषार्थमामाशयादिगतवातलक्षणान्यपि पृथक् वक्ष्यन्ते ॥

**( अथ तस्य चिकित्सा ) पाचनीयै रसैर्युक्तैरन्यैर्वा पाचयेन्मलान् । विशेषतः पिबेत् क्षीरं नरः कोष्ठगतेऽनिले ॥**

**( अथामाशयगतस्य वातस्य लक्षणमाह चरकः— ) हृत्पार्श्वोदरनाभीरुक्तृष्णोद्गारविसूचिकाः । कासः कण्ठस्य शोषश्च श्वासश्चामाशयेऽनिले ॥**

**( आमाशयस्य लक्षणमाह चरकः ) । नाभिस्तनान्तरं जन्तोराहुरामाशयं बुधाः॥इति॥**

**( अथ तस्य चिकित्सा ) आमाश-**

यस्थे ऽत्वनिले प्रशस्तं प्राग् लङ्घनं दीपनपाचनञ्च । प्रच्छर्दनं तीक्ष्णविरेचनं वा मुद्गा यवाः शालियुताः पुराणाः । भूतीकपथ्यासटिपुष्कराणि बिल्वामृतादारुकनागराणि । उग्रा विषा मागधिकाविडानि क्वाथास्त्रयः सामसमीरणघ्नाः ॥

भूतीकः रोहिषः सुगन्धतृणविशेषस्तदलाभे उशीरं ग्राह्यम् । पुष्करं पुष्करमूलम् । दारुकं देवदारु । उग्रा वचा । विषा अतिविषा । चित्रकेन्द्रयवौ पाठाकटुकातिविषाऽभया ॥

आमाशयोत्थवातघ्नं चूर्णं पेयं सुखाम्बुना । योगेऽस्मिन् भिषजा ग्राह्याः षण्णां षट् धरणाः पृथक् । दिनेषु षट्सु दातव्यास्तेन षट्धरणः स्मृतः ॥

अत्र षण्णां समुदितानां षट्धरणमितानां चूर्णीकृतानामेकस्मिन्नहनि एकटङ्को देयः ॥

आमाशयगते वाते छर्दिश्चापि यथाक्रमम् । देयः षट्धरणो योगः सप्तरात्रं सुखाम्बुना ॥

अयमर्थः । प्रथमदिवसे वमनं कारयितव्यं ततो द्वितियदिनमारभ्य षट्दिनपर्यन्तं पाठक्रमेणैकैकस्य चूर्णं टङ्कमितं देयमित्यर्थः । इति षट्धरणो योगः ॥

( अथ पक्वाशयगतस्य वातस्य लक्षणमाह )
पक्वाशयस्थोऽन्त्रकूजं शूलाटोपौ करोति च । कृच्छ्रमूत्रपुरीषत्वमानाहं त्रिकवेदनाम् ॥

आटोपो वातस्य क्षुब्धत्वम् । न तु गुडुगुडाशब्दस्तस्यान्त्रकूजनोक्तत्वात् ॥

वह्नेः संवर्धनं कार्यं कर्मौदावर्त्तकं तथा । देयः स्नेहविरेकश्च पक्वाशयगतेऽनिले । वाते जठरगे दद्यात् क्षारचूर्णादिदीपनम् । शुण्ठीकुटजबीजाग्निचूर्णं कोष्णाम्बु कुक्षिगे ॥

ग्रहो विण्मूत्रवातानां शूलाध्मानाश्मशर्कराः । जङ्घोरुत्रिकपार्श्वांसपृष्ठरोगो गुदेऽनिले ॥ रोगोऽत्र रुजा पीडेति यावत् ॥

वाते गुदगते दुष्टे कर्मौदावर्त्तकं हितम् ॥

हृदयानिलनाशाय गुडूचीं मरिचान्विताम् । पिबेत्प्रातः प्रयत्नेन सुखतप्ताम्भसा सह । पिबेदुष्णाम्भसा पिष्टमाश्वगन्धं विभीतकम् । गुडयुक्तं प्रयत्नेन हृदयानिलनाशनम् । देवदारुसमायुक्तं नागरं परिपेषितम् । हृद्वातवेदनायुक्तःपीत्वासुखमवाप्नुयात् । श्रोत्रादिष्विन्द्रियवधं कुर्यात् क्रुद्धः समीरणः ।

श्रोत्रादिष्वनिले दुष्टे कार्यो वातहरः क्रमः । स्नेहाभ्यङ्गावगाहाश्च मर्दनालेपनानि च ॥

कुर्याच्छिरागतः शूलं शिराकुञ्चनपूरणम् । स बाह्याभ्यन्तरायामं खल्लीं कुब्जत्वमेव च ॥

कुञ्चनं सङ्कोचः बाह्यायामं पृष्ठेन नतं अभ्यन्तरायामं क्रोडेन नतं शूलं शिरायामेव पूरणं स्थूलत्वम् ॥

स्नेहाभ्यङ्गोपनाहश्च मर्दनालेपनानि च । वाते शिरागते कुर्यात् तथा चासृग्विमोक्षणम् ॥

**शूलमाक्षेपकः कम्पः स्तम्भः स्नायुगतेऽनिलात्भवेत् ॥**

**स्वेदोपनाहाग्निकर्मबन्धनोन्मर्दनानि च । क्रुद्धे स्नायुगते वाते कारयेत् कुशलो भिषक्॥**

**हन्ति सन्धिगतः सन्धीन् शूलशोथौ करोति च ॥** हन्ति विश्लेषयति ॥

**कुर्यात्सन्धिगते वाते दाहस्नेहोपनाहनम् । इंद्रवारुणिकामूलं मागधीगुडसंयुतम् । भक्षयेत्कर्षमात्रं तत्सन्धिवातं व्यपोहति ॥**

કોઠામાં રહેલ વાયુ દુષ્ટ થાય તો વિષ્ટા મૂત્ર બંધ થાય છે; તથા બ્રધ્ન, હૃદ્રોગ, ગુલ્મ, અર્શ, અને પડખાંનું શૂળ થાય છે.

કોઠાનું લક્ષણ—અન્નનું, અગ્નિનું, પકવ અન્નનું, મૂત્રનું, અને રક્તનું, સ્થાન હૃદય, પીડ, ફેફસાં, એ સ્થાનો કોઠો કેહેવાય છે.

કોઠાના વાયુની ચિકિત્સા—પાચન કરનારા રસો તથા બીજા ઉપાયોથી મળોને પકાવવા, અને કોઠાના વાયુ ઉપર માણસે વિશેષે કરીને દૂધ પીવું.

આમાશયના વાયુનું લક્ષણ—આમાશયમાં વાયુ હોય તો હૃદય, પડખાં, અને ઉદરમાં પીડા; નાભિમાં દરદ; તૃષા, ઓડકાર, કોલેરા; કંઠનો શોષ, ઉધરસ, અને શ્વાસ થાય છે. એમ ચરકનું કહેવું છે.

આમાશયનું લક્ષણ—વિદ્વાનોએ માણસને નાભિ અને સ્તનોની વચ્ચે આમાશય છે, એમ કહેલું છે.એમ ચરક કહે છે.

આમાશયના વાયુની ચિકિત્સા—આમાશયમાં વાયુ હોય તો પ્રથમ લંઘન, દીપન, પાચન, ઉલટી, તીક્ષ્ણ વિરેચનો, તથા જુના મગ, જવ, અને ચોખા આપવા.

રોહિસખડ, હરડે, કચૂરો, અને પુષ્કરમૂળનો; બીલી, ગળો, દેવદાર, અને સૂંઠનો; તથા વજ, અતિવિષ, પીપર, અને બીડલૂણનો; એ ત્રણ કવાથો આમ સહિત વાયુને હણે છે.

ષડ્ધરણયોગ—સારા પાણીમાં આમાશયના વાતને હણનારૂં ચૂર્ણ ખાવું. આ ચૂર્ણને છ વસ્તુના ગ્રહણને લીધે વૈદ્યોએ ષડ્ધરણ યોગ કહેલો છે. તે છ દિવસ સૂધી દેવાય છે માટે પણ ષડ્ધરણ કહેવાય છે. ચિત્રક, ઇંદ્રજવ, કાળીપાડ, કડુ, અતિવિષ, અને હરડે, એ ષડ્ધરણ યોગ કહેવાય છે, તે એક દિવસે પાપા તોલા પ્રમાણે છ દિવસ સૂધી દેવું. અથવા એ યોગ આમાશયના વાયુ ઉપર ઉલટી વગેરે પ્રથમથી કરાવીને પછી સાત રાત્રી સૂધી ક્રમસર દેવો. ( પહેલે દિવસે ઉલટી કરાવવી, બીજે દિવસે પા તોલો ચિત્રક, બીજે દિવસે પા તોલો ઇંદ્રજવ, એમ અનુક્રમે એક એક પદાર્થ છ દિવસ સૂધી ખવરાવવા ).

પકવાશયના વાયુનાં લક્ષણ—પકવાશયમાં રહેલો વાયુ હોય તો આંતરડાંમાં ગુડગુડાટ, શૂળ, આટોપ, મૂત્ર તથા મળ મુશ્કેલીથી નીકળવાં, પેડુનો આફરો, અને ત્રિકમાં વેદના થાય છે.

પકવાશયના વાયુની ચિકિત્સા—જઠરાગ્નિને વધારવો, ઉદાવર્ત્તની ક્રિયાઓ કરવી, અને સ્નેહ યુક્ત વિરેચન, એ પકવાશયના વાયુમાં દેવાં. જઠરમાંના વાયુ ઉપર ક્ષાર ચૂર્ણાદિ દીપનો દેવાં; તથા સૂંઠ, ઇંદ્રજવ,

અને ચિત્રકનું ચૂર્ણ ઊના પાણીમાં કૂખમાંના વાયુ ઊપર દેવું.

ગુદાના વાયુનું લક્ષણ—ગુદાના વાયુમાં વિષ્ટા, મૂત્ર, અને અધોવાયુ બંધ થાય છે, અને શૂળ, આફરો, પથરી, અને રેતી થાય છે; તથા જંઘા, સાથળ, ત્રિક, પડખાં, ખભા, અને પીઠમાં પીડા થાય છે.

## ગુદાના વાયુની ચિકિત્સા.

ગુદાનો વાયુ દુષ્ટ થાય તો ઉદાવર્ત્તના ઉપાયો હિત કરનારા થાય છે.

હૃદયના વાયુની ચિકિત્સા—હૃદયના વાયુના નાશ માટે પ્રાતઃકાળમાં મરીસહિત ગળો સહજ ગરમ પાણીમાં પીવી. સહજ ગરમ પાણી સાથે આસોંદ તથા બેહેડાં ગોળ સાથે પીવાથી પણ હૃદયનો વાયુ નાશ પામે છે. દેવદાર અને સૂંઠ વાટીને ઉના પાણીમાં પીવાથી હૃદયનો વાયુ પીડા સહિત મટી જઇને સુખ પ્રાપ્ત થાય છે.

શ્રોત્રાદિના વાયુનાં લક્ષણો—શ્રોત્રાદિકમાંનો વાયુ કોપે છે તો તે ઇંદ્રિય શક્તિનો નાશ કરે છે.

શ્રોત્રાદિના વાયુની ચિકિત્સા—શ્રોત્રાદિનો વાયુ કોપે છે તો વાતહર ક્રિયા કરવી. સ્નેહયુક્ત અભ્યંગ, સ્નાન, મર્દન, અને લેપો કરવા.

શિરાના વાયુનું લક્ષણ—શિરાગત વાયુ શૂળ, શિરાનો સંકોચ, પૂરણ, તથા બાહ્યાયામ અને અંતરાયામ, ખાલી તથા કુબ્જત્વ કરે છે.

શિરાના વાયુની ચિકિત્સા—સ્નેહાભ્યંગ, ઉપનાહસ્વેદ, સ્નેહયુક્ત મર્દન અને લેપનો, અને લોહી કઢાવવું, એ શિરાગત વાયુમાં કરવું.

સ્નાયુના વાયુનું લક્ષણ—સ્નાયુના વાયુથી શૂળ; આક્ષેપક, કંપ, સ્તંભ, એ થાય છે.

સ્નાયુના વાયુની ચિકિત્સા—ઉપનાહાદિસ્વેદ, અગ્નિકર્મ, (ડામ દેવા બંધન, મર્દન, એ બધું કુશળ વૈદ્યે સ્નાયુનો વાયુ કોપે તો કરવું.

સાંધાના વાયુનું લક્ષણ—સંધિગત વાયુ સંધીઓને હણે છે તથા શૂળ અને સોજા કરે છે.

સાંધાના વાયુની ચિકિત્સા—સંધિગત વાયુમાં દાહ, સ્નેહ, ઉપનાહ, એ કરવાં; તથા ઇંદ્રવારણાંનું મૂળ પીપર અને ગોળ સાથે એક તોલો ખાવું; એથી સંધિવાત મટી જાય છે.

## કષ્ટસાધ્ય વાતવ્યાધિઓ.

**हनुस्तम्भार्दिताक्षेपपक्षाघातापतानकाः। कालेन महता यत्नात् सिध्यन्ति यदि वा न वा ॥** शतेष्वेकः कश्चिन्मुच्यत इत्यर्थः । परंकः सिध्यति यस्तरुणो भवति तथा बलवानुपद्रवरहितश्च ॥

હનુસ્તંભ, અર્દિત, આક્ષેપ, પક્ષાઘાત, અને અપતાનક એઓ વખત જતાં ભયંકર થઇ પડે છે, આવા રોગવાળા સેંકડોમાંથી થોડા જ બચે છે, તેમા પણ જો જુવાન, બળવાન તથા ઉપદ્રવ વિનાના હોય તે જ બચે છે.

## વાતવ્યાધિઓના ઉપદ્રવો.

**विसर्पदाहरुग्भङ्गमूर्च्छारुच्यग्निमार्दवैः। क्षीणमांसबलं वाता घ्नन्ति पक्षवधादयः॥**

वाता वातविकाराः । कार्यकारणयोरभेदोपचारात् । वातादिति पाठे वातात् पक्षवधादय इति योज्यम् ॥

વિસર્પ, દાહ, વ્યથા, ભંગ, મૂર્છા અરૂચિ, મંદાગ્નિ, માંસ તથા બળનો ક્ષય, અને પક્ષવધ, વગેરે કરનાર વાયુ મારી નાંખે છે.

## યાપ્ય વાત વ્યાધિઓ.

शूनं सुप्तत्वचं म्लानं कम्पाध्माननिपीडितम् । रुजार्तिमन्तश्च नरं वातव्याधिर्विनाशयेत् ॥

સોજા, ચામડીની જડતા, ગ્લાનિ, કંપ, આફરો, અને વેદના વાળાને વાત વ્યાધિ અંતે મારી નાંખે છે.

## પંચ વાયુનાં કર્મો.

अव्याहतगतिर्यस्य स्थानस्थः प्रकृतौ स्थितः । वायुः स्यात्सोऽधिकं जीवेद्वीतरोगः समाशतम् ॥

અપ્રતિહત ગતિવાળો અને પોતાનાં સ્થાનોમાં રહેલો સમસ્થિતિનો વાયુ રોગ વગર સો વર્ષ સુધી જીવવા દે છે.

## વાત વ્યાધિઓની સામાન્ય ચિકિત્સા.

माषस्यार्धाढकं देयं तुलार्धं दशमूलतः । पलानि छागमांसस्य त्रिंशद्द्रोणेऽम्भसः पचेत् । चतुर्भागावशेषं तं कषायमवतारयेत् । प्रस्थे द्वे तिलतैलस्य पयो दद्याच्चतुर्गुणम् । जीवनीयानि मञ्जिष्ठा चव्यं चित्रककट्फलम् । सव्योषं पिप्पलीमूलं रास्नापत्रकगोक्षुरम् । आत्मगुप्ता तथैरण्डः शताह्वा लवणत्रयम् । देवदार्वमृता कुष्ठमश्वगन्धा वचा शटी । एतैरक्षमितैः कल्कैः पाचयेन्मृदुनाग्निना ॥ पक्षाघातार्दिते पुंसि हनुस्तम्भार्दिते तथा । कर्णशूले शिरःशूले तिमिरे च त्रिदोषजे ॥ पाणिपादशिरोग्रीवाश्रवणे मन्द एव च । कलायखञ्जे पङ्गौ च गृध्रस्यामपबाहुके । पाने बस्तौ तथाभ्यङ्गे नस्ये कर्णादिपूरणे । तैलमेतत् प्रशंसन्ति सर्ववातविकारनुत् । महामाषादिनामेदं भाषितं मुनिभिः पुरा ॥

इति महामाषादितैलम् । चक्रदत्तात् ॥

माषा यवातसी क्षुद्रा मर्कटी च कुरण्टकः॥ गोकण्टाश्टुण्टकश्चैषां प्रत्येकं पलसप्तकम् । चतुर्गुणाम्बुना पक्त्वा पादशेषं शृतं नयेत्॥ कार्पासकास्थिबदरं शणबीजं कुलत्थकम्। पृथक् चतुर्दशपलं चतुर्गुणजले पचेत् ॥ कषायं तत्र गृह्णीयाच्चतुर्थांशावशेषितम् । प्रस्थश्च छागमांसस्य चतुःषष्टिपले जले॥ प्रक्षिप्य पाचयेद्धीमान् पादशेषं रसं नयेत्। तैलप्रस्थे ततः क्वाथान् सर्वांस्तान् क्रमशः पचेत् ॥ कल्कद्रव्यैः पचेदेभिरमृताकुष्ठसैन्धवैः । रास्ना पुनर्नवैरण्डैः पिप्पल्या शतपुष्पया ॥ बलाप्रसारिणीभ्यां च मांस्या कटुकया तथा । पृथक्कर्षमितैरेतैः साधयेन्मृदुनाग्निना ॥ हन्यात्तैलमिदं शीघ्रं वातव्याधीनशेषतः । आक्षेपकं पक्षघातमूरुस्तम्भापबाहुकौ ॥ हस्तकम्पं शिरःकम्पं विश्वाचीमर्दितं तथा ॥

इति द्वितीयं माषादितैलम् । शार्ङ्गधरात् ॥

अश्वगन्धां बलां बिल्वं पाटलां बृहतीद्वयम् । श्वदंष्ट्रातिबले निम्बं श्योनाकञ्च पुनर्नवाम्॥ प्रसारिणीमग्निमन्थं कुर्यात् दश-

पलं पृथक् । चतुर्द्रोणे जले पक्का पादशेषं शृतं नयेत् । तैलाढकेन संयोज्य शतावर्या रसाढकम् । पक्षिपेत्तत्र गोक्षीरं ततस्तैला-चतुर्गुणम्॥ पृथक् पलमितैः कल्कैर्द्रव्यैरेभिः पचेद्भिषक् । वचाचन्दनकुष्ठैलामांसीशैलेयसैन्धवैः॥ अश्वगन्धाबलारास्नाशतपुष्पदेवदारुभिः । पर्णी चतुष्टयेनैव तगरेण प्रसाधयेत् ॥तत्तैलं भोजनेऽभ्यङ्गे पाने बस्तौ च योजयेत्। पक्षाघातं हनुस्तम्भं मन्यास्तंभं गलग्रहम्। कुब्जत्वं बधिरत्वञ्च गतिभङ्गं कटिग्रहम् । गात्रशोषेन्द्रियध्वंसं शुक्रनाशं ज्वरक्षयान्॥ अन्त्रवृद्धिं कुरण्डञ्च दन्तरोगं शिरोग्रहम् । पार्श्वशूलञ्च पङ्गुत्वं बुद्धिनाशञ्च गृध्रसीम्॥ अन्यांश्च विविधान् वातान् हरेत् सर्वाङ्गसंश्रयान् । अस्याः प्रभावाद्वन्ध्यापि नारी पुत्रं प्रसूयते ॥ यथा नारायणो देवो दुष्टदैत्यविनाशनः । तथेदं वातरोगाणां नाशनं तैलमुत्तमम् ॥

इति मध्यमनारायणतैलम् ॥

( अथ महानारायणतैलम् ) तिलतैलं समादाय चतुराढकसम्मितम् । पञ्चपल्लवकल्केन शोधयेत् दोषशान्तये ॥ तत्राजं दुग्धमथवा गव्यं तैलसमं पचेत् । शतावरीरसञ्चापि तैलतुल्यं पचेद्भिषक् ॥ दशमूलीबलारास्नाशिग्रूत्पलपुनर्नवा । शेफालिका नागबला बला चैव प्रसारिणी॥ अश्वगन्धा सहचरो दर्भमूलं करञ्जकः । खदिरं चन्दनं लोध्रं वचाशनपलाशकम् ॥ बकुलैरण्डवरुणशालयुग्मकटम्भराः । शिरीषः शिखरी वासा हिंस्रा जम्बू विभीतकम् ॥ काञ्चनारः कपित्थश्च पारिभद्रः प्रियालकम् । पाषाणभेदशम्याकवृश्चिका दाडिमीफलम् ॥ उदुम्बरः सप्तला च कन्यका मालतीत्वचम् । मागधीनलमूलञ्च यवकोलकुलत्थकम्। आत्मगुप्ताऽर्ककार्पासबीजं वत्सादनी स्नुही ॥ केतकीमूलधत्तूरलाङ्गलीगर्दभाण्डकम् । चित्रकश्च महानिम्बं पञ्चवल्कलमेव च ॥ मुण्डी ठेकारि मुसली हंसपादी विशल्यकम् । एषां दशपलान् भागान् वारिण्यष्टगुणे पचेत् । पादशेषं परिस्राव्य तत्र तैलं पुनः पचेत् । छागो मेषश्च हरिण एणश्च बहुशृङ्गकः ॥ शशः शल्यः शिवा गोधा सिंहो व्याघ्रश्च भल्लुकः ॥ वन्यो वराहः खड्गी च महिषो घोटकस्तथा ॥ कपिर्बभ्रूर्विडालश्च मूषकश्चो रुदर्दुरः । वर्तीकस्तित्तिरिर्लावः खञ्जरीटश्चकोरकः॥ उलूको नीलकण्ठश्च वनकुक्कुट एव च । गृध्रश्च गरुडो हंसश्चक्रः कारण्डवोऽपि च ॥ कपोतः सारसः क्रौञ्चो वन्यः पारावतस्तथा । रोहितो मद्गुरश्चापि शिलीन्ध्रः शृङ्गकस्तथा ॥ इल्लीसो गर्गरी वर्मिः कथः काकः पिकापि च । महामत्स्यः कच्छपश्च शिशुमारश्च साङ्कुचिः ॥ मकरो घण्टिकाकारस्तदलाभे तु गोधिका। यथालाभममीषाञ्च क्वाथं तैलसमं पचेत् ॥ रास्नाश्वगंधा मिसिदारुकुष्ठपर्णी चतुष्का गुरुकेसराणि । सिन्धूत्थमांसी रजनीद्वयञ्च शैलेयकं चन्दनपुष्करञ्च ॥ एलासयष्टीतगराब्दपत्रं भृङ्गोऽष्टवर्गस्तु वचा पलाशी ।

स्थौणेयत्वक्श्वविकचोरकाख्यं मूर्वात्वचं कट्फलपद्मकश्च ॥ मृणालजातीफलकेनकाख्यं सनागपुष्पं सरलं मुरा च । जीवन्तिको शीरवरास्तथैव दुरालभा वानरिका नखश्च॥ कैवर्त्तमुस्तार्जुनतिक्तकश्च ॥ वातामखर्जूरकतुम्बराश्च ॥ स धातकीग्रन्थिकपर्पटाश्च पटोलहेमाव्हजयन्तिकाश्च ॥ त्रायन्तिकालम्बुषशक्रबीजं रसाञ्जनाभा त्रिवृतारुणा च । द्राक्षा कणाद्रोणपुनर्नवाश्च कौंती कृमिघ्नो हयमारकश्च ॥ नीलोत्पलं पद्मककारवीभ्यां रम्भानलो गोक्षुरकः क्षुरश्च । कङ्कोलकालेयकुसुम्भपुष्पन्तुरुष्ककाश्मीर घ.लिकथकच ॥ लवङ्गकर्पूररसालकाण्डीक स्तूरिकावालकमम्बरश्च ॥

दारु देवदारु । पर्णीचतुष्कं शालिपर्णी पृश्निपर्णी मुद्गपर्णी माषपर्णी । केशरः पुन्नागस्तस्य पुष्पं ग्राह्यम् । तदलाभे नागकेसरं ग्राह्यम् । शैलेयकं च्छरीला चन्दनमत्रश्वेतं पुष्करं पुष्करमूलम् । 'तगरस्याप्यलाभे तु कुष्ठं दद्याद्विचक्षणः' भृङ्गस्त्वक् । अष्टवर्गालाभे शतावरी विदार्यश्वगन्धावाराहीद्विगुणा दद्यात् । वाराहिगेठि इतिलोके । पालाशी कर्चूरभेदः गन्धपलाशीति काश्मीरे प्रसिद्धा । तदलाभे कर्चूर एव देयः । स्थौणेयो गढिवनभेदः ईषत् सुगन्धि थुनेरइति लोके । वृश्चीवः श्वेतमूला पुनर्नवा चोरकः ग्रन्थिपर्णस्यैव भेदः भडि उरइति नेपालदेशे प्रसिद्धः । केतकस्य मूलं पुष्पञ्च दद्यात् । कैवर्त्तमुस्ता केवटी मोथा गुडतजी इति च नाम । तिक्तकः किराततिक्तकः वातामं वादाम । हेमाव्हं धत्तूरस्य फलं मूलं पत्रञ्च जयन्तिका जैतित्वक् । त्रायन्तिका अत्र लभ्यत एव न । अलम्बुषा लज्जालुभेदः । पञ्चाङ्गः । आभा बब्बूलः तस्य त्वक् । अरुणा माञ्जिष्ठा द्रोणः द्रोणु मारुक् पञ्चाङ्गः । पुनर्नवा रक्तपुष्पा । हयमारकः करवीरस्तस्य मूलम् । पद्मकं नीलोत्पलादन्योत्पलम् । पद्मकाष्ठमुक्तमेव । कारवी मगरैलाः । रंभायाः कन्दम् । क्षुरस्य फलानि रसालकाण्डम् । आण्डी सुगन्ध द्रव्यम् ॥

कल्कानमीषां विपचेत् सुवैद्यः पृथक् पृथक् कर्षयुगान्मितानाम् । शुभे च नक्षत्रमुहूर्त्तलग्ने सन्तोष्य विप्रांश्च भिषग्वरांश्च ॥ सम्पूज्य नारायणनामधेयं देवं त्रिनेत्रं जगतामधीशम् । पात्रे तु हेम्नः खलु राजते वा ताम्रेऽथवा लोहमयेऽपि रक्षेत् ॥ अभ्यञ्जनेऽञ्जने नस्ये निरूहे चावगाहने । पाने चैतद्यथाव्याधि प्रयुञ्जीत चिकित्सकः ॥ बहुनात्र किमुक्तेन तैलमेतत् प्रयोजितम् ।अवश्यं वातजान् व्याधीनशीतिमपि नाशयेत् ॥ एतस्याभ्यासतो जन्तो जरा जातु न जायते । पतन्ति वलयो नैव पलितश्च न जायते ।' नेत्रं तेजस्वि नितरां गरुडस्येव जायते ॥ नीचैः श्रुतिर्न बाधिर्यं कर्णनादो न जायते । पाणिकम्पः शिरःकम्पः प्रलापश्च न जायते ॥ बुद्धिभ्रंशो न जायेत तस्मात्कर्म्मसु पाटवम् । यथा जलेन सिक्तस्य शाखिनः पल्लवादयः ॥ वर्धन्ते धातवस्तद्वद्देहिनोऽनेन नित्यशः ॥ आमं गर्भन्त्यजेद्यातु मृतिका रुग्णा च या ॥ या च दुःप्रसवक्षीणा ताभ्य एतद्धितं परम् ।

वन्ध्या च लभते पुत्रं गर्भपातो न जायते ॥ योनिरोगाः प्रणश्यन्ति प्रदरश्च प्रशाम्यति । अस्मात्तैलवरादन्यत् कुत्रचिन्नास्ति भेषजम् ॥ बल्यं वृष्यं बृंहणं च रसायनमिदं महत् । पुरा देवासुरे युद्धे दैत्यैरभिहतान् सुरान् ॥ भिन्नान् भग्नास्थिकान् विद्धान् पिचितान् व्यथयार्दितान् । दृष्ट्वा हिताय देवानां नराणाञ्चाब्रवीदिदम् ॥ तैलं नारायणो देवो महानारायणाभिधम् ॥ इति महानारायणतैलम् ॥

नागरं पिप्पलीमूलञ्चव्यमूषणचित्रकम् । भृष्टं हिङ्ग्वजमोदा च सर्षपो जीरकद्वयम् ॥ रेणुकेन्द्रयवौ पाठा विडङ्गं गजपिप्पली । कटुकातिविषा भार्ङ्गी वचा मूर्वा च पत्रकम् ॥ देवदारु कणा कुष्ठं रास्ना मुस्ता च सैन्धवम् । एला त्रिकण्टकं पथ्या धान्यकञ्च विभीतकम् । धात्री च त्वगुशीरञ्च यवक्षारोऽखिलान्यपि ॥ एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत् । यावन्त्येतानि चूर्णानि तावानेवात्र गुग्गुलुः ॥ संमर्द्य सर्पिषा पश्चात् सर्वं संमिश्रयेच्च तत् । एकं पिण्डञ्च तत् कृत्वा धारयेत् घृतभाजने ॥ गुटिका टङ्कमात्रास्तु खादेत्तास्तु यथोचिताः ॥ दोषकालाद्यपेक्षया ॥

आदौ शाणोन्मितं खादेत् सार्धशाणन्ततः परम् । तदग्रे कर्षमर्द्धन्तु पूर्णं कर्षं ततः परम् ॥ गुग्गुलुर्योगराजोऽयं महामुख्यो रसायनम् । मैथुनाहारपानानां नियमो नात्र विद्यते ॥ अर्शांसि ग्रहणीरोगं प्लीहगुल्मोदरानपि । आनाहं मन्दमग्निञ्च श्वासं कासमरोचकम् ॥ प्रमेहं नाभिशूलञ्च क्रिमिक्षयमुरोग्रहम् ॥ सर्वान् वातामयान् हन्यादामवातमपस्मृतिम् ॥ वातरक्तं तथा कुष्ठं तथा दुष्टव्रणानपि । शुक्रदोषं रजोदोषमुदावर्तं भगन्दरं ॥ रास्नादिक्वाथसंयुक्तः सर्ववातामयान् हरेत् । काकोल्यादिशृतात्पित्तं कफमारग्वधादिना ॥ दार्वीशृतेन मेहांश्च गोमूत्रेण च पाण्डुताम् । मधुना मेदसो वृद्धिं कुष्ठं निम्बशृतेन च ॥ छिन्नाक्वाथेन वातास्रं शोथं मूलकजात् शृतात् । पाटलाक्वाथसहितो विषं मूषकसम्भवम् ॥ त्रिफलाक्वाथसंयुक्तो दारुणां नेत्रवेदनाम् । पुनर्नवादिक्वाथेन हन्ति सर्वोदराण्यपि ॥

रास्ना पुनर्नवा शुण्ठी गुडूच्येरण्डजं शृतम् । सप्तधातुगते वाते सामे सर्वाङ्गगेऽपि चेत् ॥ इति महायोगराजगुग्गुलुः ॥

शुक्तः कल्को रसोनस्य तिलतैलेन सिन्धुना । वातरोगान् हरेत्सर्वान् ज्वरांश्च विषमानपि ॥

क्षीरेण तैलेन घृतेन वापि मांसेन सार्धं लशुनानि खादेत् । शाल्योदनेनापि च षष्टिकेन पलार्धवृद्ध्या दिवसानि सप्त ॥ वातोत्थरोगान् विषमज्वरांश्च शूलान् सगुल्मान् दहनस्य मान्द्यम् । प्लीहानमुग्रं भुजपार्श्वशूलं शिरोव्यथां कृन्तति शुक्रदोषान् ॥ रसोनकल्कः ॥

अन्नप्रकारैः पललप्रकारैर्गोधूमकैर्वा यवसक्तुभिर्वा । दुग्धेन तैलेन घृतेन वापि

युक्तानि शीते लशुनानि खादेत् ॥ संवर्त्तैर्लावकपिञ्जलैर्वा मृगयाःपलैर्वाप्यथ कौक्कुटैर्वा । वराहवार्त्तीरकहारिणैर्वा सुसंस्कृतैरग्निबलं समीक्ष्य ॥ रसोनपक्वकन्दस्य गुलिका निस्तुषीकृताः । पाटयित्वा च मध्यस्थं दूरीकुर्यात् तदङ्कुरम् ॥ निश्युग्रगन्धनाशाय दध्ना सम्नीय रक्षयेत् । ततः प्रक्षाल्य संशोष्य शिलायां परिपेषयेत्॥कल्कस्य पञ्चमं भागं चूर्णमेषां विनिःक्षिपेत् ॥ सौवर्चलं यवानीं च भर्जितं हिङ्गु सैन्धवम् ॥ कटुत्रिकं जीरकञ्च समभागानि चूर्णयेत् । तिलतैलंच कल्कस्य तुर्यांशं तत्र मिश्रयेत् ॥ खादेत्कर्षमितं प्रातः किं वा दोषाद्यपेक्षया । अनुपानं प्रकुर्वीत वातारिशृतमन्वहम् ॥ सर्वाङ्गैकाङ्गजं वातमर्दितं चापतन्त्रकम् । अपस्मारं तथोन्मादमूरुस्तम्भञ्च गृध्रसीम् ॥ उरः पृष्ठकटीपार्श्वकुक्षिपीडां कृमीन् हरेत् । मद्यं मांसं तथाम्लञ्च रसं सेवेत नित्यशः ॥ आयासमातपं रोषं गतिनीरं गुडं स्त्रियम् ।रसोनमश्नन् पुरुषस्त्यजेदेतन्निरन्तरम् ॥ वर्जयेत्तदतीसारी प्रमेही पाण्डुरोगवान् । अरोचकी गर्भिणी च मूर्च्छार्शोरोगसंयुतः ॥ रक्तपित्ती च शोषी च यक्ष्मी छर्द्यर्दितो नरः । पित्ते तु पथ्यभुक् कुर्यात् प्रयोगान्ते विरेचनम्॥ अन्यथा तस्य जायन्ते कुष्ठपाण्ड्वामयादयः । स्त्रीस्तन्ये त्वरितं दद्याद्बालानामप्यनिच्छताम् ॥ तथा च लभते सिद्धिं महावीर्याद्रसोनतः ॥ रसोनाष्टकम् ॥

( अथ वातव्याधिषु रसाः )

रसो गन्धो वरा वह्निर्गुग्गुलुः क्रमवर्धितः । तत्रैकभागः सूतः स्याद्गन्धको द्विगुणः स्मृतः । त्रिभागा त्रिफला योज्या चतुर्भागस्तु चित्रकः। गुग्गुलुः पञ्चभागः स्याद्वृबुतैलेन मर्दितः । क्षिप्त्वा तत्रोदितं चूर्णं तेन तैलेन मर्दयेत् । गुटिका कर्षमात्रान्तु भक्षयेत्प्रातरेव हि ॥ नागरैरण्डमूलानां कषायं प्रपिबेदनु । अभ्यङ्ग्यैरण्डतैलेन स्वेदयेत् पृष्ठदेशकम् ॥ विरेकपरिणामे तु स्निग्धमुष्णञ्च भोजयेत् । वातारिसंज्ञको ह्येष रसो नियतसेवितः ॥ मासेन मरुतो रोगान् हरेत् सुरतवर्जितः॥वातारिरसः॥

મહામાષાદિ તેલ—અડદ ૧૨૮ તોલા, દશમૂળ તોલા ૨૦૦, અને ૧૨૦ તોલા બકરાનું માંસ, એનો ૧૦૨૪ તોલા પાણીમાં કવાથ કરીને ચોથા ભાગનું પાણી રહે એટલે ઉતારીને તેમાં ૧૨૮ તોલા તલનું તેલ, તેલથી ચોગણું દૂધ, અને જીવનીયગણ, મજીઠ, ચવક, ચિત્રક, કાયફળ, સૂંઠ, મરી, પીપર, પીપરીમૂળ, રાસ્ના, આમળાં, ગોખરૂ, કૌચાં, એરંડો, સૂવા, ત્રિલવણ, દેવદાર, કઠ, ગળો, આસોંદ, વજ, તથા કચૂરાનાં એક એક તોલાભાર કલ્કો નાંખીને કોમળ અગ્નિથી પકાવવું. ચક્રદત્તે કહેલું આ મહામાષાદિ તેલ પક્ષાઘાત, હનુગ્રહ, કર્ણશૂળ, માથાનું શૂળ, ત્રિદોષનું તિમિર; તેમજ હાથ, પગ, માથું, ડોક, અને કાનનું મંદપણું; તથા કલાપખંજ, પંગુતા, ગૃધ્રસી, અને અપબાહુકને મટાડી દે છે. આ તેલ પીવાથી, પિચકારીથી, નસ્યથી,

અને કાન વગેરેમાં પૂરવાથી સર્વ વાત વિકારો મટી જાય છે. આ મહામાષાદિ તેલ પૂર્વે મુનિઓએ કહેલું છે.

બીજાપ્રકારનું માષાદિ તૈલ–અડદ, જવ, અળસી, ભોરીંગણી, કૌચાં, કાંટાશરિયો, ગોખરૂ, અને પીળો લોદ્દર, એ દરેક અઠાવીશ અઠાવીશ તોલાભાર લેઇ ચોગણા પાણીમાં પકાવી ચોથો ભાગ રહે એટલે તે કવાથ ઊતારીને જૂદો રાખવો. પછી કપાશિયા, બોર, શણનાં બીજ, અને કળથી, એ દરેક છપન છપન તોલા ભાર લેઈ ચોગણા પાણીમાં પકાવી ચોથો ભાગ રહે એટલે તે કવાથને ઉતારી જુદો રાખવો. પછી ચોસઠ તોલા બકરાના માંસનો બસો છપન તોલા પાણીમાં કવાથ કરી ચોથો ભાગ રહે એટલે ઉતારી લેવો. પછી ક્રમસર એ દરેક કવાથમાં ચોસઠ તોલાભાર તેલ પકાવવું. પછી ગળો, કઠ, સેંધવ, રાસ્ના, સાટોડી, એરંડો, પીપર, સૂવા, બળદાણા, નારી, જટામાંસી, અને કડુ, એ દરેકના એક એક તોલાભાર કલ્કો સાથે એ તેલને પાછું પકાવવું. શારંગધરે કહેલું આ માષાદિ તૈલ આક્ષેપક, પક્ષાઘાત, ઊરૂસ્તંભ, અપબાહુક, હાથ તથા માથાના કંપ, વિશ્વાચી, અર્દિત, તથા સર્વ વાતવ્યાધિઓને તુરત મટાડી દે છે.

**મધ્યમ નારાયણ તૈલ**—આસોંદ, બળદાણા, બીલી, કાંકચ, ઉભી તથા બેઠી ભોરીંગણીઓ, ગોખરૂ, ખપાટ, લીમડો, અરલુ; સાટોડી, નારી, અને અરણી, એ દરેક ચાળીસ ચાળીસ તોલાભાર લેઇને ૪૦૯૬ તોલા પાણીમાં કવાથ કરી ચોથા ભાગનું પાણી રહે, એટલે ગાળી લેવો. પછી એ કવાથમાં ૨૫૬ તોલા તેલ, ૨૫૬ તોલા શતાવરીનો રસ, અને ૧૦૨૪ તોલા ગાયનું દૂધ નાંખીને વજ, રતાંજળી, કઠ, એળચી, જટામાંસી, પથ્થર ફુલ, સેંધવ, આસોંદ; બળદાણા, રાસ્ના, સૂવા, તેલિયો દેવદાર, નાનો તથા મોટો સમેરવો, જંગલી મગ તથા અડદ, અને તગરના ચાર ચાર તોલાભાર કલ્કો પણ તેમાં નાંખીને વૈદ્યે મધ્યમ નારાયણ તૈલ પકાવવું. આ તૈલ ભોજન, અભ્યંગ, પીવું, પિચકારી, એમાં વાપરવાથી પક્ષાઘાત, હનુસ્તંભ, મન્યાસ્તંભ, ગલગ્રહ, કુબ્જતા, બહેરાપણું, ગતિભંગ, કમરનું ઝલાઇ જવું, ગાત્રનો શોષ, ઇંદ્રિયધ્વંસ, વીર્યનાશ, જ્વર, ક્ષય, અંત્રવૃદ્ધિ, પુરંડ, દંતરોગ, માથાનું ઝલાઇ જવું, પડખાંનું શૂળ, પંગુતા, બુદ્ધિનાશ, ગૃધ્રસી, અને બીજા પણ શરીરમાં રહેનારા અનેક પ્રકારના સઘળા વાયુ રોગો મટી જાય-છે. આ તૈલના પ્રભાવથી વાંઝણીને પુત્ર થાય છે. જેમ દુષ્ટ દૈત્યોનો નાશ નારાયણદેવ કરે છે તેમ આ ઉત્તમ નારાયણ તેલ વાતરોગોનો નાશ કરે છે.

**મહાનારાયણ તૈલ**—૧૦૨૪ તોલા તલનું તેલ લેઇ તેને દોષની શાંતિ માટે પંચ પલ્લવના કલ્કથી શુદ્ધ કરવું. પછી તેમા ૧૦૨૪ તોલા બકરી કે ગાયનું દૂધ અને ૧૦૨૪ તોલા શતાવરીનો રસ પકાવવો. પછી દશમૂળ, બળદાણા, રાસ્ના, સરગવો, નીલકમળ, સાટોડી, નગડ, બળદાણા, નાગબલા, નારી, આસોંદ, કાંટાશરિયો, દર્ભનાં મૂળ, કરંજ, ખેર, રતાં-

જળી, લોદર, વજ, (બીબલો, ખાખરો, બોલસરી, (એરંડો, વાયવરણાં, સાલ, મોટો ગજ, કડુ સરસડિયો, અઘેડો, અરડૂસી, જટામાંસી, જાંબુ, બેહેડાં, કાંચનાર, કોઠ, લીમડો, ચારોળી, પાષાણભેદ, ગરમાળો દૂધેલી, દાડમનાં ફળ, ઉંબરો, કંટાળો થોર, હાથલો થોર, કુંવાર, માલતી, તજ, પીપર, બરૂનાં મૂળ, જવ, બોર, કળથી, કૌચાં, આકડો, કપાશિયા, ગળો, થોર, ચિત્રક, કેવડાનાં મૂળ, (ધંતૂરો, કલગારી, પીપરનું ઝાડ, બકાન, પંચવલ્કલ, ગોરખમુંડી, ઠેકારી, મુશળી, રાતી રીસામણી, અને ઇંદ્રવારણાં, એ દરેક ચાળીસ (ચાળીસ) તોલાભાર લેઇ, આઠ ગણા પાણીમાં કવાથ કરી, ચોથો ભાગ રહે એટલે ગાળીને તેમાં ઉપરનું તેલ પાછું પકાવવું. પછી બકરો, ઘેટો, હરણ, કાળિયાર, સાબર, સસલો, શીળો, ફચાઉડી, ઘો, સિંહ, વાઘ, રીંછ, જંગલી સુવર, ગેંડો, પાડો, ઘોડો, વાંદરો, નોળિયો, ઉંદર, મોટો દેડકો, બટાઉડાં, તેતર, લાવાં, ખંજન, ચકોર, ઘુવડ, નીલકંઠ, જંગલી કૂકડો, ગીધ, ગરૂડ, હંસ, ચકવાં, બતક, હોલો, સારસ, કુંઝ, જંગલી કબૂતર, રોહિતમત્સ્ય, મદ્ગુરમત્સ્ય, શિલીંધ્રમત્સ્ય, શૃંગકમત્સ્ય, ઇલ્લીસમત્સ્ય, ગર્ગરમત્સ્ય, વર્મિમત્સ્ય, કવચ, કાગડો, કોયલ, મહામત્સ્ય, કાચબો, શિશુમાર, સાકુંચિ, ઘંટા જેવો મગર અથવા તે ન મળે તો ચંદન ઘો, આ સર્વમાંથી મળે તેટલાંનાં માંસોના ૧૦૨૪ તોલાભાર રસમાં ઉપરનું તેલ ફરીથી પકાવવું. પછી રાસ્ના, આસોંદ, સવા, દેવદાર, બંને સમેરવા, જંગલી અડદ અને જંગલી મગ, કઠ, અગરૂ, પુન્નાગપુષ્પ અથવા નાગકેશર, સૈંધવ, જટામાંસી, હળદર, દારૂહળદર, છડિલો, સુખડ, પુષ્કરમૂળ, જેઠીમધ, તગર અથવા કઠ, એળચી, મોથ, તમાલપત્ર, તજ, અષ્ટક વર્ગનાં ઔષધો અથવા તેને બદલે બમણાં બમણાં શતાવરી, વિદારીકંદ, આસોંદ, અને વારાહીકંદ; વજ, ગંધપલાશી અથવા કચૂરો, ભરોંઠ, ધોળી સાટોડી, ભટીઉર, પીલુડીની છાલ્ય, કાયફળ, પદ્મકાષ્ઠ, કમળનું મૃણાલ, જાયફળ, કેવડાનાં મૂળ તથા ફુલ, નાગકેશર, શરૂ, મુરામાંસી, ગળો, વાળો, ત્રિફળા, ધમાસો, કૌચાં, કેવડીમોથ, નખલો, આસોંદરો, કરિયાતું, બદામ, ખજૂર, તુંબરૂ ફળ, ધાવણી, પીપરીમૂળ, ખડસલિયો, પરવળ, ધંતૂરાના ડોડવા, અરણી, ત્રાયમાણુ, અલંબુષા નામની રીસામણીનાં પાંચે અંગો, ઇંદ્રજવ, રસવંતી, બાવળની છાલ્ય, નસાતર, મજીઠ, દ્રોણુ, દ્રાક્ષ, લીંડી પીપર, રાતી સાટોડી, નગડનાં બીજ, વાવડીંગ, કણેરનું મૂળ, નીલકમળ, પદ્મકાષ્ઠ, કાળીજીરી, કેળાનોકંદ, ચિત્રક, ગોખરૂ, એખરાનાં ફળ, ચણકબાબ, કસૂંબાનાં ફળ, શિલારસ, કેશર, મીણુ, લવંગ, કપૂર, આંબાનું કાંડ, જબાદિયાં, કસ્તૂરી, વાળો, અને અંબર, આ સર્વે બે બે તોલા લેઈ તેમના કલ્કોથી પણ એ તેલને પાછું પકાવવું. નક્ષત્ર, લગ્ન, તથા મુહુર્ત્ત શુભ જોઇને વૈદ્યે વિપ્રો

તથા ઉત્તમ વૈદ્યોનું પૂજન કરીને, જગત્ પતિ અને ત્રિગુણના પ્રવર્ત્તક શ્રી નારાયણનું પણ પૂજન કરીને આ મહાનારાયણ તેલ સોનાના, રૂપાના, ત્રાંબાના, કે લોઢાના પાત્રમાં રાખવું; અને રોગને અનુસરીને વૈદ્યે તેનો અભ્યંગ, અંજન, નસ્ય, નિરૂહબસ્તિ, અવગાહન, તથા પાન કરાવવું. બહુ કહેવાની જરૂર નથી, માટે ટુંકામાં એટલુંજ કહેવાનું કે–આ તેલ એંશી પ્રકારના વાત વ્યાધિઓનો અવશ્ય નાશ કરે છે. આ તેલનો અભ્યાસ રાખવાથી વળીયાં પડતાં નથી, વાળ ધોળા થતા નથી, નેત્રો ગરૂડના જેવાં તેજસ્વી થાય છે. ઊંચ કન્નાપણું, બહેરાપણું, તથા કર્ણનાદ થતો નથી. હાથ માથું કંપતાં નથી, બકવા થતો નથી, બુદ્ધિ ભ્રષ્ટ થતી નથી, અને કામો કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે. પાણી સીંચાવાથી જેમ વૃક્ષનાં પલ્લવાદિ વધે છે, તેમ આ તેલના સિંચાવાથી શરીરના સર્વ ધાતુઓ વધે છે. સ્ત્રીને કાચો ગર્ભ પડી જતો હોય તો તેને, સૂવાવડીને, અને કસૂવાવડથી નબળી થઈ ગયેલીને આ તેલ હિતકારી છે. આ તેલથી વાંઝણીને પુત્ર થાય છે, ગર્ભપાત કે યોનિરોગો થતા નથી, અને પ્રદર મટી જાય છે. આ ઉત્તમ તેલના કરતાં વધારે બળવાળું, વૃષ્ય, અને ધાતુપૌષ્ટિક બીજું કોઈ ઔષધ નથીજ. આ તેલ મહા રસાયન છે. પૂર્વે દેવો તથા દૈત્યોના યુદ્ધમાં મારથી વાગેલા અને હાડકાંઓ ભાંગી ગયેલા, વીંધાયલા, છુંદાયલા, અને પીડા પામતા દેવોને જોઈને તે દેવો તથા મનુષ્યોના હિતને માટે નારાયણ ભગવાને આ મહાનારાયણ નામનું તેલ કહ્યું હતું.

**મહાયોગરાજ ગુગ્ગુલુ**—સૂંઠ, પીપરીમૂળ, ચવક, મરી, ચિત્રક, શેકેલી હિંગ, બોડીઅજમોદ, સર્ષપ, જીરૂં, શાહજીરૂં, નગડનાં બીજ, ઇંદ્રજવ, કાળીપાડ, વાવડીંગ, ગજપીપર, કડુ, અતિવિષ, ભારંગી, વજ, પીલુડી, તમાલપત્ર, દેવદાર, પીપર, કઠ, રાસ્ના, મોથ, સૈંધવ, એળચી, ગોખરૂ, હરડે, ધાણા, બેહડાં, આમળાં, તજ, વાળો, અને જવખાર સમ ભાગે લેઈ, બારીક ચૂર્ણ કરી, તે સર્વની બરોબર ગૂગળ તેમાં મેળવીને તે સર્વને ઘીમાં મર્દન કરીને પીંડો બનાવવો, અને તેને ઘીના વાસણમાં રાખી મૂકવો. પછી તેમાંથી પાપા તોલાની (૨૪ રતની) ગોળીઓ કરી દોષ તથા કાળ વગેરેને અનુસરીને ખાવી. પ્રથમ થોડા દિવસ સૂધી એક એક ગોળી ખાવી, પછી દોઢ દોઢ ગોળી ખાવી, પછી અરધા તોલા જેટલી (બે બે ગોળી) ખાવી, અને પછી એક તોલા જેટલી (ચાર ચાર) ગોળીઓ ખાવી. આ યોગરાજ ગૂગળ અત્યંત મુખ્ય રસાયન છે. એ ખાનારને મૈથુન કે અન્નપાનનો કંઈ નિયમ રાખવાની જરૂર નથી. આ ગુગળ ખાવાથી અર્શ, ગ્રહણી, બરલ, ગુલ્મ, ઉદરરોગો, પેડુનો આફરો, મંદાગ્નિ, શ્વાસ, ઉધરસ, અરૂચિ, પ્રમેહ, નાભિનું શૂળ, કૃમિ, ક્ષય, છાતીની પકડ, સર્વ પ્રકારના વાતવ્યાધિઓ, આમવાત, અપસ્માર, દુષ્ટ વ્રણો, કોઢ, વીર્યના દોષો, રજના દોષો, ઉદાવર્ત, અને ભગંદર, એ રોગોનો નાશ થઈ જાય છે.

મહાયોગરાજ ગુગ્ગુલનાં અનુપાનો— આ ગૂગળ રાસ્નાદિ ક્વાથ સાથે ખાવાથી સર્વે વાતવ્યાધિઓ મટે છે; કાકોલ્યાદિ ક્વાથ સાથે પીવાથી સર્વ પિત્તરોગો મટે છે; આરગ્વધાદિ ક્વાથ સાથે પીવાથી સર્વ કફરોગો મટે છે; દારુહળદરના ક્વાથ સાથે પીવાથી સર્વે પ્રમેહો મટે છે; ગોમૂત્ર સાથે પીવાથી પાંડુરોગ મટે છે; અને મધ સાથે ખાવાથી મેદોવૃદ્ધિ મટે છે. લીમડાના ક્વાથ સાથે તે કોઢને, ગળોના ક્વાથ સાથે વાતરક્તને, મૂળાના ક્વાથ સાથે સોજાને, કાંકચના ક્વાથ સાથે ઊંદરના ઝેરને, ત્રિફળાના ક્વાથ સાથે નેત્રરોગોને, અને પુનર્નવાદિ ક્વાથ સાથે પીવાથી સર્વ ઉદરરોગોને મટાડે છે.

રાસ્નાદિ ક્વાથ—રાસ્ના, સાટોડી, સૂંઠ, ગળો, અને એરંડાનો ક્વાથ રાસ્નાદિ કહેવાય છે, તે ધાતુગત વાતો, આમવાત અને સર્વાંગગતવાતને પણ મટાડે છે.

રસોનકલ્ક—લસણનો કલ્ક તલના તેલ તથા સૈંધવ સહિત ખાવાથી સર્વ વાતરોગો તથા વિષમજ્વરો મટી જાય છે.

અથવા દૂધ, તેલ, ઘી, માંસ, ભાત અથવા સાઠીચોખાની સાથે દરરોજ બે બે તોલાભાર વધારીને લસણનો કલ્ક સાત દિવસ સૂધી ખાવાથી વાતરોગો, વિષમજ્વરો, શૂળો, ગુલ્મ, મંદાગ્નિ, ઉગ્ર બરલનો રોગ, હાથ તથા પડખાંનું શૂળ, માથું દુઃખવું, અને વીર્યના દોષો મટી જાય છે.

અન્નો, માંસો, ઘઉં, જવનો સાથવો, દૂધ, તેલ, ઘી, બટાઉડાં તથા લાવા અને તેતરનાં માંસો, હરણી તથા કુકડા અને સુવરનાં માંસો, વૈયાં તથા હરણનાં માંસો એ સાથે અગ્નિના બળ પ્રમાણે શીતકાળમાં લસણ ખાવું. એ પદાર્થોને વઘાર દેઈને સારા બનાવવા.

રસોનાષ્ટક—લસણના પાકા કંદની ફોતરાં વગરની કળીઓને ચીરી અંદરના અંકુરોને દૂર કરીને તેનો ઉગ્ર ગંધ કાઢવા માટે તેને રાત્રે દહિંમાં પલાળી રાખવી. સવારે કાઢી સૂકવીને છીપર ઉપર વાટીને તેનો કલ્ક કરવો. એ કલ્કમાં સમભાગે સંચળ, અજમો, શેકેલી હિંગ, સૈંધવ, સૂંઠ, મરી, પીપર અને જીરાનાં ચૂર્ણો લેઈને સર્વ કલ્કના પાંચમા ભાગ જેટલું મેળવી દેવું, અને કલ્કના ચોથા ભાગ જેટલું તલનું તેલ પણ તેમાં મેળવી દેવું. પછી નિત્ય પ્રાતઃકાળે તેમાંથી એક તોલા જેટલું, અથવા દોષાદિક ઉપર ધ્યાન આપીને યોગ્ય માત્રાથી ખાવું. ઉપર એરંડાના ક્વાથનું અનુપાન કરવું. આથી સર્વાંગવાત, એકાંગવાત, અર્દિત, અપતંત્રક, અપસ્માર, ઉન્માદ, ઊરુસ્તંભ અને ગૃધ્રસીને મટાડે છે. છાતી, પીઠ, કમર, કુખ તથા પડખાંની પીડા, અને કૃમિઓને પણ તે મટાડે છે. રસોનાષ્ટકનું નિત્ય સેવન કરનારાએ મદ્ય, માંસ તથા ખટાઇ ખાવી; અને શ્રમ, તડકો, રોષ, બહુજળ અને મૈથુનનો તો ત્યાગજ કરવો. અતિસાર, પ્રમેહ, પાંડુરોગ, અરુચિ, મૂર્છા, અર્શ, રક્તપિત્ત, શોષ, મહા ક્ષયરોગ કે ઉલટીવાળાએ; તેમજ ગર્ભવતી સ્ત્રીએ લસણ ખાવું નહિજ. પિત્તવાળાએ નિત્ય પથ્ય જમીને આ રસોનાષ્ટક લેઇ તેની અંતે વિરેચન લેવું. વિરેચન ન લેવાથી કોઢ કે પાંડુરોગ થાય

છે. રસોનાષ્ટકને નહિ ઇચ્છનારાં બાળકોને પણ તે માતાના ધાવણની સાથે દેવું. આમ કરવાથી મહા પ્રભાવવાળું લસણ સિદ્ધિ આપે છે.

વાતારિ રસ—પારો એક ભાગ, ગંધક બે ભાગ, ત્રિફળા ત્રણ ભાગ, ચિત્રક ચાર ભાગ, અને એરડિયા તેલથી મર્દન કરેલો ગૂગળ, પાંચ ભાગ એ સર્વને મેળવીને તેને પણ એરડિયા તેલની ભાવના દેઇને ગોળી કરવી. નિત્ય પ્રાતઃકાળે એક તોલા જેટલી ખાઇને ઉપર સૂંઠ અને એરડાનાં મૂળનો ક્વાથ પીવો, અને તે પછી રોગીના વાંસામાં એરડિયું તેલ ચોપડીને શેક કરવો. જો કદી રેચ લાગે તો સ્નિગ્ધ અને ગરમ અન્ન ખાવું. આ રસ નિયમિત ખાવાથી, અને મૈથુનનો ત્યાગ કરવાથી, એક માસમાં વાયુના રોગો મટી જાય છે.

**इति वातव्याधिनो अधिकार समाप्त.**

---

# ઊરૂસ્તંભનો અધિકાર.

## ઉરૂસ્તંભનાં નિદાન તથા લક્ષણો.

**शीतोष्णद्रवसंशुष्कगुरुस्निग्धैर्निषेवितैः । जीर्णाजीर्णे तथा यासमक्षोभस्वप्नजागरैः॥ स श्लेष्ममेदाः पवनः साममत्यर्थसाश्रितम्। अभिभूयेतरं दोषमुरु चेत्प्रतिपद्यते ॥ सक्थ्यस्थिनी प्रपूर्यान्तः श्लेष्मणा स्तिमितेन सः । तदा स्तभ्नाति तेनोरू स्तब्धौ शीतावचेतनौ ॥ परकीयाविव गुरू स्याताम तिशयेन तौ । ध्यानाङ्गमर्दस्तैमित्यतन्द्राच्छर्द्यरुचिज्वरैः ॥ संयुतं पादसदनकृच्छ्रोद्धरणसुप्तिभिः तमूरुस्तम्भमित्याहुराढ्यवातमथापरे ॥**

जीर्णाजीर्णे किञ्चिज्जीर्णे किञ्चिदजीर्णे शीतादिभिर्निषेवितैः भुक्तैः संक्षोभेण संचलनेन दिवास्वप्नेन रात्रौ जागरणेन अभिभूय दूषयित्वा इतरं दोषं कफं पित्तञ्च । स्तिमितेन आर्द्रेण वृतेनेति यावत् । नतु घनेन । स पवनः तदा ऊरुं स्तम्भेन अचेतनौ शून्यौ परकीयाविव । अक्रियावित्यर्थः । ध्यानम् मूढता । पादसम्बन्धिनीभिः सदनकृच्छ्रोद्धरणसुतिभिश्च संयुक्तं अयं सुश्रुतेन महावातव्याधिषु पठितः ॥

કંઇક જીર્ણ અને કંઇક અજીર્ણ હોય તેમાં શીત, ઉષ્ણ, દ્રવ, શુષ્ક, ભારે, અને સ્નિગ્ધ ભોજનોથી; શ્રમ, શરીરનું ચલન, દિવસે શયન તથા રાતે ઉજાગરો; એ સર્વથી કફ અને મેદ સહિત વાયુ, આમવાળા તથા બહુ એકઠા થઈ ગયેલા કફ તથા પિત્તને દુષિત કરીને સાથળમાં આવે છે, અને અંદર વીંટાયલા કફથી સાથળનાં હાડકાંને પૂરી દેઇને જડ કરી દે છે. એથી સાથળ અક્કડ, શૂન્ય, બહુ ભારે અને પરાયાંની પેઠે કામ કરવાને અશક્ત થઇ જાય છે. આ રોગમા મૂઢતા, અંગભંગ, તંદ્રા, ઉલટી, અરુચિ, જ્વર, પગની ગ્લાનિ, પગોનું માંડ માંડ ઉપડવું, અને પગોની જડતા થઇ જાય છે. આ ઉરૂસ્તંભ રોગ કહેવાય છે, અને તેને આઢ્યવાત પણ કહે છે. સુશ્રુતે આ રોગને મહા વાતવ્યાધિઓમાં ગણેલો છે.

## ઉરૂસ્તંભનું પુર્વરૂપ.

**प्राग्रूपं तस्य निद्रातिध्यानं स्तिमितता**

ज्वरः । रोमहर्षोऽरुचिश्छर्दिर्जङ्घोर्वोः सदनं तथा ॥

નિંદ્રા, અતિ ધ્યાન; ક્રિયા રહિતતા, જવર, રૂવાંડાંનું ઉભું થવું, અરૂચિ, ઉલટી, અને પીંડીમાં તથા સાથળોમાં પીડા એ ઉરૂસ્તંભનાં પૂર્વરૂપો છે.

## ઉરૂસ્તંભનું રૂપ.

वातशङ्किभिरज्ञानात् तत्र स्यात् स्नेहनात्पुनः । पादयोः सदनं सुप्तिः कृच्छ्रादुद्धरणं तथा । जङ्घोरुग्लानिरत्यर्थं शश्वद्दाहवेदना । पादश्च व्यथते न्यस्तः शीतस्पर्शं नवेत्ति च । संस्थाने पीडने गत्यां चालने चाप्यनीश्वरः । अन्यनेयौ हि सम्भग्नावूरुपादौ च मन्यते ॥

अज्ञानात् अनिश्चयात् । स्तम्भसुप्तिकर्म रहितपाददर्शनेन वातशङ्किभिः वातव्याधिशङ्किभिः । तत्र ऊरुस्तम्भे स्नेहनात् स्नेहदानात् । स्नेहादिना स्नेहन्या चिकित्सया पादसदनादयः ॥ ऊर्वोर्भग्नोपमत्वात् ते विकाराः स्युः जङ्घोर्गमनादावशक्तिः । अदाहवेदना ईषद्दाहेन सह वेदना । अन्यनेयौ अन्यचाल्यौ भवतः ॥

વાયુની શંકાથી જો ભૂલથી સ્નેહન કરવામાં આવે તો પગમાં પીડા તથા જડતા આવે છે. પગ માંડમાંડ ઉપડે છે, પીંડીઓ તથા સાથળોમાં ગ્લાનિ, અને જરા જરા દાહવાળી વેદના, એ વધારે થાય છે. પગ મૂકતાં દુખે છે, ટાઢા સ્પર્શની ખબર પડતી નથી, અને બેસવા તથા દબાવવા અને ચાલવા હાલવામાં અશક્તિ આવે છે. સાથળો તથા પગ ભાંગી ગયાં હોય એમ જણાય છે, અને તેને બીજો કોઈ ઉપાડે તોજ ઉપડી શકે છે.

## ઊરૂસ્તંભનું અરિષ્ટ.

यदा दाहार्तितोदार्तो वेपनः पुरुषो भवेत् । ऊरुस्तम्भस्तदा हन्यात् साधयेदन्यथा नवम् ॥

अन्यथा दाहाद्युपद्रवरहितं तमपि नवम् उत्पन्नमात्रं साधयेत् ॥

પુરૂષને જો દાહ, પીડા, શૂળ, અને કંપ થાય છે, તો તે ઉરુસ્તંભ મારી નાંખે છે, પણ તેમ ન હોય અને તુરતનો થયેલ હોય તો તે સાધ્ય છે.

## ઊરૂસ્તંભની ચિકિત્સા.

स्नेहासृक्स्राववमनं बस्तिकर्म विरेचनम् । वर्जयेदाढ्यवाते तु यतस्तैस्तस्य कोपनम् ॥ तस्मादत्र सदा कार्यं स्वेदलङ्घनरूक्षणम् । आममेदःकफाधिक्यान्मारुतं परिरक्षता ॥ यत्स्यात् कफप्रशमनं न तु मारुतकोपनम् । तत्सर्वं सर्वदा कार्यमूरुस्तम्भस्य भेषजम् ॥ सर्वो रूक्षः क्रमः कार्यस्तत्रादौ कफनाशनः । पश्चाद्वातविनाशाय विधातव्याखिला क्रिया । भोज्याः पुराणाः श्यामाककोद्रवोद्दालशालयः ॥ जाङ्गलैरघृतैर्मांसैः शाकैश्चालवणैर्हितैः । शाकैरलवणैर्ध्याज्जलतैलाज्यसाधितैः ॥ सुनिषण्णकनिम्बार्कवृंतारग्वधपल्लवैः । वायसीवास्तुकाद्यैश्च साधितैः शाकमूलकैः ॥ शाकैरलवणैर्युक्तं जीर्णशाल्योदनं भिषक् । रूक्षणाद्वातकोपश्चेन्निद्रानाशार्तिपूर्वकः ॥ स्नेहस्वेदक्रम-

स्तत्र कार्यो वातामयापहः । प्रतारयेत् प्रतिस्रोतो नदीं शीतजलां शिवाम् ॥ सरश्च विमलं शीतं स्थिरतोयं पुनःपुनः । यथाविशुष्केऽस्य कफे शान्तिमूरुग्रहो व्रजेत् ॥ शरीरबलमग्निश्च कार्येषा रक्षता क्रिया । स क्षारमूत्रस्वेदांश्च रूक्षान्युत्सादनानि च॥ कुर्यादाहे च मूत्राद्यैः करञ्जफलसर्षपैः । मूलैर्वाप्यश्वगन्धाया मूलैरर्कस्य वा भिषक् ॥ पिचुमंदस्य वा मूलैरथवा देवदारुणः ।क्षौद्रसर्षपवल्मीकमृत्तिकासंयुतैर्भिषक् ॥ गाढमुत्सादनं कुर्यादूरुस्तम्भे सवेदने । दन्ती द्रवन्ती सुरसा सर्षपैश्चापि बुद्धिमान् ॥ तर्कारीसुरसाशिग्रुवचावत्सकनिम्बकैः । पत्रमूलफलैस्तोयं शृतमुष्णञ्च सेवनम् ॥ भल्लातकाऽमृताशुण्ठीदारुपथ्यापुनर्नवाः । पञ्चमूलीद्वयोन्मिश्रा ऊरूस्तम्भनिबर्हणाः ॥ पिप्पली पिप्पलीमूलं भल्लातकफलानि च । कल्कं मधुयुतं पीत्वा ऊरूस्तम्भाद्विमुच्यते ॥ रास्नाऽश्यामाकपथ्यामरिचमिसिशिवा वेल्लशठ्यश्वगन्धा । याप्तच्छिन्नाजमोदा सुमुषमतिविषा वृद्धदारीबृहत्यौ ॥ शुण्ठी तिक्ता यवानी सहचरचविकैरण्डदार्व्याजकर्ण्य । ऊरुस्तम्भाम वातं कफपवनरुजं दण्डकांश्चाशु हन्युः ॥

इति रास्नादिक्काथः ॥

ग्रन्थिकारुष्ककृष्णानां काथं क्षौद्रान्वितं पिबेत् । लिह्याद्वा त्रिफलाचूर्णं क्षौद्रेण कटुकायुतम् ॥ सुखाम्बुना पिबेद्वापि चूर्णं पड्धरणं नरः । पिप्पलीवर्द्धमानं वा माक्षिकेण गुडे न वा । ऊरुस्तम्भे प्रशंसन्ति गण्डीरारिष्टमेव च । शिलाजतुं गुग्गुलुं वा पिप्पलीमथ नागरम् । उरुस्तम्भे पिबेन्मूत्रैर्दशमूलीरसेन वा । त्रिफला पिप्पली मुस्तं चव्यं कटुकरोहिणी ॥ लिह्याद्वा मधुना चूर्णमूरुस्तम्भार्दितो नरः । घृतं सौरेश्वरं दद्यादूरुस्तम्भे कफोत्तरे । दद्यात् शुण्ठी घृतं वापि वैश्वानरमथापि वा। सैन्धवाद्यं हितं तैलममृताख्योऽपि गुग्गुलुः॥ कुष्ठश्रीवेष्टकोदीच्यशरलं दारुकेशरम् । अजगन्धाश्वगन्धे च तैलं तैः सार्षपं पचेत् । सक्षौद्रं मात्रया तस्मादूरुस्तम्भार्दितः पिबेत्॥

इति कुष्ठाद्यं तैलम् ॥

पलाभ्यां पिप्पलीमूलान्नागरादष्टकट्वरम्। तैलप्रस्थं समं दध्ना गृध्रस्यूरुग्रहापहम् ॥ सस्नेहदधिसम्भूतं तक्रं कट्वरमुच्यते । अष्टकट्वरतैले च तैलं सार्षपमिष्यते । पिप्पलीमूलशुण्ठ्यांश्च प्रत्येकं द्विपलं कृतम् ॥

इति अष्टकट्वरं तैलम् ॥

द्विपञ्चमूली त्रिफला चित्रकं देवदारु च। एकाष्ठीलात्वपामार्गश्रेयसी वायसी शुभा॥ बला भार्गी पृथक्पर्णी सुवहा मदयन्तिका । विशालोशीरकाश्मर्यस्तिस्रो देयास्तथाग्निकः ॥ चिरबिल्वो ह्यशोकश्च कलश्यंशुमती तथा । पयस्या पीलुपर्णी च गुडूची च शतावरी ॥ एषां पञ्चपलान् भागान् जलद्रोणेषु सप्तसु ॥ अष्ट भागावशेषेण पचे तैलाढकं शतम् ॥ कुष्ठश्च शतपुष्पा च त्र्यूषणं चित्रकं वरा । देवदार्वगुरुश्रेष्ठं विडङ्गं मुस्तमेव च ॥ अश्वगन्धा स्थिरा पाठा

मूली श्यामाकमेव च । पिप्पल्यः शृङ्गवेरश्च दन्ती हिङ्गवम्लवेतसम् ॥ अनेन गर्भेण भिषक् कषायेण च साधयेत् । सिद्धशीतश्च पूतश्च क्षौद्रेण सह संसृजेत् ॥ तदस्य नस्यपानार्थं तदेवाभ्यञ्जने भवेत् । ऊरुस्तम्भश्शिरोद्भूतस्तैलेनानेन शाम्यति ॥ आमवातं शीतवातं क्षुद्रवातञ्च नाशयेत् ॥

इति द्विपञ्चमूलाद्यं तैलम् ॥

सिन्धुरुग्विश्वजा सोग्रा भार्गी यष्टी स्थिरा फलैः । दारुविश्वशटीधान्यकृष्णाकट्फलपौष्करैः ॥ दीप्यकातिविषैरण्डनीलीनीलाम्बुजैः पचेत् । तैलं संकाञ्जिकं हन्ति पानाभ्यञ्जननावनैः ॥ आमवातं कृमीन् गुल्मान् प्लीहोदराशिरोरुजः । मन्दाग्निं पक्षसन्ध्यण्डवातस्तम्भगदानपि ॥

इति महासैन्धवाद्यं तैलम् ॥

द्वे पले सैन्धवात्पञ्च शुण्ठ्या ग्रन्थिकचित्रकात् । द्वे द्वे भल्लातकास्थीनि विंशति द्वे तथाऽढके ॥ आरनालात्पञ्च प्रस्थं तैलस्यैरण्डजस्य च । गृध्रस्यूरुग्रहास्यार्तिसर्ववातविकारनुत् ॥

इति सैन्धवाद्यं तैलम् । इति ऊरुस्तम्भनिदान चिकित्साधिकारः ॥

સ્નેહન, લોહી કઢાવવું, વમન, બસ્તિ કર્મ, અને વિરેચન, એથી વાયુ કોપે છે, માટે ઊરુસ્તંભમાં એ કંઇ કરવાંજ નહિં; માટે અત્ર તો સ્વેદન, લંઘન અને રૂક્ષણ જ હંમેશાં કરવાં. આમ, મેદ, અને કફ વધારે હોવાથી વાયુનું રક્ષણ કરવામાં કફને શમાવનારાં અને વાયુને નહિ કોપાવનારાંજ ઔષધો કરવાં જોઇએ. ઊરુસ્તંભના ઉપાયમાં એ રીતે સર્વ કરવું જોઇએ. સર્વ રૂક્ષ ક્રિયાઓમાં પ્રથમ કફનો નાશ કરીને પછી વાતહર ક્રિયાઓ કરવી. જૂનો સામો, કોદરા, ઉદ્દાલ, ચોખા; ઘી વગરનાં જાંગલ માંસો, અને મીઠા વગરનાં શાકો હિતકારી થાય છે. મીઠું નાંખ્યા વગરનાં અને જળ તથા તેલથા રાંધેલાં શાકો આપવાં. સુનીષરણક, લીમડાનાં પાન, આકડાનાં દીંટિયાં, ગરમાળાનાં તથા અઘેડીનાં પાન, ખથવો, અને મૂળા, વગેરે લવણ વગરનાં શાકો આપવાં. ખાધેલું જીર્ણ થયા પછી વૈદ્યે રોગીને લવણ વગરનાં શાકો સાથે રાતા ચોખાનો ભાત ખવરાવવો. રૂક્ષક્રિયાથી નિંદ્રાનો નાશ અને વાતપ્રકોપ થાય તો વાતહર, સ્નેહન તથા સ્વેદન ક્રિયા કરવી; ટાઢા જળવાળી સુંદર નદીમાં રોગીને પ્રવાહની સ્હામે ચલાવવો; અને નિર્મળ, શીતળ, તથા સ્થિર જળવાળા તળાવમાં વારંવાર ચલાવવો. શરીરનાં બળનું તથા અગ્નિનું રક્ષણ કરતાં કફ સૂકાઇને ઊરુસ્તંભ મટે એ રીતે ક્રિયા કરવી. ક્ષારો તથા મૂત્રો સંયુક્ત પદાર્થોનું સ્વેદન કરવું, તથા રૂક્ષ પદાર્થોથી સાથળોને ચોળવી. દાહ હોય તો મૂત્ર વગેરેથી; અથવા કરંજના ફળ સહિત સર્ષપોથી; અથવા આસોંદ, આકડો, લીમડો, અને દેવદાર એઓનાં મૂળોથી સાથળો ચોળવી. વેદનાવાળા ઊરૂસ્તંભમાં ઉપરના પદાર્થોને મધ, રાફડાની માટી, અને સર્ષપ સહિત સાથળ ઊપર ચોળવાં. ઊરૂસ્તંભના રોગમાં ડાહ્યા વૈદ્યે નાનો તથા મોટો નેપાળો, કાળી તુળસી, અને

સર્ષપથી સાથળ ચોળવી. અરણી, કાળી તુળસી, સરગવો, વજ, અરડૂસી, અને લીમડો,–એમનાં પાન, મૂળ, તથા ફળનો કવાથ ઊનો ઊનો પાવો.

ભીલામાં, ગળો, સૂંઠ, દેવદાર, હરડે, સાટોડી, અને દશમૂલીના સેવનથી ઊરૂસ્તંભ મટી જાય છે.

પીપર, પીપરીમૂળ, તથા ભીલામાંનાં ફળનો કલ્ક મધમાં ચાટવાથી ઊરૂસ્તંભ મટે છે.

રાસ્ના, સામો, હરડે, મરી, સુવા, હળદર, વાવડીંગ, કચૂરો, આસોંદ, જવાસો, ગળો, બોડીઅજમોદ, સુમુખ નામની તુળસી, અતિવિષ, વરધારો, ઊભી તથા બેઠી ભોરીંગણીઓ, કડુ, સૂંઠ, અજમો, કાંટાશરિયો, ચવક, એરંડો, દારૂહળદર, અને રાળનો કવાથ ઊરૂસ્તંભ, આમવાત, કફના રોગો, વાતરોગો અને દંડકાક્ષેપને તુરત હણી નાંખે છે. આ કવાથ રાસ્નાદિ કવાથ તરીકે ઓળખાય છે.

પીપરીમૂળ, ભીલામો, અને પીપરનો કવાથ મધ નાંખીને પીવાથી ઊરૂસ્તંભ મટે છે.

ત્રિફળા તથા કડુનું ચૂર્ણ મધમાં ચાટવાથી ઊરૂસ્તંભ મટી જાય છે.

વાતવ્યાધિઓના પ્રકરણમાં કહેલ ષડ્ધરણયોગ સ્હેવાતા ઊના પાણીમાં પીવાથી ઊરૂસ્તંભ મટી જાય છે.

મધ અથવા ગોળની સાથે વધતી જતી પીપર ખાવાથી ઊરૂસ્તંભ મટી જાય છે.

ઊરૂસ્તંભમાં કડવા સરણનો આસવ પણ બહુ વખાણાય છે.

મૂત્ર અથવા દશમૂલીના રસની સાથે શિલાજિત્, ગૂગળ, પીપર, કે સૂંઠ પીવાથી ઊરૂસ્તંભની પીડા મટી જાય છે.

ત્રિફળા, પીપર, મોથ, ચવક, અને કડુનું ચૂર્ણ મધમાં ચાટવાથી ઊરૂસ્તંભ મટે છે.

કફની અધિકતાવાળો ઊરૂસ્તંભ સૌરેશ્વરઘૃત, વૈશ્વાનર ચૂર્ણ, શુંઠીઘૃત, સૈંધવાદિતેલ, અથવા અમૃતાગુગ્ગુલથી પણ મટી જાય છે.

## કુષ્ઠાદ્યતૈલ.

કઠ, લોબાન, વાળો, શરૂ, દેવદાર, નાગકેશર, જંગલી તુળસી, અને આસોંદના કલ્કથી પકાવેલું સરસિયું તેલ યોગ્યમાત્રાથી મધ સાથે પીવાથી ઊરૂસ્તંભ મટી જાય છે.

## અષ્ટકટ્વરતૈલ.

આઠ આઠ તોલા પીપરીમૂળ તથા સૂંઠ, તરવાળા દહિંની ઘાટી છાશ ચોસઠ તોલા, અને ચોસઠ તોલા દહિંમાં પકાવેલ ચોસઠ તોલા સરસિયું તેલ અષ્ટકટ્વર તૈલ કહેવાય છે. એનાથી ઊરૂસ્તંભ મટી જાય છે.

## દ્વિપંચમૂલાદ્યતૈલ.

દશમૂલી, ત્રિફળા, ચિત્રક, દેવદાર, મોટી ઓલસરી, અઘેડો, ગજપીપર, રાતી અઘેડી, તપખીર, બળદાણા, ભારંગી, મોરવેલ, નગડ, ચંબેલી, ઈંદ્રવારૂણી, વાળો, સીવણ, રક્તચિત્રક, કરંજ, આસોપાલવ, નાનો સમેરવો, ક્ષીરકાકોલી, પીલુડી, ગળો, અને શતાવરી—વીશ વીશ તોલા ભાર લેઇને તેને ૭૧૬૮

તોલા પાણીમાં પકાવી; આઠમા ભાગનું પાણી રહે ત્યારે તે પાણીમાં ૨૫૬૦૦ તોલા તેલ પકાવવું. પછી કઠ, સૂવા, સૂંઠ, મરી, પીપર બમણી, ચિત્રક, ત્રિફળા, દેવદાર, ઉત્તમ અગર, વાવડીંગ, મોથ, આસોંદ, સમેરવો, કાળીપાડ, મૂળા, શામો, આદુ, નેપાળો, હિંગ, અને અમ્લવેતસના કવાથ તથા કલ્કોથી એ તેલને ફરીથી પકાવવું. પછી ટાઢું પડયેથી ગાળી લેઇને તે તેલમાં મધ નાંખવું. આના નસ્ય, પાન અને અભ્યંગથી લાંબા કાળનો ઊરૂસ્તંભ પણ મટી જાય છે. આ તેલ આમવાત, ક્ષુદ્રવાત, અને શીતવાતનો પણ નાશ કરે છે.

## મહાસૈંધવાદ્યતૈલ.

સૈંધવ, કઠ, લઘુશતાવરી, વજ, ભારંગી, જેઠીમધ, સમેરવો, જાયફળ, દેવદાર, સૂંઠ, કચૂરો, ધાણા, પીપર, કાયફળ, પુષ્કરમૂળ, અજમો, અતિવિષ, એરંડો, ગળી, અને નીલકમળથી પકાવેલું તેલ કાંજી સાથે પીવાથી તથા અભ્યંગ અને નસ્ય લેવાથી આમવાત, કૃમિ, ગુલ્મો, બરલનો રોગ, ઉદરરોગ, માથાના રોગો, મંદાગ્નિ, પક્ષાઘાત, સંધિવાત, વૃષણના રોગ, તથા વાયુથી ઝલાઈ જવાનો રોગ નાશ પામે છે.

## સૈંધવાદ્યતૈલ.

સૈંધવ આઠ તોલા, સૂંઠ વીશ તોલા, અને આઠ આઠ તોલા ચિત્રક અને પીપરીમૂળ, એંશી તોલા ભીલામાના ઠળિયા, અને ૫૧૨ તોલા આરનાલથી ૩૨૦ તોલા એરંડિયું તેલ પકાવવું. આ સૈંધવાદ્યતૈલથી ગૃધ્રસી, ઊરૂસ્તંભ, મુખની પીડા, તથા સર્વ વાતવ્યાધિઓ મટી જાય છે.

---

# ૨૨. આમવાતાધિકાર.

## આમવાતનાં નિદાન.

**विरुद्धाहारचेष्टाभ्यां मन्दाग्नेर्निश्चलस्य च। स्निग्धं भुक्तवतो ह्यन्नं व्यायामं कुर्वतस्तथा ॥ वायुना प्रेरितो ह्यामः श्लेष्मस्थानं प्रधावति । तेनात्यर्थमपक्कोऽसौ धमनीभिः प्रपद्यते ॥ वातपित्तकफैर्भूयो दूषितःसोऽन्नजो रसः । स्रोतांस्यभिष्यन्दयति नानावर्णोतिऽपिच्छिलः॥ जनयत्याग्निदौर्बल्यं हृदयस्य च गौरवम् । व्याधीनामाश्रयो ह्येष आमसंज्ञोऽतिदारुणः ॥**

विरुद्धाहारचेष्टस्य । विरुद्धाहारः क्षीरमत्स्यादिः। निश्चलस्य निर्व्यायाम परस्य ॥ स्निग्धं भुक्तवतो ह्यन्नं व्यायामं कुर्वन्न इति मिलितो हेतुः। श्लेष्मस्थानम् आमाशयसन्ध्यादि तेन श्लेष्मस्थानगमनेन । अत्यन्तं अपक्कः । पित्तस्थानगमनेन पक्को भविष्यतीत्याभिप्रायः । असौ आमः धमनीभिः प्रपद्यते । धमनीमार्गैश्चलति भूयो दूषितः अतिशयेन दूषितः । सोऽन्नजो रस आमः स्रोतांसि अभिष्यन्दयति संश्रित्य रसवहशिरावरोधं कृत्वा स्रोतांसि गुरूणि कुर्यात् । नानावर्णः वातादिजनितवर्णभेदान्नानावर्णः ॥

**अजीर्णाद्यो रसो जातः सञ्चितो हि क्रमेण वै । आमसंज्ञां स लभते शिरोगात्ररुजाकरः ॥** अजीर्णाद्भुक्तादजीर्णात् ॥

વિરૂદ્ધ આહાર તથા ચેષ્ટાઓથી, હંમેશાં મંદાગ્નિવાળો છતાં જમે તોપણ ખાવામાં ગૂથાયા કરવાથી, કસરત નહિ કરવાથી, વાયુથી પ્રેરિત આમ કફના સ્થાનમાં જાય છે. તેથી નહિં પાકેલો એવો તે ધમનીયોમાં પ્રાપ્ત થાય છે. એ રીતે વાત, પિત્ત, તથા કફ, એ ત્રણેથી દૂષિત થઇને સ્રોતોમાં રહીને રસનું વહન કરનારી શિરાઓને રોકીને સ્રોતોને ભારે કરી દે છે. વાયુ વગેરેને લીધે અનેક રંગોવાળો અને ચીકણો પીછાવાળો એ આમ અગ્નિને મંદ કરી નાંખીને હૃદયને ભારે કરી મૂકે છે. આ મહા દારૂણ એવો આમ વ્યાધિઓનાં સ્થાનરૂપ છે.

## આમનું સ્વરૂપ.

નહિ પચેલા અન્નમાંથી ઉત્પન્ન થઇને ક્રમસર એકઠો થઇ ગયલો રસ આમ કહેવાય છે, તે માથામાં તથા અંગોમાં પીડા કરે છે.

## આમવાતનું સામાન્ય લક્ષણ.

**युगपत्कुपितावेतौ त्रिकसन्धिप्रवेशकौ । स्तब्धञ्च कुरुतो गात्रमामवातः स उच्यते ॥**

एतौ वातकफौ त्रिकसन्धिप्रवेशकौ वेदनयेति बोद्धव्यम् ॥

**(अन्यच) अङ्गमर्दोऽरुचिस्तृष्णा आलस्यं गौरवं ज्वरः । अपाकः शून्यताङ्गानामामवातस्य लक्षणम् ॥** विशेषार्थमस्य संग्रहः ॥

એકી વખતે કોપ પામેલા વાયુ તથા આમ વેદનાથી ઢાંઢાના સાંધાઓમાં પ્રવેશ કરીને ગાત્રોને સ્તબ્ધ કરી દે છે એ રોગ આમવાત કહેવાય છે. અંગમર્દ, અરૂચિ, તૃષા, આળસ, ગૌરવતા, જ્વર, અપચો, અંગોની શૂન્યતા, એ આમવાતનાં લક્ષણો છે

## વાતાધિક આમવાતનું લક્ષણ.

**स कष्टः सर्वरोगाणां यदा प्रकुपितो भवेत् । हस्तपादशिरोगुल्फत्रिकजानूरुसन्धिषु ॥ करोति सरुजं शोथं यत्र दोषः प्रपद्यते । स देशो रुज्यतेऽत्यर्थं व्याविद्ध इव वृश्चिकैः ॥ जनयेत्सोऽग्निदौर्बल्यं प्रसेकारुचिगौरवम् । उत्साहहानिं वैरस्यं दाहञ्च बहुमूत्रताम् ॥ कुक्षौ कठिनतां शूलं तथा निद्राविपर्ययम् । तृट्छर्दिभ्रममूर्च्छाश्च हृद्ग्रहं विड्विबद्धताम् ॥ जाड्यान्त्रकूजमानाहं कष्टांश्चान्यानुपद्रवान् ॥**

यदा प्रकुपितो भवेत् प्रकर्षेण कुपितः स्यात् तदा वक्ष्यमाणानुपद्रवान् करोति । हस्तेत्यादि यत्र दोषः दुष्टः आमः प्रपद्यते गच्छति । तानाह जाड्यम् । अकर्मण्यत्वं ; अन्यानुपद्रवान् । कलापखञ्जत्वादीन् ॥

સર્વ રોગોમાં અત્યંત દુષ્ટ એવો એ આમવાત થાય છે ત્યારે હાથ, પગ, માથું, ઘૂંટી, ઢાંઢું, ગોઠણ, સાથળ, અને સાંધાઓમાં પીડાકારક સોજા થાય છે, જે ભાગમાં એ દુષ્ટ આમ જાય છે ત્યાં વીંછી જેવી વેદના કરે છે, જઠરાગ્નિ મંદ પડે છે, મુખમાં થુંક આવે છે, અરૂચિ તથા શરીરમાં ભારેપણું થાય છે, ઉત્સાહ જતો રહે છે, વૈરસ્ય અને દાહ થાય છે, મૂત્ર બહુ નીકળે છે, પેટ કઠણ થાય છે, શૂળ આવે છે, નિદ્રા જતી રહે

છે, તરસ લાગે છે, મૂર્છા અને ઉલટી થાય છે, છાતી ઝલાય છે, મળ બંધ અને જડતા આવે છે, આંતરડાંમાં અવાજ થાય છે, પેઢુ ચઢી આવે છે, અને બીજા પણ કલાપખંજતા વગેરે દુઃખદેણ રોગો થાય છે.

## આમવાતના દોષો વિષે.

पित्तात् सदाहरोगश्च सशूलं पवनात्मकम् । स्तिमितं गुरुकण्डूकं कफजुष्टं तमादिशेत् ॥ गुरुकण्डूकम् बहुकण्डूकम् ॥

આમવાત પિત્તથી હોય તો બળતરા અને રતાશ હોય છે, વાયુથી શૂળ હોય છે, અને ચળ તથા જડતા કફથી હોય છે.

## આમવાતની સાધ્યાસાધ્યતા.

एकदोषानुगः साध्यो द्विदोषो याप्य उच्यते । सर्वदेहचरैः शोथैः स कष्टः सान्निपातिकः ॥

એક દોષનો આમવાત સાધ્ય છે, બે દોષનો હોય તો તે કષ્ટસાધ્ય છે. અને ત્રણે દોષોથી હોય તો સોજા થાય છે અને તે અસાધ્ય છે.

## આમવાતની ચિકિત્સા.

लङ्घनं स्वेदनं तिक्तं दीपनानि कटूनि च । विरेचनं स्नेहनञ्च बस्तयश्चाममारुते ॥ रूक्षः स्वेदो विधातव्यो वालुकापुटकैस्तथा । उपनाहाश्च कर्तव्यास्तेऽपि स्नेहविवर्जिताः ॥ आमवाताभिभूताय पीडिताय पिपासया । पञ्चकोलेन संसिद्धं पानीयं हितमुच्यते । शुष्कमूलकयूषं वा यूषं वा पाञ्चमौलिकम् । रसकं काञ्जिकं वापि शुण्ठीचूर्णावचूर्णितम् ॥ सौवीरं स्विन्नवार्ताकं तथा तिक्तफलानि च । वास्तूकशाकं सारिष्टं शाकं पौनर्नवं हितम् ॥ पटोलं गोक्षुरश्चैव वरुणं कारवेल्लकम् । यवान्नं कोरदूषान्नं पुराणं शालिषाष्ठिकम् ॥ लावकानां तथा मांसं हितं तक्रेण संस्कृतम् । हितश्च यूषः कौलत्थः कालायश्चणकस्य च ॥ रुच्यं दद्याद्यथा सात्म्यमामवाताहितश्च यत् । शतपुष्पा वचा विश्वश्वदंष्ट्रावरुणत्वचः ॥ पुनर्नवा सदेवाह्वसटीमुण्डितिकाः समाः । प्रसारणी च तर्कारीफलश्च मदनस्य च ॥ शुक्तकाञ्जिकपिष्टा च कोष्णा च लेपने हिता ॥ अहिंस्रा रुबुकान्मूलं शिग्रुर्वल्मीकमृत्तिका । मूत्रपिष्टैश्च कर्तव्यमुपनाहः प्रलेपनम् ॥ चित्रकं कटुका पाठा कलिङ्गातिविषामृता । देवदारुवचा मुस्तनागरातिविषाभया । पिबेदुष्णाम्बुना नित्यमामवातस्य भेषजम् । शटी शुण्ठ्यभया चोग्रा देवाह्वातिविषामृताः ॥ कषायमामवातस्य पाचनं रूक्षभोजनम् । पुनर्नवा च बृहती वर्द्धमानफणिज्जकैः ॥ कल्पयेत् काथमामे तु मूर्वाशिग्रुद्रुमैरपि क्व । सेवनञ्चामवातस्य रुबूकपयसापि वा ॥ लिह्यात् पथ्यां सविश्वां वा मूत्रैर्वा गुग्गुलुं पिबेत् । विश्वालम्बुषयोः कल्कमद्याद्वा तिलविश्वयोः ॥ विश्वपथ्या मृता काथं कवोष्णं कौशिकान्वितम् । कटीजङ्घोरुपृष्ठानां रुजं पीतं निवर्तयेत् ॥ हिंगु चव्यं विडं

शुण्ठी कृष्णाजाजी सपुष्करम् । भागोत्त-रमिदं चूर्णं पीतं वातामजिद्भवेत् ॥
इति हिंग्वाद्यं चूर्णम् ।

पिप्पली पिप्पलीमूलं सैन्धवं कृष्णजीरकम् । चव्यचित्रकतालीसपत्रकं नागकेशरम् ॥ एषां द्विपलिकान् भागान् पञ्चसवर्चलस्य च । मरिचाजाजिशुण्ठीनामेकैकस्य पलं पलम् ॥ दाडिमात् कुडवश्चैव द्वे पले चाम्लवेतसात् ॥ सर्वमेकत्र संक्षुद्य योजयेत् कुशलो भिषक् ॥ पिप्पल्याद्यमिति ख्यातं नष्टस्याग्नेश्च दीपनम् । अर्शांसि ग्रहणी गुल्ममुदरं सभगन्दरम् ॥ कृमिकंडुरुचीर्हन्यात् सुरयोष्णोदकेन वा ।नातःपरतरं किञ्चिदामवातस्य भेषजम् ॥
इति पिप्पल्याद्यं चूर्णम् ॥

पथ्याविश्वयवानीभिस्तुल्याभिर्णितं पिबेत् । तक्रेणोष्णोदकेनापि काञ्जिकेनाथवा पुनः ॥ आमवातं निहन्त्याशु शोथं मन्दाग्नितामपि । पीनसङ्कासहृद्रोगं स्वरभेदमरोचकम् ॥ इति पथ्याद्यं चूर्णम् ॥

रसोनविश्वनिर्गुण्डीक्वाथमामार्दितः पिबेत्। नातःपरतरं किञ्चिदामवातस्य भेषजम् ॥
इति रसोनादिकषायः ॥

रास्नां गुडूचीमेरण्डं देवदारुमहौषधम् । पिबेत् सर्वाङ्गिके वाते सामे सन्ध्यस्थिमज्जगे ॥ इति रास्नापञ्चकः ॥

पिप्पली पिप्पलीमूलचव्यचित्रकनागरैः। क्वथितं वारि तत् पेयमामवातविनाशनम् ॥
इति पिप्पल्यादिक्वाथ ॥

शटी विश्वौषधीकल्कं वर्षाभूक्वाथसंयुतम् । सप्तरात्रं पिबेज्जन्तुरामवातविनाशनम् ॥ इति शट्यादिः ॥

रास्नामृतारग्वधदेवदारुत्रिकण्टकैरण्डपुनर्नवानाम् । क्वाथं पिबेन्नागरचूर्णमिश्रं जंघोरुपार्श्वत्रिकपृष्ठशूली ॥
इति रास्नासप्तकः ॥

आमवाते कणायुक्तं दशमूलीजलं पिबेत् । खादेद्वाप्यभया विश्वं गुडूचीं नागरेण वा ॥ चित्रकेन्द्रयवाः पाठा कटुकातिविषाभयाः । आमाशयोत्थवातघ्नं चूर्णं पेयं सुखाम्बुना ॥ पुनर्नवामृता शुण्ठी शतावा वृद्धदारकम् । शठीमुण्डितिकाचूर्णमारनालेन पाययेत् ॥ आमवातं निहन्त्याशु गृध्रसीमुद्धतामपि ॥ इति पुनर्नवादिचूर्णम् ॥

कर्षं नागरचूर्णस्य काञ्जिकेन पिबेत् सदा । आमवातप्रशमनं कफवातहरं परम् ॥ पञ्चकोलकचूर्णन्तु पिबेदुष्णेन वारिणा । मन्दाग्निशूलगुल्मामकफारोचकनाशनम् ॥ आमवातगजेन्द्रस्य शरीरवनचारिणः। एक एव निहन्त्याशु एरण्डस्नेहकेसरी ॥ एरण्डतैलयुक्तां हरीतकीं भक्षयेन्नरो विधिवत् । आमानिलार्तियुक्तो गृध्रसि वृद्धयार्दितो नियतम् ॥ आरग्वधस्य पत्राणि भृष्टानि कटुतैलतः । आमघ्नानि नरः कुर्यात् सायं भक्तावृतानि च ॥ वायुः कट्याश्रितः शुद्धः सामो वा जनयेद्रुजम् । कटीग्रहः स एवोक्तः पङ्गुसक्थ्नोर्द्वयोर्वधात् ॥ शुण्ठीगोक्षुरकक्वाथः प्रातःप्रातर्निषेवितः । सामे वातकटीशूले पाचनं रुक्प्रणाशनम् ॥ यव-

क्षारसमायुक्तं मूत्रकृच्छ्रविनाशनम् । दशमूलीकषायेण पिबेद्वा नागराम्भसा ॥ कटीशूलेषु पातव्यं तैलमेरण्डसम्भवम् । महौषधगुडूच्योश्च क्वाथं पिप्पलिसंयुतम् । पिबेदामे सरुक्कोष्ठे कटीशूले विशेषतः । विशोध्यैरण्डबीजानि पिष्ट्वा क्षीरे विपाचयेत् ॥ तत्पायसं कटीशूले गृध्रस्यां परमौषधम् । सर्पिस्तैलं गुडं शुक्तं पञ्चमं विश्वभेषजम् ॥ पीतमेतद्भवेत्सद्यस्तर्पणं कटिशूलनुत् । न हि चैतत् समं किञ्चिन्निरामे कटिमारुते ॥ सुरतरुवल्कलसहितं गोमूत्रं स्थापितन्तु सप्ताहम् । हिङ्गुवचाशतपुष्पासैन्धवयुक्तेन तेनाथ ॥ तत्पुटपक्वं हन्यात् कटीरुजं दारुणं पुंसाम् । आममेदोवृद्धिभवान् विकारांश्चानिलोद्भवान् ॥ अमृतानागरक्षोक्षुरमुण्डितिकावरुणकैः कृत चूर्णम् । मस्त्वारनालपीतं सामानिलनाशनं ख्यातम् ॥ इति अमृताद्यं चूर्णम् ॥

अलम्बुषा गोक्षुरकं त्रिफलानागरामृताः । यथोत्तरं भागवृद्ध्या श्यामाचूर्णश्च तत्समम् ॥ पिबेन्मस्तु सुरा तत्र काञ्जिककोष्णोदकेन वा । आमवातं जयत्याशु सशोथं वातशोणितम् ॥ त्रिकजानूरुसन्धिस्थज्वरारोचकनाशनम् । अलम्बुषादिकं चूर्णं रोगानीकविनाशनम् ॥ इति अलम्बुषादिचूर्णम् ॥

अलम्बुषा गोक्षुरकं मूलं वरुणकस्य च । गुडूची नागरश्चेति समभागानि कारयेत् ॥ काञ्जिकेन तु तत्पेयं बिडालपदमात्रकम् । आमवाते प्रवृद्धे च योगोयममृतोपमः ॥ इति अलम्बुषाद्यं चूर्णम् ॥

अलम्बुषा गोक्षुरकं गुडूची वृद्धदारुकम् । पिप्पली त्रिवृता मुस्ता वरुणं स पुनर्नवम् ॥ त्रिफला नागरश्चेति सूक्ष्मचूर्णानि कारयेत् । मस्त्वारनालतक्रेण पयोमांसरसेन वा ॥ आमवातं निहन्त्याशु श्वयथुं सन्धिसंस्थितम् । इति अलम्बुषाद्यं चूर्णम् ॥

मणिमन्थस्य भागौ द्वौ यवान्यास्तद्वदेव तु । भागास्त्रयोऽजमोदायां नागराद्भागपञ्चकम् ॥ दश द्वौ च हरीतक्याः सूक्ष्मं चूर्णीकृतं शुभम् । मस्त्वारनालतक्रेण सर्पिषोष्णोदकेन वा ॥ पीतञ्जयत्यामवातं गुल्मं हृद्बस्तिजान् गदान् । प्लीहानं ग्रन्थिशूलादीनानाहं गुदजानि च ॥ विबन्धं जाठरान् रोगान् कटीबस्तिसमुत्थितान् । वातानुलोमनमिदं चूर्णं वैश्वानरं स्मृतम् ॥ इति वैश्वानरचूर्णम् ॥

असीतकं मागधिका गुडूची श्यामा वराही गजकर्णशुण्ठीः । समा घृताः कृत्स्नमिदन्तु चूर्णं पिबेत्तदुष्णोदकमण्डयूषैः ॥ तक्रे रसैर्मद्यसमस्तुभिर्वा यथेष्टचेष्टस्य च भोजनस्य । अवाहुकं गृध्रसिखञ्जवातं विश्वाचितूनीप्रतितूनिरोगान् ॥ जङ्घामवातार्दितवातरक्तं कटीग्रहं गुल्मगुदामयञ्च । सक्रोष्टुकं पाण्डुगरोग्रशोफं हन्यादुरुस्तम्भमुदीर्णवेगम् ॥ इति असीतकं चूर्णम् ॥

शुण्ठीनां षट्पलं पिष्टं धान्याकं द्विपलं तथा । चतुर्गुणं जलं दत्वा घृतप्रस्थं विपाचयेत् ॥ वातश्लेष्मामयान् हन्यादग्निवृद्धि-

करं परम् । दुर्नामश्वासकासघ्नं बलवर्णाग्निवर्धनम् ॥ इति शुण्ठीधान्यकघृतम् ॥

पुष्ट्यर्थं पयसा साध्यं दध्ना विण्मूत्रसंग्रहे । दीपनार्थं मतिमता मस्तुना च प्रकीर्तितम् ॥ सर्पिर्नागरकल्केन सौवीरं तच्चतुर्गुणम् । सिद्धमग्निकरं श्रेष्ठमामवातहरं परम् ॥ इति शुण्ठीघृतम् ॥

नागरक्वाथकल्काभ्यां घृतप्रस्थं विपाचयेत् । चतुर्गुणेन तेनाथ केवलेन जलेन वा । वातश्लेष्मप्रशमनमग्निसन्दीपनं परम्। नागरं घृतमित्युक्तं कटीशूलामनाशनम् ॥ इति शुण्ठीघृतम् ॥

हिङ्गुत्रिकटुकं चव्यं माणिमन्थं तथैव च। कल्कान् कृत्वा तु पलिकान् घृतप्रस्थं विपाचयेत्॥ आरनालाढकं दत्वा तत्सर्पिर्जठरापहम् । शूलं विबन्धमानाहमामवातकटीग्रहम् ॥ नाशयेद्ग्रहणीदोषं मन्दाग्नेर्दीपनं परम् ॥ इति काञ्जिकाद्यं घृतम् ॥

शृङ्गवेरयवक्षारपिप्पलीमूलपिप्पलीः । पिष्ट्वा विपाचयेत्सर्पिरारनाले चतुर्गुणे ॥ शूलं विबन्धमानाहमामवातं कटीग्रहम् । नाशयेद् ग्रहणीदोषमग्निसन्दीपनं परम् ॥ इति शृङ्गवेराद्यं घृतम् ॥

पिबेद्धिन्दुघृतं वापि धान्वतरमथापि वा । महाशुण्ठीघृतं वापि आमवाते पुनःपुनः ॥ यत् किञ्चिल्लेखनं सर्पिर्दीपनं पाचनञ्च यत् । तत् सर्वमामवातेषु योज्यं वा मस्तु षट्पलम् ॥ अजमोदमरिचपिप्पलिविडङ्गसुरदारुचित्रकशताह्वाः । सैन्धवपिप्पलिमूलं भागा नवकस्य पलिकाः स्युः ॥ शुण्ठी दशपलिका स्यात् पलानि तावन्ति वृद्धदारस्य । पथ्यापलानि पञ्च च सर्वाण्येकत्र कारयेच्चूर्णम् ॥ समगुडवटकानदतश्चूर्णं वाकोष्णवारिणा पिबतः । नश्यन्त्यामाश्वनिलजाः सर्वे रोगाः सुकष्टाश्च॥ प्रतितूनीविश्वाचीरोगाश्चान्येऽपि गृध्रसी चोग्रा ॥ कटिपृष्ठगुदस्फुटनं स्फुटनश्चैवातिजङ्घयोस्तीव्रम् ॥ श्वयथुश्च सर्वसन्धिषु ये चान्येप्यामवातसम्भूताः । सर्वे प्रयान्ति नाशन्तम् इव सूर्यांशुविध्वस्तम् क्षुद्बोधमरोगित्वं स्थिरयौवनमथ वलीपलितनाशम्। कुरुते च तथाभ्यासाद्गुणानथान्यांस्तथा सुबहून् ॥ इति अजमोदादिः ॥

चित्रकं पिप्पलीमूलं यवानीं कारवीं तथा । विडङ्गमजमोदाश्च जीरके सुरदारु च ॥ चव्यैला सैन्धवं कुष्ठं रास्ना गोक्षुरधान्यकम् । त्रिफला मुस्तकं व्योषन्त्वगुशीरं यवाग्रजम् ॥ तालीसपत्रं पत्रञ्च सूक्ष्मचूर्णानि कारयेत् । यावन्त्येतानि चूर्णानि तावन्मात्रन्तु गुग्गुलुम् । संमर्द्य सर्पिषा गाढं स्निग्धे भाण्डे निधापयेत् ॥ अतो मात्रां प्रयुञ्जीत यथेष्टाहारवानपि ॥ अग्निमान्द्यामवातादीन् क्रिमिदुष्टव्रणानपि। प्लीहगुल्मोदरानाहदुर्नामानि विनाशयेत् । अग्निञ्च कुरुते दीप्तं तेजोवृद्धिं बलं तथा। वातरोगान् जयत्येष सन्धिमज्जागतानपि॥ इति योगराजगुग्गुलुः ॥

प्रसारण्याढकक्वाथे प्रस्थो गुडरसो मतः । पक्वः पञ्चोषणरजोयुक्तः स्यादामवातहा॥ इति प्रसारणीलेह ॥

नागरस्य पलान्यष्टौ घृतस्य पलविंशतिम्। क्षीरद्विप्रस्थसंयुक्तं खण्ड स्यार्द्धशतं पचेत्॥ व्योषत्रिजातकद्रव्यात् प्रत्येकञ्च पलं पलम्। निदध्याच्चूर्णितं तत्र खादेदग्निबलं प्रति॥ आमवातप्रशमनं बलपुष्टिविवर्धनम्। बल्यमायुष्यमोजस्यं वलीपलितनाशनम्। आमवात प्रशमनं सौभाग्यकरमुत्तमम्॥

इति खण्डशुण्ठी॥

पलं शतं रसोनस्य तिलस्य कुडवं तथा। हिङ्गुत्रिकटुकं क्षारौ द्वौ पञ्च लवणानि च॥ शतपुष्पा निशा कुष्ठं पिप्पलीमूल चित्रकौ। आजमोदा यवानी च धान्यकञ्चापि बुद्धिमान्॥ प्रत्येकञ्च पलञ्चैषां श्लक्ष्णचूर्णानि कारयेत्। घृतभाण्डे दृढे चैव स्थापयेद्दिनषोडशम्॥ प्रक्षिप्य तैलमानीञ्च प्रस्थार्धं काञ्जिकस्य च। खादेत् कर्षप्रमाणन्तु तोयं मद्यं पिबेदनु॥ आमवाते रक्तवाते सर्वाङ्गैकाङ्गसंस्थिते। अपस्मारेऽनले मन्दे कासे श्वासे गरेषु च॥ सोन्मादे वातभग्ने च शूले जन्तुषु शस्यते॥

इति रसोनपिण्डः॥

प्रसारण्या रससिद्धं तैलमेरण्डजं पिबेत्। सर्वदोषहरञ्चैव कफरोगहरं परम्॥ इति प्रसारणीतैलम्॥

द्विपञ्चमूलिनिर्यासफलदध्यम्लकाञ्जिकैः। तैलं कट्यूरुपार्श्वार्तिकफवातामयान् ग्रहान्॥ हन्ति बास्तिप्रदानेन करोत्यग्निबलं महत्॥ इति द्विपञ्चमूलाद्यं तैलम्॥

सैन्धवं श्रेयसी रास्ना शतपुष्पा यवानिका। स्वर्जिका मरिचं कुष्ठं शुण्ठी सौवर्चलं विडम्॥ वचाजमोदा जरणः पौष्करं मधुकं कणा। एतान्यर्द्धपलांशानि सूक्ष्मपिष्टानि कारयेत्॥ प्रस्थमेरण्डतैलस्य प्रस्थन्तु शतपुष्पजं। काञ्जिकं द्विगुणं दत्वा मस्तु च द्विगुणं तथा॥ एतत्सम्भृत्य सम्भारं शनैर्मृद्वग्निना पचेत्। सिद्धमेतत् प्रयोक्तव्यमामवातहरं परम्॥ पानाभ्यञ्जनबस्तौ च कुरुतेऽग्निबलं भृशम्। वातार्तिव क्षणे शस्तं कटिजानूरुसन्धिजे। शूले हृत्पार्श्वजे तद्वत् वृद्धे श्लेष्मणि पीडिते। बाह्यायामार्दितानाहैरन्त्रवृद्धिनिपीडिते। अन्यांश्चानिलजान् रोगान् नाशयत्याशु देहिनाम्॥ इति बृहत्सैन्धवाद्यं तैलम्॥

स्वल्पप्रसारिणी तैलं तैलं वा सैन्धवादिकम्। दशमूलाद्यतैलेन बस्तिदानं प्रशस्यते॥ तैलस्य द्विपलं दद्यात् काञ्जिकस्य चतुःपलम्। दशमूलरसं मूत्रं पृथक् पञ्च पलानि तु॥ वचा मदनयष्ट्या वा शताह्वा कुष्ठसैन्धवैः। पिप्पल्यतिविषा मुस्तरास्ना कट्फलपौष्करैः॥ अक्षांशिकैश्च तत् सर्वं मन्थयीत विचक्षणः। प्रस्थार्धं प्रथमं देयो वस्तिर्निरभिशङ्कितः॥ द्वितीये च तृतीये च वर्जयेत् प्रसृतद्वयम्। सर्ववातविकारेषु मेहेषु वृषणामये॥ कुक्षौ हृत्पृष्ठपार्श्वेषु जानुजङ्घाकटीग्रहे। विबन्धानाहरोगेषु शर्कराश्मरिपीडिते॥ भग्नविश्लिष्टगात्रेषु पिच्चितेषु क्षतेषु च। एतन्निरुहवान् प्राज्ञो निरायासो महागुणः॥ दधिमस्तस्य-

गुडक्षीरं पोतकी माषपिष्टकम्। वर्जयेदामवातार्त्तो मांसमानूपसम्भवम्। अभिष्यन्दकरा ये च येचान्ये गुरुपिच्छिलाः॥ वर्जनीयाः प्रयत्नेन आमवातार्दितैर्नरैः। रास्नैरण्डशतावरीसहचरादुस्पर्शवासामृता॥ देवाह्वातिविषाभयाघनसटीशुण्ठीकषाय: कृतः॥पीतः सोरुबूतैल एष विहितः सामे सशूलेऽनिले। कट्यूरुत्रिकपृष्ठकोष्ठजठरक्रोडेषु चामार्त्तिजित्॥

इति मध्यमरास्नादिक्वाथः॥

रास्नावातारिमूलञ्च वासकञ्च दुरालभम्। सटीदारुबलामुस्तनागरातिविषाभयाः॥ श्वदंष्ट्राव्याघ्रिघातश्च मिसिधान्यपुनर्नवाः। अश्वगन्धामृता कृष्णा वृद्धदारशतावरी॥ वचा सहचरश्चैव चविकाबृहतीद्वयम्। समभागान्वितैरेतै रास्नाद्विगुणभागिकैः॥ कषायं पाययेत् सिद्धमष्टभागावशेषितम्। शुण्ठीचूर्णसमायुक्तमामाद्येन युतं तथा॥ अलम्बुषादिसंयुक्तमजमोदादिसंयुतम्। यथादोषं यथाव्याधि प्रक्षेपं कारयेत् भिषक्॥ सर्वेषु वातरोगेषु सन्धिमज्जागतेषु च। आनाहेषु च सर्वेषु सर्वगात्रानुकम्पने॥ कुब्जके वामने चैव पक्षाघाते तथार्दिते। जानुजङ्घास्थिपीडासु गृध्रस्यां च हनुग्रहे॥ प्रशस्तं वातरक्ते स्यादूरुस्तम्भे तथार्शसि। विश्वाची गुल्महृद्रोगविषूची क्रोष्टुशीर्षके॥ अन्त्रवृद्धौ श्लीपदे च योनिशुक्रामये तथा। पुंसां मेदूगते रोगे स्त्रीणां वन्ध्यामये तथा॥ योषितां गर्भदं मुख्यं नास्ति किञ्चिदतःपरम्। सर्वेषां पाचनानान्तु श्रेष्ठमेतद्धि पाचनम्॥ महारास्नादिकं नाम प्रजापतिविनिर्मितम्॥

इति महारास्नादिक्वाथः॥

रास्नाविश्वाविडङ्गानि रुबुकं त्रिफला तथा। दशमूलं पृथक् क्वाथो वातामयापहः॥ अर्धावभेदके स्वाढ्ये अर्दिते वातकण्टके। नेत्ररोगे शिरःशूले ज्वरापस्मारयोस्तथा॥ मनोभ्रंशे च विविधे कथितश्च शुभप्रदः॥

इति रास्नादशमूलम्। इति आमवातनिदानचिकित्साऽधिकारः॥

આમવાત થાય તો લંઘન, શેક, કડવા પદાર્થોનું ભક્ષણ, દીપન તીખા પદાર્થોનું ભક્ષણ, વિરેચન, સ્નેહન, અને બસ્તિ કર્મ કરવાં.

રેતીની પોટલીનો રૂક્ષ શેક કરવો અને રોગની જગાએ ઔષધો બાંધવાં તે ઘી તેલ વગરનાં જ બાંધવાં.

આમવાત વાળાને તરશ લાગતી હોય તો પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, અને સૂંઠથી પકાવેલું પાણી આપવું તે સારૂં છે.

આમવાત વાળાને સૂકા મૂળાનો અથવા પંચમૂળનો યૂષ, અથવા સૂંઠનું ચૂર્ણ નાંખીને કાંજીનો રસ આપવો.

આથેલા જવનું પાણી, બાફેલાં રીંગણાં, કડવાં ફળો, બથવો, લસણવાળું સાટોડીનું શાક, પરવળ, ગોખરૂ, વાયવરણાં, કારેલાં, જવનું અન્ન, કોદરા, જુના રાતા ચોખા તથા સાઠી ચોખા, છાશ સહિત લાવાંનું માંસ, કળથી તથા વટા-

ણા અને ચણાના યૂષો, એ આમવાતવાળાને હિતકારી છે. આમવાતવાળાની પ્રકૃતિ સમઝીને તેને જેવું સદે તેવું અને આમવાતમાં હિતકારી થાય તે દેવું.

સૂવા, વજ, સૂંઠ, ગોખરૂ, વાયવરણાંની છાલ્ય, સાટોડી, દેવદાર, કચૂરો, અને ગોરખમુંડી સમ ભાગે લેઈ વાપરવાથી આમવાતમાં તે હિતકારી થાય છે.

નારી, અરણી, અને મીંઢોળનું ફળ એઓને અથાણાના પાણીમાં તથા કાંજીમાં વાટી ગરમ કરીને લેપ કરવો તે આમવાતમાં હિતકારી છે.

ભૂંગળીઓ કંટાળો, એરડાનું મૂળ, સરગવો, અને રાફડાની માટીને મૂત્રમાં વાટીને દરદ ઉપર બાંધવાં તથા લેપ કરવો, તે હિતકારી છે.

ચિત્રક, કડુ, કાળીપાડ, ઇંદ્રજવ, બમણું અતિવિષ, ગળો, દેવદાર, વજ, મોથ, સૂંઠ, અને હરડેનું ચૂર્ણ નિત્ય ઊના પાણીમાં પીવાથી આમવાત મટી જાય છે.

કચૂરો, સૂંઠ, હરડે, વજ, દેવદાર, અતિવિષ, અને ગળો, એનો કવાથ પીને રુક્ષ ભોજન કરવાથી આમવાત મટી જાય છે.

સાટોડી, ભોરીંગણી, એરડો, મરવો, પીલુડી, અને સરગવાના પંચાંગનો કવાથ કરી વૈદ્યે આમવાતવાળાને પાવો.

આમવાત ઉપર એરડાના પાણીનું સેવન કરવું; અથવા સૂંઠ અને હરડે ખાવી; અથવા મૂત્રો સાથે ગૂગળ પીવો; અથવા સૂંઠ અને ગોરખમુંડીનો કલ્ક ખાવો; અથવા તલ અને સૂંઠનો કલ્ક ખાવો; અથવા સૂંઠ, હરડે અને ગળોનો કવાથ ગૂગળ નાંખીને કંઈક ઊનો પીવો. આથી કમર, પીંડીઓ, સાથળ, તથા પીઠમાં થતી પીડા મટી જાય છે.

## હિંગ્વાદ્યચૂર્ણ.

હિંગ, ચવક, બિડલૂણ, સૂંઠ, કાળીજીરી, એરડાનાં મૂળ, એને એક એકથી બમણાં લેઇને ચૂર્ણ કરી ખાવાથી આમવાત મટી જાય છે.

## પિપ્પલ્યાદ્ય ચૂર્ણ.

પીપર, પીપરીમૂળ, સૈંધવ, કાળીજીરી, ચવક, ચિત્રક, તાલીસપત્ર, અને નાગકેશર, એ દરેક આઠ આઠ તોલા; સંચળ પાંચ તોલા; મરી, જીરૂં, અને સૂંઠ ચાર ચાર તોલા; દાડમસાર સોળ તોલા; અને આમ્લવેતસ આઠ તોલા; પ્રવીણ વૈદ્યે આ ચૂર્ણ રોગીને ઊના પાણી કે મધ સાથે દેવું, તેથી નાશ પામેલો જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે; અને અર્શ, ગ્રહણી, ગુલ્મ, ઉદરરોગો, ભગંદર, કૃમિ, ચળ, તથા અરૂચિ મટી જાય છે. આમવાતનું કોઈ પણ ઔષધ આથી અધિક નથી.

## પથ્યાદ્યચૂર્ણ.

સમ ભાગે હરડે, સૂંઠ, અને અજમાનું ચૂર્ણ ઘાટી છાશ, ઊનું પાણી, અથવા કાંજી સાથે પીવાથી આમવાત, સોજો, જઠરાગ્નિની મંદતા, સળેખમ, ઉધરસ, છાતીની પીડા, સ્વરભેદ, અને અરૂચિ તુરત હણાઇ જાય છે.

## રસોનાદિ કષાય.

આમવાળાએ લસણ, સૂંઠ, અને નગડનો કવાથ પીવો; તેનાથી અધિક આમવાતનું બીજું કોઇ પણ ઔષધ નથી.

### રાસ્નાપંચક ક્વાથ.

સર્વાંગવાત, આમવાત, સંધિવાત, કે અસ્થિ અથવા મજ્જામાં વાત હોય તો રાસ્ના, ગળો, એરંડો, દેવદાર, અને સૂંઠનો ક્વાથ પીવો.

### પિપ્પલ્યાદિ ક્વાથ.

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, અને સૂંઠનો ક્વાથ પીવાથી આમવાતનો નાશ થાય છે.

### શટ્યાદિ કલ્ક.

કચુરો અને સૂંઠનો કલ્ક સાટોડીના ક્વાથ સાથે સાત દિવસ પીવાથી આમવાતનો નાશ થઇ જાય છે.

### રાસ્ના સપ્તક ક્વાથ.

રાસ્ના, ગળો, ગરમાળો, દેવદાર, ગોખરૂ, એરંડો, અને સાટોડીનો ક્વાથ સૂંઠ નાંખીને પીવાથી પીંડી, સાથળ, પડખાં, ઢાંઢાં, તથા પીઠનાં શુળો મટી જાય છે.

### ઉપામવાતરોગ.

પીપરનું ચુર્ણ નાંખીને દશમૂલીનો ક્વાથ, અથવા સુંઠ અને હરડે, અથવા ગળો અને સુંઠ ખાવાથી આમવાત મટી જાય છે.

### ચિત્રકાદિ ચુર્ણ.

ચિત્રક, ઇંદ્રજવ, કાંળીપાડ, કડુ, અતિવિષ, અને હરડેનું ચુર્ણ જરા ઉના પાણીમાં ખાવાથી આમાશયનો વાયુ મટી જાય છે.

### પુનર્નવાદિ ચુર્ણ.

સાટોડી, ગળો, સુંઠ, સુવા, વરધારો, કચુરો, અને ગોરખમુંડીનું ચુર્ણ આરનાલની સાથે ખાવાથી આમવાત તુરત હણાઈ જાયછે, તથા ભયંકર ગૃધ્રસી પણ તુરત હણાય છે.

### નાગર ચુર્ણ.

એક તોલો સુંઠનું ચુર્ણ કાંજી સાથે નિત્ય પીવાથી આમવાત શાંત થાય છે. કફ તથા વાયુ હરવામાં આ ચુર્ણ ઉત્તમ છે.

### પંચકોલ ચુર્ણ.

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, અને સુંઠનું ચુર્ણ ઉના પાણીમાં પીવાથી મંદાગ્નિ, શુળ, આમ, ગુલ્મ, કફ, અને અરોચકનો નાશ થાય છે.

### એરંડતેલ.

શરીરરૂપી વનમાં ફરનાર આમવાતરૂપી મોટા હાથીને એરંડિયા તેલરૂપી સિંહ તુરતજ મારી નાંખે છે.

### એરંડતૈલ હરીતકી.

આમવાત, ગૃધ્રસી, અને વધરાળવાળાએ હરડેનું ચુર્ણ એરંડિયા તેલ સાથે વિધિપુર્વક જરૂર ખાવું જોઇએ.

### આરગ્વધપત્ર.

સરસિયા તેલમાં શેકેલાં ગરમાળાનાં પાન સાયંકાળે ખાઇને પછી જમવાથી આમ હણાઈ જાય છે.

## કટિગ્રહનું લક્ષણ તથા ચિકિત્સા.

શુદ્ધ અથવા આમ સહિતનો વાયુ કમરમાં રહીને પીડા કરેછે, એ રોગને કટિગ્રહ કહેછે, બંને સાથળોને નકામા કરેછે તો તે રોગ પંગુરોગ કહેવાય છે. નિત્ય પ્રાતઃકાળે સુંઠ અને ગોખરૂનો

ક્વાથ પીવાથી આમસહિત વાયુનું કટિશૂળ મટી જાય છે, અને આમનું પાચન થાય છે. એરંડિયા તેલમાં જવખાર નાંખીને પીવાથી મૂત્રકૃચ્છ્ર મટી જાય છે. દશમૂળ અથવા સુંઠના ક્વાથની સાથે એરંડયું તેલ પીવાથી કટિશુળ મટી જાય છે. આમ, કોઠાની પીડા, અને વિશેષે કરીને કટિગ્રહ ઉપર સુંઠ તથા ગળોનો ક્વાથ પીપર નાંખીને પીવો. એરડીનાં બીજોને સાફ કરી વાટીને દૂધમાં પકાવીને તે દૂધપાક ખાવાથી કટિગ્રહ તથા ગૃધ્રસી મટી જાયછે. કટિગ્રહ તથા ગૃધ્રસી ઉપર આ મોટો ઉપાય છે. ઘી તેલ, ગોળ, અથાણાનું પાણી, અને સુંઠ મેળવીને પીવાથી તુરત તૃપ્તિ થાય છે, અને કટિગ્રહ મટી જાયછે. આમ વગરના કટિગ્રહ ઉપર આના જેવું બીજું કોઇ પણ ઔષધ નથી. દેવદારની છાલ્યને સાત દિવસ સુધી ગોમૂત્રમાં પલાળી રાખવી, પછી તે તથા હિંગ, વજ, સુવા, અને સૈંધવને વાટીને પુટપાક પકાવીને વાપરવાથી દારૂણ કટિગ્રહ પણ મટી જાય છે; તેમજ આમ, મેદ, તથા વાયુની વૃદ્ધિથી થયેલા તમામ વિકારો પણ મટી જાય છે.

## અમૃતાદ્યચુર્ણ.

ગળો, સુંઠ, ગોખરૂ, ગોરખમુંડી, અને વાયવરણાંનું ચુર્ણ મસ્તુ તથા આરનાલનીં સાથે પીવાથી આમવાતનો નાશ થાય છે.

## ૧. અલંબુષાદિ ચુર્ણ.

ગોરખમુંડી ૧ ભાગ, ત્રિફળા ૨ ભાગ, સુંઠ ૪ ભાગ, ગળો ૫ ભાગ, અને નસોતર ૧૫ ભાગ, આ ચુર્ણ, મસ્તુ, મદિરા, કાંજી, કે ઉના પાણી સાથે પીવાથી આમવાત, સોજાવાળું વાતરક્ત, ઢાંઢામાં રહેલો જ્વર, ગોડણ તથા સાથળના સાંધાની પીડા, તથા અરૂચિનો નાશ થાય છે. આ અલંબુષાદિ ચુર્ણ રોગોના સૈન્યનો નાશ કરી નાંખે છે.

## ૨. અલંબુષાદિ ચુર્ણ.

ગોરખમુંડી, ગોખરૂ, વાયવરણાંનાં મૂળ, ગળો, અને સુંઠનું સમભાગે ચુર્ણ કરી, તે એક તોલો કાંજી સાથે પીવાથી વધી ગયેલા આમવાત ઉપર તે અમૃતરૂપ થાય છે.

## ૩. અલંબુષાદિ ચુર્ણ.

ગોરખમુંડી, ગોખરૂ, ગળો, વરધારો, પીપર, નસોતર, મોથ, વાયવરણાં, સાટોડી, ત્રિફળા, અને સુંઠનું ચુર્ણ–મસ્તુ, આરનાલ, ઘાટી છાશ, દૂધ, કે માંસરસ સાથે પીવાથી આમવાત તુરત હણાઇ જાયછે, અને સાંધામાંનો સોજો પણ હણાઇ જાય છે.

## વૈશ્વાનર ચુર્ણ.

સૈંધવ તથા અજમા બે બે ભાગ, અજમોદ ત્રણ ભાગ, સુંઠ ચાર ભાગ, અને હરડે બાર ભાગ; આ ચુર્ણ મસ્તુ, આરનાલ, ઘાટીછાશ, ઘી, કે ઉના પાણીમાં પીવાથી આમવાત, ગુલ્મ, છાતીના રોગો, મૂત્રાશય તથા બરલના રોગો, ગાંઠો, શુળ વગેરે, પેઢુનો આફરો, અર્શ, મળબંધ, જઠરના રોગો, અને કમર

તથા મૂત્રના રોગોનો નાશ થાય છે. આ વૈશ્વાનર ચુર્ણ વાયુને યોગ્ય માર્ગે લાવેછે.

## અસીતક ચુર્ણ.

કાળીગરણી, પીપર, ગળો, નસોતર, વારાહીકંદ, એરંડો, સૂંઠ, એનું સમભાગ ચુર્ણ ઉનું પાણી, મંડ, યુષ, ઘાટીછાશ, માંસરસ, મદ્ય, કે દહિંની સાથે પીવું, અને આહાર વિહાર યથેચ્છ કરવા. એથી અપબાહુક, ગૃધ્રસી, ખંજતા, વિશ્વાચી, તૂની, પ્રતિતૂની, પીંડીના રોગો, આમવાત, અર્દિત, વાતરક્ત, કટિગ્રહ, ગુલ્મ, અર્શ, ક્રોષ્ટુકશીર્ષ, પાંડુરોગ, વિષ, ઉગ્ર સોજા, અને પ્રબળ વેગવાળો ઉરૂસ્તંભ, મટી જાય છે.

## શુંઠી ધાન્યક ઘૃત.

૨૪ તોલા સુઠ અને આઠ તોલા ધાણાનો કલ્ક નાંખીને ચોગણા પાણીમાં ૬૪ તોલા ઘી પકાવીને વાપરવાથી અગ્નિ તથા બળ વધેછે. વર્ણ સુધરેછે, વાયુ તથા કફના રોગો અને અર્શ મટેછે, અને શ્વાસ તથા ઉધરસ પણ મટે છે.

## ૧. શુંઠી ઘૃત

ચોગણા સોવીરમાં સૂંઠના કલ્ક સાથે પકાવેલું ઘી ઉત્તમ દીપન અને આમવાતને મટાડનાર શ્રેષ્ઠ ઉપાય છે. દૂધમાં પકાવાય તો તે પૌષ્ટિક છે. મૂત્રની અટકાયત તથા મળબંધ મટાડવા માટે તેને દહિંમાં પકાવવું; અને દીપન માટે તને વિદ્વાન્ વૈદ્યે દહિંના મસ્તુમાં પકાવવું.

## ૨. શુંઠીઘૃત.

ચોગણા સૂંઠના ક્વાથમાં અથવા એકલા પાણીમાં સૂંઠના કલ્ક સાથે ચોસઠ તોલા ઘી પકાવવું, તે વાયુ તથા કફને મટાડે છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે, અને કટિગ્રહ તથા આમને મટાડે છે.

## કાંજિકાદ્યઘૃત.

હિંગ, સુંઠ, મરી, પીપર, ચવક, અને સૈંધવના એક એક તોલા ભાર કલ્કો સાથે ૬૪ તોલા ઘી ૨૫૬ તોલા કાંજીમાં પકાવવું. તે અગ્નિને પ્રદીપ્ત કરેછે;તથા શુળ, ઉદરરોગો, મળબંધ, પેઢુનો આફરો, આમવાત, કટિગ્રહ, અને ગ્રહણી દોષનો નાશ કરે છે.

## શૃંગવેરાદ્યઘૃત.

આદું, જવખાર, પીપરીમુળ, અને પીપરના કલ્ક સાથે ચોગણા આરનાલમ પકાવેલું ઘી અગ્નિને બહુ પ્રદીપ્ત કરેછે; તથા શુળ, મળબંધ, પેઢુનો આફરો, આમવાત, કટિગ્રહ, અને ગ્રહણીના દોષોનો નાશ કરે છે.

## ઘૃતો તથા ઔષધોનો ઉપયોગ.

આમવાતવાળાએ બિંદુઘૃત, ધાન્વંતરઘૃત, અથવા મહાશુંઠીઘૃત વારંવાર પીવું. કફને ઉખેડનાર, દીપન અન આમનું પાચન કરનારાં તમામ ઘૃતોનો ઉપયોગ આમવાતમાં કરવો. અથવા ચોવીશ તોલા મસ્તુનો ઉપયોગ કરવો.

## અજમોદાદિ.

અજમોદ, મરી, પીપર, વાવડીંગ, દેવદાર, ચિત્રક, સુવા, સૈંધવ, અને પીપરીમૂળ ચાર ચાર તોલા; સૂંઠ અને વરધારો ચાળીસ ચાળીસ તોલા ભાર; અને હરડે વીશ તોલા; એ સર્વના ચૂર્ણ જેટલો જ તેમાં ગોળ મેળવીને થેપલી બનાવીને ખાવાથી, અથવા એ ચૂર્ણજ ઊના પાણીમાં ખાવાથી, જેમ સુર્યનાં કિરણોથી અંધકાર નાશ પામે છે તેની પેઠે આમવાત સંબંધી સર્વ દુઃખ દેણુ દરદોનો નાશ થઇ જાય છે. આથી તૂની, પ્રતિતૂની, વિશ્વાચી, બીજા રોગો, તથા ઉગ્રગૃધ્રસી પણ નાશ પામે છે. કમર, વાંસો, ગુદા, તથા પીંડીઓનું

તીવ્ર ફાટવું; સર્વ સાંધાઓમાંનો સોજો; અને આમ તથા વાયુના બીજા પણ રોગો આથી નાશ પામે છે. આના સેવનથી સુખ જાગ્રત થાય છે, આરોગ્ય રહેવાય છે, યૌવન મળે છે, વળીયાં તથા પળીયાંનો નાશ થાય છે, અને બીજા પણ ઘણા ઘણા ગુણો થાય છે.

## યોગરાજગુગળ.

ચિત્રક, પીપરીમૂળ, અજમો, સુવા, વાવડીંગ, અજમોદ, જીરૂં, શાહજીરૂં, દેવદાર, ચવક, એળચી, સૈંધવ, કઠ રાસ્ના, ગોખરૂ, ધાણા, ત્રિફળા, મોથ, તજ, વાળો, સુંઠ, મરી, પીપર, જવખાર, તાલીસપત્ર, અને તમાલપત્ર, તથા એ સર્વ જેટલા ગુગળને ઘીની ભાવના દેઇને તેને ઘી વાળા વાસણમાં રાખવો. મન ગમતો આહાર કરતાં છતાં પણ આ ગુગળ માત્રા પ્રમાણે ખાવાથી મંદાગ્નિ, ઉદરરોગો, પેડુનો આફરો, અર્શ, આમવાત વગેરે રોગો, કૃમિ, દુષ્ટ વ્રણ, બરળનો રોગ, એ સર્વ નાશ પામે છે, અને અગ્નિ વધે છે, તેજ તથા બળ પણ વધે છે. સાંધા તથા મજ્જામાં રહેલા વાયુના રોગોને પણ આ ગુગળ મટાડે છે.

## પ્રસારણીલેહ.

૨૫૬ તોલા નારીના કવાથમાં ૬૪ તોલા ગોળ પકાવીને તેમાં પીપર, પીપરીમૂળ, સુંઠ, ચિત્રક, અને ચવકનું ચુર્ણ નાંખીને પીવાથી આમવાતનો નાશ થાય છે.

## ખંડશુંઠી.

સુંઠ ૩૨ તોલા, ઘી ૮૦ તોલા, દૂધ ૧૨૮ તોલા, અને ખાંડ ૨૦૫ તોલાનો પાક કરી, તેમાં સુંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એળચી, એ દરેક ચાર ચાર તોલા મેળવીને એ ખંડશુંઠી અગ્નિના બળ પ્રમાણે ખાવાથી આમવાત શાંત થાય છે. બળ અને પુષ્ટિ વધે છે, આયુષ્ય અને ઓજ વધે છે, અને ઉત્તમ સૌભાગ્ય મળે છે.

## રસોનપિંડ.

લસણ ૪૦૦ તોલા; તલ ૧૬ તોલા; અને ચાર ચાર તોલા હિંગ, સુંઠ, મરી, પીપર, જવખાર, સાજીખાર, પંચલવણ, પીપરીમુળ, સુવા, હળદર કઠ, ચિત્રક, અજમોદ, અજમા, અને ધાણા; એ સર્વના ચુર્ણમાં ૩૨ તોલા તેલ તથા ૩૨ તોલા કાંજી નાંખીને ઘી વાળા વાસણમાં રાખવું. સોળ દિવસ રાખી મુકયા પછી તેમાંથી એક તોલો લઇ જળ અને મધના અનુપાન સહિત ખાવાથી આમવાત, વાતરક્ત, સર્વાંગવાત, એકાંગવાત, અપસ્માર, મંદાગ્નિ, ઉધરસ, શ્વાસ, વિષ, ઉન્માદ, વાતભગ્ન, શૂળ, અને કૃમિઓ મટી જાય છે.

## પ્રસારણી તૈલ.

નારીના રસથી પકાવેલું એરડિયું તેલ પીવાથી સર્વ દોષો તથા વિશેષે કરીને કફ રોગો મટી જાય છે.

## દ્વિપંચમુલાદ્યતૈલ.

દશમુળી, ગુંદર, જાયફળ, દહિં, અને ખાટી કાંજીમાં પકાવેલ તેલની પીચકારી દેવાથી કમર, સાથળ, પડખાં, કફ, તથા વાયુનાં દરદો, તથા ઝલાઈ જવાનો રોગ,

નાશ પામીને અગ્નિનું બળ બહુ જ વધે છે.

## બૃહત્સૈંધવાદ્યતૈલ.

સૈંધવ, હરડે, રાસ્ના, સુવા, અજમા, સાજીખાર, મરી, કઠ, સૂંઠ, સંચળ, બિડલૂણ, વજ, અજમોદ, જીરૂં, એરંડાનું મૂળ, જેઠીમધ, અને પીપર બે બે તોલા લઈ તેનો કલ્ક કરી તે સાથે ૬૪ તોલા તેલ, ૬૪ તોલા સૂવા, ૧૨૮ તોલા કાંજી, ૧૨૮ તોલા દહિંનું મસ્તુ, એ સર્વને પકાવવું. પીવામાં, અભ્યંગમાં, અને પિચકારીમાં આ તેલ વાપરવાથી આમવાત છેક મટી જાય છે; આ તેલ અગ્નિને અત્યંત વધારીને સાથળના મૂળની પીડા, કટિગ્રહ, ગોઠણનું દરદ, સાથળનો વાયુ, સંધિવાત, હૃદય તથા પડખાંનાં શૂળો, કફની વૃદ્ધિ, બાહ્યાયામ, અર્દિત, પેઢુનો આફરો, અંત્રવૃદ્ધિ, તથા પ્રાણીઓના બીજા પણ વાયુના રોગો તુરત નાશ પામી જાય છે.

## નિરૂહબસ્તિ

નાનું પ્રસારણી તૈલ, સૈંધવાદ્ય તૈલ, કે દ્વિપંચ મૂલાદ્ય તૈલની પિચકારી આમવાતમાં હિતકારી છે. એ પિચકારીમાં તલ આઠ તોલા, કાંજી ૧૬ તોલા, દશ મૂળનો રસ ૨૦ તોલા, અને મૂત્ર ૨૦ તોલા લેવું. પછી તે સર્વને મિશ્ર કરીને વજ, મીંઢળ, બળદાણા, સૂવા, કઠ, સૈંધવ, પીપર, મોથ, અતિવિષ, રાસ્ના, કાયફળ, અને એરંડાનાં મૂળ, એ એક એક તોલો લેઇ, તે સર્વને ઉપરના તેલ વગેરે સર્વને એકઠું કરી મેળવી દેવું. પ્રથમ તેની ૩૨ તોલા દ્રવની પીચકારી નિઃશંક બનીને દેવી. બીજી અને ત્રીજી વાર ચોવીસ ચોવીસ તોલાની દેવી. સર્વ જાતના વાત વિકારો, પ્રમેહો, વૃષણના રોગો, કુખ તથા હૃદયની પીડા, પડખાંની પીડા, ગોઠણનો વાયુ, પીંડાનું ઝલાવું, કટિગ્રહ, મળબંધ, પેઢુનો આફરો, આફરો, સાકર કે પથરીનો રોગ, અને ગાત્રો ભાંગીને છુટાં પડી ગયાં હોય કે પીચાયાં હોય કે ઘવાયાં હોય, તે સર્વ ઉપર આ નિરૂહબસ્તિ બહુ ગુણકારી છે, અને થોડો શ્રમ આપનારી છે.

## આમવાતની પરહેજી.

આમવાત વાળાએ દહિં, માછલાં, ગોળ, દૂધ, પોથી, અડદનાં વડાં, અને અનુપ દેશનાં પ્રાણીનાં માંસો છોડી દેવાં જોઇએ. શરદી કરનારા, ભારે, તથા ચીકણા પદાર્થોનો પણ યત્ન પૂર્વક ત્યાગ કરવો જોઇએ.

## મધ્યમરાસ્નાદિકવાથ.

રાસ્ના, એરંડો, શતાવરી, કાંટાશરિયો, ધમાસો, અરડૂસી, ગળો, દેવદાર, અતિવિષ, હરડે, મોથ, કચૂરો, અને સૂંઠનો કવાથ એરંડિયું તેલ નાંખીને પીવાથી આમ તથા શુળ સહિત વાયુ, કટિગ્રહ, ઊરૂસ્તંભ, ઢાંઢાની પીડા, પીઠનું ઝલાવું, કોઠા તથા ઉદરની પીડા કે જે આમથી થાય છે તે, સર્વ નાશ પામી જાય છે.

## મહારાસ્નાદિ કવાથ.

રાસ્ના, એરંડાનું મૂળ, અરડૂસી, ધમાસો, કચૂરો, બળદાણા, મોથ, અતિવિષ, હરડે, ગોખરુ, ગરમાળો, વરિયાળી, ધાણા,

સાટોડી, આસોંદ, ગળો, પીપર, વરધારો, શતાવરી, વજ, કાંટાશરિયો, ચવક, અને ઊભી તથા બેઠી ભોરીંગણીઓ, આ સર્વમાં રાસ્નાના બે ભાગ અને બીજાં બધાં એક એક ભાગ લેઇ, તેનો ક્વાથ કરી આઠમો ભાગ પાણી રહે એટલે વૈદ્યોએ વ્યાધિને અનુસરીને તેમાં શુંઠીચૂર્ણ, કે આભાદ્યચૂર્ણ, અથવા અલંબુષાદિચૂર્ણ, અથવા અજમોદાદિ ચૂર્ણ નાંખવું. આ ક્વાથ પીવાથી સર્વ વાત રોગો, સંધિવાત, મજ્જામાંનો વાયુ, સઘળી જાતના આફરાઓ, સર્વ ગાત્રોનો કંપ, કુબ્જક, વામન, પક્ષાઘાત, અર્દિત, ગોઠણ તથા પીંડીઓની વ્યથા, અસ્થિની પીડા, ગૃધ્રસી, હનુગ્રહ, વાતરક્ત, ઊરૂસ્તંભ, અર્શ, વિશ્વાસી, ગુલ્મ, છાતીના રોગ, કોલેરા, ક્રોષ્ટુશીર્ષ, અંત્રવૃદ્ધિ, શ્લીપદ, યોનિના તથા વીર્યના અને લિંગના રોગો, વંધ્યાપણું, એ સર્વ નાશ પામે છે. સ્ત્રીઓને ગર્ભ આપનારૂં આનાથી ઉત્તમ બીજું એકે ઔષધ નથી. પ્રજાપતિએ બનાવેલો આ મહારાસ્નાદિ ક્વાથ સર્વ પાચનોમાં ઉત્તમ પાચન છે.

### રાસ્ના દશમુલ ક્વાથ.

રાસ્ના, સૂંઠ, વાવડીંગ, એરંડો, ત્રિફળા, દશમૂળ અને નસોતરનો ક્વાથ પીવાથી વાયુના રોગો, આધાશીશી, ઊરૂસ્તંભ, અર્દિત, ખંજતા, નેત્રરોગો, મસ્તકશુળ, જ્વર, અપસ્માર, અને જુદા જુદા પ્રકારનાં મન ફરેલપણાં મટી જઇને શુભ થાય છે.

॥ इति आमवाताधिकार समाप्त ॥



## ૨૩—પિત્તરોગાધિકાર.

### પિત્તવ્યાધિઓનાં દુરનાં નિદાનો.

**कट्वम्लोष्णविदाहितीक्ष्णलवणक्रोधोपवासातपस्त्रीसम्भोगतृषाक्षुधाभिहननव्यायाममद्यादिभिः । मध्ये चापि हि भोजनस्य जरता भुक्तेन मध्यक्षणे मध्याह्ने रजनी निदाघशरदोः पित्तं करोत्यामयान् ॥**

मद्यादिभिरित्यादिशब्देन दधिमत्स्य माषतिलातसीकाञ्जिकादीनि संगृह्यन्ते । तीक्ष्णं राजिकादि । मध्ये चापि हि भोजनस्य यावत् कालेन भुङ्क्ते तस्य कालस्य मध्यमभागे । जरता भुक्तेन भुक्तस्य जरणकालमध्ये मध्यन्दिने । रजनी त्रिधा विभक्तस्य दिवसस्य मध्यांशे तथा रात्रेर्मध्यमेंऽशे ।

તીખાં, ખાટાં, ગરમ, દાહક, તીક્ષ્ણ, અને ખારાં ભોજનોથી; ક્રોધ, ઉપવાસ, તડકો, સંભોગ, તૃષા, ક્ષુધા, માર, કસરત, અને મદ્ય વગેરેથી; દહી, માછલાં, અડદ, તલ, અળસી તથા કાંજીનું સેવન કરવાથી; જમતાં લાગતા વખતના મધ્ય ભાગમાં, પાચન કાળના મધ્ય ભાગમાં, ત્રણ ભાગે વેહેંચાયલા દિવસના મધ્ય ભાગમાં, રાત્રિના મધ્ય ભાગમાં, અને ગ્રીષ્મ તથા શરદ ઋતુઓમાં પિત્તરોગ ઉત્પન્ન થાય છે.

### પિત્તના રોગો.

**अकालपलितं नेत्ररक्तत्वं तस्य पीतिमा । तद्वन्मूत्रस्य पीतत्वं मलस्यापि च पीतता ॥ नखानामामरक्तत्वं तेषामपि च पीतता । द-**

न्तानाञ्चापि पीततवं पीततवं वपुषस्तथा॥ तमसो दर्शनञ्चापि तथा च वदनाम्लता। उच्छ्वासस्योष्णता चापि धूमोद्गारस्तथैव च ॥ भ्रमः क्लमस्तथा क्रोधो दाहो भेदसमन्वितः । तेजोद्वेषश्च शीतेच्छा ह्यतृप्तिररतिस्तथा ॥ भक्षितस्य विदाहश्च जठरानलतीक्ष्णता । रक्त प्रवृत्तिर्विडभेदः पुरीषस्योष्णता तथा ॥ मूत्रोष्णता मूत्रकृच्छ्रं शुक्राल्पत्वं तनूष्णता । स्वेदस्य चापि दौर्गन्ध्यं देहप्रावरणं तथा ॥ शरीरस्यावसादश्च पाकश्च वपुषस्तथा । चत्वारिंशदमी पित्तव्याधयो मुनिभिर्मताः ॥

एषां चिकित्सा तु स्वप्रकरणे बोद्धव्या । इति पित्तव्याध्यधिकारः ॥

અકાળે કેશનું ધોળાપણું, નેત્રની રતાશ તથા પીળાશ થવી, મૂત્ર તથા મળનું પીળાપણું, નખોમાં કાચી રતાશ તથા પીળાશ, દાંતો તથા શરીરની પીળાશ, આંખે અંધારાં, મુખમાં ખટાશ, ઉશ્વાસ ગરમ, ઓડકાર ધુમાડા જેવા, ભ્રમ, ગ્લાનિ, ક્રોધ, દાહ, ભેદ, તેજનો દ્વેષ, શીતળતાની ઇચ્છા, અતૃપ્તિ, અણગમો, જમ્યા પછી વિદાહ, જઠરાગ્નિની તીક્ષ્ણતા, રક્તક્ષય, વિષ્ટા ભેદ, મળ તથા મૂત્રની ઉષ્ણતા, મૂત્રકૃચ્છ્ર, વીર્યનું અલ્પત્વ, શરીર ગરમ, પરસેવાનું ગંધાવું, શરીરનું ફાટવું, શરીરમાં પીડા તથા પાક થવો, આ ચાળીસ રોગો મુનિઓએ પિત્તના કહેલા છે.[1] ( એની ચિકિત્સા તે તે પ્રકરણોમાં કહેલી છે ).

[1] ગણતાં ૩૫ થાય છે તેથી શ્લોકો પડયા હશે એમ લાગે છે. શારંગધરમાં નિદ્રાની અલ્પતા, શરીરમાં પીળાં ચકરડાં, મુખ તથા ગુદમાંથી પિત્તનું પડવું, મુખની કડવાશ, અને આંધળાપણું, એ પાંચ વધુ છે, તે ગણતાં ૪૦ થઇ રહે છે.

# શ્લેષ્મ (કફ) ના રોગનો અધિકાર.

## શ્લેષ્મ વ્યાધિઓનાં નિદાનો.

गुरुमधुररसादिस्निग्धमन्दोदराग्नि द्रवदधिदिननिद्राशीतनिश्चेष्टिताद्यैः ॥ प्रथमदिवसभागे भुक्तमात्रे वसन्ते। भवति हि कफरोगो रात्रिभागेऽपि चाद्ये ॥

मधुररसादि इत्यादिशब्देनाम्ललवणौ गृह्येते। निश्चेष्टितानि कायिकव्यापाराकरणम् प्रथमदिवसभागे त्रिधाविभक्तस्य दिवसस्याद्यभागे भुक्तमात्रे भुक्तस्य पाककालस्य त्रिधाविभक्तस्य प्रथमकाले कफरोगो भवति ॥

ભારે પદાર્થો, મધુર રસવગેરે, તથા સ્નિગ્ધ ભોજનોથી; મંદાગ્નિથી; દ્રવ તથા દહિંથી; દિવસે શયન કરવાથી; શીતતા સેવવાથી; અને કામકાજથી શરીરનું હલન ચલન નહી કરવાથી; દિવસના પ્રથમ ભાગમા, પાચનના આરંભ કાળમાં, રાત્રિના પ્રથમ ભાગમાં, અને વસંત ઋતુમાં કફરોગ થાય છે.

## કફના રોગો.

प्रथमं मुखमाधुर्यं तथैव मुखलिप्तता । मुखप्रसेकश्च तथा निद्राधिक्यं तथैव च ॥ कण्ठे घुर्घुरता चापि कटुकांक्षोष्णकामिता। बुद्धिमान्द्यमचैतन्यमालस्यं तृप्तिरेव च ॥ अग्निमान्द्यं मलाधिक्यं मलशैत्यं तथैव च। मूत्राधिक्यं मूत्रशौक्ल्यं शुक्राधिक्यं तथैव च ॥ स्तैमित्यं गौरवं शैत्यमेत एव हि विंशतिः । योगतो रूढितः प्रोक्ता मुनिभिः श्लैष्मिका गदाः ॥

एषां चिकित्सा तु स्वप्रकरणे बोद्धव्या । इति श्लेष्मव्यांध्यधिकार: ।

મુખમાં મધુરતા, મુખમાં ચીકાશ, મુખમાં થૂંક, અધિક નિંદ્રા, કંઠમાં ઘુર્ઘુરતા, તીખાશ ઉપર પ્રીતિ, ઉષ્ણુતા ઉપર પ્રીતિ, બુદ્ધિની મંદતા, અચેતન, આળસ, તૃપ્તિ, અગ્નિની મંદતા, મળની અધિકતા, મળ ટાઢો, મૂત્ર અધિક તથા ધોળું, વીર્યની અધિકતા, શરીરમાં ભીનાશ તથા ભારેપણું અને શીતળતા, એટલા વીશ રોગો મુનિઓએ યોગરુઢીથી કફ્ના કહેલા છે. (આની ચિકિત્સા તે તે પ્રકરણોમાં કહેલીછે).



# વાતરક્ત (રક્તપિત્ત)નો અધિકાર.

## વાતરક્તનાં દુરનાં નિદાનો.

**लवणाम्लकटुक्षारस्निग्धोष्णाजीर्णभोजनैः । क्लिन्न शुष्काम्बुजानूपमांसपिण्याकमूलकैः॥कुलत्थमाषनिष्पावशाकादिपललेक्षुभिः॥दध्यारनालसौवीरशुक्ततक्रसुरासवैः॥ विरुद्धाध्यशनक्रोधदिवास्वप्नातिजागरैः । प्रायशः सुकुमाराणां मिथ्याहारविहारिणाम् ॥ स्थूलानां सुखिनां चापि प्रकुप्येद्वातशोणितम् । हस्त्यश्वोष्ट्रैर्गच्छतश्चाश्नतश्चाविदाह्यन्नं सविदाहाशनस्य ।**

क्षारा यवक्षारादयः । अजीर्णभोजनैः । अतिमात्रभोजनैरित्यर्थः ; क्लिन्नादीनि मांसविशेषणानि । शुष्कमातपे शोषितम् अम्बुजं मत्स्यादि मांसम् । आनूपं गौडादि पूर्वदेशजम् । पिण्याकं तिलखलिः मूलकं प्रसिद्धमेव । निष्पावः वोडा । शाकं पत्रशाकम् । आदिशब्देन वृन्ताकादीनि । फलशाकादीनि गृह्यन्ते ॥ पलम् मांस । दोषरहितमपि मांसं वातशोणितं प्रकोपयेत् । क्लिन्नादितु मांसं विशेषतो वातशोणितं प्रकोपयेत् । आरनालसौवीरशुक्तानि सन्धानभेदाः । तक्रम् चतुर्थांशजलयुक्तम् । वस्त्रपूतं दधि ॥ सुरा सन्धानभेदः । विरुद्धं क्षीरमत्स्यादि । अध्यशनम् । 'अजीर्णे भुज्यते यत्तु तदध्यशनमुच्यते ।' अतिजागरो निशि । प्रायशः बाहुल्येन । सुकुमाराणाम् । अल्पतरकायव्यापाराणाम् । अथच मिथ्याहारविहारिणाम् स्थूलानां सुखिनां च रक्तवृद्ध्या । हस्त्यश्वोष्ट्रैर्गच्छतो यतो वायुर्वर्धते रुधिरं च अधो गच्छति। हस्त्यादय उपलक्षणानि। पद्भ्यामपि चलतः अश्नतश्च विदाह्यन्नम्। विदाहि निष्पावकुलत्थसर्षपशाकादि । सविदाहाशनस्य सविदाहि अशनं यस्य । भक्ते विदग्धे तदुपरि भुञ्जानस्येत्यर्थः॥ अध्यशनमुक्त्वाप्येतद्वचनं विदग्धाजीर्णभोजनस्य विशेषतो हेतुत्वार्थम्। एतेषां कारणानां मध्ये केनचिद्वायुः केनचिद्रक्तं केनचिदुभयमपि प्रकुप्येत् ।

ખારાં, ખાટાં, તીખાં, કડવાં, જવખાર વગેરે ખારવાળાં, સ્નિગ્ધ, ઉષ્ણ, અને અજીર્ણમાં જમનારને; સડેલાં, શુષ્ક, અનૂપદેશનાં પ્રાણીનાં માંસો, ખોળ, મૂળા, કળથી, અડદ, વાલ, પાંદડાંનાં તથા ફળશાકો, શેરડી, દહિં, આરનાલ, સૌવીર, શુક્ર, તક્ર, સુરા, આસવો, અને વિરૂદ્ધ ભોજનોથી; ક્રોધ, દિવસનું શયન, અને બહુ જાગરણથી; વિશેષે કરીને સુકુમાર લોકોને, મિથ્યા આહારવિહાર

કરનારાને, જાડા શરીરવાળાને, અને સુખી લોકોને, વાયુ તથા રક્ત પ્રકોપ પામે છે. હાથી, અશ્વ અને ઊંટ ઉપર બેસનારને; તથા બહુ ચાલનારને; અને વિદાહી અંનો ખાનારને; પણ તે થાય છે. આમાંનાં કેટલાંક કારણોથી વાયુ કોપે છે કેટલાંકથી રક્ત કોપે છે. અને કેટલાંકથી બન્ને કોપે છે.

## વાતરક્તની સંપ્રાપ્તિ.

**कृत्स्नं रक्तं विदहत्याशु तच्च दुष्टं स्रुतं पादयोश्चीयते तु । तत्सम्पृक्तं वायुना दूषितेन तत् प्राबल्यादुच्यते वातरक्तम् ॥**

पूर्वोक्तैर्हेतुभिः कृत्स्नं समस्तम् । अधोगतम् । पादयोः चीयते साञ्चितं भवति, तत् रुधिरं दूषितेन स्वहेतुभिर्वायुना सम्पृक्तं मिलितम् वातरक्तम् उच्यते । ननु चैतस्य सम्प्राप्तिरुक्ता सुश्रुतेन ।

**शीघ्रं रक्तं दुष्टिमायाति तच्च वायोर्मार्गं संरुणद्धयाशु यातः । क्रुद्धोऽत्यर्थं मार्गरोधात् स वायुरत्युद्रिक्तं दूषयेद्रक्तमाशु ॥**

अत्र प्रथमं रक्तस्य दुष्टिरतो रक्तवातमिति व्यपदेष्टुमुचितं भवति । तत्राह । तत् प्राबल्यादिति । तस्य वातस्य दोषत्वेन प्राधान्याद्वातरक्तमिति व्यपदिश्यते ।

લોહી બગડી જઇને નીચે જઈ બંને પગોમાં એકઠું થાય છે. એ લોહી બગડેલા વાયુ સાથે મળે છે, તેમાં વાયુની પ્રબળતા હોવાથી તે રોગ વાતરક્ત કહેવાય છે. સુશ્રુત કહે છે કે—“ તુરત બગડી જઇને રક્ત શીઘ્ર ગતિવાળા વાયુના માર્ગને રોકી દે છે. માર્ગ રોકાવાથી કોપ પામેલ વાયુ રક્તને વધારે બગાડે છે.” આમ હોવાથી કોઇને શંકા થશે કે “ત્યારે આ રોગનું નામ ‘ રક્તવાત ’ કેમ ન કહેવું ? તેનું સમાધાન કે—દોષત્વને લીધે આ રોગમાં વાયુ પ્રધાન પણે હોય છે, માટે તેને વાતરક્ત કહેછે.

## વાતરક્તનું પુર્વરૂપ.

**स्वेदोऽत्यर्थं न वा कार्श्यं स्पर्शाज्ञत्वं क्षतेऽतिरुक् । संन्धि शैथिल्यमालस्यं सदनं पिडकोद्गमः ॥ जानुजङ्घोरुकट्यंसहस्तपादाङ्गसन्धिषु । निस्तोदः स्फुरणं भेदो गुरुत्वं सुप्तिरेव च ॥ कण्डूः संधिषु रुग्दाहो भूत्वा नश्यति चासकृत् । वैवर्ण्यं मण्डलोत्पत्तिर्वातासृक् पूर्वलक्षणम् ॥**

घर्मागमनमत्यर्थंभवति न वा सर्वथा भवति एतच्च व्याधिमहिम्ना बोधव्यम् । क्षतेऽतिरुक् यदि क्षतं स्यात् तदा तत्रातिरुक् । सदनं सुप्तिः अङ्गानां पिडिका प्रादुर्भावः जान्वादिषु निस्तोदः पीडाविशेषः । वैवर्ण्यं त्वक् कान्तिक्षयः ॥

પરસેવો બહુ થાય છે કે બિલકુલ થતો નથી, દુર્બળતા, સ્પર્શનું અજ્ઞાન, જખમમાં બહુ પીડા, સાંધા ઢીલા થાય છે, આળસ અને અંગોમાં જડતા થાય છે, અને ફોલ્લીઓ થાય છે. ગોઠણ, પીંડી, સાથળ, કમર, ખભા, હાથ, પગ, તથા અંગોના સાધાઓમાં ભોંકાયા જેવી પીડા થાય છે. અંગો ફરકે છે, ભેદ વધે છે, ભારેપણું થાય છે. ગ્લાન, મળ, અને સાંધાઓમાં વ્યથા થાય છે. વારંવાર બળતરા થઇને મટે છે, તથા ચામડીની કાંતિ નાશ પામે છે, અને અંગોમાં ચકરડાં ઉત્પન્ન થાય છે. આટલાં વાતરક્તનાં પૂર્વ રૂપો છે, અત્યંત પરસેવો થવો

અથવા બીલકુલ ન થવો એ રોગોનો મહિમા છે.

## વાયુ આધક એવા વાત રક્તનાં લક્ષણો.

**वातेऽधिके तत्र शूलं स्फुरणं तोदनं तथा । शोथस्य रौक्ष्यं कृष्णत्वं श्यावता वृद्धिहानयः ॥ धमन्यङ्गुलिसन्धीनां सङ्कोचोऽङ्गग्रहोऽतिरुक् । शीतद्वेषानुपशयौ स्तम्भवेपथुसुप्तयः ॥**

तत्र पादयोःशूलादिकम् । यत आह सुश्रुतः । स्पर्शोद्विग्नौ तोदभेदप्रशोफस्तापोपेतौ वातरक्तेन पादाविति । तथा शोथस्य रौक्ष्यादिकं वृद्धिहानयश्च विज्ञेयाः । सुप्तिः स्पर्शाज्ञता ॥

વાતરકતમાં વાયુ અધિકહોયતો શૂળ, કંપ, પીડા, રૂક્ષતાવાળો સોજો, તથા કાળો કે થોડો કાળો સોજો થાયછે તથાતેમાં કાળાશની વધઘટ થયા કરેછે. આંગળીઓના સાંધાઓની ધમનીઓ સંકોચાઈ જાયછે, અને અંગ ઝલાઇ જઈને બહુપીડા થાય છે. શીતતાનો દ્વેષ થાય છે તથા શીતપદાર્થો સહતા નથી, સ્તંભ અને કંપ થાયછે, અને સ્પર્શની ખબર પડતી નથી. (આમાં શૂળ તથા કંપ થવાનું કહ્યું તે પગમાંજ થાય છે એમ સમજવું. કેમકે સુશ્રુત કહેછેકે—વાતરકતથી બન્ને પગમાં સ્પર્શને લીધે ઉદ્વિગ્નપણું, વ્યથા, ભેદન, સોજા તથા જડતા થાય છે. )

## રક્તાધિક વાતરક્તનાં લક્ષણો.

**रक्ते शोथोऽतिरुक् तोदस्ताम्रश्चिमिचिमायते । स्निग्धरूक्षैः शमं नैति कण्डूक्लेदसमन्वितः ॥**

रक्तेऽधिके इत्यनुवर्तनीयम् एवं वक्ष्यमाणपित्तादिष्वपि । एतच्चारम्भकरक्ताद्रक्तान्तरं बोद्धव्यम् । रक्तमपि रक्तान्तरदूषकं भवति । अतिरुक् तोदः यत्र सः शोथः चिमचिमायते । चिमचिमेति कण्डूभेदः स्पर्शाप्रियतेति यावत् । चुहचुहा इति लोके तद्युक्तः । क्लेदसमन्वितः क्लेद आर्द्रता तद्युक्तः ॥

વાતરકતમાં રૂધિર અધિક હોય તો બહુ પીડા કારક સોજો થાય છે, દુઃખથાય છે. અને સોજો રાતો તથા ચમચમાટ કરતો થાય છે. એ સોજો સ્નિગ્ધ કે રૂક્ષ પદાર્થોથી શાંત થતો નથી, પણ તે ચળ અને ભીનાશ યુકત હોયછે.

## પિત્તાધક વાતરકતનાં લક્ષણો.

**पित्ते विदाहः संमोहः स्वेदो मूर्च्छा मदस्तृषा । स्पर्शासहत्वं रुग्दाहःशोथः पाको भृशोष्णता ॥**

पित्ते अधिके विदाहः विशेषेण दाहः । विदाहादयश्च पादयोरेव बोद्धव्याः यत आह सुश्रुतः॥

**पित्तासृग्भ्यामुग्रदाहौ भवेतामत्यर्थोष्णौ रक्तशोथौ मृदू च ।**

पादाविति शेषः । संमोह आतुरस्य । स्वेदः पादयोः मूर्च्छा पादयोः समुच्छ्रायः । शोथ इति यावत् । नतु मूर्च्छा मोहः । संमोहस्योक्तत्वात् ॥

વાતરકતમાં પિત્ત અધિક હોય તો દાહ, મોહ, સ્વેદ, મૂર્છા, મદ, તૃષા, સ્પર્શની અસહનતા, ચામડીમાં દાહ, સોજો, પાક, અને બહુજ ગરમી જણાયછે. પિત્ત અને રકત બે હોયતો પગની ચામડીમાં દાહ, અત્યંત ગરમી, રાતો સોજો અને કુણાશ થઇ જાયછે, આમ સુશ્રુત કહેછે.

## કફાધિક, દ્વંદ્વજ, કે ત્રિદોષજ વાત રકતનાં લક્ષણો.

**कफे स्तैमित्यगुरुतासुप्तिस्निग्धत्वशीतताः।
कण्डूर्मन्दा च रुग्द्वन्द्वे सर्वलिङ्गं च सङ्करे ॥**

कफे अधिके स्तैमित्यम् शरीरस्यार्द्रचर्मावगुण्ठितत्वमिव । गुरुतादयः पादयोरेव । यत आह सुश्रुतः । 'कण्डूमन्तौ श्वेतशीतौ सशोथौ पीनौ स्तब्धौ श्लेष्मदुष्टे तु रक्ते ।' पादाविति शेषः । अधिकद्विदोषम् अधिकत्रिदोषं च तदाह । द्वन्द्वे सर्वलिङ्गं च सङ्करे त्रिदोषसंसर्गे ॥

કફ અધિક હોયતો શરીર આળું, ભારે, જડ, સ્નિગ્ધ, શીત, થોડી થોડી ચળ, તથા પીડાવાળું થાય છે. એબેદોષોહોયતો બે દોષોનાં, અને ત્રણે દોષ હોયતો ત્રણે દોષોનાં ભેળાં લક્ષણો દેખાયછે. (આમાં ભારે તથા જડપણું થવાનું કહ્યું તે પગમાં થાયછે એમ સમજવું. કેમકે સુશ્રુત કહેછે કે-કફથી રૂધિર દૂષિત થયું હોય તો પગ ધોળા, ટાઢા, સોજાવાળા, જાડા, સ્તબ્ધ તથા ચળવાળા થાયછે.

## વાતરકતનું પગ સિવાયનું બીજું સ્થાન.

**पादयोर्मूलमास्थाय कदाचिद्धस्तयोरपि।
आखोर्विषमिव क्रुद्धं तद्देहमनुसर्पति ॥**

आखोर्मूषकस्य । आखोर्विषमिवेत्यनेन मन्दविसर्पत्वं बोधितम् । देहमनुसर्पति अप्रतिक्रियमाणाम् ॥

પગના મૂળમાં અને કોઈવાર હાથોના મૂળમાં આવીને ઉંદરના ઝેરની પેઠે તે કોપેલું વાતરકત આખાદેહમાં ફરીવળેછે.

## વાત રકતના ઉપદ્રવો.

**अस्वप्नारोचकश्वासमांसकोथ शिरोग्रहः।
मूर्च्छा चामदरुक्तृष्णाज्वरमोहप्रवेपकाः॥
हिक्कापाङ्गुल्यवीसर्पपाकतोदभ्रमक्लमाः ।
अङ्गुलीवक्रतास्फोटदाहमर्मग्रहार्बुदाः ॥**

मांसकोथो मांसगलनम् । मूर्च्छातदङ्गसमुच्छ्रायः । अमन्दरुक् पीडाबाहुल्यं प्रवेपकः कम्पः । प्रवेपनं प्रवेपः ततः स्वार्थे कः ॥

અનિદ્રા, અરૂચિ, શ્વાસ, માંસનું સડીને ખરી પડવું, શિરોગ્રહ, મૂર્છા, નેત્રની ઝાંખ, તૃષા, જ્વર, મોહ, કંપ, હેડકી, પાંગળાપણું, વિસર્પ, પાક, પીડા, ભ્રમ, ગ્લાનિ, આંગળીઓ વાંકી થઇ જવી, ફોલ્લાઓ, દાહ, મર્મભેદ, અને ઝલાઇ જવું તથા અર્બુદ, એ ઉપદ્રવો વાતરકતથી થાયછે.

## વાતરક્તની સાધ્યાસાધ્યતા.

**एतैरुपद्रवैर्वर्ज्यं मोहेनैकेन चापितत् ।
अकृत्स्नोपद्रवं याप्यं साध्यं स्यान्निरुपद्रवम् ॥**

मोहेनैकेनेति वचनमस्वप्नादिभिः समस्तैरसाध्यत्वं बोधयति ॥

**एकदोषानुगं साध्यं नवं याप्यं द्विदोषजम् । त्रिदोषजमसाध्यं स्याद्यस्य च स्युरुपद्रवाः ॥**

नवं संवत्सरादर्वाचीनं तत्साध्यम् ॥

**आजानुस्फुटितं यच्च प्रभिन्नं प्रसृतं च यत् । उपद्रवैश्च यज्जुष्टं प्राणमांसक्षयादिभिः । वातरक्तमसाध्यं स्याद्याप्यं संवत्सरोत्थितम् ॥**

आजानुप्रद्रुयां जानुपर्यन्तं यद्भ्याति तदसाध्यं स्यात् । स्फुटितं यच्च त्वङ्मात्रे शांतेनैव किञ्चिद्विदीर्णम् । प्रभिन्नम् अधिकविदीर्णम् । प्रसृतम् वहत् ॥

વાતરક્તમાં ઉપર કહ્યા પ્રમાણે ઉપદ્રવ હોય, તોપણ તે વાતરકત અસાધ્ય છે; થોડા ઉપદ્રવો હોયતો તે કષ્ટસાધ્ય છે; અને ઉપદ્રવો હોય, અગર તેમાંનો એક મોહુજવો બિલકુલ ન હોયતો તે સાધ્ય છે. એક દોષથી થયેલું અને તુરતનું થયેલું વાતરક્ત સાધ્ય છે, બેદોષથી થયેલું કષ્ટ સાધ્ય છે, અને ત્રણે દોષોથી થયેલું અને ઉપદ્રવોવાળું અસાધ્ય છે, ગોઠણ સુધી પ્હોંચેલું, ચામડીથી ફાટેલું અને લોહી વેહેતું હોય એવું વાતરક્ત બળ અને માંસનો ક્ષય કરીને ઉપદ્રવો સહિત થયું હોયતો તે અસાધ્ય છે, પણ તેને જો એક વર્ષ થઈ ગયું ન હોયતો કષ્ટસાધ્ય છે.

## વાતરક્તની ચિકિત્સા.

वातशोणितिनो रक्तं स्निग्धस्य बहुशो हरेत् । अल्पाल्पं रक्षयेद्वायुं यथादोषं यथाबलम् ॥

रक्षयेद् वायुं यथा वायुर्न वर्धते तथा रक्तं हरेदित्यर्थः ॥

उग्राङ्गदाहतोदेषु जलौकोभिर्विनिर्हरेत् । शृङ्गेणैवं चिमिचिमा कण्डू रुग्लेपनान्वितम् ॥ प्रच्छानेन शिराभिर्वा देशाद्देशान्तरं व्रजत् ॥

निर्हरेल्लिप्कासयेत् चिमिचिमा चुहचुराव इति लोके । प्रच्छानं पच्छन्ना इति लोके व्रजदिति रक्तविशेषणम् ॥

अङ्गे म्लाने तु न स्राव्यं रक्षेद्वातोत्तरं च यत् । गम्भीरं श्वयथुं स्तम्भं कम्पवायुशिरामयान् ॥ ग्लानिमन्यांश्च वातोत्थान् कुर्याद्वायुरसृक्क्षयात् । खञ्जादीन् वातरोगांश्च मृत्युं चानवशेषितम् ॥ कुर्यात्तस्मात् प्रमाणेन स्निग्धाद्रक्तं विनिर्हरेत् । विरेच्यः स्नेहयित्वादौ स्नेहयुक्तैर्विरेचनैः ॥ रूक्षैर्वा मृदुभिः शस्तमसकृद्बस्तिकर्म च । नहि बस्तिसमं किञ्चिद्वातरक्तचिकित्सितम् ॥ बाह्यमालेपनाभ्यङ्गपरिषेकोपनाहनैः । विरेकास्थापनस्नेहपानैर्गम्भीरमाचरेत् ॥ दिवा स्वप्नं ससन्तापं व्यायामं मैथुनं तथा । कटूष्णगुर्वभिष्यन्दि लवणाम्लौ च वर्जयेत् ॥ पुराणा यवगोधूमा नीवाराः शालिषष्टिकाः । भोजनार्थे रसार्थे तु विष्किराः प्रतुदा हिताः ॥ आढक्यश्चणका मुद्गा मसूराः सकुलत्थकाः । यूषार्थे बहुसर्पिष्काः प्रशस्ता वातशोणिते ॥ सुनिषण्णकवेत्राग्रे काकमाची शतावरी । वास्तुकोपोदिकाशाकं शाकं सौवर्चलं तथा ॥ घृतमांसरसैर्भृष्टं शाकसात्म्याय दापयेत् ॥

सुनिषण्णः चाङ्गेरीसदृशं चतुःपत्रशाकं सजले स्थले भवति । सूसुन इति लोके धवली चिरमी इति क्वचित् ।

सर्पिस्तैलवसामज्जापानाभ्यञ्जनबस्तिभिः ॥ सुखोष्णैरुपनाहैश्च वातोत्तरमुपाचरेत् । हितो गोधूमचूर्णैश्च छागक्षीरघृताप्लुतैः ॥ लेपस्तद्वात्तिला भृष्टाः पिष्टा पयसि निर्वृताः । क्षीरपिष्टातसीलेपो वर्धमानफलेन वा । उभे शताह्वे मधुकं बलां च पियालकं चापि कसेरुकं च । घृतं विदारीं च

सितोपलां च कुर्यात्प्रदेहं पवने सरक्ते ॥ रास्ना गुडूची मधुकं बले द्वे सजीवकं सर्षभकं पयश्च । घृतं च सिद्धं मधुशेषयुक्तं रक्तानिलार्ति प्रणुदेत् प्रदेहः ॥ वासागुडूचीचतुरङ्गुलानामेरण्डतैलेन पिबेत्कषायम्। क्रमेण सर्वाङ्गजमप्यशेषं जयेदसृग्वातभवं विकारम् ॥ दशमूली शृतं क्षीरं सद्यः शूलनिवारणम् । परिषेकोऽनिलप्राये तद्वत्कोष्णेन सर्पिषा ॥ पटोलकटुकाभीरुत्रिफलामृतसाधितम् । क्वाथं पीत्वा जयेज्जन्तुः सदाहं वातशोणितम् ॥ त्रिवृद्विदारीक्षुरककाथो वातास्रनाशनः । अमृताकफवातघ्नी कफमेदोविशोषिणी ॥ वातरक्तप्रशमनी कण्डूवीसर्पनाशिनी । गुडूच्याः स्वरसं कल्कं चूर्णं वा क्वाथमेव च ॥ प्रभूतकालमासेव्यमुच्यते वातशोणितात् ॥ अमृतानागरधान्यककर्षत्रितयेन पाचनं सिद्धम् । जयति सरक्तं वातं सामं कुष्ठान्यशेषाणि ॥ वत्सादन्युद्भवः क्वाथः पीतो गुग्गुलुमिश्रितः। समीरणं समायुक्तं शोणितं संप्रणाशयेत् ॥ तिस्रोऽथवा पञ्चगुडेन पथ्या जग्ध्वा पिबेच्छिन्नरुहाकषायम्। तद्वातरक्तं शमयत्युदीर्णमाजानुभिन्नच्युतमप्यवश्यम् ॥ गुग्गुलुमृतवल्लीभिर्द्राक्षा सुङ्गरसेन वा ॥ त्रिफलाया रसैर्युक्ता गुटिकाः कोलसंमिताः । भक्षयेन्मधुनालोड्य शृणु कुर्वन्ति यत् फलम् ॥ पादस्फोटं महाघोरं स्फुटत्सर्वाङ्गसंचयम् । तत् सर्वं नाशयत्याशु वातं चैव सशोणितम् ॥

इति गुग्गुलुगुटिका ॥

माहिषं नवनीतं तु बलिना परिमिश्रितम् । गोमूत्रमिश्रितं कृत्वा क्षीरेण लवणेन च ॥ सर्वमत्र समालोड्य वह्निना भावयेच्छनैः ॥ गात्रमुद्वर्तयेत्तेन देहस्फुटनशान्तये ॥ घृतेन वातं सगुडा विबन्धं पित्तं सिताढ्या मधुना कफं च । वातासृगुग्रं रुबुतैलमिश्रा शुण्ठ्यामवातं शमयेद्गुडूची ॥ सिंहास्यपञ्चमूली छिन्नरुहैरण्डगोक्षुरक्वाथः । एरण्डतैलरामठसैन्धवचूर्णान्वितः पीतः । प्रशमयति वातरक्तं तथामवातं कटीशूलम् । मूत्रपुरीषविबन्धं अध्मविकारं सुदुर्वारम् ॥ गन्धर्वहस्तवृषगोक्षुरकामृतानां मूलं बलेक्षुरकयोश्च पचेत्तु धीमान् । वातासृगाशु विनिहन्ति चिरप्ररूढं आजानुगं स्फुटितमूर्ध्वगतं तु तीव्रम् ॥ कफपित्तप्रशमनं कच्छूवीसर्पनाशनम् । वातरक्तप्रशमनं हृद्यं गुडघृतं स्मृतम् ॥ पिप्पली वर्धमानं वा सेव्यं पथ्या गुडेन वा। कोकिलाक्षामृताकाथे पिबेत् कृष्णां यथाबलम् ॥ पथ्यभोजी त्रिसप्ताहान्मुच्यते वातशोणितात् । मधुकाद्विगुणं तैलं तैलादाजं पयो भवेत् ॥ तद्यथाग्निबलं पेयं वातरक्तरुजापहम् । अगस्तिपुष्पचूर्णेन माहिषे जनयेद्दधि ॥ तदुत्थनवनीतेन देहजं स्फुटनं जयेत् । त्रिफलानिम्बमञ्जिष्ठा वचा कटुकरोहिणी ॥ वत्सादनी दारुनिशाकषायो नवकार्षिकः । वातरक्तं तथा कुष्ठं पामानं रक्तमण्डलम् ॥ कण्डूकपालिका कुष्ठं पाना देवापकर्षति । पञ्चरक्तिकमाषेण कषायो नवकार्षिकः ॥ किं-

चैवं साधिते क्वाथे योज्या मात्रा प्रदीयते।
कर्षादौ तु पलं यावत् दद्यात् षोडशिकं
जलम् ॥ ततस्तु कुडवं यावत्तोयमष्टगुणं भ-
वेत् चतुर्गुणमतश्चोर्ध्वं यावत प्रस्थादिकं भ-
वेत् ॥ विरेचनैर्घृतक्षीरपानैः सेकैः सबस्ति-
भिः । लेपनं शाल्मलीकल्कमविक्षीरेण सं-
युतम् ॥ रक्तोत्तरे क्षीरघृतमधुकोशीरवा-
रिभिः । सेचनं चात्र कर्तव्यमविक्षीरैः
क्षणं क्षणम् ॥ सहस्रशतधौतेन घृतेन रुधि-
रोत्तरे । लेपनं सुसुशीतेन घृतसर्जरसेन वा
॥ शीतैर्निर्वापणैश्चापि रक्तपित्तोत्तरं ज-
येत् । सरागे सरुजे दाहे रक्तं विश्राव्य
लेपयेत् । तिलाः पियालं मधुकं बिसमूलञ्च
वेतसम् ॥ सघृतं पयसा पिष्टं प्रलेपो दाह-
रोगनुत् । पित्तोत्तरे तु काश्मर्यद्राक्षारग्व-
धचन्दनैः ॥ मधुकक्षीरकाकोलीयुतैः क्वाथं
सुशीतलम् । शर्करामधुसंयुक्तं वातरक्तेपिबे-
न्नरः ॥ धारोष्णं मूत्रसंयुक्तं क्षीरं दोषा-
नुलोमनम् । पिबेद्वैसात्रिवृच्चूर्णं पित्तरक्ता-
वृत्तानिले ॥ क्षीरेणैरण्डतैलं वा प्रयोगेण
पिबेन्नरः । बहुदोषो विरेकार्थं जीर्णे क्षी-
रोदनाशनः ॥ पटोलं त्रिफला भीरुर्गुडूची
कटुरोहिणी । क्वाथः पित्ताधिके शस्तः श-
र्करामधुसंयुतः॥ तिक्तस्य सर्पिषः पानं ब-
हुशश्च विरेचनम् । वमनं मृदुनात्यर्थं स्ने-
हपानं विलङ्घनम् ॥ कोष्णाः सेकाश्च श-
स्यन्ते वातरक्ते कफोत्तरे । तैलमूत्रसुराशु-
क्तैः परिषेकाः सदा हिताः । गौरसर्षपक-
ल्केन प्रदेहो वा रुजापहः ॥ शिग्रुः सव-
रुणः कल्कौ धान्याम्लेनानिलार्तिजिल्लेपा-
त् । भवति न वेति विकल्पो न- विधेयः
सिद्धयोगेऽस्मिन् ॥ कल्कः श्लेष्मोत्तरे ले-
पो वाजिगन्धातिलोद्भवः । लेपः सर्षपनि-
म्बार्कहिंस्राक्षारतिलैर्हितः ॥ श्रेष्ठः सक्तुघृ-
तक्षारकपित्थत्वग्भिरेव च । मसूराशिग्रो-
स्तद्बीजं हितं धान्याम्लसंयुतम् । मुहूर्ता-
लिप्तमम्लैश्च सिञ्चेद्वातकफोत्तरे ॥ मुस्ता-
मलकनिशाभिः क्वथितं तोयं समाक्षिकं
पेयम् । जयति सदागतिरक्तं सकफं वा
सततयोगेन ॥ हरिद्रामृतकक्वाथं मधुना
मधुरीकृतम् । पिबेद्वा त्रिफलाक्वाथं वात-
रक्ते कफाधिके ॥ हरीतकीं वा तक्रेण पा-
ययेदुदकेन वा । गृहधूमो वचाकुष्ठं शताह्वा
रजनीद्वयम् प्रलेपः शूलनुद्वातरक्ते वातक-
फोत्तरे । अमृता कटुका यष्टी शुण्ठीकल्कं
वासमाक्षिकम् ॥ गोमूत्रपितं जयति सकफं
वातशोणितम् । धात्रीहरिद्रामुस्तानां कषायं
समाक्षिकम् ॥ लाङ्गल्यास्त्वमृतातुल्यं क-
न्दमुद्धृत्य यत्नतः । योजयेत् त्रिफलाली-
हरजस्त्रिकटुकैः समैः ॥ गुग्गुल्वमृतवल्लीभि-
र्द्राक्षाशृङ्गरसेन वा । त्रिफलाया रसैर्युक्ता
गुटिकाः कोलसंमिताः ॥ भक्षयेन्मधुनालो-
ड्य शृणु कुर्वन्ति यत् फलम् । पादस्फुटितं
दुर्भग्नं जानुमात्रं च यद्भवेत् ॥ यच्च देहा-
द्गतं रक्तं यच्चासाध्यं प्रकीर्तितम् । घ्नन्त्येता
भक्षमाणस्य प्रबलं वातशोणितम् ॥

लाङ्गलीगुटिका ॥

बलामतिबलां मेदामात्मगुप्तां शतावरीम् ॥
काकोलीं क्षीरकाकोलीं रास्नां मुद्गां च

पेषयेत् । घृतं चतुर्गुणे क्षीरे तैः सिद्धं वातरक्तनुत् । हृत्पाण्डुरोगवीसर्पकामलादाहनाशनम् ॥

इति बलाघृतम् ॥

बला स्थिरा नागबला गुडूची शतावरी कल्ककषायसिद्धम् । तैलं विदध्यादनुवासनेषु तद्वातरक्तं शमयत्युदीर्णम् ॥

अपरपिण्डतैलम् ।

त्रायन्तिका चामलकी द्विकाकोली शतावरी । कसेरूकाकषायेण कल्कैरेभिः पचेद्घृतम् ॥ उभे परूषके द्राक्षा काश्मर्यसमुदम्भवान् । पृथग्विदार्याः स्वरसं तथा क्षीरं चतुर्गुणम् ॥ एतदायोजितं सर्पिः पारूषकमिति स्मृतम् । वातरक्ते क्षते क्षीणे विसर्पे पैत्तिके ज्वरे ॥

पारूषकं घृतम् ।

शतावरी कल्कगर्भं रसे तस्याश्चतुर्गुणे । क्षीरं तुल्यं घृतं सिद्धं वातशोणितनाशनम् ॥

इति शतावरीघृतम् ।

श्रावणीक्षीरकाकोलीक्षीरिकाजीवकैः समैः । सिद्धं ऋषभकं सर्पिः सक्षीरं वातरक्तनुत् ॥

अत्र क्षीरं चतुर्गुणम् । इति ऋषभघृतम् ।

गुडूचीकाथकल्काभ्यां सपयस्कं घृतं शृतम् । हन्ति वातं तथा रक्तं कुष्ठं जयति दुस्तरम् ॥

इति गुडूचीघृतम् ।

अमृतायाः कषायेण कल्केन च महौषधात् । मृदग्निना घृतं सिद्धं वातरक्तहरं परम् ॥ आमवाताढ्यवातादीन् कृमिकुष्ठव्रणानपि । अर्शांसि गुल्मांश्च तथा नाशयेदाशु योजितम् ॥

इति गुडूचीघृतम् ॥

अमृतास्वरसविपक्वं सर्पिस्तत् कल्कसाधितं पीतम् । अपहरति वातरक्तमुत्तानं चावगाढं च ॥

इति गुडूचीघृतम् ॥

अमृतायाः पलशतं जलद्रोणेऽवशेषितम् । घृतप्रस्थं विपक्तव्यं कल्काद्द्वौपलानि च ॥ चतुर्गुणेन पयसा वातासृक्कुष्ठनाशनम् । कामलापाण्डुरोगघ्नं प्लीहकासज्वरापहम् ॥

इति गुडूचीघृतम् ।

अमृता मधुकं द्राक्षा त्रिफला नागरं बला । वासारग्वधवृश्चीव देवदारु त्रिकण्टकम् ॥ कटुका रोहिणी कृष्णा काश्मर्यस्य फलानि च । रास्नाक्षुरकगन्धर्ववृद्धदारघनोत्पलैः ॥ कल्कैरेभिः समैः कृत्वा सर्पिः प्रस्थं विपाचयेत् । धात्रीरसः समो देयो वारि त्रिगुणसंयुतः ॥ सम्यक् सिद्धं च विज्ञाय भोज्ये पाने च शस्यते । बहुदोषोत्थिते वाते रक्तेन सह मूर्च्छिते ॥ उत्ताने चापि गम्भीरे त्रिकजङ्घोरुजानुके । क्रोष्टुशीर्षे महाशूले आमवाते सुदारुणे ॥ दाहरोगोपसृष्टस्य वेदना चातिदुस्तरा । मूत्रकृच्छ्रमुदावर्तं प्रमेहं विषमज्वरान् ॥ एतान् सर्वान् निहन्त्याशु वातपित्तकफोत्थितान् । सर्वकालोपयोगेन वर्णायुर्बलव-

र्धनम् । अश्विभ्यां निर्मितं श्रेष्ठं घृतमेतद्नुत्तमम् ॥

इति अमृताद्यं घृतम् ।

गुडूची स्वरसे सर्पिर्जीवनीयैश्च साधितम् । कल्काच्चतुर्गुणैः क्षीरैः सिद्धं वाप्यस्त्रवातनुत् ॥ गुडूचीघृतम् ॥

अमृतायाः शतं प्रास्य जलद्रोणे विपाचयेत् । चतुर्भागावशिष्टं तु घृतप्रस्थं विपाचयेत् ॥ क्षीरं चतुर्गुणं तत्र दापयेन्मतिमान् भिषक् । कल्कं चात्र प्रवक्ष्यामि यथावदनुपूर्वशः ॥ काकोली क्षीरकाकोली जीवकर्षभकौ च यत् । शतावरीं पयस्यां च मधुकं नीलमुत्पलम् ॥ अश्वकन्दस्य मूलानि स्थिरां च कटुरोहिणीम् । ऋद्धिं वृद्धिं तथा मेदे श्वदंष्ट्रां बृहतीयम् ॥ गुडूचीं पिप्पलीं रास्नां वासकं चापि संहरेत् । तदेकस्थं समैर्भागैः पाचयेन्मृदुनाग्निना ॥ पानाभ्यञ्जननस्येषु परिषेके च दापयेत् । वातरक्तं सशोषाढ्यं सदाहं क्रोष्टुशीर्षकम् ॥ खञ्जोरुस्तम्भवातं च वातरक्तं सुदारुणम् । बहूदितं वातकृच्छ्रं गृध्रसीं वातकण्टकम् ॥ नाशयेद्योजितं सर्पिर्धन्वन्तरिवचो यथा ॥ इति महागुडूचीघृतम् ॥

क्वाथेन शतपुष्पायाः कुष्ठस्य मधुकस्य च । एकैकं साधयेत्तैलं वातरक्तरुजापहम् ॥

इति शताह्वादितैलम् ॥

सारिवारिष्टकूष्माण्डपोतकीभस्मजाम्बुना ॥ गुडूचीमन्यदुग्धाभ्यां कर्मरङ्गरसेन च ॥ विपचेत्तिलजं तैलं दत्वैतानि भिषग्वरः । काकोल्यौ जीवकं मेदे शताह्वा क्षीरिणीयुतैः ॥ जिङ्गी सिक्था मृतानन्ता सार्जगन्धवचन्दनैः । हन्याद्वातास्रजं घोरं स्फुटितं गलितं तथा ॥ चर्मदलाख्यं पामादींस्त्वग्दोषं च विपादिकाम् । कुष्ठान्यर्शांसि वीसर्पं व्रणशोथं भगन्दरम् ॥ न सोऽस्ति वातरक्तस्य विकारो योऽभिवर्धितः । यन्न हन्यात् प्रलिप्तैतत्पिण्डतैलं महत् स्मृतम् ॥

इति महापिण्डतैलम् ॥

सारिवासर्जमञ्जिष्ठायष्टीसिक्थैः पयोन्वितैः । तैलं पक्वं प्रयोक्तव्यं पिण्डाख्यं वातशोणिते ॥ पिण्डतैलम् ॥

सारिवासर्जयष्ट्याह्वमधुसिक्थैः पयोन्वितैः । सिद्धमेरण्डजं तैलं वातरक्तरुजापहम् ॥ अपूतमथितस्यास्य पिण्डतैलस्य योगतः ॥

इति पिण्डतैलम् ॥

पद्मकेशरयष्ट्याह्वफेनिलापद्मकोत्पलैः । पृथक् पञ्चपलैर्दत्तैर्बलाकिंशुकचन्दनैः ॥ जले शृते पचेत् तैलं प्रस्थं सौवीरसंमितम् । लोध्रकाकोलिकोशीरजीवकर्षभकेशरैः ॥ मदयन्तिलतापत्रपद्मकेशरपद्मकैः । प्रपौण्डरीककालीयमेदमांसीप्रियङ्गुभिः ॥ कुङ्कुमैर्द्विगुणैः कर्षैर्मञ्जिष्ठायाः पलेन च । महापद्ममिदं तैलं वातासृग्ज्वरनाशनम् ॥

इति महापद्मकं तैलम् ॥

पद्मकोशीरयष्ट्याह्वरजनीक्वाथसाधितम् । स्यात्पिष्टैः सर्जमञ्जिष्ठावीराकाकोलिचन्दनैः ॥ खुड्डाकपद्मकमिदं तैलं वातास्रपित्तनुत् ॥ इति खुड्डाकपद्मकतैलम् ॥

तुलां पचेज्जलद्रोणे गुडूच्याः पादशेषितम् ॥ क्षीरद्रोणं तु ताभ्यां च पचेत् तैलाढकं शनैः । कल्कैर्मधुकमञ्जिष्ठाजीवनीयगणोत्थितैः ॥ कुष्ठैलागुरुमृद्वीकामांसी व्याघ्रनखं नखी । हरेणुश्रावणी व्योषशताह्वा शृङ्गिसारिवे ॥ त्वक्पत्रा गुरुविक्रान्ता स्थिरा तामलकी तथा । नतकेशरह्रीबेरं पद्मकोत्पलचन्दनम् । सिद्धं कर्षसमैर्भागैः पानाभ्यङ्गानुवासनैः ॥ सेव्यं वातास्रजान् हन्तिस्रोतोधात्वन्तराश्रितान् । धन्यं पुंसवनं स्त्रीणां गर्भदं वातपित्तनुत् ॥ खेदकण्ठरुजायामशिरःकम्पामयार्दितान् । हन्याद् व्रणकृतान् दोषान् गुडूचीतैलमुत्तमम् ॥

इति गुडूचीतैलम् ॥

गुडूची मधुकं ह्रस्वपञ्चमूलं पुनर्नवा । रास्नामेरण्डमूलं च जीवनीयानिलाभतः॥ पलानां शतिकैर्भागैर्बला पञ्चशतं भवेत् । कोलं बिल्वं यवान्माषान् कुलत्थांश्चाढकोन्मितान् ॥ काश्मर्याणां च शुष्काणां द्रोणं द्रोणशतेऽम्भसः । साधयेज्जर्जरं पूतं चतुर्द्रोणं च शेषयेत् ॥ तैलद्रोणं पचेत्तेन दत्त्वा पञ्चगुणं पयः । पिष्ट्वा त्रिपलिकं चैव चन्दनोशीरकेशरम् ॥ पत्रैलागुरुकुष्ठानि तगरं मधुयष्टिका । मञ्जिष्ठार्धबलं चैव तत्सिद्धं सर्वयोगिकम् ॥ वातरक्ते क्षते क्षीणे भारार्ते क्षीणरेतसि । वेपिना क्षिप्तभग्नानां सर्वैकाङ्गरोगिणाम् ॥ योनिदोषमपस्मारमुन्मादं विषमज्वरम् । हन्यात्पुंसवनं चैव तैलाद्वयममृताह्वयम् ॥

इति अमृताह्वयतैलम् ॥

मृणालोत्पलशालूकसारिवोदीच्यकेशरैः। चन्दनद्वयभूनिम्बपद्मबीजकसेरुकैः ॥ पटोलकटुकानन्तागुन्द्रापर्पटवासकैः । पिष्ट्वा तैलं घृतं पक्वं तृणमूलरसेन च । क्षीरद्विगुणसंयुक्तं बस्तिकर्मसु योजितम् ॥ नस्याभ्यञ्जनपानैर्वा हन्यात् पित्तगदानिदम् ।

इति मृणालाद्यो मिश्रकः ॥

कनकशिखरिमानक्षारसंसिद्धतोये कुमुमलवणयुक्ते सर्जनीयासपूर्णे । त्रिगिशृततिलतैलं कल्कयुक्तं निहन्ति प्रचुरतरमिदानीमिन्द्रलुप्तास्रवातम् ॥

धतूराद्यं तैलम् ॥

शुद्धां पचेन्नागबलां तुलां तु जलार्मणे पादकषायसिद्धम् । विस्राव्य तैलाढकमत्र देयमजापयस्तैलविमिश्रितं तु ॥ नतं सयष्टिं मधुकं च कल्कं दत्त्वा पृथक् पञ्च पलं विपक्वम् । तद्वातरक्तं शमयत्युदीर्णं बस्तिप्रदानेन हि सप्तरात्रात् ॥ दशाहयोगम करोत्यरोगं पितं च तैलोत्तममश्विनोक्तम् ॥

इति नागबलातैलम् ॥

जीवकर्षभकं कोला ऋष्यप्रोक्ता शतावरी । मधुकं मधुपर्णी च काकोलीद्वयमेव च ॥ मुद्गमाषाख्यपर्णी च दशमूलं पुनर्नवा । बलामृता विदारी च साश्वगन्धाश्मभेदकौ ॥ कुर्यात् कल्कं कषायं च ताभ्यां तैलं घृतं पचेत् । लाभतश्च वसा मज्जा मांसं प्रतुदविष्किरात् ॥ चतुर्गुणेन पयसा तत् सिद्धं वातशोणितम् । सर्वदेहाश्रितान् हन्ति व्याधीन् घोरांश्च वातजान् ॥

इति जीवकाद्यो मिश्रकः ।

बलाकषायकल्काभ्यां तैलं क्षीरचतुर्गुणम् । शतपाकं भवेदेतद्वातासृग्वातपित्तनुत् ॥ धन्यं पुंसवनं चैव नराणां शुक्रवर्धनम् । रेतोयोनिविकारघ्नमेतद्वातविकारनुत् ॥

इति बलातैलं शतपाकम् ॥

मधुयष्ट्याः पलशतं कषाये पादशेषिते । तैलाढकं समक्षीरं पचेत् कल्कैः पलोन्मितैः ॥ शतपुष्पावरीमूर्वापयस्यागुरुचन्दनैः । स्थिराहंसपदीमांसीद्विमेदामधुपर्णिभिः ॥ काकोलीक्षीरकाकोलीतामलक्यृद्धिपद्मकैः । जीवकर्षभजीवन्तीत्वक्पत्रनखवालकैः ॥ प्रपौण्डरीकमञ्जिष्ठासारिवेन्दुविनुन्नकैः । वातासृक्पित्तदाहार्तिज्वरघ्नं बलवर्णकृत् ॥

इति मधुकाद्यं तैलम् ।

मधुयष्ट्या पलं पिष्ट्वा तैलप्रस्थं चतुर्गुणे । क्षीरे साध्यं शतं वारान् तदेव मधुकान्वितम् ॥ सिद्धं देयं त्रिदोषे स्याद् वातास्त्रश्वासकासनुत् । धन्यं पुंसवनं चैव कामला दाहनाशनम् ॥

इति मधुकतैलं शतपाकम् ।

बलाकषायकल्काभ्यां तैलं क्षीरसमं पचेत् । सहस्रसंख्यपाकं तत् वातासृग्वातरक्तनुत् ॥ रसायनमिदं श्रेष्ठमिन्द्रियाणां प्रसादनम् । जीवनं बृंहणं स्वर्यं शुक्रासृग्दोषनाशनम् ॥

बलातैलम् । सहस्रेयत्तया पाकः सहस्रपाकः ।

पुनर्नवा मूलशतं विशुद्धं रुबूकमूलं च तथा प्रयोज्य । दत्वा पलं षोडशकं च शुण्ठ्याः सकुट्य सम्यग्विपचेद् घटेऽष्टाम् ॥ पलानि चाष्टावथ कौशिकस्य तेनाष्टशेषेण पुनः पचेत् । एरण्डतैलं कुडवं च दद्याद्दत्वा त्रिवृच्चूर्णपलानि पञ्च ॥ निकुम्भचूर्णस्य पलं गुडूच्याः पलद्वयं चार्धपलं पलं प्रति । फलत्रयत्र्यूषणचित्रकाणि सिन्धूत्थभल्लातविडङ्गकानि ॥ कर्षं तथा माक्षिकधातुचूर्णं पुनर्नवायाः पलमेव चूर्णम् । चूर्णानि दत्वा ह्यवतार्य शीते खादेन्नरः कर्षसमप्रमाणम् ॥ वातासृजं वृद्धिगदांश्च सप्त जयत्यवश्यं त्वथ गृध्रसीं च । जङ्घोरुपृष्ठत्रिकबस्तिजं च तथामवातं प्रबलं च हन्ति ॥

इति पुनर्नवागुग्गुलुः ॥

यावशूकसुरदारुसैन्धवं मुस्तकत्रुटिवचायवानिकाः । व्योषदीप्यकनिशाफलत्रिकं जीरकद्वयविडङ्गचित्रकम् ॥ कार्षिकं सुमसृणं सुयोजितं संयुतं पुरपलैश्च पञ्चभिः । शर्करां पुरसमां सुपेषयेत्तत्सर्पिषि विनिक्षिपेत्ततः ॥ वातरक्तमुदरं भगन्दरं प्लीहयक्ष्मविषमज्वरं गरम् । श्वित्रकुष्ठमखिलव्रणानयं चित्तविभ्रमगदांश्च दारुणान् । गृध्रसीं च गुदजाग्निमन्दतां हन्ति कोष्ठजनितं महागदम् ॥ वज्रमिन्द्रकरतो यथा च्युतं प्रौढशैलकुलमुत्तमं द्रुतम् । अन्नपानपरिहारवर्जितं सर्वकालसुखदाभिरत्ययम् ॥ सेव्यमानमिदमश्विनिर्मितं गुग्गुलोर्हि वटिका रसायनम् । चत्वारो माषका हीने मध्यमेऽष्टौ च माषकाः । श्रेष्ठा द्वादशकाः प्रोक्ताः कोष्ठं विज्ञाय दापयेत् ॥ स्रंसनत्वात् गुरुत्वाद्वा गुग्गुलोः करणक्रमः ॥

इति शर्करासमगुग्गुलुः ।

प्रस्थमेकं गुडूच्याश्च अर्धप्रस्थं च गुग्गुलोः ॥ प्रत्येकं त्रिफलायास्तु तत्प्रमाणं विनिर्दिशेत् ॥ सर्वमेकत्र संकुट्यं क्वाथयेदुल्बणेऽम्भसि ॥ पादशेषं परिस्राव्य कषायं ग्राहयेद्भिषक् । पुनः पचेत् कषायं तु यावत् सान्द्रत्वमागतम् ॥ दन्तीव्योषविडङ्गानि गुडूचीत्रिफलात्वचः ॥ ततश्चार्धपलं चूर्णं गृह्णीयाच्च प्रति प्रति । कर्षं तु त्रिवृतायाश्च सर्वमेकत्र चूर्णयेत् । तस्मिन् सुसिद्धं विज्ञाय कवोष्णं प्रक्षिपेत् बुधः ॥ ततश्चाग्निबलं मत्वा खादेत् कर्षप्रमाणतः । वातरक्तं तथा कुष्ठं गुदजान्यग्निसादनम् ॥ दुष्टव्रणं प्रमेहांश्च आमवातं भगन्दरम् । नाड्याढ्यवातं श्वयथुं सर्वानेतान् व्यपोहति ॥

इति अमृतागुग्गुलुः ॥

त्रिप्रस्थममृतायाश्च प्रस्थमेकं तु गुग्गुलोः । प्रत्येकं त्रिफलाप्रस्थं वर्षाभूप्रस्थमेव च । सर्वमेकत्र संकुट्य साधयेदुल्बणेऽम्भसि ॥ पुनः पचेत् पादशेषं यावत् सांद्रत्वमागतम् । दन्ती चित्रकमूलानां कणा विश्वफलत्रिकम् ॥ गुडूचीत्वक् विडङ्गानां प्रत्येकार्धं पलं मतम् । त्रिवृता कर्षमेकन्तु सर्वमेकत्र चूर्णयेत् ॥ सिद्धे उष्णे क्षिपेत्तत्र अमृता गुग्गुलुं परम् । अतो यथाबलं खादेदम्लपित्ती विशेषतः ॥ वातरक्तं तथा कुष्ठं गुदजान्यग्निसादनम् । दुष्टव्रणं प्रमेहांश्च आमवातं भगन्दरम् ॥ नाड्याढ्यवातं श्वयथुं हन्यात् सर्वामयांस्तथा । अश्विभ्यां निर्मितश्चायममृताख्यो हि गुग्गुलुः ॥

इति अमृतागुग्गुलुः ।

स्निग्धः काञ्चनसङ्काशः पक्वजम्बूफलोपमः । नूतनो गुग्गुलुः प्रोक्तः सुगन्धिर्यस्तु पिच्छिलः ॥ शुष्को दुर्गन्धिकश्चैव वर्णान्यत्वमुपागतः । पुराणः स तु विज्ञेयो न स देयस्तु रोगिणे ॥

इति गुग्गुलोर्नवपुराणत्वस्य लक्षणम् ।

कृमिरिपुदहनव्योपत्रिफलामरदारुचव्यभूनिम्बाः । मागधिमूलं मुस्तं शटी वचा धातुमाक्षिकं चैव ॥ लवणक्षारनिशायुक्कुस्तुम्बुरुगजकणाः सहातिविषाः । कर्षांशिकान्येव समानि कुर्यात् पलाष्टकञ्चाश्मजतु प्रदद्यात् ॥ निःपत्र शुद्धस्य पुरस्य धीमान् पलद्वयं लोहरजस्तथैव । सिताचतुष्कं पलमत्र वास्यात् निकुम्भकुम्भत्रिसुगन्धियुक्तम् ॥ पृथक्पलं चूर्णमथात्र पेच्च चन्द्रप्रभेयं गुटिका विधेया । ज्वरातिसारग्रहणीविकारांश्चार्शांसि निर्नाशयते षडेव ॥ भगन्दरान् कामलपाण्डुरोगान् निर्नष्टवह्नेः कुरुते च दीप्तिम् । हन्त्यामयान् पित्तकफानिलोत्थान् नाडीगते मर्मगते व्रणे च । क्षतक्षये गृध्रसियक्ष्मरोगे मेहे गजाख्ये प्रबले प्रयोज्या ॥ शुक्रक्षये चाश्मरिमूत्रकृच्छ्रे शुक्रप्रवाहेऽप्युदरामये च । शम्भुं समभ्यर्च्य कृतप्रसादं प्राप्ता गुटी चन्द्रमसा प्रशस्ता ॥ न पानभोज्ये परिहारवादो न शीतवातातपमैथुनेषु । भक्तस्य पूर्वं सततं प्रयोज्या तक्रानुपानाप्यथ मस्तुपाना ॥ अ-

जातरसो जाङ्गलजो रसो वा पयोऽथ वा शीतजलानुपानम् । शुक्रदोषानिहन्त्यष्टौ प्रमेहांश्चापिविंशतिम् ॥ वलीपलितनिर्मुक्तो वृद्धोऽपि तरुणायते । गिरिजतुगुग्गुलुलोहान्येकीकृत्याथ भावयेद् बहुशः ॥ काथैस्तद्व्याधिहरैस्तदनु च चूर्णीकृतं मिलितम् ॥

इति चन्द्रप्रभागुटिका ॥

वरमहिषलोचनोदरसन्निभवर्णस्य गुग्गुलोः प्रस्थम् । प्रक्षिप्य तोयराशौ त्रिफलां च यथोक्तपरिमाणम् ॥ द्वात्रिंशत्च्छिन्नरुहापलानि देयानि यत्नेन । विपचेत्तदप्रमत्तो दर्व्या संघर्षयन्मुहुर्यावत् ॥ अर्धक्षयितं तोयं जातं ज्वलनस्य संपर्कात् । अवतार्य वस्त्रपूतं पुनरपि संसाधयेदयःपात्रे ॥ सान्द्रीभूते तस्मिन्नवतार्य हिमोपलस्पर्शे । त्रिफलाचूर्णार्धपलं त्रिकटोश्चूर्णं षडक्षपरिमाणम् ॥ कृमिरिपुचूर्णार्धपलं कर्षं कर्षं त्रिवृद्दन्त्योः । पलमेकं तु गुडूच्या दत्वा संचूर्ण्य यत्नेन ॥ उपयुज्य चानुपानं यूषं क्षीरं सुगन्धि सलिलं च । इच्छाहारविहारी भेषजमुपयुज्य सर्वकालमिदम् । तनुरोधि वातशोणितमेकद्विजमुल्बणं चिरोत्थमपि । मग्नस्रुतपरिशुष्कं दीर्णं चाजानु यच्चापि ॥ व्रणकासकुष्ठगुल्मश्वयथूदरपाण्डुमेहांश्च । मन्दाग्निं च विबन्धं प्रमेहपिडकांश्च नाशयत्याशु ॥ सततं निषेव्यमाणः कालवशाद्धन्ति सर्वगदान् । अभिभूय जरादोषं करोति कैशोरिकं रूपम् ॥ प्रत्येकं त्रिफलाप्रस्थो जलस्याढकमाढकम् । गुडवद् गुग्गुलोः पाकः सन्त्येय स्तु विशेषतः ॥

इति कैशोरिकगुग्गुलुः ॥

त्रिफलातिविषादारुदार्वीमुस्तापरूषकैः । खदिराशननक्ताह्वगुडूचीनृपपादपैः ॥ भूनिम्बनिम्बकटुका कलिङ्गकुलकैः समैः । काथं कृत्वा ततः पूतं शृतमष्टगुणेऽम्भसि ॥ गुडूच्यास्तत्र सुकृतं चूर्णमर्धे तु वारिणि । क्षिप्त्वा सुनूतने भाण्डे वासयेद्रजनीगतम् ॥ सोमोपेतेन पूतेन कौशिकं परिभावयेत् । षड्गुणेन तु सप्ताहं शिलाजतुसमन्वितम् ॥ शुद्धस्य तु पलान्यष्टौ समावाप्य विचक्षणः । ताप्यचूर्णं पलश्चैकं द्वे पले मधुसर्पिषोः ॥ एकीकृत्य समं सर्वं लिह्यात्सुत्रिफलाम्बुना । तनुना मुद्गयूषेण जाङ्गलानां रसेन वा ॥ जीर्णे जीर्णे च भुञ्जीत पुराणं शालिषष्टिकम् ॥ यथारोगं यथासात्म्यं रसैर्यूषैश्च संस्कृतैः । त्रिसप्ताहप्रयोगेण वातरक्तं सुदारुणम् ॥ निहन्ति वीर्यतः क्षिप्रं कुष्ठरोगान् व्रणानपि । छिन्नं भिन्नञ्च सन्धत्ते त्रिफलाख्यो हि गुग्गुलुः ॥

इति त्रिफलागुग्गुलुः ॥

पलत्रयं कषायस्य त्रिफलायाः सुचूर्णितम् । सौगन्धिकं पलचैकं कौशिकस्य पलत्रयम् ॥ कुडवं चित्रतैलस्य सर्वमादाय यत्नतः । पाचयेत्पाकविद्वैद्यः पात्रे लोहमये दृढे ॥ हन्ति वातं तथा पित्तं श्लेष्माणं खञ्जपङ्गुताम् । श्वासं सुदुर्जयं हन्ति कासं पञ्चविधं तथा ॥ कुष्ठानि वातरक्तं च गुल्मं शूलोदराणि च । आमवातं जयत्येतदपि वैद्यविवर्जितम् ॥ सर्वदास्योपयोगेन जरा-

पलितनाशनम्। सर्पिस्तैलरसोपेतमश्नीया- च्छालिषष्टिकम् ॥ सिंहनाद इति ख्यातो रोगवारणदर्पहा। वह्निदीप्तिकरः पुंसामभाषितो दण्डपाणिना ॥

इति सिंहनादगुग्गुलुः ॥

अष्टौ पलान्यत्र पलं कषायाः प्रस्थौ पृथक् शुद्धफलत्रयस्य। दत्वा पचेत् द्रोणयुगे जलस्य पादावशेषं पुनरेव वैद्यः ॥ दन्तीत्रिवृत्त्र्यूषणवारुणीनां विडङ्गमुस्तात्रिफलामृतानाम्। कन्दोग्रगन्धालुकमानकानां सगन्धकानां च सपारदानाम् ॥ पलार्द्धमानप्रमितं सचूर्णं दद्याद्विपक्वे पुनरेव तत्र ॥ फलानि सचूर्ण्य च कानकानि सहस्रसंख्याकलितानि पश्चात्। स्वादेद्धि माषद्वितयं प्रतप्तं तोयादिकं देयमतोऽनुपाने। आमानिलं सन्धिगतं सशूलं शिरोगतं जानुकटीस्थितश्च ॥ अर्शोऽतिवृत्तिं विषमज्वरार्तिंप्रमेदकुष्ठानि भगन्दरं च। हन्यात्स्मराणामिति सिंहनादो मेदोमरुत्श्लेष्मगदान् पुरोऽयम्। दाहोत्यन्तप्रवृत्तिर्वा विकारोऽन्योपि चेद्भवेत् ॥ तत्कृतस्तु तदा तत्र तक्रभक्तं हितं भवेत्। उद्वर्त्तनं शीतजल स्नानं च शयनं तथा ॥ विरेकातिशयं कुर्यात् सिंहनादो यतः सुधीः। ज्ञात्वा बलं शरीरे तु दद्यादेवं नवा भिषक् ॥ तोयारनालगोक्षीरैः क्रमात् पक्वं विशुध्यति। फलं कनकसंज्ञं तु कृत्वा चूर्णं ततः क्षिपेत् ॥

इति द्वितीयः सिंहनादगुग्गुलुः।

पिच्चितां गुग्गुलोर्मानीं कटुतैले पलाष्टके। प्रत्येकं त्रिफलाप्रस्थं सार्द्धद्रोणे जले पचेत् ॥ पादशेषं सुपूतं च पुनरग्नावधिश्रयेत्। त्रिकटुत्रिफलामुस्ताविडङ्गामलकानि च ॥ गुडूच्यग्नित्रिवृद्दन्तीवचासूरणमानकम्। कस्तूरीरससमूनांशं प्रत्येकं शुक्तिमम्मितम् ॥ सहस्रं कानकफलं सिद्धे संचूर्ण्य निःक्षिपेत्। ततो माषद्वयं जग्ध्वा पिबेत्तप्तजलादिकम् ॥ अग्निं च कुरुते शीघ्रं वडवानलसन्निभम्। धातुवृद्धिं वयोवृद्धिं बलं सुविपुलं तथा ॥ आमवातं शिरोवातं ग्रन्थिवातं भगन्दरम्। जानुजङ्घाश्रितं वातं सकटीग्रहवेदनम्। अश्मरी मूत्रकृच्छ्रं च भग्नं च तिमिरोदरे। अम्लपित्तं तथा कुष्ठं प्रमेहं गुदनिर्गमम् ॥ कासं पञ्चविधं श्वासं क्षयं च विषमज्वरम्। प्लीहानं श्लीपदं गुल्मान् पाण्डुरोगं सकामलम् ॥ शोथान्नवृद्धिशूलानि गुदजानि विनाशयेत्। मेदःकफामसञ्जातरोगवारणदर्पहा ॥ सिंहनाद इति ख्यातो योगोऽयममृतोपमः। भिषग्भिर्निर्जिते रोगे भाषितो दण्डपाणिना ॥

इति सिंहनादगुग्गुलुः ॥

शतावरी नागबला वृद्धदारकमुच्चटा। पुनर्नवामृता कृष्णा वाजिगन्धा त्रिकण्टकम् ॥ पृथग् दशपलान्येषां श्लक्ष्णचूर्णानि कारयेत्। तदर्द्धशर्करायुक्तं चूर्णं सम्मर्दयेत् बुधः ॥ स्थापयेत् सुदृढे भरण्डे मध्वर्द्धाढकसंयुतम्। घृतप्रस्थेन चालोड्य त्रिसुगन्धपलेन च ॥ तं खादेदिष्टपानाशो यथावह्निबलं नरः। वातरक्तं क्षयं कुष्ठं कार्श्य-

**पित्तास्रसम्भवम् ॥ वातपित्तकफोत्थांश्च रोगानन्यांश्च तत्कृतान् । हत्वा करोति पुरुषं हत्वा सर्वामयान् द्रुतम् ॥ वलीपलितनिर्मुक्तं मेधा स्मृतिविभूषितम् । करोति पुरुषं धन्यं पञ्चवर्षशतायुषम् ॥ योगसारामृतो नाम लक्ष्मीकीर्त्तिविवर्द्धनः ।**

इति योगसारामृतः ।

**व्यायामं मैथुनं कोपमुष्णाम्ललवणं रसम् । दिवास्वप्नमभिष्यन्दिगुरुचान्याद्धि वर्जयेत् ॥**

इति वातरक्तनिदानचिकित्साधिकारः ॥

વાતરક્તવાળાને સ્નેહ પાનાદિથી સ્નિગ્ધ કરીને, તેના દોષ તથા બળને અનુ સરીને, ઘણીવાર તેનું થોડું થોડું લોહી કઢાવવું; પરંતુ લોહી વાયુ ન વધીજાય તેવી રીતે કઢાવવું, ભારે બળતરા કે ભોકાયાની વેદના થતી હોય તો જળોલગાડીને લોહી કઢાવવું. ચમચમાટી, ચળ, વ્યથા, તથા કંપ હોય તો શીંગડાથી લોહી કઢાવવું- વાતરક્ત જો એક ભાગમાંથી બીજા ભાગમાં જતુ હોય તો ટોચામારીને લોહી કઢાવવું શરીર ગ્લાનિ પામે તો લોહી કઢાવવું નહિ, અને વાયુ વધે નહિ એ રીતે લોહી કઢાવવું. લોહી ઓછું થાય તો વાયુ વધેછે, અને એમ થાય તો ગંભીર સોજો, અક્કડતા, કંપ, શિરાના રોગો, ગ્લાનિ, તથા બીજા પણ વાયુના રોગો થાય છે. લોહી જો જોઇયે તેથી વધુ નીકળી જાયછે, તો ખંજતા વગેરે વાત રોગો તથા મરણને પણ લાવેછે; એટલા માટે વાતરક્ત વાળાને સ્નિગ્ધ કરીને પછી યોગ્ય પ્રમાણથી લોહી કઢાવવું.

વાત રક્તવાળાને પ્રથમ સ્નિગ્ધ કે રૂક્ષ કોમળ વિરેચનો આપીને મળોથી ખાલી કરવો.

વાતરક્ત વાળાને વારંવાર પિચકારીઓ મારવી પણ સારી છે. વાતરક્તનો એના જેવો બીજો એકે ઉપાય નથી.

વાતરક્ત બહાર હોય તો લેપો, અભ્યંગો, સેચનો, તથા ઔષધો બાંધવાના ઉપાયો કરવા; પણ જો તે ઊંડું હોય તો વિરેચન, નિરૂહબસ્તિ, તથા સ્નેહપાનોથી ચિકિત્સા કરવી.

વાતરક્તવાળાએ દિવસે સુવું, તડકો, કસરત, મૈથુન, કડવો રસ, ઉષ્ણ તથા ભારે પદાર્થ, શરદી કરનારા પદાર્થો, ખારોરસ, અને ખાટોરસ, એટલાનો ત્યાગ કરવો જોઇએ.

વાતરક્તમાં જુના જવ, તથા ઘઉ, નાનવી, રાતા ચોખા, તથા સાઠીચોખા એ હિતકારી ભોજનોછે; અને રસોમાં વિષ્કર તથા પ્રતુદોનાં માંસો હિતકારી છે.

વાતરક્તમાં તુવેર, ચણા, મગ, મસૂર, અને કળથીના બહુ ઘી વાળા યુષો હિતકારી થાય છે.

શાકો સદતાં હોયતો વાતરક્તમાં સુનિસરણક, નેતરના અગ્ર, અઘેડી, શતાવરી, બથવો, પોથી, અને બ્રાહ્મીનાં શાકો ઘી તથા માંસરસમાં શેકીને આપવાં.

ઘી, તેલ, ચરબી, અને તેજજા પીવી, અભ્યંગ કરવો, પિચકારીઓ દેવી, અને સ્હેવાય તેવાં ગરમ બંધારણો વાયુવાળા વાતરક્તમાં કરવાં.

બકરીના ઘી કે દૂધમાં ઘઉના લોટને કાલવીને લેપ કરવાથી વાતરક્તમાં તે હિતકારી થાયછે.

તલને શેકી, વાટી, દૂધમાં ઉકાળીને લેપ કરવો; અળસીને દૂધમાં વાટીને લે-

પ કરવો; અથવા એરંડીઓને વાટીને તેનો લેપ કરવો; તે હિતકારી છે.

સૂવા, વરિયાળી, જેઠીમધ, બળદાણા, ચારોળી, કસેલાં, વિદારીકંદ, તથા સાકરને ઘીમાં વાટીને લેપ કરવાથી વાત રક્ત મટી જાયછે.

રાસ્ના, ગળો, બળદાણ, ખપાટ, જીવક, ઋષભક, દૂધ, અને ઘીને ભેળાં પકાવી તેમાં મીણ મેળવીને તેનો જાડો લેપ કરવાથી વાતરક્તની પીડા મટી જાયછે.

અરડૂસી, ગળો, અને ગરમાળાનો કવાથ એરંડીયું તેલ નાંખીને પીવાથી આખા શરીરમાં થયેલ વાતરક્તનો વિકાર અનુક્રમે છેક મટી જાયછે.

વાયુના વાતરક્તમાં દશમૂલીથી પકાવેલ દૂધ વાપરવાથી, તથા સ્હેવાય તેવા ઊના ઘીના સેચનથી, શૂળનું નિવારણ તુરત થાય છે.

કડવાં પરવળ, કડુ, શતાવરી, ત્રિફળા. અને ગળોનો કવાથ પીવાથી દાહ સહિત વાતરક્ત જીતાઇ જાયછે.

નસોતર, વિદારીકંદ, અને ગોખરૂનો કવાથ પીવાથી વાતરક્તનો નાશ થાયછે.

ગળો કફ તથા વાતને હરનારી છે, કફ તથા મેદને સૂકાવનારી છે, વાતરક્તને શમાવનારી છે, અને ચળ તથા વિસર્પનો નાશ કરનારીછે. માટે ગળોના સ્વરસનું, કલ્કનું, ચુર્ણનું અથવા કવાથનું લાંબા કાળ સૂધી સેવન કરવાથી વાતરક્તથી છૂટાય છે.

એક એક તોલો સૂંઠ, ગળો, અને ધાણાનો કવાથ પીવાથી વાતરક્ત, આમવાત, અને સર્વ પ્રકારના કોઢો મટીજાયછે.

ગળોનો કવાથ ગૂગળનાંખીને પીવાથી વાતરક્તનો નાશ થાયછે.

ત્રણ કે પાંચ હરડેનું ચૂર્ણ ગોળ સાથે ખાવાથી, અને ઉપર ગળોનો કવાથ પીવાથી ગોઠણ સૂધી પ્હોંચેલુ અને સ્રવતું ભયંકર વાતરક્ત પણ નક્કી મટી જાયછે.

## ગુગ્ગુલુ વટિકા.

ગૂગળ અને ગળોની દ્રાક્ષના ઠીંટિયાના રસથી અથવા ત્રિફળાના રસથી બોર જેવડી ગોળી કરી તે મધ સાથે ખાવાથી મહા ઘોર અને સર્વ અંગોને તાડીનાંખનાર પાદસ્ફોટ નામનો રોગ તથા વાતરક્ત તુરત મટી જાયછે.

ભેંશના માખણને ગંધક ગોમૂત્ર, દૂધ, અને સૈંધવસાથે મેળવીને જરા ગરમ કરીને શરીરે ચોળવાથી અંગોનું ફાટવું મટી જાયછે.

ગળો ઘી સાથે ખાવાથી વાયુ, ગોળ સાથે ખાવાથી મળબંધ, સાકર સાથે ખાવાથી પિત્ત, મધ સાથે ખાવાથી કફ એરંડીયા તેલ સાથે ખાવાથી ઉગ્ર વાતરક્ત, અને સૂંઠ સાથે ખાવાથી આમવાત મટેછે.

અરડૂસી, પંચમૂલી, ગળો, એરડો, અને ગોખરૂનો કવાથ, એરડિયુંતેલ, હિંગનું ચૂર્ણ, અને સૈંધવ નાંખીને પીવાથી વાતરક્ત, આમવાત, કટિશૂળ, મળમૂત્રની અટકાયત, અને મટતોજ ન હોય તેવો બદનો રોગ, અત્યંત શાંત થઈ.

એરડો, અરડુસી, ગોખરૂ, ગળો, બળદાણા, અને એખરો, એમનાં મૂળોનો કવાથ પીવાથી ઘણા કાળનું અને ગોઠણ સૂધી પ્હોંચેલું, ફાટેલું, અને ઊંચે ચાલેલું, ઉગ્ર વાતરક્ત પણ તુરત મટી જાયછે.

ગોળ અને ઘીનું મિશ્રણ કફને તથા પિત્તને શમાવેછે, ખસ તથા વિસર્પનો નાશ કરે છે, વાતરકતને શાંત કરેછે, અને ખાવામાં પ્રિય લાગેછે.

વર્ધમાન પિપ્પલી અથવા હરડેનું ચૂર્ણ ગોળમાં ખાવાથી વાતરકત મટેછે.

એખરો તથા ગળોનો કવાથ પીપરનું ચૂર્ણ નાંખીને પીવાથી, અને અગ્નિના બળને અનુસરીને પથ્ય ભોજન કરવાથી વાતરકત એકવીસ દિવસમાં મટી જાયછે.

જેઠીમધ, તેથી બમણું તેલ, અને તેલથી બમણું બકરીનું દૂધ મેળવીને અગ્નિના બળ પ્રમાણે પીવાથી વાતરકત મટી જાયછે.

અગથિયાનાં ફુલનું ચૂર્ણ નાંખી ભેંશનું દૂધ જમાવીને કરેલા દહિંમાંથી કાઢેલું માંખણ વાપરવાથી શરીરનું ફાટવું મટી જાયછે.

## નવકાર્ષિક કવાથ.

ત્રિફલા, લીમડો, મજીઠ, વજ, કડુ, ગળો, તથા દારૂહળદર એક એક તોલો લેઇ તેનો કવાથ કરી પીવાથી વાતરકત, કોઢ, ખસ, રાતાં ચ્રાંમઠાં, ચળ. અને કપાલિકાનો નાશ થઈ જાયછે. સોળ માસાનો એક તોલો ગણાય છે, તેમાં અહિયાં પાંચ રતિનો એક માસો ગણવો. આ કવાથ નવકાર્ષિક કહેવાય છે, તેમાંથા યોગ્ય માત્રા દેવી. કવાથ કરવામાં એકથી ચાર તોલા જેટલા ઔષધમાં તેથી સોળગણું પાણી નાંખવું; ત્યાર પછીથી તે સોળ તોલા સુધીનાં ઔષધમાં આઠગણું પાણી નાંખવું; અને સોળ ઊપરથી ચોસઠ તોલા સૂધીના ઔષધમાં ચોગણું પાણી નાંખવું

વિરેચનોથી, ઘી તથા દૂધ પીવાથી, સેચનોથી અને પિચકારીઓથી વાતરકત મટી જાયછે.

રક્તજન્ય વાતરક્ત હોય તો દૂધ, ઘી, જેઠીમધનું પાણી, તથા ગાડરના દૂધથી વારંવાર સેચન કર્યા કરવું.

સો વાર અથવા હજારવાર ધોયેલું ઘી અત્યંત શીતળ થાયછે, તેથી, અથવા ઘી અને રાળ મેળવીને તેનો લેપ કરવાથી રક્તનું વાતરકત મટી જાયછે.

રક્ત તથા પિત્તની અધિકતાવાળા વાતરકતમાં પણ શીતળ સેચનો કરવાં.

રતાશ તથા પીડા વાળો દાહ થતો હોય તો લોહી કઢાવીને પછી તલ, ચારોળી, જેઠીમધ, કમળનાં મૂળ, અને નેતરને દૂધમાં વાટી તેમાં ઘી નાંખીને તેનો જાડો લેપ કરવાથી દાહની પીડા મટી જાય છે

પિત્તના વાતરકતમાં સીવણનાં ફળ, દ્રાક્ષ, ગરમાળો, રતાંજલિ, જેઠીમધ, અને ક્ષીરકાકોલીનો કવાથ કરી તેને ખુબ ટાઢો પાડી સાકર તથા મધ નાંખીને પીવો.

દોષોનું અનુલોમન કરનાર શેડ કઢયું દૂધ તથા મૂત્ર મેળવીને તેમાં નસોતરનું ચૂર્ણ નાંખીને પીવાથી પિત્તની અધિકતાવાળું વાતરકત મટી જાય છે.

બહુ બહુ દોષોવાળા માણસે દૂધમાં એરંડિયું તેલ પીવું, અને તેપચ્યા પછી દૂધ ભાત જમવા.

કડવાં પરવળ, ત્રિફલા, શતાવરી, ગળો, અને કડુનો કવાથ સાકર તથા મધ નાંખીને પીવાથી પિત્તનું વાતરક્ત શાંત થઇ જાયછે.

કફના વાતરક્તમાં કડવાં ઔષધોથી પકાવેલું ઘી પાવું, ઘણીવાર રેચ લેવા, કોમળ થોડુંક વમન કરવું, સ્નેહપાન તથા લંઘન કરવું, અને સહેવાતા ગરમ દ્રવ્યોનાં સેચનો કરવાં, તે હિતકારી થાયછે.

તેલ, મૂત્ર, મદ્ય, અને અથાણાનું પાણી સીંચવાથી લાભ થાય છે.

શ્વેતસાર્ષપના કલ્કનો જાડો લેપ કરવાથી પીડા મટી જાયછે.

સરગવો તથા વાયવરણાંનો ધાન્યામ્લમાં કલ્ક કરીને તેનો લેપકરવાથી વાતરકતની પીડા મટી જાયછે. આ સિદ્ધયોગ છે, માટે તેની સફળતામાં કશો સંશય રાખવોજ નહિ.

આસોંદ અને તલના કલ્કનો લેપ કરવાથી કફનું વાતરક્ત શાંત થઇજાયછે.

સર્ષપ, લીમડો, આકડો, જટામાંસી, જવખાર, અને તલનો લેપ કફના વાત રકતમાં હિતકારીછે.

સાથવો, ઘી, જવખાર, અને કોઠની છાલ્યનો લેપ કફવાતરકતમાં હિતકારીછે.

મસૂરની દાળ અને સરગવાનાં બીજને ધાન્યામ્લમાં વાટીને લેપ કરી, એ લેપ બે ઘડી રાખીને ખટાઇનાં સેચન કરવાથી વાયુ તથા કફનું વાતરક્ત મટેછે

મોથ, આમળાં, અને હળદરનો કાથ મધ નાંખીને નિત્ય પીવાથી વાતરક્ત તથા કફનું વાતરક્ત પણ મટી જાયછે.

હળદર તથા ગળો અથવા ત્રિફળાનો ક્વાથ મધ નાંખીને પીવાથી કફનું વાતરક્ત મટી જાય છે.

ઘાટી છાશ કે પાણીમાં હરડેનું ચૂર્ણ પીવાથી કફનું વાતરકત મટી જાયછે.

કુમાડાનીં મેસ, જવ કઠ, મુરા, હળદર, અને દારૂહળદરનો લેપ કરવાથી વાયુ તથા કફના વાતરકતનું રોગ મટી જાયછે.

ગળો, કડુ, જેઠીમધ, અને સૂંઠ એઓનો કલ્ક મધ સહિત ગોમૂત્રમાં પીવાથી કફનું વાતરક્ત મટી જાયછે.

## લાંગલી ગુટીકા.

કલગારીનો કંદ તથા ગળો સમ ભાગે લેઇ, તેમાં ત્રિફળા, મંડુર, અને ત્રિકટુ સમ ભાગે મેળવીને, ગુગળ તથા ગળોના સ્વરસથી અથવા દ્રાક્ષના દીંટિયાના કે ત્રિફળાના રસથી બોર જેવડી ગોળી કરી, તે મધસાથે ખાવાથી પ્રબળ વાતરકત પગમાં ફાટેલું હોય, ખરાબ રીતે અવયવોને ભાંગતું હોય, ગોઠણ સૂધી પહોચ્યું હોય, અને અસાધ્ય હોય, તેને તથા દેહમાંથી નીકળતા રકતને મટાડે છે.

## બલા ઘૃત.

બલા, અતિબલા, મેદા, કૌચાં, શતાવરી, ક્ષીરકાકોલી, કાકોલી, રસ્ના, અને દ્રાક્ષ એઓના કલ્ક સહિત ચોગણા દૂધમાં પકાવેલુ ઘી વાતરકત, છાતીના રોગ, પાંડુ રોગ, વિસર્પ, કમળો તથા દાહનેમટાડેછે

## અપરપિંડ તૈલ.

બળદાણા, સમેરવો, નાગબલા, ગળો, અને શતાવરીનો કલ્ક નાંખી, તેમનાજ કવાથમાં પકાવેલ તેલની પિચકારીથી પ્રબળ વાતરકત પણ શાંત થઇ જાયછે,

## પારૂષક ઘૃત

ત્રાયમાણ, આમળાં, કાકોલી, ક્ષીર કાકોલી, શતાવરી, અને કસેલાંના કવાથ માં; બે જાતનાં, ફાલસાં દ્રાક્ષ, સીવળના

ફળ, તથા દેવદારનો કલ્ક નાંખીને વિદારીકંદના સ્વરસસહિત ચોગણા દૂધમાં પકાવેલું પારૂષકઘૃત વાપરવાથી વાતરક્ત, ક્ષીણતા, ક્ષત, વિસર્પ, અને પિત્તજ્વરનો નાશ થાયછે.

### શતાવરી ઘૃત.

ચોગણા શતાવરીના સ્વરસમાં શતાવરીનો કલ્ક નાંખીને દૂધ તથા ઘી સમભાગે પકાવવાં. આ શતાવરી ઘીથી વાતરક્તનો નાશ થાય છે.

### ઋષભક ઘૃત.

ગોરખમુંડી, ક્ષીરકાકોલી, વંશલોચન, અને જીવકનો સમભાગે કલ્ક કરી, તે સહિત ચોગણા દૂધમાં પકાવેલું ઋષભક ઘૃત વાતરક્તને મટાડે છે.

### ગુડૂચી ઘૃત.

ચોગણા દૂધમાં ગળોના ક્વાથ તથા કલ્ક સહિત પકાવેલ ઘી વાતરક્ત તથા દુસ્તર કોઢને પણ જીતે છે.

### બીજા પ્રકારનું ગુડૂચી ઘૃત.

ગળોના ક્વાથમાં સૂંઠના કલ્ક સાથે કોમળ અગ્નિથી પકાવેલું ઘી વાતરક્તને અત્યંત મટાડે છે, અને આમવાત તથા ઊરૂસ્તંભ વગેરે વાતરોગોને, કૃમિ, કોઢ, વ્રણો, અર્શો, તથા ગુલ્મોનો પણ તુરત નાશ કરી નાંખે છે.

### ત્રીજા પ્રકારનું ગુડૂચી ઘૃત.

ગળોના સ્વરસમાં ગળોનાજ કલ્ક સાથે પકાવેલ ઘી પીવાથી છીછરૂં તથા ઊંડું વાતરક્ત પણ તુરત મટી જાય છે.

### ચોથા પ્રકારનું ગુડૂચી ઘૃત.

૪૦૦ તોલા ગળોનો ૧૦૨૪ તોલા પાણીમાં ક્વાથ કરી તેમાં ગળોનો બત્રીસ તોલા કલ્ક નાંખી ચોગણા દૂધમાં પકાવેલું ઘી વાતરક્ત, કોઢ, કમળો, પાંડુરોગ, બરલનો રોગ, ઉધરસ, તથા જ્વરનો નાશ કરે છે.

### પાંચમા પ્રકારનું અમૃતાદ્ય ઘૃત.

ગળો, જેઠીમધ, દ્રાક્ષ, ત્રિફળા, સૂંઠ, બળદાણા, અરડૂસી, ગરમાળો, ધોળી સાટોડી, દેવદાર, ગોખરૂ, કડુ, મજીઠ, પીપર, સીવણનાં ફળ, રાસ્ના, એખરો, એરંડો, વરધારો, મોથ, અને નીલકમળ સમભાગે લેઈ કલ્કો કરી તે કલ્કો નાંખીને ૬૪ તોલા આમળાંના રસમાં તથા ત્રણગણા પાણીમાં ૬૪ તોલા ઘી પકાવી ખાવા તથા પીવાથી ઘણા દોષોથી થયેલ વાતરક્ત વ્યાપ્ત થયું હોય, છીછરૂં કે ઊંડું હોય, તો પણ મટી જાય છે. હાંડું, પીંડી, ગોઠણ, તથા સાથળમાંના વાતરોગ ઉપર; ક્રોષ્ટુકશીર્ષ, મહાશૂળ, અને મહાદારૂણ આમવાત ઊપર; પણ આ ઘી વખણાય છે. દાહની અતિ દુસ્તર પીડા, મૂત્રકૃચ્છ્ર, ઉદાવર્ત્ત, પ્રમેહ અને વિષમજ્વરો, એ સર્વ ત્રણે દોષોથી થયેલા રોગોને પણ આ ઘી તુરત હણી નાંખે છે. અશ્વિનીકુમારોએ બનાવેલા આ ઉત્તમ ઘીનો સર્વદા ઉપયોગ કરવાથી પણ કાંતિ, આયુષ્ય, તથા બળ વધે છે.

### છઠ્ઠા પ્રકારનું ગુડૂચી ઘૃત.

ગળોનો સ્વરસ તથા જીવનીયગણના કલ્ક સાથે ચોગણા દૂધમાં પકાવેલ ઘી પણ વાતરક્તનો નાશ કરે છે.

## મહાગુડૂચી ઘૃત.

૪૦૦ તોલા ગળોના ૧૦૨૪ તોલા પાણીમાં ક્વાથ કરીને ચોથો ભાગ પાણી રહે એટલે તે કવાથમાં ૬૪ તોલા ઘી; ચોગણું દૂધ; અને કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, ઋષભક, શતાવરી, વિદારીકંદ, જેઠીમધ, નીલકમળ, આસોંદનું મૂળ, સમેરવો, કડુ, ઋદ્ધિ, વૃદ્ધિ, મેદા, મહામેદા, ગોખરૂ, ઊભી તથા બેઠી ભોંરીંગણીઓ, ગળો, પીપર, રાસ્ના અને અરડૂસી સમભાગે લેઇ, તેમના કલ્કો કરી એ સર્વને કોમળ અગ્નિથી પકાવવું. ધન્વંતરિએ કહેલું આ મહાગુડૂચી ઘૃત પીવાથી, અભ્યંગથી, નસ્યથી, તથા સેચન કરવાથી શોષ તથા દાહયુક્ત વાતરક્ત, ક્રોષ્ટુકશીર્ષ, ખંજતા, ઊરૂસ્તંભ, દારૂણ વાતરક્ત, બહુવાત રોગ, ગૃધ્રસી, અને વાતકંટક, એ સર્વ નાશ પાંમે છે.

## શતાકવાદિ તૈલ.

સૂવાના કવાથથી, પછી કઠના કવાથથી, અને પછી જેઠીમધના કવાથથી પકાવેલું તેલ વાતરક્તની પીડાનો નાશ કરે છે.

## મહાપિંડ તૈલ.

ઉપલસરી, લીમડો, કોહોળું, અને પોથીની ભસ્મના પાણીથી; ગળોના કવાથથી; ગાયના દૂધથી; કર્મરંગ નામના લીંબુના રસથી; અને કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, મેદા, મહામેદા, સૂવા, રાયણ, મજીઠ, મીણ, ગળો, ઉપલસરી, રાળ, સૈંધવ, અને રતાંજળીના કલ્કથી; પકાવેલા મહાપિંડ તૈલથી ફાટેલું તથા ગળતું ભયંકર વાતરક્ત, ચર્મદળ, ખસ વગેરે, ચામડીના દોષો, વિપાદિકા, કોઢ, અર્શ, વિસર્પ, વ્રણનો સોજો, તથા ભગંદર નાશ પામે છે. વાતરક્તનો કોઇ પણ પ્રબળવિકાર એવો નથી, કે જેને આ મહા પિંડ તૈલ બળાત્કારથી નથી મટાડતું.

## પિંડ તૈલ.

ઉપલસરી. રાળ, મજીઠ, જેઠીમધ, અને મીણના કલ્કો સાથે ચોગણા દૂધમાં પકાવેલ પિંડતૈલ વાતરક્ત ઉપર વપરાય છે.

## બીજા પ્રકારનું પિંડતૈલ.

ઉપલસરી, રાળ, જેઠીમધ, અને મીણના કલ્ક સાથે ચોગણા દૂધમાં પકાવેલ એરંડિયું તેલ વાતરક્તને મટાડે છે.

## મહાપદ્મક તૈલ.

કમળકેસર, જેઠીમધ, હાથલો; પદ્મકાષ્ઠ, નીલકમળ, બળદાણા, કેસુડાં, અને રતાંજળી, એ વીસ વીસ તોલા લેઈ કવાથ કરી, તેમાં લોદર, કાકોલી, વાળો, જીવક, ઋષભક, નાગકેસર, ડોલર, તમાલપત્ર, પદ્મકેસર, પદ્મકાષ્ઠ, પ્રપૌંડરીક, દારૂહળદર, મેદા, જટામાંસી, અને ઘઉંલાના એક એક તોલાભાર કલ્કો નાંખીને તેમાં કેસર તોલા બે, મજીઠ તોલા ચાર, એમના કલ્કો પણ નાંખીને ૬૪ તોલા સૌવીર નાંખવું. પછી એ સર્વમાં ૬૪ તોલા તેલ પકાવવું, તે મહાપદ્મક તૈલ વાતરક્ત અને જ્વરનો નાશ કરેછે.

## ખુડ્ડાકપદ્મક તૈલ.

પદ્મકાષ્ઠ, વાળો, જેઠીમધ, અને હળદરનો ક્વાથ રાળ, મજીઠ, મહાશતાવરી, કાકોલી, અને રતાંજળીના કલ્કો નાંખીને

તેમાં પકાવેલ ખુડ્ડાકપદ્મક તેલ વાતરક્તનો નાશ કરી નાંખે છે.

### ગુડુચી તૈલ.

૪૦૦ તોલા ગળોનો ૧૦૨૪ તોલા પાણીમાં કવાથ કરી ચોથો ભાગ રહે એટલે તેમાં ૧૦૨૪ તોલા દૂધ; અને જેઠીમધ, મજીઠ, જીવનીયગણનાં ઔષધો, કઠ, એળચી, અગર, દ્રાક્ષ, જટામાંસી, થોર, નખલો, નગડનાંબીજ, ગોરખમુંડી, સૂંઠ, મરી, સૂવા, પીપર, કાકડાશીંગી, ઉપલસરી, તજ, તમાલપત્ર, અગર, અરણી, સમેરવો, ભોંઆમલી, તગર, નાગકેશર, વાળો, પદ્મકાષ્ઠ, નીલકમળ, અને રતાંજળીના કલ્કો એક એક તોલો; એ સર્વમાં ૨૫૬ તોલા તેલ નાંખી ધીરેથી પકાવવું, આ ગુડુચી તૈલ પીવાથી, અભ્યંગથી, પિચકારીથી, વગેરે રીતના સેવનથી સ્રોતો તથા ધાતુમાં રહેલ વાતરક્તના વિકારો નાશ પામે છે. આ ઉત્તમ ગુડુચી તૈલ ધન, દીકરા, અને સ્રીને ગર્ભ આપે છે. તે વાયુ તથા પિત્તને મટાડે છે. તે પરસેવો, ચળ, વ્યથા, આયામ, માથાનો કંપ, અર્દિત, તથા વ્રણોનાવિકારોને મટાડી નાંખે છે.

### અમૃતાદ્ય તૈલ.

ગળો, જેઠીમધ, લઘુપંચમૂળ, સાટોડી, રાસ્ના, એરંડમૂળ, અને મળે તેટલાં જીવનીયગણનાં ઔષધો, એ દરેક ચારસો ચારસો તોલા ભાર લેવાં; બળદાણા બે હજાર તોલા ભાર લેવા; બોર, બીલાં, જવ, અડદ, અને કળથી એ દરેક બસોછપન તોલા ભાર લેવા; સૂકેલાં સીવણનાં ફળો ૧૦૨૪ તોલા ભાર લેવાં, આ સર્વને કુટીને તેનો ૧૦૨૪૦૦ તોલા ભાર પાણીમાં ક્વાથ કરતાં, પાકીને નરમ થાય ત્યારે ઉતારી ગાળી લેવો. પછી તેને પાછો પકાવી પાણી ૪૦૯૬ તોલા રહે ત્યારે ઉતારવો. પછી તેમાં પાંચગણું દૂધ નાંખવું; તથા બાર બાર તોલા રતાંજળી, નાગકેસર, અને વાળાના કલ્કો નાંખવા; તમાલપત્ર, એલચી, અગર, કઠ, તગર, જેઠીમધ, તથા મજીઠના કલ્કો બે બે તોલા નાંખવા. આ સર્વમાં ૧૦૨૪ તોલા ભાર તેલ પકાવવું, આ અમૃતાદ્ય તૈલ વાતરક્ત, ક્ષત, ક્ષીણુતા, ભારની પીડા, વીર્યક્ષય, કંપ, પછાડ, ભાંગેલું, સર્વાંગવાત, અને એકાંગવાત ઉપર ઉપયોગી છે. તેથી યોનિદોષ, અપસ્માર, ઉન્માદ, અને વિષમજ્વર મટી જાયછે; અને સ્રીને ગર્ભ રહેછે.

### મૃણાલાદ્ય મિશ્રક.

કમળનાળ, નીલકમળ, કમળકંદ, ઉપલસરી, વાળો, નાગકેશર, રતાંજળી, સુખડ, કરિયાતું, કમળબીજ, કસેલાં, કડવી ઘીસોડી, કડુ, કાળી ઉપલસરી, ગોંદરો નામનું ખડ, ખડસલિયો, અને અરડુસીના કલ્કો નાંખીને તૃણપંચમુલના ક્વાથમાં બમણા દૂધ સાથે દૂધ તથા ઘી પકાવવાં. આ મૃણાલાદ્ય મિશ્રકની પિચકારી, નસ્ય, અભ્યંગ, તથા તે પીવાથી પિત્તના રોગો મટી જાય છે.

### ધત્તુરાદ્ય તૈલ.

ધંતુરો, અઘેડો, અને માનકંદની ભસ્મોના ક્વાથમાં લવીંગ, સૈંધવ, અને રાળના કલ્કો નાંખીને વિધિપૂર્વક પકાવે-

લ તલનું તેલ એ કલ્ક સાથે વાપરવાથી ઘણું કરીને વાતરક્ત તથા ઉંદરીને મટાડેછે.

## નાગબલા તૈલ.

૪૦૦ તોલા નાગબલાનો ૧૦૨૪ તોલા પાણીમાં ક્વાથ કરી ચોથો ભાગ પાણી રહે તે ગાળી લેઇને, તેમાં તગર અને જેઠીમધના કલ્કો વીસ વીસ તોલા નાંખીને, બકરીના ચોગણા દુધ સાથે ૨૫૬ તોલા તેલ પકાવવું. અશ્વિની કુમારોએ કહેલા આ નાગબલા તૈલની પિચકારી મારવાથી વધી ગયેલું વાતરક્ત સાત રાત્રીમાં મટી જાય છે, અને તે તેલ પીવાથી વાતરક્ત દશ દિવસમાં મટી જાય છે.

## જીવકાદ્ય મિશ્રણ.

જીવક, ઋષભક, કંકોડી, ખપાટ, શતાવરી, જેઠીમધ, ગળો, કાકોલી, ક્ષીર કાકોલી, જંગલી મગ, જંગલી અડદ, સાટોડી, દશમુળ, બળદાણા, હરડે; વિદારીકંદ, આસોંદ, અને પાષાણભેદના કલ્કો નાંખીને તેમનાજ ક્વાથમાં ચોગણા દુધ સાથે, મળી શકે તેટલાં પ્રતુદ અને વિષ્કિરોનાં માંસ, ચરબી, અને મજ્જા નાંખીને તેમાં ઘી તથા તેલને પકાવવાં, આ જીવકાદ્ય મિશ્રક વાતરક્ત તથા દેહમાં રહેલા સર્વ ભયંકર વાતરોગોને હણી નાંખે છે.

## શતપાક બલાતૈલ.

બળદાણાના ક્વાથમાં તેનાજ કલ્ક નાંખીને ચોગણા દુધ સાથે તેલ પકાવવું, પાક્યા પછી બીજીવાર એજ રીતે પાછું પકાવવું. એ રીતે સોવાર પકાવ્યાથી શતપાક બલાતૈલ થાયછે, તે ભાગ્ય વધારી પુત્ર આપે છે, વીર્ય વધારી વીર્યના રોગો તથા યોનિ વિકારોને હણેછે. વાયું, પિત્ત તથા વાયુના સર્વ રોગોનો નાશ કરે છે.

## મધુકાદ્ય તૈલ.

૪૦૦ તોલા જેઠીમધનો ક્વાથ કરી ચોથો ભાગ રહે એટલે તેમાં સુવા, શતાવરી, પીલુડી, વિદારીકંદ, અગર, રતાંજળી, સમેરવો, હંસરાજ, જટામાંસી, મેદા, મહામેદા, ગળો, કાકોલી, ક્ષીરકાકોલી, ભોંઆમલી, ઋદ્ધિ, પદ્મકાષ્ઠ,- જીવક, ઋષભક, ખરખોડી, તજ, તમાલપત્ર, નખલો, વાળો, પ્રપૌંડરીક, મજીઠ, ઉપલસરી, આસોંદરો, અને મોરથુથુના ચાર ચાર તોલા કલ્કો નાંખીને તેમાં ૨૫૬ તોલા દુધ તથા ૨૫૬ તોલા તેલ નાંખીને પકાવવું. આ મધુકાદ્ય તૈલથી બળ તથા કાંતિ પ્રાપ્ત થાય છે; અને વાતરક્ત, પિત્ત, દાહ, તથા જ્વરનો નાશ થાયછે.

## શતપાક મધુકતૈલ.

ચાર તોલા જેઠીમધનો કલ્ક નાંખીને ચોગણા દુધમાં ૧૪ તોલા તેલ પકાવી, એ રીતે બીજીવાર પકાવવું; એમ સોવાર પકાવ્યાથી શતપાક મધુક તૈલ થાય છે, તે ભાગ્ય વધારી પુત્ર આપેછે; તથા વાતરક્ત, શ્વાસ, ઉધરસ, કમળો, અને દાહને મટાડે છે. એ તેલ ત્રણે દોષોના પ્રકોપોમાં પણ અપાય છે.

## સહસ્રપાક બલાતૈલ.

બળદાણાના ક્વાથમાં તેનાજ કલ્ક સાથે એટલુંજ દુધ નાંખીને તેમાં તેલ પકાવવું, એમ એક હજાર વાર એજ રીતે પકાવવાથી સહસ્રપાક બલાતૈલ થાય છે,

તે વાયુ, રક્તદોષો, વાતરક્ત, તથા વીર્ય દોષને મટાડે છે. તે ઉત્તમ રસાયન છે; તથા ઇંદ્રિયોને શુદ્ધ કરે છે. જીવનને વધારે છે, ધાતુઓને પુષ્ટ કરે છે, અને સ્વરને સુધારે છે.

## પુનર્નવા ગુગ્ગુલુ.

૪૦૦ તોલા સાટોડીનાં મૂળ, ૪૦૦ તોલા એરંડાનાં મૂળ, અને ૬૪ તોલા સુંઠનો ૧૦૨૪ તોલા પાણીમાં કવાથ કરી, આઠમો ભાગ પાણી રહે ત્યારે તેને ગાળીને તેમાં ૩૨ તોલા ગુગળ પકાવવો. તે પાકતો હોય તેવામાં તેમાં ૧૬ તોલા એરંડિયું તેલ, ૨૦ તોલા નસોતરનું ચૂર્ણ, ચાર તોલા નેપાળાનું ચૂર્ણ, દશ તોલા ગળોનું ચૂર્ણ, અને ચાર ચાર તોલા હરડે, બેડાં, આમળાં, સુંઠ, મરી, પીપર, ચિત્રક, સૈંધવ, ભીલામો, વાવડીંગનાં ચુર્ણો; તથા એક એક તોલા ભાર સોનામખી તથા સાટોડીનાં ચુર્ણો નાંખીને ઉતારી લેઈ ટાઢો પાડવો. તેમાંથી એક એક તોલો ખાવાથી વાતરક્ત, સાત પ્રકારની વધરાળ, ગૃધ્રસી, પીંડીનું દરદ, સાથળ તથા પીઠ અને ઢાંઢાંમાંનો તથા મૂત્રાશયમાંનો વાયુરોગ, તથા બળવાન્ આમવાત અવશ્ય મટી જાયછે.

## શર્કરાસમ ગુગ્ગુલુ.

જવખાર, દેવદાર, સૈંધવ, મોથ, એલચી, વજ, અજમા, સૂંઠ, મરી, પીપર, અજમોદ, હળદર, હરડે, બેડાં, આમળાં, જીરૂં, શાહજીરૂં, વાવડીંગ, અને ચિત્રકના ચૂર્ણમાં વીશ વીશ તોલા ગૂગળ તથા સાકર મેળવી દેઇને ગરમ ઘીમાં તે નાંખવું. જેમ ઇંદ્રના હાથથી છૂટેલ વજ્ર મહા પર્વતોને તોડી નાંખેછે, તેમ આ શર્કરાસમગુગ્ગુલુ વાતરક્ત, ભગંદર, ઉદરરોગો, બરલ, ક્ષય, વિષમજ્વર, ઝેર, શ્વિત્ર, સર્વ જાતના વ્રણો, દારૂણ ચિત્તવિભ્રમરોગ, ગૃધ્રસી, અર્શ, મંદાગ્નિ, અને કોઠામાંના મહા રોગને તોડી નાંખે છે. અશ્વિનીકુમારોએ બનાવેલી આ ગૂગળની ગોળીરૂપી રસાયનના સેવનથી સર્વ કાળ નિર્બાધ સુખ મળે છે. એમાં અન્નપાનની કંઈ પરહેજીની જરૂર નથી. હીન કોઠાવાળાએ ચાર માસા, મધ્યમ કોઠાવાળાએ આઠ માસા, અને ઉત્તમ કોઠાવાળાએ બાર માસા આ ગૂગળ ખાવો. ગૂગળ સ્રંસન તથા ભારે છે, માટે તે ખાવાનો આ ક્રમ છે.

## અમૃતાગુગ્ગુલુ.

ગળો ૬૪ તોલા, ગૂગળ ૩૨ તોલા, હરડે ૬૪ તોલા, ૬૪ તોલા બેડાં, અને ૬૪ તોલા આમળાં, એઓનો ક્વાથ કરી ચોથો ભાગ પાણી રહે એટલે ગાળીને પાછો અગ્નિ ઉપર ચઢાવવો. ઘાટો થાય ત્યારે તેમાં નેપાળો, સૂંઠ, મરી, પીપર, વાવડીંગ, ગળો, હરડે, બેડાં, આમળાં, અને તજનાં ચૂર્ણો બે બે તોલા, અને એક તોલો નસોતરનું ચૂર્ણ નાંખી પાકી જાય એટલે હેઠે ઉતારી જરા ગરમ હોય ત્યારે ગૂગળને ઢાળી દેવો. પછી અગ્નિના બળ પ્રમાણે તેમાંથી એક તોલો ખાવો; તેથી વાતરક્ત, કોઢ, અર્શ, મંદાગ્નિ, દુષ્ટવ્રણો, પ્રમેહો, આમવાત, ભગંદર, નાડીવ્રણ, ઊરૂસ્તંભ, અને સોજા મટી જાય છે.

## બીજા પ્રકારનું અમૃતાગુગ્ગુલુ.

૧૯૨ તોલા ગળો, ૬૪ તોલા ગૂગળ,

૬૪ તોલા હરડાં, ૬૪ તોલા બેહેડાં. ૬૪ તોલા આમળાં, અને ૬૪ તોલા સાટોડીનો ક્વાથ કરી ચોથો ભાગ પાણી રહે એટલે ગાળીને પાછું અગ્નિપર ચઢાવવું. ઘાટો થાય ત્યારે તેમાં નેપાળાનાં તથા ચિત્રકનાં મૂળો, પીપર, સૂંઠ, ત્રિફળા, ગળો, તજ, અને વાવડીંગ બે બે તોલા ભાર; તથા નસોતર એક તોલો નાંખી, સર્વ પાકી જાય એટલે ઊતારી ગુગળને ઢાળી દેવો. આ અમૃતાગુગળ વિશેષે કરીને અમ્લપિત્તવાળાએ અગ્નિના બળ પ્રમાણે ખાવો. અશ્વિની કુમારોએ બનાવેલ આ ગુગળ વાતરક્ત, કોઢ, અર્શ, મંદાગ્નિ, દુષ્ટવ્રણ, પ્રમેહો, આમવાત, ભગંદર, નાડીવ્રણ, ઊરૂસ્તંભ, સોજા, તથા સર્વ રોગોને મટાડે છે.

## નવો તથા જૂનો ગુગળ.

સ્નિગ્ધ, સોનાના જેવી તથા પાકેલા જાંબુના જેવી સુગંધવાળો અને ચીકણો ગુગળ નવો જાણવો, તથા સૂકાયલો, દુર્ગંધવાળો, અને રંગ બદલાઇ ગયો હોય તે ગુગળને જૂનો જાણવો. રોગીને જૂનો ગુગળ આપવો નહિ.

## ચંદ્રપ્રભાગુટિકા.

વાવડીંગ, ચિત્રક, સૂંઠ, મરી, પીપર, હરડે, બેડાં, આમળાં, દેવદાર, ચવક, કરિયાતુ, પીપરીમૂળ, મોથ, કચૂકો, વજ, સોનામુખી, સૈંધવ, જવખાર, હળદર, દારૂહળદર, ધાણા, ગજપીપર, અને અતિવિષનાં ચૂર્ણો, એક એક તોલો; ૩૨ તોલા શિલાજિત; આઠ તોલા શુદ્ધ ગુગળ, મંડુર આઠ તોલા; ૧૬ તોલા સાકર; નસોતર, નેપાળો, તજ, તમાલપત્ર, તથા એલચીનાં ચૂર્ણો ચાર તોલા ભાર; આ સર્વની ગોળી બનાવવી. આ ચંદ્રપ્રભા ગોળી જ્વર, અતિસાર, ગ્રહણીના રોગો, છ પ્રકારના અર્શો, ભગંદર, કમળો, તથા પાંડુરોગને મટાડે છે, અગ્નિને તે બહુજ વધારે છે; ત્રણે દોષોના રોગો, નાડીવ્રણ, ક્ષત, ક્ષય, ગૃધ્રસી, ક્ષતનો ક્ષય, પ્રબળ હાથી જેવો પ્રમેહ, વીર્યક્ષય, પથરી, મૂત્રકૃચ્છ્ર, વીર્યપ્રવાહ, અને ઉદરરોગોને પણ તે સારા કરે છે. પ્રસન્ન થયેલા શંકરનું પૂજન કરીને ચંદ્રમાએ આ ઉત્તમ ગોળી મેળવી છે, તે ખાનારાને અન્ન, પાન, મૈથુન, ટાઢ, તડકો, પવન, એ કશાની પરહેજી રાખવાની જરૂર નથી. જમ્યા પહેલાં ઘાટી છાશ, મસ્તુ, બકરીના માંસનો રસ, જંગલી પ્રાણીનાં માંસનો રસ, દૂધ, કે ટાઢા પાણીના અનુપાનથી હંમેશાં આ ગોળી ખાવી; તેથી વીર્યના આઠે પ્રકારના દોષો, વીશે પ્રકારના પ્રમેહો, વળીયાં પળીયાં વગેરે મટે છે; અને વૃદ્ધ પણ જુવાન જેવો થઇ જાયછે.

## કૈશોરક ગુગ્ગુલુ.

ઉત્તમ પાડાનાં નેત્ર તથા પેટના જેવા વર્ણવાળો ઉત્તમ ગુગળ ૬૪ તોલા; તથા ચોસઠ ચોસઠ તોલા હરડે, બેહેડાં, આમળાં; અને ૩૨ તોલા ગળો; એ સર્વનો ક્વાથ કરવો. અરધું પાણી બળી જાય ત્યાં સુધી તેને હલાવ્યા કરવું. પછી ઉતારી વસ્ત્રથી ગાળીને પાછો લોઢાના વાસણમાં નાંખીને ચૂલે ચઢાવવો. ઘાટો થાય એટલે ઊતારી ટાઢો પાડીને તેમાં બે બે તોલા હરડે, બેહેડાં, આમળાં; છ છ તોલા સૂંઠ, મરી, પીપર; બે તોલા વાવડીંગ; એક

એક તોલો નસોતર તથા નેપાળો; અને ચાર તોલા ગળોનાં ચૂર્ણો મેળવી દેવાં. કોઇ રીતની આહાર વિહારની પરહેજી નહિ રાખતાં આ કૈશોરક ગુગળ યુષ, દુધ, કે સુગંધી જળના અનુપાન સાથે ખાવાથી એક, બે, કે ત્રણે દોષોનું, શરીરને રોકનારૂં, ભાંગેલું, ઝરતું, સૂકાયલું ગોઠવણુ સુધી ફાટેલું, અને લાંબા કાળનું વાતરક્ત પણ નાશ પામે છે. આ ગુગળ વ્રણ, ઉધરસ, કોઢ, સોજા, ઝેર, પાંડુરોગ, પ્રમેહ, મંદાગ્નિ, મળબંધ, અને પ્રમેહની ફોલ્લીઓને તુરત મટાડી દે છે, એટલુંજ નહિ, પણ હમેશાં તેનું સેવન કરવાથી લાંબે કાળે સઘળા દોષોને મટાડીને, તથા વૃદ્ધાવસ્થાનો પરાભવ કરીને યુવાવસ્થા જેવું રૂપ આપે છે. ક્વાથનું પાણી ૫૧૨ તોલા લેવું, અને ગુગળનો પાક વિશેષે કરીને ગોળ જેવો કરવો.

## ત્રિફલા ગુગ્ગુલુ.

ત્રિફળા, અતિવિષ, દેવદાર, દારૂહળદર, મોથ, ફાલસાં, ખેર, આસોંદરો, કરંજ, ગળો, ગરમાળો, કરિયાતું, લીમડો, કડુ, ઈંદ્રજવ, અને ઝેરકોચલાં સમભાગે લેઇ, તેનો આઠગણા પાણીમાં ક્વાથ કરી અરધું પાણી રહે એટલે તેને વસ્ત્રથી ગાળીને તેમાં ગળોનું ચુર્ણ નાંખીને નવા વાસણમાં આખી રાત રાખવું. પછી તેમાં રતાંજળીનું ચુર્ણ નાંખી ગાળી લેઇને એ છગણા પાણીથી સાત દિવસ સુધી શિલાજિત તથા ગુગળને ભાવનાઓ દેવી, પછી તેમાં અથાણાનું પાણી ૩૨ તોલા, અને ચાર ચાર તોલા સોનામખીનું ચુર્ણ, મધ, અને ઘી મેળવીને તે ગુગળ ત્રિફળાનું પાણી, મગનો પાતળો યુષ, અથવા જંગલી પ્રાણીના માંસના રસ સાથે ચાટવો; તે જીર્ણ થયા પછી રોગ તથા પ્રકૃતિને અનુસરીને સસ્કાર આપેલા રસો તથા યુષોની સાથે જુના રાતાચોખા કે સાઠીચોખા ખાવા. આ ત્રિફલા ગુગળ એકવીસ દિવસ ખાવાથી મહાદારૂણ વાતરક્ત, કોઢ, અને વ્રણ, એને બળથી તરત નષ્ટ કરી દેછે, અને ભાંગેલાં શરીરને સાંધી દેછે.

## સિંહનાદ ગુગ્ગુલુ.

બાર બાર તોલા હરડે, બેહેડાં, આમળાંના ચુર્ણોનો ક્વાથ કરીને તેમાં ચાર તોલા ગંધક, બાર તોલા ગુગળ, અને સોળ તોલા એરંડિયું તલ નાંખી સર્વને લોઢાના વાસણમાં પકાવવાં, આ સિંહનાદ ગુગળ વાત, પિત્ત, કફ, ખંજતા, પંગુતા, માંડ મટે તેવો શ્વાસ, પાંચ પ્રકારની ઉધરસો, કોઢ, ગુલ્મ, શુળ, ઉદરરોગો, અને વૈદ્યોએ છોડી દીધેલા આમવાતને પણ મટાડે છે. હમેશાં આ ગુગળ સેવવાથી વૃદ્ધાવસ્થા તથા ધોળા કેશનો નાશ થાય છે. આ ગુગળ ઉપર ઘી, તેલ, અને માંસરસ સહિત રાતા ચોખા કે સાઠી ચોખાનું પથ્ય ભોજન કરવું. રોગોરૂપી હાથીઓના ગર્વને તોડનાર આ સિંહનાદ નામે પ્રખ્યાત ગુગળ પુરૂષના જઠરાગ્નિને પ્રદીપ્ત કરેછે, અને તે મહાદેવજીએ બનાવેલો છે.

## બીજા પ્રકારનો સિંહનાદ ગુગ્ગુલુ.

૩૨ તોલા ગુગળ, ૧૨૮ તોલા હરડે, ૧૨૮ તોલા બેહેડાં, અને ૧૨૮ તોલા આમળાંનો ૨૦૪૮ તોલા પાણીમાં ક્વાથ કરી ચોથો ભાગ પાણી રહે એટલે તેમાં નસોતર, નેપાળો, સુંઠ, મરી, પીપર, ભોંઆમલી, વાવડીંગ, મોથ, ત્રિફળા, ગળો, કડવું સુરણ, વજ, બટેટા, માનકંદ, ગંધક, અને પારો, એમનાં બે બે તોલા ભાર ચુર્ણો નાંખીને ફરીથી પકાવવો. પાકી ગયા પછી તેમાં ધંતુરાનાં ૧૦૦૦ ડોડવાંનું ચુર્ણ નાંખવું. આ સિંહનાદ ગુગળમાંથી બાર

રતિ ભાર ઉના પાણી સાથે ખાવાથી અર્શો, વિષમજ્વર, પ્રમેહ, કોઢ ભગંદર, મેદોરોગ, તથા વાયુ અને કફના રોગો હણાઇ જાયછે. આ ગુગળ ખાવાથી બળતરા, અતિસાર, કે કોઇ બીજો વિકાર જણાય તો ઘાટી છાશ તથા ભાત ખાવો, શરીર ચોળવું, ટાઢે પાણીએ ન્હાવું, તથા સુઇ જવું, તે હિતકારી છે. આ ગુગળથી બહુ રેચ લાગે છે, માટે બુદ્ધિમાન વૈદ્યે રોગીના બળને અનુસરીને બાર રતિની કે તેથી પણ ઓછી માત્રા આપવી- ધંતુરાનાં ડોડવાંને પ્રથમ પાણીથી, પછી આરનાલથી, અને પછી ગાયના દુધથી પકાવીને શુદ્ધ કરવાં, અને પછી તેનું ચુર્ણ વાપરવું, એમ પકાવવાથી તે ડોડવાં શુદ્ધ થાય છે.

## સિંહનાદ ગુગ્ગુલુ.

૩૨ તોલા ગુગળ, તથા ચોસઠ ચોસઠ તોલા ભાર હરડે, બેડાં, આમળાં, ૩૨ તોલા ભાર સરસિયું તેલ, એ સર્વનો ૧૫૩૬ તોલા પાણીમાં ક્વાથ કરી ચોથો ભાગ રહે એટલે ગાળી લેઇને ફરીથી તેને અગ્નિ ઉપર ચઢાવી દેઇને તેમાં ત્રિકટુ, ત્રિફળા, મોથ, વાવડીંગ, આમળાં, ગળો, ચિત્રક, નસોતર, નેપાળો, વજ, સુરણ, માનકંદ, કસ્તુરી, રસવંતી, અને પારાનાં બે બે તોલા ચૂર્ણો નાંખવાં. પાકી ગયા પછી તેમાં જળ, આરનાલ, અને ગાયના દુધથી પકાવીને શુદ્ધ કરેલાં ધંતુરાનાં એક હજાર ડોડવાંનું ચુર્ણ નાંખવું. આ સિંહનાદ ગુગળ ઉના પાણીમાં બાર રતિ ભાર ખાવો. એથી જઠરાગ્નિ વડવાનળ જેવો પ્રદીપ્ત થાયછે. ધાતુઓ, જીવન, અને બહુ ઝાઝું બળ વધેછે. આમવાત, માથાનો વાયુ, ગ્રંથિવાત, ભગંદર, ગોઠણ કે પીંડીમાંનો વાયુ, કમરનું ઝલાઇ જવું, પથરી, મૂત્ર કૃચ્છ્ર, ભગ્ન, તિમિર, ઉદર રોગો, અમ્લપિત્ત, કોઢ, પ્રમેહ, આમણ, ઉધરસ, પાંચ જાતનો શ્વાસ, ક્ષય, વિષમજ્વર, બરલનો રોગ, શ્લીપદ, ગુલ્મ, પાંડુરોગ, કમળો, સોજા, અંત્રવૃદ્ધિ, શુળ, અને અર્શો, આ ગુગળથી નષ્ટ થાયછે. મેદ, કફ, અને આમના રોગોરૂપી હાથીઓના મદને જીતનારો આ સિંહનાદ ગુગળ નામનો પ્રખ્યાત અમૃતયોગ છે, તે વૈદ્યોએ છોડી દીધેલા અસાધ્ય રોગો ઉપર વિજય મેળવેછે. અને તે દંડપાણિએ કહેલો છે.

## યોગસારામૃત.

શતાવરી, નાગબલા, વરધારો, ભોંઆમલી, સાટોડી, ગળો, પીપર, આસોંદ, અને ગોખરૂ ચાળીસ તોલા ભાર લેઈ બારીક ચુર્ણ કરી તેમાં અરધો અરધ સાકર મેળવવી. પછી ખુબ મર્દન કરીને ૧૨૮ તોલા મધ અથવા ૬૪ તોલા ઘીમાં મેળવવું. પછી ચાર ચાર તોલા તજ, તમાલપત્ર અને એળચીનું ચુર્ણ મેળવીને તે મજબુત વાસણમાં વૈદ્યે રાખી મૂકવું. પોતાના અગ્નિના બળ પ્રમાણે માણસે આ યોગસારામૃત તથા મન ગમતાં અન્નપાન ખાવાં. લક્ષ્મી તથા કીર્ત્તિને વધારનાર આ યોગસારામૃત વાતરક્ત, ક્ષય, કોઢ, કૃશતા, પિત્ત તથા રૂધિરના રોગો, તથા ત્રણે દોષોથી થતા બીજા પણ સર્વ રોગોનો તુરત નાશ કરી દેઇને પુરૂષને વળીયાં પળિયાંથી રહિત કરેછે, તર્કશક્તિ તથા સ્મરણશક્તિ સહિત શોભાયમાન તથા ભાગ્યશાળી કરેછે, અને તેને પાંચસો વર્ષના આયુષ્યવાળો કરેછે.

## વાતરક્તમાં પરહેજ.

વાતરક્તવાળાએ કસરત, મૈથુન, ક્રોધ, ઉષ્ણતા, ખાટું ખારૂં ખાવું, દિવસનું સૂવું, અને શરદી કરનાર કે ભારે પદાર્થોનું સેવન કરવું નહિ.

**इति वातरक्ताधिकार समाप्त.**

॥ श्रीगणेशायनमः ॥

# ॥ अथ भावप्रकाशस्य मध्यखंड ॥

## भाग ३ जो.

### શૂળનો અધિકાર.

#### શૂળનું પાસેનું નિદાન.

**दोषैः पृथक् समस्तामद्वन्द्वैः शूलोऽष्टधा भवेत् । सर्वेष्वेतेषु शूलेषु प्रायेण पवनः प्रभुः ॥**

એક એક દોષથી થયેલા, બેબે દોષોથી થયેલ, સર્વ દોષોથી થયેલ, અને આમથી થયેલ, એમ આઠ પ્રકારનાં શૂળ થાય છે, તે સર્વમાં વિશેષે કરીને વાયુ મુખ્ય હોય છે.

#### વાતશૂળનું દુરનું નિદાન તથા લક્ષણ.

**व्यायामयानादतिमैथुनाच्च प्रजागराच्छीतजलातिपानात् । कलायमुद्गाढकिकोरदूषादत्यर्थरूक्षाध्यशनाभिघातात् ॥ कषायतिक्तातिविरूढजान्नविरुद्धवल्लूरकशुष्कशाकैः । विट्शुक्रमूत्रानिलसन्निरोधाच्छोकोपवासादतिहास्यभाषात् ॥ वायुः प्रवृद्धो जनयेद्धि शूलं हृत्पृष्ठपार्श्वत्रिकबस्तिदेशे । जीर्णे प्रदोषे च घनागमे च शीते च कोपं समुपैति गाढम् ॥ मुहुर्मुहुश्चोपशमप्रकोपौ विण्मूत्रसंस्तम्भनतोदभेदैः । संस्वेदनाभ्यञ्जनमर्दनाद्यैः स्निग्धोष्णभोज्यैश्च शमं प्रयाति ॥**

व्यायामो मल्लयुद्धादिः । यानं तुरगरथादि । मैथुनं स्त्रीसेवा । प्रजागरो रात्रौ । एषामतियोगात् शीतलजलप्रभूतपानात् कलायस्त्रिपुटः । आढकी तुवरी कोरदूषः कोद्रवः अतिरूक्षद्रव्यसेवा अध्यशनं भुक्तस्योपरि भोजनम् अभिघातो लोष्टादिभिः कषायस्तिक्तरससेवा । विरूढजान्नम् ; विरूढमङ्कुरितमन्नम् । कलायचणकादि तज्जमन्नमभक्ष्यम् । वल्लूरकं शुष्कमांसम् । तस्य शूलस्य देशमाह । हृदादिषु ॥ तत्र हृच्छूलस्य पृथगपि लक्षणं पठन्ति ।

**कफपित्तावरुद्धस्तु मारुतो रसवर्द्धितः । हृत्स्थः प्रकुरुते शूलमुच्छ्वासस्यावरोधकम् । स हृच्छूल इति ख्यातो रसमारुतकोपजः ॥**

**कफं निगृह्य पवनः सूचीभिरिव निस्तुदन् । पार्श्वस्थः पार्श्वयोः शूलं कुर्यादाध्मानसंयुतम् ॥ तेनोच्छ्वसिति वक्रेण नरोऽन्नञ्च न काङ्क्षति । निद्राञ्चनाप्नुयादेव पार्श्वशूलः प्रकीर्त्तितः ॥**

**संरोधात् कुपितो वायुर्बस्तिं संश्रित्य तिष्ठति । बस्तेरध्मानि नाडीषु ततः शूलोऽस्य जायते ॥ विण्मूत्रवातसंरोधी बस्तिशूलः स उच्यते ।**

प्रकृतमनुसरति जीर्णे भुक्ते । प्रदोषे रात्र्यागमे रात्रिभवशीतेन । वातप्रकोपात् । घनागमे वर्षासु मेघोदये च ।

કસરત, ચાલવું, અતિ મૈથુન, જાગરણ, અને અત્યંત શીતળ જળ પીવાથી; તેમજ વટાણા, મગ, તુવેર, કોદરા, તથા અત્યંત રૂક્ષ ભોજન કરવાથી, અભિઘાતથી; તૂરાં, કડવાં, અતિ વિરૂદ્ધ, તથા કણગાવાળાં અન્ન, સુકું માંસ, અને સૂકાં શાકથી; વિષ્ટા, વીર્ય, મૂત્ર, અને વાયુના વેગને રોકવાથી, તથા શોક, ઉપવાસ, અને અતિ હસવાથી કે બોલવાથી; વાયુ વધીને હૃદય, કમર, પડખાં, પીઠ, અને બસ્તિના ભાગોમાં શૂળ ઉત્પન્ન કરે છે. ખાધેલું અન્ન પચ્યા પછી, પ્રદોષકાળે, વર્ષાદના આરંભમાં, અને ટાઢમાં અત્યંત પ્રકોપ થાય છે, ત્યારે શૂળ વારંવાર થાય છે અને મટે છે. તેથી વિષ્ટા અને મૂત્ર રોકાય છે, પીડા થાય છે, અને અંગો ભેદાય છે. શેક વગેરે સ્વેદન, અભ્યંગ, મર્દન, તથા સ્નિગ્ધ અને ગરમ અન્નોથી એ શૂળ શાંત થાય છે.

બીજા ગ્રંથોમાં શૂળના ભેદ પ્રમાણે લક્ષણ કહ્યાં છે તે નીચે પ્રમાણેઃ—

## હૃદયના શૂળનું લક્ષણ.

કફ તથા પિત્તથી રોકાયલો અને રસથી વધેલો વાયુ હૃદયમાં ભરાવાથી શ્વાસ રોકાઇ જાય એવું શૂળ ઉત્પન્ન કરે છે. તે રસ અને વાયુના કોપથી થતું હૃદયશૂળ કહેવાય છે.

## પડખાંના શૂળનું લક્ષણ.

કફને રોકીને સોઇઓ ભોંકતો હોય એવો પડખાંમાંનો વાયુ આફરા સાથે પડખામાં શૂળ ઉત્પન્ન કરે છે. એથી માણસ માત્ર મોઢેથી ઊંચેથી જ શ્વાસ લેઇ શકે છે, અને જમવાની ઇચ્છા થતી નથી, અને નિદ્રા પણ આવતી નથી, આને પાર્શ્વ શૂળ કહે છે.

## મૂત્રાશયના શૂળનું લક્ષણ.

વેગ રોકાવાથી કોપેલો વાયુ બસ્તિમાં રહીને મૂત્રાશયની નાડીઓમાં શુળ કરે છે. તેથી વિષ્ટા, મૂત્ર, અને વાયુ રોકાય છે. આ બસ્તિશૂળ કહેવાય છે.

## પિત્તશૂળનું દૂરનું નિદાન તથા લક્ષણ.

**क्षारातितीक्ष्णोष्णविदाहितैलनिष्पावपिण्याककुलत्थयूषैः । कट्वम्लसौवीरसुराविकारैः क्रोधानलायासरविप्रतापैः । ग्राम्यातियोगादशनैर्विदग्धैःपित्तं प्रकुप्याथ करोति शूलम् । तृण्मोहदाहार्त्तिकरं हि नाभ्यां संस्वेदमूर्च्छाभ्रमशोषयुक्तम् ॥ मध्यंदिने कुप्यति चार्द्धरात्रे निदाघकाले जलदात्यये च। शीते च शीतैः समुपैति शान्तिं सुस्वादुशीतैरतिभोजनैश्च ॥**

निष्पावो राजमाषः । सौवीरं सन्धानभेदः । सुराविकारैः ' परिपक्वान्नसन्धानसमुत्पन्ना सुरा मता । ' तस्याः प्रकारैः । रविप्रतापः आतपः । ग्राम्यातियोगो मैथुनाधिक्यम् । विदाहीत्युक्त्वापि अशनैर्विदग्धैरिति बोधयति । अविदाहिवस्तुनो-

ऽपि पित्तवशाद्विदाहित्वं भवति । जलदात्यये शरदि । शीतैर्वातादिभिः ॥

ખારાં, અતિ તીક્ષ્ણ, ગરમ, દાહક, તેલ, ચોળા, ખોળ, અને કળથી યૂષોથી; તીખા ખાટા પદાર્થોથી, જવના આથાના પાણીથી; વિકારી મદ્યોથી; તથા ક્રોધ, અગ્નિ, પરિશ્રમ, તડકો, અતિ મૈથુન, અને અત્યંત ગ્રામ્યમાંસોથી; પિત્ત પ્રકોપ પામીને શુળ ઉત્પન્ન કરે છે. તેથી તરશ, મોહ, દાહ, સ્વેદ, મૂર્છા, ભ્રમ, અને શોષ સહિત નાભિમાં પીડા થાયછે. મધ્યાન્હે મધ્યરાત્રીએ ગરમીના દિવસમાં બહુ વર્ષાદમાં, તે વધારે કોપે છે. શીત કાળમાં અને શીતળ ઉપચારોથી શાંતિ થાય છે, અને સુસ્વાદુ તથા શીતળ ભોજનથી શાંત થાય છે.

## કફશુળનું દુરતું નિદાન તથા લક્ષણ.

आनूपवारिजकिलाटपयोविकारैर्मांसेक्षुपिष्टकृशरातिलशष्कुलीभिः । अन्यैर्बलासजनकैरपि हेतुभिश्च श्लेष्मा प्रकोपमुपगम्य करोति शूलम् ॥ हृल्लासकाससदनारुचिसंप्रसेकैरामाशये स्तिमितकोष्ठशिरोगुरुत्वैः । भुक्ते सदैव हि रुजं कुरुतेऽतिमात्रं सूर्योदयेऽथ शिशिरे कुसुमागमे च ॥

आनूपं बहुलजलदेशजं भक्ष्यम् । वारिजं शालूकादि ।

पक्कं दध्ना समं क्षीरं विज्ञेया दधिकूर्चिका । तक्रेण तत्कूर्चिकं स्यात्तस्य पिण्डः किलाटकः ।

पयोविकारः पायसादिः । पिष्टं माषादि । अन्यैर्गुर्वादिभिः । स्तिमितमार्द्रपटावगुण्ठितमिव यत्कोष्ठं शिरश्च तयोर्गुरुत्वैः सह । सूर्योदय इति । त्रिधा विभक्तदिवसप्रथमभागस्योपलक्षणम् । शिशिरे तत्र कफस्यातिसञ्चयात् । कुसुमागमे वसन्ते ।

બહુ જળવાળા દેશોમાંનાં અન્નો તથા કમળકંદ વગેરે પદાર્થોથી; માંસ; શેરડી, અડદ, ખીચડી, દુધના પદાર્થો, અને તલની પૂરીથી, તથા બીજા પણ કફ કરનારા પદાર્થોથી કફ પ્રકોપ પામીને શુળ કરે છે. મોળ, ઉધરસ, ગ્લાનિ, અરૂચિ, લાળ, તથા આમાશયમાં શુળ અને માથું, કોઠો, વગેરે ભારે થઇ જાય છે. જમ્યા પછી તુરત પીડા થાય છે, અને સૂર્યોદય, શીતકાળ, તથા વસંત ઋતુના આરંભમાં કફનો સંચય થવાથી પીડા થાય છે.

## બબ્બે દોષથી થતા શુળનાં લક્ષણો.

द्विदोषलक्षणैरेतैर्विद्याच्छूलं द्विदोषजम् ।

બબ્બે દોષોનાં લક્ષણો ભેળાં હોય તો દ્વંદ્વજ શુળ થયેલું જાણવું.

## ત્રણે દોષથી થયેલા શુળનાં લક્ષણો.

सर्वेषु देशेषु च सर्वलिङ्गं विद्याद्भिषक् सर्वभवं हि शूलम् । सुकष्टमेनं विषवज्रकल्पं विवर्जनीयं प्रवदन्ति तज्ज्ञाः ॥

सर्वेषु देशेषु हृत्पृष्ठपार्श्वत्रिकबस्तिनाभ्यामाशयेषु । सर्वभवं त्रिदोषजम् ।

હૃદય, પીઠ, પડખાં, ખભા તથા કંડના સંધિયોમાં, મૂત્રાશય, નાભિ અને આમાશય એ સર્વ સ્થળોમાં અને સર્વ

પ્રકારનાં ચિન્હો હોય તો વૈદ્યે ત્રણે દોષથી થયેલું શૂળ જાણવું. એ બહુ પીડા કરનાર, વિષતુલ્ય, વજ્ર જેવું, અને ચિકિત્સા કરવાને અયોગ્ય છે, એમ વૈદ્યોએ ગણેલું છે.

## આમથી થયેલા શુળનું લક્ષણ.

**आटोपहृल्लासवमीगुरुत्वस्तैमित्यकानाहकफप्रसेकैः । कफस्य लिङ्गेन समानलिङ्गमामोद्भवं शूलमुदाहरन्ति ॥**

कफस्य कफशूलस्य । आमोद्भवं आमादुद्भवो यस्य तं । अत्रामशूले जाते पश्चाद् दोषसम्बन्धः अत एवास्य शूलस्याष्टमत्वमुक्तम् । स च प्रथममामाशये भवति पश्चात् सम्बन्धिभिर्दोषैर्वस्तिनाभिहृत्पार्श्वकुक्षिषु भवति तथा दोषसम्बन्धः।

**वातात्मकं वस्तिगतं वदन्ति पित्तात्मकञ्चापि वदन्ति नाभ्याम् । हृत्पार्श्वकुक्षौ कफसन्निविष्टं सर्वेषु देशेषु च सन्निपातात् ।**

हृत्पार्श्वकुक्षौ हृत्पार्श्वाभ्यां सहिते कुक्षौ । कफसन्निविष्टं कफेनाविष्टम् ।

**वस्तौ हृत्कटिपार्श्वेषु सशूलः कफवातिकः । कुक्षौ हृन्नाभिमध्ये तु सशूलः कफपैत्तिकः ॥ दाहज्वरकरो घोरो विज्ञेयो वातपैत्तिकः ।**

**अतिमात्रं यदा भुक्तं पावके मृदुताङ्गते । स्थिरीकृतन्तु तत्कोष्ठे वायुरावृत्यातिष्ठति ॥ यदान्नं न गतं पाकं तच्छूलं कुरुते भृशम् । मूर्च्छाध्मानं विनाहांश्च हृत्क्लेशं सविलम्बिकम् ॥ कम्पं वान्तिमतीसारं प्रमेहं जनयेदपि । अविपाकोद्भवं शूलमेतमाहुर्मनीषिणः ॥** अविपाकोद्भवं आमोद्भवमित्यर्थः ।

આફરો, મોળ, ઉલટી, ભારેપણું, દુઃખારો, પેડુનું ચઢવું, અને કફની લાળ, તેમજ તમામ કફના જેવાં જ ચિન્હો થાય, તેને આમશૂળ કહે છે. આમશૂળ થયા પછી તેમાં દોષોનો સંબંધ થવાથી તેના નીચે પ્રમાણે ભેદ થાય છે.

## આમશુળના સ્થાન ભેદ.

વાતશૂળ બસ્તિમાં, પિત્તશૂળ નાભિમાં, અને કફશૂળ હૃદય, પડખાં, તથા પેટમાં થાય છે. ત્રિદોષ શૂળ એ સર્વ સ્થાનોમાં થાયછે. કફનું તથા વાયુનું શૂળ બસ્તિ, હૃદય, કમર, અને પડખાંમાં થાય છે. કફનું તથા પિત્તનું શૂળ ઉદર, હૃદય, અને નાભિમાં થાય છે. વાયુનું તથા પિત્તનું શૂળ ભયંકર દાહજ્વર ઉત્પન્ન કરે છે.

## આમ શુળનાં વિશેષ લક્ષણો.

બહુ ખાવાથી જઠરાગ્નિ મંદ પડી જાય ત્યારે કોઠામાં વાયુ સ્થિર થઇને ચારે તરફ વીંટી લઇને રહે છે, તેથી અન્ન પચતું નથી, તેથી બહુ શૂળ થાય છે, તેથી મૂર્છા, આફરો, પેડુનો વાયુ, હૃદયમાં પીડા, વિલંબિકા (એક જાતનો કોલેરા), કંપ, ઉલટી, અતિસાર, અને પ્રમેહ ઉત્પન્ન કરે છે. વિદ્વાનોએ તેને નહિ પચવાથી થતું શૂળ કહેલું છે.

## શુળના ઉપદ્રવો.

**वेदनातितृषा मूर्च्छा आनाहो गौरवारुची । कासः श्वासो वमिर्हिक्का शूलस्योपद्रवाः स्मृताः ॥**

અત્યંત વેદના, તૃષા, મૂર્છા, પેડુનું ચઢવું, ભારે પણું, અરૂચિ, ઉધરસ, શ્વાસ, અને હેડકી, એટલા શૂળના ઉપદ્રવો છે.

## શુળની સાધ્યાસાધ્યતા.

एकदोषानुगः साध्यः कृच्छ्रसाध्योद्विदोषजः। सर्वदोषान्वितो घोरस्त्वसाध्यो भूर्युपद्रवः ।

એકેક દોષનું શુળ સાધ્ય છે, અને ત્રિદોષ જ શળ અસાધ્ય હોઈ ઘણા ઉપદ્રવો કરે છે.

## શુળનું અરિષ્ટ.

वेदनातितृषा मूर्च्छा आनाहो गौरवं ज्वरः । भ्रमोऽरुचिः कृशत्वं च बलहानिस्तथैव च ॥ उपद्रवा दशैवैते यस्य शूलेषु नास्ति सः ।

વેદના, અતિ તરશ, મૂર્છા, મળબંધ, ભારેપણું, ગૌરવ, જ્વર, ભ્રમ, અરૂચિ, કૃશતા, અને નિબળતા, આ દશ ઉપદ્રવો, જે શળવાળાને હોય તે કદી જીવતો નથી.

## પરિણામ શુળનાં નિદાન તથા લક્ષણ.

स्वैर्निदानैः प्रकुपितो वातः सन्निहितो यदा । कफपित्ते समावृत्य शूलकारी भवेद्बली ॥ भुक्ते जीर्यति यच्छूलं तदेव परिणामजम् । स्वैर्निदानैरित्यादिना निदानपूर्विका संप्राप्तिरुक्ता। भुक्ते जीर्यतीत्यादिना लक्षणमुक्तम्। समावृत्य व्याप्य ॥

तस्य लक्षणमप्येतत् समासेनाभिधीयते। आध्मानाटोपविण्मूत्रविबन्धारतिवेपनैः । स्निग्धोष्णोपशमप्रायं वातिकं तद्वदेत् भिषक् ॥ तृष्णादाहारतिस्वेदकट्वम्ललवणोत्तरम्। शूलं शीतशमप्रायं पैत्तिकं लक्षयेत् बुधः ॥ छर्दिहृल्लाससंमोहस्वल्परुक् दीर्घसन्ततिः । कटुतिक्तोपशान्ती च विज्ञेयं च कफात्मकम् ॥ संसृष्टलक्षणं बुद्ध्वा द्विदोषं परिकल्पयेत् ॥ त्रिदोषजमसाध्यं स्यात् क्षीणमांसबलानलम् ॥

પોતાનાં નિદાનોથી કોપ પામેલો પાસે રહેલો બળવાન વાયુ જ્યારે કફ અને પિત્તમાં વીંટાય છે, ત્યારે તે બળવાન શુળ કરે છે. એ શળ ખાધેલું પચવા ટાણે થાય છે. તેને પરિણામ શળ કહે છે. તેનાં લક્ષણો પણ અત્ર ટુંકામાં કહેવાય છે. આફરો, ગડગડાટ, વિષ્ટા મૂત્ર બંધ થવાં, અણગમો, અને કંપ થાયછે. સ્નિગ્ધ અને ઉષ્ણ પદાર્થોથી ઠીક થાય છે, તેને વાયુનું શળ કહે છે. તરશ, દાહ, અણગમો, પરસેવો, તીખું, ખાટું, અને ખારૂં ગમે, અને શીતળતાથી ઠીક થાય, તેને પિત્તનું શળ કહે છે. ઉલટી, મોળ, મોહ, થોડી પીડા, લાંબો વખત ટકે, તથા તીખા કડવા પદાર્થોથી ઠીક થાય, તેને કફનું શળ કહે છે. બે દોષોનાં લક્ષણો હોય તો દ્વંદ્વજ, અને ત્રણે દોષનાં લક્ષણવાળાને ત્રિદોષજ શળ કહેછે. ત્રિદોષજ શળ અસાધ્ય હોઇને માંસ, બળ તથા અગ્નિને ક્ષીણ કરી નાંખે છે.

## અન્નદ્રવ શુળનું લક્ષણ.

जीर्णे जीर्यति चाप्यन्ने यच्छूलमुपजायते । पथ्यापथ्यप्रयोगेण भोजनाभोजनेन वा ॥ न शमं याति नियमात्सोऽन्नद्रव उदाहृतः। नेदं शूलमसाध्यं चिकित्साभिधानात् ॥

અન્ન પચતી વેળા તથા પચી ગયા પછી જે શળ નીકળે છે, તથા પથ્ય અપથ્ય ભોજન કે અભોજન, એ સર્વથી તે

શાંત થવાનો કંઈ નિયમ રહેતો નથી, તે અન્નદ્રવ શૂળ કહેવાય છે.

## શૂળની ચિકિત્સા.

वमनं लङ्घनं स्वेदः पाचनं फलवर्त्तयः । क्षारश्चूर्णानि गुटिकाः शस्यन्ते शूलशान्तये ॥ विज्ञाय वातशूलं तु स्नेहस्वेदैरुपाचरेत्। स्वल्पशूलाकुलस्य स्यात् स्वेद एव सुखावहः ॥ मृत्तिकां सजलां पाकाद्घनीभूतां पटे क्षिपेत् । कृत्वा तत्पोटलीं शूली यथा स्वेदं विधापयेत् ॥ मृत्तिकास्वेदः ।

कर्पासास्थि कुलत्थकातिलयवैरेरण्ड मूलातसी वर्षाभूशण बीजकाञ्जिकयुतैरेकीकृतैर्वा पृथक् । स्वेदः स्यादथ कूर्परोदरशिरः स्फिग्जानुपादाङ्गुली गुल्फस्कन्धकटीरुजो विजयते निःशेषवातार्त्तिहा ॥

इति कार्पासास्थ्यादिस्वेदः ।

तिलैश्च गुटिकां कृत्वा भ्रामयेज्जठरोपरि । शूलं सुदुस्तरं तेन शान्तिं गच्छाति सत्वरम्। नाभिलेपाज्जयेच्छूलं मदनं काञ्जिकान्वितम् ॥ मदनं मयनफलं ।

विश्वमेरण्डजं मूलं काथयित्वा जलं पिबेत् । हिङ्गुसौवर्चलोपेतं सद्यः शूलनिवारणम् ॥ गुडं शालियवक्षारः सर्पिःपानं विरेचनम् । जाङ्गलानि च मांसानि भेषजं पित्तशूलिनाम् ॥ मणीरजतताम्राणां भाजनानि गुरूणि च । तोयेन परिपूर्णानि शूलस्योपरि धारयेत् ॥ विरेचनं पित्तहरं प्रशस्तं रसाश्च शस्ताः शशलावकानां । सगुडां घृतसंयुक्तां भक्षयेत् वा हरितकीम् ।

पलिह्याच्छूलशान्त्यर्थं धात्रीचूर्णं समाक्षिकम् ॥ शालयश्च जाङ्गलं मांसमरिष्टं कटुकीरसम् । मधुना जीर्णगोधूमं कफशूले प्रयोजयेत् ॥ अरिष्टं भेषज क्वारिकाथसिद्धं मद्यम् ।

लवणत्रयसंयुक्तं पञ्चकोलं सरामठम् । ससुखोष्णाम्बुना पीतं कफशूलप्रणाशयेत् । आमशूले क्रिया कार्या कफशूलप्रणाशिनी॥ सेव्यमामहरं सर्वमग्नेर्मन्दस्य वर्द्धनम् । तीक्ष्णायाश्चूर्णसंयुक्तं त्रिफलाचूर्णमुत्तमम् ॥ प्रयोज्यं मधुसर्पिर्भ्यां सर्वशूलनिवारणम् ।

तीक्ष्णायाश्चूर्णं राजिकादिचूर्णम् ।

दारुहैमवती कुष्ठशताह्वाहिङ्गुसैन्धवैः । अम्लपिष्टैः सुखोष्णैश्च लिम्पेच्छूलयुतोदरम् । मूलं बैल्वं तथैरण्डं चित्रकं विश्वभेषजम् । हिङ्गुसैन्धवसंयुक्तं सद्यः शूलनिवारणम्॥

वातरोगान्तर्गताध्मानचिकित्सायां लिखितो नाराचनामा रसोऽन्यच्च विरेचनं शूले हितम् ।

कूष्माण्डं तनुकृत्वा तु क्षिप्त्वा घर्मे विशोषयेत् । स्थाल्यां निक्षिप्य तत् सर्वं पिधानेन पिधाय च ॥ चुल्ल्यां निवेश्य वह्निं च ज्वालयेत् कुशलो जनः । यथा तन्न भवेद्भस्म किन्त्वङ्गारो दृढो भवेत् ॥ तदा निर्वापयेच्छीतं सर्वथा चूर्णितन्तु तत् । माषद्वयमितं तावत् शुण्ठीचूर्णेन मिश्रितम् । जलेन भक्षयेन्नित्यं महाशूलाकुलो नरः ॥ असाध्यमपि यच्छूलं तदप्येतेन शाम्यति ॥

इति कूष्माण्डक्षारः ।

लङ्घनं प्रथमं कुर्यात् वमनं सविरेचनम् । पक्तिशूलोपशान्त्यर्थं तत्र वान्ते विधिर्यथा

॥ पीत्वा तु क्षीरमाकण्ठं मदनकाथसंयुतम् । कान्तारकस्य पीण्डस्य कोशकारस्य वा रसम् ॥ कषायो वाथ निम्बस्य कटुतुम्बीरसोऽथवा । यथाविधि वमेद्धीमान् पक्तिशूलार्दितो जनः ॥ त्रिवृता च तथा दन्त्या तैलेनैरण्डजेन वा । दत्तं विरेचनं सद्यः पक्तिशूलनिवारणम् ॥ विडङ्गतण्डुलव्योषत्रिवृद्दन्ती सचित्रकम् । सर्वाण्येतानि संहृत्य सूक्ष्मचूर्णानि कारयेत् ॥ गुडेन मोदकान् कृत्वा खादेदुष्णेन वारिणा । जयेत् त्रिदोषजं शूलं परिणामसमुद्भवम् ।

विडङ्गादिमोदकः ।

नागरतिलगुडकल्कं पयसा संपिष्य यः पुमान् लिह्यात् । उग्रं परिणातिशूलं नश्येत्तस्य त्रिरात्रेण ॥ पीतं शम्बूकजं भस्म जलेनोष्णेन तत्क्षणात् । पक्तिजं नाशयत्येव शूलं विष्णुरिवासुरान् ॥ लोहपथ्याकणा शुण्ठीचूर्णं समधुसर्पिषा । विलिहन् विनिहन्त्येव शूलं हि परिणामजम् ॥

पथ्यादिलोहम् ।

नारिकेरं सतोयं च लवणेन सुपूरितम् । मृदावबेष्टितं शुष्कं पक्वं गोमयवह्निना ॥ पिप्पल्या भक्षितं हन्ति शूलं हि परिणामजम् । वातिकं पैतिकं चापि श्लैष्मिकं सान्निपातिकम् ॥ नारिकेरक्षारः ।

अन्नद्रवाख्ये शूले तु न तावत् स्वास्थ्यमश्नुते । यावत्कटुकापित्ताम्लमन्नं न छर्दयेद्ध्रुवम् ॥ जातमात्रं जरत्पित्तं शूलमाशु विनाशयेत् । पित्तार्तं वमनं कृत्वा कफार्तेश्च विरेचनम् ॥ अन्नद्रवे च तत्कार्यं जरत्पित्ते यदीरितम् । जरत्पित्तेऽपि तत् पथ्यं प्रोक्तमन्नद्रवे तु यत् ॥ आमपक्वाशये शुद्धे गच्छेदन्नद्रवः शमम् । मण्डूरं सलवणं सुस्निग्धं तैलपाचितम् ॥ तादृशीं सर्पिषा खादेदन्नद्रवनिपीडितः । धात्रीफलभवं चूर्णमयश्चूर्णसमन्वितम् ॥ यष्टीचूर्णेन वा युक्तं लिह्यात् क्षौद्रेण तद्वदे । श्यामाकतण्डुलैः सिद्धं सिद्धं कोद्रवतण्डुलैः ॥ प्रियङ्गुतण्डुलैः सिद्धं पायसं सहितं हितम् ॥ प्रियङ्गुः कङ्गुविशेषः ।

गौडिकं सौरणं कन्दं कूष्माण्डमपि भक्षयेत् । कलाययवशक्तूंश्चा शक्तून् वा लाजसम्भवान् ॥ गौडिकं गुडेन संस्कृतं पक्वान्नम् ॥ कुलत्थशक्तूनथवा दध्नाऽन्याद्दाधिकं तथा । चणकानामथो शक्तून् कोद्रवस्योदनं तथा ॥ दाधिकं दध्ना संस्कृतं भक्तं महेरी इति लोके ॥

गोधूममण्डकं तत्र सर्पिषा गुडसंयुतम् ॥ ससितं शीतदुग्धेन मृदितं कथितं हितम् । अन्नद्रवो दुश्चिकित्स्यो दुर्विज्ञेयो महागदः ॥ तस्मात्तस्य प्रशमने परं यत्नं समाचरेत् । अन्नद्रवे जरत्पित्ते वह्निर्मन्दो भवेद्यतः ॥ तस्मादत्रान्नपानानि मात्राहीनानि कारयेत् । कलाययवगोधूमाः श्यामाकाः कोरदूषकाः ॥ राजमाषाश्च माषाश्च कुलत्थाः कङ्गुशालयः । दधिलुप्तरसं क्षीरं सर्पिर्गव्यं समाहिषम् ॥ वास्तुकं कारवेल्ली च कर्कोटकफलानिच । बर्हिणो हरिणो मत्स्यारोहिताद्याः कपिञ्जलाः ॥ एतस्मिन्नामये शस्ता मता मुनिचिकित्सकैः ।

दधिलुमरसं दध्नां लुतः रसः प्रकृतो रसोयस्य तत् । क्षीरं दधियुक्त क्षीरमित्यर्थः ।

गुडामलकपथ्यानां चूर्णं प्रत्येकशः पलम् । त्रिपलं लोहकिट्टस्य तत्सर्वं मधुसर्पिषा॥ समालोड्य समश्नीयादक्षमात्रप्रमाणतः । आदिमध्यावसानेषु भोजनस्य निहन्ति तत् । अन्नद्रवं जरत्पित्तमम्लपित्तं सुदारुणम् ।

गुडमण्डूरम् ।

व्यायामं मैथुनं मद्यं लवणं कटुकं रसम् । वेगरोधं शुचं क्रोधं वैकल्यं शूलवांस्त्यजेत् ॥ इति शूलविकारः ॥

શૂળની શાંતિ માટે વમન, લંઘન, સ્વેદન, પાચન, ફલવર્ત્તિઓ, ક્ષાર, ચુર્ણો, ગોળીઓ, એ હિતકારી છે. વાત શૂળમાં સ્નેહ અને સ્વેદ આપવા. સહજસાજ શૂળ હશે તો તો સ્વેદ (શેક)થી જ મટી જાયછે.

## મૃતિકા સ્વેદ.

પાણીમાં માટીને પકાવમાં જાડી થાય એટલે તે માટીને વસ્ત્રમાં વીંટીને પોટલી કરી શૂળ વાળાને સ્વેદ આપવો.

## કાર્પાસાસ્થ્યાદિ સ્વેદ.

કપાશિયા, કળથી, તલ, જવ, એરંડાનાં મુળ, અળસી, રાતી સાટોડી, શણબીજ, અને કાંજી, એ સર્વ એકડાં, અથવા તો એ દરેક એકેકને લેઈ, હાથનાં ભુજા, માથું, ઉપરની ફીચ, ગોઠણ, પગ, આંગળીઓ, ઘુંટી, ખભા, કમર, એ સર્વના રોગો સ્વેદ કરવાથી મટી જાય છે. અને વાતરોગ તો છેક મટી જાય છે.

તલ વાટીને ગોળી કરી ઉપર ઉપર ફેરવવાથી ભારે શુળ પણ શાંત થઇ જાય છે.

કાંજીમાં મીંઢોળ વાટીને નાભિ ઉપર લેપ કરવાથી પણ શૂળ મટે છે.

સૂંઠ તથા એરડાના મૂળના કવાથ પીવો. તેમાં હિંગ અને સંચળ નાંખીને તે પીવો. એથી એકદમ શૂળ મટી જાયછે. ગોળ. ચોખા, જવખાર, અને ઘીનું વિરેચન દેવું, પિત્તશૂળ વાળાને જાંગલ માંસો લાભકારક છે. મણીનાં રૂપાનાં, અને ત્રાંબાનાં પાત્રોમાં પાણી ભરીને શૂળ ઊપર મૂકવાં, વિરેચનથી પિત્ત હરાય છે અને સસલાં તથા લાવાંનાં માંસો પણ સારાં છે. ગોળ અથવા ઘી સાથે હરડે ખાવી. શુળની શાંતિ માટે આમળાંનું ચૂર્ણ માક્ષિક ( મધ ) માં ખાવું. ચોખા, જાંગલ માંસો, લીમડો, તથા કડુનો રસ, તેમજ મધ સાથે જુના ઘઉં, એ કફ શૂળ માં આપવાં.

સૈંધવ, સંચળ, બિડલૂણ, પંચકોલ, અને હિંગ જરા ઊના પાણીમાં પીવાથી કફ મટી જાય છે. કફશૂળ મટાડનારી ક્રિયા આમશૂળ માટે પણ કરવી. સર્વ આમ મટાડનાર તથા અગ્નિને વધારનાર ક્રિયાઓનું સેવન કરવું. રાઈ તથા ત્રિફળાનું ચૂર્ણ ઉત્તમ છે, તે મધ અને ઘી સાથે ખાવાથી સર્વ શુળોનો નાશ કરે છે.

દેવદાર, ઘોળીવજ, કઠ, શતાવરી, હિંગ, અને સૈંધવને ખટાઇમાં વાટીને જરા ગરમ પાણી સાથે પેટના શૂળ ઉપર લેપ કરવો. બીલી, એરંડ, ચિત્રક, અને સૂંઠનાં મૂળો હિંગ અને સૈંધવ સહિત એકદમ શૂળને મટાડે છે.

## કૂષ્માંડ ક્ષાર.

કાળાના ઝીણા કડકા કરીને તડકે સૂ:

કવી હાંડલીમાં નાંખી બંધ કરીને પકાવવા.મજબૂત કોવલા થાય,પણ કોહોળાની ભસ્મ ન થઇ જાય તેમ પકાવવું. પછી નીચે ઉતારી ટાઢું પડે એટલે તેનું ચૂર્ણ કરી નાંખવું. તે બે માસા જેટલું સૂંઠના ચૂર્ણ સાથે મહા કુશળ માણસે હંમેશાં પાણી સાથે ખાવું. તેથી અસાધ્ય શૂળ પણ શાંત થાય છે.

## પરિણામ શુળની ચિકિત્સા.

પ્રથમ લંઘન, પછી વમન, અને વિરેચન કરવું, પરિણામ શૂળની શાંતિ અર્થે વમનનો વિધિ એવો છે કે મીંઢાળનો ક્વાથ કે પોળી શેરડી કે પોટાશેરડીના રસ સાથે, અથવા લીમડો કે કડવી તૂંબડીના ક્વાથ સાથે કંઠ સૂધી દૂધ પીવું. એથી પંક્તિ શૂળવાળાને યથાવિધિ વમન થાય છે. નસોતર તથા નેપાળો, એરંડાનું મૂળ, એનું વિરેચન આપવાથી પરિણામ શુળ નાશ પામી જાય છે.

## વિડંગાદિ મોદક.

વાવડીંગનાં બીજ, ચોખા, સૂંઠ, મરી, પીપર,નસોતર, નેપાળાનું મૂળ, તથા ચિત્રક, એ સર્વનું બારીક ચૂર્ણ કરીને તેના ગોળમાં મોદક બનાવીને ગરમ પાણી સાથે ખાવાથી ત્રિદોષજ પરિણામ શૂળ હણાઇ જાય છે.

સૂંઠ, તલ, અને ગોળનો કલ્ક દૂધમાં વાટીને પીવાથી ત્રણ દિવસમાં જ ઉગ્ર પરિણામશૂળ પણ મટી જાય છે. ઉના પાણીમાં શંખની ભસ્મ પીવાથી તેજ ક્ષણે, જેમ વિષ્ણુ અસુરને હણે છે તેમ, પરિણામ શૂળ હણાઇ જાય છે.

## પથ્યાદિ લોહ.

લોહભસ્મ, હરડે, પીપર, સૂંઠ, એનું ચૂર્ણ મધ તથા ઘીમાં ચાટવાથી પરિણામ શુળ હણાઇ જાય છે.

## નારિકેરક્ષાર.

અંદરના પાણી સહિત ટોપરામાં લવણ નાંખીને માટીથી વીંટી બંધ કરીને સૂકવીને અડાયાંના અગ્નિથી પકાવવું. પછી એ ટોપરૂં પીપર સાથે ખાવાથી પરિણામ શુળ, વાતશૂળ, પિત્તશુળ, કફશૂળ, તથા સંનિપાતનું શૂળ મટી જાય છે.

## અન્નદ્રવશુળની ચિકિત્સા.

જયાં સૂધી તીખાં,ઉંનાં, ખાટાં અન્નોથી બહુ ઉલટી ન થાય ત્યાં સૂધી અન્નદ્રવ નામના શૂળમાં સુખ થતું નથી. પરિણામ શૂળ થાય કે તુરત જો તે પિત્તનું શૂળ હોય તો ઉલટી કરાવવી, અને કફનું હોય તો વિરેચન આપવું. અન્નદ્રવ શૂળમાં પણ એજ રીતે કરવું, પરિણામ શૂળમાં જે પથ્ય છે તેજ આમાં પણ છે. આમાશય અને પક્વાશય શુદ્ધ થાય તો અન્નદ્રવ શૂળ મટે છે. હિંગ, મીઠું, જીરૂં, તથા આદુ નાંખીને અડદના લોટની ઝીણી વડીઓ કરી બાફીને તેલમાં તળવી અને ઘીમાં ખાવાથી અન્નદ્રવ શૂળ મટે છે. આમળાં તથા લોહભસ્મ જેઠીમધના ચૂર્ણ સાથે કે મધ સાથે ખાવું. શામો અને ચોખા, અથવા કોદરા અને ચોખા, અથવા કાંગ અને ચોખાથી સિદ્ધ કરેલું દૂધ હિતકારક છે. ગોળનું પક્વાન્ન, સૂરણ, અને કોહોળું ખાવાં. વટાણા, જવ, કે

ચોખાની ધાણીનો સાથવો ખાવો. કળથીનો સાથવો દહિં સાથે ખાવો, દહિં ભાત ખાવાં, ચણાનો સાથવો અથવા કોદરાનો ભાત ખાવો, એ પણ હિતકારી છે.

ઘઉંના માંડામાં ઘી, ગોળ, અને સાકર નાંખીને ટાઢા દૂધમાં ખાવો, એ પણ અન્નદ્રવશૂળ ઉપર હિતકારી છે. અન્નદ્રવશૂળ બહુ મટાડવું કઠણ છે અને તેની દવા બરોબર જણાઇ નથી, એટલા માટે તેના શમન માટે બહુ યત્નની જરૂર છે. અન્નદ્રવ અને પરિણામ શૂળમાં જો અગ્નિમંદ હોય, તો માત્રા નક્કી કર્યા વગર અન્નપાનો દેવાય છે. વટાણા, જવ, સામો, કોદરા, ચોળા, અડદ, કળથી, કાંગ, ચોખા, ખીર, ગાયનું ઘી તથા ભેંસનું ઘી, બથવો, કારેલાં, કંટોલાં, મોર, હરણ, મત્સ્ય, રોહિતાદિ, કપિંજલ, એ સર્વ લાભકારક ખોરાકો છે, એમ મુનિઓએ કહેલું છે.

## ગુડમંડુર.

ગોળ આમળાં, અને હરડેનું ચૂર્ણ દરેક ચાર ચાર તોલા પ્રમાણે લેવું; અને લોઢાનું કીટું તોલા બાર લેવું; એ સર્વને મધ અને ઘીમાં એક તોલા જેટલું ખાવું, ભોજનના આદ, મધ્ય, અને અંતમાં તે ખાવાથી અન્નદ્રવ, પરિણામશુળ, અમ્લપિત્ત, વગેરે ભારે હોય તે પણ નાશ પામે છે.

વ્યાયામ, મૈથુન, મદ્ય, ખારા તીખા રસ, વેગનું રોધન, શોક, ક્રોધ, વિકળતા, એટલાંનો ત્યાગ શૂળવાળાએ કરવો જોઇએ.

॥ इति शूळाधिकार संपूर्ण ॥



# ઉદાવર્ત્તનો તથા આનાહનો અધિકાર.

## ઉદાવર્ત્તનું નિદાન.

तत्र उदावर्त्तस्य विप्रकृष्टनिदानमाह ॥

**वातविण्मूत्रजृम्भाश्रुक्षवोद्गारवमीन्द्रियैः। क्षुत्तृष्णोच्छ्वासनिद्राणां धृत्योदावर्तसम्भवाः॥**

इन्द्रियमत्र शुक्रम्। अत्र तृतीया सहार्था। धृत्या वेगविघातेन।

વાયુ, વિષ્ટા, મૂત્ર, બગાસાં, આંસુ, છીંક, ઓડકાર, ઉલટી, વીર્ય, ક્ષુધા, તૃષા, ઉચ્છવાસ, નિદ્રા, એમના વેગોને રોકવાથી ઉદાવર્ત્ત થાયછે.

## ઉદાવર્ત્તનું સામાન્ય લક્ષણ.

**यत्रोर्ध्वं जायते वायोरावर्तः स चिकित्सकैः। उदावर्त इति प्रोक्तो व्याधिस्तत्रानिलः प्रभुः॥** आवर्त्तो भ्रमः।

જેમાં વાયુનો વીંટો ઊંચો ચઢેછે તેને વૈદ્યો ઉદાવર્ત્ત કહેછે, અને તેમાં મુખ્ય વાયુ હોયછે.

## ઉદાવર્તનાભેદો.

**वातमूत्रपुरीषाणां सङ्गो ध्मानं क्लमो रुजा। जठरे वातजाश्चान्ये रोगाः स्युर्वातनिग्रहात्॥** सङ्गः अप्रवृत्तिः। ध्मानमाध्मानम्। क्लमोऽनायासः। श्रमः रुजा जठरे। अन्ये तोदशूलगुल्मादयः॥

**आटोपशूली परिकर्तिका च सङ्गः पुरीषस्य तथोर्ध्ववातः। पुरीषमास्यादथवा निरेति पुरीषवेगेऽभिहते नरस्य॥**

पुरीषवेगे धारिते सति आटोपः सरुक् गुड्गुडाशब्दः शूलमिति पक्वाशये परिकर्तिका गुदे कर्तनवत् पीडा ऊर्ध्ववात उद्गारः ।

**बस्तिमेहनयोः शूलं मूत्रकृच्छ्रं शिरोरुजा । विनामो वंक्षणानाहः स्याल्लिङ्गं मूत्रनिग्रहे ॥**

विनामः व्यथया वपुषो नमनम् । वंक्षणानाहः । वंक्षणयोराकर्षणवद् व्यथा ।

**मन्यागलस्तम्भशिरोविकारा जृम्भोपघातात् पवनात्मकाः स्युः । तथाक्षिनासावदनामयाश्च भवन्ति तीव्राःसह कर्णरोगैः॥**

**आनन्दजं वाप्यथ शोकजं वा नेत्रोदकं प्राप्तममुञ्चतो हि । शिरोगुरुत्वं नयनामयाश्च भवन्ति तीव्राः सह पीनसेन ।**

**मन्यास्तम्भः शिरःशूलमर्दितार्धावभेदकौ । इन्द्रियाणाञ्च दौर्बल्यं क्षवथोः स्याद्विधारणात् ॥**

**कण्ठास्यपूर्णत्वमतीव तोदः कूजश्च वायोरथवाऽप्रवृत्तिः । उद्गारवेगेऽभिहते भवन्ति जन्तोर्विकाराः पवनप्रसूताः ॥**

कण्ठास्यपूर्णत्वं कफेनैव । तोदो हृद्यामाशये च । कूजोऽव्यक्तशब्दः । उदरे वायोरप्रवृत्तिः । उच्छ्वासादिनिरोधात् ॥ पवनप्रसूताः पवनाजाता विकारा हिक्कादयः ॥

**कण्डूकोठारुचिव्यङ्गशोथपाण्ड्वामयज्वराः कुष्ठहृल्लासवीसर्पाश्छर्दिनिग्रहजा गदाः ॥**

**मूत्राशये वै गुदमुष्कयोश्च शोथो रुजा ॥ मूत्रविनिग्रहश्च । शुक्राश्मरी तत्स्रवणं भवेच्च तेते विकारा विहते तु शुक्रे ॥**

तत्स्रवणं शुक्रस्रावः ते ते विकाराः वातकुण्डलिकादयः ।

**तन्द्राङ्गमर्दावरुचिः श्रमश्च क्षुधाविघातात् कृशता च दृष्टेः ।**

**कण्ठस्य शोथः श्रवणावरोधस्तृष्णाविघाताद्धृदये व्यथा च ।**

**श्रान्तस्य निःश्वासविनिग्रहेण हृद्रोगमोहावथवापि गुल्मः ।**

**जृम्भाङ्गमर्दार्त्तिशिरोऽतिजाड्यं निद्राविघातादथवापि तन्द्रा ।** अतिजाड्यं गौरवम् । शिरोगात्राक्षि गौरवमिति तन्त्रान्तरे पाठात् ।

વાયુની, મૂત્રની, તથા વિષ્ટાની અટકાયત, આફરો, થાક, ઉદરમાં વ્યથા, અને શુળ વગેરે બીજા વાત રોગો અધોવાયુ રોકવાથી થાયછે. આફરો, શૂળ, ગુદામાં વેદના, મળબંધ, ઉર્ધ્વ વાત, મુખેથી વિષ્ટાનું નીકળવું, એ મળ રોકવાથી થાયછે. મૂત્રાશય તથા લિંગમાં શૂળ, મૂત્રકૃચ્છ્ર, માથું દુઃખવું, સાથળનાં મૂળોમાં વ્યથા, એ મૂત્રરોકવાથી થાયછે. ઓડ અને ગળાનું ઝલાઇ જવું, માથામાં વાયુના રોગો, આંખ નાક અને મુખના રોગો, એ બગાસું રોકવાથી થાયછે. આનંદથી અથવા દીલગીરીથી આંસુઓને રોકવાથી માથું ભારે થાયછે, નેત્રોના રોગો અને તીવ્ર પીનસ થાયછે. ઓડનું ઝલાઇ જવું, માથામાં શૂળ અર્દિત, આધાશીશી, ઇંદ્રિયોની દુર્બળતા, એ છીંક રોકવાથી થાયછે. કંઠ અને મુખ ભરાઇ ગયા જેવાં થાય, વાયુનો ગુડગુડાટ તથા તે બહુ છૂટે નહિ, અને હેડકી વગેરે વાયુનાં દરદો પ્રાણીને ઓડકાર રોકવાથી થાયછે. ચળ, ધામઠાં, અરૂચિ, વ્યંગ, સોજો, પાંડુરોગ,

જ્વરો, કોઢ, મોળ, વિસર્પ, એ ઉલટીને રોકવાથી થાયછે. મૂત્રાશયમાં અને ગુદામાં તથા વૃષણમાં સોજો, રોગો, મૂત્રની અટકાયત, પથરી, વગેરે દરદો વીર્યનો વેગ રોકવાથી થાયછે. તંદ્રા, અંગભંગ, અરૂચિ, શ્રમ, અને દૃષ્ટિની કૃશતા, એ ભૂખને રોકવાથી થાયછે. કંઠમાં સોજો, બેહેરાપણું, અને હૃદયમાં પીડા, એ તરશ રોકવાથી થાયછે. શ્રમ કરીને શ્વાસ રોકવાથી હૃદ્રોગ, મોહ, કે ગુલ્મ થાયછે. બગાસાં, અંગનું ભાંગવું, તંદ્રા, અને માથામાં ભાર, એ નિદ્રા રોકવાથી થાયછે.

## વાયુના ઉદાવર્ત્ત વિષે.

**वायुः कोष्ठानुगो रूक्षैः कषायकटुतिक्तकैः । भोजनैः कुपितः सद्य उदावर्तं करोति च ॥ वातमूत्रपुरीषास्रकफमेदोवहानि वै । स्रोतांस्युदावर्त्तयति पुरीषं चातिवर्तयेत् ॥ ततो हृद्बस्तिशूलार्तो हृल्लासारतिपीडितः । वातमूत्रपुरीषाणि कृच्छ्रेण लभते नरः ॥ श्वासकासप्रतिश्यायदाहमोहतृषाज्वरान् । वमिहिक्काशिरोरोगमनःश्रवणाविभ्रमान् ॥ बहूनन्यांश्च लभते विकारान् वातकोपजान् ॥**

उदावर्तयति वायुरूर्ध्वभ्रमेणैव वातादिवहानि स्रोतांसि निरुणद्धि नतु विडादीन् अधोगमयति। मनोविभ्रमः रज्जौ सर्पज्ञानम् । श्रवणविभ्रमः अन्यथाश्रवणम् ।

રૂક્ષ, તૂરાં, તીખાં, અને કડવાં ભોજનોથી કોઠામાંનો વાયુ કોપ પામીને એકદમ ઉદાવર્ત્ત કરેછે. વાયુ, મૂત્ર મળ, આંસુ, કફ, અને મેદ વહન કરનારી નાડીઓ રોકાઈ જઈને મળ વગેરેની ઉલટી ગતિ કરેછે. તેથી હૃદય અને બસ્તિમાં શૂળ થાયછે, મોળ આવેછે, અને અણગમો થાયછે. તે માણસને વાયુ, મૂત્ર, અને મળ માંડ માંડ ઊતરેછે. શ્વાસ, ઉધરસ, સળેખમ, દાહ, મોહ, તૃષા, જ્વરો, ઉલટી, હેડકી, માથાનો દુઃખાવો, મન તથા કાનમાં વિભ્રમ, અને બીજા પણ વાયુના કોપથી થનારા ઘણા વિકારો થાયછે.

## ઉદાવર્ત્તની અસાધ્યતા.

**तृष्णाछर्दिपरिक्लिष्टं क्षीणं शूलैरुपद्रुतम् । शकृद्वमन्तं मतिमानुदावर्तिनमुत्सृजेत् ।**

परिक्लिष्टं क्लेशसंयुक्तम् ।

તરશ તથા ઉલટીની પીડા થતી હોય, નબળાઇ આવી ગઇ હોય, શૂળ થતું હોય, અને વિષ્ટાની ઉલટી થતી હોય, તો તે ઉદાવર્ત્તવાળાની ચિકિત્સા કરવી નહિ.

## આનાહનું લક્ષણ.

**आमं शकृद्वा निचितं क्रमेण भूयो विबद्धं विगुणानिलेन । प्रवर्तमानं न यथास्वमेनं विकारमानाहमुदाहरन्ति ॥**

आमं अपक्कमाहाररसम् । शकृत् पुरीषं वा क्रमेण निचितं सञ्चितम् । भूयो विगुणानिलेन दुष्टवायुना विबद्धं शोषितं वा यथास्वं पूर्ववदप्रवर्तमानम् । एनं विकारमानाहमाहुः ॥

આમ અથવા મળ સંચય થઇ દુષ્ટ વાયુથી બંધાઇ જઇને અથવા સૂકાઇ જઇને બરોબર ગતિ ન કરે તે રોગને આનાહ કહેછે.

## આમથી થયેલા આનાહનું લક્ષણ.

**तस्मिन् भवत्यामसमुद्भवे तु तृष्णा प्र-**

निद्रायाशिरोविदाहाः । आमाशये शूलमथो गुरुत्वं हृत्स्तम्भ उद्गारविघातनञ्च ॥

विघातनम् अप्रवृत्तिः ॥

આમથી આનાહ થાય તો તરશ, સલેખમ, માથામાં દાહ, અને આમાશયમાં શુળ, ભાર, હૃદયને સ્તંભ થાય છે, અને ઓડકાર બંધ થાયછે.

**મળબંધથી થતા આનાહનું લક્ષણ.**

स्तम्भः कटीपृष्ठपुरीषमूत्रे शूलोऽथ मूर्च्छा शकृतो वामिश्च । श्वासश्च पक्वाशयजे भवन्ति तथालसोक्तानि च लक्षणानि ॥

पक्वाशयजे शकृत्सञ्चयजे आनाहे । स्तम्भशब्दः कटीपृष्ठयोः स्तब्धतावाची पुरीषमूत्रयोरप्रवृत्तिवाची । अलसोक्तानि च लक्षणानि । आध्मानवातविघातादीनि ।

કમર અને વાંસો ઝલાઇ જાયછે, મળ મૂત્રમાં શૂળ થાયછે, મૂર્ચ્છા તથા વિષ્ટાની ઉલટી થાયછે, શ્વાસ થાયછે, અને અલસકના જેવાં ચિન્હો થાયછે.

**ઉદાવર્ત્તની ચિકિત્સા.**

अधोवातनिरोधोत्थे उदावर्ते हितं मतम् । स्नेहपानं तथा स्वेदो वर्तिर्बस्तिर्हितो मतः॥ विड्विघातसमुत्थे तु विड्भेद्यन्नं तथौषधम् । वर्त्यभ्यङ्गावगाहाश्च स्वेदो बस्तिर्हितो मतः ॥ वर्तिः फलवर्तिः ॥

मूत्रावरोधजनिते क्षीरवारिवचां पिबेत् । दुःस्पर्शास्वरसं वापि कषायं ककुभस्य च ॥

दुःस्पर्शा कण्टकारी दुरालभा च तुल्यगुणत्वात् ।

एर्वारुबीजं तोयेन पिबेद्वा लवणीकृतम् । सितामिक्षुरसं क्षीरं द्राक्षां यष्टी मथापि वा ॥ सर्वथैव प्रयुञ्जीत मूत्रकृच्छ्राश्मरीविधिम् । जृम्भाभिघातजे स्नेहं स्वेदं वापि प्रयोजयेत् ॥ अन्यानपि प्रयुञ्जीत समीरणहरान्विधीन् । नेत्रनीरावरोधोत्थे मुञ्चेद्वापि दृशोर्जलम् ॥ स्वप्यात् सुखेन तस्याग्रे कथयेच्च कथाः प्रियाः । छिक्काविघातजे तीक्ष्णघ्राणनस्यार्कदर्शनैः ॥ प्रवर्तयेत् क्षुतं सक्तं स्नेहस्वेदौ च शीलयेत् ।

तीक्ष्णं मरिचराजिकादि ॥

उद्गारस्यावरोधे तु स्नेहिकं धूममाचरेत् । छर्दिनिग्रहसञ्जाते वमनं लङ्घनं हितम् ॥ विरेचनश्चात्र मतं तैलेनाभ्यञ्जनं तथा । बस्तिशुद्धिकरैः सिद्धं चतुर्गुणजलं पयः ॥ आवारिनाशात् कथितं पीतवन्तं प्रकामतः । रमयेयुः प्रियानार्यः शुक्रोदावर्तिनं नरम् ॥ तस्याभ्यङ्गोऽवगाहश्च मदिराचरणायुधाः । शालिः पयोनिरूहश्च हितं मैथुनमेव च ॥ क्षुद्विघातसमुद्भूते सिद्धमुष्णं तथा लघु । रुचगल्पं हितं भक्ष्यं पुष्पं सेव्यं सुगन्धि यत् । तृषाविघातसम्भूते शीतः सर्वो विधिर्हितः ॥ कर्पूरशिशिरं स्वल्पं पिबेत्तोयं शनैः शनैः । श्रमे श्वासे धृतौ शस्तौ विश्रामासरसौदनौ ॥ निद्रावेगविघातोत्थे पिबेत् क्षीरं सितायुतम् । संवाहनं सुशय्यात्र हितः स्वप्नः प्रियाः कथाः ॥

हिङ्गुमाक्षिकसिन्धूत्थैः पिष्टैर्वर्तिं विनिर्मिताम् । घृताभ्यक्तां गुदे न्यसेदुदावर्तविनाशिनीम् ॥ फलवर्तिः ।

मदनं पिप्पली कुष्ठं वचगौराश्च सर्षपाः । गुडक्षीरसमायुक्तं फलवर्तिरिहोदिता ॥

मदनफलादिफलवर्तिः ॥

खण्डपलं त्रिवृताक्षः कृष्णाकर्षौद्वयोश्चूर्णम् । प्राग्भोजनस्य मधुना बिडालादकं नरो लिह्यात् ॥ एतद्गाढ पुरीषेद्देयं विज्ञैरुदावर्ते । मधुरं नरपतियोग्यं चूर्णं नाराचकं नाम्ना ॥ इति नाराचचूर्णम् ।

सण्योषपिप्पलीमूलं त्रिवृद्दन्ती च चित्रकम् । तच्चूर्णं गुडसंमिश्रं भक्षयेत् प्रातरुत्थितः ॥ एतद्गुडाष्टकं नाम्ना बलवर्णाग्निवर्द्धनम् । उदावर्तप्लीहगुल्मशोथपाण्ड्वामयापहम् ॥ इति गुडाष्टकम् ॥

मूलकं शुष्कमार्द्रं वा वर्षाभूः पञ्चमूलकम् । कृतमालफलं चाप्सु पक्त्वा तेन घृतं पचेत् ॥ तत्पीतं शमयेत् क्षिप्रमुदावर्त्तमशेषतः । पञ्चमुलकमत्र बृहत् । इति शुष्कमुलकाद्यं घृतम् ॥

અધોવાયુ રોકવાથી ઉદાવર્ત્ત થયેલ હોય તો સ્નેહપાન, શેક, ગુદામાં વાટ, અને બસ્તિ હિતકારકછે. વિષ્ટા રોકાવાથી ઉદાવર્ત થયેલ હોય તો વિષ્ટાને ભેદનાર અન્ન તથા ઔષધો દેવાં જોઇએ, તથા વાટ, અભ્યંગ, સ્નાન, સ્વેદ, અને બસ્તિ હિતકરછે. મૂત્ર રોકાવાથી ઉદાવર્ત થાય તો દુધ, પાણી, અને વજ પીવી. અથવા ભોંરીંગણીનો સ્વરસ પીવો. કાકડીનાં બીજનું હિમ મીઠું નાંખીને પીવું. અથવા સાકર, શેરડીનો રસ, દુધ, દ્રાક્ષ, અથવા જેઠીમધ પીવાં. સર્વથા મૂત્રકૃચ્છ્ર અને પથરીના વિધિઓ કરવા. બગાસાં રોકવાથી ઉદાવર્ત્ત થાય તો સ્નેહ કે સ્વેદ આપવો, તથા બીજા પણ વાત હર ઉપચારો કરવા. આંસુ રોકવાથી ઉદાવર્ત થયેલો હોય તો ખુબ રડીને આંસુ કાઢવાં, સુખેથી સૂઇ જવું, અને તેની પાસે પ્રિયવાતો કરવી. છીંક રોકાવાથી થાયતો તીક્ષ્ણ નસ્યો દેવાં તથા સૂર્ય સામું જોવું, વગેરે કરવું, ને છીંક આવે તેમ કરવું. તથા સ્નેહ અને સ્વેદ પણ દેવાં. ઓડકાર રોકાવાથી થાય તો સ્નેહનો ધુમાડો લેવો. ઉલટી રોકાવાથી ઉદાવર્ત થાય તો વમન અને લંઘન હિતકર છે. વિરેચન અને તૈલાભ્યંગ પણ હિતકર છે. બસ્તિની શુદ્ધિ માટે ચોગણા પાણીથી સિદ્ધ કરેલું દુધ પાણી બાળી નાંખીને પીવું, પછી પ્રિય નારીઓની સાથે રમણ કરવું, તેથી વીર્ય રોકાવાથી થયેલ ઉદાવર્ત્ત મટેછે. વળી તેણે અભ્યંગ સ્નાન, મદિરાપાન, કુકડાંનું માંસ, ચોખા, દુધ, નિરૂહબસ્તિ, અને મૈથુન પણ કરવાં જોઇએ. ભૂખ રોકવાથી થાયતો સ્નિગ્ધ, ગરમ, હલકું, રૂચિકર, અને થોડું ભોજન કરવું, તથા સુગંધી પુષ્પોનું સેવન કરવું.તરશ રોકાયાથી થયેલ હોયતો સર્વ શીતળ વિધિ હિતકારીછે, અને ભીમસેની કપૂરથી શીતળ કરેલું જળ ધીરે ધીરે પીધા કરવું. શ્રમથી તથા શ્વાસ રોકવાથી ઉદાવર્ત થયેલ હોયતો વિશ્રામ તથા રસૌદન લાભકારકછે. નિદ્રાનો વેગ રોગવાથી ઉદાવર્ત થયેલ હોય તો સાકર નાંખીને દુધ પીવું. સારાં વાહન, શય્યા, શયન, અને પ્રિય વાતો હિતકારી છે.

## ફલવર્ત્તિ.

રૂક્ષાદિ ભોજનથી કોપ પામેલ વાયુને લીધે ઉદાવર્ત્ત થયેલ હોય તો હિંગ, મધ, અને સૈંધવથી ઘીમાં ભીંજાવેલી વાટ ગુદામાં રાખવી. આ ઉપાયને ફલવર્ત્તિ કહેછે.

### મદન ફલાદિવર્ત્તિ.

મીંઢાળ, પીપર, કઠ, વજ, અને ધોળા સર્ષવને ગોળ અને દુધમાં વાટી વાટ કરીને ગુદામાં ખોસવી.

### નારાચ ચૂર્ણ.

ખાંડ તોલા ચાર, નસોતર તોલો એક, અને પીપર તોલો એક, એ ભોજન કરતા પેહેલાં માણસે મધમાં એક તોલો ચાટવાથી કઠણ દસ્ત તથા ઉદાવર્ત્ત મટેછે. આ નારાચક નામનું ચૂર્ણ રાજાને યોગ્ય છે.

### ગુડાષ્ટક.

સુંઠ, મરી, પીપર, પીપરીમૂળ, નસોતર, નેપાળો અને ચિત્રક એ સર્વનું ચુર્ણ ગોળમા મેળવીને સવારમાં ખાવું તેથી બળ, કાંતિ, તથા અગ્નિ વધેછે, અને ઉદાવર્ત, બરળ, ગુલ્મ, સોજા તથા પાંડુરોગ મટેછે.

### શુષ્ક મુલકાદ્યઘૃત.

લીલા કે સૂકા મૂળા અથવા સાટોડી, બૃહત્પંચ મૂલ, અને ગરમાળાના ફળનો કવાથ કરી તેમાં ઘી પકાવવું. તે પીવાથી એકદમ ઉદાવર્ત્ત છેક શમી જાય છે.

### અનાહની ચિકિત્સા.

तुल्यकारणकार्यत्वादुदावर्त्तहरीं क्रियाम्।
आनाहेषु च कुर्वीत विशेषश्चाभिधीयते ॥
त्रिवृत्कृष्णाहरीतक्यो द्विचतुःपञ्चभागिकाः।
गुडेन तुल्या गुटिका हरत्यानाहमुल्बणम्॥
वर्तिस्त्रिकटुकसैन्धवसर्षपगृहधूमकुष्ठमदनफलैः। मधुनि गुडे वा पक्वैर्विहिता साङ्गुष्ठसंमिता विज्ञैः॥ वर्तिरियं दृष्टफला शनैः प्रणिहिता गुदे घृताभ्यक्ता। आनाहमुदरजार्तिं शमयति जठरं तथा गुल्मम्॥

इति त्रिकटुकाद्या वर्तिः। इत्युदावर्तानाहनिदानचिकित्साधिकारः।

કાર્ય કારણ એક સરખાં હોવાને લીધે ઉદાવર્ત્તનીજ ક્રિયા આનાહમાં પણ કરવી, અને વિશેષ છે તે કહેવાય છેઃ—નસોતર, પીપર, હરડે, એ દરેક અનુક્રમે બે, ચાર, અને પાંચ ભાગ પ્રમાણે લેઇને તે બધાંના જેટલા ગોળમાં ગોળી કરવી, તે ઉગ્ર આનાહને હરેછે.

### ત્રકટુકાદ્યાવર્ત્તિ.

સૂંઠ, મરી, પીપર, સૈંધવ, સર્ષવ, ઘરનો ધૂમાડો, કઠ, અને મીંઢાળ, આને મધ અથવા ગોળમાં પકાવીને તેની અંગુઠા જેવી વાટ કરી ઘી ચોપડીને ધીરે ધીરે તેને ગુદામાં ખોસી રાખવી. તેથી આનાહ, ઉદરની પીડા, જઠર રોગ, તથા ગુલ્મ શમેછે. આનું ફળ વિદ્વાન લોકોએ પ્રત્યક્ષ જોયેલું છે.

॥ इति उदावर्त्त तथा आनाहनो अधिकार समाप्त ॥

---

## ગુલ્મનો અધિકાર.

### કારણ તથા લક્ષણો.

दुष्टा वातादयोऽत्यर्थं मिथ्याहारविहारतः।
कुर्वन्ति पञ्चधा गुल्मं कोष्ठान्तर्ग्रन्थिरूपिणम्॥

दुष्टाः स्वकारणैः। मिथ्याहारोऽध्यशनादिः। मिथ्याविहारो बलवद्विग्रहादिः। पञ्चधेति वात॰

पित्तकफसन्निपातरक्तमाः एव पञ्चद्वन्द्वजास्तु प्रकृतिसमवेतत्वात् पृथक् न गण्यंते । अर्शोवत् । कोष्ठान्तः हृदयाद्बस्तिपर्य्यन्तं कोष्ठस्तस्य मध्ये कुत्रापि ग्रन्थिरूपिणम् गुटिकाकारम् ।

**स व्यस्तैर्जायते दोषैः समस्तैरपि चोच्छ्रितैः । पुरुषाणां तथा स्त्रीणां रक्तजश्चोपजायते ॥**

**आर्त्तवादपि गुल्मः स्यात् स तु स्त्रीणां प्रजायते । अन्यस्त्वसृग्भवः पुंसां तथा स्त्रीणां प्रजायते ॥**

**तस्य पञ्चविधं स्थानं पार्श्वहृन्नाभिबस्तयः ।**

**हृन्नाभ्योरन्तरे ग्रन्थिः सञ्चारी यदि वाऽचलः वृत्तश्चयोपचयवान् स गुल्म इति कीर्तितः ॥**

नाभिशब्देन बस्तिर्बोध्यः सामीप्यादेव यथा गङ्गायां घोष इति बस्तेरपि गुल्माश्रयत्वेनोक्तत्वात् ॥ अन्ये हृद्बस्त्योरेवं पाठान्तरं पठन्ति । अन्ये तु बस्तौ विद्रधिः स्यात् न गुल्म इति तन्न । बस्तेरपि गुल्माश्रयत्वेनोक्तत्वात् । तथा च चरके ॥ ‘ पञ्चस्थानानि गुल्मस्य पार्श्वहृन्नाभिबस्तयः ।’ इति ॥ सञ्चारी चलनशीलः अचलः स्थिरः वृत्तो वर्तुलो चयोपचयवानिति कदाचिच्चीयते वृद्धिं गच्छति कदाचिदपचीयते हीनो भवति । एतल्लक्षणं सामान्योक्तमपि वातिके व्यवतिष्ठत इति जेज्जटः ॥ गगदासस्तु सामान्यमेवाह सर्वगुल्मानां वातमूलत्वात् ।

મિથ્યા આહાર અને વિહારથી દુષ્ટ થયેલા વાતાદિ દોષો કોઠાની અંદર ગાંઠ રૂપી પાંચ પ્રકારના ગુલ્મો ઉત્પન્ન કરેછે. તે વાયુથી, પિત્તથી, કફથી, ત્રણે દોષો અને રૂધિરથી થયેલ, એમ પાંચ પ્રકારના થાયછે. જો બબ્બે દોષથી થયેલા ગુલ્મો ગણીએ તો સંખ્યા વધારે થાયછે; પરંતુ તે પોતાના નિદાનરૂપ વાતપિત્તાદિકથી યુક્ત હોયછે, માટે અર્શની પેઠે તેઓને જુદા ગણ્યા નથી.

## આર્તવથી પણ ગુલ્મ થાયછે.

આર્તવ(રજ)થી પણ ગુલ્મ થાય છે, પણ તે સ્ત્રીને થાય છે. પુરૂષ તથા સ્ત્રીને બીજી રીતે રક્તથી પણ તે થાય છે. એ પડખાં, હૃદય, નાભિ, અને મૂત્રાશય, એ તેનાં પાંચ સ્થાનો છે.

## ગુલ્મનું સામાન્ય લક્ષણો.

હૃદય અને નાભિમાં* ચલિત અથવા તો અચલિત એવી ગાંઠ થાયછે, તે ગોળ હોયછે તથા ઘડીકમાં ન્હાની મ્હોટી થનારી હોયછે. ઉપર કહેલું લક્ષણ સામાન્ય રીતે કહેલું છે. પણ તે લક્ષણ વાયુથી થતા ગુલ્મમાંજ મળતું આવેછે એમ જૈજ્જટનું કહેવું છે. પણ ગણદાસનું કહેવું એમ છે કે એ લક્ષણો સઘળા ગુલ્મોને માટે સાધારણ છે, કારણ સર્વ ગુલ્મનું મૂળ વાયુજ છે.

---

* ટીકાકાર કહેછે કે—અત્ર **નાભિ** શબ્દથી **મૂત્રાશય** સમજવું. કેટલાક વૈદ્યો હૃદય તથા મૂત્રાશયની મધ્યના ભાગને કહેછે. કેટલાક કહેછે કે મૂત્રાશયમાં વિદ્રધિ થાય છે, પણ ગુલ્મ થાય નહિ, પણ એ વાત ખરી નથી, કેમકે ચરકે કહેલાં ગુલ્મસ્થાનો હૃદય, પડખાં, નાભિ અને મૂત્રાશય છે.

## ગુલ્મનું પૂર્વરૂપ.

उद्गारबाहुल्य पुरीषबन्ध तृप्त्यक्षमत्वान्त्र विकूजनानि ॥ आटोपमाध्मानमपक्तिशूलमासन्नगुल्मस्य वदन्ति चिह्नम् ॥ अरुचिं कृच्छ्रविण्मूत्रवातत्वं चान्त्रकूजनम् । आनाहं चोर्ध्ववातश्च सर्वगुल्मेषु लक्षयेत् ॥

ઓડકાર બહુ થાય છે, દસ્ત બંધ થાયછે, અભૂખ તથા બેચેની થાયછે, આંતરડાંમાં ગુડગુડાટ તથા પેટ ચઢેછે, આફરો તથા પંક્તિશૂળ થાયછે. આ સર્વ ગુલ્મ થવાનાં ચિન્હો છે. અરૂચિ, મૂત્ર કૃચ્છ્ર, મળ તથા વાયુ બંધ, આંતરડાંમાં ગુડગુડાટ, આનાહ, ઉર્ધ્વવાત, એ સર્વ ગુલ્મનાં ચિન્હોછે.

## વાયુના ગુલ્મનું નિદાન

रूक्षान्नपानं विषमातिमात्रं विचेष्टनं वेगविनिग्रहश्च । शोकाभिघातोऽतिमलक्षयश्च निरन्नता चानिलगुल्महेतुः ॥

विचेष्टनं विरुद्धा चेष्टा बलवद्विग्रहादि । शोकाभिघातः शोकेन मनोधिष्ठानस्य हृदयस्याभिघातः । अतिमलक्षयः विरेकादिना । निरन्नता उपवासः ॥

રૂક્ષ, વિષમ, તથા વધુપડતાં અન્નપાનોથી, વેગોને રોકવાથી, અયોગ્ય ચેષ્ટાઓથી, શોક તથા અભિઘાતથી, અને મળના અત્યંત ક્ષય અને ભુખથી વાતગુલ્મ થાય છે.

## વાયુના ગુલ્મનું લક્ષણ.

यः स्थानसंस्थानरुजां विकल्पं विड्वातसङ्गं गलवक्त्रशोषम् । श्यावारुणत्वं शिशिरज्वरं च हृत्कुक्षिपार्श्वांसशिरोरुजश्च ॥ करोति जीर्णेऽत्यधिकं प्रकोपं भुक्ते मृदुत्वं समुपैति यश्च । वातात् सगुल्मो न च तत्र रूक्षः कषायतिक्तं कटुनोपसेवेत् ॥

श्यावारुणत्वं शरीरस्य । शिशिरज्वरम् शीतज्वरम् । जीर्णे आहारे प्रकुप्यति भुक्ते च शान्ति गच्छति स वातिको गुल्मः । रूक्षः आहारः ॥ कषायतिक्तकटुरसाः । तत्र तस्मिन् वातगुल्मे नोपसेवेत् न सुखयति ॥

જુદાં જુદાં સ્થાનોમાં દરદ થાય છે, વિષ્ટા તથા અધોવાયુ અટકે છે, ગળું અને મુખ શોષાયછે, શરીર કાળું રાતું થાય છે, શીતજ્વર આવે છે; અને હૃદય, ઉદર, પડખાં, અંગો, અને માથામાં પીડા થાય છે, અન્ન પચ્યા પછી દરદ વધે છે, અને જમ્યાથી જરા શાંત થાય છે. આ વાતગુલ્મમાં રૂક્ષ, કષાય, કડવું, અને તીખું ખાવું નહિ.

## પિત્તના ગુલ્મનું નિદાન.

कट्वम्लतीक्ष्णोष्णविदाहिरूक्षक्रोधाऽतिमद्यार्कहुताशसेवा ॥ आमोऽभिघातो रुधिरञ्च दुष्टं पैत्तस्य गुल्मस्य निमित्तमुक्तम् ।

विदाहि वंशकरीरादि । अतिशब्दो मद्यादिषु योज्यः । आमोऽत्र विदग्धाजीर्णम् । अभिघातो लगुडादिना ॥

તીખાં, ખાટાં, તીક્ષ્ણ, ઉષ્ણ, વિદાહી, રૂક્ષ, અતિ ક્રોધ, મદ્યાર્ક, અગ્નિનું સેવન, વિદગ્ધઅજીર્ણ* અભિઘાત, રક્તદોષ, એ પિત્તગુલ્મનાં કારણ છે.

## પિત્તના ગુલ્મનું લક્ષણ.

ज्वरः पिपासा सदनाङ्गरागः शूलं मह-

* આનું લક્ષણ કોલેરાના પ્રકરણમાં કહ્યું છે તે જોવું.

ज्जीर्यति भोजने च । स्वेदो विदाहो व्रणवच्च गुल्मः स्पर्शासहः पैत्तिकगुल्मरूपम्॥

अङ्गरागः देहस्य लौहित्यम् । जीर्यति भोजने च विदाहो व्रणवच्च गुल्मः स्पर्शासहः ॥

જ્વર, તરશ, ગ્લાનિ, શરીરનુ રાતું થવું, પાચન થતાં શુળ થાય, સ્વેદ, વિદાહ, વ્રણની પેઠે સ્પર્શ સહન ન થાય એવો ગુલ્મ, એ પિત્તગુલ્મનાં લક્ષણો છે.

### કફ તથા ત્રણે દોષના ગુલ્મનુ નિદાન.

शीत गुरु स्निग्धमचेष्टनञ्च संपूरणं प्रस्वपनं दिवा च । गुल्मस्य हेतुः कफसम्भवस्य सर्वस्तु दिष्टो निचयात्मकस्य ॥

सम्पूरणं उदरपूरणम् । निचयात्मकस्य सान्निपातिकस्य । सर्वो हेतुः वातपित्तकफानां हेतुः ॥

શીતળ, ભારે, અને સ્નિગ્ધ અન્નો; બેઠાળુપણું, દિવસે સુવું, એ કફગુલ્મ કરે છે, સર્વ દોષોનાં ભેળાં ચિન્હ ત્રિદોષ ગુલ્મનું કારણ થાય છે.

### કફના ગુલ્મનું લક્ષણ.

स्तैमित्यशीतज्वरगात्रसादहृल्लासकासारुचिगौरवाणि । कफस्य लिङ्गानि च यानि तानि भवन्ति गुल्मे कफकोपजाते ॥

कफस्य लिङ्गानि वेदनाल्पता वह्निमान्द्यादीनि । सान्निपातिके सर्वो हेतुरुपलक्षणम् ।

શરીરમાં ભીનાશ, શીતજ્વર, ગાત્રોમાં ગ્લાનિ, મોળ, ઉધરસ, અરૂચિ, ભારેપણું, અને અલ્પવેદના તથા અગ્નિમાંદ્ય વગેરે કફનાં ચિન્હો કફ ગુલ્મમાં થાયછે.

### દ્વંદ્વજ ગુલ્મ વિષે.

व्यामिश्रलिङ्गानपरांस्तु गुल्मांस्त्रीनादिशेदौषधकल्पनार्थम् ।

બે બે દોષનાં ચિન્હો ભેળાં હોય તો દ્વંદ્વજ ગુલ્મો થાયછે, તે ત્રણ જાતના થાય છે તેની તે તે પ્રમાણે ચિકિત્સા કરવી.

### ત્રણે દોષના ગુલ્મનું લક્ષણ.

महारुजं दाहपरीतमश्मवत् घनोन्नतं शीघ्रविदाहि दारुणम् ॥ मनः शरीराग्निबलापहारिणं त्रिदोषजं गुल्ममसाध्यमादिशेत् ।

અત્યંત પીડા, બળતરા, પથરા જેવો જાડો અને ઊંચો ગુલ્મ થાય છે, મન, શરીર, અગ્નિ, અને બળ હરાઈ જાય છે. આ ત્રિદોષજ ગુલ્મ અસાધ્ય ગણાય છે.

### આર્તવ ગુલ્મનું નિદાન તથા લક્ષણો.

धातुरूपरक्तजस्यापि विप्रकृष्टनिदानानि लक्षणानि च पैत्तिकस्यैव बोद्धव्यानि । परमत्राभिघातादिहेतुर्विशेषतः ।

नवप्रसूताऽहितभोजना या या चामगर्भं विसृजेत् ऋतौ वा । वायुर्हि तस्याः परिगृह्य रक्तं करोति गुल्मं सरुजं सदाहम् ॥ पैत्तस्य लिङ्गेन समानलिङ्गं विशेषणंचाप्यपरं निबोध । यः स्पन्दते पिण्डित एव नाङ्गैश्चिरात् स शूलः समगर्भलिङ्गः ॥ स रौधिरः स्त्रीभव एव गुल्मो मासे व्यतीते दशमे चिकित्स्यः ।

नवप्रसूता प्रकृताग्निबलवर्णमांसहीना । अहितभोजना । या चामगर्भं विसृजेत् नवममासादर्वाक् प्रसूयते साम्यहितभोजना । ऋतौ वा आर्त्तवप्रवृत्तिकालेऽहितभोजना अपथ्याचरणात् वा वायुः रक्तं परिगृह्य गुटिकाकारं गर्भाशय गुल्मं करोति । भोजनपदं विहारस्याप्युपलक्षणम् ।

यतश्चाह चरकः । ऋतावनाहारतया भयेन विरूक्षणैर्वेगविनिग्रहैश्च । संस्तम्भनोल्लेखनयोनिदोषैर्गुल्मः स्त्रिया रक्तभवोऽभ्युपैति ॥

चिरात् स्पन्दते चलति नाङ्गैः न हस्तपादाद्यैः । समगर्भलिङ्गः । अत्र समशब्दः सर्वशब्दार्थः तेन समानि सर्वाणि गर्भलिङ्गानि आर्त्तवप्रवृत्तिकाले आर्त्तवादर्शनमुखपीततास्तनमुखकृष्णतादोहदादानि यत्र सः । एते च व्याधिप्रभावात् । यथा यक्ष्मिणे रिरंसा । सरौधिर आर्त्तवरूपरक्तजः स्त्रीणां प्रजायते इति । गर्भसमानलिङ्गत्वे विशेषज्ञानार्थमाह । मासे व्यतीते दशमे चिकित्स्यः नवमदशममासयोः प्रसवकालत्वादित्येके । तन्न ॥ यः स्पन्दते पिण्डित एव नाङ्गैरित्यादिनैव संशयस्य निराकृतत्वात् ॥ गर्भः प्रत्यङ्गैः निरन्तरं निःशूलं स्पन्दते गुल्म श्चैतद्विपरीत इति । किञ्च नवमे दशमे प्रसूयत इत्युत्सर्गो न तु नियमः । तदधिककालेऽपि प्रसवदर्शनादागमाच्च । यत आह चरकः । ‘ तं स्त्री प्रसूते सुचिरेण गर्भं पुष्टं यदा वर्षगणैरपि स्यात्’ । तस्मान्मासे व्यतीते दशमे चिकित्स्य इति न संशय व्यवच्छेदार्थं किन्तु तदा सुखेन चिकित्सार्थं । यत उक्तम् ।

**रक्तगुल्मे पुराणत्वं सुखसाध्यस्य लक्षणम् ।**

पुराणता चास्य दशमासातिक्रमेणैव भवति । जैउजटेनाप्युक्तम् । दशमासोपरिपिण्डिते गुल्मे स्नेहादिनोपस्कृतदेहाया न गर्भाशयक्षतिमादधाति रक्तभेदनमिति ।

તુરત જણ્યું હોય એવી સ્ત્રી અયોગ્ય આહાર વિહાર કરે તો, અથવા તો કસૂવાવડ થયા પછી અયોગ્ય આહાર વિહાર કરે તો, તેના રક્તને વાયુ પકડી લેઇને ગર્ભાશયમાં પીડાકારક અને બળતરાવાળો ગોળી જેવો ગુલ્મ કરે છે. તેનાં ચિન્હ પિત્ત ગુલ્મ જેવાંજ હોય છે. ચરક કહે છે કે—“ ઋતુકાળમાં ઉપવાસ કરવાથી, ભયથી, રૂક્ષ પદાર્થોથી, મૂત્ર વગેરે વેગોને રોકવાથી, સ્તંભનથી, યોનિ છોલાવાથી, અને બીજા યોનિના દોષોથી સ્ત્રીઓને રૂધિરથી થનારો ગુલ્મ થાય છે. ”

આ ગુલ્મ રોગમાં બીજું એ વિશેષ છે કે–ગર્ભ રહ્યાનાં ચિન્હો ( રજ પડતી વખતે રજનું ન દેખવું; મોઢાની પીળાશ સ્તનની ડીંટડીઓ કાળી, ખાવા પીવામાં ભાવ અભાવ ઇત્યાદિ) વ્યાધિના પ્રભાવને લીધે જે ગુલ્મનાં જોવામાં આવે ( જેમ કે ક્ષય રોગીને સ્ત્રીની સાથે સંભોગ કરવાની ઇચ્છા રોગના પ્રભાવથી થાય છે તેમ આ પ્રકારના ગુલ્મવાળી સ્ત્રીને ગર્ભ રહ્યાનાં ચિન્હો રોગના પ્રભાવથી થાય છે ), વળી જેમાં ગર્ભના હાથ પગ વગેરે અંગનું ફરકવું નહી થતાં કેવળ પિંડાકારનુંજ ફરકવું થતું જણાય છે, તથા જેમાં શૂળ નીકળે છે તેને રજરૂપ રૂધિરથી ઉત્પન્ન થયેલો ગુલ્મ સમજવો. આ ગુલ્મની ચિકિત્સા સ્ત્રીને દશમો મહિનો થયા પછી કરવી. દશમો મહિનો વીત્યા પછી ચિકિત્સા કરવાનું કારણ ગર્ભનો સંશય ટાળી નાંખવા વાસ્તે નથી, પણ દશમે મહિને સુગમતાથી ચિકિત્સા થઇ

શકે છે, માટે એમ કહ્યું છે. રક્ત સંબંધી ગુલ્મ જૂનો હોય તો તેને સુખસાધ્ય જાણવો.

## અસાધ્ય ગુલ્મનું લક્ષણ.

**महारुजं दाहपरीतमश्मवद्घनोन्नतं शीघ्रविदाहि दारुणम् । मनःशरीराग्निबलापहारिणं त्रिदोषजं गुल्ममसाध्यमादिशेत् ॥**

दाहपरीतं दाहेन व्याप्तसकलदेहम् । शीघ्रविदाहि शीघ्रविदग्धाजीर्णकरम् ॥ दारुणं मारकम् । मनोपहारिणं मनोवैकृत्यकारकम् । शरीराग्निबलापहारिणं शरीरस्य कार्श्यकरम् ॥

**सञ्चितः क्रमशो गुल्मो महावास्तुपरिग्रहः । कृतशूलः शिरानद्धो यदा कूर्म इवोन्नतः ॥ दौर्बल्यारुचिहृल्लासकासच्छर्द्यरतिज्वरैः । तृष्णातन्द्राप्रतिश्यायैर्युज्यते न स सिध्यति ॥**

महावास्तुपरिग्रहः व्यापकतया बृहत् स्थलं गृह्णाति । युज्यते युक्तो भवति ॥

**गृहीत्वा स ज्वरश्वासं छर्द्यतीसारपीडितम् । हृन्नाभिहस्तपादेषु शोथः कर्षति गुल्मिनम् ॥ कर्षति मारणाय कर्षति ॥**

**श्वासः शूलं पिपासान्नविद्वेषो ग्रन्थिमूढता । जायते दुर्बलत्वञ्च गुल्मिनो मरणाय वै ॥** ग्रथिमूढता ग्रन्थिरूपस्य गुल्मस्यकस्माद्विलयनम् ॥

બહુ પીડા કરનાર, દાહ કરનાર, પથ્થર જેવો ઘાટો અને મોટો શીઘ્રવિદાહી, દારૂણ, મન તથા શરીર અને અગ્નિનાં બળોને હરી લેનાર, અને ત્રણે દોષોથી થએલો ગુલ્મ અસાધ્ય હોય છે. ક્રમસર એકઠો થઇને મોટા ભાગમાં ફેલાયલો, શુળ કરનાર, શિરાઓથી બંધાઇને કાચબા જેવો ઉંચો થયો હોય, દુર્બળ કરી નાંખીને મોળ તથા અરૂચિ, ઉલટી, મોળ, જ્વર, શ્વાસ, ઉલટી, અણુગમો, જ્વર, તૃષા, ઘેન, તથા સળેખમ કરનાર ગુલ્મ પણ અસાધ્ય છે, એમ જાણવું. જ્વર, શ્વાસ, ઉલટી, અતિસાર, એથી પીડાયલાને પકડીને ગુલ્મ તેનાં હૃદય, નાભિ, હાથ, અને પગોમાં સોજા કરીને મારવા માટે ખેંચે છે. શ્વાસ, શૂળ તૃષા, અન્નનો દ્વેષ, ગુલ્મનું અદ્દશ્ય થવું અને દુર્બળતા, આ ચિન્હો મરણનાં જાણવાં.

## ગુલ્મની ચિકિત્સા.

**वातारितैलेन पयोयुतेन पथ्यासमेतेन विरेचनं हि । संस्वेदनं स्निग्धमतिप्रशस्तं प्रभञ्जनक्रोधकृते च गुल्मे ॥ स्वर्जिका कुष्ठसहितः क्षारः केतकसम्भवः । पीतस्तैलेन शमयेद् गुल्मं पवनसम्भवम् ॥ तित्तिरांश्च मयूरांश्च कुक्कुटान् क्रौञ्चवर्त्तकान् । सर्पिः शालीं प्रसन्नाञ्च वातगुल्मे प्रयोजयेत् ॥ पित्तगुल्मे त्रिवृच्चूर्णं पातव्यं त्रिफलाम्बुना । विरेकाय सितायुक्तं कम्पिल्लं वा समाक्षिकम् ॥**

त्रिफलाम्बुना त्रिफलाक्वाथेन । कम्पिल्लक कपिला इति लोके ॥

**अभयां द्राक्षया खादेत् पित्तगुल्मे गुडेन वा । योगैश्च वातगमोक्तैः श्लेष्मगुल्ममुपाचरेत् ॥ अपरैश्च बलासघ्नैर्युक्तियुक्तैः शमं नयेत् । हिङ्गुग्रन्थिकधान्यजीरकवचाचव्या**

न्निपाठा शटी वृक्षाम्लं लवणत्रयं त्रिकटुकं क्षारद्वयं दाडिमम् । पथ्यापौष्करवेतसाम्ल हपुषाजाज्यस्तदेभिः कृतं चुर्णं भावितमेत दार्द्रकरसैः स्याद्बीजपूरद्रवैः ॥ गुल्माध्मानगुदाश्चूलानग्रहणिकोदावर्त्तसंज्ञं गदमूमत्याध्मानगरोदराश्मरिङुतां स्तूनीद्वयारोचकान् ॥ उरुस्तम्भमतिभ्रमं च मनसो बाधिर्यमष्ठीलिकां प्रत्यष्ठीलिकया सहापहरते द्राक्पीतमुष्णाम्बुना ॥ हृत्कुक्षिवङ्क्षणकटीजठरान्तरेषु बस्तिस्तनांसफलकेषु च पार्श्वयोश्च । शूलानि नाशयति वातबलासजानि हिंग्वाद्यमाद्यमिदमाश्विनसंहितोक्तम् ॥

इति हिंग्वाद्यं चूर्णम् ॥

धीमानुपचरेद् गुल्मं प्रत्येकं च त्रिदोषजम् । सन्निपातोत्थिते गुल्मे त्रिदोषघ्नो विधिर्हितः ॥ शरपुङ्खस्य लवणं पथ्याचूर्णं समं द्वयम् । शाणप्रमाणमश्नीयाच्चूर्णं गुल्मगदापहम् ॥ स्वर्जिकाशाणमाना स्यात्तावदेव गुडं भवेत् । उभयोर्वटिकां खादेत् गुल्मामयविनाशिनीम् ॥ पलाशवज्रिशिखरीचिञ्चार्कतिलनालजाः । यवजः स्वर्जिका चेति क्षारा अष्टौ प्रकीर्तिताः ॥ एते गुल्महराः क्षारा अजीर्णस्य च पाचकाः ।

क्षाराष्टकम् ॥

सामुद्रं सैन्धवं काचं यवक्षारः सुवर्चलम् ॥ टङ्कणं स्वर्जिका क्षारस्तुल्यं चूर्णं प्रकल्पयेत् । वज्रक्षीरैरर्कक्षीरैरातपे भावयेत्त्र्यहम् वेष्टयेदर्कपत्रेण रुद्ध्वा भाण्डे पुनः पचेत् । तत् क्षारं चूर्णयेत्पश्चात् त्र्यूषणं त्रिफला तथा ॥ यवानी जीरको वह्निश्चूर्णमेषां च कारयेत् । सर्वचूर्णसमं क्षारं सर्वमेकत्र कारयेत् ॥ तच्चूर्णं टङ्कयुगलं सलिलेन प्रयोजयेत् । गुल्मे शूले तथा जीर्णे शोथे सर्वोदरेषु च ॥ मन्दे वह्नावुदावर्ते प्लीह्नि चापि परं हितम् । वातेऽधिके जलैः कोष्णैर्हितं पित्तेऽधिके घृतैः ॥ गोमूत्रेण कफाधिक्ये काञ्जिकेन त्रिदोषजे ॥ वज्रक्षार इति ख्यातः प्रोक्तः पूर्वं स्वयम्भुवा ॥ सेवितो हरते जीर्णं तथा जीर्णभवान्गदान् । इति वज्रक्षारः ॥

सुवर्चिका टङ्कमिता तत्समानार्द्रिकापि च । उभे भुञ्जीत युगपद्गुल्मामयनिवृत्तये ॥

सुवर्चिका सोरा इति लोके ॥

गुल्मी कुमारिका मांसं कर्षार्धं गोघृतान्वितम् । गिलेद्व्योषा भयासिंधुसूक्ष्मचूर्णावधूलितम् । शुक्तिचूर्णस्य गुटिकां टङ्कमात्रां सुवेष्टयेत् । गुडेन शाणमानेन तां लिहेद्गुल्मरोगवान् ॥

વાયુના ગુલ્મમાં દૂધ અને હરડે સહિત એરંડીયા તેલનું વિરેચન, તથા સ્નિગ્ધ પદાર્થોનું સ્વેદન કરવું, એ બહુ સારૂં છે.

સાજીખાર, કઠ, અને કેવડાની રાખ તેલમાં મેળવીને પીવાથી વાતગુલ્મ શાંત થઇ જાય છે.

તેતર, મોર, કુકડો, કુંઝ, અને વૈયાંનાં માંસો; તથા ઘી, રાતા ચોખા, અને મદિરાની આછ, એ સર્વ વાતગુલ્મમાં આપવાં.

પિત્તગુલ્મમાં વિરેચન માટે ત્રિફળાના ક્વાથમાં નસોતરનું ચુર્ણ પીવું, અથવા મધમાં કપીલો ખાવો.

પિત્તગુલ્મમાં દ્રાક્ષ અથવા ગોળ સાથે હરડે ખાવી તે બહુ સારી છે.

કફગુલ્મમાં વાતગુલ્મ વાળાજ ઉપાયો કરવા, તથા બીજા પણ યુક્તિથી બનાવેલા ઉપાયો કરવા.

## હિંગ્વાદ્ય ચુર્ણ.

હિંગ, ધાણા, પીપરીમૂળ, વજ, ચવક, ચિત્રક, જીરૂં, કાળીપાડ, કચુરો, કોકમ, સૈંધવ, સંચળ, બિડલુણ, સૂંઠ, મરી, પીપર, જવખાર, સાજીખાર, દાડમ, હરડે, પુષ્કરમૂળ, અમ્લવેતસ, હળુષા, અને ધોળું જીરૂં, આ સર્વના ચુર્ણને આદાના તથા બીજોરાના રસોની ભાવનાઓ દેવી. આ ચુર્ણથી ગુલ્મ, આફરો, અર્શો, ભરડો, ઉદાવર્ત્ત, પ્રત્યાધ્માન, ગરોદર, પથરી, તુની, તથા પ્રતિતુની મટી જાય છે. તે રૂચિ ઉપજાવે છે તથા ઉરૂસ્તંભ, મતિ તથા મનનો ભ્રમ, બેહેરાપણું, અષ્ઠીલિકા, અને પ્રત્યષ્ઠીલિકાને પણ ગરમ પાણી સાથે ખાવાથી મટાડે છે: હૃદય, કુખ, વંક્ષણ, કમર, અને જઠર તથા આંતરડાંઓમાં, બસ્તિ, સ્તન, ખભા, અને પડખાંઓમાં વાયુ તથા કફથી નીકળતાં શૂળોમો પણ આ અશ્વિનીકુમારોએ કહેલા હિંગ્વાદ્ય નામના ચૂર્ણથી નાશ થઈ જાય છે.

પ્રત્યેક દોષથી થયેલા તથા ત્રિદોષથી થયેલા ગુલ્મોની ચિકિત્સા બુદ્ધિમાનોએ તે તે પ્રમાણે કરવી. સાંનિપાતિક ગુલ્મની ચિકિત્સા ત્રિદોષહર કરવી. શરપુંખાનો ક્ષાર અને હરડેનું ચૂર્ણ સમભાગે લેઇને પા ( ૦। ) તોલા જેટલું ખાવાથી ગુલ્મ મટે છે.

સાજીખાર તથા ગોળ સમભાગે લેઈ તેની ગોળી કરીને ખાવાથી ગુલ્મનો નાશ થઈ જાય છે.

## ક્ષારાષ્ટક.

ખાખરો, થોર, અઘેડો, આંબલી, આકડો, તલ, જવખાર, અને સાજીખાર, એ આઠ ક્ષારો કહેવાય છે. આ ક્ષારો ગુલ્મ તથા અજીર્ણને હરનારા તથા પાચન કરનારા છે.

## વજ્રક્ષાર.

સાદું મીઠું, સૈંધવ, બિડલૂણ, જવખાર, સંચળ, ટંકણખાર, સાજીખાર, એમનું સમભાગ ચૂર્ણ કરવું. તેને ત્રણ ત્રણ દિવસ સૂધી આકડા તથા થોરના છીરોની ભાવનાઓ દેવી. પછી તેને આકડાના પાનમાં વીંટીને હાંલ્લીમાં બંધ કરીને પકાવવું. પછી તેનું ચૂર્ણ કરીને તેમાં સૂંઠ, મરી, પીપર, હરડે, બેડાં, આમળાં, અજમો, જીરૂં, ચિત્રક, એમનું ચૂર્ણ ક્ષારોના ચૂર્ણ જેટલુંજ લઇને મેળવી દેવું. આ ચૂર્ણ અરધો તોલો લઈ પાણી સાથે ખાવું. ગુલ્મ, શૂળ, અજીર્ણ, સોજા, સર્વ ઉદર રોગો, મંદાગ્નિ, ઉદાવર્ત્ત, અને બરલમાં આ ચૂર્ણ બહુ ફાયદો કરે છે. વાયુ વાળાએ ઊના પાણીમાં, પિત્તવાળાએ ઘીમાં, કફવાળાએ ગોમૂત્રમાં, અને ત્રિદોષ વાળાએ કાંજીમાં ખાવું. આ પ્રસિદ્ધ વજ્રક્ષાર પૂર્વે પોતે બ્રહ્માએ કહેલ છે, તે અજીર્ણ તથા તેથી થયેલા સર્વ રોગોને જીતે છે.

સુરોખાર તથા આદાનું ચૂર્ણ પાપા

તોલો મેળવીને ખાવાથી ગુલ્મનો નાશ થઇ જાય છે.

અરધો તોલો કુંવારનો ગર્ભ ગાયના ઘીમાં મેળવી તેમાં સૂંઠ, મરી, પીપર, હરડે, અને સૈંધવનાં ચૂર્ણો મેળવીને ખાવાથી ગુલ્મ મટે છે.

પાપા તોલો ગોળ તથા છીપનું ચુર્ણ મેળવી ગોળી કરીને ખાવાથી ગુલ્મનો નાશ થાય છે.

## ગુલ્મવાળાને ત્યાજ્ય પદાર્થો.

वल्लूरमूलकं मत्स्यं शुष्कशाकानि वैदलम् । न खादेदालुकं गुल्मी मधुराणि फलानि च ॥

वैदलानां निषेधेऽपि माषकुलत्थयोर्नात्र निषेध इति सुश्रुतटीका ॥

સૂકું માંસ, મૂળા, માછલાં, સૂકાં શાકો, દાળ્યો, અને આલુક, એ કંઇ ગુલ્મ વાળાએ ખાવાં નહિ, તેમ મધુર ફળો પણ નહિ ખાવાં.

## રક્ત ગુલ્મની ચિકિત્સા.

स्विन्नस्निग्धशरीरस्य योऽयं स्नेहविरेचनम् । शताह्वाचिरविल्वत्वग्दारुभार्ङ्गीकणोद्भवः॥ कल्कः पीतो जयेद्गुल्मं तिलक्वाथेन रक्तजम् । तिलक्वाथो गुडव्योषघृतभार्ङ्गीयुतो भवेत् ॥ योनिरक्तभवे गुल्मे नष्टपुष्पेषु योषिताम् । पीतो धात्रीरसो युक्तो मरिचैश्चास्रगुल्मनुत् ॥ मुंडीरोचनिकाचूर्णं शर्करामाक्षिकान्वितम् । विद्धीतास्रगुल्मिन्यामलसंरेचनाय च ॥ विशेषमपरं चाशु शृणु रक्तप्रभेदनम् । पलाशक्षारतोयेन सर्पिः सिद्धं पिबेच्च सा सक्षारं त्र्यूषणं सर्पिः प्रापिबदस्रगुल्मिनी ।

રૂધિરના ગુલ્મવાળાને પ્રથમ સ્નેહન અને પછી સ્વેદન આપીને પછી સ્નેહનું વિરેચન આપવું.

શતાવરી, કરંજની છાલ્ય, દેવદાર, ભારંગી, પીપર, એમનો કલ્ક તલના કવાથ સાથે પીવાથી રક્ત ગુલ્મ મટી જાય છે.

તલના કવાથમાં ગોળ, સૂંઠ, મરી, પીપર, ઘી, અને ભારંગી નાંખીને પીવાથી યોનિના રક્તથી થયેલ, કે નષ્ટાર્ત્તવથી થયેલ સ્ત્રીનો ગુલ્મ મટી જાયછે.

આમળાંના રસમાં મરી મેળવી ખાવાથી રક્ત ગુલ્મ મટી જાયછે.

ગોરખમુંડી, વંશલોચન, એનું ચૂર્ણ સાકર અને મધ સાથે ખાવાથી રક્ત ગુલ્મ મટી જાય છે. અને વિરેચનની જરૂર રહેતી નથી. રક્ત ગુલ્મ માટે વિશેષ પણ કહેવાય છે.

ખાખરાના ક્ષારથી સિદ્ધ કરેલું દૂધ રક્ત ગુલ્મ વાળી સ્ત્રીએ પીવું. સૂંઠ, મરી, પીપર, ઘી અને ક્ષાર રક્ત ગુલ્મ વાળી સ્ત્રીએ ખાવું.

गुल्मनो अधिकार समाप्त.

# બરલ તથા જમણા પડખાની ગાંઠનો અધિકાર.

## બરલ (પ્લીહ)નું સ્વરૂપ.

शोणिताज्जायते प्लीहा वामतो हृदयादधः । रक्तवाहिशिराणां स मूलं ख्यातो महर्षिभिः ॥

હૃદયની નીચે લોહીમાંથી બરલની ગાંઠ બનેલી છે. તેને મહર્ષિઓએ રક્ત વાહિની શિરાઓનું મૂળ કહેલું છે.

## નિદાન, સંપ્રાપ્તિ, તથા સામાન્ય લક્ષણ.

विदाह्यभिष्यन्दिरतस्य जन्तोः प्रदुष्टमत्यर्थमसृक्कफश्च । प्लीहाभिवृद्धिं कुरुतः प्रवृद्धौ तं प्लीहसंज्ञं गदमामनन्ति ॥ वामे स पार्श्वे परिवृद्धिमेति विशेषतः सीदति चातुरोऽत्र । मन्दज्वराग्निः कफपित्तलिङ्गैरुपद्रुतः क्षीणबलोऽतिपाण्डुः ॥

विदाहि कुलत्थमाषसर्षपशाकादि । अभिष्यन्दि माहिषं दध्यादि कफपित्तलिङ्गैरुपद्रुत इत्यर्थः । प्रदुष्टमत्यर्थमसृक्कफश्चेति सम्प्राप्तिः असृजः पित्तस्य च समानधर्मत्वात् ।

દાહક તથા કફ કરનારા પદાર્થોનું સેવન કરનારનાં રક્ત તથા કફ અત્યંત દુષ્ટ થઇને વધેછે તેથી બરલ વધેછે તેને બરલનો રોગ કહેછે. એ બરલ ડાબી બાજુએ વધીને વિશેષ પીડા કરેછે. ઝીણો તાવ લાવેછે. અગ્નિને મંદ પાડેછે, કફ તથા પિત્તના જેવી પીડા થાયછે, બળ ઘટી જાયછે, અને શરીર પાંડુ વર્ણનું થઇ જાય છે.

## લોહીથી થયેલી બરલનું લક્ષણ.

क्लमो भ्रमो विदाहश्च वैवर्ण्यं गात्रगौरवम् । मोहो रक्तोदरत्वं च ज्ञेयं रक्तजलक्षणम् ।

ગ્લાનિ, ભ્રમ, દાહ, વિવર્ણતા, ગાત્રોમાં ભારેપણું, મોહ, અને પેટની રતાશ, એ રક્તથી થયેલી બરલનાં લક્ષણો છે.

## પિત્તથી થયેલી બરલનાં લક્ષણ.

सज्वरः सपिपासश्च सदाहो मोहसंयुतः । पीतगात्रो विशेषेण प्लीहा पैत्तिक उच्यते ॥

જ્વર, તૃષા, મોહ, દાહ, અને વિશેષેકરીને ગાત્રોનું પીળાશપણું, એ પિત્તજ બરલનાં લક્ષણો છે.

## કફથી થયેલી બરલનાં લક્ષણો.

प्लीहा मन्दव्यथा स्थूलः कठिनो गौरवान्वितः । अरोचकेन संयुक्तः प्लीहा कफज उच्यते ॥

મંદપીડા વાળી, પણ જાડી, કઠણ, અને ભારે તથા અરૂચિ કરનાર બરલ કફની થાયછે.

## વાતિક બરલનાં લક્ષણો.

नित्यमानद्धकोष्ठः स्यान्नित्योदावर्तपीडितः । वेदनाभिः परीतश्च प्लीहा वातिक उच्यते ॥

કોઠાનું સજ્જડપણું, નિત્ય ઉદાવર્ત્તની પીડા, અને વેદનાથી વ્યાપ્ત બરલ, વાયુથી થયેલ જાણવી.

## બરલનું અસાધ્યપણું.

दोषत्रितयरूपाणि प्लीन्यसाध्ये भवन्त्यपि ।

ત્રણે દોષોથી થયેલ બરલનો રોગ અસાધ્ય છે.

## જમણા પડખાની ગાંઠ (યકૃત)નું સ્વરૂપ.

अस्य दक्षिणतश्चापि हृदयाद्यकृतः स्थितिः । तत्तु रञ्जकपित्तस्य स्थानं शोणितजं मतम् ॥

હૃદયની નીચે જમણી મેર કંઇક નીચે યકૃત્‌ની ગાંઠ છે. તે રંજક પિત્ત નું બનેલી મનાય છે.

### યકૃતના રોગ વિષે.

**प्लीहामयस्य हेत्वादि समस्तं यकृदामये। किन्तु स्थितिस्तयोर्ज्ञेया वामदक्षिणपार्श्वयोः ॥**

પ્લીહાના રોગનાં કારણ વગેરે છે તેજ યકૃતના રોગોનાં પણ છે, તો પણ બરલ ડાબી મેર અને યકૃત જમણી મેર હોયછે, એટલો ફેર છે.

### બરલની ચિકિત્સા.

**पातव्यो युक्तितः क्षारः क्षीरेणोदधिशुक्तिजः। तथा दुग्धेन पातव्याः पिप्पल्यः प्लीहशान्तये ॥ अर्कपत्रं सलवणं पुटदग्धं सुचूर्णितम्। निहन्ति मस्तुना पीतं प्लीहानमतिदारुणम् ॥ हिङ्गुत्रिकटुकं कुष्ठं यवक्षारं च सैन्धवम्! मातुलुङ्गरसोपेतं प्लीहशूलहरं भवेत् ॥ पलाशक्षारतोयेन पिप्पली परिभाविता। प्लीहगुल्मार्तिशमनी वह्निमांद्यहरी मता ॥ रसेन जम्बीरफलस्य शङ्खनाभीरजः पीतमवश्यमेव। शाणप्रमाणं शमयेदशेषं प्लीहामयं कूर्मसमानमाशु॥ शरपुंखमूलकल्कस्तक्रेणालोडितः पीतः। प्लीहानं यदि न हरति शैलोऽपि तदा जले प्लवते। सुपक्वसहकारस्य रसः क्षौद्रसमन्वितः। पीतः प्रशमयत्येव प्लीहानं नेह संशयः ॥ सुस्विन्नं शाल्मलीपुष्पं निशापर्युषितं नरः। राजिकाचुर्णसंयुक्तं खादेत्प्लीहोपशान्तये ॥ यवानिकाचित्रकयावशूकषड्ग्रन्थिदन्तीमगधोद्भवानाम्। चुर्णं हरेत्प्लीहगदं निपीतमुष्णाम्बुना मस्तुरसासवैर्वा ॥**

બરલની શાંતિ માટે યુક્તિથી સમુદ્રની છીપનો ક્ષાર દૂધમાં પાવો, તથા પીપરનું ચૂર્ણ દૂધસાથે આપવું.

લૂણ સાથે આકડાનાં પાનને પુટપાકથી પકાવીને તેનું ચુર્ણ દહિંના પાણી સાથે પીવાથી દારૂણ બરલ પણ મટે છે.

હિંગ, સૂંઠ, મરી, પીપર, કઠ, જવખાર, અને સૈંધવનું ચૂર્ણ કરી બીજોરાના રસ સાથે ખાવાથી બરલનું શૂળ મટે છે.

ખાખરાના ખારના કવાથની ભાવના આપેલી પીપરથી બરલ અને ગુલ્મની પીડા મટે છે, અને અગ્નિની મંદતા પણ મટે છે.

શંખની નાભિનું ચુર્ણ લીંબુના રસમાં અવશ્ય પીવું. પા તોલો ખાવાથીજ કાચબા જેવી બરલ એકદમ શમી જાયછે. શરપુંખાના મૂલનો કલ્ક છાશમાં પીવાથી બરલ તો શું, પણ પર્વત પણ જળમાં ડુબી જાયછે.

સારીરીતે પાકેલ આંબાનો રસ મધ સાથે પીવાથી નિઃસંશયરીતે બરલ મટેછે.

સારી રીતે બાફેલ શેમળાના પુષ્પને રાતવાસી રાખીને રાઇના ચૂર્ણ સાથે ખાવાથી બરલની શાંતિ થાય છે.

અજમો, ચિત્રક, જવખાર, પીપરીમૂળ, નેપાળો, અને પીપરનું ચૂર્ણ ગરમ પાણીમાં પીવાથી અથવા છાશમાં પીવાથી બરલના રોગો હરાય છે.

## યકૃતની ચિકિત્સા.

**प्लीहोद्दिष्टाः क्रियाः सर्वा यकृद्रोगे समाचरेत्। कार्यं च दक्षिणे बाहौ तत्र शोणितमोक्षणम् ॥ क्षारं विडङ्गकृष्णाभ्यां पूतीकस्याम्बुनि शृतम् । पिबेत्प्रातर्यथावह्नि यकृत्प्लीहप्रशान्तये ।**

पूतीकः करञ्जः । इति प्लीहयकृदधिकारः ।

યકૃત્‌ના રોગમાં બરલમાં બતાવેલી સર્વ ક્રિયાઓ કરવી, અને જમણી બાજુની નસ ખોલાવીને લોહી કઢાવવું. વાવડીંગ તથા પીપરની ભસ્મ જઠરાગ્નિના બળ પ્રમાણે સવારમાં કરંજના રસની સાથે પીવાથી યકૃત્ તથા બરલની શાંતિ થાય છે.

**बरल तथा यकृत्नो अधिकार समाप्त.**

---

# હૃદ્રોગ (છાતીનાં દરદ)નો અધિકાર.

## હૃદ્રોગનું નિદાન.

**अत्युष्णगुर्वम्लकषायतिक्तश्रमाभिघाताध्यशनप्रसङ्गैः । सञ्चिन्तनैर्वेगविधारणैश्च हृदामयः पञ्चविधः प्रदिष्टः ॥**

प्रसङ्गः सततं सेवा । सञ्चिन्तनम् अतिचिन्ता। राजभयादिकमिति यावत् । हृदामयः स पञ्चविधः । वातिकः पैत्तिकः श्लैष्मिकः सान्निपातिकः कृमिजश्चेति ।

બહુ ગરમ, ભારે, ખાટું, તૂરૂં, કડવું ખાવાથી; શ્રમ, અભિઘાત, અને ઉપરા ઉપરી બહુ ખાવાથી તથા વેગોને રોકવાથી; વાયુ સંબંધી, પિત્ત સંબંધી, કફ સંબંધી, ત્રણે દોષ સંબંધી અને કૃમિથી થનારાં, એમ પાંચ પ્રકારનાં છાતીનાં દરદ થાય છે.

## હૃદ્રોગનું લક્ષણ.

**दूषयित्वा रसं दोषा विगुणा हृदयङ्गताः । हृदि बाधां प्रकुर्वन्ति हृद्रोगं तं प्रचक्षते॥**

विगुणाः दुष्टाः । बाधां दोषभेदेन नानाविधां व्यथाम् । भङ्गवत्पीडामिति गणदासः ।

દુષ્ટ થયેલા દોષો હૃદયમાં રહીને રસને દૂષિત કરીને હૃદયમાં બાધ કરેછે, તેને હૃદ્રોગ કહેછે.

## વાતિક હૃદ્રોગનું લક્ષણ.

**आयम्यते मारुतजे हृदयं तुद्यते तथा । निर्मथ्यते दीर्यते च स्फोट्यते पाट्यतेऽपि वा ॥**

मारुतजे हृद्रोग इति शेषः । आयम्यते व्यथया विस्तार्यते इव । तुद्यते सूचीभिरिव। निर्मथ्यते निर्मथ्यते मन्थनेनेव दीर्यते । करपत्रेण द्विधाक्रियत इव । स्फोट्यते अस्त्रेणेव । पाट्यते कुठारेण बहुधाक्रियत इव ।

વાયુથી હૃદય વિસ્તાર પામતું હોય તેમ પીડાય છે, મથાય છે, ચીરાયછે, તથા ફડાતું હોય તેમ થાયછે, અને કપાય છે.

## પૈત્તિક હૃદ્રોગનું લક્ષણ.

**तृष्णोष्मदाहचोषाः स्युः पैत्तिके हृदये क्लमः । धूमायनं च मूर्च्छा च स्वेदः शोषो मुखस्य च ॥**

शीतवाताभिलाषहेतुः किञ्चिदन्तरौष्ण्यम् । दाहः पार्श्वस्थेन वह्निनेव दुःखहेतुर्गात्रस्य सन्तापः।

चोषः चूषणेनेव पीडा । हृदयेक्लमः हृदयाकुलत्वं ग्लानिवदित्यर्थः । धूमायनम् कण्ठाद्धूमानिर्गमः । स्वेदः किञ्चिद्दुर्गन्धः शटित इव ।

પિત્તથી છાતીનાં દરદ થાયતો તૃષા, ગરમી, દાહ, ચોષ, ગ્લાનિ, ધૂમ જેવું, મૂર્છા, સ્વેદ, અને મુખમાં શોષ થાય છે.

## કફના હૃદ્રોગનું લક્ષણ.

**गौरवं कफसंस्रावोऽरुचिः स्तम्भोऽग्निमार्दवम् । माधुर्यमपि चास्यस्य बलासावतते हृदि ॥** बलासावतते हृदि कुपितकफव्याप्ते । गौरवं हृदयस्य । स्तम्भो जडता । मार्दवं जलप्लुतमिव । माधुर्यं मुखे ।

કફથી રોગ થાય તો ગૌરવતા, કફનો સ્રાવ, અરૂચિ, સ્તંભ, જઠરાગ્નિ ભીંજાતો હોય તેવો કુણો, અને મુખમાં મધુરતા થાયછે.

## ત્રિદોષજ હૃદ્રોગનું લક્ષણ.

**विद्यात्त्रिदोषमप्येवं सर्वलिङ्गं हृदामयम् ।**

ત્રણ દોષોથી રોગ થાયતો ત્રણ દોષોનાં લક્ષણો જણાય છે.

## કૃમીજ હૃદ્રોગનું લક્ષણ.

अत्र कृमयो जायन्ते अस्मिन्निति कृमिज इति निरुक्तिः ।

**त्रिदोषहेतु हृद्रोगे यो दुरात्मा निषेवते । तिलक्षीरगुडादींश्च ग्रन्थिस्तस्योपजायते ॥ मर्मैकदेशे संक्लेदं रसश्चाप्युपगच्छति । संक्लेदात् कृमयश्चास्य पतन्त्युपहतात्मनः ॥**

मर्मैकदेशे हृदयैकदेशे संक्लेदं शटितत्वं रस उपगच्छति । संक्लेदात् रसस्य शटितत्वात् । उपहतात्मनः दूषितहृदयस्य ।

**उत्क्लेदः ष्ठीवनं तोदः शूलं हृल्लासकस्तमः । अरुचिः श्यावनेत्रत्वं शोषश्च कृमिजे भवेत् ॥**

उत्क्लेदः वमनमिवोपस्थितम् । शोषो यक्ष्मा ।

ત્રિદોષથી થયેલા હૃદ્રોગમાં જે કોઇ મૂર્ખ તલ, દૂધ, ગોળ, વગેરે ખાયછે, તો તેથી ગાંઠ બંધાય છે, તેથી ચીકાશ થઇને તેમાંથી કૃમિઓ પડેછે. તેથી મોળ, થુંક, વ્યથા, અંધારાં આવવાં, વગેરે થાયછે. અરૂચિ, નેત્રો કાળાં થવાં, અને શોષ પણ થાય છે. આ રોગ કૃમિથી ઉત્પન્ન થાયછે, તેથી તેનું 'કૃમિજ' નામ રાખેલું છે.

## હૃદ્રોગના ઉપદ્રવો.

**क्लोमः सादो भ्रमः शोषो ज्ञेयास्तेषामुपद्रवाः । कृमिजे तु कृमिणां ये श्लैष्मिकाणां हि ते मताः ॥**

क्लोमः पिपासास्थानस्य सादः शोषः । शोषो मुखस्य । तेषां हृद्रोगाणां कृमिजे तु हृद्रोगे श्लैष्मिकाणां कृमीणाम् । ये उपद्रवा हृल्लासस्य स्रवणादयस्ते मताः ।

તૃષા, શોષ, ભ્રમ, એ તેના ઉપદ્રવો છે, કૃમિના રોગમાં કફની પેઠે મોળ અને થુંક વગેરે ઉપદ્રવો થાય છે.

## હૃદ્રોગની ચિકિત્સા.

**घृतेन दुग्धेन गुडाम्भसा वा पिबन्ति चूर्णं ककुभत्वचो ये । हृद्रोगजीर्णज्वररक्तपित्तं हत्वा भवेयुश्चिरजीविनस्ते ॥ हरीतकी वचा रास्ना पिप्पलीनागरोद्भवम् । शटीपुष्करमूलोत्थं चूर्णं हृद्रोगनाशनम् ॥ पुरदग्धं मृगशृङ्गं पिष्टं गव्येन सर्पिषा पिबतः । हृत्पृष्ठशूलमचिरादुपैति शान्तिं सुकष्टमपि ॥ तैलाज्यगुडविपक्वं चूर्णं गोधूमपार्थोत्थम् ।**

**पिबति पयोभुक् स भवति गतसकलहृद्रामयः पुरुषः ॥**

पार्थः कौह इति लोके ।

**गोधूमककुभचूर्णं पक्वमजाक्षीरगव्यसर्पिर्भ्याम् ॥ मधुशर्करासमेतं शमयति हृद्रोगमुद्धतं पुंसाम् ॥ पार्थस्य कल्केन रसेन सिद्धं शस्तं घृतं सर्वहृदामयेषु ।**

इति अर्जुनघृतम् ।

**घृतं बलानागबलार्जुनानां क्वाथेन कल्केन च यष्टिकायाः । सिद्धं तु हन्यात् हृदयामयं हि सवातरक्तक्षतरक्तपित्तम् ॥**

इति बलाद्यं घृतम् ॥

આસોંદરાની છાલ્યનું ચુર્ણ ઘી, દુધ, અથવા ગોળના પાણી સાથે પીવાથી હૃદ્રોગ, જીર્ણજ્વર, અને રક્તપિત્ત હરાયછે, અને આયુષ્ય વધેછે.

હરડે. વજ, રાસ્ના, પીપર, સૂંઠ, કચુરો, અને પુષ્કરમૂળનું ચુર્ણ હૃદ્રોગનો નાશ કરે છે.

પુટથી પકાવેલ મૃગનું શીંગડું વાટીને ગાયના ઘી સાથે પીવું, તેથી હૃદયનાં અને પીડનાં શૂળ તથા પીડા એક દમ શાંત થાય છે.

ઘઉં તથા આસોંદરાના ચુર્ણને તેલ, ઘી, તથા ગોળ સાથે પકાવીને દૂધમાં પીવાથી, તથા દૂધ ખાવાથી, સર્વ હૃદ્રોગો મટી જાય છે.

ઘઉં તથા આસોંદરાના ચુર્ણને બકરીના દૂધમાં તથા ગાયના ઘીમાં પકાવી મધ અને સાકર સાથે ખાવાથી અત્યંત વધી ગયેલો હૃદ્રોગ પણ મટી જાય છે.

### અર્જુનઘૃત.

આસોંદરાના સ્વરસ તથા કલ્કથી પકાવેલ ઘી સર્વ હૃદ્રોગને મટાડે છે.

### બલાદ્યઘૃત.

બળદાણા, ખપાટ, અને આસોંદરો, એના ક્વાથમાં જેઠી મધના કલ્કથી પકાવેલ ઘી હૃદ્રોગ, વાતરક્ત, ક્ષત, અને રક્તપિત્તને મટાડે છે.

इति हृद्रोगनिदानचिकित्साधिकारः ।

---

## મૂત્રકૃચ્છ્રનો અધિકાર.

### મુત્રકૃચ્છ્રનું નિદાન.

**व्यायामतीक्ष्णौषधरूक्षमद्यप्रसङ्गनृत्यद्रुतपृष्ठयानात् । आनूपमत्स्याध्यशनादजीर्णात्स्युर्मूत्रकृच्छ्राणि नृणां तथाष्टौ ॥**

तीक्ष्णौषधम् राजिकादियुक्तम् । रुक्षेति मद्यविशेषणम् । प्रसङ्गः सन्ततं सेवा । नृत्यं नर्त्तनम् । निषेति द्वितीयः पाठः । द्रुतपृष्ठयानात् अश्वादिना गमनात् । आनूपः प्रचुरजलदेशसम्भवमत्स्यः ॥ अष्टौ वातिकपैत्तिकश्लैष्मिकसान्निपातिकशल्यजपुरीषजशुक्रजाश्मरीजानि ॥

વ્યાયામ, તીક્ષ્ણ ઔષધ, રૂક્ષમદ્ય, નાચવાથી, તથા ઘોડા વગેરે ઉપર બેસી દોડવાથી, બહુ જળ વાળા દેશનાં માછલાં ખાવાથી, અજીર્ણથી, બહુ જમવાથી, એમ આઠ કારણથી પુરૂષને મૂત્રકૃચ્છ્ર થાય છે.

### મુત્રકૃચ્છ્રનું સામાન્ય લક્ષણ.

**पृथङ्मलाः स्वैः कुपिता निदानैः सर्वेऽथवा कोपमुपेत्य बस्तौ । मूत्रस्य मार्गं परि-**

**पीडयन्ति यदा तदा मूत्रयतीह कृच्छ्रात् ॥**

પોતપોતાનાં નિદાનોથી કોપ પામેલ એક એક મળ અથવા સઘળા મળો કોપપામીને મૂત્રાશયના મૂત્રમાર્ગને રોકી દેછે, ત્યારે મૂત્ર કષ્ટથી ઊતરે છે.

## વાતિક કૃચ્છ્રનું લક્ષણ.

**तीव्रा च रुग्वंक्षणबस्तिमेढ्रे स्वल्पं मुहुर्मूत्रयतीह वातात्॥** तीव्रा मारणात्मिका वंक्षणा ऊरुमेढ्राणामभ्यन्तरालसन्धिः ॥

સાથળના મૂળમાં, મૂત્રાશયમાં, અને લિંગમાં તીવ્ર પીડા થાય છે, અને માંડ માંડ થોડું મૂત્ર નીકળે છે, તે વાયુના મૂત્રકૃચ્છ્રથી થાય છે.

## પીત્તકૃચ્છ્રનું લક્ષણ.

**पीतं सरक्तं सरुजं सदाहं कृच्छ्रं मुहुर्मूत्रयतीह पित्तात् ॥** कृच्छ्रमिति क्रियाविशेषणं ॥

પીળું, લોહીવાળું, પીડાકારક, દાહયુક્ત, અને મુશ્કેલીથી વારંવાર મૂત્ર નીકળ્યા કરેતે પિત્તના મૂત્રકૃચ્છ્રથી થાય છે.

## કફકૃચ્છ્રનું લક્ષણ.

**वस्तेः सलिङ्गस्य गुरुत्वशोथौ मूत्रं सपिच्छं कफमूत्रकृच्छ्रे ।** सपिच्छं पिच्छिलं ॥

મૂત્રાશય તથા લિંગમાં ભાર લાગે તથા સોજા થાય છે અને મૂત્ર ચીકણું નીકળે છે, તે કફના કૃચ્છ્રથી થાયછે.

## ત્રિદોષજ કૃચ્છ્રનું લક્ષણ.

**सर्वाणि रूपाणि तु सन्निपाताद्भवन्ति तत् कृच्छ्रतमं हि कृच्छ्रम् ॥**

ત્રણે દોષોનાં ચિન્હો ભેળાં હોયતો તે સાંન્નિપાતિક મૂત્રકૃચ્છ્ર જાણવું, અને તે બહુ દુઃખદાયી છે.

## શલ્યથી થયેલા કૃચ્છ્રનું લક્ષણ.

**मूत्रवाहिषु शल्येन क्षतेष्वभिहतेषु च ।**
**मूत्रकृच्छ्रं तदाघाताज्जायते भृशदारुणम् ॥**
**वातकृच्छ्रेण तुल्यानि तस्य लिङ्गानि निर्दिशेत्।**

मूत्रवाहिषु स्रोतःसु शल्येन कण्टकेन क्षतेषु सुक्षतीकृतेषु । अथवा अभिहतेषुमुष्टयादिभिरभिहतेषु तदाघातात् मूत्रमार्गाघातात्तत्कृच्छ्रं जायते भृशदारुणं मारकम् तस्य शल्यजस्य ॥

મૂત્રનું વહન કરનારાં સ્રોતોમાં અભિઘાત થાય, અથવા શલ્યથી ક્ષતવાળાં થાય તો મૂત્રમાર્ગમાં આઘાત થવાથી મરણ તુલ્ય મહાદારૂણ મૂત્રકૃચ્છ્ર કરે છે. તેનાં લક્ષણો વાતજ મૂત્રકૃચ્છ્ર જેવાંજ હોયછે.

## પુરીષજ કૃચ્છ્રનું લ ણ.

**शकृतस्तु प्रतीघाताद्वायुर्विगुणतां गतः ॥**
**आध्मानं वातशूलं च मूत्रसंगं करोति च ॥**

વિષ્ટાનો પ્રતિઘાત થવાથી દુષિત થયેલ વાયુ પેટમાં આફરો કરીને વાત શૂળ કરીને મૂત્રને અટકાવે છે.

## શુક્રજ કૃચ્છ્રનું લક્ષણ.

**शुक्रदोषैरुपहते मूत्रमार्गे विधारिते । सशुक्रं मूत्रयेत् कृच्छ्राद्वस्तिमेहनशूलवान् ॥**
उपहते दूषिते ।

વીર્યના દોષથી મૂત્ર માર્ગ સાંકડો થવાથી મૂત્ર માંડ માંડ નીકળે છે. મૂત્ર સાથે વીર્ય નીકળે છે, અને મૂત્રાશય તથા લિંગમાં શૂળ નીકળે છે.

## પથરીથો થયેલા કૃચ્છ્રનું લક્ષણ.

**अश्मरीहेतुकं चापि मूत्रकृच्छ्रमुदाहृतम् ।**

सुश्रुते । शर्कराजमपि मूत्रकृच्छ्रमुक्तमत्र तु तस्य अष्टसंख्यानियमार्थमश्मरिशर्करयोः साम्याच्च न तत् पृथग्गण्यते ।

**अश्मरी शर्करा चैव तुल्यसम्भवलक्षणे।**
**विशेषणं शर्करायाः शृणु कीर्तयतो मम ॥**

सम्भवः कारणम् ।

**पच्यमानाश्मरी पित्ताच्छोष्यमाणा च वायुना । विमुक्तकफसन्धानात् क्षरन्ती शर्करा मता ॥**

प्रथमं पित्तेन इन्धनकर्मणा पच्यमाना पश्चाद्वातेन शोषिता कफेनाश्लिष्टा मूत्रशुक्रश्लेष्मसंहतिरश्मरी सैव विमुक्तकफसन्धाना त्यक्तकफाश्लेषा सती शर्करारूपा मूत्रमार्गात् क्षरन्ती शर्करा मता। एतावता किञ्चिदेव भेदः ॥

**हृत्पीडा वेपथुः शूलं कुक्षावग्निश्च दुर्बलः।**
**तथा भवति मूर्च्छा च मूत्रकृच्छ्रं च दारुणम्॥**

પથરી થવાથી પણ મૂત્રકૃચ્છ્ર થાય છે. પથરી અને શર્કરાની મૂત્રકૃચ્છ્ર એકજ જાતિની છે. શર્કરાની મૂત્રકૃચ્છ્ર વિષે વિશેશ કહું છું તે સાંભળો. પથરી પિત્તથી પાકે છે અને વાયુથી સૂકાય છે, કફથી બનેલી છે, તે કફથી છુટીપડીને મૂત્ર ભેળી નીકળે છે તેને શર્કરા (કાંકરી) કહે છે. હૃદયમાં પીડા, કંપ, શૂળ, અગ્નિની મંદતા, મૂર્છા, દારૂણ મૂત્રકૃચ્છ્ર. એ સર્વ શર્કરાથી થાય છે.

## વાતિક મુત્રકૃચ્છ્રની ચિકિત્સા.

**अभ्यञ्जनस्नेहनिरूहबस्तिस्नेहोपनाहोत्तरबस्तिसेकान् स्थिरादिभिर्वातहरैश्च सिद्धान्दद्याद्रसांश्चानिलमूत्रकृच्छ्रे ॥ अमृता नागरं धात्री वाजिगन्धा त्रिकण्टकैः । प्रपिबेद्वातरोगार्त्तः शूलवान् मूत्रकृच्छ्रवान् ॥ पुनर्नवैरण्डशतावरीभिर्पत्तूरदंष्ट्रीबवलाश्मभिद्भिः । द्विपञ्चमूलेन कुलत्थकेन यवैश्च तोयोत्क्वथिते कषाये ॥ तैलं वराहर्क्षवसा घृतं च तैरेव कल्कैर्लवणैश्च सिद्धम् । तन्मात्रयात्र प्रतिहन्ति पीतं शूलान्वितं मारुतमूत्रकृच्छ्रम् ॥**

इति पुनर्नवाद्यो मिश्रकः । इति वातकृच्छ्रम् ।

વાયુથી મુત્રકૃચ્છ્ર થાય તો વૈદ્યે રોગીને અભ્યંગ, સ્નેહન, નિરૂહબસ્તિ, ઉત્તરબસ્તિ દેવી, બંધારણો, ઘી આદિનાં સેચન કરવાં, અને વાતહર પદાર્થોથી પકાવેલા રસો ખવરાવવા.

ગળો, સુંઠ, આમળાં, આસોંદ, અને ગોખરૂનો કવાથ પીવાથી વાતરોગો, શુળ અને મુત્રકૃચ્છ્ર મટી જાય છે.

## પુનર્નવાદ્ય મિશ્રક.

સાટોડી, એરંડો, શતાવરી, પતંગ, ધોળી સાટોડી, બળદાણા, પાષાણભેદ, દશમુળ, કળથી, અને જવનો કવાથ કરી તેમાં તેજ પદાર્થોના કલ્કો સહિત, તથા સૈંધવાદિ લવણો સહિત તેલ, સુવરની ચરબી, રીંછની ચરબી, અને ઘી પકાવી, યોગ્ય માત્રાથી પીવાથી શુળસહિત વાયુના મુત્રકૃચ્છ્રનો નાશ થઇ જાય છે.

## પીત્તથી થયેલા મુત્રકૃચ્છ્રની ચિકિત્સા.

सेकावगाहाः शिशिराः प्रदेहाः ग्रैष्मो विधिर्बस्तिपयोविकाराः। द्राक्षा विदारीक्षुरसैर्घृतैश्च कृच्छ्रेषु पित्तप्रभवेषु कार्याः। कुशः काशः शरः शालिरिक्षुश्चेति तृणोद्भवम् ॥ पित्तकृच्छ्रहरं पञ्चमूलं बस्तिविशोधनम्। इति तृणपञ्चमूलम्।

शतावरीकाशकुशश्वदंष्ट्राविदारिशालीक्षुकसेरुकाणाम्। क्वाथं सुशीतं मधुशर्कराभ्यां युक्तं पिबेत् पैत्तिकमूत्रकृच्छ्रे ॥ एर्वारुबीजं मधुकं च दार्वीं पैत्ते पिबेत्तण्डुलधावनेन। दार्वीं तथैवामलकीरसेन समाक्षिकां पित्तकृते तु कृच्छ्रे ॥ हरीतकीगोक्षुरराजवृक्षपाषाणभिद्धन्वयवासकानाम्। क्वाथं पिबेन्माक्षिकसंप्रयुक्तं कृच्छ्रे सदाहे सरुजे विबन्धे ॥ शतावरीकाशकुशश्वदंष्ट्राविदारिकेक्ष्वामलकेषु सिद्धम्। सर्पिः पयो वा सितया विमिश्रं कृच्छ्रेषु पित्तप्रभवेषु योज्यम् ॥ इति शतावरीघृतम्।

त्रिकण्टकैरण्डकुशाद्यभीरुकर्कारुकेक्षुस्वरसेषु सिद्धम्। सर्पिर्गुडार्द्धांशयुतं प्रयोज्यं कृच्छ्राश्मरीमूत्रविघातदोषे॥ अयं विशेषेण पुनर्विधेयः सर्वाश्मरीणां प्रवरः प्रयोगः ॥ इति त्रिकण्टकाद्यं घृतम्। इति पित्तकृच्छ्रम्।

શીતળ જળધારાઓ, થંડા લેપો, થંડા પાણીમાં બેસવું, ગ્રીષ્મઋતુને લગતા ઉપચારો કરવા, અને દ્રાક્ષનો રસ, વિદારી કંદનો રસ, શેરડીનો રસ, તથા ઘીની પિચકારીઓ મારવી, તથા એજ પદાર્થો સહિત દૂધની ચીજો આપવી. તેથી પિત્તની મુત્રકૃચ્છ્ર મટે છે.

### તૃણપંચમુળ.

દર્ભ, કાંસડો, પાનબાજરીઉં, રાતા ચોખા, અને શેરડી, એ તૃણપંચમુલો પિત્તની મુત્રકૃચ્છ્રને મટાડે છે, અને બસ્તિને શુદ્ધ કરે છે.

### શતાવર્યાદિ કવાથ.

શતાવરી, કાંસડો, દર્ભ, ગોખરૂ, વિદારીકંદ, રાતાચોખા, શેરડી, અને ભદ્રમોથનો કવાથ ટાઢો પાડીને તેમાં મધ અને સાકર નાંખીને પીવાથી પિત્તની મુત્રકૃચ્છ્ર મટી જાય છે.

### એર્વારૂ બીજાદિ પાન.

કાકડીનાં બીજ, જેઠીમધ, અને દારૂહળદરને ચોખાના ધોણમાં વાટીને ચોખાના ધોણ સાથેજ પીવાં, તેથી પિત્તની મુત્રકૃચ્છ્ર મટી જાય છે.

### દાર્વ્યાદિ પાન.

દારૂહળદર તથા આમલીના રસમાં વાટી મધ નાંખી પીવાથી પિત્તની મુત્રકૃચ્છ્ર મટી જાય છે.

### હરીતક્યાદિ કવાથ.

હરડે, ગોખરૂ, ગરમાળો, પાષાણભેદ, અને ધમાસાનો કવાથ મધ નાંખીને પીવાથી બળતરા તથા વેદના સહિત મુત્રકૃચ્છ્ર મટી જાયછે, અને મળબંધ પણ મટેછે.

### શતાવરીઘૃત.

શતાવરી, કાંસડો, દર્ભ, ગોખરૂ, વિદારીકંદ, શેરડીનો રસ, અને આમળાં સહિત દૂધ અથવા ઘી પકાવીને તમાં સાકર નાંખીને પિત્તની મુત્રકૃચ્છ્રમાં પીવું.

## ત્રીકંટકાદ્યઘૃત.

ગોખરૂ, એરંડો, તૃણપંચમુળ, શતાવરી, કાકડીનાં બીજ, અને શેરડીના રસમાં ઘી પકાવીને તેમાં અરધો અરધ ગોળ નાંખીને ખાવાથી મુત્રકૃચ્છ્ર, પથરી અને મુત્રવિઘાત મટી જાય છે. સઘળા પ્રકારની પથરીઓ ઉપર તો આ ઉત્તમ પ્રયોગ અવશ્ય કરવા યોગ્ય છે.

## કફની મુત્રકૃચ્છ્રની ચિકિત્સા.

क्षारोष्णतीक्ष्णौषधमन्नपानं स्वेदो यवान्नं वमनं निरूहः । तक्रं च तिक्तोषणसिद्धतैलान्यभ्यङ्गपाने कफमूत्रकृच्छ्रे ॥ मूत्रेण सुरया वापि कदलीस्वरसेन वा । कफकृच्छ्रविनाशाय सूक्ष्मं पिष्ट्वा त्रुटिं पिबेत् ॥ तक्रेण युक्तं सितिवारकस्य बीजं पिबेन्मूत्रविघातहेतोः । पिबेत्तथा तण्डुलधावनेन प्रवालचूर्णं कफमूत्रकृच्छ्रे ॥ त्रिकटु त्रिफला मुस्तं गुग्गुलुं च समाक्षिकम् । गोक्षुरकाथसंयुक्तां गुटिकां भक्षयेद् बुधः ॥ प्रमेहं मूत्रकृच्छ्रं च मूत्राघातं तथैव च । अश्मरी प्रदरं चैव नाशयेदविकल्पतः ॥

इति कफकृच्छ्रम् ।

જવખાર, ઉષ્ણ અને તીવ્ર ઔષધો, ઉષ્ણ તથા તીવ્ર અન્નપાનો, સ્વેદન, જવનું ભોજન, વમન, નિરૂહબસ્તિ, છાશ, તથા કડવા પદાર્થોથી, અને મરીથી પકાવેલ તેલનો અભ્યંગ તથા પાન કરવાથી કફની મુત્રકૃચ્છ્ર મટી જાય છે.

ઝીણી એળચીને મુત્ર, મદિરા, કે કેળના રસમાં વાટીને પીવાથી કફની મુત્રકૃચ્છ્ર મટી જાય છે.

લાંપડીનાં બીજને છાશમાં વાટીને પીવાથી કફની મુત્રકૃચ્છ્ર મટી જાય છે.

પરવાળાંની ભસ્મને ચોખાના ધોણમાં પીવાથી કફજ મુત્રકૃચ્છ્ર મટી જાયછે.

સુંઠ, મરી, પીપર, ત્રિફળા, મોથ, ગુગળ, અને મધની ગોળી ગોખરૂના કવાથ સાથે ખાવાથી પ્રમેહ, પ્રદર, મુત્રકૃચ્છ્ર, મુત્રાઘાત, અને પથરીનો નાશ થાય છે, તેમાં કંઇ સંશય નથી.

## ત્રિદોષજ મુત્રકૃચ્છ્રની ચિકિત્સા.

सर्वं त्रिदोषप्रभवे यथा च कृच्छ्रे बलं कर्म समीक्ष्य कार्यम् । तत्राऽधिके प्राग्वमनं कफे स्यात् पित्ते विरेकः पवने तु वस्तिः ॥ बृहती धावनी पाठा यष्टी मधुकलिङ्गकाः । पाचनीयो बृहत्यादिः कृच्छ्रदोषत्रयापहः । गुडेन मिश्रितं क्षीरं कदुष्णं कामतः पिबेत् । मूत्रकृच्छ्रेषु सर्वेषु शर्करा वातरोगनुत् ॥

इति त्रिदोषकृच्छ्रम् ।

ત્રિદોષની મુત્રકૃચ્છ્ર થઈ હોય તો રોગીના બળને અનુસરીને વિચારીને ત્રણે દોષોની ચિકિત્સા કરવી. કફ મુખ્ય હોય તો પ્રથમ દમન કરાવવું, પિત્ત મુખ્ય હોય તો પ્રથમ વિરેચન દેવું, અને વાયુ મુખ્ય હોય તો પ્રથમ પિચકારી દેવી.

## બૃહત્યાદિ.

ભોંરીંગણી, ધાવણી, કાળીપાડ, જેઠીમધ, અને ઈંદ્રજવનો કવાથ બૃહત્યાદિ કહેવાય છે, તે પીવાથી ત્રિદોષજ મુત્રકૃચ્છ્ર મટી જાય છે.

દૂધમાં ગોળ મેળવીને જરા ગરમ કરીને ઈચ્છા પ્રમાણે પીવાથી સર્વ પ્રકારની મુત્રકૃચ્છ્ર, પથરી, અને વાયુ સંબંધી રોગો મટી જાય છે.

## શલ્યથી થયેલા મુત્રકૃચ્છ્રની ચિકિત્સા.

**मूत्रकृच्छ्रेऽभिघातोत्थे वातकृच्छ्रक्रिया मता । मद्यं पिबेद्वा ससितं ससर्पिं शृतं पयो वार्द्धसितामयुक्तम् ॥ धात्रीरसं चेक्षुरसं पिबेद्वा कृच्छ्रे सरक्ते मधुना विमिश्रम् ॥**

મૂઠી વગેરે વાગવાથી મૂત્રકૃચ્છ્ર થયેલ હોયતો વાયુની મૂત્રકૃચ્છ્ર પ્રમાણે ક્રિયાઓ કરવી. રતાશ કે લોહી વાળા મૂત્ર ઉપર ઘી, સાકર, અને મધ સહિત મધ પીવું; અથવા ઉકાળેલા દૂધમાં મધ તથા અરધો અરધ સાકર નાંખીને પીવું. અથવા આમળાં અને શેરડીના રસો એકત્ર કરીને તેમાં મધ નાંખીને પીવા.

## વીર્યથી થયેલા મુત્રકૃચ્છ્રની ચિકિત્સા.

**लेहः शुक्रविबन्धोत्थे सशिलाजतुमाक्षिकम् । एलाहिङ्गुयुतं क्षीरं सर्पिर्मिश्रं पिबेन्नरः ॥ मूत्रदोषप्रशुद्ध्यर्थं शुक्रदोषहरं च तत् । वृष्यर्बृंहितधातोश्च विधेयाः प्रमदोत्तमाः ॥** शुक्रविबन्धोत्थकृच्छ्रम् ।

શિલાજિત્ તથા મધ ચાટવાથી વીર્યની મૂત્રકૃચ્છ્ર મટી જાયછે.

દૂધમાં એળચી, હિંગ અને ઘી નાંખીને પીવાથી મૂત્રના તથા વીર્યના દોષો સાફ થઇ જાયછે. વીર્ય દોષના મૂત્રકૃચ્છ્ર વાળાને વૃષ્ય પદાર્થોથી વીર્ય વધારીને પછી ઉત્તમ સ્ત્રીઓનો સંગ કરાવવો.

## વિષ્ટાથી થયેલા મુત્રકૃચ્છ્રની ચિકિત્સા.

**स्वेदचूर्णक्रियाभ्यङ्गबस्तयः स्युः पुरीषजे । क्वाथो गोक्षुरबीजस्य यवक्षारयुतः सदा ॥ मूत्रकृच्छ्रं शकृज्जन्म पीतः शीघ्रं निवर्त्तते । ( शकृज्जं कृच्छ्रम् ) ।**



આ મૂત્રકૃચ્છ્રમાં સ્વેદન દેવું, યોગ્ય ચુર્ણો આપવાં, તૈલાદિનો અભ્યંગ કરવો, અને પિચકારીઓ મારવી. ગોખરૂનાં બીજોનો કવાથ કરીને તેમાં જવખાર નાંખીને નિત્ય પીવાથી વિષ્ટાની મૂત્રકૃચ્છ્ર તુરત મટી જાયછે.

## પથરીથી થયેલા મુત્રકૃચ્છ્રની ચિકિત્સા.

**सप्तच्छदारग्वधकेबुकैला निम्बः करञ्जः कुटजो गुडूची । साध्या जले तेन पचेद्यवागूं सिद्धं कषायं मधुसंयुतं वा ॥ एर्वारुबीजकल्कश्च श्लक्ष्णपिष्टोऽक्षसंमितः । धान्याम्ललवणैः पेयो मूत्रकृच्छ्रविनाशनः ॥ त्रिकण्टकारग्वधदर्भकाशदुरालभापर्वतभेदपथ्याः । निघ्नन्ति पीता मधुनाश्मरीजं संप्राप्तमृत्योरपि मूत्रकृच्छ्रम् ॥**

સાત્વિન, ગરમાળો, સોપારી, એળચી, લીમડો, કરંજ, ઇંદ્રજવ, અને ગળોનો કવાથ મધ નાંખીને પીવાથી, અથવા એ કવાથમાં રાંધેલી યવાગૂ ખાવાથી પથરીની મૂત્રકૃચ્છ્ર મટી જાયછે.

કાકડીનાં બીજોનો એક તોલો કલ્ક કાંજી અને સૈંધવ સાથે પીવાથી મૂત્રકૃચ્છ્ર મટેછે.

ગોખરૂ, ગરમાળો, દર્ભ. કાંસડો, ધમાસો, પાષાણભેદ, અને હરડેનો કલ્ક મધ સાથે પીવાથી મરણ તોલ મૂત્રકૃચ્છ્ર પણ મટી જાયછે.

## મુત્રકૃચ્છ્રની સામાન્ય ચિકિત્સા.

**निदिग्धिकायाः स्वरसं कुडवं मधुसंमि

तम् । मूत्रदोषहरं पीत्वा नरः सम्पद्यते सुखी ॥ कषायोऽतिबलामूलसाधितोऽशेषकृच्छ्रजित् । पीतं च त्रपुसीबीजं सतिलाज्यपयोन्वितम् ॥ त्रिफलायाः सुपिष्टायाः कल्कं कोलसमन्वितम् । वारिणा लवणीकृत्य पिबेत् मूत्ररुजापहम् ॥ यवोरुबूकतृणपञ्चमूलीपाषाणभेदैः सशतावरीभिः । कृच्छ्रेषु गुग्गुल्वभयाविमिश्रैः कृतः कषायो गुडसंप्रयुक्तः ॥ मूलानि कुशकाशेक्षुशराणां चेक्षुवालिका । मूत्राघाताश्मरीकृच्छ्रे पञ्चमूली तृणात्मिका ॥ गुडमामलकं वृष्यं श्रमघ्नं तर्पणं प्रियम् । पित्तासृग्दाहशूलघ्नं मूत्रकृच्छ्रनिवारणम् ॥ सितातुल्यो यवक्षारः सर्वकृच्छ्रप्रसाधनः। द्राक्षासितोपलाकल्कं कृच्छ्रघ्नं मस्तुना युतम् ॥ विदारी सारिवा छागगृध्रीवत्सादनी निशा । कृच्छ्रं पीत्वाऽचिराद्धन्ति वल्लिजं पञ्चमूलकम् ॥ एलाश्मभेदकशिलाजतु पिप्पलीनामेर्वारुबीजलवणोत्तमकुङ्कुमानाम् । चूर्णानितण्डुलजले लुलितानि पीत्वा मत्यग्रमृत्युरपि जीवति मूत्रकृच्छ्री ॥ अयोरजः सूक्ष्मपिष्टं मधुना सह योजितम् । मूत्रकृच्छ्रं निहन्त्याशु त्रिभिर्लेहैर्न संशयः॥ पुनर्नवा मूलतुलां दर्भमूलं शतावरीम् । बलां तुरङ्गगन्धां च तृणमूलं त्रिकण्टकम् ॥ विदारिकन्दनागाह्वगुडूच्यतिबलास्तथा । पृथग् दश पलान् भागानपां द्रोणे विपाचयेत् ॥ तेन पादावशेषेण घृतस्यार्धाढकं पचेत् । मधुकं शृङ्गवेरं च द्राक्षां सैन्धवपिप्पलीम् ॥ द्विपलांशान् पृथग्दत्वा यवान्याः कुडवं तथा। त्रिंशद् गुडपलान्यत्र तैलस्यैरण्डजस्य च॥ एतदीश्वरपुत्राणां प्राग् भोजनमनिन्दितम् । राज्ञां राजसमानानां बहुस्त्रीपतयश्च ये ॥ मूत्रकृच्छ्रे कटिस्रस्ते तथा गाढपुरीषिणाम् । मेढ्रवंक्षणशूले च योनिशूले च शस्यते॥ यथोक्तानां च गुल्मानां वातशोणितिनश्च ये। बल्यं रसायनं श्रीदं सुकुमारकुमारकम् ॥

सुकुमारकुमारः पुनर्नवालेहः । सामान्यविधिः। मूत्राघातविधानमप्यत्र कार्यम् । इति मुत्रकृच्छ्रनिदानचिकित्साधिकारः ।

બેઠી ભોરીંગણીનો સ્વરસ ૧૬ તોલા લઈ તેમાં મધ નાંખીને પીવાથી મૂત્રના દોષો મટી જઇને માણસને સુખ થાયછે.

અતિબલા (ખપાટ) નાં મૂળિયાંનો ક્વાથ પીવાથી સર્વ મૂત્રકૃચ્છ્રો મટી જાયછે.

કાકડીનાં બીજ અને તલ ઘી તથા દૂધમાં વાટીને પીવાથી મૂત્રકૃચ્છ્રો મટેછે.

હરડે, બેડાં, અને આમળાંના કલ્કમાં બોરનો ગર્ભ અને સૈંધવ નાંખીને પીવાથી મૂત્રકૃચ્છ્રો મટી જાયછે.

જવ, એરડો, તૃણપંચમૂલ, પાષાણભેદ, શતાવરી, ગૂગળ, અને હરડેનો ક્વાથ ગોળ નાંખીને પીવાથી મૂત્રકૃચ્છ્રો મટી જાયછે. દર્ભ, કાંસડો, શેરડી, અને કસઈનાં મૂળોને વાટીને પીવાથી મૂત્રાઘાતો, તથા પથરીની મૂત્રકચ્છ્ર મટી જાય છે.

ગોળ અને આમળાં ખાવાથી પુરૂષાતન વધે છે, થાક મટેછે, તૃપ્તિ મળે છે, રૂચિ થાયછે; અને પિત્ત, રક્તવિકાર, દાહ, તથા શૂળનો નાશ થાય છે. સાકર નાંખીને જવખાર પીવાધીતો સર્વ પ્રકારની મુત્રકૃચ્છ્ર મટે છે.

દ્રાક્ષના અને સાકરના કલ્ક દહિંના પાણી સાથે પીવાથી મૂત્રકૃચ્છ્ર મટી જાયછે.

વિદારીકંદ, ઉપલસરી, મરડાશીંગી, ગળો, હળદર, વાવડીંગ, અને તૃણપંચમૂલને વાટીને પીવાથી તુરતજ મૂત્રકૃચ્છ્ર મટી જાયછે.

એળચી, પાષાણભેદ, શિલાજીત, પીપર, કાકડીનાં બીજ, સૈંધવ, અને કેશરનું ચુર્ણ ચોખાના ધોણમાં ડોળીને પીવાથી મરણ તુલ્ય મૂત્રકૃચ્છ્ર પણ મટેછે.

લોહ મંડુરને ત્રણ દિવસ સૂધી મધમાં ચાટવાથી તુરતજ મૂત્રકૃચ્છ્ર મટી જાયછે, એમાં સંશય નથી.

## સુકુમાર કુમારક પુનર્નવાલેહ.

સાટોડીનાં મૂળ ૪૦૦ તોલા; અને દર્ભનાં મૂળ, શતાવરી, બળદાણા, આસોંદ, તૃણપંચમૂલ, ગોખરૂ, નાગકેસર, ગળો, અને ખપાટ, એ દરેક ચાળીસ ચાળીસ તોલા લઇ, સર્વને ૧૦૨૪ તોલા પાણીમાં કવાથ કરવો. ચોથા ભાગનું પાણી રહે એટલે ગાળીને તેમાં ૧૨૮ તોલા ઘી પકાવવું. પછી તે ઘીમાં જેઠીમધ, આદુ, દ્રાક્ષ, સૈંધવ, અને પીપરનાં ચુર્ણો આઠ આઠ તોલા; ૧૬ તોલા અજમા; ૧૨૦ તોલા ગોળ; અને ૧૨૦ તોલા એરડિયું તેલ; એ સર્વ નાંખવાં. આ અવલેહ ખાવાથી મૂત્રકૃચ્છ્રો, કમરનું ઢીલું પડવું, વિષ્ટાનું કઠણપણું, લિંગનું શૂળ, સાથળના સાંધાનાં શૂળ, યોનિનું શૂળ, અને સર્વ પ્રકારના ગુલ્મો, તથા વાતરક્તનો નાશ થઈ જાયછે. રાજાઓ, રાજા જેવા ગ્રહસ્થો, ધનાવંત લોકોના પુત્રો તથા પુત્રીઓ, તથા ઘણી સ્ત્રીઓ વાળા પતિઓએ આ અવલેહ ખાવો. તેથી બળ વધેછે, લક્ષ્મી મળેછે, અને બાળકો સુકુમાર રહેછે.

હવે પછી કહેવાશે તે મૂત્રાઘાતોની ચિકિત્સાઓ મૂત્રકૃચ્છ્ર ઉપર કરાય છે.

**मूत्रकृच्छ्रनो अधिकार समाप्त.**

---

# મૂત્રાઘાતનો અધિકાર.

## મૂત્રાઘાતોનાં કારણો.

**जायन्ते कुपितैर्दोषैर्मूत्राघातास्त्रयोदश ।**
**प्रायो मूत्रविघाताद्यैर्वातकुण्डलिकादयः ॥**

દોષોના કોપવાથી તેર જાતના મૂત્રાઘાતો થાય છે. મૂત્રનો વેગ રોકવાથી ઘણું કરીને તેઓ વાતકુંડલિકા વગેરે થાય છે.

## વાતકુંડલિકાનું લક્ષણ.

**रौक्ष्याद्वेगविघाताद्वा वायुर्बस्तौ सवेदनः। मूत्रमाविश्य चरति विगुणः कुण्डलीकृतः ॥ मूत्रमल्पाल्पमथवा सरुजं संप्रवर्त्तते । वातकुण्डलिकां तीव्रां व्याधिं विद्यात् सुदारुणम् ।**

रौक्ष्यात्कायस्य । वेगविघातात् मूत्रादि वेगनिरोधात् । आविश्य आवृत्य मूत्रमिति रौक्ष्यादिभिर्वेगविघातादिभिश्च विगुणः दुष्टः कुण्डलीकृतः वातावर्तो बस्तावेव भ्रमंस्तिष्ठति । कुण्डलीभूतो वायुः बस्तौ मूत्राशये चरति प्रधावति । आबद्धत्वाद् भ्रमंस्तिष्ठति ।

રૂક્ષથી, વેગોના રોકવાથી, દુષ્ટ થયેલો વાયુ કુંડળી જેવો થઇને મૂત્રને વીંટી લેઇન વેદના કરતો મૂત્રાશયમાંજ ભમ્યા કરે છે, અને તેમાં બંધાઇ રહે

છે. એથી થોડું થોડું મૂત્ર પીડાથી નીકળ્યા કરે છે. આ તીવ્ર અને મહાદારૂણ રોગ વાતકુંડલિકા કહેવાય છે.

## અષ્ઠીલાનાં લક્ષણો.

**आध्मापयन्बस्तिगुदं रुध्वा वायुश्चलोन्नताम् । कुर्यात्तीव्रार्त्तिमष्ठीलां मूत्रविण्मार्गरोधिनीम् ॥** वातः बस्तिगुदं रुध्वा अर्थात्तदन्तर्गतं मूत्रं मलं च निरुध्य बस्तिं गुदं च आध्मापयन् आध्मानं कुर्वन् अष्ठीलां अष्ठीलातुल्यां ग्रन्थिं कुर्यात् । चलोन्नतां चलामुन्नतां च ।

વાયુ મૂત્ર તથા મળને રોકીને મૂત્રાશય તથા ગુદાને ફુલાવીને ચંચળ, ઊંચી, તીવ્ર પીડાવાળી, અને મૂત્ર તથા વિષ્ટાના માર્ગોને રોકી લેનારી ગાંઠ ઉત્પન્ન કરે છે, તે રોગને અષ્ઠીલા કહે છે.

## વાતબસ્તિનાં લક્ષણો.

**वेगं विधारयेद्यस्तु मूत्रस्याकुशलोनरः । निरुणद्धि मुखं तस्य बस्तेर्बस्तिगतोऽनिलः ॥ मूत्रसङ्गो भवत्तेनः बस्तिकुक्षिनिपीडितः । वातबस्तिः स विज्ञेयो व्याधिः कृच्छ्रप्रसाधनः ॥**

अकुशलो मूर्खः । तस्य पुरुषस्य बस्तेर्मुखं निरुणद्धि बस्तिगतो वायुः तेन वायुना मूत्रसंगो भवति । बस्तिकुक्षिनिपीडित इति बस्तौ कुक्षौ निपीडितः संपीडितो वायुरिति सम्बन्धः । मूत्रसङ्गः मूत्रावरोधः ।

મૂત્રના વેગને રોકવાથી મૂત્રાશયમાં રહીને મૂત્રાશય તથા પેટમાં દબાયલો વાયુ મૂત્રના મુખને બંધ કરી દેછે, તેથી મૂત્ર અટકે છે. આ રોગને વાત બસ્તિ કહે છે, તથા તે કષ્ટસાધ્ય છે.

## મૂત્રાતીતનું લક્ષણ.

**चिरं धारयतो मूत्रं त्वरया न प्रवर्त्तते । मेहमानस्य मन्दं वा मूत्रातीतः स उच्यते॥**

मेहमानस्य मूत्रमुत्सृजतः मन्दं वा अल्पं वा ।

ઘણી વારથી હાજત લાગ્યા છતાં મુત્ર તુરત નીકળે નહિ અને માંડ માંડ થોડું થોડું મુતરાય, એ રોગ મુત્રાતીત કહેવાય છે.

## મુત્ર જઠરનાં લક્ષણો.

**मूत्रस्य वेगेऽभिहते तदुदावर्त्तहेतुकः । अपानः कुपितो वायुरुदरं पूरयेद् भृशम्॥ नाभेरधस्तादाध्मानं जनयेत्तीव्रवेदनम् । तन्मूत्रजठरं विन्द्यादधोबस्तिनिरोधजम् ॥**

तदुदावर्त्तहेतुक इति मूत्रवेगधारणगणितोदावर्त्तनिदानमाध्मानं कुर्यात् । अधोबस्तिनिरोधनम् । बस्तेरधोदेशे विबन्धकारकम् ।

મુત્રના વેગને રોકવાથી કોપ પામેલ અપાનવાયુ પેટમાં ભરાઇને નાભિની નીચે આફરા જેવી વેદના કરેછે, તેથી મુત્રાશયના માર્ગનો રોધ થઇ જાયછે. આ રોગને મુત્રજઠર કહેછે.

## મુત્રોત્સંગનાં લક્ષણો.

**बस्तौ वाप्यथवा नाले मणौ वायस्य देहिनः । मूत्रं प्रवृत्तं सज्येत सरक्तं वा प्रवाहतः ॥ स्रवेच्छनैरल्पमल्पं सरुजं वाप्यनीरुजम् । विगुणानिलजो व्याधिः स मूत्रोत्सङ्गसंज्ञितः ॥**

नाले मेढ्रे मणौ मेहनग्रन्थौ सज्येत निरुद्धं स्यात् सरक्तं प्रवाहतः कण्ठहृद्बलेन सशद्बं मूल-

पुरीषत्राशयानामधः प्रेरणं प्रवाहणं तेन कुपितेन वायुना बस्त्यादिभेदात् सरक्तं मूत्रं स्त्रवेदित्यर्थः ।

ચલાવવા માંડેલું મુત્ર મુત્રાશય, લિંગ, અથવા લિંગના મુખમાં અટકી રહેછે, અને કંઠ તથા હૃદયના બળથી કરાંઝીને મુત્ર તથા વિષ્ટાને અધોવાયુના માર્ગમાં પરાણે ઊતારવામાં આવેછે, તેથી કોપ પામેલ વાયુ મુત્રાશયાદિને ભેદે છે, તેથી પીડા કે પીડાવગર થોડું થોડું લોહીવાળું મુત્ર ધીરે ધીરે નીકળે છે. એ રોગ મુત્રોત્સંગ કહેવાય છે, અને તે દુષ્ટ થયેલા વાયુથી થાયછે.

## મુત્રક્ષયનાં લક્ષણો.

**रूक्षस्य क्लान्तदेहस्य बस्तिस्थौ पित्तमारुतौ । मूत्रक्षयं सरुग्दाहं जनयेतां तदाह्वयम् ॥**

क्लान्तदेहस्य म्लानदेहस्य । तदाह्वयं मुत्रक्षयसंज्ञम् ।

રૂક્ષ થયેલા તથા ગ્લાનિ પામેલા શરીર વાળાના મુત્રાશયમાં રહેલા પિત્ત તથા વાયુ મુત્રનો ક્ષય કરીને વેદના તથા દાહ ઉત્પન્ન કરેછે. એ રોગ મુત્રક્ષય કહેવાય છે.

## મુત્રગ્રંથિનાં લક્ષણો.

**अन्तर्बस्तिमुखे वृत्तः स्थिरोऽल्पः सहसा भवेत् । अश्मरीतुल्यरुग्ग्रन्थिर्मुत्रग्रन्थिः स उच्यते ॥**

अन्तर्बस्तिमुखे बस्त्यभ्यन्तरे अल्पः क्षुद्रामलकप्रमाणः । नन्वस्याश्मर्या सह को भेदः । उच्यते । अश्मरी क्रमशः सञ्चयेन स्यादयं तु सहसा भवेदिति भेदः । अपरो भेदः अश्मर्यां पित्तमधिकं अत्र तु रक्तमेव । यत उक्तं तन्त्रान्तरे ' रक्तं वातकफादुष्टं बस्तिद्वारे सुदारुणं । ग्रन्थिं कुर्यात् सकृच्छ्रेण सृजेन्मूत्रं तदावृतम् ।'

એકદમ ગોળાકાર, સ્થિર, ન્હાના આમળા જેવડી અને પથરીના જેવી પીડા કારક ગાંઠ મુત્રાશયમાં થાયછે, તેને મુત્રગ્રંથિ કહેછે, અહીં કોઇને શંકા થશે કે મુત્ર ગ્રંથીમાં અને પથરીમાં શો તફાવત છે ? તેનું સમાધાન કે પથરી તો મુત્ર વગેરેના સંચયથી થાયછે, અને આ ગાંઠ તો સહસા થાયછે. વળી પથરીમાં પિત્ત અધિક હોયછે, અને આ ગાંઠમાં તો લોહી અધિક હોયછે. વાયુ તથા કફથી બગડેલા લોહીની મુત્રાશયના દ્વારમાં અતિદારૂણ ગાંઠ બાઝેછે તેથી ઘણા કષ્ટથી મૂતરી શકાયછે, તે મૂત્ર લોહીવાળું નીકળે છે.

## મુત્રશુક્રનાં લક્ષણો.

**मूत्रितस्य स्त्रियं यातो वायुना शुक्रमुद्धतम् । स्थानात् च्युतं मूत्रयतः प्राक्पश्चाद्वा प्रवर्त्तते ॥ भस्मोदकप्रतीकाशं मूत्रशुक्रं तदुच्यते ।**

मूत्रितस्य मूत्रवेगयुक्तस्य शुक्रं स्थानात् च्युतं पश्चाद् वायुना उद्धृतं ऊर्ध्वं नीतं भस्मोदकप्रतीकाशं भस्मसहितजलसदृशं मूत्रशुक्रं तदुच्यते ।

હાજત છતાં મુત્રને રોકીને સ્રીસંગ કરવાથી સ્થાનભ્રષ્ટ થઇને વાયુથી ઊંચે ચઢેલું વીર્ય મુતરવાના પ્રારંભમાં અગર પછી રાખોડીવાળા પાણી જેવું નીકળે છે, તે રોગને મુત્રશુક્ર કહેછે.

## ઉષ્ણવાત ( ઉનવા )નાં લક્ષણો.

**व्यायामाध्वातपैः पित्तं बस्तिं प्राप्यानिलावृतम् । बस्तिं मेढ्रं गुदं चैव प्रदहन् स्रावयेदधः । मूत्रं हारिद्रमथवा सरक्तं रक्तमेव वा ॥ कृच्छ्रात् पुनः पुनर्ज्जन्तोरुष्णवातं वदन्ति तम् ।** सरक्तं ईषल्लोहितं ।

કસરત, પંથ, અને તડકો સેવવાથી મુત્રાશયમાં જઇને પિત્ત વાયુથી વીંટાઇને મુત્રાશય, લિંગ, યોનિ, અને ગુદામાં દાહ કરીને ઘણું કષ્ટે વારંવાર હળદર જેવા રંગવાળું તથા કંઇક રાતું લોહી વાળું મુત્ર કરાવે છે, એ રોગને ઉષ્ણ વાત (ઉનવા ) કહેવામાં આવે છે.

## મુત્ર સાદનાં લક્ષણો.

**पित्तं कफो द्वावपि वा संहन्येतेऽनिलेन चेत् ॥ कृच्छ्रान्मूत्रं तथा पीतं रक्तं श्वेतं घनं स्रवेत् । सदाहं रोचनाशङ्खचूर्णवर्णं भवेच्च तत् । शुष्कं समस्तवर्णं वा मूत्रसादं वदन्ति तम् ।** संहन्येते घनीक्रियेते । शुष्कं अल्पं समस्तवर्णं उक्तसकलवर्णयुक्तं ॥

પિત્ત, કફ, અથવા એ બંને, વાયુથી ઘાટાં થવાથી માંડ માંડ પીળું, રાતું, ધોળું, અથવા શંખના ચુર્ણ જેવું કે ગોરોચનના ચુર્ણ જેવું, અથવા એ સર્વ રંગો વાળું, ઘાટું બળતરાવાળું, અને થોડું થોડું મુત્ર ઊતરેછે, એ રોગને મુત્રસાદ કહેવામાં આવેછે.

## વિડ્વિઘાતનાં લક્ષણો.

**रूक्षदुर्बलयोर्वातेनोदावर्त्तं शकृद्यदा । मूत्रस्रोतोऽनुपद्येत विट्संसृष्टं तदा नरः ॥ विड्गन्धं मूत्रयेत् कृच्छ्राद् विड्विघातं विनिर्दिशेत् ॥**

उदावर्त्तं उर्ध्वं नीतं विड्गन्धं वा । वाशब्दोऽत्र योजनीयः ।

રૂક્ષ કે દુર્બળ માણસની વિષ્ટાને વાયુ ઊંચે ચઢાવી દેછે તો તે મૂત્રનાં સ્રોતોમાં ભરાવવાથી મૂત્ર વિષ્ટાવાળું તથા વિષ્ટાનાં ગંધ વાળું માંડ માંડ ઊતરે છે; એ રોગને વિડ્વિઘાત કહેછે.

## બસ્તિ કુંડળનાં લક્ષણો.

**द्रुताध्वलङ्घनायासैरभिघातात् प्रपीडनात् । स्वस्थानाद् बस्तिरुद्वृत्तःस्थूलस्तिष्ठति गर्भवत् ॥ शूलस्पन्दनदाहार्तो बिन्दुं बिन्दुं स्रवत्यपि । पीडितस्तु सृजेद्धारां संस्तम्भोद्वेष्टनार्त्तिमान् ॥ बस्तिकुण्डलमाहुस्तं घोरं शस्त्रविषोपमम् । पवनप्रबलं प्रायो दुर्निवारमबुद्धिभिः ॥ तस्मिन् पित्तान्विते दाहः शूलं मूत्रविवर्णता । श्लेष्मणा गौरवं शोथः स्निग्धं मूत्रं घनं सितम् ॥**

द्रुताध्वलङ्घनं शीघ्रं मार्गचलनं । उद्वृत्तः उत्थितः । स्पन्दनं किञ्चिच्चलनं । घोरं मारकं शस्त्रविषोपमं शस्त्रं खड्गादि तद्वच्छीघ्रं मारकं । विषमत्र गरलस्तद्वद्विलम्ब्य मारकं । एतावता मारकसवश्यं शीघ्रं विलंबेन वा ।

**श्लेष्मरुद्धाबिलो बस्तिः पित्तोदीर्णो न सिद्ध्यति । अविभ्रान्तबिलः साध्यो न च यः कुण्डलीकृतः ॥ स्याद्बस्तौ कुण्डलीभूते तृण्मोहः श्वास एव च ।**

बिलं बास्तिमुखरंध्रं । पित्तोदीर्णः पित्तेनोद्धतः । अविभ्रान्तबिलः कफेनानावृतबिलः । न च यः

कुण्डलीभूतः स साध्यः । एतेन कुण्डलीभूतोऽसाध्यः । कुण्डलीभूतस्य लक्षणमाह । तुडित्यादि । कुण्डलीभूतस्यायमर्थः । कफेन बिलावरोधात् तत्र वातः कुण्डलाकारेण तिष्ठतीत्यर्थः ॥

વેગથી બહુ પંથ કરવાથી, બહુ પરિશ્રમ અથવા અભિઘાત થવાથી, અથવા દબાણથી, મુત્રાશયની થેલી પોતાના સ્થાનમાંથી ખસીને ગર્ભના જેવું જાડું થઇ જાયછે, તથા તેમાં શળ થાયછે, અને તે ચલિત થયા કરે છે. બળતરાની પીડા થાય છે, અને માંડ માંડ મુત્રનાં ટીપાં પડયા કરે છે. દબાવવાથી મુત્ર વધારે નીકળે છે, પણ તેમ કરવાથી સજજડ થઇને ગોટલી ચઢયા જેવી પીડા થાય છે. આ રોગ બસ્તિકુંડળ કહેવાય છે. એ રોગ ભયંકર હોઇને ખડ્ગની પેઠે તુરત મારી નાંખે છે, અને ઝેરની પેઠે લાંબે કાળે પણ મારી નાંખે છે. એમાં વાયુ પ્રબળ હોય છે અને મુર્ખ લોકોથી એ રોગ ન મટાડાય તેવોછે. આ રોગમાં પિત્ત મુખ્ય હોય તો બળતરા, શળ અને મુત્રનો રંગ ખરાબ હોયછે; અને કફ હોયતો ભારેપણું, સોજો, અને મુત્ર ચીકણું ઘાડું અને ધોળું નીકળે છે; એકંદરે આ રોગ વહેલાં કે મોડાં, પણ મારી નાંખનારો તો છેજ.

## બસ્તિ કુંડળની અસાધ્યતા.

મુત્રાશય પિત્તથી સ્થાનભ્રષ્ટ થઇને મુખ કફથી ઢંકાયું હોય, તો તે રોગ અસાધ્ય છે. તેનું મુખ કફથી ઢંકાયું ન હોય અને તેમાં વાયુકુંડલાકારે રહ્યો ન હોય, તો એ રોગ સાધ્ય છે. તેમાં વાયુ કુંડલાકારે રહ્યો હોય, તો તૃષા, મોહ, અને શ્વાસ થાયછે, એ લક્ષણો ઉપરથી વાયુ કુંડલાકારે રહેલો છે કે કેમ? તે સમજી શકાય છે.

## મુત્રાઘાતોની ચિકિત્સા.

स्नेहस्वेदोपपन्नस्य हितं स्नेहविरेचनम् । दद्यादुत्तरबस्तींश्च मूत्राघाते सवेदने ॥ नलकुशकाशेक्षुबलाक्वाथं प्रातः सुशीतलं ससितम् । पिबतो नश्यति नियतं मूत्रग्रह इत्युवाच कविः ॥ गोजानाम्नो मूलं पलमेकं क्वथितशेषितं पीतम् । क्षिप्त्वा मधु च सितां च प्रणुदति मूत्रस्य संरोधम् ॥ गोक्षापद्मामूलं क्वथितं घृततैलगोरसोन्मिश्रम् । पीतं निरुद्धमचिरात् भिनत्ति मूत्रस्य सङ्घातम् ॥ पिबेच्छिलाजतुक्वाथे गणे वीरतरादिजे । रसं दुरालभाया वा कषायं वासकस्य वा ॥ क्वाथं सपत्रमूलस्य गोक्षुरोः सफलस्य च ॥ पिबेन्मधुसितायुक्तं मूत्रकृच्छ्ररुजापहम् । घनसारस्य चूर्णेन वस्त्रवर्तिः शनैःशनैः ॥ मुण्डयित्वा ध्वजे क्षिप्त्वा मूत्ररोधं जहाति तम् । सदा भद्राश्मभिन्मूल शतावर्याः सचित्रकम् ॥ रोहिणी कोकिलाक्षी च वचाशैलत्रिकण्टकम् । श्लक्ष्णपिष्टः सुरापीतो मूत्रघातप्रबाधनः ॥ पिबेद्बर्हिशिखामूलं दुग्धमुक्तंदुलाम्भसा । बस्तिमुत्तरबस्तिं वा सर्वेषामेवदापयेत् ॥ निदिग्धिकायाः स्वरसं पिबेद्वा तक्रमिश्रितम् ॥ जले कुङ्कुमकल्कं वा सक्षौद्रमुषितं निशि ॥ सतैलं पाटलाभस्मक्षारं मधक्ष प-

रिसुतम् । त्रिकण्टकैरण्डशतावरीभिः सिद्धं पयो वा तृणपञ्च मूलं । गुडप्रगाढं सघृतं पयो वा रोगेषु कृच्छ्रादिषु शस्तमेतत् ॥ शिलाक्षारान्वितं मूलं वायसीतैलकूटयोः । कोपकाररसैः पीतं बस्तिकुण्डलजिद्भवेत् ॥ मूत्रशीलपयोऽश्माशी चन्दनं तण्डुलाम्बुना । पिबेत् सशर्करं श्रेष्ठमुष्णवाते सशोणिते ॥ शिलोद्भिदेरण्डशमीस्थिरादि पुनर्नवाभी रसेषु सिद्धम् । तैलं घृतं क्षीरमथानुपानं रोगेषु कृच्छ्रादिषु संप्रयोज्यम् ॥

इति शिलोद्भिदादितैलम् ।

धान्या गोक्षुरकाथकल्कयुक्तं घृतं हितम् । मूत्राघाते मूत्रदोषे शुक्रदोषे च दारुणे ॥

इति धान्यगोक्षुरकं घृतम् ।

अम्बष्ठा पाटला चैव वर्षाभूद्वयमेव च । विदारीकन्दकाशश्च कुशमोरटगोक्षुराः ॥ पाषाणभेदो वाराही शालिमूलं शरस्तथा । भल्लातकं शिरीषस्य मूलमेषामथाहरेत् । समभागानि सर्वाणि क्वाथयित्वा विचक्षणः । पादशेषकषायेण घृतप्रस्थं विपाचयेत् ॥ कल्कं दत्त्वाथ मतिमान् गिरिजं मधुकं तथा । नीलोत्पलं च काकोलीं बीजं त्रपुसमेव च ॥ कूष्माण्डं च तथैर्वारुसम्भवं च समं भवेत् । उष्णवातं निहन्त्येतद् घृतं भद्रावहं स्मृतम् ॥ इति भद्रावहं घृतम् ।

विदारी वृषको यूथी मातुलुङ्गी च भूस्तृणम् । पाषाणभेदः कस्तूरी वसुको वसिरोऽनलः ॥ पुनर्नवा वचा रास्ना बला चातिबला तथा । कशेरुत्रिपशृङ्गाटतामलक्यः स्थिरादयः ॥ शरेक्षुदर्भमूलं च कुशः काशस्तथैव च । पलद्वयं तु संहृत्य जलद्रोणे विपाचयेत् ॥ पादशेषे रसे तस्मिन् घृतप्रस्थं विपाचयेत् । शतावर्यास्तथा धात्र्याः स्वरसो घृतसम्मितः ॥ षट्पलं शर्करायाश्च कार्षिकान्यपराणि च । यष्ट्याह्वं पिप्पली द्राक्षा काश्मर्यं सपरूषकम् । एला दुरालभा कौन्ती कुङ्कुमं नागकेशरम् । जीवनीयानि चाष्टौ च दत्त्वा च द्विगुणं पयः ॥ एतत् सर्पिर्विपक्तव्यं शनैर्मृद्वग्निना बुधैः । मूत्राघातेषु सर्वेषु विशेषात् पित्तजेषु च ॥ शर्कराश्मरिशूलेषु शोणितप्रभवेषु च । हृद्रोगे पित्तगुल्मे च वातासृक् पित्तजेषु च ॥ कासश्वासक्षतोरस्कं धनुःस्त्रीभारकर्षिते । तृष्णाच्छर्दिमनःकम्पशोणितच्छर्दिने तथा ॥ रक्ते यक्ष्मण्यपस्मारे तथोन्मादे शिरोग्रहे । योनिदोषे रजोदोषे शुक्रदोषे स्वरामये ॥ एतत् स्मृतिकरं वृष्यं वाजीकरणमुत्तमम् । पुत्रदं बलवर्णाढ्यं विशेषाद्वातनाशनम् ॥ पानभोजननस्येषु न क्वचित् प्रतिहन्यते । विदारीघृतमित्युक्तं रसायनमनुत्तमम् ॥ इति विदारीघृतम् ।

पिष्ट्वाखुमूलष्मुणेन चारनालेन पीयते । बद्धमूत्रं निहन्त्याशु तथैव करभीभवम् ॥ स्त्रीणामतिप्रसङ्गेन शोणितं यस्य रिच्यते । मैथुनोपरमश्चास्य बृंहणीयो विधिर्हितः ॥ ताम्रचूडवसातैलं हितं चोत्तरबस्तिषु । स्वगुप्ता फलमृद्वीकाकृष्णेक्षुरसितारजः ॥ समांशपञ्चभागानि क्षीरक्षौद्रघृतानि च । स-

र्वं सम्यग्विमथ्याक्षमत्रं लीढ्वा पयः पिबेत् ॥ हन्ति शुक्रक्षयोत्थांश्च दोषान् वन्ध्यासुतप्रदम् । क्षौद्रार्धभागः कर्तव्यो भागा तु क्षीरसर्पिषोः शर्करायाश्च चूर्णं च द्राक्षाचूर्णं च तत्समम् । स्वयंगुप्ताफलं चैव तथैवेक्षुरकस्य च । पिप्पलीनां तथा चूर्णं समभागं प्रदापयेत् । तदैकध्यं समानीय खजेनातिविमथ्य च ॥ तस्य पाणितलं भागं लिहेत् क्षीरं ततः पिबेत् । एतत् सर्पिः प्रयुञ्जानां योनिदोषात् प्रमुच्यते ॥ इति क्षौद्राद्यभागं घृतम् ।

कर्पूररजसा युक्ता वस्त्रवर्त्तिः शनैःशनैः । मेढ्रमार्गान्तरे न्यस्ता मूत्राघातं व्यपोहति ॥ धान्यगोक्षुरकक्काथकल्कसिद्धं घृतं हितम् । मूत्राघाते मूत्रकृच्छ्रे शुक्रदोषे च दारुणे ॥ धान्यगोक्षुरकं घृतम् ।

मूत्रकृच्छ्रेऽश्मरीरोगे भेषजं यत्प्रकीर्तितम् । मूत्राघातेषु सर्वेषु तत् कुर्याद्देशकालवित् ॥ इति मुत्राघाताधिकारः।

વેદનાવાળો મુત્રાઘાત હોયતો સ્નેહન તથા સ્વેદન કર્યા પછી સ્નિગ્ધ વિરેચન દેવું, અને પછી ઉત્તરબસ્તિઓ દેવી, તે હિતકારીછે.

બરૂ, દર્ભ, કાંસડો, શેરડી, અને ઝીપટો, એનો ક્વાથ સારી પેઠે ટાઢો પાડી તેમાં સાકર નાંખીને પ્રાતઃકાળમાં પીવાથી મુત્રાઘાત જરૂર મટેછે, એમ શુક્રાચાર્યે કહેલું છે.

ચાર તોલા ભોંપાથરીનાં મુળનો ક્વાથ મધ તથા સાકર નાંખીને પીવાથી મુત્રરોધ મટેછે. કાળી મૂસળીનાં મૂળના ક્વાથ ઘી, તેલ, અને દહિં નાંખીને પીવાથી રોકાયેલું મૂત્ર તુરત છુટે છે.



પથરીની ચિકિત્સામાં કહેવામાં આવશે તે વીરતરાદિગણનો ક્વાથ શિલાજિત્ નાંખીને, અથવા ધમાસો કે અરડુસીનો ક્વાથ નાંખીને પીવાથી મુત્રાઘાતો મટી જાયછે.

પાન, ફળ, તથા મુળ સહિત ગોખરૂનો ક્વાથ મધ તથા સાકર નાંખીને પીવાથી મુત્રરોગો મટી જાયછે.

કપુરના ચુર્ણથી ખરડેલી વસ્ત્રની વાટને ધીરેથી લિંગમાં ખોસવાથી મુત્રરોધ મટી જાય છે.

રાતી શીવણ, પાષાણભેદ, શતાવરીનું મુળ, ચિત્રક, કડુ, એખરો, વજ, શિલાજિત, અને ગોખરૂ એઓને ઝીણાં વાટીને મદિરા સાથે પીવાથી મુત્રરોધો મટી જાયછે.

મોરશિખાના મુળને વાટીને ચોખાના ધોણમાં પીવાથી, તથા દૂધ જમવાથી, મુત્રાઘાતો મટી જાયછે

સર્વ મુત્રાઘાતોમાં બસ્તિ તથા ઉત્તરબસ્તિઓ તો દેવીજ જોઇએ.

ભોંરીંગણીનો સ્વરસ ઘાટી છાશમાં પીવાથી મુત્રાઘાતો મટી જાયછે.

કેસર અને મધનો કલ્ક રાતવાસી રાખીને પીવાથી મુત્રાઘાતો મટી જાયછે.

કાકચીઆની રાખ તેલમાં નાંખી વસ્ત્રથી ગાળીને તે તેલ પીવાથી મુત્રાઘાતો મટેછે.

ગોખરૂ, એરંડો, અને શતાવરીનો ક્વાથ પીવાથી મુત્રાઘાતો મટી જાયછે.

તૃણપંચમુળનો ક્વાથ પીવાથી મુત્રાઘાતો મટી જાયછે.

ગોળ અને ઘીને બહુ એકત્ર કરી તેમાં દૂધ મેળવીને પીવાથી મુત્રકૃચ્છ્રાદિ રોગો મટે છે.

માલકાંકણીનાં મુળને વાટીને તેમાં સાકર તથા જવખાર મેળવીને જાડી શેરડીના રસની સાથે પીવાથી મુત્રાઘાતો મટી જાયછે.

સુખડને ઘસી તેમાં સાકર નાંખીને તે ચોખાના ધોણની સાથે પીવાથી, અને પછી ઉકાળીને ટાઢા પાડેલા દૂધનીસાથે અન્ન જમવાથી, લોહીવાળો ઉષ્ણવાત મટી જાયછે.

પાષાણભેદ, એરંડો, ખીજડી, સ્થિરાદિ ઔષધોનો ગણ, સાટોડી, અને શતાવરીના કવાથથી પકાવેલ તેલ દૂધના અનુપાનથી પીવાથી મુત્રકૃચ્છ્રાદિ રોગો શાંત થઈ જાય છે.

## ધાન્ય ગોક્ષુરક ઘૃત.

ધાણા તથા ગોખરૂના કવાથથી તથા કલ્કથી પકાવેલું ઘી ખાવાથી મુત્રના દોષો, અને વીર્યના દારૂણ દોષો મટી જાયછે.

## ભદ્રાવહ ઘૃત.

કાળીપાડ, કાંકચ, રાતી સાટોડી, ધોળી સાટોડી, વિદારીકંદ, કાંસડો, દર્ભ, શેરડીનાં મુળ, ગોખરૂ, પાષાણભેદ, વારાહીકંદ, રાતા ચોખાનાં મુળ, પાનબાજરિયું, ભીલામો, અને સરસડિયાનું મુળ, એ સર્વ સમ ભાગે લેઇ કવાથ કરી ચોથા ભાગનું પાણી રહે ત્યારે તેમાં શિલાજિત્, જેઠીમધ, નીલકમળ, કાકોલી, ત્રપુસનાં બીજ, કોળાંનાં બીજ, અને કાકડીનાં બીજો સમ ભાગે લેઇ તેનો કલ્ક કરી નાંખવો. પછી તેમાં ઘી ૬૪ તોલાભાર પકાવવું. આ ભદ્રાવહ નામનું ઘી ઉષ્ણવાતને મટાડે છે.

## વિદારી ઘૃત.

વિદારીકંદ, અરડુસી, જૂઇ, બીજોરૂં, ભૂસ્તૃણ ખડ, પાષાણભેદ, કસ્તુરી, સાંભરલૂણ, દરિયાઇલવણ, ચિત્રક, સાટોડી, વજ, રાસ્ના બળદાણા, ખપાટ, કસેલાં, હીરાબોળ, શીંગોડાં, ભોંઆમલી, સ્થિરાદિગણનાં ઔષધો, પાનબાજરિયાનાં મુળ, શેરડીનાં મુળ, દર્ભનાં મુળ, દર્ભ, અને કાંસડો, એ દરેક આઠ આઠ તોલા લેઇ, તેનો ૧૦૨૪ તોલા પાણીમાં કવાથ કરી, ચોથો ભાગ પાણી રહે ત્યારે તેમાં શતાવરી તથા આમલીના સ્વરસો ૬૪ તોલા, ૨૪ તોલા સાકર, અને એક એક તોલો જેઠીમધ, પીપર, દ્રાક્ષ, સીવણનાં ફળ, ફાલસાં, એળચી, ધમાસો, નગડના બીજ, કેસર, જીવનીયગણનાં ઔષધો, અને ૧૨૮ તોલાભાર દૂધ નાંખીને તેમાં ૬૪ તોલાભાર ઘી ધીરે ધીરે અગ્નિથી પકાવવું. આ વિદારીઘૃત સર્વ પ્રકારના મુત્રાઘાતો, વિશેષે કરીને પિત્તના રોગો, કાંકરી, પથરી, શૂળ, લોહીના બગાડો, છાતીનાં દરદો, પિત્તનો ગુલ્મ, વાયુ તથા રક્ત અને પિત્તના વ્યાધિઓ, ઉધરસ, શ્વાસ, ઉરઃક્ષત, ધનુષ્ય ઉપાડવાથી કર્ષિત થયું હોય તે, મૈથુન તથા બોજાથી થાકવું, તરશ, ઉલટી, મનના રોગો, કંપ, લોહીની ઉલટી, ક્ષયરોગ, અપસ્માર, ઉન્માદ, શિરોગ્રહ, યોનિ તથા રજના દોષો, વીર્યના દોષો, સ્વરભંગ વગેરે સ્વરના રોગો, એ સર્વની ઉપર આ ઘી વાપરવું. આ ઘી સ્મરણ તથા મૈથુનશક્તિ વધારે છે, પુત્ર આપેછે, વાજીકરણ છે, બળ આપેછે, વર્ણ સુધારે છે, અને વિશેષે કરીને વાયુના રોગોનો નાશ કરેછે. પીવા,

ખાવા, તથા નસ્યમાં આ ઘી સર્વત્ર ઉપયોગી છે. આ વિદારી ઘૃત બહુ ઉત્તમ રસાયન છે.

### પાન.

ઊંદરકર્ણીનાં મુળ અથવા ધોળી ગરણીનાં મુળને વાટીને ગરમ આરનાલમાં પીવાથી મુત્રનો રોધ તુરત મટી જાયછે.

### તામ્ર ચૂડવસા તૈલ..

અતિ મૈથુનથી મુત્રમાં લોહી પડતું હોય તોતેને મૈથુનથી અટકાવીને ધાતુ વધારનારા ઉપાયો કરવા, તથા કુકડાની ચરબી સાથે તેલ મેળવીને ઉત્તરબસ્તિ દેવી, એ સારી છે.

### ક્ષૌદ્રાર્દ્ધભાગ ઘૃત.

કૌચાંનાં ફળો,દ્રાક્ષ, કાળી શેરડીનો રસ, અને ગળીનું ચુર્ણ સમ ભાગે લેઇને તેમાં દૂધ, મધ, અને ઘી અરધ અરધ ભાગનાં લેઈને મેળવી મથીને તેમાંથી એક તોલો ચાટીને ઉપર દૂધ પીવાથી વીર્યક્ષયને લીધે થયેલા રોગો મટી જાયછે, અને વંધ્યાને પણ પુત્ર આવેછે. અથવા, દૂધ અને ઘી એક એક ભાગ, મધ અરધો ભાગ, અને એક એક ભાગ સાકર, દ્રાક્ષ, કૌચાંનાં ફળ, એખરો, અને પીપરનાં ચુર્ણોને મેળવીને રવાઇથી ખુબ મથીને તેમાંથી એક તોલો ચાટી ઉપર દૂધ પીવાથી યોનિના દોષો મટી જાયછે.

### વર્ત્તિ.

કર્પૂરના ચુર્ણથી ખરડેલી વસ્ત્રની વાટ લિંગના માર્ગમાં ખોસી રાખવાથી મુત્રાઘાત મટી જાય છે.

ધાન્યગોક્ષુરક ઘૃત—ધાણા અને ગોખરૂના કવાથમાં તથા કલ્કમાં પકાવેલું ઘી મુત્રાઘાત ઉપર, મુત્રકૃચ્છ્ર ઉપર અને વીર્યના દારૂણ દોષ ઉપર હિતકારી છે.

મુત્રકૃચ્છ્રો ઉપર જે જે ઉપાયો કહેલાછે, તથા પથરી ઉપર જે જે ઉપાયો કહેવાશે, તે સર્વનો ઉપયોગ પણ દેશ કાળને અનુસરીને સર્વ મુત્રાઘાતો ઉપર પણ કરવો.

**मूत्राघातनो अधिकार संपूर्ण.**

---

# અશ્મરી ( પથરી ) નો અધિકાર.

## પથરીનાં નિદાનો

**वातपित्तकफैस्तिस्रश्चतुर्थी शुक्रजा मता। प्रायः श्लेष्माश्रयाः सर्वा अश्मर्यः स्युर्यमोपमाः ॥**

श्लेष्माश्रयाः श्लेष्मसमवायिकारणाः शुक्रजां विना । शुक्रजायास्तु शुक्रस्यैव समवायिकारणत्वात् । अन्ये तु शुक्राश्मर्यामपि कफकारणत्वमिच्छन्ति । प्रायःशद्बश्चात्र विशेषार्थः। यमोपमाः चिकित्सां विना ।

વાત, પિત્ત, કફ, અને ચોથી વીર્યની પથરી થાયછે,અને તે સર્વમાં કફનું કારણપણું હોયછે, પણ વીર્યની પથરીમાં તો વીર્યનુંજ કારણપણું હોય છે એ પથરીઓ યમ રાજા જેવી છે.

### પથરીની સંપ્રાપ્તિ.

**विशोषयेद्वस्तिगतं सशुक्रं मूत्रं सपित्तं**

**पवनः कफं वा । यदा तदाऽश्मर्य्युपजायते तु क्रमेण पित्तेष्विव रोचना गोः**

पवनो बस्तिगतं सशुक्रं मूत्रं सपित्तं कफं वा शोषमुपनयेत् यदा तदाऽश्मरी भवति क्रमेण क्रमशो वर्धमाना । गोः पित्तेषु रोचनेवेत्यन्वयः ।

જ્યારે વીર્ય સહિત મુત્રને અને પિત્ત સહિત કફને બસ્તિમાં ગયેલ વાયુ સૂકવે છે, ત્યારે ગાયના પિત્તમાં જેમ ગોરોચન વધેછે તેમ તેની પથરી વધતી જાયછે.

## પથરીનું પુર્વરૂપ.

**बस्त्याध्मानं तदासन्नदेशेषु परितोऽतिरुक् ॥ मूत्रे बस्तसमन्धत्वं मुत्रकृच्छ्रं ज्वरोऽरुचिः ।** बस्तः छगलकः ।

મુત્રાશય ફુલેછે, તેની આસપાસ ચારેમેર વેદના થાયછે, બકરાના જેવા ગંધવાળું મુત્રકૃચ્છ્ તથા જ્વર અને અરૂચિ થાયછે.

## પથરીનાં સામાન્ય લક્ષણો.

**नाभिसामान्यलिङ्गं रुग् सेवनीबस्तिमुर्द्धसु ॥ विशीर्णधारं मुत्रं स्यात्तया मार्गनिरोधने । तद्व्यपायात् सुखं मेहेदच्छं गोमेदकोपमम् ॥ तत् संक्षोभात् क्षते सास्रमायासाच्चातिरुग् भवेत् ।**

बस्तिमूर्द्धा नाभेरधोदेशः । विशीर्णधारं सविच्छेदधारं । तयाश्मर्या मार्गः मूत्रवाहि स्रोतः तद्व्यपायात् । कदाचित् वायुनाऽश्मर्या मूत्रमार्गादन्यत्र । गमनात् सुखं मेहेत् मूत्रयेत् । गोमेदकोपमं गोमेदको मणिः किञ्चिल्लोहितस्तद्वर्णं तत् संक्षोभात् तस्या अश्मर्याः सञ्चारात् घर्षणेन मूत्रवहे स्रोतसि क्षते जाते सास्रं सरक्तं मेहेत् । आयासात् प्रवाहनादि जनितत् ।

નાભિ, સેવની, અને નાભિની નીચેનો ભાગ, એમાં પીડા થાયછે. મુત્રનું વહન કરનારાં સ્રોતોમાં અટકાયત થતાં મુત્રની ધાર વચ્ચેથી છેદાઈ જાયછે. મુત્ર માર્ગ પાસેથી કોઈવાર પથરી દૂર જતી રહેછે તો ગોમેદમણિ જેવા રંગનું પાતળું મુત્ર સુખથી ઊતરેછે. પથરીના સંચારથી મુત્ર માર્ગ ઘસાઇને છવાઇ જતાં જોર કરવાથી લોહીવાળું મુત્ર અત્યંત વેદના સહિત નીકળે છે.

## વાયુની પથરીનાં લક્ષણો.

**तत्र वाताद्भृशं चार्त्तो दन्तान् खादति वेपते । मृद्गाति मेहनं नाभिं पीडयत्यनिशं क्वणन् । सानिलं मुञ्चति शकृन्मुहुर्मेहति बिन्दुशः ॥ श्यावा रूक्षाऽश्मरी सा स्यात् सञ्चिता कण्टकैरिव ।**

વાયુની પથરીથી બહુ પીડા થાયછે, દાંતો કરડાય છે. કંપ થાયછે, લિંગને ચોળ્યા કરવું પડેછે, નાભિમાં દબાવવું પડેછે, કણુકણાટ થયા કરેછે, અધોવાયુ ની સાથે વિષ્ટા પડેછે, વારંવાર ટીપે ટીપે મુત્રાયછે. આ પથરી કાળાશ વાળી, રૂક્ષ, અને જાણે કાંટાઓ વાળી હોય એવી થાયછે.

## વાયુની પથરીની ચિકિત્સા.

**तस्याः पूर्वेषु रूपेषु स्नेहादिक्रम इष्यते ॥ शुण्ठ्यग्निमन्थपाषाणशिग्रुवरुणगोक्षुरैः । काश्मर्यारग्वधफलैः क्वाथं कृत्वा विचक्षणः ॥ रामठक्षारलवणचूर्णं दत्त्वा पिबेन्नरः । अश्मरी मूत्रकृच्छ्रघ्नं दीपनं पाचनं**

परम् ॥ हन्यात् कोष्ठाश्रितं वातं कट्यूरुगुदमेढ्रजम् । इति शुण्ठयादिकषायः ।

एलोपकुल्यामधुकाश्मभेदकौन्तीश्वदंष्ट्रावृषकोरुबूकैः । शृतं पिबेदश्मजतुप्रगाढं सशर्करं चाश्मरिमुत्रकृच्छ्रे ॥ इति एलादिक्काथः ।

वरुणस्य त्वचं श्रेष्ठां शुण्ठीगोक्षुरसंयुताम् । यवक्षारगुडं दत्त्वा क्काथयित्वा पिबेद्धितम् ॥ अश्मरीं वातजां हन्ति चिरकालानुबन्धिनीम् । इति वारुणादिकषायः ।

पाषाणभेदो वसुको वशीरोश्मन्तकस्तथा। शतावरी श्वदंष्ट्रा च बृहती कण्टकारिका ॥ कपोतवङ्कार्त्तगलकाश्चनोशीरगुन्द्रकाः । वृक्षादनी भल्लुकश्च वरुणः शाकजं फलम् ॥ यवाः कुलत्थाः कोलानि कतकस्य फलानि च । उपकादिप्रतीवापध्देषां क्काथे शृतं घृतम् ॥ भिनत्ति वातसम्भूतामश्मरीं क्षिप्रमेव तु ।

इति पाषाणभेदाद्यं घृतम् ।

क्षारान् यवागूः पेयांस्तु कषायांश्च पयांसि च । भोजनानि प्रकुर्वीत वर्गेऽस्मिन् वातनाशने ॥ वीरवृक्षोऽग्निमन्थश्च काशवृक्षादनीकुशाः । मोरटेन्दीवरः सूर्यभक्ता गोक्षुरटुण्टुकाः ॥ वसुकोवशिरो दर्भशेरी यावश्मभेदकः । गुन्द्रो नलः कुरुण्टश्च गणो वीरतरादिकः ॥ अश्मरीशर्कराकृच्छ्रमारुतार्तिहरो मतः ॥ इति वाताश्मरी ॥

પથરીનાં પૂર્વરૂપ દેખાય કે તુરત સ્નેહનાદિ પ્રયોગો કરવા.

## શુંઠ્યાદિકષાય.

સૂંઠ, અરણી, પાષાણભેદ, સરગવો, વાયવરણાં, ગોખરૂ, અને સીવણ તથા ગરમાળાનાં ફળોનો ક્વાથ હિંગ, જવખાર, અને સેંધવ નાંખીને પીવાથી પથરી, મુત્રકૃચ્છ્ર, કોઠાનો વાયુ; તથા કમર, સાથળ, ગુદા, અને લિંગમાંના વાયુઓ મટી જાય છે. દીપન તથા વમન પણ સારી રીતે થાયછે.

## એલાદિ ક્વાથ.

એળચી, પીપર, જેઠીમધ, પાષાણભેદ, નગડનાંબીજ, ગોખરૂ, અરડુસી અને એરડાનો ક્વાથ કરી તેમાં સારીરીતે પકાવેલ શિલાજિત્ તથા સાકર પીવાથી પથરી અને મુત્રકૃચ્છ્ર મટી જાયછે.

## વરૂણાદિક્વાથ.

વાયવરણાંની સારી છાલ્ય, સૂંઠ, ગોખરૂ, જવખાર, અને ગોળનો ક્વાથ પીવાથી વાતાશ્મરી લાંબા વખતની હોય તો પણ મટેછે.

## પાષાણભેદાદ્યઘૃત.

બમણો પાષાણભેદ, સાંભરલુણ, દરિયાઈલવણ, શતાવરી, ગોખરૂ, ઊભી તથા બેઠી ભોરીંગણીઓ, બ્રાહ્મી, કાંટાશરિયો, કાંચનાર, વાળો, ગુંદ્રખડ, અન્યવૃક્ષ; ટીંબરૂ, વાયવરણાં, સાગનું ફળ, જવ, કળથી, બોર, અને નિર્મળીનાં ફળ, એનો ક્વાથ કરી તેમાં ઉપકાદિ ગણનાં ઔષધો નાંખીને, તેમાં પકાવેલું ઘી ખાવાથી વાયુની પથરી ભેદાઇ જાયછે.

## વીરતર્વાદિગણ.

આસોદરો, અરણી, કાંસડો, અન્યવૃક્ષ,

દર્ભ, શેરડીનું મૂળ, શ્યામકમળ,સૂર્યમુખી, ગોખરૂ, અરલુ, સાંભરલુણ, સાદુંલુણ, એક જાતનો દર્ભ, કાંટાશરિયો, પાષાણભેદ, ગુંદ્રખડ, બરૂ, ધોળો કાંટાશરિયા, એ વીરતર્વાદગણ કહેવાયછે. એથી પથરી, કાંકરી, મુત્રકૃચ્છ્ર, અને વાયુનારોગો મટેછે; માટે તેમાં ક્ષારો, યવાગૂઓ, પેયાઓ, ક્વાથો, દૂધો, અને અન્નો પકાવીને દેવાથી પથરી વગેરે વાતરોગો મટી જાયછે.

## પિત્તની પથરીનાં લક્ષણો.

पित्तेन दह्यते बस्तिः पच्यमान इवोष्मणा। भल्लातकास्थिसंस्थाना रक्ता पीता सिताश्मरी ॥ कुशः काशः शरो गुन्द्र उत्कटो मोरटाश्मभित्। दर्भो विदारी वाराही शालिमूलं त्रिकण्टकः॥ भल्लूकः पाटला पाठा पत्तूरोऽथ कुरुण्टिका। पुनर्नवा शिरीषश्च कथितास्तेषु साधितम्॥ घृतं शिलाह्वमधुकैर्बीजैरिन्दीवरस्य च। त्रपुसैर्वारुकादीनां बीजैश्चावापितं शुभम्॥ भिनत्ति पित्तसम्भूतामश्मरीं क्षिप्रमेव च।

इति कुशाद्यं घृतम्।

પિત્તની પથરી ભીલામાના ઠળિયા જેવી, રાતી, તથા પીળી અને ધોળીપણ હોયછે. એથી મુત્રાશયમાં પિત્તથી અગ્નિ જેવી બળતરા થાયછે.

## પિત્તની પથરીની ચિકિત્સા.

### કુશાદ્ય ઘૃત.

क्षारान्यवागूं पेयां च कषायांश्च पयांसि च॥ भोजनानि च कुर्वीत वर्गेऽस्मिन् पित्तनाशने। वर्गत्वेन यथालाभं परिभाषा प्रवर्त्तते। इति पित्ताश्मरी।

ક્ષારો, યવાગુઓ, પેયાઓ, ક્વાથો અને દુધો તથા ભોજનો કુશાદ્યગણના* ઘીમાં પકાવીને ખાવાથી પિત્તની પથરી મટે છે.

## કફની પથરીનાં લક્ષણો.

वस्तिर्निस्तुद्यत इव श्लेष्मणा शीतलो गुरुः। अश्मरी महती श्लक्ष्णा मधुवर्णाथवा सिता॥ एता भवन्ति बालानां तेषामेव तु भूयसा।

કફની પથરી લીસી, મોટી, મધ જેવા રંગની, અથવા ધોળી હોય છે. એથી મૂત્રાશયમાં સોઇયો ભોંકાય છે, અને કફને લીધે તે ભારે અને શીતળ લાગે છે. આ પથરી વિશેષે કરીને બાળકોનેજ થાય છે.

## કફની પથરીની ચિકિત્સા-વરૂણઘૃત

आश्रयोपचयाल्पत्वाद्ग्रहणाहरणे सुखाः॥ गणे वरुणकादौ तु गुग्गुल्वेलाहरेणुभिः। कुष्ठभद्राह्वमरिचाचित्रकैः ससुराह्वयैः॥ एतैः सिद्धमजासर्पी रूषकादिगणे वा। भिनत्ति कफसम्भूतामश्मरीं क्षिप्रमेव च॥ शय्यादिस्तेन चात्रेष्टो गणः श्यामादिको बुधैः॥ इति वरुणघृतम्।

---

* કુશાદ્ય ગણ—દર્ભ, કાંસડો, પાનબાજરિયું, ગુંદ્રખડ, ઉટકટારો, શેરડીનાં મુળ, પાષાણભેદ, બીજી જાતનો દર્ભ, વિદારીકંદ, વારાહીકંદ, રાતીશાળનાં મુળ, ગોખરૂ, ટીંબરૂ, કાંકચ, કાળીપાડ, પતંગ, ધોળોકાંટાશરિયો, સાટોડી, અને સરસડિયો, આ કુશાદ્યગણ છે.

આ ગણના ક્વાથમાં ઘી પકાવી તેમાં શિલાજિત, જેઠીમધ, ઇંદીવર કમળનાં બીજ, કાકડીનાં બીજ, અને ત્રપુસનાં બીજનું ચુર્ણ નાંખીને તે ઘી ખાવાથી તુરતજ પિત્તની પથરી હણાઇ જાયછે.

वरुणार्त्तगलो शिग्रुस्तर्कारीनक्तमालकौ। मोरटारणिबिल्वाश्च बिम्बीवमुकचित्रकाः॥ शैरीयो वशिरः क्षौद्रपजगृङ्गो शतावरी। दर्भो बृहतिका व्याघ्री मुनिभिः परिकीर्त्तितः॥ वरुणादिगणो ह्येष कफमेदोनिवारणः। विनिहन्ति शिरःशूलं गुल्माभ्यन्तरविद्रधीन्। इति वरुणादिगण।

क्षारान्यवागूर्पेयांश्च कषायांश्च पयांसि च। भोजनानि च कुर्वीत वर्गेऽस्मिन् कफ नाशने। इति कफाश्मरी।

વરૂણાદિગણ ( નીચે કહેવાશે ) તેમાં ગૂગળ, એળચી, રેણુકાબીજ, કઠ, ચંદન, મરી, ચિત્રક, અને દેવદાર નાંખીને; અથવા ઉષકાદિગણનાં ઔષધો નાંખીને; તેમના કવાથમાં પકાવેલું બકરાનું ઘી ખાવાથી કફની પથરીનો તુરતજ નાશ થાય છે. શટયાદિગણ કે શ્યામાદિગણના કવાથમાં પકાવેલ ઘીથી પણ કફની પથરી મટી જાય છે, એમ પંડિતો માને છે.

## વરૂણાદિગણ.

વાયવરણાં, કાંટાશરિયો, સરગવો, બમણી અરણી, કરંજ, શેરડીનાં મૂળ, બીલી, કડવી ઘોલી, સાંભરલુણ, ચિત્રક, પીળો કાંટાશરિયો, લુણ, મધ, મરડાશીંગી, શતાવરી, દર્ભ, ઊભી તથા બેઠી ભોરીંગણીઓ, આટલાનો વરૂણાદિગણ કહેવાય છે. તે કફ તથા મેદને મટાડેછે; અને માથાનું શૂળ, ગુલ્મ, તથા અંદરના વિદ્રધિને મટાડે છે. કફનાશક આ ગણમાં પકાવેલ ક્ષારો, યવાગૂઓ, પેયા, કષાયો, દુધ, અને ભોજનો પણ દેવાં.

## વીર્યની પથરીનાં નિદાનાદિ.

शुक्राश्मरी तु महतां जायते शुक्रधारणात्।

अव्ययानामनेकार्थत्वात् तुशब्दोऽत्रावधारणार्थे। तेन महतामेव न तु बालानां वक्ष्यमाणसम्प्राप्तेरसम्भवात्। ननु शुक्राभावो वाच्यः शुक्रधारणात् वहमानस्य धारणात्।

આ પથરી મોટી અવસ્થામાંજ થાય છે, બાળકને નથી થતી. જો કે બાળકોને પણ વીર્ય હોયછે, તોપણ વીર્યની પથરીની સંપ્રાપ્તિ કહેવામાં આવશે તે બાળકોને હોવાનું સંભવતું નથી. સ્થાનભ્રષ્ટ થઇને પ્રવર્ત્તેલા વીર્યનો અટકાવ થવાથીજ વીર્યની પથરી થાયછે.

## વીર્યની પથરીની સંપ્રાપ્તિ.

स्थानाच्च्युतममुक्तं हि मुष्कयोरन्तरेऽनिलः। शोषयत्युपसंहृत्य शुक्रं तच्छुक्रमश्मरी॥

अनिलः मैथुनवेगेन स्थानच्युतं शुक्रं मैथुनवेगनिवारणेन धृतं शुक्रं मुष्कयोः मेढ्रसहितयोः मेढ्रवृषणयोरन्तर इति सुश्रुतवचनात्। तेन मेढ्रवृषणमध्यगतवस्तिमुखे उपसंहृत्य एकीकृत्य शोषयति तच्छुक्राश्मरी तथाभूतं शुक्रमेवाश्मरी।

મૈથુનના વેગથી સ્થાનભ્રષ્ટ થયેલવીર્ય, અધવચ મૈથુન અટકવાથી બહાર નીકળી ન શકે, તો તે વીર્યને વાયુ લિંગ તથા વૃષણના મધ્યે રહેલા મુત્રાશયમાં રાખીને સૂકવેછે, તેથી પથરી બંધાય છે.

## વીર્યની પથરીનાં લક્ષણો.

वस्तिरुक्कृच्छ्रमूत्रत्वं मुष्कश्वयथुकारि-

णी । तस्यामुत्पन्नमात्रायां शुक्रमेति विलीयते ॥ पीडिते त्ववकाशेऽस्मिन्नश्मर्येव च शर्करा ।

तस्यां शुक्राश्मर्यां उत्पन्नमात्रायां यदा सा कथमपि विलीयते विलयं याति तदा शुक्रं एति मूत्रमार्गात् प्रवर्त्तते । पीडिते त्ववकाशेऽस्मिन् । तुशब्दोऽवधारणे तेनास्मिन्नेव अवकाशे स्थाने मेढ्रवृषणयोरन्तरे पीडिते सति सा विलीयते अन्तर्लीना भवति । अवस्था भेदादश्मरी शर्करासिकता भवति त्याह । अश्मर्येव च शर्करा । चकारात् सिकता च भवति शर्करासिकतयोश्च भेदो महत्वाल्पत्वाभ्यां बोद्धव्यः ॥

બસ્તિમાં પીડા, મુત્રકૃચ્છ્ર, અને વૃષણોમાં સોજો થાયછે. લિંગ તથા વૃષણની વચ્ચેનો ભાગ દબાવતાં અંદરની પથરી લીન થઈ જાયછે. જે વીર્યની પથરી બંધાયછે, તેજ સ્થિતિભેદથી કાંકરી કહેવાયછે. જે મોટી કણીઓ જેવી હોય તેને કાંકરી કહેછે, અને જે ઝીણી ઝીણી કણીઓ જેવી હોય તેને રેતી કહેછે.

## વીર્યની પથરી તથા કાંકરી વિષે.

सा भिन्नमूर्तिर्वातेन शर्करेत्यभिधीयते । साऽश्मरी ॥

વીર્યની પથરી વાયુથી ભુકો થઇજાય છે ત્યારે તે કાંકરી કહેવાયછે.

## કાંકરી થવાનું કારણ.

अणुशो वायुना भिन्ना सा तस्मिन्ननुलोमगे ॥ निरेति सह मूत्रेण प्रतिलोमे विबध्यते । मूत्रस्रोतःप्रवृत्ता सा सक्ता कुर्यादुपद्रवान् ॥

अश्मरी तस्मिन्नाश्रये सा सर्करा सक्ता लग्ना सती ॥

વાયુથી વિખાયલી પથરી વાયુની ગતિની સાથે મુત્રવાટે બહાર ઝરેછે. વાયુ ઉલટો હોય તો અટકી જાયછે. મુત્રમાર્ગમાં આવ્યા પછી ત્યાંજ અટકી જાય તો તે રેતીનો ઉપદ્રવ કહેવાયછે.

## કાંકરી તથા રેતીના ઉપદ્રવો.

दौर्बल्यं सदनं कार्श्यं कुक्षिरोगमथारुचिम् । पाण्डुत्वमुष्णवातं च तृष्णां हृत्पीडनं वमिम् ॥ उष्णवात मूत्राघातविशेषम् ।

કાંકરી તથા રેતીથી દુર્બળતા, ગ્લાનિ, કૃશતા, કૂખના રોગ, અરૂચિ, પાંડુરોગ, ઊનવા, તૃષા, હૃદયમાં પીડા, અને ઉલટી, એટલા ઉપદ્રવો થાય છે.

## પથરી, કાંકરી અને રેતીનું અરિષ્ટ.

प्रशूननाभिवृषणं बद्धमूत्रं रुजातुरम् । अश्मरी क्षपयत्याशु शर्करा सिकतान्विता ।

शर्करासिकतेति नामद्वयमन्वर्थम् ।

પથરી, કાંકરી, કે રેતાવાળાને નાભિ તથા વૃષણમાં સોજા હોય, મુત્ર અટક્યું હોય, પીડા થતી હોય તે માણુસ તુરત મરી જાય છે.

## વીર્યની પથરીની ચિકિત્સા.

शुक्राश्मर्यां तु सामान्यो विधिरश्मरिनाशनः । यवक्षारगुडोन्मिश्रं रसं पुष्पफलोद्भवम् ॥ पिबेन्मूत्रविबन्धघ्नं शर्करास्मरिनाशनम् । तिलापामार्गकदलीपलाशयवविल्वजः ॥ क्वाथः पेयोऽविमूत्रेण शर्कराश्मरिनाशनः । कंबुकाङ्कोलकतकशाकेन्दीवरजैः फलैः ॥ पीतमुष्णाम्बु सगुडं शर्करां पातयत्यधः । पाषाणभिद्गोक्षुरकोरुबूकौ

द्वौ कण्टकार्यो क्षुरकाह्वमूलम् ॥ दध्ना पिबेत् क्षीरसुपिष्टमेतत् स्याद्भेदनार्थं सिकताश्मरीणाम् ॥ यः पिबेद्रजनीं सम्यक् सगुडां तुषवारिणा । तस्याशु चिरगूढापि या त्यस्तं मेढ्रशर्करा ॥ पिबतः कुटजं दध्ना पथ्यमन्नं च खादतः । निपतन्त्यचिरादस्य नियतं मेढ्रशर्कराः ॥ त्रपुसबीजं पयसा पीतं वा नालिकेरजं कुसुमम् ॥ ना मूत्रशर्करावान् भवति सुखी कतिपयैर्दिवसैः । स्वदंष्ट्रा वरुणः शुण्ठीक्वाथं क्षौद्रयुतं पिबेत् ।' शर्कराश्मरिशूलघ्नं मूत्रकृच्छ्रहरं परम् । कूष्माण्डकरसो हिङ्गुयवक्षारसमायुतः ॥ बस्तौ मेढ्रे स शूलघ्नो मूत्रकृच्छ्रहरः परः । पुनर्नवायोरजनीश्वदंष्ट्राफला प्रवालश्च सदर्भपत्रः ॥ क्षीराम्बमद्येक्षुरसप्रपिष्टः पेयो भवेदश्मरिशर्करासु । वरुणत्वक् शिलाभेदशुण्ठीगोक्षुरकैः कृतः । कषायः क्षारसंयुक्तः शर्कराश्च भिनत्त्यपि । पञ्चमूलस्तृणाख्यायास्तथा गोक्षुरकस्य तु ॥ पृथग् दशपलान् भागान् जलद्रोणे विपाचयेत् । गुडगोक्षुरबीजं च कल्कं तत्र प्रदापयेत् । तत् सिद्धं मूत्रदोषेषु शर्करास्वश्मरीषु च ॥ स्नेहने भोजने चैव प्रयोज्यं सर्पिरुत्तमम् । इति तृणपञ्चमूलाद्यं घृतम् ।

त्वक्पत्रफलमूलस्य वरुणस्य त्रिकण्टकात् । कषायेण पचेत् तैलं बस्तिना स्थापनेन च ॥ शर्कराश्मरिशूलघ्नं मूत्रकृच्छ्रात्प्रमुच्यते । इति वरुणतैलम् ॥

कुशाग्निमन्थशैरीयनलदर्भेक्षुगोक्षुराः ॥ कपोतवङ्कावसुकवसिरेंदीवरीशराः ॥ भानुपरलुवन्दाकाः कर्णपूराश्मभेदकाः ॥ एषां कल्ककषायाभ्यां सिद्धं तैलं प्रयोजयेत् । पानाभ्यञ्जनयोगेन बस्तिनोत्तरबस्तिना ॥ शर्कराश्मरिरोगेषु मूत्रकृच्छ्रे च दारुणे । प्रदरे योनिशूले च शुक्रदोषे तथैव च ॥ वन्ध्यागर्भप्रदं प्रोक्तं तैलमेतत् कुशादिकम् ॥ इति कुशाद्यं तैलम् । शुक्राश्मरी ।

બીજી પથરીઓની ચિકિત્સાઓ કહેલી છે તે વીર્યની પથરીમાં પણ આવછે.

કોળાંના રસમાં જવખાર તથા ગોળ નાંખીને પીવાથી મુત્રકૃચ્છ્ર, વીર્યની પથરી, તથા કાંકરી નાશ પામી જાયછે.

તલ, અઘેડો. કેળ્ય, ખાખરો, જવ, અને બીલીનો કવાથ બકરાના મુત્રમાં પીવાથી કાંકરી તથા વીર્યની પથરીનો નાશ થાયછે.

સોપારી, અંકોલ, નિર્મળીનાં ફળ, સાગનાં ફળ અને ઇંદીવર કમળનાં ફળ, એનો કવાથ ગોળ નાંખીને પીવાથી કાંકરી નીચે પડી જાયછે.

પાષાણભેદ, ગોખરૂ, એરંડો, ઊભી તથા બેઠી ભોરીંગણીઓ, અને એખરાના મુળને દૂધમાં વાટીને દહિં સાથે પીવાથી પથરી તથા કાંકરીઓ ભેદાઇ જાયછે.

હળદર અને ગોળ તુષોદકની સાથે પીવાથી લિંગની કાંકરી લાંબાકાળથી ગૂઢ હોય તો પણ નાશ પામી જાય છે.

ઇંદ્રજવનો કલ્ક દહિંમાં પીવાથી, અને પથ્ય અન્ન જમવાથી લિંગની કાંકરી નક્કી તુરત પડી જાયછે.

કાકડીનાં બીજ અથવા નાળિયેરીનાં ફૂલને વાટીને દૂધમાં પીવાથી કેટલેક

દિવસે મુત્ર તથા કાંકરીનાં દરદોવાળો સુખી થાયછે.

ગોખરૂ, વાયવરણાં, અને સૂંઠનો કવાથ મધ નાંખીને પીવાથી પથરી, કાંકરી, શુળ, તથા મુત્રકૃચ્છ્ છેક મટી જાયછે.

કોળાંના રસમાં હિંગ તથા જવખાર નાંખીને પીવાથી મુત્રાશય તથા લિંગનાં શુળો, પથરી, તથા મુત્રકૃચ્છ્ અવશ્ય મટી જાય છે.

સાટોડી, લોહભસ્મ, હળદર, ગોખરૂ, ચમકદુધેલી; પ્રવાલભસ્મ, અને હીરાબોળને દૂધ, આંબાનો રસ, મધ, અને શેરડીના રસમાં વાટીને પીવાથી વીર્યનીપથરી તથા કાંકરી મટી જાયછે.

વાયવરણાંની અંતર્છાલ્ય, પાષાણભેદ, સૂંઠ, અને ગોખરૂનો કવાથ જવખાર નાંખીને પીવાથી કાંકરીઓ ભેદાઇ જાયછે.

## તૃણપંચમુલાદ્યઘૃત.

તૃણપંચમુળ અને ગોખરૂ ચાળીસ ચાળીસ તોલા ભાર લઈ તેનો ૧૦૨૪ તોલા પાણીમાં કવાથ કરી, ચોથો ભાગ રહે એટલે ગોળ તથા ગોખરૂનો કલ્ક નાંખીને તેમાં ૬૪ તોલાભાર ઘી પકાવી, તેનું સ્નેહન તથા ભોજન કરવાથી મુત્રાશયની અડચણો, પથરી, અને કાંકરી મટી જાયછે.

## વરૂણતૈલ.

છાલ્ય, પાન, ફળ, અને મુળ સહિત વાયવરણાં તથા ગોખરૂના કવાથમાં પકાવેલ તેલની નિરૂહબસ્તિ દેવાથી પથરી, કાંકરી, શુળ, તથા મુત્રકૃચ્છ્ મટી જાયછે.

## કુશાદ્યતૈલ.

દર્ભ, અરણી, કાંટાશેરિયો, બીજી જાતનો દર્ભ, બરૂ, શેરડી, ગોખરૂ, બ્રાહ્મી, સાંભરલુણ, શતાવરી, પાનબાજરિયું, ધાવણી, અરલુ, ગૂંદી, આસોપાલવ, અને પાષાણભેદના કવાથ તથા કલ્કથી પકાવેલ કુશાદ્યનામનું તેલ અભ્યંગ બસ્તિ, ઉત્તરબસ્તિ, અને પીવામાં વાપરવાથી કાંકરી, પથરી, દારૂણ મુત્રકૃચ્છ્ પ્રદર, યોનિનું શુળ, અને વીર્યના દોષો મટી જાય છે. ને વાંઝણીને ગર્ભ આપેછે.

## સર્વ પ્રકારની પથરીઓની સામાન્ય ચિકિત્સા.

नागरवरुणकगोक्षुरपाषाणभित्कपोतवङ्कजः क्वाथः । गुडयवशूकविमिश्रः पीतो हन्त्यश्मरीमुग्राम् ॥ त्रिकण्टकस्य बीजानां चूर्णं माक्षिकसंयुतम् ॥ अविक्षीरेण सप्ताहं पेयमश्मरिनाशनम् । पिबेद्वरुणजं मूलं क्वाथं तत्कल्कसंयुतम् ॥ क्वाथश्च शिग्रुमूलोत्थः कदुष्णोऽश्मरिनाशनः । शृङ्गवेरयवक्षारपथ्याकालीयकान्वितः ॥ दधिमण्डो भिनत्त्युग्रामश्मरीमाशु पानतः। पाषाणभेदवरुणगोक्षुरकपोतवङ्कजः क्वाथः ॥गिरिजगुडमगाढः कर्कटिकात्रपुषबीजयुतः। पेयोऽश्मरीमवश्यं दुर्भेदामपि भिनत्ति योगवरः ॥ शिखरिणमिव शतकोटिः शतमन्योर्हस्तनिर्मुक्तः । श्रीपर्णीफलबीजं पिष्टं मथितेन यः पुमान्पिबेत् ॥ शाकमशितमथवा स्याद्धन्याद्रोगाश्मरीपीडाम्। श्वदंष्ट्रैरण्डबीजानि नागरं वरुणत्वचः ॥ एतत् क्वाथवरं प्रातः पिबेदश्मरिनाशनम् । रक्तोद्भवे रूक्षमृणालतालकासेक्षुवालीक्षुकुशोद्-

कानि । पिबेत् सिताक्षौद्रयुतानि खादेद्दिदारिमिक्षुं त्रपुसानि चैव ॥ पलान्यष्टौ तु कुर्वीत क्षाराणां वरुणत्वचम् ॥ तदर्धं यावशूकं तु ततोऽप्यर्धं गुडात् स्मृतम् । एकीकृत्य विमृश्यैतत् खादेत् कर्षप्रमाणतः ॥ धर्माम्बुपानतोऽवश्यं कृच्छ्राश्मरीविनाशनम् । वरुणकभस्मपरिस्रुतसलिलं तच्चूर्णयावशूकयुतम् ॥ कथनीयं तत्तावद्यावच्चूर्णत्वमायाति तद् । गुडयुक्तं हन्यात् तदुत्सारावश्मरीं घोराम् । प्लीहानं गुल्मवरं श्रोण्यां कुक्षौ रुजां तीव्राम् ॥ आमचयं बस्तिनाशनं कृच्छ्रं वा वातजं घोरम् । प्लीहानं गुल्मवरं श्रोण्यां कुक्षौ रुजां तीव्राम् ॥ वह्निसदनं सुकष्टपवनमयीमश्मरीं चाशु ॥

इति वरुणाद्यं चूर्णम् ॥

नो जग्धं कृमिभिर्घनं सुवरुणं स्निग्धं शुचिस्थानजं । घस्त्रे पुण्यतिथौ शिवे वरुणकं छित्वा तुलां ग्राहयेत । संगृह्याशु चतुर्गुणाप्सु विपचेत् पादावशेषं जलं । तत्तुल्येन गुडेन वै दृढतरे भाण्डे पचेत्तत्पुनः ॥ ज्ञात्वैवं घनतां गुडे परिणते प्रत्येकमेषां पलं । शुण्ठ्युशीरकबीजगोक्षुरकणापाषाणभिच्छीतलाः ॥ कूष्माण्डत्रपुसाक्षबीजकुनटीवास्तूकसौभाञ्जना द्राक्षैलागिरिजाभयाकृमिहृतां चूर्णीकृतानां क्षिपेत् ॥ पथ्याशी प्रतिवासरं गुडममुं योग्यप्रमाणं नरः। खादेत्तस्य समस्तदोषजनिताश्मर्यः पतन्ति द्रुतम् ॥

इति वरुणकगुडः ।

कुलत्थसिन्धूत्थविडङ्गसारं सशर्करं शीतलपावसूकम् । बीजानि कूष्माण्डकगोक्षुराभ्यां घृतं पचेत् तद्वरुणस्य तोये ॥ दुःसाध्यसर्वाश्मरिमूत्रकृच्छ्रं मूत्राभिघातं च समूत्रबन्धम् । आमूलमेतानि निहन्ति शीघ्रं प्ररूढवृक्षानिव वज्रपातः ॥

इति कुलत्थाद्यं घृतम् ।

शरादिपञ्चमूल्या वा कषायेण पचेत् घृतम् । प्रस्थं गोक्षुरकल्केन सिद्धमद्यात् सशर्करम् ॥ अश्मरीमूत्रकृच्छ्रघ्नं रेतोमार्गरुजापहम् । इति शरादिपञ्चमूलाद्यं घृतम् ।

वरुणस्य तुलां क्षुण्णां जलद्रोणे विपाचयेत् । पादशेषं परिस्राव्य घृतप्रस्थं विपाचयेत् ॥ वरुणं कदलीं बिल्वं तृणजं पञ्चमूलकम् । अमृता चाश्मभेदं च बीजं च त्रपुसस्य च ॥ शतपर्वा तिलक्षारं पालाशक्षारमेव च । यूथिकायाश्च मूलानि कार्षिकानि समावपेत् ॥ अस्य मात्रां विदध्याद्वै जन्तुदेहाग्निकालव्यपेक्षया । जीर्णे चास्मिन् पिबेत् पूर्वं गुडं जीर्णं च मस्तु च ॥ अश्मरीं शर्करां चैव मूत्रकृच्छ्रं च नाशयेत् ।

इति वरुणाद्यं घृतम् ।

सैन्धवाद्यं तु यत्तैलमृषिभिः परिकीर्तितम् ॥ तत्तैलं द्विगुणं क्षीरं पचेद्वीरतरादिना ॥ क्वाथेन पूर्वकल्केन साधितं तु भिषग्वरैः । एतत्तैलवरं श्रेष्ठमश्मरीणां निवारणम् ॥ मूत्राघाते मूत्रकृच्छ्रे शिथिते मथिते तथा । भग्ने श्रमाभिपन्ने च सर्वथैव प्रश-

स्यते ॥ इति वीरतर्वाद्यं तैलम् ।

वीरतरुकाशाश्मभेदाग्निमन्थश्योनाकपाटलः । वृक्षादनीसहैरण्डभल्लूकोशीरपद्मकम्॥ कुशकाशशरेक्षूणामास्फोताकोकिलाक्षयोः ॥ शतावरीश्च दंष्ट्रा च सोत्कटाद्वयवञ्जुलाः ॥ कपोतवङ्का श्रीपर्णीकाश्मरीमूलसंयुता । एतैः कषायैः कल्कैश्च तैलं धीरो विपाचयेत् ॥ वातपित्तविकारेषु वस्तिं दद्याद्विचक्षणः । शर्कराश्मरिशूलघ्नं मूत्रकृच्छ्रविनाशनम् ॥ इति वीरतर्वाद्यं तैलम् ।

पुनर्नवामृताभीरुसक्षारलवणत्रयैः । शटीकुष्ठवचामुस्तरास्नाकट्फलपौष्करैः ॥ यवानीहवुषाहिङ्गुशताह्वालाजमोदकैः । विडङ्गातिविषा षड्ग्री एलकोलकसंयुतम् ॥ एतैरक्षसमैः कल्कैस्तैलप्रस्थं विपाचयेत् । गोमूत्रं द्विगुणं देयं काञ्जिकं तद्वदेव तु ॥ पुनर्नवाद्यमित्येतत्तैलं पानेन वस्तिना । शर्कराश्मरिशूलघ्नं मूत्रकृच्छ्रप्रमोचनम् ॥ कफवातामशूलघ्नं मन्त्रवृद्धेश्च नाशनम् ॥

इति पुनर्नवाद्यं तैलम् ।

अश्मर्यधिकारनिर्दिष्टं सैन्धवाद्यमिहेष्यते ॥ सर्वथैवोपयोज्यस्तु गणो वीरतरादिकः ॥ घृतैस्तथा कषायैश्च क्षीरैश्चोत्तरवस्तिभिः । बलवन्त्यो न शाम्यन्ति प्रत्याख्याय समुद्धरेत् ॥ यदृच्छया मूत्रमार्गमायान्त्यस्त्वन्तराश्रिताः । स्रोतसोपहरेच्छित्त्वा बडिशेनाथ चोद्धरेत् ॥

इति अश्मरीरोगनिदानचिकित्साधिकारः ।

સૂંઠ, વાયવરણાં, ગોખરૂ, પાષાણભેદ, અને બ્રાહ્મીના કવાથમાં ગોળ તથા જવખાર નાંખીને પીવાથી ઉગ્ર પથરી પણ મટી જાયછે.

ગોખરૂનાં બીજનું ચૂર્ણ મધમાં કાલવીને બકરીના દૂધ સાથે સાતદિવસ સૂધી પીવાથી પથરીનો નાશ થાયછે.

વાયવરણાંના મુળના કવાથમાં એ મુળનોજ કલ્ક નાંખીને પીવાથી પથરીનો નાશ થઇ જાયછે.

સરગવાનાં મુળનો કવાથ જરા ઊનો ઊનો પીવાથી પથરીનો નાશ થાયછે.

આદુ, જવખાર, હરડે, અને દારૂહળદરનું ચુર્ણ દહિંના મંડની સાથે પીવાથી ભયંકર પથરી પણ તુરત ભેદાઇ જાયછે.

પાષાણભેદ, વાયવરણાં, ગોખરૂ, અને બ્રાહ્મીના કવાથમાં શિલાજિત, ગોળ, કાકડીનાં બીજ, અને ત્રપુસનાં બીજ નાંખીને, આ ઉત્તમ ઉપાય પીવાથી ન ભેદાઇ શકે એવી પથરી પણ નક્કી ભેદાઇ જાય છે, ને ઇંદ્રના હાથમાંથી છુટેલું વજ્ર જેમ પર્વતને ભેદી નાંખે છે, તેમ આ પ્રયોગ પથરીને ભેદી નાંખેછે.

સીવણનાં બીજોને પાણી વગરની ઘાટી છાશમાં વાટીને ખાવાથી, અથવા સાગનાં ફળ ખાવાથી પથરી મટી જાયછે.

ગોખરૂ, એરંડાનાં બીજ, સૂંઠ, અને વાયવરણાંની છાલ્યનો ઉત્તમ કવાથ પ્રાતઃકાળમાં પીવાથી પથરીનો નાશ થઇજાયછે.

પથરીથી મૂત્રમાં લોહી આવતું હોયતો સૂકાયલા કમળનું નાળ, તાડફળ, કાંસડો, એખરો, શેરડી, અને દર્ભને પાણીમાં વાટીને તેમાં મધ તથા સાકર નાંખીને

પીવું, તથા વિદારીકંદ, શેરડી, અને કાકડી ખાવાં.

વાયવરણાંની છાલ્યની ૩૨ તોલા ભસ્મ, ૧૬ તોલા જવખાર અને ૮ તોલા ગોળને એકત્ર મેળવીને તેમાંથી એક તોલો ખાઇને ઊપર ઊનું પાણી પીવાથી મુત્રકૃચ્છ્ર તથા પથરીનો નાશ થઇ જાયછે.

## વરૂણાદ્ય ચુર્ણ.

વાયવરણાંની ભસ્મને પાણીમાં ડોહીને વસ્ત્રથી પાણી ગાળી લેઇ, તેમાં જવખાર નાંખીને ઊકાળવું. પાણી બળી જઈ ચૂર્ણજ રહે, એટલે તેને ગોળમાં ખાવાથી મોટી ભયંકર પથરી, બરલનો રોગ, ભારે ગુલ્મ, ઠાઠાં તથા પેટની ભારે પીડા, આમસંચય, મૂત્રનારોગો, ભયંકર વાયુથી થયેલ મૂત્રકૃચ્છ્ર. મહાદુઃખદાયી મંદાગ્નિપણું, અને પથ્થર જેવી મજબુત પથરી પણ તુરત નાશ પામી જાયછે.

## વરૂણકગુડ.

કીડાએ ખાધાવગરનું, બહુ તાજું, સ્નિગ્ધ, અને પવિત્ર જમીનમાં ઊગેલું, એવા વાયવરણાના ઝાડને સારે દિવસે સારે ચોઘડિયે કાપી લાવીને તેમાંથી ૪૦૦ તોલા ભાર લઇતેનો ચોગણા પાણીમાં ક્વાથ કરી, ચોથા ભાગનું પાણી રહે, એટલે તેમાં તેના જેટલોજ ગોળ નાંખીને મજબુત વાસણમાં પાક કરવો. ગોળ પાકી ઘાટો થાય ત્યારે તેમાં સૂંઠ, કાકડીનાં બીજ, ગોખરૂ, પીપર, પાષાણભેદ, પદ્મકાષ્ઠ, કોળાંનાં બીજ, ત્રપુસનાં બીજ, બેહેડાંનાં બીજ, મણશીલ, બથવો, સરગવો, દ્રાક્ષ, એળચી, શિલાજિત, હરડે, અને વાવડીંગ; દરેકનાં ચાર ચાર તોલા ભાર ચૂર્ણ નાંખીને, એ વરૂણક ગુડ પથ્ય ભોજનનો નિત્ય નિયમ રાખીને યોગ્ય પ્રમાણસર ખાવાથી સર્વ દોષોની પથરીઓ તુરત પડી જાયછે.

## કુલત્થાદ્ય ઘૃત.

વાયવરણાંના ક્વાથમાં કળથી, સૈંધવ, ચોખા, વાવડીંગ, સાકર, પદ્મકાષ્ઠ, જવખાર, કોળાંનાં બીજ, તથા ગોખરૂનાં બીજોનો કલ્ક નાંખીને પકાવેલા કુલત્થાદ્ય ઘૃતથી, જેમ મજબુત મૂળવાળાં વૃક્ષો વજ્રપાતથી તૂટી જાય છે તેમ, સર્વ પ્રકારની કષ્ટસાધ્ય પથરીઓ, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાતો, અને સર્વે પ્રકારના મૂત્રરોગોને મૂળમાંથી તોડી નાંખે છે.

## શરાદિપંચમૂલાદ્ય ઘૃત.

પાનખાજરીયાં વગેરે ' પંચમૂલના ક્વાથમાં ગોખરૂના કલ્ક સાથે ૬૪ તોલા પકાવેલ ઘી સાકર નાંખીને ખાવાથી પથરી તથા મૂત્રકૃચ્છ્ર હણાઇ જાય છે, અને વીર્યના માર્ગના પણ સર્વ રોગો મટી જાયછે.

## વરૂણાદ્ય ઘૃત.

૪૦૦ તોલા વાયવરણાંને કૂટીને ૧૦૨૪ તોલા પાણીમાં તેનો ક્વાથ કરી, ચોથા ભાગનું પાણી રહે ત્યારે વસ્ત્રથી ગાળીને તેમાં ૬૪ તોલા ઘી પકાવવું. તેની સાથે વાયવરણાં, કેળ, બીલી, તૃણપંચમૂલ, ગળો, પાષાણભેદ, કાકડીનાં બીજ, ધોળીતરજ. તલનો ખાર, ખાખરાનો ખાર, અને જૂઇનાં મુળ, એ દરેકના કલ્ક એક એક તોલા ભાર નાંખવા. દેશ કાળને

અનુસરીને આ ઘીની માત્રા પીવી, અને તે પચી ગયા પછી પ્રથમ જુનો ગોળ તથા દહિંનું પાણી પીવું, એથી પથરી, કાંકરી, અને મૂત્રકૃચ્છ્રનો નાશ થઈ જાય છે.

## વીરતર્વાદ્ય તેલ.

ઋષિઓએ કહેલા સૈંધવાદ્ય તેલમાં બમણું દૂધ મેળવીને, પ્રથમ કહેલા વીરતર્વાદિગણના કવાથ તથા તેનાજ કલ્ક સહિત ઉત્તમ વૈદ્યે પકાવવું, એટલે વીરતર્વાદ્ય તેલ થાય છે. આ તેલથી પથરીઓનું નિવારણ સારી પેઠે થાય છે. મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર, પીચાયલા ઉપર, મથાયલા તથા ભાંગેલા ઉપર, અને બહુ શ્રમ ઉપર પણ તે હિતકારી થાય છે.

## બીજા પ્રકારનું વીરતર્વાદ્ય તેલ.

આસોંદરો, પાષાણભેદ, અરણી, અરલુ, કાંકચ, અન્યવૃક્ષ, નગલો, એરંડો, ટીંબરૂ, વાળો, પકાક્ષ, દર્ભમૂળ, કાંસડાંનાં મૂળ, પાનબાજરિયાના મૂળ, ગરણીનાં મૂળ શેરડીનાં મૂળ, એખરાનાં મૂળ, શતાવરી, ગોખરૂ, બે જાતનો ઉંટકંટારો, આસોપાલવ, બ્રાહ્મી, નાનીસીવણ, અને સીવણનાં મૂળના કવાથમાં એમનાજ કલ્કોથી પકાવેલા તેલની વિચક્ષણ વૈદ્યે વાયુ તથા પિત્તના વિકારો ઉપર પિચકારીઓ મારવી. આ તેલથી કાંકરી, પથરી, શૂળ, અને મૂત્રકૃચ્છ્રો મટી જાય છે. ( આ બીજું વીરતર્વાદ્ય તેલ કહેવાય છે ).

## પુનર્નવાદ્ય તેલ.

સાટોડી, ગળો, શતાવરી, જવખાર, ત્રિલવણ, કચુરો, કઠ, વજ, મોથ, રાસ્ના, કાયફળ, પુષ્કરમૂળ, અજમો, પલાશી, હિંગ, સૂવા, અજમોદ, વાવડીંગ, અતિવિષ, જેઠીમધ, અને પંચકોલના એક એક તોલા ભાર કલ્ક સાથે ૬૪ તોલા ભાર તેલ બમણા ગોમૂત્ર તથા બમણી કાંજીમાં પકાવવું. આ પુનર્નવાદ્ય તેલ પીવાથી તથા તેની પિચકારીથી કાંકરી, પથરી, શુળ, મૂત્રકૃચ્છ્ર, કફ, વાયુ, આમશુળ, અને અંત્રવૃદ્ધિના નાશ થાય છે.

પથરી, કાંકરી, તથા રેતી ઉપર બદના અધિકારમાં કહેલું સૈંધવાદ્ય તેલ વાપરવું. આ દરદો માટેનાં ઘી, કવાથો, દૂધો, અને ઉત્તરબસ્તિમાં વીરતર્વાદિ ગણનાં ઓષધોનો ઉપયોગ સર્વથા કરવોજ.

## છેદન તથા ઉદ્ધરણ.

બળવત્તર પથરીઓ કોઇ પણ ઓષધથી મટતીજ નથી, એમ થાય તો ઉપાય કરવાની રોગીને ના પાડવી, અને તેમ છતાં તેનો બહુ આગ્રહ જણાય તો યંત્ર વગેરેથી લિંગમાંથી પથરી કાઢી લેવી. અંદરની પથરી એની મેળેજ મૂત્ર માર્ગમાં આવતી હોય તો તેને કાપીને કાઢવી, અને માછલાં પકડવાના ગળ જેવા યંત્રથી પકડીને પણ કાઢી લેવી.

पथरीनो अधिकार संपूर्ण.

# પ્રમેહનો અધિકાર.

## પ્રમેહનાં દુરનાં નિદાનો.

आस्यासुखं स्वप्नसुखं दधीनि ग्राम्योदकानूपरसः पयांसि । नवान्नपानं गुडवैकृतं च प्रमेहहेतुः कफकृच्च सर्वम् ॥

બેસી રહેવાનાં તથા નિદ્રાનાં સુખો, દહિં, ગ્રામ્ય પ્રાણીનાં માંસો, જળચરનાં માંસો, જળપ્રાય દેશોનાં પ્રાણીઓનાં માંસો, દુધ, નવાં અન્નપાનો, ગોળ, ગોળના પદાર્થો, અને સર્વ કફકારી પદાર્થોથી પ્રમેહ થાય છે.

## પ્રમેહનાં પાસેનાં નિદાનો.

**मेदश्च मांसं च शरीरजं च क्लेदं कफो बस्तिगतं प्रदूष्य । करोति मेहान् समुदीर्णमुष्णैस्तानेव पित्तं परिदूष्य चापि ॥ क्षीणेषु दोषेष्ववकृष्य धातून् संदूष्य मेहान् कुरुतेऽनिलश्च ।**

મેદ, માંસ, શરીરનો ક્લેદ, એમને બસ્તિમાં ગયેલો કફ દુષિત કરીને પ્રમેહો ઉત્પન્ન કરે છે. ઉષ્ણ પદાર્થોથી વધેલું પિત્ત પણ સૌમ્યધાતુ કફ વગેરેનો ક્ષય થયાથી એજ મેદાદિ પદાર્થોને દુષિત કરીને પ્રમેહો ઉત્પન્ન કરેછે. કફ વગેરે સર્વ ધાતુઓ ક્ષીણ થયાથી વાયુ પણ ધાતુઓને દુષિત કરીને પ્રમેહો ઉત્પન્ન કરે છે.

## પ્રમેહોની સંખ્યા તથા સાધ્યત્વાદિ.

**साध्याः कफोत्था दश पित्तजाः षट् याप्या न साध्याः पवनाच्चतुष्काः । समक्रियत्वाद्विषमक्रियत्वान्महात्ययत्वाच्च यथाक्रमं ते ।**

કફથી થતા દશ પ્રકારના પ્રમેહો સાધ્ય છે, પિત્તના છ પ્રકારના પ્રમેહ યાપ્ય છે, વાયુના ચાર પ્રકારના પ્રમેહ અસાધ્ય છે. સમક્રિયત્વ, વિષમક્રિયત્વ, અને મહાત્યયત્વથી યથાક્રમે એ રીતે થાય છે.

## પ્રમેહમાં દોષો તથા દુષ્યો વિષે.

**कफश्च पित्तं पवनश्च दोषा मेदोऽस्रशुक्राम्बुवसालसीकाः ॥ मज्जारसौजः पिशितं च दूष्याः प्रमेहिणां विंशतिरेव मेहाः ॥**

કફ, પિત્ત, અને વાયુ, એ દોષોથી મેદ, રક્ત, વીર્ય, રસ, વસા, જળ, ચીકણો પદાર્થ, મજ્જા તથા ઓજ દુષિત થાયછે તેથી તેઓ દુષ્ય કહેવાય છે. એમ પ્રમેહો કુલ વીશ પ્રકારના છે.

## પ્રમેહનું પુર્વરૂપ.

**दन्तादीनां मलाढ्यत्वं प्राग्रूपं पाणिपादयोः ॥ दाहश्चिक्कणता देहे तृट् स्वाद्वास्यं च जायते ।**

દાંતો વગેરેમાં મેલ વધેછે, હાથ પગમાં બળતરા થાયછે, શરીરમાં ચીકાશ થાય છે, તૃષા લાગેછે, અને મુખમાં મીઠાશ થાય છે, આ પ્રમેહનાં પુર્વરૂપો છે.

## પ્રમેહનું સામાન્ય લક્ષણ.

**सामान्यं लक्षणं तेषां प्रभूताविलमूत्रता । दोषदूष्यविशेषेऽपि तत् संयोगविशेषतः । मूत्रवर्णादिभेदेन भेदो मेहेषु कल्प्यते ॥**

મૂત્રનું બહુપણું અને મેલાપણું એ પ્રમેહનું સામાન્ય લક્ષણ છે, દોષો તથા દુષ્યો એનાં એ છતાં તેના સંયોગની અનેકતાનેલીધે મુત્રના વર્ણાદિમાં જે ફેરફાર થાય છે, તે ઉપરથી પ્રમેહના ભેદો કલ્પવામાં આવેલા છે.

## પ્રમેહના ભેદો.

**अच्छं बहुतरं शीतं निर्गन्धमुदकोपमम् । मेहत्युदकमेहेन किञ्चिच्चाविलपिच्छिलम् ॥ इक्षो रसमिवात्यर्थं मधुरं चेक्षुमेहतः । सान्द्रीभवत् पर्युषितं सान्द्रमेहेन मेहति ॥**

सुरामेही सुरातुल्यमुपर्यच्छमधो घनम् ॥
संहृष्टरोमा पिष्टेन पिष्टवद्बहलं सितम् ॥
शुक्राभं शुक्रमिश्रं वा शुक्रमेही प्रमेहति ।
मूत्राणून् सिकतामेही सिकतारूपिणो मलान् ॥
शीतमेही सुबहुशो मधुरं भृशशीतलम् ।
शनैः शनैः शनैर्मेही मन्दं मन्दं प्रमेहति ।
लालातन्तुयुतं मूत्रं लालामेहेन पिच्छिलम् ॥
गन्धवर्णरसस्पर्शैः क्षारेण क्षारतोयवत् ।
नीलमेहेन नीलाभं ।
कालमेही मसीनिभम् ।
हारिद्रमेही कटुकं हरिद्रासन्निभं दहत् ॥
विस्रं माञ्जिष्ठमेहेन मञ्जिष्ठासलिलोपमम् ।
विस्रमुष्णं सलवणं रक्ताभं रक्तमेहिनः ॥
वसामेही वसामिश्रं वसाभं मूत्रयेन्मुहुः ॥
मज्जाभं मज्जमिश्रं वा मज्जमेही मुहुर्मुहुः ।
कषायं मधुरं रूक्षं क्षौद्रमेहं वदेत्बुधः ॥
हस्ती मत्त इवाजस्रं मूत्रवेगविवर्जितम् ।
सालसीकं विबद्धं च हस्तिमेही प्रमेहति ॥

(૧) ઉદકમેહ—એમાં મુત્ર આછું, બહુ ઘણું, ટાઢું, પાણી જેવું, અને કંઇક મેલું તથા ચીકણું આવેછે.

(૨) ઈક્ષુમેહ—ઇક્ષુમેહમાં શેરડીના રસ જેવું મીઠું અને બહુ મુત્ર નીકળે છે.

(૩) સાંદ્રમેહ—સાંદ્રમેહમાં મુત્ર રાત વાસી રહેતાં જાડું થઇ જાય છે.

(૪) સુરામેહ—એમાં મુત્ર મદિરા જેવું, ઉપરથી આછું અને નીચેથી જાડું નીકળેછે.

(૫) પિષ્ટમેહ—પિષ્ટમેહમાં મુત્ર નીકળતાં રૂંવાડાં ઉભાં થાયછે, અને લોટ જેવું જાડું ધોળું મુત્ર નીકળેછે.

(૬) શુક્રમેહ—શુક્રમેહમાં વીર્ય જેવું અથવા વીર્યસહિત મુત્ર નીકળેછે.

(૭) સિક્તામેહ—આમાં મુત્રમાં રેતી જેવી ઝીણી અને છુટી છુટી કફની કણીઓ નીકળેછે.

(૮) શીતમેહ—એમાં ઘણીવાર મીઠું અને ટાઢું મુત્ર નીકળેછે.

(૯) શનૈર્મેહ—એમાં ધીમે ધીમે મંદ મંદ મુત્ર નીકળેછે.

(૧૦) લાલામેહ—લાળના તાંતણા વાળું ચીકણું મુત્ર નીકળેછે.

(૧૧) ક્ષારમેહ—ક્ષારમેહમાં ખારા પાણી જેવા ગંધ,વર્ણ રસ અને સ્પર્શવાળું મુત્રાયછે.

(૧૨) નીલમેહ—નીલમેહમાં નીલ જેવું મુત્ર નીકળેછે.

(૧૩) કાલમેહ—કાલમેહમાં આંજણ જેવું કાળું મુત્ર નીકળેછે.

(૧૪) હારિદ્રમેહ—હારિદ્રમેહમાં તીખું, હળદર જેવું અન દાહ કરનારૂં મુત્ર નીકળેછે.

(૧૫) માંજિષ્ઠમેહ—માંજિષ્ઠમેહમાં કાચા પદાર્થ જેવા ગંધવાળું અને મજીઠના પાણી જેવા રંગવાળું મુત્ર નીકળેછે.

(૧૬) રક્તમેહ—રક્તમેહમાં કાચા પદાર્થ જેવા ગંધવાળું, ગરમ, ખારૂં, અને લોહી જેવા રંગવાળું મુત્ર નીકળેછે.

(૧૭) વસામેહ—વસામેહમાં વસાથી મિશ્રિત વસા જેવા રંગનુ વારંવાર મુત્રાયછે.

(૧૮) મજ્જામેહ—મજ્જામેહમાં મજ્જાથી મિશ્રિત અને મજ્જા જેવા રંગનું મુત્ર વારંવાર નીકળે છે.

(૧૯) ક્ષૌદ્રમેહ (મધુમેહ)—ક્ષૌદ્રમેહમાં તુરૂં, મીઠું, અને રૂક્ષ મુત્ર નીકળેછે, એમ ડાહ્યાઓ કહેછે.

(૨૦) હસ્તીમેહમાં—મત્ત હાથીની પેઠે નિરંતર રસી જેવા પદાર્થવાળું, વેગ વગરનું, અને અટકાયતવાળું મુત્ર નીકળે છે.

## કફના પ્રમેહોના ઉપદ્રવો.

अविपाकोऽरुचिश्छर्दिर्निद्राकासः सपीनसः । उपद्रवाः प्रजायन्ते मेहानां कफजन्मनाम् ॥

કફના પ્રમેહથી અન્નનું નહિ પચવું, અરૂચિ, ઉલટી, નિદ્રા, ઉધરસ, અને સળેખમ થાયછે.

## પિત્તના પ્રમેહોના ઉપદ્રવો.

बस्तिमेहनयोस्तोदो मुष्कावदरणंज्वरः । दाहतृष्णाम्लिकामूर्च्छाविड्भेदः पित्तजन्मनाम् ॥

પિત્તના પ્રમેહથી મુત્રાશયમાં તથા લિંગમાં શળ, વૃષણોનું ફાટવું, જ્વર, બળતરા, તરશ, ખટાઇ, મુર્છા, અને પાતળો દસ્ત થાયછે.

## વાત પ્રમેહોના ઉપદ્રવો.

वातजानामुदावर्त्तकम्पहृद्ग्रहलोलताः । शूलमुन्निद्रता शोषः श्वासः कासश्च जायते ॥

વાત પ્રમેહથી ઉદાવર્ત્ત, કંપ, છાતીની પકડ, શળ, ચપળતા, નિદ્રાનાશ, શોષ, શ્વાસ, અને ઉધરસ થાયછે.

## પ્રમેહનું અરિષ્ટ.

यथोक्तोपद्रवाविष्टमतिप्रस्रुतमेव च । पिडकापीडितं गाढं प्रमेहो हन्ति मानवम् । मूर्च्छाछर्दिज्वरश्वासकासवीसर्पगौरवैः ॥ उपद्रवैरुपेतो यः प्रमेही दुःप्रतिक्रियः ।

પ્રમેહવાળાને ઉપરના ઉપદ્રવો થયા હોય, મુત્ર બહુ થતું હોય, ફોલ્લીઓની પીડા થતી હોય, તો તે માણસ મરી જાયછે. મુર્છા, ઉલટી, જ્વર, શ્વાસ, ઉધરસ, વિસર્પ, અને ભારેપણું હોય, તો પણ ઓષધ માંડ માંડ લાગુ પડેછે.

## સ્રીઓને પ્રમેહ ન થવાનું કારણ.

रजः प्रवर्तते यस्मात् मासि मासि विशोधयेत् ॥ सर्वान् शरीरदोषांश्च न प्रमेहन्त्यतः स्त्रियः ।

મહિને મહિને રજોદર્શન થાય છે તેથી શરીરના સર્વ દોષો શુદ્ધ થાયછે, તેથી સ્રીઓને પ્રમેહ થતો નથી.

## પ્રમેહની અસાધ્યતા.

जातप्रमेही कुलमेहवान्वा न साध्यरोगः स हि बीजदोषात् । ये चापिकेचित्कुलजा विकारा भवन्ति तांश्चापि वदन्त्यसाध्यान् ॥ सर्व एव प्रमेहास्तु कालेनाप्रतिकारिणः । मधुमेहत्वमायान्ति तदाऽसाध्या भवन्ति च ॥ मधुमेहो मधुनिभो जायते स किल द्विधा । क्रुद्धे धातुक्षयाद्वायौ दोषावृतपथेऽथवा ॥ आवृतो दोषलिङ्गानि सोऽनिमित्तं प्रदर्शन ॥ क्षीणः क्षणात् क्षणात् पूर्णो भजते कृच्छ्रसाध्यताम् ॥

જેને જન્મથી પ્રમેહ હોય, પ્રમેહવાળા

કુળમાં જન્મ થયો હોય, તો બીજ દોષ નેલીધે તેનો પ્રમેહ સાધ્ય નથી. બીજા પણ જેને કુળના વિકારો હોયછે, તેનેપણ અસાધ્ય પ્રમેહ થાયછે. સર્વ પ્રમેહો કેટલેક કાળે પ્રતીકાર ન પામે તો તેમાંથી મધુમેહ થાય છે, તે પણ અસાધ્ય છે. મધના જેવો મેહ બે પ્રકારનો થાયછે. ધાતુક્ષયથી વાયુના થતા કોપથી, અથવા દોષોથી વાયુનો માર્ગ રોકાવાથી, તે થાયછે. વાયુરોકાવાથી દોષનાં ચિહ્ન દેખાડીને મુત્રાશયને ખાલી કરી, વળી ક્ષણમાત્રમાં પાછું ભરી દેછે. એ પ્રમેહ કષ્ટસાધ્ય થઇ પડેછે.

## મધુમેહ વિષે.

मधुरं यच्च सर्वेषु प्रायो मध्विव मेहति । सर्वेऽपि मधुमेहाख्या माधुर्याच्च तनोरतः॥

વિશેષે કરીને સર્વ પ્રમેહોમાં મુત્ર મધ જેવું મધુર હોયછે, તેથી એ મધુરતાનેલીધે સર્વે પ્રમેહોને મધુમેહ નામજ યોગ્યછે.

## પ્રમેહની ફોલ્લીઓ વિષે.

शराविका कच्छपिका जालिनी विनताऽलजी । मसूरिका सर्षपिका पुत्रिणी सविदारिकाः ॥ विद्रधिश्चेति पिडकाः प्रमेहोपेक्षया दश । सन्धिमर्मसु जायंते मांसलेषु च धामसु ॥

શરાવિકા, કચ્છપિકા, જાલિની, વિનતા, અલજી, મસૂરિકા, સર્ષપિકા, પુત્રિણી, વિદારિકા, અને વિદ્રધિ, એ દશજાતની પિડકાઓ પ્રમેહોની ઉપેક્ષા કરવાથી થાયછે. તેઓ સંધિ, મર્મો, અને બહુ માંસવાળા ભાગોમાં થાયછે.

## ફોલ્લીઓનાં લક્ષણો.

अन्तोन्नता श्यावरूपा निम्नमध्या शराविका । गौरसर्षपसंस्थाना तत्प्रमाणा तु सर्षपी ॥ सदाहा कूर्मसंस्थाना ज्ञेया कच्छपिका बुधैः । जालिनी तीव्रदाहा तु शिराजालसमावृता ॥ अवगाढरुजोत्क्लेदा पृष्ठे वाप्युदरेऽपि वा। महती पिडका नीला सा बुधैर्विनता स्मृता ॥ महत्यल्पचिता ज्ञेया पिडकापि च पुत्रिणी । मसूरदलसंस्थाना विज्ञेया तु मसूरिका ॥ रक्ता सितास्फोटाचिता विज्ञेया त्वलजी बुधैः । विदारीकन्दवद्वृत्ता कठिना च विदारिका ॥ विद्रधेर्लक्षणैर्युक्ता ज्ञेया विद्रधिका तु सा॥

અંતમાં ઊંચી, મધ્યમાં કાળી, નમેલી, એવી શરાવિકા થાયછે; ધોળી સર્ષપના પ્રમાણ જેવી થાયછે તે સર્ષપી છે; દાહવાળી તથા કાચબા જેવીને વિદ્વાનો કચ્છપિકા કહેછે; શિરાઓની જાળથી વીંટાયલી અત્યંત દાહવાળી જાલિનીછે; પીઠ અથવા ઉદર ઊપર ગાઢ પીડા કારક અને નીલવર્ણની ફોલ્લીને પંડિતો વિનતા કહેછે; ઝીણી ઝીણી ફોડકીઓથી વ્યાપ્ત અનેબીજી મોટી ફોલ્લીઓ થાયછે, તેને પુત્રિણી કહેછે, મસૂરની દાળજેવી મસૂરિકા થાયછે; રાતી કાળી તથા ફુટેલી એવીને પંડિતો અલજી કહે છે; વિદારીકંદની પેઠે ગોળ એવી વિદારિકા છે; અને વિદ્રધિનાં લક્ષણો વાળી વિદ્રધિ કહેવાયછે.

## ફોલ્લીઓમાં દોષોનો નિર્ણય.

ये यन्मयाः स्मृता मेहास्तेषामेतास्तु तन्मयाः ॥

જે પ્રમેહ જે દોષવાળો હોય તેમાં તેજ દોષવાળી ફોલ્લી પણ હોયછે.

## પ્રમેહ વિનાપણ ફોલ્લીઓ થાયછે.

**विना प्रमेहमप्येता जायन्ते दुष्टमेदसः । तावच्चैता न लक्ष्यन्ते यावद्वास्तुपरिग्रहः ॥**

બગડેલા મેદવાળા માણસને પ્રમેહ વિના પણ ફોલ્લીઓ થાયછે. એ ફોલ્લીઓ જ્યાંસુધી પોતાના સ્થાનને બરોબર પકડતી નથી ત્યાં સૂધી તેઓ દેખાતી નથી.

## ફોલ્લીઓની અસાધ્યતા.

**गुदे हृदि शिरस्यंशे पृष्ठे मर्मसु चोत्थिताः । सोपद्रवा दुर्बलाग्नेः पिडकाः परिवर्जयेत् ॥**

ગુદા, હૃદય, માથું, ખભા, પીઠ, મર્મસ્થળો, એમાં થયેલી ઉપદ્રવો વાળી ફોલ્લીઓ જો દુર્બળ જઠરાગ્નિ વાળાને થઇ હોય તો તે અસાધ્યછે.

## ફોલ્લીઓના ઉપદ્રવો.

**तृट्श्वासमांससङ्कोचमेहहिक्कामदज्वराः ॥ विसर्पमर्म्मसंरोधाः पिडकानामुपद्रवाः ।**

તૃષા, શ્વાસ, માંસનો સંકોચ, બહુ મુત્ર, હેડકી, મદ, જ્વર, વિસર્પ અને મર્મસ્થાનોનું રોધન, એ ફોલ્લીઓના ઉપદ્રવો છે.

## પ્રમેહ વાળાને હિતકારી પદાર્થો.

**श्यामाककोद्रवोद्दालगोधूमाश्चणकास्तथा। आढकाश्च कुलत्थाश्च पुराणा मेहिनां हिताः। मेहिनां तिक्तशाकानि जाङ्गला हरिणाण्डजाः ॥ यवान्नविकृतिर्मुद्गाः शस्यन्ते शालिषष्टिकाः ।**

શ્યામો, કોદરા, કોરડ, ઘઉં, ચણા, તુવેર, કળથી, એ જૂનાં ધાન્યો પ્રમેહ વાળાને હિતકારી છે. કડવાં શાકો, જંગલી હરણો તથા પક્ષીઓ, જવ, મગ, રાતા ચોખા, અને સાઠીચોખા, એ પ્રમેહવાળાને હિતકારી છે.

## પ્રમેહમાં તજવાના પદાર્થો.

**सौवीरकं सुरा तक्रं तैलं क्षीरं घृतं गुडम् ॥ अम्लेक्षुरसपिष्टान्नानूपमांसानि वर्जयेत् ।**

સૌવીર, સુરા, છાશ, તેલ, દૂધ, ઘી, ગોળ, ખટાઇ, શેરડીનોરસ, અને લોટના પદાર્થો, અને જળમય દેશનાં પ્રાણીઓનાં માંસો પ્રમેહવાળાને અહિતકારી છે.

## પ્રમેહની ચિકિત્સા.

तत्रादित एव प्रमेहिनमुपस्निग्धं प्रियङ्ग्वाद्यन्यतमसिद्धेन तैलेन वामयेत् प्रगाढं विरेचयेच्च । विरेचनादनन्तरं सुरसादिकषायेणास्थापयेत् । महौषधभद्रदारुमुस्तावापने मधुसैन्धवयुक्तेन । दह्यमानं वा न्यग्रोधादिकषायेण निस्तैलेन ।

**वातोत्कटेषु मेहेषु स्नेहपानं विशेषतः ॥ पारिजातजयानिम्बवह्निगायत्रिणां पृथक् ॥ पाठायाश्चागुरोः पीतादुयस्य शारदस्य च । जलेक्षुमद्यसिकता शनैर्लवणपिष्टकान् ॥ सान्द्रमेहान् क्रमात् घ्नन्ति क्वाथाश्चाष्टौ समाक्षिकाः । हरीतकीकट्फलमुस्तलोध्रा पाठाविडङ्गार्जुनधन्वनाश्च । उभे हरिद्रे तगरं विडङ्गं कन्दं विशालार्जुनदीपकाश्च ॥ दार्वी विडङ्गः खदिरो धवश्च सुराह्वकुष्ठागुरुचन्दनानि । दार्व्यग्निमन्थौ त्रिफला वचा च पाठा च मूर्वा च तथा श्वदंष्ट्रा॥**

वचा मुशीराण्यभया गुडूची वृषं शिवा-चित्रकसप्तपर्णाः । पादैः कषायाः कफमेह-विघ्नैर्दशोपदिष्टा मधुसंप्रयुक्ताः ॥ उशीर-लोध्रार्जुनचन्दनानामुशीरमुस्तामलकाभया-नाम् । पटोलनिम्बामलकामृतानां मुस्ता-भयामुष्ककवृक्षकाणाम् ॥ लोध्राम्रकाली-यकधातकीनां विश्वार्जुनैलातिविषोत्पला-नाम् । शिरीषधान्यार्जुनकेसराणां प्रियङ्गु-पद्मोत्पलकिंशुकानाम् ॥ अश्वत्थपाठासन वेतसानां कटङ्कटेर्युत्पलमुस्तकानाम् । पै-त्तेषु मेहेषु दशोपदिष्टाः कषाययोगा मधु-संप्रयुक्ताः ॥ कफमेहहरक्वाथसिद्धं सर्पिः कफे हितम् । पित्तमेहघ्ननिर्यूहसिद्धं पित्त-हरं घृतम् ॥ कम्पिल्लसप्तच्छदशालजानि बैभीतरोहीतककौटजानि । पटोलकालीय-गदागुरूणि क्षौद्रेण लिह्यात् कफपित्तमेही ॥ दूर्वाकसेरुपूतीककुम्भीकप्लवशैवलम् । ज-लेन क्वथितं पीतं शुक्रमेहहरं परम् ॥ त्रि-फलारग्वधद्राक्षाकषायो मधुसंयुतः । पीतो निहन्ति फेनाभं प्रमेहं नियतं नृणाम् ॥ मधुना त्रिफलाचूर्णमथवाश्मजतूद्भवम् । लोहजम्ब्वाभयोत्थं वा लिहेन्मेहनिवृत्तये ॥ कटङ्कटेरीमधुकत्रिफलाचित्रकैः समैः । सिद्धः कषायः पातव्यः प्रमेहानां विनाशनः ॥ फलत्रिकं दारुनिशां विशालां मुस्तां च निःक्वाथ्य निशां सकल्कम् । पिबेत् कषायं मधुसंप्रयुक्तं सर्वप्रमेहेषु समुच्छ्रितेषु ॥

इति फलत्रिकादिकाथः ।

गोभक्षितान् यवान् मूत्रभावितान्केवला-नपि । चित्रकोदश्विता खादेत्रिम्बुमुद्गरसे-न वा ॥ भक्षयीताम्बुना मासं प्रमेही , य-वपिष्टकम् । मेदोघ्ना बद्धमूत्राश्च समाः स-र्वेषु धातुषु ॥ यवास्तस्मात् विशिष्यन्ते प्रमेहेषु विशेषतः । त्रिकटु त्रिफला पाठा मूलं सौभाञ्जनस्य च ॥ विडङ्गतण्डुला हिङ्गु तथा कटुकरोहिणी । बृहती कण्टका-री च हरिद्रे द्वे यवानिका ॥ केवूकं शाल-पर्णी च तथातिविषचित्रकौ । सौवर्चलं जीरकं च हबुषा धान्यमेव च ॥ एषां क-र्षप्रमाणं च श्लक्ष्णचूर्णं च कारयेत् । यव-सक्तुपलानां च नवतिं द्वितयाधिकाम् ॥ घृततैलमधूनां च प्रत्येकं च पलानि षट् । एभिः कर्षप्रमाणं च प्रत्यहं मोदकं सुधीः ॥ भक्षयेन्नाशयेदुग्रान् प्रमेहानतिदारुणान् ।

इति त्रिकट्वाद्यो मोदकः ।

न्यग्रोधोदुम्बराश्वत्थस्योनाकारग्वधासन-म् । आम्रं कपित्थं जम्बूं च प्रियालं क-कुभं धवम् ॥ मधूकं मधुकं लोध्रं वरुणं पारिभद्रकम् । पटोलमेषशृङ्गी च दन्ती चि-त्रकमाढकी ॥ करञ्जत्रिफलाशक्रभल्लातक-फलानि च । एतानि समभागानि सूक्ष्म-चूर्णानि कारयेत् ॥ न्यग्रोधाद्यमिदं चूर्णं मधुना सह योजयेत् । पलत्रयरसं चानु पिबेन्मूत्रं विशुद्ध्यति ॥ एतेन विंशतिर्मेहा मूत्रकृच्छ्राणि यानि च । प्रशमं यान्ति योगेन पिडका न च जायते ॥

इति न्यग्रोधाद्यं चूर्णम् ।

चूर्णानि लोहत्रिफलासितानां क्षौद्रेण

शिलाह्वं पृथक् समं वा । मेहान् समस्तानपि नाशयन्ति पीतः कदाचित् स्वरसो गुडूच्याः ॥ त्रिकटु त्रिफलातुल्यं गुग्गुलुं च समांशिकम् । गोक्षुरकाथसंयुक्तं गुटिकां कारयेद्बुधः ॥ दोषकालबलापेक्षी भक्षयेच्चानुलोमिकाम् । न चात्र परिहारोऽस्ति कर्म कुर्याद्यथेप्सितम् ॥ प्रमेहान् वातरोगांश्च वातशोणितमेव च । मूत्राघातं मूत्रदोषं प्रदरं चाशु नाशयेत् ॥

इति त्रिकटुगुटिका ।

दाडिमस्य च बीजानि कृमिघ्नस्य च तण्डुलाः । रजनी चविका जाजी नागरं त्रिफला कणा ॥ त्रिकण्टकस्य च फलं यवानी धान्यकं तथा । वृक्षाम्लचविकालोध्रसिन्धूद्भवसमाहितैः ॥ कल्कैरक्षसमैरेभिर्घृतप्रस्थं विपाचयेत् । भोज्ये पाने प्रदातव्यं सर्वर्तुषु च मात्रया ॥ प्रमेहान् विंशतिं चैव मूत्राघातं तथाश्मरीम् । कृच्छ्रं सुदारुणं चैव हन्यादेव न संशयः ॥ विबन्धानाहशूलघ्नं कामलाज्वरनाशनम् । दाडिमाद्यं घृतं चैतदश्विभ्यां परिकीर्तितम् ॥

इति दाडिमाद्यं घृतम् ।

श्वदंष्ट्रा सकणा मुस्ता गुडूची फल्गुपल्लवाः । दर्भाङ्कुरास्तु गण्डीरी रोहितस्य च पल्लवाः ॥ काला पुनर्नवा श्यामा शारिवा देवदारु च । पिप्पली शृङ्गवेरं च विडङ्गं मरिचानि च ॥ पाठा काम्पिल्लकं भार्ङ्गी द्वे हरिद्रे निदिग्धिका । एरण्डमूलं दन्ती च चित्रकं कटुरोहिणी ॥ एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत् । यावन्त्येतानि चूर्णानि द्विस्तावत्स्याद्द्ध्योरजः । ततो बिडालपदकं पिबेदुष्णेन वारिणा । अलाभे चापि मद्यानां प्रमेहान् हन्ति विंशतिम् ॥ श्वयथुं च तथार्शांसि पाण्डुरोगं हलीमकम् । उदराण्यथ शूलानि प्लीहानं चापकर्षति ॥ एभिर्गोमूत्रपिष्टैस्तु गुटिकाः कारयेद्भिषक् । रोगेष्वेतेषु मुख्याः स्युर्बलमांसविवर्द्धनाः ।

इति गोक्षुरादिचूर्णगुटिकाः ।

कण्टकार्या गुडूच्याश्च संहरेच्च शतं शतम् ॥ संकुट्योदूखले विद्वांश्चतुर्द्रोणेऽम्भसः पचेत् । तेन पादावशेषेण घृतप्रस्थं विपाचयेत् ॥ त्रिकटु त्रिफला रास्ना विडङ्गान्यथ चित्रकम् । काश्मर्याणां च मूलानि पूतिकस्य त्वगेव च ॥ कलिङ्ग इति सर्वाणि सूक्ष्मपिष्टानि कारयेत् । अक्षमात्रं पिबेत्प्राज्ञः शालिभिः पयसा हितैः ॥ प्रमेहं मधुमेहं च मूत्रकृच्छ्रं भगन्दरम् । आलस्यं चान्त्रवृद्धिं च कुष्ठरोगं विशेषतः ॥ क्षयं चैव निहन्त्येतन्नाम्ना सिंहामृतं घृतम् ।

इति सिंहामृतं घृतम् ।

दशमूलं करञ्जौ द्वौ देवदारु हरीतकी । वर्षाभूर्वरुणो दन्ती चित्रकं सपुनर्नवम् ॥ सुधानीपकदम्बाश्च बिल्वं भल्लातकानि च । शटी पुष्करमूलं च पिप्पलीमूलमेव च ॥ पृथग् दशपलान् भागानेतान्द्रोणेऽम्भसः पचेत् । यवकोलकुलत्थानां प्रस्थं प्रस्थं विपाचयेत् ॥ तेन पादावशेषेण घृतप्रस्थं प-

चैडविषकं । निचूलं त्रिफला भार्गी रोहिषं मजपिप्पली ॥ शृङ्गवेरविडङ्गानि चव्यं कम्पिल्लकं तथा । गर्भेणानेन तत्सिद्धं पाययेत्तु यथाबलम् ॥ एतद्धान्वन्तरं नाम विख्यातं सर्पिरुत्तमम् । कुष्ठप्रमेहगुल्मांश्च श्वयथुं वातशोणितम् ॥ प्लीहोदराणि चार्शांसि विद्रधिं पिडकाश्च याः । अपस्मारं तथोन्मादं सर्पिरेतन्नियच्छति ॥

इति धान्वन्तरं घृतम् ।

अर्जुनपटोलनिम्बैः सवचादीप्यकरसासमञ्जिष्ठैः । भल्लातकागुरुघनैः सगदानलचन्दनोशीरैः गोक्षुरकसोमवल्कैर्नवैः पटोलैर्हरिद्रया त्रिफला । अश्मन्तकार्जुनाभ्यां दीप्यकयुक्तेन चैव लोध्रेण मञ्जिष्ठातिविषाभ्यां कल्ककषायैः पचेत्तैलम् । कफवातोत्थे मेहे पित्तकृते साधयेत्सर्पिः ॥

इति अर्जुनाद्यं घृततैलम् ।

सारवर्गकषायं चतुर्थांशावशिष्टमवतार्य परिस्राव्य पुनरपनीय साधयेत् । सिध्यति चामलककलोध्रप्रियङ्गुदन्तीकृष्णायसताम्रचूर्णान्यावापेत् । तदेतद्दग्धं लेहीभूतमवतार्यानुगुप्तं निदध्यात् । ततो यथायोगमुपयुञ्जीत । एष लेहः सर्वमेहानपहन्ति । इति सारलेहः ।

गोकण्टकं सदलमूलफलं गृहीत्वा संकुट्टितं पलशतं क्वथितं तु तोये । पादस्थितेन सलिलेन पलानि दत्त्वा पञ्चाशतं तु विपचेद्य शर्करायाः ॥ तस्मिन् घनत्वमुपगच्छति चूर्णितानि दद्यात्पलद्वयमितानि सुभाजनानि । शुण्ठीकणामरिचनागदलत्वगेलाजातीयकोषककुभत्रपुलीपलानि ॥ मांसी-पलाष्टकमिह प्रणिधाय नित्यम् लेहं हकुद्रमपूर्वं पलसम्मितं तु । हन्त्याशु मूत्ररिदाहविबन्धमुक्तकृच्छ्राश्मरी रुधिरमेहमधुप्रमेहान् ॥

इति गोक्षुरकाद्यवलेहः ।

असनं च प्रियालं च शालं खदिरकं तथा । शालवर्गं तथा ग्राह्यं भवेच्चैतद्विचक्षणैः ॥ मधुमेहत्वमापन्नं भिषग्भिः परिवर्जितम् । योगेनानेन मतिमान् प्रमेहिनमुपाचरेत् ॥ मासि शुक्रे शुचौ वापि शैलाः सूर्यांशुतापिताः । जतुप्रकाशं स्वरसं शिलाभ्यः प्रस्रवन्ति हि ॥ शिलाजत्विति विख्यातं महाव्याधिनिवारणम् । तत्सर्वतिक्तकटुकङ्कषायानुरसंसरम् ॥ कटुपाक्युणवीर्यं च शोषणं छेदनं तथा । तत्र यत् लघु कृष्णाभं स्निग्धं निःशर्करं च यत् ॥ गोमूत्रगन्धि नीलं वा तत्प्रधानं प्रचक्षते । तद्भावितं सारगणैर्हृतदोषं यथोदितम् । पिबेत्सारोदकेनैव श्लक्ष्णपिष्टं यथाबलम् । जाङ्गलेन रसेनाद्यात्तस्मिन् जीर्णे तु भोजनम् । उपयुज्य तुलामेकाममृतस्यास्य जन्मतः ॥ विजित्य मधुमेहाख्यमातङ्कं रोगकारकम् । वपुर्वर्णबलोपेतः शतं जीवत्यनामयः । शतं शतं तुलायां तु सहस्रं दशतौलिकम् ॥ भल्लातकविधानेन परिहारविधिः स्मृतः । मेहं कुष्ठमपस्मारमुन्मादं श्लीपदं परम् । शोषं शोफार्शसी गुल्मं पाण्डुतां विषमज्वरम् ॥ व्यपोहत्यचिरात् कालाच्छिलाजतु निषेवितम् । न सोऽस्ति रोगो यं वापि न नि-

हन्याच्छिलाजतु॥ शर्करां चिरसंभूतां भिनत्ति च तथाश्मरीम्। भावनालोडने चास्य कर्तव्ये भेषजैर्हितैः॥ एवं च माक्षिकं धातुं तापीजममृतोपमम्। मधुरं काञ्चनाभासमम्लं वा रजतप्रभम्॥ व्यपोहति जराकुष्ठमेहपाण्डवामयक्षयान्। तत्सेवकः कुलत्थांश्च कपोतांश्च विवर्जयेत्।

इति शिलाजतुमाक्षिकयोः प्रयोगः।

પ્રમેહ વાળાને પ્રથમથીજ કાંગ કે સર્ષપાદિથી પકાવેલા તેલ વડે સ્નિગ્ધ કરીને પછી સારીપેઠે વમન તથા વિરેચનો આપવાં. તે પછી સુરસાદિ ક્વાથમાં સૂંઠ, દેવદાર, તથા મોથનાં ચૂર્ણો તથા મધ અને સૈંધવ નાંખીને તે વતી નિરૂહબસ્તિ દેવી. જો બળતરા થતી હોય તો તેલ વગરના ન્યગ્રોધાદિ ક્વાથની નિરૂહબસ્તિ દેવી.

વાત પ્રમેહવાળાને વિશેષે કરીને સ્નેહપાન કરાવવું.

રક્તરોહિડાનો ક્વાથ મધ નાંખીને પીવાથી ઉદક મેહ મટી જાયછે.

લીલી ધ્રોનો અથવા અરણીનો ક્વાથ મધ નાંખીને પીવાથી ઇક્ષુમેહ મટી જાયછે.

લીમડાનો ક્વાથ મધનાંખીને પીવાથી સુરામેહ મટી જાયછે.

ચિત્રકનો ક્વાથ મધનાંખીને પીવાથી સિકતા મેહ મટી જાયછે.

ખેરનો ક્વાથ મધનાંખીને પીવાથી શનૈર્મેહ મટી જાયછે.

કાળીપાડનો ક્વાથ મધનાંખીને પીવાથી ક્ષારમેહ મટી જાયછે.

અગરૂનો ક્વાથ મધ નાંખીને પીવાથી પિષ્ટમેહ મટી જાયછે.

એ જાતની ઉપલસરીનો ક્વાથ મધ નાંખીને પીવાથી સાંદ્રમેહ મટી જાયછે.

હરડે, કાયફળ, મોથ, લોદર, એ ક્વાથ મધનાંખીને પીવાથી કફ પ્રમેહ મટી જાયછે.

કાળીપાડ, વાવડીંગ, આસોંદરો, અને ધામણુંનો ક્વાથ મધનાંખીને પીવાથી કફપ્રમેહ મટી જાયછે.

હળદર, દારૂહળદર, તગર, અને વાવડીંગનો ક્વાથ મધનાંખીને પીવાથી કફ પ્રમેહ મટેછે.

કદંબ, સાલ, આસોંદરો, અને ચિત્રકનો ક્વાથ મધનાંખીને પીવાથી કફ પ્રમેહ મટેછે.

દારૂહળદર, વાવડીંગ, ખેર, ધાવડો, એ ક્વાથ મધનાંખીને પીવાથી કફ પ્રમેહ મટેછે.

દેવદાર, કઠ, અગરૂ અને સુખડનો ક્વાથ કરી તેમાં મધનાંખીને પીવાથી કફના પ્રમેહ મટી જાયછે.

દારૂહળદર, અરણી, ત્રિફળા, અને વજનો ક્વાથ મધ નાંખીને પીવાથી કફ પ્રમેહ મટેછે.

કાળીપાડ, મોરવેલ, અને ગોખરૂનો ક્વાથ મધ નાંખીને પીવાથી કફ પ્રમેહ મટેછે.

વજ, વાળો, કાળોવાળો, હરડે, અને ગળોનો ક્વાથ મધ નાંખીને પીવાથી કફ પ્રમેહ મટેછે.

અરડૂસી, હરડે, ચિત્રક, અને સપ્તપર્ણીનો ક્વાથ મધ નાંખીને પીવાથી કફ પ્રમેહ મટેછે.

વાળો, લોદર, આસોંદરો, અને ચંદનનો ક્વાથ મધ નાંખીને પીવાથી પિત્ત પ્રમેહ મટેછે.

વાળો, મોથ, આમળાં, અને હરડેનો ક્વાથ મધ નાંખીને પીવાથી પિત્ત પ્રમેહ મટી જાયછે.

કડવાંપરવળ, લીમડો, આમળાં, અને ગળોનો ક્વાથ મધ નાંખીને પીવાથી પિત્ત પ્રમેહ મટી જાયછે.

મોથ, હરડે, અને જધરિયા ખાખરાનો ક્વાથ મધ નાંખીને પીવાથી પિત્ત પ્રમેહ મટેછે.

લોદર, આંબો, દારૂહળદર, અને ધાવણીનો ક્વાથ મધ નાંખીને પીવાથી પિત્ત પ્રમેહ મટેછે.

સૂંઠ, આસોંદરો, એળચી, અતિવિષ, અને કમળનો ક્વાથ મધનાંખીને પીવાથી પિત્ત પ્રમેહ મટી જાયછે.

સરસડિયો, ધાણા, આસોંદરો, અને બોલસરીનો ક્વાથ મધ નાંખીને પીવાથી પિત્ત પ્રમેહ મટી જાયછે.

પીપળો, કાળીપાડ, બીબલો, અને નેતરનો ક્વાથ મધ નાંખીને પીવાથી પિત્ત પ્રમેહ મટેછે.

ઘઉંલો, કેસૂડાં, તથા શ્વેત કમળ અને રક્તકમળોનો ક્વાથ મધ નાંખીને પીવાથી પિત્ત પ્રમેહ મટેછે.

દારૂહળદર, રક્તકમળ, અને મોથનો ક્વાથ મધનાંખીને પીવાથી પિત્ત પ્રમેહ મટી જાયછે.

કફ પ્રમેહ મટાડનારા ક્વાથોથી પકાવેલ ઘી પિત્ત પ્રમેહને મટાડી દેછે.

કપીલો, સપ્તપર્ણી, સાલ, બેડાં, રક્તરોહિડો, ઇંદ્રજવ, કડવાંપરવળ, દારૂહળદર, કઠ, અને અગરનું ચુર્ણ મધમાં કાલવીને ચાટવાથી કફ તથા પિત્તના પ્રમેહો મટી જાયછે.

ક્રો, મોથ, કરંજ, કાયફળ, પીળોવાળો, અને શેવાળનો ક્વાથ પીવાથી શુક્રમેહ અવશ્ય મટી જાયછે.

ત્રિફળા, ગરમાળો, અને દ્રાક્ષનો ક્વાથ મધ નાંખીને પીવાથી ફીણજેવો પ્રમેહ અવશ્ય મટી જાયછે.

ત્રિફળાનું અથવા શિલાજિતનું, લોઢાનું, અથવા હરડેનું ચૂર્ણ મધમાં ચાટવાથી પ્રમેહ મટી જાયછે.

## ફલત્રિકાદિ ક્વાથ.

ત્રિફળા, દારૂહળદર, મુરામાંસી, મોથ અને હળદરના ક્વાથમાં એજ પદાર્થોના કલ્કો તથા મધ નાંખીને પીવાથી વધી ગયેલા સર્વ પ્રકારના પ્રમેહો પણ મટી જાયછે. આ ક્વાથ ફલત્રિકાદિ કહેવાયછે.

જવ ખાઇને ગાય તેનું જે છાણ કરે, તે છાણમાંથી જવને કાઢીને તેને ગોમૂત્રની ભાવના આપીને, અથવા ભાવના આપ્યા વિનાજ ચિત્રક તથા અરધાપાણી વાળી છાશ સાથે, અથવા લીમડાના અને મગના રસોની સાથે ખાવાથી પ્રમેહ મટી જાયછે.

એક માસ સૂધી જવનો લોટ પાણીમાં ખાવાથી પ્રમેહ મટી જાયછે. જવ મેહોને મટાડેછે, મૂત્રને બાંધેછે, તથા સર્વ ધાતુઓને સમ કરનારા છે; માટે પ્રમેહો ઊપર જવ વિશેષે કરીને બહુ હિતકારી છે.

## ત્રિકટુકાદ્ય મોદક.

ત્રિકટુ, ત્રિફળા, કાળીપાડ, સરગવાનાં મૂળ, વાવડીંગ, હિંગ, કડુ, ઊભી તથા બેઠી ભોંરીંગણીઓ, હળદર, દારૂહળદર, અજમો, સોપારી, સમેરવો, અતિ-

વિષ, ચિત્રક, સંચળ, જીરૂં, ષલાશી, અને ધાણા, એ પ્રત્યેક એક એક તોલા ભાર લેઇ, તેજનું ચુર્ણ કરી તેને ૩૬૮ તોલા ભાર જવ નાંખીને તેમાં ચોવીસ તોલા ઘી, તથા ચોવીસ ચોવીસ તોલા તેલ અને મધ નાંખીને તેના એક એક તોલા ભારના લાડુ વાળવા. નિત્ય એક એક લાડુ ખાવાથી અત્યંત દારૂણ પ્રમેહો પણ નષ્ટ થઇ જાયછે.

## ન્યગ્રોધાદ્ય ચુર્ણ.

વડ, ઊંબરો, પીપળો, અરલુ, ગરમાળો, બીબલો, આંબો, કોઠ, જાંબુ, ચારોળી, આસોંદરો, ધાવડો, મહુડાં, જેઠીમધ, લોદ્દર, વાયવરણાં, કડવો લીમડો, કડવાં પરવળ, મરડાશીંગી, નેપાળો, ચિત્રક, તૂવેરની દાળ, કરંજફળ, ત્રિફળા, ઇંદ્રિજવ, અને ભીલામાનાં ફળ સમભાગે લેઇ બારીક ચુર્ણ કરીને તે મધમાં ખાઇને, ઊપર ત્રિફળાનો કવાથ પીવાથી મૂત્ર સાફ થઇ જાયછે, સર્વ પ્રકારના પ્રમેહો અને મૂત્રકૃચ્છ્રો સાફ થઈ જાયછે, અને પ્રમેહની ફોલ્લીઓ પણ મટી જાયછે.

## લોહાદિ ચુર્ણ.

લોઢું, ત્રિફળા, અને સાકરનું ચુર્ણ મધમાં ચાટવાથી; અથવા એ ત્રણેનાં ચુર્ણો એકલાં એકલાંજ મધમાં ચાટવાથી; સર્વ પ્રમેહો નાશ પામેછે.

## ગુડુચી સ્વરસ.

ગળોનો સ્વરસ પીવાથી પણ કોઇ વખતે પ્રમેહો મટી જાયછે.

## ત્રિકટુ ગુટિકા.

ત્રિફળા તથા ત્રિકટુ સમ ભાગે લઇ, તેમાં એક ભાગ ગોળ મેળવીને તેની ગોખરૂના કવાથમાં ગોળીવાળીને રાખવી. વાયુનું અનુલોમન કરનારી આ ગોળી દોષ, કાળ, તથા શરીરના બળને અનુસારીને ખાવાથી પ્રમેહો, વાતરોગો, વાતરક્ત, મૂત્રદોષ, તથા પ્રદર તુરત નાશ પામેછે. આ ગોળી ખાનારાએ ઇચ્છા પ્રમાણે કામો કરવાની છૂટ છે, અને કંઇ પરહેજી પાળવાની પણ જરૂર નથી.

## દાડિમાદ્યઘૃત.

દાડમનાં બીજ, વાવડીંગ, હળદર, બમણો ચવક, જીરૂં સૂંઠ, ત્રિફળા, પીપર, ગોખરૂનાં ફળ, અજમા, ધાણા, કોકમ, લોદર, અને સૈંધવ દરેકના એક એક તોલા કલ્કોમાં ચોસઠ તોલા ઘી પકાવવું. અશ્વિનીકુમારોએ કહેલું આ દાડિમાદ્યઘૃત સર્વઋતુઓમાં યોગ્ય માત્રાથી ખાવા પીવાથી વીશે પ્રકારના પ્રમેહો, મૂત્રાઘાતો પથરી, મહાદારૂણ મૂત્રકૃચ્છ્ર, મળબંધ, પેડુનો આફરો, શુળ, કમળો, તથા જ્વરનો અવશ્યનાશ થઇ જાયછે.

## ગોક્ષુરાદ્યચુર્ણ.

ગોખરૂ, પીપર, મોથ, ગળોનાં કોમળપાન, દર્ભના અંકુર, મજીઠ, રોહિસખડનાંપાન, કાળી નસોતર, સાટોડી. કસ્તુરી, દેવદાર, પીપર, આદુ, વાવડીંગ, મરી, કાળીપાડ, કપીલો, ભારંગી, હળદર, દારૂહળદર, ભોંરીંગણી, એરડનાં મૂળ, નેપાળો, ચિત્રક, અને કડુ, એમનું સમ ભાગે બારીક ચુર્ણ કરી તે સર્વથી બમણું લોહ ચુર્ણ તેમાં મેળવી દેઇને કરેલું ગોક્ષુરાદિચુર્ણ મદ્ય અથવા ઉના પાણીમાં પીવાથી વીશે પ્રકારના પ્રમેહો, સોજા

અર્શ, પાંડુરોગ, હલીમક, સર્વપ્રકારના ઉદરરોગો, શુળો, તથા બરલનો રોગ નાશ પામી જાયછે.

## ગોક્ષુરાદિગુટિકા.

ઉપરના ગોક્ષુરાદિચુર્ણની ગોમૂત્રમાં ગોળી વળે છે. તેપણ ઉપરના સર્વ રોગો મટાડવામાં ઉત્તમ છે, તથા બળ અને માંસને વધારે છે.

## સિંહામૃત ઘૃત.

સો સો તોલા ભોરીંગણી તથા ગળોનો ૪૦૯૬ તોલા પાણીમાં કવાથ કરીને ચોથા ભાગનું પાણી રહે એટલે તેમાં ૬૪ તોલા ઘી ત્રિકટુ, ત્રિફળા, રાસ્ના, વાવડીંગ, ચિત્રક, સીવણમૂળ, કરંજની છાલ્ય, અને ઇંદ્રિજવનાં બારીક ચૂર્ણો પણ નાંખીને પકાવવું. આ ઘી એક તોલા જેટલું પીને દૂધ ભાત ખાવાથી પ્રમેહો, મધુમેહ, મૂત્રકૃચ્છ્ર, ભગંદર, આળસ, અંત્રવૃદ્ધિ, કોઢ, અને ક્ષય મટી જાયછે. આ ઘીને સિંહામૃત નામ આપેલું છે.

## ધાન્વંતર ઘૃત.

દશમૂલી, કરંજ, મૂલીકરંજ, દેવદાર, હરડે, સાટોડી, વાયવરણાં, નેપાળો, ચિત્રક, બીજીવાર સાટોડી, રાજકદંબ, સમેરવો, કદંબ, બીલી, ભીમાલો, કચૂરો, પુષ્કરમૂળ, અને પીપરીમૂળ, આ દરેકનાં ચૂર્ણ ચાળીસ ચાળીસ તોલાભાર, તથા ચોસઠ ચોસઠ તોલાભાર જવ, મરી અને કળથી, એ સર્વનો ૧૦૨૪ તોલા પાણીમાં કવાથ કરી, ચોથો ભાગપાણી રહે એટલે, તેમાં લીમડો, ત્રિફળા, ભારંગી, રોહિસખડ, ગજપીપર, સુંઠ, વાવડીંગ, ચવક, અને કપીલાનાં ચૂર્ણો સહિત ૬૪ તોલા ઘી પકાવવું. આ ધાન્વંતર ઘૃત શરીરના બળને અનુસરીને પીવાથી કોઢ, પ્રમેહ, ગુલ્મ, સોજો, વાતરક્ત, બરલનો, રોગ, ઉદરરોગ, વિદ્રધિ, પ્રમેહની ફોલ્લીઓ, અપસ્માર, તથા ઉન્માદ, એ સર્વનો નાશ થઇ જાયછે.

## અર્જુનાદ્યઘૃત.

આસોંદરો, કડવાં પરવળ, લીમડો, વજ, અજમો, રાસ્ના, મજીઠ, ભીલામો, અગરૂ, મોથ, કઠ, ચિત્રક, ચંદન, વાળો, ગોખરૂ, અને કાયફળના કવાથમાં કડવાં પરવળ, હળદર, ત્રિફળા, પાષાણભેદ, આસોંદરા, અજમો, લોદર, મજીઠ, અતિવિષના કલ્કો નાંખીને તેમાં પકાવેલું અર્જુનાદ્યનામનું ઘી વાપરવાથી પિત્તનો પ્રમેહ મટે છે.

## અર્જુનાદ્ય તૈલ.

ઉપરનાજ કવાથ તથા કલ્કોમાં તેલ પકાવવાથી તે કફ તથા વાયુના પ્રમેહોને મટાડી દે છે.

## સારલેહ.

સારવર્ગનાં ઔષધોનો કવાથ કરી ચોથો ભાગ પાણી રહે ત્યારે ગાળી લઇને તેને પાછું પકાવવું. ઉકળવા લાગે ત્યારે તેમાં આમળાં, લોદર, ધઉંલો, નેપાળો, લોહભસ્મ અને તામ્રભસ્મ નાખી બળી ન જતાં શીરા જેવું થાય એટલે ઉતારી સારા બૂચવાળી બાટલીમાં રાખીને તેનો યોગ્યરીતે ઉપયોગ કરવાથી સર્વ પ્રકારના પ્રમેહો મટી જાય છે.

## ગોક્ષુરકાદ્યવલેહ.

પત્ર, મૂળ, તથા ફળસહિત ૪૦૦

તોલા ગોખરૂને કુટી પાણીમાં કવાથ કરી, ચોથા ભાગનું પાણી રહે એટલે તેમાં ૨૦૦ તોલા સાકર નાંખીને પાછો પકવવો, પાણી ઘાટું થાય ત્યારે તેમાં સૂંઠ, પીપર, મરી, સૂકાં નાગરવેલ્યનાં પાન, તજ, એળચી, જાયફળ, મરિચ કંકોલ, આસોંદરાનાં ફળ, એ દરેકનાં આઠ આઠ તોલા ચૂર્ણ, તથા બત્રીસ તોલા વંશલોચનનું ચુર્ણ, એ સર્વ નાંખીને ઉતારી લેવું. આ અમૃત સમાન ગોક્ષુરકાદ્યલેહ નિત્ય ચાર તોલા જેટલો ચાટવાથી મૂત્રની બળતરા, મળબંધ, વીર્યદોષ, મૂત્રકૃચ્છ્ર, પથરી, રક્તમેહ, અને મધુ પ્રમેહ મટી જાયછે.

## અસનાદિયોગ.

બીબલો, ચારોળી, સાગ, ખેર, અને સારવર્ગનાં ઔષધોનો યોગ પ્રમેહવાળાને બુદ્ધિમાન વૈદ્યે આપવાથી પ્રમેહમાંથી મધુમેહ થઈ ગયો હોય અને વૈદ્યોએ જેની ચિકિત્સા મૂકી દીધી હોય તેવો પ્રમેહ પણ મટી જાય છે.

## શિલાજીતનો, સોનામખીનો, તથા રૂપામખીનો યોગ.

જેઠ કે અસાડ માસમાં સૂર્યનાં કિરણોથી તપી ગયેલા પર્વતો પોતાની શિલાઓમાંથી લાખ જેવા રસને સ્રવેછે. તે રસ શિલાજીત્ કહેવાય છે. અને તે મહારોગોને મટાડનાર છે. સર્વ જાતનું શિલાજીત્ તીખું, કડવું, તૂરા રસના સંબંધવાળું, મળને ઉતારનાર, પાકમાં તીખું, ઉષ્ણવીર્ય, કલેદને સુકાવનારૂ, અને મળોને છેદનાર છે. હલકું કાળું, કે નીલું. સ્નિગ્ધ, કાંકરી વગરનું, અને ગોમૂત્ર જેવા ગંધવાળું હોય તે શ્રેષ્ઠ છે. બીબલો કે ખેર વિગેરે સારગણનાં ઔષધોની ભાવના આપેલું અને શુદ્ધ કરેલું શિલાજીત્ લેઈને તેને બારિક વાટીને શરીરના બળ વગેરેને અનુસરીને સારગણના કવાથ સાથે પીવું, અને તે પચી ગયા પછી જંગલી પ્રાણીઓના માંસરસો સહિત ભોજન કરવું. જન્મથીજ અમૃત જેવું આ શિલાજિત્ ૪૦૦ તોલા ખાવાથી માણસ મહાપીડાકારક મધુમેહ નામના હાથીને જીતીને સો વર્ષ જીવે છે, અને તેનું શરીર, વર્ણ, અને બળ અતિ ઉત્તમ થાય છે. ૪૦૦ તોલાની એક તુલા કહેવાયછે, એવી એક એક તુલા ખાવાથી સો સો વર્ષ આયુષ્ય વધે છે, અને દશ તુલા ખાવાથી દશ હજાર વર્ષનું આયુષ્ય થાય છે. ભીલામો ખાવામાં જે પહરેજી રાખવી પડે છે, તે બધી શિલાજિત્ ખાવામાં પણ પાળવી જોઇએ. શિલાજિત્ ખાવાથી પ્રમેહ, કોઢ, અપસ્માર, ઉન્માદ, શ્લીપદ, ક્ષય, સોજા, અર્શ, ગુલ્મ, પાંડુરોગ, અને વિષમજ્વરનો તુરતજ નાશ થઇ જાયછે. જેને શિલાજિત્ હણી ન શકે એવો કોઈ રોગજ નથી. લાંબા કાળથી થયેલી પથરી કે કાંકરીને પણ શિલાજિત્ તોડી નાંખેછે. હિતકારી ઔષધોની શિલાજિત્‌ને ભાવ દેવી, તથા તેવાંજ ઔષધમાં તેને ઘોળવું જોઇએ.

શિલાજિત્‌ની પેઠેજ સોનામુખી તથા રૂપામખી પણ અમૃત સમાન છે, તેને પણ સારગણની ભાવના આપીને સારગણના ક્વાથ સાથે પીવાથી વૃદ્ધાવસ્થા, કોઢ, પ્રમેહ, પાંડુરોગ, તથા ક્ષયનો નાશ પામેછે. મધુર તથા સોનાજેવા રંગવાળી

સોનામખી, અને ખારી અને રૂપાજેવા રંગવાળી હોય તે રૂપામખી, ઉત્તમ ગણાયછે. તેમને શુદ્ધ કરવી. આ બન્નેનું સેવન કરનારાએ કળથી તથા હોલાના માંસનો ત્યાગ કરવો જોઇએ.

### પ્રમેહ પિડકાની ચિકિત્સા.

प्रमेहपिडकानां प्राक्कार्यं रक्तावसेवनम् ॥ पाटनं च विपक्कानां तासां वैद्यैः प्रशस्यते । क्वाथो वनस्य तैर्बस्तमुत्रं तीक्ष्णं च शोधनम् ॥ एलादिकेन कल्केन तैलं च व्रणरोपणम् । आरग्वधादिना क्वाथं कुर्यादुद्वर्त्तनानि च । शालसारादिना सेकान् भोज्यादींश्चणकादिना ।

પ્રમેહની ફોલ્લી થાય તો પ્રથમ તેમાંથી લોહી કઢાવવું, અને પાકી ગઇ હોય તો તેને શસ્ત્રથી ચીરવી એ સારૂં છે. ઔષધિઓના ક્વાથો, બકરાનું મૂત્ર, અને તીક્ષ્ણ પદાર્થોથી ફોલ્લીની જગ્યા શુદ્ધ કર્યા પછી એળચી વગેરેથી પકાવેલું તેલ લગાડવું, તેથી વ્રણમાં ભીં આવેછે. ફોલ્લીવાળાને આરગ્વધાદિ ક્વાથપાવો, શરીરે યોગ્ય પદાર્થો ચોળવા, અને શાલસારાદિગણના ક્વાથનું સેચન કરવું. ફોલ્લીવાળાને ભોજનમાં ચણા વગેરે આપવાં.

### પ્રમેહ મટયાનાં લક્ષણો.

प्रमेहिनो यदा मूत्रमनाविलमपिच्छिलम् विशदं तिक्तकटुकं तदारोग्यं प्रचक्षते ॥

इति प्रमेहपिडकानिदानचिकित्साधिकारः ॥

પ્રમેહવાળાનું મૂત્ર સ્વચ્છ, ચીકાશ વગરનું તથા ડોળાપણા વગરનું, કડવું, અને તીખું થાય ત્યારે રોગ મટયો જાણવો.

॥ प्रमेहनो अधिकार संपूर्ण. ॥

## મેદ વૃદ્ધિનો અધિકાર.

### મેદવૃદ્ધિનાં નિદાનો.

अव्यायामदिवास्वप्नश्लेष्मलाहारसेविनः मधुरोऽन्नरसप्रायः स्नेहान्मेदोविवर्द्धते ॥

કસરત નહિ કરવાથી, દિવસે સૂવાથી, કફ કરનારા તથા મધુર ભોજનથી, મધુર રસોથી અને ઘી વગેરે સ્નેહનોથી મેદ વધી જાયછે.

### મેદવૃદ્ધિની સંપ્રાપ્તિ.

मेदसावृतमार्गत्वात् पुष्यन्त्यन्ये न धातवः । मेदस्तु चीयते तस्मादशक्तः सर्वकर्म्मसु ॥

મેદથી માર્ગો રોકાઈ જવાને લીધે બીજા ધાતુઓને પોષણ નહિ મળવાથી મેદ વધતો જાયછે; તેથી કામો કરવાની અશક્તિ આવેછે.

### મેદવૃદ્ધિનાં લક્ષણો.

क्षुद्रश्वासतृषामोहस्वप्नक्रथनसादनैः ॥ युक्तः क्षुत्स्वेददौर्गन्ध्यैरल्पप्राणोऽल्पमैथुनः ॥ मेदस्तु सर्वभूतानामुदरे हि व्यवस्थितम् । अत एवोदरे वृद्धिः प्रायो मेदस्विनो भवेत् ॥ मेदसावृतमार्गत्वाद् वायुः कोष्ठे विशेषतः । चरन् सन्धुक्षयत्यग्निमाहारं शोषयत्यपि ॥ तस्मात् स शीघ्रं जरयत्याहारं चापि काङ्क्षति । विकारांश्चाश्नुते घोरान् कांश्चित् कालविपर्ययात् ॥ एतावुपद्रवकरौ विशेषादग्निमारुतौ । एतौ हि दहतः स्थूलं वनदावो वनं यथा ॥ मेदस्यतीव संवृद्धे सहसैवानिलादयः ।

विकारान् दारुणान् कृत्वा नाशयन्त्याशु जीवितम् । मेदोमांसातिवृद्धत्वाच्चलस्फिगुदरस्तनः ॥अयथोपचयन्मेदानरोऽतिस्थूल उच्यते । स्थूले स्युर्दुस्तराः कुष्ठा विसर्पाः सभगन्दराः ॥ ज्वरातीसारमेहार्शः श्लीपदापचिकामलाः मेदसः स्वेददौर्गन्ध्याज्जायन्ते जन्तवोऽणवः ॥

ક્ષુદ્રશ્વાસ, તૃષા, મોહ, સ્વપ્ન, પીડા, ગ્લાનિ, ક્ષુધા, પરસેવો, અને દુર્ગંધીપણું, અલ્પશક્તિ તથા અલ્પમૈથુનશક્તિ, ઉદર મોટું થવું એમ મેદની વૃદ્ધિ થાય છે. મેદ ( ચરબી ) થી માર્ગો પૂરાઈ જવાને લીધે વિશેષે કરીને કોઠામાં ફરતો વાયુ અગ્નિને વધારે છે તથા આહારનું શોષણ કરે છે, તેથી પાચન જલદી થઇ જઇને ભૂખ લાગ્યા કરે છે. કેટલોક કાળ ગયા પછી ઘોર એવા વિકારો ઉત્પન્ન થવા લાગે છે. એ રીતે અગ્નિ અને વાયુ બે મળીને વિકારો કરે છે અને તેઓ, જેમ દાવાનળ વનને બાળે તેમ તે જાડા માણસને બાળી નાંખે છે. એકદમ મેદ વધવાથી વાયુ આદિ ધાતુઓ એકદમ દારૂણ વિકારોને ઉત્પન્ન કરીને તુરત જીવનનો નાશ કરી નાંખે છે. મેદ તથા માંસ બહુ વધી જવાથી માણસના કુલા, પેટ, અને સ્તનો હાલ્યા કરે છે. અયોગ્ય રીતે મેદ વધે છે તે માણસ બહુ જાડો કહેવાય છે. જાડા માણસને કોઢ, વિસર્પ, ભગંદર, જ્વર, અતિસાર, પ્રમેહ, અર્શ, શ્લીપદ, અપચી, અને દુસ્તર કમળો થઇ જાયછે. મેદથી પરસેવો દુર્ગંધી વાળો થાય છે તેથી તેમાં ઝીણાં ઝીણાં જીવડાં પણ થાયછે.

## મેદવૃદ્ધિની ચિકિત્સા.

पुराणाः शालयो मुद्गाः कुलत्थोद्दालकोद्रवाः ॥ लेखना बस्तयश्चैव सेव्या मेदस्विना सदा । धूमपानं तथा क्रोधो रक्तमोक्षणमेव च ॥ जीर्णे च भोजनं कार्यं यवगोधूमयोः सदा । उपवासोऽसुखा शय्या सत्वौदार्यं तमोजयः ॥ सन्तर्पणकृतैर्दोषैः स्थौल्याद् युक्त्या विमुच्यते । श्रमचिन्ताव्यवायाध्वक्षौद्रजागरणप्रियः ॥ हन्त्यवश्यमतिस्थौल्यं यवश्यामाकभोजनः । सव्यजीरकव्योषहिंगुसौवर्चलानलाः ॥ मस्तुना सक्तवः पीता मेदोघ्ना वह्निदीपनाः॥ पलत्रयं त्रिकटुकं सतैलं लवणान्वितम् ॥ षण्मासादुपयोगेन कफमेदोऽनिलापहम् ॥ विडङ्गं नागरं क्षारः काललोहरजो मधु ॥ यवामलकचूर्णं तु योगोऽतिस्थौल्यनाशनः॥ मूलं वा त्रिफलाचूर्णं मधुयुक्तं मधूदकम्॥ बिल्वादिपञ्चमूलस्य प्रयोगः क्षौद्रसंयुतः॥ अतिस्थौल्यहरः प्रोक्तो मण्डलं सेवितो ध्रुवम् ॥ कर्कशदलवह्निसलिलं शतपुष्पाहिंगूसंयुक्तम् । उदरे निहन्ति नियतं सर्वभवां मेदसां वृद्धिम् ॥ क्षारं वातारिपत्रस्य हिङ्गुयुक्तं पिबेन्नर । मेदोवृद्धिविनाशाय भक्तं मण्डसमन्वितम् ॥ गवेधुकानां पिष्टानां यवानां चाथ सक्तवः । सक्षौद्रास्त्रिफलाकाथः पीतो मेदोहरो मतः ॥ गुडूची त्रिफला क्वाथस्तथा लोहरजोऽन्वितः । अश्मजं महिषाक्षं वा तेनैव विधिना पचेत् । अतिमुक्ताबीजमध्यं मधुलीढं हन्त्युद्र-

रद्धिम् ॥ मधुना चित्रकमूलं तथैव हितभोजनो भुंक्ते । यद्वोरुबूकमूलं मधुदिग्धं स्थाप्यते निशां सकलाम् ॥ तस्य सलिलस्य पानाज्जठरे वृद्धिः शमं याति । प्रातर्मधुयुतं वारि सेवितं स्थौल्यनाशनम् ॥ उष्णमन्नस्य मण्डं वा पिबन् कृशतनुर्भवेत् । बदरीपत्रकल्केन पेया काञ्जिकसाधिता॥स्थौल्यनुत्स्यादग्निमन्थरसक्वाथः शिलाजतु । शैलेयकुळागुरुदेवदारुकौन्ती समुस्तान्यथ पञ्चरात्रैः॥ श्रीवासपृक्काखरपुष्पदेवपुष्पं तथा सर्वमिदं प्रपिष्य। धुत्तूरपत्रस्य रसेन गाढमुद्वर्त्तनं स्थौल्यहरं प्रदिष्टम् । अमृता त्रुटिवेल्लवत्सकं कलिपथ्यामलकानि गुग्गुलुः । क्रमवृद्धमिदं मधुप्लुतं पिडकास्थौल्यभगन्दरान् जयेत् ॥

इति अमृतादिगुग्गुलुः ।

व्योषाग्नित्रिफलामुस्तविडङ्गैर्गुग्गुलुं समम्। खादन् सर्वाञ्जयेद्व्याधीन् मेदःश्लेष्मामवातजान् ॥ इति दशाङ्गो गुग्गुलुः ।

त्र्यूषणाग्निघनवेल्लवचाभिर्भक्षयन् समघृतं महिषाक्षम्। आशु हन्ति कफमारुतमेदोदोषजान् बलवतोऽपि विकारान् ॥ गुग्गुलुस्तालमूली च त्रिफला खदिरं वृषम् । त्रिवृतालम्बुषा शुण्ठी निर्गुण्डी चित्रकस्तथा ॥ एषां दशपलान् भागांस्तोये पञ्चाढके पचेत् । पादशेषं ततः कृत्वा कषायमवतारयेत् ॥ पलद्वादशकं देयं रुक्मलोहं सुचूर्णितम् । पुराणसर्पिषः प्रस्थं शर्करा षट्पलान्वितम् ॥ पचेत्ताम्रमये पात्रे सुशीते चावतारिते । प्रस्थार्द्धं माक्षिकं देयं शिलाजतु पलद्वयम् ॥ एलात्वचः पलार्धं च विडङ्गानि पलत्रयम् ।मरीचाञ्जनकृष्णानां द्विपलं च फलान्वितम् ॥ पलद्वयं तु कासीसं सूक्ष्मचूर्णीकृतं बुधैः । चूर्णं दत्त्वा सुमथितं स्निग्धे भाण्डे निधापयेत् ॥ ततः संशुद्धदेहस्तु भक्षयेदक्षमात्रकम्। अनुपानं पिबेत् क्षीरं जाङ्गलानां रसं तथा॥ वातश्लेष्महरं श्रेष्ठं कुष्ठमेहोदरापहम् । कामलां पाण्डुरोगं च श्वयथुं सभगन्दरम् ॥ मूर्छामोहविषोन्मादगराणि विषमाणि च । स्थूलानां कर्षणं श्रेष्ठं मेदुरे परमौषधम् ॥ कर्षयेच्चातिमात्रेण कुक्षिं पातालसन्निभम् । बल्यं रसायनं मेध्यं वाजीकरणमुत्तमम् ॥ श्रीकरं पुत्रजननं वलीपलितनाशनम् । नाश्नीयात् कदलीकन्दं काञ्जिकं करमर्दकम् ॥ करीरं कारवेल्लं च ककारादिं विवर्जयेत् ।

इति लोहरसायनम् ।

शालसारादिनिर्यूहं चतुर्थांशावशेषितम् । परिस्रुतं ततः शीतं मधुना मधुरीकृतम् ॥ फाणितीभावमापन्नं गुडे शोधितमेव च । सूक्ष्मपिष्टानि चूर्णानि पिप्पल्यादेर्गणस्य च ॥ ऐकध्यमावपेत् कुम्भे संस्कृते घृतभाविते । पिप्पलीचूर्णमधुभिः प्रलिप्ते चान्तरे शुचौ ॥ श्लक्ष्णानि तीक्ष्णलोहस्य तनुपत्राणि बुद्धिमान् । खदिराङ्गारतप्तानि बहुशः प्रक्षिपेत् पुरः॥पिधानं ततः कृत्वा यवपल्ले निधापयेत् । मासांस्त्रींश्चतुरो वापि यावद् वा लोहसंक्षयात् ॥ ततो

जातरसं जन्तुः प्रातःप्रातर्यथाबलम् । उपयुञ्ज्याद्यथायोग्यमाहारं चास्य कल्पयेत् ॥ एष स्थूलं समाकर्षेन्नष्टस्याग्नेः प्रशोधनः । शोथघ्नः कुष्ठमेहघ्नो गुल्मपाण्ड्वामयापहः ॥ प्लीहोदरहरः शीघ्रं विषमज्वरनाशनः । अभिष्यन्दापहरणे लोहारिष्टो महागुणः ॥

इति लोहारिष्टः ॥

व्योषाचित्रकशिग्रूणि त्रिफलां कटुरोहिणीम् । बृहत्यौ द्वे हरिद्रे च पाठामतिविषां स्थिराम् ॥ हिङ्गुकेबूकमूलानि यवानी धान्यचित्रकम् । सौवर्चलमजाजीं च हबुषां चेति चूर्णयेत् ॥ चूर्णतैलघृतक्षौद्रभागाः स्युर्मानतः समाः । सक्तूनां षोडशगुणो भागो सन्तर्पणं पिबेत् ॥ प्रयोगादस्य शाम्यन्ति रोगाः सन्तर्पणोत्थिताः । प्रमेहा मूढवाताश्च कुष्ठान्यर्शांसि कामलाः ॥ प्लीहा पाण्ड्वामयः शोथो मूत्रकृच्छ्रमरोचकः ॥ हृद्रोगो राजयक्ष्मा च कासश्वासौ गलग्रहः ॥ कृमयो ग्रहणीदोषः श्वैत्यं स्थौल्यमतीव च । नराणां दीप्यते वह्निः स्मृतिर्बुद्धिर्विवर्द्धते ॥ व्योषाद्यः शक्तुप्रयोगः ।

त्रिफलातिविषामूर्वात्रिवृच्चित्रकवासकैः । निम्बारग्वधषड्ग्रन्थासप्तपर्णनिशाह्वयैः ॥ गुडूचीन्द्रासुराकृष्णाकुष्ठसर्षपनागरैः । तैलमेभिः समैः पक्वं सुरसादिरसप्लुतम् ॥ पानाभ्यञ्जनगण्डूषनस्यबस्तिषु योजितम् । स्थूलतालस्य पाण्ड्वादीन् जयेत् कफकृतान् गदान् ॥

इति त्रिफलाद्यं तैलम् ।

चन्दनं कुङ्कुमोशीरमियङ्गुत्रुटिरोचनाः । तुरुष्कागुरुकस्तूरी कर्पूरा जातिपत्रिका ॥ जातीकक्कोलपूगानां लवङ्गस्य फलानि च । नलिका नलदं कुष्ठं हरेणु तगरं प्लवम् ॥ नखव्याघ्रनखं स्पृक्का बोलो दमनकं तथा । स्थौणेयकं चोरकं च शैलेयं शैलवालुकम् ॥ सरलं सप्तपर्णं च लाक्षा तामलकी तथा । लामज्जकं पद्मकं च धातक्याः कुसुमानि च ॥ प्रपौण्डरीकं कर्चूरं समांशैः शाणमात्रकैः । महासुगन्धमित्येतत्तैलप्रस्थेन साधयेत् ॥ प्रस्वेदमलदौर्गन्ध्यकण्डूकुष्ठहरं परम् । अनेनाभ्यक्तगात्रस्तु वृद्धः सप्ततिकोऽपि वा ॥ युवा भवति शुक्राढ्यः स्त्रीणामत्यन्तवल्लभः । सुभगो दर्शनीयश्च गच्छेच्च प्रमदाशतम् ॥ वन्ध्यापि लभते गर्भं षण्ढोऽपि पुरुषायते अपुत्रा पुत्रमाप्नोति जीवेच्च शरदां शतम् ॥ इति महासुगन्धितैलम् ।

इति मेदोरोगाधिकारः ।

જૂના ચોખા, મગ,કળથી, કોરડ, કોદરા, તથા લેખનબસ્તિનું સેવન મેદવાળાએ કરવુ જોઇએ, ધૂમાડો પીવો, ક્રોધ કરવો અને લોહીકઢાવવું છેક પચી ગયા પછીજ જવ તથા ઘઉંનું ભોજન કરવું. ઉપવાસો, અણુગમતાં શયનો, મનની ઉદારતા અને નિદ્રા વગરના થવાથી જાડાપણું મટીજાયછે અત્યંત તૃપ્ત રહેવાથી જાડાપણુ થાયછે. માટે એ તેના ઉપાયો છે. શ્રમ, મૈથુન, પંથ, મધતથા રાતના જાગરણ, ચિંતા, જવ તથા શામાનું ભોજન,કરનારનુ જાડાપણુ મટી જાય છે.

ચવક, જીરૂં, સૂંઠ, મરી, પીપર,હિંગ સંચળ અને ચિત્રકનું ચુર્ણ નાંખીને દહિના પાણીની સાથે સાથવો ખાવાથી મેદા ચરબીહણાઇ જાયછે.અનેઅગ્નિપ્રદીપ્તથાયછે

ત્રિફળા, ત્રિકટુ, તેલ, અને સૈંધવ છ માસ સુધી ખાવાથી કફ. મેદ, અને વાયુ હણાઈ જાયછે.

વાવડીંગ, સૂંઠ, જવખાર, લોહભસ્મ મધ, જવ, તથા આમળાંનું ચુર્ણ ખાવાથી અત્યંત જાડાપણું મટી જાયછે.

ત્રિફળાના મૂળનું ચુર્ણ અથવા ત્રિફળાનું ચુર્ણ મધમાં ચાટવુ. મધ અને પાણી મેળવીને પીવુ, બૃહત્પંચ મુલનું ચુર્ણ મધમાં ચાટવું આ પ્રમાણે ચાળીસ દિવસ સુધી કરવાથી અત્યંત જાડાપણું અવશ્ય મટી જાયછે.

કડવાંપરવળ અને ચિત્રકનો કવાથ સૂવા તથા હિંગનુ ચુર્ણ નાંખીને પીવાથીપેટમાંથી સર્વ રીતે થરેલી ચરબીની વૃદ્ધિ અવશ્ય મટી જાયછે.

એરંડાના પાનની રાખમાં હિંગ નાંખી ખાઇને ઉપરના જાડા રગડા સહિત ભાત ખાવાથી ચરબીની વૃદ્ધિનો નાશ પામી જાય છે.

શેગી તથા જવને દળીને કરેલો સાથવો તથા ત્રિફળાનો મધ નાંખેલો કવાથ પીવાથી મેદની વૃદ્ધિનો નાશથઇજાયછે

ગળો તથા ત્રિફળાનો કવાથ લોહભસ્મ નાખીને પીવાથી મેદની વૃદ્ધિમટીજાયછે

ગળો તથા ત્રિફળાના કવાથમાં શિલાજિત્ અથવા ગૂગળ પકાવીને ખાવાથી મેદની વૃદ્ધિ મટે છે.

માધવી લતાનાં બીજોના ગર્ભ મધમાં ચાટવાથી પેટનો વધારો મટીજાયછે.

પથ્યજમવાનો નિયમ રાખીને ચિત્રક મૂળનું ચુર્ણ મધમાં ચાટવાથી મેદવૃદ્ધિ મટી જાય છે.

એરંડાનાં મૂળને મધમાં રાત્રે પલાળી રાખીને સવારે પીવાથી પેટનો વધારો મટે છે.

પ્રાતઃકાળમાં નિત્ય મધ અને પાણી મેળવીને પીવાથી જાડાપણું મટી જાય છે.

રાંધેલા અન્ન ઉપરનો જાડો રગડો ઉનો ઉનો પીવાથી શરીર પાતળું થાયછે.

બોરડીના પાનનો કલ્ક નાંખીને કાંજીમાં પકાવેલી પેયાથી મેદવૃદ્ધિમટીજાયછે.

અરણીનો કવાથ શિલાજિત્ નાંખીને પીવાથી જાડાપણું મટે છે.

શિલાજિત્, કઠ, અગરૂ, દેવદાર, રેણુકબીજ, મોથ, નાકછીંકણી. લોબાન, કપૂરીમધુરી, રામ તુળસી, અને લવીંગને ધંતુરાના પાનના રસમાં વાટીને શરીરે ચોળવાથી જાડાપણું મટી જાય છે.

## અમૃતાદિગુગ્ગુલુ.

ગળો એક ભાગ, એળચી બે ભાગ, વાવડંગ ત્રણ ભાગ, ઇંદ્રજવ ચાર ભાગ, પાંચ ભાગ બેડાં, છ ભાગ હરડે, સાત ભાગ આમળાં, આઠ ભાગ ગુગળ, આમને મધમાં ચાટવાથી ક્રોલીઓ, જાડાપણું, અને ભગંદરનો નાશ થાય છે.

## દશાંગગુગ્ગુલુ.

ત્રિફળા. ત્રિકટુ, મોથ; અને વાવડીંગ, તથા એ સર્વ જેટલો ગુગળ, મેળવીને ખાવાથી મેદ, કફ. આમ વાયુ તથા તેથી ઉત્પન્ન થયેલા સઘળા રોગો મટી જાય છે.

## ત્ર્યૂષણાદિ ગુગ્ગુલુ.

સૂંઠ, મરી, પીપર, ચિત્રક, મોથ, અને વજનું ચૂર્ણ ગુગળમાં નાંખીને તેમાં ગુગળ જેટલુંજ ઘી મેળવીને ખાવાથી વાયુ તથા મેદથી થયેલા પ્રબળ વિકારો પણ તુરત મટી જાયછે.

## લોહ રસાયન.

ગુગળ, કાળી મુસળી, ત્રિફલા, ખેર, અરડુસી, નસોતર, ભોરખમુંડી, સૂંઠ, નગોડ, અને ચિત્રક ચાળીસ ચાળીસ તોલાભાર લેઇ તેનો ૧૨૮૦ તોલા પાણીમાં ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી રહે એટલે ઊતારી ગાળીને તેમાં ૪૮ તોલા ભાર કાંતલોહની ભસ્મ, ૬૪ તોલા જૂનું ઘી, અને ૩૨ તોલા ભાર સાકર નાંખીને તેને પાછું ત્રાંબાના વાસણમાં પકાવવું. ટાઢું પાડીને તેમાં ૩૨ તોલા મધ, આઠ તોલા શિલાજિત્, બે તોલા એળચીની છાલ્ય, બાર તોલા વાવડીંગ, આઠ તોલા મરી, આઠ તોલા રસવંતી, ચાર તોલા પીપર, આઠ તોલા હીરાકસી, નાંખી ખુબ મથીને એક સ્નિગ્ધ વાસણમાં રાખવું. વમન, વિરેચનાદિથી દેહશુદ્ધિ કરીને આ લોહ રસાયનમાંથી એક તોલા જેટલું ખાઇને ઊપર દૂધ તથા જાંગલ માંસનો રસ પીવો. આ રસાયન શ્રેષ્ઠ છે; અને તે વાયુ, કફ, કોઢ, પ્રમેહ, ઉદર રોગો, કમળો, પાંડુરોગ, સોજા, ભગંદર, મૂર્છા, મોહ, ઝેર, ઉન્માદ, અને વિષમ જ્વરોને પણ મટાડી દેછે, જાડાઓને પાતળા કરનારૂં આ ઉત્તમ રસાયન છે; મેદ વાળાને મહૌષધ રૂપ છે; પાવાળ જેવડા થયેલા મોટા પેટને પાતળું કરી નાંખે છે, બળ તથા બુદ્ધિ આપેછે, તથા ઉત્તમ વાજીકરણ છે; લક્ષ્મી તથા પુત્રો આપેછે; અને વળીયાં તથા પળિયાંનો નાશ કરનાર છે. આ રસાયન વાપરનારાઓ કેળ્યનો કંદ, કાંજી, કરમદાં, કેરડાં કારેલાં, અને જેનાં નામોમાં પ્રથમ અક્ષર ક આવતો હોય એવા સર્વ પદાર્થોનો ત્યાગ કરવો.

## લોહારિષ્ટ.

શાલ સારા દિગણનાં ઔષધોનો ક્વાથ કરી ચોથો ભાગ પાણી રહે એટલે વસ્ત્રથી ગાળી ટાઢો પાડવો. પછી તેમાં મધ, ગોળનો રાબ જેવો પાક, અને પિપ્પલ્યાદિગણનાં ઔષધોનાં ચુર્ણો, એ સર્વને મેળવીને ઘી ભરવાના રીઢા થયેલા, સ્વચ્છ અને પીપરના ચૂર્ણથી તથા મધથી લીંપેલા ઘડામાં ભરવું. પછી વિદ્વાન્ વૈદ્યે ગજવેલનાં ઝીણાં, પાતળાં, અને લીસાં કરેલાં પત્રાંઓને ખેરના ટાંડાઓથી વારંવાર તપાવી તપાવીને એ ઘડામાં ઠારવાં. પછી તે ઘડાનું મુખ સારી રીતે બંધ કરીને ત્રણ કે ચાર માસ સૂધી, અથવા તો સર્વ લોઢું ગળી જાય ત્યાં સધી, તે ઘડાને જવના ઢગલામાં દાટી મૂકવો. અંદર લોઢું રસરૂપ થાયછે તે લોહારિષ્ટ કહેવાયછે. શરીરાદિ બળને અનુસરીને પ્રભાતકાળમાં લોહારિષ્ટ ખાઇને ઊપર યોગ્ય ભોજન કરવામાં આવે તો જાડું શરીર પાતળું થાયછે; નાશ પામેલ જઠરાગ્નિ પ્રદીપ્ત થાયછે; અને સોજા, કોઢ, પ્રમેહ, ગુલ્મ, પાંડુ, બરલ તથા ઉદરના રોગો, અને અભિષ્યંદનો નાશ થાયછે. વિષમ જ્વર તુરંત મટેછે, તથા ઘણા ગુણો કરેછે.

## (૨૪) વ્યોષાદ્યસકતુ પ્રયોગ.

સુંઠ, મરી, પીપર, બમણો ચિત્રક, સરગવો, ત્રિફળા, કડુ, બંને જાતની ભોરીંગણીઓ, હળદર, દારૂહળદર, કાળીપાડ, અતિવિષ, સમેરવો, હિંગ, સોપારીનાં મૂળ, અજમો, ધાણા, સંચળ, જીરૂં, અને પલાશીનાં ચૂર્ણ, ઘી, તથા, મધ, એ સર્વ સમ ભાગે લેઇને સોળગણાં સાથવામાં નાંખીને તે સાથવો ખાવાથી તૃપ્તિથી થયેલા રોગો, પ્રમેહો, મૂઢવાત, કોઢ, અર્શ, કમળો, બરલરોગ, પાંડુરોગ, સોજો, મૂત્રકૃચ્છ્ર, અરૂચિ, હૃદયના રોગ, ક્ષયરોગ, ઉધરસ, શ્વાસ, ગલગ્રહ, કૃમિઓ, ગ્રહણી, બહુ ધોળાપણું, અને બહુ જાડાપણું, એ સર્વ નાશ પામેછે; અગ્નિ પ્રદીપ્ત થાયછે. અને બુદ્ધિ વધેછે.

## (૨૫) ત્રિફળાદ્ય તેલ.

ત્રિફળા, મોરવેલ્ય, નસોતર, ચિત્રક, અરડુસી, લીમડો, ગરમાળો, વજ, સાત્વિન, હળદર, ગળો, ઇંદ્રવારૂણી, પીપર, કઠ, સર્ષપ, અને સુંઠના સમ ભાગ કલ્કોથી પકાવેલું સુરસાદિગણના ક્વાથ સાથે તેલ પીવાથી, અભ્યંગ અને કોગળા કરવાથી, તથા નસ્ય અને પિચકારી લેવાથી, જાડાપણું, આળસ, પાંડુ, અને કફના, રોગો મટી જાય છે.

## મહાસુગંધી તેલ.

ચંદન, કેસર, વાળો, ઘઉંલો, એળચી, ગોરોચના, ચંદ્રસ, અગરૂ, કસ્તુરી, કપૂર, જાવંત્રી, જાયફળ, મરિચકંકોલ, સોપારી, લવીંગ, ગુલસુબ્બો, જટામાંસી, કઠ, રેણુકબીજ, નવા નખલા, તગર, કપૂરી મધુરી, લીલીબોળ, દમરો, બરૂડ, ગ્રંથિપર્ણ, શિલાજિત, ગણુગ્ગળ, દેવદાર, સાત્વિન, લાખ, ભોંયઆમળી, લામજ્જક, પદ્મકાષ્ઠ, માલતીનાં ફૂલ, પ્રપૌંડરીક, અને કપુરી એ દરેક પા પા તોલો લેઈ, તેની સાથે ચોસઠ તોલા તેલ પકાવવું. આ મહા સુગંધી તેલથી પરસેવો, મળનું દુર્ગંધીપણું, ચળ, તથા કોઢ સારી પેઠે મટી જાયછે. આ તેલનો અભ્યંગ કરવાથી ચિત્તેર વર્ષનો વૃદ્ધ પણ જુવાન, ઘણા વીર્યવાળો, સ્ત્રીઓને બહુજ પ્રિય, ભાગ્યશાળી, રૂપાળો, અને સો સ્ત્રીઓને રમાડી શકે એવો થાયછે, આ તેલથી વાંઝણીને ગર્ભ રહેછે, નપુંસક મર્દ જેવો થાય છે, અપુત્ર સ્ત્રી પુત્રવાળી થાયછે, અને આયુષ્ય સો વર્ષનું થાયછે.

**મેદવૃદ્ધિનો અધિકાર સંપૂર્ણ.**

---

# કાર્શ્યાધિકાર (શરીરનું પાતળાપણું)

## દુબળાપણાનાં નિદાનો.

वातो रूक्षान्नपानानि लङ्घनं प्रमिताशनम् । क्रियातियोगः शोकश्च वेगनिद्राविनिग्रहः ॥ नित्यं रोगो रतिर्नित्यं व्यायामो भोजनाल्पता । भीतिर्धनादिचिन्ता च कार्श्यकारणमीरितम् ॥

लङ्घनमुपवासः । प्रमिताल्पं । क्रियातियोगः वमनविरेचनादातिविधानं वेगनिद्राविनिग्रहः निग्रहो निग्रहो विशेषाय ॥

વાયુ, રૂક્ષ અન્નપાન, લંઘન, અલ્પ

[illegible], ઉપવાસોનો અતિયોગ, શોક, રેચોનું સેવવું, નિદ્રાને રોકવી, નિત્યરોગ, નિત્ય મૈથુન, નિત્ય કસરત, ભોજન થોડું મળવું, ભય, ધન વગેરેની ચિંતા, એ સર્વથી શરીર પાતળું પડી જાયછે.

### કૃશનાં લક્ષણો.

शुष्कस्फिगुदरग्रीवो धमनीजालसन्ततिः।
त्वगस्थिशेषोऽतिकृशः स्थूलपर्वा नरो मतः॥

કુલા, પેટ, અને ડોક સૂકાયલાં હોય; નસોની જાળ દેખાતી હોય, ચામડી તથા હાડકાંજ દેખાતાં હોય, સાંધાઓ તથા ખુબ જાડાં હોય, તે કૃશ કહેવાયછે.

### કૃશતાના રોગો.

प्लीहकासक्षयश्वासगुल्मार्शांस्युदराणि च।
कृशं प्रायोऽभिधावन्ति रोगाश्च ग्रहणीमुखाः।

બરોળનો રોગ, ઉધરસ, ક્ષય, શ્વાસ, ગુલ્મ, અર્શ, ઉદર રોગો, અને ગ્રહણી વગેરે રોગો દુબળાને થાયછે.

### કૃશ છતાં બળવાન હોવાનું કારણ.

कश्चिदन्यः कृशोऽतीव बलवान् दृश्यते तथा॥

आधानसमये यस्य शुक्रभागोऽधिको भवेत्। मेदोभागश्च हीनः स्यात् स कृशोऽपि महाबलः॥ आधानसमये जनयितुः शुक्रस्याधिक्यं भवति। मेदसोऽल्पता तस्य कृशस्यापि बहुबलमित्यर्थः॥

કેટલાક બહુ દુબળા હોય તો પણ બળવાન હોયછે, તેનું કારણ એ છે કે ગર્ભાધાન સમયે જો વીર્ય અધિક હોય અને મેદ ઓછો હોયતો તે કૃશ છતાં પણ બળવાન હોયછે.

### જાડા છતાં નિર્બળ હોવાનું કારણ.

कस्यचित् स्थूलस्यापि ताद्बलं न दृश्यते।

मेदसस्त्वधिको यस्य शुक्रभागोऽल्पको भवेत्॥ स स्निग्धोऽपि सुपुष्टोऽपि बलहीनो विलोक्यते। व्याख्यानं पूर्ववत्॥

કેટલાક જાડા માણસ નિર્બળ હોય છે, તેનું કારણ એ છે કે જેને મેદ વધુ હોય અને વીર્ય ઓછું હોય, તે સ્નિગ્ધ અને પુષ્ટ છતાં પણ બળહીન હોય છે.

### કાર્શ્યની ચિકિત્સા.

रूक्षान्नादिनिमित्ते तु कृशे युञ्जीत भेषजम्। बृंहणं बलकृद्वृष्यं तथा वाजीकरं च यत्॥ पीताश्वगन्धा पयसार्द्धमासं घृतेन तैलेन सुखाम्बुना वा। कृशस्य पुष्टिं वपुषो विधत्ते बालस्य शस्यस्य यथाम्बुवृष्टिः॥ अश्वगन्धस्य कल्केन क्वाथे तस्मिन् पयस्यपि। सिद्धं तैलं कृशाङ्गानामभ्यङ्गादङ्गपुष्टिदम्॥ इति अश्वगन्धातैलम्।

पुष्टिकृद्बालरोगोक्तमश्वगन्धाघृतं भजेत्।
वाजीकरोदितं यद्वदश्वगन्धाघृतादिकम्॥

રૂક્ષ અન્નાદિકથી દુબળાપણું આવ્યું હોય તો તેને બળ આપનારાં, ધાતુ પૌષ્ટિક, વૃષ્ય, અને વાજીકરણો આપવાં. દૂધ, ઘી, તેલ, કે જરા ગરમ પાણી સાથે આસોંદનું ચૂર્ણ એક પખવાડિયા સુધી પીવાય, તો જેમ જળથી ધાન્ય પુષ્ટ થાયછે તેમ શરીર પુષ્ટ બનેછે.

### અશ્વગંધા તેલ.

આસોંદના ક્વાથમાં આસોંદનાજ ક-

ध साथे दूधमां पकावेल तेलना अभ्यंग थी कृश माणसनुं शरीर पुष्ट थायछे.

## अश्वगंधा घृत.

बाळ रोगोना प्रकरणमां कहेल अश्वगंधा घृत, तथा वाजीकरणना प्रकरणमां कहेल अश्वगंधा घृत, वगेरे पण पौष्टिक छे.

## कार्श्यनी असाध्यता.

स्वभावादतिकार्श्यो यः स्वभावादल्पपावकः । स्वभावादबलो यश्च तस्य नास्ति चिकित्सितम् ॥ कार्श्यचिकित्सा ।

स्वभावथीज अति दुबळो होय, स्वभावथीज अग्निमंद होय, अने स्वभावथीज निर्बळ होय, तेनो उपाय नथी.

**कार्श्यनो अधिकार संपूर्ण.**

# मेदरोगनो अधिकार.

## मेदो रोगनी चिकित्सा.

वासादलरसो लेपाच्छङ्खचूर्णेन संयुतः । बिल्वपत्ररसो वापि गात्रदौर्गन्ध्यनाशनः॥ अलम्बुषाभवं चूर्णं पीतं काञ्जिकसंयुतम्। दौर्गन्ध्यं नाशयत्याशु दुष्टं मेदोभवं नृणाम् ॥ बिल्वशिवा समभागा लेपाद्भुजमूलगन्धमपहरति ॥ चिञ्चापत्रस्वरसं म्रक्षितकल्कादियोजितं जयति ॥ दुग्धहरिद्रोद्वर्त्तनमचिराच्चिरदेहदौर्गन्ध्यम् । शिरीषलामज्जकहेमलोध्रैस्त्वग्दोषसंस्वेदहरः प्रघर्षः। पत्राम्बुलोहाभयचन्दनानि शरीरदौर्गन्ध्यहरः प्रदेहः ॥ हिलमोचिरसो युक्तश्चूर्णैरुदधिफेनजैः प्रलेपेन हरत्याशु देहदौर्गन्ध्यमुत्कटम् ॥ हरीतकीं तु सम्पिष्य गात्रमुद्वर्त्तयेन्नरः। पश्चात् स्नानं प्रकुर्वीत देहस्वेदप्रशान्तये ॥ हरीतकी लोध्रमरिष्टपत्रं चूतत्वचो दाडिमवल्कलं च । एषोऽङ्गरागः कथितोऽङ्गनानां जम्ब्वाः कषायस्तु नराधिपानाम् ॥ गोमूत्रपिष्टं विनिहन्ति कुष्ठं वर्णोऽज्ज्वलः गोपयसा च युक्तम् । कक्षादिदौर्गन्ध्यहरं पयोभिः शस्तं वशीकृद्रजनीद्वयेन ॥ बब्बूलस्य दलैः सम्यग्वारिणा परिपेषितैः । गात्रमुद्वर्त्तयेत्प्राज्ञहरीतक्या सुपिष्टया ॥ भूप उद्वर्त्तनं कृत्वा पश्चात् स्नानं समाचरेत् । प्रस्वेदात् मुच्यते शीघ्रं ततस्त्वेवं समाचरेत् ॥ पथ्या नखीचन्दनकुष्ठसर्जैः पुनःपुनश्चागुरुशर्कराभ्याम् । धुपो जनानां हृदयापहारी विख्यातनामा मलयानिलोऽयम्॥ चण्डाख्यया तिलैर्लोध्रशिरीषोशीरकेशरैः । उद्वर्त्तनं भवेत् ग्रीष्मे स्वेदकर्मनिवारणम् ॥ सुरया समममभयाफलचूर्णं मधुना विलिप्य मत्स्यूषे । स्वेदान् हत्वा लभते पुरुषोऽप्यत्यन्तसौरभ्यम् ॥ मल्लीकुसुमाभयकरिलेपो घर्मे विचर्चिकादाहे । चिचकिलपत्रहरिद्रे पर्कटिपत्रं च दूर्वया सहितम् ॥ सम्पिष्य गात्रे लेपाद् घर्म्मविचर्च्ची शमं याति । हस्तपादस्नुतौ योज्यं गुग्गुलोः पञ्चतिक्तकम् ॥ अशक्तौ पञ्चतिक्तं वा पकं खादेदतन्द्रितः।

इति मेदोरोगाधिकारः ॥

अरडूसीनां पानना रसमां शंखनुं

ચુર્ણ વાટીને તેનો લેપ કરવાથી શરીરની દુર્ગંધ મટી જાય છે.

બીલીપત્રના રસમાં શંખનું ચુર્ણ વાટીને લેપ કરવાથી શરીરની દુર્ગંધ મટેછે.

ગોરખમુંડીનું ચુર્ણ કાંજીમાં પીવાથી મેહની દુર્ગંધ મટીજ જાયછે એ સિદ્ધવાતછે.

સમભાગે બીલીપત્ર તથા હરડેને વાટીને લેપ કરવાથી કાખની ગંધ મટે છે.

આંબલીનાં પાનના રસમાં કોઇ સારો કલ્કનાંખીને લેપ કરવાથી દુર્ગંધ મટેછે.

હળદરને દૂધમાં વાટી શરીરે ચોળવાથી લાંબાકાળની દુર્ગંધ પણ મટી જાયછે.

સરસડિયો, પીળોવાળો, નાગકેશર, અને લોદરનું ચુર્ણ શરીરે ઘસવાથી ચામડીના દોષ તથા પરસેવો મટી જાયછે.

બીલીપત્ર, વાળો, કાળો અગરૂ, કાળો વાળો, અને ચંદનને વાટી શરીરે ચોપડવાથી શરીરનું દુર્ગંધપણું મટીજાય છે.

બ્રાહ્મીના રસમાં સમુદ્રફીણનું ચુર્ણ વાટીને લેપ કરવાથી શરીરનું ભારે દુર્ગંધીપણું તુરત મટી જાય છે.

હરડે વાટીને શરીરે ચોળીને ન્હાવાથી પરસેવો મટી જાય છે.

હરડે, લોદર, લીમડાનાં પાન, આંબાની તથા દાડમની છાલ્યો, એઓને વાટીને શરીરે લેપ કરવાથી સ્ત્રીઓના શરીરની દુર્ગંધ નાશ પામે છે.

જાંબુનાં પાનના કલ્કનો લેપ કરવાથી શરીરની દુર્ગંધ મટી જાય છે, આ ઉપાય રાજાઓને દેવાયોગ્ય છે.

હરડે, લોદર, લીમડાનાં પાન, આંબાની તથા દાડમની છાલ્યો, એમને ગોમૂત્રમાં વાટીને લેપ કરવાથી કોઢ મટેછે. ગાયના દૂધમાં વાટીને લેપ કરવાથી વર્ણ ઉજળો થાય છે, પાણીમાં વાટીને લેપ કરવાથી દુર્ગંધ મટે છે, અને હળદર તથા દારૂહળદર સાથે વાટીને લેપ કરવાથી બીજા લોકો વશ થાય છે.

## મલયાનિલ ધૂપ.

આવળનાં પાનને ખૂબ પાણીમાં વાંટીને શરીરે ચોળવાં, પછી પાણીમાં હરડેને ખુબ વાટીને શરીરે ચોળવી; એ રીતે બીજીવાર કરીને પછી ન્હાઇ લેવું, એથી પરસેવો મટી જાયછે. નાહ્યાપછી હરડે, નાનો નખલો, ચંદન, કઠ, રાળ, અગરૂ, અને સાકરનો મલયાનિલ નામનો ધૂપ વારંવાર કરવો. એથી શરીરમાં સુગંધ થઇ માણુસોનું મન હરાય છે.

દારૂહળદર, તલ, લોદર, સરસડિયાની છાલ્ય, વાળો અને કેશરને વાટીને શરીરે ચોળવાથીઉનાળામાં પરસેવો થતોનથી.

હરડેના ચુર્ણમાં મદિરા તથા મધ નાંખીને પ્રાતઃકાળમાં ચાટવાથી પરસેવો મટી જઇને બહુ સુગંધ પ્રાપ્ત થાય છે.

ઘામ થતો હોય અને અળાઇઓ થતી હોય તો ડોલરનાં પાન, કાળોવાળો, અને નાગકેશરનો લેપ કરવાથી પીડા શાંત થાય છે.

ડોલરનાં પાન, હળદર, રતવેલિયાનાં પાન, અને પ્રોને વાટી શરીરે લેપ કરવાથી અળાઇઓ મટી જાયછે.

હાથ પગ ઓગળતા હોય તો ગૂગળ તથા પંચતિક્ત નામનું ઘી ચોળવું. શરીરમાં શક્તિ ન હોય તો પંચતિક્ત ઘી કાળજીથી ખાવું.

**મેદ સંબંધી રોગનો અધિકાર સંપૂર્ણ.**

# ઉદરરોગનો અધિકાર.

## ઉદરરોગનાં નિદાન.

रोगाः सर्वेऽपि मन्देऽग्नौ सुतरामुदराणि च ॥ अजीर्णान्मलिनैश्चान्नैर्जायंते मलसञ्चयात् ॥

अग्नौ मन्दे सर्वे रोगाः जायन्ते किन्तु सुतराम् अतिशयेन उदराणि जायन्ते । ( अपरानपि हेतूनाह ) अजीर्णात् । मलिनैश्चान्नैः अत्यन्तदोषजनकैः । मलसञ्चयात् । मलानां दोषाणां पुरीषस्य चातिवृद्धेः अत्रोदरशब्देनोदरस्थो रोग उच्यते ।

(यत आह) अथ तो धर्म्मतास्स्थयाभ्यां तरस मीपतयापि चातत्साहचर्य्याच्छब्दानां वृत्तिरुक्ता चतुर्विधा ॥

રોગો સર્વે જઠરાગ્નિ મંદ થવાથી થાય છે, પણ તેમાં ઉદરરોગો વિશેષ થાય છે. અજીર્ણ, મલીન અન્નો અને મળનો સંચય થવાથી ઉદરરોગો થાય છે.

## ઉદરરોગોની સંપ્રાપ્તિ.

रुद्ध्वा स्वेदाम्बुवाहीनि दोषाः स्रोतांसि सञ्चिताः । प्राणाग्न्यानपान् संदूष्य जनयन्त्युदरं नृणाम् ॥

સ્રોતોમાં એકત્ર થએલા દોષો પરસેવો તથા જળની વાહિનીઓને રોકી દઈને પ્રાણવાયુ, અગ્નિ, તથા અપાન વાયુને દૂષિત કરેછે, તેથી માણસને ઉદરરોગો થાય છે.

## ઉદરરોગોનાં સામાન્ય રૂપ.

आध्मानं गमनेऽशक्तिर्दौर्बल्यं दुर्बलाग्निता । शोथः सदनमङ्गानां सङ्गोवातपुरीषयोः ॥ दाहस्तन्द्रा च सर्वेषु जठरेषु भवन्ति हि ।

આફરો, ચાલવાની અશક્તિ, નિર્બળતા, મંદાગ્નિ, સોજો, અંગોમાં પીડા, વાયુ તથા મળનો અટકાવ, દાહ, અને તંદ્રા, એ સર્વ ઉદરરોગોમાં થાય છે.

## ઉદરરોગોની સંખ્યા.

पृथग्दोषैः समस्तैश्च प्लीहबद्धक्षतोदकैः । सम्भवन्त्युदराण्यष्टौ तेषां लिङ्गं पृथक् शृणु ॥

એક એક દોષથી, ત્રણે દોષોથી, બરલ વધવાથી, ગુદાના રોગથી, આંતરડાંના ક્ષતથી, અને પેટમાં પાણી ભરાવાથી, એમ આઠ પ્રકારના ઉદરરોગો છે. તેમનાં જુદાં જુદાં નામો સાંભળો.

## વાતોદરનાં લક્ષણ.

तत्रवातोदरे शोथः पाणिपान्नाभिकुक्षिषु । कुक्षिपार्श्वोदरकटीपृष्ठरुक् पर्वभेदनम् ॥ शुष्ककासोऽङ्गमर्दश्च गुरुता मलसंग्रहः । श्यावारुणत्वगादित्वमकस्माद्ध्रासवृद्धिमत् ॥ सतोदभेदमुदरं तनुकृष्णशिराततम् । आध्मातदृतिवच्छब्दमाहतं प्रकरोति च ॥ वायुश्चात्र सरुक्शब्दो विचरेत् सर्वतोगतिः ।

पाणिपादित्यत्र व्यञ्जनान्तपाच्छब्द आर्षत्वात् । कुक्षिपार्श्वोदरेत्यत्र कुक्षिशब्द उदरस्य वामदक्षिणभागद्वयवाची।सर्वतोगाति सकलकोष्ठे सञ्चरन् ॥

વાતોદર થાય તો હાથ, પગ, નાભિ, અને કુખમાં સોજો થાય છે. પેટ, પડખાંઓ, કમર, અને પીઠમાં પીડા તથા સાંધાઓમાં ત્રૂટ થાય છે. સૂકી ઉધરસ,

અંગોનું ભાંગવું, ભારેપણું, મળનો સંચય, ચામડી વગેરેમાં કાળાશ તથા રતાશ થાય છે, અને ઉદર ઘડીમાં વધે છે અને ઘડીમાં ઘટે છે. પેટમાં આંકડી આવે છે, પેટમાં ઝીણી ઝીણી કાળી નસો દેખાય છે, પેટ ઠોકવાથી વાયુ ભરેલી ધમણ જેવો અવાજ થાય છે, અને વાયુ આખા કોઠામાં પીડા તથા અવાજ કરતો ફરે છે.

## પિત્તોદરનાં લક્ષણ.

**पित्तोदरे ज्वरो मूर्च्छा दाहस्तृट्कटुकास्यता । भ्रमोतिसारः पीतत्वं त्वगातावुदरं हरित् ॥ पीतताम्रं शिरानद्धं सस्वेदं सोष्म दह्यते । धूमायते मृदुस्पर्शं क्षिप्रपाकं प्रदूयते ॥**

शाकवर्णो हरित् । सोष्म अन्तस्तापयुक्तम् । दह्यते बहिर्दाहयुक्तम् । धूमायते धूममिवोद्वमति । क्षिप्रपाकं क्षिप्रपाकाज्जलोदरं जायते । प्रदूयते व्यथते ।

પિત્તોદર થયો હોયતો જ્વર, મૂર્છા, દાહ, તૃષા, મુખમાં તીખાશ, ભ્રમ, અતિસાર, તથા પીળાશ થાયછે, પેટ લીલું થાય છે, પેટ ઉપર પીળી રાતી શિરાઓ બંધાયલી દેખાય છે, અને પરસેવો તથા ગરમી અને દાહ બળે છે. ધુમાડો નીકળતો હોય એવું, અને તુરત પાકે એવું પેટ થાય છે. તુરત પાકી જવાથી તેમાંથી જળોદર થાય છે.

## કફોદરનાં લક્ષણ.

**श्लेष्मोदरेऽङ्गसदनं स्वापश्वयथुगौरवम् । निद्रोत्क्लेशोऽरुचिः श्वासः कासः शुक्लत्वं त्वगादिषु ॥ उदरं स्तिमितं स्निग्धं शुक्लराजीततं महत् । चिराभिवृद्धि कठिनं शीतस्पर्शं गुरु स्थिरम् ॥**

स्वापः स्पर्शाज्ञता । गौरवमङ्गानाम् । तन्द्रा निद्राबाहुल्यम् । उत्क्लेशो हृल्लासः । शुक्लराजीततं शुक्लसिराव्याप्तम् ।

કફોદરમાં અંગોમાં પીડા, સોજા, ભારેપણું, તંદ્રા, ઉત્કલેશ, અરુચિ, નિદ્રા, ઉધરસ, ચામડી વગેરેમાં ધોળાશ, અને ઉદર સજ્જડ તથા સ્નિગ્ધ થાય છે, વળી પેટ ધોળી નસોથી વ્યાપ્ત, મોટું, લાંબે કાળે વધનારૂં, કઠણ, ટાઢું, ભારે, અને ગડગડાટવાળું થાયછે.

## સંનિપાતોદરનાં લક્ષણ.

**स्त्रियोऽन्नपानं नखलोममूत्रविडार्तवैर्युक्तमसाधुवृत्ताः । यस्मै प्रयच्छन्त्यरयो गरांश्च दुष्टाम्बुदूषीविषसेवनाच्च ॥ तस्याशु रक्तं कुपिताश्च दोषाः कुर्युः सुघोरं जठरं त्रिलिङ्गम् । तच्छीतवाते भृशदुर्दिने च विशेषतः कुप्यति दह्यते च ॥ स चातुरो मूर्च्छति हि प्रसक्तं पाण्डुः कृशः शुष्यति तृष्णया च । दूष्योदरं कीर्तितमेतदेव प्लीहोदरं कीर्तयतो निबोध ॥**

स्त्रिय इत्यविवेकिस्त्रीविहितमेतोपलक्षणम् । ताश्च स्वसौभाग्यमिच्छन्त्यः । विद्मार्जारादीनाम् । कार्तवं रजः । अरयो वा नरान् । संयोगजानि विषाणि । दुष्टमम्बु सविषमलमूत्रकृमिपर्णादियुक्तम् । दूषीविषं विषमेवान्नाद्युपघातेन स्वल्पप्रभावम् ।

( यत उक्तम् ) जीर्णं विषघ्नौषधिभिर्हतं वा दावाग्निवातातपशोषितं वा । स्वभावतो

वा गुणविप्रयुक्तं विषं हि दूषीविषतामुपैति॥

गुणविप्रयुक्तं गुणवियुक्तम्। तदुदरं शीतादिषु कुप्यति। तत्र दूषीविषस्य प्रकोपात्। मूर्च्छेति विषयोगात्। प्रसक्तं निरन्तरम्। एतदेव सन्निपातोदरम्। तन्त्रांतरे दूष्योदरं कीर्तितम्। अथवा परस्परं दूषयन्तीति दोषा एव दूष्यास्तैः कृतमुदरं दूष्योदरम्।

કુંઇ આ વશીકરણથી પુરૂષને વશ કરવા માટે નખ, રોમ, મૂત્ર, બિલાડાં વગેરેની વિષ્ટા, કે રજસ્વલાનું લોહી પુરૂષને અન્નમાં ખવરાવે, તો—અગર હરકોઈને એ ખવરાવે, તો; અથવા શત્રુઓ સંયોગથી ઝેરો ખવરાવે; ઝેરી માછલાં, ઝેરી ખડ, કે ઝેરી પાંદડાંવાળું પાણી પાય; અથવા તો હલકાં ઝેર ખાવામાં આવે, તો કોપ પામેલું લોહી તથા કોપેલા દોષોથી અતિ ભયંકર ઉદરરોગ થાયછે. ઠંડી હવામાં અને વાદળાંના વખતમાં આ રોગ વધારે કોપે છે, તથા બળતરા અને મૂર્ચ્છા કરે છે. આ રોગથી પાંડુતા, કૃશતા, તથા તૃષા રહ્યા કરેછે. આ રોગને કેટલાક દૂષ્યોદર પણ કહેછે. હવે પ્લીહોદરનું લક્ષણ સાંભળો.

## પ્લીહોદરનાં લક્ષણ.

वर्धते प्लीहहत्या यद्विद्यात्प्लीहोदरं हितत्। तद्वामे वर्धते पार्श्वे निमित्तं तत्र तस्य यत्॥ प्रवृद्धे प्लीह्नि लिङ्गानि यान्युक्तानि भिषग्वरैः। प्लीहोदरेऽपि दृश्यन्ते तानि सर्वाणि देहिनाम्॥ प्लीहोदरस्यैव भेदो यकृद्दाल्युदरं तथा।

(विशेषकमाह) सव्यान्यपार्श्वे यकृति प्रवृद्धे ज्ञेयं यकृद्दाल्युदरं तदेव।

यकृद्दालयति दोषैर्भिनत्तीति यकृद्दाल्युदरम्। तदेव उदरमेव।

બરલ વધવાથી પેટ વધે છે તેને પ્લીહોદર કહેછે, તેમાં ડાબી બાજુએ ગાંઠ વધેછે. ઉત્તમ વૈદ્યોએ બરલની વૃદ્ધિનાં લક્ષણો કહેલાં છે તે સર્વે આ રોગમાં પણ થાય છે. પ્લીહોદરનો ભેદજ યકૃદાલ્યુદર છે, તે જમણી બાજુએ વધેછે.

## બદ્ધ ગુદોદરનું લક્ષણ.

यस्यान्त्रमन्नैरुपलेपिभिर्वा बालाश्मभिर्वा पिहितं यथावत्। सञ्चीयते यस्य मलो नरस्य शनैःशनैः संकरवच्च नाड्याम्॥ निरुद्ध्यते तस्य गुदे पुरीषं निरेति कृच्छ्रादपि चाल्पमल्पम् हृन्नाभिमध्ये परिवृद्धिमेति तस्योदरं बद्धगुदं वदन्ति॥

उपलेपिभिः शाकशालूकादिभिः बालाश्मभिः वालुकाभिः कर्करैर्वा यथावत् तस्य भवति। मलः पुरीषं संकरवत् संमार्जनीक्षिप्ततृणधुल्यादिवत्। नाड्याम् अन्त्रनाड्यां हृन्नाभिमध्ये हृन्नाभ्योर्मध्ये।

અન્ન, શાક, કમળકંદ, રેતી, કે કાંકરીથી આંતરડું છંદાઇ જાય, તેથી ખડ કે ધૂળ વગેરે ફેંકાયલા કચરાની પેઠે આંતરડાંની નાડીમાં મળ એકઠો થઇ રહીને માંડ માંડ થોડો નીકળે, તેથી હૃદય તથા નાભિવચ્ચે પેટનો વધારો થાય, તે બદ્ધ ગુદોદર કહેવાય છે.

## ક્ષતોદરનાં લક્ષણ.

शल्यं तथान्नोपहितं यदन्त्रं भुक्तं भिनत्त्यागतमन्यथा वा। तस्मात्स्रुतोऽन्त्रात्सलिल-

**प्रकाशः स्रावः स्रवेद्धि गुदतस्तु भूयः ॥ नाभेरधश्चोदरमेति वृद्धिं निस्तुद्यते दालयति चातिमात्रम् । एतत्परिस्राव्युदरं प्रदिष्टं दकोदरं कीर्तयतो निबोध ॥**

शल्यं कण्टककर्करादि । अन्नोपहितं भुक्तं यत् अन्त्रं भिनत्ति तथा । अन्यथा आगतं भोजनं विना कण्टकादियुक्तमपि यदन्त्रं भिनत्ति तत् उपलक्षणम् । जृम्भणमत्यशनं वा यदन्त्रं भिनत्ति । यत उक्तं चरके । “ शर्करा तृण काष्ठास्थिकण्टकैरन्त्रसंयुतैः । भिद्यतान्त्रं यदा भुक्ते जृम्भयात्यशनेनचेत् ॥” तस्माद्भिन्नादन्त्रात् गुदतस्तु भूयः अन्त्रात्संस्रुत्य पुनर्गुदतः स्रवेदित्यर्थः । दालयति विदार्यत एव । पदसिद्धिरार्षत्वात् । एतत् क्षतोदरं तन्त्रान्तरे परिस्राव्युदरं प्रदिष्टम् ।

શલ્ય કે અન્નથી આંતરડું ભેદાઈ જતાં તેમાંથી સ્રવતો પાણી જેવો પદાર્થ ગુદાવાટે સ્રવે, અને નાભિની નીચેનો ભાગ વધેછે, તેથી ચીરાયા જેવી પીડા થાય છે, આને ક્ષતોદર કહેછે. હવે ઉદકોદર વિષે સાંભળો.

## ઉદકોદર(જળોદર)નાં લક્ષણ.

**यः स्नेहपीतोऽप्यनुवासितो वा वान्तो विरिक्तोऽप्यथ वा निरूढः । पिबेज्जलं शीतलमाशु तस्य स्रोतांसि दूष्यन्ति हि तद्वहानि ॥ स्नेहोपलिप्तेष्वथवापि तेषु दकोदरं पूर्ववदभ्युपैति । स्निग्धं महत्तत्परिवृत्तनाभि समन्ततः पूर्णमिवाम्बुना च ॥ यथा दृतिः क्षुभ्यति कम्पते च शब्दायते चापि दकोदरं तत् ।**

स्नेहपीतः पीत इत्यत्राप्यनुवासितादित्वात्कर्तरि क्तः पश्चात्स्नेहपीत इति तत्पुनरार्षः तेन स्नेहं पीतवानित्यर्थः । अनुवासितो वा गृहीतानुवासनबस्तिः । वान्तः । अत्रापि पूर्ववत् कर्तरि क्तः । तेन वान्तवानित्यर्थः । एवं विरिक्तः विरिक्तवान् । तथा निरूढः गृहीतनिरूढबस्तिः स चेदाशु शीतलं जलं पिबेत् । तस्य तद्वहानि जलवहानि । स्रोतांसि दूष्यन्ति । जलवहेषु स्रोतःसु दुष्टेषु सत्सु । जलं अन्नरसोपस्नेहन्यायेन बहिर्निःसृत्योदरमायाति । ततोपि जले बहिर्निःसृते दकोदरमायाति तदुदरम् परिवृत्तनाभि समन्ततः जलमयाति सर्वतः । यथा दृतिः चर्ममयं जलाहरणपात्रं क्षुभ्यति । अन्तर्जलदोलनेन सञ्चलति । कम्पते बहिः शब्दायते कम्पमानं सत् शब्दं करोति ।

સ્નેહપાન કરીને, અનુવાસન બસ્તિ લેઈને, વમન લેઈને, વિરેચન કરીને, કે નિરૂહ બસ્તિ લેઈને, ટાઢું પાણી પીવાથી જળવાહક સ્રોતો દૂષિત થઈને તે જળ જેમ રાંધેલા અન્ન ઊપર ઘી તરી આવેછે તેમ—અન્નમાંથી જૂદું પડી ને પેટમાં આવેછે, અને પછી ગુદા માર્ગે બહાર નીકળવા માંડેછે, તે રોગને દકોદર કહેછે; એથી પેટ ઉથલેલી નાભિવાળું થાયછે, અંદર જળ આમ તેમ ખડખડેછે, પાણીના ચાલવાથી પખાલની પેઠે ક્ષોભ પામ્યા કરેછે, અને હલી હલીને બહાર અવાજ કરેછે.

## ઉદરરોગની સાધ્યાસાધ્યતા.

**जन्मनैवोदरं सर्वं प्रायः कृच्छ्रतमं मतम् । बलिनस्तदजाताम्बु यत्नसाध्यं नवोत्थितम् ।** बलिनः अजाताम्बु नवोत्थितं च यत्न-

साध्यमित्यन्वयः ।

**पक्षाद्बद्धगुदं तूर्ध्वं सर्वं जातोदकं तथा । प्रायो भवत्यभावाय छिद्रान्त्रं चोदरं नृणाम् ॥**

शरादिना छिद्रमन्त्रं यस्य तदुदरम् । अभावाय भवति ।

**पयः पूर्णा दृतिरिव क्षोभे शब्दकरं मृदु । अपव्यक्तशिरं शूनं नीरार्तमुदरं महत् ॥ आलस्यमास्यवैरस्यं मूत्रं बहुशकृद्द्रुतम् । जातोदकस्य लिङ्गं स्यान्मन्दाग्निः पाण्डुतापि च ॥ शूनाक्षं कुटिलोपस्थमुपक्लिन्नतनुत्वचम् । बलशोणितमांसाग्निपरिक्षीणं च वर्जयेत् ॥**

कुटिलोपस्थम् वक्रमेहनम् । उपक्लिन्नतनुत्वचम् उपरि आर्द्रा तन्वी त्वग् यस्य तं उदरिणम् ।

**पार्श्वभङ्गान्नविद्वेषशोफातीसारपीडितम् । विरिक्तं चाप्युदरिणं पूर्यमाणं विवर्जयेत् ॥**

विरिक्तमपि पूर्यमाणं पूर्यमाणोदरं उदरिणं विवर्जयेत् ।

જન્મથીજ હોયતો સર્વે ઉદર રોગો વિશેષે કરીને કષ્ટસાધ્ય હોયછે. બળવાન્ હોય, જળ ઉત્પન્ન થઇ ચુક્યું ન હોય, અને નવો રોગ હોય, તો તે યત્નથી સાધ્ય થાયછે, બદ્ધ ગુદોદર એક પખવાડિયા ઉપર ચાલે, અગર સર્વ ઉદર રોગોમાં જો પાણી ઉત્પન્ન થઇ ચુક્યું હોય તો તેઓ મારીજ નાંખે છે. પેટમાં પાણી ભરાયાનાં લક્ષણ ચરક કહેછે કે—“પેટ મોટું થયું હોય, ક્ષોભ પામવાથી પાણીથી ભરેલી પખાલના જેવો અવાજ કરતું હોય, કુણું થયું હોય, અને મોટું થવાથી અસ્પુટ શિરાઓ વાળું થયું હોય, તો જાણવું કે તેમાં પાણી ઉત્પન્ન થઇ ચુક્યું છે. આળસ, મુખની વિરસતા, ઘણું મૂત્ર, વિષ્ટા પાતળી, મંદાગ્નિ, અને શરીર પાંડુ વર્ણનું થાય,તો પેટમાં પાણી ઉત્પન્ન થઇ ચુક્યું છે, એમ જાણવું.” નેત્રો સૂજે, લિંગ વાંકું થઇ જાય, ચામડી પાતળી અને આર્દ્ર થઇ ગઇ હોય, અને બળ તથા રક્ત અને માંસ તથા અગ્નિ નબળાં થઇ ગયાં હોય, તો તેની ચિકિત્સા કરવી નહિ. ઉદર રોગીનાં પડખાં ભાંગી ગયાં હોય, અન્ન ઉપર દ્વેષ થયો હોય, સોજા તથા અતિસાર થયેલ હોય, અને વિરેચન આપ્યા છતાં પણ પેટ વધતું જતું હોય, તેની પણ ચિકિત્સા કરવી નહિ.

## ઉદરરોગોની ચિકિત્સા.

**एरण्डतैलं दशमूलमिश्रं गोमूत्रयुक्तं त्रिफलारसो वा । निहन्ति वातोदरशोथशूलं क्वाथः समूत्रो दशमूलजश्च ॥ कुष्ठं दन्ती यवक्षारो व्योषं त्रिलवणं वचा । अजाजी दीप्यकं हिङ्गु स्वर्जिका चव्यचित्रकम् ॥ शुण्ठी चोष्णाम्भसा पीता वातोदररुजापहा । कुष्ठादि चूर्णम् ।**

**लशुनस्य तुलामेकां जलद्रोणे विपाचयेत् । त्रिकटु त्रिफला दन्ती हिङ्गुसैन्धवचित्रकम् ॥ देवदारु वचा कुष्ठं मधु शिग्रु पुनर्नवा । सौवर्चलं विडङ्गानि दीप्यको गजपिप्पली ॥ एतेषां पलिकान् भागान् विदध्यात् पञ्चमानि च । पिष्ट्वा कषायेणानेन तैलं मृद्वग्निना पचेत् ॥ तदिरक्तेन् प्रा-**

तदर्ध्यांशं यथाग्निबलमात्रया ॥ निहन्ति सकलान् रोगानुदराणि विशेषतः ॥ मूत्रकृच्छ्रमुदावर्तमन्त्रवृद्धिं गुदक्रमीन् । पार्श्वकुक्षिभवं शूलमामशूलमरोचकम् ॥ यकृदष्ठीलिकानाहान् प्लीहानं चाङ्गवेदनाम् । मासमात्रेण नश्यन्ति अशीतिर्वातजा गदाः॥

इति लशुनतैलम् ।

पित्तोदरे तु बलिनं पूर्वमेव विरेचयेत् ॥ पयसा च त्रिवृत्कल्कैः रुबूकस्य शृतेन च। पिप्पल्यादिगणेनाज्यं पाचितं पाययेद्भिषक् ॥ नरं पथ्यभुजं नित्यं कफोदरनिवृत्तये । नागरत्रिफलाकल्कैर्दध्यम्बुपरिपेषितैः ॥ पाचितं तैलमाज्यं वा पिबेत् सर्वोदरेषु च ।

नागरादि तैलम् नागरादि घृतं च ।

शालिषष्टिकगोधूमयवनीवारभोजनं। निरुहो रेचनं श्रेष्ठं सर्वेषु जठरेषु च ॥ आनूपमौदकं मांसशाकं पिष्टकृतं तिलान् ॥ व्यायामाध्वदिवास्वप्नस्नेहपानानि वर्जयेत्। तथाम्ललवणोष्णानि विदाहीनि गुरूणि च ॥ नाद्यादन्नानि जठरे तोयपानं च वर्जयेत् । उदराणां मलाढ्यत्वाद्बहुशः शोधनं हितम् ॥ क्षीरमेरण्डजं तैलं पिबेन् मूत्रेण वा सकृत् । वातोदरी पिबेत्तक्रं पिप्पलीलवणान्वितम् ॥ शर्करामरिचोपेतं स्वादु पित्तोदरी पिबेत् । यवानी हपुषा जाजी व्योषयुक्तं कफोदरी ॥ सन्निपातोदरी युक्तं त्रिकटुक्षारसैन्धवैः ॥ यवानी हपुषा धान्यं त्रिफला चोपकुञ्चिका। कारवी पिप्पलीमूलं अजगन्धा शटी वचा । शताह्वा जीरकं व्योषं स्वर्णक्षीरी च चित्रकम् ॥ द्वौ क्षारौ पौष्करं मूलं कुष्ठं लवणपञ्चकम् । विडङ्गं च समांशानि दन्त्या भागत्रयं भवेत् ॥ त्रिवृद्विशाला द्विगुणा शातला स्याच्चतुर्गुणा । एष नारायणो नाम्ना चूर्णो रोगगणापहः ॥ एनं प्राप्य निवर्तन्ते रोगा विष्णुमिवासुराः तक्रेणोदरिभिः पेयो गुल्मिभिर्बदराम्बुना ॥ आनद्धवाते सुरया वातरोगे प्रसन्नया । दधिमण्डेन विड्भेदे दाडिमाम्बुभिरर्शसि ॥ परिकर्तिषु वृक्षाम्लैरुष्णाम्बुभिरजीर्णके । भगन्दरे पाण्डुरोगे कासे श्वासे गलग्रहे ॥ हृद्रोगे ग्रहणीरोगे कुष्ठे मन्देऽनले ज्वरे । दंष्ट्राविषे मूलविषे सगरे कृत्रिमे विषे ॥ यथार्हं स्निग्धकोष्ठेन पेय मेतद्विरेचनम् ।

उपकुञ्चिका कारवी च बृहज्जीरकः मङ्गरेला इति लोके । विशाला इन्द्रवारुणी । शातला सेहुण्ड इति प्रसिद्धः । परिकर्तिः गुदे परिकर्तनवत् पीडा । इति नारायणचूर्णम् ॥

स्नुक्क्षीरदन्ती त्रिफलाविडङ्गसिंही त्रिवृच्चित्रककर्षकर्षम् । घृतं विपक्वं कुडवप्रमाणं तोयेन तस्याक्षमथार्धकर्षम् ॥ पीत्वोष्णमम्भोऽनुपिबेद्विरेके पेयां रसं वा प्रपिबेद्विशिष्टः । नाराचमेतज्जठरामयानां युक्त्योपयुक्तं प्रवदन्ति सन्तः ॥

इति नाराचघृतम् ।

वज्रायाः कर्षमात्रायाः कल्कं दध्यादिवेष्टितम् । निगिलेद्वारिणा नित्यमुद व्या-

पिप्पलान्तये ॥ वज्राण्डीति वनसूरणेति लोके । पुनर्नवा दारुनिशा सतिक्ता पटोलपथ्यापिचुमन्दमुस्ता । सनागरच्छिन्नसहेति सर्वैः कृतः कषायो विधिना विधिज्ञैः ॥ गोमूत्रयुक् गुग्गुलुना च युक्तः पीतः प्रभाते नियतं नराणाम् । सर्वाङ्गशोथोदरपाण्डुशूलश्वासादिकं रोगगणं निहन्ति ॥ पुनर्नवादिः क्वाथः ॥ इत्युदररोगनिदानचिकित्साधिकारः ॥

એરંડિયું તેલ, દશમૂળનું ચુર્ણ, અને ગોમૂત્ર મેળવીને પીવાથી વાતોદર, સોજા, તથા શળ મટી જાયછે.

ત્રિફળાનો રસ પીવાથી વાતોદર, સોજા, અને શળ મટી જાયછે.

દશમૂળનો ક્વાથ ગોમૂત્ર નાંખીને પીવાથી વાતોદર, સોજા, તથા શળ મટી જાયછે.

## કુષ્ઠાદિચુર્ણ.

કઠ, નેપાળો, જવખાર, બમણી સૂંઠ, મરી, પીપર, સૈંધવ, સાંભર લુણ, સંચળ, વજ, જીરૂં, અજમા, હિંગ, સાજીખાર, ચવક અને ચિત્રકનું ચુર્ણ ઊનાપાણીમાં પીવાથી વાતોદર મટી જાયછે.

## લશુનતેલ.

ચારસો તોલા લસણનો ૧૦૨૪ તોલા પાણીમાં ક્વાથ કરી, તેમાં ચાર ચાર તોલા ત્રિકટુ, ત્રિફળા, નેપાળો, હિંગ, ચિત્રક, સૈંધવ, દેવદાર, વજ, કઠ, જેઠીમધ, સરગવો, સાટોડી, સંચળ, વાવડીંગ, અજમા, અને ગજપીપરના કલ્કો તથા ચોવીશ તોલા નસોતરનો કલ્ક પણ નાંખીને કોમળ અગ્નિથી પકાવેલું તેલ સવારમાં અગ્નિ તથા બળને અનુસરીને યોગ્ય માત્રાથી પીવાથી સઘળા રોગો, અને વિશેષે કરીને ઉદરરોગો તો અવશ્ય મટી જાય છે. મૂત્રકૃચ્છ્ર, ઉદાવર્ત્ત, અંત્રવૃદ્ધિ, ગુદાના કૃમિઓ, તથા પડખાંનાં અને પેટનાં શળો, આમશળ, અરૂચિ, યકૃતનું દરદ, અષ્ઠીલિકા, આનાહ, બરલનો રોગ, અને અંગોની વેદના પણ આ તેલથી મટી જાય છે. એક માસ સુધી આ તેલના સેવનથી એંશી પ્રકારના વાતરોગો મટી જાય છે.

બળવાન્ રોગીને પિત્તનો ઉદરરોગ હોય તો તેને પ્હેલેથીજ દુધ, નસોતરનો કલ્ક, અને એરડાના ક્વાથનું વિરેચન દેવું.

કફોદર મટાડવા માટે રોગીને નિત્ય પથ્ય જમવાનો નિયમ રખાવીને વૈદ્યે પિપ્પલ્યાદિ ગણથી પકાવેલું તેલ પાવું.

## નાગરાદિ તૈલ.

હરડે, બેડાં, આમળાં, અને સુંઠનો દહિંના પાણીમાં વાટી કલ્ક કરી તેમાં પકાવેલું તેલ પીવાથી સર્વ પ્રકારના ઉદરરોગો મટી જાય છે.

## નાગરાદિ ઘૃત.

ઉપર પ્રમાણેજ તેલને બદલે ઘી પકાવાય છે.

રાતા ચોખા, સાઠીચોખા, ઘઉં, જવ, તથા નાનવીનું ભોજન; નિરૂહબસ્તિ; અને વિરેચન; એ સર્વ પ્રકારના ઉદરરોગોમાં હિતકારી છે.

ઉદરરોગવાળાએ જળપ્રાય દેશોનાં પ્રાણીઓનાં માંસો, જળચરોનાં માંસો, શાક, લોટના પદાર્થો, તલ, કસરત, પંથ, દિ-

વસનું સુવું; અને સ્નેહપાનોનો ત્યાગ કરવો; ઉદરરોગીએ ઉગ્ર પદાર્થો, ખારા, ઉના, ને દાહક પદાર્થો, અને ભારે પદાર્થો પણ ખાવા નહિ તથા પાણી પણ પીવું નહિ.

આ રોગમાં પેટમાં મળનો જથ્થો ભરાઈ રહે છે, માટે બહુ બહુવાર વિરેચનોથી શોધન કર્યા કરવું, એ હિતકારી છે. દૂધમાં એરંડિયું તેલ મેળવીને, અથવા ગોમુત્રમાં ડોળીને ગાયનું છાણ પીવું.

વાતોદરમાં પીપર તથા સૈંધવ નાંખીને ઘાટી છાશ પીવી.

પિત્તોદરમાં સાકર તથા મરી નાંખીને મીઠી છાશ પીવી.

કફોદરમાં અજમા, પલાશી, જીરૂં, સુંઠ, મરી, તથા પીંપર નાંખીને ઘાટી છાશ પીવી.

સંનિપાતોદરમાં સુંઠ, મરી, પીપર, જવખાર, અને સૈંધવ નાંખીને ઘાટી છાશ પીવી.

## નારાયણ ચુર્ણ.

અજમા, પલાશી, ધાણા, સુંઠ, મરી, પીપર, કાળીજીરી, કલોંજીજીરૂં, પીપરીમૂળ, બોડી અજમોદ, કચૂરો, વજ, શતાવરી, જીરૂં, સુંઠ, મરી, પીપર (એકજ દવા બેવડી આવે ત્યાં તે બમણી લેવી), દારૂડી, ચિત્રક, જવખાર, સાજીખાર, એરડાનાં મૂળ, કઠ, પંચલવણ, અને વાવડીંગ સમભાગે લેવાં; નેપાળો ત્રણ ભાગ અને નસોતર બે ભાગ લેવાં; ઇંદ્રવારણાં બે ભાગ અને થોર ચાર ભાગ લેવા; આ સર્વનું ચૂર્ણ નારાયણ ચૂર્ણ કહેવાય છે, તે રોગોના સમૂહને હણી નાંખેછે. જેમ વિષ્ણુની શક્તિ આગળ દૈત્યો નાસી જાય છે, તેમ આ ચૂર્ણની શક્તિથી રોગો નાસી જાય છે. આ ચુર્ણ ઉદરના રોગોવાળાએ ઘાટી છાશ સાથે, ગુલ્મવાળાએ બોરના પાણી સાથે, આનાહવાળાએ મદિરા સાથે, વાતરોગો વાળાએ મદિરાની આછ સાથે, દસ્તના રોગીએ દહિંના મંડ સાથે, અર્શ વાળાએ દાડમના જળ સાથે, ગુદામાં પીડા થવાના રોગ વાળાએ કોકમના પાણી સાથે, અને અજીર્ણવાળાએ ગરમ પાણી સાથે પીવું જોઇએ. ભગંદર, પાંડુરોગ, ઉધરસ, શ્વાસ, ગલગ્રહ, હૃદ્રોગ, ગ્રહણીરોગો, કુષ્ઠત્વ, મંદાગ્નિ, જવર, દાઢનું ઝેર, ઝાડનું ઝેર, અને અકૃત્રિમ ઝેર સાથે મળેલું કૃત્રિમ ઝેર, એ સર્વમાં પ્રથમ કોઠાને સ્નિગ્ધ કરીને પછી યોગ્ય પદાર્થોની સાથે વિરેચન કરનારૂં નારાયણ ચૂર્ણ પીવું.

## નારાચ ઘૃત.

થોરનું છીર, નેપાળો, ત્રિફળા, વાવડીંગ, ભોરીંગણી, નસોતર, અને ચિત્રક એક એક તોલાભાર લેઈ તેમના કલ્કથી સોળ તોલા ઘી પકાવીને વિરેચન માટે પાણીની સાથે એક કે અરધા તોલા જેટલું પીને ઉપર ઉનું પાણી પીવું. વિધિ જાણનારાએ આથી વિરેચન લાગ્યા પછી તેને વાળવા માટે યોગ્ય પેયાકે રસ પીવો. નિશાનને જેમ બાણ તોડી નાંખે છે, તેમ યુક્તિથી વાપરેલું આ ઘી પણ ઉદર રોગોને તોડી નાંખે છે, એમ સારા વૈદ્યોએ કહેલું છે.

## વજ્રકલ્ક.

જંગલી કડવા સુરણનો એક તોલો

[illegible] દહિંમાં મેળવીને નિત્ય પાણીથી અળી જવાથી ઉદરના રોગો શાંત થાયછે.

### પુનર્નવાદિ કવાથ.

સાટોડી, દારૂહળદર, કડુ પરવળ, હરડે, સુંઠ, લીમડો, મોથ, અને ગળોનો વિધિ પ્રમાણે કવાથ કરીને તેમાં ગોમૂત્ર તથા ગુગળ નાંખીને પ્રભાતમાં પીવાથી સર્વ અંગોના સોજા, ઉદરરોગ, પાંડુ રોગ, શુળ અને શ્વાસ, વગેરે રોગોના સમૂહો અવશ્ય નાશ પામી જાય છે.

इति उदररोगनो अधिकार संपूर्ण.

---

## શોથાધિકાર.

### સોજાનાં નિદાનો.

**शुद्ध्यामयाभक्तकृशाबलानां क्षाराम्लतीक्ष्णोष्णगुरूपसेवा । दध्याममृच्छाकविरोधि पिष्टगरोपसृष्टान्ननिषेवणं च । अर्शांस्यचेष्टा वपुषो ह्यशुद्धिर्मर्माभिघातो विषमा प्रसूतिः ॥ मिथ्योपचारः प्रतिकर्मणां च निजस्य हेतुः श्वयथोः प्रदिष्टः ।**

शुद्धिर्वमनविरेकादिः । आमयाः पाण्डुरोगादयः । अभक्तम् अभोजनम् । आमः अपक्वो भुक्तस्य रसः । पिष्टगरोपसृष्टान्नम् पिष्टो यो गरः संयोगजं विषं तेन संसृष्टमन्नम् । वपुषो ह्यशुद्धिः शोधनार्हस्य वपुषोऽशोधनम् । मर्मोपघातः दोषकृत एव ज्ञेयः । बाह्यहेतुकृतस्तु मर्मोपघात आगन्तुकशोथहेतुरेव । विषमा प्रसूतिः आमगर्भपतनादिका । प्रतिकर्मणां वमनादि पञ्च कर्मणाम् । मिथ्योपचारः असम्यक्करणम् । श्वयथोः शोथस्य निजस्य आत्मीयस्य हेतुर्वातायात्मकस्योक्तः ।

શોધનોથી, રોગોથી, અને કૃશતાથી નિર્બળ લોકોને સોજા થાય છે. ખારા, ખાટા, તીક્ષ્ણ, ઉષ્ણ, કે ભારે પદાર્થોના સેવનથી સોજા થાય છે. દહિં, આમ, માટી, શાક, વિરૂદ્ધ પદાર્થો, સંયોગી ઝેર વાળું અન્ન, અર્શ, શરીરને શ્રમ ન આપવો, શોધન કરવાની જરૂર છતાં તે નહિ કરવું, મર્મ સ્થળનો માર, વિષમ પ્રસવ, તથા પંચકર્મ (વમનાદિ) અયોગ્ય રીતે થાય, તો તેથી વાયુવગેરે દોષોના સોજા થાયછે.

### સોજાનાં સામાન્ય લક્ષણ.

**रक्तपित्तकफान् वायुर्दुष्टो दुष्टान् बहिः शिराः । नीत्वा रुद्धगतिस्तैर्हि कुर्यात्त्वङ्मांससंश्रयम् ॥ उत्सेधं संहतं शोथं तमाहुर्निचयादतः सगौरवं स्यादनवस्थितत्वं सोत्सेधमूष्माथ शिरातनुत्वम् । सलोमहर्षं च विवर्णता च सामान्यलिङ्गं श्वयथोः प्रदिष्टम् ।**

उत्सेधं उन्नतत्वम् । किंविशिष्टमुत्सेधमतः पूर्वोक्तात् निचयात् रक्तपित्तकफानां समुदायात् । संहतं घनम् । तमुत्सेधं शोथमाहुरित्यन्वयः । तस्य शोथस्य किं स्यादित्याकांक्षायामाह । अनवस्थितत्वं स्यात् । अनियता स्थितिः स्यादित्यर्थः । चिकित्साव्यतिरेकेणापि निवृत्तेः । तच्चानवस्थितत्वं सगौरवं स्याद्गौरवमप्यनवस्थितं स्यात् । अथ च सोत्सेधः स्यात् । उन्नतत्वमप्यनवस्थितं स्यादित्यर्थः ।

દુષ્ટ થયેલાં રક્ત, પિત્ત, અને કફને દુષ્ટ થયેલો વાયુ બહારની શિરાઓમાં લેઇ જઇને, પોતે તેથી રોકાઇને, ચામડીમાં તથા માંસમાં રક્ત, પિત્ત, તથા કફના સમુહથી ઘાટાપણા વાળી ઉંચાઇ લાવે છે

તેને સોજો કહેછે. એ સોજો અનિયમિત હોય છે. કેમકે વખતે તે વગર ઉપાયે પણ મટી જાય છે. એ અનિયમિતતા ભારેપણા વાળી હોય છે તેથી ભારેપણું પણ અનિયમિત થાય છે, તેથી સોજાની ઉંચાઈ પણ અનિયમિત થાય છે. સોજાથી ઉનાશ, શિરાઓનું પાતળાપણું, રોમ ઉભાં થવાં, અને વર્ણ બદલાઈ જવો, એ તેનાં લક્ષણો છે.

## વાતિક સોજાનાં લક્ષણ.

**चरस्तनुत्वक् परुषोऽरुणोऽसितः सप्रसुप्तिहर्षार्तियुतो निमित्ततः । प्रशाम्यति प्रोन्नमति प्रपीडितो दिवाबली स्याच्छ्वयथुः समीरणात् ॥**

चरः सञ्चारी । प्रसुप्तिः स्पर्शाज्ञता । हर्षोऽत्र किनिकिनी रोमाञ्चो वा । आर्तिः पीडा । एतयुतः दिवाबली विकृतिविषमसमवायारब्धत्वात् । अत एवोक्तं चरकेण । “ स्नेहोष्णत्वमनाद्यैर्यः प्रशाम्येत् स तु वातिकः । यश्चाप्यरुणवर्णः स्याच्छोथो नक्तं प्रशाम्यति” ॥

વાયુનો સોજો સંચરણવાળો, પાતળી ચામડીવાળો, કઠણ, રાતો, કાળો, સ્પર્શના અજ્ઞાન અને ઝણઝણીવાળો, રોમાંચ તથા પીડાવાળો, કારણ વગર પણ શાંત થઈ જનારો, દિવસે બળવાળો, અને દબાણથી વધનારો હોય છે.

## પિત્તના સોજાનાં લક્ષણ.

**मृदुः सगन्धोऽसितपीतरागवान्भ्रमज्वरस्वेदतृषामदान्वितः ॥ यस्तूष्यते स्पर्शसहोऽक्षिरागवान्स पित्तशोथो भृशदाहपाकवान् ॥**

उष्यते सन्तप्यते । भृशदाहपाकवान् भृशं दाहो यः पाकस्तद्युक्तः ॥

મૃદુ, દુર્ગંધવાળો, કાળા તથા પીળા રંગનો, ભ્રમ તથા જ્વર અને પરસેવાવાળો, તૃષા કરનારો, મદ કરનારો, તપતો, સ્પર્શનું સહન કરે તેવો, નેત્રો રાતાં કરનારો, અને પાક સમયે બહુજ બળતરા કરનારો સોજો પિત્તનો જાણવો.

## કફના સોજાના લક્ષણ.

**गुरुः स्थिरः पाण्डुररोचकान्वितः प्रसेकनिद्रावमिवह्निमान्द्यकृत् ॥ सकृच्छ्रजन्मप्रशमो निपीडितो न चोन्नमेद्रात्रिबली कफात्मकः ।**

ભારે, સ્થિર, પીંગળો, અરૂચિ તથા નિદ્રા લાવનારો લાળ ઝેરવનારો, ઉલટી કરાવનારો, અગ્નિને મંદ પાડનારો, દબાણથી ઉંચો નહી થતો, અને જેની ઉત્પત્તિ તથા શાંતિ બહુ દુઃખદાયી હોય તે સોજો કફનો જાણવો.

## દ્વંદ્વજ સોજાનાં લક્ષણ.

**निदानाकृतिसंसर्गात् ज्ञेयः शोथो द्विदोषजः ॥**

બે બે દોષોનાં કારણો તથા લક્ષણો ભેળાં હોય તે સોજો બે દોષોનો જાણવો.

## સાન્નિપાતિક સોજાનાં લક્ષણ.

**सर्वाकृतिः सन्निपाताच्छोथो व्यामिश्रलक्षणः ।**

व्यामिश्रलक्षण इत्युक्ते सर्वाकृतिरिति उक्तवातजादिशोथसकललक्षणानियमार्थम् ।

સર્વે દોષોનાં ચિન્હો ભેળાં હોય તો તે સોજો સાંનિપાતિક કહેવાય છે.

## અભિઘાતના સોઝાનાં લક્ષણ.

**अभिघातेन शस्त्रादिच्छेदभेदक्षतादिभिः। हिमानिलो दध्यनिलैर्भल्लातककपिकच्छुजैः॥ रसैः शूकैश्च संस्पर्शाच्छ्वयथुः स्याद्विसर्पवान्। भृशोष्मलोहिताभासः प्रायशः पित्तलक्षणः॥**

छेदः खड्गादिना। भेदः पाषाणादिना। क्षतं शरादिना। आदिशब्देन लगुडप्रहारादि गृह्यते। भल्लातजै रसैः कपिकच्छुजैः शूकैः विसर्पवान्। प्रसरणशीलः पित्तलक्षणः पैत्तिकशोथलक्षणः।

શસ્ત્રાદિકથી છેદ ભેદ થયાથી કે ક્ષતથી અભિઘાત થવાથી કે પ્રહાર વાગવા વગેરેથી, ભીલામાનો રસ કે કૌચાંની અણીના સ્પર્શથી, ફેલાતો જતો, અત્યંત ઉનાશવાળો, રાતો અને ઘણે ભાગ પિત્તના સોજા જેવો સોજો અભિઘાતથી થયેલો જાણવો.

## વિષના સોજાનાં લક્ષણ.

**विषजः सविषप्राणिपरिसर्पणमूत्रणात्। दंष्ट्रादन्तनखाघातादविषप्राणिनामपि॥ विण्मूत्रशुक्रोपहतमलवद्वस्तुसङ्करात्॥ विषवृक्षानिलस्पर्शाद्गरयोगावचूर्णनात्। मृदुश्चलोऽवलम्बी च शीघ्रो बहुरुजाकरः॥**

परिसर्पणात् शरीरोपरि सञ्चरणात्। दंष्ट्रा द्विगुणीकृता दन्तावलिः। चोह इति। दन्ताः अग्रभवाः। अविषप्राणिनां दंष्ट्रादि विषं शोथव्यथादिकरं भवतीति विशेषः। विण्मूत्रेत्यादि। विडाद्युपहतं मलिनं च यद्वस्तु। तथा सङ्करः संमार्जनीभिः क्षितौ धूल्यादिः तेषां सम्पर्कात्। गरयोगावचूर्णनात्। गरः संयोगजं विषं तस्य योगो यस्य तेन वस्तुनाऽवधूलनात्। अवलम्बी लम्बमानः। अयमप्यागन्तुजस्तथापि समभ्यागन्तुजशोथचिकित्सातोऽस्य विशिष्टचिकित्साभिधानात् पृथक् पठितः।

શરીર ઉપર ઝેરી પ્રાણીના ફરવા કે મુતરવાથી, વગર ઝેરી પ્રાણીઓના કરડવા વગેરેથી, વિષ્ટા અથવા મુત્ર કે વીર્યથી ઉપહત થયેલી વસ્તુના સંસર્ગથી, ધુળ કે કચરના સંબંધથી, ઝેરી ઝાડ કે ઝેરી પવનના સ્પર્શથી, અને સંયોગી વિષોના સ્પર્શથી થતો સોજો વિષનો સોજો સમજવો. આ સોજો કોમળ, ચલિત, લટકતો, તુરત થનારો, અને બહુ વેદનાવાળો હોય છે.

## દોષો સોજો કરે છે તે વિષે.

**दोषाः श्वयथुमूर्ध्वं हि कुर्वन्त्यामाशये स्थिताः। पित्ताशयस्था मध्ये तु वर्चःस्थानगतास्त्वधः॥ कृत्स्नं देहमनुप्राप्य कुर्युः सर्वसरास्तथा।**

ऊर्ध्वम् उरःप्रभृत्यूर्ध्वम्। मध्ये उरःपक्वाशयमध्ये। अधः पक्वाशयादधः

આમાશયમાંના દોષો છાતીની ઉપરના ભાગમાં, પિત્તાશયમાંના દોષો છાતી તથા પક્વાશયની વચમાં, મલાશયમાંના દોષો પક્વાશયની નીચેના ભાગમાં, અને સઘળે રહેલા દોષો આખા શરીરમાં સોજાને ઉત્પન્ન કરે છે.

## સોજાનાં ઉપદ્રવો.

**छर्दिः श्वासोऽरुचिस्तृष्णा ज्वरोऽतीसार एव च। सप्ताकश्चातिदौर्बल्यं शाथ एते उपद्रवाः॥**

ઉલટી, શ્વાસ, અરૂચિ, તૃષા, જ્વર

અતિસાર, અત્યંત પાક, અને અતિ ન ખવાઇ, એ સોજાના ઉપદ્રવો છે.

## સોજાની અસાધ્યતા.

**श्वासः पिपासा छर्दिश्च दौर्बल्यं ज्वर एव च । यस्य चान्ने रुचिर्नास्ति शोथिनं तं विवर्जयेत् ॥**

શ્વાસ, તૃષા, ઉલટી, દુર્બળતા, અને જ્વર, તથા જેને અન્ન ઉપર રૂચિ ન હોય, એવા સોજાવાળાને છોડી દેવો.

## સોજાની કષ્ટસાધ્યતા.

**यो मध्यदेशे श्वयथुः कष्टः सर्वाङ्गगश्च यः। अर्धाङ्गेरिष्टभूतःस्याद्यश्चोर्ध्वं परिसर्पति**

मध्यदेशे उरःपक्वाशयमध्ये। सर्वाङ्गगः सकलशरीरव्यापी । सर्वाङ्गज इति वा पाठः । सान्निपातिकः । अर्धाङ्गे अर्धनारीश्वराकारः । यश्चोर्ध्वं परिसर्पतीति पुरुष विषयः । तथा च ।

**उर्ध्वगामी नर पद्भ्यामधोगामी तथास्त्रियम् । उभयं बस्तिसंजातः शोथो हन्ति न संशयः ॥**

ऊर्ध्वगामी मुखगामी । तथाच तन्त्रान्तरे । " पादप्रवृत्तः श्वयथुर्नृणां यः प्राप्नुया मुखं " इति स न सिध्यतीति शेषः । अधोगामी पदगामी । तथा च तन्त्रान्तरे । " स्त्रीणां वक्त्रात् पदं याति बस्तिजश्च न सिध्यति " इति । उभयं नरं नारीं च । अपरं च । अनन्योपद्रवकृतः शोथः पादसमुत्थितः । पुरुषं हन्ति नारीं तु मुखजो बस्तिजो द्वयम् " । अयमर्थः पादसमुत्थितः पादभ्यामुत्थितो मुखगामीति यावत् । शोथः पुरुषं हन्ति । स किंविशिष्टः अन्योपद्रवकृतः शोथादन्ये व्याधयोऽतीसार ग्रहण्यर्शःप्रभृतयस्तेषामुपद्रवैः कृतः तदुपद्रवत्वेन जात इत्यर्थः । न अन्योपद्रवकृतः अनन्योपद्रवकृतः । अर्थात् स्वहेतुभिरेव जातः । द्वयम् पुरुषं नारीं च हन्ति सोऽप्यनन्योपद्रवकृत एव ॥

છાતી અને પકવાશય વચેના મધ્ય ભાગમાં, તથા આખા શરીરમાં વ્યાપેલો સોજો કષ્ટસાધ્ય છે. અર્ધાંગમાં થયેલો સોજો મારી નાંખે છે. અને તે ઊંચે ઊંચે ચઢે છે. પગથી ઉપર ઉપર ચઢતો સોજો પુરૂષને અને મુખથી નીચે નીચે જતો સોજો સ્રીને, તથા બસ્તિમાં થયેલો સોજો સ્રી પુરૂષ બંનેને અવશ્ય મારી નાંખેછે. ગ્રંથાંતરમાં કહ્યું છે કે–ઉપર કહેલા સોજા જો અતિસાર, ગ્રહણી તથા અરશ આદિ બીજા રોગના ઉપદ્રવરૂપે ન થયા હોય, અર્થાત્ નિદાનોથીજ થયા હોય તો મારી નાંખે છે.

## સોજાની ચિકિત્સા.

**शुण्ठीपुनर्नवैरण्डपञ्चमूलीशृतं जलम् । वातिके श्वयथौ शस्तं पानाहारपरिग्रहे ॥ पटोलत्रिफलारिष्टदार्वीक्काथः सगुग्गुलुः । तद्वत्पित्तकृतं शोथं हन्ति श्लेष्मोद्भवं तथा॥ मिश्रे मिश्रकरं कुर्यात्सर्वजे सर्वमेव हि । बिल्वपत्ररसं पूतं सोषणं त्रिभवे पिबेत् ॥ शोथे त्वागन्तुजे कुर्यात्सेकलेपादि शीतलम् । भल्लातकाया हरेत् शोथं सतिला कृष्णमृत्तिका ॥ महिषीक्षीरसंपिष्टैर्नवनीतसमन्वितैः । तिलैर्लिप्तः शमं याति शोथो भल्लातकोत्थितः ॥ यष्टीदुग्धतिलैर्लेपो नवनीतेन संयुतः । शोथमारुष्करं हन्ति चूर्णं शालदलस्य च ॥**

[ विषजशोथचिकित्सा तु विषचिकित्सायां द्रष्टव्या

સુંઠ, સાટોડી, એરંડો, અને બૃહત્પંચમૂળનો ક્વાથ પીવાથી તથા ભોજનમાં

પણ તેનોજ ઉપયોગ કરવાથી વાયુનો સોજો મટી જાય છે.

કડવાં પરવળ, ત્રિફળા, લીમડો, અને દારૂહળદરનો ક્વાથ ગુગળ નાંખીને પીવાથી પિત્ત તથા કફના સોજાઓ મટી જાયછે.

બે દોષથી થયેલા સોજા ઉપર મિશ્ર ચિકિત્સા કરવી, અને ત્રણે દોષોથી થયેલા સોજા ઉપર બીલીપત્રનો રસ ગાળીને તેમાં ત્રિકટુનું ચૂર્ણ નાંખીને પીવો; એથી સાંનિપાતિક સોજો મટી જાયછે. એમાં ત્રણે દોષોની મિશ્ર ચિકિત્સા કરવી.

અભિઘાતથી સોજો થયો હોયતો તે ઉપર શીતળ સેચન તથા લેપન વગેરે કરવાં.

તલ તથા કાળી માટીને વાટીને ચોપડવાથી ભીલામાનો સોજો મટી જાયછે.

ભેંશના દૂધમા તલ વાટીને તેમાં ભેંશનું માખણ મેળવીને ચોપડવાથી ભીલામાનો સોજો મટી જાયછે.

જેઠીમધ, દૂધ, તલ, અને માખણનો લેપ કરવાથી ભીલામાનો સોજો મટી જાયછે.

સાલીયાનાં પાનના ચુર્ણથી પણ ભીલામાનો સોજો મટી જાયછે.

ઝેરના સોજાની ચિકિત્સા ઝેરના પ્રકરણમાં કહેવાશે, માટે ત્યાં જોઇ લેવી.

## સોજાની સામાન્ય ચિકિત્સા.

महिष्या नवनीतं वा लेपादुग्धतिलान्वितम् । अत्र दुग्धं च महिष्या एव ।

पथ्या निशाभार्ङ्ग्यमृताग्निदार्वीपुनर्नवादारुमहौषधानाम् । क्काथः प्रसह्योदरपाणिपादमुखाश्रितं हन्त्यचिरेण शोथम् ॥ इति पथ्यादिक्वाथः ।

फलत्रिकोद्भवं क्काथं गोमूत्रेणैव साधितम् । वातश्लेष्मोद्भवं शोथं हन्याद्व्रणसम्भवम् ॥ वृश्चीवदेवद्रुमनागरैर्वा दन्तीत्रिवृत्त्र्यूषणचित्रकैर्वा । दुग्धं सुसिद्धं विधिनानिपीतं गीतं परं शोथहरं भिषग्भिः ॥ वृश्चीवः श्वेतवर्षाभूः ।

सेकस्तथार्कवर्षाभूनिम्बक्काथेन शोथहृत् । गोमूत्रेणापि कुर्वीत सुखोष्णेनावसेचनम् ॥ पुनर्नवा दारु शुण्ठी शिग्रुः सिद्धार्थकस्तथा । अम्लपिष्टः सुखोष्णोऽयं प्रलेपः सर्वशोथहृत् ॥ गुडार्द्रकं वा गुडनागरं वा गुडाभयां वा गुडपिप्पलीं वा । कर्षाभिवृद्ध्या त्रिपलप्रमाणं खादेन्नरः पक्षमथापि मासम् ॥ शोथप्रतिश्यायगलास्यरोगान् सश्वासकासारुचिपीनसादीन् । जीर्णज्वरार्शोग्रहणीविकारान् हन्यात्तथान्यान् कफवातरोगान् ॥ विश्वं गुडेन तुल्यं वृश्चीवरसानुपानमभ्यस्यम् । विनिहन्ति सर्वशोथं घनवृन्दं चण्डवायुरिव ॥ कणा नागरजं चूर्णं सगुडं शोथनाशनम् । आमाजीर्णप्रशमनं शूलघ्नं वस्तिशोधनम् ॥ गुडात्पलत्रयं ग्राह्यं शृङ्गवेरपलत्रयम् । शृङ्गवेरसमा कृष्णा लोहकिट्टतिलयोः पलम् ॥ चूर्णमेतत् समुद्दिष्टं सर्वश्वयथुनाशनम् । इति गुडादिवटिका ।

मानकक्काथकल्काभ्यां घृतप्रस्थं विपाचयेत् । एकजं द्वन्द्वजं शोथं त्रिदोषं च व्य-

पोहति ॥ इति मानकघृतम् ।

शुष्कमूलकवर्षाभूदारुरास्नामहौषधैः। पक्वमभ्यञ्जनं तैलं सशूलं श्वयथुं हरेत् ॥

इति शुष्कमूलकतैलम् । इति शोथनिदानचिकित्साधिकारः ।

ભેંશના દૂધ તથા માખણમાં તલ વાટીને લેપ કરવાથી પણ સોજા મટેછે.

હરડે, હળદર, ભારંગી, ગળો, ચિત્રક, દારૂહળદર, સાટોડી, દેવદાર, અને સૂંઠનો ક્વાથ પેટ, હાથ, પગ, તથા મુખમાંના સોજાને બળાત્કારથી તુરતજ હણી નાંખેછે. ( પથ્યાદિ ક્વાથ. )

ત્રિફળાના ક્વાથ સાથે ગોમુત્ર ઊકાળીને પીવાથી વૃષણમાંનો વાયુ તથા કફના સોજા મટી જાયછે.

ધોળી સાટોડી, દેવદાર, અને ચિત્રક; અથવા નેપાળો, સૂંઠ, મરી, પીપર, ચિત્રક; એથી બહુ પકાવેલું દૂધ યોગ્ય વિધિથી પીવાથી સોજો અવશ્ય મટી જાયછે, એમ વૈદ્યો કહેછે.

આકડો, સાટોડી, અને લીમડાનો ક્વાથ સોજા ઉપર સીંચવાથી તે મટી જાયછે.

ગોમૂત્રને કંઇક ગરમ કરી સોજા ઉપર સીંચવાથી સોજો મટી જાયછે.

સાટોડી, દેવદાર, સૂંઠ, સરગવો, અને સર્ષપને ખાટા રસમાં વાટીને જરા ગરમ કરીને ચોપડવાથી સર્વ પ્રકારના સોજા મટી જાયછે.

ગોળ તથા આદુ, અથવા ગોળ અને સૂંઠ, અથવા ગોળ ને હરડે, અથવા ગોળ અને પીપર, એ નિત્ય એક એક તોલો વધીને બાર તોલા સૂધી ચઢીને, તે પ્રમાણે એક પખવાડિયું કે મહિના સૂધી ખાવાથી સોજા, સળેખમ, ગળાના રોગો, શ્વાસ, ઉધરસ, અરૂચિ, પ્રતિશ્યાય, જીર્ણજ્વર, અર્શ, ગ્રહણીરોગ, અને બીજા પણ કફ તથા વાયુના રોગો મટી જાયછે.

સૂંઠ અને ગોળ સમભાગે ખાઇને ઉપર ધોળી સાટોડીનો રસ પીવાની ટેવ રાખવાથી, જેમ પ્રચંડવાયુ વાદળાંને તોડે છે તેમ, સર્વ પ્રકારના સોજા હણાઇ જાય છે.

સૂંઠ અને પીપરનું ચુર્ણ ગોળ સાથે ખાવાથી સોજા, આમાજીર્ણ, અને શૂળ મટી જાય છે, અને મૂત્રાશય સાફ થાય છે.

## ગુડાદિવટિકા.

બાર બાર તોલા ગોળ, સૂંઠ, અને પીપર; તથા ચાર ચાર તોલા મંડુર અને તલ; એ ચુર્ણ ખાવાથી સર્વ પ્રકારના સોજા મટી જાય છે.

## માનકઘૃત.

માનકંદના ક્વાથમાં એનોજ કલ્ક નાંખીને ૬૪ તોલા ઘી પકાવવું. એ માનકઘૃત ખાવાથી એક, બે, કે ત્રણ દોષોના સોજા પણ મટી જાય છે.

## શુષ્કમૂલકતૈલ.

સૂકાયેલા મૂળા, સાટોડી, દેવદાર, રાસ્ના, અને સૂંઠથી પકાવેલું તેલ શુષ્ક મૂલક તેલ કહેવાય છે. તેનો અભ્યંગ કરવાથી સોજા તથા શુળને મટાડે છે.

॥ इति सोजानो अधिकार ॥

# વૃદ્ધિ (વધરાળ) નો તથા બદનો અધિકાર.

## વધરાળનાં નિદાન તથા સંખ્યા.

**दोषास्रमेदोमूत्रान्त्रैः संवृद्धिः सप्तधागदः॥ मूत्रान्त्रजावप्यनिलाद्धेतुभेदस्तु केवलः ॥**

વાત, પિત્ત, કફ, રક્ત, મેદ, મુત્ર, અને આંતરડાંથી, એમ સાત પ્રકારની વધરાળ થાય છે. મૂત્ર અને આંતરડાંની વધરાળ વાયુથીજ થાય છે, તોપણ હેતુભેદથી જૂદી ગણાય છે.

## વધરાળની સંપ્રાપ્તિ.

**वृद्धिं करोति कोषस्थो फलकोषाभिवाहिनीः ॥ रुध्वा क्रुद्धगतिर्वायुर्धमनीर्मुष्कगामिनीः ॥**

પોતાનાં કારણોથી કોપ પામેલો વાયુ વૃષણોમાં રહીને તેની શિરાઓને રોકીને વૃષણોની ગોળી તથા તેની ત્વચાની વૃદ્ધિ કરે છે.

## વાયુની વધરાળનાં લક્ષણ.

**वातपूर्णदृतिस्पर्शो रूक्षो वातादहेतुरुक् ॥**

अहेतुरुक्। अत्रेषदर्थे नञ्। तेन स्वल्पादपि विप्रकृष्टात् कारणात् रुक् पीडा यत्र सः।

વાયુથી ભરેલી ધમણના જેવા સ્પર્શવાળી, રૂક્ષ, તથા છેટેનાં અલ્પ કારણોથી પણ પીડા કરનારી વધરાળ વાયુની હોય છે.

## પિત્તની વધરાળનાં લક્ષણ.

**पक्वोदुम्बरसङ्काशः पित्ताद्दाहोष्मपाकवान्॥**

दाहः आभ्यन्तरः। ऊष्मा बहिस्तप्तता।

પાકાં ઉંબરાનાં ફળ જેવી અને પિત્તથી દાહવાળી અને ગરમ વધરાળ પિત્તથી થાય છે.

## કફની વધરાળનાં લક્ષણ.

**कफाच्छीतो गुरुः स्निग्धः कण्डूमान् कठिनोऽल्परुक्।**

કફની વધરાળ શીતળ, ભારે, સ્નિગ્ધ, ચળવાળી, કઠણ, અને થોડી પીડાવાળી હોય છે.

## રકતની વધરાળનાં લક્ષણ.

**कृष्णस्फोटावृतः पित्तवृद्धिलिङ्गश्च रक्तजः।**

લોહીની વધરાળ કાળી, ફોલ્લીઓથી વીંટાયેલી અને પિત્તની વધરાળના જેવાં લક્ષણોવાળી હોય છે.

## મેદની વધરાળનાં લક્ષણ.

**कफवन्मेदसो वृद्धिर्मृदुस्तालफलोपमः।**

नीलवर्तुल ॥

મેદની વધરાળ કફની વધરાળ જેવી, પણ મૃદુ અને તાડનાં ફળ જેવી નીલ તથા ગોળ હોય છે.

## મૂત્રની વધરા નાં લક્ષણ.

**मूत्रधारणशीलस्य मूत्रजः स तु गच्छतः। अम्भोभिः पूर्णदृतिवत् क्षोभं याति सरुङ् मृदुः ॥ मूत्रकृच्छ्रमधः कुर्यात् सञ्चलन् फलकोषयोः।** सञ्चलन् फलकोषयोरधः। मूत्रकृच्छ्रं मूत्रेण व्यथां कुर्यादित्यर्थः।

મૂત્ર અટકાવવાથી મૂત્રની વધરાળ થાય છે. તે ચાલતી વેળાં પાણીની પખાલની પેઠે ક્ષોભ પામે છે તથા પીડા કરે છે. તે કોમળ, મૂત્રના કષ્ટવાળી, અને ગોળીઓની નીચે લટકતી હોય છે.

## અંત્ર વૃદ્ધિનાં લક્ષણ.

**वातकोपिभिराहारैः शीततोयावगाहनैः। धारणेरणभाराध्वविषमाङ्गप्रवर्तनैः॥ क्षोभणैः क्षोभितेऽन्यैश्च क्षुद्रान्त्रावयवं यदा। पवनो विगुणीकृत्य स्वनिवेशादधो नयेत्॥ कुर्याद् वंक्षणसन्धिस्थो ग्रन्थ्याभं श्वयथुं तदा।**

धारणे उपस्थितस्य वेगस्य। ईरणं अनुपस्थितस्य वेगस्य प्रेरणम्। विषमाङ्गप्रवर्तनं वक्रत्वेनाङ्गमोटनम्। अन्यानि क्षोभणानि बलवद्विग्रहकठोरधनुराकर्षणादीनि तैः क्षोभितः सन्दूष्य सञ्चालितः पवनः यदा क्षुद्रान्त्रावयवं विगुणीकृत्य स्वनिवेशादधो नयेत्। तदा वंक्षणसन्धिस्थः सन् वंक्षणसन्धौ ग्रन्थिरूपं श्वयथुं कुर्यादित्यर्थः।

**उपेक्ष्यमाणस्य मरुद्विवृद्धिमाध्मानरुक्स्तम्भवतीं स कुर्यात्। प्रपीडितोऽन्तः स्वनवान् प्रयाति प्रध्मापयन्नेति पुनश्च मुक्तः॥**

तत्राध्मानमुदरे रुग्। वृद्धयोर्मुष्कयोः स्तम्भो गात्रे तद्युक्तं कुर्यादित्यर्थः। भोजोऽप्याह। "अन्त्रं विगुणमादाय वातो नयति वंक्षणम्। वंक्षणात्तद्युतायुक्तं फलकोषं प्रपद्यते" इति॥

વાયુ કોપે એવા આહારોથી, ટાઢે પાણીએ ન્હાવાથી, ભારવહન કરવાથી, પંથથી, અંગની વિષમ પ્રવૃત્તિથી, ક્ષોભથી, ક્ષોભ પામેલો વાયુ આંતરડાંમાં આવીને તેમને દૂષિત કરીને નાનાં આંતરડાંને પોતાના સ્થાનથી નીચે ઊતારે છે, તેથી વૃષણના સાંધામાં ગાંઠ જેવું થાય છે. (આને અંત્રવૃદ્ધિ કે સારણ ગાંઠ કહે છે.

## અંત્ર વૃદ્ધિની ઉપેક્ષાથી પરિણામ.

અંત્રવૃદ્ધિની ઉપેક્ષા કરવાથી આફરો, વધેલાં વૃષણોમાં પીડા, અને અંગ ઝલાઈ જાય છે. આ વધરાળને હાથથી દબાવવામાં આવે તો અવાજ કરીને અંદર પેસી જાય છે, અને દબાણ કાઢી લેવાથી પાછી બહાર ફુલી આવે છે.

## અંત્ર વૃદ્ધિની અસાધ્યતા.

**यस्यान्त्रावयवाश्लेषो मुष्कयोर्वातसञ्चयात्॥ अन्त्रवृद्धिरसाध्योऽयं वातवृद्धिसमाकृतिः॥**

वातवृद्धिसमाकृतिरिति योऽन्त्रवृद्धेरोगः सोऽसाध्यो वातवृद्धिसमाकृतिः।

વાયુના સંચયને લીધે બંને વૃષણોમાં આંતરડાંના ભાગનો સંબંધ થયો હોય છે એવી એ વધરાળ જો વાયુની વધરાળ જેવી થઈ જાય, તો તે અસાધ્ય થાય છે.

## બદનાં નિદાન તથા લક્ષણ.

**अत्यभिष्यन्दिगुर्वन्नशुष्कपूत्यामिषाशनात्। करोति ग्रन्थिवच्छोथं दोषो वंक्षणसन्धिषु॥ ज्वरशूलाङ्गसादाढ्यं तं ब्रध्नमिति विनिर्दिशेत्।**

અતિ શરદી કરનારાં અને ભારે અન્નો, સૂકાયલું અને ગંધાયલું માંસ, એ ખાવાથી કોપ પામેલ દોષ સાથળના સાંધામાં ગાંઠ ઉત્પન્ન કરે છે, તેથી જ્વર, શૂળ, અને ગ્લાનિ બહુ થાય છે. આ ગાંઠને બદ કહે છે.

## વધરાળની ચિકિત્સા.

वृद्धावत्यशनं मार्गमुपवासं गुरूणि च । वेगाघातं पृष्ठयानं व्यायामं मैथुनं त्यजेत् ॥ वातवृद्धौ पिबेत् स्निग्धं यथापाप्तं विरेचनम् । सक्षीरं च पिबेत्तैलं मासमेरण्डसम्भवम् ॥ गुग्गुलुमेरण्डजं तैलं गोमूत्रेण पिबेन्नरः । वातवृद्धिं जयत्याशु चिरकालानुबन्धिनीम् ॥ पित्तग्रन्थिक्रमेणैनं पित्तवृद्धिमुपाचरेत् । जलौकाभिर्हरेद्रक्तं वृद्धौ पित्तसमुद्भवे ॥ चन्दनं मधुकं पद्ममुशीरं नीलमुत्पलम् । क्षीरपिष्टं प्रलेपेन दाहशोथरुजापहम् ॥ त्रिकटुत्रिफलाक्वाथं सक्षारलवणं पिबेत् । विरेचनमिदं श्रेष्ठं कफवृद्धिविनाशनम् ॥ लेपनाः कटुतीक्ष्णोष्णाः स्वेदनं सूक्ष्ममेव च । परिषेकोपनाहौ च सर्वमुष्णमिहेष्यते ॥ मुहुर्मुहुर्जलौकाभिः शोणितं रक्तजे हरेत् । पिबेद्विरेचनं वापि शर्कराक्षौद्रसंयुतम् ॥ शीतमालेपनं शस्तं सर्वं पित्तहरं तथा । पित्तवृद्धिक्रमं कुर्यादामे पक्के च रक्तजे ॥ स्विन्नं मेदःसमुत्थं तु लेपयेत् सुरसादिना । शिरोविरेचनद्रव्यैः सुखोष्णैर्मूत्रसंयुतैः ॥ संस्वेद्य मूत्रप्रभवं वस्त्रपट्टेन वेष्टयेत् । सीवन्या पार्श्वतोऽधस्ताद्विध्येत् व्रीहिमुखेन वै । मुष्ककोशमगच्छन्त्यामन्त्रवृद्धौ विचक्षणः ॥ वातवृद्धिक्रमं कुर्यात् स्वेदं तत्राग्निना हितम् । व्रीहिमुखेन शस्त्रविशेषेन । अगच्छन्त्यां अस्रवन्त्याम् ।

तैलमेरण्डजं पीत्वा बलासिद्धं यथोचितम् ॥ आध्मानशूलोपचितामन्त्रवृद्धिं जयेन्नरः । रास्नायष्ट्यमृतैरण्डबलारग्वधगोक्षुरैः ॥ पटोलेन वृषेणापि विधिना विहितं घृतम् । रुबुतैलेन संयुक्तमन्त्रवृद्धिं व्यपोहति ॥ इति रास्नादिक्वाथः ॥

गन्धर्वहस्ततैलेन क्षीरेण विहितं घृतम् । विशालामूलजं चूर्णं वृद्धिं हन्ति न संशयः ॥ विशाला इन्द्रवारुणी ।

वचासर्षपकल्केन प्रलेपः शोथनाशनः । शिग्रुत्वक्सर्षपैर्लेपः शोथश्लेष्मानिलापहः ॥ शुद्धसूतं तथा गन्धं मृतान्येतानि योजयेत् । लोहं रङ्गं तथा ताम्रं कांस्यं चाथ विशोधितम् ॥ तालकं तुत्थकं चापि तथा शङ्खवराटकम् । त्रिकटु त्रिफला चव्यं विडङ्गं वृद्धदारकम् ॥ कर्चूरं मागधीमूलं पाठां सहपुषां वचाम् । एलाबीजं देवकाष्ठं तथा लवणपञ्चकम् ॥ एतानि समभागानि चूर्णयेदथ कारयेत् । कषायेण हरीतक्या वटिकां टङ्कसंमिताम् ॥ एकां तां वटिकां यस्तु निर्गिलेद्वारिणा सह । अन्त्रवृद्धिरसाध्यापि तथा नश्यति सत्वरम् ॥ इति वृद्धिबाधिका वटिका ।

વધરાળવાળાએ બહુ ભોજન, પંથ, ઉપવાસ, ભારે ભોજન, મૂત્રાદિ વેગોનો રોધ, ઘોડા વગેરે ઉપર બેસીને ચાલવું, કસરત, શ્રમ, અને મૈથુન, કરવાં નહિ.

મળી આવે તેવું સ્નિગ્ધ બિરેચન લેવાથી વાયુની વૃદ્ધિ મટી જાય છે.

દૂધ અને એરંડિયું તેલ એક માસ

ચણી પીવાથી વાયુની વધરાળ મટી જાય છે.

એરંડિયું તેલ તથા ગુગળ ગોમૂત્રમાં પીવાથી વાયુની વધરાળ લાંબા કાળની હોય તો પણ મટી જાય છે.

પિત્તની ગાંઠની ચિકિત્સા કહેવામાં આવશે, તેજ યોગ્ય રીતે કરવાથી પિત્તની વધરાળ પણ મટી જાય છે.

જળો લગાડી લોહી કઢાવવાથી પિત્તની વધરાળ મટી જાય છે.

રતાંજળી, જેઠીમધ, કમળ, વાળો, અને નીલકમળને દૂધમાં વાટીને લેપ કરવાથી પિત્તની વધરાળનો સોજો તથા બળતરા મટી જાય છે.

ત્રિફળા અને ત્રિકટુનો ક્વાથ કરી તેમાં જવખાર અને સૈંધવ નાંખીને પીવાથી કફની વધરાળ મટી જાય છે. આ વિરેચન કફની વધરાળ મટાડવાને ઉત્તમ છે.

તીખાં, તીક્ષ્ણ, અને ગરમ લેપનો; જરા જરા સ્વેદન; અને સર્વ ગરમ સેચનો તથા ઉનાં બંધારણો કફની વધરાળ ઉપર કરવાં.

રક્તની વધરાળમાં વારંવાર જળો મૂકી લોહી કઢાવવું, અને સાકર તથા મધ સાથે વિરેચન આપવું.

મેદની વધરાળ ઉપર શેક કરીને સુરસાદિગણનાં ઔષધોનો લેપ કરવો.

મૂત્રની વધરાળમાં માથે, દોષોથી ખાલી કરનારાં ઔષધો ગોમૂત્રમાં નાંખી જરાં ગરમ કરીને તેનો શેક કરી વસ્ત્રનો પાટો બાંધવો.

આંતરડાંની વધરાળ (સારણ) સવતી ન હોય તો ડાહ્યા વૈદે સેવનીની બાજુએ નીચેના ભાગમાં વ્રીહિમુખ નામના શસ્ત્રથી વીંધ પાડવો, અને પછી વાયુની વધરાળના જેવી ચિકિત્સા કરવી.

અંત્રવૃદ્ધિ ઉપર અગ્નિનો શેક હિતકારી થાય છે.

બળદાણાના કલ્કથી પકાવેલું એરંડિયું તેલ યોગ્યરીતે પીવાથી આફરા વાળી તથા શૂળવાળી આંતરડાંની વૃદ્ધિ (સારણ ગાંઠ) મટી જાયછે.

## રાસ્નાદિ ક્વાથ.

રાસ્ના, જેઠીમધ, ગળો, એરંડો, બળદાણા, ગરમાળો, ગોખરૂ, કડવાં પરવળ, અને અરડુસીનો વિધિવત્ કરેલો ક્વાથ એરંડિયું તેલ નાંખીને પીવાથી અંત્રવૃદ્ધિ મટી જાયછે.

એરંડિયું તેલ, દૂધ, અને ઈંદ્રવારણાંનાં મુળનો ક્વાથ પીવાથી વધરાળ નક્કી મટી જાયછે.

વજ તથા સર્ષપના કલ્કનો લેપ કરવાથી વધરાળનો સોજો નાશ પામેછે.

સરગવાની છાલ્ય અને સર્ષપનો લેપ કરવાથી વધરાળનો સોજો, કફ, તથા વાયુ મટી જાયછે.

## વૃદ્ધિબાધિકા વટિકા.

મારેલો શુદ્ધ પારો, ગંધક, લોહભસ્મ, કથીર ભસ્મ, તામ્રભસ્મ, કાંસ્ય ભસ્મ, મારેલી હરતાળ, મોરથુથુ, શંખ ભસ્મ, કોડીની ભસ્મ, સુંઠ, મરી, પીપર, ત્રિફળા, ચવક, વાવડીંગ, વરધારો, કચુરો, પીપરીમુળ, કાળીપાડ, પલાશી, વજ, એળચીનાં બીજ, દેવદાર, અને પંચલવણનું સમ ભાગ ચુર્ણ કરી તેની હરડેના ક્વાથથી પાપા

તોલાની ગોળીઓ કરી એક એક ગોળી પાણીની સાથે ગળી જવાથી અસાધ્ય અંત્રવૃદ્ધિ પણ તુરત નાશ પામેછે, એ નિઃસંશય છે.

## બદની ચિકિત્સા.

**भृष्टश्चैरण्डतैलेन सम्यक्कल्कोऽभयाभवः। कृष्णसैन्धवसंयुक्तो ब्रध्नरोगहरः परः ॥ अजाजी हपुषा कुष्ठं गोमेदबदराान्वितम्। काञ्जिकेन तु संपिष्टं नल्लेपो ब्रध्नजित् परः॥**

गोमेदं पत्रकम्। तथा निघण्टौ धन्वन्तरिः। "पत्रं दलाह्वयं रासं गोमेदं वसमाह्वयाम्" इति। इति वृद्धिब्रध्नरोगनिदानचिकित्साधिकारः।

હરડેના કલ્કને એરંડિયા તેલમાં શેકીને પીપર તથા સૈંધવ સાથે ખાવાથી બદ અવશ્ય મટી જાયછે.

જીરૂં, પલાશી, કઠ, તમાલપત્ર, અને બોરને કાંજીમાં વાટીને લેપ કરવાથી બદ અવશ્ય મટી જાયછે.

**વૃદ્ધિનો તથા બ્રધ્નનો અધિકાર સંપૂર્ણ.**

---

# ગલગંડાદિ અધિકાર.

## ગલગંડનું લક્ષણ.

**निबद्धः श्वयथुर्यस्य मुष्कवल्लम्बते गले। महान् वा यदि वा ह्रस्वो गलगण्डं तमादिशेत् ॥**

निबद्धः दृढः अचलो वा मुष्कवत् अण्डवत्। गले इति हनुमन्ययोरुपलक्षणम्। तथाच भेजः। "महान्तं शोथमल्पं वा हनुमन्यागलाश्रयम्। मुष्कवल्लम्बमानं तु गलगण्डं विनिर्दिशेत्" ॥

ગળામાં મોટો કે નાનો દૃઢ, અને અવિચળ સોજો વૃષણની પેઠે લટકતો હોય તેને ગલગંડ કહેછે.

## ગલગંડની સંપ્રાપ્તિ.

**वातः कफश्चापि गले प्रदुष्टौ मन्ये तु संसृत्य तथैव मेदः। कुर्वन्ति गण्डं क्रमशः स्वलिङ्गैः समाचितं तं गलगण्डमाहुः॥**

स्वलिङ्गैः वातकफमेदोलक्षणैः।

દુષ્ટ થયેલા વાયુ, કફ, અને મેદ ગળામાં મધ્યે આવીને અનુક્રમે પોતપોતાનાં લક્ષણો વાળો સોજો કરેછે, તે રોગ ગલગંડ કહેવાય છે.

## વાયુના ગલગંડનાં લક્ષણ.

**तोदान्वितः कृष्णशिरावनद्धः श्यावोऽरुणो वा पवनात्मकस्तु। पारुष्ययुक्तश्चिरवृद्ध्यपाको यदृच्छया पाकमियात्कदाचित् ॥ वैरस्यमास्यस्य च तस्य जन्तोर्भवेत्तथा तालुगलप्रशोषः।** चिरवृद्ध्यपाकः चिरेण वृद्धिः अपाकश्च यस्य सः॥

ભોંકાયા જેવી પીડા વાળો, કાળી શિરાઓથી બંધાઇને કાળા રાતા રંગ વાળો, કઠણ, લાંબે કાળે વધનારો, નહિ પાકનારો તથા કોઇક વાર વળી પાકી જનારો એવો ગલગંડ વાયુનો જાણવો. તેથી મુખમાં વિરસપણું અને તાળવું તથા ગળામાં શોષ થાયછે.

## કફના ગલગંડનાં લક્ષણ.

**स्थिरः सवर्णो गुरुरुग्रकण्डूः शीतो महांश्चापि कफात्मकस्तु। स्निग्धास्यता तस्य भवेच्च जन्तोर्गलेन शब्दं कुरुते च नित्यम्॥**

॥ चिराच्च वृद्धिं भजते चिराद्वा प्रपच्यते मन्दरुजः कदाचित् । माधुर्यमास्यस्य च तस्य जन्तोर्भवेत्तथा तालुगलप्रलेपः ॥

कदाचित्प्रपच्यते वा पाकोऽपि चिराद्भवति प्रलेपः श्लेष्मणा ।

જે ઠેકાણે થયો હોય તે સ્થળના જેવા જ વર્ણ વાળો, સ્થિર, ભારે, અતિશય ચળવાળો, શીતળ, મોટો, લાંબે કાળે વધનારો તથા કોઇક વાર લાંબે કાળે પાકનારો, અને વેદના વાળો ગલગંડ કફનો જાણવો. તેથી મુખમાં સ્નિગ્ધતા અને મધુરતા રહેછે, ગળામાં ખડખડાટ રહેછે, અને તાળવું તથા ગળું કફથી ખરડાયેલું રહેછે.

## મેદના ગલગંડનાં લક્ષણ.

स्निग्धो मृदुः पाण्डुरनिष्टगन्धो मेदोऽन्वितः कण्डुयुतो रुजश्च । प्रलम्बतेलाबुवदल्पमूलो देहानुरूपक्षयवृद्धियुक्तः ॥ स्निग्धास्यता तस्य भवेच्च जन्तोर्गलेन शब्दं कुरुते च नित्यम् ।

સ્નિગ્ધ, કોમળ, પીંગળો, ગંધાતો, પીડા તથા ચળવાળો, તુંબડાની પેઠે લટકતો, અલ્પ મુળવાળો, દેહના સાથેજ, ક્ષય તથા વૃદ્ધિ પામનારો ગલગંડ મેદનો જાણવો. તેથી મુખમાં ચીકાશ અને કંઠમાં હમેશાં ખડખડાટ રહેછે.

## અસાધ્ય ગલગંડ વિષે.

कृच्छ्राच्छ्वसन्तं मृदु सर्वगात्रं संवत्सरातीतमरोचकार्तम् । क्षीणं च वैद्यो गणगण्डयुक्तं भिन्नस्वरं नैव नरंचिकित्सेत् ॥

શ્વાસ માંડ માંડ લેઈ શકાય, સર્વ અંગો કોમળ થયાં હોય, અરૂચિ અને નબળાઇ થઇ હોય, સાદ બેસીગયો હોય, અને ગલગંડ એક વર્ષનો જૂનો થયો હોય, એવા ગલગંડની ચિકિત્સા કરવી નહીં.

## ગંડમાલાનું લક્ષણ.

कर्कन्धुकोलामलकप्रमाणैः कक्षांशमन्यागलवङ्क्षणेषु । मेदःकफाभ्यां चिरमन्दपाकैः स्याद्गण्डमाला बहुभिश्च गण्डैः ॥

कर्कन्धुः क्षुद्रबदरः । कोलं बृहद्बदरम् । चिरमन्दपाकैः चिरेण मन्दोऽल्पः पाको येषां तैः ।

કાખમાં, ખભાઓમાં, ઓડમાં, ગળામાં તથા સાથળના મૂળમાં મેદ તથા કફને લીધે ચણીબોર જેવડી, મોટાં બોર જેવડી, આમળાં જેવડી ગાંઠો થઇ હોય તે ગંડમાલા કહેવાય છે, તે લાંબાકાળે થોડી થોડી પાકે છે.

## અપચીનાં લક્ષણ.

ते ग्रन्थयः केचिदवाप्तपाकाः स्रवन्ति नश्यन्ति भवन्ति चान्ये । कालानुबन्धं चिरमादधाति सैवापचीति प्रवदन्ति केचित् ॥

ते ग्रन्थयः गण्डमालाया एव । गण्डाः केचिदवाप्तपाकाः सन्तः स्रवन्ति केचिन्नश्यन्ति अन्ये भवन्ति च ॥ कालानुबन्धं चिरमादधाति या गलगण्डमाला चिरं तिष्ठति सैवापचीति केचिद् वदन्ति ॥

જે ગાંઠોમાંથી કેટલીક પાકીને સ્રવતી હોય, કેટલીક મટી જતી હોય, કેટલીક નવી થતી હોય, એમ લાંબા કળ સુધી ચાલ્યા કરે તો તેને કેટલાક અપચી કહેછે.

## અપચીની સાધ્યા સાધ્યતા.

साध्या स्मृता पीनसपार्श्वशूलकासज्वरच्छर्दियुता त्वसाध्या ॥

સળેખમ, પડખામાં શૂળ, ઉધરસ, જ્વર, ઉલટી, એ સહિત હોય તે અપચી અસાધ્યછે, અને ત વગરની સાધ્ય છે.

## ગ્રંથિનાં લક્ષણ.

**वातादयो मांसमसृक्प्रदुष्टाः सन्दूष्य मेदश्च तथा शिराश्च । वृत्तोन्नतं विग्रथितं तु शोथं कुर्वन्त्यतो ग्रन्थिरिति प्रदिष्टः ॥**

विग्रन्थितं ग्रन्थिरूपं अतएव ग्रन्थिः स पञ्चधा, वातिकः पैत्तिकः श्लैष्मिको मेदोजः शिराजश्चेति ।

વાત, પિત્ત, કફ, મેદ, અને શિરાઓમાંથી તથા રક્તને દૂષિત કરીને ગોળ, ઉંચો, અને ગુંથાયલો સોજો કરે છે. તે ગ્રંથી કહેવાય છે. ઉપર પ્રમાણે તેના પાંચ ભેદ છે.

## વાત ગ્રંથિનું લક્ષણ.

**आयम्यते वृश्चति तुद्यते च प्रभ्रश्यते मन्थाति भिद्यते च । कृष्णो मृदुर्बस्तिरिवाततश्च भिन्नः स्रवेच्चानिलजोऽस्रमच्छम् ॥**

आयम्यते आकृष्य दीर्घे क्रियत इव वृश्चाति आश्चर्यं छिनत्तीव । प्रभ्रश्यते स्खलतीव भिद्यते विदार्यत इव । आततः विस्तारित इव । मृदुः नत्वत्यन्तकाठिनः । अस्रं रुधिरम् । अच्छं प्रकृतम् स्रवेदित्यर्थः ।

ખેંચાણવાળો; કપાઇ પડતો, પીડા કરતો, ખસી પડતો હોય એવો, મથાતો. ભેદાતો, કાળો, કોમળ, અને ભેદાતી વેળા આછા રક્તનો સ્રાવ કરનારો ગ્રંથિ હોય, તે વાયુનો જાણવો.

## પિત્ત ગ્રંથિનું લક્ષણ.

**दन्दह्यते धूप्यति चूष्यते च पापच्यते वा ज्वलतीव चापि । रक्तः सपीतोऽप्यथवापि पित्ताद्भिन्नः स्रवेदुष्णमतीवचास्रम् ॥**

दन्दह्यते भृशं दाहं करोति सकलशरीरे । धूप्यति अन्तस्तापं करोति । चूष्यते शृङ्गेनेव पापच्यते भृशं पाकं करोति । प्रज्वलतीव अग्निरिव ज्वालायुक्त इव भवति ग्रन्थिः । अस्रं रुधिरम् । अतीव दुष्टं कृष्णतादियुक्तं मज्जायुक्तं च ।

બળતરા કરનારો, અંદર તાપ કરતો, ચોષ લેનારો, પાકનારો, બળી જતો હોય એવો, રાતો; પીળાશવાળો, અથવા પિત્તથી ભેદાય છે ત્યારે અત્યંત દુષ્ટ રક્તને સ્રવે છે.

## કફ ગ્રંથિનું લક્ષણ.

**शीतोऽविवर्णोऽल्परुजोऽतिकण्डूः पाषाणवत्संहननोपपन्नः । चिराभिवृद्धिश्च कफप्रकोपाद्भिन्नः स्रवेच्छुक्लघनं च पूयम् ॥**

अविवर्णः प्रकृतिवर्णः पाषाणवत् संनहनोपपन्नः संहततायुक्तः ।

શીતળ, વિવર્ણ વગરનો, થોડી પીડાવાળો, બહુ ચળ વાળો, પથ્થરની પેઠે ઘાટો, લાંબે કાળે વધનારો, ભેદાયાથી ધોળું અને ઘાટું પરૂ સ્રવે એવો ગ્રંથિ કફનો છે.

## મેદ ગ્રંથિનું લક્ષણ.

**शरीरवृद्धिक्षयवृद्धिहानिः स्निग्धो महान्कण्डूयुतोऽरुजश्च । मेदःकृतो गच्छति चात्र भिन्ने पिण्याकसर्पिःप्रतिमं तु मेदः॥**

तिलसदृशं घृतसदृशं वा मेदः गच्छाति स्रवतीत्यर्थः ।

શરીર વધવાથી વધનાર અને શરીર ક્ષીણથવાથી ક્ષીણથનાર, સ્નિગ્ધ, મોટો, ચળવાળો, પીડા વગરનો, અને ભેદાય ત્યારે ખોળ કે ઘી જેવો મેદનો સ્રાવ કરનારો મેદનો ગ્રંથિ હોય છે.

## શિરા ગ્રંથિનું લક્ષણ.

**व्यायामजातैरबलस्य तैस्तैराक्षिप्य वायुश्च शिराप्रतानम् । सङ्कोच्य सम्पीड्य विशोष्य चापि ग्रन्थिं करोत्युन्नतमाशु वृत्तम् ॥**

નિર્બળ માણસ કસરત કરે તેથી કોપ પામેલ વાયુ શિરાઓને દૂષિત કરીને તેને સંકોચીને પીડે છે, અને તેને સૂકવીને એકદમ ગોળ ઊંચો ગ્રંથિ કરેછે.

## ગ્રંથિની સાધ્યાસાધ્યતા.

**ग्रन्थिः शिराजः स तु कृच्छ्रसाध्यो भवेद्यदि स्यात् सरुजश्चलश्च । अरुक् स एवाप्यचलो महांश्च मर्मोत्थितश्चापि विवर्जनीयः ॥**

तैस्तैर्बलवद्विग्रहादिभिः आक्षिप्य चालयित्वा । सम्पीड्य संहतीकृत्य । अरुजत्वादियुक्ता अन्येऽपि ग्रन्थयोऽसाध्याः । तथाच भोजः । "पञ्चैतानरुजो ग्रन्थीन् मर्मजानचलांस्त्यजेत् । कपोलगलमन्यासु दुश्चिकित्स्या हि सन्धिषु "

શિરા ગ્રંથિ ચલિત અને પીડા વાળો હોય તો તે ગ્રંથિ કષ્ટસાધ્ય છે. પીડા વગરનો, અચળ, મોટો, અને મર્મ સ્થાનમાં થયો હોય, તો તે ગ્રંથિ અસાધ્ય છે.

## અર્બુદનું સામાન્ય લક્ષણ.

**गात्रप्रदेशे क्वचिदेव दोषाः संमूर्च्छिता मांसमसृक् प्रदूष्य ॥ वृत्तं स्थिरं मन्दरुजं महान्तमनल्पमूलं चिरवृद्ध्यपाकम् । कुर्वन्ति मांसोच्छ्रयमत्यगाधं तदर्बुदं शास्त्रविदो वदन्ति ॥**

महान्तं ग्रन्थ्यपेक्षया । चिरेण वृद्धिः अपाकश्च यस्य तत् चिरवृद्ध्यपाकम् । अपाकमिति ग्रन्थेः सकाशादस्य भेदज्ञापकम् । अत्यगाधं दूरानुप्रविष्टम् ।

ગાત્રોમાં રહેલા દોષો કોઈવાર કોપ પામીને માંસ તથા રક્તને દૂષિત કરીને ગોળ, સ્થિર, મંદ વેદના વાળો, મોટો, અલ્પ મૂળ વાળો, અને લાંબે કાળે વધનાર તથા પાકનાર, અતિ અગાધ ટેકરો માંસનો કરેછે, તેને શાસ્ત્ર જાણનારાઓ અર્બુદ ( રસોળી ) કહેછે.

## અર્બુદનું નિદાન.

**वातेन पित्तेन कफेन चापि रक्तेन मांसेन च मेदसा च । तज्जायते तस्य च लक्षणानि ग्रन्थेः समानानि सदा भवन्ति ॥**

ग्रन्थेः समानानि वातिकपैत्तिकश्लैष्मिकमेदोजानामर्बुदानां लक्षणानि तुल्यानि भवन्ति ॥

વાત, પિત, કફ, રક્ત, માંસ, અને મેદથી, એમ છ પ્રકારની રસોળી થાય છે, તેનાં લક્ષણો હમેશાં ગ્રંથિના જેવાંજ હોય છે.

## રક્તાર્બુદનું નિદાન તથા લક્ષણ.

**दोषः प्रदुष्टो रुधिरं शिराश्च सङ्कोच्य संपीड्य ततस्त्वपाकम् । सास्रावमुन्नह्यति मांसपिण्डं मांसाङ्कुरैराचितमाशु वृद्धिम् ॥ स्रवत्यजस्रं रुधिरं प्रदुष्टमसाध्यमेतद्रुधिरात्मकं तु ॥ रक्तक्षयोपद्रवपीडितत्वात्पाण्डुर्भवेदर्बुदपीडितस्तु ।**

दोषोऽत्र पित्तम् । रुधिरं शिराश्च सङ्कोच्य सम्पीड्य संहतीकृत्य मांसासृजो सर्वेष्वर्बुदेषु दू-

ष्मत्वम् . रक्तजे तु विशेषतो रक्तदुष्टिः । एवं मांसार्बुदे विशेषतो मांसदुष्टिर्बोद्धव्या । ततो मांसपिण्डम् उन्नह्यति उद्गतं करोति । अपाकम् ईषत्पाकं यथास्यादेवमिति क्रियाविशेषणम् । ईषत्पाकश्चैकदेशपाकेन रक्तक्षयोपद्रवा सुश्रुतोक्तास्तैः पीडितत्वात् । अर्बुदपीडितः रक्तार्बुदपीडितः।

કોપ પામેલ દોષ રક્ત તથા શિરાઓને સંકોચી તથા પીડીને ત્વચામાં પાક કરેછે; તેથી સ્રાવ થઇને માંસનો પિંડ ઉત્પન્ન કરેછે. એ પિંડ માંસના અંકુરોથી વીંટાયલો તુરત વધી જાયછે, અને બહુ દુષ્ટ રક્તનો સ્રાવ કરેછે. આ રક્તાર્બુદ અસાધ્ય છે. રક્તના ક્ષય તથા ઉપદ્રવની પીડાથી તે અર્બુદ વાળાને પાંડુ રોગ થાય છે.

### માંસાર્બુદની સંપ્રાપ્તિ.

**मुष्टिप्रहारादिभिरर्दितेऽङ्गे मांसं प्रदुष्टं प्रकरोति शोथम् । अवेदनं स्निग्धमनन्यवर्णमपाकमश्मोपममप्रचाल्यम् ॥**

मांसं प्रदुष्टं वातेन । अवेदनं वेदनारहितमीषद्वेदनं वा । अपाकं पाकरहितमीषत्पाकं वा ।

મુઠ્ઠીના પ્રહાર વગેરેથી અંગ પીડાતાં વાયુથી દુષ્ટ થયલું માંસ પીડા વગરના અથવા થોડી પીડાવાળા, સ્નિગ્ધ, અભિન્ન વર્ણવાળા, પાકે નહી એવા અથવા જરા પાકનારા, પથ્થર જેવા કઠણ અને ચળે નહી એવા સોજા ઉત્પન્ન કરે છે.

**प्रदुष्टमांसस्य नरस्य गाढमेतद्भवेन्मांसपरायणस्य ॥**

मांसाशनाभ्यासेन यः प्रदुष्टमांसस्तस्यैतद्भवतीत्यर्थः ॥

બહુ ખરાબ માંસ ખાનારા પુરૂષને દૃઢ અર્બુદ થાયછે.

### અસાધ્ય અર્બુદો.

**मांसार्बुदं त्वेतदसाध्यमाहुः साध्येष्वपी मानि विवर्जयेच्च । सम्प्रस्रुतं मर्मसु यच्च जातं स्रोतःसु वा यत्तु भवेदचाल्यम् ॥**

साध्येष्वपि वातजादिष्वपि इमानि वक्ष्यमाणानि विवर्जयेच्च । सम्प्रस्रुतादीनि ।

**यज्जायतेऽन्यत्खलु पूर्वजाते ज्ञेयं तदध्यर्बुदमर्बुदज्ञैः । यद्द्वन्द्वजातं युगपत् क्रमाद्वा द्विरर्बुदं तच्च भवेदसाध्यम् ॥**

માંસાર્બુદતો અસાધ્યજ છે, સાધ્ય અર્બુદોમાં પણ જે મર્મમાં થયેલો હોય અને સ્રવતો હોય, અથવા સ્રોતોમાં થયેલો તથા અચળ હોય, તે અસાધ્ય છે. પ્રથમ થયેલા અર્બુદમાં જે બીજો થાયછે તેને અધ્યર્બુદ કહેછે, તે એક વેળાએ અથવા અનુક્રમે થયેલ હોય, તો પણ જો તે બે દોષોથી થયેલ હોય તો અસાધ્યછે.

### અર્બુદો નહિ પાકવાનું કારણ.

**न पाकमायान्ति कफाधिकत्वान्मेदोबहुत्वाच्च विशेषतस्तु ॥ दोषास्थिरत्वाद्ग्रथनाच्च तेषां सर्वार्बुदान्येव निसर्गतस्तु ।**

प्रथनात् ग्रन्थिरूपत्वात् । नन्वपच्यां कफमेदसोराधिक्येऽपि पाको दृश्यते । तथा अत्र कथं न पाक इत्याह । निसर्गात् स्वभावात् ।

કફ તથા વિશેષે કરીને મેદની અધિકતા હોવાથી, તેમજ દોષોની સ્થિરતા અને ગ્રંથાયલા હોવાને લીધે, સઘળા અર્બુદો પાકતાજ નથી.

### ગલગંડની ચિકિત્સા.

**सर्षपान् शिग्रुबीजानि शणबीजातसीयवान् । मूलकस्य च बीजानि तक्रेणाम्लेन पेषयेत् ॥ गलगण्डो गण्डमाला ग्रन्थयश्चैव दारुणाः । प्रलेपादेव नश्यन्ति वि-**

क्षयं यान्ति सत्वरम् ॥ रक्षोघ्नतैलयुक्तेन जलकुम्भीकभस्मना । लेपनं गलगण्डस्य चिरोत्थस्यापि शस्यते ॥

रक्षोघ्नः सर्षपः ॥

श्वेतापराजितामूलं प्रातः पिष्ट्वा पिबेन्नरः । सर्पिषा नियताहारो गलगण्डप्रशान्तये ॥ तिक्तालाबूफले पक्के सप्ताहमुषितं जलम् । सद्यः स्याद्गलगण्डघ्नं पानात्पथ्यान्नसेविनाम् ॥ तैलं पिबेद्वामृतवल्लिनिम्बाहिंस्राभयावृक्षकपिप्पलीभिः । सिद्धं बलाभ्यां सह देवदारुणाहिताय नित्यं गलगण्डरोगी ॥

वृक्षकोऽत्र तूणिः । उक्तं च निघण्टौ धन्वन्तरिणा । "तुणिस्तूणीकपीतश्च नन्दिवृक्षश्च वृक्षकः" इति ॥ बलाभ्या बलातिबलाभ्याम् । अमृतादितैलम् ॥

यवमुद्गपटोलादिकटुरूक्षान्नभोजनम् । वमनं रक्तमोक्षं च गलगण्डे प्रयोजयेत् ॥ दापयेत्प्रच्छनान्यत्र गण्डगोपालिकोद्भवः । प्रलेपस्त्वनुभूतोऽयं बहुधा बहुभिर्जनैः ॥

प्रच्छनानि पक्षना इति लोके । गण्डगोपालिका गण्डगुयारीति च प्रसिद्धा । आम्रवाटिकायां सुलभः कीटविशेषो भवति ।

लवणं जलकुम्भ्यास्तु कणाचूर्णेन संयुतम् ॥ प्रभाते नित्यमश्नीयाद्गलगण्डप्रशान्तये ॥

સર્ષવ, સરગવાનાં બીજ, શણનાં બીજ, અળસી, જવ અને મૂળાનાં બીજોને ઘાટી છાશમાં વાટીને તેનો લેપ કરવાથી ગલગંડ, ગંડમાલા, અને દારુણ ગ્રંથિઓ પણ તુરત નાશ પામેછે, અને ગળી જાય છે.

શેવાળની ભસ્મ સરસિયા તેલમાં કાલવીને તેનો લેપ કરવાથી લાંબા કાળનો ગલગંડ પણ મટેછે.

ધોળીગરણીનાં મુળને વાટીને પ્રાતઃકાળમાં ઘી સાથે પીને પથ્ય આહાર કરવાથી ગલગંડ મટેછે.

કડવી તુંબડીના પાકા ફળમાં સાત દિવસ સુધી ભરી રાખેલ પાણી પીવાથી તથા પથ્ય ભોજન કરવાથી ગલગંડ તુરત મટી જાયછે.

ગળો, લીમડો, કંટાળો., હરડે, વેલિયો પીપળો, પીપર, બલા, અતિબલા, અને દેવદારના કલ્કથી પકાવેલું તેલ પીવાથી ગલગંડ મટી જાયછે. આને અમૃતાદિ તૈલ કહેછે.

ગલગંડ વાળાએ જવ, મગ, કડવાં પરવળ, તથા તીખાં અને રૂક્ષ ભોજનો જમવાં; ઉલટી કરવી; અને લોહી કઢાવવું.

ગલગંડ ઉપર શસ્ત્રથી ટોચા મારીને તે ઉપર ગંડ ગોપાલિકા નામના કીડા (આંબાવાડિયાંમાં આ કીડા બહુ રહેછે) નો લેપ કરવાથી ગલગંડ મટી જાયછે. આ લેપથી ગલગંડ ઘણી વાર મટી ગયાનો ઘણા લોકોને અનુભવ બહુ થયેલો છે.

શેવાળની ભસ્મમાં પીપરનું ચૂર્ણ મેળવી નિત્ય સડવારમાં ખાવાથી ગલગંડ મટી જાયછે,

## ગંડમાલાની ચિકિત્સા.

काञ्चनारत्वचः क्काथः शुण्ठीचूर्णेन

संयुत । माक्षिकाढ्यः ॥ सकृत्पीतः क्राथो वरुणमूलजः ॥ गण्डमालां हरत्याशु चिरकालानुबन्धिनीम् । पलमर्धपलं वापि पिष्टं तण्डुलवारिणा ॥ काञ्चनारत्वचं पीत्वा गण्डमालां व्यपोहति । काञ्चनारस्य गृह्णीयात्त्वचं पञ्चपलोन्मिताम् । नागरस्य कणायाश्च मरिचस्य पलं पलम । पथ्याबिभीतधात्रीणां पलमर्धं पृथक पृथक् ॥ वरुणस्याक्षमेकं च पत्रकैलात्वचां पुनः । टङ्कं टङ्कं समादाय सर्वाण्येकत्र चूर्णयेत् ॥ यावच्चूर्णमिदं सर्वं तावानेवात्र गुग्गुलुः । संकुट्य सर्वमेकत्र पिण्डं कृत्वा विधारयेत् ॥ गुटिकाः शाणिकाः कृत्वा प्रभाते भक्षयेन्नरः। गलगण्डं जयत्युग्रमपचीमर्बुदानि च ॥ ग्रन्थीन् व्रणानि गुल्मांश्च कुष्ठानि च भगन्दरम् । प्रदेयश्चानुपानार्थं क्राथः मुण्डितिकाभवः ॥ क्राथः खदिरसारस्य क्राथः कोष्णोभयाभवः ॥

इति काञ्चनारगुग्गुलुः ॥

चक्रमर्दकमूलस्य पलकल्के विपाचयेत् । केशरागरसे तैलं कुडुकं मृदुनाग्नि ॥ पादांशिकं विनिक्षिप्य सिन्दूरमवतारयेत् । एतत्तैलं निहन्त्याशुगण्डमालां सुदारुणाम् ।

केशरागो भृङ्गराजः । इति चक्रमर्दतैलम् ॥

गुञ्जामूलफलैस्तैलं विपक्वं द्विगुणाम्भसा ॥ हरेदभ्यञ्जनस्याभ्यां गण्डमाला सुदारुणाम् ॥

इति गुञ्जातैलम् ॥

કાંચનારની છાલ્યનો કવાથ સુંઠનું ચૂર્ણ નાંખીને તે એકવાર પીવાથીજ ગંડમાલાનો નાશ થઈ જાયછે.

વાયવરણાનાં મુળનો કવાથ મધ નાંખીને તે એકવાર પીવાથીજ લાંબા કાળની ગંડમાલા પણ તુરત મટી જાયછે.

ચાર કે બે તોલા ભાર કાંચનારની છાલ્યને ચોખાના ધોણમાં વાટીને પીવાથી ગંડમાલા મટી જાયછે.

## કાંચનાર ગુગ્ગુલુ.

કાંચનારની છાલ્ય ૨૦ તોલા; ચાર ચાર તોલા સુંઠ, મરી, અને પીપર. વાયવરણું એક તોલો, પાપા તોલાભાર તમાલપત્ર, એળચી, અને તજ; આ સર્વના ચૂર્ણમાં તે સર્વ જેટલોજ ગુગળ નાંખી પાપા તોલાની ગોળીઓ કરીને પ્રાતઃકાળમાં ખાવાથી અત્યુગ્ર ગલગંડ, અપચી, અર્બુદ, ગ્રંથિઓ, વ્રણો, ગુલ્મો, કોઢ, તથા ભગંદરનો નાશ થાયછે. આના ઉપર જરા જરા ઊનો ગોરખમુંડીનું, ખેરસારનું અથવા હરડેના કવાથનું અનુપાન દેવું.

## ચક્રમર્દ તૈલ.

ચાર તોલા કુંવાડિયાનાં મુળનો કલ્ક નાંખી ભાંગરાના રસમાં કોમળ અગ્નિથી પકાવેલું સરસિયું તેલ ચોથા ભાગનું સિંદૂર નાંખીને રાખવું. આ તેલના અભ્યંગથી બહુજ દારૂણ ગંડમાલા પણ તેથી નાશ પામી જાયછે.

## ગુંજા તૈલ.

ચણોઠીનાં મૂળ તથા ફળોના કલ્ક સાથે બમણા પાણીમાં પકાવેલ તેલના અભ્યંગથી અથા નસ્યથી મહા દારુણ ગંડમાલા પણ મટી જાયછે.

## અપચીની ચિકિત્સા.—ચંદનાદિ તૈલ.

चन्दनं साभया लाक्षा वचा कटुकरोहिणी। एतत्तैलं शृतं पीत्वा समूलामपचीं हरेत् ॥ चन्दनादितैलम् ॥

व्योषं विडङ्गं मधूकं सैन्धवं देवदारु च। तैलमेभिः शृतं नस्यात्सुकृच्छ्रामपचीं हरेत् व्योषादितैलम् ॥

ચંદન, હરડે, લાખ વજ, કડુ, એના ક્વાથમાં પકાવેલ તેલ પીવાથી મુળ સહિત અપચી મટી જાયછે.

### વ્યોષાદિ તૈલ.

સૂંઠ, મરી, પીપર, વાવડીંગ, જેઠીમધ, સૈંધવ, અને દેવદારના ક્વાથમાં પકાવેલ તેલના નસ્યથી ભયંકર અપચી પણુ નાશ પામેછે.

### ગ્રંથિ તથા અર્બુદની ચિકિત્સા.

स्वर्जिका मूलकक्षारः शंखचूर्णसमन्वितः। एतेन विहितो लेपो हन्ति ग्रन्थि तथार्बुदम् ॥ ग्रन्थिर्न यो नश्यति भेषजेन निष्कास्य तं शस्त्रचिकित्सकेन। जात्यादिपक्वेन घृतेन वैद्यो व्रणेन चान्येन च सञ्चिकित्सेत् ग्रन्थिमुद्धृत्य तत्रापि व्रणोक्तं क्रममाचरेत्। शिराग्रन्थि विहायान्यैः शेषे शस्त्रं प्रयुज्यते ॥

अन्ये आचार्या इति कथयन्ति ॥

ग्रंथ्यार्बुदानां न यतो विशेषः प्रदेशहेत्वाकृतिदोषदूष्यैः। अतश्चिकित्सेद्भिषगर्बुदानि विधानवित् ग्रन्थिचिकित्सितेन ॥ हरिद्रालोध्रपत्राङ्गगृहधूममनःशिलाः। मधुप्रगाढो लेपोऽयं मेदोऽर्बुदहरः परः ॥ मूलकस्य कृतः क्षारो हरिद्रायास्तथैव च। शङ्खचुर्णेन संयुक्तो लेपः सिद्धोऽर्बुदापहः॥ वटदुग्धकुष्ठरोमकलितं बद्धं वटस्य पत्रेण। अध्यस्थि सप्तरात्रान्महदप्युपशान्तिमर्बुदं गच्छेत्। शिग्रुमूलकयोर्बीजं रक्षोघ्नं सुरसायवम् ॥ तक्रेणाश्वरिपोः पिष्ट्वा लिम्पेदर्बुदशान्तये ॥

रक्षोघ्नं सर्षपम्। सुरसा तुलसी। यवं इन्द्रयवम्। अश्वरिपुर्महिषी। इति गलगण्डगण्डमालाग्रन्थ्यर्बुदनिदानचिकित्साधिकारः ॥

સાજીખાર, મુળાની ભસ્મ, અને શંખનું ચુર્ણ વાટીને તેનો લેપ કરવાથી ગ્રંથિ તથા અર્બુદ મટી જાયછે.

જે ગ્રંથિ ઔષધથી નાશ ન પામતો હોય તેને શસ્ત્રવૈદ્ય પાસે શસ્ત્રથી કપાવી નાંખીને વૈદ્યે જાત્યાદિ ઘૃત તથા બીજાં વ્રણુમાં ઉપયોગી ઔષધોથી સારી રીતે તેથી ચિકિત્સા કરવી.

ગાંઠ કઢાવી નાંખ્યા પછી તે ઉપર વ્રણુની ચિકિત્સા કરવી. કેવળ શિરા સંબંધી ગ્રંથિવિના બીજા સર્વ પ્રકારના ગ્રંથિઓ ઉપર શસ્ત્રક્રિયા કરવી. એમ પણુ કહેવાય છે કે—"ગાંઠો તથા અર્બુદોના પ્રદેશો, નિદાનો, આકારો, દોષો, કે દૂષ્યોમા કંઇ તફાવત નથી હોતો, માટે શાસ્ત્રજ્ઞ વૈદ્યે અર્બુદોમાં પણુ ગાંઠોની ચિકિત્સા કરવી."

હળદર, લોદર, પતંગ, ધુમાડાની મેંશ, અને મણુશીલને મધમાં કાલવીને લેપ કરવાથી મેદના અર્બુદ મટી જાયછે.

મુળા તથા હળદરની ભસ્મ અને શંખનું ચુર્ણ વાટીને લેપ કરવાથી અર્બુદ મટેછે. અર્બુદ માટે આ ઉપાય સિદ્ધ છે.

વડનું છીર, કઠ, અને સાંભરલુણનો લેપ અર્બુદ ઉપર કરીને ઉપર વડનું પાન બાંધવાથી હાડકાં ઉપર થયેલ મોટો અર્બુદ પણ સાત દિવસમાં શાંત થઇ જાયછે.

સરગવા તથા મુળાનાં બીજો, સર્ષવ, તુળસી, અને ઇંદ્રજવને ભેંશનાં છાશમાં વાટીને લેપ કરવાથી અર્બુદ મટી જાયછે.



# શ્લીપદાધિકાર.

## શ્લીપદનું કારણ નિદાન.

पुराणोदकभूयिष्ठाः सर्वर्त्तुषु च शीतलाः । ये देशास्तेषु जायन्ते श्लीपदानि विशेषतः ॥

विशेषत इति वचनेनान्यदापि श्लीपदम्भवतीति बोध्यते ॥

જે દેશમાં જુનું પાણી પુષ્કળ હોય નિરંતર ટાઢ રહેતી હોય અને તે દેશમાં વિશેષે કરીને શ્લીપદ થાયછે.

## શ્લીપદનું સામાન્ય લક્ષણ.

यः सज्वरो वंक्षणजो भृशार्त्तिः शोथो नृणां पादगतः क्रमेण । तच्छ्लीपदं स्यात्करकर्णनेत्रशिश्नौष्ठनासास्वपि केचिदाहुः ॥

तत्त्रिविधम् । वातिकं पैत्तिकं श्लैष्मिकं चेति ।

માણુસોને સાથળના મુળમાં જ્વર તથા અત્યંત પીડા વાળો સોજો થઈને તે પગમાં પહોંચેછે. તેને શ્લીપદ કહેછે. કે ટલાક કહેછે કે તે હાથ, કાન, નેત્ર, લિંગ, હોઠ, અને નાકમાં પણ થાયછે. (તે વાત, પિત્ત, અને કફ, એમ ત્રણ પ્રકારનો થાયછે).

## શ્લીપદોનાં લક્ષણો.

वातजं कृष्णरूक्षं हि स्फुटितं तीव्रवेदनम् अनिमित्तरुजं चास्य बहुशो ज्वर एव च ॥ पित्तजं पीतसंकाशं दाहज्वरयुतं भृशम् । श्लैष्मिकं तु भवेत् स्निग्धं तथा पाण्डूल्पवेदनम् । त्रीण्यप्येतानि जानीयात् श्लीपदानि कफोच्छ्रयात् । गुरुत्वं च महत्त्वं च यस्मान्नास्ति विना कफात् ॥

વાયુનો શ્લીપદ કાળો રૂક્ષ, ફુટેલો, તીવ્ર વેદના વાળો, અને અકસ્માત પીડા તથા જ્વર સાથે પિત્ત જેવોજ હોય છે; અને કફનો શ્લીપદ સ્નિગ્ધ, પીંગળો થાયછે, કફના આશ્રયવાવા હોવાથી આ ત્રણે શ્લીપદો ભારે અને મહત્વ વાળા હોયછે, તેથી તે કફ વગર થતાજ નથી.

## શ્લીપદની અસાધ્યતા.

वल्मीकमिव सञ्जातं कण्टकैरुपचीयते । अब्दात्मकं महत्तत्तु वर्जनीयं विशेषतः ॥ यच्छ्लैष्मिकाहारविहारजातं जातं तथा भूरिकफस्य पुंसः । सास्रावमत्युन्नतसर्वलिङ्गं सकण्डुकं चापि विवर्जनीयम् ॥

રાફડા જેવો, ઘણા કાંટાઓ વાળો, મોટો, અને એક વર્ષનો જુનો શ્લીપદ અસાધ્ય છે. કફકર આહાર વિહારોથી થયેલો, ઘણા કફ વાળાને થયેલો, સ્રાવવાળો, અત્યંત ઊંચો, ત્રણે દોષોનાં લક્ષણો વાળો, અને ચળ વાળો શ્લીપદ અસાધ્યજ છે.

### શ્લીપદની ચિકિત્સા.

**लङ्घनालेपनस्वेदरेचनैः रक्तमोक्षणैः ॥ प्रायः श्लेष्महरैरुष्णैः श्लीपदं समुपाचरेत् । सिद्धार्थशोभाञ्जनदेवदारुविश्वौषधैर्मूत्रयुतैः प्रलिम्पेत् । पुनर्नवानागरसर्षपाणां कल्केन वा काञ्जिकमिश्रितेन ॥**

श्लीपदमिति शेषः ॥

**धत्तूरैरण्डनिर्गुण्डीवर्षाभूशिग्रुसर्षपैः । प्रलेपः श्लीपदं हन्ति चिरोत्थमपि दारुणम् ॥ असाध्यमपि यात्यस्तं श्लीपदं चिरकालजम् ॥ मूलेन सहदेवायास्तालमिश्रेण लेपनात् ॥**

तालस्य फलरसो ग्राह्यः ॥

**सप्ततांबूलपत्राणां कल्कं तप्तेन वारिणा॥ संसृष्टं लवणोपेतं सेवितं श्लीपदं हरेत् ॥ शाखोटवल्कलक्वाथं गोमूत्रेणयुतं पिबेत् । श्लीपदानां विनाशाय मेदोदोषनिवृत्तये ॥ रजनीं गुडसंयुक्तां गोमूत्रेण पिबेन्नरः । वर्षाभूस्त्रिफलाचूर्णं पिप्पल्या सह योजितम् ॥ सक्षौद्रं श्लीपदे लिह्यात् चिरोत्थं श्लीपदं जयेत् । गन्धर्वतैलसिद्धां हरीतकीं गोऽम्बुना पिबेन्नित्यम् ॥ श्लीपदबन्धविमुक्ता भवत्यसौ सप्तरात्रेण ।**

गन्धर्वतैलम् एरण्डतैले । गोऽम्बु गोमूत्रम् ।

इति श्लीपदनिदानचिकित्साधिकारः ।

લંઘન, લેપન, સ્વેદન, વિરેચન, રક્તસ્રાવ, અને વિશેષે કરીને કફ હરનારાં ઉષ્ણ ઔષધોથી શ્લીપદની ચિકિત્સા કરવી.

સર્ષવ, સરગવો, દેવદાર, અને સૂંઠને ગોમૂત્રમાં વાટીને લેપ કરવાથી શ્લીપદ મટેછે.

સાટોડી, સૂંઠ, અને સર્ષવના કલ્કનો કાંજી સાથે લેપ કરવાથી શ્લીપદ મટી જાયછે.

ધંતુરો, એરંડો, નગડ, સાટોડી, સરગવો, અને સર્ષવના લેપથી ઘણા કાળનો દારૂણ શ્લીપદ પણ મટી જાયછે.

ખપાટ અથવા શેરડીના મૂળને તાડફળના રસમાં વાટીને લેપ કરવાથી લાંબાકાળનો અસાધ્ય શ્લીપદ પણ નાશ પામે છે.

નાગરવેલ્યનાં સાત પાનનો કલ્ક સૈંધવ નાંખીને ઉના પાણીમાં પીવાની ટેવ રાખવાથી શ્લીપદ મટી જાય છે.

સાગની છાલ્યનો ક્વાથ ગોમૂત્રમાં નાંખીને પીવાથી શ્લીપદોનો વિનાશ અને મેદના દોષોનું નિવારણ થઇ જાય છે.

હળદર તથા ગોળને ગોમૂત્રમાં ઘુંટીને પીવાથી શ્લીપદ મટી જાય છે.

સાટોડી, ત્રિફળા અને પીંપરનું ચુર્ણ મધમાં ચાટવાથી લાંબાકાળનો શ્લીપદ મટી જાય છે.

એરંડિયા તેલમાં પકાવેલી હરડે ગોમૂત્ર સાથે પીવાથી સાત દિવસમાં શ્લીપદ મટી જાય છે.

## વિદ્રધિનો અધિકાર.

### વિદ્રધિનું સામાન્ય લક્ષણ.

**त्वग्रक्तमांसमेदांसि प्रदूष्यास्थिसमाश्रि-**

ताः । दोषाः शोथं शनैर्घोरं जनयन्त्युच्छ्रिता भृशम् ॥ महामूलं रुजावन्तमल्पं वाप्यथवायतम् । स विद्रधिरिति ख्यातो विज्ञेयः षड्विधश्च सः ।

अस्थिसमाश्रिता दोषा इति वक्ष्यमाणशोथाद्विद्रधेर्भेदार्थम् । यतो व्रणशोथे दोषाणामास्थिसमाश्रयनियमो नास्ति । घोरं दारुणम् । आयतं दीर्घम् ।

હાડકાંમાં રહેલા દોષો ત્વચા, માંસ, રક્ત, અને મેદને દૂષિત કરીને ધીરે ધીરે નાના અથવા મોટા મૂળવાળો લાંબો વેદના વાળો ભયંકર સોજો ઉત્પન્ન કરે છે, તેને વિદ્રધિ કહે છે, અને તે છ પ્રકારનો થાય છે.

## વિદ્રધિના છ પ્રકારો.

यथा दोषैः समस्तैश्च क्षतेनाप्यसृजा तथा । षण्णां तेषां तुल्यमेव लक्षणं सम्प्रचक्षते ॥

એક એક દોષથી થયેલા, ત્રણ દોષોથી; અને ક્ષતથી થએલા તથા રક્તથી થએલા એમ છ જાતના વિદ્રધિ છે, તેનાં લક્ષણો કહેવાય છે.

## વાયુના વિદ્રધિનાં લક્ષણ.

कृष्णोऽरुणो वा विषमो भृशमत्यर्थवेदनः । चिरोत्थानप्रपाकश्च विद्रधिर्वातसम्भवः ।

विषमो भृशम् । क्षणमल्पः क्षणं महान् चिरोत्थानप्रपाकः चिराद्विलम्बेनोद्गमप्रपाका यस्य सः ।

કાળો, રાતો, વિષમ, એકદમ અત્યંત વેદના કરનારો, લાંબે કાળે ઉઠનાર, અને પાકનાર, એવો વિદ્રધિ વાયુથી થાય છે.

## પિત્તના વિદ્રધિનાં લક્ષણ.

पक्वोदुम्बरसङ्काशः श्यावो वा ज्वरदाहवान् । क्षिप्रोत्थानप्रपाकश्च विद्रधिः पित्तसम्भवः ॥

પાકા ઉંબરાના ફળ જેવો, કાળો, કે જ્વરવાળો અને દાહવાળો, એકદમ ઉઠનાર તથા પાકનાર વિદ્રધિ પિત્તથી થાયછે. તેનો સ્રાવ પીળો હોય છે.

## કફના વિદ્રધિનાં લક્ષણ.

शरावसदृशः पाण्डुः शीतः स्निग्धोऽल्पवेदनः । चिरोत्थानप्रपाकश्च विद्रधिः कफसम्भवः । तनुपीता सिताश्चैषामास्रावाः क्रमशो मताः ॥

કોડિયા જેવો, પીંગળો, શીતળ, સ્નિગ્ધ, થોડી પીડાવાળો, અને લાંબે કાળે ઉઠનાર તથા પાકનાર વિદ્રધિ કફથી થાય છે. આ વિદ્રધિ પીળો તથા તેનો સ્રાવ ધોળો હોય છે.

## સાંનિપાતિક વિદ્રધિનાં લક્ષણ.

नानावर्णरुजास्रावो घाटलो विषमो महान् । विषमं पच्यते वापि विद्रधिः सान्निपातिकः ॥

नाना अनेकविधा वर्णाः कृष्णरक्तपाण्डुरूपाः । रुजा तोददाहकण्ड्वादिरूपाः स्रावाः तनुपीतसिताः यस्य सः । घाटलघाटा कोटिः सास्यास्तीति घाटलः । अत्युच्छ्रिताग्र इत्यर्थः । विषमः निम्नो-

न्नतः विषमं पच्यते वापि चिराच्चिरगम्भीरोत्ता-नोऽर्ध्वोनूर्ध्वमेदेन त्रिषमं यथा स्यात्तथा पच्यते ।

નાના પ્રકારના વર્ણવાળો, પીડાકારક, ઘાટા સ્રાવ વાળો, વિષમ, મહાન્ અને વિષમ રીતે પાકનારો વિદ્રધિ સાંનિપાતિક જાણવો.

## ક્ષતના વિદ્રધિનાં લક્ષણ.

**तैस्तैर्भावैरभिहते क्षते वाऽपथ्यकारिणाम् । क्षतोष्मा वायुविसृतः स रक्तं पित्तमीरयेत् ॥ ज्वरस्तृषा च दाहश्च जायते तस्य देहिनः । आगन्तुर्विद्रधिर्ह्येष पित्तविद्रधिलक्षणः ॥**

तैस्तैर्भावैः काष्ठलोष्टपाषाणादिभिः । अभिहते यथा रक्तस्रावो भविष्यति तथा क्षते कृते क्षतोष्मा । अत्राक्षतशब्देन हतमात्र उच्यते । तेनाभिहतक्षतयोरभयोरप्यूष्मा वायुना विसृतः । अभिहते अभिघातात् । क्षते रक्तक्षयात् कुपितेन वायुना प्रसृतः ईरयेत् कोपयेत् ।

કંઈ પણ વાગવા વગેરેથી થયેલા ક્ષતમાં પણ અપથ્ય કરવામાં આવે તો વાયુથી ગરમી વિસ્તાર પામીને રક્ત તથા પિત્તને કુપિત કરે છે; તેથી માણસને જ્વર, તરશ, અને દાહ થાય છે. આ વિદ્રધિ આગંતુ છે, અને તેનાં લક્ષણ પિત્તના વિદ્રધિના જેવાં હોય છે.

## રક્તના વિદ્રધિનાં લક્ષણ.

**कृष्णस्फोटावृतःश्यावस्तीव्रदाहरुजाज्वरः॥ पित्तविद्रधिलिङ्गस्तु रक्तविद्रधिरुच्यते ॥**

કાળા ફોલ્લાઓથી વીંટાયલો, કાળો, તીવ્રવેદના અને દાહ તથા જ્વર કરનારો, પિત્તના વિદ્રધિ જેવાં લક્ષણોવાળો, રક્તનો વિદ્રધિ થાય છે.

## અંદરના વિદ્રધિઓ વિષે.

**आभ्यन्तरानतस्तूर्ध्वं विद्रधीन् परिचक्षते। गुर्वसात्म्यविरुद्धान्नशुष्कशाकाम्लभोजनैः ॥अतिव्यवायामवेगाघातात्युष्णविदाहिभिः । पृथक् संभूय वा दोषाः कुपिता गुल्मरूपिणम् ॥ वल्मीकवत्समुन्नद्धमन्तः कुर्वन्ति विद्रधिम् । गुदे बस्तिमुखे नाभ्यां कुक्षौ वंक्षणयोस्तथा । कक्षयोः प्लीह्नि यकृति हृदि वा क्लोम्नि चाप्यथ ॥ एषां लिङ्गानि जानीयाद्बाह्यविद्रधिलक्षणैः ॥**

संभूय वा मिलित्वा वा । समुन्नद्धं समन्तादुन्नतम् ।

ભારે, સદે નહિ તેવાં, પરસ્પર વિરૂદ્ધ, એવાં ભોજનોથી; સૂકાં શાકો, ખાટા પદાર્થો, અત્યંત મૈથુન, આમ, અને વેગો રોકવાથી; તથા અત્યંત ગરમ અને બળતરા કરનારા પદાર્થોથી, જુદા જુદા અથવા બધા મળીને કોપ પામેલા દોષો ગુદા, મૂત્રાશય, મુખ, નાભિ, પેટ, સાથળના સાંધા, કાખ, બરલ, યકૃત, હૃદય, કે તૃષાના સ્થાનની અંદર રાફડા જેવો ચારે મેરથી ઉંચો ગુલ્મ સરખો વિદ્રધિ ઉત્પન્ન કરે છે. તેનાં લક્ષણો બહારના વિદ્રધિઓ જેવાંજ હોય છે.

## સ્થાન ભેદાનુસાર લક્ષણો.

**गुदे वातनिरोधस्तु बस्तौ कृच्छ्राल्पमूत्रता । नाभ्यां हिक्काजृम्भणे च कुक्षौ मारु-**

तत्कोपनम् ॥ कटिपृष्ठग्रहस्तीव्रो वंक्षणोत्थे तु विद्रधौ । कक्षयोः पार्श्वसङ्कोचः क्लोम्नु-च्छ्वासावरोधनम् ॥ सर्वाङ्गप्रग्रहस्तीव्रो हृदि कासश्च जायते । श्वासो यकृति हिक्का च क्लोम्नि पेपीयते पयः ॥

વાયુ અટકાવવાથી ગુદામાં, માંડમાંડ થોડા મૂત્રથી મૂત્રાશયમાં,હેડકીઅને બગાસાં રોકવાથી નાભિમાં, વાત પ્રકોપથી પેટમાં, કમર તથા પીઠનું તીવ્ર ઝલાઈ જવું થવાથી, સાથળના સાંધાઓમાં, પડખાંના સંકોચથી કાખમાં, ઉચ્છવાસ રોકવાથી બરલમાં, સર્વ અંગના ઝલાવાથી હૃદયમાં ઉધરસ સહિત, અને યકૃત્માં થવાથી શ્વાસ અને હેડકી થાય છે, તથા તરશના સ્થાનમાં થાય તો પાણી બહુ પીવાય છે.

## સ્રાવના માર્ગો.

नाभेरुपरिजाःपक्का यान्त्यूर्ध्वमितरेत्वधः।

कक्षादिजाताः यान्ति स्रवन्ति । ऊर्ध्वं मुखात् । इतरे बस्त्यादिजाः अधः गुदात् । नाभिजस्तूभाभ्यां मार्गाभ्याम् । तथा च हारीतः "ऊर्ध्वं प्रभिन्नेषु मुखान्नराणां प्रवर्ततेऽसृक् सहितो हि पूयः। अधः प्रभिन्नेषु तु पायुमार्गाद्द्वाभ्यां प्रवृत्तिस्त्विह नाभिजेषु ॥" इति ॥

નાભિની ઉપરના ભાગમાં (કાખમાં) થયેલા અંદરના વિદ્રધિઓ પાકે ત્યારે તેનો સ્રાવ મુખમાંથી થાય છે, અને નાભિની નીચેના ભાગ (મૂત્રાશય) ના વિદ્રધિઓ પાકે ત્યારે તેનો સ્રાવ ગુદામાંથી થાય છે. નાભિનો અંદરનો વિદ્રધિ ન પાકે ત્યારે તેનો સ્રાવ મુખ તથા ગુદા એ બન્નેમાં થાય છે. હારીત પણ કહે છે કે ઉપર પ્રમાણે વિદ્રધિઓ પાકે છે તો લોહી સહિત પરૂ સ્રવે છે.

## આંત વિદ્રધિની સાધ્યાસાધ્યતા.

अधः स्रुतेषु जीवेत्तु स्रुतेषूर्ध्वं न जीवति हृन्नाभिबस्तिवर्ज्येषु तेषु भिन्नेषु बाह्यतः ॥ जीवेत्कदाचित् पुरुषो नेतरेषु कदाचन ।

हृन्नाभिबस्तिवर्ज्येषु प्लीहक्लोमादिजातेषु । भिन्नेषु न जीवेत् । हृदादीनां मर्मत्वात् । अतएव भोजः "असाध्यो मर्मजो ज्ञेयः पक्कोऽपक्कश्च विद्रधिः । सन्निपातोत्थितोप्येवं पक्क एवं हि बास्तिजः ॥ त्वग्जो नाभेरधोजश्च साध्यो यश्च समीपजः । अपक्कश्चैत्र पक्कश्च साध्यो नोपरिनाभितः ॥ आध्मानं बद्धनिस्पन्दं छर्दिहिक्कातृषान्वितम् । रुजाश्वाससमायुक्तं विद्रधिर्नाशयेन्नरम् ॥

નીચેના(ગુદાના)સ્રાવવાળો જીવે છે અને ઉપરના (મોઢાના) સ્રાવવાળો જીવતો નથી. હૃદય,નાભિ,અને મૂત્રાશય એ ઠેકાણાં સિવાય બીજે ઠેકાણે થયેલા વિદ્રધિઓ જો બહાર ફુટે છે તો માણસ જીવે છે, પણ હૃદય, નાભિ અને મૂત્રાશયના વિદ્રધિઓ બહાર ફુટે તો તે માણસ કદી જીવતો નથી; કેમકે એ મર્મસ્થળો છે, ભોજ કહે છે કે-મર્મ સ્થળનો વિદ્રધિ અસાધ્ય છે, તેમજ ત્રણ દોષથી થયેલો પણ અસાધ્ય છે. મૂત્રાશયનો વિદ્રધિ પાકો હોય તો અસાધ્ય છે. જે વિદ્રધિ ત્વચામાં થયો હોય, નાભિની નીચે અથવા તેની પાસે થયો હોય તે સાધ્ય છે. નાભિની ઉપરનો અસાધ્ય છે. વિદ્રધિવાળાને આફરો, અશક્તિ, વમન, હેડકી, તરશ, પીડા તથા

શ્વાસ થયાં હોય તો તે માણુસ નિશ્ચે મરેજ છે.

## બાહ્ય વિદ્રધિઓની સાધ્યાસાધ્યતા.

साध्या विद्रधयः पञ्च विवर्ज्यः सान्निपातिकः । आमपक्वविदग्धत्वं तेषां ज्ञेयं च शोथवत् ॥ शोथवत् वक्ष्यमाणव्रणशोथवत् ।

સન્નિપાત સિવાયના પાંચે વિદ્રધિઓ સાધ્ય છે. તેનું કાચાપણું, પાકાપણું, અને પાક થવા લાગે છે તે સંબંધમાં વ્રણના સોજા પ્રમાણે સમજવું.

## વિદ્રધિની ચિકિત્સા.

जलौकापातनं शस्तं सर्वस्मिन्नेव विद्रधौ । रेको मृदुर्लङ्घनं च स्वेदः पित्तोत्तरं विना ॥ अपक्वे विद्रधौ युञ्ज्याद् । व्रणशोथवदौषधम् ॥ वातघ्नमूलकल्कैस्तु वसातैलघृतान्वितैः । सुखोष्णैर्बहलैर्लेपः प्रयोज्यो वातविद्रधौ ॥ यवगोधूममुद्गैश्च पिष्टैराज्येन लेपयेत् । विलीयते क्षणेनैव ह्यविपक्वस्तु विद्रधिः ॥ पैत्तिकं विद्रधिं वैद्यः प्रदिह्यात् सर्पिषा युतैः । पयस्योशीरमधुकचन्दनैर्दुग्धपेषितैः ॥

पयस्याऽनेकार्थत्वादत्र क्षीरकाकोली गुणाधिक्यात्तस्या अलाभे अश्वगन्धा ग्राह्या ।

पञ्चवल्कलकल्केन घृतमिश्रेण लेपयेत् । पिबेद्वा त्रिफलाक्वाथं त्रिवृत्कल्काक्षसंयुतम् ॥ इष्टिका सिकता लोहकिट्टा गोशकृता सह । मूत्रैः सुखोष्णैर्लेपेन स्वेदयेत् श्लेष्मविद्रधिम् ॥ दशमूलीकषायेण सस्नेहेन रसेन वा । शोथव्रणं वाकोष्णेन स नुनं परिषेचयेत् ॥ पित्तविद्रधिवत् सर्वाः क्रिया निरवशेषतः । विद्रधौ कुशलः कुर्याद्रक्तागन्तुनिमित्तयोः ॥ रक्तचन्दनमञ्जिष्ठानिशामधुकगैरिकैः । क्षीरेण विद्रधौ लेपो रक्तागन्तुनिमित्तके ॥ पीता ह्येते द्रुतं घ्नन्ति विद्रधिं कोष्ठसम्भवम् । कृष्णाजाजी विशाला च धामार्गवफलं तथा । धामार्गवफलं कोशातकीफलम् ।

श्वेतवर्षाभुवो मूलं मूलं वा वरुणस्य च । जलेन क्वथितं पीतमन्तर्विद्रधिहृत्परम् ॥ गायत्री त्रिफला निम्बकटुका मधुकं समम् । त्रिवृत्पटोलमूलाभ्यां चत्वारोंऽशाः पृथक् पृथक् ॥ मसूराभिस्तुषान् दद्यादेष क्वाथो व्रणान् जयेत् । विद्रधीगुल्मवीसर्पदाहमोहज्वरापहः ॥ तृण्मूर्च्छाछर्दिहृद्रोगपित्तासृक्कुष्ठकामलाः । शिग्रुमूलं जले धौतं पिष्टं वस्त्रेण गालयेत् । तद्रसं मधुना पीत्वा हन्त्यन्तर्विद्रधिं नरः ॥ शोभाञ्जनकनिर्यूहो हिङ्गुसैन्धवसंयुतः । हन्त्यन्तर्विद्रधिं शीघ्रं प्रातः प्रातर्विशेषतः ॥

इति विद्रधिनिदानचिकित्साधिकारः ॥

સર્વ જાતના વિદ્રધિઓમાં જળો - કાવવી, કોમળ વિરેચન દેવું, અને લંઘન કરાવવું, એ સારૂં છે. પિત્ત સિવાયના વિદ્રધિઓમાં સ્વેદન દેવું તે પણ સારૂં છે.

પાકયો ન હોય એવા વિદ્રધિ ઉપર હવે પછી કહેવાશે તે વ્રણના સોજાની ચિકિત્સા કરવી.

રાતા એરંડાના મૂળનો કલ્ક, ચરબી, તેલ, તથા ઘીનો જરા ગરમ કરેલો જાડો લેપ કરવાથી વાતવિદ્રધિ મટી જાય છે.

જવ, ઘઉં, અને મગનો ઘીમાં વા-

ટીને લેપ કરવાથી કાચો વિદ્રધિ ક્ષણુમાત્રમાં અવશ્ય નાશ પામી જાય છે.

ક્ષીરકાકોલી, વાળો, જેઠીમધ, અને રતાંજળીને દૂધમાં વાટીને ઘી મેળવીને તેનો જાડો લેપ કરવાથી પિત્તનો વિદ્રધિ મટી જાય છે.

પંચવલ્કલનો કલ્ક ઘી મેળવીને લેપ કરવાથી પિત્તનો વિદ્રધિ મટી જાય છે.

ત્રિફળાનો ક્વાથ એક તોલો નસોતરનો કલ્ક નાંખીને પીવાથી પિત્તનો વિદ્રધિ મટે છે.

ઈંદનું ચૂર્ણ, રેતી, લોહકીટ, અને ગાયનું છાણ, ગોમૂત્રમાં વાટીને તેનો જરા ગરમ લેપ કરવાથી તે સ્વેદનથી કફ વિદ્રધિ મટી જાય છે.

દશમૂલીના કવાથનું અથવા તેના રસમાં ઘી મેળવીને તેનું જરા ગરમ કરીને સેચન કરવાથી વિદ્રધિ તથા વ્રણનો સોજો મટી જાય છે.

રક્તના વિદ્રધિ અથવા ક્ષતના વિદ્રધિમાં વૈદ્યે રતાંજળી, જેઠીમધ, મજીઠ, હળદર, અને સોનાગેરૂનો દૂધમાં વાટીને લેપ કરવો. વિદ્રધિ મટાડનારી સર્વ ક્રિયાઓ પણ કરવી.

કાળીજીરી, ઈંદ્રવારણાં, અને કડવી ઘીસોડીનાં ફળ વાટીને પીવાથી કોઠામાંનો વિદ્રધિ તુરત મટી જાય છે.

ધોળી સાટોડી અથવા વાયવરણાંનાં મૂળનો કવાથ પીવાથી અંદરનો વિદ્રધિ અવશ્ય મટી જાય છે.

ખેર, ત્રિફળા, લીમડો, કડુ, અને જેઠીમધ સમ ભાગે લેવાં, નસોતર તથા કડવાં પરવળનાં મૂળો ચાર ચાર ભાગ લેવાં. પછી તે સર્વનો કવાથ કરીને તેમાં ફોતરાં વગરની મસૂરની દાળ પકાવવી. એથી વ્રણો, વિદ્રધિઓ, ગુલ્મો, વિસર્પ, દાહ, મોહ, જ્વર, તૃષા, મૂર્છા, ઉલટી, છાતીનાં દરદો, રક્તપિત્ત, કોઢ, અને કમળો હણાઈ જાય છે.

સરગવાનાં મૂળને પાણીમાં ધોઈ પાણીમાં વાટીને વસ્ત્રથી ગાળીને તે રસ મધ નાંખીને પીવાથી અંદરનો વિદ્રધિ મટી જાય છે.

સરગવાનો ક્વાથ હીંગ તથા સેંધવ નાંખીને વિશેષે કરીને સવારમાં પીવાથી અંદરનો વિદ્રધિ મટી જાય છે.

# વ્રણના સોજાનો તથા દાઝેલાનો અધિકાર.

## વ્રણના સોજાનું સામાન્ય રૂપ.

पृथक् समस्तदोषोत्था रक्तजागन्तुजौ तथा । व्रणशोथाः षडेते स्युः संयुक्ताः शोथलक्षणैः ।। शोथलक्षणैः पूर्वोक्तैः ।

જુદા જુદા દોષોથી, તથા ત્રણે દોષો એકઠાથી, તેમજ રક્તથી અને આગંતુક, એમ સોજાનાં લક્ષણોયુક્ત છ પ્રકારના વ્રણો થાય છે.

## વ્રણના સોજાનું વિશેષ રૂપ.

विषमं पच्यते वातात् पित्तोत्थश्चाचिरं चिरम् ।। कफजः पित्तवच्छोथो रक्तागन्तुसमुद्भवौ ।।

વાયુના સોજાનો પાક વિષમ છે, પિ-

ણનો તરત પાકે છે, કફનો બહુ મોડો પાકે છે, તથા રક્ત અને આગંતુક સોજાઓ બંને પિત્તના વ્રણ જેવા છે.

## નહિ પાકેલા વ્રણનું લક્ષણ.

मन्दोष्मताऽल्पशोथत्वं काठिन्यं त्वक्सवर्णता । मन्दवेदनता चाऽपि शोथस्यामस्य लक्षणम् ॥

ગરમી થોડી, સોજો અલ્પ, કઠણતા, ચામડીના જેવો વર્ણ, મંદવેદના, એ કાચા સોજાનાં લક્ષણો છે.

## પાકવા લાગેલા વ્રણનું લક્ષણ.

दह्यते दहनेनेव क्षारेणेव प्रपच्यते । पिपीलिकागणेनेव दश्यते छिद्यते तथा ॥ भिद्यते चैव शस्त्रेण दण्डेनैव च ताड्यते । पीड्यते पाणिनैवान्तः सूचीभिरिव तुद्यते ॥ ऊषचोषी विवर्णः स्यादङ्गुल्येवावपीड्यते ॥ आसने शयने स्थाने शान्तिं वृश्चिकविद्धवत् । न गच्छेदाततः शोथो भवेदाध्मातबस्तिवत् । ज्वरतृष्णाऽरुचिश्चैतत्पच्यमानस्य लक्षणम् ॥

छिद्यते द्विधाक्रियत इव । भिद्यते विदार्यत इव । ऊषो दाहः । चोषः पार्श्वस्थाग्निनेव सन्तापः ताभ्यां युक्तः आततः त्वक्सङ्कोचरहितः । बस्तिर्मूत्राशयश्चर्मपुटो वा ।

અગ્નિથી બળતો હોય એવો, પુષ્કળ કીડીઓથી કરડાતો હોય એવો, છેદાતો તથા શસ્ત્રથી ભેદાતો હોય એવો, લાકડીથી મરાતો હોય એવો, સોઇઓથી ભોંકાતો હોય એવો, રેકાતો હોય એવો, વર્ણ બદલાઇ ગયેલો, આંગળીઓથી પીડવામાં આવતો હોય એવો, ઊઠતાં બેસતાં કે સૂતા પછી કરડતો હોય એમ ચેન ન પડે એવો, ફુલેલા ચામડાની પેઠે ત્વચાના સંકોચ વગરનો, જ્વર તથા તરશવાળો, અને અરૂચિ કરનારો સોજો પાકવા લાગેલાનાં લક્ષણો છે.

## પાકેલા સોજાનું લક્ષણ.

वेदनोपशमः शोथो लोहितोऽल्पो न चोन्नतः । प्रादुर्भावो वलीनां च तोदः कण्डूर्मुहुर्मुहुः ॥ उपद्रवाणां प्रशमो निम्नता स्फुटनं त्वचाम् । बस्ताविवाम्बुसंचारः स्याच्छोथेऽङ्गुलिपीडिते ॥ पूयस्य पीडयेदेकमन्तमन्ते च पीडिते । बुभुक्षा व्रणशोथस्य भवेत् पक्वस्य लक्षणम् ॥

वेदनोपशमः दाहादिदुःखोपशमः अल्पो लोहित इत्यन्वयः । न चोन्नतः पच्यमानापेक्षया । उपद्रवाणां ज्वरादीनाम् निम्नता स्वरूपतोऽङ्गुलिपीडनाद्वा अवनतत्वम् । स्फुटनम् । किञ्चिद्विदारणम् । बस्ताविवेत्यादि शोथेऽङ्गुलिपीडिते सति । अङ्गुलिपीडितादेशादन्यास्मिन् देशे अम्बुसञ्चारः किञ्चित् बस्तौ चर्मपुटके । एवं अन्ये एकदेशे पीडिते एकमन्तमपरमन्तमापूर्य पीडयति

વેદના શાંત પડી જાય, સોજો રાતો હોય, અલ્પ હોય, બહુ ઉંચો ન હોય, અંદર કરચલી પડવા લાગે, પીડા તથા ચળ વારંવાર આવ્યા કરે, ઉપદ્રવો શાંત થાય, નીચો નમે, ત્વચા ફાટવા લાગે, આંગળીથી દબાવતાં પાણીની થેલી જેવો લાગે, દબાવવાથી પરૂ એક જગાએથી બીજી જગાએ જતું દેખાય, અને ભૂખ લાગવા

-માંડે, એ વ્રણનો સોજો પાકી ગયાનાં લક્ષણો છે.

### એક દોષમાં સર્વ દોષો હોવા વિષે.

**ऋतेऽनिलाद्रुग्न विना न पित्तं पाकः कफं चापि विना न पूयः। तस्माद्धि सर्वे परिपाककाले पचन्ति शोफांस्त्रिभिरेव दोषः॥**

पचन्ति पाकं प्रापुवन्ति । एवशब्दोऽत्राप्यर्थः। अव्ययानामनेकार्थत्वात् ॥

વાયુ વિના વેદના ન હોય, પિત્ત વિના પાક ન થાય, અને કફ વિના પરૂ ન થાય, માટે સર્વે સોજા પરિપાક સમયે ત્રણે દોષોથી પાકે છે.

### સોજાના પાકમાં મતાંતર.

**कालान्तरेणाभ्युदितं तु पित्तं कृत्वा वशे वातकफौ प्रसह्य। पचत्यतः शोणितमेव पाको मतः परेषां विदुषां द्वितीयः॥**

वशे कृत्वा हीनीकृत्य शोणितं कर्म पूर्वत्र कफात् । पुयोऽत्र शोणितात् पुय इति भेदः ॥

કાળાંતરથી એકઠું થતું પિત્ત વાયુ તથા કફને ઓછા કરીને બળાત્કારથી લોહીને પકાવે છે, એમ બીજાઓનો મત છે.

### પાકનું સુશ્રુતે કહેલું લક્ષણ.

**कफजेषु च शोथेषु गम्भीरं पाकमेत्यसृक्। पक्वलिङ्गं ततः स्पष्टं यतः स्याच्छोथशीतता। त्वक्सावर्ण्यं रुजोऽल्पत्वं घनस्पर्शत्वमश्मवत् ॥**

कफजेषु च शोथेषु गम्भीरमसृक् पाकमेति । तत्र कथं पाकज्ञानमित्याह । तत्र ततः कारणात् पक्वलिङ्गं स्पष्टम् । यतः पच्यमानावस्थान्तर्गतरागदाहव्यथाद्यनन्तरं शोथशीतादयो भवन्ति । घनस्पर्शत्वं स्पर्शेऽव्यथत्वम् ॥

કફના સોજામાં લોહીનો પાક ગંભીર થાય છે, તેથી સોજો શીતળ થાય છે, તે ઉપરથી પાક્યાની ખબર પડે છે. ચામડી શરીરવર્ણની થાય છે, પીડા મટે છે, અને પથ્થર જેવો ઘન સ્પર્શ થાય છે.

### પરૂ ન કાઢવાથી હરકત.

**कक्षं समासाद्य यथैव वह्निर्वातेरितः सन्दहति प्रसह्य। तथैव पूयो ह्यविनिःसृतस्तु मांसं शिराः स्नायुमपीह खादेत् ॥**

कक्षं तृणवनम् ।

વાયુથી ઉશ્કેરાયલો અગ્નિ જેમ બળથી ખડના વનને બાળે છે, તેવી રીતે નીકળેલું પરૂ માંસ, શિરા, તથા સ્નાયુઓને ખાઈ જાય છે.

### પરીક્ષક વૈદ્યના ગુણ દોષો.

**आमं विदह्यमानं च सम्यक्पक्वं तु यो भिषक्। जानीयात् स भवेद्वैद्यःशेषास्तस्करवृत्तयः ॥**

विदह्यमानं विपच्यमानम् । तस्करवृत्तयः तेषां तस्कराणामिव द्रव्यलाभमात्रप्रयोजनं भवति । नतु धर्मयशोमैत्रीलाभः ॥

**यश्छिनत्त्याममज्ञानाद्यश्च पक्वमुपेक्षते। श्वपचाविव विज्ञेयौ तावनिश्चित्यकारिणौ ॥**

સોજાને કાચો, પાકવા માંડેલો, અને પાકેલો સમજી શકે તેજ વૈદ્ય ખરો છે, બીજાઓને તો ચોર સમજવા. જે વૈદ્ય

ચોરોના જેવી વૃત્તિવાળા જાણવા; કેમકે તેઓને ધર્મ, યશ કે મિત્રતા મેળવવાનું પ્રયોજન હોતું નથી, પણ કેવળ ધન મેળવવાનુંજ પ્રયોજન હોય છે. જે વૈદ્ય અજ્ઞાનથી કાચા સોજાને કાપે છે અને પાકેલાને કાપ્યા કે ઉપાય કર્યા વગરનો રહેવા દે છે, તે બંનેને ચાંડાળ જેવા સમજવા.

## વ્રણના સોજાની ચિકિત્સા.

**आदौ शोथहरो लेपस्ततस्तु परिषेचनम् । विम्लापनमसृङ्मोक्षस्ततः स्यादुपनाहनम् ॥ पाचनं भेदनं पश्चात् पीडनं शोधनं तथा । रोपणं वर्णकरणं व्रणस्यैते क्रमा स्मृताः ॥**

क्रमः चिकित्साः । सुश्रुते व्रणस्य षष्टिरुपक्रमा लिखिताः सन्ति ते सर्वेऽत्र विस्तरभयान्न लिखिताः ॥

**यथा प्रज्वलिते वेश्मन्यम्भसा परिषेचनम् । क्षिप्रं प्रशमयत्याग्निमेवमालेपनं रुजः ॥ बीजपूरजटाहिंस्रादेवदारुमहौषधम् । रास्नाग्निमन्थौ लेपोऽयं वातशोथविनाशनः॥ दूर्वा च नलमूलं च पद्मकाष्ठं च केशरम्॥ उशीरं बालकं पद्मं लेपोऽयं पित्तशोथहा। न्यग्रोधोदुम्बराश्वत्थप्लक्षवेतसवल्कलैः ॥ ससर्पिष्कैः प्रदेह स्याच्छोथे पित्तसमुद्भवे। आगन्तुजे रक्तजे च लेप एषोऽभिपूजितः। अजगन्धाजशृङ्गी च मञ्जिष्ठा सरलस्तथा ॥ एकैषिकाश्वगन्धा च लेपोऽयं श्लेष्मशोथहा ॥**

अजशृङ्गी मेढाशिङ्गी । एकैषिका श्यामपनिरशोथा ॥

**कृष्णा पुराणपिण्याकशिग्रुत्वक् सिकता शिवा । मूत्रपिष्टः सुखोष्णोऽयं प्रलेपः श्लेष्मशोथहा ॥ न रात्रौ लेपनं दद्याद्दत्तं च पतितं तथा । न च पर्युषितं शुष्यमाणं तमेव धारयेत् ॥**

दत्तमेव पुनर्न दद्यात् । पतितं दीयमानं सद्योऽङ्गात्पातितं । पर्युषितम् । लेपनद्रव्यं कल्कीकृतं यत् पर्युषितम् ॥

**तमसा पिहितोऽत्यूष्मा रोमकूपमुखोत्थितः । विना लेपेन निर्याति गात्रौ नालेपयेदतः ॥ रात्रावपि प्रलेपस्तु विधातव्यो विचक्षणैः । अपाकिशोथे गम्भीरे रक्तपित्तसमुद्भवे ॥**

**यथाम्बुभिः सिच्यमानः शान्तिमग्निर्हि गच्छति । दोषाग्निरेव सहसा परिषेकेण शाम्यति ॥ [ तद्यथा ] वातघ्नौषधनिःक्वाथैस्तैलैर्मांसरसैर्घृतैः । उष्णैः संसेचयेच्छोथं वातिकं काञ्जिकेन च ॥ पित्तरक्ताभिघातोत्थं शोथं सिञ्चेत् सुशीतलैः । क्षीराज्यमधुखण्डेक्षुरसैः पित्तहरैः शृतैः ॥ कफघ्नौषधनिःक्वाथैः शीतैस्तु परिषेचयेत् । तैलक्षाराम्बुमूत्रैश्च शोथं श्लेष्मसमुद्भवम् ॥**

**जातस्य कठिनस्यास्य कार्यं विम्लापनं शनैः ॥**

अस्य शोथस्य ॥

**अभ्यज्य स्वेदयित्वा तु वेणुनाड्या शनैः शनैः । विमर्दयेत्भिषक्पन्दं तलेनाङ्गुष्ठकेन वा ॥**

वेणुनाड्या वंशनलिकया स्वेदयित्वा उष्णस्वेदं कृत्वा ॥

वेदनोपशमार्थाय तथा पाकशमाय च। अचिरोत्पतिते शोथे शोणितस्रावणं चरेत् ॥ चरेत् कुर्यात् ॥

पक्वतस्तु क्रियाः सर्वा रक्तमोक्षणमेकतः॥ रक्तं हि वेदनामूलं तच्चेन्नास्ति न चास्ति रुक्। विषाणैश्च विशेषेण जलौकाभिः पदैरपि ॥

शोणितस्रावणं चरेदित्यनेनान्वय। अथोपनाहः स्वेदः तस्य विधिर्भेषजसाधनप्रकरणे कथित एवास्ति।

रुजावतां दारुणानां कठिनानां तथैव च ॥ शोथानां स्वेदनं कार्यं ये चाप्येवंविधा व्रणाः। शोथानां सामान्यानाम् व्रणाः व्रणशोथाः तेषामपि स्वेदनं कार्यम्।

शोथयोरुपनाहं च दद्यादामविदग्धयो ॥ प्रशाम्यत्यविदग्धस्तु विदग्धः पक्वतां व्रजेत्। आमविदग्धौ अपक्वपाकोन्मुखो यथा।

शोभाञ्जनः कणा चापि सैन्धवं विश्वभेषजम्। शणकार्पासयोर्बीजमतसी च कुलत्थिका॥ तिला यवाश्च सिद्धार्थः कुठेरो मूलकं मिसिः। यथाप्राप्तैरमीभिस्तु द्रव्यैरम्लेन संयुतैः॥ कल्कीकृतैः सुखोष्णैश्च स्वेदयेद्विधिवच्छनैः। अनेन प्रशमं याति वातशोथो न संशयः॥ कुठेरः कृष्णवर्वरी। इति शोभाञ्जनादिरुपनाहः।

पुनर्नवा दारु शुण्ठी शिग्रुः सिद्धार्थ एव च। अम्लपिष्टः सुखोष्णोऽयं प्रलेपः सर्वशोथहा॥ इति पुनर्नवादिः।

न प्रशाम्यति यः शोथः प्रलेपादिविधानतः। द्रव्याणि पाचनीयानि दद्यात्तत्रोपनाहने॥

शणमूलकशिग्रूणां फलानि तिलसर्षपाः अतसीशक्तवः किण्वमुष्णद्रव्यं च पाचनम्॥ शणफलादनिमतस्यन्तानां सक्तवः कर्तव्याः। किण्वं सूराबीजम्। यवगोधूमधान्यादिप्रकारः अन्यच्चोष्णं द्रव्य व्रणस्य पाचनं भवति।

अन्तःपूयेष्ववक्त्रेषु तथा चोत्सङ्गवत्स्वपि। गतिमत्सु च रोगेषु भेदनं सम्प्रयुज्यते॥ उत्सङ्गवत्सु। कोटरवत्सु! गतिमत्सु नाडीव्रणेषु भेदनम्। शस्त्रमौषधं कर्म च।

रोगे व्यधनसाध्ये तु यथादेशं प्रमाणतः। शस्त्रं निधाय दोषांस्तु स्रावयेत् कथितं यथा॥

बालवृद्धासहक्षीणभीरूणां योषितामपि। व्रणेषु मर्मजातेषु भेदनं द्रव्यलेपनम्॥

चिरबिल्वोऽग्निको दन्ती चित्रको हयमारकः। कपोतकाकगृध्राणां मललेपने भेदनम्॥

क्षारद्रव्यं तथा क्षारो दारणः परिकीर्तितः। क्षारद्रव्यमपामार्गादि। क्षारस्वार्जिका यवक्षारादिः।

हस्तिदन्तो जले पिष्टो बिन्दुमात्रप्रलेपितः। अत्यर्थकठिने शोथे कथितो भेदनः परः॥

द्रव्याणां पिच्छिलानां तु त्वङ्मूलानि प्रपीडनम्। यवगोधूममाषाणां चूर्णानि च समासतः॥ शुष्यमाणमुपेक्षेत प्रलेपं पीडनम्प्रति। न चापि मुखमालिम्पेत्तथा दोषः प्रसिच्यते॥

पीडनम्प्रति पीडनद्रव्यलेपं प्रति। पीडनद्रव्यलेपं शुष्यन्तमपि धारयेदित्यर्थः। तथा व्रणस्य मुखलेपं विना प्रस्रवति।

**व्रणस्य तु विशुद्धस्य क्वाथः शुद्धिकरः परः।पटोलनिम्बपत्रोत्थः सर्वत्रैव प्रयुज्यते॥ वातिके दशमूलानां क्षीरीणां पैत्तिके व्रणे। आरग्वधादेः कफजे कषायः शोधने हितः॥ अश्वत्थोदुम्बरप्लक्षवटवेतसजं सृतम्। व्रणशोथोपदंशानां नाशनं क्षालनात्स्मृतम्॥ तिलसैन्धवयष्ट्याह्वनिम्बपत्रनिशायुगैः। त्रिवृद्धृतयुतैः पिष्टैः प्रलेपो व्रणशोधनः॥ एकं वा सारिवामूलं सर्वव्रणविशोधनम्। निम्बपत्रतिलादन्तीत्रिवृत्सैन्धवमाक्षिकम्॥ दुष्टव्रणप्रशमनो लेपः शोधनकेशरी।**
शोधनश्रेष्ठः।

**लेपान्निम्बदलैः कल्को व्रणशोधनरोपणः। भक्षणाच्छर्दिमन्दाग्निपित्तश्लेष्मकृमीन् हरेत्॥ व्रणान्विशोधयेद्वर्त्या सूक्ष्मान् हि सन्धिमर्मजान्। अभयात्रिवृता दन्ती लाङ्गली मधुसैन्धवैः॥ निम्बपत्रघृतक्षौद्रदार्वीमधुकसंयुतैः। वर्तिस्तिलानां कल्को वा शोधयेद्रोपयेद्व्रणम्॥**

**अपेतपूतिमांसानां मांसस्थानामरोहताम्। कल्कस्तु रोपणो देयस्तिलजो मधुसंयुतः॥ अश्वगन्धा रुहा लोध्रं कट्फलं मधुयष्टिका। समङ्गा धातकीपुष्पं परमं व्रणरोपणम्॥**
रुहा रोहिणी॥

**मधुयुक्ता सुरा पुंसां सर्वव्रणविरोपणी। सुषवीपत्रधत्तूरबलामोटाकुठेरकाः॥ पृथगेतैः प्रलेपस्तु गम्भीरव्रणरोपणः।**

सुषवीपत्रमगरैलापत्रा बला मोटा अस्मात् तदैव नाम पुस्तकघृतम्। कुठेरः कृष्णवर्वरी।

**ककुभोदुम्बराश्वत्थजम्बूकट्फललोध्रजैः। त्वक्चूर्णैर्धूलिताः क्षिप्रं संरोहन्ति व्रणा ध्रुवम्॥ प्रियङ्गुधातकी वृक्षं यष्टी मधुजतूनि च। सूक्ष्मचूर्णीकृतानि स्युः रोपणान्यवधूलनात्। यवचूर्णं समधुकं सतैलं सहसर्पिषा॥ दद्यादालेपनं कोष्णं दाहशूलोपशान्तये। करञ्जारिष्टनिर्गुण्डीलेपो हन्याद्व्रणकृमीन्॥लशुनस्याथवा लेपो हिङ्गुनिम्बकृतोऽथवा।** अरिष्टो निम्बः।

**निम्बपत्रवचाहिङ्गुसर्पिर्लवणसर्षपैः। धूपनं स्याद्व्रणे रूक्षकृमिकण्डूरुजापहम्॥ ये क्लेदपाकस्रुतिगन्धवन्तो व्रणाश्चिरोत्थाः सततश्च शोथाः। प्रयान्ति ते गुग्गुलुमिश्रितेन पीतेन शान्तिं त्रिफलासृतेन॥ पटोलनिम्बाशनसारधात्रीपथ्याक्षनिर्यूहमहर्मुखेषु। पिबेद्युतं गुग्गुलुना विसर्पविस्फोटदुष्टव्रणशान्तिमिच्छन्॥**

**मनःशिला समञ्जिष्ठा सलाक्षा रजनीद्वयम्। प्रलेपः सघृतः क्षौद्रस्त्वचः सावर्ण्यकृत् स्मृतः।**

**जीर्णशाल्योदनं स्निग्धमल्पमुष्णं द्रवान्तरम्। भुञ्जानो जाङ्गलैर्मांसैः शीघ्रं व्रणमपोहति॥ तण्डुलीयकजीवन्तीवास्तूकसुनिषण्णकैः। वातमूलकवार्ताकपटोलैः**

कारवेल्लकैः ॥ सदाडिमैः सामलकैर्घृतभ्रष्टैः ससैन्धवैः । अन्यैरेवं गुणैर्वापि मुद्गादीनां रसेन वा ।

एभिः सह जीर्णशाल्योदनं भुञ्जानः शीघ्रं व्रणमपोहति इत्यन्वयः ।

अम्लं दधि च शाकं च मांसमानूपमौदकम् । क्षीरं गुरूणि चान्नानि व्रणे च परिवर्जयेत् ॥ व्रणे श्वयथुरायासात् स च रागश्च जागरात् । तौ च रुक् च दिवास्वापात्ताश्च मृत्युश्च मैथुनात् ॥

क्रुद्धे सद्यो व्रणे कुर्यादूर्ध्वं चाधश्च शोधनम् । क्रिया शीता प्रयोक्तव्या रक्तपित्तोष्मनाशिनी ॥ लङ्घनं च बलं ज्ञात्वा भोजनं चास्रमोक्षणम् । वृष्टे विदलिते चैव सुतरामिष्यते विधिः ॥ छिन्ने भिन्ने तथा विद्धे क्षते वास्रगतिः स्रवेत् । रक्तक्षयात्तत्र रुजः करोति पवनो भृशम् ॥ स्नेहपानं परीषेकं लेपं तत्रोपनाहनम् । कुर्वन्ति स्नेहबस्तिं च रुजाघ्नं चौषधं पृथक् ॥ खड्गादिछिन्नगात्रस्य तत्काले पूरितो व्रणः । गाङ्गेरुकीमूलरसैः सद्यः स्याद्गतवेदनः ॥

गाङ्गेरुकी नागबला गुलसकरीति लोके ।

कषाया मधुराः शीताः क्रियाः सर्वाः प्रयोजयेत् ॥ सद्योव्रणानां सप्ताहात्पश्चात्पूर्वोक्तिमाचरेत् । आमाशयस्थे रुधिरे विदध्याद्वमनं नरः ॥ तस्मिन् पक्वाशयस्थे तु प्रकुर्वीत विरेचनम् । क्वाथो वंशत्वगैरण्डश्वदंष्ट्राश्मभिदाकृतः ॥ हिङ्गुसैन्धवसंयुक्तः कोष्ठस्थं स्रावयेदसृक् । यवकोलकुलत्थानां निःस्नेहेन रसेन च ॥ भुञ्जीतान्नं यवागुं वा पिबेत्सैन्धवसंयुताम् । जातीनिम्बपटोलपत्रकटुकादार्वीनिशा सारिवामञ्जिष्ठामयसिक्थतुत्थमधुकैर्नक्ताह्वबीजैः समैः ॥ सर्पिः सिद्धमनेन सूक्ष्मवदनामर्माश्रिताः स्राविणो गम्भीराः सरुजो व्रणाः सगतिकाः शुध्यन्ति रोहन्ति च ॥ वृद्धवैद्योपदेशेन पारम्पर्योपदेशतः । जातीघृते तु संसिद्धे क्षेप्तव्यं सिक्थकं बुधैः इति जात्यादिघृतम् ।

जातिनिम्बपटोलानां नक्तमालस्य पल्लवाः । सिक्थकं मधुकं कुष्ठं द्वे निशे कटुरोहिणी ॥ मञ्जिष्ठा पद्मकं पथ्या लोधत्वङ्नीलमुत्पलम् । सारिवा तूत्थकं चापि नक्तमालफलं तथा ॥ एतानि समभागानि कल्कीकृत्य प्रयत्नतः । तिलतैलं पचेत् सम्यग्वैद्यः पाकविचक्षण ॥ विषव्रणे समुत्पन्ने स्फोटके कक्षरोगिणि । दद्रुवीसर्परोगेषु कीटदष्टेषु सर्वथा ॥ सद्यः शस्त्रप्रहारेण दग्धविद्धेषु चैव हि । नखदन्तक्षते देहे दुष्टमांसापकर्षणे ॥ म्रक्षणेन हितं तैलमिदं शोधनरोपणम् । तैलं जात्यादिनाम्नैतत् प्रसिद्धं भिषगादृतम् ॥

इति जात्यादितैलम् ॥

चित्रकरसोनरामठशरपुङ्खालाङ्गलीकसिन्दूरैः । सविषैस्तथा सकुष्ठैः कटु तैलं साधु सम्पक्वम् ॥ विपरीतमल्लसंज्ञं तैलं दुष्टव्रणं तथा नाडीम् । बहुभेषजैरसाध्यामपथ्यभोक्तुश्च निस्तुदति ॥ इति विपरीतमल्ल

तैलम् ।

अमृतापटोलमूलात्रिफलात्रिकटुक्रिमिघ्नानाम् । समभागानां चुर्णं सर्वसमोगुग्गुलोर्भागः ॥ प्रतिवासरमेकैकां गुटिकां खादेद्दित्सुपारिमाणाम् । जेतुं व्रणवातासृग्गुल्मोदरशोथवातरोगांश्च ॥

इति अमृतादि गुग्गुलुः ।

પ્રથમ સોજાને હરનારો લેપ કરવો, પછી કવાથ વગેરેનું સેવન કરવું, પછી ચોળીને કરમાવી નાંખવો, પછી તેમાંથી લોહી કાઢવું, તે પછી તે ઉપર જરા જરા ગરમ ઔષધો કપડામાં બાંધીને બાફ દેવી, તે પછી તેને પકાવવાના ઉપચારો કરવા, પછી શસ્ત્ર કે ઔષધથી સોજાને ભેદી નાંખવો, તે પછી તેને દબાવીને પરૂ કાઢી નાંખવા માટે તે ઊપર ઔષધોના જાડા લેપો કરવા, તે પછી કવાથ વગેરેથી ધોઇને સાફ કરવો, તે પછી ભોંય લાવવી. અને તે પછી એ જગોનો વર્ણ શરીર જેવો લાવવો. એ રીતે વ્રણ ઉપર અગિયાર પ્રકારની ચિકિત્સાઓ કરવી. સુશ્રુતે તો તે વ્રણ ઉપર સાઠ ક્રિયાઓ લખી છે, પણ વિસ્તારના ભયથી તે સર્વ અહીં લખી નથી.

## સોજાને હરનારા લેપો.

સળગતા ઘરને જેમ પાણી ઠારી નાંખે છે તેમ લેપોથી પીડા તુરત શાંત થઇ જાય છે.

બીજોરાનું મૂળ, જટામાંસી, દેવદાર, સુંઠ, રાસ્ના, અને અરણીના લેપથી વાયુનો સોજો મટી જાય છે.

ક્રો, બરૂનાં મૂળ, પદ્મકાષ્ઠ, કેસર, વાળો, પીળો વાળો, અને કમળના લેપથી પિત્તનો સોજો મટી જાય છે.

વડ, ઉંબરો, પીપળો, પીપળ, અને નેતરની છાલ્યોનો ઘીમાં કાલવીને લેપ કરવાથી પિત્તનો સોજા મટી જાય છે.

ઉપરનો વડ વગેરેની છાલ્યોવાળો ઉપાય રક્ત તથા આગંતુજ સોજા ઉપર પણ હિતકારી છે.

મરડાશીંગી, જંગલી તુળસી, મજીઠ, દેવદાર, કાળીનસોતર, અને આસોંદના લેપથી કફનો સોજો મટી જાય છે.

પીપર જુનો ખોળ, સરગવાની છાલ રેતી અને હરડેને ગોમૂત્રમાં વાટી જરા ગરમ કરીને લેપ કરવાથી કફ સંબંધી સોજો મટી જાય છે.

રાતે લેપ ન કરવો. લેપ કરતાં લેપનો જે ભાગ શરીર ઉપરથી પડી જાય તેનો ફરીથી લેપ ન કરવો, જેનો એકવાર લેપ કર્યો હોય તેને લેઇને બીજીવાર લેપ ન કરવો, લેપ કરવાનાં રાતવાસી કલ્કનો લેપ ન કરવો, લેપ સુકાઈ જવા માંડે એટલે તેને શરીરપર રાખવો નહી, એવી રીતે લેપનવિધિ છે. અંધારાથી ઢંકાયેલી ભારે ગરમી જો લેપ ન કર્યો હોયતો રૂવાડાંનાં છીદ્રોનાં મોઢામાંથી બહાર નીકળે છે, તે જો લેપ કર્યો હોય તો બહાર નીકળી શકતી નથી, માટે રાતે લેપ ન કરવો. પાકે નહી એવો સોજો, ઉંડા સોજો અને રૂધિરથી કે પીત્તથી થયેલો સોજો એઓની ઉપર ચતુર વૈદ્યોએ રાતે પણ લેપ કરવો.

## સોજા ઉપર કવાથ વગેરેનાં સેચન.

જળ છાંટવાથી જેમ અગ્નિ શાંત થાય છે તેમ કવાથ વગેરે વડે સેંચન કરવાથી દોષરૂપી અગ્નિ તુરત શાંત થઇ જાય છે.

વાતહર કવાથો, તેલો, માંસરસાઓ, ઘી અને કાંજીને ગરમ કરીને તેવડે વાયુ સંબંધી સોજા ઉપર સેચન કરવું.

જો પિત્તથી, રક્તથી કે ક્ષતથી સોજો થયો હોય, તો તેના ઉપર શીતળ દવાઓના રસથી, દૂધથી, ઘીથી, મધથી, ખાંડથી, શેરડીના રસથી, અને પિત્તહર કવાથોથી સેચન કરવું.

જો કફનો સોજો હોય તો તેના ઉપર કફહર દવાના શીતળ,કવાથ, તેલ, ક્ષાર, જળ અને મૂત્રવડે સેચન કરવું.

## સોજાને ચોળીને કરમાવી નાંખવાનો પ્રકાર.

ઉપડેલા કઠણ સોજાને ધીરે ધીરે કરમાવી નાંખવો. એની રીત વિષે સુશ્રુત કહે છે કે—"વૈદે સોજા ઉપર અભ્યંગ કરી બાફ દઇને ધીમે ધીમે વાંસની નળીથી અથવા હાથના તળીયાથી અથવા અંગુઠાથી ધીમે ધીમે ચોળવો જોઈએ.

## સોજામાંથી લોહી કાઢવા વિષે.

તુરતના ઉત્પન્ન થયેલા સોજામાં થતી વેદનાની શાંતિ માટે અને તેને નહી પાકવા દેવા માટે તેમાંથી લોહી કઢાવવું જોઇએ. એક બાજુ બીજી બધી ક્રિયાઓ છે અને બીજી બાજુ લોહી કઢાવવાનો પ્રકાર છે, એટલે બીજી બધી ક્રિયાઓવડે સોજા ઉપર જેટલી અસર થાય છે તેટલી એક લોહી કઢાવવાની ક્રિયાથી થાય છે. વેદના થવાનું મૂળ લોહીજ છે, જો લોહી ન હોય તો વેદના થાય જ નહી. ઘણું કરીને શીંગડાંથી, જળો મૂકવાથી અને છેરા દેવાથી લોહીનું સ્રાવણ કરવું.

## ઉનાં ઔષધો સોજા ઉપર બાંધીને બાફ દેવા વિષે.

આ વિધિવિષે "ઉપનાહ સ્વેદ"નામના મથાળા નીચે પ્રથમખંડમાં કહેવાઈ ગયું છે. જે સોજા વેદનાવાળા, ઉગ્ર અને સખ્ત હોય, તેની ઉપર બાફ દેવો, અને વ્રણ સંબંધી સોજા પણ એવા હોય તો તેને પણ બાફ દેવો. જે સોજો કાચો હોય અથવા પાકવા માંડયો હોય તેની ઉપર ઉપનાહ સ્વેદ કરવો. તેથી જો સોજો કાચો હોય તો તે મટી જાય છે, અને પાકવા લાગ્યો હોય તો તુરત પાકી જાય છે.

## શોભાંજના દિસ્વેદ

સરગવો, પીપર, સૈંધવ, સુંઠ, શણનાં બીજ, કપાશિયા, અળસી, કળશીથી, તલ, જવ, સર્ષવ, કાળીતુળસી, મૂળા, અને સૂવામાંથી જેટલાં મળી શકે તેટલાંને ખાટા રસમાં વાટી કલ્ક કરી જરા જરા ગરમ તેને લુગડાંમાં બાંધીને ધીરે ધીરે સોજા ઉપર વિધિ પૂર્વક બાફ દેવે એથી વાયુનો સોજો શાંત થઇ જાય છે, તેમાં સંશય નથી.

## પુનર્નવાદિ લેપ

સાટોડી, દેવદાર, સુંઠ, સરગવો, અને સર્ષવને ખટાઇમાં વાટીને સહેવાય તેવો

ગરમ લેપ કરવાથી પણ સર્વ જાતના સોજા મટી જાય છે.

## સોજાને પકવવાની રીત.

પ્રલેપ વગેરેથી જે સોજો શાંત ન થાય તેના ઉપર પકાવવાના પદાર્થો બાંધવા. શણનાં ફળ, મૂળાનાં બીજ, સરગવાનાં ફળ, તલ, સર્ષવ, અળસી, સાથવો, મહિશનું બીજ, અને બીજા ગરમ પદાર્થો પકવનારા છે.

## ભેદન વિધિ.

સોજામાં પરૂ હોય, વાંકો ન હોય, અને કોતર વાળો હોય, તે સોજા તથા નાડીવ્રણોનું શસ્ત્ર કે ઔષધોથી ભેદન કરવું. શસ્ત્રથીજ વીંધવા યોગ્ય હોય તેને યોગ્ય ઠેકાણે પ્રમાણસર શસ્ત્ર ઘોચીને તેમાંથી દોષોને સ્ત્રવાવી નાંખવા. આ પ્રકાર સુશ્રુતાદિએ કહ્યા પ્રમાણે કરવો. બાળક, વૃદ્ધ, શસ્ત્ર સહન ન કરીશકે તે, ક્ષીણ, બીકણ અને સ્ત્રીઓને તેમજ મર્મસ્થળોમાંનાં વૃણોનું ભેદન શસ્ત્રથી નહિ કરતાં ઔષધોથી કરવું.

કરંજ, રાતો ચિત્રક, નેપાળો, ચિત્રક, કણેર, હોલાનાં ચરક, તથા કાગડા અને ગરજની ચરકોનો લેપ કરવાથી વ્રણ ભેદાઈ જાય છે.

અઘેડો વગેરે ક્ષારવાળા પદાર્થો, જવખાર, અને સાજીખાર, વગેરેના લેપથી પણ વ્રણ ચીરાઈ જાય છે.

હાથી દાંતને પાણીમાં વાટીને તેનો એક બિંદુ જેટલો લેપ કરવાથી અત્યંત કઠણ સોજો પણ અવશ્ય ભેદાઇ જાય છે.

## પિડન વિધ.

ચીકણી ઔષધિઓનાં મૂળ તથા છાલ્યોને વાટીને ચોપડવાથી સોજો દબાય છે. જળ, ઘઉં, અને અડદની લોપરીઓ બાંધવાથી સોજો દબાય છે. સોજાને દબાવવા માટે કરેલા લેપને સુકાવા દેવો, પણ તે લેપને સોજાના મોઢા ઉપર કરવો નહિ. આથી સોજામાંથી દોષો ખેંચાઈને નીકળી જાય છે.

## શોધન વિધિ.

વ્રણમાંથી પરૂ નીકળી ગયા પછી પરવળ તથા લીમડાનાં પાનોના કવાથથી તેને ધોવાથી તે સાફ થઇ જાય છે. આ કવાથ સર્વ વ્રણો ઉપર ઉપયોગી છે.

વાયુના વ્રણને દશમૂલીના કવાથથી પિત્તના વ્રણને વડ વગેરે છીરવાળાં વૃક્ષોના કવાથથી, અને કફના વ્રણને આરગ્વધાદિ ગણના ક્વાથથી ધોવાથી તે તે વ્રણો શુદ્ધ થાય છે.

પીપળો, ઉંબરો, પીપર, વડ, અને નેતરના કવાથથી ધોવાથી વ્રણના સોજાઓ તથા ચાંદીનો નાશ થાય છે.

તલ, સેંધવ, જેઠીમધ, લીમડાનાંપાન, હળદર, દારૂહળદર, અને નસોતરને વાટી ઘી મેળવી લેપ કરવાથી વ્રણ સાફ થઇ જાય છે.

એકલા ઉપલસરીના મૂળનો લેપ કરવાથી સર્વ જાતના વ્રણો સાફ થઈ જાય છે.

લીમડાનાં પાન, તલ, નેપાળો, નસોતર, સૈંધવ, અને મધનો લેપ દુષ્ટ

વ્રણોને શાંત કરે છે, તથા સાફ કરવામાં સર્વોત્તમ છે.

લીમડાનાં પાનના કલ્કનો લેપ કરવાથી વ્રણ શુદ્ધ થાય છે તથા તેમાં રતી લાવે છે, અને તે કલ્ક ખાવાથી ઉલટી, મંદાગ્નિ, પિત્ત, કફ, તથા કૃમિને હણે છે. લીમડાનાં પાનના કલ્કની વાટ કરી વ્રણના મુખમાં ખોસવાથી સાંધાઓ તથા મર્મસ્થળોમાં થયેલા ઝીણા વ્રણો સાફ થઈ જાય છે.

હરડે, નસોતર, નેપાળો, કલગારી, ખમણું મધ, સીંધવ, લીમડાનાં પાન, ઘી, દારૂહળદર, અને જેઠીમધની વાટ કે કલ્ક વ્રણને સાફ કરીને તેમાં ધરતી લાવે છે.

## વ્રણની ભોંય લાવવા વિષે.

જે વ્રણ માંસના જથામાં થવાથી તેમાંથી સડી ગયેલું માંસ નીકળી ગયા છતાં પણ રૂઝાતો ન હોય, તેની ઉપર તલના કલ્કમાં મધ મેળવીને લગાવવું, તેથી તેણાં રૂઝ આવી જાય છે.

આસોંદ, કડુ, લોધર, કાયફળ, જેઠીમધ, મજીઠ, અને ધાવણીનાં ફુલનો કલ્ક ચોપડવાથી વ્રણમાં ભોંય આવી જાય છે.

મધ તથા ગધનો લેપ કરવાથી સર્વ જાતના વ્રણો રૂઝાઇ જાય છે.

ઝીણી એલચીનાં પાનનો, અથવા ધંતુરાનો, અથવા બલા મોટાનો, અથવા કાળી તુલસીનો લેપ કરવાથી ઉંડા વ્રણને પણ રૂઝવી જાય છે.

આસોંદરો, ઉંબરો, પીપળો, જાંબુ, કાયફળ, અને લોદરની છાલનાં ચૂર્ણ વ્રણ ઉપર ભભરાવવાથી વ્રણો અવશ્ય રૂઝાઇને ભોંય આવે છે.

ઘઉંલા, ધાવડીનાં ફુલ, જેઠીમધ, અને લાખનું ચૂર્ણ વાટી ઝીણું કરીને વ્રણ ઉપર ભભરાવવું.

જવ અને જેઠીમધનું ચૂર્ણ તેલમાં તથા ઘીમાં મેળવી ઉનું કરીને લેપ કરવાથી વ્રણનો દાહ તથા શૂળ મટીજાયછે.

કરંજ લીંમડો અને નગડનો લેપ કરવાથી વ્રણમાં પડેલા કીડાનો નાશ થાય.

લીંમડા અને હીંગનો લેપ કરવાથી વ્રણમાંના કીડા નાશ પામે છે.

લીમડાનાં પાન, વજ, હીંગ, ઘી, સૈંધવ અને સર્ષવ, એઓની ધુમાડી દેવાથી વ્રણની રૂક્ષતા, કીડા, ચળ, તથા પીડા મટી જાય છે.

જે વ્રણ પાકીને સ્રવતા હોય, ગંધવાળા હોય, લાંબા વખતથી થયેલા હોય, અને જે સોજા હમેશના હોય તો ત્રિફળાના રસમાં ગુગળ મેળવીને પીવાથી તે મટી જાય છે.

કડવાં પરવળ, લીંબડાની અંતરછાલ, બીબલાનો સાર, આમળાં હરડાં અને બેહેડાંનો કડવાથ કરી તેમાં ગુગળ મેળવીને નિત્ય સવારમાં પીવાથી રતવા, વિસ્ફોટક, તથા દુષ્ટ વ્રણો મટી જાયછે,

મણશીલ, મજીઠ, લાખ હળદર અને દારૂહળદરનું ચૂર્ણ મધ તથા ઘીમાં મેળવીને ચોપડવાથી તે વ્રણની જગ્યાની ચામડીનો રંગ અસલ જેવો થઇ જાયછે.

## વ્રણવાળાને ભોજન આપવા વિષે.

જાંગલમાંસોના રસો, તાંદળજો, મીઠી ખરખોડી, બથવો, સુનિસરણક, નાના મૂળા, રીંગણાં, પરવળ, કારેલાં, દાડમ, તથા આમળાં એ સર્વને ઘીમાં તળી સીંધવ નાંખીને તેઓની સાથે, અથવા એવાજ ગુણોવાળા બીજા પદાર્થોની સાથે જરા ઉનો, સ્નિગ્ધ, અને પાતળો જુના રાતા ચોખાનો ભાત ખાવાથી વ્રણ તુરત મટી જાય છે.

ખાટું દહિં, ખાટાં શાક, જળમય દેશનાં કે જળચર પ્રાણીઓનાં માંસો, દૂધ, અને ભારે અન્નો, વ્રણવાળાએ ખાવાં નહિ.

## વ્રણવાળાને ત્યાજ્ય.

વ્રણવાળો શ્રમ કરે તો સોજો ચડેછે; ઉજાગરો કરે તો સોજો તથા રતાશ થાય છે, દિવસે સુવાથી સોજો, રતાશ, અને વેદના, એ ત્રણે થાય છે; અને મૈથુનથી તો એ ત્રણે તેમજ મૃત્યુ પણ થાય છે.

## આગંતુજ વ્રણની ચિકિત્સા.

આગંતુજ વ્રણ કોપ પામે તો વમન વિરેચનથી શોધન કરવું; તથા રક્ત, પિત્ત, અને ગરમીનો નાશ કરનારી શીતળ ક્રિયાઓ કરવી. બળ પ્રમાણે લંઘન કરાવવું તથા ભોજન કરાવવું, અને યોગ લાગે તો લોહી પણ કઢાવવું. આગંતુજ વ્રણ ક્સાઈ કે ફાટી જાય તોપણ એજ ક્રિયાઓ યોગ્યતા જોઇને કરવી.

અંગ છેદાઇ, ભેદાઇ, વિંધાઇ, કે થવાઈ જવાથી લોહી નીકળે, અને તેથી લોહીની ક્ષીણતા આવે તો વાયુ અત્યંત પીડા કરે છે. એમ થાય તો સ્નેહપાન, સેચન, લેપન, ઉપનાહ સ્વેદ, સ્નેહની પિચકારીઓ, અને પીડા શામક ઉપાયો પણ કરવા.

તરવાર વગેરેનો જખમ થાય તો તેજ વખતે તે વ્રણમાં ગંગેટીનાં મૂળનો રસ ભરવો, એટલે વેદના શાંત થઈ જાય છે.

આગંતુજ વ્રણોમાં પ્રથમ સાત દિવસ સૂધી તો સર્વ તૂરી, મધુર, અને શીતળ ક્રિયાઓ કરવી. પછી આઠમે દિવસેથી બીજા વ્રણો માટે જે ક્રિયાઓ ઉપર કહેવાઇ ગઇ છે તે કરવી.

આમાશયમાં રૂધિર રહ્યું હોય તો વમન, અને પક્વાશયમાં રહ્યું હોય તો વિરેચન દેવું.

વાંસની છાલ્ય, એરડો, ગોખરૂ, અને પાષાણભેદનો ક્વાથ હિંગ તથા સૈંધવ નાંખીને પીવાથી કોઠામાંનું લોહી સ્રવી જાય છે.

આગંતુજ વ્રણવાળાએ જવ, મીઠાં મોટાં બોર, અને કળથીના સ્નેહ વગરના રસની સાથે ભોજન કરવું; અથવા સૈંધવ નાંખીને યવાગૂ પીવી.

## જાત્યાદિ ઘૃત.

ચમેલી, લીમડો, પરવળ કે કડવી ઘીસોડીનાં પાંદડાંઓ; કડુ, દારૂહળદર, ઉપલસરી, મજીઠ, કાળો વાળો, મીણ, મોરથુથુ, જેઠીમધ, અને કરંજનાં બીજ સમભાગે લેઇ, તેઓના કલ્કથી પકાવેલ જાત્યાદિ ઘી લગાડવાથી ઝીણા મુખવાળા મર્મોમાં રહેલા, સ્રાવવાળા, ઉંડા, વેદનાવાળા, અને અંગોમાં ગતિ કરનારા વ-

ણો સાફ થઇ જઇ તેમાં ઘરતી આવીને રૂઝાઇ જાય છે. આમાં મીણુ નાંખવાનું કહેલું છે તેમાં વૃદ્ધ વૈદ્યોનો એમ મત છે કે તે ઘી પાકી ગયા પછીજ તેમાં નાંખવું.

## જાત્યાદિ તૈલ.

ચમેલી, લીમડો, કડવાં પરવળ અથવા કડવી ઘીસોડીનાં પાનો, કરંજનાં પાન, મીણુ, જેઠીમધ, કઠ, હળદર, દારૂહળદર, મજીઠ, પદ્મકાષ્ઠ, કડુ, હરડે, નીલકમળ, લોદરની છાલ્ય, ઉપલસરી, મોરથુથુ, અને કરંજનાં ફળને સમ ભાગે લેઈ પાક જાણનારા વૈદ્યે તેમના કલ્કથી તલના તેલને પ્રયત્નથી પકાવીને લગાડવાથી વિષમય વ્રણ, વિસ્ફોટક, ખસ, દાદર, રતવા, કીડાનો ડંખ, શસ્ત્રનો તુરતનો જખમ, બળવું, વીંધાવું, નખ તથા દાંતના ઘા મટી જાયછે. વ્રણમાંથી સડેલ માંસ કાઢી નાંખવામાં આ તેલ ઉત્તમ છે. વૈદ્યોએ આદર પૂર્વક સ્વીકારેલ આ તેલ પ્રસિદ્ધ તથા વ્રણોને સાફ કરનાર અને સારી પેઠે રૂઝવનાર છે.

## વિપરીત મલ્લ તૈલ.

ચિત્રક, લસણ, હિંગ, શરપુંખો, કલગારી, સિંદૂર, વછનાગ, અને કઠના કલ્કથી સારી રીતે પકાવેલ સરાસયું તેલ લગાડવાથી દુષ્ટ વ્રણો તથા ઘણી દવાઓથી પણ નહિ મટતાં અસાધ્ય નાડી વ્રણો પણ મટી જાયછે. અપથ્ય જમતાં છતાં પણ આ તેલ દુષ્ટ અને નાડી વ્રણોને મટાડયા વગર રહેતુંજ નથી.

## અમૃતાદિ ગુગ્ગુલુ.

ગળો, કડવાં પરવળ અથવા કડવી ઘીસોડીનાં મૂળ, સૂંઠ, મરી, ત્રિફળા, પીપર, અને વાવડીંગનું સમભાગે ચૂર્ણ કરી તેને તેટલાજ વજનના ગુગળમાં મેળવી યોગ્ય માત્રાની ગોળીઓ કરી નિત્ય એક એક ખાવાથી વ્રણ, વાતરક્ત, ઉદર રોગો, સોજા, અને વાતરોગો જીતાય છે.

## અગ્નિથી બળેલાની ચિકિત્સા.

पुष्टस्याग्निषु तपनं कार्यमुष्णं तथौषधम् ॥ सम्यक् स्विन्ने शरीरे तु स्विन्नं भवति शोणितं ॥ प्रकृत्या सलिलं शीतं स्कन्दयत्यतिशोणितम् । तस्मात् सुखयति मुष्णं नतु शीतं कदाचन ॥ स्कन्दयति शोषयति ॥

शीतामुष्णां च दुर्दग्धे क्रियां कुर्यात्ततः पुनः । घृतालेपनसेकास्तु शीतानेवास्य कारयेत् ॥ सम्यग्दग्धे तुगाक्षीरीप्लक्षचन्दनगैरिकैः । सामृतैः सर्पिषा युक्तैरालेपं कारयेद्भिषक् ॥ ग्राम्यानूपौदकैर्मांसैः पिष्टैरेनं प्रलेपयेत् ! अतिदग्धे विशीर्णानि मांसान्युद्धृत्य शीतलं ॥ क्रियां कुर्यात्ततः पश्चाच्छालितण्डुलकण्डनैः॥ तिन्दुकयास्त्वक्कषायैर्वा घृतमिश्रैः प्रलेपयेत् ॥ सर्वेषामग्निदग्धानामेतद्रोपणमुत्तमम् । सिक्थककर्दमजीरकमधुपथ्यासर्जमिश्रितं लेपात् । मक्यं घृतमपहरति विपाकजनितं व्रणं सद्यः ॥

इति सिक्थकादि घृतम् ।

सिद्धं कषायकल्काभ्यां पटोल्याः कटुतै-

लकम् । दग्धव्रणरुजास्रवदाहविस्फोटना-
शनम् ॥ इति पटोलादितैलम् ।

સ્વાભાવિક વર્ણ બદલાઇને બળતરા થાય તથા ફોલ્લા ન ઊઠે તે બળવાને પુષ્ટ કહેછે, અને તેમાં અગ્નિનો શેક તથા ગરમ દવાઓ કરવી; સમગ્ર શરીરને સ્વેદન થાયતો રક્ત પણ સ્વેદ પામેછે, અને જળ સ્વભાવથી શીતળ હોવાથી તે લોહીને શોષીને ઠારી દેછે; એટલા માટે ગરમ ઉપચારોથી સુખ વળેછે, પણ શીતળથી તો નહિજ.

તીવ્ર ફોલ્લા ઊઠી ખેંચાણ, વેદના, બળતરા, રતાશ, પાક, અને સબાકા નીકળે, તથા તે લાંબે કાળે મટે એવા હોય, તો તે દાઝેલાને દુર્દગ્ધ કહેછે; એના ઉપર શીતળ તથા ગરમ બંને ઉપાયો થઇ શકે છે, તો પણ તેના ઉપર ઘી વગેરે લેપ તથા સેચન કરવાં, તે તો શીતળજ કરવાં.

દાહનું મૂળ ઊંડું ગયું ન હોય, પાકા તાડફળ જેવો રંગ હોય, દાહમાં ઊંચો કે નીચો વગેરે દોષો ન હોય. અને ચામડીમાં દાહનાં ચિન્હો હોય, તો તેને સમ્યગ્દગ્ધ કહેછે, એમાં વંશલોચન, પીપર, રતાંજળી, સોનાગેરૂ, અને ગળોને વાટીને ઘી સાથે મેળવીને લેપ કરવો, તથા ઘોડા વગેરે ગ્રામ્યપશુઓનાં માંસો, કાચબા વગેરે જળચરોનાં માંસો, અને સુવર વગેરે જળપ્રાય દેશનાં પ્રાણીઓનાં માંસોને વાટીને લેપ કરવા.

માંસ લટકી ગયું હોય; ગાત્ર વીંખાઈ ગયેલ હોય; શિરા, સ્નાયુ, તથા સાંધાઓમાં અને હાડકાંઓમાં તૂટફાટ થઇને જ્વર, દાહ, તરશ, અને મૂર્ચ્છા, વગેરે ઉપદ્રવો હોય, તો તે અતિદગ્ધ કહેવાય છે. એમાં લટકેલા માંસને કાઢી નાંખીને વૈદ્યે શીતળ ઉપચારો કરવા, અને પછી રાતા ચોખાનો લોટ ભભરાવવો, અથવા ટીંબરવાની છાલ્યના ચુર્ણનો ઘીમાં વાટીને લેપ કરવો.

## સિક્થકાદિ ઘૃત.

મીણ, કાદવ, જીરૂં, મધ, હરડે, રાળ, તથા ગાયનું ઘી ચોપડવાથી બળવાથી થયેલા વ્રણ મટી જાયછે. ચારે પ્રકારના બળેલાને લોંય લાવીને રૂઝવવાનો એજ ઉત્તમ ઉપાય છે,

## પટોલાદિ તેલ.

કડવી ઘીસોડીના ક્વાથ તથા કલ્કથી પકાવેલ સરસિયું તેલ દાઝવાથી થયેલ વ્રણ, વેદના, સ્રાવ, દાહ, અને ફોલ્લાનો નાશ કરેછે.

## વ્રણની ગાંઠની ચિકિત્સા.

वातास्रप्रसुतं दुष्टं सशोथं ग्रथितं व्रणम् ।
कुर्यात् सदाहं कण्ड्वाढ्यं व्रणग्रन्थिस्तु स स्मृतः ॥ कम्पिल्लकं विडङ्गानि त्वचं दार्व्यास्तथैव च । पिष्ट्वा तैलं पचेत्तत्तु व्रणग्रन्थिहरं परम् ॥

इति व्रणशोथाग्निदग्धनिदानचिकित्साधिकारः ।

વાયુ તથા લોહીથી વ્રણ સ્રાવ વગરનો, દુષ્ટ સોજા વાળો, ગુંથાયલો, અને બળતરા તથા ચળ વાળો થઈ જાય છે. આ વ્રણ વ્રણગ્રંથિ કહેવાય છે. તેના ઉપર કપીલો, વાવડીંગ, અને દારૂહળદર

ની છાલના કલ્કથી પકાવેલ તેલ ઉપયોગી થાય છે. એમાં શક નથીજ.

# ભગ્ન (હાડકું ભાગવું) નો અધિકાર.

## ભગ્નના ભેદો.

**भग्नं समासात् द्विविधं हुताशकाण्डे च सन्धावपि तत्रसन्धौ । उत्पिष्टविश्लिष्टवि-वर्तितानि तिर्यग्गतं क्षिप्तमधश्च भग्नम् ॥**

अत्र भावेऽर्थे क्तप्रत्ययस्तेन भग्नं भङ्गः स चात्र विश्लेषोऽभिप्रेतः । तेन भग्नमात्रास्थिविश्लेषलक्षणम् । समासात् सक्षेपात् । हुताश हे अग्निवेश । यतश्चरके । अग्निवेशस्य हुताशेति नामान्तरमुक्तम् । काण्डे सन्धिपर्यन्ते एकखण्डे । अस्थिसन्धौ द्वयोरस्थ्नोः स्वस्थानसन्धाने तत्र सन्धौ । उत्पिष्टादिभेदैः षट्प्रकारकं भग्नं भवति ॥ स्वरूपवक्तव्यत्वेन सन्धिभग्नस्यादौ विवरणम् । उत्पिष्टेत्यादि । अधः अधोभग्नम्.

ચરકમાં પુનર્વસુ મુનિએ પોતાના શિષ્ય અગ્નિવેશને કહ્યું છે કે-ભગ્નના સંક્ષેપથી બે પ્રકારો છે, એક કાંડભગ્ન અને બીજો સંધિભગ્ન. ઉત્પિષ્ટ, વિશ્લિષ્ટ, વિવર્તિત, તિર્યગ્ગત, ક્ષિપ્ત. અને અધોગત, એમ સંધિભગ્નના છ ભેદો છે.

## સંધિભગ્નનાં સામાન્ય ચિન્હ.

**प्रसारणाकुञ्चनवर्तनोग्रारुक्स्पर्शाविद्वेषण-मेतदुक्तम् । सामान्यतः सन्धिगतस्य लिङ्गम् ॥**

પસારવામાં, સંકોચવામાં તથા ફેરવવામાં તીક્ષ્ણ પીડા થાય અને સ્પર્શ સહન ન થાય એ સંધિભગ્નનાં સામાન્ય ચિન્હો છે.

## સંધિભગ્નોનાં લક્ષણો.

**उत्पिष्टसन्धेः श्वयथुः समन्तात् ॥ विशेषतो रात्रिभवा रुजा च विश्लिष्टकेतौ च रुजा च नित्यम् ।**

उत्पिष्टसन्धेः उत्पिष्टः द्वाभ्यामस्थिभ्यां पिष्टः संधिर्यस्य तस्य समन्तात् उभयभागयोः शोथो भवति। विश्लिष्टमाह । विश्लिष्ट इत्यादि तौ उभयतः रात्रिशोथौ रुजा च नित्यम् । सदा रुजाधिका भवतीति उत्पिष्टभेदः ।

**विवर्तिते पार्श्वरुजश्च तीव्रास्तिर्यग्गते तीव्ररुजो भवन्ति । क्षिप्तेऽतिशूलं विषमं रुजश्च क्षिप्ते त्वधोरुग्विघटश्च सन्धेः ॥**

विवर्तिते सन्धावमुक्ते अस्थिद्वये परिवर्तिते पार्श्वरुजः । सन्धिस्थितास्थिखण्डद्वयपार्श्वगो रुजः । तिर्यग्गते एकस्मिन्नस्थ्नि सन्धिस्थानं त्यक्त्वा तिर्यग्गते । क्षिप्ते एकस्मिन्नस्थ्नि परस्मादस्थ्न उपरिगते अतिशूलम् । तत्र विषमं कदाचिदधिकं कदाचिन्न्यूनम् । अधः क्षिप्ते सन्धिगते एकस्मिन्नस्थ्नि । अधोगते रुक् सन्धिविघट्टनं च ।

બે હાડકાંઓના પરસ્પર ઘસાવાથી સાંધો દબાઇને બંને ભાગોમાં સોજો થાય છે, અને તેમાં રાત્રે વધારે વેદના થાય છે, એ ઉત્પિષ્ટ કહેવાય છે. બંને ભાગમાં સોજો તથા નિરંતર વેદના હોય, તો તે વિશ્લિષ્ટ કહેવાય છે. સાંધો જૂદો ન પડે. પણ તેનાં બંને હાડકાંઓ વાંકાં થઇ જાય. અને તેથી તેમાં તીવ્ર વેદના થાય. તેને વિવર્તિત કહે છે. સાંધાનાં

બે અસ્થિઓમાંથી એક સંધિસ્થાનમાંથી ખસીને વાંકું થઇ જાય, અને તીવ્ર વેદના થાય, તેને તિર્યગ્ગત કહે છે. સાંધાનાં બે અસ્થિઓમાંનું એક બીજા ઉપર ચઢી જાય, તેથી તેમાં વિષમ અને ભારે શૂળ થાય છે. તથા વેદના થાય છે, તેને ક્ષિપ્ત કહે છે. કોઈ વાર ઓછાપણું તે શૂળનું વિષમપણું જાણવું. સાંધાનાં બે અસ્થિમાંનું એક બીજાની નીચે જાય, અને વેદના થઇ સાંધો જૂદો પડે, તેને અધોગત ભગ્ન કહે છે.

## કાંડભગ્નના પ્રકારો.

**भग्नं तु काण्डे बहुधा प्रयाति विशेषतो नामभिरेव तुल्यम् ।**

भग्नम् काण्डे काण्डविषये बहुधा बहुभिः प्रकारैः प्रयाति । अत्र बहुविधत्वम् द्वादशविधत्वं बोद्धव्यम् । बहुविधस्य काण्डभग्नस्य पृथग्लक्षणं नोक्तम् । किन्तु नामभिरेव तुल्यम् । कर्कटकादिनामानुरूपमेव लक्षणं बोद्धव्यम् ।

**काण्डे त्वतः कर्कटकाश्वकर्णौ विचूर्णितं पिच्चितमस्थि खल्लितम् । काण्डेषु भग्नं ह्यतिपातितं च मज्जागतं विस्फुटितं च वक्रम् ॥ छिन्नं द्विधा द्वादशधापि काण्डे सामान्यमग्रे किल तस्य लिङ्गम् ।**

'अतः सन्धिभग्नानन्तरं काण्डे काण्डभग्नम् । तदाह । कर्कटकः अस्थिविश्लेषपूर्वको मध्ये प्रोन्नतः पार्श्वयोरवनतः कर्कटतुल्यरूपत्वात् कर्कटः । अश्वकर्णः अश्वकर्णवद्विपुलास्थिनिर्गमादश्वकर्णः । विचूर्णितम् चूर्णितमस्थि तच्च शब्दस्पर्शाभ्यां बोद्धव्यम् । पिच्चितम् नियन्त्रितं बहुशोथम् । खल्लितं विश्लिष्टमस्थिनिःसृतं । काण्डेषु भग्नम् काण्डभग्नम् । यद्यपि कर्कटकादि सर्वमेव काण्डभग्नम् । तथापि इयं काण्डभग्नसंज्ञाविशिष्टा । अत्र भग्नं मङ्क्तुटितेन सर्वथा त्रुटितम् । पृथग्भूतं त्वचि स्थितं यत्तत्काण्डभग्नम् ॥ अतिपातितं अशेषेण छित्वा पातितमस्थि । मज्जागतम् । अस्थ्यवयवोऽस्थि मध्ये प्रविश्य मज्जानं गतः । विस्फुटितम् स्तोकं विदीर्णम् । वक्रम् स्थानं त्यक्त्वा कुब्जीभूतम् । छिन्नं द्विधा एकं विदीर्णं संलग्नम् अपरं विदीर्णं द्विधाभूतं ॥ द्वादशधा च काण्डे इति कर्कटकादिकाण्डे भग्नं द्वादशधेत्यन्वयः । तच्चोक्तमेव ॥

કાંડભગ્નના ઘણા પ્રકારો છે, અને તેમનાં લક્ષણો વિશેષે કરીને તેમનાં નામો ઉપરથીજ સમજાય તેમ છે. કર્કટક, અશ્વકર્ણ, વિચૂર્ણિત, પિચ્ચિત, ખલ્લિત, કાંડભગ્ન, અતિપાતિત, મજ્જાગત, વિસ્ફુટિત, વક્ર, અલ્પછિન્ન, અને બહુછિન્ન, એ બાર ભેદો છે, તેનાં લક્ષણો સામાન્યજ છે.[1]

---

૧ અસ્થિ ફાટાં પડી વચ્ચેથી ઉપસે તેને કર્કટક કહે છે, ઘોડાના કાનની પેઠે ઊંચું થાય તેને અશ્વકર્ણ કહે છે, ભૂકો થઇ જાય તો વિચૂર્ણિત કહેવાય છે, સોજો થઇ અસ્થિ પીચાઇ ગયું હોય તેને પિચ્ચિત કહે છે, ઢીલું પડીને અસ્થિ ચસું થઇ જાય તેને ખલ્લિત કહે છે, ત્રુટીને ચામડીમાં પડયું હોય તેને કાંડભગ્ન કહે છે, છેક છેદાઇ ગયું હોય તો અતિપાતિત કહેવાય છે, અસ્થિનો ભાગ અસ્થિમાં પેસી જઇને મજ્જા સુધી ગયો હોય તે મજ્જાગત કહેવાય છે, થોડું ફાટેલું અસ્થિ વિસ્ફુટિત કહેવાય છે, વાંકું થાય તો તે વક્ર અને ફાટીને ચોંટી રહ્યું હોય તો અલ્પછિન્ન કહેવાય છે, તથા ફાટીને જુદું પડે તો બહુછિન્ન કહેવાય છે.

### કાંડભગ્નોનાં સામાન્ય લક્ષણો.

**स्रस्ताङ्गता शोथरुजातिवृद्धिस्तथाऽङ्गथा वृद्धिरतीव नित्यम्। सम्पीड्यमाने भवतीह शब्दः स्पर्शासहं स्पन्दनतोदशूलाः॥ सर्वास्ववस्थासु न शर्मलाभो भग्नस्य काण्डे खलु चिह्नमेतत्।**

स्पर्शासहमिति काण्डभग्नस्य विशेषणम्। स्पन्दनं नाडीनां स्फुरणम्। शूलेनेव च व्यथा। रुजा सामान्यपीडा सर्वास्ववस्थासु शयनादिषु।

અંગોમાં શિથિલતા, સોજા તથા વેદનાની વૃદ્ધિ, શૂળની પીડા વધતી જાય, દબાવતાં અવાજ કરે, સ્પર્શ ખમી ન શકાય, નાડીઓ ફરકે, સોઇઓ ભોંકાયા જેવી પીડા થાય, અને બીલકુલ ચેન ન પડે, એ લક્ષણો કાંડભગ્નનાં છે.

### ભગ્નની કષ્ટસાધ્યતા.

**अल्पाशिनोऽनात्मवतो जन्तोर्वातात्मकस्य च। उपद्रवैर्वा जुष्टस्य भग्नः कृच्छ्रेण सिध्यति॥** अनात्मवतः रोगप्रतीकारे यत्नरहितस्य। वातात्मकस्य वातप्रकृतेः। उपद्रवैः ज्वराध्मानमोहमूत्रपुरीषसङ्गादिभिः।

થોડું જમનાર, અશ્રદ્ધાળુ, અને વાત પ્રકૃતિવાળાને અને જ્વર, આફરો, મોહ તથા મળમૂત્રની અટકાયત વગેરે ઉપદ્રવો સહિત ભગ્ન થયું હોય, તો તે કષ્ટ સાધ્ય છે.

### ભગ્નની અસાધ્યતા.

**भिन्नं कपालं कट्यां तु सन्धिमुक्तं तथाच्युतम्। जघनं प्रतिपिष्टं च वर्जयेत्तु चिकित्सकः॥**

कपालम् जानुनितम्बांसगण्डतालुशङ्खवङ्क्षणशीरोऽस्थीनि कपालानि। तथाच्युतम्। अन्तः क्षिप्तम्। प्रतिपिष्टम् उत्पिष्टम्।

**असंश्लिष्टकपालं च ललाटे चूर्णितं च यत्। भग्नं स्तेन गुदे पृष्ठे शङ्खे मूर्द्धनि वर्जयेत्॥**

असंश्लिष्टकपालमिति भग्नविशेषणम्। स्तने स्तनयोरन्तरे। मूर्द्धनि चूडास्थाने।

**सम्यक्संहितमप्यस्थि दुर्न्यासाद्दुष्टबन्धनात्। संक्षोभाद्वापि यद्गच्छेद्विक्रियां तच्च वर्जयेत्॥**

सम्यक् संहितमपि सम्यक् योजितमपि। अस्थि दुर्न्यासात् दुःस्थापनात्। सुन्यस्तमपि दुष्टबन्धनात्। सुबद्धमपि संक्षोभात्। अभिघातादिना संचलनात्। विक्रियां गच्छेत् विकृतं भवति तद्वर्जयेत्।

ગોઠણ, કમર, ખભા, ગાલ, તાળુ, લમણા, સાથળના સાંધા, અને માથાનાં હાડકાંઓ કપાલાસ્થિ કહેવાય છે, તે ભાંગે છે તો; તેમજ કમરમાં અધોક્ષિપ્તાવ અને પેડુમાં ઉત્પિષ્ટ નામનાં સંધિભગ્ન થાય તો પણ તેમની ચિકિત્સા કરવી નહિ. કપાલાસ્થિઓ છુટાં પડી જાય; લલાટમાં વિચૂર્ણિત ભગ્ન થયું હોય, તેમજ સ્તનમધ્ય, ગુદા, પીઠ, લમણા, અને મૂર્છાનાં ભગ્નો હોય, તો પણ તેઓની ચિકિત્સા કરવી નહિ. અસ્થિને સાંધ્યા પછી જો તે બરોબર ન મૂકાયાથી વિક્રિયા કરે, અને ઠીક રીતે બાંધ્યા છતાં પણ વિક્રિયા કરે, કે ગમે તે કારણથી પણ તે વિક્રિયા કરે, તો તેની પણ ચિકિત્સા કરવી નહિ.

### ભગ્નાસ્થિઓના પ્રકારો.

तरुणास्थीनिं नम्यन्ते भिद्यन्ते नलकानि तु । कपालानि विभज्यन्ते स्फुटन्ति रुचकानि च ॥

तरुणास्थीनि घ्राणकर्णाक्षिगुदेषु कोमलास्थीनि नम्यन्ते वक्रीभवन्ति तेनात्र वक्रतालक्षण भग्नं। नलकानि नाडीवत्सरन्ध्राण्यस्थिपर्वाणि भिद्यन्तेऽस्थ्यन्तरानुप्रवेशाद्विदार्यन्ते । कपालानि जानुनितम्बांसगण्डतालुशङ्खवंक्षणशिरोऽस्थीनि विभज्यन्ते । स्फुटान्ति त्रुट्यन्ति । रुचका दन्ताः स्फुटन्ति । अस्थीनि च तरुणनलककपालरुचकवलयभेदात्पञ्चविधानि । तत्र रुचकानि चेति चकाराद्वलयान्यपि त्रुटन्तीति बोद्धव्यम् ॥

पाण्योः पार्श्वयुगे पृष्ठे वक्षोजठरपायुषु । पादयोरपि चास्थीनि वलयानि विभाषिरे ॥

[1]તરૂણાસ્થિઓ નમી જાય છે, નલકાસ્થિઓ ભાંગી જાય છે, કપાલાસ્થિઓ જૂદાં પડી જાય છે, અને રૂચકાસ્થિઓ તૂટી જાય છે. વલયાસ્થિઓ પણ તૂટે છે.

### ભગ્નની ચિકિત્સા.

आदौ भग्नं विदित्वा तु सेचयेच्छीतलाम्बुना । पङ्केनालेपनं कार्यबन्धनं च कुशान्वितम् ॥ अवनामितमुन्नमेदुन्नतं चावपीडयेत् । आच्छेदाति क्षिप्तमधो गतं चोपरि वर्तयेत् ॥ मधुकोदुम्बराश्वत्थकदम्बनिचुलत्वचः । वंशसर्जार्जुनानां च कुशार्थमुपसंहरेत् ॥ पटस्योपरि बध्नीयान्न गाढं शिथिलं न च । सप्तसप्तदिनाच्छीते घर्मे मुञ्चेत् त्र्यहात् त्र्यहात् ॥ साधारणे तु पञ्चाहात् भग्नदोषवशेन वा । आलेपनार्थं मञ्जिष्ठा मधुकं चाम्लपेषितम् ॥ शतधौतघृतोन्मिश्रं शालिपिष्टं च लेपनम् । सद्योऽभिघातजनिता आगन्तुश्वयथवः प्रशाम्यन्ति ॥ पिष्टकलवणालेपादम्लीका फलरसाभ्यां वा । आम्रातकजटाम्लीकाफलपत्राणि शिग्रुजम् ॥ मूलं पौनर्नवं मूलं मानस्यापि च केवुकात् । सर्वं संक्षुद्य तक्रेण काञ्जिकेन तथैव च ॥ पाचयित्वा धरेत् श्रेष्ठ तेन पीडा प्रणश्यति । शोथश्चास्थि च शीघ्रेण सन्धानं याति वै ध्रुवम् ॥ न्यग्रोधादिकषायं तु सुशीतं परिषेचने । पञ्चमूलीकषायं सक्षीरं दद्यात्सवेदने ॥ सुखोष्णमवचार्यं वा चुक्रतैलं विजानता । अविदाहिभिरन्नैश्च पिष्टकैः समुपाचरेत् ॥ ग्लानिर्हि नियता तस्य सन्धिविश्लेषकारिका । मासं मांसरसः क्षीरं सर्पिर्यूषः सतीनजः ॥ बृंहणं चान्नपानं च देयं भग्नाय जानता । गृष्टिक्षीरं ससर्पिष्कं मधुरौषधसाधितम् ॥ शीतलं लाक्षया युक्तं प्रातर्भग्नः पिबेन्नरः सघृतेनास्थिसंहारं लाक्षागोधूममर्जुनम् ॥ सन्धिमुक्तेऽस्थिसम्भग्ने पिबेत् क्षीरेण वा पुनः । रसोनमधुलाक्षाज्यसिताकल्कं समश्नता ॥ छिन्नभिन्नच्युतास्थीनां सन्धानमचिराद्भवेत् । चूर्णं पुरेण संयोज्य घृतेनार्जुनलाक्षयोः ॥ भग्नः

---
૧. અસ્થિના ભેદો પૂર્વ ખંડમાં કહેવાઇ ગયા છે.

स्थानमायाति क्षीरं क्षीरघृताशिना। मूलं
मृणालविजायाः पीत्वा मांसरसेन तु ॥
चूर्णीकृत्य त्रिसप्ताहादस्थिभग्नमपोहति ।
आभाचूर्णं मधुयुतमस्थिभग्नरुजापहं पिबेत् ॥
पीते चास्थि भवेत् सम्यग्वज्रसारनिभं
दृढम्। अम्लीकाफलकल्कः सौवीरस्तैलमि-
श्रितः स्वेदात् ॥ आभाफलत्रिकव्योपैः
सर्वैरेतैः समांशिकैः । तुल्यं गुग्गुलुना यो-
ज्यं भग्नसन्धिप्रसाधनम् ॥ इति आभागुग्गुलुः।

लाक्षास्थिसंहृत् ककुभोऽश्वगन्धा चूर्णी-
कृतो नागबलापुरश्च । संभग्नमुक्तास्थिरुजं
निहन्यादङ्गानि कुर्यात् कुलिशोपमानि ॥

इति लाक्षाद्यो गुग्गुलुः ।

रात्रौ रात्रौ तिलान् कृष्णान् वासयेदस्थि-
रे जले । दिवा दिवा शोषयित्वा गव्यां
क्षीरेण भावयेत् ॥ तृतीयं सप्तरात्रं तु भावये-
न्मधुकाम्बुना। ततः क्षीरं पुनः पीतान् शु-
ष्कान्सूक्ष्मान् विचूर्णयेत् । काकोल्यादिं श्व-
दंष्ट्राढ्यां मञ्जिष्ठां सारिवां तथा॥ कुष्ठं सर्जरसं
मांसी सुरदारु सचन्दनम् । शतपुष्पां च
सञ्चूर्ण्य तिलचूर्णेन योजयेत् ॥ पीडनार्थे
तु कर्तव्यं सर्वं गन्धैः शृतं पयः । चतुर्गु-
णेन पयसा तत्तैलं पाचयेत्पुनः ॥ यष्टीमं-
शुमतीं पत्रं जीवकं तगरं तथा । रोध्रं प्र-
पौण्डरीकं च तथा कालानुसार्यकं ॥ सै-
रेयकं क्षीरशुक्लामनन्तां समधूलिकाम् ।
पिष्ट्वा शृङ्गाटकं चैव प्रागुक्तान्यौषधानि
च ॥ एभिस्तद्विपचेत्तैलं शास्त्रविन्मृदुना-
ग्निना । एतत्तैलं सदा पथ्यं भग्नानां स-
र्वकर्मसु ॥ आक्षेपके पक्षघाते तालुशोषे
तथार्दिते । मन्यास्तम्भे शिरोरोगे कर्णशू-
के शिरोग्रहे ॥ बाधिर्ये तिमिरे चैव ये च
स्त्रीषु क्षयंगताः । पथ्यं पाने तथाभ्यङ्गे न-
स्ये बस्तिषु भोजने ॥ ग्रीवास्कन्धोरसां
वृद्धिरेतेनैव प्रजायते । मुखं च पद्मप्रतिमं
सुसुगन्धि समीरणम् ॥ राजार्हमेतत्कर्तव्यं
राज्ञामेव चिकित्सकैः । तिलचूर्णसमं तत्र
मिलितं चूर्णमिष्यते ॥ इति गन्धतैलम् ।

ભગ્ન થાય કે તુરત તે ઉપર શીતળ
જળનું સેચન કરવું. પછી કાદવનો લેપ
કરીને પાટો બાંધવો. હાડકું નમી ગયું
હોય તો ઉંચું કરવું અને ઊંચું થયું હોય
તો દબાવીને બેસાડવું. દૂર થયું હોય
તો સમીપ લાવવું અને નીચે ગયું હોય
તો ઉપર ચઢાવવું. મહુડો, ઊંબરો, પી-
પળો, કદંબ, નેતર, વાંસ, રાળનું ઝાડ,
અને આસોંદરો એની છાલ્યોની પટીઓ
બનાવી રાખવી, પાટા ઉપર તે બાંધવી. તે
બહુ સખત કે પોચી પણ ન બાંધવી.
શીતકાળમાં સાત સાત દિવસે પાટો છો-
ડવો, ઉષ્ણકાળમાં ત્રણ ત્રણ દિવસે, અને
સાધારણ કાળમાં પાંચ પાંચ દિવસે નવો
પાટો બદલવો; અથવા ભગ્નના દોષને
અનુસરીને મુદ્દતે પાટા છોડવા. મજીઠ
તથા મહુડાંને પાણીમાં વાટીને લેપ કરવો.
રાતા ચોખાના લોટમાં સોવાર ધોયેલું
ઘી મેળવીને લેપ કરવો. તેથી અભિઘા-
તથી થયેલું આગંતુજ ભગ્ન મટેછે.

જંગલી આંબાનાં મૂળ, આંબલીનાં
ફળ તથા પાન, સરગવો, તથા સાટોડીનાં
મૂળ, તથા માનકંદ અને સોપારીનાં મૂળો,

એ સર્વને કુટીને છાશ તથા કાંજીમાં પકવીને લેપ કરવાથી પીડા તથા સોજો મટી જઈ અસ્થિ પણ સંધાઇ જાય છે, તેમાં શક નથી.

ન્યગ્રોધાદિ ગણના કવાથને ઠંડો પાડીને ભગ્ન ઉપર સેચન કરવું. પીડા થતી હોય તો પંચમૂળીના કવાથમાં દૂધ નાંખીને સેચન કરવું, અથવા ચૂકાના તેલને ગરમ કરીને ભગ્નની ઉપર રેડવું.

દાહ કરનારાં ન હોય તેવાં અન્નોની લોપરીઓ ભગ્ન ઉપર બાંધવી.

સાંધાઓ જુદા પડવાને લીધે રોગીને અવશ્ય ગ્લાનિ થાય છે, માટે તેને સમજુ વૈદ્યે માંસ, માંસરસ, દૂધ, વટાણાનો યૂષ, અને ધાતુ પૌષ્ટિક અન્નપાનો આપવાં.

સંધિભગ્ન કે કાંડભગ્ન થાય તેણે પહેલવેતરી ગાયના દૂધમાં ઘી તથા જીવનીયગણનાં ઔષધો નાંખીને પકાવી, શીતળ કરીને, તેમાં લાખનો રસ નાંખીને સવારમાં પીવો.

હાડસાંકળ, લાખ, ઘઉં, અને આસુંદરાને વાટીને ઘી કે દૂધ સાથે પીવાથી સંધિભગ્ન તથા કાંડભગ્નો મટી જાય છે.

લસણ, મધ, લાખ, ઘી, અને સાકરનો કલ્ક ખાવાથી તો છેદાઈ ભેદાઇ ગયેલાં કે ખસી ગયેલાં હાડકાંઓ પણ તુરત સંધાઈ જાય છે.

આસુંદરો તથા લાખનું ચૂર્ણ ઘી તથા ગુગળ સાથે ચાટીને દૂધ તથા ઘી જમવાથી ભાંગી ગયેલું હાડકું તુરત સંધાઇ જાય છે.

નાના સમેરવાના મૂળનું ચૂર્ણ માંસરસ સાથે પીવાથી એકવીશ દિવસમાં અસ્થિભંગ મટી જાય છે.

ત્રણ દિવસ સુધી બાવળનું ચૂર્ણ મધમાં ચાટવાથી હાડકું વજ્ર જેવું મજબુત થઇ જાય છે.

આંબલીના ફળનો કલ્ક, સૌવીર, અને તેલને ગરમ કરી તેનું સ્વેદન દેવાથી ભગ્ન તથા અભિઘાતની પીડા મટી જાય છે.

## આભાગુગ્ગુલુ.

સુંઠ, બાવળ, પીપર, ત્રિફળા, મરી, એ સર્વ સમભાગે લેઇ તેમાં તે સર્વના જેટલો ગુગળ મેળવીને વાપરવાથી ત્રુટેલા સાંધાઓ સંધાઈ જાય છે.

## લાક્ષાદ્યગુગ્ગુલુ.

લાખ, હાડસાંકળ, આસુંદરો, આસોંદ, અને બળદાણાનું ચૂર્ણ ગુગળ નાંખીને લેવાથી છુટાં થઈ ગયેલાં તથા ભાંગી ગયેલાં અસ્થિઓની પીડા મટી જઈને અંગો વજ્ર જેવાં દૃઢ થાય છે.

## ગંધતૈલ.

કાળા તલને નિત્ય રાત્રે વહેતા પાણીમાં ભીંજવી રાખીને દિવસે સૂકવવા, એમ સાત દિવસ સૂધી કરવું. બીજા સાત દિવસ સુધી તેને ગાયના દૂધની અને ત્રીજા સાત દિવસ સૂધી જેઠીમધના રસની ભાવનાઓ દેવી. પછી પાછા તે તલને દૂધમાં ભીંજવી સૂકવીને વૈદ્યે તેનું ચૂર્ણ કરવું. પછી કાકોલીઆદિ ગણ, જેઠીમધ, મજીઠ, ઉપલસરી કઠ, રાળ, જટામાંસી, દેવદાર, સુખડ, અને સવાનું ચુર્ણ તથા એ સર્વ ચુર્ણ જેટલું પેલા તલનું ચુર્ણ, એ સર્વને મેળવી દેવું. પછી સુગંધી પદાર્થો નાંખેલા દૂધમાં એ ચુર્ણ નાંખીને પીલાવીને તેનું તેલ કઢાવવું. પછી સુગંધી પદાર્થો નાંખેલા અને પકાવેલા ચોગણા દૂધમાં એ તેલને પકાવવું.

પછી એળચી, સમેરવો, તમાલપત્ર, જીવક, તગર, લોદર, પદ્મકાષ્ઠ, પીળું ચંદન, ધોળોકાંટાશરિયો, દૂધ જેવી ધોળી ધ્રો, ગરણી, શીંગોડાં, અને કાકોલીઆદિ ગણનાં ઓષધો, એ સર્વના કલ્ક સાથે એ તેલને ફરીથી પકાવવું. આ ગંધતૈલ ભગ્ન ઉપરની સર્વ ક્રિયાઓમાં હંમેશાં પથ્ય છે. આક્ષેપક, પક્ષાઘાત, તાલુશોષ, અર્દિત, ઓડનું ઝલાવું, માથાનો રોગ, કર્ણશૂળ, શિરોગ્રહ, બેહેરાપણું, તિમિર, અને અત્યંત મૈથુનથી થયેલો ક્ષયરોગ, એ સર્વમાં એ તેલ પીવું, અભ્યંગ કરવો, નસ્યલેવું, પીચકારી મારવી, અને ભોજનમાં ખાવું. આ તેલથી કોટ, કાંધ, તથા છાતી વધે છે, અને મુખ પણ અતિ સુગંધીમય શ્વાસવાળું તથા કમળ જેવું થાય છે. આ તેલ રાજાઓ માટેજ યોગ્ય છે, માટે વૈદ્યે તે રાજાઓ માટેજ કરવું.

## અવસ્થા પ્રમાણે ભગ્નનું શાંતથવું.

**पूर्वे वयसि जातं हि भग्नं सुकरमादिशेत् । अल्पदोषस्य जन्तोश्च काले च शिशिरात्मके ॥ प्रथमे वयसि त्वेवं मासात् सन्धिः स्थिरो भवेत् । मध्यमे द्विगुणात् कालादन्तिमे त्रिगुणात्तथा ॥**

પ્રથમ અવસ્થાનું ભગ્ન બહુ સાધ્ય છે, અલ્પ દોષ વાળાનું ભગ્ન સાધ્ય છે, અને શિયાળામાં થયેલ ભગ્ન પણ સાધ્ય છે. પ્રથમ અવસ્થામાં તૂટેલો સાંધો એક મહિને મજબૂત થાય છે, મધ્યાવસ્થામાં તુટેલો સાંધો બે મહિને મજબૂત થાય છે, અને વૃદ્ધાવસ્થામાં તુટેલો સાંધો ત્રણ મહિને દૃઢ બને છે.

## ભગ્નની વિશેષ સંભાળ..

**नैति पाकं तथा भग्नं तथा यत्नेन रक्षयेत् । पक्वं हिंस्यात् शिरास्नायु तद्धिकृच्छ्रेण सिध्यति ॥**

ભગ્ન પાકે નહિ તેને માટે તેની યત્નથી સંભાળ રાખવી, જો તે પાકે છે, તો શિરાઓ તથા સ્નાયુઓને બગાડે છે. તથા તે કષ્ટસાધ્ય થઈ પડે છે.

## વિશેષ ઉપદેશ.

**पतनादभिघाताद्वा शूनमङ्गं यदक्षतम् । शीतान् सेकान् प्रदेहांश्च भिषक् तस्यावचारयेत् ॥ सव्रणस्य तु भग्नस्य व्रणं सर्पिर्मधूत्तरैः । प्रतिसार्यकषायैश्च शेषं भग्नवदाचरेत् ॥ वातव्याधिविनिर्दिष्टान् स्नेहांस्तत्रापि योजयेत् ।**

પડવા કે વાગવાથી અંગ સૂઝી જાય અને તે વ્રણ વગરનું હોય, તો તેના ઉપર વૈદ્યે શીતળ સેચનો તથા શીતળ લેપો જાડા જાડા કરવા. ભગ્ન વ્રણવાળું હોય, તો તે વ્રણને ઘી તથા મધયુક્ત ક્વાથોથી ધોઇને પછી ભગ્નની બીજી ક્રિયાઓ કરવી; એના ઉપર વાયુ સંબંધી રોગોમાં કહેલી સ્નેહોની યોજનાઓ પણ કરવી.

## ભગ્ન વાળાની પરહેજી.

**लवण कटुकक्षारमम्लमायासमैथुनम् । व्यायामं च न सेवेत भग्नो रूक्षान्नमेव च ।**

સંધિ કે કાંડ ભગ્નો વાળાએ ખારૂં, તીખું, ક્ષાર, કે ખાટું છોડી દેવું; મૈથુ-

ન, કસરત, અને રૂક્ષ અન્નોનો પણ ત્યાગ કરવો.

### ભગ્નને બરોબર સંધાયલું જાણવા વિશે.

**भग्नसन्धिमनाविद्धमहीनाङ्गमनुल्बणम् ॥**
**सुखचेष्टाप्रचारं च सम्यक् संहितमादिशेत्॥**

इति भग्ननिदानचिकित्साधिकारः ॥

અંગોને લાંબાં ટુંકાં કરતાં જ્યારે જરા પણ દુ:ખ ન થાય, કોઇ અવયવમાં ઓછાપણું ન રહે, જરા પણ સોજો ન રહે, અને ઊઠવા બેસવા વગેરે ચેષ્ટાઓ તથા હરવું ફરવું સુખથી થઈ શકે, ત્યારે જાણવું કે ભગ્ન બરોબર સંધાઇ ગયું છે.

**भग्ननो अधिकार संपूर्ण.**

इति श्री भावप्रकाशना मध्यखंडनो

त्रीजो भाग समाप्त.

॥ श्रीगणेशायनमः ॥

# ॥ अथ भावप्रकाशस्य मध्यखंड ॥

## भाग ४ थो.

## નાડીવ્રણ (ભરનીગર) નો અધિકાર.

### નાડીવ્રણની સંપ્રાપ્તિ પૂર્વક નિરૂક્તિ.

**यः शोथमाममिति पक्कमुपेक्षतेऽज्ञो यो वा व्रणं प्रचुरपूयसाधुवृत्तः । अभ्यन्तरं प्रविशति प्रविदार्य तस्य स्थानानि पूर्वविहितानि ततः सपूयः ॥ तस्यातिमात्रगमनाद्गतिरिष्यते तु नाडीव यद्वहति तेन मता च नाडी ॥**

उपेक्षते तस्य शोथस्य मुखं न कारयति यो वा अयमाम इति मत्वा पक्कं व्रणं चोपेक्षते । शोधनैर्न शोधयति । प्रचुरपूयमिति शोथस्य व्रणस्यापि विशेषणम् । असाधुवृत्तः अहिताहारविहारः । सपूयः ततस्तदनन्तरम् । तस्य पूर्वविहितानि स्थानानि सुश्रुतोक्तानि त्वङ्मांसशिरास्नायुसन्ध्यस्थिकोष्ठमर्माणि प्रविदार्य सच्छिद्राणि कृत्वा अभ्यन्तरं प्रविशति । तस्य पूयस्यातिमात्रगमनादभ्यन्तरे दूरप्रवेशात् गतिरिष्यते सर्वदा स्राव इष्यते । इति संप्राप्तिः । अथ निरुक्तिः । अयं व्रणो नाडीवत्सरन्ध्रनलादि नाडीव यद्वेतोर्वहति तेन नाडी मता ॥

પરૂ થઇ પાકી ગયેલા સોજાને ભૂલથી કાચો જાણીને તેને મુખ કરવામાં અથવા પરૂવાળા પાકેલા સોજાને કાચો સમજીને તેને શુદ્ધ કરવામાં આવે નહિ, અહિતકર આહાર વિહાર કરે, તો તે પરૂ ત્વચા, માંસ, શિરા, સ્નાયુ, સાંધા, હાડકાં, કોઠો, તથા મર્મસ્થાનોમાં છિદ્ર પાડીને તેનાં પેસી જાય છે. અંદર બહુ દૂર પેઠાથી તે પરૂ હમેશાં સ્રવ્યા કરેછે, તેને નાડી વ્રણની સંપ્રાપ્તિ જાણવી. વાંસવગેરે પોલીનળીઓની પેઠે તેમાંથી પરૂ સ્રવ્યા કરેછે, માટે તે નાડી વ્રણ પણ કહેવાય છે.

### નાડી વ્રણની સંખ્યા.

**दोषैस्त्रिभिर्भवति सा पृथगेकशश्च संमूर्च्छितैरपि च शल्यनिमित्ततोऽन्या ॥**

એકેક દોષોથી, ત્રણે દોષોથી, તથા શલ્યથી, એમ નાડી વ્રણના પાંચ પ્રકારો છે.

### વાતજ નાડી વ્રણનું લક્ષણ.

**तत्रानिलात्परुषसूक्ष्ममुखी सशूला फेना**

तुविद्धमधिकं स्रवति क्षपासु ॥

ઝીણા કઠણ મુખ વાળો, શૂળ વાળો, અને રાત્રે ફીણ જેવો સ્રવતો તે નાડીવ્રણ વાયુથી થયેલો જાણવો.

## પિત્તજ નાડીવ્રણનું લક્ષણ.

पित्तात्तु तृड्ज्वरकरी परिदाहयुक्ता पीतं स्रवत्यधिकमुष्णमहःसु चापि ॥

તરશ, જ્વર, દાહ, અને દિવસે પીળો ગરમ સ્રાવ થતો હોય, તે નાડીવ્રણ પિત્તથી થયેલો જાણવો.

## કફજ નાડીવ્રણનું લક્ષણ.

ज्ञेया कफाद्बहुघनार्जुनपिच्छिलास्रा स्तब्धा सकण्डुकरुजा रजनीप्रवृद्धा ॥

अस्रं रक्तं तच्चोपलक्षणं । पूयादिश्च बोद्धव्यः। सकण्डुकरुजा कण्डूप्रधानवेदनायुक्ता ॥

બહુ ઘાટો, ધોળા તથા ચીકણા સ્રાવ વાળો, અક્કડ, બહુ ચળ સાથે વેદના વાળો, અને રાતે વધારે કફમય થતો હોય, તેને કફથી થયેલો નાડીવ્રણ જાણવો.

## ત્રિદોષજ નાડીવ્રણનું લક્ષણ.

दाहज्वरश्वसनमूर्च्छनवक्त्रशोषा यस्यां भवन्त्यभिहितानि च लक्षणानि । तामादिशेत्पवनपित्तकफप्रकोपाद्घोरामसुक्षयकरीमिव कालरात्रिम् ॥

कालरात्रिं यमरात्रिमिव ।

દાહ, જ્વર, શ્વાસ, મૂર્છા, અને મુખશોષ, એ લક્ષણો જેને જણાતાં હોય, તે નાડીવ્રણ ત્રણે દોષોથી થયેલો તથા ઘોર કાળ રાત્રી જેવો મારી નાખનારો જાણવો.

## શલ્યજ નાડી વ્રણનું લક્ષણ.

नष्टं कथंचिदणुमात्रमुदीरितेषु स्थानेषु शल्यमचिरेण गतिं करोति । सा फेनिलं मथितमुष्णमसृग्विमिश्रं स्रावं करोति सहसा सरुजा च नित्यम् ॥

उदीरितेषु स्थानेषु त्वङ्मांसादिषु कथञ्चिन्नष्टं अदृश्यमानं शल्यम् । किंविशिष्टम् अणुमात्रम् अत एवादृश्यमानम् । सा गतिः अचिरेण शीघ्रं स्रावं करोति । सा शल्यनिमित्ता नाडी। मथितं मथितमिव स्रावं करोति स्रावश्च प्रसारणाकुञ्चनादौ शल्यसञ्चलनेन भवति ।

ત્વચા, માંસ, સ્નાયુ, સાંધા, અસ્થિ, કોઠો, મર્મસ્થળ અને શિરા વગેરે અંદરના ભાગમાં ગુમ થઇ ગયાને લીધે કાઢી ન શકાયું હોયતો તે શલ્યથી નાડીવ્રણ થાય છે. તે ફીણ વાળો; મથાયલો, ગરમ, રક્તયુક્ત સ્રાવવાળો, અને નિત્ય પીડા કરનારો છે. અંગો લાંબાં ટુંકાં કરતી વખતે શલ્યનું ચલન થવાથી સ્રાવ થાય છે.

## સાધ્યાસાધ્યતા.

नाडी त्रिदोषप्रभवा न सिद्ध्येदन्याश्चतस्रः खलु यत्नसाध्याः ।

ત્રિદોષજ નાડીવ્રણ અસાધ્ય છે. બીજા સર્વ નાડીવ્રણ યત્નથી સાધ્ય છે.

## ચિકિત્સા.

तत्रानिलोत्थामुपनाह्य पूर्वमशेषतः पूयगतिं विदार्य । फलैरपामार्गभवैः सुपिष्टैः ससैन्धवैः संपरिपूर्य बन्धेत् ॥ प्रक्षालने वापि सदा व्रणस्य योज्यं नहयत् खलु प-

अमूलम् । हिंस्रां हरिद्रां कटुकां वचां च गोजिह्विकां चापि सबिल्वमूलाम् । संहृत्य तैलं विपचेद् व्रणस्य संशोधनं पूरणरोपणं च ॥ इति हिंस्राद्यं तैलम् ।

पित्तात्मिकां प्रागुपनाह्य धीमानुत्कारिकाभिः सपयोघृताभिः । निपात्य शस्त्रं तिलनागदन्तीमञ्जिष्ठकल्कैः परिपूरयेच्च ॥ प्रक्षालने चापि हरिद्रसोमनिम्बाः प्रयोज्याः कुशलेन नित्यम् । श्यामात्रिभण्डीत्रिफलासुसिद्धं हरिद्रया तिल्वकवृक्षकेण ॥ घृतं सदुग्धं व्रणतर्पणेन हन्याद्गतिं कोष्ठगतापि या स्यात् । इति श्यामाघृतम् ।

नाडीं कफोत्थामुपनाह्य पूर्वं कुलत्थसिद्धार्थकसक्तुबिल्वैः । मृदूकृतामेष्यगतिं विदित्वा निपातयेच्छस्त्रमशेषकारि ॥ दग्धाव्रणे निम्बतिलाग्निदन्तीसुराष्ट्रजाः सैन्धवसंप्रयुक्ताः । प्रक्षालने चापि करञ्जनिम्बजात्यर्कपीलुस्वरसाः प्रयोज्याः ॥ स्वर्जिकासिन्धुदन्त्यग्नियूथिकाजलनीलिका । स्वरमञ्जरिबीजेषु तैलं गोमूत्रसाधितम् । दुष्टव्रणप्रशमनं कफनाडीव्रणापहम् ॥

स्वर्जिकाद्यं तैलम् ।

सैन्धवार्कमरिचज्वलनाख्यैर्मार्कवेण रजनीद्वयसिद्धम् । तैलमेतदचिरेण निहन्याद्दूरगामपि फलानिलनाडीम् ॥

इति सैन्धवाद्यं तैलम् ।

नाडीं तु शल्यप्रभवं विदार्य निष्कास्य शल्यं प्रविशोध्य मार्गम् । बन्धेत् व्रणं क्षौद्रघृतप्रगाढैर्निम्बैस्तिलै रोध्यवरोपयेच्च ॥ कुम्भीकखर्जूरकपित्थबिल्ववनस्पतीनां च शलाटुवर्गे । कृत्वा कषायं विपचेत्तु तैलमावाप्य मुस्तं सरलं प्रियङ्गुम् ॥ सौगन्धिकं मोचरसाहिपुष्पं लोध्रानिदध्यात् खलु धातकीं च ; एतेन शल्यप्रभवा हि नाडी रोहेद्व्रणो वा सुखमाशु चैव ॥

इति कुम्भिकाद्यं तैलम् ।

स्नुह्यर्कदुग्धदार्वीणां वर्तिं कृत्वा प्रपूरयेत् । एष सर्वशरीरस्थां नाडीं हन्यात्प्रयोगराट् ॥ आरग्वधनिशाकाला चूर्णाज्यक्षौद्रसंयुता सूत्रवर्तिर्व्रणे योज्या शोधनी गतिनाशिनी ॥ वर्तीकृतं माक्षिकसंप्रयुक्तं नाडीघ्रमुक्तं लवणोत्तमं वा । दुष्टव्रणे यद्विहितं तु तैलं तत्सेव्यमानं गतिमाशु हन्ति ॥ जात्यर्कशंपाककरञ्जदन्तीसिन्धूत्थसौवर्चलयावशूकैः । वर्तिः कृता हन्त्यचिरेण नाडीं स्नुक्क्षीरपिष्टा तु सचित्रकेण ॥ विभीतकाम्रास्थिवटप्रवालहरेणुकाशङ्खिबीजमिश्रं । वाराहकन्दश्च तथा प्रदेयो नाडीषु तैलेन विमिश्रयित्वा ॥ मेषरोममपीतुम्ब्या कटुतैलं विपाचितम् । नाडीव्रणं चिरोद्भूतं जयेत्तु तूलसङ्क्रमात् ॥ कर्चूरकस्य स्वरसे कटुतैलं विपाचयेत् । सिन्दूरकल्कितं नाडी दुष्टव्रणविसर्पनुत् ॥ कर्चूरकरसे तैलं पुरासिन्दूरकल्कितम् । पामां दुष्टव्रणं नाडीं हन्यात्सर्वव्रणान्तकृत् ॥

इति कर्चूरतैलम् ।

भल्लातकार्कमरिचैर्लवणोत्तमेन सिद्धं विडङ्गरजनीद्वयचित्रकैश्च ; स्यान्मार्कवस्य च

रसेन निहन्ति तैलं नाडीं कफानिलकृतामपचीं व्रणांश्च ॥ भल्लातकाद्यं तैलम् ।

स्वर्जिका सैन्धवं दन्ती नीलीमूलं फलं तथा । मूत्रे चतुर्गुणे सिद्धं तैलं नाडीव्रणापहम् ॥ स्वर्जिकाद्यं तैलम् ।

सर्वो व्रणक्रमः कार्यः शोधनारोपणादिकः गुग्गुलुत्रिफलाव्योषैः समांशैराज्ययोजितैः ॥ अक्षप्रमाणां गुटिकां खादेदेकामतन्द्रितः । नाडीदुष्टव्रणं शूलमुदावर्तं भगन्दरम् ॥ गुल्मं च गुदजान् हन्यात्पक्षिराट्पन्नगानिव ॥ इति सप्ताङ्गगुग्गुलुः ।

कृशदुर्बलभीरूणां नाडीं मर्माश्रितामपि । क्षारसूत्रेण तां छिन्द्यान्न शस्त्रेण कदाचन॥ एषण्या गतिमन्विष्य क्षारसूत्रानुसारिणीम् । सूचीं निदध्याद्गत्यन्ते प्रोन्नाम्याशु विनिर्हरेत् ॥ सूत्रस्यान्तं समानीय गाढं बन्धनमाचरेत् । ततः क्षारबलं वीक्ष्य सूत्रमन्यत्प्रवेशयेत् ॥ क्षाराक्तं मतिमान् वैद्यो यावन्न छिद्यते गतिः । भगन्दरेष्वेष विधिः कार्यो वैद्येन जानता ॥ अर्बुदादिषु चोत्क्षिप्य मूले सूत्रं निधापयेत् । सूचीभिर्यववक्त्राभिराचितं वा समन्ततः ॥ मूले सूत्रेण बध्नीयाच्छिन्ने चोपचरेद्व्रणम् ॥

इति नाडीव्रणरोगनिदानचिकित्साधिकारः ।

વાયુનો નાડીવ્રણ હોય તો પ્રથમ તેને ઔષધોના પાટા બાંધીને પછી શસ્ત્રથી પરૂ વાળા ભાગને ચીરવો, અને તેમાં સૈંધવ સાથે અઘેડાનાં ફળોનું ઝીણું ચૂર્ણ ભરી દેઇને ઊપર પાટો બાંધવો. બ્રહત્પંચમૂળના ક્વાથથી નિત્ય વ્રણને ધોવો જોઇએ.

## હિંસ્ત્રાદ્ય તૈલ.

કંટાળો થોર, હળદર, કડુ, વજ, ભોંપાથરી, અને બીલીનું મૂળ, એમના કલ્કથી પકાવેલ તેલ વ્રણને શુદ્ધ કરેછે. અનેતેમાં ઘરતી અને રૂઝ પણ લાવેછે.

પિત્તનો વ્રણ હોય તો પ્રથમ દૂધ અને ઘી સહિત ઘઉંની લોપરી બાંધીને પછી શસ્ત્રથી કાપીને તેમાં તલ, નેપાળો, અને મજીઠના કલ્કો ભરવા. હળદર, રતાંજળી, અને લીમડાના કવાથથી નિત્ય આ વ્રણને ધોવો જોઇએ.

## શ્યામાઘૃત.

કાળીનસોતર, ધોળીનસોતર, ત્રિફળા, હળદર, અને લોહરના કલ્કથી પકાવેલ ઘીમાં દૂધ મેળવી વ્રણમાં પૂરવું, તેથી સ્ત્રાવ મટી જાય છે. કોઠામાં રહેલ પિત્ત સંબંધી નાડીવ્રણ પણ મટે છે, તો બીજા મટે તેમાં તો શું જ કહેવું ?

નાડીવ્રણ કફથી થયેલ હોય તો પ્રથમ કળથી, સર્ષવ, સાથવો, તથા બીલીના ગર્ભનો પાટો બાંધવો. તેથી તે ફુણો પડે એટલે પરૂનો ભાગ કાપી નાંખવો. પછી લીમડો, તલ, ચિત્રક, નેપાળો, ફટકડી, અને સૈંધવનું ચુર્ણ તેમાં ભરીને પાટો બાંધવો.

એ વ્રણને નિત્ય કરંજ, લીમડો, ચમેલી, આકડો, અને પીલુના સ્વરસોથી ધોવો જોઇએ.

## સ્વર્જિકાદ્યતૈલ.

સાજીખાર, સૈંધવ, નેપાળો, ચિત્રક, જાઈ, શેવાળ, અને અઘેડાનાં બીજના

કલ્કથી ગોમૂત્રમાં પકાવેલું સ્વર્જિકાદ્ય નામનું તેલ લેઈ, તેથી વ્રણને તૃપ્ત કરવાથી દુષ્ટ વ્રણ તથા કફનો નાડીવ્રણ મટી જાય છે.

## સૈંધવાદ્યતેલ.

સૈંધવ, આકડો, મરી, ચિત્રક, ભાંગરો, હળદર, અને દારૂહળદરના કલ્કોથી પકાવેલ સૈંધવાદ્ય તેલથી વ્રણને તૃપ્ત કરવામાં આવે તો કફ તથા વાયુનો નાડી વ્રણ બહુ દુર પહોંચ્યો હોય તો પણ સારૂં થઈ જાય છે.

શલ્યનો નાડીવ્રણ હોય તો તેને કાપીને શલ્ય કાઢી નાંખવું, અને પછી માર્ગ સાફ કરીને તેમાં મધ તથા ઘીમાં વાટેલાં લીમડાનાં પાનનો કલ્ક ચોપડવો, એટલે તે વ્રણ રૂઝાઈ જાય છે.

## કુંભિકાદ્ય તૈલ.

નેપાળો, ખજૂર, કોઠ, બીલી, અને વડનાં ફળોનો કવાથ કરી તેમાં મોથ, ધઉંલા, દેવદાર, રોહિસખડ, મોચરસ, નાગકેશર, લોદર, અને ધાવણીનાં ચૂર્ણો નાંખી, તેમાં તેલ પકાવવું. તેથી શલ્યનો નાડીવ્રણ રૂઝાઇને એકદમ સુખ વળે છે.

થોર તથા આકડાનાં છીર અને દારૂહળદરથી ખરડેલી વાટ અંદર ખોસવાથી સર્વાંગના નાડીવ્રણો હણાઇ જાય છે. આ ઉત્તમ પ્રયોગ છે. ગરમાળો, હળદર, નસોતર, એમના ચુર્ણમાં ઘી તથા મધ નાંખી તેથી ખરડેલી વાટ વ્રણમાં ખોસવાથી વ્રણ સારૂં થઈને પરૂ મટી જાય છે. સૈંધવ અને મધથી ખરડેલી સુતરની વાટ ખોસવાથી પણ નાડીવ્રણ મટી જાય છે.

દુષ્ટવ્રણની ઉપરકહેવાયલા તેલથી પણ વ્રણનું પરૂ મટી જાય છે. ચમેલી, આકડો, ગરમાળો, કરંજ, નેપાળો, સેંધવ, સંચળ, જવખાર, ચિત્રક, એમને થોરના છીરમાં વાટીને તેથી ખરડેલી વાટ ખોસવાથી નાડીવ્રણ તુરત મટી જાય છે. બેડાં, આંબાની ગોઠલી, વડનાં કુંપળિયાં, હરેણુકા, સરસડિયાનાં બીજ, અને વારાહીકંદ, એમને તેલમાં વાટી કલ્ક કરી નાડીવ્રણ ઉપર ચોપડવાથી તે તુરત મટી જાય છે. ગાડરનાં રૂવાટાંની ભસ્મ, અને કડવી તુંબડીને સરસિયા તેલમાં પકાવીને તેથી ખરડેલી વાટ ખોસવાથી લાંબા કાળનો નાડીવ્રણ પણ મટી જાય છે.

## કર્ચૂરતૈલ.

કચૂરાના સ્વરસમાં સિંદૂર મેળવી તેમાં પકાવેલ સરસિયું તેલ નાડીવ્રણ, દુષ્ટવ્રણ, અને રતવાને મટાડી દેછે.

## બીજું કર્ચૂર તૈલ.

કચૂરાના સ્વરસમાં ગુગળ તથા સિંદૂરનો કલ્ક નાંખીને પકાવેલું સરસિયું તેલ ખસ, દુષ્ટવ્રણ, નાડીવ્રણ તથા બીજાં પણ સર્વ પ્રકારનાં વ્રણો મટાડે છે.

## ભલ્લાતકાદ્ય તૈલ.

ભીલામું, આકડો, મરી, લવણ, વાવડીંગ, હળદર, દારૂહળદર, અને ચિત્રકના કલ્કથી ભાંગરાના રસમાં પકાવેલ ભલ્લાતકાદ્ય તૈલ લગાડવાથી કફ તથા વાયુનાં નાડીવ્રણો તથા અપચી મટી જાય છે.

## સ્વાર્જિકાદ્ય તૈલ.

સાજીખાર, સૈંધવ, નેપાળો, તથા

ગળીનાં મૂળ તથા ફળના કલ્કથી ચોગણા ગોમૂત્રમાં પકાવેલ સ્વર્જિકાદ્ય તૈલથી નાડીવ્રણ મટી જાય છે.

### અતિદેશ.

સાફ કરવાની તથા રૂઝવવાની જે જે ક્રિયાઓ વ્રણો માટે કહેલી છે તે તે સર્વે નાડીવ્રણ ઉપર પણ કરવી.

### સપ્તાંગ ગુગ્ગુલુ.

ગુગળ, ત્રિફળા, સૂંઠ, મરી, પીપર, સમ ભાગે લેઇ ઘીમાં ગોળી કરી એક તોલા જેટલી ખાવી; તેથી નાડીવ્રણ, દુષ્ટવ્રણ, શૂળ, ઉદાવર્ત્ત, ભગંદર, ગુલ્મ, અને ગુદરોગો–ગરૂડ સર્પોને હણે તેમ–હણાઈ જાય છે.

### કેટલીક સૂચના.

કૃશ, દુર્બળ, અને બ્હીકણને તથા મર્મસ્થળમાં થયેલ નાડીવ્રણને ક્ષારમાં ભીંજવેલા દોરાથી કાપવો, પણ શસ્ત્રથી કદી કાપવો નહિ. શોધી કાઢવાના એષણી નામના સાધનથી ગતિને શોધી કાઢીને તેમાં ક્ષારથી ભીંજવેલા દોરાવાળી સોઇ નાંખવી. ગતિના છેડામાં એ સોઇને ઉંચી કરીને તુરત બહાર કાઢી લેવી. દોરાનો છેડો પકડીને તેથી નાડીવ્રણને મજબુત બાંધવો. પછી બુદ્ધિમાન વૈદ્યે ક્ષારના બળ ઉપર ધ્યાન દેઇને ક્ષારથી ભીંજવેલો બીજો દોરો વ્રણમાં નાંખવો, જેથી ઉપરના ભાગમાં રૂઝાઇને પરૂની ગતિ બંધ ન પડે. સમજુ વૈદ્યે ભગંદરમાં પણ એજ રીતે કરવું. રસોળી વગેરે રોગોમાં તે રોગોને ઉંચા કરીને તેમના મૂળમાં ક્ષારથી ભીંજવેલો દોરો બાંધવો; અથવા વ્રણને જવ જેવા મુખવાળી સોયથી ચારે મેર ટોચા મારીને તેના મૂળમાં દોરો બાંધવો. વ્રણ છેદાઈ ગયા પછી બીજા ઉપચારો કરવા.

---

## ભગંદરનો અધિકાર.

### ભગંદરનું પૂર્વરૂપ તથા સ્વરૂપ.

कटीकपालनिस्तोददाहकण्डूरुजादयः ।
भवन्ति पूर्वरूपाणि भविष्यति भगन्दरे ॥
गुदस्य द्व्यङ्गुले क्षेत्रे पार्श्वतः पिडकार्तिकृत् ।
भिन्ना भगन्दरो ज्ञेयः स च पञ्चविधो भवेत् ॥ आर्तिकृत् पीडाकृत् । पञ्चविधः वातिकपैत्तिकश्लैष्मिकसान्निपातिकशल्यजभेदैः ।

ભગંદર થવાનો હોય ત્યારે કમરનાં હાડકાંઓમાં ભોંકાયા જેવી પીડા, બળતરા, ચળ, વગેરે થાય છે. ગુદાની આસપાસ બે આંગળની જગામાં પીડા કરનારી અને ફાટેલી ફોલ્લી થાય છે, તેને ભગંદર કહે છે. તે વાયુથી, પિત્તથી કફથી, ત્રણે દોષથી અને શલ્યથી થયેલ, એ રીતે તેના પાંચ પ્રકાર છે.

### ભગંદરનો અર્થ.

भगन्दरः समन्ताच्च गुदं बस्तिं तथैव च ।
भगवद्दारयेद्यस्मात्तस्मादेष भगन्दरः ॥

ચારેમેરથી ગુદા અને બસ્તિને યોનિની પેઠે ફાડી નાંખે છે માટે તેને ભગંદર કહે છે, એમ ભોજ કહે છે.

### શતપોનકનું લક્ષણ.

कषायरूक्षैरतिकोपितोऽनिलस्त्वपानदेशे
पिडकां करोति याम् । उपेक्षणात्ताकुर्वीत

दारुणं रुजां च भिन्नारुणफेनवाहिनी ॥ तत्रागमो मूत्रपुरीषरेतसां व्रणैरनेकैः शतपोनकं वदेत् ।

व्रणैरनेकैः सूक्ष्ममुखैः । शतपोनकं शतपोनकश्चालनी तत्तुल्यम् ।

કષાય અને રૂક્ષ પદાર્થોથી બહુ કોપ પામેલ વાયુ ગુદાના પ્રદેશમાં ફોલ્લી કરે છે. તેની દરકાર ન કરવાથી તે પાકીને મહાપીડા કરે છે, અને તેમાંથી ભેદાઇને રાતું ફીણુ નીકળે છે. તેમાં મૂત્ર, વિષ્ટા, અને વીર્ય આવે છે. તેમાં ઝીણું મુખવાળાં અનેક વ્રણો થાય છે. તેનો દેખાવ ચાળણી જેવો થવાથી તેને શતપોનક કહે છે. ( આ વાત ભગંદર છે ).

## ઉષ્ટ્રગ્રીવનું લક્ષણ.

प्रकोपणैः प्रित्तमतिप्रकोपितं करोति रक्तां पिडकां गुदे गताम् । तदाशुपाकां हिमपूतिवाहिनीं भगन्दरं चोष्ट्रशिरोधरं वदेत् ॥

आशुपाकां हिमपूतिवाहिनीं शीघ्रपाकामुष्ट्रदुर्गन्धवाहिनीं च । तदा भगन्दरमुष्ट्रशिरोधरं वदेत् । उष्ट्रग्रीवसंज्ञा च पिडकागलेन वक्रतयोष्ट्रग्रीवाकारत्वेन ।

પ્રકોપ કરનારા પદાર્થોથી પિત્ત અત્યંત પ્રકોપ પામવાથી ગુદામાં રાતી ફોલ્લી થાય છે. તે તુરત પાકે છે અને પાકીને ઉંટના માંસ જેવી ગંધાય છે, તે ભંગદરને ઉષ્ટ્રશિરોધર કહેછે. ( આ પિત્ત ભગંદર છે.)

## પરિસ્રાવિનું લક્ષણ.

कण्डूयनो घनस्रावि कठिनो मन्दवेदनः । श्वेतावभासः कफजः परिस्रावि भगन्दरः ॥

कठिनः पिडकावस्थायाम् । परिस्रावी निरंतरास्रवशीलः ।

કફ સંબંધી પરિસ્રાવિ નામનો ભગંદર ચળવાળો, ઘાટો રસ સ્રવનારો, કઠણુ, મંદ વેદના વાળો, અને શ્વેત દેખાવનો હોય છે.

## શંબૂકાવર્ત્તનું લક્ષણ.

बहुवर्णरुजास्रवा पिडकागोस्तनोपमा । शम्बूकावर्त गतिकः शम्बूकावर्तकोमतः ॥

बहुवर्णरुजास्रावा । बहुशब्दो वर्णादिभिः प्रत्येकं सम्बध्यते । गतिस्रावमार्गः ।

અનેક વર્ણવાળી, પીડાવાળી, અને સ્રાવવાળી ગાયના આંચળ જેવી ફોલ્લી, શંખના આવર્ત્ત જેવી શંબૂકાવર્ત્ત નામની થાય છે. ( આ ત્રિદોષજ ભગંદર છે. )

## ઉન્માર્ગીનું લક્ષણ.

क्षताद्गतिः पायुगता विवर्द्धते ह्युपेक्षणात्स्युः कृमयो विदार्यते । प्रकुर्वते मार्गमनेकधामुखैर्व्रणास्तमुन्मार्गिभगन्दरंवदेत् ।

क्षतात् कण्टकादिना नखेन कण्डूयनादिना वाऽभिघातात् । गतिः स्रावः उन्मार्गिभगन्दरम् । एतस्य तिर्यक्कृतमार्गैः पुरीषादिनिर्गमादुन्मार्गिसंज्ञा ॥

વાગવાથી ક્ષતથઇને ગુદામાં ફોલ્લી થઇને વધેછે. તેની ઉપેક્ષા કરવાથી તેમાં કૃમિઓ થઇને તેને ફાડેછે: તેમાં અસંખ્ય વ્રણો થઇને ઘણા માર્ગો થઇ જાય છે, તેને ઉન્માર્ગી ભગંદર કહેછે. ( આ શલ્યજ ભગંદર છે.)

## ભગંદરનું સાધ્યાસાધ્યપણું.

घोराः साधयितुं दुःखाः सर्वं एव भगन्दराः । तेष्वसाध्यस्त्रिदोषोत्थः क्षतजश्च विशेषतः ॥ वातमूत्रपुरीषाणि शुक्रं च कृमयस्तथा । भगन्दरात् स्रवन्तस्तु नाशयन्ति तमातुरम् ॥

સઘળા ભગંદરો ઘોર અને કષ્ટસાધ્યછે.ત્રિદોષનો તથા વિશેષે કરીને ક્ષતજ ભગંદર તો અસાધ્ય છે, જો વાયુ, મૂત્ર, મળ, વીર્ય, અને કૃમિઓ ભગંદરમાંથી સ્રવેછે તો તે રોગીને મારી નાંખે છે.

## ભગંદરની ચિકિત્સા.

अथास्य पिडकामेव तथा यत्नादुपाचरेत् । शुद्धयस्रस्रुतिसेकाद्यैर्यथा पाकं न गच्छति ॥ वटपत्रेष्टकाशुण्ठीसगुडूचीपुनर्नवाः सुपिष्टः पिडकावस्थे लेपः शस्तो भगन्दरे॥ पिडकानामपकानामपतर्पणपूर्वकम् । कर्म कुर्याद्विरेकान्तं भिन्नानां वक्ष्यते क्रिया ॥ एषणीपाटनक्षारवह्निदाहादिकं क्रमम् । विधाय व्रणवत्कार्यं यथादोषं यथाक्रमम् ॥ पयःपिष्टैस्तिलारिष्टमधुकैश्च सुशीतलः । भगन्दरे प्रशस्तोऽयं सरक्ते वेदनावति ॥ सुमना वटपत्राणि गुडूची विश्वभेषजम् । ससैन्धवस्तक्रपिष्टो लेपो हन्ति भगन्दरम् ॥ त्रिवृत्तिला नागदन्ती मञ्जिष्ठा सह सर्पिषा । उत्सादनं भवेदेतत्सैन्धवक्षौद्रसंयुतम् ॥ खदिराम्बुरतो भूत्वा कषायं त्रैफलं पिबेत् । महिषाक्षविडङ्गानां भगन्दरविनाशनम् ॥ शम्बूकमांसं भुञ्जीत प्रकारैर्गञ्जनादिभिः । अजीर्णवर्जी मासेन मुच्यते तु भगन्दरात् ॥ न्यग्रोधादिर्गणो यस्तु हितः शोधनरोपणः । तैलं घृतं वा तत्पक्वं भगन्दरविनाशनम् ॥ तिला ज्योतिष्मती कुष्ठं लाङ्गली गिरिकर्णिका । शताकातुन्नतादन्त्यः शोधनाश्च भगन्दरे ॥ तिलाभया लोध्रमरिष्टपत्रं निशे वला लोध्रमगारधूमम् । भगन्दरे चाप्युपदंशयोश्च दुष्टव्रणे रोपणशोधनाय ॥ स्नुह्यर्कदुग्धदार्वीभिर्वर्तिं कृत्वा विचक्षणः । भगन्दरगतिं ज्ञात्वा पूरयेत्तां प्रयत्नतः ॥ एषा सर्वशरीरस्थां नाडीं हन्यान्न संशयः । त्रिफलारससंयुक्तं विडालास्थिप्रलेपनम् ॥ भगन्दरं निहन्त्याशु दुष्टव्रणहरं परम् । त्रिवृत्तेजोवतीदन्तीकल्को नाडीव्रणापहः ॥ ज्योतिष्मतीलाङ्गलकी श्यामादन्तीत्रिवृत्तिलाः । कुष्ठं शताह्वा गोलोमी वर्गः शोधन इष्यते ॥ मधुतैलयुता विडङ्गसारत्रिफलामागधिकाकणाश्च लीढाः । कृमिकुष्ठभगन्दरप्रमेहान् क्षयनाडीव्रणरोपणा भवन्ति ॥ चित्रकार्कौ त्रिवृत्पाठे मलपूहयमारकौ । सुधां वचां लाङ्गलकीं हरितालं सुवर्चिकाम् ॥ ज्योतिष्मतीं च संहृत्य तैलं धीमान् विपाचयेत् । एतद्विष्यन्दनं नाम तैलं दद्याद्भगन्दरे ॥ शोधनं रोपणं चैवसवर्णकरणं तथा ।

इति विष्यन्दनतैलम् ।

निशार्कक्षीरार्सिधूत्थपुराश्वहरवत्सकैः । सिद्धमभ्यञ्जनं तैलं भगन्दरहरं परम् ॥

इति निशाद्यं तैलम् ।

करवीरनिशादन्तीलाङ्गलीलवणाग्निभिः। मातुलुङ्गकवत्साह्वैः पचेत्तैलं भगन्दरे ॥

इति करवीरादितैलम्।

त्रिफला पुरकृष्णानां त्रिपञ्चैकांशयोजिता । गुटिका शोथगुल्मार्शोभगन्दरवतां हिता ॥ नवकार्षिको गुग्गुलुः ।

नाड्यन्तरे व्रणान् कुर्याद्भिषक् तु शतपोनके । ततस्तेष्ववरूढेषु शेषा नाडीरुपाचरेत् ॥ व्याधौ तत्र बहुच्छिद्रे भिषजा तु विजानता । अर्द्धलाङ्गलकश्छेदः कार्यो लाङ्गलकोऽपि वा ॥ सर्वतोभद्रको वापि कार्यो गोतीर्थकोऽपि वा । द्वाभ्यां समाभ्यां पार्श्वाभ्यां छेदो लाङ्गलको मतः ॥ ह्रस्वमेकतरं यत्तु सोऽर्धलाङ्गलकः स्मृतः। सेवनीं वर्जयित्वा तु चतुर्धा दारिते गुदे ॥ सर्वतोभद्रकं छेदमाहुश्छेदविदो जनाः । पार्श्वादागतशस्त्रेण छेदो गोतीर्थको मतः॥ सर्वानास्रावमार्गांस्तु दहेद्वैद्यस्तथाग्निना । अथोष्ट्रग्रीवमेषित्वा छित्वा क्षारं निपातयेत् ॥ पूतिमांसव्यपोहार्थमाग्निरत्र तु पूजितः। उत्कृत्यास्रावमार्गं तु परिस्राविणि बुद्धिमान् ॥ क्षारेण वा स्रावसगतिं दहेद्गुतवहेन वा । गतिमन्विष्य शस्त्रेण छिन्द्यात् खर्जूरपत्रकम् ॥ चन्द्रार्धं चन्द्रचक्रं च सूचीमुखमवाङ्मुखम् । छित्वाग्निना दहेत् सम्यगेवं क्षारेण वा पुनः ॥ एषां तु शस्त्रपतनाद्वेदना यत्र जायते । तत्राशु तैलेनोष्णेन परिषेकः प्रशस्यते ॥ आगन्तुजे भिषग्नाडीं शस्त्रेणोत्कृत्य यत्नतः । जंबोष्ठेनाग्निवर्णेन तप्तया वा शलाकया ॥ दहेद्यथोक्तं मतिमान् तं व्रणंसुसमाहितः ।

ભગંદરની ફોલ્લી ઉપરજ એવા ઉપચારો યત્નથી કરવા કે તે પાકે નહિ. શોધન, રક્તસ્રાવ, સેચન, વગેરે ઉપચારોથી તે પાકતી નથી.

વડનાં પાન, ઈંટ, સૂંઠ, ગળો, અને સાટોડી, એને વાટીને ભગંદર ઉપર લેપ કરવો. ફોલ્લી પાકી ન હોય ત્યાં સૂધીમાં લંઘનથી વિરેચન સૂધીની ક્રિયાઓ કરવી. ફોલ્લી ફૂટ્યા પછીની ક્રિયાઓ હવે કહેવાશે. એષણી નામના શસ્ત્રવડે ફાડવાની, ક્ષાર મુકવાની, તથા ડામ દેવાની ક્રિયાઓ કરીને દોષ તથા ક્રમ અનુસાર વ્રણના જેવી ચિકિત્સા કરવી. લોહી તથા પીડાકારક ભગંદર ઉપર તલ, લીમડાનાં પાન; અને જેઠીમધને દૂધમાં વાટીને તેનો અત્યંત શીતળ લેપ કરવો તે ઉત્તમ છે. ચમેલી તથા વડનાં પાનો, ગળો, સૂંઠ, અને સૈંધવને છાશમાં વાટીને લેપ કરવાથી ભગંદર મટી જાયછે.

નસોતર, તલ, નેપાળો, મજીઠ, અને સૈંધવને ઘી તથા મધમાં વાટી લેપ કરવાથી ભગંદર મટે છે. ત્રિફળાનો ક્વાથ તથા ખેરસારનું પાણી પીધા કરવું. ભેંસા ગુગળ અને વાવડીંગ પણ ભગંદરનો નાશ કરેછે. શાક વગેરે સાથે શંખલાનાં જીવડાંનું માંસ ખાતાં અજીર્ણ થવા દેવામાં ન આવે તો એક માસમાં ભગંદર મટી જાયછે.

શોધન તથા રોપણ કરનાર ન્યગ્રોધાદિગણમાં પકાવેલ તેલ અથવા ઘી ભગંદરનો નાશ કરનારૂં છે.

તલ, માલકાંકણી, કઠ, કલગારી, ગ-

રણી, સૂવા, નસોતર, અને નેપાળો, એમનો કવાથ ભગંદરનું શોધન કરેછે.

તલ, હરડે, લોદર, લીમડાનાં પાન, હળદર, દારૂહળદર, બળદાણા, પટીઆલોદર, ધૂમાડાની ધુંસ, આ સર્વ ભગંદર, ઉપદંશ, અને દુષ્ટ વ્રણોમાં શોધન અને રોપણ છે.

ભગંદરના સ્રાવના માર્ગને શોધી કાઢીને વિચક્ષણ વૈદ્યે થોર તથા આકડાનાં છીરો, દારૂહળદર, એની વાટ કરીને તે માર્ગમાં પૂરી દેવી, આ પ્રયોગ સર્વ શરીરમાં રહેલા નાડીવ્રણને પણ મટાડેછે તેમાં સંશય નથી.

ત્રિફળાના રસમાં બિલાડાંનાં હાડકાંને વાટીને લેપ કરવાથી ભગંદર અને દુષ્ટ વ્રણો તુરત મટી જાયછે.

નસોતર, તેજબળ, અને નેપાળાના કલ્કથી ભગંદર તથા નાડીવ્રણ મટી જાય છે.

માલકાંકણી, કલગારી, નસોતર, નેપાળો, ધોળી નસોતર, તલ, કડ, સૂવા, અને વજ, આ વર્ગ ભગંદર વગેરેને શુદ્ધ કરેછે.

વાવડીંગનો ગર્ભ, ત્રિફળા, બે ભાગ પીપર, એનું ચુર્ણ મધ તથા તેલમાં ચાટવાથી કૃમિ, કોઢ, પ્રમેહ, તથા ક્ષય મટી જાયછે; અને ભગંદર તથા નાડીવ્રણ સારી રીતે રૂઝાઇ જાયછે.

## વિષ્યંદન તૈલ.

ચિત્રક, આકડો, નસોતર, કાળીપાડ, કાળોઊંબરો, ધોળીકણેર, થોર, વજ, કલગારી, હરતાળ, સાજીખાર, અને માલકાંકણીના કલ્કથી પકાવેલ તેલ વિસ્યંદન કહેવાય છે. તે ભગંદરને સાફ કરેછે, ધરતી લાવી રૂઝ લાવેછે, અને વર્ણને સુધારે છે.

## નિશાદ્ય તૈલ.

હળદર, આકડાનું છીર, સૈંધવ, ગુગળ, કણેર, અને ઇંદ્રિજવના કલ્કથી પકાવેલ તેલના અભ્યંગથી સારી રીતે ભગંદર મટેછે.

## કરવીરાદિ તૈલ.

કણેર, હળદર, નેપાળો, કલગારી, સૈંધવ, અને ચિત્રક, તથા બીજોરૂં, અને ઇંદ્રજવનું તેલ ભગંદરમાં વપરાય છે.

## નવકાષિક ગુગ્ગુલુ.

ત્રિફળા ત્રણ તોલા, ગુગળ પાંચ તોલા, અને એક તોલા પીપરની ગોળી ખાવાથી ભગંદર મટી જાયછે. સોજા, ગુલ્મ, અનેઅર્શ ઊપર પણ આ ગોળી સારી છે.

## શસ્ત્રક્રિયાનો પ્રકાર.

શતપોનક નામના ભગંદરમાં તેની નળીમાં શસ્ત્રવતે વ્રણો કરીને તે વ્રણો રૂઝાય ત્યારે બીજી નળીઓના ઉપચાર કરવા. ઘણાં છિદ્રોવાળા શતપોનકમાં ડાહ્યા વૈદ્યે અર્દ્ધલાંગલક, લાંગલક, સર્વતોભદ્રક, અથવા ગોતીર્થક છેદ કરવો. જેમાં પડખાં સરખાં રાખવામાં આવે એ છેદને લાંગલક કહેછે, અને એક પડખું ટુંકું રાખવામાં આવે તે છેદને અર્દ્ધલાંગલક કહેછે. સેવનીને છોડી દેઇને ચાર પ્રકારે ગુદાને ચીરવામાં આવેછે તેને સર્વતોભદ્રક કહેછે, અને પડખેથી શસ્ત્ર નાંખીને છેદ કરવામાં આવે તેને ગોતીર્થક કહેછે. એ રીતે છેદ કર્યા પછી વૈદ્યે શતપોનકના સર્વ સ્રાવના માર્ગોને અગ્નિથી ડાંમવા.

ઉષ્ટ્રગ્રીવક નામના ભગંદરમાં પરૂની ગતિને શોધીને તેને શસ્ત્રથી કાપીને તેમાં ક્ષાર મુકવો, અને સડેલ ગંધાતું માંસ કાઢી નાંખવા માટે અગ્નિના ડામ દેવા એ પણ ઠીક છે.

પરિસ્રાવી નામના ભગંદરમાં તો બુદ્ધિમાન્ વૈદ્યે સ્રાવના માર્ગને કાપીને ક્ષાર અથવા અગ્નિથી સ્રાવની ગતિને બાળી નાંખવી.

શંબુકાવર્ત્ત નામના ભગંદરમાં સ્રાવના માર્ગને શોધીને શસ્ત્રથી ખર્જુરપત્રક ચંદ્રાર્ધ, ચંદ્રવક્ર, સૂચીમુખ, અથવા અવાઙ્મુખ નામનો છેદ મૂકવો. પછી અગ્નિ અથવા ક્ષારથી સારી પેઠે તેને બાળવો. શસ્ત્ર નાંખતાં વ્યથા થાય ત્યારે તુરત ગરમ તેલ રેડવું એ ઉત્તમ છે.

શલ્યના ભગંદરમાં બુદ્ધિમાન્ વૈદ્યે યત્નથી તેની નળીને શસ્ત્રથી કાપીને, તપાવવાથી અગ્નિ જેવા વર્ણવાળા જાંબોષ્ટ નામના પથરાથી અથવા તપાવેલી સળીથી શાસ્ત્રવિધિ પ્રમાણે ડામ દેવો.

## પાછળથી પાળવાની પરહેજી.

**व्यायामं मैथुनं युद्धं पृष्ठयानं गुरूणि च । संवत्सरं परिहरेदुषरूढव्रणो नरः ॥**

इति भगन्दरनिदानचिकित्साधिकारः ।

વ્રણમાં ધરતી આવીને તે રૂઝાયા પછી એક વર્ષ સુધી તે માણુસે કસરત, મૈથુન, કે યુદ્ધ કરવું નહિ; ઘોડા ઉપર બેસવું નહિ, તથા ભારે અન્નપાનો ખાવાં નહિ.

---

# ઉપદંશ (ચાંદી)નો અધિકાર.

## ચાંદીનાં દરદનાં નિદાનો તથા સંખ્યા.

**हस्ताभिघातान्नखदन्तघातादधावनादत्युपसेवनाद्वा । योनिप्रदोषाच्च भवन्ति शिश्ने पञ्चोपदंशा विविधोपचारैः ॥**

હાથ તથા નખ કે દાંતના અભિઘાતથી, નહિ ધોવાથી, મૈથુન બહુ કરવાથી, અને દુષ્ટ યોનિના સંગથી વિવિધ પ્રકારની પાંચ જાતની ચાંદીઓ લિંગમાં થાય છે.

## ચાંદીનાં જુદાં જુદાં લક્ષણો.

**सतोदभेदस्फुरणैः सकृष्णैः स्फोटैर्व्यवस्येत्पवनोपदंशम् । पीतैर्बहुक्लेदयुतैः सदाहैः पित्तेन रक्तैः पिशितावभासैः ॥ सकण्डुरैः शोथयुतैर्महद्भिः शुक्लैर्घनैः स्रावयुतैः कफेन। नानाविधस्रावरुजोपपन्नमसाध्य माहुस्त्रिमलोपदंशम् ॥**

સોઇથી ભોંકાયા જેવી વેદનાવાળી, શસ્ત્રથી ભેદાયા જેવી પીડાવાળી, ચલનવાળી, અને કાળાશવાળી ફોલ્લીઓ હોય, તો ચાંદી વાતજન્ય જાણવી. પીળી, બહુ કચકચતી, બળતરા અને રતાશવાળી, અને માંસ જેવા દેખાવની ફોલ્લી હોય તો તે પિત્તની જાણવી. ખરજ, સોજા, ઘાટા ધોળા સ્રાવવાળી, એવી ફોલ્લી હોય તો તે કફની જાણવી. અનેક પ્રકારના સ્રાવ તથા પીડાવાળી ફોલ્લીઓ હોય, તો તે ત્રણે દોષોની જાણવી, અને તે અસાધ્ય છે. ફોલ્લી કાળી હોય, લોહી બહુ નીકળતું હોય, પિત્તનાં ચિન્હો દેખાતાં હોય, અને બળતરા સહિત જ્વર

તથા શોષ હોય, તો રક્તની ચાંદી જાણવી, આ ચાંદી કોઈવાર કષ્ટસાધ્ય થાય છે.

### ચાંદીઓનું અસાધ્યપણું.

**प्रशीर्णमांसं कृमिभिः प्रजग्धं मुष्कावशेषं परिवर्जनीयम् ।**

માંસ વિખાઇ જઇ કીડાથી ખવાઈ ગયું હોય અને કેવળ વૃષણજ બાકી રહ્યાં હોય, તો તે ચાંદીની ચિકિત્સા કરવી નહિ.

### ચિકિત્સા તુરત કરવા વિષે.

**सञ्जातमात्रेण करोति मूढः क्रियां नरो यो विषये प्रसक्तः । कालेन शोथकृमिदाहपाकैः प्रशीर्णशिश्नो म्रियते सतेन ॥**

વિષયી મૂઢ મનુષ્ય ચાંદી થતાંજ તુરત ઉપાય કરતો નથી તો કાળે કરીને સોજા, કીડા, બળતરા, અને પાકથી લિંગ ખરી પડીને તે મરણ પામે છે.

### ચાંદીની ચિકિત્સા.

**उपदंशेषु साध्येषु स्निग्धस्विन्नस्य देहिनः । मेढ्रमध्ये शिरां विध्येत् पातयेद्वा जलौकसः ॥ हरेदुभयतश्चापि दोषानत्यर्थमूर्च्छितान् । सद्यो निर्हृतदोषस्य रुक्शोथावुपशाम्यतः ॥ यदि वा दुर्बलो जन्तुर्न वा दुर्बलो जन्तुर्न वा प्राप्तविरेचनः । निरूहेण हरेत् तस्य दोषानत्यर्थमूर्च्छितान् ॥ पाको रक्ष्यः प्रयत्नेन शिश्नक्षयकरो हि सः। प्रपौण्डरीकयष्ट्याह्वसरलागुरुदारुभिः॥सरास्नाकुष्ठपृथ्वीकैर्वातिके लेपसेचने। निचूलैरण्डबीजानि यवगोधूमसक्तवः ॥ एतैश्च वातजे स्निग्धैः सुखोष्णैः संप्रलेपयेत् । गैरिकाञ्जनमञ्जिष्ठामधुकोशीरपद्मकैः ॥ सचन्दनोत्पलैः स्निग्धैः पैत्तिकं संप्रलेपयेत् ।पद्मोत्पलमृणालैश्च ससर्जार्जुनवेतसैः ॥ सर्पिःस्निग्धैःसमधुकैः पैत्तिकं संप्रलेपयेत् । सेचयेच्च घृतक्षीरशर्करेक्षुमधूदकैः ॥ अथ वापि सुशीतेन कषायेण वटादिना । शालाजकर्णाश्वकर्णत्वचात्वग्भिः कफोत्थितम् ॥ सुरापिष्टाभिरुष्णाभिः सतैलाभिः प्रलेपयेत् ।**

अजकर्णः शालभेदः । अश्वकर्णो गजहडः ।

**आरग्वधादिकाथेन परिषेकं च दापयेत् । निम्बार्जुनाश्वत्थकदम्बशालजम्बूवटोदुम्बरवेतसैश्च । प्रक्षालनालेपकृतानि कुर्याच्चूर्णं सपित्तास्रभवोपदंशे ॥ त्वचो दारुहरिद्रायाः शङ्खनाभीरसाञ्जनम् । लाक्षागोमयनिर्यासस्तैलं क्षौद्रं घृतं पयः ॥ एभिस्तु पिष्टैस्तुल्यांशैरुपदंशं प्रलेपयेत् । व्रणाश्च तेन शाम्यन्ति श्वयथुर्दाह एव च । उपदंशद्वये शेषे प्रत्याख्यायाचरेत् क्रियाम् । एतेषामेव या योग्या वीक्ष्य दोषबलाबलम् ॥ शस्त्रेणोल्लेखयेत् क्वापि पाकमागतमाशु वै । तमपोह्य तिलैः सर्पिः क्षौद्रयुक्तैः प्रलेपयेत् ॥ वटप्ररोहार्जुनजम्बुपथ्या लोध्रं हरिद्रा च हिता प्रलेपे । तथोपदंशेष्ववरोहणार्थं चूर्णं च कार्यं विमलाञ्जनेन ॥ त्रिफलायाः कषायेण भृङ्गराजरसेन वा । व्रणप्रक्षालनं कार्यमुपदंशप्रशान्तये ॥ जयाजपाश्वमारार्क शम्पाकानां दलैः**

क्रमात् । कृतं प्रक्षालनं क्वाथं मेढ्रपाके प्रयोजयेत् ॥ शम्पाकनिम्बत्रिफला किरातक्वाथं पिबेद्वा खदिरासनाभ्याम् । सगुग्गुलुं वा त्रिफलायुतं वा सर्वोपदंशापहरः प्रयोगः ॥ नीलोत्पलानि कुमुदं पद्मसौगन्धिकानि च । उपदंशेषु चूर्णानि प्रदेहोऽयं प्रशस्यते ॥ बन्धूकदलचूर्णेन दाडिमत्वग्रजोऽथवा । गुण्डनं वृषणे शस्तं लेपः पूगफलेन वा ॥ सौराष्ट्री गैरिकं तुत्थं पुष्पकासीससैन्धवम् । लोध्रं रसाञ्जनं चापि हरितालं मनःशिला ॥ हरेणुकैलेपि तथा समं संहृत्य चूर्णयत् । तच्चूर्णं क्षौद्रसंयुक्तमुपदंशेषु पूजितम् ॥ पुटदग्धं कृतं भस्म हरितालं मनःशिला । उपदंशाविसर्पाणामेतद्धानिकरं परम् ॥ दहत् कटाहेत्रिफलां तामपीं मधुसैन्धवम् । उपदंशे प्रलेपोऽयं सद्यो रोपयति व्रणम् ॥ तिरीटाञ्जनवज्राख्यकोविदारेभकेशरैः । लेपनं पुरुषव्याधौ जलपिष्टैः प्रशस्यते ॥ रसाञ्जनं शिरीषेण पथ्यया वा समन्वितम् । सक्षौद्रं लेपनं योज्यं सर्वाङ्गगदापहम् ॥ भार्ङ्गीसम्भवशिखरिजमूलं भद्राश्रियः सुसम्पिष्टम् । मनसः शिला च मधुना शमयत्युपदंशमचिरेण ॥ शतधौतं प्रयत्नेन लिङ्गोत्थमवचूर्णयेत् । रोगं कासीसचूर्णेन पुरुषः सुखमाप्नुयात् ॥ करवीरस्य मूलेन परिपिष्टेन वारिणा । असाध्यापि व्रजत्यस्तं लिङ्गोत्था रुक् प्रलेपनात् । वरानिम्बार्जुनाश्वत्थखदिरासनवासकैः । चूर्णितैर्गुग्गुलुसमैर्वटिका अक्षसम्मिताः ॥ कर्तव्या नाशयन्त्याशु सर्वान् लिङ्गसमुत्थितान् । उपदंशानसृग्दोषान् तथा दुष्टव्रणानपि ॥ वरादिगुग्गुलुः ।

करञ्जनिम्बासनशालजम्बूवटादिभिः कल्ककषायसिद्धम् । सर्पिर्निहन्यादुपदंशदोषं सदाहपाकस्रुतिरागयुक्तम् ॥ इति करञ्जाद्यं घृतम् ।

भूनिम्बनिम्बत्रिफलापटोलकरञ्जजात्रीखदिरासनानाम् । सतोयकल्कैर्घृतमाशु पक्वं सर्वोपदंशापहरं प्रदिष्टम् ॥ इति भूनिम्बाद्यं घृतम् ।

घृतानि यानि वक्ष्यामि कुष्ठे नाडीव्रणे व्रणे । उपदंशे प्रयोज्यानि सेकाभ्यञ्जनभोजनैः ॥ आगारधूमो रजनी सुराकिट्टं च तैस्त्रिभिः । यथोत्तरैः पचेत्तैलं कण्डूशोथरुजापहम् ॥ शोधनं रोपणं चैव उपदंशहरं परम् ॥ आगारधूमाद्यं तैलम् ।

गोजीविडङ्गयष्टीभिः सर्वगन्धैश्च संयुतम् । एतत् सर्वोपदंशेषु तैलं रोपणमिष्यते ॥ इति गोजीतैलम् ॥

जम्बूवेतसपत्राणि धात्रीपत्रं तथैव च । नक्तमालस्य पत्राणि तद्वत्पद्मोत्पलानि च ॥ एला चातिविषास्थि मधुकं च प्रियङ्गवः । लाक्षाकालीयकं लोध्रं चन्दनं त्रिवृताह्वया ॥ एतान्येकीकृतान्येव बस्तमूत्रेण पेषयेत् । अक्षमात्रैरिमैर्द्रव्यैस्तैलप्रस्थं विपाचयेत् ॥ सर्वव्रणहरं तैलमेतत् सिद्धं विपाचयेत् उपदंशहरं श्रेष्ठं मुनिभिः परिकीर्तितम् ॥

यस्य लिङ्गस्य मांसं तु शीर्यते मुष्कशेषतः । तिक्तकोशातकीलम्बाबीजनागरसाधितम् ॥ तैलं दन्त्यविशेषेण व्रणं दुष्टमनेकधा॥ इति कोशातकीतैलम् ।

सेवेन्नित्यं यवान्नं च पानीयं कौपमेव च । अर्शसां छिन्नदग्धानां क्रियां चात्र प्रयोजयेत् ॥ इति उपदंशनिदानचिकित्साधिकारः ॥

ચાંદી સાધ્ય હોય તો સ્નેહન તથા સ્વેદન કરીને પછી લિંગની મધ્યની શિરાને વીંધવી, અથવા ચાંદી ઉપર જળો મૂકવી. વમન તથા વિરેચન આપીને પછી અતિ વધી ગયેલા દોષોનું શમન કરવું. દોષોનું હરણ તુરત થાય તો સોજો તથા પીડા શાંત થઇ જાય છે. ચાંદીવાળો માણુસ નબળો હોય અને વિરેચન આપવાને યોગ્ય ન હોય તો વધેલા દોષોનું હરણ નિરૂહબસ્તિથી કરવું. જેમ બને તેમ પ્રયત્ન કરીને પણ ચાંદીને પાકવા દેવીજ નહિ, કેમકે પાકવાથી લિંગનો નાશ થાય છે.

વાયુ સંબંધી ચાંદી હોય તો પ્રપૌંડરીક, જેઠીમધ, તેલિયો દેવદાર, અગરૂ, કઠ, દારૂહળદર, રાસ્ના,કઠ અને એળચીના કલ્કનો લેપ તથા તેનાજ રસનું સેચનકરવું.

લીમડો, એરંડાનાં બીજ, અને જવ તથા ઘઉંના સાથવાને વાટીને ઘી સાથે જરા ગરમ કરીને લેપ કરવાથી વાયુની ચાંદી મટેછે.

શ્વેતકમળ, રક્તકમળ, કમળના કેસરા, રાળના ઝાડની છાલ્ય, આસોંદરાની છાલ્ય, નેતર, અને જેઠીમધનો ઘી સાથે લેપ કરવાથી પિત્તની ચાંદી મટેછે.

ઘી, દુધ, સાકર, શેરડી, મધ અને જળનું સેચન કર્યા કરવાથી પિત્તની ચાંદી મટેછે.

ન્યગ્રોધાદિગણનો ક્વાથ ટાઢો પાડીને સેચન કરવાથી પિત્તની ચાંદી મટેછે.

સાલની, અજકર્ણની,નાના રાળના ઝાડની, અને વજની છાલ્યોને મદિરામાં વાટી ગરમ કરીને તેલ નાંખીને લેપ કરવાથી કફની ચાંદી મટી જાયછે.

આરગ્વધાદિગણના ક્વાથનું સેચન કરવાથી કફની ચાંદી મટેછે.

લીમડો, આસોંદરો, પીપળો, કદંબ, સાલ, જાંબુ, વડ, ઊંબરો, અને નેતરની છાલ્યોના ક્વાથથી ધોવાથી; તથા તેમનાજ કલ્કનો લેપ કરવાથી પિત્ત તથા રક્તની ચાંદી મટેછે.

દારૂહળદરની છાલ્ય, શંખની નાભિ, રસવંતી, લાખ, ગાયનું છાણ, ગુંદર, તેલ, ઘી, અને દૂધ સમભાગે વાટીને લેપ કરવાથી વ્રણો, સોજો, અને ચાંદીની બળતરા શાંત થાયછે.

ત્રિદોષ કે રક્તની ચાંદી હોયતો તે અસાધ્ય હોવાથી ચિકિત્સા કરવાની પ્રથમ ના પાડવી, અને રોગીનો આગ્રહ હોયતો દોષોના બળાબળને તપાસીને ઘટતી ચિકિત્સા કરવી.

ચાંદી પાકેલી હોયતો સમયસર તુરત શસ્ત્રથી કાપી કાઢીને મધ તથા ઘીમાં વાટેલા તલનો લેપ કરવો.

કૂણી વડવાઇ, આસોંદરાની છાલ્ય, જાંબુડાની છાલ્ય, હરડે, લોદર, અને હળદરનો લેપ કરીને રૂઝાવવા માટે રસવં-

ંતીનું ચુર્ણ ભભરાવવામાં આવે તો તેથી ચાંદી મટી જાયછે.

ત્રિફળાના ક્વાથથી કે ભાંગરાના રસથી વ્રણોને ધોવાથી પણ ચાંદી મટે છે.

અરણી, જાસૂદ, કણેર, આકડો, અને ગરમાળાનાં પાનોના ક્વાથોથી અનુક્રમે ધોવાથી લિંગનો પાક મટી જાય છે.

ગરમાળો, લીમડો, ત્રિફળા, અને કરિયાતાના ક્વાથમાં ખેરસાર તથા બીબલાનો સાર નાંખીને, અથવા ગુગળ કે ત્રિફળાનું ચૂર્ણ નાંખીને, તે પીવાથી સર્વ જાતની ચાંદીઓ મટી જાય છે.

નીલકમળ, રાત્રીવિકાસીકમળ, શ્વેતકમળ, અને રક્તકમળનાં ચૂર્ણોને વાટીને જાડો લેપ કરવાથી ચાંદીઓ મટી જાય છે.

બપોરિયાનાં પાન અથવા દાડમની છાલ્યનું ચૂર્ણ વૃષણ ઊપર સારી પેઠે દાબવાથી, અથવા સોપારીના કલ્કનો લેપ કરવાથી, ચાંદી મટી જાય છે.

ફટકડી, સોનાગેરૂ, મોરથૂથૂ, હીરાકસી, સૈંધવ, લોદર, રસવંતી, હરતાળ, મણશીળ, હરેણુકા, અને એળચીના સમભાગ ચૂર્ણને મધમાં વાટીને લેપ કરવાથી ચાંદીઓ મટી જાય છે.

હરતાળ અને મણશીળની પુટપાકથી ભસ્મ કરીને તેનો લેપ કરવાથી ચાંદીઓ તથા વિસર્પો સારી રીતે મટી જાય છે.

ત્રિફળાને કઢાઇમાં બાળીને તેની ભસ્મ, મધ, અને સૈંધવનો લેપ ચાંદી ઉપર કરવાથી તુરત વ્રણ રૂઝાઇ જાય છે.

લોદર, રસવંતી, તગર, કાંચનાર, અને નાગકેશરને પાણીમાં વાટીને તેનો લેપ કરવાથી ચાંદી મટી જાય છે.

રસવંતી અને સરસડિયાની છાલ્ય, અથવા રસવંતી અને હરડેના ચૂર્ણનો મધમાં વાટીને લેપ કરવાથી બધાં અંગોમાં વ્યાપેલ ચાંદી પણ મટી જાય છે.

ભારંગી તથા અઘેડાનાં મૂળ તથા ચંદનનો લેપ કરવાથી ચાંદી મટી જાય છે.

મણશીલને મધમાં વાટીને લેપ કરવાથી ચાંદી તુરત શાંત થાય છે.

ચાંદીને પ્રયત્નથી સોવાર ધોઇને ઉપર હીરાકસીનું ચૂર્ણ ભભરાવવાથી તે મટી જાય છે.

કણેરનાં મૂળને પાણીમાં વાટીને તેનો લેપ કરવાથી લિંગનો રોગ અસાધ્ય હોય તો પણ મટી જાય છે.

## વરાદિ ગુગ્ગુલુ.

ત્રિફળા, લીમડો, આસોંદરો, પીપળો, ખેર, બીબલો, અને અરડુસાનું ચૂર્ણ, અને તે સર્વ જેટલો ગુગળ, એકત્ર કરી તેની એક એક તોલા જેટલી ગોળીઓ કરીને ખાવાથી લિંગમાંની સર્વ પ્રકારની ચાંદીઓ, લોહીના બગાડો, અને દુષ્ટ વ્રણોનો નાશ થઈ જાય છે.

## કરંજાદ્ય ઘૃત.

કરંજ, લીમડો, બીબલો, સાલ, જાંબુડો, અને વટાદિગણના ક્વાથમાં એમનાજ કલ્કથી પકાવેલું ઘી બળતરા, પાક, સ્રાવ, તથા રતાશ વાળી ચાંદીઓને હણી નાંખેછે.

## ભૂનિંબાદ્ય ઘૃત.

કરિયાતું, લીમડો, ત્રિફળા, કડવાં પરવળ, કરંજ, આંમલી, ખેર, અને બીબલાને પાણીમાં વાટી કલ્ક કરી, તેથી

પકાવેલું ઘી તુરત સર્વ પ્રકારની ચાંદી ઓને મટાડે છે.

કોઢ, નાડીવ્રણ, અને વ્રણો ઉપર કહેલાં સર્વ ઘીના સેચન, અભ્યંગ, અને ભોજનથી ચાંદીઓ મટી જાયછે.

### આગાર ધુમાદ્ય તૈલ.

ઘરના ધુમાડાની મેસ એક ભાગ, બે ભાગ હળદર, અને ત્રણ ભાગ કિણ્વક થી પકાવેલું તેલ ખરજ, સોજા, અને ચાંદીને સારી પેઠે મટાડે છે. આ તેલથી વ્રણો સાફ થઇને તેમાં ધરતી આવીને રૂઝાઈ જાયછે.

### ગોજી તૈલ.

ભોંપાથરી, વાવડીંગ, અને જેઠીમધ, તથા ચંદનાદિ સર્વ સુગંધી પદાર્થોથી પકાવેલું તેલ સર્વ પ્રકારની ચાંદીઓને ધરતી લાવીને રૂઝાવે છે.

### જંબ્વાદ્ય તૈલ.

જાંબુ, નેતર, આમળાં, અને કરંજનાં પાનો; શ્વેત અને રક્ત કમળો; એળચી, અતિવિષ; આંબાની ગોઠલી, જેઠીમધ, ધઉંલો, લાખ, પીતચંદન, લોદ્દર, ચંદન, અને નસોતર, એક એક તોલો લેઇ બકરાના મૂત્રમાં વાટીને, તેના કલ્ક થી ૬૪ તોલા તેલ પકાવીને, વાપરવાથી સર્વ પ્રકારનાં વ્રણો તથા ચાંદીઓનો ઉત્તમ રીતે નાશ થાયછે, એમ મુનિઓએ કહેલું છે.

### કોશાતકી તૈલ.

કડવી ઘીસોડી તથા કડવી તૂંબડીનાં બીજો અને સૂંઠના કલ્કથી પકાવેલું તેલ અનેક પ્રકારનાં દુષ્ટ વ્રણોને સરખી રીતે મટાડે છે. લિંગનું સઘળું માંસ ખરી જઇને માત્ર વૃષણજ રહ્યાં હોય, તોપણ એ ચાંદી આ ઉપાયથી શાંત થઇ જાયછે.



## લિંગના અર્શ (લિંગના મસા)નો અધિકાર.

### લિંગાર્શનું નિદાન.

अङ्कुरैरिव सञ्जातैरुपर्युपरि संस्थितैः ।
क्रमेण जायते वर्तिस्ताम्रचूडशिखोपमा ॥
कोशस्याभ्यन्तरे सन्धौ पर्वसन्धिगतापि वा । लिङ्गवर्तिरिति ख्याता लिङ्गार्श इति चापरे ॥

એક બીજાની ઉપર રહેલા એવા સૂક્ષ્મ અંકુરો વધીને લિંગ, સાંધા, કે લિંગના ટોચકા ઉપર કૂકડાના માથા ઉપરની કલગી જેવા ઊગી નીકળે છે, તે લિંગવર્ત્તિ કે લિંગાર્શ કહેવામાં આવેછે.

### લિંગાર્શની સાધ્યતા.

सवेदना पिच्छिला च दुश्चिकित्स्या त्रिदोषजा ॥

વેદનાવાળા પિચ્છિલ, અને ત્રિદોષથી થયેલા અર્શો અસાધ્ય છે.

### લિંગાર્શની ચિકિત્સા.

क्षारेण प्रदहेच्छित्त्वा लिङ्गवर्तिमशेषतः ।
व्रणवच्चाचरेत् सम्यक् चूर्णलेपाद्युपक्रमैः ॥
स्वर्जिकातुत्थशैलेयमञ्जनं सरसाञ्जनम् ॥
मनःशिलाले च समं चूर्णं मांसाङ्कुरापहम् ॥

हरति घृतकुमारीपत्रमावेष्टनेन ग्रथनविधिविशेषांश्चर्मकीलांस्तृतीये । अहनि गुरुतरान्यङ्गलग्नप्रतिष्ठान् विधिरिव विपरीतः पौरुषस्य प्रकारान् ॥ शुभे तु चारटीमूलं वृषमूत्रेण पेषयेत् । चर्मकीलान्निहन्त्याशु प्रलेपात् साधनोद्भवान् ॥

इति लिङ्गार्शसां उपक्रमः

(૧) આ અર્શને શસ્ત્રથી સંપૂર્ણ કાપી નાંખીને ક્ષારથી બાળવો, અને પછી વ્રણની પેઠે લેપ, ચૂર્ણ, વગેરે ઉપચારો કરવા.

(૨) સાજીખાર, મોરથુથુ, શિલાજિત, રસવંતી, સુરમો, મણશીળ, અને હરતાળ, સમભાગે લેવું, તેનું ચૂર્ણ લિંગાર્શને મટાડે છે.

વિપરીત દૈવ પ્રબળ પુરૂષાર્થને પણ હણી નાંખેછે, તેમ કુંવારનું લફરૂં બાંધવાથી અત્યંત પ્રબળ, અંગમાં જામી ગયેલા, અને ગુંથાયલા જેવા લિંગાર્શોને ત્રિજે દિવસેજ હણી નાંખેછે.

(૪). શુભ દિવસે ઊભી ભોરીંગણીનાં મૂળ લાવીને તેને બળદના મુત્રમાં વાટીને ચોપડવાથી લિંગના અર્શો તુરત હણાઇ જાય છે.

---

# શૂક દોષનો અધિકાર.

## શુક દોષનાં નિદાનાદિ.

अक्रमाच्छेफसो वृद्धिं योऽभिवाञ्छति मूढधीः । व्याधयस्तस्य जायन्ते दश चाष्टौ च शूकजाः ॥

अक्रमात् अनुचितवृद्धिक्रमात् । अनुचिता च वृद्धिर्भूरिविकारजनकस्य योगेन शूकजाः । शूको जलशूकः सविषो जलजन्तुविशेषः स तु जलमलोद्भवः । अलपङ्कुण्डुभ इत्यादिकः । तथा शूकप्रधानो लिङ्गप्रधानो लिङ्गवृद्धिकरो वात्स्यायनाद्युक्तो योगः शूक उच्यते । यथा

मल्लातकास्थिजलशूकमथाब्जपत्रमन्तर्विदाह्य मतिमान् सह सैन्धवेन ।एतद्विरूढबृहतीफलतोयपिष्टमलेपितं महिषविड्विमलीकृतेऽङ्गे ॥ स्थूलं महद्वरतुल्यं शेफः करोत्यभिमतं न हि संशयोऽत्रेत्यादि ।

यत्तु जलशुकरहितमश्वगन्धादितैलं तदुचितमेव लिङ्गवर्धनम् । यथा

अश्वगन्धावरीकुष्ठं मांसीसिंहीफलान्वितम् । चतुर्गणेन दुग्धेन तिलतैलं विपाचयेत् ॥ तत्तैलं मेढ्रवक्षोजकर्णपालिविवर्धनम् ॥

જે મુઢ બુદ્ધિવાળો અયોગ્ય રીતિથી લિંગને વધારવાને ઇછેછે, તેને વીર્ય સંબંધી અઢાર જાતના વ્યાધિઓ થાયછે. વાત્સ્યાયને કહેલું છે કે—" ભીલામાના ઠળિયા, શૂકનામનો પાણીનો કીડો, અને કમળપત્ર એ ત્રણેને બાળીને તેની ભસ્મમાં સૈંધવ મેળવીને મોટી ભોરીંગણીના ફળના રસમાં વાટીને, લિંગને પાડાના છાણથી ધોઇને તે ઉપર, એ કલ્ક ચોપડવાથી લિંગ મનમાનતું અને ઉત્તમ ઘોડાના લિંગ જેવું મોટું થાયછે, એમાં સંશય નથી, ઇત્યાદિ. " (આ ઉપાયથી રોગો થાય છે, માટે સારો ઉપાય નીચે આપીએ છિયે):—

## લિંગ વધારવાનો ઉપાય–અશ્વગંધાદિ તૈલ.

આસોંદ, શતાવરી, કઠ, જટામાંસી, અને ભોરીંગણી મોટીના ડોડવાના કલ્ક સાથે ચોગણા દૂધમાં પકાવેલું તલનું તેલ અશ્વગંધાદિ કહેવાયછે. તે લિંગ, સ્તનો, અને કાનની બૂટોને મોટાં કરેછે.

## શુકદોષના ભેદો.

સર્ષપિકા, અષ્ઠીલિકા, ગ્રથિત, કુંભિકા, અલજી, મૃદિત, સંમુઢ, પિડકા, અવમથ, પુષ્કરિકા, સ્પર્શહાનિ, ઉત્તમા,શતપોનક, ત્વક્‌પાક, શોણિતાર્બુદ, માંસાર્બુદ, માંસપાક, વિદ્રધિ, અને તિલકાલક, એ અઢાર ભેદો શુકરોગના છે.

## સર્ષપિકાનાં લક્ષણ.

**गौरसर्षपसंस्थाना शूकदुर्भगहेतुका । पिडका श्लेष्मवाताभ्यां ज्ञेया सर्षपिका तु सा ।**

शूकदुर्भगहेतुका शूकनिमित्ता दुष्टयोनिनिमित्ता च ॥

શુકથી અથવા દુષ્ટ યોનિના સંસર્ગથી થયેલી ધોળા સર્ષપ જેવી ફોલ્લી કફ તથા વાયુથી થાયછે- તે સર્ષપિકા કહેવાયછે.

## અષ્ઠીલિકાનાં લક્ષણ.

**कठिना विषमैर्भुग्नैर्वायुनाष्ठीलिकाभवेत् ॥**

अष्ठीलालोहकारस्य भाण्डविशेषः । निहार इति लोके । ततः कठिनेत्यष्ठीलिकविषमैर्भुग्नैरिति वक्ष्यमाणशूकविशेषणम् । विषमैर्ह्रस्वदीर्घैः । भुग्नैः वक्रैः ॥

લાંબા વાંકા કાંટાઓ વાળી તથા કઠણ ફોલ્લી વાયુથી થાયછે, તેને અષ્ઠીલિકા કહેછે.

## ગ્રથિતનું લક્ષણ.

**शूकैर्यत् पूरितं शश्वद्ग्रथितं नाम तत्कफात्**

यल्लिङ्गं सदा शूकैः पूरितं तद् ग्रथितत्वाद् ग्रन्थितम् ।

જવની અણીઓ જેવા કાંટાથી લિંગપૂરાઇ જાય તે ગ્રથિત કહેવાયછે, અને તે કફથી થાય છે.

## કુંભિકાનું લક્ષણ.

**कुम्भिका रक्तपित्तात्स्याज्जाम्ववास्थिनिभा सिता ॥**

कुम्भिका कुम्भीफलतुल्यत्वात् ॥

રક્ત તથા પિત્તથી જાંબુના ઠળિયા જેવી કુંભિકા નામની ધોળી ફોલ્લીઓ થાયછે.

## અલજીનું લક્ષણ.

**अलजी स्यात्तथा यादृक् प्रमेहपिडका तथा । सा च रक्ताऽसिता स्फोटा चिता च कथिता बुधैः ॥**

एषा रक्तपित्तनिमित्ता ज्ञेया ।

પ્રમેહપિડકાના જેવીજ અલજી થાય છે, તે રાતી તથા કાળી ફોલ્લી રક્ત અને પિત્તથી થાયછે.

## મૃદિતનું લક્ષણ.

**मृदितं पीडितं यत्तु संरब्धं वातकोपतः ।**

शूकदोषे जाते पीडितं सद्यत्संरब्धं सशोथं भवति तल्लिङ्गं मृदितमुच्यते ॥

વાયુના કોપથી લિંગ દબાવાથી સોજા સહિત મૃદિત થાયછે.

## સંમૂઢ પિડકાનું લક્ષણ.

**पाणिभ्यां भृशसंपिष्टे संमूढपिडका भवेत् ॥**

शूकदोषे जाते पाणिभ्यां भृशसंपिष्टे लिङ्गे ॥

अत्रापि वातकोपात् इत्यनुवर्त्तते ॥

હાથવતે લિંગને ચોળવાથી આ ફોલ્લી ઓ થાયછે. એ વાયુ કોપવાથી થાય છે.

### અવમંથનું લક્ષણ.

दीर्घा बहवश्च पिडका दीर्यन्ते मध्यतस्तु याः । सोऽवमन्थः कफासृग्भ्यां वेदनारोमहर्षकृत् ॥

दीर्घा दीर्घाङ्कुराः ।

ઘણી અને લાંબા અંકુરોવાળી મધ્યમાંથી ફાટેલી અને વેદના કરનારી ફોલ્લીઓ રોમોદ્ગમ કરનારી અવમંથ કહેવાયછે. તે કફ અને રૂધિરના કોપથી થાયછે.

### પુષ્કરિકાનું લક્ષણ.

पिडका पिडकाव्याप्ता पित्तशोणितसम्भवा । पद्मकर्णिकसंस्थाना ज्ञेया पुष्करिकेति सा ॥

पिडकाव्याप्ता पार्श्वतः क्षुद्रापिडकाव्याप्ता । अत एव पद्मकर्णिकसंस्थाना ॥

બાજુઓમાં ન્હાની ફોલ્લીઓ વાળી અને કમળની ડોડીના જેવા આકારની ફોલ્લી પિત્ત તથા રક્તના કોપથી થાયછે, તે પુષ્કરિકા કહેવાય છે.

### સ્પર્શહાનિનું લક્ષણ.

स्पर्शहानिं तु जनयेच्छोणितं शूकदूषितम् ।

अत्र स्पर्शासहत्वमेव लक्षणम ।

શુકદોષથી બગડેલું લોહી સ્પર્શહાનિ ઉત્પન્ન કરેછે.

### ઉત્તમાનું લક્ષણ.

मुद्गमाषोपमा रक्ता रक्तपित्तोद्भवा च या । एषोत्तमाख्यपिडका शूकाजीर्णसमुद्भवा ॥

મગ કે અડદ જેવી, રક્ત તથા પિત્તથી થતી, એવી ઉત્તમા નામની ફોલ્લી શુકના અજીર્ણથી થાય છે.

### શતપોનકનું લક્ષણ.

छिद्रैरणुमुखैर्लिङ्गं चितं यस्तु समन्ततः । वातशोणितजो व्याधिर्विज्ञेयः शतपोनकः ॥

शतपोनकश्चालनी तत्तुल्यत्वाच्छतपोनकः ।

ઝીણાં ઝીણાં મુખોવાળાં છિદ્રોથી લિંગ વ્યાપ્ત થઇ જાયછે, તે વાયુ અને રક્તનો વ્યાધિ શતપોનક કહેવાય છે.

### ત્વક્પાકનું લક્ષણ.

पित्तरक्तकृतो ज्ञेयस्त्वक्पाको ज्वरदाहकृत् ।

પિત્ત તથા રક્તથી થતો ત્વકપાક જ્વર અને દાહને કરે છે.

### શોણિતાર્બુદનું લક્ષણ.

कृष्णैः स्फोटैः सरक्ताभिः पिडकाभिर्निपीडितम् । लिङ्गं वास्तुरुजश्चोग्रा ज्ञेयं तच्छोणितार्बुदम् ॥

वास्तुरुजः स्फोटपिडकाधिष्ठानवेदनाः ।

કાળી અને રતાશ વાળી ફોલ્લીઓની વેદના થાય તથા લિંગ પીડાય છે, તેને શોણિતાર્બુદ કહેછે.

### માંસાર્બુદનું લક્ષણ.

मांसदुष्टं विजानीयादर्बुदं मांससम्भवम् ।

માંસ લિંગ ઉપર દુષ્ટ થવાથી માંસના માંસાર્બુદ થાય છે.

### માંસપાકનું લક્ષણ.

शीर्यन्ते यस्य मांसानि यस्य सर्वाश्च वेदनाः विद्यात्तं मांसपाकं तु सर्वदोषकृतं भिषक् ॥

शीर्यन्ते गलन्ति। सर्वाश्च वेदनाः वातपित्तकफजाः ॥

લિંગનું માંસ ખરી પડતાં જે વેદના થાયછે તેને વૈદ્યો સર્વ દોષોથી થયેલ-માંસપાક કહેછે.

## વિદ્રધિનું લક્ષણ.

**विद्रधिं सन्निपातेन यथोक्तमभिनिर्दिशेत्।**

उक्तसान्निपातिकविद्रधितुल्यं कथयेत्।

સંનિપાતથી વિદ્રધિ થાય છે તેનાં લક્ષણો પ્રમેહના વિદ્રધિ જેવાંજ હોયછે.

## તિલકાલકનું લક્ષણ.

**कृष्णानि चित्राण्यथवा शुक्लानि साविषाणि तु। पतन्ति पातयन्त्याशु मेढ्रं निरवशेषतः कालानि भूत्वा मांसानि शीर्यन्ते यस्य देहिनः। सन्निपातसमुत्थाश्च तान् विद्यात्तिलकालकान् ॥**

चित्राणि नानावर्णानि। शुक्लानि शुक्लवर्णानि। मञ्चाः क्रोशन्तीतिवत्। साविषाणि सविषशूकाख्यजन्तुविशेषकृतत्वात्। शीर्यन्ते गलन्ति। कृष्णतिलतुल्यत्वात्तिलकालकाः।

કાળાં, અનેક રંગોવાળાં, અથવા ધોળાં શુક નામનાં પ્રાણીઓ ઝેરી હોયછે, તેમી ભસ્મથી થાયછે તેથી ઝેરયુક્ત માંસ લિંગમાંથી ખરવા માંડેછે. એમ લિંગને સંપૂર્ણ રીતે પાડી નાંખીને કાળાં થઇને વીખાતાં જાય એ તિલકાલક કહેવાય છે.

## શુક દોષોની અસાધ્યતા.

**तत्र मांसार्बुदं यच्च मांसपाकश्च यः स्मृतः। विद्रधिश्च न सिध्यन्ति ये च स्युस्तिलकालकाः ॥**

આ અઢારે દોષોમાં માંસાર્બુદ, માંસપાક. વિદ્રધિ, અને તિલકાલક, એ ચાર રોગો અસાધ્ય છે.

## શુક દોષોની ચિકિત્સા.

**शूकदोषेषु सर्वेषु विषघ्नीं कारयेत् क्रियाम्। जलौकाभिर्हरेद्रक्तं रेचनं लघु भोजयेत् ॥ गुग्गुलं पाययेच्चापि त्रिफलाक्वाथसंयुतम्। क्षीरेण लेपसेकांश्च शीतेनैव हि कारयेत् ॥ दार्वीसुरसयष्ट्याह्वैर्गृहधूमनिशायुतैः। सम्पक्वं तैलमभ्यङ्गान्मेढ्ररोगं हि नाशयेत् ॥**

सुरसस्तुलशी ॥ इति दार्वीतैलम्।

**रसाञ्जनं साह्वयमेकमेव प्रलेपमात्रेण नयेत्प्रशान्तिम्। सपूतिपूयव्रणशोथकण्डूशूलान्वितं सर्वमनङ्गरोगम् ॥**

साह्वयमित्यनङ्गरोगस्य विशेषणम्। अनङ्गरोगस्य नामापि दूरीकरोतीत्यर्थः ॥ इति शूकदोषनिदानचिकित्साधिकारः ॥

સઘળા શૂક દોષોમાં વૈદ્યે વિષહર ક્રિયાઓ કરવી, જળો મુકી ઝેર હરી લેવું, વિરેચન દેવું, હલકું ભોજન આપવું, અને ત્રિફળાના ક્વાથની સાથે ગુગળ પાવો. ટાઢા દૂધનો લેપ કરવો અને તેનું સેચન પણ કરવું.

## દાર્વી તૈલ.

દારુ હળદર, તુળસી, જેઠીમધ, ધુમાડાની ધૂંસ, અને હળદરના કલ્કોથી પકાવેલું તેલ દાર્વી તૈલ કહેવાયછે. તેના અભ્યંગથી

લિંગના રોગો મટી જાયછે.

### રસાંજન લેપ

એકલી રસવંતીજ લેપમાત્રથી લિંગના તમામ રોગોને એવી રીતે મટાડી દેછે, કે તેનું નામ પણ રહી શકતું નથી. દુર્ગંધી પરુ, વ્રણ, સોઝા, ખરજ, તથા શુળવાળા લિંગના રોગને પણ રસવંતીનો લેપ મટાડી દેછે.

---

## કોઢનો અધિકાર.

### કોઢનાં નિદાન તથા સંખ્યા.

विरोधीन्यन्नपानानि द्रवस्निग्धगुरूणि च। भजतामागतां छर्दि वेगांश्चान्यान् प्रतिघ्नताम् ॥ व्यायाममग्नितापं चाप्यतिभुक्त्वा निषेविणाम्। शीतोष्णलङ्घनाहारान् क्रमं मुक्त्वा निषेविणाम् घर्मश्रमभयार्तानां द्रुतं शीताम्बुसेविनाम् । अजीर्णाध्याशिनां चापि पञ्च कर्मापचारिणाम् ॥ नवान्नदधिमत्स्यादिलवणाम्लनिषेविणाम् । माषमूलकपिष्टान्नतिलक्षीरगुडाशिनाम् ॥ व्यवायं चाप्यजीर्णेऽन्ने दिवा निद्रां निषेविणाम् । विप्रान् गुरुन् धर्षयतां पापं कर्म च कुर्वताम् ॥ वातादयस्त्रयो दोषास्त्वग्रक्तं मांसमम्बु च। दूषयन्ति सकुष्ठानां सप्तको द्रव्यसंग्रहः ॥ अतः कुष्ठानि जायन्ते सप्तधैकादशैव च ।

विरोधीन्यन्नपानानि क्षीरमत्स्यादीनि। दधिदुग्धादीनि । व्यायाममित्यादि । अतिभुक्त्वा व्यायाम् अग्निसन्तापम् । अग्निरुपलक्षणं । सूर्यादिसन्तापं च निषेविणामिति कृदन्तस्य योगे षष्ठी प्राप्ता । द्वितीया तु मुनिवचनात् । एवमग्रेऽपि शीतोष्णं लङ्घनाहारानित्यादिष्वपि द्वितीया । क्रमं विधिं । घर्मेत्यादि। घर्मार्तत्वे सति द्रुतमविश्रम्य पाने स्नाने शीताम्बुसेविनाम् । अजीर्णाध्याशिनां भुक्तेऽजीर्णे भुक्तानाम् । पञ्चकर्मापचारिणां पञ्चकर्माणि वमनविरेकनस्यनिरूहानुवासनानि तेषु कृतेषु अपचारिणाम् । नवान्नदधिमत्स्याद्याहारसेविनाम् । व्यवायमित्यादि । अन्ने अजीर्णे विदग्धादिरूपे सति । व्यवायं मैथुनं निषेविणाम् । दिवानिद्रानिषेविणामिति भिन्नो हेतुः । धर्षयताम् , अभिभवताम् । दोषदूष्यसंग्रहार्थमाह । वातादय इत्यादिशब्देन त्रिष्वपि प्रतीतेषु त्रय इति पदं सर्वेषु कुष्ठेषु त्रयाणामपि वातादीनां दुष्टत्वबोधनार्थम्। त्वक् रसःअम्बु लसीका । अथ संख्यामाह । अतः कुष्ठानामित्यादि । अतः पूर्वोक्तदोषदूष्यसमुदायात् । सप्तधैकादशेति संख्याविच्छेदपाठेन सप्तानां महाकुष्ठत्वमेकादशानां क्षुद्रकुष्ठत्वं बोधयति ।

દૂધ તથા માછલાં વગેરે વિરૂદ્ધ અન્નપાનોથી, પ્રવાહી, ચીકણાં, અને ભારે પદાર્થોના સેવનથી; ઉલટીના વેગને રોકવાથી; મૂત્રવિષ્ઠાદિકના વેગોને રોકવાથી; બહુજમીને કસરત તથા અગ્નિ કે સૂર્યનો તાપ ખાવાથી, વિધિ રહિત શીત, ઉષ્ણ, લંઘન, તથા ભોજન કરવાથી; ઘામ, શ્રમ, ભયથી પીડિત છતાં વિસામો લીધા વગર શીતળ જળવડે સ્નાન કરવાથી તથા પીવાથી, ખાધાના અજીર્ણમાં બીજું ખાવાથી; વમન, વિરેચન, નસ્ય

નિરૂહબસ્તિ, અને અનુવાસન બસ્તિ, એ પંચકર્મોમાંનું કોઇ પણ કર્યા પછી વર્તનના પ્રકારોમાં ભૂલ કરવાથી; નવાં અન્ન, દહિં, માછલાં, ખારા ખારા પદાર્થો અડદ, મૂળા, વાટેલાં અન્નો, તલ, દૂધ તથા ગોળ, અને વિદગ્ધાદિ અજીર્ણમાં મૈથુન, વગેરેના સેવનથી, દિવસે નિદ્રા કરવાથી; બ્રાહ્મણો તથા ગુરૂઓનાં અપમાન કરવાથી, અને પાપ કર્મોથી; આ સર્વથી કોઢ નીકળેછે. વાતાદિક ત્રણ દોષો ત્વચા, લોહી, માંસ, અને જળને દૂષિત કરીને સાત જાતના મોટા કોઢો ઉત્પન્ન કરેછે, તથા બીજા અગિયાર જાતના ક્ષુદ્ર કોઢો પણ થાયછે.

## સાત મહા કોઢનાં નામો.

**पूर्वं त्रिकं तथा सिध्म ततः काकणकं तथा। पुण्डरीकर्क्षजिह्वाके महाकुष्ठानि सप्त च ॥**

પૂર્વ (કપાલ), ત્રિક (ઔદુંબર), સિધ્મ, કાકણક, પુંડરીક, ઋક્ષજિહ્વક, અને મંડલ, એ સાત મહા કોઢો છે.

## અગીયાર ક્ષુદ્ર કોઢનાં નામો.

**एककुष्ठं स्मृतं पूर्वं गजचर्म ततः स्मृतम्। ततश्चर्मदलं प्रोक्तं ततश्चापि विचर्चिका ॥ विपादिकाभिधा सैव पामाकच्छूस्ततः परम्। दद्रुविस्फोटकिटिभालसकानि च वेष्टितम्। क्षुद्रकुष्ठानि चैतानि कथितानि भिषग्वरैः ॥**

ननु दद्रूः कथं क्षुद्रकुष्ठेषु गणिता ? सुश्रुतेन महाकुष्ठेषूक्तत्वात्। उच्यते असितात्वगाढमूला दद्रूः सुश्रुतेन महाकुष्ठेषु उक्ता असितेतरगाढत्व- गाढमूला दद्रूः क्षुद्रकुष्ठमेव। एवं विधाया दद्र्वा श्चरकेण क्षुद्रकुष्ठेषु दर्शितत्वात् ॥

**कुष्ठानि सप्तधा दोषैः पृथग्द्वन्द्वैः समागतैः। सर्वेषु च त्रिदोषेषु व्यपदेशोऽधिकस्ततः ॥**

એકકુષ્ઠ, ગજચર્મ, ચર્મદલ, વિચર્ચિકા, વિપાદિકા, પામા, કચ્છુ, દદ્રુ, વિસ્ફોટ, કિટિભ, અલસક, અને શતારુ, આ અગિયારને ઉત્તમ વૈદ્યોએ ક્ષુદ્ર કોઢો કહેલા છે. (સુશ્રુતે દદ્રુને મોટા કોઢમાં ગણેલછે, તેમ છતાં અહીં તેને ક્ષુદ્ર કોઢમાં ગણેલ છે, તેનું કારણ એ કે કાળી ઉંડાં મૂળવાળી દદ્રુને સુશ્રુતે મોટા કોઢમાં ગણેલછે, તે સીવાયની બીજી દદ્રૂને ક્ષુદ્ર કોઢમાં ગણેલી છે. ચરકે પણ એમજ ગણેલું છે.

એક એક દોષ, બબે દોષો, અને સર્વે દોષો, એમ દોષો ઉપરથી પણ કોઢો સાત જાતના ગણાયછે.

## કોઢોનું પૂર્વરૂપ.

**अतिश्लक्ष्णः खरस्पर्शः स्वेदास्वेदविवर्णताः। दाहः कण्डूस्त्वचि स्वापस्तोदः कोठोन्नतिः क्लमः ॥ व्रणानामधिकं शूलं शीघ्रोत्पत्तिश्चिरस्थितिः। रूढानामपि रूक्षत्वं निमित्तेऽल्पेऽपि कोपनम् ॥ रोमहर्षोऽसृजः कार्ष्ण्यं कुष्ठलक्षणमग्रजम् ॥**

अतिश्लक्ष्णः अतिमृदुः। स्वेदः घर्मादिप्रसङ्गेऽपि स्वेदाभावः। त्वचि स्वापः स्पर्शाज्ञता। शीघ्रोत्पत्तिः व्रणानाम्।

**दूषयन्ति श्च ित्वक् निश्चलत्व।ितस्त-**

तः । त्वचः कुर्वन्ति वैवर्ण्यं दोषाः कुष्ठमुशन्ति तम् ॥

અત્યંત કોમળ અને અત્યંત ખરસટ સ્પર્શો, પરસેવો, ઘામ થયા છતાં પણ પરસેવાનો અભાવ, બળતરા, ચળ, ચામડીમાં જડતા, સોઇ ભોંકાયા જેવી વેદના, ઊંચાં ઘામઠાં, ગ્લાનિ, બહુ શૂળ, તુરત વ્રણની ઉત્પત્તિ, વ્રણોની લાંબી સ્થિતિ, રૂઝાયલાં વ્રણોનું બહુ રૂક્ષપણું, વ્રણોનો પ્રકોપ, રોમોદ્‌ગમ, અને લોહીનું કાળું પડવું એટલાં કોઢોનાં પૂર્વરૂપોછે. દોષો નિશ્ચળ હોવાથી ચામડીને શિથિલ કરીને ચારેમેરથી તેના રંગને બદલાવી નાંખેછે તે કોઢ કહેવાય છે.

## કયા દોષથી કયો કોઢ થાય છે તે વિષે.

वातेन कुष्ठं कापालं पित्तेनौदुम्बरं कफात्। मण्डलाख्यं विचर्ची च ऋक्षाख्यं वातपित्ततः ॥ चर्मैककुष्ठकिटिभसिध्मालसविपादिकाः। वातश्लेष्मोद्भवाः पित्तकफाद्दद्रूशतारुषी ॥ सपुण्डरीकं विस्फोटं पामाचर्मदलं तथा। सर्वैरेवोल्बणैर्दोषैराहुः काकणकं बुधाः ॥

विचर्ची च कफादित्यन्वयः ।

पुण्डरीकं सविस्फोटं पामा चर्मदलं तथा।
पित्तकफादित्यन्वयः ।

વાયુથી કપાલ; પિત્તથી ઔદુંબર, મંડલ, અને વિચર્ચિકા; વાત તથા પિત્તથી ઋક્ષજિહ્વ; વાત અને કફથી ગજચર્મ, એકકુષ્ઠ, કિટિભ, સિધ્મ, અલસક, અને વિપાદિકા; પિત્ત તથા કફથી દદ્રુ, શતારુ, પુંડરીક, વિસ્ફોટ, પામા, તથા ચર્મદલ; અને ત્રણે દોષોથી કાકણક કોઢ ઉત્પન્ન થાય છે.

## કપાલ નામના કોઢનું લક્ષણ.

कृष्णारुणकपालाभं यद्रूक्षं पुरुषं तनु । कपालं तोदबहुलं तत् कुष्ठं विषमं स्मृतम्।

किञ्चित्कृष्णाः किञ्चिदरुणाः ये कपालाः स्फुटितमृतत्पात्रखण्डाः खपरा इति यावत् तद्वर्णं परुषं खरस्पर्शम् । तनु तनुत्वक् कपालम् कपालसंज्ञं विषमं दुश्चिकित्स्यम् ।

કંઇક કાળા રાતા માટીના ભાંગેલા વાસણના જેવા વર્ણનો, રૂક્ષ અને ખરસટ સ્પર્શવાળો, પાતળી ચામડી તથા બહુ પીડા વાળો કષ્ટસાધ્ય કપાલ નામનો કોઢ થાયછે.

## ઔદુંબરનાં લક્ષણો.

उदुम्बरफलाभासं कुष्ठमौदुम्बरं वदेत्। रुग्दाहरागकण्डूभिःपरीतं रोमपिञ्जरम् ॥

औदुम्बरफलाकारम् ॥

ઊંબરાના ફળ જેવો કોઢ ઔદુંબર કહેવાય છે, તે રૂગ્દાહ, રાતો, ચળવાળો, અને પીંગળાં રૂવાડાંવાળો હોયછે.

## મંડલનાં લક્ષણો.

श्वेतरक्तं स्थिरं स्त्यानं स्निग्धमुत्सन्नमण्डलम् । कृच्छ्रमन्योन्यसंसक्तं कुष्ठं मण्डलमुच्यते ॥

श्वेतरक्तं किञ्चिच्छ्वेतं किञ्चिद्रक्तम् । स्थिरं चिकित्सां विना । अविनाशि स्त्यानं आर्द्रं स्निग्धं सस्वेदम् । उत्सन्नमण्डलम् उद्वृतमण्डलम् । कृच्छ्रं कष्टसाध्यम् । अन्योन्यसंसक्तं परस्पर

મિલિતમ્ ।

કંઇક ધોળો તથા રાતો, સ્થિર, ઉપાય વગર નહિ મટનારો, સ્નિગ્ધ, પરસેવા વાળો, ઊંચે નીકળેલાં મંડળો વાળો, અને પરસ્પરથી મળેલો કોઢ મંડલ કહેવાય છે. આ કોઢ કષ્ટસાધ્ય છે.

## સિધ્મનાં લક્ષણો.

**श्वेतं ताम्रं च तनु यत् रजोघृष्टं विमुञ्चति । प्रायेणोरसि तत् सिध्ममलाबुकुसुमोपमम् ॥**

श्वेतताम्रं श्वेतं ताम्रम् । तनु तनुत्वक् । प्रायेणोरसि । प्रायशब्दादन्यत्रापि बोद्धव्यम् ॥

ધોળાશ સહિત રાતો, પાતળી ત્વચાવાળો, ઘસવાથી ધુળ જેવી ઝીણી કણીઓ ખરતી હોય, અને તુંબડીનાં ફુલ જેવો કોઢ સિધ્મ કહેવાય છે.

## કાકણકનાં લક્ષણો.

**यत्काकणन्तिकावर्णमपाकं तीव्रवेदनम् । त्रिदोषलिङ्गं तत्कुष्ठं काकणं नैव सिध्यति॥**

काकणंती गुञ्जा । गुञ्जावर्णत्वेन मध्ये कृष्णमन्ते रक्तम् । अथवा मध्ये रक्तं मध्यान्ते कृष्णम् । अपाकं स्वभावात् । त्रिदोषलिङ्गम् । सर्वेषां कुष्ठानां त्रिदोषजत्वेऽपि उल्बणदोषत्रयलिङ्गम् ॥

ચણોઠી જેવા રંગ વાળો, નહિ પાકનારો, તીવ્ર વેદના કરનારો, ત્રણે દોષોથી થનારો, તે કોઢ કાકણક કહેવાય છે અને તે અસાધ્ય છે.

## પુંડરીકનાં લક્ષણો.

**तत् श्वेतं रक्तपर्यन्तं पुण्डरीकदलोपमम्। सरागं चैव सोत्सेधं पुण्डरीकं कफोल्बणम् ॥**

पुण्डरीकदलोपमं पुण्डरीकं श्वेतकमलं तत्पत्रोपमम् । सरागं चैव । अत एव श्वेतं रक्तपर्यन्तं अन्ते रक्तम् । सरागमिति । अन्ते लोहित्याधिक्यबोधनार्थम् । सोत्सेधम् उद्गतम् ।

ધોળો અને અંતમાં રાતો થઇ જતો, શ્વેતકમળનાં પત્ર જેવો, બહુ રાતો, ઉંચો, અને કફથી થતો કોઢ પુંડરીક કહેવાય છે.

## ઋક્ષજિહ્વકનાં લક્ષણો.

**कर्कशं रक्तपर्यन्तमन्तःश्यावं सवेदनम् । यदृक्षजिह्वासंस्थानमृक्षजिह्वं तदुच्यते ॥**

रक्तपर्यन्तं अन्तेरक्तं अन्तःश्यावं मध्ये धूम्रवर्णम् । ऋक्षजिह्वासंस्थानम् । ऋक्षो भल्लूकस्तस्य जिह्वाकृति ॥

કઠણ, છેડેથી રાતો, મધ્યમાં ધુમ્ર વર્ણનો, વેદનાવાળો, અને રીંછની જીભ જેવો કોઢ ઋક્ષજીહ્વક કહેવાય છે.

## એકકુષ્ઠ તથા ગજચર્મનાં લક્ષણો.

**अस्वेदनं महावास्तु यन्मत्स्यशकलोपमम् । तदेककुष्ठं चर्माख्यं बहलं गजचर्मवत्॥**

महावास्तु महास्थानम् । मत्स्यशकलोपमम् । अत्र शकलशब्देन लक्षणया त्वगुच्यते । तेन चक्राकारमभ्रकपत्रसदृशं भवति । एककुष्ठमिति क्षुद्रकुष्ठेषु मुख्यत्वात् । चर्माख्यं गजचर्माख्यम् । बहलं स्थूलम् गजचर्मवत् रूक्षं कृष्णं च ।

પરસેવા વગરનો, મોટા ઘેરાવાવાળો, માછલાંની ચામડી જેવો કોઢ એકકુષ્ઠ

તથા હાથીના જેવી ચામડીવાળો ગજચર્મ કહેવાય છે.

## ચર્મદલનાં લક્ષણો.

**रक्तं सशूलं कण्डूमत्सस्फोटं दलयत्यपि। तच्चर्मदलमाख्यातं स्पर्शस्यासहनं च यत्॥**

दलयत्यपि विदारयत्यपि। चर्मेति शेषः॥

રાતો, શુળવાળો, ચળવાળો, ફોલ્લાવાળો, અને સ્પર્શ સહન કરી ન શકાય એવો, ચામડીને ફાડી નાંખનારો ચર્મદલ નામનો કોઢ છે.

## વિચર્ચીકાનાં લક્ષણો.

**स कण्डूः पिडका श्यावा बहुस्रावा विचर्चिका।**

ચળવાળી, કાળી, ફોલ્લીઓ બહુ સ્રવતી હોય, તેને વિચર્ચિકા કહે છે.

## વિપાદીકાનાં લક્ષણો.

**वैपादिकं पाणिपादस्फुटनं तीव्रवेदनम्॥**

पाणिपादस्फुटनं पाण्योः पादयोश्च स्फुटनं विदारणं येन तत्॥

તીવ્ર વેદના સહિત હાથ પગ ફાટે છે તેને વિપાદિકા કહે છે.

## પામા (ખસ)નાં લક્ષણો.

**सूक्ष्मा बह्व्यः स्राविण्यः सदाहाः पामेत्युक्ताः पिडकाः कण्डुमत्यः॥**

पिडकाः पीडयन्तीति पिडका इति क्षिपकादित्वात् निपात्यते॥

સ્રાવવાળી, બહુ બળતરાવાળી, ઝીણીઝીણી, ચળવાળી, બહારની ફોલ્લીઓ થાય છે, તે પામા (ખસ) કહેવાય છે. ચળવાળી પિડકા પણ તે કહેવાય છે.

## કચ્છુનાં લક્ષણો.

**सैव स्फोटैस्तीव्रदाहैरुपेता ज्ञेया पाण्योः कच्छुरुग्रा स्फिजोश्च॥**

सैव पामास्फोटैः महद्भिः। स्फिजौ प्रोथौ॥

## દદ્રુ (દાદર)નાં લક્ષણો.

**सकण्डुरागपिडकं दद्रूमण्डलमुद्गतम्।**

दद्रुमण्डलरूपेणोत्पतितं उद्गतम् उच्छूनम्।

તીવ્ર બળતરા કે ફોલ્લીઓ, અને થતાંજ ઊંચાઈવાળું જે મંડળ થાય છે, તેને દદ્રુ કહે છે.

## વિસ્ફોટનાં લક્ષણો.

**स्फोटाः श्यावारुणाभासा विस्फोटाः स्युस्तनुत्वचः।**

કાળાશ મારતા, રાતા, પાતળી ત્વચાવાળા ફોલ્લાઓને વિસ્ફોટક કહે છે.

## કીટીભનાં લક્ષણો.

**श्यामं किणखरस्पर्शं परुषं किटिभंस्मृतम्।**

किणखरस्पर्शं किणः शुष्कव्रणस्थानं तद्वत् कर्कशस्पर्शम्। परुषं रूक्षम्॥

સૂકાયલા વ્રણના સ્થળ જેવી, ખરસટ, કાળી. અને રૂક્ષ કીડીઓ થાય છે, તે કિટિભ કહેવાય છે.

## અલસકનાં લક્ષણો.

**कण्डूमद्भिः सरागैश्च गण्डैरलसकं चितम्।**

गण्डैः महापिडकाभिः चितं वेष्टितम्।

ચળ વાળાં રતાશવાળાં મોટાં ગડો થાય તે અલસક કહેવાય છે.

## શતારૂનાં લક્ષણો.

**रक्तश्यावं सदाहार्त्ति शतारुः स्यात् बहुव्रणम् ।**

રાતાં કાળાં દાહની પીડાવાળાં બહુ વ્રણો થાય તેને શતારૂ કહે છે.

## ધાતુગત કોઢો.

## રસગત કોઢનાં લક્ષણો.

**त्वक्स्थे वैवर्ण्यमङ्गेषु कुष्ठे रौक्ष्यं च जायते । त्वक्स्वापो रोमहर्षश्च स्वेदस्यातिप्रवर्तनम् ॥**

त्वक्शब्देनात्र रस उच्यते । धातुप्रस्तावात् त्वक्स्थत्वाच्च । त्वक्स्वापः स्पर्शाज्ञत्वम् । त्वक्स्वाप इत्यादिकं केचिद्रक्तगतस्य लिङ्गं मन्यन्ते॥

રસમાં કોઢ હોય તો અંગનો વર્ણ ખરાબ અને રૂક્ષ થાય છે, ચામડીને સ્પર્શની ખબર પડતી નથી, રૂંવાડાં ઊભાં થાય છે, પરસેવો બહુજ આવે છે.

## રક્તગત કોઢનાં લક્ષણો.

**कण्डूर्विपूयकश्चैव कुष्ठे शोणितसम्भवे ।**

विपूयकः विशेषेण पूयः ।

રક્તગત કોઢમાં ચળ તથા પરૂ વધારે થાય છે.

## માંસગત કોઢનાં લક્ષણો.

**बाहुल्यं वक्त्रशोषं च कार्कश्यं पिडकोद्गमः । तोदः स्फोटः स्थिरत्वं च कुष्ठे मांससमाश्रिते ॥**

बाहुल्यं कुष्ठस्य पुष्टिः । पिडकोद्गमः क्षुद्रपिडकोद्गमः स्फोटः बृहत्पिडका । स्थिरत्वम् असञ्चारित्वम् ॥

માંસગત કોઢનું પુષ્ટ પણું બહુ હોય છે. મુખમાં શોષ પડે છે. ખરસટતા તથા ફોલ્લીઓ થાય છે, સોઈ ભોંકાયા જેવી વેદના અને મોટા ફોલ્લા પણ થાય છે. આ કોઢ એક ઠેકાણે સ્થિર થાય છે.

## મેદોગત કોઢનાં લક્ષણો.

**कौण्यं गतिक्षयोऽङ्गानां सम्भेदः क्षतसर्पणम् । क्षतप्रसारो लिङ्गानि पूर्वमुक्तानि यानि च ॥ मेदस्थानगते लिङ्ग प्रागुक्तानि तथैव च ॥**

कौण्यं हस्तनाशः । अङ्गानां सम्भेदः अङ्गभङ्गः । क्षतसर्पणं क्षतप्रसरणं । पूर्वोक्तानि रक्तमांसगतलिङ्गानि ॥

મેદમાંના કોઢમાં હાથ ઠુંઠા થાય, ગતિ નાશ પામે, અંગો ભાંગે, ક્ષત ફેલાય, અને રક્ત તથા માંસગત કોઢોનાં લક્ષણો પણ દેખાય છે.

## અસ્થિ તથા મજ્જાગત કોઢોનાં લક્ષણો.

**नासाभङ्गोऽक्षिरागश्च क्षतेषु क्रिमिसम्भवः स्वरोपघातः पीडा च भवेत् कुष्ठेऽस्थिमज्जगे ॥**

હાડકાં અને મજ્જામાં રહેલા કોઢોમાં નાક ચીંબુ થાય, નેત્રો લાલ થાય, ક્ષતોમાં કીડા ઉત્પન્ન થાય, સ્વરનો ઉપઘાત થાય, અને પીડા થાય છે.

## વીર્યગત કોઢનાં લક્ષણો.

**दम्पत्योः कुष्ठबाहुल्यात् दुष्टशोणितशु-**

क्रयोः । यदपत्यं तयोर्जातं ज्ञेयं तदपि कुष्ठितम् ॥

मनु शुद्धशोणितशुक्रयोरेव दम्पत्योर्गर्भसम्भवः । दुष्टशोणितशुक्रयोः कथं अपत्योत्पत्तिः ? यत आह सुश्रुतः 'कामान्मिथुनसंयोगे शुद्धशोणितशुक्रजः । गर्भः सञ्जायते नार्याः स जातो बाल उच्यते ॥ अथान्यच्च । 'वातादिदुष्टरेतसोऽपत्योत्पादनेऽसमर्था' इति । उच्यते । गर्भोऽत्र शुद्धोबोद्धव्यः । अशुद्धगर्भो दुष्टशोणितशुक्रयोरपि भवति । गतकर्णान्धबधिरादीनां सम्भवात् । शोणितमार्तवम् । कुणितं कुष्ठं सञ्जातमस्येति तारकादित्वादितच् शुक्रार्तवगतं कुष्ठमपत्येन व्यज्यते इति तात्पर्यम् ।

ઘણા કોઢને લીધે જેનાં વીર્ય તથા રજ દૂષિત થયાં હોય એવાં સ્ત્રી પુરૂષોના સમાગમથી ઉત્પન્ન થતાં સંતાનને કોઢ થાય છે. આ ઉપરથી એમ સમજાય છે કે જેઓનાં રજ તથા વીર્ય બગડેલ, હોય છે એવાં સ્ત્રી પુરૂષોને અશુદ્ધ ગર્ભ થાય છે. જેમકે કાન વગરના, આંધળા, બેહેરા વગેરે ગર્ભોની ઉત્પત્તિ.

## કોઢોમાંના દોષો વિષે.

**खरं श्यावारुणं रूक्षं वातकुष्ठं सवेदनम् । पित्तात्प्रकुपितं दाहरागस्रावान्वितं मतम् ॥ कफात् क्लेदं घनं स्निग्धं सकण्डूशैत्यगौरवम् । द्विलिङ्गं द्वन्द्वजंकुष्ठं त्रिलिङ्गं सान्निपातिकम् ॥**

खरं कर्कशम् । श्यावारुणं श्यावं वा अरुणं वा । प्रकुपितं पूतिक्लेदबहुलम् । क्लेदम् आर्द्रतायुक्तम् । घनं पुष्टम् ।

વાયુનો કોઢ ખરસટ, અથવા કાળો રાતો, રૂક્ષ, અને વેદનાવાળો હોય છે; પિત્તનો કોઢ દાહવાળો, રાતો, અને સ્રાવવાળો હોય છે; કફનો કોઢ આર્દ્ર, ઘન, સ્નિગ્ધ, ખરજ વાળો, શીતળતાવાળો, અને ભારે પણાવાળો હોય છે, બે બે દોષોનાં લક્ષણો હોય તો તે દ્વંદ્વજ, અને ત્રણેનાં હોય તો સાંનિપાતિક કોઢ કહેવાય છે.

## કોઢની સાધ્યાસાધ્યતા.

**साध्यं त्वग्रक्तमांसस्थं वातश्लेष्माधिकं च यत् । मेदोगं द्वन्द्वजं याप्यं वर्ज्यं मज्जास्थिसंश्रितम् ॥ कृमिकृद्दाहमन्दाग्निसंयुक्तं यत् त्रिदोषजम् ।**

वातश्लेष्माधिकं च यत् । एतेन सिध्मैककुष्ठगजचर्मविपादिकाकिटिभालसकानि साध्यानि । मज्जागतं शुक्रगतमध्यसाध्यम् । कृमिकृद् बाह्यामपि वर्ज्यं इत्यन्वयः ।

રસગત, રક્તગત, માંસગત, વાયુનો, અને કફનો, એ કોઢો સાધ્ય છે; મેદોગત અને દ્વંદ્વજ કોઢો યાપ્ય છે; અને મજ્જા તથા અસ્થિગત કોઢો અસાધ્ય છે. બળતરા, દાહ, અગ્નિને મંદ કરનારો, અને કીડા કરનારો ત્રિદોષથી થતો કોઢ પણ અસાધ્ય છે.

## કોઢનું અરીષ્ટ.

**प्रभिन्नं प्रसुताङ्गं च रक्तनेत्रं हतस्वरम् । पञ्चकर्मगुणातीतं कुष्ठं हन्तीहकुष्ठिनम् ॥**

प्रभिन्नं विदीर्णम् । हतस्वरं घर्घरस्वरम् पञ्चकर्मगुणातातिम् असञ्जातवमनादिपञ्चकर्मगुणम् ।

ફાટેલાં અને સ્રવતાં અંગો, રાતાં નેત્રો, સ્વરનું હણાઇ જવું, અને પંચ કર્મોના ગુણો લાગુ ન થઇ શકે એવો કોઢ રોગીને મારી જ નાંખે છે.

## કોઢના ભેદ શ્વિત્ર વિષે.

**कुष्ठैकं सम्भवं श्वित्रं किलासं चारुणं भवेत् । निर्दिष्टमपरिस्रावि त्रिधातूद्भवसंश्रयम् ॥**

कुष्ठैकसम्भवं कुष्ठेन सह सम्भवो निदानं यस्य तत् । **अथ श्वित्रस्य भेदमाह** । किलासं चारुणं भवेत् श्वित्रमेव रक्तमांसाश्रयात्किलासमरुणं च भवेदित्यर्थः । ननुकुष्ठस्य श्वित्रस्य च को भेद इत्यत आह । निर्दिष्टमपरिस्रावीति श्वित्रमपरिस्रावीभवति कुष्ठंतु स्रावि ॥ अथ च त्रिधातूद्भवसंश्रयमिति श्वित्रं त्रयो धातवो वातपित्तकफास्तेभ्यः पृथग् भूतेभ्य उद्भवो यस्य तत् । अथ त्रयो धातवो रक्तमांसमेदांसि संश्रयोऽधिष्ठानं यस्य तत् । कुष्ठंतु सान्निपातिकं सर्वधातुगतं भवतीति भेदः ॥

કોઢનાં જે નિદાનો છે તેજ નિદાનોથી શ્વિત્ર પણ થાય છે. તેને રક્તનો આશ્રય હોવાથી તેજ કિલાસ પણ કહેવાય છે, અને માંસના આશ્રયથી અરૂણ કહેવાય છે. કોઢમાં સ્રાવ હોય છે અને તે ત્રણે દોષોના પ્રકોપથી થાય છે, પણ શ્વિત્ર તો એક એક દોષથી અને સ્રાવ વગરનો થાય છે. કોઢ સાતે ધાતુઓમાં રહે છે, અને શ્વિત્ર તો રક્ત, માંસ, અને મેદમાંજ રહે છે.

## શ્વિત્રના ભેદો.

**वाताद्रूक्षारुणं पित्तात् ताम्रं कमलपत्रवत् । सदाहं रोमविध्वंसि कफात् श्वेतं घनं गुरु ॥ सकण्डूकं क्रमाद्रक्तमांसमेदःसु चादिशेत् । वर्णेनैवेदृगुभयं कष्टं तच्चोत्तरोत्तरम् ॥**

अरुणमीषल्लोहितम । कमलपत्रवदित्यनेन मध्ये श्वेतमन्ते लोहितं बोधयति घनं पुष्टम् । क्रमाद्रक्तमांसमेदःसु चादिशेत् । तथाच चरकः ' अरुणं रक्तगं वाते ताम्रं पित्ते पलं गतं । श्वेतं श्लेष्मणि मेदस्थं गुरु तच्चोत्तरोत्तरमिति ' ॥ उभयं द्विविधमपि श्वित्रं वर्णेन ईदृगेव । अरुणं ताम्रं श्वेतं च दोषभेदात् । द्विविधं दोषजं व्रणजं च । तथाच भोजः ' श्वित्रं तु द्विविधं विद्याद्दोषजं व्रणजं तथेति ' ।

વાયુથી થયેલો શ્વિત્ર રૂક્ષ તથા કંઇક લાલ; પિત્તથી તામ્રવર્ણનો, કમળપત્ર જેવો, અને દાહ સહિત રૂંવાડાંનો ધ્વંસ કરનાર; કફથી શ્વેત, ઘાટો, ભારે, અને ચળવાળો હોય છે, અને તે ક્રમસર રક્ત, માંસ, અને મેદમાં રહે છે; અને વર્ણ તથા કષ્ટ આપવામાં પણ ક્રમસર એકેકથી વધારે ખરાબ છે.

## શ્વિત્રની સાધ્યાસાધ્યતા.

**अशुक्लरोमा बहलमसृग्युक्तमथो नवम् । अनग्निदग्धजं साध्यं श्वित्रं वर्ज्यमतोऽन्यथा ॥**

अबहलं तनु । अन्यच्च ॥

**गुह्यपाणितलौष्ठेषु जातमप्यचिरन्तनम् । वर्जनीयं विशेषेण किलासं सिद्धिमिच्छता ॥**

गुह्यं मेहनं भगं च । तलमत्र पदतलं । अप्यचिरन्तनं नवमपि ॥

જે શ્વિત્ર શ્વેત રોમ વગરનો, પાતળો, લોહીવાળો, અને તાજો હોય; અને અગ્નિથી બળ્યા વગર થયો હોય તો તે સાધ્ય છે. એ સિવાયનો શ્વિત્ર અસાધ્ય છે. શ્વિત્ર ગુહ્ય સ્થળમાં, હાથ પગનાં તળાંમાં, કે હોઠમાં થયેલ હોય, તેને યશની ઇચ્છાવાળા વૈદે ચિકિત્સા કરવી છોડી જ દેવી.

## સંસર્ગથી પણ કોઢ થાય છે.

**प्रसङ्गाद्गात्रसंस्पर्शान्निःश्वासात् सहभोजनात् ।**

प्रसङ्गो मैथुनम् ।

**एकशय्याशनाच्चापि वस्त्रमाल्यानुलेपनात् । कण्डूकुष्ठोपदंशाश्च भूतोन्मादव्रणज्वराः । औपसर्गिकरोगाश्च संक्रमन्ति नरान्नरम् ॥**

મૈથુન, શરીર સ્પર્શ, નિઃશ્વાસ, અને સાથે ભોજન કરવાથી પણ તે રોગીનો રોગ આવે છે. એક શય્યા તથા આસનથી, વસ્ત્ર, માળા અને અનુલેપનોથી; ચળ, કોઢ, અને ઉપદંશથી; ભુત, ઉન્માદ, વ્રણ, જ્વરો, અને સંસર્ગી બીજા રોગોથી પણ એક માણસના રોગ બીજાને થાય છે.

## કોઢની ચિકિત્સામાં કાળજીની જરૂર.

**म्रियते यदि कुष्ठेन पुनर्जातस्य तद्भवेत् । अतो निन्दितरोगोऽयं कुष्ठं कष्टं प्रकीर्तितम् ॥**

एतावता कुष्ठिनां कुष्ठं सर्वथा प्रतिकरणीयं न तु उपेक्षणीयम् । इति कुष्ठनिदानाधिकारः ॥

કોઢનો રોગ થયાપછી કદી કોઇમરી જાય છે તો તે પાછો ફરી જન્મેછે ત્યારેપણ કોઢવાળોજ જન્મે છે, માટે કોઢનો રોગ પરમ કષ્ટરૂપજ છે. માટે તે કાળજીથી મટાડવો જોઇએ.

## કોઢની ચિકિત્સા.

**वातोत्तरेषु सर्पिर्वमनं श्लेष्मोत्तरे कुष्ठेषु । पित्तोत्तरेषु लेपः सेको रक्तस्य मोचनं श्रेष्ठम् ॥ पथ्याकरञ्जसिद्धार्थनिशावल्गुजसैन्धवैः । विडङ्गसहितैः पिष्टैर्लेपो मूत्रेण कुष्ठनुत् ॥**

अवल्गुजः बाकुचीति लोके । इति पथ्यादिलेपः ॥

**सोमराजीभवं चूर्णं शृङ्गवेरसमन्वितम् । उद्वर्तनमिदं हन्ति कुष्ठमुग्रं कृतास्पदम् ॥**

सोमराजी बाकुचीति लोके । इति सोमराज्युद्वर्तनम् ॥

**रसायनं प्रवक्ष्यामि ब्रह्मणा यदुदाहृतम् । मार्कण्डेयप्रभृतिभिर्यत्प्रयुक्तं महर्षिभिः ॥ पुष्पकाले तु पुष्पाणि फलकाले फलानि च । संगृह्य पिचुमन्दस्य त्वङ्मूलानि दलानि च ॥ द्विरंशानि समाहृत्य भागिकानि प्रकल्पयेत् । त्रिफला त्र्यूषणं ब्राह्मी श्वदंष्ट्रारुष्करान्नयः ॥ विडङ्गसारवाराहीलोहचूर्णं स्मृताः समाः । निशाद्वयावल्गुजकं व्याधिघातः सशर्करः ॥ कुष्ठमिन्द्रयवाः पाठा चूर्णमेषां तु संयुतम् । खदिरासननिम्बानां घनक्काथेन भावयेत् ॥ सप्तधा पञ्चनिम्बं तु मार्कवस्य रसेन च । स्निग्धः शुद्धतनुर्धीमान् योजयेत् तत् शुभे दिने ॥ मधुना तिक्तहविषा खदिरासनवारिणा। लेह्यमुष्णा-**

ऽम्भसा वापि कोलवृद्ध्या पलं भवेत् ॥ जीर्णे तस्मिन् समश्नीयात् स्निग्धं लघु हितं च यत् । विचर्चिकोदुम्बरपुण्डरीककपालदद्रूकिटिभालसादिकम् । शतारुविस्फोटविसर्पमालाः कफप्रकोपं त्रिविधं किलासम् ॥ भगन्दरश्लीपदवातरक्तजडान्धनाडीव्रणशीर्षरोगान् । सर्वान् प्रमेहान् प्रदरांश्च सर्वान्दंष्ट्राविषं मूलविषं निहन्ति ॥ स्थूलोदरः सिंहकृशोदरः स्यात् सुश्लिष्टसन्धिर्मधुनोपयोगात् । सदोपयोगादपि ये दशन्ति सर्पादयो यान्ति विनाशमाशु । जीवेच्चिरं व्याधिजराविमुक्तः शोभेन्नरश्चन्द्रसमानकान्तिः ॥

अस्यायमर्थः । निम्बस्य पुष्पफलत्वक्पत्रमूलानि सर्वाणि समुदितानि द्विगुणानि चूर्णितानि भृङ्गराजस्वरसेन सप्तवारान् भावयेत् । त्रिफलादीनि पाठान्तानि समुदितान्येकभागानि चूर्णितानि खदिरासननिम्बक्काथेन भावयेत् । ततः सर्वमेकीकृत्य पथ्यादिनावलिह्यात् । इति पञ्चनिम्बकावलेहः ॥

शशिलेखा पञ्चपलं तावद्गिरिजस्य गुग्गुलोस्तु दश । ताप्यस्य पलत्रितयं द्वे लोहस्रावणीकयोश्च पले ॥ त्रिफलाकरञ्जपल्लवखदिरगुडूचीत्रिवृद्दन्त्यः । मुस्ताविडङ्गरजनीकुटजत्वङ्निम्बवह्निशम्याकाः ॥ एते रचितां वटिकां मधुसंमिश्रां गिलेत्प्रातः । गोमूत्रेण च कुष्ठं नुदत्यसृग्वातमचिरेण ॥ श्वित्राणि पाण्डुरोगं विषमानुदरप्रमेहगुल्मांश्च । नाशयति बलीपलितं योगः स्वायम्भुवो नाम्ना ॥

शशिलेखा सोमराजी । गिरिजस्य शिलाजतुनः । ताप्यस्य सुवर्णमाक्षिकस्य । स्रावणी कामुण्डी इति लोके । इति स्वायम्भुवो गुग्गुलुः ॥

चित्रकं त्रिफला व्योषमजाजी कारवी वचा । सैन्धवातिविषाकुष्ठं चव्यैला च यवासकम् ॥ विडङ्गान्यजमोदा च मुस्ता चामरदारु च । यावन्त्येतानि सर्वाणि तावन्मानं तु गुग्गुलोः ॥ सकुट्य सर्पिषा सार्धं गुटिकां कारयेद्भिषक् । प्रातर्भोजनकाले च खादेदग्निबलं तथा । हन्त्यष्टादश कुष्ठानि क्रिमिदुष्टव्रणानि च । ग्रहण्यर्शोविकारांश्च मुखामयगलग्रहान् ॥ गृध्रसीमथ भग्नं च गुल्मं चापि नियच्छति । व्याधीन्कोष्ठगतांश्चापि जयेद्विष्णुरिवासुरान् ॥

एकविंशतिको गुग्गुलुः ।

वातरक्तविकारोक्तः पुरः कैशोरकाभिधः । कुष्ठानां वातरक्तानां नाशनं परमौषधम् ॥

कैशोरगुग्गुलुः ॥

भल्लातकप्रस्थयुगं छित्वा द्रोणजले क्षिपेत् । प्रस्थद्वयं गुडूच्याश्च क्षुण्णं तत्राम्भसि क्षिपेत् ॥ चतुर्थांशावशेषं तु कषायमवतारयेत् । वस्त्रपूते कषाये तु वक्ष्यमाणं विनिक्षिपेत् ॥ शरावमात्रकं सर्पिर्दुग्धं स्यादाढकं तथा । सितां प्रस्थमितां दद्यात्प्रस्थार्धं माक्षिकं क्षिपेत् ॥ सर्वाण्येकत्र भाण्डे तु पचेन्मृद्वग्निना शनैः । सर्वद्रवे घनीभूते पावकादवतारयेत् ॥ तत्र क्षेप्याणि चूर्णानि भूमो बिल्वविषामृता । बाकुची चाथ दद्रुघ्नः पिचुमन्दो

વ્રણો જરૂર મટી જાય છે. લાંબા કાળથી થયેલાં બીજા પ્રકારનાં વ્રણો પણ આથી મટી જાય છે. આ દવા ખાનારને મુખમાં સોજો થતો નથી. આ ઔષધ એકવીસ દિવસ ખાવું. અને ત્યાં સુધી લુણનો ત્યાગ કરવો.

---

# મસૂરિકાનો અધિકાર.

## મસૂરિકાનું નિદાન.

कट्वम्ललवणक्षारविरुद्धाध्यशनाशनैः । दुष्टनिष्पावशाकाद्यैः प्रदुष्टपवनोदकैः॥ क्रूरग्रहेक्षणाच्चापि देशे दोषसमुद्भवाः। जायन्ते हि शरीरेऽस्मिन् दुष्टरक्तेन संगताः ॥ मसूराकृतिसंस्थानाः पिडकाःसामसूरिका॥

क्षारो यवक्षारादिः । विरुद्धाशनैः कट्वम्लादिविरुद्धान्नाशनैः । अथच अध्यशनाशनम् अधिकमशनमध्यशनम् । दुष्टनिष्पावशाकाद्यैः दुष्टैर्निष्पावशाकम् आद्यशब्दान्मध्वालुकादि तैः । प्रदुष्टपवनोदकैः सविषकुसुमादिसंसर्गात् । क्रुद्धग्रहेक्षणाच्चापि देशेदेशे क्रूरग्रहा राहुशनैश्चरादयस्तेषामीक्षणाद्दृष्टेः । यस्मिन् देशे क्रूरग्रहदृष्टिस्तत्रापि मसूरिकोत्पत्तिरित्यर्थः । मसूराकृतिसंस्थानाः मसूरस्य या आकृतिस्तद्वत्संस्थानमाकृतिर्यासां ताः ॥

તીખું, ખાટું, ખારૂં, ક્ષાર, અને વિરૂદ્ધ ભોજનોથી; બગડેલા વાલ વગેરે શાકોથી; ખરાબ પવન તથા પાણીથી; અને દેશમાં આવેલા કુરગ્રહોથી પણ દોષો ઉત્પન્ન થઇને આ શરીરની અંદર દુષ્ટ રક્તમાં મળીને મસુર જેવા આકારની ફોલ્લીઓ કરે છે, તેને મસૂરિકા કરે છે.

## મસૂરિકાનું પૂર્વરૂપ.

तासां पूर्वं ज्वरः कण्डूर्गात्रभङ्गोऽरतिर्भ्रमः । त्वचि शोथः सवैवर्ण्यो नेत्ररागस्तथैव च ॥

મસૂરિકા થવાની હોય તે પહેલાં જ્વર, ચળ, ગાત્રભંગ, અણગમો, ભ્રમ, વિવર્ણતા સહિત ચામડીમાં સોજો, અને નેત્રામાં રતાશ થાય છે.

## વાતિક મસૂરિકાનું લક્ષણ.

स्फोटाः कृष्णारुणा रूक्षास्तीव्रवेदनयान्विताः । कठिनाश्चिरपाकाश्च भवन्त्यनिलसम्भवाः ॥

વાયુની મસૂરિના ફોલ્લાઓ કાળા,રાતા, રૂક્ષ, તીવ્ર વેદનાવાળા, કઠણ, અને લાંબે કાળે પાકનારા થાય છે.

## પિત્તની મસૂરિકાનું લક્ષણ.

सन्ध्यास्थिपर्वणां भेदः कासः कम्पोऽरतिर्भ्रमः । शोषस्ताल्वोष्ठजिह्वानां तृष्णा चारुचिसंयुता॥ रक्ताः पीताः शिताःस्फोटाः सदाहास्तीव्रवेदनाः । भवन्त्यचिरपाकाश्च पित्तकोपसमुद्भवाः ॥

પર્વો, અસ્થિઓ, તથા સાંધાઓમાં તુટ; ઉધરસ, કંપ, અણગમો, ભ્રમ; તાળવું, હોઠ, અને જીભમાં શોષ; તરશ અને અરૂચિ; અને રાતી, પીળી, શીતળ, દાહ તથા તીવ્ર વેદનાવાળી, અને તુરત પાકનારી ફોલ્લીઓ; એ પિત્તથી થાય છે.

## રક્ત મસૂરિકાનું લક્ષણ.

विड्भेदश्चाङ्गमर्दश्च दाहतृष्णारुचिस्तथा

मुखपाकोऽक्षिपाकश्च ज्वरस्तीव्रः सुदारुणः ॥' रक्तजायां भवन्त्येते विकाराः पित्तलक्षणाः ॥

વિષ્ટાનો ભેદ, અંગભંગ, દાહ, તરસ, અરૂચિ, મુખ અને નેત્રોનો પાક, અને તીવ્ર અતિદારૂણ જ્વર. આ પિત્તના લક્ષણના વિકારો રક્તની મસૂરિકામાં થાય છે.

## કફની મસૂરિકાનું લક્ષણ.

श्वेताः स्निग्धा भृशं स्थूला कण्डूरा मन्दवेदनाः मसूरिकाः कफोद्भूताश्चिरपाकाः प्रकीर्तिताः ॥

ધોળી, ચીકણી, અત્યંત જાડી, ચળવાળી, અને મંદ વેદનાવાળી મસૂરિકા કફની છે, અને તે લાંબે કાળે પાકે છે.

## ત્રિદોષની મસૂરિકાનું લક્ષણ.

नीलाश्चिपिटविस्तीर्णा मध्ये निम्ना महारुजः । पूतिस्रावाश्चिरात्पाकाः प्रभूताः सर्वदोषजाः ॥

નીલી, ચપટી, વિસ્તીર્ણ, મધ્યમાંથી નમેલી, બહુ પીડાવાળી, માંસના સ્રાવવાળી, અને લાંબે કાળે પાકનારી મસૂરિકા ત્રણે દોષની જાણવી.

## રસગત મસૂરિકાનું લક્ષણ.

मसूरिकास्त्वचं प्राप्तास्तोयबुद्बुदसन्निभाः। स्वल्पदोषाः प्रजायन्ते भिन्नास्तोयं स्रवन्ति च ॥ त्वचं प्राप्ताः । त्वक्शब्देनात्र रस उच्यते रसाश्रयत्वात् ॥

રસમાં રહેલી મસૂરિકા પાણીના પરપોટા જેવી, અલ્પદોષવાળી, અને અંદરથી પાણીને સ્રવનારી હોય છે.

## રક્તગત મસૂરિકાનું લક્ષણ.

रक्तस्था लोहिताकाराः शीघ्रपाकास्तनुत्वचः । साध्या नात्यर्थदुष्टास्तु भिन्ना रक्तं स्रवन्ति च ॥

साध्या रक्तस्था इत्यर्थः । नात्यर्थदुष्टास्तु अत्यर्थं दुष्टशोणिताः पुनर्न साध्याः किन्तु कष्टसाध्याः ॥

રક્તમાં રહેલી મસૂરિકા લોહીના રંગજેવી, તુરત પાકનારી, પાતળી ચામડીવાળી, ભેદાયાથી રક્તનો સ્રાવ કરનારી છે, તેમાં જો રક્ત અત્યંત દૂષિત થયું ન હોય તો તે સાધ્ય છે.

## માંસગત મસૂરિકાનું લક્ષણ.

मांसस्थाः कठिनाः स्निग्धाश्चिरपाकास्तनुत्वचः । गात्रशूलाऽनिशं कण्डूमूर्च्छादाहतृषान्विताः ॥

માંસમાં રહેલી મસુરિકા કઠણ, સ્નિગ્ધ, મોડી પાકનારી, પાતળી ત્વચાવાળી, ગાત્રોમાં શૂળ તથા નિરંતર ચળવાળી, અને મૂર્છા તથા દાહ અને તૃષા કરનારી હોય છે.

## મેદોગત મસૂરિકાનું લક્ષણ.

मेदोजा मण्डलाकारा मृदवः किञ्चिदुन्नताः । घोरज्वरपरीताश्च स्थूलाः स्निग्धाः सवेदनाः ॥ संमोहाऽरतिसन्तापाः कश्चिदाभ्यो विनिस्तरेत् ॥

મેદમાં રહેલી મસુરિકા મંડળના આકારની, કોમળ, કઇંક ઉંચી, ઘોર જ્વરવાળી, સ્થુલ, સ્નિગ્ધ, વેદનાવાળી, સંમોહ

તથા અણુગમો કરનારી, અને સંતાપ આપનારી હોય છે; તેથી કોઈકજ બચી શકે છે.

## અસ્થિ મજ્જાગત મસૂરિકાનાં લક્ષણ.

**क्षुद्रा गात्रसमा रूक्षाश्चिपिटाः किञ्चिदुन्नताः । मज्जोत्था भृशसंमोहा वेदनारतिसंयुताः ॥ भ्रमरेणेव विद्धानिकुर्वन्त्यस्थीनि सर्वतः । छिन्दन्ति मर्मधामानि प्राणानाशु हरन्ति च ॥**

गात्रसमाः गात्रतुल्यवर्णाः । चिपिटाः चिपिटाकाराः ; मज्जाग्रहणेनास्थ्नोऽपि ग्रहणं तदाधारत्वात् । अत एवाग्रे 'भ्रमरेणेव विद्धानि कुर्वन्त्यस्थीनि सर्वतः' इति ॥ मर्मधामानि मर्मस्थानानि ॥

ક્ષુદ્ર, ગાત્રજેવા વર્ણવાળી, રૂક્ષ ચપટી, કંઇક ઊંચી, તથા મોહ અને વેદના કરનારી અને અણુગમો કરનારી અસ્થિગત તથા મજ્જાની મસૂરિકાઓ હાડકાંને ભમરાઓથી વીંધાયાં જેવાં કરી નાંખેછે, અને મર્મસ્થળોને છેદીને પ્રાણ તુરત લેઇ લેછે.

## વીર્યગત મસૂરિકાનું લક્ષણ.

**पक्वाभा पिडकाः स्निग्धाः श्लक्ष्णाश्चात्यर्थवेदनाः । स्तैमित्याऽरतिसंमोहदाहोन्मादसमन्विताः॥ शुक्रगायां मसूर्यां तु लक्षणानि भवन्ति हि । निर्दिष्टं केवलं चिह्नं जीवनं न तु दृश्यते ॥**

पक्वाभाः पक्वाकारा न तु पक्वाः । श्लक्ष्णाः कोमलाः । निर्दिष्टं केवलं चिह्नं न त्वस्याश्चिकित्सा युक्ता । यतो जीवनं न दृश्यते ॥

પાકેલી જેવા દેખાવની, સ્નિગ્ધ, કોમળ, અત્યંત વેદના વાળી, સ્તબ્ધતા તથા અણુગમો કરનારી,સંમોહ અને દાહ કરનારી, અને ઉન્માદ કરનારી ફોલ્લીઓ વીર્યમાંનીમસૂરિકામાં થાય છે. આ ચિન્હો થાય તો તે કદી પણ જીવવા દેતી નથીજ.

## દોષોની પરીક્ષા કરવા વિષે.

**दोषमिश्रास्तु सप्तैता द्रष्टव्या दोषलक्षणैः।**

દોષોથી મિશ્ર એવી આ સાત પ્રકારની મસૂરિકાઓની દોષનાં લક્ષણો ઉપરથી પરીક્ષા કરી લેવી.

## ત્વચાગત મસૂરિકાઓનું લક્ષણ.

**कण्ठरोधोऽरुचिस्तन्द्रा प्रलापाऽरतिसंयुताः । दुश्चिकित्स्याः समुद्दिष्टाः पिडकाश्चर्मसंश्रिताः ॥**

કંઠનોરોધ, અરૂચિ, તંદ્રા, બકવા, અને અણુગમા સહિત ત્વચામાંની મસૂરિકાઓની ચિકિત્સા બહુ કષ્ટસાધ્ય છે.

## રોમાંતિકા મસૂરિકાનાં લક્ષણ.

**रोमकूपोन्नतिसमा रागिण्यःकफपित्तजाः ।कासारोचकसंयुक्ता रोमाञ्चज्वरपूर्विकाः॥**

પ્રથમ જ્વર આવીને રૂંવાડાં ઊભાં થઇ જાય એવી, રૂવાડાંના ખાડા જેટલી ઊંચી, રતાશવાળી, અને ઉધરસ તથા અરૂચિ કરનારી મસૂરિકા રૂંવાડાંના અંત સૂધી પહોંચેલી જાણવી; તે કફ અને પિત્તથી થાય છે.

## મસૂરિકાની સાધ્યાસાધ્યતા.

**त्वग्गता रक्तगाश्चैव पित्तजाः श्लेष्मजा-**

स्तथा । श्लेष्मपित्तकृताश्चैव सुखसाध्या मसूरिकाः ॥ एता विनापि क्रियया प्रशाम्यन्ति शरीरिणाम् । त्वग्गता रसगताः ॥

वातजा वातपित्तोत्था वातश्लेष्मकृताश्च याः । कष्टसाध्याः स्मृतास्तास्तु यत्नादेता उपाचरेत् ॥

असाध्याः सन्निपातोत्थास्तासां वक्ष्यामि लक्षणम् । प्रवालसदृशाः काश्चित्काश्चिज्जम्बूफलोपमाः ॥ लोहजालसमाःकाश्चिद्तसीफलसन्निभाः । आसां बहुविधा वर्णा जायन्ते दोषभेदतः ॥

प्रवालसदृशा इत्यादि । आसां प्रवालजम्बूफललोहगुटिकातसीफलसादृश्यं वर्णेन । अनुक्तवर्णग्रहार्थमाह । आसां बहुविधा वर्णा इति ।

कासो हिक्का प्रमेहश्च ज्वरस्तीव्रः सुदारुणः । प्रलापारतिमूर्च्छाश्च तृष्णा दाहोऽतिघूर्णता ॥ दाहोतिघूर्णता इत्यस्य स्थाने दौर्गन्ध्यघूर्णते इति च पाठः ।

मुखेन प्रस्रवेद्रक्तं तथा घ्राणेन चक्षुषा । कण्ठे घुर्घुरकं कृत्वा श्वसित्यत्यर्थदारुणम् ॥ मसूरिकाभिभूतस्य यस्यैतानि भिषग्वरैः । लक्षणानीह दृश्यन्ते न देयं तस्य भेषजम् ॥ अतिघूर्णता अतिनिद्रा ॥

ત્વચામાંની, રક્તની, પિત્તની, કફની, અને કફપિત્તની મસૂરિકાઓ સુખસાધ્ય છે; એ વિનાની પણ ઉપાયોથી મટે છે ખરી. વાયુની, વાતપિત્તની, અને વાતકફની મસુરિકાઓ કષ્ટસાધ્ય છે; તેના ઉપાયો યત્નથી કરવા. સન્નિપાતની મસુરિકા અસાધ્ય છે, તેનાં લક્ષણો કહું છું, તેમાંની કેટલીક પરવાળાં જેવી, કેટલીક જાંબુ જેવી, કેટલીક લોહજાળ જેવી, અને કેટલીક અળસીના ફળ જેવી, એમ દોષ ભેદથી તેના ઘણા વર્ણો હોય છે, ઉધરસ, હેડકી, પ્રમેહ, તીવ્ર અને અતિ દારૂણ જ્વર, પ્રલાપ, અણગમો, મુર્છા, તરશ, દાહ, અને કંઠમાં બહુ ઘુરઘુરાટ, મુખમાંથી રક્ત નીકળતું હોય, નાક તથા નેત્રામાંથી પણ લોહી પડતું હોય, અને કંઠમાં ઘુરઘુરાટ કરીને કષ્ટથી શ્વાસ ચાલતો હોય, તો આ સર્વ લક્ષણો જોઇને વૈદ્યે તે મસુરિકાવાળાને કંઇ ઉપાય કરવા નહિ.

## મસુરિકાનું અરિષ્ટ.

मसूरिकाभिभूतो यो भृशं घ्राणेन निःश्वसेत् । स भृशं त्यजति प्राणान् तृष्णार्त्तो वायुदूषितः ॥ वायुदूषितः अपतानकादिवातव्याधिदूषितः ।

મસુરિકા વાળો નાકથી ઊતાવાળો શ્વાસ લેતો હોય, તરશ્યો રહેતો હોય, અને વાયુ દૂષિત હોય, તોતે તુરત પ્રાણ ત્યાગ કરેછે.

## મસુરિકાના સોજા વિષે.

मसूरिकान्ते शोथः स्यात् कूर्परे मणिबन्धके । तथांसफलके वापि दुश्चिकित्स्यः सुदारुणः ॥ दुश्चिकित्स्यः सुदारुणः । दुश्चिकित्स्यः कष्टसाध्यः । दुःशब्दोऽत्र निषेधार्थस्तेनासाध्य इत्येके ।

હાથની કોણી તથા કાંડા ઊપર મસુરિકાની અંતે સોજો થાય છે, તથા ખભા ઊપર પણ થાય છે. તે અતિદારૂણ

હોવાથી માંડ માંડ ચિકિત્સા થઇ શકે તેવી હોય છે.

## મસુરિકા વિષે સામાન્ય વિચાર.

काश्चिद्विनापि यत्नेन सिध्यन्त्याशु मसूरिकाः । दृष्टाः कृच्छ्रतराः काश्चित् काश्चित् सिद्ध्यन्ति वा न वा ॥ काश्चिन्नैव तु सिध्यन्ति साध्यमानाः प्रयत्नतः ।

इति मसुरिकानिदानम् ॥

કેટલીક મસુરિકાઓ વગર ઉપાયે પણ મટે છે, કેટલીક વધારે કષ્ટસાધ્ય પણ થાય છે, અને કેટલીક તો બહુ યત્નથી પણ નજ મટે તેવી હોય છે.

## મસુરિકાની ચિકિત્સા.

मसूरिकायां कुष्ठेषु लेपनादिक्रिया हिता । पित्तश्लेष्मविसर्पोक्ता क्रिया चात्र प्रशस्यते ॥ श्वेतचन्दनकल्काढ्यं हिलमोचीभवं द्रवम् । पिबेन्मसूरिकारम्भएव वा केवलं रसम् ॥ हिलमोचिका शाकविशेषः । हुरहुरेति लोके ॥

द्वे पञ्चमूल्यौ रास्ना च धात्र्युशीरं दुरालभा । सामृतं धान्यकं मुस्तं जयेद्वातमसूरिकाम् ॥ मञ्जिष्ठावहुपात्प्लक्षशिरीषोदुम्बरत्वचः । वातजायां मसूर्यां स्यात् प्रलेपः सर्वतो हितः ॥ बहुपाद्वटः ॥

गुडूची मधुकं द्राक्षा मोरटं दाडिमैः सह । पाककाले प्रदातव्यं भेषजं गुडसंयुतम् ॥ तेन कुप्यति नो वायुः पाकंयान्ति मसुरिकाः । मोरटं ऐक्षवं मूलम् ।

मसूरिकासु भुञ्जीत शालीन्मुद्गमसूरिकान् । रसं मधुरमेवाद्यात् सैन्धवं चाल्पमात्रकम् ॥ पटोलमूलं कथितं मोरटस्वरसं तथा ॥

पटोलमूलं कथितमित्यत्र पटोलं क्वथितं चैवेति वा पाठः ॥

आदावेव मसूर्यां तु पित्तजायां प्रयोजयेत् । निम्बः पर्पटकःपाठा पटोलश्चन्दनद्वयम् ॥ उशीरं कटुका धात्री तथा वासा दुरालभा । एषां पानं शृतं शीतमुत्तमं शर्करान्वितम् ॥ मसूर्यां पित्तजायां तु प्रयोक्तव्यं विजानता । दाहे ज्वरे विसर्पे च व्रणे पित्ताधिकेऽपि च मसूर्यां रक्तजा नाशं यान्ति शोणितमोक्षणैः वासामुस्तकभूनिम्बत्रिफलेन्द्रयवासकम् ॥ पटोलारिष्टकं चापि क्वाथयित्वा समाक्षिकम् । पिबेत्तेन प्रशाम्यन्ति मसूर्यः कफसम्भवाः ॥

इन्द्र इन्द्रयवः ॥

शिरीषोदुम्बरत्वग्भ्यां खदिरारिष्टजैर्दलैः । कफोत्थासु मसूरीषु लेपः पित्तोत्थितासु च ॥ निम्बः पर्पटकः पाठा पटोलः कटुरोहिणी । चन्दने द्वे उशीरं च धात्री वासा दुरालभा॥ एष निम्बादिकः क्वाथः पीतः शर्करयान्वितः । मसुरीं सर्वजांहन्ति ज्वरवीसर्पसंयुताम् ॥ उत्थिता प्रविशेद्या च तां पुनर्बाह्यतो नयेत् । काञ्चनारत्वचः क्वाथस्ताप्यचूर्णावचूर्णितः ॥

ताप्यं सुवर्णमाक्षिकम् ।

धात्रीफलं समधुकं कथितं मधुसंयुतम् । मुखे कण्ठे व्रणे जाते गण्डूषार्थं प्रशस्यते॥ अक्ष्णोः सेकं प्रशंसन्ति गवेधुमधुकाम्बुना॥

गवेधुर्गवेधुका । गवडुया इति लोके ।

मधुकं त्रिफला मूर्वा दार्वी त्वङ्नीलमुत्पलम् । उशीरलोध्रमाञ्जिष्ठाः प्रलेपाश्च्योतने हिताः ॥ नश्यन्त्यनेन दृग्जाता मसूर्यो न भवन्ति च । प्रलेपं चक्षुषोर्दद्याद्वटुत्वारस्य वल्कलैः ॥ पञ्चवल्कलचूर्णेन क्लेदिनीमवधूलयेत् । भस्मना केचिदिच्छन्ति केचिद्गोमयरेणुना ॥ सुषवीपत्रनिर्यूहं हरिद्राचूर्णसंयुतम् ॥ रोमन्तीज्वरवीसर्पव्रणानां शान्तये पिबेत् ॥

કોઢો ઉપર કહેલાં લેપનો વગેરે ચિકિત્સા મસુરિકામાં પણ હિતકારી થાયછે.

પિત્ત તથા કફથી થતા વિસર્પની જે ચિકિત્સા કહેલી છે, તે મસુરિકામાં પણ કરવી.

મસુરિકા શરૂ થાય ત્યાંજ હિલમોચિકાનો સ્વરસ સુખડનો કલ્ક નાંખીને પીવો; અથવા એકલો એ સ્વરસજ પીવો.

બૃહત્ પંચમૂળ તથા લઘુપંચમુળો, રાસ્ના, આમળાં, વાળો, રાતો ધમાસો, ગળો, ધાણા, અને મોથને વાટીને પીવાથી વાયુની મસુરિકા મટી જાય છે.

મજીઠ, વડ, મોટી પીપર, સરસડિયો, અને ઊંબરાની છાલ્યો વાટીને તેનો લેપ કરવાથી વાયુની મસુરિકામાં ઠીક થાયછે.

મસુરિકા પાકવા માંડે ત્યારે ગળો, જેઠીમધ, દ્રાક્ષ, શેરડીનાં મુળ, અને દાડમને વાટીને તેમાં ગોળ નાંખીને પીવાથી વાયુ પ્રકોપ નહિ પામતાં મસુરિકા પાકી જાય છે.

મસુરિકા વાળાએ રાતા ચોખા, મગ, મસુર, મધુરરસ, અને થોડોક સૈંધવ ખાવો.

પિત્તની મસુરિકા હોયતો પ્રથમથીજ કડવાં પરવળનાં મુળનો કવાથ, અથવા એ કવાથમાં શેરડીનાં મુળનો સ્વરસ નાંખીને પીવો.

લીમડો, ખડસલિયો, કાળીપાડ, કડવાં પરવળ, સુખડ, રતાંજળી, વાળો, કડુ, આમળાં, અરડુસો, અને રાતા ધમાસાને વાટીને તેમાં સાકર નાંખીને શીતળ પાન પીવાથી પિત્તની મસુરિકા મટી જાય છે; તથા દાહ, પિત્તજ્વર, પિત્તવ્રણ, અને પિત્ત વિસર્પ ઉપર પણ સમજુ વૈદ્યે આ ઉપાય કરવો.

લોહીની મસુરિકા લોહી કઢાવવાથી મટે છે.

અરડુસો, મોથ, કરિયાતું, ત્રિફળા, ઇંદ્રજવ, જવાસો, કડવાં પરવળ, અને લીમડો, એમનો કવાથ મધ નાંખીને પીવાથી કફની મસુરિકા શાંત થઈ જાય છે.

સરસડિયાની તથા ઉંબરાની છાલ્યો, અને ખેર તથા લીમડાનાં પાનોનો લેપ કરવાથી કફ તથા પિત્તની મસુરિકાઓ મટી જાય છે.

લીમડો, ખડસલિયો, કાળીપાડ, કડવાં પરવળ, કડુ, સુખડ, રતાંજળી, વાળો, આમળાં, અને અરડુસી, તથા રાતા ધમાસાનો કવાથ સાકર નાંખીને પીવાથી સર્વ દોષોથી થયેલી અને જ્વર તથા વિસર્પવાળી મસુરિકા પણ હણાઈ જાય છે.

મસુરિકા બહાર નીકળ્યા પછી પાછી શરીરમાં પેસી જાય તો કાંચનારની છાલ્યનો

ક્વાથ સ્વર્ણમાક્ષિક ( સોનામુખી ) નાંખીને પીવાથી તે પાછી બહાર નીકળે છે. મુખકે ગળામાં વ્રણ થયેલ હોય તો આમળાં અને જેઠીમધનો ક્વાથ મધ નાંખીને તેના કોગળા કરવાથી તે હિતકારી થાયછે.

શેગી અને જેઠીમધનું પાણી આંખોમાં છાંટવાથી મસુરિકાને લીધે બગડેલી આંખો સારી થાય છે.

જેઠીમધ, ત્રિફળા; મોરવેલ્ય અથવા પીલુડી, દારૂહળદરની છાલ્ય, નીલકમળ, વાળો, લોદર, અને મજીઠનો લેપ નેત્રોઉપર કરવાથી; અથવા તેનાં ટીપાં આંખોમાં નાંખવાથી; નેત્રોમાં થયેલી મસુરિકા નાશ પામી જાય છે, અને તે પછી કદી પણ થતી નથી

આંખોમાં મસુરિકા થાય તો ગુંદીની છાલ્યને વાટીને જાડો લેપ કરવો.

મસુરિકામાં ક્લેદ થયો હોય તો તે ઉપર પંચ વલ્કલનું ચૂર્ણ ભભરાવવું. કેટલાક વૈદ્યો તેના ઉપર ભસ્મ ભભરાવવાનું, અને કેટલાક વૈદ્યો છાણાનું ચૂર્ણ ભભરાવવાનું પણ કહે છે.

કારેલીનાં પાનનો ક્વાથ હળદરનું ચૂર્ણ નાંખીને પીવાથી રૂવાડાં સૂધી પહોંચેલી મસુરિકા, જ્વર, વિસર્પ, અને વ્રણ મટી જાય છે.

---

# શીતળાનો અધિકાર.

## શીતળાનું નિદાન તથા લક્ષણ.

देव्या शीतलयाक्रान्ता मसूर्येव हि शीतला । ज्वरयेच्च यथाभूताधिष्ठितो विषमज्वरः ॥ सा च सप्तविधाख्याता तासां भेदान् प्रचक्ष्महे । ज्वरपूर्वा बृहत्स्फोटैः शीतला बृहती भवेत् ॥ सप्ताहान्निःसरत्येव सप्ताहात्पूर्णतां व्रजेत् । ततस्तृतीये सप्ताहे शुष्यति स्खलति स्वयम् ॥ तासां मध्ये यदा काचित् पाकं गत्वा स्फुटेत् स्रवेत् । तत्रावधूलनं कुर्याद्वनगोमयभस्मना ॥ निम्बसत्पत्र शाखाभिर्मक्षिकामपसारयेत् । जलं च शीतलं दद्याज्ज्वरेऽपि न तु तत्पचेत् ॥ स्थापयेत्तं स्थुले पूते रम्ये रहसि शीतले । नाशुचिः संस्पृशेत्तत्तु न च तस्यान्तिकं व्रजेत् ॥ बहवो भिषजो नात्र भेषजं योजयन्ति हि । केचित्प्रयोजन्त्येव मतं तेषामथ ब्रुवे ॥ ये शीतलेन सलिलेन विपिष्य सम्यङ्निम्बाक्षबीजसहितां रजनीं पिबन्ति । तेषां भवन्ति न कदाचिदपीह देहे पीडाकरा जगति शीतलिकाविकाराः॥ मोचारसेन सहितं सितचन्दनेन वासारसेन मधुकं मधुकेन चाथ । आदौ पिबन्ति सुमनास्वरसेन मिश्रं तेनाप्नुवन्ति भुवि शीतलीकाविकारान् ॥

मोचारसेन कदलीस्तम्भजलेन । मधुकेन चाथ अथवा मधुना । आदौ पूर्वरूपे ज्वरागमनमात्रे । सुमनास्वरसेन जातीपत्रस्वरसेन ॥

शीतलासु क्रियाकार्या शीतला रक्षया सह । बध्नीयान्निम्बपत्राणि परीतो भवनान्तरे ॥ कदाचिदपि नो कार्यमुच्छिष्टस्य प्रवेशनम । स्फोटेष्वपि सदाहेषु रक्षारेणुत्क-

शो हितः ॥ तेन ते शोषमायान्ति भपाकं न भजन्ति च ॥ रक्षारेणूत्करः । शुष्कगोमयभस्मचूर्णप्रक्षेपः ।

चन्दनं वासको मुस्तं गुडूची द्राक्षया सह । एषां शीतकषायस्तु शीतलाज्वरनाशनः ॥

( शीतकषायो हिमः ) ॥

जपहोमोपहारैश्च दानस्वस्त्ययनार्चनैः । विप्रगोशम्भुगौरीणां पूजनैस्तां शमं नयेत् ॥ स्तोत्रं च शीतलादेव्याः पठेच्छीतलिकान्तिके । ब्राह्मणः श्रद्धया युक्तस्तेन शाम्यन्ति शीतलाः ॥ (स्कंदउवाच)

भगवन्देवदेवेश शीतलायाः स्तवं शुभम् । वक्तुमर्हस्यशेषेण विस्फोटकभयापहम् ॥

( ईश्वर उवाच )

ध्यानम् ॥ वन्देऽहं शीतलां देवीं रासभस्थां दिगम्बराम् । यामासाद्य निवर्तेत विस्फोटकभयं महत् ॥ अस्य श्रीशीतलास्तोत्रस्य । महादेव ऋषिः । अनुष्टुप् छन्दः । शीतला देवता । शीतलोपद्रवशान्त्यर्थे जपे विनियोगः ॥ शीतले शीतले चेति यो ब्रुयाद्दाहपीडितः । विस्फोटकभयं घोरं क्षिप्रं तस्य प्रणश्यति ॥ यस्त्वामुदकमध्ये तु धृत्वा संपूजयेन्नरः । विस्फोटकभयं घोरं कुले तस्य न जायते ॥ शीतले ज्वरदग्धस्य पूतिगन्धगतस्य च । प्रणष्टचक्षुषः पुंसस्त्वामाहुर्जीवितौषधम् ॥ नमामि शीतलां देवीं रासभस्थां दिगम्बराम् । मार्जनीकलशोपेतां शूर्पालंकृतमस्तकाम् ॥ शीतले तनुजान् रोगान्नृणां हरसि दुस्तरान् । विस्फोटकविशीर्णानां त्वमेकामृतवर्षिणी ॥ गलगण्डग्रहा रोगा ये चान्ये दारुणा नृणाम् । त्वदनुध्यानमात्रेण शीतले यान्ति ते क्षयम् ॥ न मन्त्रं नौषधं किञ्चित्पापरोगस्य विद्यते । त्वमेका शीतले धात्री नान्यां पश्यामि देवताम् ॥ मृणालतन्तुसदृशीं नाभिहृन्मध्यसंस्थिताम् । यस्त्वां सञ्चिन्तयेद्देवि तस्य मृत्युर्न जायते ॥ अष्टकं शीतलादेव्या यः पठेन्मानवः सदा । विस्फोटकभयं घोरं कुले तस्य न जायते ॥ श्रोतव्यं पठितव्यं च नरैर्भक्तिसमन्वितैः । उपसर्गविनाशाय परस्वस्त्ययनं महत् ॥ शीतलाष्टकमेतद्धि न देयं यस्य कस्यचित् । किं तु तस्मै प्रदातव्यं भक्तिश्रद्धान्वितो हि यः ॥

इति काशीखण्डे शीतलास्तोत्रं सम्पूर्णम् ॥

શીતલાદેવીથી મસૂરિકા થાય તો તે રોગ શીતલા કહેવાય છે. ભૂતના આવેશથી આવેલા વિષમજ્વર જેવો જ્વર શીતલામાં આવે છે. એ શીતલાના સાત ભેદો આગળ કહેવાશે. પ્રથમ જ્વર આવીને પછી મોટા ફોલ્લા નીકળેલા હોય તો તેને બૃહત્ શીતલા (મોટી શીતલા) કહે છે. એ રોગ પહેલા સાત દિવસમાં નીકળી રહે છે, બીજા સાત દિવસોમાં ભરાઇ જાય છે, અને ત્રીજા સાત દિવસોમાં સૂકાઇને ખરી પડે છે.

## શીતળાની ચિકિત્સા.

કોઇ શીતલા પાકીને ફૂટે છે તથા સ્રવે છે તો તે ઉપર અડાયાંની રાખ ભભરાવવી, તથા લીમડાનાં સારાં પાંદડાં

એ.વાળી શાખાઓવડે ઉપરથી માખીઓને ઉડાડવી. જ્વર હોય તો પણ શીતળ જળજ પાવું, પણ ઉનું પાવું નહિ. રોગીને પવિત્ર, રમણીય, એકાંત, અને શીતળ સ્થળમાં રાખવો, તથા કોઇ અપવિત્ર માણસનો તેને સ્પર્શ થવા દેવો નહિ, અને તેની પાસે પણ જવું નહિ. ઘણા વૈદ્યો શીતલાના રોગમાં ઔષધ આપતા જ નથી અને કેટલાક અવશ્ય આપે છે. એ ઔષધ આપનારા વૈદ્યોના મત પ્રમાણે શીતલાની ચિકિત્સા કહું છું.

જગત્માં જે લીમડાનાં તથા બેડાનાં બીજ અને હળદરને ટાઢા પાણીમાં ખૂબ વાટીને પીએ છે, તેના શરીરમાં પીડા કરનારા શીતલાના વિકારો કદીપણ થતા નથી.

પ્રથમથી જેવો જ્વર આવે કે તુરત જ જેઓ કેળનું પાણી, સુખડનો રસ, અરડૂસીનો રસ, જેઠીમધનો રસ, અંબેલીનાં પાનનો રસ, એમાંની કોઇપણ એક વસ્તુ મધ નાંખીને પીએ, તેને શીતલાના વિકારો થતા જ નથી.

શીતલામાં સર્વ શીતળ ઉપચારોજ કરવા, મંત્રાદિકથી ભૂતાદિકનાં નિવારણ પણ કરવાં, અને ઘરની અંદર ચારેમેર લીમડાનાં પાનો બાંધવાં. તે ઘરમાં ઉચ્છિષ્ટનો પ્રવેશ કદી થવા દેવો નહિ.

શીતલાના ફોલ્લામાં બળતરાથતી હોય તો પણ તેમાં છાણાંની રાખ ભભરાવવી તે હિતકારી છે. એથી ફોલ્લા સૂકાઇ જઇને પાકતા પણ નથી.

રતાંજળી, અરડૂસી, મોથ, ગળો, અને દ્રાક્ષનું હિમ પાવાથી શીતલાનો જ્વર નાશ પામે છે.

જપ, હોમ, બલિદાનો, દાન, સ્વસ્તિવાચનો, પૂજનો, અને બ્રાહ્મણ, ગાય, તેમજ સદાશિવ અને જગદંબાનાં અર્ચનો કરવાથી શીતલા શાંત થાય છે.

શીતલાવાળા પાસે શ્રદ્ધાપૂર્વક બ્રાહ્મણે સ્તોત્ર પાઠ કરવો, તેથી પણ શીતલા શાંત થાય છે.

## ( શીતળા સ્તોત્ર. )

સ્કંદ પૂછે છે—હે સર્વ દેવોના સ્વામિ! હે મહારાજ, હે દેવ, વિસ્ફોટકના ભયને મટાડનારૂં શીતલાનું સ્તોત્ર મને આપે સંપૂર્ણ રીતે કહેવું જોઇએ.

ઈશ્વર કહે છે—" ગધેડા ઉપર બેઠેલાં નગ્ન શીતલાદેવીને હું વંદન કરૂં છું, કેમકે એની કૃપાથી વિસ્ફોટકનો મહાભય મટી જાય છે. " એમ પ્રથમ ધ્યાન કરવું. " આ શ્રી શીતલા સ્તોત્રના ઋષિ મહાદેવ છે, અનુષ્ટુપ છંદ છે, શીતલા દેવતા છે, તે હું શીતલાનો ઉપદ્રવ શાંત થવા માટે જપું છું. દાહથી પીડાતો જે કોઇ 'હે શીતલે, હે શીતલે,' એમ બોલે છે, તેનો વિસ્ફોટકનો ઘોર ભય નાશ પામે છે, હે શીતલે, જે તમને જળમાં પધરાવીને તમારૂં પૂજન કરેછે, તેના કુળમાં વિસ્ફોટકનો ભય ઉત્પન્ન થતો નથી. જ્વરથી બળી જતા, દુર્ગંધીવાન બની ગયેલા, અને જેનાં નેત્રો નાશ પામ્યાં છે, એવા માણસના જીવનનું ઉત્તમ ઔષધ, હે શીતલે, તમેજ છો, એમ વિદ્વાનો કહે છે.

આડુ કાઢવાનો સાવરણો અને કળશ ધારણ કરનારાં તથા સૂપડાંથી શોભનારાં મસ્તકવાળાં અને ગધેડા ઉપર નગ્ન બેઠેલાં શીતલા દેવીને નમુંછું. હે શીતલે, માણસોના દેહોમાં ઉત્પન્ન થયેલા દુસ્તર રોગોને તમે હરી હયો છો. વિસ્ફોટકથી અતિશય દુઃખી થતા લોકો ઉપર અમૃતનો વર્ષાદ વર્ષાવનારાં તમે એકજ છો. હે શીતલે, લોકોના શરીરમાં ગડગુમડાં વગેરે બીજા પણ દારૂણ રોગો જે જે થાય છે તેઓ તમારા ધ્યાનમાત્રથી નાશ પામે છે. આ દુષ્ટ રોગનું બીજું કાંઇપણ ઔષધ કે મંત્રાદિ નથી. હે શીતલે, આ રોગથી બચાવનારાં તમે એકજ છો. તમારા વિના આ રોગથી બચાવનાર બીજો કોઇપણ દેવ જોવામાં આવતો નથી. હે દેવિ, કમળના નાળમાંના તંતુ જેવાં અને નાભિ તથા હૃદયના મધ્યમાં રહેલાં તમારૂં જે કોઇ ચિંતન કરે છે તેનું મરણ થતું નથી. જે કોઈ શીતલાદેવીના આ આઠ શ્લોકોનો સર્વદા પાઠ કરે તેના કુળમાં વિસ્ફોટકનો તીવ્ર ભય ઉત્પન્ન થતો નથી. આ શીતલાસ્તોત્ર ઉત્તમ છે અને મહા કલ્યાણકારી છે તેનો દુઃખના વિનાશ અર્થે ભક્તિભાવ સહિત પાઠ કરવો, તથા તેનું શ્રવણ કરવું. આ શીતલાષ્ટક નામનું સ્તોત્ર જેને તેને આપી દેવું નહિ પણ ભક્તિ તથા શ્રદ્ધાવાળાનેજ આપવું. " ) એ રીતે કાશીખંડમાં કહેલું શીતલાષ્ટક સ્તોત્ર છે. )

## શીતળાનો બીજો ભેદ.

**वातश्लेष्मसमुद्भूता कोद्रवा कोद्रवाकृतिः। तां कश्चित्प्राह पकेति सा तु पाकं न गच्छति॥ जलशूक इवाङ्गानि सा विध्यति विशेषतः। सप्ताहाद्वा दशाहाद्वा शान्तिं याति विनौषधम्॥ यदि वा भेषजं दद्यात् खदिराष्टकानिर्मितम्। कषायं हि तदा दद्यात् कोद्रवायाः प्रशान्तये॥**

कोद्रवा कोदवा इति लोके।

વાત તથા કફથી કોદરાના જેવો શીતળાનો રોગ થાય છે તેને કોદ્રવા કહે છે. એને કોઇ પાકેલ સમજે છે, પણ તેનો પાક થતોજ નથી. આ શીતળા પાણીના શૂક નામના કીડાની પેઠે શરીરને વીંધી નાંખે છે, અને તે સાત કે દશ દિવસે વગર ઔષધેજ શાંત થઈ જાય છે. જો દવા કરી હોય તો કોદ્રવાની શાંતિ માટે ખદિરાષ્ટક કવાથ આપવો.

## શીતળાનો ત્રીજો ભેદ.

**ऊष्मणा तूष्मजारूपा सकण्डूः स्पर्शनाप्रिया। नाम्ना पाणिसमाख्याता सप्ताहाच्छुष्यति स्वयम्॥**

ऊष्मजारूपा षडूष्मजा राजिकाः। अभीरी इति लोके वदन्ति तद्रूपा। पाणिसहा पनिसहा इति लोके।

ગરમીને લીધે રાઇ જેવા આકારની, ચળવાળી, તથા સ્પર્શથી ઠીક લાગે એવી શીતળાને પાણીસહા કહે છે. તે સાત દિવસે શાંત થાય છે.

## શીતળાનો ચોથો ભેદ.

**चतुर्थी सर्षपाकारा पीतसर्षपवर्णिनी॥ नाम्ना सर्षपिका ज्ञेयाम्यङ्गमत्र विवर्जयेत्॥**

ચોથી સર્ષવના આકારની, પીળા સ-

ર્ષપના જેવા વર્ણવાળી સર્ષપિકા નામની શીતળાછે, તેમાં અભ્યંગનો ત્યાગ કરવો જોઇએ.

## શીતળાનો પાંચમો ભેદ.

**किञ्चिदूष्मनिमित्तेन जायते राजिकाकृतिः । एषा भवति बालानां मुखे शुष्यति च स्वयम् ॥**

एषा दुःखकोद्रवा इति लोके ख्याता ॥

કંઇક ગરમીને લીધે રાઇના જેવા આકારની શીતળા થાય છે, તે બાળકોના મોઢા ઉપર થાય છે, અને તે એનીમેળે સુકાયછે.

## શીતળાનો છઠ્ઠો ભેદ.

**कोठवज्जायते षष्ठी लोहितोन्नतमण्डला । ज्वरपूर्वा व्यथायुक्ता ज्वरस्तिष्ठेद्दिनत्रयम् ॥**

एषा मगधदेशे दाम इति प्रसिद्धा ।

છઠ્ઠી શીતળા કોઠ રોગ જેવી અને રાતાં ઊંચાંમંડળો વાળી થાય છે, તેમાં પ્રથમ જ્વર અને પીડા થાય છે. જ્વર ત્રણ દિવસ રહે છે. મગધદેશમાં એને 'દામ' કહે છે.

## શીતળાનો સાતમો ભેદ.

**स्फोटानां मिलनादेषा बहुस्फोटाऽपि दृश्यते ॥**

**एकस्फोटे च कृष्णा च बोद्धव्या चर्मजाभिधा ॥**

चर्मजाभिधा चरगोटि इति लोके ।

ફોલ્લાઓના મળી જવાથી બહુ ફોલ્લાઓ થાય છે. એક ફોલ્લામાં કાળી ફોલ્લી થાય છે તેને ચર્મજા કહે છે.

## શીતળાઓની સામાન્ય ચિકિત્સા.

**एताः सप्तापि बोद्धव्याः शीतलादेव्याधिष्ठिताः । शीतलोचितमाचारमाशु सर्वासु वा चरेत् ॥**

આ સાતે શીતળાઓમાં શીતળા દેવીનું અધિષ્ઠાન હોય છે, માટે તે સર્વમાં શીતળ ઉપચારો કરવા જોઇએ.

## શીતળાઓની સાધ્યાસાધ્યાતા.

**काश्चिद्विनापि यत्नेन सुखं सिद्ध्यन्ति शीतलाः । दुष्टाः कष्टतराः काश्चित् काश्चित् सिध्यन्ति वा नवा ॥ काश्चिनैव तु सिध्यन्ति यत्नतोऽपि चिकित्सिताः ।**

इति शीतलाधिकारः ।

કેટલીક શીતળાઓ વગર ઉપાયે પણ સુખસાધ્ય થાય છે, કેટલીક કષ્ટસાધ્ય હોય છે, કેટલીક સાધ્ય પણ હોય છે અને અસાધ્ય પણ હોય છે, અને કેટલીક યત્નો કર્યા છતાં પણ અસાધ્યજ હોય છે.

---

# ક્ષુદ્રરોગોનો અધિકાર.

## પલિતનું નિદાન તથા લક્ષણ.

**क्रोधशोकश्रमकृतः शरीरोष्मा शिरोगतः । पित्तं च केशान् पचति पलितं तेन जायते ॥**

शरीरोष्मा देहाग्निः पित्तं च भ्राजकाख्यं तत्र शिरोगतं क्रोधात्कुपितं पित्तं पचति । शोकेन श्रमेण च कुपितो वायुः शरीरोष्माणं शिरो नयति । एकः प्रकुपितो दोष इतरानपि कोपयेदिति वचनाद्वातपित्ताभ्यां श्लेष्मा च कोपितः । स एव केशानां शौक्ल्यं करोति । एवं त्रयोऽपि दोषाः पलितस्य हेतवः पलितं केशस्य शुक्लता ॥

ક્રોધ, શોક, અને શ્રમથી શરીરની ગરમી માથે ચઢી જઇને પિત્ત કોપીને માથાના કેશોને ધોળા કરી નાંખે છે.

## પલિતની ચિકિત્સા.

लोहचूर्णस्य कर्ष तु दशार्धं चूतमज्जतः । धात्रीफलद्वयं पथ्या द्वे तथैकं बिभीतकम् । पिष्ट्वा लोहमये भाण्डे स्थापयेन्निशि वासयेत् । लेपोऽयमचिरांद्धन्ति पलितं नात्र संशयः ॥

दशार्धं पञ्चकर्षाणि ॥

काश्मर्या मूलमादौ सहचरकुसुमं केतकस्यापि मूलं । लौहं चूर्णं सभृङ्गं त्रिफलंपलयुतं तैलमेभिः पचेद्यः । कृत्वा लौहस्य भाण्डे क्षितितलनिहितं स्थापयेन्मासमेकं । केशाः काशप्रकाशा अपि मधुपनिभा अस्य योगाद्भवन्ति ॥ त्रिफला नीलिकापत्रं भृङ्गराजायसोत्तमः । अविमूत्रेण संपिष्टं लेपात् कृष्णीकरं परम् ॥

એક તોલો મંડુર (લોહભસ્મ), પાંચ તોલા આંબાનો ગર્ભ, બે તોલા આમળાં, બે તોલા હરડે, અને એક તોલો બેહેડાંને વાટી લોઢાના વાસણમાં રાતવાશી રાખીને તેનો લેપ કરવાથી તુરતજ કેશો ધોળા મટી કાળા થાય છે, તેમાં સંશય નથી.

સીવણનાં મૂળ, આંબાનો મોર, કાંટા શરિયાનાં મૂળ, કેતકીનાં મૂળ, મંડુર, ભાંગરો, અને ચાર તોલા ત્રિફલાના કલ્કથી તેલ પકાવવું. એ તેલને લોઢાના વાસણમાં ભરીને એક માસ સૂધી જમીનમાં દાટી રાખવું. એ તેલ લગાડવાથી કાંસડાનાં ફૂલ જેવા ધોળા કેશ પણ ભમરાના જેવા કાળા થઇ જાયછે.

ત્રિફળા, ગળીનાં પાન, ભાંગરો, અને મંડુરને ગાડરના મૂત્રમાં વાટીને લેપ કરવાથી ધોળાવાળ કાળા થઇ જાય છે.

## ઇંદ્રલુપ્તનું નિદાન તથા લક્ષણ.

रोमकूपानुगं रक्तं पित्तेन सह मूर्छितम् । प्रच्यावयति रोमाणि ततः श्लेष्मा सशोणितः ॥ रुणद्धि रोमकूपांस्तु ततोऽन्येषामसम्भवः । तदिन्द्रलुप्तं खालित्यं रुज्येति च विभावयेत् ॥

રૂંવાડાંનાં છિદ્રોમાંનું લોહી પિત્તસહિત કોપ પામીને રૂંવાડાંને ખેરવી નાંખે છે, અને પછી તેમાં રક્ત સહિત કફ ભરાઇ રહીને બીજા કેશ ઉગવા દેતો નથી. આ રોગને ઇંદ્રલુપ્ત (ઉંદરી), ખાલિત્ય, અને રૂજ્યા કહે છે.

## ઇંદ્રલુપ્તની ચિકિત્સા.

तिक्तपटोलीपत्रस्वरसैर्घृष्टा शमं याति । चिरकालजापि रुज्या नियतं दिवसत्रयेणापि ॥ गोक्षुरास्तिलपुष्पाणि तुल्ये च मधुसर्पिषी । शिरः प्रलेपितं तेन केशैः समुपचीयते ॥ हस्तिदन्तमषी कृत्वा छागीदुग्ध रसाञ्जनम् । लोमान्येतेन जायन्ते लेपात् पाणितलेष्वपि ॥ यष्टीन्दीवरमृद्वीकातैलाज्यक्षीरलेपनैः । इन्द्रलुप्तं शमं याति केशाः स्युश्च घना दृढाः ॥ जातीकरञ्जकरणकरवीराग्निपाचितम् । तैलमभ्यञ्जनाद्धन्यादिन्द्रलुप्तं न संशयः ॥ स्नुहीपयः पयोऽर्कस्य लाङ्गली मार्कवो विषम् । अ-

भामूत्रं सगोमूत्रं रक्तिका सेन्द्रवारुणी ॥ सिद्धार्थकस्तीक्ष्णगन्धा सम्यगेभिर्विपाचितम् । तैलं भवति नियमात् खालित्यव्याधिनाशनम् ॥ इति स्नुहीदुग्धादितैलम् ।

કડવાં પરવળનાં પાનનો રસ ઘસવાથી દીર્ઘકાળની ઉંદરી પણ ત્રણ દિવસમાં નક્કી શાંત થઈ જાય છે.

ગોખરૂ, તલનાં ફૂલ, તથા સરખા વજનનાં ઘી અને મધનો લેપ માથા ઉપર કરવાથી માથામાં વાળ બહુ વધે છે.

હાથીદાંતની ભસ્મ, ગાડરનું દૂધ, અને રસવંતીના લેપથી હાથેળીમાં પણ વાળ ઉગે છે.

જેઠીમધ, શ્યામ કમળ, દ્રાક્ષ, તેલ, દૂધ, અને ઘીના લેપથી ઉંદરી મટી જઇને ઘણા તથા મજબુત કેશો ઉગી આવેછે.

ચમેલી, કરંજ, વાયવરણાં, કણેર, અને ચિત્રકના કલ્કથી પકાવેલું તેલ લગાડવાથી ઊંદરી હણાઈ જાય છે, એમાં કંઈપણ શંકા નથી.

## સ્નુહી દુગ્ધાદિ તૈલ.

થોર તથા આકડાનાં દૂધો, કલગારી, ભાંગરો, વછનાગ, બકરી તથા ગાયનાં મૂત્રો, ચણોઠી, ઇંદ્રવારણાં, સર્ષપ, અને ધોળી વજના કલ્કથી પકાવેલા તેલના અભ્યંગથી માથાની ટાલ્ય અવશ્ય મટી જાય છે.

## દારૂણકનું નિદાન તથા લક્ષણ.

दारुणा कण्डुरा रूक्षा केशभूमिः प्रजायते । मारुतश्लेष्मकोपेन विद्याद्दारुणकं तु तत् ॥ दारुणाः कर्कशा दारुणकं लोके रूसीति ख्यातम् ।

વાત અને કફના કોપથી દારૂણ ચળવાળી અને રૂક્ષ કેશભૂમિ થઈ જાય છે, તેને દારૂણક કહે છે.

## દારૂણકની ચિકિત્સા.

कार्यो दारुणके मूर्ध्नि प्रलेपो मधुसंयुतः । प्रियालबीजमधुककुष्ठमाषैः ससैन्धवैः ॥ आम्रबीजं तथा पथ्याद्वयं स्यान्मात्रया समम् । दुग्धेन पिष्टं तल्लेपो दारुणं हन्ति दारुणम् ॥ दुग्धेन खाखसं बीजं प्रलेपाद्दारुणं हरेत् । गुञ्जाफलैः शृतं तैलं भृङ्गराजरसेन च ॥ कण्डूदारुणहृत्कुष्ठकपालव्याधिनाशनम् ॥ गुञ्जादितैलम् ॥

ચારોળીનાં બીજ, જેઠીમધ, કઠ, અડદ, અને સેંધવને મધમાં વાટીને માથામાં જાડો લેપ કરવાથી દારૂણક મટી જાય છે.

આંબાની ગોઠલી તથા હરડેને સમ ભાગે લેઈ દૂધમાં વાટીને લેપ કરવાથી ઉગ્ર દારૂણક પણ મટી જાય છે.

ખસખસને દૂધમાં વાટીને જાડો લેપ કરવાથી દારૂણક મટી જાય છે.

## ગુંજાદિ તેલ.

ચણોઠીના કલ્ક અને ભાંગરાના રસમાં પકાવેલ તેલથી ચળ, દારૂણક, કોઢ, અને ખોપરીના રોગોનો નાશ થઈ જાય છે.

## અરૂંશીકાનું લક્ષણ.

अरूंषि बहुवक्त्राणि बहुक्लेदीनि मूर्धनि । कफासृक्क्रिमिकोपेन तानि विद्यादरूंषिकाम् ॥

કફ, રક્ત, અને કૃમિના કોપથી બહુમોવાળાં તથા કલેદવાળાં વ્રણો માથામાં થાય છે, તેને અરૂંષિકા કહે છે.

### અરૂષિકાની ચિકિત્સા.

नीलोत्पलस्य किञ्जल्को धात्रीफलसमन्वितः ॥ यष्टीमधुकयुक्तश्च लेपाद्धन्यादरूंषिकाम् ॥ त्रिफलायोरजोयष्टीमार्कवोत्पलसारिवाः । सैन्धवं पक्वमेतैस्तु तैलं हरन्यादरूंषिकाम् ॥

त्रिफलाद्यं तैलम् ॥

નીલકમળના કેસરા, આમળાં, અને જેઠીમધના લેપથી અરૂંષિકા હણાઇ જાયછે.

### ત્રિફલાદ્ય તૈલ.

ત્રિફળા, અંકુર, જેઠીમધ, કમળ, ઉપલસરી, અને સૈંધવના કલ્કથી પકાવેલું તેલ અરૂંષિકાને હણી નાંખે છે.

### ઇરિવેલ્લીકાનું નિદાન તથા લક્ષણ.

पिडकामुत्तमाङ्गस्थां वृत्तामुग्ररुजाज्वराम् । सर्वात्मिकां सर्वलिङ्गां जानीयादिरिवेल्लिकाम् ॥

માથામાં ગોળ, ઉગ્ર વેદનાવાળી, જ્વરવાળી, અને ત્રણે દોષોથી થયેલી ફોલ્લીઓને ઇરિવેલ્લિકા કહે છે.

### ઇરિવેલ્લીકાની ચિકિત્સા.

पैत्तिकस्य विसर्पस्य या चिकित्सा प्रकीर्तिता । तयैव भिषगेतां च चिकित्सेदिरिवेल्लिकाम् ॥.

પિતના વિસર્પની ચિકિત્સા કહેલી છે તે જ વૈદ્યે ઇરિવેલ્લિકા માટે પણ કરવી જોઇએ.

### પનસિકાનું નીદાન તથા લક્ષણ.

कर्णस्याभ्यन्तरे जातां पिडकामुग्रवेदनाम् । स्थिरां पनसिकां तां तु विद्याद्वातकफोत्थिताम् ॥

વાત તથા કફથી કાનની અંદર ઉગ્ર વેદના વાળી, અને સ્થિર ફોલ્લી થાય છે, તેને પનસિકા કહે છે.

### પનસિકાની ચિકિત્સા.

भिषक् पनसिकां पूर्वं स्वेदयेदथ लेपयेत् । कल्कैर्मनःशिलाकुष्ठनिशातालकदारुभिः ॥ पक्वां विज्ञाय तां भित्त्वा व्रणवत् समुपाचरेत् ।

પનસિકામાં પ્રથમ વૈદ્યે સ્વેદ આપીને પછી મનશીળ, કઠ, હળદર, હરતાળ, અને દેવદારના કલ્કનો લેપ કરવો. પાકેલી જણાય એટલે તેને ફોડીને તેની ચિકિત્સા વ્રણની પેઠે કરવી.

### પાષાણગર્દભનું નિદાન તથા લક્ષણ.

वातश्लेष्मसमुद्भूतः श्वयथुर्हनुसन्धिजः । स्थिरो मन्दरुजः स्निग्धो ज्ञेयः पाषाणगर्दभः ॥

स्थिरः कठिनः ॥

વાતકફથી હડપચીના સંધિમાં સ્થિર, થોડી પીડાવાળી, અને સ્નિગ્ધ સોઝાવાળી પાષાણગર્દભિકા થાય છે.

### પાષાણગર્દભની ચિકિત્સા.

पाषाणगर्दभं पूर्वं स्वेदयेत् कुशलो भिषक् । ततः पनसिकाप्रोक्तैः कल्कैर्लेपैः प्रलेपयेत् ॥ वातश्लेष्मिकशोथघ्नैः कल्कैरन्यैश्च लेपयेत् । परिपाकगतं भित्त्वा व्रणवत्समु-

पाचयेत् ॥ जलौकोभिर्हृते रक्ते स शाम्यति विनौषधम् । एतत्स्थलेषु बहुषु प्रेक्षितं लिखितं ततः ॥

( ૧ ) કુશળ વૈદે પાષાણુ ગર્દભમાં પ્રથમ સ્વેદ આપવો અને પછી પનસિકા માટેના કરેલા કલ્કોના ગરમ લેપો કરવા.

( ૨ ) બીજા વાયુ અને કફ હરનારા કલ્કોના પણ લેપો કરવા.

( ૩ ) પાકી ગયા પછી તેને ફોડીને વ્રણની ચિકિત્સાઓ કરવી.

( ૪ ) જળો મૂકીને લોહી કઢાવવાથી તે વગર ઔષધેજ મટે છે, એમ બહુ સ્થળે જોવામાં આવ્યું છે તેથી અહિં લખ્યું છે.

## મુખદુષિકાનું નિદાન તથા લક્ષણ.

शाल्मलीकण्टकप्रख्याः कफमारुतरक्तजाः। जायन्ते पिडका यूनां वक्त्रे यास्ता मुखदूषिकाः॥

प्रख्याः सदृशाः । एता यूनामेव मुखे भवन्ति स्वभावात् ॥

કફ, વાયુ, અને રક્તથી થયેલી શેમળાના કાંટા જેવી ફોડકીઓ જુવાન માણસોના ચેહેરા ઉપર થાય છે, તેને મુખદૂષિકા (ખીલ) કહે છે.

## મુખદૂષિકાની ચિકિત્સા.

अङ्गुलस्य चतुर्थांशो मुखलेपो विधीयते। मध्यमस्तु त्रिभागः स्यादुत्तमोऽर्धाङ्गुलो भवेत् ॥ स्थितिकालो नशुष्कत्वं शुष्को दूषयति त्वचम् ॥

मुखलेपमात्रा ॥

स्थितिकालोऽपि तस्योक्तो यावत्कल्को न शुष्यति। शुष्कस्तु गुणहीनः स्यात्तथा दूषयति त्वचम् ॥

આંગળના ચોથા ભાગ જેટલો લેપ કનિષ્ટ કહેવાય છે, આંગળના ત્રીજા ભાગ જેટલો જાડો લેપ મધ્યમ ગણાય છે; અને અરધો આંગળ જાડો લેપ ઉત્તમ ગણાય છે. એ લેપ સૂકાય નહિ તેટલો વખતજ રાખવો જોઇએ, કેમકે સૂકો લેપ નકામો અને મુખને બગાડી નાંખનારો છે.

## મુખદૂષિકાની ચિકિત્સા.

लोध्रधान्यवचालेपस्तरुण्यापिडिकापहः । तद्वद्रोरोचनायुक्तं मरिचं मुखलेपितम् ॥ सिद्धार्थकवचालोध्रसैन्धवैश्च प्रलेपनम् । वमनं च निहन्त्याशु पिडकां यौवनोद्भवाम् । केवलाः पयसा पिष्टास्तीक्ष्णाः शाल्मलिकण्टकाः । आलिप्तं त्र्यहमेतेन भवेत्पद्मोपमं मुखम् ॥

લોદર, ધાણા, અને વજનો લેપ જુવાનીના ખીલોને મટાડે છે.

ગોરોચન અને મરીનો લેપ જુવાનીના ખીલોને મટાડે છે.

સર્ષપ, વજ, લોદર, અને સેંધવનો લેપ જુવાનીના ખીલો મટાડે છે.

ઉલટી કરવાથી જુવાનીના ખીલ મટી જાય છે.

શેમળાના તીક્ષ્ણ કાંટાઓને દૂધમાં વાટીને તેનો ત્રણ દિવસ સુધી લેપ કરવાથી ખીલો મટી જઇને ચેહેરો કમળ જેવો સુંદર થાય છે.

## વ્યંગનું લક્ષણ.

क्रोधायासप्रकुपितो वायुः पित्तेन संयुतः।

मुखमागत्य सहसा मण्डलं प्रसृजत्यतः ॥ नीरुजं तनुकं श्यावं मुखे व्यङ्गमादिशेत् ॥

व्यङ्गं छाई इति लोके ।

ક્રોધ તથા શ્રમથી કોપેલો વાયુ પિત્ત સાથે મળીને એકદમ મુખમાં આવીને મંડલો ઉત્પન્ન કરે છે, તે મંડલો પીડા વગરનાં, પાતળાં, અને કાળાં મુખપર થાય છે, તેને વ્યંગ કહેવામાં આવે છે.

## નીલિકાનું લક્ષણ.

कृष्णमेवंगुणं वक्त्रे गात्रे वा नीलिकां विदुः । एवंगुणं नीरुजं । तनुकं मण्डलम् ॥

વેદના વગરનું કાળું પાતળું મંડળ ગાત્રમાં કે મુખમાં થાય છે, તેને નીલિકા કહે છે.

## વ્યંગ તથા નીલિકાની ચિકિત્સા.

शिरावेधैः प्रलेपैश्च तथाभ्यङ्गैरुपाचरेत् । व्यङ्गं च नीलिकां वापि न्यच्छं च तिलकालकम् ॥ वटाङ्कुरा मसूराश्च प्रलेपाद्व्यङ्गनाशनम् । व्यङ्गे माञ्जिष्ठया लेपः प्रशस्तो मधुयुक्तया ॥ अथवा लेपनं शस्तं शशस्य रुधिरेण च । व्यङ्गहृद्वरुणत्वक् स्यादजामूत्रेण पेषिता ॥ जातीफलस्य लेपस्तु हरेद्व्यङ्गं च नीलिकाम् । अर्कक्षीरहरिद्राभ्यां मर्दयित्वा प्रलेपनात् ॥ मुखकार्ष्ण्यं शमं याति चिरकालोद्भवं ध्रुवम् । मसूरैः क्षीरसंपिष्टैर्लिप्तमास्यं घृतान्वितैः ॥ सप्तरात्राद्भवेत्सत्यं पुण्डरीकदलोपमम् ॥ वटस्य पाण्डुपत्राणि मालतीरक्तचन्दनम् ॥ कुष्ठं कालीयकं लोध्रमेभिर्लेपं प्रयोजयेत् । युवानपिडिकानां तु व्यङ्गानां तु विनाशनम् ॥ स्यादेतेन मुखं चापि वर्जितं नीलिकादिभिः । कुङ्कुमं चन्दनं लोध्रं पतङ्गं रक्तचन्दनम् । कालीयकमुशीरं च माञ्जिष्ठा मधुयष्टिका ॥ पत्रकं पद्मकं पद्मं कुष्ठं गोरोचना निशा । लाक्षा दारुहरिद्रा च गैरिकं नागकेशरम् ॥ पलाशकुसुमं चापि प्रियङ्गुश्च वटाङ्कुराः। मालती च मधूच्छिष्टं सर्षपाः सुरभिर्वचा ॥ चतुर्गुणपयः पिष्टैरेतैरक्षमितैः पृथक् । पचेन्मन्दाग्निना वैद्यस्तैलं प्रस्थद्वयोन्मितम् ॥ वदनाभ्यञ्जनादेतद्व्यङ्गं नीलिकया सह । तिलकं माशकं न्यच्छं नाशयेन्मुखदूषिकाम् ॥ पद्मिनीकण्टकं चापि हरेज्जतुमणिं तथा। विदध्याद्वदनं पूर्णचन्द्रमण्डलसुन्दरम् ॥

पतङ्गं वकमं इति लोके । कालीयकं कदम्बकं सुरभिर्वचा । महाभरी इति लोके । इति कुङ्कुमाद्यं तैलम् ॥

નસ ખોલવવાથી અને લેપો તથા અભ્યંગોથી વ્યંગ, નીલિકા, ન્યચ્છ, તથા તિલકાલકની ચિકિત્સાઓ કરવી.

વડના અંકુર તથા મસૂરનો લેપ વ્યંગને મટાડે છે.

મજીઠ તથા મધના લેપથી વ્યંગ મટી જાય છે.

સસલાના લોહીના લેપથી વ્યંગ મટી જાય છે.

વાયવરણાંની છાલ્યને બકરીના મૂત્રમાં વાટીને તેનો લેપ કરવાથી વ્યંગ મટે છે.

જાયફળના લેપથી વ્યંગ તથા નીલિકા મટી જાય છે.

આકડાના છીરમાં હળદર વાટી ચોળીને તેનો લેપ કરવાથી લાંબા કાળથી થયેલી મોઢાની કાળાશ પણ અવશ્ય મટી જાય છે.

દૂધમાં વાટેલી મસૂરમાં ઘી મેળવીને લેપ કરવાથી સાત દિવસમાં મોઢું કમળપત્ર જેવું થઈ જાય છે, તેમાં સંશય નથી.

વડનાં પીળાં પાન, માલતી, રતાંજળી, કઠ, પીતચંદન, અને લોદરનો લેપ કરવાથી ખીલ તથા વ્યંગનો નાશ થાય છે. આથી મુખ દાઝી ગયું હોય તે પણ મટી જાય છે.

## કુંકુમાદ્ય તૈલ.

કેસર, ચંદન, લોદર, પતંગ, રતાંજળી, દારૂહળદર, વાળો, મજીઠ, જેઠીમધ, તમાલપત્ર, પદ્મકાષ્ઠ, કમળ, કઠ, ગોરોચન, હળદર, લાખ, પીતચંદન, સોનાગેરૂ, નાગકેશર, કેસૂડાં, ઘઉંલો, વડના અંકુરો, માલતી, મીણ, સર્ષપ, અને પાનની જડ, એક એક તોલો લેઇ; ચોગણા દૂધમાં વાટીને તેના કલ્કથી વૈદ્યે ૧૨૮ તોલા તેલ મંદાગ્નિથી પકાવવું. આ કુંકુમાદ્ય તૈલ મુખ ઉપર ચોપડવાથી, વ્યંગ, નીલિકા, તિલ, મશક, ન્યચ્છ, મુખદૂષિકા, પદ્મિનીકંટક, અને જતુમણિનો નાશ થાય છે, અને પૂનેમના ચંદ્રમંડલ જેવું સુંદર મુખ થાય છે.

## વલ્મીકનું નિદાન તથા લક્ષણ.

ग्रीवांसकक्षाकरपाददेशे सन्धौ गले वा त्रिभिरेव दोषैः । ग्रन्थिः सवल्मीकवदक्रियाणां जातः क्रमेणैव गतः प्रवृद्धिम् ॥ मुखैरनेकैः स्रुतितोदवद्भिर्विसर्पवत् सर्पति चोन्नताग्रैः । वल्मीकमाहुर्भिषजो विकारं निष्प्रत्यनीकं चिरजं विशेषात् ॥

ग्रीवा कृकाटिका । अंसः स्कन्धः । कक्षा बाहुमूलम् वल्मीकवदित्यनेन प्रचुरशिखरत्वमुच्चत्वमवगाढमूलत्वं च सूच्यते । निष्प्रत्यनीकं उपचारायोग्यम् ।

કંઠ, ખભા, કાખ, હાથ, અને પગોમાં, સાંધાઓ તથા ગળામાં રાફડા જેવો ઘણાં શિખરોવાળો ઊંચો અને ઊંડાં મૂળ વાળો ગ્રંથિ થાય છે. ઉપાય કરવામાં ન આવે તો તે વધીને સ્રાવ, વ્યથા, અને ઊંચી અણીઓ વાળાં અનેક મુખોથી વિસર્પની પેઠે ફેલાવ પામે છે. આ રોગને વૈદ્યો વલ્મીક કહે છે. આ રોગ લાંબા કાળનો હોય તો ઘણું કરીને તેને ઉપાય લાગુ પડતા નથી.

## વલ્મીકની ચિકિત્સા.

शस्त्रेणोत्कृत्य वल्मीकं क्षाराग्निभ्यां प्रसाधयेत् । विधानेनार्बुदोक्तेन शोधयित्वा च रोपयेत् ॥ वल्मीकं तु भवेदस्य नातिवृद्धममर्मजम् । तत्र संशोधनं कृत्वा शोणितं मोक्षयेद्भिषक्॥ कुलत्थकानां मूलैश्च गुडूच्या लवणेन च । आरग्वेतस्य मूलैश्च दन्तिमूलैस्तथैव च॥ श्यामामूलैः सपल्लवैः सक्तुमिश्रैः प्रलेपयेत्। सुस्निग्धैश्च सुखोष्णैश्च भिषक् तमुपनाहयेत् ॥ पक्के तत्र विजानीयाद्गतीः सर्वा यथाक्रमम्। अभिज्ञाय गतीश्छित्वा प्रदिह्यान्मतिमान् भिषक् ॥ संशोध्य दुष्टमांसानि क्षारेण प्रतिसारयेत्।

व्रणं विशुद्धं विज्ञाय रोपयेन्मतिमान्भिषक्॥ मनःशिलालभल्लातसूक्ष्मैलागुरुचन्दनैः । जातीपल्लवतक्रैश्च निम्बतैलं विपाचयेत् ॥ वल्मीकं नाशयेत्तद्धि बहुच्छिद्रं बहुव्रणम्॥

વલ્મીકને શસ્ત્રથી કાપીને ક્ષાર તથા અગ્નિથી મટાડવો. અર્બુદની ચિકિત્સામાં કહેલી રીતિથી તેને સાફ કરીને રૂઝાવવો.

વલ્મીક બહુ વધેલો ન હોય તો અને મર્મસ્થાનમાં થયો ન હોય તો વૈદ્યે સંશોધન કરીને તેમાંથી લોહી કઢાવવું.

કળથીનાં મુળ, ગળો, સૈંધવ; ગરમાળો, નેપાળો, અને નસોતરનાં મુળો; માંસ તથા સાથવો; એમનો લેપ વલ્મીક ઊપર કરીને તેની ઊપર સ્નિગ્ધ પદાર્થો જરા ગરમ કરીને તેનો પાટો બાંધવો. વલ્મીક પાકી જાય એટલે તેના પરૂની સર્વ ગતિઓ ક્રમસર જાણી લેઇને તેને શસ્ત્રવડે છેદ કરીને બુદ્ધિમાન્ વૈદ્યે લેપો કરવા. બગડેલા માંસને સાફ કરીને પછી ક્ષાર મુકીને પ્રતિસારણ કરવું. વ્રણ સાફ થાય એટલે તેમાં ધરતી લાવીને રૂઝ લાવવી.

## મનઃશિલાદ્ય તૈલ.

મણશીળ, હરતાળ, ભીલામો, ઝીણી એળચી, અગરૂ, ચંદન, ચંબેલીનાં પાન, અને છાશ સાથે પકાવેલ લીમડાનું તેલ ઘણાં છિદ્રો તથા વ્રણો વાળા વલ્મીકનો નાશ કરે છે.

## અસાધ્ય વલ્મીક.

पाणिपादोपरिष्ठात्तु छिद्रैर्बहुभिरावृत्तम्। वल्मीकं यत् संशोफं स्याद्वर्ज्यं तद्धि विजानता ॥

इति मनःशिलाद्यं तैलम् ।

હાથ કે પગ ઉપર વલ્મીક ઘણાં છિદ્રોવાળો હોય તથા તેમાં સોજો હોય, તો તેની ચિકિત્સા સમજુ વૈદ્ય કરવી નહી.

## કક્ષા તથા ગંધનામાનાં નિદાન તથા લક્ષણ.

बाहुकक्षांसपार्श्वेषु कृष्णस्फोटां सवेदनाम् । पित्तप्रकोपसम्भूतां कक्षां तामिति निर्दिशेत् ॥ एकां तु तादृशीं दृष्ट्वा पिडकां स्फोटसन्निभाम् । त्वग्जातां पित्तकोपेन गन्धनामां प्रचक्षते ॥

तादृशीं बाह्वादिषु कृष्णां सवेदनां च ॥

બાહુ, કાખ, ખભા, અને પડખાંઓમાં પિત્ત પ્રકોપથી વેદના વાળા કાળા ફોલ્લા થાય છે, તેને કક્ષા ( કખ ) કહે છે. એજ સ્થળોની ત્વચામાં પિત્તથી કાળી તથા વેદના વાળી ફોલ્લીઓ થાય છે, તેને ગંધનામા કહે છે.

## કક્ષા તથા ગંધનામાની ચિકિત્સા.

कक्षां च गन्धनामां च चिकित्सेति चिकित्सकः । पैत्तिकस्य विसर्पस्य क्रियया पूर्वमुक्तया ॥

પિત્તના વિસર્પની ચિકિત્સા કહેલી છે તે વૈદ્યે કક્ષા અને ગંધનામા ઉપર પણ કરવી.

## અગ્નિ રોહણીનું નિદાન તથા લક્ષણ.

कक्षाभागेषु विस्फोटा जायन्ते भृशदारुणाः । अन्तर्दाहज्वरकरा दीप्तपावकसन्निभाः ॥ सप्ताहाद्वा दशाहाद्वा पक्षाद्वा घ्नन्ति मानवम् । तामग्निरोहिणीं विद्यादसाध्यां सान्निपातिकीम् ॥

सप्ताहादि वातपित्तकफापेक्षया बोद्धव्यम् । प्रत्रीणमनुपक्रान्ताः । उपक्रान्तास्तु साध्या एव । चरकेणाग्निरोहिण्यां चिकित्साया उक्तत्वात् ॥

કાખના ભાગોમાં અત્યંત બળતરા તથા જ્વર વાળા પ્રદીપ્ત અગ્નિ જેવા દારૂણ ફોલ્લા થાય છે, તેને અગ્નિરોહિણી કહે છે. વાયુથી આ રોગ હોય તો તે માણસને સાત દિવસમાં મારી નાંખે છે; પિત્તથી હોય તો દશદિવસમાં, અને કફથી હોય તો પંદર દિવસમાં મારી નાંખે છે. ત્રણે દોષોથી થાય તો તે અસાધ્ય છે. ચિકિત્સા કરવાથી આ રોગ સાધ્ય થાય છે.

## અગ્નિ રોહિણીની ચિકિત્સા.

पित्तवीसर्पविधिना साधयेदग्निरोहिणीम् । रोहिण्यां लङ्घनं कुर्याद्रक्तमोक्षणरूक्षणम् । शरीरस्य च संशुद्धिं तान्तु वृद्धां परित्यजेत् ॥

અગ્નિરોહિણીની ચિકિત્સા પિત્ત વિસર્પના જેવી કરવી. તેમાં લંઘન, રક્તસ્રાવ, અને વિરેચનથી કરવાં. શરીરની સંશુદ્ધિ કરવી, અને રોગ વધી ગયો હોય તો ચિકિત્સા કરવી નહિ.

## વિદારિકાનું નિદાન તથા લક્ષણ.

विदारिकन्दवद्वृद्धां कक्षावंक्षणसन्धिषु । रक्तां विदारिकां विद्यात्सर्वजां सर्वलक्षणाम् ॥ अत्र पिडकामिति विशेष्यपदमध्याहरणीयम् ॥

કાખ તથા સાથળના સાંધાઓમાં વિદારીકંદના જેવી બંધાયલી રાતી ફોલ્લી સર્વ દોષોનાં લક્ષણોવાળી થાય છે, તે વિદારિકા કહેવાય છે.

## વિદારિકાની ચિકિત્સા.

विदारिकायां प्रथमं जलौकोयोजनं हितम् । पाटनं च विपकायां ततो व्रणविधिः स्मृतः ॥

વિદારિકામાં પ્રથમ જળો મૂકવી તે હિતકર છે. પાકયા પછી ફોડીને વ્રણની પેઠે તેની ચિકિત્સા કરવી.

## ચિપ્યનું નિદાન તથા લક્ષણ.

नखमांसमधिष्ठाय वातः पित्तं च देहिनाम् । करोति क्षयपाकौ च तं व्याधिं चिप्यमादिशेत् ॥

चिप्यो वेडवा इति लोके ॥

વાયુ અને પિત્ત નખના માંસમાં રહીને પાક તથા નખનો ક્ષય કરે છે, તેને ચિપ્ય કહે છે.

## કુનખનું નિદાન તથા લક્ષણ.

अभिघातात् प्रदुष्टो यो नखो रूक्षः सितः खरः । भवेत् तं कुनखं विद्यात् कुलीरं वाभिधानतः ॥ अभिधानतः नामतः ।

વાગવાથી દોષ પામીને નખ રૂક્ષ, ધોળો, અને ખરસટ થઈ જાય છે, તેને કુનખ અથવા કુલીર કહે છે.

## ચિપ્ય તથા કુનખની ચિકિત્સા.

चिप्यं रुधिरमोक्षेण शोधनेनाप्युपाचरेत् । गतोष्माणमथैनं तु सेचयेदुष्णवारिणा ॥ शस्त्रेणापि यथायोग्यमुच्छिद्य स्रावयेत्ततः । व्रणोक्तेन विधानेन रोपयेच्च विचक्षणः स्वरसेन हरिद्रायाः पात्रे कृत्वायसेभयाम् ।घृष्ट्वा तज्जेन कल्केन लिम्पेत् चिप्यं मु-

नःपुनः ॥ काश्मर्याः सप्तभिः पत्रैः कोमलैः परिवेष्टितः । अङ्गुलीवेष्टकः पुंसां ध्रुवमाशु प्रशाम्यति ॥ श्लेष्मविद्रधिकल्पेन कुनखं समुपाचरेत् । नखकोटिप्रविष्टेन टङ्कणेन न शाम्यति ॥ कुनखश्चेत्तदा शैलः सलिले प्लवतेऽपि च ।

ચિપ્પ માટે લોહી કઢાવવું તથા શોધન કરવું. એમાંથી ઉનાશ જતી રહે એટલે ઉનાપાણીનું સેચન કરવું.

વિદ્વાન વૈદ્યે તેને શસ્ત્રથી કાપીને લોહી કઢાવવું, અને પછી વ્રણની રીતે ચિકિત્સા કરીને રૂઝાવીને નવો નખ લાવવો.

લોઢાના વાસણમાં હળદરના રસમાં હરડેને પલાળીને તે હરડેને એજ રસમાં ઘસીને તેનો ચિપ્પ ઉપર વારંવાર લેપ કર્યા કરવો.

સીવણનાં કોમળ સાત પાંદડાંઓ ચિપ્પ ઊપર વીંટી રાખવાથી તે શાંત થાય છે, એ વાત નિઃસંશય છે.

કફના વિદ્રધિની ચિકિત્સા કહેલી છે તે કરવાથી કુનખ મટી જાય છે.

જો પર્વત પાણીમાં તરે તોજ ટંકણખારથી કુનખ મટી જાય નહી.

## પરિવર્ત્તિકાનું નિદાન તથા લક્ષણ.

मर्दनात् पीडनाद्वापि तथैवाप्यभिघाततः । मेढ्रचर्म यदा वायुर्भजते सर्वतश्चरन् ॥ तदा वातोपसृष्टं तु तच्चर्म परिवर्तते । सवेदनं सदाहं च पाकं च व्रजति कर्हिचित् ॥ मणेरधस्तात्कोषस्तु ग्रन्थिरूपेण लम्बते । मारुतागन्तुसम्भूतां विद्यातां परिवर्तिकाम् ॥ सकण्डुःकठिना चापि सैव श्लेष्मसमन्विता ।

अस्यां वातजायामपि पित्तानुबन्धो बोद्धव्यो दाहपाकाभावात् । कोषः चर्मकोशः ।

સર્વ શરીરમાં ફરતો વાયુ ચોળાવા, દબાવા, કે વાગવાથી લિંગની ત્વચામાં આવે છે તેથી વાયુથી દૂષિત થઇને ચામડી અવળી થઇ જાય છે, તેથી વેદના, બળતરા, અને કોઈવાર પાક પણ થાય છે, આમ થવાથી લિંગના ટોચકાની નીચે એ ચામડી ગાંઠની પેઠે લટકે છે. વાયુ તથા વાગવા વગેરે આગંતુ કારણોથી આ રોગ થાય છે તે પરિવર્ત્તિકા કહેવાય છે, તેમાં કફનો પણ સંબંધ હોય તો ચામડીમાં ચળ તથા કઠણતા પણ હોય છે.

## પરિવર્ત્તિકાની ચિકિત્સા.

परिवर्तिं घृताभ्यक्तां सुस्विन्नामुपनाहयेत् । त्रिरात्रं पञ्चरात्रं च वातघ्नैः शाल्वणादिभिः ॥ ततोऽभ्यज्य शनैश्चर्म चानयेत् पीडयेन्मणिम् । प्रविष्टे चर्मणि मणौ स्वेदयेदुपनाहनैः ॥ दद्याद्वातहरान्बस्तीन् स्निग्धान्यन्नानि भोजयेत् ।

પરિવર્ત્તિકાને ઘી ચોપડીને સારી પેઠે શેક દેઇને ત્રણ કે પાંચ રાત્રી સૂધી વાતહર શાલ્વણાદિ કલ્કોનો પાટો બાંધવો, પછી ચામડીને ઘી ચોપડીને ધીરે ધીરે લાંબી કરીને લિંગના ટોચકાને દબાવવું. ટોચકું ચામડીની અંદર પેસે એટલે પાટાઓથી સ્વેદન કરીને વાતહર પિચકારીઓ દેવી, તથા રોગીને સ્નિગ્ધ અન્નો જમાડવાં.

## અવપાટીકાનું નિદાન તથા લક્ષણ.

**अल्पीयसीं यदा हर्षाद्बलाद्गच्छेत् स्त्रियं नरः । हस्ताभिघातादथवा चर्मण्युद्वर्तिते बलात् ॥ मर्दनात् पीडनाद्वापि शुक्रवेगाभिघाततः । यस्यावपाट्यते चर्मतां विद्यादवपाटिकाम् ॥ वातेन कर्कशा रूक्षा सूक्ष्मा कृष्णा रुगन्विता । पित्तेन पीता रक्ता वा दाहतृष्णासमन्विता ॥ श्लेष्मणा कठिना स्निग्धा कण्डूमत्यल्पवेदना ।**

अल्पीयसीम् अल्पतरं योनिच्छिद्रं यस्याः ताम् । अवपाट्यते विदार्यते ।

અતિ કામાતુર થઈને અત્યંત સાંકડા બની ગયેલા યોનિના મુખમાં બળાત્કારથી ગમન કરવાથી, કરમૈથુન વગેરે કરવાથી, અથવા વાગવાથી, તેની ચામડી અવળી થઈ જવાથી, અથવા દબાવાથી કે વીર્યના દબાણથી લિંગની ચામડી ચીરાઈ જાય છે, એ અવપાટિકા કહેવાય છે. આ રોગ વાયુથી થયો હોય તો તે ખરસટ, રૂક્ષ, સૂક્ષ્મ, કાળી, તથા પીડા યુક્ત હોય છે, પિત્તની હોય તો પીળીકે રાતી અને દાહ અને તરશવાળી હોય છે; અને કફની હોય તો કઠણ, સ્નિગ્ધ, ચળવાળી, તથા થોડી પીડાવાળી હોય છે.

## અવપાટિકાની ચિકિત્સા.

**स्नेहस्वेदैरिमां वैद्यश्चिकित्स्येदवपाटिकाम् ।**

આ અવપાટિકાની ચિકિત્સા વૈદ્યે સ્નેહો તથા સ્વેદોથી કરવી.

## નિરૂદ્ધ પ્રકશનું નિદાન તથા લક્ષણ.

**वातोपसृष्टे मेढ्रं तु चर्म संश्रयते मणिम् । मणिश्चर्मोपनद्धस्तु मूत्रस्रोतो रुणद्धि च ॥ निरुद्धप्रकशे तस्मिन् मन्दधारमवेदनम् । मूत्रं प्रवर्तते जन्तोर्मणिर्विव्रियते न च ॥ निरुद्धप्रकशं विद्यात् सरुजं वातसम्भवम् ।**

निरुद्धप्रकाश इत्यस्य स्थाने निरुद्धप्रकशपदमार्षत्वात् ।

લિંગમાં વાત પ્રકોપ થવાથી ચામડી ફૂલની આડે આવી જાય છે, તેથી મઢાઇ ગયેલું ફૂલ મુત્રને રોકે છે. આ રોગને નિરૂદ્ધ પ્રકશ કહે છે. તેમાં મુત્રમંદ મંદધારથી વગર પીડાએ નીકળે છે, અને ફૂલ ખુલ્લુ થતું નથી. આ રોગ વાયુથી થાય છે.

## નિરૂદ્ધ પ્રકશની ચિકિત્સા.

**निरुद्धप्रकशे नाडीं लौहीमुभयतो मुखीम् । दारवीं वा जतुकृतां घृताक्तां सम्प्रवेशयेत् ॥ परिषिञ्चेद्वसामज्जां शिशुमारवराहयोः । चुक्रतैलं तथा योज्यं वातघ्नद्रव्यसंयुतम् ॥ त्र्यहात् त्र्यहात् स्थूलतरां सम्यक् नाडीं प्रवेशयेत् । स्रोतो विवर्धयेदेवं स्निग्धमन्नं च भोजयेत् । भित्वा वा सेवनीं मुक्त्वा सद्यः क्षतवदाचरेत् ॥**

આ રોગમાં બંને તરફથી ખુલ્લાં મુખવાળી ઘી ચોપડેલી લોઢાની, લાકડાની, કે લાખની નળી નાંખવી. ને પછી તે ઉપર શિશુમાર તથા સુવરની ચરબી તથા મજ્જાનું સેચન કરવું, તથા વાતહર પદાર્થો સહિત ચૂકાના તેલનું પણ સેચન કરવું. ત્રણ ત્રણ દિવસે નળી વધારે વધારે જાડી ખોસતાં જવી. એથી માર્ગ પહોળો

થાય છે, આ સર્વ કરીને રોગીને સ્નિગ્ધ અન્ન જમાડવું. સેવનીને છોડી દેઇને શસ્ત્રવડે ભેદીને તુરત ક્ષતના જેવી ચિકિત્સા કરવાથી પણ નિરૂદ્ધપ્રકશ મટી જાયછે.

## નિરૂદ્ધગુદનું નિદાન તથા લક્ષણ.

वेगसन्धारणाद्वायुर्विहितो गुदसंश्रितः। निरुणद्धि महत्स्रोतः सूक्ष्मद्वारं करोति च॥ मार्गस्य सौक्ष्म्यात् कृच्छ्रेण पुरीषं तस्य गच्छति। संनिरुद्धगुदं व्याधिमेनं विद्यात्सुदुस्तरम्॥

વેગોને રોકવાથી હણાયલો વાયુ ગુદામાં રહીને તેના મોટા દ્વારને રોકીને નાનું કરી દેછે. આથી માર્ગ સાંકડો થતાં વિષ્ટા માંડ માંડ નીકળે છે. આ અતિદુસ્તર એવો સંનિરૂદ્ધગુદ નામનો રોગ કહેવાય છે.

## સંનિરૂદ્ધગુદની ચિકિત્સા.

संनिरुद्धगुदे तैलैः सेको वातहरैर्हितः। तथा निरुद्धप्रकशक्रियाऽपि कथिताऽथवा॥

વાતહર તેલોના સેચનથી અથવા નિરૂદ્ધપ્રકશની ચિકિત્સા કહેવામાં આવી છે તે કરવાથી પણ સંનિરૂદ્ધગુદ મટી જાય છે.

## વૃષણકચ્છુનું નિદાન તથા લક્ષણ.

स्नानोत्सादनहीनस्य मलो वृषणसंस्थितः। प्रक्लिद्यते तदा स्वेदात्कण्डूं जनयते तदा॥ ततः कण्डूयनात् क्षिप्रं स्फोटः स्रावश्च जायते। प्राहुर्वृषणकण्डूं तां श्लेष्मरक्तप्रकोपजाम्॥

उत्सादनं उद्वर्तनं। मलः मैलि इति लोके। प्रक्लिद्यते आर्द्रो भवति॥

નહિ ન્હાવાથી તથા શરીર સાફ નહિ રાખવાથી વૃષણ ઉપરનો મેલ પરસેવાથી પલળીને ચળ ઉત્પન્ન કરે છે. તેને ખણવાથી ફોલ્લી થાય છે તથા સ્રાવ થાય છે. આ રોગને વૃષણકચ્છુ કહે છે; અને તે કફ તથા રક્તના કોપથી થાય છે.

## વૃષણકચ્છુની ચિકિત્સા.

सर्जाह्वकुष्ठसैन्धवसितसिद्धार्थैः प्रकल्पितो योगः। उद्वर्तनेन नियतं शमयति वृषणस्य कण्डूतिम्॥ भिषक् वृषणकच्छूं तु चिकित्सेत्पामरोगवत्। अहिपूतननिर्दिष्टक्रिययापि च तां हरेत्॥

રાળ, કઠ, સૈંધવ, અને શ્વેત સર્ષપ મેળવીને તેનું ચૂર્ણ વૃષણ ઉપર ઘસીને ચોળવાથી વૃષણકચ્છુ અવશ્ય શાન્ત થઈ જાય છે.

વૈદ્યે વૃષણકચ્છુની ચિકિત્સા ખસની પેઠે અથવા અહિપુતના જેવી કરવી.

## અહિપુતનનું નિદાન તથા લક્ષણ.

शकृन्मूत्रसमायुक्तेऽधौतेऽपाने शिशोर्भवेत्। स्विन्नस्यास्नाप्यमानस्य कण्डू रक्तकफोद्भवा॥ कण्डूयनात्ततः क्षिप्रं स्फोटः स्रावश्च जायते। एकीभूतं व्रणैर्घोरं तं विद्यादहिपूतनम्॥

વિષ્ટા વગેરે વાળી બાળકની ગુદા બરોબર સાફ નહિ કરવાથી, તથા પરસેવો વળ્યા છતાં બાળકને નહિ નવરાવાથી રક્ત તથા

કફના પ્રકોપથી ચળ થાય છે, અને તેને ખણવાથી તુરત ફોડકી તથા સ્રાવ થાય છે. એમાંથી થતાં વ્રણો એકઠાં થવાથી ભયંકર થઇ પડે છે, એ રોગને અહિપૂતન કહે છે.

## અહિપુતનની ચિકિત્સા.

**तत्र संशोधनैः पूर्वं धात्रीस्तन्यं विशोधयेत् । त्रिफलाखादिरक्वाथैर्व्रणानां क्षालनं हितम् ॥ शङ्खसौवीरयष्ट्याह्वैर्लेपः कार्योऽहिपूतने ॥**

અહિપૂતન થાય તો પ્રથમ સંશોધનોથી માતાના દૂધને સુધારવું. ત્રિફળા તથા કાથાના ક્વાથથી વ્રણોને ધોવાં, અને શંખચૂર્ણ, સૌવીર, અને જેઠીમધનો લેપ કરવો.

## ગુદભ્રંશ(આમણ)નું નિદાન તથા લક્ષણ.

**प्रवाहणातिसाराभ्यां निर्गच्छति गुदं बहिः रूक्षदुर्बलदेहस्य गुदभ्रंशं तमादिशेत्॥**

રૂક્ષ તથા દુર્બળ શરીર વાળાની ગુદા દસ્ત સમયે જોર કરવાથી અતિસારથી બહાર નીકળી આવે છે, તેને ગુદભ્રંશ ( આમણ ) કહે છે.

## ગુદભ્રંશની ચિકિત્સા.

**गुदभ्रंशे गुदं स्विन्नं स्नेहेनाक्तं प्रवेशयेत् । प्रविष्टं रोधयेत् यत्नात् गव्यसच्छिद्रचर्मणा ॥ पद्मिन्याः कोमलं पत्रं यः खादेच्छर्करान्वितम् । एतन्निश्चित्य निर्दिष्टं न तस्य गुदनिर्गमः ॥ मूषिकाणां वसाभिर्वा गुदभ्रंशे प्रलेपनम् ॥ सुस्विन्नमूषिकामांसेनाथवा स्वेदयेत् गुदम् ॥ वृक्षाम्लानलचाङ्गेरी बिल्वपाठायवाग्रजम् । तक्रेण शीलयेत् पायुभ्रंशार्तोऽनलदीपनम् ॥ मूषिका दशमूलानि गृह्णीयादुभयं समम् । तयोः क्वाथेन कल्केन पचेत्तैलं यथोदितम् ॥ अभ्यङ्गात्तस्य तैलस्य गुदभ्रंशो विनश्यति । विनश्यति तथानेन गुदशूलं भगन्दरम् ॥ मूषकतैलम् ।**

ગુદાને શેક દેઇને ઘી અથવા તેલ ચોપડીને અંદર હાથથી પેસાડી દેઇને પછી છિદ્રોવાળા ગાયના ચામડાથી યત્ન પૂર્વક તેને રોકી દેવી.

કમલિનીનાં કોમળ પાન સાકર સાથે ખાનારને આમણ નીકળતી બંધ પડી જાય છે, એ નક્કી છે.

આમણ ઉપર ઊંદરની ચરબી ચોપડવાથી કે ઊંદરના બાફેલા માંસનો શેક કરવાથી આમણ નીકળતી બંધ પડી જાયછે.

આમણવાળાએ કોકમ, ચિત્રક, ખાટી લુણી, બીલાંનો ગર્ભ, અને જવખાર છાશમાં વાટીને પીવાની ટેવ રાખવી. આથી અગ્નિ પણ પ્રદીપ્ત થાય છે.

## મુષક તૈલ.

ઉંદર તથા દશમૂળનો સમભાગે ક્વાથ કરી તેમાં તેનાજ કલ્ક સાથે પકાવેલા તેલના અભ્યંગથી આમણનો રોગ મટી જાય છે, અને ગુદશૂલ તથા ભગંદર પણ મટી જાય છે.

**सदाहो रक्तपर्यन्तस्त्वक्पाकी तीव्रवेदनः । कण्डूमान् ज्वरकारी च स स्याच्छूकरदंष्ट्रकः॥ सः गुदभ्रंशः ॥**

રાતા છેડાવાળો, દાહવાળો, પાકેલી ત્વચાવાળો, તીવ્ર વેદનાવાળો, અને ચળ તથા જ્વરવાળો શૂકરદંષ્ટ્ર નામનો રોગ હોય છે.

### શૂકરદંષ્ટ્રની ચિકિત્સા.

**भृङ्गराजकमूलस्य रजन्या सहितस्य च। चूर्णं तु सहसा लेपात् वाराहद्विजनाशनम्॥ राजीवमूलकल्कः पीतो गव्येन सर्पिषा प्रातः। शमयति शूकरदंष्ट्रं दंष्ट्रोत्थितं ज्वरं घोरम्॥ रजनीमार्कवं मूलं पिष्टं शीतेन वारिणा। तल्लेपाद्धन्ति वीसर्पं वाराहदशनाह्वयम्॥**

હળદર તથા ભાંગરાના મૂળના ચૂર્ણનું લેપન કરવાથી શુકરદંષ્ટ્ર તુરતજ મટી જાયછે.

પ્રાતઃકાળે કમળનાં મૂળનો કલ્ક ગાયના ઘી સાથે ખાવાથી શુકરદંષ્ટ્ર તથા તેથી થયેલો ઘોર જ્વર પણ શાંત થઇ જાય છે.

હળદરં અને ભાંગરાના મૂળને ટાઢા પાણીમાં વાટીને લેપ કરવાથી વિસર્પ અને શુકરદંષ્ટ્ર મટી જાય છે.

### અનુશયીનું લક્ષણ.

**गम्भीरामल्पशोथां च सवर्णामुपरिस्थिताम्। पादस्यानुशयीं तां तु विद्यादन्तःप्रपाकिनीम्॥** अत्र पिडिकामिति विशेष्यपदमध्याहरणीयम्। गम्भीरान्तःपाकेन।

ગંભીર તથા થોડા સોજાવાળી, વર્ણ બદલ્યા વગરની પગ ઉપર ફોલ્લી થાય છે, તે અંદર પાકવાળી અનુશયી કહેવાય છે.

### અનુશયીની ચિકિત્સા.

**हरेदनुशयीं वैद्यः क्रियया श्लेष्मविद्रधेः।**

વૈદ્યે કફ વિદ્રધિની ક્રિયાઓથી અનુશયીનું હરણ કરવું.

### અલસનું લક્ષણ.

**क्लिन्नाङ्गुल्यन्तरौ पादौ कण्डूदाहसमन्वितौ। दुष्टकर्दमसंस्पर्शादलसं तं विभावयेत्॥** अलसं कन्दई इति लोके।

ખરાબ કાદવના અડવાથી પગની આંગળીઓ વચ્ચે ક્લેદ, ચળ, અને દાહ થાય છે, તેને અલસ કહે છે.

### અલસની ચિકિત્સા.

**पादौ सिक्त्वारनालेन लेपनं त्वलसे हितम्। पटोलकुनटीनिम्बरोचनामरिचैस्तिलैः॥ क्षुद्रास्वरससिद्धेन कटुतैलेन लेपयेत्। ततःकासीसकुनटीतिलचूर्णैर्विचूर्णयेत्॥** विचूर्णयेदवधूलयेत्।

**करञ्जबीजं रजनीकासीसं पद्मकं मधु। रोचना हरितालं च लेपोऽयमलसे हितः॥**

આરનાલનું પગ ઉપર સેચન કરીને લેપ કરવો, એ અલસ ઉપર હિતકારી છે.

કડવાં પરવળ, મણશીલ, લીમડો, ગોરોચન, મરી, તલ, અને ભોરીંગણીના સ્વરસથી પકાવેલ તેલ અલસ ઉપર ચોપડીને પછી તે ઉપર હીરાકસી, મણશીલ, અને તલનું ચૂર્ણ ભભરાવવું.

કરંજબીજ, હળદર, હીરાકસી પદ્મકાષ્ઠ, મધ, ગોરોચન, અને હરતાળનો લેપ કરવાથી અલસ મટી જાય છે.

### દારીનું લક્ષણ.

**परिक्रमणशीलस्य वायुरत्यर्थरूक्षयोः। पादयोःकुरुते दारीं सरुजां तलसंश्रिताम्॥**

दारी विवाई ॥

બહુ હરફર કરવાથી અત્યંતરૂક્ષ બની ગયેલા પગોનાં તળામાં વાયુ બહુ ઉગ્ર વેદના વાળી ફાટ (ચીર) ને ઉત્પન્ન કરે છે, તેને દારી કહે છે.

## દારીની ચિકિત્સા.

**पाददार्यां शिरां प्राज्ञो मोचयेत्तलशोधिनीम्। स्नेहस्वेदोपपन्नौ तु पादौ वा लेपयेन्मुहुः ॥ मधूच्छिष्टवसामज्जाघृतैः क्षारविमिश्रितैः ॥**

अत्र वसा मज्जा च सामान्यतश्छागादीनां विशेषानभिधानतः । उक्तं च 'मेदोमज्जा वसा ज्ञेया ग्राम्यानूपौदकोद्भवाः' । इति मदनपालः ॥ वसा शुद्धमांसभवः स्नेहः ।

**स्नेहोऽस्थ्नःशुचिरेव स्यात्समज्जा कथितो बुधैः ॥** क्षारो यवक्षारः ॥

**सर्जाह्वसिन्धूद्भवयोश्चूर्णं घृतमधुप्लुतम् । निर्मथ्य कटुतैलाक्तं हितं पादप्रमार्जने ॥ मधुसिक्थकगैरिकघृतगुडमाहिषाक्षशालनिर्यासैः। गैरिकसहितैर्लेपः पादस्फुटनापहः सिद्धः ॥**

मधुसिक्थकं मेण । प्रथमं गैरिकं शिलाजतु । द्वितीयं गैरिकं गेरू इति लोके । शालनिर्यासः राळः ॥

**उन्मत्तकस्य बीजेन मानकक्षारवारिणा । विपक्वं कटुतैलं तु हन्याद्दारीं न संशयः ॥**

उन्मत्ततैलम् ॥

પગમાં દારી થાય તો સમજુ વૈદે પગના તળાને સાફ કરીને નસ ખોલી લોહી કઢાવવું.

પગોનું સ્નેહન તથા સ્વેદન કરીનેમધ,બકરા વગેરેની ચરબી,મજ્જા,અને જવખારનો લેપ વારંવાર કરવાથી દારી મટી જાય છે.

રાળ તથા સૈંધવના ચૂર્ણને ઘી તથા મધમાં ખૂબ મથીને તેમાં સરસિયું તેલ નાંખીને પગમાં ઘસવાથી દારી મટી જાય છે.

મીણ, શિલાજિત્, ઘી, ગોળ, ભેંસોગૂગળ, રાળ, અને સોનાગેરૂના લેપથી પગનું ફાટવું અવશ્ય મટી જાય છે.

## ઉન્મત્ત તૈલ.

ધંતૂરાનાં બીજો તથા માનકંદની ભસ્મના જળથી પકાવેલ સરસિયા તેલથી પગનું ફાટવું મટે છે, એમાં સંશય નથી.

## કદરનું લક્ષણ.

**शर्करोन्मथिते पादे क्षते वा कण्टकादिभिः। ग्रन्थिः कोलवदुत्सन्नो जायते कदरस्तु सः॥**

शर्करात्र वालुका । कोलवत् क्षुद्रबदरवत् । उत्सन्नः उद्गतः ।

રેતીમાં ચાલ્યાથી કે કાંટા વાગવાથી પગમાં નાના બોર જેવડી ઉંચી ગાંઠ થાય છે, તે કદર કહેવાય છે.

## કદરની ચિકિત્સા.

**दहेत्कदरमुद्धृत्य तैलेन दहनेन वा ।**

કદર (કપાશિયા)ને કાપીને ઉના તેલથી કે અગ્નિથી બાળી નાંખવી.

## તિલકાલકનું લક્ષણ.

**कृष्णानि तिलमात्राणि नीरुजानि समा-**

नि च । वातपित्तकफोद्रेकात्तान्विद्यात्तिलकालकान् ॥ समानि अनुन्नतानि । अयं तिल इति लोके ।

કાળાં, તલ જેવડાં, વેદના વગરનાં, સમં, વાત, પિત્ત તથા કફથી થયેલાં ચાઠાંને તિલકાલક (તલ) કહે છે.

## મશક (મસ)નું લક્ષણ.

अवेदनं स्थिरं चैव यत्तु गात्रे प्रदृश्यते । माषवत् कृष्णमुत्सन्नं मलिनं मशकं दिशेत् ॥ स्थिरमचलम् । अवेदनं वेदनारहितम् मशक इति लोके ।

વેદના વગરનો અને સ્થિર તથા અડદ જેવો કાળો અને ઉંચો શરીરમાં મેલો મસ થાય છે.

## જતુમણિ (લાખા)નું લક્ષણ.

सममुत्सन्नमरुजं मण्डलं कफरक्तजम् । सहजं लक्ष्मचैकेषां लक्ष्यो जतुमणिश्च सः॥ कृष्णस्निग्धो जतुमणिर्ज्ञेयः श्लेष्मोत्तरैस्त्रिभिः । अरुजं त्वपरे रक्तं लक्ष्मेत्याहुर्भिषग्वराः ॥

समं समवर्णम् । उत्सन्नं किञ्चिदुत्सन्नं सहजं शरीरेण सह जातम् । एवंविधं यन्मण्डलं स जतुमणिर्लक्ष्यः लक्ष्मचैकेषामिति एकेषामाचार्याणां मते तन्मण्डलं लक्ष्मसंज्ञं च लक्ष्म लशुन इति लोके । अपरे पुनर्जतुमणिलक्ष्मणोर्भेदकं लक्षणमाहुः कृष्णा इत्यादि ।

શરીરના જેવા વર્ણવાળું, કંઈક ઉંચું, કફ અને રક્તથી થયેલુ, સહજ થયેલું, અને કેટલાક જેને લક્ષ્મ (લાખું) કહે છે, તે મંડળ જતુમણિ કહેવાય છે. કફાદિ ત્રણે દોષોથી તે જતુમણિ કાળું અને સ્નિગ્ધ થાય છે. અને પીડા વગરનું તથા રાતું હોય છે તેને કેટલાક લક્ષ્મ કહે છે.

## તિલકાલક, મશક, અને જતુમણિની ચિકિત્સા.

चर्मकीलं जतुमणिं मशकांस्तिलकालकान् । उत्कृत्य शस्त्रेण दहेत् क्षाराग्निभ्यामशेषतः ॥

ચર્મકીલ, જતુમણિ, મસ, અને તિલકાલકને કાપીને ક્ષાર તથા અગ્નિથી છેક બાળી નાંખવાં.

## ન્યચ્છનું લક્ષણ.

मण्डलं महदल्पं वा श्यावं वा यदि वा सितम् । सहजं नीरुजं गात्रे न्यच्छं तदभिधीयते ॥

મોટું કે નાનું, કાળું કે ધોળું, સહજ, પીડા વગરનું, જે મંડળ શરીરમાં થાય છે, તેને ન્યચ્છ કહે છે.

## ન્યચ્છની ચિકિત્સા.

शिरावेधैः प्रलेपैश्च तथाभ्यङ्गैरुपाचरेत् । न्यच्छं लिम्पेत्पयःपिष्टैः कल्कैः क्षीरतरूद्भवैः ॥ त्रिभुवनविजयापत्रं मूलं स्थविरस्य शिंशिपाचैभिः । उद्वर्तनं विरचितं न्यच्छव्यङ्गापहं सिद्धम् ॥

स्थविरस्य वृद्धदारकस्य ।

શિરાને વિંધ, પ્રલેપો, અને અભ્યંગોથી ન્યચ્છમા ઉપચારો કરવા.

ઝાડમાંથી ઝરતાં દૂધો સાથે ...

કલ્કોના લેપોથી ન્યચ્છ મટી જાય છે.

ભાંગનાં પાન, વરધારાનાં મૂળ અને શીશમને વાટીને તે વડે ચોળવાથી તથા લેપ કરવાથી ન્યચ્છ તથા વ્યંગ મટી જાય છે.

## પદ્મિની કંટકનું લક્ષણ.

**कण्टकैराचितं वृत्तं कण्डुमत्पाण्डुमण्डलम् । पद्मिनीकण्टकप्रख्यैस्तदाख्यं कफवातजम् ॥**

आचितं व्याप्तं पद्मिनीकण्टकप्रख्यैः पद्मिनीनालकण्टकसदृशैस्तदाख्यं पद्मिनीकण्टकनामेव ।

કાંટાઓથી વ્યાપ્ત, ગોળ, ચળવાળું, અને પીંગળું મંડળ પદ્મિની કંટક કહેવાય છે, અને તે કફ અને વાયુથી થાય છે.

## પદ્મિની કંટકની ચિકિત્સા.

**पद्मिनीकण्टके रोगे छर्दयेन्निम्बवारिणा॥ तेनैव सिद्धं सक्षौद्रं सर्पिः पातुं प्रदापयेत् ॥ निम्बारग्वधकल्कैर्वा मुहुरुद्वर्तनं हितम्॥ चतुर्गुणेन निम्बोत्थपत्रक्वाथेन गोघृतम् । पचेत्ततस्तु निम्बस्य कृतमालस्य पत्रजैः॥ कल्कैर्भूयः पचेत् सिद्धं तत् पिबेत्पलसंमितम् । पद्मिनीकण्टकाद्रोगान्मुक्तो भवति नान्यथा ॥** निम्बादिघृतम् ।

પદ્મિનીકંટકના રોગમાં લીમડાના પાણીથી ઉલટી કરવી, તથા તેનાજ પાણીથી પકાવેલું ઘી મધ સાથે પીવું.

લીમડાના તથા ગરમાળાના કલ્કો વારંવાર ચોળવાથી પદ્મિનીકંટક મટી જાય છે.

## નિંબાદિ ઘૃત.

ચોગણા લીમડાનાં પાંનના ક્વાથથી ગાયના ઘીને પકાવીને પાછું તે ઘીને લીમડાનાં પાન અને ગરમાળાનાં પાનના કલ્કોથી પકાવવું. એ ઘી ચાર ચાર તોલા પીવાથી પદ્મિનીકંટક નિઃસંશય મટીજ જાય છે.

## અજગલ્લિકાનું લક્ષણ.

**स्निग्धा सवर्णा ग्रथिता नीरुजा मुद्गसंनिभा । कफवातोत्थिता ज्ञेया बालानामजगल्लिका ॥**

ग्रथिता गुम्फितेव । मुद्गसंनिभा मुद्गाकृतिः ।

મૂળ વર્ણવાળી, સ્નિગ્ધ, ગૂંથેલી, પીડા વગરની, મગ જેવી, અને કફ તથા વાયુથી થયેલી બાળકોને થનારી ફોલ્લીઓ અજગલ્લિકા કહેવાય છે.

## અજગલ્લિકાની ચિકિત્સા.

**तत्राजगल्लिकां सामां जलौकोभिरुपाचरेत् । शुक्तिसौराष्ट्रिकाक्षारकल्कैश्चालेपयेन्मुहुः ॥ काठिनां क्षारयोगेन द्रावयेदजगल्लिकाम् ॥**

કાચી અજગલ્લિકા ઉપર જળો મૂકાવવી, અને છીપની ભસ્મ, ગોપીચંદન, અને ક્ષારના કલ્કોનો લેપ વારંવાર કરવો. અજગલ્લિકા કઠણ હોય તો તેને ક્ષારથી પીગાળવી.

## યવપ્રખ્યાનું લક્ષણ.

**यवाकारा मकाठिना ग्रथिता मांससंश्रया । पिडका श्लेष्मवाताभ्यां यवप्रख्येति सोच्यते ॥**

यवाकारा मध्ये स्थूला प्रान्ते कृशा ।

જવના જેવા આકારની, કઠણ, ગૂંથેલી, માંસમાં રહેલી, અને વાયુ તથા કફથી થયેલી ફોડકીને યવપ્રખ્યા કહેવાય છે.

### અંત્રાલજીનું લક્ષણ.

**घनामवक्त्रां पिडकामुन्नतां परिमण्डलाम् । अन्त्रालजीमल्पपूयां तां विद्यात् कफवातजाम् ॥** घनां काठिनाम् । परिमण्डलां वर्तुलां अल्पपूयाम् ।

ઘાટી, કાચી, વાંકી, ઉંચી ગોળ થોડા પરૂવાળી, અને કફ તથા વાયુથી થતી ફોડકી અંત્રાલજી કહેવાય છે.

### યવ પ્રખ્યા તથા અંત્રાલજીની ચિકિત્સા.

**अन्त्रालजीयवप्रख्यौ पूर्वं स्वेदैरुपाचरेत् ॥ मनःशिलादेवदारुकुष्ठकल्कैः प्रलेपयेत् ॥ पक्वां व्रणविधानेन यथोक्तेन प्रसाधयेत् ॥**

યવપ્રખ્યા તથા અંત્રાલજીમાં પ્રથમ સ્વેદો આપવા; મણશીલ દેવદાર, અને કઠના કલ્કનો લેપ કરવો; પાકે ત્યારે વ્રણની રીતે ક્રિયા કરવી.

### વિવૃતાનું લક્ષણ.

**विवृतास्यां महादाहां पक्वोदुम्बरसन्निभाम् । विवृतामिति तां विद्यात् पित्तोत्थां परिमण्डलाम् ॥** परितः शोथवतीम् ।

ફાટેલા મુખવાળી, બહુ દાહવાળી, પાકા ઉંબરાના ફળ જેવી, ગોળ.સોજાવાળી, અને પિત્તથી થનારી ફોલ્લીને વિવૃતા કહેવાય છે.

### ઇંદ્રવૃદ્ધાનું લક્ષણ.

**पद्मकर्णिकवन्मध्ये पिडकां पिडकाचिताम् । इन्द्रवृद्धां तु तां विद्याद्वातपित्तोत्थितां भिषक् ॥**

पद्मिनीकर्णिकवत् पद्मफलाधारोपमां पिडकाचितां किञ्जल्कवल्लघु पिडकाचिता ।

મધ્યમાં કમળ કર્ણિકા જેવી, બીજી નાની ફોલ્લીઓના સમૂહવાળી, અને વાત-તથા પિત્તથી થતી ફોલ્લીને વૈદ્યે ઇંદ્રવૃદ્ધા જાણવી.

### ગર્દભિકાનું લક્ષણ.

**मण्डलं वृत्तमुत्सन्नं सुरक्तं पिडकाचितम् । रुजाकरीं गर्दभिकां तां विद्याद्वातपित्तजाम् ॥**

ગોળ, ઉંચું, બહુ રાતું, પીડા કરનારૂં, ફોલ્લીઓ વાળું, વાત તથા પિત્તથી થનારૂં મંડળ ગર્દભિકા કહેવાય છે.

### જાલગર્દભનું લક્ષણ.

**विसर्पवत्सर्पति यः शोथस्तनुरपाकवान् । दाहज्वरकरः पित्तात् स ज्ञेयो जालगर्दभः ॥**

अपाकवान् ईषत्पाकवान् । पित्तकृतत्वेन सर्वथा पाकाभावस्यायुक्तत्वात् । अयमग्निवात इति ख्यातः ॥

વિસર્પની પેઠે ફેલાતો, પાતળો, થોડા પાકવાળો, દાહવાળો, અને જ્વરવાળો સોજો પિત્તથી થાય છે, તેને જાલગર્દભ કહે છે.

### વિવૃતા, ઇંદ્રવૃદ્ધા, ગર્દભિકા, તથા જાલગર્દભની ચિકિત્સા.

**विवृतामिन्द्रवृद्धां च गर्दभीं जालगर्दभम् । पैत्तिकस्य विसर्पस्य क्रियया साधयेद्भिषक् ॥ पाके तु रोपयेदाज्यैः पक्वैर्मधुरभेषजैः ॥**

વિવૃતા, ઇંદ્રવૃદ્ધા, ગર્દભિકા, અને

જાલગર્દભની ચિકિત્સા વૈદ્ય પિત્તના વિસર્પ જેવી કરવી. પાકે એટલે મધુર ઔષધોથી પકાવેલા ઘીથી તેનું રોપણ ( રૂઝાવવું ) કરવું.

## કચ્છપિકાનું લક્ષણ.

**ग्रन्थयः पञ्च वा षट् वा दारुणाः कच्छपोन्नताः। कफानिलाभ्यां पिडका सा स्मृता कच्छपी बुधैः॥**

कच्छपोन्नताः मध्ये प्रोन्नताः प्रान्ते नताः॥

કાચબાના જેવી ઊંચી પાંચ કે છ દારૂણ ગ્રંથિઓ વાળી કફ તથા વાયુથી જે ફોડકીઓ થાય છે, તેને ડાહ્યાઓ કચ્છપિકા કહે છે.

## કચ્છપિકાનું લક્ષણ.

**कच्छपीं स्वेदयेत् पूर्वं तत एव प्रलेपयेत्॥ कल्कीकृतैर्निशाकुष्ठसितातालकदारुभिः॥ तां पक्वां साधयेच्छीघ्रं भिषग्व्रणचिकित्सया॥**

કચ્છપીકાને પ્રથમ સ્વેદન કરીને પછી હળદર, કઠ, સાકર, હરતાળ, અને દેવદારના કલ્કોનો લેપ કરવો; અને પછી પાકે ત્યારે વૈદ્યે તુરત વ્રણની ચિકિત્સા કરવી.

## શર્કરાર્બુદનું લક્ષણ.

**प्राप्य मांसशिरास्नायुमेदःश्लेष्मा तथानिलः। ग्रन्थिं कुर्वत्यसौ भिन्नो मधुसर्पिर्वसानिभम्॥ स्रवति स्रावमत्यर्थं तत्र वृद्धिं गतोऽनिलः। मांसं विशोष्य ग्रथितां शर्करां जनयेत्पुनः॥ दुर्गन्धं क्लिन्नमत्यर्थं नानावर्णं ततः शिराः। स्रवन्ति सहसा रक्तं तं विद्याच्छर्करार्बुदम्॥**

शर्करा वालुकातुल्या॥

કફ તથા વાયુ માંસ, શિરા, સ્નાયુ, અને મેદમાં રહીને મધ; ઘી, તથા વસાના જેવા સ્રાવ વાળી ગ્રંથિ ઉત્પન્ન કરેછે. બહુ સ્રાવ થઇને વધેલો વાયુ માંસને સૂકવીને પછી તેમાં કાંકરી ઉત્પન્ન કરેછે. તે ગુંથેલી હોય છે; તેથી શિરામાંથી દુર્ગંધી, ચીકણું, ઘણું, ક્લેદવાળું, અને ઘણા વર્ણોવાળું બહુ લોહી વ્હેવરાવે છે. આ રોગને શર્કરાર્બુદ કહે છે.

## શર્કરાર્બુદની ચિકિત્સા.

**मेदोऽर्बुदविधानेन साधयेच्छर्करार्बुदम्॥**

શર્કરાર્બુદની ચિકિત્સા મેદના અર્બુદના જેવી કરવી.

## વિવિધ વિકારો.

**शक्तस्य चाप्यनुत्साहः कर्मण्यालस्यमुच्यते। अस्वास्थ्यं चिन्तयात्यर्थमरतिः कथ्यते बुधैः॥ उत्क्लिश्यान्नं च निर्गच्छेत्प्रसेकष्ठीवनेरितम्। हृदयं पीड्यते चास्य तमुत्क्लेशं विनिर्दिशेत्॥ वक्त्रे मधुरता तन्द्रा हृदयोद्वेष्टनं भ्रमः। न चान्नं रोचते यस्मै ग्लानिं तस्य विनिर्दिशेत्। ग्लानेरोजःक्षयाद् दुःखादजीर्णाच्च श्रमोद्भवात्। उदानकोपादाहारसुस्थितत्वाच्च यद्भवेत्॥ पवनस्योर्ध्वगमनं तमुद्गारं प्रचक्षते। आटोपो गुड्गुडाशब्दः प्रोक्तो जठरसम्भवः॥ तमःस्थस्येव यत् ज्ञानं तत् तमः कथ्यते बुधैः॥**

इति क्षुद्ररोगाधिकारः॥

શરીરમાં શક્તિ છતાં કામકાજનો ઉત્સાહ ન રહે તેને આલસ્ય કહે છે.

ચિંતાથી થતા અત્યંત અસ્વસ્થપણાને અરતિ કહે છે. મોળ તથા થુંકથી પ્રેરિત અ બહુ મુંઝવણ સાથે નીક , તથા છાતી ભચરડાય, તેને ઉત્કલેશ કહે છે, મુખમાં મીઠાશ, તંદ્રા, છાતીનું ભીંસાવું, શ્રમ, અને અન ઊપર અરૂચિ એ ગ્લાનિનાં લક્ષણો છે. ગ્લાનિ, ઓજનો ક્ષય, દુઃખ, અજીર્ણ, તથા શ્રમથી પેલા ઉદાન વાયુથી; તથા આહાર જગોએ બેસવાથી; પવનની ગતિ ઊંચી થાય છે, તેને ઉદ્ગાર (ઓડકાર) કહે છે. પેટમાં થતા ગડગડાટને આટોપ કહે છે. અંધારામાં રહ્યા જેવું જ્ઞાન થાય છે તેને પંડિત વૈદ્યો તમ કહે છે.

---

# શિરોરોગનો અધિકાર.

## શિરોરોગનાં નિદાન તથા સંખ્યા.

**शिरोरोगास्तु जायन्ते वातपित्तकफैस्त्रिभिः । सन्निपातेन रक्तेन क्षयेण क्रिमिभिस्तथा ॥ सूर्यावर्तानन्तवातशङ्खकार्धावभेदकाः । एकादशविधस्यास्य लक्षणानि प्रचक्षते ॥**

शिरोरोगाः । अत्र शिरोरोगजा शूलरूपा रुगभिधीयते वातपित्तकफैस्त्रिभिः । ननु वातपित्तकफैरित्युक्तेस्त्रित्वबोधः । किमर्थं त्रिभिरिति पदं? वातपित्तकफानां पृथक् कारणत्वं बोद्धव्यं । क्षयेण रसादिक्षयेण ॥

વાત, પિત્ત, કફ, સંનિપાત, રક્ત, ક્ષય, કૃમિ, એઓથી, તથા સૂર્યાવર્ત્ત, અનંતવાત, શંખક, અર્દ્ધાવભેદક, એમ કુલ અગિયાર પ્રકારના માથાના રોગો છે. તેનાં લક્ષણો કહેવાય છે.

## વાતના શિરોરોગનું લક્ષણ.

**यस्यानिमित्तं शिरसो रुजश्च भवन्ति तीव्रा निशि चातिमात्रम् । बन्धोपतापैः प्रशमो भवेच्च शिरोऽभितापः स समीरणेन ॥**

अनिमित्तं अतर्कितविप्रकृष्टनिमित्तं निशि चातिमात्रं रात्रौ शैत्येन वायोराधिक्यात् । उपतापः स्वेदनं । शिरोऽभितापः शिरःपीडा ॥

ન સમજાય એવા કોઈ દૂરના કારણથી માથામાં પીડા થાય, તથા તે રાત્રે બહુ વધારે થાય, અને તે માથું બાંધવાથી કે શેકવાથી શાંત થતી હોય, તો તે માથાનો રોગ વાયુથી થયો છે, એમ જાણી લેવું.

## પિત્તના શિરોરોગનું લક્ષણ.

**यस्योष्णमङ्गारचितं यथैव भवेच्छिरो दह्यति चाक्षिनाशम् । शीतेन रात्रौ च भवेत् क्षमश्च शिरोऽभितापः स तु पित्तकोपात् ॥** दह्यतीत्यार्षत्वात् ॥

અંગારાથી વ્યાપ્ત થયાની પેઠે માથું ગરમ થઈ જાય, નેત્ર તથા નાક બળ્યા કરે, અને રાત્રે શીતને લીધે વેદના ઓછી થાય, તે શિરોરોગ પિત્તનો જાણવો.

## કફના શિરોરોગનું લક્ષણ.

**शिरो भवेत् यस्य कफोपदिग्धं गुरु प्रतिष्टब्धमथो हिमं च । शूनाक्षिकूटं वदनंच यस्य शिरोभितापः स कफप्रकोपात् ॥**

कफोपदिग्धं अन्तःकफलितं प्रतिष्टब्धं तच्च शिरः ।

माथुं अंदर कफथी खरडायलुं, भारे, स्तब्ध, अने टाढुं थई गयुं होय; तथा नेत्रोना डोळा अने मुख सूजेल होय; तो ते रोग कफथी थयेलो जाणवो.

## संनिपातिक शीरो रोगनुं लक्षण.

**शिरोऽभितापे त्रितयप्रवृत्ते सर्वाणि लिङ्गानि समुद्भवन्ति ।**

उपरनां त्रणे दोषोनां लक्षणो भेळां होय तो ते शिरो रोग संनिपातनो छे, एम जाणवुं.

## रक्तना शिरोरोगनुं लक्षण.

रक्तात्मकः पित्तसमानलिङ्गः स्पर्शासहत्वं शिरसो भवेच्च ।

पैत्तिकाद्भेदमाह शिरसः स्पर्शासहत्वमिति ॥

लोहीनो शिरोरोग पित्तनां लक्षणोवाळो होय छे, तथा माथाने स्पर्श थाय ते सहन थई शकतो नथी.

## क्षयना शिरोरोगनुं लक्षण.

**वसाबलासक्षतसम्भवानां शिरोगतानामतिसंक्षयेण । क्षयः प्रवृत्तः शिरसोभितापः कष्टो भवेदुग्ररुजोऽतिमात्रम् ॥**

क्षतसम्भवं रुधिरम् ॥

संस्वेदनच्छर्दनधूमनस्यैरसृग्विमोक्षैश्च विवृद्धिमेति । अङ्गं भ्रमति तुद्येत शिरोऽविभ्रान्तनेत्रता । मूर्च्छा गात्रावसादश्च शिरोरोगे क्षयात्मिके ॥ कष्टः कष्टसाध्यः ॥

चरबी, कफ, अने रक्तना क्षयथी माथामां रोग थाय छे त्यारे माथामां अत्यंत अभिताप, कष्ट, अने उग्र वेदना थाय छे. ए रोग स्वेदन, वमन, धुमाडो, नस्यो, अने लोही कढाववाथी वधे छे. अंग भमे छे, माथुं दुखे छे, नेत्रो विभ्रांत थई जाय छे, मुर्च्छा तथा गात्रोमां पीडा थाय छे. ए सव क्षयथी थयेला शिरोरोगमां थाय छे.

## कृमिना शिरोरोगनुं लक्षण.

**निस्तुद्यते यस्य शिरोऽतिमात्रं सम्भक्ष्यमाणं स्फुरतीव चान्तः । घ्राणाच्च गच्छेद्रुधिरं सपूयं शिरोऽभितापः क्रिमिभिः स घोरः ॥**

सम्भक्ष्यमाणं । क्रिमिभिरिति शेषः । घ्राणाच्चेति चकारेण क्रिमिनिर्गमोऽपि बोध्यते ॥

माथामां अत्यंत पीडा थाय छे, कीडो खातो होय एम अंदर सळवळाट थायछे, नाकमांथी परुसहित लोही नीकळे छे, अने माथामां [illegible]प थाय छे. आ सव कृमिथी थाय छे.

## सूर्यावर्तनुं लक्षण.

**सूर्योदयं या प्रतिमन्दमन्दमक्षिभ्रुवोरुक् समुपैति गाढम् । विवर्धते चांशुमता सहैव सूर्यापवृत्तौ विनिवर्तते च ॥ शीतेन शान्तिं लभते कदाचिदुष्णेन जन्तुः सुखमाप्नुयाद्वा । सर्वात्मकं कष्टतमं विकारं सूर्यापवर्तं तमुदाहरन्ति ॥**

सूर्योदयं प्रति लक्षीकृत्य आरभ्येतियावत् । सूर्यस्यापवृत्तौ सूर्यस्याधोगतौ ॥

સૂર્યોદય થાય ત્યારથી નેત્ર તથા ભ્રમરોમાં મંદમંદ પીડા થતે થતે આકાશમાં સૂર્ય ઊંચો આવે તેમ તેમ એ પીડા અત્યંત વધતી જાય, અને સૂર્ય નમતો જાય તેમ તેમ પીડા પણ શાંત થતી જાય, અને કોઈવાર શીતળતાથી તથા કોઈવાર ઉષ્ણતાથી પણ પીડા શાંત થતી હોય, એ રોગ સૂર્યાવર્ત્ત કહેવાય છે. અને તે બહુજ કષ્ટસાધ્ય છે તથા તે ત્રણે દોષોથી થાય છે.

## અનંત વાતનું લક્ષણ.

**दोषास्तु दुष्टास्त्रय एव मन्यां सम्पीड्य गाढं स्वरुजां सुतीव्रम्। कुर्वन्ति सोऽक्षिण भ्रुवि शङ्खदेशे स्थितिं करोत्याशु विशेषतस्तु ॥ गण्डस्य पार्श्वे तु करोति कम्पं हनुग्रहं लोचनजान् विकारान्। अनन्तवातं तमुदाहरन्ति दोषत्रयोत्थं शिरसो विकारम् ॥**

एवशब्दोऽत्राप्यर्थः । अव्ययानामनेकार्थत्वात्। स्वरुजां स्वस्वरूपां रुजां । व्यथादाहगौरवादिरूपां दोषाः कुर्वन्ति ॥ अनन्तवातः अक्ष्यादिषु स्थितिं करोति । विशेषतः गण्डपार्श्वे स्थितिं करोति। पीडायाः स्थितिं कृत्वा कम्पादींश्च करोति॥

દુષ્ટ થયેલા ત્રણે દોષો ઓડને પકડીને અત્યંત તીવ્ર અને ગાઢપીડા કરે છે. એ પીડા આંખ, ભ્રમર, અને લમણામાં સ્થિતિ કરે છે, અને વિશેષ કરીને ગાલનાં પડખાંઓમાં રહીને કંપ, હનુગ્રહ, તથા નેત્રરોગોને ઉત્પન્ન કરે છે. ત્રણેદોષોથી થતો આ રોગ અનંતવાત કહેવાય છે.

## શંખકનું લક્ષણ.

**पित्तरक्तानिला दुष्टाः शङ्खदेशे विमूर्च्छिताः । तीव्ररुग्दाहरागं हि शोथं कुर्वन्ति दारुणम् ॥ सशिरोविषवद्वेगान्निरुद्ध्याशु गलं तथा । त्रिरात्राज्जीवितं हन्ति शङ्खको नाम नामतः ॥ त्र्यहं जीवति भैषज्यं प्रत्याख्यायास्य कारयेत् ॥**

पित्तरक्तानिलाः । अत्र कफोऽपि योज्यः । कृतानुयात्रः कफपित्तरक्तैरिति सुश्रुतवचनात् । विमूर्च्छिताः प्रवृद्धाः सशोथः । त्रिरात्रात् त्रिरात्रमध्ये मारयति इति यावत् ॥

દુષ્ટ થયેલ પીત્ત, રક્ત, અને વાયુ લમણાંમાં રહીને તીવ્ર વેદના અને દાહવાળો દારૂણ રાતો સોજો કરે છે. વિષ જેવા વેગથી તે માથાને તથા ગળાને રોકી દેઇને ત્રણ રાત્રિમાં જીવિતનો નાશ કરે છે. આ રોગનું નામ શંખક છે. ત્રણ દિવસ જીવાય છે, માટે વૈદ્યે પ્રથમ ના પાડીને પછી તેની ચિકિત્સા કરવી.

## અર્ધાવભેદકનું નિદાન તથા લ૦.

**रूक्षाशनाध्यशनावश्यप्राग्वातमैथुनैः । वेगसन्धारणायासव्यायामैः कुपितोऽनिलः ॥ केवलः स कफो वार्धं गृहीत्वा शिरसो बली । मन्याभ्रूशङ्खकर्णाक्षिललाटार्धेषु वेदनाम् ॥ शस्त्राशनिनिभां कुर्यात्तीव्रां सोऽर्धावभेदकः॥ नयनं वाथवा श्रोत्रमभिवृद्धो विनाशयेत् ॥**

अवश्यः अवश्यायः । आयासः प्रतिचलनभारोद्वहनादिः । व्यायामः मल्लश्रमः । शस्त्राशनिनिभां शस्त्रघातेनेव वज्रपातेनेव वेदनाम् ॥

રૂક્ષ તથા વધુ પડતું જમવાથી, હિમ તથા પૂર્વ દિશાના પવનથી, મૈથુનથી, વેગોને રોકવાથી, અત્યંત ચાલવા તથા ભાર ઉપાડવાથી, કસરત તથા પરિશ્રમથી, કોપેલો બળવાન વાયુ એકલો અથવા કફની મદદથી અરધા માથાને પકડીને ગોડ, ભમર, લમણા, કાન, આંખ અને કપાળના અરધા ભાગને શસ્ત્રઘાતના જેવી તથા વજ્રપાતના જેવી તીવ્ર વેદનાથી પીડેછે. આ રોગ અર્દ્ધાવભેદક(આધાશીશી), કહેવાય છે, તે વધેછે તો નેત્રનો અથવા કાનનો વિનાશ કરી નાંખે છે.

## શિરોરોગોની ચિકિત્સા.

**वातजातशिरोरोगे स्नेहस्वेदं विघर्षणम् । पानाहारोपनाहांश्च कुर्याद्वातामयापहान् ॥ कुष्ठमेरण्डमूलं च नागरं तक्रपेषितम् । कदुष्णं शिरसः पीडां भाले लेपनतो हरेत् ॥ रसः श्वासकुठारो यस्तस्य नस्यं विशेषतः । शिरःशूलं हरत्येव विधेयो नात्र संशयः ॥**

વાયુના શિરોરોગ ઉપર સ્નેહન, સ્વેદન, તથા તેલો વગેરે ચોળવાની ક્રિયાઓ કરવી; અને પાન, આહાર, તથા દવાના પાટા વગેરે પણ વાતહર કરવાં. કઠ, એરંડાનું મૂળ, અને સૂંઠને ઘાટી છાશમાં વાટીને જરા ગરમ લેપ કપાળમાં કરવાથી વાયુનો શિરોરોગ મટી જાય છે. શ્વાસકુઠારરસ કહેવામાં આવ્યો છે તેના નસ્યથી માથાનું શૂળ અવશ્ય મટી જાય છે, માટે વાયુના શિરોરોગ ઉપર તે અવશ્ય દેવું જોઇએ.

## શિરોબસ્તિ વિધિ.

**अ०॥शिरो व्यायतं चर्म षोडशाङ्गुलमुच्छ्रितम् । तेनावेष्टय शिरोऽधस्तान्माषकल्केन लेपयेत् ॥ निश्चलस्योपविष्टस्य तैलैः कोष्णैः प्रपूरयेत् । धारयेदारुजः शान्तेर्याम यामार्धमेव वा ॥ शिरोबस्तिर्हरत्येष शिरोरोगं मरुद्भवम् । हनुमन्याक्षिकर्णार्तिमर्दितं मूर्धकम्पनम् ॥ विनाभोजनमेवैष शिरोबस्तिः प्रयुज्यते । दिनानि पञ्च वा सप्त रुचितोऽग्रे ततोऽपिच ॥ ततोऽपनीतक्लेदस्तु मोचयेद्बस्तिबन्धनम् । शिरोललाटवदनग्रीवांसादीन् विमर्दयेत् ॥ सुखोष्णेनाम्भसा गात्रं प्रक्षाल्याश्नाति यद्धितम् ॥ आमिषं जाङ्गलं पथ्यं तत्र शाल्यादयोऽपि च॥मुद्गमाषान् कुलत्थांश्च खादेद्वा निशि केवलान् । कटुकोष्णान् ससर्पिष्कानुष्णं क्षीरं पिबेत्तथा॥ पित्तात्मके शिरोरोगे शीतानां चन्दनाम्भसा । कुमुदोत्पलपद्मानां स्पर्शाः सेव्याश्च मारुताः ॥ सर्पिषः शतधौतस्य शिरसा धारणं हितम् । रसः श्वासकुठारोऽल्पः कर्पूरः कुङ्कुमं नवम् ॥ सिता च्छागीपयः सर्वं चन्दनेनानुघर्षयेत् । तस्य नस्यं भिषग्दद्यात् पित्तजायां शिरोरुजि ॥ किं तु मस्तकशूलेषु सर्वेष्वेवं हितं मतम् । गुडनागरकल्कस्य नस्यं मस्तकशूलनुत् ॥ रक्तजे पित्तवत्सर्वं भोजनालेपसेचनम्। कार्यं भिषग्वरैस्तत्र विशेषो रक्तमोक्षणम् ॥ कफजे लङ्घनं स्वेदो रूक्षोष्णैः पाचकात्मकैः। सन्निपातभवे कार्या**

सर्वशिरातहरी क्रिया ॥ पुराणसर्पिषः पानं विशेषेण दिशन्ति हि ॥ एरण्डमूलं तगरं शताह्वा जीवन्तिका रास्निका सैन्धवं च । भृङ्गं विडङ्गं मधुयष्टिका च विश्वौषधं कृष्णतिलस्य तैलम् ॥ अजापयस्तैलाविमिश्रितं च चतुर्गुणे भृङ्गरसे विपक्वम् । षड्बिन्दवो नासिकया प्रदेयाः सर्वाञ्जिहन्युः शिरसो विकारान् ॥ च्युतांश्च केशान् पतितांश्च दन्तांश्चिर्बन्धमूलान् प्रकटीकरोति। सुपर्णगृध्रप्रतिमं च चक्षुः कुर्वन्ति बाहोरधिकं बलं च ॥ जीवन्तिकात्र हरीतकी

शाकविशेषश्च । इति षड्बिन्दुतैलम् ॥

क्षयजे क्षयनाशाय कर्तव्यो बृंहणो विधिः। पाने नस्ये च सर्पिः स्याद्वातघ्नैर्मधुरैर्घृतम्॥ क्रिमिजे व्योषनक्ताह्वशिग्रुबीजैश्च नावनम्। अजामूत्रयुतं नस्यं कर्तव्यं कृमिनुत्परम् ॥ सूर्यावर्ते विधातव्यं नस्यकर्मादि भेषजम्। कुमार्याः स्वरसे प्रस्थे धत्तूरस्य रसे तथा ॥ भृङ्गराजस्य च रसे प्रस्थद्वयसमायुते । चतुःप्रस्थमिते क्षीरे तैलप्रस्थं विपाचयेत् ॥ कल्कैर्मधुकह्रीबेरमञ्जिष्ठाभद्रमुस्तकैः । नखकर्पूरभृङ्गैलाजीवन्तीपद्मकुष्ठकैः ॥ मार्कवासकतालीससर्जनिर्यासपत्रकैः विडङ्गशतपुष्पाश्वगन्धागन्धर्वहस्तकैः ॥ न्यग्रोधनालिकेराभ्यां कर्षमानैर्विपाचिते । उत्तार्य वस्त्रपूतं तु शुभे भाण्डे सुधूपिते ॥ शिरामथ शुभं च धारयेद्विधिवद्भिषक् । ततस्तु तैलमभ्यङ्गे मूर्ध्नि क्षेपे नियोजयेत् ॥ शमयेदर्दितं गाढमन्यास्तम्भशिरोगदान् । तालुनासाक्षियातं तु शोषं मूर्च्छाहलीमकम् ॥ हनुग्रहगदत्वं वा बाधिर्यं कर्णभेदनाम् ॥

इति कुमारीतैलम् ॥

योजयेत् सगुडं सर्पिर्घृतपूपांश्च भक्षयेत्। नावनं क्षीरसर्पिर्भ्यां पानं च क्षीरसर्पिषोः ॥ क्षीरपिष्टैस्तिलैः स्वेदो जीवनीयैश्च शस्यते । भृङ्गराजरसश्छागीक्षीरतुल्योऽर्कतापितः सूर्यावर्तं निहन्त्याशु नस्येनैव प्रयोगराट् । अर्धावभेदके पूर्वं स्नेहस्वेदो हि भेषजम् ॥ विरेकः कायशुद्धिश्च धूपः स्निग्धोष्णभोजनम् । विडङ्गानि तिलान् कृष्णान् समान् पिष्टान् विलेपयेत् ॥ नस्यं चाप्याचरेत्तस्मादर्धभेदं व्यपोहति। पिबेत् सशर्करं क्षीरं नीरं वा नारिकेरजम्॥ सुशीतं वापि पानीयं सर्पिर्वा नस्ततस्तयोः॥

नस्ततः नासिकया पिबेदित्यन्वयः । तयोः सूर्यावर्तार्धभेदयोः ।

अनन्तवाते कर्तव्यः सूर्यावर्तहितो विधिः। शिरोवेधश्च कर्तव्योऽनन्तवातप्रशान्तये ॥ आहारश्च प्रदातव्यो वातपित्तविनाशनः । मधुमस्तकसंयावघृतपूपो विशेषतः ॥

संयावः पक्वान्नविशेषः । पेरकिया इति लोके। स च मधुमस्तकः मधुमोपाछितः घृतपूपः पूया॥

पथ्याक्षधात्री रजनी गुडूची भूनिम्बनिम्बैः सगुडः कषायः । भ्रूशङ्खकर्णाक्षिशिरोऽर्धशूलं निहन्ति नासानिहितः क्षणेन ॥ इति पथ्यादिक्वाथः ॥

दार्वी हरिद्रा मञ्जिष्ठा सनिम्बोशीरपद्मकम् । एतत्प्रलेपनं कुर्याच्छङ्खकस्य प्रशान्तये ॥ शीततोयाभिषेकश्च शीतलक्षीरसेवनम् । कल्कैश्च क्षीरवृक्षाणां शङ्खके लेपनं हितम् ॥ सर्वेषु शिरोरोगेषु ॥

यष्टीमधुकमाषः स्यात्तुर्यांशं तु विषं भवेत् । तयोश्चूर्णं सुसूक्ष्मं स्यात्तच्चूर्णं सर्षपोन्मितम् ॥ नासिकाभ्यन्तरे न्यस्तं सर्वां शीर्षव्यथां हरेत् । दृष्टप्रयोगो योगोऽयमनुभाविभिरादृतः ॥ आर्द्रं यच्छुक्तिकाचूर्णं चूर्णितं नवसादरम् । उभये योजिते तस्य गन्धान् नश्यति शीर्षरुक् ॥

इति शिरोरोगाधिकारः ॥

માથાને પૂરૂં થાય એવડું લાંબું અને સોળ આંગળ ઊંચું ચામડું લેઇ માથા ઉપર વીંટીને તે ચામડાની નીચે અડદના કલ્કનો લેપ કરવો. પછી રોગીને સ્થિર બેસાડીને જરાક ગરમ તેલ માથા ઉપર એ ચાંમડામાં ભરવું. વેદના મટે ત્યાં સૂધી, અથવા એક પહોર કે ચાર ઘડી સૂધી એ રીતે રાખવું. આથી વાયુનો શિરોરોગ, હનુગ્રહ, ઓડનું ઝલાવું, નેત્રની પીડા, કાનની પીડા, અર્દિત; અને માથાનો કંપ મટે છે. આ બસ્તિ જમ્યા પહેલાં દેવો. પાંચ, સાત દિવસ, કે અનુકુળતા પ્રમાણે વધુ દિવસો સૂધી આ ક્રિયા કરવી. એક પહોર, ચાર ઘડી, કે વેદના શાંત થઇ જાય, એટલે બસ્તિ છોડી લેવી, અને માથું, કપાળ, મોઢું, ડોક, તથા ખભા વગેરેને ચોળવાં. પછી રહેવાતા ગરમ પાણીથી શરીર ધોઇ નાંખીને હિતકારી અન્ન જમવું. જાંગલ પશુનાં માંસો અને રાતા ચોખા વગેરે પણ આ બસ્તિ ઉપર હિતકારી છે. રાત્રે મગ, અડદ, અને કળથી રાંધી ઘી નાંખી રંધાવી તેમાં તીખા પદાર્થો પણ નાંખવા અને તે ગરમા ગરમ ખાવી. અને તે ઉપર ઊનું દૂધ પીવું.

પિત્તના શિરોરોગમાં ચંદનના જળથી શીતળ કરેલ પોયણાં, રક્ત કમળ, અને શ્વેત કમળનો સ્પર્શ કરવો, તથા શીતળ પવન સેવવો.

સો વાર ધોએલું ઘી માથે ઘસવાથી પિત્તનો શિરોરોગ મટી જાય છે.

થોડોક શ્વાસકુઠાર રસ, કપૂર, નવું કેશર, સાકર, અને બકરીનું દૂધ, એ સર્વને સુખડના જળ સાથે માથે ઘસવાથી તથા તેનુંજ નસ્ય લેવાથી પિત્તનો શિરોરોગ મટી જાય છે.

માથાનાં સર્વ જાતનાં શૂળોમાં પણ ઉપરનો પ્રયોગ હિતકારી સ્નાયો છે.

ગોળ અને સૂંઠના કલ્કનું નસ્ય લેવાથી પણ માથાનું શૂળ મટી જાય છે.

રક્તના શિરોરોગમાં પિત્તના શિરોરોગના જેવી સર્વ ભોજન, લેપન, અને સેચનની ક્રિયાઓ ઉત્તમ વૈદ્યે કરવી, અને વિશેષે કરીને લોહી કઢાવવાની ક્રિયા પણ કરવી.

કફના શિરોરોગમાં લંઘન તથા ગરમી ભરેલા રૂક્ષ અને ઊનુ પદાર્થોના સ્વેદો આપવા.

સંનિપાતના શિરોરોગમાં સંનિપાત મટાડનારી ક્રિયાઓ કરવી, અને વિશેષે

કરીને જૂનું ઘી પાવું; એમ વૈદ્યકાચાર્યોએ કહેલું છે.

## ષડ્બિંદુ તૈલ.

એરંડાનું મૂળ, તગર, શતાવરી, હરડે અથવા મીઠી ખરખોડી, રાસ્ના, સૈંધવ, ભાંગરો, વાવડીંગ, જેઠીમધ, સૂંઠ, કાળા તલનું તેલ, અને તેલ તથા બકરીનું દૂધ, એ સર્વને ચોગણા ભાંગરાના રસમાં પકાવી તેનાં છ ટીપાં નાકમાં નાંખવાથી સર્વ પ્રકારના શિરોરોગો મટી જાય છે, કેશ તથા દાંત ગયા હોય તો તે પાછા અત્યંત મજબૂત ઉગી નીકળે છે, નેત્રો ગરૂડ તથા ગીધના જેવાં પ્રબળ શક્તિવાળાં થાય છે, અને બાહુઓમાં અધિક બળ આવે છે.

ક્ષયના શિરોરોગમાં ક્ષયનો નાશ કરવા માટે બૃંહણ પ્રયોગો કરવા, તથા વાતહર પદાર્થોથી પકાવેલ ઘી પાવું તથા તેનું નસ્ય પણ દેવું.

કૃમિના શિરોરોગમાં સૂંઠ, મરી, પીપર, કરંજ, અને સરગવાનાં બીજને બકરીના મૂત્રમાં વાટીને તેનું નસ્યદેવું, એથી કૃમિઓનો અવશ્ય નાશ થઈ જાય છે.

સૂર્યાવર્ત્તમાં નસ્ય વગેરેની ચિકિત્સા કરવી.

## કુમારીતૈલ.

ચોસઠ તોલા કુંવારનો સ્વરસ, ચોસઠ તોલા ધંતુરાનો રસ, ૧૨૮ તોલા ભાંગરાનો રસ, અને ૨૫૬ તોલા દૂધ, એમાં એક એક તોલો જેઠીમધ, વાળો, મજીઠ, ભદ્રમોથ, નખલો, કપૂર, ભાંગરો, એળચી, હરડે, પદ્મકાષ્ઠ, ધોળો ભાંગરો, કઠ, અરડૂસો, તાલીસપત્ર, રાળ, તમાલપત્ર, વાવડીંગ, સૂવા, આસોંદ, એરંડો, વડ, અને નાળિયેરના કલ્કો નાંખીને તેમાં ચોસઠ તોલા તેલ પકાવવું. પછી અગ્નિપરથી તેલને ઊતારી વસ્ત્રથી ગાળી લેઇને ધૂપ દીધેલા સારા વાસણમાં ભરીને, વિધિપૂર્વક ત્રણ રાત્રિ સૂધી વૈદ્યે જમીનમાં દાટી મૂકવું. આ તેલના અભ્યંગથી અર્દિત, ઓડનું ઝલાવું, શિરોરોગો, તાળવાનો સોજો, નાક તથા આંખના સોજા, મૂર્છા, હલીમક, હનુગ્રહ, બેહેરાપણું, અને કાનની વેદનાનો નાશ થાય છે.

ગોળ અને ઘી ખાવાથી, ઘીના માલપુવા ખાવાથી, દૂધ અને ઘીના નસ્યથી, દૂધ તથા ઘી પીવાથી, અને દૂધમાં વાટેલાં તલ તથા જીવનીયગણનાં ઔષધોના શેકથી સૂર્યાવર્ત્ત મટી જાય છે.

ભાંગરાનો રસ અને બકરીનું દૂધ સમભાગે મેળવી તડકે ગરમ કરીને તેનું નસ્ય લેવાથી સૂર્યાવર્ત્ત મટી જાય છે. સૂર્યાવર્ત્ત માટે આ ઉત્તમ પ્રયોગ છે.

આધા શીશીમાં પ્રથમ સ્નેહન, સ્વેદન, વિરેચન, બીજી રીતે પણ દેહનું સંશોધન, ધુપ, અને સ્નિગ્ધ તથા ગરમ ભોજનોરૂપી ઉપચારો કરવા.

વાવડીંગ તથા કાળા તલને સમભાગે દૂધમાં વાટીને લેપ કરવાથી, તથા તેનું જ નસ્ય દેવાથી આધાશીશી મટી જાય છે.

સાકર નાંખેલ દૂધ નાકેથી પીવાથી, અથવા નાળિયેરનું પાણી કે ટાઢું પાણી નાકેથી પીવાથી, અથવા ઘી સુંઘવાથી સૂર્યાવર્ત્ત તથા આધાશીશી મટી જાય છે.

અનંત વાતની ચિકિત્સા સૂર્યાવર્ત્તના જેવીજ કરવી તે હિતકારી છે.

અનંતવાતને શાંત કરવા માટે નસ વીંધીને લોહી કઢાવવું, તથા વાતહર અને પિત્તહર ખોરાક લેવો.

ઘીથી ચૂતાં અને મધ નાખેલ ચૂરમું, શીરો, અને માલપુવા વગેરે વિશેષે કરીને ખાવાં.

### પથ્યાદિ ક્વાથ.

ત્રિફળા, હળદર, ગળો, કરિયાતું, અને લીમડો, એનો ક્વાથ ગોળ નાંખીને તેનું નસ્ય લેવાથી ક્ષણ માત્રમાં ભ્રમર, લમણા, કાન, નેત્ર, અને અરધું માથું, એનાં શૂળો મટી જાય છે.

શંખકમાં દારૂહળદર, હળદર, મજીઠ, લીમડો, વાળો; અને ૫ કાષ્ઠનો લેપ કરવો.

ટાઢા પાણીનું સેચન; ટાઢા દૂધનું સેવન, અને છીરવાળાં વડ વગેરે વૃક્ષોના કલ્કોનું લેપન, એથી શંખક મટી જાય છે.

### શિરોરોગોની સામાન્ય ચિકિત્સા.

જેઠીમધ છ રતિભાર તથા તેથી ચોથા ભાગનો વછનાગ, એનું બારીક ચૂર્ણ એક સર્ષવ જેટલું નાકમાં નાંખવાથી સર્વ પ્રકારની માથાની પીડા મટી જાય છે, આ પ્રયોગ મોટા અનુભવી વૈદ્યોએ સ્વીકારેલો છે, તથા અમે પણ અનુભવેલો છે.

છીપનું ભીનું ચૂર્ણ તથા નવસારનું ચૂર્ણ મેળવીને તેની વાસના લેવાથી માથાની વેદના મટી જાય છે.

॥ इति शिरोरोग अधिकार ॥

---

## નેત્રરોગનો અધિકાર.

### નેત્રનું પ્રમાણ.

**विद्याद्द्व्यङ्गुलबाहुल्यं स्वाङ्गुष्ठोदरसम्मितम् । द्व्यंगुलं सर्वतः सार्धं भिषङ् नयनमण्डलम् ॥**

द्व्यङ्गुलबाहुल्यं द्व्यङ्गुलप्रमाणस्थौल्यं यस्य तत्। अङ्गुलीनां स्थौल्यस्य वैषम्यात्पुनराह । स्वाङ्गुष्ठोदरसम्मितं द्व्यङ्गुलं सर्वतः सार्धं दैर्घ्येण॥

નેત્રમંડળ બે આંગળ જાડું અથવા પોતપોતાના અંગૂઠાના ઉદર જેટલું જાડું, અને ફરતું બે આંગળની લંબાઇવાળું છે, એમ વૈદ્યે સમજવું.

### નેત્રના રોગો.

**द्वादश व्याधयो दृष्टौ तत्रैवान्यौ गदावुभौ । कृष्णमार्गे तु चत्वारो दशैकः शुक्लभागजाः ॥ वर्त्मन्येको विंशतिश्च पक्ष्मणौ द्वौ प्रकीर्तितौ । नवसन्धिषु सर्वस्मिन्नेत्रे सप्तदशोदिताः ॥ एवं नेत्रे समस्ताः स्युरष्टसप्ततिरामयाः ॥**

तत्र दृष्टौ अन्यौ चरकोक्तौ सुश्रुतोक्तषट्सप्ततिसंख्येभ्योऽधिकौ ॥

**वाताद्दश तथा पित्तात्कफाच्चैव त्रयोदश । रक्तात् षोडश विज्ञेयाः सर्वजाः पञ्चविंशतिः ॥ बाह्यौ पुनर्द्वौ नयने रोगाः षट्सप्ततिः स्मृताः ॥**

દૃષ્ટિરોગો બાર, કાળા ડોળાના ચાર, ધોળા ડોળાના અગિયાર, પાંપણોના એકવીસ, રોગોના બે, સાંધાઓમાં નવ, અને આખા નેત્રના સત્તર રોગો છે. બે બીજા

દૃષ્ટિના રોગો સુશ્રુતે નથી કહ્યા પણ ચરકે કહ્યા છે તે એમ કુલ નેત્રરોગો અઠોત્તેર છે. સુશ્રુતના ૭૬ રોગોમાં દસ વાયુના, દસ પિત્તના, તેર કફના, સોળ રક્તના, અને પચીસ આખા નેત્રના, તથા બે નેત્રની બહારના ભાગના, એમ છોંતેર રોગો છે.

## નેત્રરોગોનાં નિદાનો.

**उष्णाभितप्तस्य जलप्रवेशाद्दूरेक्षणात् स्वप्नविपर्ययाच्च स्वेदाद्रजोधूमनिषेवणाच्च छर्देर्विघातादृमनातियोगात् ॥ शुक्तारनालाम्लकुलत्थमाषादिमूत्रवातागमनिग्रहाच्च । प्रसक्तसंरोदनशोकतापाच्छिरोऽभिघाताद्तिशीघ्रयानात् ॥ तथा ऋतूनां च विपर्ययेण क्लेशाभितापादतिमैथुनाच्च । बाष्पग्रहात् सूक्ष्मनिरीक्षणाच्च नेत्रे विकारं जनयन्ति दोषाः ॥**

उष्णाभितप्तस्य जलप्रवेशात् । आतपादिजानितोष्मणा सह बहिर्भूतस्य नयनतेजसो जलावगाहनेनाभिभवात् । दूरेक्षणात् दूरस्थद्रव्यदर्शनात् । स्वेदात् स्विद्यतेऽनेनेति स्वेदोऽग्न्यादिस्तस्मात् । रजोधूमनिषेवणात् नेत्रेण । शोकतापात् शोकजनितात्सन्तापात् । शिरोऽभिघातात् शिरसि प्रहारात् । ऋतूनां विपर्ययेण ऋतूक्तचर्याविपरीताचरणेन । क्लेशाभितापात् क्लिश्यतेऽनेनेति क्लेशःकामक्रोधादिदुःखं तेनाभितापः पीडा । ततः बाष्पग्रहात् अश्रुवेगविघातात् ॥

ગરમ તાપ ખમીને જળમાં પ્રવેશ કરવાથી, દૂર નજર કરી જોવાથી, સમયસર નિદ્રા નહી કરવાથી, સ્વેદથી, રજ અને ધુમાડાના સેવનથી, ઉલટી રોકવાથી, અહુજ ઉલટી થયાથી, શુક્ત કે આરનાલ અને ખટાઈ કે કળથીના સેવનથી, કળથી અને અડદથી, વિષ્ટા મૂત્રવાતાદિના રોકાવાથી, રોકેલા રૂદન તથા શોક અને તાપથી, માથામાં વાગવાથી, ઝડપથી ચાલતા વાહનથી, અને ઋતુઓના બદલાવાથી, કલેશના તાપ તથા બહુ મૈથુનથી, ડુસકાં ખાવાથી, અને ઝીણી નજરે જોવાથી, નેત્રની અંદર દોષો (વિકાર) ઉત્પન્ન કરે છે.

## નેત્રરોગોની સંપ્રાપ્તિ.

**शिरानुसारिभिर्दोषैर्विगुणैरूर्ध्वमाश्रितैः । जायन्ते नेत्रभागेषु रोगाः परमदारुणाः ॥**

नेत्रभागेषु नेत्रस्य दृष्ट्याद्यवयवेषु ॥

શિરાઓમાં રહેલા દોષો બગડવાથી તેઓ ઉંચા જાય છે, તથી નેત્રના ભાંગોમાં પરમ દારૂણ રોગો ઉત્પન્ન કરે છે.

## દૃષ્ટિ ( કીકી )નું લક્ષણ.

**मसूरदलमात्रां तु पञ्चभूतप्रसादजाम् । खद्योतविस्फुलिङ्गाभां सिद्धां तेजोभिरव्ययैः ॥ आवृतां पटलेनाक्ष्णोर्बाह्येन विवराकृतिम् । शीतसात्म्यां नृणां दृष्टिमाहुर्नयनचिन्तकाः ॥**

मसूरदलमात्रां नेत्रगतकृष्णमण्डलमध्यस्थमसूरद्विदलप्रमाणां पञ्चभूतप्रसादजाम् प्रसन्नपञ्चभूतात्मिकाम् खद्योतविस्फुलिङ्गाभां निमेषैः कदाचित् खद्योताभां निमेषाभावे विद्योतमानत्वाद्विस्फुलिङ्गाभां अव्ययैश्चिरस्थायिभिस्तेजोभिः सिद्धां तत्पश्चां विवराकृतिं सच्छिद्राम् अक्ष्णोः बाह्येन पटलेन रसरक्ताधारभूतेन आवृताम् ॥

કાળા ડોળાની મધ્યમાં મસૂરની દાળ જેવડી, પંચભૂતોની બનેલી, ખદ્યોત અને અગ્નિના તણખા જેવી, તેજથી સિદ્ધ થયેલી, છિદ્રવાળી, જેને શીતળતા અનુકુળ છે એવી, અને રસ તથા રક્તના આધારવાળા નેત્રના બાહ્ય પટલથી વિંટાયલી દૃષ્ટિને નેત્રવૈદ્યો માણસોની કીકી (દૃષ્ટિ) કહે છે.

## નેત્રનાં પટલો.

**તેजो जलाश्रितं बाह्यं तेष्वन्यत्पिशिताश्रितम् । मेदस्तृतीयं पटलमाश्रितं त्वस्थि चापरम् ॥ पञ्चमांशसमं दृष्टेस्तेषां बाहुल्यमिष्यते ॥**

तत्र तेजो रक्तं जलं रसः तेन रसरक्ताधाराभित्यर्थः । तेषु पटलेषु अपरं चतुर्थं स्वाङ्गुष्ठोदरस्थूलस्य नेत्रस्य पञ्चमांशसमं तेषां चतुर्णां पटलानां मिलितानां बाहुल्यं स्थौल्यं इष्यते ॥

તેજ (રક્ત) અને જળ (રસ) ના આશ્રયવાળું બાહ્યપડ છે, બીજું માંસનું છે, ત્રીજું મેદનું, અને ચોથું અસ્થિના આશ્રયવાળું પડ છે. તે બધાંની જાડાઇ નેત્રની દૃષ્ટિના પાંચમા ભાગ જેટલી છે.

## પ્રથમ પટલના દોષો.

**प्रथमे पटले यस्य दोषो दृष्टेर्व्यवस्थितः। अव्यक्तानि स्वरूपाणि कदाचिदथ पश्यति ॥**

प्रथमे पटले पूर्वाभ्यन्तरे न तु बाह्ये । 'दृष्टेरभ्यन्तरे दोषाः पटलेसमधिष्ठिताः ॥ एकैकमनुपद्यन्ते पर्यायात्पटलान्तरम् ' इति विदेहवचनात्। व्यवस्थितः स्थितः । अव्यक्तानि ईषद्व्यक्तानि ॥ अथ कदाचित्पश्यति व्यक्तान्येवेति शेषः । दोषाल्पतया ॥

જેને દૃષ્ટિના પ્રથમ[1] પટલમાં દોષો રહેલા હોય છે, તેને અસ્પષ્ટરૂપો દેખાય છે, અને કોઇવાર સ્પષ્ટ પણ દેખાય છે.

## બીજા પટલના દોષો.

**दृष्टिर्भृशं विह्वलति द्वितीये पटले गते । मक्षिकामशकान् केशान् जालकानीव पश्यति ॥ मण्डलानि पताकांश्च मरीचीन् कुण्डलानि च । परिप्लवांश्च विविधान् वर्षमभ्रं तमांसि च ॥ दूरस्थानि च रूपाणि मन्यते च समीपतः । समीपस्थानि दूरे च दृष्टेर्गोचरविभ्रमात् ॥ यत्नवानापि चात्यर्थं सूचीच्छिद्रं न पश्यति ॥**

विह्वलति रूपं सम्यक् कृत्वा गृहीतुं न शक्नोति । विह्वलत्वमेव विवृणोति । मक्षिकादीन् जालकानीव मर्कटरचितजालानीव पश्यति मण्डलादीनि असन्त्यपि सन्तीव पश्यति ॥ कुण्डलानि कुण्डलानीव विद्योतमानानि किञ्चित् पश्यति । परिप्लवांश्च विविधान् प्रतिच्छायादीनां सञ्चारात् ऊर्ध्वाधस्तिर्यग्गतान् नानाविधान् पश्यति । वर्षं वृष्टिं अभ्रं मेघं वर्षादीनि असन्त्यपि सन्तीव पश्यति । गोचरविभ्रमात् गोचरोऽत्र रूपं तत्र भ्रमः अयथाग्रहणं तस्मात् ॥

બીજા પટલમાં દોષો હોય તો દૃષ્ટિ રૂપોનું ગ્રહણ સારી રીતે કરી શકતી

[1] છેક અંદરથી પ્રથમ પટલ લેવાનુ છે, અને છેક બહારનું તે ચોથું ગણવું; એમ વિદેહ કહે છે.

નથી. માખીઓ, મચ્છરો, તથા કેશો કરોળિયાની જાળો જેવાં દેખાયછે; મંડળો પતાકાઓ અને કિરણો ન હોય તો પણ તેઓ હોય એવાં, અને કુંડળની પેઠે કંઇક પ્રકાશતાં જોવામાં આવે છે; પડછાયા વગેરેના સંચારો ઊંચે, નીચે, તથા આડા રહેલા અનેક પ્રકારના દેખાય છે; વરસાદ વાદળાં અને અંધકાર ન હોય તો પણ હોય એમ દેખાય છે; દૃષ્ટિ યથાર્થ દર્શન નહિ કરી શકતી હોવાથી દુરનાં રૂપો સમીપ જણાય છે, અને સમીપનાં રૂપો દુર જણાયછે,અને અત્યંત યત્ન કર્યા છતાં પણ સોઇનું નાકું જોવામાં આવતું નથી.

## ત્રીજા પટલના દોષો.

**ऊर्ध्वं पश्यति नाधस्तात्तृतीयं पटलं गते। सुमहान्त्यपि रूपाणि छादितानीव चाम्बरैः। कर्णनासाक्षियुक्तानि विकृतानि च पश्यति। यथादोषं च रज्येत दृष्टिर्दोषे बलीयसि॥ अधःस्थे तु समीपस्थं दूरस्थं चोपरि स्थिते। पार्श्वस्थिते पुनर्दोषे पार्श्वस्थानि न पश्यति॥ समन्ततः स्थिते दोषे सङ्कुलानीव पश्यति। दृष्टिमध्यस्थिते दोषे महद्ध्रस्वं च पश्यति॥ दोषे दृष्टिस्थिते तिर्यगेकं वा मन्यते द्विधा। द्विधा स्थिते त्रिधा पश्येद्बहुधा चाऽनवस्थिते॥**

ऊर्ध्वं पश्यति। ऊर्ध्वमपि यादृक् पश्यति तादृगाह। सुमहान्तीत्यादि। अम्बरैः वस्त्रैः अधःस्थे तु समीपस्थं न पश्यतीत्यन्वयः। तथा उपरि स्थिते दोषे दूरस्थं न पश्यति। समन्ततः उपर्यधः पार्श्वेषु सङ्कुलानि भिन्नानि अपि रूपाणि मिश्रितानीव पश्यति। अनवस्थिते अनियतावस्थाने बहुधा बहूनि पश्येत्॥

ત્રીજા પટલમાં દોષો હોય તો ઉંચેનું દેખાય છે પણ નીચેનું દેખાતું નથી. ઊંચેનાં રૂપો અત્યંત મોટાં હોય તો પણ તેઓ વસ્ત્રથી ઢંકાયલાં જેવાં દેખાયછે. કાન, નાક, અને નેત્રો વાળાં શરીરોને તે અવયવ વગરનાં, અથવા તે કાન વગેરે વિકાર વાળાં દેખાય છે. જો દોષ બળવાન્ હોય તો દૃષ્ટિ દોષના સ્વભાવથી રંગાઈ જાય છે. દોષ નીચેના ભાગમાં હોય તો નજીકના પદાર્થો દેખાતા નથી અને ઉપરના ભાગમાં દોષ હોય તો દૂરના પદાર્થો દેખાતા નથી· પડખાંમાં દોષ હોય તો પડખાના પદાર્થો દેખાતા નથી. દોષ ચારેમેર રહેલ હોય તો ચારેમેરના પદાર્થો જુદા જુદા હોય છતાં ભેળા થયેલા દેખાય છે. દોષ જો દૃષ્ટિના મધ્યમાં હોય તો મોટા પદાર્થો નાના દેખાય છે, અને દોષ આડો હોય તો એક પદાર્થ બે જેવો દેખાય છે. દોષ બે ભાગમાં રહેલ હોય તો એક પદાર્થના ત્રણ દેખાય છે, અને દોષ અનિયમિત રહેલ હોય તો એક પદાર્થના ઘણા પદાર્થો દેખાય છે.

## ચોથા પટલના દોષો.

**तिमिराख्यः स यो दोषश्चतुर्थं पटलं गतः। रुणद्धि सर्वतो दृष्टिं लिङ्गनाश इति क्वचित्॥ अस्मिन्नपि तमोभूते नातिरूढे महागदे। चन्द्रादित्यौ सनक्षत्राण्यन्तरिक्षे च विद्युतः॥ निर्मलानि च तेजांसि भ्राजिष्णूनीव पश्यति। स एव लिङ्गनाशस्तु नीलिकाकाचसंज्ञितः॥**

यो दोषः । दोषोऽत्र रोगः चतुर्थं पटलं बाह्यं पटलं गतः स तिमिराह्वयः तिमिरदर्शनेन तिमिरमस्यास्तीति तिमिरः । अर्श आदित्वात् अच । तस्य लक्षणमाह। रुणद्धीत्यादि सर्वतः सर्वत्र लिङ्गनाश इति काचित् । तन्त्रान्तरे लिङ्गनाशसंज्ञः। तस्य निरुक्तिश्च लिंग्यते ज्ञायतेऽनेनेति लिङ्गं दृष्टितेजः तस्य नाशोऽस्मिन्निति लिङ्गनाशः । अस्मिन्नपि तिमिरेऽपि तमोभूते तमस्तुल्ये । अत्र भूतशब्दस्तुल्यार्थः । 'भूतं प्राप्यतीते समे त्रिष्वित्यमरात्' नातिरूढे अप्रौढे नवे चन्द्रादित्यौ नक्षत्राणि च पश्यति अन्तरिक्षे अन्तरिक्षस्य प्रकाशसमयत्वेन तमोऽभिभावात् तेजांसि अग्न्यादेः भ्राजिष्णूनि रत्नसुवर्णादीनि अस्मिन् प्रौढे चिरजे चन्द्रादीन्यपि न पश्यतीत्याशयः । नीलिकाकाचसंज्ञितः नीलिका काचेति नामान्तराभ्यां युक्तः ।

ચોથા પટલના દોષ તિમિર કહેવાય છે તે ચારેમેરથી દૃષ્ટિને રોકી દેછે, એને કેટલાક લિંગનાશ કહે છે. અંધકાર મય આ મહા રોગ હજી નવો હોય તો અંતરિક્ષમાં ચંદ્ર, સૂર્ય, નક્ષત્ર, અને વીજળીને દેખે છે; અગ્નિ વગેરે નિર્મળ તેજોને પણ દેખે છે. આ રોગને લિંગ નાશ કહે છે તેમ નીલિકા અને કાચ પણ કહેવાય છે.

## ( દૃષ્ટિરોગો. )

### દૃષ્ટિ રોગોનાં નામો.

**दृष्ट्याश्रयाः षट् च षडेव रोगाः षट् लिङ्गनाशा हि भवन्ति तत्र । वातेन पित्तेन कफेन सर्वै रक्तात्परिम्लाय्यथपि षष्ठः ॥**

दृष्ट्याश्रया रोगाः षट् षट् । द्वादशेत्यर्थः। तत्र लिङ्गनाशाः षट् तान् विवृणोति वातेनेत्यादि ॥

**तथा नरः पित्तविदग्धदृष्टिः कफेन चान्यस्त्वथ धूमदर्शी । यो ह्रस्वजात्यो नकुलान्ध्यसंज्ञो गम्भीरसंज्ञा च तथैव दृष्टिः ॥**

पित्तविदग्धदृष्ट्यादयश्च षट् ॥

**तत्रैवान्यौ गदौ बद्धौ सनिमित्तानिमित्तकौ ॥**

દૃષ્ટિના બાર ( ચરકના મત પ્રમાણે ચઉદ ) રોગોમાં છ લિંગનાશ કહેવાય છે; તેઓ, વાત, પિત્ત, કફ, સંનિપાત, રક્ત, અને પરિમ્લાયી, એ છે. બીજા છ રોગો પિત્તવિદગ્ધ દૃષ્ટિ, કફવિદગ્ધ દૃષ્ટિ, ધુમદર્શી, હસ્વજાત્ય, નકુલાંધ્ય, અને ગંભીરિકા, એ છે. ચરકના મતમાં જે બે વધારે છે તેઓ સનિમિત્તક અને અનિમિત્તક લિંગનાશો છે.

### વાતજન્યલિંગનાશનું લક્ષણ.

**वातेन खलु रूपाणि भ्रमन्तीव च पश्यति । आविलान्यरुणाभानि व्याविद्धानीव मानवः ॥** आविलानि कलुषानि अरुणाभानि अव्यक्तलौहित्ययुक्तानि । आदित्यादिनां गुणान् रूपाणि ॥

વાયુને લીધે સર્વ પદાર્થો ભમતા હોય એમ દેખાય છે, તથા મેલા અસ્પષ્ટ તથા રાતા દેખાય છે, તથા માણુસો દેરવીને ફેંકાયા જેવાં દેખાયછે.

## પિત્તજન્યલિંગનાશનું લક્ષણ.

पित्तेनादित्यखद्योतशक्रचापतडिद्गुणान् । शिखिबर्हविचित्राणि नीलकृष्णानि पश्यति ॥

પિત્તથી સૂર્ય, પતંગિયો, ઇંદ્રધનુષ્ય, અને વીજળીનાં રૂપો મોરપીંછ જેવાં વિચિત્ર, લીલાં, અને કાળાં દેખાય છે.

## કફજન્યલિંગનાશનું લક્ષણ.

कफेन पश्येद्रूपाणि स्निग्धानि च सितानि च । सलिलप्लावितानीव जालकानीव मानवः ॥

કફથી રૂપો સ્નિગ્ધ, ધોળાં, પાણીમાં ડુબેલા જેવાં, અને કરોળિયાનાં જાળાં જેવાં દેખાય છે.

## સંનિપાતિક લિંગનાશનું લક્ષણ.

सन्निपातेन चित्राणि विप्लुतानि च पश्यति । बहुधापि द्विधा वापि सर्वाण्येव समन्ततः ॥ हीनाधिकाङ्गान्यथवा ज्योतींष्यपि च पश्यति ॥

चित्राणि नानावर्णानि विप्लुतानि विपरीतानि । वैपरीत्यं विवृणोति बहुधेत्यादि ॥

સંનિપાતથી વિચિત્ર અને ડુબેલાં રૂપો દેખાય છે. ઘણું, બે, અથવા ચારે મેર દેખાય છે. અંગો પણ હીન, અધિક, કે તેજોમય દેખાય છે.

## રક્તજન્યલિંગનાશનું લક્ષણ.

पश्येद्रक्तेन रक्तानि तमांसि विविधानि च । हरितान्यथ कृष्णानि पीतान्यपि च मानवः ॥

રક્તથી રૂપો રાતાં, અંધકાર જેવાં, વિવિધ, લીલાં, કાળાં, પીળાં, એમ દેખાય છે.

## પરિમ્લાયીનું લક્ષણ.

रक्तेन मूर्च्छितं पित्तं परिम्लायिनमाचरेत् । तेन पीता दिशः पश्येदुद्यन्तमिव भास्करम् ॥ विकीर्यमाणान् खद्योतैर्वृक्षांस्तेजोभिरेव हि ॥ विकीर्यमाणान् व्याप्यमानान् तेजोभिः अग्न्यादिभिरित्र ॥

રક્તથી કોપ પામેલ પિત્ત પરિમ્લાયી લિંગનાશ કરે છે, તેમાં સર્વ દિશાઓ પીળી દેખાય છે, સૂર્ય ઊગતો હોય એવો દેખાય છે, અને વૃક્ષો ખદ્યોત તથા અગ્નિના તેજથી યુક્ત દેખાય છે.

## લિંગનાશના બીજા છ પ્રકારો.

वातादि जनितैर्नेत्रवर्णैरपि च षड्विधः । लिङ्गनाशो निगदितो वर्णवातादितो यथा॥ रागोऽरुणो मारुततः प्रदिष्टो म्लायी तु नीलश्च तथैव पित्तात् । कफात्सितः शोणिततः सरक्तः समस्तदोषप्रभवो विचित्रः ॥

વાયુ વગેરેથી નેત્રના વર્ણો પણ છ પ્રકારના થઇ જાય છે, તેથી વાતાદિથી થતા એ વર્ણ પ્રમાણે લિંગનાશો પણ થાય છે. વાયુથી નેત્રનો રંગ કંઈક રાતો થાય છે, પિત્તથી તથા પરિમ્લાયીમાં નીલ વર્ણ થાય છે, કફથી ધોળો, રક્તથી કેવળ રાતો, અને સર્વ દોષોથી વિચિત્ર રંગ થઈ જાય છે.

## લિંગનાશથી મંડલનાં રૂપો.

अरुणं मण्डलं वाताच्चञ्चलं परुषं तथा ।

**पित्ततो मण्डलं नीलं कांस्याभं वा सपीतकम्॥** श्वेतपीतं वा कथमेतत् व्याधिप्रभावात्।

**श्लेष्मणा बहुलं स्निग्धं शङ्खकुन्देन्दुपाण्डुरम् ॥ चलत्पद्मपलाशस्थः शुक्लो बिन्दुरिवाम्भसः। मृद्यमाने तु नयने मण्डलं तद्विसर्पति ॥** बहुलं स्थूलम्।

**मण्डलं तु भवेच्चित्रं लिङ्गनाशे त्रिदोषजे। प्रवालपद्मपत्राभं मण्डलं शोणितात्मकम् ॥**

चित्रं वातादित्रिवर्णम् ॥

**रक्तजं मण्डलं दृष्टौ स्थूलकाचारुणप्रभम्। परिम्लायिनि रोगे स्यात् म्लानं नीलमथापि वा॥ दोषक्षयात् स्वयं तत्र कदाचित्स्यात्तु दर्शनम् ॥**

रक्तजं पित्तानुगामि रक्तजं स्थूलकाचारुणप्रभं स्थूलकाचस्यैवारुणा प्रभा यस्य तत्। एतेन स्थौल्यमारुणत्वं च बोध्यते। दोषक्षयादित्यादि तत्र परिम्लायिनि कलान्तरेण दोषक्षयात् कदाचित् स्वयमेव दर्शनं स्यात् ॥

વાયુથી નેત્રમંડળ કઈંક રાતું, ચંચળ, અને કઠણ થાય છે; પિત્તથી મંડળ નીલું, કાંસા જેવું, કે ધોળાશ વાળું પીળું થાય છે, કફથી તે જાડું, સ્નિગ્ધ, શંખ જેવું ધોળું, ડોલર જેવું શ્વેત, ચંદ્ર જેવું ઊજળું, અને કંપતી કમળની પાંખડી ઉપરના જળના બિંદુ જેવું થાય છે. નેત્રને ચોળવાથી તે મંડળ પ્રસરે છે. ત્રણે દોષોમાં સર્વ વર્ણનું વિચિત્ર મંડળ થાય છે. રક્તના લિંગનાશમાં એ મંડળ કુંપળિયાં કે કમળપત્ર જેવું થાયછે. પિત્ત તથા રક્ત એ હોય તો મંડળ જાડા રાતા કાચ જેવું થાય છે. પરિમ્લાયીમાં મ્લાન કે નીલ વર્ણનું થાય છે. દોષોનો ક્ષય થાયછે ત્યારે એની મેળેજ તે ચોખ્ખું થઇ જાય છે.

## દોષોનાં લક્ષણો.

**यथास्वं दोषलिङ्गानि सर्वेष्वेव भवन्ति हि॥**

સર્વ પ્રકારના લિંગનાશોમાં દોષોનાં પોતપોતાનાં ચિન્હો હોય છે.

## પિત્તવિદગ્ધ દ્રષ્ટિનું લક્ષણ.

**पित्तेन दुष्टेन गतेन दृष्टिं पीता भवेद्यस्य नरस्य दृष्टिः। पीतानि रूपाणि च तेन पश्येत्स वै नरः पित्तविदग्धदृष्टिः ॥**

पित्तेन गतेन दृष्टिं दृष्टावपि प्रथमाद्वितीयपटलगतेनेति बोधव्य ॥

**प्राप्ते तृतीयं पटलं तु दोषे दिवा न पश्येन्निशि वीक्षते सः। रात्रौ स शीतानुगृहीतदृष्टिः पित्ताल्पभावात्सकलानि पश्येत् ॥** दोषेऽत्र पित्ते ॥

દુષ્ટ પિત્તથી દ્રષ્ટિ પીળી થઈ ગઇ હોય, તો તે માણસને સર્વ વસ્તુઓ પીળી જ દેખાય છે. એને પિત્તવિદગ્ધ દ્રષ્ટિ કહે છે. ત્રીજા પટલમાં પિત્ત પ્રાપ્ત થાય તો તે માણસ દિવસે નહિ દેખતાં રાત્રે દેખે છે, કેમકે રાત્રે શીતતાથી પિત્ત શમન થઈ જાય છે તેથી દેખાય છે.

## કફવિદગ્ધ દ્રષ્ટિનું લક્ષણ.

**तथा नरः श्लेष्मविदग्धदृष्टिस्तान्येव शुक्लानि हि मन्यते तु।**

तत्रापि श्लेष्मणो दृष्टौ प्रथमाद्वितीयपटलगतस्यै•

तद्विद्वं बोद्धव्यम् ॥

त्रिषु स्थितो यः पटलेषु दोषो नक्तान्ध्यमापादयति प्रसह्य । दिवा स सूर्यानुगृहीतदृष्टिः पश्येत् तु रूपाणि कफाल्पभावात्॥

दोषोऽत्र कफस्तस्योपक्रान्तत्वात् नक्तान्ध्यस्य श्लेष्मविदग्धदृष्टावन्तर्भूतत्वान्न पृथग्गणना ।

એજ રીતે કફ વિદગ્ધ દૃષ્ટિમાં સઘળું ધોળું દેખાય છે. ત્રણે પટલોમાં કફ રહ્યો હોય તો તે બળાત્કારથી રતાંધળાપણું કરે છે, દિવસે સુર્યના અનુગ્રહથી તે રૂપોને કફ ઓછો થવાથી દેખી શકેછે.

## ધુમદર્શીનું લક્ષણ.

शोकज्वरायासशिरोऽभितापैरभ्याहता यस्य नरस्य दृष्टिः । धूमांस्तु यः पश्यति सर्वभावान् स धूम्रदर्शीति नरः प्रदिष्टः॥

शिरोऽभितापः शिरसि घर्मादीनां सन्तापैः एतस्य पित्तदोषो बोद्धव्यः ।

શોક, જ્વર, આયાસ, માથાપરનો તાપ એથી હણાયલી માણસની દૃષ્ટિ સર્વ પદાર્થોને ધુમાડા જેવા દેખેછે, તેને ધુમદર્શી કહેછે. આ રોગ પિત્તદુષિત થવાથી થાયછે.

## હ્રસ્વજાત્યનું લક્ષણ.

यो वासरे पश्यति कष्टतोऽथ रूपं महच्चापि निरीक्षतेऽल्पम् । रात्रौ पुनर्यः प्रकृतानि पश्येत् स ह्रस्वजात्यो मुनिभिः प्रदिष्टः॥

દિવસે માંડ માંડ અને મોટી વસ્તુ પણ નાની જે જુવે છે, અને રાત્રે વસ્તુઓ જેવી હોય તેવીજ જુવે છે, તેને મુનિઓ હ્રસ્વજાત્ય કહે છે.

## નકુલાંધ્યનું લક્ષણ.

विद्योतते यस्य नरस्य दृष्टिर्दोषाभिपन्ना नकुलस्य यद्वत् । चित्राणि रूपाणि दिवा च पश्येत् स वै विकारो नकुलान्ध्यसंज्ञः ॥

દોષોને લીધે જે માણસની દૃષ્ટિ નોળિયાની દૃષ્ટિ જેવી ચળકે છે. અને દિવસે વિચિત્ર રૂપો દેખે છે, તે વિકારને નકુલાંધ્ય કહે છે.

## ગંભીરિકાનું લક્ષણ.

दृष्टिर्विरूपा श्वसनोपसृष्टा सङ्कुच्यतेऽभ्यन्तरतः प्रयाति । रुजावगाढा च तमक्षिरोगं गम्भीरिकेति प्रवदन्ति धीराः ॥

विरूपा विकृता । श्वसनोपसृष्टा वातोपहता । रुजावगाढा गम्भीरवेदनान्विता ॥

વાયુથી હણાયલી દૃષ્ટિ વિરૂપ થાય, અને સંકોચાઇને અંદર જતી રહે છે, તથા ઊંડી પીડા થાય છે, તો તે દૃષ્ટને ધીર પુરુષો ગંભીરિકા કહે છે.

## ચરકના કહેલા બે નવા રોગો.

बाह्यौ पुनर्द्वाविह सम्प्रदिष्टौ निमित्ततश्चाप्यनिमित्ततश्च । निमित्ततस्तत्र शिरोऽभितापात् ज्ञेयस्त्वभिष्यन्दनिदर्शनैः सः॥

बाह्यौ सुश्रुतोक्तद्वादशसंख्येभ्योऽधिकौ ।

બીજા બે રોગો વળી બાહ્ય કહેલા છે, તે નિમિત્તથી તથા અનિમિત્તથી, એવા છે. નિમિત્તથી માથામાં અભિતાપ થાય છે તેથી તે અભિષ્યંદનમાં પણ ગણાય છે.

## સનિમિત્ત લિંગનાશનું લક્ષણ.

शिरोऽभितापः शिरोऽभितप्यते येन । विषकुसुमगन्धवहपवनस्पर्शेन शिरोऽभितापः तस्मात् । अभिष्यन्दनिदर्शनैः रक्ताभिष्यन्दलिङ्गैरिति गदाधरः । सन्निपाताभिष्यन्दलिङ्गैरिति कार्तिकः ॥

ઝેરી પુષ્પના ગંધવાળા વાયુના સ્પર્શરૂપી નિમિત્તથી માથામાં અભિતાપ સહિત લિંગનાશ થાય છે, તેને સનિમિત્ત લિંગનાશ કહે છે. તેનાં ચિન્હો અભિષ્યંદ જેવાં હોય છે.

## અનિમિત્ત લિંગનાશનું લક્ષણ.

सुरर्षिगन्धर्वमहोरगाणां सन्दर्शनेनापि च भासुराणाम् । हन्येत दृष्टिर्मनुजस्य तस्य स लिङ्गनाशस्त्वनिमित्तसंज्ञः ॥

अनुपलभ्यमानानां सुरादीनां निमित्तमपि अनिमित्तं मन्यते ॥

तत्राक्षिविस्पष्टमिवावभाति वैदूर्यवर्णा विमला च दृष्टिः । विदीर्यते सीदति हीयते वा नृणामभीघातहता तु दृष्टिः ॥

विस्पष्टं ज्योतिर्युक्तम् । वैदूर्यवर्णा श्यामा । विमला निर्मला ॥

દેવ, ઋષિ; ગંધર્વ, મોટા નાગો, કે બીજા તેજસ્વી પદાર્થના દર્શનથી માણસની દૃષ્ટિ હણાય છે, તેને અનિમિત્ત લિંગનાશ કહે છે. તે થાય તો આંખોમાં તેજ ભરાઈ જાય છે, કીકી કાળી અને નિર્મળ હોય છે, તે તેજથી ફાટી જઈને ઓછી તથા પીડાવાળી થાય છે.

## (કાળા ડોળાના રોગો.)

## કાળા ડોળાના રોગોનાં નામો.

यत्सव्रणं शुक्रमथाव्रणं च पाकात्ययश्चाप्यजका तथैव । चत्वार एते नयनामयास्तु कृष्णप्रदेशे नियता भवन्ति ॥

સવ્રણશુક્ર, અવ્રણશુક્ર, પાકાત્યય, અને અજકાજાત, એ ચાર રોગો નેત્રના કાળા ડોળામાં થાય છે.

## સવ્રણ શુક્રનું લક્ષણ.

निमग्नरूपं तु भवेद्धि कृष्णे सूच्येव विद्धं प्रतिभाति यद्वै । स्रावं स्रवेदुष्णमतीव चापि तत्सव्रणं शुक्रमुदाहरन्ति ॥

निमग्नरूपमिति शुक्रविशेषणम् । सूच्येव विद्धमिति शुक्रस्य वर्तुलत्वं व्यथायुक्तं च बोधयति । स्रवेदित्यनेनैव स्रावो बोधितः । स्रावपदान्निरन्तरं स्रावः ॥

કાળા ડોળામાં ડૂબેલા રૂપવાળું, સોઈથી વિંધાયા જેવું, ગોળ તથા પીડાવાળું, અને હંમેશાં ઉનાં પાણી પાડનારું ફુલું સવ્રણશુક્ર કહેવાય છે.

## સવ્રણ શુક્રની સાધ્યાસાધ્યતા.

दृष्टेः समीपे न भवेत्तु यच्च न चावगाढं न च संस्रवेद् यत् । अवेदनं यन्न च युग्मशुक्रं तत्सिद्धिमायाति कदाचिदेव ॥

न चावगाढम् एकत्वग्गतम् । न च संस्रवेत् इत्यर्थः । अवेदनमीषद्वेदनम् । न च युग्मशुक्रम् अयुग्मशुक्रं एकमित्यर्थः । एवंविधं कदाचित् सिध्यति एतद्विपरीतं न सिध्यति ॥

દૃષ્ટિની નજીકમાં નહિ થનારૂં, ઉંડું નહિ હોનારૂં, સ્રાવ નહિ કરનારૂં, વેદના વગરનું, અને બેવડું નહોય એવું ફુલું કદાચ સાધ્ય થાય છે. (એથી ઉલટું હોય તે અસાધ્ય છે.)

### અવ્રણ શુક્રનું લક્ષણ.

**स्यन्दात्मकं कृष्णगतं तु शुक्रं शङ्खेन्दुकुन्दप्रतिमावभासम् । वैहायसाभ्रप्रतनुप्रकाशमथाव्रणं साध्यतमं वदन्ति ॥**

स्यन्दात्मकं अभिष्यन्दहेतुकं सर्वेषामक्षिरोगाणामभिष्यन्दहेतुकत्वे अस्य नियमबोधनार्थं स्यन्दात्मकमिति । शङ्खेन्दुकुन्दप्रतिमावभासं शङ्खेन्दुकुन्दसदृशमवभासते । एतेन शुक्लत्वं बोध्यते । वैहायसाभ्रप्रतनुप्रकाशम् आकाशस्थमेघवत्तनु यथा स्यादेवं प्रकाशते यत् ॥

અભિષ્યંદથી થયેલું કાળા ડોળામાંનું ફુલું આકાશમાંના મેઘની પેઠે થોડું થોડું પ્રકાશતું હોય, તથા શંખ, ચંદ્ર, કે ડોલરના પુષ્પ જેવું હોય છે, અને તે બહુ સાધ્યછે. એ અવ્રણ શુક્ર કહેવાય છે.

### અવ્રણ શુક્રની કષ્ટસાધ્યતા.

**गम्भीरजातं बहलं च शुक्रं चिरोत्थितं चापि वदन्ति कृच्छ्रम् ॥**

गम्भीरजातं द्वित्रित्वग्गतम् । बहलं पुष्टम् ॥

ઉંડું તથા જાડું તથા લાંબાકાળનું ફુલું કષ્ટસાધ્ય છે.

### અવ્રણ શુક્રની અસાધ્યતા.

**विच्छिन्नमध्यं पिशितावृतं च चलं शिरासूतमदृष्टिकृच्च । द्वित्वग्गतं लोहितमन्ततश्च चिरोत्थितं चापि विवर्जनीयम् ॥**

विच्छिन्नमध्यं विशीर्णमांसत्वान्निम्नमध्यम् । शिरासूतं शिरायां जातम् । अदृष्टिकृत् दर्शनाभावकृत् । द्वित्वग्गतं पटलद्वयगतम् । एतादृग्विच्छिन्नमध्यत्वादिलिङ्गसहितमसाध्यं न तु केवलं गम्भीरजातस्य कष्टसाध्यत्वाभिधानात् । एवं चिरोत्थितमपि ॥

**उष्णाश्रुपातः पिडिका च नेत्रे यस्मिन्भवेन्मुद्गनिभं च शुक्रम् । तदप्यसाध्यं प्रवदन्ति केचिदन्ये तु तत्तित्तिरिपक्षतुल्यम् ॥**

मुद्गनिभं च शुक्रं आकारेण तत् नेत्रम् । तित्तिरिपक्षवच्छदनम् ॥

વીખાયલા મધ્ય ભાગવાળું, માંસથી વીંટાયલું, ચલિત, શિરામાં થયેલું, જોવા નહિ દેનારૂં, બે ત્વચામાં થયેલું, છેડેથી રાતું, અને લાંબાકાળનું હોય, તો તે ફુલું અસાધ્ય છે.

આંસુ ઉનાં પડે નેત્રમાં ફોલ્લી થાય, અને તેમાં મગ જેવું ફુલું હોય, તો તેને પણ કેટલાક અસાધ્ય કહે છે; અને વળી કેટલાક તો કહે છે કે નેત્રની પાંપણ તેતર પક્ષીની પાંખો જેવી થઇ હોય તો પણ તે અસાધ્ય છે.

### પાકાત્યયનું લક્ષણ.

**श्वेतः समाक्रामति सर्वतो हि दोषेण यस्यासितमण्डले तु । तमक्षिपाकात्ययमक्षिकोपं सर्वात्मकं वर्जयितव्यमाहुः ॥**

यः श्वेतः दोषेण कृत इति शेषः । तमक्षिकोपम् अक्षिपाकात्ययमाहुः । अत्र पाकोऽपि स्यात् अत एव सुश्रुतः 'शोफाश्रुपाकार्तियुते च नेत्रे' इति ॥

આખા કાળાડોળામાં દોષને લીધે ધોળાશ પથરાઇ જાય તેને અક્ષિ પાકાત્યય કે અક્ષિકોપ કહે છે; અને તે ત્રણે દોષોથી હોય તો અસાધ્ય છે.

## અજકાજાતનું લક્ષણ.

**अजापुरीषप्रतिमो रुजावान् सलोहितो लोहितपिच्छिलाश्रुः । विगृह्य कृष्णं प्रचयो भ्युपैति तं चाजकाजातमिति व्यवस्येत् ॥**

यः प्रचयः उच्छ्रायः स च मेदसो बोद्धव्यः । यत एतस्योत्पत्तिः विदेहेन तृतीयपटले कथिता॥ सलोहितः ईषल्लोहितः विगृह्य कृष्णमभ्युपैति महत्त्वेन समस्तं कृष्णभागं ग्राहयित्वा आयाति । व्यवस्येत् जानीयात् ॥ इति कृष्णमण्डलजा रोगाः ॥

બકરીની લીંડી જેવી, પીડાકારી, રાતી, અને લાલ ચીકણાં આંસુવાળી, જે ઊંચાઈ પ્રસરીને કાળા ડોળાને પકડી લેછે, તે અજકાજાત કહેવાય છે.

## (ધોળા ડોળાના રોગો.)

## ધોળા ડોળાના રોગોનાં નામો.

**प्रस्तारिशुक्लक्षतजाधिमांसस्नाय्वर्मसंज्ञाः खलु पञ्च रोगाः । स्याच्छुक्तिकाचार्जुनपिष्टकौ च जालं शिराणां पिडकाश्च याः स्युः ॥ रोगा बलासग्रथितेन सार्द्धमेकादशाक्ष्णोः खलु शुक्लभागे ॥**

પ્રસ્તાર્યર્મ, શુક્લાર્મ, રક્તાર્મ, અધિમાંસાર્મ, અને સ્નાય્વર્મ, એમ પાંચ રોગો છે, અને બીજા શુક્તિ, અર્જુન, પિષ્ટક, શિરાજાલ, શિરાજપિડકા, અને બલાસગ્રથિત, એ મળીને કુલ અગિયાર રોગો નેત્રના ધોળા ડોળામાં થાયછે.

## પ્રસ્તાર્યર્મનું લક્ષણ.

**प्रस्तार्यर्म तनु स्तीर्णं श्यावं रक्तनिभं सितम् ॥**

પાતળું, વિસ્તીર્ણ, કાળું, રાતું, અથવા ધોળું પ્રસ્તાર્યર્મ થાય છે.

## શુક્લાર્મનું લક્ષણ.

**सुश्वेतं मृदु शुक्लार्म शुक्ले तद्वर्धते चिरात् ॥**

ધોળું અને કોમળ, શુક્લાર્મ ધોળા ડોળામાં થાય છે, તે લાંબા કાળે વધે છે.

## રક્તાર્મનું લક્ષણ.

**पद्माभं मृदु रक्तार्म यन्मांसं चीयते सिते॥**

पद्माभं वर्णेन रक्तमित्यर्थः । चीयते उपचीयते॥

કમળ જેવું કોમળ રક્તાર્મ થાય છે તેમાં માંસ ધોળા ડોળામાં વધે છે.

## અધિમાંસાર્મનું લક્ષણ.

**पृथु मृद्वधिमांसार्म बहलं च यकृन्निभम्॥**

पृथु विस्तीर्णं यकृन्निभं ईषत् कृष्णलोहितम् । बहलं पुष्टम् ॥

પોહોળું, કોમળ, અને જાડું અધિમાંસાર્મ યકૃત્ જેવું થાય છે.

## સ્નાય્વર્મનું લક્ષણ.

**स्थिरं प्रसारि मांसाढ्यं शुष्कं स्नाय्वर्म पञ्चमम् ॥**

स्थिरं कठिनम् । शुष्कं स्रावरहितम् ॥

સ્થિર, પ્રસરેલ, પુષ્કળ માંસવાળું, અને સુકું સ્નાય્વર્મ પાંચમું છે.

## શુક્તિનું લક્ષણ.

**श्यावाः स्युः पिशितनिभाश्च बिन्दवो ये शुक्तिर्वा सितनयने स शुक्तिसंज्ञः ॥**

ધોળા ડોળામાં કાળાં, માંસ જેવાં કે છીપ જેવાં બિંદુઓ થાય છે, તે શુક્તિ કહેવાય છે.

## અર્જુનનું લક્ષણ.

**एको यः शशरुधिरप्रभस्तु बिन्दुः शुक्लस्थो भवति तमर्जुनं वदन्ति ॥**

श्यावा इत्यादिवर्णत्रये विकल्पो बोद्धव्यः ॥

સસલાંના લોહી જેવું એકજ બિંદુ ધોળા ડોળામાં થાય છે, તેને અર્જુન કહે છે.

## પિષ્ટકનું લક્ષણ.

**श्लेष्ममारुतकोपेन शुक्ले मांसं समुन्नतम् । पिष्टवत्पिष्टकं विद्धि मलाक्तादर्शसन्निभम् ॥** पिष्टवत् श्वेतम् ॥

કફ તથા વાયુના કોપથી ધોળા ડોળામાં માંસ ઊંચું આવે છે, તે લોટ જેવું ધોળું અને મેલા અરીસા જેવું હોય છે, તેને પિષ્ટક કહે છે.

## શિરાજાલનું લક્ષણ.

**जालाभः कठिनशिरोऽरुणः शिराणां संतानो भवति शिरादिजालसंज्ञः ॥**

शिराजालसंज्ञः ॥

ધોળા ડોળા ઉપર જાળ જેવો કઠણ રાતી શિરાઓ વાળો શિરાઓનો સમુહ થાય છે, તેને શિરાજાલ કહે છે.

## શિરાજ પિડકાનું લક્ષણ.

**शुक्लस्थाः सितपीडिकाः शिरावृता यास्ता विद्यादसितसमीपजाः शिराजाः ॥**

ધોળા ડોળા ઉપર ધોળી ફોલ્લીઓ શિરાઓથી વિંટાયલી કાળા ડોળાની નજીકમાં થાય છે, તે શિરાજ કહેવાય છે.

## બલાસગ્રથિતનું લક્ષણ.

**कांस्याभोऽमृदुरथ वारिबिन्दुकल्पो विज्ञेयो नयनसिते बलाससंज्ञः ॥**

कांस्याभः श्वेत इत्यर्थः । अमृदुः कठिनः । वारिबिन्दुकल्पः । एतेन मनाक् उन्नतत्वं बोध्यते । बलाससंज्ञः बलासग्रथितसंज्ञः । क्वचिदेकदेशेनापि समुदायावगमात् । यथा भीमो भीमसेन इति । अतएव सुश्रुते नामसंग्रहे बलासग्रथितपदं निर्दिष्टम् ॥ इति शुक्लभागजा रोगाः ॥

કાંસા જેવો, કઠણ, અને જળના બિંદુ જેવો જરા ઊંચો બિંદુ ધોળાડોળા ઉપર થાય છે, તે બલાસગ્રથિત કહેવાય છે.

## ( પાંપણોના રોગો. )

## પાંપણના રોગોનાં નામો.

**उत्सङ्गिन्यथ कुम्भीका पोथक्यो वर्त्मशर्करा । तथार्शोवर्त्मशुष्कार्शस्तथैवाञ्जनदूषिका ॥**

तत्र वर्त्मनी द्वे यत आह । वर्त्मनी नयनच्छदाविति ॥

**बहलं वर्त्म. यच्चापि तथान्यो वर्त्मबन्धकः । क्लिष्टवर्त्म तथा वर्त्मकर्दमः श्याववर्**

र्त्म च ॥ प्रक्लिन्नवर्त्म चाक्लिन्नवर्त्म वातहतं च तत् । वर्त्मार्बुदं निमेषश्च शोणितार्शस्तथैव च ॥ लगणो बिसवर्त्मापि कुञ्चनं नाम तत्परम् । एकविंशतिरित्येते विकारा वर्त्मसंश्रयाः ॥

ઉત્સંગિની, કુંભીકા, પોથકી, વર્ત્મ શર્કરા, અર્શોવર્ત્મ, શુષ્કાર્શ, અંજન નામિકા, બહુલવર્ત્મ, વર્ત્મબંધક, કિલષ્ટવર્ત્મ વર્ત્મકર્દમ, શ્યાવવર્ત્મ, પ્રક્લિન્નવર્ત્મ, અક્લિન્નવર્ત્મ, વાતહતવર્ત્મ, વર્તાર્બુદ, નિમેષ, શોણિતાર્શ, લગણ, બિસવર્ત્મ, અને કુંચન, એ એકવીશ રોગો પાંપણુના છે.

## ઉત્સંગિનીનું લક્ષણ.

**अभ्यन्तरमुखी ताम्रा बाह्यतो वर्त्मसंश्रया । सोत्सङ्गोत्सङ्गपिडिका रक्तजा स्थूलकण्डुरा ॥**

अभ्यन्तरमुखी वर्त्मनोऽभ्यन्तरे मुखं यस्याः सा । वर्त्मनो बाह्यतस्ताम्रा । सोत्सङ्गा अन्तः पूया । उत्सङ्गपीडिका उत्सङ्गेक्रोडो बहुयः पीडिका यस्याः सा । स्थूलकण्डुरा स्थूला कण्डुरा चेति कर्मधारयः । एषा अधरवर्त्मजा बोद्धव्या । वर्त्मोत्सङ्गेऽधरे जन्तोरिति विदेहवचनात् ॥

પાંપણુનીઅંદર મુખવાળી, તામ્રરંગની, બહારથી પાંપણુને લાગેલી, અંદર પરૂવાળી, પુષ્કળ રક્તની ફોડકીઓ જાડી અને ચળવાળી થાય છે. તેને ઉત્સંગિની કહેછે.

## કુંભીકાનું લક્ષણ.

**वर्त्मान्ते पीडिका ध्माता भिद्यन्ते च स्रवन्ति च । कुम्भीकाबीजसदृशाः कुम्भीकाः संनिपातजाः ॥**

कुम्भीकाबीजसदृशाः कुम्भीका कठोरदेशे दाडिमाकारफला लता तद्बीजतुल्याः ॥

પાંપણુને છેડે સુઝેલી, ભેદાતી, સ્રવતી, કુંભીકાલતાનાં બીજ જેવી ફોડકી થાય છે, તે સંનિપાતથી થતી કુંભીકા કહેવાય છે.

## પોથકીનું લક્ષણ.

**स्राविण्यः कण्डुरा गुर्व्यो रक्तसर्षपसन्निभाः । रुजावत्यश्च पिडिकाः पोथक्य इति कीर्तिताः ॥**

સ્રવતી, ચળવાળી, ભારે, રાતા સર્ષપ જેવી, અને પીડા કરનારી ફોડકી પોથકી કહેવાય છે.

## વર્ત્મ શર્કરાનું લક્ષણ.

**पीडिकाभिः सुसूक्ष्माभिर्घनाभिरभिसंवृता । पीडिका या खरा स्थूला वर्त्मस्था वर्त्मशर्करा ॥**

અતિ સૂક્ષ્મ ફોડકી ઘાટી ફોડકીઓથી વિંટાયલી ખરસટ અને સ્થુલ પાંપણુમાં થાય છે, તે વર્ત્મ શર્કરા કહેવાય છે.

## અર્શોવર્ત્મનું લક્ષણ.

**उर्वारुबीजप्रतिमाः पीडिका मन्दवेदनाः । श्लक्ष्णाः खराश्च वर्त्मस्थास्तदर्शोवर्त्म कीर्त्यते ॥**

उर्वारुः कर्कटी । खराः तीक्ष्णाग्राः ॥

કાકડીનાં બીજ જેવી, મંદ વેદના વાળી, લીસી, તથા તીક્ષ્ણ અણીવાળી ફોડકી પાંપણુમાં થાય છે તે અર્શોવર્ત્મ કહેવાય છે.

## શુષ્કાર્શનું લક્ષણ.

**दीर्घाङ्कुरः खरस्तब्धो दारुणोऽभ्यन्तरोद्भवः ॥ व्याधिरेषोऽभिविख्यातः शुष्कार्शो नाम नामतः ॥**

દીર્ઘ, ખરસટ, સ્તબ્ધ, દારૂણ, લાંબો, અક્કડ અંકુર પાંપણમાં થાય છે, તેને શુષ્કાર્શ કહે છે.

## અંજન નામિકાનું લક્ષણ.

**दाहतोदवती ताम्रा पीडिका वर्त्मसंभवा । मृद्वी मन्दरुजा सूक्ष्मा ज्ञेया साञ्जननामिका ॥**

દાહ અને પીડાકારી રાતી ફોડકી પાંપણમાં કોમળ થાય છે તેમાં પીડા મંદ અને સૂક્ષ્મ હોય છે, તેને અંજન નામિકા (આંજણી) કહે છે.

## બહલ વર્ત્મનું લક્ષણ.

**वर्त्मोपचीयते यस्य पीडिकाभिः समन्ततः। सवर्णाभिः स्थिराभिश्च विद्याद्बहलं वर्त्म तत् ॥**

પાંપણ ઉપર ચારેમેર મૂળ વર્ણ વાળી ફોડકીઓ સ્થિર થાય છે, તેને બહલ વર્ત્મ કહે છે.

## વર્ત્મ બંધકનું લક્ષણ.

**कण्डूरेणाप्लुतोदंन वर्त्मशोफेन मानवः। न समं छादयेदक्षि यत्रासौ वर्त्मबन्धकः॥**

પાણીથી ભરેલ અને ચળ વાળા પાંપણના સોજાથી માણુસ બરોબર આંખ મીંચી શકતો નથી, તેને વર્ત્મ બંધક કહે છે.

## ક્લિષ્ટ વર્ત્મનું લક્ષણ

**मृद्वल्पवेदनं ताम्रं यद्वर्त्म सममेव च । अकस्माच्च भवेद्रक्तं क्लिष्टवर्त्मेति तद्विदुः ॥**

एतत् कफदुष्टरक्तजम् ॥

કોમળ, અલ્પ વેદના વાળું, રાતું, અને એકદમ રતાશ આવી જાય તેને ક્લિષ્ટ વર્ત્મ કહે છે.

## વર્ત્મ કર્દમનું લક્ષણ.

**क्लिष्टं पुनः पित्तयुक्तं शोणितं विदहेद् यदा । तदा क्लिन्नत्वमापन्नमुच्यते वर्त्मकर्दमः ॥** क्लिन्नत्वं आर्द्रत्वम् ॥

ક્લિષ્ટ વર્ત્મનાં લક્ષણો ઉપરાંત પિત્ત સહિત લોહી બળે છે, ત્યારે કલેદ થાય છે, તેને વર્ત્મ કર્દમ કહે છે.

## શ્યાવ વર્ત્મનું લક્ષણ.

**यद्वर्त्म बाह्यतोऽन्तश्च श्यावं शूनं सवेदनम् । सकण्डूकं परिक्लेदि श्याववर्त्मेति तन्मतम् ॥**

જે પાંપણ બહાર તેમજ અંદરથી કાળી, સૂજેલી, વેદના યુક્ત, ચળવાળી, અને કલેદવાળી રહે તેને શ્યાવ વર્ત્મ કહે છે,

## પ્રક્લિન્ન વર્ત્મનું લક્ષણ.

**अरुजं बाह्यतः शूनं वर्त्म यस्य नरस्य हि । प्रक्लिन्नवर्त्म तद्विद्यात् क्लिन्नमत्यर्थमन्ततः ॥** अरुजम् ईषद्व्यथम् ॥

વેદના સહિત, બહારથી સૂજેલી પાંપણ જે માણુસની હોય, તેને છેડેથી અત્યંત કલેદ વાળી હોવાથી પ્રક્લિન્ન વર્ત્મ કહે છે.

## અક્લિન્ન વર્ત્મનું લક્ષણ.

**यस्य धौतान्यधौतानि सम्बध्यन्ते पुनः पुनः। वर्त्मान्यपरिपक्वानि विद्यादक्लिन्नवर्त्म तत् ॥**

ધોયા છતાં કે નહિ ધોયાથી પાંપણો સામસામી મળી જાય છે, અને કાચી રહે છે, તેને અક્લિન્ન વર્ત્મ કહે છે.

## વાતહત વ લક્ષણ.

**विमुक्तसन्धि निश्चेष्टं वर्त्म यस्य निमील्यते ॥ एतद्वातहतं विद्यात् सरुजं यदि वारुजम् ॥**

विमुक्तसंधि स्वस्थानच्युतसंधि । निश्चेष्टं निमेषोन्मेषादिरहितम् ॥

ઠેકાણેથી ખસી ગયેલા સંધિવાળી, બંધઉઘાડ ન થઇ શકે એવી,અને વેદના વાળી કે વેદના વગરની પાંપણ સંકોચાઇ જાય, તેને વાતહત વર્ત્મ કહે છે.

## વર્ત્માર્બુદનું લક્ષણ.

**वर्त्मान्तरस्थं विषमं ग्रन्थिभूतमवेदनम् । आचक्षीतार्बुदमिति सरक्तमवलम्बि च ॥**

विषमम् अवर्तुलं । ग्रन्थिभूतं । कठिनम् । अवेदनमीषद्वेदनम् सरक्तं ईषल्लोहितम् अवलम्बि अस्रस्तम् ॥

પાંપણની અંદર વર્તુલાકાર નહિ એવો, વેદના વાળો, જરાક રાતો, અને ચોંટી રહેલો, કઠણ ગાંઠો થાય છે તે વર્ત્માર્બુદ કહેવાય છે.

## નિમેષનું લક્ષણ.

**निमेषिणीः शिरा वायुः प्रविष्टोवर्त्मसंश्रयः । संचालयति वर्त्मानि निमेषः स न सिध्यति ॥**

પાંપણને ઉઘાડ અડકાવ કરનારી શિરાઓને એ જગોનો વાયુ પાંપણને ચલાયમાન કરે, તે નિમેષ કહેવાય છે, અને તે અસાધ્ય છે.

## શોણિતાર્શનું લક્ષણ.

**वर्त्मस्थो यो विवर्धेत लोहितो मृदु रकुरः । तद्रक्तजं शोणितार्शश्छिन्नं छिन्नं विवर्द्धते ॥**

પાંપણમાંનો કોમળ અંકુર વધ્યા કરે એ શોણિતાર્શ કહેવાય છે. આ રોગ લોહીથી થાય છે, અને જેમ કપાય છે તેમ વધતો જાય છે.

## લગણનું લક્ષણ.

**अपाकी कठिनः स्थूलो ग्रन्थिर्वर्त्मभवोरुजः । सकण्डूः पिच्छिलः कोलप्रमाणो लगणः स्मृतः ॥**

પાક વગરનો, કઠણ, મોટો, થોડી વેદના તથા ચળવાળો, ચીકણો, બોર જેવડો ગાંઠો પાંપણમાં થાય છે, તે લગણ કહેવાય છે.

## બિસવર્ત્મનું લક્ષણ.

**त्रयो दोषो बहिः शोथं कुर्युश्छिद्राणि वर्त्मनोः । प्रस्रवत्यन्तरुदकं बिसवद्बिसवर्त्म तत् ॥**

छिद्राणि अन्तश्छिद्राणि च कुर्युरित्यन्वयः । बिसवद्बहुछिद्रत्वात् ॥

પાંપણમાં બહાર સોજો ઉત્પન્ન

થઇ અંદર છિદ્રોને ઉત્પન્ન કરીને કમળનાં બિસની પેઠે તેમાંથી જળ સ્રવ્યા કરે છે, તેને બિસવર્ત્મ કહે છે.

### કુંચનનું લક્ષણ.

वाताद्या वर्त्मसंकोचं जनयन्ति मलायदा। तदा द्रष्टुं न शक्नोति कुञ्चनं नाम तद्विदुः ॥ इति वर्त्मरोगाः ॥

વાતાદિ દોષો પાંપણને સંકોચી દે છે તેથી જોઇ શકાતું નથી, તેને કુંચન કહે છે.

## પક્ષ્મ (પાંપણના વાળના) રોગો.

### પક્ષ્મરોગોનાં નામો.

पक्ष्मकोपः पक्ष्मशातो रोगौ द्वौ पक्ष्मसंश्रयौ ॥

પક્ષ્મકોપ અને પક્ષ્મશાત એ બે રોગો પાંપણના વાળોના છે.

### પક્ષ્મકોપનું લક્ષણ.

प्रचालितानि वातेन पक्ष्माण्यक्षि विशन्तिहि। घृष्यन्त्यक्षि मुहुस्तानि संरम्भं जनयन्ति च ॥ पक्ष्माण्याक्षिलोमानि। संरम्भं शोथम् ॥

असिते सितभागे च मूलकोशात्पतन्त्यपि ॥ पक्ष्मकोपः स विज्ञेयो व्याधिः परमदारुणः ॥

यत्पक्ष्म देहलीं मुक्त्वा वर्त्मनोऽन्तः प्रजायते ॥ घर्षेत् पक्ष्म सिते श्वेते पक्ष्मकोपः स उच्यते ॥

વાયુથી ચલિત થયેલા પાંપણના વાળો નેત્રમાં પેસેછે, અને નેત્રમાં વારંવાર ઘસાઇને કાળા કે ધોળા ડોળા ઉપર સોજો કરે છે, તથા મૂળસ્થાનથી પડી પણ જાય છે. આ રોગને પક્ષ્મકોપ (પરવાળાં) કહે છે, અને તે બહુ દારૂણછે.બીજા ગ્રંથમાં પણ કહેલું છે કે—"વાળ થવાની જગોને છોડીને પાંપણોની અંદર વાળો ઊગે છે, તેઓ કાળા તથા ધોળા ડોળામાં ઘસાયા કરે છે; તેને પક્ષ્મકોપ કહે છે.

### પ્રક્ષ્મશાતનું લક્ષણ.

वर्त्म पक्ष्माशयगतं पित्तं लोमानि शातयेत् ॥ कण्डूं दाहं च कुरुते पक्ष्मशातं तदादिशेत् ॥

शातयेत् स्खलयेत् ॥ इति पक्ष्मरोगौ ॥

પાંપણના વાળોના સ્થાનમાં રહેલું પિત્ત વાળોને ખેરવી પાડે છે, અને ચળ તથા બળતરા કરે છે, તેને પક્ષ્મશાત કહે છે.

## (સંધિ રોગો.)

### સાંધાઓ વિષે.

पक्ष्मवर्त्मगतः सन्धिर्वर्त्मशुक्लगतोऽपरः॥ शुक्लकृष्णगतश्चान्यः कृष्णदृष्टिगतोऽपि च॥ मतः कनीनकगतः षष्ठश्चापाङ्गसंश्रितः ॥

પાંપણોના વાળોમાં તથા પાંપણોમાં એક,બીજો પાંપણોમાં તથા ધોળા ડોળામાં, ત્રીજો ધોળા ડોળા તથા કાળા ડોળાઓમાં, ચોથો કાળા ડોળા તથા કીકીમાં, પાંચમો કીકીમાં, અને છઠો સાંધો નેત્રના છેડામાં છે.

### સંધિના રોગોનાં નામો.

पूयालसः सोपनाहः स्रावाश्चत्वार एव

च । पर्वणीकालजीजन्तुग्रन्थिः सन्धौ नवामयाः ॥

પૂયાલસ, ઉપનાહ, ચાર પ્રકારના સ્રાવો (પિત, કફ, સંનિપાત, અને રક્ત સ્રાવ) પર્વણી; અલજી, અને જંતુગ્રંથિ, એ નવ રોગો સાંધાના છે.

## પૂયાલસનું લક્ષણ.

**पक्वः शोथः संधिजः संस्रवेद्यः सान्द्रं पूयं पूति पूयालसाख्यः ॥**

सन्धिजः कनीनकसंधिजो बोद्धव्यः । 'पूयालसं तु तं विद्यात्संधौ कानीनके नृणामिति' वचनात् ॥

કીકીના સાંધામાં થઇને પાકેલો, દુર્ગંધી, અને ઘાટા પરૂને સ્રવનારો સોજો પૂયાલસ કહેવાય છે.

## ઉપનાહનું લક્ષણ.

**ग्रन्थिर्नाल्पो दृष्टिसन्धावपाकी कण्डूप्रायो नीरुजश्चोपनाहः ॥**

नाल्पः महान् । अपाकी ईषत्पाकी । नीरुजः ईषद्वेदनः 'अरुणं कठिनं ग्रन्थिं जनयत्यल्पवेदनमिति' विदेहवचनात् ॥

મોટો ગાંઠો, થોડા પાક વાળો, ઘણી ચળ વાળો, કઠણ, રાતો અને પીડા વગરનો દૃષ્ટિના સાંધામાં થાય છે, તેને ઉપનાહ કહે છે.

## સ્રાવોની સંપ્રાપ્તિ.

**गत्वा सन्धीनश्रुमार्गेण दोषाः कुर्युः स्रावाँल्लक्षणैः स्वैरुपेतान् । तं हि स्रावं नेत्रनाडीति चैके तस्या लिङ्गं कीर्तयिष्ये चतुर्धा ॥**

संधीनिति बहुवचनेन सर्व एव संधयो गृह्यन्ते । एके वदन्तीति शेषः । वातिकस्रावो न भवति । केवलेन वातेन तदसंभवात् ॥

દોષો આંસુના માર્ગેથી સંધિઓમાં જઇને પોતપોતાનાં લક્ષણોથી સ્રાવ કરે છે. તે સ્રાવને કેટલાક નેત્રનાડી કહે છે, અને તે ચાર પ્રકારના છે, તેનાં લક્ષણો કહું છું.

## પિત્તસ્રાવનું લક્ષણ.

**हारिद्राभं पीतमुष्णं जलं वा पित्तस्रावः संस्रवेत् सन्धिमध्यात् ॥**

हरिद्राभं पीतरक्तम् । परतः पीतशब्दप्रयोगात् । जलं वेति वा शब्दो हरिद्राभं पीतं वेत्यत्र संबध्यते । पित्तस्रावः पित्तात् स्रावः । एवं श्लेष्मस्रावादयः ॥

હળદર જેવા પીળા ગરમ જળનો સ્રાવ સંધિમાંથી થાયછે. તેને પિત્તનો સ્રાવ જાણવો.

## કફસ્રાવનું લક્ષણ.

**श्वेतं सान्द्रं पिच्छिलं यः स्रवेत्तु श्लेष्मस्रावोऽसौ विकारः प्रदिष्टः ॥**

શ્વેત, ઘાટો, પીછાં વાળો જે સ્રાવ થાય છે તેને કફનો સ્રાવ કહે છે.

## સંનિપાત સ્રાવનું લક્ષણ.

**शोथः सन्धौ संस्रवेद्यस्तु पक्वः पूयं स्रावः सर्वजः संमतः स्यात् ॥**

સંધિમાંથી પાકેલા સોજામાંથી પરૂ સ્રવેછે તે સર્વ દોષથી થાયછે. એમ સર્વ માને છે.

## રક્તસ્રાવનું લક્ષણ.

**रक्तास्रावः शोणिताद् यो विकारो गच्छेदुष्णं तत्ररक्तं प्रभूतम् ॥**

ગરમ સ્રાવમાં લોહી પણ પડતું હોય તે વિકાર રક્તનો છે, એમ જાણવું.

### પર્વણીનું તથા અલજીનું લક્ષણ.

**ताम्रा तन्वी दाहपाकोपपन्ना रक्ताज्ज्ञेया पर्वणी वृत्तशोफा। जाता संधौ कृष्णशुक्लेऽलजी स्यात्तस्मिन्नेव व्याहृता पूर्वलिङ्गैः॥**

अलजीमाह । अलजी स्यादित्यादि । तस्मिन्नेव कृष्णशुक्लयोरेव सन्धौ । भेदार्थमाह । पूर्वलिङ्गैः प्रमेहाधिकारालिखितैः 'रक्ता सिता स्फोटचिता दारुणात्वलजी भवेत्' इति वचनैर्व्याहृता कथिता॥

કાળા તથા ધોળા ડોળાના સાંધામાં ગોળ, સોજાવાળી, રાતી, ઝીણી, અને દાહ વાળી ફોડકી થાય છે, તેને પર્વણી કહેછે, તે રક્તના કોપથી થાય છે. પુર્વે પ્રમેહના પ્રકરણમાં લખેલી રાતી ધોળી ફોલ્લીઓથી વ્યાપ્ત દારૂણ ફોલ્લી એજ કાળા ધોળા ધોળાઓના સાંધામાં થાય છે, તેને અલજી કહે છે.

### જંતુગ્રંથિનું લક્ષણ.

**जन्तुग्रन्थिर्वर्त्मनः पक्ष्मणश्च कण्डूं कुर्युर्जन्तवः सन्धिजाताः। नानारूपा वर्त्मशुक्लान्तसन्धौ गच्छन्त्यन्तर्लोचनं दूषयन्तः ॥**

वर्त्मनः पक्ष्मणश्च सन्धिजाता इत्यन्वयः॥ इति सान्धिजा रोगाः ॥

પાંપણના તથા તેના વાળોના સાંધામાં ઉત્પન્ન થઇને જંતુઓ ચળ કરે છે, અને તે પાંપણ તથા ધોળા ડોળાના સંધિમાં જઇને અંદર નેત્રને દૂષિત કરી નાંખે છે, તેને જંતુગ્રંથિ ( તાપોડિયાં ) કહે છે.

### ( સમસ્ત નેત્ર રોગો. )

### આખા નેત્રના રોગોનાં નામો.

**स्यन्दाश्चतुष्का इह संप्रदिष्टाश्चत्वार एवेह तथाधिमन्थाः । पाकः सशोथः स च शोथहीनो हताधिमन्थोऽनिलपर्ययश्च॥ शुष्काक्षिपाकास्त्विह कीर्तितश्च तथान्यतो वात उदीरितश्च। दृष्टिस्तथाऽम्लाध्युषिता शिराणामुत्पातहर्षौ च समस्तनेत्रे॥ एवं समस्तनेत्रे स्युरामया दश सप्त च। तेषामिह पृथक् वक्ष्ये यथावल्लक्षणान्यपि ॥**

ચાર અભિષ્યંદ, ચાર અધિમંથ, સશોથપાક, અશોથપાક, હતાધિમંથ, વાતપર્યય, શુષ્કાક્ષિપાપાક, અન્યતો વાત, અમ્લાધ્યુષિત, શિરોત્પાત, અને શિરાહર્ષ, એ સત્તર રોગો આખા નેત્રમાં થાય છે, તેનનાં સંપૂર્ણ રીતે જુદાં જુદાં લક્ષણો કહું છું.

### ચાર અભિષ્યંદોનાં નામો.

**वातात् पित्तात्कफाद्रक्तादभिष्यन्दश्चतुर्विधः। प्रायेण जायते घोरः सर्वनेत्राभयंकरः॥**

વાત, પિત્ત, કફ, અને રક્ત, એમ, ચાર અભિષ્યંદો થાય છે; તે આખા નેત્રનો મહા ભયંકર રોગછે.

### વાતાભિષ્યંદનું લક્ષણ.

**निस्तोदनस्तम्भनरोमहर्षसंघर्षपारुष्यशिरोऽभितापाः । विशुष्कभावः शिशिराश्रुता च वाताभिपन्ने नयने भवन्ति ॥**

संघर्षः करकटीका । शिरोऽभितापः शिरसो व्यथा । विशुष्कभावः दूषिकारहित्यम् । वाताभिपन्ने वातेनोपद्रुते ॥

ભોંકાયા જેવી પીડા, જડતા, રોમોદ્ગમ, ચળ, રૂક્ષતા, માથામાં પીડા, અને ચીપડાં વગર શીતળ આંસુઓ, એ વાતાભિષ્યંદનાં લક્ષણો છે.

## પિત્તાભિષ્યંદનું લક્ષણ.

दाहप्रपाकः शिशिराभिनन्दा धूमायनं बाष्पसमुद्भवश्च । उष्णाश्रुता पीतकनेत्रता च पित्ताभिपन्ने नयने भवन्ति ॥

शिशिराभिनन्दा शीतलेच्छा । धूमायनं नेत्राध्धूमोद्गम इव । बाष्पसमुद्भवः अश्रुस्रावः ॥

દાહ, પાક, શીતતાની ઇચ્છા, નેત્રમાંથી ધુમાડાનું નીકળવું, ગરમ આંસુ, અને નેત્રોનું પીળાપણું, એ પિત્તાભિષ્યંદનાં ચિન્હો છે.

## કફાભિષ્યંદનું લક્ષણ.

उष्णाभिनन्दा गुरुताक्षिशोथः कण्डूपदेहावतिशीतता च । स्रावो मुहुः पिच्छिल एव चापि कफाभिपन्ने नयने भवन्ति ॥

उपदेहः दूषिकया लिप्तता ॥

ઊના પદાર્થની ઇચ્છા,ભારેપણું, સોજો ચળ, ચીપડાંઓ, બહુ શીતતા, અને વારંવાર ચીકણો સ્રાવ, એ કફાભિષ્યંદનાં લક્ષણો છે.

## રક્તાભિષ્યંદનું લક્ષણ.

ताम्राश्रुता लोहितनेत्रता च राज्यः समन्तादतिलोहिताश्च । पित्तस्य लिङ्गानि च यानि तानि रक्ताभिपन्ने नयने भवन्ति ॥

अनुक्तसंग्रहार्थमाह । पित्तालिङ्गानि पित्ताभिष्यन्दलिङ्गानि ॥

આંસુ તથા નેત્રો અને નેત્રની તમામ રેખાઓ રાતી થવી તથા પિત્તાભિષ્યંદનાં સર્વ લક્ષણોથી રક્તાભિષ્યંદ જાણવો.

## અભિષ્યંદમાંથી અધિમંથોનું લક્ષણ.

वृद्धैरेतैरभिष्यन्दैर्नराणामाक्रियावताम् । तावन्तस्त्वधिमन्थाः स्युर्नयने तीव्रवेदनाः ॥

ઉપાય ન થવાથી માણસનો અભિષ્યંદ વધી જાય છે તો નયનમાં તીવ્ર વેદના વાળા અધિમંથો થાય છે.

## અધિમંથોનું લક્ષણ.

उत्पाट्यत इवात्यर्थं तथा निर्मथ्यतेऽपि च । शिरसोऽर्धं तु तं विद्यादधिमन्थं स्वलक्षणैः ॥

स्वलक्षणैः यथोक्तवातादिकृताभिष्यन्दलक्षणैः अधिमन्थं विद्यात् । अभिष्यन्देभ्योऽधिमन्थानां भेदार्थमाह । शिरसोऽर्धमुत्पाटयत इव । तथा निर्मथ्यतेऽपि चेति चतुर्ष्वधिमन्थेषु बोद्धव्यं शीरसोऽर्धवेदना व्याधिप्रभावात् ॥

हन्याद्दृष्टिं श्लैष्मिकः सप्तरात्राद्योऽधीमन्थो रक्तजः पञ्चरात्रात् । षड्रात्राद्वा वातिको वै निहन्यान्मिथ्याचारात्पैत्तिकः सद्य एव ॥

स चाधिमन्थो यदात्मको यावता कालेन मिथ्याचाराद्दृष्टिं हन्ति तां च तमाह । हन्यादिति। अत्र सद्यःशब्देन त्रिरात्रमुच्यते तन्त्रान्तरे त्रिरात्रवचनात्

અરધું માથું તૂટી જતું હોય તેમ થાય છે તથા મથન થતું હોય એવી

પીડા વધારે થાય છે. આને અધિમંથ કહે છે.' કફાધિમંથ સાત રાત્રીમાં, રક્તાધિમંથ પાંચ રાત્રીમાં, વાતાધિમંથ છ રાત્રીમાં, અને મિથ્યાચારથી થયેલો પિત્તાધિમંથ તુરતજ દૃષ્ટિને હણી નાંખે છે.

**સશોથપાકનું લક્ષણ.**

**कण्डूपदेहाश्रुयुतः पक्वोदुम्बरसन्निभः । संरम्भी पच्यते यस्तु नेत्रपाकः सशोथकः॥**

पक्वोदुम्बरसन्निभः लोहितत्वात् ॥

નેત્રમાં ચીપડાં, આંસુ, તથા ચળ થઇને તે ઊમરાના ફળ જેવાં રાતાં થઈ જાય છે, તથા સોજા અને પાક વાળાં થાય, તેને સશોથપાક કહે છે.

**અશોથપાકનું લક્ષણ.**

**शोफहीनानि लिङ्गानि नेत्रपाके त्वशोथजे ॥**

ઉપરનાં લક્ષણોમાંથી માત્ર સોજો ન હોય તો તે અશોથપાક કહેવાય છે.

**હતાધિમંથનું લક્ષણ.**

**ऊपेक्षणादक्षि यदाधिमन्थो वातात्मकः शोषयति प्रसह्य । रुजाभिरुग्राभिरसाध्य एष हताधिमन्थः खलु नाम रोगः ॥**

शोषयति शोषयित्वा नाशयति । अत एव विदेहः ' तत्पक्वमिव संशुष्कमवसीदति लोचनमिति ' ॥

અધિમંથનો ઉપાય ન થાય તો તેમાંથી વાયુ વધીને આંખને સૂકવી નાંખીને ઉગ્ર વેદના વધારે છે તે અસાધ્ય જેવો હતાધિમંથ રોગ કહેવાય છે.

**વાત પર્યયનું લક્ષણ.**

**वारं वारं च पर्येति भ्रुवौ नेत्रे च मारुतः । रुजश्च विविधास्तीव्राः स ज्ञेयो वातपर्ययः ॥** पर्येति पर्यायेण याति । कदाचिद् भ्रुवौ कदाचिन्नेत्रे ॥

ભમર તથા નેત્રામાં વાયુ વારંવાર ફર્યા કરીને તીવ્ર વેદના કરે છે તેને વાત પર્યય કહે છે

**શુષ્કાક્ષિપાકનું લક્ષણ.**

**यत्कूणितं दारुणरूक्षवर्त्म सन्दह्यते चाविलदर्शनं यत् । सुदारुणं यत्प्रतिबोधने च शुष्काक्षिपाकोपहतं तदक्षि ॥**

कूणितं संकोचितं । मुद्रितमितियावत् । दारुणरूक्षवर्त्म दारुणं विकृतं रूक्षं च वर्त्म यस्य तत् । इदमक्ष्णोर्विशेषणम् । संदह्यते सदाहं भवति । आविलदर्शनं आविलस्य अनघस्य दर्शनं येन तत् । तत्प्रतिबोधने उद्घाट्य सुदारुणं अतिशयेन विकृतम् ॥

પાંપણો દારૂણ, રૂક્ષ, તથા વીંચાયલી રહી બળતરા કરે, દેખાવું સર્વ મેલું હોય; અને આંખ ઉઘાડતાં વિકૃત પદાર્થો દેખાય, તેને શુષ્કાક્ષિપાક કહે છે.

**અન્યતો વાતનું લક્ષણ.**

**यस्यावटू कर्णशिरोहनुस्थो मन्यागतो वाप्यनिलोऽन्यतो वा । कुर्याद्रुजोऽति भ्रुवि लोचने च तमन्यतोवातमुदाहरन्ति ॥**

अवटू घाट इति मैथिलादिलोकाः । अन्तो वा पृष्ठादिदेशं चागतः अन्यतोवातः अन्यत्र स्थितोऽन्यत्र रुजं करोति इत्यन्यतोवातः । विदेहेना-

ष्युक्तम् । 'मन्यानामन्तरे वायुरुत्थितः पृष्ठतोऽपि वा। करोति भेदं निस्तोदं शङ्खे चाक्ष्णोर्भ्रुवस्तथा॥ तमाहुरन्यतोवातं रोगं दृष्टिविदो जनाः ॥

ઘાંટી, કાન, માથું, ડાઢી, ઓડ, કે વાંસા વગેરે બીજાં સ્થળોમાં ઊઠેલો વાયુ ભ્રમર અને નેત્રોમાં વેદના કરે છે, તેને અન્યતોવાત કહે છે.

## અમ્લાધ્યુષિતનું લક્ષણ.

**श्यावं लोहितपर्यन्तं सर्वमक्षि प्रपच्यते । सदाहशोथं सास्रावमम्लाध्युषितमम्लतः ॥**

अम्लतः अम्लभोजनात् । तथाच सुश्रुतः 'अम्लेन भुक्तेने'त्यादि ॥

ખટાઈ ખાવાથી નેત્રો કાળાં, રાતા છેડા વાળાં, બળતરા તથા સોજા વાળાં, અને સ્રાવવાળાં થાય છે, તેને અમ્લાધ્યુષિત કહે છે.

## શિરોત્પાતનું લક્ષણ.

**अवेदना वापि सवेदना वा यस्याक्षिरा ज्यो हि भवन्ति ताम्राः । मुहुर्विरज्यन्ति च याः समन्ताद्व्याधिः शिरोत्पात इति प्रदिष्टः ॥**

अक्षिराज्यः अक्षिशिराः । विरज्यन्ति विकृतवर्णा भवन्ति ॥

વેદનાવાળી કે વેદના વગરની નેત્રની શિરાઓ રાતી થઇને વારંવાર ચારેકોર વિકૃત વર્ણવાળી થઈ જાય, તેને શિરોત્પાત કહેછે.

## શિરાહર્ષનું લક્ષણ.

**मोहाच्छिरोत्पात उपेक्षितस्तु जायेत रोगः स शिराप्रहर्षः । ताम्राक्षिता स्रावयाति प्रगाढं तथा न शक्नोत्यभिवीक्षितुं च ॥**

ભૂલથી શિરોત્પાતનો ઉપાય કરવામાં ન આવે તો તેમાંથી આંખો રાતી થઇ જઇ અત્યંત સ્રાવ થઈ જોઈ શકાતું નથી, તેને શિરાહર્ષ કહે છે.

## નેત્રના સામપણાનું લક્ષણ.

**उदीर्णवेदनं नेत्रं रागोद्रेकसमन्वितम् । घर्षनिस्तोदशूलाश्रुयुक्तमामान्वितं विदुः ॥**

उदीर्णवेदनं उद्भटवेदनम् । घर्षः करकटिका । एतल्लक्षणं लङ्घनादिविधानार्थमञ्जनानिषेधार्थं चोक्तम् । तथा च तन्त्रान्तरे । 'तत्रोदितानि चत्वारि लङ्घनं भोजने रसः । स्वादु तिक्तश्च लेपश्च बाष्पस्वेदनमेव च । एतानि नेत्ररोगाणां सामान्याचरणानि हि । अञ्जनं सर्पिषः पानं कषायं गुरुभोजनम् । नेत्ररोगेषु सामेषु स्नानं च परिवर्जयेत्' ॥

નેત્રમાં અસહ્ય વેદના થાય, બહુજ રતાશ વધી ગઈ હોય, ચળ તથા ભોંકાયા જેવી પીડા અને શૂળ થતાં હોય, અને આંસુ પડયા કરે, તે નેત્ર આમ વાળાં જાણવાં.

## નેત્રની નિરામતાનું લક્ષણ.

**मन्दवेदनता कण्डूसंरम्भाश्रुप्रशान्तता । प्रसन्नवर्णता चाक्ष्णोर्निरामेक्षणलक्षणम् ॥**

संरम्भः शोथः । इति समस्तनेत्रजा रोगाः ॥

વેદના, ચળ, સોજો, અને આંસુ શાંત હોય; તથા વર્ણ નિર્મળ હોય; તો નેત્ર આમ વગરનાં છે, એમ જાણવું.

## નેત્ર રોગોની ચિકિત્સા.

**द्वे पादमध्ये पृथुसन्निवेशे शिरोगते ते बहुधा हि नेत्रे । ताः प्रोक्षणोत्सादनलेपनादीन् पादप्रयुक्तान् नयनं नयन्ति ॥**

प्रोक्षणं सेचनं । उत्सादनमुद्वर्तनम् ॥

**मलोष्मसङ्घट्टनपीडनाद्यैस्ता दूषयन्ते नयनानि दुष्टाः भजेत्सदा दृष्टिहितानि तस्मादुपानदभ्यञ्जनधावनानि ॥**

मलं धूल्यादि । मलादिभिः दुष्टाः ताः शिराः नयनानि दूषयन्ते इत्यन्वयः ॥

**चक्षुष्याः शालयो मुद्गा यवा मांसं तु जाङ्गलम् । पक्षिमांसं विशेषेण वास्तूकं तण्डुलीयकम् ॥ पटोलकर्कोटककारवेल्लफलानि सर्पिःपरिपाचितानि । तथैव वार्ताकफलं नवीनमक्ष्णोर्हितः स्वादुरथापि तिक्तः ॥ कट्वम्लगुरुतीक्ष्णोष्णमाषानिष्पावमैथुनम् । मद्यवल्लूरपिण्याकमत्स्यशाकविरूढजम् ॥ विदाहीन्यन्नपानानि न हितान्यक्षिरोगिणे। सेकः आश्चोतनं पिण्डी विडालस्तर्पणं तथा॥ पुटपाकोऽञ्जनं चैभिः कल्पैर्नेत्रमुपाचरेत् ॥**

પગની મોટા કદની બે શિરાઓ માથામાં ગયેલી છે, તથા ઘણી શિરાઓ નેત્રામાં ગયેલી છે, માટે પગ ઉપર કરવામાં આવતા સેચન, મર્દન, અને લેપનની અસર નેત્રોમાં તથા માથે પહોંચે છે. મેલ, ગરમી; સંઘટ્ટન, તથા દબાણ વગેરેથી દુષ્ટ થયેલી શિરાઓ નેત્રને બગાડે છે, માટે જોડા પહેરવા તથા પગે અભ્યંગ અને સ્નાન હમેશા કરવું જોઈએ. તેથી નેત્રાનું હિત થાય છે.

રાતા ચોખા, મગ, જવ, જંગલી પશુઓનાં તથા પક્ષીઓનાં માંસ, તથા વિશેષે કરીને બથવો, તાંદળજો, પરવળ, કંટોલાં, અને નવાં રીંગણાંને ઘીમાં પકાવીને ખાવાથી નેત્રાનું હિત થાય છે. મધુર અને કડવો રસ પણ નેત્રાને હિતકારી છે.

તીખા, ખાટા, ભારે, તીક્ષ્ણ, અને ઉષ્ણ પદાર્થો; તથા અડદ. ચોળા, મદ્ય, મૈથુન, માછલાં, સૂકું માંસ, ખોળ, અંકુર વાળાં ધાન્યો, તથા દાહક પદાર્થોનું ભોજન નેત્રરોગીને હિતકારી નથી.

સેક, ટીપાં નાંખવાં, લોપરી, લેપ, ભરણ, પુટપાક, અને અંજન, એટલી ક્રિયાઓથી નેત્રરોગોના ઉપચારો કરાય છે.

## સેકવિધિ.

**सेकस्तु सूक्ष्मधाराभिः सर्वस्मिन्नयनेहितः । मीलिताक्षस्य मर्त्यस्य प्रदेयश्चतुरङ्गुलः ॥ स चापि स्नेहनो वाते पित्ते रक्ते च रोपणः । लेखनस्तु कफे कार्यस्तस्य मात्राभिधीयते ॥ षड्भिर्वाचांशतैः स्नेहे चतुर्भिस्तैस्तु रोपणे । तैस्त्रिभिर्लेखने कार्ये सेको नेत्रप्रसादने ॥ निमेषोन्मेषणं पुसामङ्गुल्या छोटिकाथवा । गुर्वक्षरोच्चारणं वा वाङ्मात्रेयं स्मृता बुधैः ॥**

छोटिका चुट्की इति लोके ॥

**सेकस्तु दिवसे कार्यो रात्रौ चात्यन्तिके गदे ॥ स यथा। एरण्डदलमूलत्वक्शृतमा-**

जं पयो हितम् । सुखोष्णं नेत्रयोः सिक्तं वाताभिष्यन्दनाशनम् ॥ पथ्याक्षामलखा-खसवल्कलकल्केन सूक्ष्मवस्त्रेण । कृत्वा पोटलिकां तामहिफेनोत्थद्रवेण संयुक्ताम्॥ निदधीत लोचने स्यात्सर्वाभिष्यन्दसंक्षयः शीघ्रम् । योगोऽयमृषिभिरुक्तो जगदुपकाराय कारुणिकैः ॥ भुक्त्वा पाणितलं घृष्ट्वा चक्षुषोर्यदि दीयते । अचिरेणैव तद्वारि तिमिराणि व्यपोहति ॥ स्नानं कृष्णतिलैश्चापि चक्षुष्यमनिलापहम् । आमलैः सततं स्नानं परं दृष्टिबलावहम्॥ त्रिफलायाः कषायस्तु धावनान्नेत्ररोगजित् । कवलान्मुखरोगघ्नः पानतः कामलापहः ॥

રોગીનાં નેત્રો મીંચાવીને તેની ઉપર ચાર આંગળ ઉંચેથી ઝીણી ઝીણી ધારાઓ કરવી, એ આખા નેત્રના રોગો ઉપર ઘી વગેરે સ્નિગ્ધ પદાર્થોની ધારા કરવી, તેને સ્નેહન સેક કહે છે; પિત્ત કે રક્તના રોગો ઉપર હરડે વગેરેના રસની ધારા કરવી, તેને રોપણ સેક કહે છે; કફ રોગ ઉપર મળ ઉખેડનારાં સૂંઠ વગેરેના રસની ધારા કરવી, તેને લેખનસેક કહે છે. હવે એ સેકોની માત્રા કહીએ છીએ. સ્નેહન સેક છસો માત્રા સૂધી, રોપણ સેક આરસો માત્રા સૂધી, અને લેખન સેક ત્રણસો માત્રા સૂધી કરવો, તેથી નેત્રો સાફ થઇ જાય છે. માણસ આંખનું એક મટકું મારે, અથવા આંગળીની એક ચપટી વગાડાય, અથવા એક ગુરૂ વર્ણનો ઉચ્ચાર કરાય, એટલા સમયને એક માત્રા કહે છે. સેક દિવસેજ કરવો, પણ બહુ પીડા હોવાથી જરૂર જણાય તો રાત્રે પણ કરવો.

એરંડાનાં પાન, મૂળ, અને છાલ્યના કલ્કથી પકાવેલ બકરીનું દૂધ જરા ગરમ હોય ત્યારે નેત્રમાં રેડવાથી હિતકારી થઈ વાતાભિષ્યંદ મટાડી દે છે.

ત્રિફળા તથા અફીણના ડોડવાના કલ્કમાં અફીણનો રસ નાંખી ઝીણા લુગડાની પોટલી કરી નેત્રોને લગાડવાથી સર્વ પ્રકારના અભિષ્યંદો તુરત નાશ પામે છે. જગતના ઉપકાર માટે દયાળુ મુનિઓએ આ પ્રયોગ કહેલો છે.

જમ્યા પછી હાથનું ભીનું તળું ઘસીને નેત્ર ઉપર અડાડવાથી તુરતજ તિમિરો ક્ષય પામે છે.

કાળા તલ ચોળીને ન્હાવાથી નેત્રો સાફ થઇ જઇને વાયુના રોગો મટી જાય છે.

નિત્ય આમળાંનો કલ્ક ચોળીને ન્હાવાથી દૃષ્ટિમાં ઉત્તમ બળ આવે છે.

ત્રિફળાના કવાથથી નેત્રો ધોવાથી નેત્રના સર્વ રોગો મટી જાય છે; ત્રિફળાના કલ્કના કવલથી મુખના રોગો મટી જાય છે; અને ત્રિફળાનો કવાથ પીવાથી કમળો મટી જાય છે.

## આશ્ચોતનવિધિ.

क्वाथक्षौद्रासवस्नेहबिन्दूनां यत्तु पातनम्। द्व्यङ्गुलोन्मीलिते नेत्रे प्रोक्तमाश्चोतनं हि तत् ॥ बिन्दवोऽष्टौ लेखनेषु रोपणे दश बिन्दवः । स्नेहने द्वादश प्रोक्तास्ते शीते कोष्णरूपिणः ॥ उष्णे तु शीतरूपाः स्युः सर्वत्रैवैष निश्चयः । वाते तिक्तं तथा स्नि-

ग्धं पित्ते मधुरशीतलम् । कफे तीक्ष्णोष्णरूक्षं स्यात् क्रमादाश्चोतनं हितम् ॥ आश्चोतनानां सर्वेषां मात्रा स्याद्वाक्शतोन्मिता ॥ आश्चोतनं न कर्तव्यं निशायां केनचित् क्वचित् । तद्यथा । बिल्वादिपञ्चमूलेन बृहत्यैरण्डशिग्रुभिः॥ क्वाथ आश्चोतने कोष्णो वाताभिष्यन्दनाशनः । त्रिफलाश्चोतनं नेत्रे सर्वाभिष्यन्दनाशनम् ॥

બે આંગળીઓથી રોગીની આંખો ઉઘાડી રાખી તેમાં ક્વાથ, મધ, કે સ્નેહનાં ટીપાં પાડવાં, તેને આશ્ચોતન કહે છે, અને તે નેત્રને હિતકારી છે. મળ ઉખેડવા હોય તો આઠ, ભરતી કરવી હોય તો દસ, અને સ્નેહન કરવું હોય તો બાર ટીપાં નાંખવાં. શીતકાળમાં કંઇક ગરમ તથા ઉષ્ણકાળમાં ટાઢાં ટીપાં નાંખવાં. આશ્ચોતનની સર્વ ક્રિયામાં એ સિદ્ધાંત છે. વાયુ ઉપર કડવાં અને સ્નિગ્ધ, પિત્તમાં મધુર અને શીતળ, અને કફમાં તીક્ષ્ણ તથા ગરમ અને રૂક્ષ ટીપાં હિતકારી થાય છે. સર્વ આશ્ચોતનોની માત્રા સો ગુરૂ વર્ણોચ્ચાર જેટલા કાળની જાણવી. કોઇ પણ રોગ ઉપર કોઈ પણ વૈદ્યે નેત્રામાં રાત્રે ટીપાં નાંખવાં નહિ.

બીલી વગેરે પંચમૂળ, ભોરીંગણી, એરંડો, અને સરગવાનાં સ્હેવાય તેવાં ગરમ ટીપાં નાંખવાથી વાતાભિષ્યંદનો નાશ થાય છે.

ત્રિફળાના ક્વાથનાં ટીપાં નાંખવાથી સર્વ પ્રકારના અભિષ્યંદોનો નાશ થાય છે.

## પિંડીવિધિ.

युक्तभेषजकल्कस्य पिण्डी कवलमात्रया॥ वस्त्रखण्डेन संबद्धा नेत्राभिष्यन्दनाशिनी॥ स्निग्धोष्णा पिण्डिका वाते पित्ते सा शीतला मता । रूक्षोष्णा श्लेष्मणि प्रोक्ता विधिरुक्तो बुधैरयम् ॥ सा यथा ॥ एरण्डपत्रमूलत्वङ्निर्मिता वातनाशिनी । धात्रीविरचिता पित्ते शिग्रुपत्रकृता कफे ॥ निम्बपत्रकृता पिण्डी पित्तश्लेष्महरी भवेत्। शुण्ठीनिम्बदलैः पिण्डी सुखोष्णा स्वल्पसैन्धवा ॥ धार्या नेत्रेऽनिलकफे शोथकण्डूव्यथाहरी । त्रिफलापिण्डिका नेत्रे वातपित्तकफापहा ॥ पथ्याक्षामलखाखसवल्कलकल्कोऽहिफेनजलयुक्तः। तेन विरचिता पिण्डी शमयति सकलानभिष्यन्दान् ॥

યોગ્ય દવાઓના કલ્કની કોળિયા જેવડી થેપલી નેત્રપર મૂકીને પાટો બાંધવાથી અભિષ્યંદોનો નાશ થાય છે.

વાયુના રોગ ઉપર સ્નિગ્ધ તથા ગરમ ઔષધોની થેપલી મુકવી, પિત્ત ઉપર શીતળ ઔષધોની, અને કફ ઉપર ઉષ્ણ તથા રૂક્ષ ઔષધોની થેપલી મુકવી, એમ વિદ્વાનો કહે છે.

એરડાનાં પાન, મુળ, તથા છાલ્યની થેપલીથી વાયુનો રોગ મટે છે; આમળાંની થેપલીથી પિત્તનો રોગ મટે છે, અને સરગવાનાં પાનની થેપલીથી કફનો રોગ મટે છે.

લીમડાનાં પાનની થેપલીથી પિત્ત તથા કફનો નાશ થાય છે.

સૂંઠ તથા લીમડાનાં પાનને વાટીને તેમાં સૈંધવ નાંખીને તેની જરાક ગરમ થેપલી બાંધવાથી વાયુ તથા કફના રોગો

મટે છે; અને સોજા, ચળ, તથા પીડાનો નાશ થાય છે.

ત્રિફળાની થેપલી નેત્ર ઉપર બાંધવાથી વાયુ, પિત્ત, અને કફ, એ ત્રણે સંબંધીના નેત્રના રોગો મટી જાય છે.

ત્રિફળા અને અફીણના ડોડવાના કલ્કમાં અફીણનો રસ નાંખી તેની થેપલી બાંધવાથી સર્વ પ્રકારના અભિષ્યંદો મટી જાય છે.

## બિડાલકવિધિ.

**विडालको बहिर्लेपो नेत्रे पक्ष्मविवर्जिते। तस्य मात्रा परिज्ञेया मुखालेपविधानवत्॥ मुखलेपो यथा। अङ्गुलस्य चतुर्थांशो मुखलेपः कनिष्ठकः। मध्यमस्तु त्रिभागः स्यादुत्तमोऽर्धाङ्गुलो भवेत् ॥ स्थितिकालोऽपि तस्योक्तो यावत् कल्को न शुष्यति। शुष्कस्तु गुणहीनः स्यात्तथा दूषयति त्वचम् ॥ स यथा ॥ यष्टीगैरिकसिन्धूत्थदार्वीतार्क्ष्यैः समांशकैः। जलपिष्टैर्बहिर्लेपः सर्वनेत्रामयापहः॥** तार्क्ष्य रसाञ्जनम् ॥

**रसाञ्जनेन वा लेपः पथ्याबिल्वदलैरपि। वचाहरिद्राविश्वैर्वा तथा नागरगैरिकैः॥**

પાંપણના વાળો સિવાય નેત્રના બહારના ભાગમાં લેપ કરવો, તેને બિડાલક કહે છે. મોઢા ઉપર લેપ કરવાની જે માત્રા કહી છે તેજ માત્રા બિડાલકની પણ વાપરવી. મુખલેપની માત્રામાં આંગળના ચોથા ભાગ જેટલો લેપ કનિષ્ઠ માત્રા કહેવાય છે, આંગળના ત્રીજા ભાગ જેટલો જાડો થર મધ્યમ માત્રા કહેવાય છે. અને અરધા આંગળ જેટલો જાડો લેપ ઉત્તમ માત્રા છે. કલ્ક સૂકાય નહિ ત્યાં સૂધીજ લેપને રાખવો. સૂકાયલો લેપ ગુણ રહિત નિરર્થક થાય છે અને ત્વચાને ખરાબ કરી નાંખે છે.

જેઠીમધ, સોનાગેરૂ, સૈંધવ, દારૂહળદર, અને રસવંતીને સમભાગે જળમાં વાટીને નેત્રના બહારના ભાગોમાં લેપ કરવાથી નેત્રના રોગો મટી જાય છે.

રસવંતીનો, અથવા હરડે અને બીલીનાં પાનનો; અથવા વજ, હળદર, અને સૂંઠનો; અથવા સૂંઠ અને સોનાગેરૂનો લેપ કરવાથી નેત્રના રોગો મટી જાય છે.

## તર્પણવિધિ.

**वातातपरजोहीने वेश्मन्युत्तानशायिनः। आधारौ माषचूर्णेन क्लिन्नेन परिमण्डलौ॥ समौ दृढावसंबाधौ कर्तव्यौ नेत्रकोशयोः। पूरयेत् घृतमण्डेन विलीनेन सुखोदकैः॥ सर्पिषा शतधौतेन क्षीरजेन घृतेन वा। निमग्नान्यक्षिपक्ष्माणि यावद् स्युस्तावदेव हि॥ पूरयेन्मीलिते नेत्रे तत उन्मीलयेच्छनैः। भिषग्भिरेष कथितः पुराणैस्तर्पणो विधिः। यद्रूक्षं परिशुष्कं च नेत्रं कुटिलमाविलम्। शीर्णपक्ष्मशिरोत्पातकृच्छ्रोन्मीलनसंयुतम्॥ तिमिरार्जुनशुक्राद्यैरभिष्यन्दाधिमन्थकैः शुक्राक्षिपाकशोथाभ्यांयुतं पवनपर्ययैः॥ तन्नेत्रं तर्पयेत्सम्यक् नेत्ररोगविशारदः। तर्पणं धारयेद्वर्त्मरोगे वाचां शतं बुधः॥ स्वस्थे कफे सन्धिरोगे वाचां पञ्चशतानि च। पित्ते शतानि षट् कृष्णरोगे सप्तशतानि हि॥ दृष्टिरोगे शतान्यष्टावाधिमन्थे सहस्रकम्। सहस्रं वातरोगेषु धारयेन्नेत्रं**

हि तर्पणम् ॥ तर्पणे नागतस्नेहं स्रावयित्वाक्षि शोषयेत् । स्विन्नेन यवपिष्टेन स्नेहवीर्येरितं ततः ॥ यथास्वं धूमपानेन कफमस्य विरेचयेत् । एकाहं वा त्र्यहं वापि पञ्चाहं चापि तर्पयेत् ॥ तर्पणे तृप्तिलिङ्गानि नेत्रस्यैतानि लक्षयेत् । सुखस्वप्नावबोधत्वं वैशद्यं दृष्टिपाटवम् ॥ निर्वृत्तिर्व्याधिशान्तिश्च क्रियालाघवमेव च ॥

क्रियालाघवं नेत्रस्य क्रियायां निमेषोन्मेषादौ लघुताम् ॥

गुर्वाविलमतिस्निग्धमश्रुकण्डूपदेहवत् । घर्षतोदयुतं नेत्रमतितर्पितमादिशेत् ॥ आस्रावशोफरोगाढ्यमुपदेहसमाकुलम् । रूक्षमस्रावि परुषं नेत्रं स्याद्धीनतर्पितम् । अनयोर्दोषबाहुल्यात् प्रयतेत चिकित्सिते । रूक्षस्निग्धोपचाराभ्यामनयोः स्यात् प्रतिक्रिया ॥

अनयोः अतितर्पितहीनतर्पितयोः ॥

दुर्दिनात्युष्णशीतेषु चिन्तायां संभ्रमेषु च । अशान्तोपद्रवे चाक्षिण तर्पणं न प्रशस्यते ॥ संभ्रमोऽत्र भयम् ॥

વાયુ, તડકો કે રજ ન હોય એવા ઘરમાં રોગીને ચત્તો સૂવાડીને અડદના લોટની સરખી, મજબુત અને સાંકડી નહિ એવી ફરતી પાળો બંને નેત્રો ઉપર કરવી. પછી આંખો વીંચાવીને તે પાળના ખાડામાં ઉના પાણીથી પાતળું કરેલું ઘી, અથવા પાણીથી સો વાર ધોએલું ઘી, અથવા દૂધમાંથી બારોબાર કાઢેલું ઘી પાંપણના વાળો ડુબી જાય એટલું ભરવું. ભરી રહ્યા પછી ધીરે ધીરે રોગીની આંખો ઉઘડાવવી. આ તર્પણવિધિ પ્રાચીન વૈદ્યોએ કહેલો છે. નેત્રો રૂક્ષ, સૂકાં, વાંકાં અને મેલાં થઇ ગયાં હોય; પાંપણના વાળો ખરી પડતા હોય અને શિરોત્પાત થતો હોય; આંખો માંડ માંડ ઉઘડતાં હોય અને તિમિર, અર્જુન, ફુલાં, અભિષ્યંદો, અધિમંથ, શુષ્કાક્ષિપાક, સોજો કે વાતપર્યય થયેલ હોય તો ઉત્તમ નેત્ર વૈદ્યે નેત્રોનું સારી પેઠે તર્પણ કરવું જોઇએ. પાંપણના રોગમાં સો ગુરુ વર્ણના-ઉચ્ચારના કાળ સુધી એ તર્પણ નેત્ર ઉપર રહેવા દેવું, સ્વસ્થતા, કફ, તથા સાંધાના રોગોમાં પાંચસો ગુરૂ વર્ણોચ્ચારના કાળ સુધી તર્પણ રહેવા દેવું; પિત્તરોગ હોય તો છસો, કાળા ડોળાના રોગમાં સાતસો, કીકીના રોગમાં આઠસો, અધિમંથમાં એક હજાર અને વાયુના રોગોમાં પણ એક હજાર ગુરૂ વર્ણોચ્ચાર થતાં સુધીના કાળ સુધી તર્પણ નેત્રો ઉપર રહેવા દેવું. તર્પણ પુરૂં થઇ રહે એટલે ઘીને નેત્રના પૂછડીને માર્ગેથી બહાર વ્હેવરાવી દેઇ, સેકેલા જવના લોટથી નેત્રોને સાફ કરી નાંખવાં. પછી ઘીના જોરથી કફ વધ્યો હોય તેને યથાયોગ્ય ધુમપાન કરાવીને દૂર કરવો. એક, પાંચ કે સાત દિવસ સુધી તર્પણ કરવું. બરાબર તર્પણ થાય છે તો નિદ્રા સુખથી આવે છે, સુખથી જગાય છે, નેત્રો સ્વચ્છ થઇ તેની શક્તિ

વધે છે, સુખ મળે છે, દરદ મટે છે, અને ઉઘાડવા મીંચવા વગેરે કામોમાં નેત્રો હલકાં થાય છે. આ ઉપરથી તર્પણ બરોબર થયાનું જાણવું. તર્પણનો અતિયોગ થાય તો નેત્રો ભારે, મેલાં અને અતિશય ચીકણાં થઈ જાય છે; આંસુ, ચાળ અને ચીપડાં આવે છે; અને તેમાં ઘર્ષણ કે ભોંકાયા જેવી પીડા થાય છે. તર્પણ ઓછું થયું હોય તો નેત્રમાંથી પાણી ઝરે છે, સોજો થાય છે, પીડા થાય છે, ચીપડાં આવે છે, રૂક્ષ થઈ જાય છે, અને કઠણ થઇ જાય છે. અતિયોગ કે હીનયોગ થયો હોય તો બહુ હરકત થાય છે, માટે તેની ચિકિત્સા કરવામાં કાળજી રાખવી, અતિયોગ ઉપર રૂક્ષ, તથા હીનયોગ ઉપર સ્નિગ્ધ ઉપચારો કરવા. વાદળાં, અત્યંત ગરમી, તથા અત્યંત ઠંડીના સમયોમાં; ચિંતા અને સંભ્રમ હોય ત્યારે, અને ઉપદ્રવો શાંત થયા પહેલાં; તર્પણ કરવું યોગ્ય નથી.

## પુટપાકવિધિ.

द्वे बिल्वे स्निग्धमांसस्य परं द्रव्यं पलं मतम् । द्रवस्य कुडवोन्मानं सर्वमेकत्र पेषयेत् ॥ तदेकत्र समालोड्य पत्रैः सुपरिवेष्टितम् । पुटपाकविधानेन तत्पक्त्वा तद्रसं बुधः ॥ तर्पणोक्तेन विधिना यथावद्विनियोजयेत् । दृष्टिमध्ये निषक्तव्यो नित्यमुत्तानशायिनः ॥ तेजांस्यनिलमाकाशमातपं भास्करस्य च । नेक्षेत तर्पिते नेत्रे यश्च वा पुटपाकवान् ॥

સ્નેહ વાળું માંસ આઠ તોલા, બીજાં ઔષધો ચાર તોલાભાર અને દ્રવ પદાર્થો સાત તોલા નાંખી, એ સર્વેને વાટીને તેનો લોંદો કરી પાંદડાંઓથી ખુબ વીંટીને પુટપાક પકાવવો. પછી તેમાંથી રસ નીચોવી લેઇને તે રસનો તર્પણની રીતે નેત્રામાં ઉપયોગ કરવો, રોગીને ચત્તા સુવાડી તેની આંખોમાં નિત્ય એ રસ નાંખવો. તર્પણ કે પુટપાક વિધિ કર્યા પછી રોગીએ તેજસ્વી પદાર્થો, પવન, આકાશ, કે સુર્યના તાપને સેવવો નહિ.

## અંજનવિધિ.

अथ संपक्वदोषस्य प्राप्तमञ्जनमाचरेत् । अञ्जनं क्रियते येन तद्द्रव्यं चाञ्जनं मतम्॥ तद्यथा । वटिकारसचुर्णानि त्रिविधान्यञ्जनानि हि ॥ कुर्याच्छलाकयाङ्गुल्या हीनानि स्युर्यथोत्तरम् ॥ स्नेहनं रोपणं चापि लेखनं तत् त्रिधा पृथक् । मधुरं स्नेहसम्पन्नमञ्जनं स्नेहनं मतम् ॥

तत् त्रिविधम् । पृथगिति तत् वटिकारसचूर्णरूपं पृथक् प्रत्येकं त्रिधा स्नेहनं रोपणं लेखनं चेति ॥

कषायतिक्तरसयुक् सस्नेहं रोपणं स्मृतम्॥ अञ्जनं क्षारतिक्ताम्लरसैर्लेखनमुच्यते॥ हरेणुमात्रां कुर्वीत वर्तीं तीक्ष्णाञ्जने भिष-

क् ॥ प्रमाणं मध्यमे सार्धे द्विगुणं तु मृदौ भवेत् ॥ रसक्रिया तूत्तमा स्यात् त्रिविडङ्गमिता मता । मध्यमा द्विविडङ्गा सा हीना त्वेकविडङ्गिका ॥ शलाका स्नेहने चूर्णे चतस्रः प्राहुरञ्जने । रोपणे तास्तु तिस्रः स्युस्ते उभे लेखने स्मृते ॥ मुखयोः कुण्ठिता श्लक्ष्णा शलाकाष्टाङ्गुलोन्मिता । अश्मजा धातुजा वा स्यात्कलायपरिमण्डला ॥ अग्रे कलायवत् परिवर्तुला ॥

सुवर्णरजतोद्भूता शलाका स्नेहने स्मृता। ताम्रलोहाश्मसंजाता शलाका लेखने मता ।अङ्गुली तु मृदुत्वेन रोपणे कथिता बुधैः॥

દોષો પાકી ગયા પછી અંજન આંજવું. જે વસ્તુ નેત્રમાં આંજવામાં આવે છે તેને અંજન કહે છે. ગોળી,રસ,અને ચૂર્ણ રૂપ; એમ ત્રણ પ્રકારનાં અંજનો હોય છે, અને તે શળી કે આંગળીથી અંજાય છે. ગોળી કરતાં રસરૂપ અને રસરૂપ કરતાં ચૂર્ણરૂપ અંજન નિર્બળ છે. અંજનોના પણ સ્નેહન,રોપણ, અને લેખન, એવા ત્રણ ત્રણ ભેદો છે. ક્ષાર, કડવા, અને ખાટા રસ વાળું અંજન લેખન છે; તૂરૂં, કડવું, અને સ્નેહન વાળું અંજન રોપણ છે; અને મધુર તથા સ્નેહ વાળું અંજન સ્નેહન છે. તીક્ષ્ણ અંજનની ગોળી વટાણા જેવડી, મધ્યમ હોય તો દોઢ વટાણા જેવડી, અને કોમળ હોય તો બે વટાણા જેવડી ગોળી કરવી. રસરૂપ અંજન ત્રણ વાવડીંગના દાણા જેટલું નાંખવું તે ઉત્તમ, બે વાવડીંગ જેટલું મધ્યમ, અને એક વાવડીંગ જેટલું કનિષ્ટ માત્રા છે; ચૂર્ણરૂપ અંજન સ્નેહનનું હોય તો તેની ચાર સળીઓ આંજવી, રોપણ હોય તો ત્રણ સળીઓ આંજવી, અને લેખન હોય તો બે સળીઓ આંજવી. આંજવાની સળી બંને છેડેથી પાતળી, લીસી, આઠ આંગળી લાંબી, વટાણા જેવી ગોળ, અને પથ્થર કે ધાતુની જોઇએ. સ્નેહના અંજન માટે સોનાની કે રૂપાની,લેખન અંજન માટે ત્રાંબાની, લોઢાની કે પથ્થરની સળી જોઇએ, અને રોપણઅંજન માટે તો કોમળ હોવાથી આંગળીજ વાપરવી એ યોગ્ય છે.

## અંજન શલાકા.

## દૃષ્ટિપ્રસાદના.

त्रिफलाभृङ्गशुण्ठीनां रसैस्तद्वच्च सर्पिषा॥ गोमूत्रमध्वजाक्षीरैः सिक्तो नागः प्रतापितः । तच्छलाका हरत्येव सकलान्नेत्रजान् गदान् ॥

શુદ્ધ સીસાંને વારંવાર તપાવી તપાવીને ત્રિફળાના રસમાં, ઘીમાં, ગોમૂત્રમાં, મધમાં, અને બકરીના દૂધમાં ટાઢુંપાડી, તેની સળીઓ બનાવીને તે નેત્રમાં ફેરવવાથી નેત્રના સર્વ રોગો નાશ પામે છે.

## આંજવાની રીતિ.

कृष्णभागादधः कुर्यात् यावन्नयनमञ्जनम् । हेमन्ते शिशिरे चापि मध्याह्नेऽञ्जनमिष्यते ॥ पूर्वाह्णे वाऽपराह्णे वा ग्रीष्मे शरदि चेष्यते॥ वर्षास्वनभ्रे नात्युष्णे वसन्ते तु सदैव हि ॥ प्रातः सायं तु तत्कुर्यान्न

च कुर्यात्सदैव हि । श्रान्ते प्ररुदिते भीते पीतमद्ये नवज्वरे ॥ अजीर्णे वेगघाते च नाञ्जनं संप्रशस्यते ॥

કાળા ડોળાની નીચેના ભાગમાં આંખના છેડા સૂધી અંજન આંજવું. હેમંત અને શિશિરમાં મધ્યાન્હે આંજવું, ગ્રીષ્મ અને શરદમાં પૂર્વાહ્‌ન અથવા અપરાહ્‌ન સમયે આંજવું,વર્ષામાં વાદળાં ન હોય તથા બહુ ગરમી ન હોય ત્યારે આંજવું, અને વસંત ઋતુમાં ગમે ત્યારે આંજવું. અંજન સવારે તથા સાંજરે આંજવું, પણ તે હંમેશા નહિ. થાકેલો, બહુ રોયો હોય, બીધેલો, બહુ દારૂ પીધેલો નવા જ્વર વાળો, અજીર્ણ વાળો, અને દસ્ત રોકાયો હોય, એવાએ અંજન આંજવું નહિ.

### સ્નેહન વટિકા.

पथ्याक्षधात्रीबीजानि एकद्वित्रिगुणानि च। पिष्ट्वाम्बुना वर्ती कुर्यादञ्जनं द्विहरेणुकम्। नेत्रस्रावं हरत्याशु वातरक्तरुजं तथा॥

હરડે, બેડાં, અને આમળાંનાં બીજો એક, બે, અને ત્રણ ભાગે ક્રમસર લેઇ, પાણીમાં વાટીને ગોળી કરવી. અને તે બે વટાણા જેટલી આંજવાથી નેત્રસ્રાવને એકદમ હરી લેછે, તથા વાતરક્ત રોગોને પણ હરે છે.

### રોપણ વટી.

रसाञ्जनं हरिद्रे द्वे मालतीनिम्बपल्लवाः ॥ गोशकृद्रससंयुक्ता वटी नक्तान्ध्यनाशिनी । एतस्याश्चाञ्जने मात्रा प्रोक्ता सार्धहरेणुका ॥

રસાંજન,હળદર,દારુહળદર,માલતીનાં પાન, અને લીમડાનાં પાંદડાં,એમને વાટીને ગાયના છાણના રસમાં ગોળી કરવી, તે રતાંધળાપણું મટાડે છે. તેની માત્રા દોઢ વટાણા જેટલી હોય છે.

### ચંદ્રોદયાલેખની વટી.

शङ्खनाभिर्बिभीतस्य मज्जा पथ्या मनःशिला ॥ पिप्पली मरिचं कुष्ठं वचाचेति समांशकम् ॥ छागक्षीरेण संपिष्य वर्ती कुर्याद्यवोन्मिताम् । हरेणुमात्रां संघृष्य जलेनाञ्जनमाचरेत् ॥ तिमिरं मांसवृद्धिं च काचं पटलमर्बुदम् । रात्र्यन्धं वार्षिकं पुष्पं वटी चन्द्रोदया जयेत् ॥

શંખની નાભિ, બેડાંનો ગર્ભ, હરડે, મનશીળ, પીપર, મરી,કઠ, અને વજને સમ ભાગે લઇ, બકરીના દૂધમાં વાટીને જવ જેવડી ગોળી કરવી. એક વટાણા જેટલી તે પાણીમાં ઘસીને આંજવાથી તિમિર, માંસવૃદ્ધિ, કાચ, પડળ, અર્બુદ, રતાંધળાપણું, અને એક વર્ષના ફુલાંને આ ચંદ્રોદયા જીતી લેછે.

### પુષ્પહરિવર્ત્તિ.

पलाशपुष्पस्वरसैर्बहुशः परिभावितम् । करञ्जबीजं तद्वर्तिदृष्टेः पुष्पं विनाशयेत् ॥

ખાખરાનાં પુષ્પો (કેસૂડાં)ના રસની બહુ બહુ ભાવના દીધેલ કરંજનાં બીજોની વાટ બનાવીને આંજવાથી ફૂલાંનો નાશ થઇ જાય છે.

### સ્નેહન રસક્રિયા.

कतकस्य फलं घृष्ट्वा मधुनानेत्रमञ्जयेत्॥

ईषत्कर्पूरसहितं तत्स्यान्नेत्रप्रसादनम् ॥

નિર્મળીના ફળને ઘસીને મધ સાથે તેમાં જરાક કપૂર મેળવીને નેત્રમાં આંજવાથી નેત્રને તે સ્વચ્છ કરી નાંખે છે.

## રોપણ રસક્રિયા.

रसाञ्जनं सर्जरसो जातीपुष्पं मनःशिला ॥ समुद्रफेनं लवणं गैरिकं मरिचं तथा ॥ एतत्समांशं मधुना पिष्टं प्रक्लिन्नवर्त्मनि। अञ्जनं क्लेदकण्डूघ्नं पक्ष्मणां च प्ररोहणम् ॥ दुग्धेन कण्डूं क्षौद्रेण नेत्रस्रावं च सर्पिषा।पुष्पं तैलेन तिमिरं काञ्जिकेन निशान्धताम् ॥ पुनर्नवा हरत्याशु भास्करस्तिमिरं यथा। बब्बूलदलानिः क्वाथो लेहीभूतस्तदञ्जनात् । नेत्रस्रावो व्रजेच्छोषं मधुयुक्तान्न संशयः ॥

રસાંજન, રાળ, જાઈનું ફૂલ, મનશીળ, સમુદ્રફેન, સૈંધવ, સોનાગેરૂ, અને મરીને સમ ભાગે મધમાં વાટીને આંજવાથી પ્રક્લિન્ન વર્ત્મનાં ક્લેદ તથા ચળ મટી જાય છે. અને પાંપણના વાળ ઊગે છે.

સાટોડીને તેલમાં વાટીને આંજવાથી તિમિર મટે છે,કાંજીમાં વાટીને આંજવાથી રતાંધળાંપણું મટી જાય છે; જેમ સૂર્ય અંધારાને મટાડે છે તેમ સાટોડી તિમિર તથા રતાંધળાપણાને મટાડે છે.

બાવળનાં પાનનો ક્વાથ શીરા જેવો કરી તેમાં મધ નાંખીને આંજવાથી નેત્રાનો સ્રાવ નિઃસંશય સૂકાઈ જાય છે.

## લેખન રસક્રિયા.

वटक्षीरेण संयुक्तो मुख्यकर्पूरजो रजःाक्षिप्रमञ्जनतो हन्ति कुसुमं तु द्विमासिकम् ॥ क्षौद्राश्वलालासंघृष्टैर्मरिचैर्नेत्रमञ्जनात्।अतिनिद्रा शमं याति तमः सूर्योदयादिव ॥

ભીમસેની કપુરના ચૂર્ણને વડના છીરમાં મેળવીને આંજવાથી બે માસનું ફૂલું તરત નાશ પામી જાય છે.

મધ તથા ઘોડાની લાળમાં મરી વાટીને આંજવાથી, જેમ સૂર્યોદયથી અંધકાર નાશ પામે છે તેમ, મોટું ઘેન શાંત થઈ જાય છે.

## સ્નેહન ચુર્ણ.

अग्नितप्तं हि सौवीरं निर्षिचेत् त्रिफलारसैः । सप्तवेलं तथा स्तन्यैः स्त्रीणां सिक्तं विचूर्णितम् ॥ अञ्जयेत् तेन नयने प्रत्यहं चक्षुषोर्हितम् । सर्वानक्षिविकारांस्तु हन्यादेतन्न संशयः ॥

ધોળા સુરમાને તપાવી તપાવીને સાત સાત વાર ત્રિફળાના રસ તથા સ્ત્રીઓના ધાવણમાં ઠારીને તેનું ચૂર્ણ કરી નિત્ય આંજવાથી બેશક નેત્રના સર્વ વિકારો મટી જાય છે. આ સુરમાનું ચૂર્ણ નેત્રાને હિતકારી છે.

## રોપણ ચુર્ણ.

शिलायां रसकं पिष्ट्वा सम्यगाप्लाव्यवारिणा।गृह्णीयात्तज्जलं सर्वं त्यजेच्चुर्णमधोगतम्॥ शुष्कं च तज्जलं सर्वं पर्पटीसन्निभं भवेत्। विचुर्ण्य भावयेत्सम्यक् त्रिवेलं त्रि-

फलारसैः ॥ कर्पूरस्य रजस्तत्र दशमांशेन निःक्षिपेत् । अञ्जयंश्चयने तेन नेत्राखिल गदच्छिदा ॥

કલખાપરિયાને શિલાપર વાટીને પાણીમાં મેળવી દેવો. પછી તે પાણીની આછ લઇ લેવી અને તળે બેઠેલા ચૂર્ણને નાંખી દેવું. એ પાણી સૂકાય છે ત્યારે તેની પાપડી થઇ જાય છે. તેનું ચુર્ણ કરીને ત્રણવાર તેને ત્રીફળાના રસની ભાવના દેવી. પછી તેમાં તેના દશમા ભાગનું કપુરનું ચુર્ણ મેળવીને આંજવાથી નેત્રના સર્વ રોગો છેદાઈ જાય છે.

## લેખન ચુર્ણ.

दक्षाण्डत्वक्शिलाकाचशङ्खचन्दनसैन्धवः । चुर्णितैरञ्जनं प्रोक्तं पुष्पादीनां निकृन्तनम् ॥

કુકડાંના ઇંડાંની છાલ્ય, મણશીળ, કાચ, શંખ, ચંદન, અને સૈંધવનું ચુર્ણ આંજવાથી ફૂલાં વગેરે કપાઇ જાય છે.

## સામાન્ય અંજનો.

## મુક્તાદિ મહાંજન.

मुक्ताकर्पूरकाचागुरुमरिचकणासैन्धवं चैलवालं । शुण्ठीकं लोलकांस्यत्रपुरजनिशिलाशङ्खनाभ्यभ्रतुत्थम् । दक्षाण्डत्वक् च साक्षं क्षतजमथ शिवा क्लीतकं राजवर्तं । जातीपुष्पं तुलस्याः कुसुममभिनवं बीजकं स्यात्तथैव ॥

एलबालं एलावालुकनाम्ना प्रसिद्धम् । कङ्कोलम् सुगन्धद्रव्यं सुगन्धकोकिलेति प्रसिद्धा तदलाभे जातीपुष्पं ग्राह्यम् । तस्याप्यलाभे लवङ्गं कांस्यं तच मारितं ग्राह्यम् । त्रपु रङ्गं तच मारितं ग्राह्यम् । शिला मनःशिला । अभ्रमभ्रकं तच मारितं ग्राह्यम् । दक्षाण्डत्वक् दक्षः कुक्कुटः तस्याण्डत्वक् अक्षं बिभीतफलम् । क्षतजमत्र कुङ्कुमम् शिवा हरीतकी । क्लीतकं यष्टीमधु । राजवर्तं रावटी इति लोके ॥

पूतीकनिम्बार्जुनभद्रमुस्तं सताम्रसारं रसगर्भयुक्तम् । प्रत्येकमेषां खलु माषकैकं यत्नेन पिष्येन्मधुनाऽतिसूक्ष्मम् ॥

पूतीकः घोराकरञ्ज इति लोके । अञ्जनं सुरमा इति लोके । भद्रमुस्तं नागरमुस्तम् । ताम्रसारं च मारितं ग्राह्यम् । रसगर्भं रसाञ्जनम् ॥

भवन्ति रोगा नयनाश्रिता ये नितान्तमात्रोपचिताश्च तेषाम् । विधीयते शान्तिरवश्यमेव मुक्तादिनानेन महाञ्जनेन ॥

इति मुक्तादि महाञ्जनम् ॥

મોતી, કપૂર, બિડલુણ, મરી, પીપર, સૈંધવ, ચણકબાબ, સુંઠ, મરિચકંકોલ અથવા જાઇનાં પુષ્પ, કાંસ્યભસ્મ, કથીર ભસ્મ, હળદર, મનશીળ, શંખની નાભિ, અભ્રકભસ્મ, મોરથુથુ, કૂકડાંનાં ઇંડાંની છાલ્ય, બેડાં, કેશર, હરડે, જેઠીમધ, રાજાવર્ત્ત, જાઇનાં પુષ્પ, તુળસીનાં તાજા માંજર, ધોળા સરગવા તથા પુતીકરંજનાં બીજો, લીમડો, આસોંદરો, નાગરમોથ, તામ્રભસ્મ; લોહભસ્મ, અને રસવંતી, એ દરેક છ છ રતિભાર લેઈ મધમાં ઝીણાં વાટીને આંજવાથી નેત્રના સર્વ રોગો અવશ્ય શમી જાય છે.

### નયન શાણાંજન.

**[illegible] સંલવણોષણા સહરસાઞ્જના સા-[illegible] સરિત્પતિકફઃ સિતા સિતપુનર્નવા [illegible]પિર્િ । રજન્યરુણચન્દનં મધુ ચ તુત્થ-પથ્યા શિલા અરિષ્ટદલશાવરસ્ફટિકશ-ઙ્ખનાભીન્દવઃ ॥**

લવણં સૈન્ધવં । અઞ્જનં સુરમા । સારિત્પતિ-કફઃ સમુદ્રફેનમ્ । શિલા મનઃશિલા । શાવરો લોધ્રઃ । સ્ફટિકઃ ષટ્કરી । ઇન્દુઃ કર્પુરઃ ॥

**ઇમાનિ તુ વિચુર્ણયેત્રિવિડવાસસા શોધ-યેત્તથાયસિ વિમર્દયેત્સમધુ તામ્રખણ્ડેન તત્ । ઇદં મુનિભિરીરિતં નયનશોણનામા-ઞ્જનં કરોતિ તિમિરક્ષયં પટલપુષ્પનાશં બલાત્ ॥**

તિમિરે નૂતનકુસુમે નૂતનપટલે ચ । ઇતિ ન-યનશોણાઞ્જનમ્ ॥

પીપર, સૈંધવ, મરી, રસવંતી, સુરમો, સમુદ્રફીણ, સાકર, ધોળી સાટોડી, હળદર, રતાંજળી, જેઠીમધ, હરડે, મણશીલ, લીમડાનાં પાન, લોદર, ફટકડી, શંખની નાભિ, અને કપૂરનું ચૂર્ણ જાડા લુગડાથી ચાળીને તેમાં મધ ભેળવીને લોઢાના વાંસણમાં ત્રાંબાના કટકાથી ખુબ વાટવું. મુનિઓએ કહેલું આ અંજન તાજું તિમિર, તાજું પડળ, અને ફુલાંનો બળાત્કારથી નાશ કરી નાંખે છે.

### ચંદ્રોદયાવટી.

**હરીતકી વચાં કુષ્ઠં પિપ્પલી મરિચાનિ ચ । બિભીતકસ્ય મજ્જા ચ શઙ્ખનાભિર્મનઃશિલા ॥ સર્વમેતત્સમં કૃત્વા ગવ્યક્ષીરેણ પેષયેત્ । નાશયેત્ તિમિરં કણ્ડૂપટલાન્ય-ર્બુદાનિ ચ ॥ અપિ ત્રિવાર્ષિકં શુક્રં માસે-નૈકેન નાશયેત્ ॥ અધિકાનિ ચ માંસાનિ રાત્રાવન્ધત્વમેવ ચ ॥**

પુષ્પે તિમિરે । ઇતિ ચન્દ્રોદયાવટી ॥

હરડે, વજ, કઠ, પીપર, મરી, બેહેડાંની મજ્જા(ગર્ભ), શંખની નાભિ અને મનશીળ સમ ભાગે મેળવી ગાયના દુધમાં વાટીને આંજવાથી તિમિર, ચળ, પડળો, અર્બુદો, ત્રણ વર્ષનું ફુલું, એમને એક માસમાં મટાડી દે છે. વિશેષમાં માંસવૃદ્ધી તથા રતાંધળાપણાને પણ મટાડે છે.

### ચંદ્રપ્રભાવર્તિ.

**રજની નિમ્બપત્રાણિ પિપ્પલી મરિચાનિ ચ । વિડઙ્ગં ભદ્રમુસ્તં ચ સપ્તમીત્વભયા સ્મૃતા ॥ અજામૂત્રેણ સંપિષ્ય છાયાયાં શોષયેદ્વટીમ્ । વારિણા તિમિરં હન્તિ ગો-મૂત્રેણ તુ પિષ્ટકમ્ ॥ મધુના પટલં હન્તિ નારીક્ષીરેણ પુષ્પકમ્ । એષા ચન્દ્રપ્રભા વર્તિઃ સ્વયં રુદ્રેણ નિર્મિતા । કણા છાગ-યકૃન્મધ્યે પક્ત્વા તદ્રસપેષિતા । અચિરા-દ્ધન્તિ નક્તાન્ધ્યં તદ્વત્સક્ષૌદ્રમૂષણમ્ ॥**

હળદર, લીમડાનાં પાન, પીપર, મરી, વાવડંગ, ભદ્રમોથ, અને સાતમી હરડે ને બકરીના મૂત્રમાં વાટીને છાયામાં સૂકવી ગોળી કરવી, પાણીમાં ઘસીને તે આંજવાથી તિમિર મટાડે છે, ગોમૂત્રમાં આંજવાથી પીષ્ટક મટે છે, મધમાં આંજવાથી પડળ મટે છે, સ્ત્રીના દુધમાં ઘસીને આંજવાથી ફુલું મટે છે, આ ચંદ્રપ્રભાવર્તિ પોતે શંકરે બનાવેલી છે.

## કણા પ્રયોગ.

બકરીની લીંડી મધ્યે પીપરને પકાવીને એને લીંડીના રસમાં વાટીને આંજવાથી તુરતજ રતાંધળાપણું મટી જાય છે.

## મરિચ પ્રયોગ.

ઉપરની પીપરની પેઠેજ મરીનાં પ્રયોગથી પણ રતાંધળાપણું મટી જાય છે.

## ત્રિફલાદ્ય ઘૃત.

**त्रिफलाया रसं प्रस्थं प्रस्थं भृङ्गरजस्य च । वृषस्य च रसं प्रस्थं शतावर्याश्च तत्समम् ॥** भृङ्गरजः भृङ्गराजः ॥

**गुडूच्या आमलक्याश्च रसं छागीपयस्तथा । प्रस्थं प्रस्थं समाहृत्य सर्वैरेभिर्घृतं पचेत् ॥ कल्कः कणा सिता द्राक्षा त्रिफला नीलमुत्पलम् । मधुकं क्षीरकाकोली मधुपर्णी निदिग्धिका ॥**

क्षीरकाकोल्या अलाभेऽश्वगन्धामूलं ग्राह्यम् । मधुपर्णी अत्र यष्टीमधु चक्षुष्यत्वात् ॥

**तत् साधु सिद्धं विज्ञाय शुभे भाण्डे निधापयेत्। ऊर्ध्वं पानमधः पानं मध्ये पानं च शस्यते ॥ यावन्तो नेत्ररोगाः स्युस्तान्पानादपकर्षति ॥ सुरक्ते रक्तदुष्टे च रक्ते वा विस्रुते तथा ॥ नक्तान्ध्ये तिमिरे काचे नीलिकापटलार्बुदे । अभिष्यन्देऽधिमन्थे च पक्ष्मकोपे सुदारुणे ॥ नेत्ररोगेषु सर्वेषु दोषत्रयकृतेष्वपि। परं हितमिदं प्रोक्तं त्रिफलाद्यं महाघृतम् ॥**

ત્રિફળાનો રસ ૬૪ તોલા, ભાંગરાનો રસ ૬૪ તોલા, અરડુસીનો રસ ૬૪ તોલા, શતાવરીનો રસ ૬૪ તોલા, ગળોનો રસ ૬૪ તોલા, આમલીનો રસ ૬૪ તોલા, અને બકરીનું દુધ ૬૪ તોલા, એ સર્વ એકઠાં કરીને તેમાં પીપર, સાકર, દ્રાક્ષ, હરડે, બેડાં, આમળાં, નીલકમળ, બમણું જેઠીમધ, આસોંદનું મૂળ, અને ભોંરીંગણીના કલ્કો નાંખીને તેમાં ઘી પકાવવું. પાકે ત્યારે તેને સારા વાસણમાં રાખી મૂકવું. ભોજન પહેલાં, કર્યા પછી, અને મધ્યમાં આ ઘી ખાવાથી નેત્રના સર્વ રોગો મટી જાય છે. બહુ રતાશ, રક્તદોષો, રક્તસ્રાવો. રતાંધળાપણું, તિમિર, કાચ, નીલિકા, પડળ, અર્બુદ, અભિષ્યંદ, અધિમંથ, મહાદારૂણ પક્ષ્મકોપ, અને ત્રણે દોષોએ કરેલા નેત્રના રોગો ઉપર તે અત્યંત હિતકારી છે.

## ત્રિફલાદ્ય ઘૃત.

**शतमेकं हरीतक्या द्विगुणं च बिभीतकम् । चतुर्गुणं त्वामलकं वृषमार्कवयोः समम् ॥ चतुर्गुणोदकं दत्त्वा शनैर्मृद्वग्निना पचेत् ॥ भागं चतुर्थं संरक्ष्य क्वाथं तमवतारयेत् ॥ शर्करा मधुकं द्राक्षा मधुयष्टी निदिग्धिका । काकोली क्षीरकाकोली त्रिफला नागकेसरम् ॥**

काकोलीयुगलाऽलाभेऽश्वगन्धामूलं द्विगुणंग्राह्यम् ॥

**पिप्पली चन्दनं मुस्तं त्रायमाणा तथोत्पलम् । घृतप्रस्थं समं क्षीरं कल्कैरेतैः शनैः पचेत् ॥ हन्यात् सतिमिरं काचं नक्तान्ध्यं शुक्रमेव च ॥ तथा स्रावं च कण्डूं**

च श्वयथुं च कषायताम् ॥ कलुषत्वं च नेत्रस्य बिन्दूर्मपटलानि च । बहुनात्र किमुक्तेन सर्वान्नेत्रामयान्हरेत् ॥ यस्य चोपहता दृष्टिः सूर्याग्निभ्यां प्रपश्यतः ॥ तस्यैतद्भेषजं प्रोक्तं मुनिभिः परमं हितम् ॥ मार्जितं दर्पणं यद्वत्परां निर्मलतां व्रजेत् । तद्वदेतेन पीतेन नेत्रं निर्मलतामियात् ॥

હરડે તોલા ૧૦૦, બેહેડાં તોલા ૨૦૦, આમળાં તોલા ૪૦૦, અરડુસો તથા ભાંગરો ૪૦૦ તોલા, એમનો ચોગણા પાણીમાં કોમળ અગ્નિથી ધીરેથી ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી રહે એટલે ઉતારી તેમાં સાકર, બમણું જેઠીમધ, દ્રાક્ષ, ભોંરીંગણી, બમણું આસોંદનું મુળ, ત્રિફળા, નાગકેશર, પીપર, રતાંજળી, નાગરમોથ, ત્રાયમાણ, અને રક્તકમળના કલ્કો નાંખીને, તેમાં ધીરે ધીરે ૬૪ તોલા ઘી અને ૬૪ તોલા દૂધ પકાવવું. કેવળ ઘી રહે એટલે ઉતારવું. આ ઘી તિમિર, કાચ, રતાંધળાપણું, ફૂલું, સ્રાવ, ચળ, સોજો, કષાયતા, મલીનતા, બિંદુ, અર્મ, અને પડળનો નાશ કરી નાંખે છે. બહુ કહેવાથી શું ? ટુંકામાં એટલુંજ કહેવાનું કે આ ઘી નેત્રના સર્વ રોગોને મટાડે છે. સુર્ય કે અગ્નિ સામે જોવાથી જેની દ્રષ્ટિ હણાઈ ગઇ હોય તેને માટે આ ઘી સર્વોત્તમ છે, એમ મુનિઓએ કહેલું છે. જેમ વસ્ત્રવડે લુછવાથી દર્પણ અત્યંત સ્વચ્છ થાય છે તેમ આ ઘી પીવાથી નેત્રો અત્યંત નિર્મળ થાય છે.

### વાસકાદિ ક્વાથ.

वासाविश्वामृतादार्वीरक्तचन्दनचित्रकैः । भूनिम्बनिम्बकटुकापटोलत्रिफलाम्बुदैः ॥ निशाकलिङ्गकुटजैः क्वाथः सर्वाक्षिरोगहा । वैस्वर्यं पीनसं श्वासं कासं नाशयति ध्रुवम् ॥

इति नेत्ररोगाधिकारः ॥

અરડુસી, સુંઠ, ગળો, દારૂહળદર, રતાંજળી, ચિત્રક, કરિયાતું, લીમડો, કડુ, કડવાં પરવળ, હરડે, બેહેડાં, આમળાં, મોથ, હળદર, પીપર, અને ઇંદ્રજવનો ક્વાથ પીવાથી નેત્રના સઘળા રોગો, સ્વરભંગ, સળેખમ, શ્વાસ, અને ઉધરસનો નાશ અવશ્ય થઇ જાય છે.

# કાનના રોગોનો અધિકાર.

## કાનના રોગોનાં નામો.

कर्णशूलः कर्णनादो बाधिर्यं क्ष्वेड एव च । कर्णस्रावः कर्णकण्डूः कर्णगूथस्तथैव च ॥ प्रतिनाहो जन्तुकर्णो विद्रधिर्द्विविधस्तथा । कर्णपाकः पूतिकर्णस्तथैवार्शश्चतुर्विधः ॥ तथार्बुदं सप्तविधं शोफश्चापि चतुर्विधः । एते कर्णगता रोगा अष्टाविंशतिरीरिताः ॥

કર્ણશૂલ, કર્ણનાદ, બાધિર્ય, ક્ષ્વેડ, કર્ણસ્રાવ, કર્ણકંડુ, કર્ણગુથ, પ્રતિનાહ, કૃમિકર્ણ, ક્ષત કે અભિઘાતથી થયેલો વિદ્રધિ, દોષોથી થયેલો વિદ્રધિ, કર્ણપાક, પુતિકર્ણ, ચાર પ્રકારના સોજા, ચાર પ્રકારના અર્શ, અને સાત પ્રકારના અર્બુદ, એમ કાનના અઠાવીશ રોગો છે.

### કર્ણશૂળનું લક્ષણ.

समीरणः श्रोत्रगतोऽन्यथा चरन् समन्ततः शूलमतीव कर्णयोः । करोति दोषैश्च यथा

स्वभावृत्तः स कर्णशूलः कथितो दुराचरः॥

अन्यथाचरन् समन्ततः प्रतिलोमं चरन्। दोषैः पित्तकफरक्तैः। रक्तस्यापि रुजादिकर्तृत्वेन दोषसाम्यात् दोषत्वमत्र। यथा स्वं आत्मीयानिदानकुपितैः अथ वा यथास्त्रमिति शूलविशेषणं। दुराचरः दुरुपचारः।

કાનમાં ચારેમેર ફરતો અને દોષ પામેલાં પિત્ત, કફ, અને રક્તથી વિંટાએલો વાયુ કાનમાં તે તે દોષોથી યુક્ત શૂળને ઉત્પન્ન કરે છે તે કર્ણશૂલ કહેવાય છે, અને તે કષ્ટસાધ્ય છે. રક્ત પણ વેદના વગેરે કરનાર હોવાથી દોષો જેવુંજ ગણાય છે,માટે તેને દોષની પંક્તિમાં અત્ર ગણ્યું છે.

### કર્ણશૂળની અસાધ્યતા.

मूर्च्छा दाहो ज्वरः कासः श्वासोऽथ वमथुस्तथा। उपद्रवाः कर्णशूले भवन्त्येते मरिष्यतः॥

મૂર્ચ્છા, દાહ, જ્વર, ઉધરસ, શ્વાસ, અને વમન, આ ઉપદ્રવો કર્ણશૂલ સાથે હોય તો તે માણસ મરી જાય છે.

### કર્ણનાદનું લક્ષણ.

कर्णस्रोतः स्थिते वाते शृणोति विविधान्स्वनान्। भेरीमृदङ्गशङ्खानां कर्णनादः स उच्यते॥

भेरीमृदङ्गशङ्खादीनामित्युपलक्षणम्। तेन भृङ्गादिकृतशब्दानां ग्रहणम्।

કોપ પામેલ વાયુ કાનની શબ્દવાહક નાડીમાં ભરાયાથી ભેરી, મૃદંગ, શંખ, અને ભ્રમર વગેરેના જેવા વિવિધ પ્રકારના શબ્દો સંભળાય છે, તેને કર્ણનાદ કહે છે.

### બાધિર્યનું લક્ષણ.

यदा शब्दवहो वायुः स्रोत आवृत्य तिष्ठति। शुद्धः श्लेष्मान्वितो वापि बाधिर्यं तेन जायते॥

बाधिर्यं बालवृद्धोत्थं चिरोत्थं च विवर्जयेत्॥

કફ સાથે મળેલો અથવા એકલો વાયુ જ્યારે શબ્દવાહક નાડીને વિંટાઇ રહે છે ત્યારે બહેરાપણું થાય છે.બાળકનું, વૃદ્ધનું, કે લાંબા કાળનું બહેરાપણું અસાધ્ય છે.

### ક્ષ્વેડનું લક્ષણ.

वायुः पित्तादिभिर्युक्तो वेणुघोषसमं स्वनम्। करोति कर्णयोः क्ष्वेडं कर्णक्ष्वेडः स उच्यते॥

क्ष्वेडशब्दार्थं व्यनक्ति। वेणुघोषसमं स्वनमिति। यत उक्तम्। क्ष्वेडनं वेणुघोषवत् इति। ननु कर्णनादकर्णक्ष्वेडयोः कोभेदः। उच्यते। कर्णनादः केवलेन वातेन जायते। तत्र नानाशब्दांश्च शृणोति। कर्णक्ष्वेडस्तु पित्तादियुक्तेन वातेन जन्यते। तत्र नियमेन वेणुघोषमेव शृणोतीति भेदः॥

પિત્ત વગેરેની સાથે મળેલો વાયુ કાનમાં વાંસના જેવો નાદ કરે છે તેને ક્ષ્વેડ કહે છે. કર્ણનાદ કેવળ વાયુથી થાય છે તથા ભેરી વગેરે જેવા અનેક શબ્દો તેમાં થાય છે, અને ક્ષ્વેડમાં પિત્ત વગેરેથી મળેલો વાયુ હોઇને તેમાં વાંસ જેવોજ શબ્દ થાય છે, એટલો એ બે રોગોમાં તફાવત છે.

## કર્ણસ્રાવનું લક્ષણ.

**शिरोऽभिघातादथ वा निमज्जतो जले प्रपाकादथ वापि विद्रधेः । स्रवेद्धि पूयं श्रवणोऽनिलार्दितः स कर्णसंस्राव इति प्रकीर्तितः ॥**

पूय इत्युपलक्षणम् । जलं रसं च स्रवेत् । श्रवणशब्दो पुंलिङ्गोऽप्यस्ति ॥

માથામાં વાગવાથી, પાણીમાં ડુબવાથી, અથવા પાકવાથી કે વિદ્રધિ થવાથી વાયુથી પીડાતો કાન પરૂનો સ્રાવ કરે, અથવા તેમાંથી રસ કે જળનો સ્રાવ થાય, તેને કર્ણસ્રાવ કહે છે.

## કર્ણકંડુનું લક્ષણ.

**मारुतः कफसंयुक्तः कर्णे कण्डूं करोति हि ॥**

કફ સાથે મળેલો વાયુ કાનમાં ચળ ઉત્પન્ન કરે છે.

## કર્ણગુંથનું લક્ષણ.

**पित्तोष्मशोषितः श्लेष्मा कुरुते कर्णगूथकम् ॥**

कर्णे गूथयते यस्मात् स कर्णगूथो व्याधिः ॥

પિત્તની ગરમીથી સૂકાયલો વાયુ કાનમાં મેલ ઉત્પન્ન કરે છે તેને કર્ણગુંથ કહે છે.

## પ્રતિનાહનું લક્ષણ.

**स कर्णगूथो द्रवतां यदा गतो विलायितो घ्राणमुखं प्रपद्यते । तदा स कर्णप्रतिनाहसंज्ञितो भवेद्विकारःशिरसोऽर्धभेदकृत्॥**

घ्राणं च मुखं च घ्राणमुखम् । एकत्वं द्वन्द्वे । शिरसोऽर्धभेदकृत् अर्धावभेदकाख्यशिरोरोगकृत॥

કાનનો મેલ પીગળીને નાક કે મુખમાં જાય છે તે પ્રતિનાહ કહેવાય છે, તેથી આધાશીશી નામનો માથાનો રોગ પણ થાય છે.

## કૃમિકર્ણકનું લક્ષણ.

**यदा तु मूर्च्छन्त्यथवा तु जन्तवः सृजन्त्यपत्यान्यथवापि मक्षिकाः तदञ्जनत्वाच्छ्रवणो निरुच्यते भिषग्भिराद्यैः कृमिकर्णको गदः ॥**

तदञ्जनत्वात् कृमिलक्षणत्वात् । श्रवणे क्रिमिकर्णको गदो निरुच्यत इत्यन्वयः ॥

પતંગિયાં વગેરે જીવો કાનમાં પેસે છે, અથવા માખીઓ પોતાનાં બચ્ચાં કાનમાં મુકે છે ત્યારે કાનમાં કીડા થાય છે, તેને કૃમિકર્ણક રોગ કહે છે.

## કાનમાં જીવડાં થયાનાં ચિન્હો.

**पतङ्गाः शतपद्यश्च कर्णश्रोत्रं प्रविश्यहि । अरतिं व्याकुलत्वं च भृशं कुर्वन्ति वेदनाम्॥ कर्णो निस्तुद्यते तत्र तथा फरफरायते। कीटे चलति रुक् तीव्रा निस्पन्दे मन्दवेदना ॥** निस्पन्दः निश्चलः ॥

પતંગિયાં કે કાનખજૂરા કાનમાં પ્રવેશ કરે છે તો અણગમો, વ્યાકુળતા અને અત્યંત વેદના થાય છે. કાનમાં પીડા થાય છે, અંદર ફરફરાટ થાય છે, અને કીડા ચાલે છે ત્યારે અત્યંત વેદના થાય છે અને નથી ચાલતો ત્યાં વેદના ઓછી થાય છે.

## બંને કર્ણ વિદ્રધિઓનું લક્ષણ.

**क्षताभिघातप्रभवस्तु विद्रधिर्भवेत्तथा दोषकृतो परः पुनः ॥ स रक्तपीतारुणमस्रवेत्मतोदधूमायनदाहचोषवान् ॥**

क्षतप्रभवोऽभिघातप्रभवश्च तयोर्द्वयोरप्यागन्तुजत्वादैक्यम् । अस्रं आस्रावमित्यर्थः ॥

કાનમાં ક્ષત, અભિઘાત, કે દોષથી વિદ્રધિ થાય છે, તેમાંથી રાતો પીળો સ્રાવ થાય છે, અને વ્યથા તથા ધુમાડા નીકળવા જેવું થાય છે. બળતરા તથા અગ્નિ જેવો તાપ થાય છે. આને કર્ણ વિદ્રધિ કહે છે. વિદ્રધિ ક્ષતથી કે અભિઘાતથી થયો હોય, તો પણ તે આગંતુકજ હોવાથી તેને એકજ ગણવામાં આવેલો છે.

### કર્ણપાકનું લક્ષણ.

**कर्णपाकस्तु पित्तेन कोथविक्लेदकृद्भवेत्॥**

कोथः पूतिभावः । विक्लेद आर्द्रता ॥

પિત્તથી કાન સડી દુર્ગંધી અને કચ કચતો થાય તેને કર્ણપાક કહે છે.

### પૂતિકર્ણનું લક્ષણ.

**कर्णविद्रधिपाकेन कर्णे वा वारिपूरणात् । पूयं स्रवति यः पूति स ज्ञेयः पूतिकर्णकः ॥** कर्णस्रावाद्भेदार्थमाह । पूतीति नियमेन पूतिर्यथा स्यादेवं स्रवति ॥

કર્ણવિદ્રધિ પાકવાથી કે કાનમાં પાણી ભરાવાથી તેમાંથી દુર્ગંધી સ્રાવ થાય છે, તે પૂતિકર્ણ કહેવાય છે. આમાં નિયમિત રીતે દુર્ગંધી સ્રાવજ થાય છે. એટલો કર્ણસ્રાવમાં અને તેમાં ભેદ છે.

## સોજા, અર્બુદ, અને અર્શોનાં લક્ષણો.

**कर्णशोथार्बुदार्शांसि जानीयादुक्तलक्षणैः । कर्णशोथाश्च चत्वारो वातपित्तकफास्रजाः ॥**

एवमर्शोऽपि चतुर्विधम् । अन्येषां शोथानामर्शसां चासम्भवः । आधारप्रभावात् । अर्बुदं सप्तविधं वातपित्तकफरक्तमांसमेदःशिराजम् । एते कर्णरोगा अष्टाविंशतिः सुश्रुतोक्ताः ॥

વાત, પિત્ત, કફ, અને રૂધિરથી થયેલ એમ કાનના સોજા ચાર પ્રકારના છે; તેમનાં લક્ષણો સોજાના પ્રકરણમાં કહ્યા પ્રમાણે સમજી લેવાં.

વાયુ, પિત્ત, કફ અને રૂધિરથી થયેલ એમ કાનના અર્શો ચાર પ્રકારના છે. તેમનાં લક્ષણો અર્શના પ્રકરણમાં કહ્યાં પ્રમાણે સમજી લેવાં. કાનમાં આ ચાર પ્રકાર વિના બીજા અર્શો થતા નથી તે એ સ્થાનનોજ પ્રભાવછે.

વાયુ, પિત્ત, કફ, રૂધિર, માંસ, મેદ, અને શિરાથી થયેલા એમ સાત પ્રકારના અર્બુદો કાનમાં થાય છે, અને તેમનાં લક્ષણો અર્બુદના પ્રકરણમાં કહ્યા પ્રમાણેનાં સમજી લેવાં.

સુશ્રુતે કહેલા કાનના અઠ્ઠાવીશ રોગોનાં લક્ષણો ઉપર કહેવાયાં છે. હવે ચરકે કહેલા ચાર રોગો વિષે કહેવાય છે,

## કાનના બીજા ચાર રોગો.

**वातपित्तकफसन्निपातकृतमाह ॥**

વાત, પિત્ત, કફ અને સંનિપાતે કરેલા એમ ચાર પ્રકારના રોગો છે.

### વાત કર્ણરોગનું લક્ષણ.

**नादोऽतिरुक् कर्णतले तु शोथः स्रावस्तनुश्चाश्रवणं च वातात् ।**

કાનમાં નાદ, અતિ વેદના, સોજો, પાતળો સ્રાવ, અને બેહેરાપણું થાય, તો તે વાયુથી થયેલ કાનનો રોગ જાણવો.

### પિત્ત કર્ણરોગનું લક્ષણ.

**शोथः सरागो दरणं विदाहः सपूतिपीतस्रवणं च पित्तात् ।**

રતાશ વાળો સોજો, ફાટવું, દાહ અને દુર્ગંધવાળો પીળો સ્રાવ થાય, તો તે રોગ પિત્તનો જાણવો.

### કફથી થએલા કર્ણરોગનું લક્ષણ.

**वैश्रुत्यकण्डूस्थिरशोथशुक्लः स्निग्धः स्रुतिः स्वल्परुजः कफाच्च ॥**

वैश्रुत्यं अन्यथा श्रवणम् ॥

વિપરીત શ્રવણ, ચળ, સોજો, શ્વેત ચીકણો સ્રાવ, અને વેદના થોડી હોય, તો તે કફથી થયેલ રોગ જાણવો.

### સાંનિપાતિકકર્ણરોગનું લક્ષણ.

**सर्वाणि रूपाणि च सन्निपातात् स्रावश्च तत्राधिकदोषवर्णः ॥**

कर्णपाल्याः कर्णावयवत्वात्तद्विकारमप्यत्रैवाह ॥

ઉપરના ત્રણે દોષોનાં લક્ષણો સાથે હોય, અને જે દોશો અધિક હોય તેનો સ્રાવ થતો હોય, તો તે રોગ ત્રણ દોશોનો જાણવો.

### કર્ણપાળીના રોગો.

### પરિપોટકનું લક્ષણ.

**सौकुमार्याच्चिरोत्सृष्टे सहसैवातिवर्धिते । कर्णे शोथो भवेत्पाल्यां सरुजः परिपोटवान् ॥ कृष्णारुणनिभस्तब्धः स वातात्परिपोटकः ॥** परिपोटवान् मनाक् विदारणवान् ॥

સુકુમારતાથી લાંબા કાળ સૂધી ઘરેણાં ઘાલવામાં નહિ આવીને પછી તે કાનને વધારવામાં આવે છે તો તે કાનની પાળમાં વેદના વાળો, જરાક ફાટેલો, કાળાશ સહિત રતાશ વાળો, અને સ્તબ્ધતા વાળો સોજો વાયુથી થાય છે, તેને પરિપોટક કહે છે.

### ઉત્પાતનું લક્ષણ.

**गुर्वाभरणसंयोगात् ताडनात् घर्षणादपि । शोथः पाल्यां भवेत् श्यावो दाहपाकरुजान्वितः । रक्तो वा रक्तपित्ताभ्यामुत्पातः सगदः स्मृतः ॥**

ભારે ઘરેણાં પહેરવાથી, વાગવાથી, કે ઘસાવાથી કાનની પાળમાં કાળાશ કે રતાશ વાળો, દાહ તથા પાક વાળો, અને વેદના વાળો સોજો રક્ત તથા પિત્ત બંનેના પ્રકોપથી થાય છે, તેને ઉત્પાત કહે છે.

### ઉન્મંથકનું લક્ષણ.

**कर्णं बलाद्वर्धयतः पाल्यां वायुः प्रकुप्यति । कफं संगृह्य कुरुते शोथं स्तब्धमवेदनम् । उन्मन्थकः सकण्डूको विकारः कफवातजः ॥** अवेदनम् ईषद्वेदनम् ॥

કાનને બળાત્કારથી વધારવા જતાં પાળમાં વાયુનો કોપ થવાથી કફની મદદથી તે વાયુ સ્તબ્ધતા વાળો, ચળ

અને થોડી વેદના વાળા સોજાને ઉત્પન્ન કરે છે, તે રોગ વાત અને કફથી થયેલો ઉન્મંથક રોગ કહેવાય છે.

### દુઃખ વર્ધનનું લક્ષણ.

**संवर्धमाने दुर्विद्धे कण्डूदाहरुजान्वितः । शोथो भवति पाकश्च त्रिदोषो दुःखवर्धनः॥**

संवर्धमाने दुर्विद्धे । कर्ण इति शेषः ।

અયોગ્ય રીતે વીંધાયેલો કાન વધે છે ત્યારે ચળ, દાહ, અને પીડા વાળો સોજો તથા પાક થાય છે, તે ત્રણે દોષોથી થતો દુઃખવર્ધન રોગ કહેવાય છે.

### પરિલેહિનું લક્ષણ.

**कफासृक्कृमयः क्रुद्धाः सर्षपाभा विसारिणः । कुर्वन्ति पिडिकाः पाल्यां कण्डूदाहसमन्विताः ॥ कफासृक्कृमिसम्भूतः स विसर्पन्नितस्ततः । लिह्यात्स शष्कुलीं पालीं परिलेही च स स्मृतः ॥**

सपिडिकात्मकः परिलेहिसंज्ञो गदः । लिह्यात् निर्मांसीकुर्यात् ॥

કફ, રક્ત, અને કૃમિઓ પ્રકોપ પામીને ફેલાતી, ચળવાળી, તથા દાહવાળી સર્ષપ જેવી ફોડકીઓ પાળમાં ઉત્પન્ન કરે છે, આ રોગ ફેલાઇને કાનના છિદ્ર તથા પાળને માંસ વગરનાં કરી નાંખે છે. કફ, રક્ત, અને કૃમિથી થતો આ રોગ પરિલેહિ કહેવાય છે.

### કર્ણરોગોની ચિકિત્સા.

**कर्णशूले कर्णनादे बाधिर्ये क्ष्वेड एव च । चतुर्ष्वपि च रोगेषु सामान्यं भेषजं स्मृतम् ॥ शृङ्गवेरं समधु सैन्धवं तैलमेव च । कदुष्णं कर्णयोर्धार्यमेतत्स्याद्वेदनापहम् ॥ लशुनार्द्रकशिग्रूणां वारुण्या मूलकस्य च । कदल्या स्वरसः श्रेष्ठः कदुष्णः कर्णपूरणे ॥** वारुणी वरुणः ॥

**अर्काङ्कुरानम्लपिष्टान् सतैललवणान्वितान् । संनिदध्यात्स्नुधाकाण्डे कोरिते मृत्स्नयावृते ॥ पुटपाकक्रमात् स्विन्नं पीडयेदारसागमात् । सुखोष्णं तद्रसं कर्णे प्रक्षिपेच्छूलशान्तये ॥ अर्कस्य पत्रं परिणामपीतमाज्येन लिप्तं शिखियोगतप्तम् । आपीड्य तस्याम्बु सुखोष्णमेव कर्णे निषिक्तं हरते हि शूलम् ॥ तीव्रशूलातुरे कर्णे सशब्दे क्लेदवाहिनि । छागमूत्रं प्रशंसन्ति कोष्णं सैन्धवसंयुतम् ॥ तैलं श्वेतार्कमूलेन मन्देऽग्नौ विधिना कृतम् । हरेदाशु त्रिदोषोत्थं कर्णशूलं प्रपूरणात् ॥ हिङ्गुसैन्धवशुण्ठीभिस्तैलं सर्षपसम्भवम् । विपक्व हरतेऽवश्यं कर्णशूलं प्रपूरणात् ॥कर्णशूले कर्णनादे बाधिर्ये क्ष्वेड एव च । पुरणं कटुतैलेन हितं वातघ्नमौषधम् ॥ शिखरिक्षारजवारिणि तत्कृतकल्केन साधितं तैलम् । अपहरति कर्णनादं बाधिर्यं चापि पुरणतः ॥**

शिखरी अपामार्गः ॥

**गवां मूत्रेण बिल्वानि पिष्ट्वा तैलं विपाचयेत् । सजलं च सदुग्धं च तद्बाधिर्यहरं परम् ॥** इति बिल्वतैलम् ॥

**कर्णस्रावे पूतिकर्णे तथैव कृमिकर्णके ।**

सामान्यं कर्म कुर्वीत योगान्वैशेषिकानपि॥ स्वर्जिकाचूर्णसंयुक्तं बीजपूररसं क्षिपेत्। कर्णस्रावरुजो दाहास्ते नश्यन्ति न संशयः॥ आम्रजम्बूप्रवालानि मधूकस्य वटस्य च। एभिस्तु साधितं तैलं पूतिकर्णगदं हरेत्॥ जातीपत्ररसैस्तैलं विपक्वं पूतिकर्णजित्। सिद्धं रसाञ्जनं नार्याः क्षीरेण क्षौद्रसंयुतम्॥ प्रशस्यते चिरोत्थे तत् सास्रावे पूतिकर्णके। कुष्ठहिङ्गुवचादारुशताह्वाविश्वसैन्धवैः॥ पूतिकर्णापहं तैलं बस्तमूत्रेण साधितम्॥ कुष्ठादि तैलम्॥

जम्बूकस्य तु मांसेन कटु तैलं विपाचयेत्। तस्य पूरणमात्रेण कर्णनाडी प्रशाम्यति॥ चूर्णेन गन्धकशिलारजनीभवेन मुष्टयंशकेन कटुतैलपलाष्टकं तु। धत्तूरपत्ररसतुल्यमिदं विपक्वं नाडीं जयेच्चिरभवामपि कर्णजाताम्॥ मुष्टिः पलम्॥

कृमिकर्णविनाशाय क्रिमिघ्नीं कारयेत् क्रियाम्। वार्ताकधूमश्च हितः सार्षपस्नेह एव च॥ पूरणं हरितालेन गव्यमूत्रयुतेन च। धूपने कर्णदौर्गन्ध्ये गुग्गुलुः श्रेष्ठ उच्यते॥ चिकित्सां कर्णशोथानां तथा कर्णार्शसामपि। कर्णार्बुदानां कुर्वीत शोथार्शोर्बुदवद्भिषक्॥

કર્ણશૂલ, કર્ણનાદ, બાધિર્ય, અને ક્ષ્વેડ ઉપર તો એકજ ઔષધ કરવામાં આવે છે.

સૂંઠ, મધ, અને સેંધવનો કલ્ક નાંખીને ઉકાળેલ સહેવાય તેવા ગરમ તેલનાં કાનમાં ટીપાં નાંખવાથી કાનની વેદના મટી જાય છે.

લસણ, આદુ, સરગવો, વાયવરણાં, મુળા, અને કેળનો સ્વરસ સહેવાય તેવો ગરમ કરી તેનાં ટીપાં કાનમાં નાંખવાથી કાનની વેદના મટી જાય છે.

આકડાના અંકુરોને ખટાઇમાં વાટીને તેમાં તેલ તથા સેંધવ મેળવી તેને થોરની જાડી ડાંખળીને મધ્યમાંથી કોરીને તેના પોલાણમાં ભરી કપડમટ્ટી કરી પુટપાકની રીતે પકાવી રસ નીકળે ત્યાં સુધી તે ડાંખળીને નીચોવીને રસ કાઢી લેવો. એ રસ સહેવાય તેવો ગરમ કરી કાનમાં ટીપાં નાંખવાથી શૂળ મટી જાય છે.

પાકીને પીળાં થયેલાં આકડાનાં પાનને ઘી ચોપડીને અગ્નિથી તપાવી રસને નીચોવી લેઈ તેનાં સહેવાય તેવાં ગરમ ટીપાં કાનમાં નાંખવાથી કર્ણશુળ મટી જાય છે.

કાનમાં શુળ, અવાજ, અને સ્રાવ થતો હોય, તો બકરાના મુત્રમાં સેંધવ નાંખી જરા ગરમ કરી ટીપાં કાનમાં નાંખવાથી તે પીડા મટી જાય છે.

ધોળા આકડાનાં મુળના કલ્કથી મંદાગ્નિથી વિધિવત્ પકાવેલા તૈલનાં કાનમાં ટીપાં નાંખવાથી ત્રણે દોષોથી થયેલ કર્ણશુલ પણ તુરત મટી જાય છે.

હિંગ, સેંધવ, અને સુંઠના કલ્કથી પકાવેલું સરસિયું તેલ કાનમાં નાંખવાથી કર્ણશુળ, અવશ્ય મટી જાય છે.

કર્ણશુળ, કર્ણનાદ, બાધિર્ય, અને ક્ષ્વેડ,

એ ચાર રોગોમાં કાનમાં સરસિયું તેલ નાંખવું, તથા વાયુને હણનાર ઔષધો કરવાથી હિત થાય છે.

અઘેડાની ભસ્મ પાણીમાં અઘેડાનાજ કલ્ક સાથે નાંખીને તેમાં પકાવેલ તેલ કાનમાં નાખવાથી કર્ણનાદ અને બહેરાપણું મટી જાય છે.

## બિલ્વતૈલ.

બીલીનાં ફળોને ગોમુત્રમાં વાટી તેનોજ કલ્ક નાંખીને પાણીમાં તથા દૂધમાં પકાવેલ તેલ કાનમાં નાંખવાથી બેહેરાપણું અવશ્ય મટી જાય છે.

કર્ણસ્ત્રાવ, પુતિકર્ણ, અને કૃમિકર્ણ ઉપર ઉપર કહેલી સામાન્ય ક્રિયાઓ કરવા ઉપરાંત નીચેની વિશેષ ક્રિયાઓ પણ કરવીઃ—

સાજીખારનું ચૂર્ણ નાંખીને બીજોરાંનો રસ કાનમાં નાંખવાથી કર્ણસ્ત્રાવ, પીડા, અને દાહ નિઃસંશય મટી જાય છે.

આંબો, જાંબુ, મહુડાં, અને વડનાં કુણાં કુણાં પાનોના કલ્કથી પકાવેલું તેલ કાનમાં નાંખવાથી પૂતિકર્ણ મટી જાય છે.

ચમેલીનાં પાનના સ્વરસથી પકાવેલ તેલ કાનમાં નાંખવાથી પુતિકર્ણ મટી જાય છે.

સ્ત્રીના ધાવણમાં રસવંતીને વાટીને તેમાં મધ નાંખીને કાનમાં તે રસ નાંખવાથી લાંબા કાળનો કર્ણસ્ત્રાવ તથા પુતિકર્ણ મટી જાય છે.

## કુષ્ટાદિ તૈલ.

કઠ, હીંગ, વજ, દેવદાર, સુવા, સૂંઠ, અને સૈંધવના કલ્ક સહિત બકરાના મુત્રમાં પકાવેલ તેલ કાનમાં નાંખવાથી પૂતિકર્ણ મટી જાય છે.

છીપના જીવડાના માંસના કલ્કમાં પકાવેલ સરસિયું તેલ કાનમાં નાંખવાથી કર્ણસ્ત્રાવ તુરતજ મટી જાય છે.

ગંધક, મણશીળ, અને હળદરના ચાર તોલાભાર ચૂર્ણના કલ્ક સહિત બત્રીસ તોલા ધંતુરાના સ્વરસમાં પકાવેલ બત્રીસ તોલા સરસિયા તેલનાં ટીપાં કાનમાં નાંખવાથી લાંબા કાળનો કર્ણસ્ત્રાવ પણ મટી જાય છે.

કૃમિને હણનારી દવાઓથી કૃમિકર્ણ રોગ નાશ પામે છે.

રીંગણાંનો ધુમાડો, સરસિયું તેલ, અને ગોમુત્રમાં વાટેલી હરતાળનો રસ કૃમિકર્ણ ઉપર હિતકારી થાય છે.

કાનના દુર્ગંધપણા ઉપર ગુગળનો ધુપ શ્રેષ્ઠ ગણાય છે.

વૈદ્યે કાનના સોજાઓની ચિકિત્સા સોજા પ્રમાણે, અર્શોની ચિકિત્સા અર્શો પ્રમાણે, અને અર્બુદોની અર્બુદો પ્રમાણે કરવી.

## કર્ણપાલી રોગોની ચિકિત્સા.

पालीसंशोषणे कुर्याद्वातकर्णरुजः क्रियाम् ।
स्वेदयेद्यत्नतस्तां च स्विन्नां संवर्धयेत्तिलैः ॥
शतावरीवाजिगन्धापयस्यैरण्डबीजकैः ।
तैलं विपक्वं सक्षीरं पालीं संवर्धयेत् सुखम् ॥
पयस्यात्र क्षीरकाकोली ॥

जीवनीयस्य कल्केन तैलं दुग्धेन पाच-

येत् । चिकित्स्येत्तेन तैलेन हृतास्रं परिपोटकम् ॥ शीतलेपैर्जलौकाभिरुत्पातं समुपाचरेत् । हलिनीसुरसाभ्यां च गोधाकङ्कवसान्वितम् ॥ तैलं च पक्वमभ्यङ्गाद्दुन्मन्थं नाशयेद्ध्रुवम् ।दुःखवर्धनकं सिक्त्वा जम्ब्वाम्रबिल्वपत्रजैः ॥ क्वाथैस्तैलेन सुस्निग्धं तच्चूर्णैश्चावधूलयेत् ।बहुशो गोमयैस्तप्तैः स्वेदितं परिलेहितम् ॥ घनसारैः समालिम्पेदजामूत्रेण कल्कितैः ॥

कर्णरोगाधिकारः ॥

કાનની પાળ સુકાઇ જતી હોય તો વાયુના કર્ણરોગોની ચિકિત્સા કરવી, તથા પ્રયત્નથી તે પાળને શેકવી, અને શેક દેવાયા પછી તલનો કલ્ક ચોપડીને તેને વધારવી.

## શતાવરી તેલ.

શતાવરી, આસોંદ, ક્ષીરકાકોલી, તથા એરંડીના કલ્કથી દૂધમાં પકાવેલ તેલ ચોપડવાથી કાનની પાળ સહજ વધે છે.

પરિપોટક માટે પ્રથમ લોહી કઢાવીને પછી જીવનીયગણનો કલ્ક નાખીને દૂધમાં પકાવેલું તેલ લગાડવું.

ઉત્પાત માટે શીતળ લેપો તથા જળો મુકાવવી.

કલગારી તથા શતાવરીના કલ્કો તથા ચંદનઘો અને કંક પક્ષીની ચરબીઓમાં પકાવેલ તેલ ચોપડવાથી ઉન્મંથ તુરત નાશ પામે છે.

દુઃખવર્દ્ધનમાં જાંબુ, આંબો, અને બીલીનાં પાનોના કવાથોનું સેચન કરી તેલથી સારી પેઠે સ્નિગ્ધ કરીને તે ઉપર જાંબુ વગેરેનાં પાનોનાં ચૂર્ણો ભભરાવવાં.

પરિલેહિ ઉપર તપાવેલ છાણાંનો શેક વારંવાર કરીને બકરીના મુત્રમાં વાટેલ કપૂરનો લેપ કરવો.

કાનના રોગનો અધિકાર સંપૂર્ણ.

# નાકના રોગોનો અધિકાર.

## નાસારોગોની સંખ્યા.

आदौ च पीनसः प्रोक्तः पूतिनस्यस्ततः परम् । नासापाकोऽत्र गणितः पूयशोणितमेव च ॥ क्षवथुर्भ्रंशथुर्दीप्तिः प्रतीनाहः परिस्रवः । नासाशोषः प्रतिश्यायाः पञ्च सप्तार्बुदानि च ॥ चत्वार्यर्शांसि चत्वारः शोथाश्चत्वारि तानि च । रक्तपित्तानि नासायां चतुस्त्रिंशद्गदाः स्मृताः ॥

પીનસ, પુતિનસ્ય, નાસાપાક, પુયશોણિત, ક્ષવથુ, દીપ્ત, પ્રતીનાહ, પરિસ્રવ, નાસાશોષ, પાંચ પ્રકારના પ્રતિશ્યાય, સાત પ્રકારના અર્બુદો, ચાર પ્રકારના અર્શ, ચાર પ્રકારના સોજા, ચાર પ્રકારનાં રક્તપિત્ત, એમ ચોત્રીસ રોગો નાકના થાયછે.

## પીનસનું લક્ષણ.

आनह्यते शुष्यति यस्य नासा प्रक्लेदमायाति तु धूप्यते च । न वेत्ति यो गन्धरसांश्च जन्तुर्जुष्टं व्यवस्येत्तमपीनसेन ॥

आनह्यते श्वासशोषितकफेन बध्यते। अवरुध्यत इति यावत् । प्रक्लेदं आर्द्रतां गच्छतीति यावत् । धूप्यते सन्ताप्यते। गन्धरसान् गन्धान् सुरभीन्

असुरभींश्च न वेत्ति । नासाया आनद्धत्वं तत्र हेतुः । तथा रसान् मधुरादींश्च न वेत्ति । नासारोगारम्भकदोषेण रसनाया अपि दुष्टेः । व्यवस्येत् जानीयात् । अपीनसपीनसौ द्वावपि शब्दौ स्तः 'अवाप्योस्तं सन्नद्धादिष्वादिव' इति सूत्रेण विकल्पेनाकारलोपात् ॥

**तं चानिलश्लेष्मभवं विकारं ब्रूयात्प्रतिश्यायसमानलिङ्गम् ॥**

तं विकारं पीनसं प्रतिश्यायसमानलिङ्गं वातश्लेष्मिकप्रतिश्यायतुल्यलक्षणम् ॥

વાયુથી સુકાયલા કફથી નાક રોકાઈ જઈને ભીનું, ગરમ, અને સુગંધ કે દુર્ગંધ ન પારખી શકે તેવું થાય અને એ નાકના રોગને ઉત્પન્ન કરનારા દોષને લીધે જીભ પણ બગડી જઈ મધુરાદિ રસોને સમજી શકે નહિ તેવી થઈ જાય, તે રોગ પીનસ કહેવાય છે. વ્યાકરણના નિયમ પ્રમાણે આ રોગનાં નામો પીનસ તથા અપીનસ પણ છે. વાયુ તથા કફથી થતા આ રોગનાં બીજાં લક્ષણો વાયુ તથા કફથી થતા પ્રતિશ્યાય જેવાંજ હોય છે.

## પુતિનસ્યનું લક્ષણ.

**दोषैर्विदग्धैर्गलतालुमूले सन्दूषितो यस्य समीरणस्तु। निरेति पूतिर्मुखनासिकाभ्यां तं पूतिनस्यं प्रवदन्ति रोगम् ॥**

दोषैः पित्तकफरक्तैः । अत्र रक्तस्यापि दोषत्वं दोषसाहचर्यात् । विदग्धैः दुष्टैः संदूषितः पूतिभावं नीतः । पूतिनस्यं नासायां भवो नस्यः वायुः । पूतिर्नस्यो यत्र स पूतिनस्यः ॥

કંઠ તથા તાળવાના મુલમાં બગડેલા પિત્ત, રક્ત, અને કફથી દૂષિત થઈને દુર્ગંધી બનેલો વાયુ મુખ તથા નાકમાંથી નીકળે છે, તેને પુતિનસ્ય કહે છે. દોષોની સાથે રહેવાને લીધે રક્ત પણ દોષ કહેવાય છે. પુતિ એટલે દુર્ગંધ વાળો, અને નસ્ય એટલે નાકનો વાયુ, એ ઉપરથી આ રોગ પૂતિનસ્ય કહેવાય છે.

## નાસાપાકનું લક્ષણ.

**घ्राणाश्रितं पित्तमरूंषि कुर्याद्यस्मिन् विकारे बलवांश्च पाकः । तं नासिकापाकमिति व्यवस्येद्विक्लेदकोथावपि यत्र दृष्टौ ॥**

विक्लेद आर्द्रता । कोथः पूतिभावः ।

નાકમાંનું પિત્ત વ્રણને ઉત્પન્ન કરે તેથી નાક બહુ પાકે, ભીનું રહે, અને દુર્ગંધવાળું થાય, તેને નાસાપાક કહે છે.

## પુયશોણિતનું લક્ષણ.

**दोषैर्विदग्धैरथवापि जन्तोर्ललाटदेशेऽभिहतस्य तैस्तैः नासा स्रवेत् पूयमसृग्विमिश्रं तं पुयरक्तं प्रवदन्ति रोगम् ॥**

દોષોના પ્રકોપથી અથવા લલાટમાં અભિઘાત થવાથી નાકમાંથી લોહી વાળું પરુ સ્રવે છે, તેને પુયશોણિત કહે છે.

## ક્ષવથુનું લક્ષણ.

**घ्राणाश्रिते मर्मणि सम्प्रदुष्टो यस्यानिलो नासिकया निरेति । कफानुयातो बहुशोऽतिशब्दस्तं रोगमाहुः क्षवथुं गदज्ञाः ।**

घ्राणाश्रित मर्मणि शृङ्गाटके ॥

**तीक्ष्णोपयोगादतिजिघ्रतो वा भावान् कटूनर्कनिरीक्षणाद्वा । सूत्रादिभिर्वा तरुणास्थिमर्मण्युद्धर्षितेऽन्यः क्षवथुर्निरेति ॥**

तीक्ष्णोपयोगाद्राजिकादिभक्षणात् । अर्कनिरीक्षणात् सूर्यदर्शनात् । तेन कफविलयनात् तरुणास्थिमर्माणि नासावंशास्थिमर्माणि शृङ्गाटके । अन्यः आगन्तुजः ॥

નાકના તરૂણાસ્થિ અથવા શૃંગાટક મર્મમાં રહેલો વાયુ દુષ્ટ થઈ કફ સહિત છીંકો લાવે છે, તે રોગને વૈદ્યો ક્ષવથુ (છીંક) કહે છે. રાઈ વગેરે તીક્ષ્ણ પદાર્થોના ઉપયોગથી, અથવા તીખા પદાર્થ સૂંઘવાથી, અથવા સૂર્ય સામે જોવાથી કફ પીગળવાથી, અથવા દોરા વગેરેથી નાકના તરૂણાસ્થિ નામના મર્મસ્થળનું ઘર્ષણ થવાથી પણ છીંકો આવે છે, તેને વૈદ્યો આગંતુજ છીંકો કહે છે.

## ભ્રંશથુનું લક્ષણ.

**प्रभ्रश्यते नासिकया तु यस्य सान्द्रो विदग्धो लवणः कफस्तु । प्राक् सञ्चितो मूर्धनि पित्ततप्ते तं भ्रंशथुं व्याधिमुदाहरन्ति ॥**

માથામાં પ્રથમજ એકઠો થઇને દુષ્ટ, ઘાટો, તથા ખારો કફ, ગરમીથી માથું તપવાથી પીગળીને નાકેથી નીકળવા લાગે છે, તેને વૈદ્યો ભ્રંશથુ કહે છે.

## દીપ્તનું લક્ષણ.

**घ्राणे भृशं दाहसमन्विते तु विनिःसरेद्धूम इवेह वायुः । नासा प्रदीप्तेव च यस्य जन्तोर्व्याधिं तु तं दीप्तमुदाहरन्ति ॥**

प्रदीप्तेव प्रज्वलितेव ॥

નાકમાંથી દાહ સહિત ધુમાડા જેવો વાયુ નીકળે છે તેથી નાક બળે છે, તે રોગને દીપ્ત કહેવામાં આવે છે.

## પ્રતીનાહનું લક્ષણ.

**उच्छ्वासमार्गं तु कफः सवातो रुन्ध्यात् प्रतीनाहमुदाहरेत्तम् ॥**

વાયુ સહિત કફ શ્વાસમાર્ગને રોકે છે, તેને પ્રતીનાહ કહે છે.

## સ્રાવનું લક્ષણ.

**घ्राणाद्घनः पीतसितस्तनुर्वा दोषः स्रवेत् स्रावमुदाहरेत्तम् ॥**

નાકમાંથી પીળો, ધોળો, ઘાટો, કે પાતળો દોષ સ્રવે છે, તે સ્રાવ કહેવાય છે.

## નાસાશોષનું લક્ષણ.

**घ्राणाश्रिते श्लेष्मणि मारुतेन पित्तेन गाढं परिशोषिते च । कृच्छ्रात् श्वसित्यूर्ध्वमधश्च जन्तुर्यस्मिन् स नासापरिशोष उक्तः ॥**

વાયુ તથા પિત્તથી બહુ સૂકાઇ જઇને નાકમાંનો કફ ઊંચા નીચા શ્વાસને કરે છે, તેને નાસાશોષ કહે છે.

## પ્રતિશ્યાયનું સામાન્ય નિરૂપણ.

तस्य निदानं द्विविधं । एकं सद्योजनक तत्प्रबलत्वे क्रमं नापेक्षते । यत उक्तम् ' न केवलं चयं प्राप्य दोषाः कुप्यन्ति देहिनाम् । अन्यदापि हि कुप्यन्ति हेतुबाहुल्यतोरणात्' ॥ हेतुबाहुल्यतोरणात् हेतूनां बाहुल्येन त्वराकरणात् । अपरं च यत्क्रमण जनक चयादिक्रमो यथा निदानात् सञ्चयः सञ्चयात्प्रकोपः प्रकोपात्प्रसरः प्रसरात् स्थानसंश्रयः ततो व्यक्तिः ततो भेद इति ॥

सन्धारणाऽजीर्णरजोऽतिभाष्यक्रोधर्तुवैषम्यशिरोऽभितापैः । संजागरातिस्वपनाम्बुशीतावश्यायकैर्मैथुनबाष्पसेकैः ॥ संस्त्यानदोषे शिरसि प्रवृद्धो वायुः प्रतिश्यायमुदीरयेत्तु ॥

संधारणं मूत्रपुरीषधारणम् । रजो धूलिः तच्च नासाप्रविष्टं हेतुः। ऋतुवैषम्यं ऋतुचर्याविपरीताचरणम् । शिरोऽभितापः शिरसोऽभितापो येन धूमादिना सः । अवश्यायस्तुषारः । बाष्पसेको रोदनम् । संस्त्यानदोषशिरसि संहतकफे ॥

चयं गता मूर्धनि मारुतादयः पृथक् समस्ताश्च तथैव शोणितम् ॥ प्रकोप्यमाणा विविधैः प्रकोपणैस्ततः प्रतिश्यायकरा भवन्ति ।

क्षवप्रवृत्तिः शिरसोऽभिपूर्णता स्तम्भोऽङ्गमर्दः परिहृष्टरोमता । उपद्रवाश्चाप्यपरे पृथग्विधा नृणां प्रतिश्यायपुरःसराः स्मृताः॥

शिरसोऽभिपूर्णता शिरसो भारेणेव व्याप्तिः । अपरे पृथग्विधाः घ्राणधूमायनतालुविदरणनासामुखस्रावादयो विदेहोक्ता बोद्धव्याः ॥

પ્રતિશ્યાયનાં નિદાન બે પ્રકારનાં છે, એક સદ્યોજનક (તુરત ઉત્પન્ન કરનારાં) અને બીજું ચયાદિક્રમજનક (ધીરે ધીરે ઉત્પન્ન થનાર) છે. એમાં સદ્યોજનક નિદાન પ્રબળ હોઇને ક્રમની ગરજ વાળું હોતું નથી. કહ્યું છે કે—"પ્રાણીઓના વાતાદિ દોષો સંચિત થાય ત્યારેજ તે કેવળ કોપ પામે છે એમ નથી, પણ તે દોષોનાં કારણો પુષ્કળ હોય તો તેના બળને લીધે દોષો સમયુ પ્રાપ્ત થયા વગર પણ એકદમ કોપ પામી જાય છે. બીજા ચયાદિક્રમજનક નિદાનમાં પ્રથમ નિદાનથી દોષોનો સંચય થાય છે, પછી તેઓ પ્રકોપ પામે છે, તેથી તેઓ ફેલાવ પામે છે, તેથી સ્થાન સંશ્રય (રોગોનું તે તે સ્થળોમાં આવવું) થાય છે, તેથી વ્યક્તિ (રોગ દર્શન) થાય છે, અને પછી ભેદ (રોગોના પ્રકાર) થાય છે.

## સદ્યોજનક નિદાન.

મૂત્ર વિષ્ટાદિના વેગોને રોકવાથી, અજીર્ણથી, નાકમાં રજ જવાથી, અત્યંત બોલવાથી કે ક્રોધથી, ઋતુચર્યાદિના નિયમોનો ભંગ કરી વિપરીત આચરવાથી, ધુમાડા આદિથી માથામાં સંતાપ થવાથી, ઉજાગરો કે બહુ નિદ્રા કરવાથી, જળ કે અતિ શીતળ પદાર્થોના સેવનથી, તુષાર કે અતિ મૈથુનથી, અને અત્યંત રડવાથી માથામાં કફનો એકદમ જમાવ થઇને વાયુ વધવાથી પ્રતિશ્યાય થાય છે.

## ચયાદિક્રમજનક નિદાન.

વાત, પિત્ત, કફ, ત્રણેદોષ, અથવા રક્તના સંચયથી તે કોપ પામીને તે તે નિદાનોથી પ્રતિશ્યાય કહે છે.

## પ્રતિશ્યાયનું પૂર્વરૂપ.

અતિશય છીંકો, માથામાં ભાર તથા જડતા, અંગોની સ્તબ્ધતા તથા ભાંગવું, રૂંવાડાંનું ઉભું થવું, અને બીજા અનેક ઉપદ્રવો પ્રતિશ્યાય થવાનો હોય ત્યારે પ્રથમથી થાય છે, નાકમાંથી ધુમાડા નીકળવા જેવું લાગે, તાળવામાં ફાટ તથા મુખ અને નાકમાંથી સ્રાવ થાય, એ પણ પૂર્વરૂપો વિદેહે કહેલાં છે.

### વાત પ્રતિશ્યાયનું લક્ષણ.

आनद्धा पिहिता नासा तनुस्रावप्रसेकिनी । गलताल्वोष्ठशोषश्च निस्तोदः शङ्खयोस्तथा ॥ भवेत् स्वरोपघातश्च प्रतिश्यायेऽनिलात्मके ॥

आनद्धा स्तब्धा । पिहिता आच्छादिता । अतएव तनुस्रावप्रसेकिनी ॥

નાક બંધ કે સજ્જડ થઈ જાય, પાતળો સ્રાવ થયા કરે, અને ગળું, તાળવું, અને હોઠ સૂકાય, લમણા દુઃખે, અને સ્વર તૂટતો જાય, એ વાયુના પ્રતિશ્યાયનાં લક્ષણો છે, એમ જાણવું.

### પિત્તપ્રતિશ્યાયનું લક્ષણ.

उष्णः सपीतकः स्रावो घ्राणात् स्रवति पैत्तिके । कृशोऽतिपाण्डुः सन्तप्तो भवेत्तृष्णाभिपीडितः ॥ नासया तु सधूमाग्निं वमतीव च मानवः ।

सपीतकः ईषत्पीतकः ॥

નાકમાંથી ગરમ અને કંઇક પીળો સ્રાવ થાય, શરીર દુર્બળ થઇને પાંડુ વર્ણનું તથા સંતપ્ત થઈ જાય, તૃષા બહુ લાગ્યા કરે, અને નાકમાંથી ધુમાડા સહિત અગ્નિ નીકળતો હોય એમ લાગે, તે સર્વ પિત્તથી થાય છે.

### કફપ્રતિશ્યાયનું લક્ષણ.

घ्राणात् कफकृते श्वेतः कफः शीतः स्रवेन्मुहु । शुक्लावभासः शूनाक्षो भवेद्गुरुशिरा नरः ॥ गलताल्वोष्ठशिरसां कण्डूभिरतिपीडितः ॥

ધોળો, શીતળ, અને ઘણો કફ નાકમાંથી સ્રવે, દેહ ધોળો થઇ જાય, આંખો સૂણી જાય, માથું ભારે થાય, અને ગળું, તાળવું, હોઠ, અને માથામાં ચળની પીડા બહુ થાય, એ લક્ષણો કફના પ્રતિશ્યાયનાં છે.

### સંનિપાતિક પ્રતિશ્યાયનું લક્ષણ.

भूत्वाभूत्वा प्रतिश्यायो योऽकस्मात् सन्निवर्तते । संपक्वो वाप्यपक्वो वा स च सर्वभवः स्मृतः ॥

अत्र यद्यपि दोषत्रयलिङ्गानि नोक्तानि तथापि तानि ज्ञेयानि त्रिदोषजत्वात् । अयमसाध्यः । अतएवाह 'नृणां दुष्टः प्रतिश्यायः सर्वजश्च न सिद्ध्यति' ।

વારંવાર ઉત્પન્ન થઇને પાકીને કે પાક્યા વગરજ બંધ પડી જાય, તે પ્રતિશ્યાય ત્રણે દોષોનો જાણવો. એમાં ત્રણે દોષોનાં લક્ષણો પણ થાય છે અને તેથી તે અસાધ્ય છે. કહ્યું છે કે—"ત્રણે દોષોથી થયેલો તથા દુષ્ટ પ્રતિશ્યાય અસાધ્ય છે.

### દુષ્ટપ્રતિશ્યાયનું લક્ષણ.

प्रक्लिद्यते मुहुर्नासा पुनश्च परिशुष्यति । पुनरानह्यते वापि पुनर्विव्रियते तथा ॥ निःश्वासो वापि दुर्गन्धो नरो गन्धान्न वेत्ति च । एवं दुष्टं प्रतिश्यायं जानीयात्कृच्छ्रसाधनम् ॥

आनह्यते विबद्धा भवति । विव्रियते अविबद्धा स्यात् । क्लेदशोषविबन्धाश्च नैककालं भवन्ति, किन्तु यदायदा यद्यत् दोषाधिक्यं भवति तदातदा तत्तद्दोषकृतः सत्र बोद्धव्यः । इति न विरोधः । कृच्छ्रसाधनं असाध्यम् ॥

વારંવાર નાક ભીનું થયા કરે, બંધાઈ જાય, વારંવાર ખુલ્લું થઇ જાય, શ્વાસ દુર્ગંધી યુક્ત નીકળે, અને સારી નરસી વાસની ખબર ન પડે. તે દુષ્ટ પ્રતિશ્યાય કહેવાય છે, અને તે કષ્ટસાધ્ય છે, તથા અસાધ્ય પણ થાય છે. નાકની ભીનાશ, સૂકાવું, અને બંધ થઈ જવું, એ બધું સાથે થતું નથી, પણ જ્યારે જ્યારે જે જે દોષોનું અધિક પણું હોય છે, ત્યારે ત્યારે તે તે થાય છે.

## રક્તપ્રતિશ્યાયનું લક્ષણ.

**रक्तजे तु प्रतिश्याये रक्तस्रावः प्रवर्तते । पित्तप्रतिश्यायकृतैर्लिङ्गैश्चापि समन्वितः ॥ ताम्राक्षश्च भवेज्जन्तुरुरोघातप्रपीडितः । दुर्गन्धोच्छ्वासवक्त्रश्च गन्धानपि न वेत्ति सः ॥**

**उरोघातप्रपीडितः उरोघातेनैव प्रपीडितः ॥**

રક્તનો સ્રાવ, પિત્ત પ્રતિશ્યાયનાં લક્ષણો, આંખો રાતી થવી, છાતીમાં વાગવાની પીડા, મુખમાંથી દુર્ગંધી શ્વાસનું નીકળવું, અને સારા માઠા ગંધની ખબર નહિ પડી શકવી. એ લક્ષણો રક્તથી થયેલા પ્રતિષ્યાયનાં છે.

## પ્રતિશ્યાયોની અસાધ્યતા.

**सर्व एव प्रतिश्याया नरस्याप्रतिकारिणः । दुष्टतां यान्ति कालेन तदाऽसाध्या भवन्ति च ॥**

ચિકિત્સા ન કરવામાં આવે તો તે માણસને કાળે કરીને સર્વ પ્રતિશ્યાયો દુષ્ટ થઈ જઈને અસાધ્ય થઈ પડે છે.

## પ્રતિશ્યાયોમાં કૃમિઓ થવાવિષે.

**मूर्च्छन्ति कृमयश्चात्र श्वेताः स्निग्धास्तथाणवः । कृमिजो यः शिरोरोगस्तुल्यं तेनात्र लक्षणम् ॥**

अत्र एषु प्रतिश्यायेषु कफजा एव कृमयो भवन्तीति श्वेताः स्निग्धाश्च ॥

પ્રતિશ્યાયોમાં કફથી ધોળા, સ્નિગ્ધ, અને ઝીણા કીડાઓ થાય છે, માટે એવા પ્રતિશ્યાયોનું લક્ષણ કફથી થતા શિરોરોગના જેવું થાય છે.

## પ્રતિશ્યાયોના ઉપદ્રવો.

**बाधिर्यमान्ध्यमघ्रत्वं घोरांश्च नयनामयान् । शोषाग्निमान्द्यकासांश्च वृद्धाः कुर्वन्ति पीनसाः ॥**

घोरांश्च नयनामयान् इति वचनेऽप्यान्ध्यग्रहणं पुनर्विशेषार्थे । अघ्रत्वं न जिघ्रतीत्यघ्रस्तस्य भावोऽघ्रत्वम् ॥

પ્રતિશ્યાયો વધી જાયતો બહેરાપણું, ગંધ ઓળખવાની અશક્તિ, નેત્રોના ભયંકર રોગો, શોષ, મંદાગ્નિ, અને ઉધરસ, એ વિકારો ઉત્પન્ન થાય છે. પ્રતિશ્યાયોથી બીજા કરતાં અંધાપો વિશેષે કરીને થાય છે. તેથી નેત્રના ભયંકર રોગોથી જુદો અંધાપો પણ બતાવેલ છે.

## નાકના બાકીના રોગો વિષે.

**अर्बुदं सप्तधा शोथाश्चत्वारोऽर्शश्चतुर्विधम् । चतुर्विधं रक्तपित्तमुक्तं घ्राणेऽपि तद्विदुः ॥**

अर्बुदानि सप्त । वातपित्तश्लेष्मसन्निपातरक्तमांसमेदोजानि शोथाश्चत्वारो वातपित्तश्लेष्मसन्निपातजाः । अर्शांसि चत्वारि वातपित्तश्लेष्मसन्निपातजानि । रक्तपित्तानि चत्वारि वातपित्तश्लेष्मसन्निपातजानि । एतानि यथोक्तालिङ्गानि घ्राणेऽपि भवन्ति ।

વાત, પિત્ત, કફ, સન્નિપાત, રક્ત, માંસ, અને મેદના અર્બુદએમ સાત પ્રકારના અર્બુદો; વાત, પિત્ત, કફ, અને સંનિપાત, એમ ચાર પ્રકારના સોજાઓ; વાત, પિત્ત, કફ, અને સંનિપાત, એમ ચાર પ્રકારના અર્શો; વાત, પિત્ત, કફ, અને સંનિપાત, એમ ચાર પ્રકારનાં રક્તપિત્ત; એ સર્વ પણ નાકમાં થાય છે, તેમનાં લક્ષણો તે તે પ્રકરણોમાં કહ્યા પ્રમાણેજ સમજી લેવાનાં છે.

## પીનસનું કાચાપણું.

**शिरोगुरुत्वमरुचिर्नासास्रावस्तनुस्वरः । क्षामः ष्ठीवति चाभीक्ष्णमामपीनसलक्षणम् ॥**

नासास्रावः तनुस्वरः क्षाम इत्यन्वयः ।

માથામાં ભાર, અરૂચિ, નાકમાંથી પાતળો સ્રાવ, અને દુષ્ટ સ્વર, તથા વારંવાર થુંકવું પડે, એ પીનસ કાચો સમજવો.

## પીનસ પકા પણું.

**आमलिङ्गान्वितः श्लेष्मा घनः खेषु निमज्जति । स्वरवर्णविशुद्धिश्च पक्वपीनसलक्षणम् ॥**

आमलिङ्गान्वितः श्लेष्मा आमलिङ्गैः शिरोगुरुत्वादिभिर्युक्तः । पश्चात् घनः निबिडः । अथवा खेषु नासारन्ध्रेषु निमज्जति सक्तो भवति । वर्णविशुद्धिः श्लेष्मणः प्रकृतवर्णता ॥

માથાનો ભાર વગેરે કાચાપણાનાં લક્ષણો સહિત કફ પાછળથી ઘાટો થઇ જાય કે નાકમાં ચોંટી રહે, અવાજ સાફ થાય, અને કફનો વર્ણ સ્વાભાવિક થઇ જાય, ત્યારે પીનસ પાકી ગયો જાણવો.

## નાકના રોગોની ચિકિત્સા.

**सर्वेषु सर्वकालं पीनसरोगेषु जातमात्रेषु । मरिचं गुडेन दध्ना भुञ्जीत नरः सुखं लभते ॥ कट्फलं पौष्करं शृङ्गी व्योषं यासश्च कारवी । एषां चूर्णं कषायं वा दद्यादार्द्रकजै रसैः ॥ पीनसे स्वरभेदे च तमके च हलीमके । सन्निपाते कफे कासे ज्वरे श्वासे च शस्यते ॥ कलिङ्गहिङ्गुमरिचलाक्षास्वरसकट्फलैः । कुष्ठोग्राशिग्रुजन्तुघ्नैरवपीडः प्रशस्यते ॥** पीनसादिषु ॥

**व्योषचित्रकतालीसतिन्तिडीकाम्लवेतसम् । सचव्याजाजितुल्यांशमेलात्वक्पत्रपादिकम् ॥ व्योषादिकमिदं चूर्णं पुराणगुडमिश्रितम् । पीनसश्वासकासघ्नं रुचिस्वरकरं परम् ॥** व्योषादिवटी ।

**व्याघ्रीदन्तीवचाशिग्रुसुरसाव्योषसिन्धुजैः । सिद्धं तैलं नसि क्षिप्तं पूतिनासागदापहम् ॥** व्याघ्रीतैलम् ।

**शिग्रुसिंहीनिकुम्भानां बीजैः सव्योषसैन्धवैः । बिल्वपत्ररसैः सिद्धं तैलं स्यात्पूतिनस्यनुत् ॥** निकुम्भीदन्ती पूतिनस्यनुत् नस्यात्

**घृतगुग्गुलुमिश्रस्य सिक्थकस्य प्रयत्नतः । धूमं क्षवथुरोगघ्नं भ्रंशथुघ्नं च निर्दिशेत् ॥ शुण्ठीकुष्ठकणाबिल्वद्राक्षाकल्ककषायवत् । तैलं पक्वमथाज्यं वा नस्यात् क्षवथुनाशनम् ॥ नस्यं हितं निम्बरसाञ्जनाभ्यां दीप्ते शिरःस्वेदनमल्पशस्तु । नस्ये कृते क्षीरजलावसेकान् शंसन्ति भुञ्जीत च मुद्गयूषैः ॥ नासास्रावे घ्राणयोश्चूर्णमुक्तं नाडघा देयं ।**

येऽवपीडाश्च पथ्याः । तीक्ष्णान् धूमान् देवदार्वग्निकाभ्यां मांसं स्वाजं पथ्यमन्नादि-शन्ति ॥ प्रतिश्यायेषु सर्वेषु गृहं वात-विवर्जितम् । वस्त्रेण गुरुणा तेन शिरसो वेष्टनं हितम् ॥ विडङ्गसैन्धवं हिङ्गु गुग्गुलुः समनःशिला । वचैतच्चूर्णमाघ्रातं प्रतिश्यायं विनाशयेत् ॥ घृततैलसमायुक्तं शक्तुधूमं पिबेन्नरः ॥ सधूमः स्यात् प्रति-श्यायकासहिक्काहरः परः ॥ प्रतिश्याये पिबेद्धूमं सर्वगन्धसमायुतम् ॥ चातुर्जात-कचूर्णं वाघ्रेयं वा कृष्णजीरकम् ॥

कृष्णजीरजमत्र कलौंजी ।

पुटपक्वं जयापत्रं तैलसैन्धवसंयुतम् । प्रतिश्यायेषु सर्वेषु शीलितं परमौषधम् ॥

जया विजया । भङ्गेति यावत् । शीलितंभुक्तम् ।

पिप्पल्यः शिग्रुबीजानि विडङ्गमरिचानि च । अवपीडः प्रशस्तोऽयं प्रतिश्यायनि-वारणे ॥ शिरसोऽभ्यञ्जनैः स्वेदैर्नस्यैर्म-न्दोष्णभोजनैः । वमनैर्घृतपानैश्च तान्यथा-स्वमुपाचरेत् ॥ क्रिमिघ्ना ये क्रमाः प्रोक्ता-स्तान्वै क्रिमिषु योजयेत् । नावनानि कृ-मिघ्नानि भेषजानि च बुद्धिमान् ॥ रक्त-पित्तानि शोथांश्च तथार्शांस्यर्बुदानि च । नासिकायां स्युरेतेषां स्वंस्वं कुर्याच्चिकि-त्सितम् ॥ गृहधूमकणादारुक्षीरनक्ताह्व-सैन्धवैः । सिद्धं शिखरिबीजैश्च तैलं ना-सार्शसां हितम् ॥ इति नासारोगाधिकारः ॥

સર્વ પ્રકારના પીનસો થાય કે તુરત જ હમેશાં ગોળ અને દહિંની સાથે મરી ખાવાથી માણુસને સુખ પ્રાપ્ત થાય છે.

કાયફળ, પુષ્કરમૂળ, કાકડાશીંગી, સૂંઠ, મરી, પીપર, જવાસો અને અજમાનું ચૂર્ણ અથવા તેનો ક્વાથ આદાના રસ સાથે પીવાથી પીનસ, સ્વરભેદ, તમક શ્વાસ, હલીમક, સન્નિપાત, કફ, ઉધરસ, જ્વર અને શ્વાસ એ સર્વ રોગો શાંત થાય છે.

ઇંદ્રજવ, હિંગ, મરી, લાખનો રસ, કાયફળ, કઠ, વજ, સરગવો અને વાવડીંગનું અવપીડ નસ્ય દેવાથી પીનસ વગેરે રોગો મટી જાય છે.

## વ્યોષાદિવટી.

સૂંઠ, મરી, પીપર, તાલીસપત્ર, ચિત્રક, આંબલીનાં ફળ, અમ્લવેતસ, ચવક અને જીરૂં એ સમભાગે લેઇ તેમાં એલચી, તજ, તમાલપત્ર, ચતુર્થાંશ મેળવીને તેની જુના ગોળમાં ગોળી વાળીને ખાવાથી પીનસ, શ્વાસ તથા ઉધરસ મટી જાય છે; અને રૂચિ ઉત્પન્ન થઈ સ્વર સારો થાય છે.

## વ્યાઘ્રી તૈલ.

ભોરીંગણી, નેપાળો, જવ, સરગવો, તુલસી, સૂંઠ, મરી, પીપર અને સેંધવના કલ્કથી પકાવેલ તેલના નસ્યથી પૂતિનસ્ય મટી જાય છે.

## શિગ્રુ તૈલ.

સરગવો, ભોરીંગણી અને નેપાળાનાં બીજો; તથા સૂંઠ, મરી, પીપર,અને સેં-

ધવના કલ્કથી બીલીપત્રના સ્વરસમાં પકાવેલ તેલના નસ્યથી પૂતિનસ્ય મટી જાય છે.

ઘી તથા ગુગળ અને મીણુનો ધુમાડો પ્રયત્નથી પીવાથી ક્ષવથુ તથા ભ્રંશથુ મટી જાય છે.

સૂંઠ, કઠ, પીપર, બીલી અને દ્રાક્ષના કલ્કથી તેમનાજ કવાથમાં પકાવેલ તેલ કે ઘીના નસ્યથી ક્ષવથુનો નાશ થાયછે.

લીમડો અને રસવંતીનું નસ્ય તથા માથાને થોડોક શેક કરવાથી દીપ્તરોગ મટી જાય છે. નસ્ય દીધા પછી દૂધ અને જળનાં સેચનો અને મગના યૂષનું ભોજન કરવું.

નાસાસ્રાવ માટે કહેલાં ઔષધોનું ચૂર્ણ નળીથી નાકમાં નાંખવું, પથ્ય અવપીડો આપવાં, દેવદાર તથા ચિત્રકના તીક્ષ્ણ ધુમાડા પીવા, અને બકરાંનું માંસ ખાવું.

સર્વ જાતના પ્રતિશ્યાયોમાં વાયુ વંગરના સ્થાનમાં રહેવું, તથા જાડું લુગડું માથે વીંટી રાખવું, એ હિતકર છે.

વાવડીંગ, સૈંધવ, હિંગ, ગુગળ, મણશીળ, અને વજનું ચૂર્ણ સુંઘવાથી પ્રતિશ્યાયનો નાશ થાય છે.

ઘી તથા તેલ સાથે સાથવાનો ધુમાડો પીવાથી પ્રતિશ્યાય, ઉધરસ, અને હેડકી અવશ્ય મટી જાય છે.

તજ, એળચી, તમાલપત્ર, આદિ સર્વ સુગંધી પદાર્થોનો ધુમાડો પીવાથી; અથવા તજ, એળચી, તમાલપત્ર, અને નાગકેશરનું ચૂર્ણ સુંઘવાથી, અથવા કલોંજી જીરાનું ચૂર્ણ સુંઘવાથી; પ્રતિશ્યાય મટી જાય છે.

ભાંગનાં પાનનો પુટપાક પકાવી તેલ અને સૈંધવ સાથે ખાવાની ટેવ રાખવાથી સર્વ પ્રકારના પ્રતિશ્યાયો મટી જાય છે.

પીપર, સરગવાનાં બીજ, વાવડંગ, અને મરીના અવપીડનસ્યથી પ્રતિશ્યાય મટી જાય છે.

સ્વેદનો, માથાના અભ્યંગો, નસ્યો, થોડાં થોડાં ગરમ ભોજનો, વમનો, અને ઘી પાવા વગેરેના ઉપચારો પ્રતિશ્યાયો ઉપર યોગ્યતા પ્રમાણે કરવા.

પ્રતિશ્યાયમાં કીડા પડયા હોય તો બુદ્ધિમાન્ વૈદ્યે કૃમિઘ્ન ઉપાયો, નસ્યો, અને ઔષધો કહેલ છે તે કરવાં.

નાકમાં રક્તપિત્તો, સોજાઓ, અર્શો, કે અર્બુદો થયેલ હોય તો તે તે પ્રકરણોમાં કહેલી ચિકિત્સાઓ કરવી.

ઘરના ધુમાડાની મેંશ, પીપર, દેવદાર, દૂધ, કરંજ, સૈંધવ, અને અઘેડાનાં બીજથી પકાવેલ તેલ નાકના અર્શો ઉપર હિતકારી થાય છે.

# મોઢાના રોગોનો અધિકાર.

## મુખનું સ્વરૂપ.

**ओष्ठौ च दन्तमूलानि दन्ता जिह्वा च तालु च । गलो मुखादि सकलं सप्ताङ्गं मुखमुच्यते ॥**

ઉપલો હોઠ, નીચલો હોઠ, દાંતનાં મૂળ, દાંત, જીભ, તાળવું, અને ગળું એ સાત અંગો સહિત મુખ કહેવાય છે.

## મુખરોગોની સંખ્યા

स्युरष्टावोष्ठयोर्दन्तमूले तु दश षट् तथा। दन्तेष्वष्टौ च जिह्वायां पञ्च स्युर्नव तालुनि ॥ कण्ठे त्वष्टादश प्रोक्तास्त्रयः सर्वेषु च स्मृताः। एवं मुखामयाः सर्वे सप्तषष्टिर्मता बुधैः।

બંને હોઠોમાં આઠ, દંતમુળમાં સોળ, દાંતમાં આઠ, જીભમાં પાંચ, તાળવામાં નવ, ગળામાં અઢાર, અને આખા મુખના ત્રણ, એમ મુખરોગો સડસઠ છે.

## મુખરોગોનાં નિદાનો.

आनूपपिशितक्षारदधिमाषादिसेवनात्। मुखमध्ये गदान् कुर्युः क्रुद्धादोषाः कफोत्तराः

જમપ્રાય દેશોનાં પ્રાણીઓનાં માંસો, ક્ષારો, દહીં, અને અડદ વગેરેના સેવનથી પ્રકુ પિત કફાદિ દોષો મુખરોગો ઉત્પન કરેછે.

## (હોઠના રોગો વિષે.)

## હોઠના રોગોનાં નિદાનો.

पृथक् दोषैः समस्तैश्च रक्तजो मांसजस्तथा। मेदोजश्चाभिघातोत्थ एवमष्टौष्ठजा गदाः ॥

વાત, પિત, કફ, ત્રણે દોષ, રક્ત, માંસ, મેદ, અને અભિઘાત એમ હોઠના રોગોના આઠ પ્રકારોછે.

## હોઠના વાતરોગનું લક્ષણ.

कर्कशौ परुषौ स्तब्धौ कृष्णौ तीव्ररुगन्वितौ। दाल्येते परिपाट्येते ओष्ठौ मारुतकोपतः ॥

परुषौ रूक्षौ। दाल्येते विदार्येते। परिपाट्येते किञ्चिद्विदीर्णत्वचौ क्रियेते ॥

હોઠો ખરસટ, રૂક્ષ, સ્તબ્ધ, કાળા, તીવ્ર વેદના વાળા, ચીરાયલા, અને કંઈક ફાટેલી ચામડી વાળા વાયુથી થઈ જાયછે.

## પિત્તરોગનું લક્ષણ.

चीयेते पीडिकाभिस्तु सरुजाभिः समन्ततः। सदाहपाकपिडकौ पीताभासौ च पित्ततः।

सरुजाभिः पैत्तिकरुगन्विताभिः ॥

હોઠો ઉપર પીડા કરનારી ફોડકીઓ થાયછે, પીળા રંગના હોઠ થાયછે, તથા ફોડકીઓમાં દાહ અને પાક થાય છે, તે પિત્તથી થાય છે.

## કફરોગનું લક્ષણ.

सवर्णाभिस्तु चीयेते पिडिकाभिरवेदनौ। कण्डूमन्तौ कफात् श्वेतौ पिच्छिलौ शीतलौ गुरू ॥

ચામડી જેવાજ રંગની ફોડકીઓ, થોડી વેદના, ચળ, ધોળાશ, ચીકાશ, શીતળતા, અને ભારેપણા વાળા હોઠો કફથી થાય છે.

## ત્રિદોષ રોગનું લક્ષણ.

सकृत् कृष्णौ सकृत् पीतौ सकृच्छ्वेतौ तथैव च। सन्निपातेन विज्ञेयावनेकपिडकान्वितौ ॥

હોઠો કોઈવાર કાળા, કોઇવાર પીળા, કોઈવાળ ધોળા, અને કોઈવાર ફોડકીઓવાળા થાય તે ત્રિદોશથી થયા જાણવા.

## રક્તરોગનું લક્ષણ.

खर्जूरफलवर्णाभिः पिडिकाभिर्निरी-

हितौ । रक्तोपसृष्टौ रुधिरं स्रवन्तौ शोणितप्रभौ ॥

હોઠો ખજુરીના ફળ જેવા રંગની ફોડકીઓથી પીડાયલા, રક્તના સ્રાવવાળા અને રાતા રંગના રક્તદોષથી થઇ જાયછે.

## માંસરોગનું લક્ષણ.

मांसदुष्टौ गुरू स्थूलौ मांसपिण्डवदुद्गतौ । जन्तवश्चात्र मूर्च्छन्ति नरस्योभयतोमुखात् ॥

जन्तवः कृमयः । मुर्च्छन्ति वर्धन्ते । मुखादुभयतः सृक्किण्योः ।

હોઠો ભારે, જાડા, અને માંસના પિંડની પેઠે ઊંચા થઇ જઇ બંને ગલોફાંઓમાં કીડાઓ થાય, તે માંસથી થાયછે.

## મેદરોગનું લક્ષણ.

सर्पिर्मण्डप्रतीकाशौ मेदसा कण्डुरौ मृदू । स्वच्छस्फटिकसङ्काशमास्रवं श्रवतो भृशम् ॥

હોઠો ઘીના મંડ જેવા, ચળ વાળા, કોમળ, અને સ્વચ્છ સ્ફટિક જેવા સ્રાવવાળા મેદથી થઇ જાય છે.

## અભિઘાત રોગનું લક્ષણ.

क्षतजाभौ विदीर्येते पीड्येते चाभिघाततः । ग्रथितौ च समाख्याताावोष्ठौ कण्डूसमन्वितौ ॥

ग्रथितौ मृदिताविव । अत एव क्षतजाभौ रुधिराभाविति सङ्गतम् ।

અભિઘાતથી હોઠો ચોળાઇ ગયા જેવા, લોહીના વર્ણના, પીડા તથા ચળવાળા, અને ચીરાયલા થઈ જાય છે.

## હોઠના રોગોની ચિકિત્સા.

गलदन्तमूलदशनच्छदेषु रोगाः कफास्रभूयिष्ठाः । तस्मादेतेष्वसकृद्रुधिरं विस्रावयेदुष्णम् ॥ चतुर्विधेन स्नेहेन मधूच्छिष्टयुतेन च । वातजेऽभ्यञ्जनं कुर्यान्नाडी स्वेदं च बुद्धिमान् ॥

चतुर्विधेन तैलघृतवसामज्जारूपेण ।

वेधं शिराणां वमनं विरेकं तिक्तस्य पानं रसभोजनं च । शीताः प्रदेहाः परिषेचनं च पित्तोपसृष्टेष्वधरेषु कुर्यात् ॥ शिरोविरेचनं धूमः स्वेदः कवल एव च । हृते रक्ते प्रयोक्तव्यमोष्ठकोपे कफात्मके ॥ मेदोजे शोधिते भिन्ने स्वेदिते कवलो हितः । प्रियङ्गुत्रिफलालोध्रं सक्षौद्रं प्रतिसारणम् ॥

दन्तजिह्वामुखानां यच्चूर्णं कल्कावलेहकैः । शनैर्घर्षणमङ्गुल्या तदुक्तं प्रतिसारणम् ॥ ओष्ठरोगेष्वशेषेषु दृष्ट्वा दोषमुपाचरेत् । तेषु व्रणत्वं यातेषु व्रणवत् समुपाचरेत् ॥

ગળું, દંતમૂળ, અને હોઠોમાં થતા રોગોમાં કફ અને રક્ત પ્રાધાન્ય હોય છે, માટે તેમાં વારંવાર ગરમ રક્ત કઢાવવું.

વાતરોગમાં તેલ, ઘી, ચરબી, મજ્જા, અને મીણનો અભ્યંગ તથા નાડી સ્વેદ બુદ્ધિમાન વૈદે કરાવવો.

પિત્તના રોગમાં નસો વીંધીને રક્ત

કઢાવવું, વમન તથા વિરેચનો દેવાં. તિક્તક ઘૃત પીવું, માંસનો રસ ખાવો, તથા શીતળ લેપ અને સેચનો કરવાં.

કફના રોગમાં લોહી કઢાવીને શિરોવિરેચન, ધુમપાન, સ્વેદન અને કવલના પ્રયોગ કરવા.

મેદના રોગ ઉપર વિરેચનાદિ શોધન દેવું, શસ્ત્રક્રિયા કરવી, શેક તથા કવલ દેવા, અને ધઉંલો, ત્રિફળા, અને લોદરને મધમાં કાલવીને પ્રતિસારણ દેવું.

## પ્રતિસારણનો વિધિ.

ચૂર્ણ, કલ્ક, કે અવલેહથી દાંત, જીભ, અને મુખને આંગળીવડે ઘસવાં, તે પ્રતિસારણ કહેવાય છે. હોઠોના સર્વરોગોમાં દોષ નક્કી કરીને તે દોષને મટાડનારૂં પ્રતિસારણ કરવું; પણ એ રોગો જો વ્રણરૂપ થઈ જાય, તો તેની ચિકિત્સા વ્રણ જેવી કરવી.

इति मुखरोगाधिकारः ॥

## ( દંતમૂળના રોગો વિષે. )

## દંતમુલ રોગોનાં નામો.

शीतादो गदितः पूर्वं दन्तपुप्पुटकस्तथा।
दन्तवेष्टः सौषिरश्च महासौषिर एव च ॥
ततः परिदरः प्रोक्तस्ततस्तूपकुशः स्मृतः ।
वैदर्भश्च ततः प्रोक्तः खलिवर्धन एव च॥
अधिमांसकनामा च दन्तनाड्यश्च पञ्च च । दन्तविद्रधिरप्यत्र दन्तवेष्टेषु षोडश॥

શીતાદ, દંતપુપ્પુટક, દંતવેષ્ટ, સૌષિર, મહાસૌષિર, પરિદર, ઉપકુશ, વૈદર્ભ, ખલિવર્ધન, અધિમાંસક, પાંચ પ્રકારની દંતનાડીઓ અને દંત વિદ્રધિ, એ સોળ રોગો દાંતના મૂળમાં થનારા છે.

## શીતાદનું લક્ષણ.

शोणितं दन्तवेष्टेभ्यो यस्याकस्मात्प्रवर्तते । दुर्गन्धीनि सकृष्णानि प्रक्लेदीनि मृदूनि च ॥ दंतमांसानि शिर्यन्ते पचन्ति च परस्परम् । शीतादो नाम सव्याधिः कफशोणितसम्भवः ॥

दन्तवेष्टेभ्यः दन्तवेष्टनमांसेभ्यः । अकस्मात् अभिघातं विना । शीर्यन्ते पतन्ति पचन्ति च परस्परं पाकोष्मणा मांसानि शोणितं पचन्ति ॥

અભિઘાત વગરજ દાંતોનાં પેઢાંમાંથી અકસ્માત લોહી નીકળવા લાગે, તથા તે પેઢાંઓ દુર્ગંધી અને કાળાં કચકચતાં થઈ જાય, તે કુણાં થઈ પડવા લાગે, તથા પાકવાની ગરમીથી લોહીને રાંધવા લાગે, તે રોગ કફ તથા રક્તદોષથી થતો શીતાદ કહેવાય છે.

## દંતપુપ્પુટકનું લક્ષણ.

दन्तयोस्त्रिषु वाप्यत्र श्वयथुर्जायते महान् । दन्तपुप्पुटको नाम स व्याधिः कफरक्तजः ॥

બે કે ત્રણ દાંતોમાં મોટો સોજો થાય, તેને કફ અને રક્તદોષથી થતો દંત પુપ્પુટક રોગ કહે છે.

## દંતવેષ્ટનું લક્ષણ.

स्रवन्ति पूयं रुधिरं चला दन्ता भवन्ति च । दन्तवेष्टः स विज्ञेयो दुष्टशोणितसम्भवः ॥

अत्र दन्तमूलानीति कर्तृपदमध्याहरणीयम् ॥

પેઢાંમાંથી લોહી તથા પરુનો સ્રાવ થાય, તથા દાંત હાલી જાય, તે રોગને રક્તદોષથી થનારો દંતવેષ્ટ કહે છે.

## સૌષિરનું લક્ષણ.

**श्वयथुर्दन्तमूलेषु रुजावान् कफवातजः । लालास्रावी कण्डूरश्च स ज्ञेयः सौषिरो गदः ॥**

પેઢાંમાં પીડાકારક, લાળ પાડનાર, અને ચળવાળો સોજો કફ તથા વાયુના કોપથી થાય છે, તેને સૌષિર કહે છે.

## મહાસૌષિરનું લક્ષણ.

**दन्ताश्चलन्ति वेष्टेभ्यस्तालु चाप्यवदीर्यते । दन्तमांसानि पच्यन्ते मुखं च परिपीड्यते ॥ यस्मिन् स सर्वजो व्याधिर्महासौषिरसंज्ञकः ॥**

तालु चाप्यवदीर्यते । चकाराद्दन्तवेष्टः चाप्यवदीर्यते सप्तरात्रान्मारकश्चायम् । यत आह भोजः 'महासौषिर इत्येष सप्तरात्रान्निहन्त्यसून्' इति ॥

દાંતો હાલી જાય, તાળવું તથા પેઢાં ફાટે, પેઢાં પાકે, અને મુખમાં અત્યંત પીડા થાય, એ મહાસૌષિર રોગ ત્રણે દોષોથી થાય છે. આ રોગ સાત રાત્રીમાં મારી નાંખે છે, કેમકે ભોજે કહ્યું છે, કે—"આ મહાસૌષિર નામનો રોગ સાત રાત્રીમાં પ્રાણ હરે છે."

## પરિદરનું લક્ષણ.

**दन्तमांसानि शीर्यन्ते यस्मिन् ष्ठीवति चाप्यसृक् । पित्तासृक्कफजो व्याधिर्ज्ञेयः परिदरो हि सः ॥**

દાંતોનું માંસ વીખાઇ જવા લાગે, તથા થુંકમાં લોહી નીકળે, એ રોગ રક્ત તથા કફના પ્રકોપથી થતો પરિદર નામનો કહેવાય છે.

## ઉપકુશનું લક્ષણ.

**वेष्टेषु दाहः पाकश्च ताभ्यां दन्ताश्चलन्ति च । आघट्टिताः प्रस्रवन्ति शोणितं मन्दवेदनम् ॥ आध्मायते स्रुते रक्ते मुखं पूति च जायते । यस्मिन्नुपकुशः स स्यात् पित्तरक्तसमुद्भवः ॥**

आघट्टिताः घृष्टाः ॥

પેઢાંમાં દાહ તથા પાક થાય, દાંતો હાલીજાય, દાંતને હલાવતાં મંદ વેદના સાથે લોહીનો સ્રાવ થાય, અને એ સ્રાવ થવાથી મુખ સૂઝી જઈને દુર્ગંધવાળું થઇ જાય, એ રોગ પિત્ત તથા રક્તથી થતો ઉપકુશ કહેવાય છે.

## વૈદર્ભનું લક્ષણ.

**घृष्टेषु दन्तमूलेषु संरम्भो जायते महान् । चलन्ति च रदा यस्मिन् स वैदर्भोऽभिघातजः ॥**

संरम्भः शोथः । चलन्ति चेति चकाराद्वेदना दाहपाकाः ॥

પેઢાં ઘસાવાથી મોટો સોજો થાય, દાંતો હાલી જઇ વેદના થાય, અને બળતરા થાય, એ રોગ વૈદર્ભ નામનો કાષ્ઠાદિકના અભિઘાતથી થાય છે..

## ખલિવર્દ્ધનનું લક્ષણ.

**मारुतेनाधिको दन्तो जायते तीव्रवेदनः ।**

खलिवर्धनसंज्ञोऽसौ सञ्जाते रुक् प्रशाम्यति ॥ सञ्जाते दन्ते ॥

તીવ્ર વેદના વાળો એક દાંત વધારે ઊગી નીકળીને પછી વેદના ઓછી થાય તે રોગને વાયુથી થતો ખલિવર્દ્ધનકહે છે.

## અધિમાંસકનું લક્ષણ.

हानव्ये पश्चिमे दन्ते महाशोथो महारुजः । लालास्रावी कफकृतो विज्ञेयः सोऽधिमांसकः ॥

हानव्ये हनुभवे । पश्चिमे दन्ते अन्त्यजे ॥

નીચલી પંક્તિના છેલ્લા દાંતમાં મોટી પીડા તથા લાળ પાડનારો ભારે સોજો કફથી થાય છે, તેને અધિમાંસક કહે છે.

## પાંચ દંતનાડીઓનાં લક્ષણો.

दन्तमूलगता नाड्यः पञ्च ज्ञेया यथेरिताः ।

यथा नाडीव्रणे वातपित्तकफसन्निपातशल्यनिमित्ताः पञ्च नाड्यः कथितास्तथात्रापीत्यर्थः ॥

જેવી રીતે નાડીવ્રણમાં વાત, પિત્ત, કફ, સંનિપાત, અને શલ્ય, એમ પાંચ પ્રકારો કહેલા છે, તેજ પાંચ પ્રકારો દંતમુળની નાડીઓના પણ છે, અને તેનાં લક્ષણો પણ એ પ્રમાણેજ સમજી લેવાં.

## દંત વિદ્રધિનું લક્ષણ.

दन्तमांसमलैः सास्रैर्बाह्यतः श्वयथुमहान् । सदाहरुक् स्रवेद्भिन्नः पूयास्रं दन्तविद्रधिः ॥ दन्तमांसमलैः दन्तवेष्टगतदोषैः सास्रैः सरक्तैः हेतुभिः ॥

પેઢાંમાં રહેલાં વાત, પિત્ત, કફ અને રક્તને લીધે બહાર બળતરા વાળો તથા પીડા વાળો મોટો સોજો થાયછે, તે ભેદાયાથી પરૂ તથા લોહીનો સ્ત્રાવ થાયછે, તે રોગને દંતવિદ્રધિ કહેછે.

## દંતમૂળ રોગોનીચિકિત્સા.

शीतादे हृतरक्ते तु तोये नागरसर्षपान् । निःक्वाथ्य त्रिफलां चापि कुर्याद्गण्डूषधारणम् ॥ कासीस लोध्रकृष्णामनःशिलासप्रियङ्गुतेजोह्वा। एषां चुर्णं मधुयुक् शीतादे पूतिमांसहरम् ॥

तेजोह्वा तेजबल्कल इति लोके ॥

तैलं घृतं वा वातघ्नं शीतादे संप्रशस्यते। दन्तपुप्पुटके कार्यं तरुणे रक्तमोक्षणम् ॥ स पञ्चलवणक्षारः सक्षौद्रः प्रतिसारणम्। शिरोविरेकश्च हितो नस्यं स्निग्धं च भोजनम् ॥ विस्राविते दन्तवेष्टे व्रणं तु प्रतिसारयेत् । लोध्रपतङ्गमधुकलाक्षाचुर्णैर्मधुप्लुतैः ॥

प्रतिसारयेदङ्गुल्या घर्षयेत् पतङ्गः चोक इति लोके ॥

कवले क्षीरिणो योज्याः सक्षौद्रघृतशर्कराः । चलदन्तस्थिरकरं कार्यं बकुलचर्वणम् ॥भद्रमुस्ताभयाव्योषविडङ्गारिष्टपल्लवैः । गोमूत्रपिष्टैर्गुटिकां छायाशुष्कां प्रकल्पयेत् ॥ तां निधाय मुखे सुप्याच्चलदन्तातुरो नरः । नातः परतरं किञ्चिच्चलदन्तस्य भेषजम् ॥

तुलामृतं नीलसदाचरं तु द्रोणाम्भसा संश्रपयेद्यथावत् । ततश्चतुर्भागरसे तु तैलं

पचेच्छनैरर्धपलप्रमाणैः ॥ कल्कैरनन्ताखदिरेरिमेदजम्ब्वाम्रयष्टीमधुकोत्पलानाम् । तत्तैलमाज्यं च धृतं मुखेन स्थैर्यं द्विजानां विदधाति सद्यः ॥

नीलसदाचरः नीलपुष्पकटसरैया । अनन्ता दुरालभा । तदलाभे यवासो ग्राह्यः । इरिमेदो दुर्गन्धखदिरः ॥

सौषिरे हृतरक्ते तु लोध्रमुस्तारसाञ्जनैः। सक्षौद्रैः शस्यते लेपो गण्डूषे क्षीरिणो हिताः॥ क्रियां परिदरे कुर्याच्छीतादोक्तां विचक्षणः । संशोध्योभयतः कार्यं मुखं चोपकुशे तथा ॥ काष्ठोदुम्बरिकापत्रैर्व्रणं विस्रावयेद्भिषक् । लवणैः क्षौद्रयुक्तैश्च सव्योषैः प्रतिसारयेत् ॥ शस्त्रेणोध्धृत्य वैदर्भे दन्तमूलानि शोधयेत् । ततः क्षारं प्रयुञ्जीत क्रियाः सर्वाश्च शीतलाः ॥ उद्धृत्याधिकदन्तं तु ततोऽग्निमवचारयेत् । कृमिदन्तकवच्चात्र विधिः कार्यो विजानता ॥

इय खलिवर्धनस्य चिकित्सा ॥

छित्वाधिमांसं सक्षौद्रैरेतैश्चूर्णैरुपाचरेत्। वचातेजोवतीपाठास्वर्जिकायावशूकजैः ॥

तेजोवती तेजोवल्कलः स्वर्णजीवन्ती च ॥

क्षौद्रद्वितीयाः पिप्पल्यः कवले चात्र कीर्तिताः । पटोलनिम्बत्रिफलाकषायश्चात्र धावने ॥ नाडीव्रणहरं कर्म दन्तनाडीषु कारयेत् । यद्दन्तमध्ये जायेत नाडीदन्तं तमुद्धरेत् ॥ छित्त्वा मांसानि शस्त्रेण यदि नोपरिगो भवेत् । उद्धृत्य च दहेच्चापि क्षारेण ज्वलनेन वा॥ भिन्नश्चुपेक्षिते दन्ते हनुकास्थिगतिर्ध्रुवम् । समूलं दशनं तस्मादुद्धरेद्भग्नमस्थि च ॥ उद्धृते तूत्तरे दन्ते शोणितं प्रस्रवेदति। रक्तातियोगात्पूर्वोक्ता घोरा रोगा भवन्ति हि॥ काणः सञ्जायते जन्तुरर्दितं तस्य जायते । चलमप्युत्तरं दन्तमतो नैवोद्धरेद्भिषक् ॥ धावनं जातिमदनस्वादुकण्टकखादिरैः ॥

कषायैरिति शेषः ॥

कषायैर्जातिमदनकण्टकिस्वादुकण्टकैः । मञ्जिष्ठालोध्रखदिरयष्ट्याह्वैश्चापि यत् कृतम् ॥ तैलं यत् साधितं तत्तु हन्याद्दन्तगतां गतिम् ॥

जात्यादिचतुष्टयस्य कषायेण मञ्जिष्ठादिचतुष्टयस्य च कषायेण तैलमिदं पचेत्। जाती चमेली इति लोके । तस्याः पत्रं ग्राह्यं । मदनो धत्तूरस्तस्यापिपत्र ग्रा कणूकी बडी कटैयातस्या मूलं ग्राह्यस्वादुकण्टको गोक्षुरस्तस्य पञ्चाङ्ग ग्राह्यम् । इति जात्यादितैलम् ॥

विद्रध्युक्तं विधिं युक्तं विदध्याद्दन्तविद्रधौ। शस्त्रकर्म नरस्तत्र कुशलो नैव कारयेत् ॥

શીતાદમાં લોહી કઢાવીને પછી પાણીમાં સૂંઠ, સર્ષવ, હરડે, બેડાં અને આમળાંનો કવાથ કરી તેના કોગળા કરવા.

હીરાકસી, લોદર, પીપર, મણુશીળ, ઘઉંલો, અને તેજબળનું ચુર્ણ મધમાં કાલવીને ઉપયોગમાં લેવાથી શીતાદનું સડેલું માંસ હરાઇ જાયછે.

વાતહર તેલો તથા ઘીથી શીતાદ મટી જાયછે

દંતપુપ્પુટક થાય તો તુરતજ લોહી

કઢાવી પંચલવણ તથા જવખાર મધમાં કાલવીને તેનું પ્રતિસારણ કરવું. માથાને ખાલી કરનાર નસ્ય તથા સ્નિગ્ધ ભોજન પણ હિતકારી છે.

દંતવેષ્ટમાં લોહી કઢાવીને વ્રણ ઉપર આંગળી વડે લોદર, પતંગ, જેઠીમધ, અને લાખનું ચુર્ણ મધમાં કાલવીને ઘસવું.

વડ વગેરે પાંચ ક્ષીરીવૃક્ષોનો કવાથ મધ, ઘી તથા સાકર નાંખીને તેના કોગળા કરવાથી, તથા બોલસરી ચાવવાથી હાલી ગયેલા દંતો દૃઢ થઇ જાય છે.

## મુસ્તાદિ વટિકા.

ભદ્રમોથ, સૂંઠ, હરડે, મરી, પીપર, વાવડંગ અને લીમડાનાં પાનને ગોમૂત્રમાં વાટીને ગોળી કરી છાંયડે સૂકવીને મુખમાં રાખીને સૂઇ જવાથી હાલી ગયેલા દાંતો મજબુત થઇ જાયછે. હાલી ગયેલા દાંતો માટે આના જેવી બીજી દવા નથી.

## સહચરા સ્તૈલ.

૪૦૦ તોલા કાળા કાંટાશરિયાનો ૧૦૨૪ તોલા પાણીમાં કવાથ કરી, ચોથો ભાગ રહે એટલે તેમાં ધમાસો, ખેર, દુર્ગંધી ખેર, જાંબુ તથા આંબાનાં પાન, જેઠીમધ, અને કમળના બે બે તોલા કલ્કો નાંખીને તેમાં તેલ પકાવવું. ધમાસો ન મળે તો જવાસો લેવો. આ તેલ મુખમાં રાખવાથી તુરતજ દાંતો સ્થિર થઈ જાય છે.

## સહચરાદ્ય ઘૃત.

ઉપર પ્રમાણેજ તેલને બદલે ઘી પણ પકાવાય છે.

સૌષિરમાંથી લોહી કઢાવીને પછી લોદર, મોથ, અને રસવંતીનું ચૂર્ણ મધ કાલવીને લેપ કરવો. તથા વડ આદિ ક્ષીરી વૃક્ષોના કવાથના કોગળા કરવા. વિચક્ષણ વૈદ્યે પરિદર માટે શીતાદના જેવી ચિકિત્સા કરવી.

વૈદર્ભમાં શસ્ત્રથી કાપીને પેઢાં સાફ કરીને પછી ક્ષાર મુકવો. તથા સર્વ શીતળ ક્રિયાઓ કરવી.

ખલિવર્દ્ધન હોય તો વધારાના દાંતને કાઢી નાંખીને તે ઉપર સમજુ વૈદ્યે ડામ દેવો, તથા કૃમિદંતની ચિકિત્સા કહેવામાં આવશે તે કરવી.

અધિમાંસકને કાપી નાંખીને વજ, તેજબળ, કાળીપાડ, સાજીખાર તથા જવખારના ચુર્ણને મધમાં કાલવીને વાપરવું; તથા પીપરના ચુર્ણને મધમાં કાલવીને તેના કોગળા કરવા; તથા કડવાં પરવળ, લીમડો, અને ત્રિફળાના કવાથથી ધોવું.

દંતનાડીની ચિકિત્સા નાડી વ્રણના જેવીજ કરવી.

જે દાંતમાં નાડી થઇ હોય તે દાંતનાં પેઢાંને શસ્ત્રથી કાપીને તે દાંત કાઢી નાંખવો, પણ ઉપરના દાંતોમાં એમ કરવું નહિં. દાંતને કાઢીને ઉપર ક્ષાર મુકવો કે ડામ દેવો. આમ ન કરતાં ઉપેક્ષા કરવાથી તુરત દાઢીના હાડકામાં પડું જાય છે તેથી તે હાડકું ભેદાઇ જાય છે, માટે તે દાંતને મુળ સહિત કાઢી નાંખવો, અને ભાંગેલા હાડકાને પણ કાઢી નાંખવું. ઉપરની પંક્તિના દાંતને કાઢવાથી લોહીનો બહુ સ્રાવ થાય છે, તેથી પુર્વે કહેલા ભયંકર રોગો થાય છે, કાણાપણું અને અર્દિત રોગ પણ થાય છે, માટે ઉપરનો દાંત હાલતો હોય તો પણ વૈદ્યે તેને કાઢવો નહિજ.

## જાત્યાદિ તૈલ.

ચમેલી તથા ધંતુરાનાં પાન, ભોરીંગણીનાં મુળ, અને ગોખરૂનાં સર્વ અંગોના ક્વાથમાં; તથા ખેર, મજીઠ, લોદર, અને જેઠીમધના ક્વાથમાં પકાવેલું તેલ દાંતમાંની પરૂની ગતિને હણી નાંખે છે.

દંતવિદ્રધિ માટે પ્રવીણ વૈદ્યે વિદ્રધિની ચિકિત્સા કરવી. તે વિદ્રધિના પ્રકરણમાં કહેવાયેલી છે; પણ તે ઉપર શસ્ત્ર ક્રિયા માત્ર કરવી નહિજ.

### ( દંતરોગો વિષે. )

### દંતરોગોનાં નામો.

**दालनः कथितः पूर्वं कृमिद तक एव चा प्रोक्तो भञ्जनको दन्तहर्षो वै दन्तशर्करा॥ कपालिकात्र कथिता श्यावदन्तक एव च । करालसंज्ञ इत्यष्टौ दन्तरोगाः प्रकीर्तिताः ॥**

દાલન, કૃમિદંતક, ભંજનક, દંતહર્ષ, દંતશર્કરા, કપાલિકા, શ્યાવદંતક, અને કરાલ, એ આઠ રોગો દાંતના છે.

### દાલનનું લક્ષણ.

**दीर्यमाणेष्विव रुजा यत्र दन्तेषु जायते। दालनो नाम स व्याधिः सदागतिनिमित्तजः॥**

ચીરાઇ જતા હોય એવી દાંતોમાં પીડા થાય, તે રોગ વાયુ પ્રકોપથી થતો દાલન કહેવાય છે.

### કૃમિદંતકનું લક્ષણ.

**कृष्णश्छिद्रश्चलस्रावी ससंरम्भो महारुजः । अनिमित्तरुजो वातात् स ज्ञेयो कृमिदन्तकः ॥**

संरम्भः दन्तमूलशोथयुक्तः । तत्रैव स्रावो बोद्धव्यः । अनिमित्तरुजः अवघट्टनादिनिमित्तं विनैव महारुजावान् ॥

કાળાં છિદ્રો તથા ચલિતતા વાળો, પેઢાંમાં સોજા તથા સ્રાવ વાળો, વેદના તથા વગર હલાવ્યે પણ બહુ વેદના વાળો કૃમિદંતક નામનો રોગ વાત પ્રકોપથી થાય છે.

### ભંજનકનું લક્ષણ.

**वक्त्रं वक्रं भवेद्यत्र दन्तभङ्गश्च जायते । कफवातकृतो व्याधिः स भञ्जनकसंज्ञकः॥**

મુખવાંકું થઇ જઈ દાંતો ભાંગી પડે છે તે રોગ ભંજનક નામનો કફ તથા વાયુના કોપથી થાય છે.

### દંતહર્ષનું લક્ષણ.

**शीतरूक्षप्रवाताम्लस्पर्शानामसहा द्विजाः। यत्र स्युर्वातपित्ताभ्यां दन्तहर्षः स कीर्तितः॥**

દાંતો શીતળ, રૂક્ષ, પ્રબળ પવન, અને ખટાઇના સ્પર્શનું સહન ન કરી શકે તે રોગ દંતહર્ષ ( અંબાઈ જવું ) કહેવાય છે, અને તે વાયુ તથા પિત્તના કોપથી થાય છે.

### દંતશર્કરાનું લક્ષણ.

**मलो दन्तगतो यस्तु कफश्चानिलशोषितः। शर्करेव खरस्पर्शा सा ज्ञेया दन्तशर्करा ॥**

शर्करा सिकता ॥

દાંતમાંના મેલ તથા વાયુથી સૂકાયેલો કફ રેતી જેવો ખરસટ થઈ જાય, તે રોગ દંતશર્કરા કહેવાય છે.

## કપાલિકાનું લક્ષણ.

**कपालेष्विव दीर्यत्सु दन्तेषु समलेषु च। कपालिकेति विज्ञेया दन्तच्छिद्दन्तशर्करा॥**

कपालानि मृण्मयघटादिखण्डानि तेष्विव समलेषु दन्तेषु मलसहितदन्तावयवेषु दीर्यत्सु सत्सु या दन्तशर्करा सा कपालिकेति विज्ञेया॥ सा कपालिका दन्तच्छित् दन्तनाशिनी ॥

મેલ સહિત દાંતના ભાગો ઠીકરાની પેઠે ફાટવા લાગે, તથા દંતશર્કરા પણ થાય, તો તે રોગ દાંતોનો નાશ કરી નાંખનારો કપાલિકા કહેવાય છે.

## શ્યાવદંતકનું લક્ષણ.

**योऽसृङ्मिश्रेण पित्तेन दग्धो दन्तस्त्वशेषतः ॥ श्यावतां नीलतां वापि गतः स श्यावदन्तकः ॥** दग्धः दग्ध इव ॥

રક્ત તથા પિત્તથી બળી ગયા જેવો થયેલો દાંત સંપૂર્ણ કાળો તથા નીલ વર્ણનો થઇ જાય, તે શ્યાવદંતક કહેવાય છે.

## કરાલનું લક્ષણ.

**शनैःशनैः प्रकुरुते यत्र दन्ताश्रितोऽनिलः । करालान् विकटान्दन्तान् स करालो न सिध्यति ॥** करालान् भयानकान् ॥

વાયુ ધીરે ધીરે દાંતોને ભયાનક અને વિકટ કરી નાંખે છે, તે રોગ કરાલ કહેવાય છે.

## દંતરોગોની ચિકિત્સા.

### લાક્ષાદ્ય તૈલ.

**तैलं लाक्षारसं क्षीरं पृथक् प्रस्थमितं पचेत् । द्रव्यैः पलमितैरेतैः क्वाथैश्चापि चतुर्गुणैः॥ लोध्रकट्फलमञ्जिष्ठापद्मकेशरपद्मकैः । चन्दनोत्पलयष्ट्याह्वैस्तत्तैलं वदने धृतम् ॥ दालनं दन्तचालं च दन्तमोक्षं कपालिकाम्। शीतादं पूतिवक्त्रं च विरुचिं विरसास्यताम् ॥ हन्यादाशु गदानेतान्कुर्यान्तानपि स्थिरान्। लाक्षादिकमिदं तैलं दन्तरोगेषु पूजितम् ॥** लाक्षाद्यं तैलम् ॥

**जयेद्विस्रावणैः स्विन्नमचलं कृमिदन्तकम्। तथावपीडैर्वातघ्नैः स्नेहगण्डूषधारणैः ॥ भद्रदार्व्यादिवर्षाभूलेपैः स्निग्धैश्च भोजनैः । कृमिदन्तापहं कोष्णं हिङ्गुदन्तान्तरे स्थितम्॥ बृहतीभूमिकदम्बपञ्चाङ्गुलकण्टकारिकाक्वाथः । गण्डूषस्तैलयुतः कृमिदन्तकवेदनाशमनः ॥ नीलीवायसजङ्घाकटुतुम्बीमूलमेकैकम् । सञ्चूर्ण्य दशनविधृतं दशनकृमिनाशनं प्राहुः ॥ स्नेहानां केवलाः कोष्णाः सर्पिषस्त्रैवृतस्य च । निर्यूहाश्चानिलघ्नानां दन्तहर्षप्रमर्दनाः ॥**

त्रैवृतस्य सार्पिषः । त्रिवृतापक्कस्य सार्पिषः कवल इत्यर्थः ॥

**स्नैहिकोऽत्र हितो धूमे नस्यं स्नैहिकमेव च। पेयारसयवागूश्च क्षीरसन्तानिकाघृतम्॥ शिरोबस्तिर्हितश्चापि क्रमो यश्चानिलापहः ॥** अत्र दन्तहर्षे ॥

**अछिन्दन्दन्तमूलानि शर्करामुद्धरेद्भिषक् । लाक्षाचूर्णैर्मधुयुतैस्ततस्तां प्रतिसारयेत् ॥ दन्तहर्षक्रियां चात्र कुर्यान्निरवशेषतः । कपालिका कृच्छ्रतमा तत्राप्येषा क्रिया मता।**

एषा क्रिया दन्तहर्षक्रिया ॥

**फलान्यम्लानि शीताम्बुरूक्षान्नं दन्तधा-**

वनम् । तथातिकठिनं भक्ष्यं दन्तरोगी न भक्षयेत् ॥

ચોસઠ તોલા લાખનો રસ; ચોસઠ તોલા લોદર, અને દૂધ, કાયફળ, મજીઠ, કમળકેસર, પદ્મકાષ્ઠ, ચંદન, રક્તકમળ, તથા જેઠીમધના ચોગણા કવાથમાં એજ ઔષધોનાં ચાર ચાર તોલા કલ્કો નાંખી ને તેમાં ચોસઠ તોલા તેલ પકાવીને તે મોઢામાં રાખવાથી દાલન, દાંતોનું હાલવું તથા પડવું, કપાલિકા, શીતાદ, પુતિવક્ત્ર, અરુચિ, તથા મુખની વિરસતા તુરત હણાઇ જાય છે, તથા દાંતો મજબુત થાય છે. આ લાક્ષાદ્ય તૈલ દંતરોગો ઉપર બહુ સારૂં ગણાય છે.

સ્થિર થઈ ગયેલા કૃમિદંતક રોગને સ્વેદન દેઈ, લોહી કઢાવીને, વાતહર અવપીડો, સ્નેહના કોગળાઓ, ભદ્રદારૂ આ હિંગણુનાં તથા સાટોડીના લેપો, અને સ્નિગ્ધ ભોજનો આપીને મટાડવો.

હિંગને જરાક ગરમ કરીને દંતમુળમાં રાખવાથી કૃમિદંતક મટી જાય છે.

ઊભી ભોરીંગણી, ભાંકદંબ, ધોળો એરડો, અને બેઠી ભોરીંગણીના ક્વાથમાં તેલ નાંખી તેનો કોગળો રાખવાથી કૃમિદંતકની વેદના શાંત થઇ જાય છે.

ગળીનું, રાતી અઘેડીનું, કે કડવી તૂંબડીના મુળનું ચૂર્ણ દાંતોમાં રાખવાથી કૃમિદંતકનો નાશ થાય છે, એમ કહેવામાં આવે છે.

સ્હેવાય તેવા સ્નેહોના ગરમ કવલો, નસોતરથી પકાવેલ ઘીનો કવલ, અને વાતહર પદાર્થોના કવાથો દંતહર્ષને મટાડેછે.

સ્નેહના ધુમાડા તથા નસ્યો, પેયા, રસવાળી યવાગુઓ, દુધની તર, ઘી, શિરોબસ્તિ, અને વાતહર ક્રિયાઓ દંતહર્ષ ઊપર હિતકારી થાયછે.

દંતશર્કરા માટે વૈદ્યે દંતમૂલોનું છેદન નહિ કરતાં માત્ર શર્કરાને શસ્ત્રથી કાપીને મધથી કાલવેલું લાખનું ચૂર્ણ તેમાં ઘસવું.

દંતહર્ષની ક્રિયાઓ દંતશર્કરા ઉપર પણ કરવી.

અત્યંત કષ્ટસાધ્ય હોવા છતાં પણ કપાલિકામાં દંતહર્ષની ચિકિત્સા પણ કરવી.

દંતરોગીએ ખટાઇ ખાવી નહી, શીતળ પાણી પીવું નહી, રૂક્ષ અન્ન જમવું નહિ, દાતણ કરવું નહિ, અને બહુ કઠણ પદાર્થ ખાવા નહિ.

## જીભના રોગો વિષે.

### જીભના રોગોનાં નિદાન તથા નામો.

वातजः पित्तजश्चापि कफजो लाससंज्ञकः । उपजिह्विका च गदा जिह्वायां पञ्च कीर्तिताः ॥

વાત, પિત્ત અને કફથી થયેલ, તથા અલાસ, અને ઉપજિહ્વિકા, એ પાંચ જીભના રોગો છે.

### વાતરોગનું લક્ષણ.

जिह्वानिलेन स्फुटिता प्रसुप्ता भवेच्च शाकच्छदनप्रकाशा ॥

स्फुटिता मनाग्विदीर्णा । प्रसुप्ता रसानामनभिज्ञतया सुप्तेव । शाकच्छदनप्रकाशा शाको मरुभूमिजद्रुमस्तद्वत् कण्टकाचिता ॥

જીભ જરાક ફાટી જાય, ખાટા વગેરે સ્વાદ ઓળખે નહિ, અને નિર્જળ દેશમાં થતા શાક નામના વૃક્ષનાં પાન જેવી કાંટાથી ભરેલી હોય, તે વાયુથી થયેલો જીભનો રોગ છે.

## પિત્ત રોગનું લક્ષણ.

**पित्तात् सदाहैरुपचीयते च दीर्घैः सरक्तैरपि कण्टकैश्च ॥**

अयं लोके जली इति ख्यातः ॥

બળતરાવાળા, લાંબા, અને રાતા કાંટાઓ જીભમાં પિત્તથી થાય છે.

## કફરોગનું લક્ષણ.

**कफेन गुर्वी बहुलाचिता च मांसोच्छ्रयैः शाल्मलिकण्टकाभैः ॥**

बहुला स्थूला । मांसोच्छ्रयैः मांसजकण्टकैः॥

જીભ ભારે, જાડી, અને શેમળાના કાંટા જેવા માંસના કાંટાવાળી થાયછે, ત કફથી થાયછે.

## અલાસનું લક્ષણ.

**जिह्वातले यः श्वयथुः प्रगाढः सोऽलाससंज्ञः कफरक्तमूर्तिः। जिह्वां स तु स्तम्भयति प्रवृद्धो मूले च जिह्वा भृशमेति पाकम्॥**

प्रगाढः प्रकर्षेण गाढो दारुणः । कफरक्तमूर्तिः कफरक्ताभ्यां मूर्तिर्यस्य सः । कफरक्तज इत्यर्थः । जिह्वास्तम्भेन वायुरप्यत्र बोद्धव्यः। भृशंपाकेन पित्तं च । अतस्त्रिदोषजोऽयम् असाध्यत्वं चास्य ॥

કફ તથા રક્તના પ્રકોપથી જીભના તળામાં અતિદારૂણ સોજો થાયછે. એ અલાસ વધેછે તો જીભને અટકાવીને જીભનું મૂળ પકવેછે. જીભ અટકેછે તે વાયુથી થાયછે અને તેનું મૂળ પાકેછે તે પિત્તથી થાયછે. એ રીતે ત્રણેદોષો તથા રક્તથી આ રોગ થાયછે, માટે તે અસાધ્ય ગણાયછે.

## ઉપજિહ્વિકાનું લક્ષણ.

**जिह्वाग्ररूपः श्वयथुर्हि जिह्वामुन्नम्य जातः कफरक्तयोनिः। प्रसेककण्डूपरिदाहयुक्तः प्रकथ्यतेऽसावुपजिह्विकेति ॥**

जिह्वाग्ररूपः जिह्वाप्राकृतिः

કફ તથા રક્તના પ્રકોપથી જીભને ઊંચી કરીને સોજો થાયછે તે જીભની અણી જેવા આકારનો અને લાળ ઝરવાથી તથા ચળથી યુક્ત દાહવાળો હોયછે તેને ઉપજિહ્વિકા કહેવામાં આવેછે.

## જીભના રોગોની ચિકિત્સા.

**जिह्वागतविकाराणां शस्तं शोणितमोक्षणम् । गुडूचीपिप्पलीनिम्बकवलः कटुभिः सुखः ॥ ओष्ठप्रकोपेऽनिलजे यदुक्तं प्राक् चिकित्सितम्। कण्टकेष्वनिलोत्थेषु तत्कार्यं भिषजा खलु ॥ पित्तजे परिघृष्टे तु निःसृते दुष्टशोणिते । प्रतिसारणगण्डूषनस्यं च मधुरं हितम् ॥ कण्टकेषु कफोत्थेषु लिखितेष्वसृजः क्षये। पिप्पल्यादिर्मधुयुतः कार्यस्तु प्रतिसारणे ॥ उपजिह्वां तु संलिख्य क्षारेण प्रतिसारयेत् । शिरोविरेकगण्डूषधूमैश्चैनामुपाचरेत् ॥ व्योषक्षाराभयावह्निचूर्णमेतत् प्रघर्षणम् । उपजिह्वाप्रशान्त्यर्थमेभिस्तैलं च पाचयेत् ॥**

જીભના રોગ માટે લોહી કઢાવવું, તથા તીખા પદાર્થો સહિત પીપર, ગળો, અને લીમડાનો કવલ રાખવો, તે હિતકારી છે.

વાયુથી થયેલા હોઠના રોગો ઉપરની કહેલી ચિકિત્સાઓ વાયુથી થયેલા જીભના રોગના કાંટાઓ ઉપર વૈદ્યે કરવી.

પિત્તના રોગ ઉપર જીભને ઘસીને બગડેલું લોહી કાઢયા પછી મધુર પ્રતિસારણ, મધુર કવલો, અને મધુર નસ્યો હિતકારી થાય છે.

કફથી થયેલા જીભના કાંટાઓને કાઢીનાંખીને પછી પિપ્પલ્યાદિ ગણનું મધ મેળવીને પ્રતિસારણ કરવું.

ઉપજિહ્વિકાને ખોતરીને ક્ષારનું પ્રતિસારણ, શિરોવિરેચન, કવલ, તથા ધુમાડા દેવા.

સૂંઠ, મરી, પીપર, જવખાર, હરડે, અને ચિત્રકનું ચૂર્ણ ઘસવાથી; અથવા એ ચુર્ણના કલ્કથી પકાવેલ તેલના કોગળાથી ઉપજિહ્વિકા શાંત થઈ જાય છે.

---

## ( તાળવાના રોગો વિષે. )

### તાળવાના રોગોનાં નામો.

**गलशुण्डीतुण्डकेर्यध्रूषः कच्छप एव च।**
**ताल्वर्बुदश्च कथितो मांससङ्घात एव च ॥**
**तालुपुप्पुटनामा च तालुशोषस्तथैव च।**
**तालुपाकश्च कथितस्तालुरोगा अमी नव ॥**

ગલશુંઠી, તુંડકેરી, અધ્રૂષ, કચ્છપ, તાલ્વર્બુદ, માંસ સંઘાત. તાલુપુપ્પુટ, તાલુશોષ, અને તાલુપાક, એમ તાળવાના નવ રોગો છે.

### ગલશુંડીનું લક્ષણ.

**श्लेष्मासृग्भ्यां तालुमूलात् प्रवृद्धो दीर्घः शोथो ध्मातबस्तिप्रकाशः। तृष्णाकासश्वासकृत्तं वदन्ति व्याधिं वैद्याः कण्ठशुण्डीति नाम्ना ॥**

ध्मातबस्तिप्रकाशः वातपूरितचर्मपुटतुल्यः ॥

કફ તથા રક્તના પ્રકોપથી તાળવાના મૂળમાં વધેલો, લાંબો, વાયુથી ભરેલા ચામડાના દડા જેવો સોજો થઇને તરશ, ઉધરસ, અને શ્વાસને ઉત્પન્ન કરે છે, તેને વૈદ્યો ગલશુંડી કહે છે.

### તુંડકેરીનું લક્ષણ.

**शोथं स्थूलस्तोददाहप्रपाकी श्लेष्मासृग्भ्यां कीर्तिता तुण्डिकेरी।**

तुण्डकेरी वनकार्पासीफलं तत्तुल्या।

કફ તથા રક્તના પ્રકોપથી તાળવામાં ભોંકાયા જેવી પીડા વાળો જાડો અને દાહ તથા પાક વાળો સોજો થાય છે તેને તુંડકેરી કહે છે.

### અધ્રૂષનું લક્ષણ.

**शोथः स्तब्धो लोहितः शोणितोत्थोऽज्ञेयोऽध्रूषः सज्वरस्तीव्ररुक्च।**

રક્તના કોપથી તાળવામાં અક્કડ, રાતો, જવરવાળો, અને તીવ્ર વેદના વાળો સોજો થાય છે, તે અધ્રૂષ કહેવાય છે.

### કચ્છપનું લક્ષણ.

**कूर्मोत्सन्नोऽव्रेदनः शीघ्रजन्मा रोगो ज्ञेयः कच्छपः श्लेष्मणः स्यात्।**

कूर्मोत्सन्नः मध्ये प्रोच्चः प्रान्ते नतः ॥

કફના પ્રકોપથી તાળવામાં કાચબાની પેઠે મધ્યેથી ઊંચો અને છેડેથી નીચો અને થોડી વેદના વાળો સોજો થાય છે, તે કચ્છપ કહેવાય છે.

## તાલ્વર્બુદનું લક્ષણ.

पद्माकारं तालुमध्ये तु शोथं विद्याद्रक्ताद्र्बुदं पित्तलिङ्गम् ।
पद्माकारं पद्मकर्णिकावत् केसरैरिव पार्श्वतो दीर्घमांसाङ्कुरैर्वेष्टितम् ॥

રક્ત પ્રકોપથી તાળવાની મધ્યમાં કમળકેશરા જેવા લાંબા માંસના અંકુરોથી પડખાંમાં વીંટાયલો તથા સર્વ પિત્તનાં લક્ષણો વાળો સોજો થાય છે, તે તાલ્વર્બુદ કહેવાય છે.

## માંસસંઘાતનું લક્ષણ.

दुष्टं मांसं श्लेष्मणा नीरुजं च ताल्वन्तस्थं मांससङ्घातमाहुः ।

કફ પ્રકોપથી તાળવામાં પીડા વગરનું બગડેલું માંસ. એકત્ર થાય છે તેને માંસસંઘાત કહે છે.

## તાલુ પુપ્પુટનું લક્ષણ.

नीरुक् स्थायी कोलमात्रः कफात्मा मेदोयुक्तः पुप्पुटस्तालुदेशे ।

તાળવામાં કફના પ્રકોપથી પીડા વગરનો, સ્થિર, મેદવાળો અને બોર જેવો ગ્રંથિ ઉત્પન્ન થાય છે તેને તાલુ પુપ્પુટ કહે છે.

## તાલુશોષનું લક્ષણ.

शोषोऽत्यर्थं दीर्यते चापि तालु श्वासो वातात्तालुशोषोऽयमुक्तः ।

વાયુના કોપથી તાળવામાં અત્યંત શોષ પડે, અથવા તાળવું ફાટયા કરે અને શ્વાસ થાય, તે રોગ તાલુશોષ કહેવાય છે.

## તાલુપાકનું લક્ષણ.

पित्तं कुर्यात्पाकमत्यर्थघोरं तालुन्येवं तालुपाकं वदन्ति ॥

પિત્ત પ્રકોપથી તાળવું બહુ ભયંકર રીતે પાકે છે તેને તાલુપાક કહે છે.

## તાલુરોગની ચિકિત્સા.

कुष्ठोषणवचासिन्धुकणापाठाप्लवैः सह ।
सक्षौद्रैर्भिषजा कार्यं गलशुण्डीप्रघर्षणम् ॥
प्लवः केवटी मोथा गुडतजी इति लोके ।

अङ्गुष्ठाङ्गुलिसन्दंशेनाकृष्य गलशुण्डिकाम् । छेदयेन्मण्डलाग्रेण जिह्वोपरि तु संस्थिताम् ॥ मण्डलाग्रेण शस्त्रविशेषेण ।

अत्यादानात् स्रवेद्रक्तं ततः स म्रियते नरः । हीनच्छेदाद्भवेच्छोथो लालास्रावो भ्रमस्तथा ॥ तस्माद्वैद्यः प्रयत्नेन दृष्टकर्मा विशारदः । गलशुण्डीं तु संछिद्य कुर्यात्प्राप्तमिमं क्रमम् ॥ पिप्पल्यतिविषाकुष्ठवचामारिचनागरैः । क्षौद्रयुक्तैः सलवणैस्ततस्तां प्रतिसारयेत् ॥ वचामतिविषापाठारास्नाकटुकरोहिणीः । निःक्वाथ्य पिचुमर्दं च कवलं तत्र कारयेत् ॥ तुण्डिकेर्यध्रुषे कूर्मे सङ्घाते तालुपुप्पुटे । एष एव विधिः कार्यो विशेषः शस्त्रकर्मणि ॥ तालुपाके तु कर्तव्यं विधानं पित्तनाशनम् । स्नेहस्वेदौ तालुशोषे विधिश्चानिलनाशनः ॥

કઠ, મરી, વજ, સૈંધવ, પીપર, કાળીપાડ, ‘અને કેવડીમોથનું ચૂર્ણ મધમાં મેળવીને ઘસવાથી ગલશુંડી મટી જાય છે.

ગલશુંડી જીભ ઉપર હોય તો અંગુઠો તથા આંગળીના ચીપીઆથી ખેંચીને મંડલાગ્ર નામના તરવાર જેવા શસ્ત્રથી કાપી નાંખવી. તે બહુ કપાઇ જાય તો વધારે લોહી જવાથી મરણ થાય છે. અને થોડી કપાય તો સોજો, લાગનો સ્રાવ, અને ભ્રમ થાય છે; માટે એવાં છેદનો જેણે બહુ કરેલાં હોય એવા પ્રવીણ વૈદ્ય બહુ સંભાળથી તે કાપવી. કાપ્યા પછી પીપર, અતિવિષ, કઠ, મરી, વજ, અને સૂંઠના ચૂર્ણમાં મધ તથા સૈંધવ નાંખીને પ્રતિસારણ કરવું; તેમજ વજ, અતિવિષ, કાળીપાડ, રાસ્ના, કડુ, અને લીમડાના ક્વાથનો કવલ પણ કરાવવો.

તુંડકેરી, અધ્રૂષ, કચ્છપ, માંસસંઘાત, અને તાલુપુપ્પુટ ઊપર પણ એજ પ્રકાર કરવો, પણ તેની ઊપર શસ્ત્રક્રિયાં કરવામાં ( સુશ્રુતમાં કહ્યા પ્રમાણે ) ફેરફાર કરવો.

તાલુપાક ઊપર પિત્ત નાસક ચિકિત્સાઓ કરવી.

તાલુશોષ ઉપર સ્નેહન, સ્વેદન, અને વાતહર બીજી ક્રિયાઓ પણ કરવી.

## ( ગળાના રોગો વિષે. )

## ગળાના રોગોનાં નામો.

**रोहिणी पञ्चधा प्रोक्ता कण्ठशालूक एव च । अधिजिह्वश्च वलयो बलासश्चैकवृन्दकः ॥ ततो वृन्दः शतघ्नी च गिलायुः कण्ठविद्रधिः । गलौघं च स्वरघ्नश्च मांसतानस्तथैव च ॥ विदारी कण्ठदेशे तु रोगा अष्टादश स्मृताः ।**

પાંચ પ્રકારની રોહિણી, કંઠશાલૂક, અધિજિહ્વ, વલય, બલાસ, એકવૃંદક, વૃંદ, શતઘ્ની, ગિલાયુ, કંઠવિદ્રધિ, ગલૌઘ, સ્વરઘ્ન, માંસતાન, અને વિદારી, એ રીતે ગળાના રોગો અઢાર છે.

## રોહિણીઓનાં નિદાનો.

**गलेऽनिलः पित्तकफौ च मूर्च्छितौ प्रदूष्य मांसं च तथैव शोणितम् । गलोपसंरोधकरैस्तथाङ्कुरैर्निहन्त्यसून् व्याधिरियं च रोहिणी ॥**

अनिलः मूर्च्छितः प्रवृद्धः । कफपित्तौ च मूर्च्छितौ पित्तं वा मूर्च्छित कफो वा मूर्च्छितः । नतु त्रयोऽपि मूर्च्छिताः । पृथक् पृथक् दोषजाया अपि वक्ष्यमाणत्वात् ॥

ગળામાં વધેલો વાયુ અથવા પિત્ત કે કફ, અથવા એ ત્રણે દોષો, કે રક્ત, ( એ પાંચવાનાં ). માંસ તથા રક્તને દૂષિત કરીને ગળાનો રોધ કરનારા અંકુરોથી પ્રાણનો નાશ કરે છે, એ રોગરોહિણિ કહેવાય છે.

## વાત રોહિણીનું લક્ષણ.

**जिह्वासमन्तात् भृशवेदनास्तु मांसाङ्कुराः कण्ठनिरोधनाः स्युः । सा रोहिणी वातकृता प्रदिष्टा वातात्मकोपद्रवगाढजुष्टा ॥**

जिह्वा समन्तात् जिह्वायाः सर्वतः वातात्मकोपद्रवगाढजुष्टा स्तम्भादिभिरतिशयेन युक्ता ॥

જીભની ચારેમેર અત્યંત વેદના વાળા

અને ગળાને રોકી દેનારા માંસના અંકુરો થાય છે,તેની સાથે વાયુ સંબંધી સ્તબ્ધતા વિગેરે ઉપદ્રવો પણ બહુ થાય છે, તેને વાતરોહિણી કહે છે.

## પિત્તરોહિણીનું લક્ષણ.

**क्षिप्रोद्गमा क्षिप्रविदाहपाका तीव्रज्वरा पित्तनिमित्तजाता ।**

ગળામાં માંસના અંકુરો જલદી થઇ, જલદી દાહ થઇ પાકેછે, અને તીવ્ર જ્વર આવેછે, તે પિત્ત રોહિણી કહેવાયછે.

## કફરોહિણીનું લક્ષણ.

**स्रोतोनिरोधिन्यपि मन्दपाका गुर्वीस्थिरा सा कफसम्भवा तु ।**

स्रोतोऽत्र कण्ठस्रोतः ।

ગળાની શિરાઓ રૂંધાઇને માંસના અંકુરો થાયછે તે મંદપાકવાળા, ભારે, અને સ્થિર હોયછે, તે કફ રોહિણી કહેવાયછે.

## ત્રિદોષજ રોહિણીનું લક્ષણ.

**गम्भीरपाकिन्यनिवार्यवीर्यात्रिदोषलिङ्गा त्रिभवा भवेत् सा ।**

ઉપર કહેલાં ત્રણે દોષોનાં લક્ષણો વાળા, ઊંડાપાકવાળા, અને જોર ન અટકાવી શકાય એવા માંસના અંકુરો ગળામાં થાયછે, તે ત્રિદોષજ રોહિણી છે.

## રક્તરોહિણીનું લક્ષણ.

**स्फोटैश्चिता पित्तसमानलिङ्गा साध्या प्रदिष्टा रुधिरात्मिका तु ।**

ફોલ્લાઓ તથા પિત્તનાં લક્ષણો વાળી રોહિણી રક્તથી થાયછે, અને તે સાધ્યછે.

## મારી નાંખવાનો અવધિ.

**सद्यस्त्रिदोषजा हन्ति त्र्यहात्कफसमुद्भवा । पञ्चाहात्पित्तसम्भूता सप्ताहात्पवनोत्थिता ॥**

ત્રિદોષજ રોહિણી તુરત મારી નાંખેછે, કફની રોહિણી ત્રણ દિવસમાં મારી નાંખેછે, પિત્તની પાંચ દિવસે, તથા વાયુની રોહિણી સાત દિવસે મારી નાંખેછે.

## કંઠશાલૂકનું લક્ષણ.

**कोलास्थिमात्रः कफसम्भवो यो ग्रन्थिर्गले कण्ठकशूकभूतः । खरः स्थिरः शस्त्रनिपातसाध्यस्तं कण्ठशालूकमिति ब्रुवन्ति ॥**

कण्टकशूकभूतः कण्टकवत् शूकवच्च वेदनाजनकः ॥

કાંટા તથા ધાન્યની અણીની પેઠે ગળામાં વેદના વાળો, ખરસટ, સ્થિર, બોરના ઠળિયા જેવડો, અને શસ્ત્રક્રિયાથીજ મટાડી શકાય એવો ગ્રંથિ થાયછે, તે કંઠશાલૂક કહેવાયછે, અને તે કફના પ્રકોપથી થાયછે.

## અધિજિહ્વકનું લક્ષણ.

**जिह्वाग्ररूपः श्वयथुः कफात्तु जिह्वोपरिष्टादसृजैव मिश्रात् । ज्ञेयोऽधिजिह्वः खलु रोग एष विवर्जयेदागतपाकमेनम् ॥**

असृजा मिश्रादेवेत्यन्वयः ॥

જીભની અણી જેવા આકારનો જીભ ઉપર થતો સોજો અધિજિહ્વક કહેવાયછે. તે પાકે છે તો તેનો ઉપાય કરવોજ નહિ. તે રક્ત તથા કફથી થાયછે.

## વલયનું લક્ષણ.

**बलास एवायतमुन्नतं च शोफं करोत-**

मगतिं निवार्य । तं सर्वथैवाप्रतिवार्यमेव विवर्जनीयं वलयं वदन्ति ॥

પ્રકોપ પામેલો કફ અન્નની ગતિને અટકાવીને ગળામાં લાંબો ઊંચો સોજો કરેછે. આ વલય મટે તેવો નથી, માટે ઉપાય કરવાજ નહિ.

### બલાસનું લક્ષણ.

गले तु शोथं कुरुतः प्रवृद्धौ श्लेष्मानिलौ श्वासरुजोपपन्नम् । मर्मच्छिदं दुस्तरमेनमाहुर्बलाससंज्ञं भिषजो विकारम् ॥

मर्मच्छिदं हृदयमर्मणि छेदेनेव वेदनाजनकम् ॥

કફ તથા વાયુ વધવાથી શ્વાસ, પીડા, અને હૃદયના મર્મમાં છેદન જેવી પીડા કરનારો સોજો ગળામાં થાયછે. વૈદ્યલોકો આ બલાસને કષ્ટસાધ્ય કહેછે.

### એકવૃંદનું લક્ષણ.

वृत्तो नतोऽन्तःश्वयथुः सदाहः सकण्डुरोऽपाक्यमृदुर्गुरुश्च । नाम्नैकवृन्दः परिकीर्तितोऽसौ व्याधिर्बलासक्षतजप्रसूतः ॥

अन्तः गलमध्ये । अपाकी ईषत्पाकी । अमृदुः ईषन्मृदुः ॥

કફ તથા રક્તના પ્રકોપથી ગોળ, ચળવાળો, નમેલો, જરાક પાકનારો, જરાક કોમળ અને મોટો સોજો ગળામાં એકવૃંદનામનો થાયછે.

### વૃંદનું લક્ષણ.

समुन्नतं वृत्तममन्ददाहं तीव्रज्वरं वृन्दमुदाहरन्ति । तच्चापि पित्तक्षतजप्रकोपाद्विद्यात्सतोदं पवनात्मकं तु ॥

પિત્ત તથા રક્તના પ્રકોપથી અત્યંત ઊંચો, ગોળ, બહુ દાહ અને તીવ્રજ્વરવાળો વૃંદ નામનો સોજો ગળામાં થાયછે તેમાં વાયુ હોયતો શળ પણ થાયછે.

### શતઘ્નીનું લક્ષણ.

वर्तिर्घना कण्ठनिरोधनी तु चितातिमात्रं पिशितप्ररोहैः । अनेकरुक्प्राणहरी त्रिदोषा ज्ञेया शतघ्नीसदृशी शतघ्नी ॥

घना कठिना । अनेकरुक्वातपित्तकफजतोददाहकण्ड्वादियुक्ता । शतघ्नीसदृशीलोहकण्टकसंछन्ना । शतघ्नी महती शिलातत्तुल्या । यतः प्राणहरी ॥

વાત પિત્ત તથા કફથી વ્યથા, દાહ, અને ચળ વાળી, કઠણ માંસના અંકુરોથી બહુ વ્યાપ્ત અને કંઠને રોકી દેનારી વાટ થાયછે, આ શતઘ્ની ત્રણેદોષોથી થાયછે, તેથી (લોઢાના કાંટાઓથી ઢંકાયલી શિલાની પેઠે) પ્રાણ લેનારી હોવાથી ને શતઘ્ની કહેવાયછે.

### ગિલાયુનું લક્ષણ.

ग्रन्थिर्गले त्वामलकास्थिमात्रः स्थिरोऽल्परुक्स्यात्कफरक्तमूर्तिः । संलक्ष्यते सक्तमिवाशितं च स शस्त्रसाध्यस्तु गिलायुसंज्ञः ॥

કફ તથા રક્તના કોપથી ગળામાં આમળાંના ઠળિયા જેવડો, સ્થિર, થોડી વેદનાવાળો, અને ગળામાં અન્ન અટકી રહ્યું હોય એમ લાગણી કરતો ગિલાયુ નામનો ગ્રંથિ થાયછે, તે શસ્ત્રક્રિયાથી મટેછે.

## કંઠવિદ્રધિનું લક્ષણ.

**सर्वं गलं व्याप्य समुत्थितो यः शोफो रुजः सन्ति च यत्र सर्वाः। स सर्वदोषो गलविद्रधिस्तु तस्यैव तुल्यः खलु सर्वजश्च ॥**

સર્વ દોષોના પ્રકોપથી સર્વપ્રકારની પીડાવાળો આખા ગળામાં થયેલો સોજો થાયછે, તે પૂર્વે કહેવાયલા ત્રિદોષજન્ય વિદ્રધિ જેવોજ છે.

## ગલૌઘનું લક્ષણ.

**शोथो महानन्नजलावरोधी तीव्रज्वरो वायुगतेर्निहन्ता। कफेन जातो रुधिरान्वितेन गले गलौघः परिकीर्तितोऽसौ ॥**

वायुगतेर्निहन्ता उदानवायुगतिरोधकः ॥

કફ તથા રક્તના પ્રકોપથી ગળામાં અન્ન જળને રોકનાર તથા ઉદાનવાયુની ગતિને રોકનાર તીવ્રજ્વર વાળો મોટો સોજો થાયછે, તેને ગલૌઘ કહેછે.

## સ્વરઘ્નનું લક્ષણ.

**यस्ताम्यमानःश्वसिति प्रसक्तं भिन्नस्वरः शुष्कविमुक्तकण्ठः। कफोपदुष्टेष्वनिलायनेषु ज्ञेयः स रोगः श्वसनात्स्वरघ्नः ॥**

ताम्यमानः तमः पश्यन्। शुष्कविमुक्तकण्ठः शुष्को विमुक्तोऽस्वाधीनश्च कण्ठो यस्य सः। अस्वाधीनता भक्तं गिलितुमशक्यत्वात्। अनिलायनेषु वायुवर्त्मसु। श्वसनाद्वातात् ॥

વાયુના માર્ગો કફથી દુષ્ટ થયાથી અંધારૂં દેખાય, હાંફોટો થાય, કંઠસૂકાય, અન્નાદિક ગળી ન શકાય,તથા સ્વર બગડી જાય તે રોગને સ્વરઘ્ન કહેછે, અને તે વાયુથી થાયછે.

## માંસતાનનું લક્ષણ.

**प्रतानवान्यः श्वयथुः सुकष्टो गलोपरोधं कुरुते क्रमेण। स मांसतानः कथितोऽवलम्बी प्राणप्रणुत्सर्वकृतो विकारः ॥**

प्रतानवान् विस्तारवान्। सुकष्टः अतिशयितं कष्टं यत्र सः ॥

ગળામાં વિસ્તાર વાળો, લટકતો,અને બહુ દુઃખ દેનારો સોજો થઇને કંઠને રૂંધી દેછે. એ માંસતાન નામનો રોગ ત્રણે દોષથી થતો હોવાથી પ્રાણ લેનારો છે.

## વિદારીનું લક્ષણ.

**सदाहतोदं श्वयथुं सुताम्रमन्तर्गले पूतिविशीर्णमांसम्। पित्तेन विद्याद्वदने विदारीं पार्श्वे विशेषात्स तु येन शेते ॥**

स पुरुषो येन पार्श्वेण विशेषाद् बाहुल्येन शेते तस्मिन् पार्श्वे। सा विदारी भवतीत्यर्थः ॥

પિતના પ્રકોપથી ગળામાં દાહ અને તીવ્રવેદના વાળો અત્યંત રાતો અને દુર્ગંધિવાળા ફાટતામાં સવાળો વિદારી નામનો સોજો થાયછે. માણસ જે પડખે વધારે સૂવે છે તે પડખે તે થાય છે.

## ગળાના રોગોની ચિકિત્સા.

**रोहिणीनां तु साध्यानां हितं शोणितमोक्षणम्। वमनं धूमपानं च गण्डूषो नस्यकर्म च ॥ वातजां तु हृते रक्ते लवणैः प्रतिसारयेत्। सुखोष्णान्स्नेहगण्डूषान्धारयेच्चाप्यभीक्ष्णशः ॥ विस्राव्य पित्तसंभूतां सिताक्षौद्रप्रियङ्गुभिः। घर्षयेत्कवलो द्राक्षा-**

पक्वैः क्वथितो हितः ॥ आगारधूमकटुकैः कफजां प्रतिसारयेत् ।

आगारधूमः कोल इति लोके । कटुकानि शुण्ठीपिप्पलीमरिचानि ॥

श्वेताविडङ्गदन्तीषु तैलं सिद्धं ससैन्धवम् । नस्यकर्मणि दातव्यं कवलश्च कफोच्छ्रये ॥ श्वेता पराजिता ॥

पित्तवत्साधयेद्वैद्यो रोहिणीं पित्तसम्भवाम् । विस्राव्य कण्ठशालूकं साधयेत्तुण्डिकेरिवत् ॥ एककालं यवान्नं च भुञ्जीत स्निग्धमल्पशः । उपजिह्विकञ्चापि साधयेदधिजिह्विकम् ॥ एकवृन्दं तु विस्राव्य विधिं शोधनमाचरेत् । एकवृन्दमिव मायो वृन्दं च समुपाचरेत् ॥ गिलायुश्चापि यो व्याधिस्तं च शस्त्रेण साधयेत् । अमर्मस्थं सुसंपक्वं छेदयेद्गलविद्रधिम् ॥

સાધ્યરોહિણી માટે તો લોહી કઢાવવું તે સારૂં છે. વમન, ધુમપાન, કવલ, અને નસ્યની ક્રિયાઓ પણ રોહિણી ઉપર કરવી.

વાતરોહિણીમાં લોહી કઢાવીને સૈંધવ વગેરે લવણોથી પ્રતિસારણ કરવું, અને સહેવાય તેવા ગરમ સ્નેહોના કવલો પણ કરવા.

પિત્તરોહિણીમાં લોહી કઢાવીને સાકર, મધ અને ધઉંલાનું પ્રતિસારણ કરવું અને દ્રાક્ષ તથા ફાલસાંનો કવલ કરવો.

કફ રોહિણીમાં ધુમાડાની મેંશ, સૂંઠ, મરી, અને પીપરના ચૂર્ણનું પ્રતિસારણ કરવું; અને ધોળીગરણી, વાવડીંગ, તથા નેપાળાના કલ્કથી પકાવેલ તેલનું તેમાં સૈંધવ નાંખીને નસ્ય દેવું; તેમજ ધોળી ગરણી, વાવડંગ, અને નેપાળાનો કવલ પણ આપવો.

પિત્તરોહિણીની ચિકિત્સા પિત્તહર ઉપાયોથી કરવી.

કંઠશાલુકમાંથી વૈદ્યે લોહી કઢાવ્યા પછી તુંડીકેરીના જેવી ચિકિત્સા કરવી. તથા ચોવીસ કલાકમાં એકવારજ થોડુંક સ્નિગ્ધ ભોજન આપવું.

અધિજિહ્વિકની ચિકિત્સા ઉપજીહ્વિક જેવી કરવી.

એકવૃંદમાં લોહી કઢાવીને પછી શોધનવિધિ કરવો.

વૃંદ માટે એકવૃંદના જેવાજ ઉપાયો કરવા.

ગિલાયુને શસ્ત્રથી કાપીને મટાડવો.

કંઠવિદ્રધિ મર્મમાં ન હોય તથા બહુ પાકયો હોય તો કાપી કાઢવો.

## ગળાના રોગોની સામાન્ય ચિકિત્સા.

कण्ठरोगेष्वसृङ्मोक्षैस्तीक्ष्णैर्नस्यादिकर्मभिः । चिकित्सकाश्चिकित्सां तु कुशलोऽत्र समाचरेत् ॥ क्वाथं दद्याच्च दार्वीत्वङ्निम्ब तार्क्ष्यकलिङ्गकम् । हरीतकीकषायो वा हितो माक्षिकसंयुतः ॥ कटुकातिविषादारुपाठामुस्तकलिङ्गकाः । गोमूत्रक्वथिताः पीताः कण्ठरोगविनाशनाः ॥ मृद्वीका कटुका व्योषा दार्वीत्वक् त्रिफला घनम् । पाठा रसाञ्जनं मूर्वा तेजोह्वा ति सुचूर्णितम् ॥ क्षौद्रयुक्तं विधातव्यं गलरोगे महौष

षम् । योगाश्चैते त्रयः प्रोक्ता वातपित्तकफापहाः ॥ यवाग्रजं तेजवतीं च पाठां रसाञ्जनं दारु निशां सकृष्णाम् । क्षौद्रेण कुर्याद्गुटिकां मुखेन तां धारयेत्सर्वगलामयेषु ॥

ગળાંના રોગની ચિકિત્સા પ્રવીણ વૈદ્યે લોહી કઢાવી તથા તીક્ષ્ણ નસ્યો આપીને કરવી.

દારુહળદર, તજ, લીમડો, રસવંતી, અને ઈંદ્રજવનો ક્વાથ; અથવા મધ નાંખીને હરડેનો ક્વાથ આપવાથી ગળાંના સર્વ રોગો મટે છે. આ ઉપાય વાયુથી થયેલા ગળાના રોગ માટે ઉત્તમ છે.

કડુ, અતિવિષ, દેવદાર, કાળીપાડ, મોથ, અને ઈંદ્રજવનો ક્વાથ ગોમૂત્રમાં પીવાથી ગળાના સર્વ રોગો મટી જાય છે. આ ઉપાય પિત્તજ ગલરોગ માંટે ઉત્તમ છે.

દ્રાક્ષ, કડુ, સૂંઠ, મરી, પીપર, દારૂહળદર, પાતળી તજ, ત્રિફળા, મોથ, કાળીપાડ, રસવંતી, મો, અને તેજબળનું બારીક ચૂર્ણ મધમાં ખાવાથી કફથી થયેલો ગલરોગ મટી જાય છે.

જવખાર, તેજબળ, કાળીપાડ, રસવંતી, દારૂહળદર, અને પીપરની મધમાં ગોળી કરી મુખમાં રાખવાથી ગળાના સર્વ રોગો મટી જાય છે.

## (સમસ્ત મુખરોગો વિષે.)

### સમસ્ત મુખરોગોનાં નિદાનો તથા નામો.

पृथक् दोषैस्त्रयो रोगाः समस्तमुखजाः स्मृताः ॥

વાત, પિત્ત, અને કફથી થયેલા એમ આખા મુખમાં ત્રણ જાતના રોગો થાય છે.

### વાયુના મુખરોગનું લક્ષણ.

स्फोटैः सतोदैर्वदनं समन्ताद्यत्राचितं सर्वसरः सवातात् ॥

આખા મોઢામાં ચારેમેર પીડાકારક ફોલ્લાઓ થઇ જાય છે, તેને વાત સર્વસર રોગ કહે છે, અને તે વાયુથી થાય છે.

### પિત્તના મુખરોગનું લક્ષણ.

रक्तैः सदाहैस्तनुभिः सुपीतैर्यत्राचितं चापि स पित्तकोपात् ॥

દાહવાળા તથા બહુજ પીળા ઝીણા ફોલ્લા આખા મુખમાં થાય છે તેને પિત્ત સર્વસર કહે છે, અને તે પિત્તથી થાય છે.

### કફના મુખરોગનું લક્ષણ.

अवेदनैः कण्डुयुतैः सवर्णैर्यत्राचितं चापि स वै कफेन ॥

यत उक्तं सुश्रुतेन । अल्पवेदनैरिति ॥

થોડી પીડા તથા ચળ વાળા અને મુખની ચામડી જેવા વર્ણ વાળા ફોલ્લા આખા મોઢામાં થાય છે તેને કફ સર્વસર કહે છે, અને તે કફથી થાય છે.

### અસાધ્ય મુખરોગો.

ओष्ठप्रकोपे वर्ज्यास्तु मांसरक्तत्रिदोषजाः। दन्तवेष्टेषु वर्ज्यौ तु त्रिलिङ्गगतिसौषिरो ॥ त्रिलिङ्गगतिः त्रिदोषजा नाडी ॥

दन्तेषु च न सिध्यन्ति श्यावदालनभञ्जनाः । जिह्वारोगेष्वलासस्तु तालुगेष्वर्बुदं तथा ॥ स्वरघ्नो वलयो वृन्दो बलासश्च विदारिकाः । गलौघो मांसतानश्च श-

तघ्नी रोहिणी गले ॥ असाध्याः कीर्तिता ह्येते रोगा दश नवोत्तराः । तेषु चापि क्रियां वैद्यः प्रत्याख्याय समाचरेत् ॥

માંસ, રક્ત, તથા ત્રિદોષથી થયેલ હોઠના રોગો અસાધ્યછે. ત્રિદોષ થી થયેલી નાડી તથા સૌષિર, એ બે પેઢાંના રોગો અસાધ્ય છે. દંતરોગોમાં શ્યાવદંતક, દાલન, અને ભંજનક, એ ત્રણ રોગો અસાધ્ય છે. જીભના રોગોમાં અલાસ અસાધ્ય છે. તાલુ રોગોમાં તાલ્વર્બુદ અસાધ્ય છે. ગળાંના રોગોમાં સ્વરઘ્ન, વલય, વૃંદ, બલાસ, વિદારી, ગલૌઘ, માંસતાન, શતઘ્ની, અને રોહિણી ( ત્રણ દોષોની ત્રણ પ્રકારની, ) એ નવ રોગો અસાધ્ય છે. આ ઓગણીસ અસાધ્ય રોગોની ચિકિત્સા વૈદ્યે પ્રથમ ના પાડીને પછી કરવી.

## આખા મુખના રોગોની ચિકિત્સા.

वातात्सर्वसरं चूर्णैर्लवणैः प्रतिसारयेत् । तैलं वातहरैः सिद्धं हितं कवलनस्ययोः ॥ पित्तात्मके । सर्वैः पित्तहरः कार्यो विधिर्मधुरशीतलः ॥ प्रतिसारणगण्डूषधूमसंशोधनानि च । कफात्मके सर्वसरे क्रमं कुर्यात्कफापहम् ॥ मुखपाके शिरावेधः शिरसश्च विरेचनम् । मधुमूत्रघृतक्षीरैः शीतैश्च कवलग्रहः ॥ जातीपत्रामृताद्राक्षायासदार्वीफलत्रिकैः । क्वाथः क्षौद्रयुतः शीतो गण्डूषो मुखपाकनुत् ॥ कार्यं च बहुधा नित्यं जातीपत्रस्य चर्वणम् । कृष्णाजीरककुष्ठेन्द्रयवचर्वणतस्तथा ॥ मुखपाकव्रणक्लेददौर्गन्ध्यमुपशाम्यति । पटोलनिम्बजम्ब्वाम्रमालतीनवपल्लवैः ॥ पञ्चपल्लवजः श्रेष्ठः कषायो मुखधावने । पञ्चवल्कलजः क्वाथस्त्रिफलासम्भवोऽथवा ॥ मुखपाके पयोक्वथः सक्षौद्रो मुखधावने । स्वरसः क्वथितो दार्व्या घनीभूतो रसक्रिया ॥ सक्षौद्रा मुखरोगासृग्दोषनाडीव्रणापहा ॥ सप्तच्छदोशीरपटोलमुस्तहरीतकीतिक्तकरोहिणीभिः । यष्ट्याह्वराजद्रुमचन्दनैश्च क्वाथं पिबेत्पाकहरं मुखस्य ॥

राजद्रुमः घनवेहरा इति लोके ॥

तिला नीलोत्पलं सर्पिः शर्करा क्षीरमेव च । क्षौद्राढ्यो दग्धवक्त्रस्य गण्डूषो मुखपाकनुत् ॥ आस्वादिता सकृदपि मुखगन्धं सकलमपनयति । त्वग्बीजपूरफलजा पवनमपास्यं च वारयति ॥ हरिद्रा निम्बपत्राणि मधुकं नीलमुत्पलम् । तैलमेभिर्विपक्तव्यं मुखपाकहरं परम् ॥ यष्टी मधु पलमेकं त्रिंशन्नीलोत्पलस्य तैलस्य ॥ प्रस्थं तद्द्विगुणपयो विधिना पक्वं तु नस्येन ॥ निशि वदनस्य स्रावं क्षपयति गात्रस्य दोषसंघातम् । कचघर्षत्वमवश्यं क्रमशोऽभ्यक्तेन जन्तूनाम् ॥

इति मुखरोगाधिकारः ।

ખારાં ચૂર્ણોનું પ્રતિસારણ તથા વાતહર પદાર્થોથી પકાવેલ તેલના કવલ અને નસ્યોથી વાતસર્વસર મટીજાયછે.

શરીરનું વિરેચન વગેરેથી સંશોધન કરીને સર્વ પિત્તહર મધુર તથા શીતળ વિધિ કરવાથી પિત્તસર્વસર મટી જાયછે. પિત્તસર્વ-

સર ઉપર કવલો, પ્રતિસારણો, ધુમ્રપાનો અને સંશોધનો પણ પિત્ત હરનારાં કરવાં.

કફહર વિધિથી તથા પ્રતિસારણો વગેરે કફહર હોય તે પણ કરવાથી કફસર્વસર મટી જાયછે.

નસ વીંધીને લોહી કઢાવવાથી, શિરોવિરેચનથી, અને મધ, મૂત્ર, ઘી, દૂધ તથા બીજા શીતળ પદાર્થોના કવલોથી મુખપાક મટી જાયછે.

જાવંત્રી, ગળો, દ્રાક્ષ, ધમાસો તથા ત્રિફળાનો ક્વાથ ટાઢો પાડી મધ નાંખી કોગળા કરવાથી મુખપાક મટી જાયછે.

હંમેશાં વારંવાર જાવંત્રી ચાવ્યા કરવાથી મુખપાક મટી જાયછે.

કાળીજીરી, કઠ, તથા ઇંદ્રજવને ચાવવાથી મુખપાક, મુખવ્રણ, મુખનો ક્લેદ, અને મુખની દુર્ગંધી મટી જાયછે.

કડવાં પરવળ, લીમડો, જાંબુ, આંબો અને માલતીનાં નવાંપાનોના કવાથથી મુખ ધોવું તે બહુ સારૂં છે.

મુખપાક ઉપર પંચવલ્કલ અથવા ત્રિફળાના ક્વાથમાં મધ નાંખીને તેથી મોઢું ધોઇને સાફ કરવું.

દારૂહળદરના ઘાટા સ્વરસમાં મધ નાંખીને લેવાથી મુખરોગો, લોહીનો બગાડ, તથા નાડીવ્રણો મટી જાયછે.

સાત્વિન, વાળો, કડવાં પરવળ, મોથ, હરડે, કડુ, જેઠીમધ, ગરમાળો, અને રતાંજલીનો કવાથ પીવાથી મુખપાક મટી જાયછે.

તલ, નીલકમળ, ઘી, સાકર, દૂધ, અને મધના કોગળા કરવાથી મુખપાક મટીજાયછે. આ ઉપાય બળવાથી થયેલા મુખપાકનો છે. બીજોરાંના ફળની છાલ એકજવાર ખાવાથી પણ મુખની દુર્ગંધ તથા અપાનવાયુ મટી જાયછે.

હળદર, લીમડાનાં પાન, જેઠીમધ નીલકમળ એ ચાર પદાર્થોથી પકાવેલ લના કોગળા વગેરે કરવાથી મુખ અવશ્ય મટી જાયછે.

જેઠીમધ ચારતોલા તથા ૧૨૦ તે નીલકમળના કલ્કથી ૧૨૮ તોલા માં પકાવેલ તેલના નસ્યથી રાત્રે થતો ખસ્રાવ અને શરીરના પુષ્કળ દોષો શ પામેછે. આ તેલના અભ્યંગથી જૂ જંતુઓથી થતો વાળનો નાશ અટકી જાયછે.

## વિષ(ઝેર)નો અધિકાર.

### વિષના બે પ્રકારો.

स्थावरं जङ्गमं चैव द्विविधं विषमुच्य
दशाधिष्ठानमाद्यं तु द्वितीयं षोडशाश्रय

સ્થાવર અને જંગમ એમ ઝેર બે કારનું કહેવાયછે. સ્થાવરના દશ જંગમના સોળ આશ્રયો છે.

### સ્થાવર ઝેરના દશ આશ્રયો.

मूलं पत्रं फलं पुष्पं त्वक् क्षीरं सा
च। निर्यासो धातवः कन्दः स्थावरा
श्रया दश ॥

तद्यथा मूलविषं करवीरादि । पत्रविषं लत
फलविषं कर्कोटकादि । पुष्पविषं वेत्रादि ।
क्सारनिर्यासविषाणि करम्भादीनि । क्षीरविष
ह्यादि । धातुविषं हरितालादि । कन्दविषं
नाभशक्तुकादि ॥

મૂળ, પાન, ફળ, ફુલ, છાલ્ય, છીર, ગુંદર, ધાતુ; તથા કંદો, એમ દશ રનાં સ્થાવર વિષોછે. કણેર વગેરેનાં કડવી દૂધી વગેરેનાં પાનો; કુક વગેરેનાં ફળો; નેતર વગેરેનાં ફુલો; ચણોઠી વગેરેની છાલ્ય, સાર, તથા ગુ થોર વગેરેનાં છીરો, હરતાળ વગેરે ધા

તથા વછનાગ અને શકતુક વગેરેનાં કંદો ઝેરી છે.

## જંગમ ઝેરના સોળ આશ્રયો.

**दृष्टिनिःश्वासदंष्ट्राश्च नखमूत्रमलानि च ।**
**शुक्रं लालामुखं स्पर्शःसदंशश्चविशर्दितम्॥**
**गुदास्थिपित्तशूकानि दश षट् जङ्गमाश्रयाः॥**

तद्यथा । दृष्टिनिःश्वासविषाः दिव्याः सर्पाः । दंष्ट्राविषाः भौमसर्पाः । दंष्ट्रानखविषा व्याघ्रादयः। मुत्रपुरीषविषाः गृहगोधिकादयः । शुक्रविषा मुषिकादयः । लालाविषाः लुतादयः । लालास्पर्शमूत्रपुरीषशुक्रमुखसंदंशावशर्दितगुदविषाश्चित्र शीर्षादयः । अस्थिविषाः सर्पादयः । पित्तविषाः शकुलमत्स्यादयः । शूकविषाः भ्रमरादयः॥

દૃષ્ટિ, નિઃશ્વાસ, દાઢ, નખ, મૂત્ર, વિષ્ટા, વીર્ય, લાળ, મુખ, સ્પર્શ, આંકડો, અધોવાયુ, ગુદા, અસ્થિ, પિત્તાં, અને મુખની અણી, એમ સોળ પ્રકારનાં જંગમ વિષો છે. દિવ્યસર્પોની દૃષ્ટિ તથા નિઃશ્વાસ; ભયંકર સર્પોની દાઢ; વાઘ વગેરેની દાઢ તથા નખો; ઢેઢગરોળી વગેરેનાં મૂત્ર તથા વિષ્ટા; ઊંદર વગેરેના વીર્યમાં, કરોળિયા વગેરેની લાળમાં; ચિત્રશિર્ષ પ્રાણી વગેરેની લાળ, સ્પર્શ, મૂત્ર, વિષ્ટા, વીર્ય, મુખ, આંકડો, અધાવાયુ તથા ગુદામાં; સર્પો વગેરેના અસ્થિઓમાં; શકુલ વગેરે મત્સ્યોનાં પિત્તાંઓમાં; અને ભ્રમર વગેરેના મુખની અણીઓમાં ઝેર હોય છે.

## (સ્થાવર વિષોનાં સામાન્ય કાર્યો).

### મૂળના વિષનું કાર્ય.

**उद्वेष्टनं मूलविषैर्मोहः प्रलपनं तथा ॥**

મૂળના ઝેરથી ગોટલીઓ ચઢેછે, અને પ્રતાપ થાયછે.

### પત્રવિષનું કાર્ય.

**जृम्भणं वेपनं श्वासो नृणां पत्रविषैर्भवेत्॥**

પત્રવિષથી બગાસાં, કંપ, અને શ્વાસ થાયછે.

### ફળનાં વિષનું કાર્ય.

**मुष्कशोथः फलविषैर्दाहोद्वेषश्च भोजने ॥**

ફળના વિષથી વૃષણોમાં સોજો, અને ભોજન ઊપર અરૂચિ થાયછે.

### ફૂલનાં વિષનું કાર્ય.

**भवेत्पुष्पविषैश्छर्दिराध्मानं मूर्च्छनं तथा॥**

ફૂલના વિષથી ઉલટી, આફરો અને મૂર્છા થાયછે.

### છાલ્ય, સાર, તથા ગુંદરનાં વિષોનાં કાર્ય.

**त्वक्सारनिर्यासविषैरुपभुक्तैर्भवन्तिहि ।**
**आस्यदौर्गंध्यपारुष्यशिरोरुक्कफसंस्रवाः ॥**

છાલ્ય, સાર, અને ગુંદરનાં વિષોથી મુખમાં દુર્ગંધ, માથામાં વેદના, શરીરમાં રૂક્ષતા, અને કફનો સ્રાવ થાયછે.

### છીરવિષનું કાર્ય.

**फेनागमः क्षीरविषैर्विड्भेदो गुरुजिह्वता ॥**

છીરના વિષથી મુખમાં ફીણ આવેછે, રેચ લાગેછે, અને જીભ ભારે થઈજાયછે.

### ધાતુનાં વિષનું કાર્ય.

**हृत्पीडनं धातुविषैर्मूर्च्छा दाहश्च तालुनि ।**

ધાતુના વિષથી હૃદયમાં પીડા, મૂર્છા, અને તાળવામાં દાહ થાયછે.

### ઉપરનાં નવ વિષોનાં મરણનો અવધિ.

**प्रायेण कालघातीनि विषाण्येतानिनिर्दिशेत् ॥**

एतानि मूलादिविषाणि नव कालघातीनि कालान्तरमारकाणि ॥

ઉપર લખેલાં મૂલાદિનવ વિષો ઘણું કરીને કાળાંતરે મારી નાંખનારાં છે.

### કંદવિષનું કાર્ય.

**कन्दजैर्वेपथुस्तम्भशिरोरोगादयः स्मृताः।**

કંદવિષથી કંપ, સ્તબ્ધતા, માથામાં પીડા, પેટનો વધારો, ઉલટી, હેડકી, અને સોજો, વગેરે થાયછે

### કંદવિષના મરણનો અવધિ.

**कन्दजान्युग्रवीर्याणि यान्युक्तानि त्रयोदश**

સુશ્રુતાદિમાં કહેલાં તેર પ્રકારનાં કંદવિષો ઉગ્ર શક્તિવાળાં (તુરત મારી નાખનારાં) છે.

### વિષની પરીક્ષા.

**सर्वाण्येतानि कुशलैर्ज्ञेयानि दशभिर्गुणैः॥ स्थावरं जङ्गमं वापि कृत्रिमं चापि यद्विषम्। सद्यो निहन्ति तत्सर्वं गुणैश्च दशभिर्युतम्॥**

ઝેરોના દશગુણો ઉપરથી હુશિયાર વૈદે સર્વ વિષોની પરીક્ષા કરવી, સ્થાવર, જંગમ, કે કૃત્રિમ ઝેર જો એ દસે ગુણો વાળું હોય તો તે તુરત મારી નાંખે છે.

### ઝેરના દશ ગુણો.

**रूक्षमुष्णं तथा तीक्ष्णं सूक्ष्ममाशु व्यवायि च। विकाशि विशदं चैव लघ्वपाकि च ते दश॥ तद्रौक्ष्यात्कोपयेद्वायुमौष्ण्यात्पित्तं सशोणितम्। तैक्ष्ण्यान्मतिं मोहयति मर्मबन्धांश्छिनत्ति हि॥ शरीरावयवान् सौक्ष्म्यात्प्रविशेद्विकरोति च। आशुत्वादाशु तन्मोक्तं व्यवायात्प्रकृतिं हरेत्॥ विकाशित्वात् क्षपयति दोषान् धातून्मलानपि। अतिरिच्यते च वैशद्यात् दुश्चिकित्स्यं च लाघवात्॥ दुर्जरं चाविपाकित्वात् तस्मात् क्लेशयते चिरम्।**

રૂક્ષતા, ઉષ્ણતા, તીક્ષ્ણતા, સૂક્ષ્મતા, આશુતા, વ્યવાયિતા,વિકાશીતા,વિશદતા, લઘુતા અને અપાકીપણું એ દશ ગુણો ઝેરોનાછે. ઝેર રૂક્ષતાથી વાયુને કોપાવે છે, ઉષ્ણતાથી પિત્ત તથા રક્તને કોપાવે છે, તીક્ષ્ણતાથી બુદ્ધિને મુગ્ધ કરે છે તથા મર્મોના બંધોને કાપી નાંખે છે, સૂક્ષ્મતાથી શરીરના અવયવોમાં પેસીજાયછે, આશુતાથી શરીરમાં તુરત ફરી વળીને વિકારો કરેછે, 'અને વ્યવાયિતાથી પ્રકૃતિને ફેરવી નાંખેછે; વિકાશિતાથી દોષો, ધાતુઓ અને મળોનો ક્ષય કરી નાંખેછે;વિશદતાથી બારેજોર દેખાડેછે, અને લઘુતાથી ચિકિત્સા માંડમાંડ થવાદેછે. આવાગુણોથી ઝેરો લાંબા દિવસ સૂધી દુઃખકર થઇ પડેછે.

### ઝેરી શસ્ત્રનું લક્ષણ.

**सद्यः पाकं याति यस्य क्षतं तत्स्रवेद्रक्तं पच्यते चाप्यभीक्ष्णम्। कृष्णीभूतं क्लिन्नमत्यर्थपूति क्षतान्मांसं शीर्यते यस्य चापि॥ तृष्णातापौ दाहमूर्च्छे च यस्य दिग्धैर्विद्धं तं मनुष्यं व्यवस्येत्॥**

पच्यते चाप्यभीक्ष्णं पुनः पुनः पाकमेति। तापः बहिः स्थितः। दाहोऽभ्यन्तरे। यः कुर्यादित्यत्र क्षतं कर्तृपदं बोद्धव्यम्॥

જખમ તુરત પાકે, તેમાંથી લોહી નીકળ્યા કરે, વારંવાર પાક્યા કરે, તેમાંથી

કાણું, અતિ દુર્ગંધી માંસ પડયા કરે, બહારથી તાપ લાગ્યા કરે, અંદર પણ દાહ થાય અને મૂર્છા થાય, તો તેને ઝેર પાયેલ શસ્ત્ર વાગ્યું છે એમ જાણવું.

## ઝેર ખવાયાની પરીક્ષા.

**इङ्गितज्ञो मनुष्याणां वाक्चेष्टामुखवैकृतैः। जानीयाद्विषदातारमेभिर्लिङ्गैश्च बुद्धिमान्॥ न ददात्युत्तरं पृष्टो विवक्षुर्मोहमेति चाअपार्थं बहुसंकीर्णं भाषते चापि मूढवत्॥ अङ्गुलीः स्फोटयेदुर्वीं विलिखेत्प्रहसेदपि। वेपथुश्चास्य भवति त्रस्तश्चैकैकमीक्षते॥ विवर्णवक्त्रोध्यामश्च नखैः किंचिच्छिनत्ति च। आलभेतासकृद्दीनः करेण च शिरोरुहान्॥ निर्वियासुरपद्वारैर्वीक्षते च पुनः पुनः। वर्तते विपरीतं च विषदाता विचेतनः॥**

इङ्गितमभिप्रायसूचकम्। आकारं मुखवैकृतं मुखवैवर्ण्यादि। एभिर्लिङ्गैर्वक्ष्यमाणैः। न ददात्युत्तरं पृष्टः। स्वीयासत्कर्मजनितव्यामोहात् संकीर्णत्वम्। अस्फुटं भयजनितपर्वव्यथपानोदायाङ्गुलीः स्फोटयेत् प्रहसेत्। अहेतावपि ध्यामः दग्धसमानवर्णः। आलभेत् स्पृशेत् विपरीतं यथा स्यादेवं वर्तते॥

માણસોની સ્વાભાવિક ચેષ્ટાઓ ઉપરથી જનસ્વભાવને જાણી જનારા વિદ્વાન વૈદ્યે વાણી, ચેષ્ટા, તથા મુખના વિકારો રૂપી નીચેનાં લક્ષણો ઉપરથી ઝેર આપનારને ઓળખી લેવો. જે માણસ પૂછયા છતાં પોતાના કુકર્મનો જવાબ ભયથી ન આપી શકે; બોલતાં ગભરાઈ જાય, મૂઢતાથી ઘણું નકામું અને ગડબડીયું બોલે, ભયથી થતી સાંધાની પીડા આંગળીના ટચાકા ફોડીને મટાડે, કારણ વગર હસે, પૃથ્વી ખોતરે, ધ્રુજે, ભયથી એક બીજાની સામું જોયા કરે, મુખનો વર્ણ બગડી જાય, વર્ણ બળેલા જેવો થઈ જાય, નખ ખોતર્યા કરે, રંક બનીને હાથવડે કેશને અડયા કરે, બીજાં દ્વારોથી નીકળી જવાને વારંવાર જોયાકરે, વિપરીત રીતે વર્તે, તથા માન રહિત થઈ જાય, તેને ઝેર આપનારો જાણવો.

## જંગમ વિષોનાં સામાન્ય કાર્યો.

**निद्रां तन्द्रां क्लमं दाहं सम्पाकं लोमहर्षणम्। शोथं चैवातिसारं च कुरुते जङ्गमं विषम्॥**

જંગમ ઝેર નિદ્રા, તંદ્રા, ગ્લાનિ, દાહ, પાક, રોમાંચ, સોજો તથા અતિસાર કરેછે.

## અતિ તીક્ષ્ણ સર્પો વિષે.

**वातपित्तकफात्मानो भोगिमण्डलिराजिलाः। यथाक्रमं समाख्याता द्व्यन्तरा द्वन्द्वरूपिणः॥ फणिनो भोगिनो ज्ञेयाः संख्यातास्तेऽत्र विंशतिः। मण्डलैर्विविधैश्चित्राः पृथवो मन्दगामिनः। षट् ते मण्डलिनो ज्ञेया ज्वलनार्कविषाः स्मृताः॥ स्निग्धा विविधवर्णाभिस्तिर्यगूर्ध्वं च राजिभिः। विचित्रा इव ये भान्ति राजिलास्ते हि तेऽपि षट्॥**

एते यथाक्रमं वातपित्तकफात्मानः। व्यन्तराः द्वे अन्तरे भेदो येषां ते व्यन्तराः यथा भोगिनो मण्डलिन्यां जाता इत्यादि॥

ઘણું કરીને ભોગીજાતના તથા મંડલી અને રાજીલ જાતના, એમ સર્પો ત્રણ જાતના છે. તેમાં ભોગીસર્પો વાત પ્રકૃતિના,

મંડલી પિત્તમય, અને રાજિલ કફમય છે. એક જાતનો સર્પ અને બીજી જાતની સર્પિણી, એથી ઉત્પન્ન થતા સર્પો બે બે પ્રકૃતિના હોય છે. ફણાવાળા સર્પોભોગી કહેવાયછે અને તેઓના વીશ ભેદો છે; વિવિધ મંડળોથી વિચિત્ર, પહોળા અને મંદગતિવાળા મંડલી સર્પો અગ્નિ તથા સૂર્ય જેવા અતિ ઉગ્ર ઝેરી હોયછે, તેના છ ભેદો છે;અને સ્નિગ્ધ તથા આડી અને ઊભી વિવિધ વર્ણોની રેખાઓ વાળા, વિચિત્ર દેખાતા રાજિલ સર્પોના પણ છ ભેદો છે.

## સર્પ દંશોનાં લક્ષણો.

दंशो भोगिकृतः कृष्णः सर्ववातविकारकृत् । पीतो मण्डलिनः शोथो मृदुः पित्तविकारवान् ॥ राजिलोत्थो भवेद्दंशः स्थिरशोथश्च पिच्छिलः । पाण्डुः स्निग्धोऽतिसान्द्रासृक्सर्वश्लेष्मविकारवान् ॥

ભોગીનો દંશ કાળો અને તે સર્વ વાત વિકારો કરનારો હોયછે; મંડળીનો દંશ પીળા સોજા વાળો તથા સર્વ પિતવિકારો કરનારો હોયછે; અને રાજિલનો દંશ સ્થિર સોજા વાળો, ચીકણો, પાંડુ, સ્નિગ્ધ, અતિશય ઘાટા રૂધિરવાળો, તથા સર્વ કફવિકારો કરનારો છે.

## દંશનું અસાધ્યપણું.

अश्वत्थदेवायतनश्मशानवल्मीकसन्ध्यासु चतुष्पथेषु । याम्ये च पित्र्ये परिवर्जनीया ऋक्षे नरा मर्मसु ये च दष्टाः ॥

याम्ये भरण्यां । पित्र्ये मघायाम् ॥

दर्वीकराणां विषमाशु हन्ति मेघानिलोष्णे द्विगुणा भवन्ति ॥ उष्णे उष्णसंयोगे ॥

પીપળો, દેવમંદિર, સ્મશાન; રાફડા, ચોવટો, સંધ્યાકાળ; ભરણી નક્ષત્ર, અને મઘા નક્ષત્રમાં કરડેલ સર્પનો દંશ અસાધ્ય છે. મર્મસ્થળોનો દંશ પણ અસાધ્ય છે.

## દર્વીકર સર્પો વિષે.

रथाङ्गलाङ्गलच्छत्रस्वस्तिकाङ्कुशधारिणः । ज्ञेया दर्वीकराः सर्पाः फणिनः शीघ्रगामिनः ॥

દર્વીકર જાતિના સર્પોનું ઝેર તુરત મારીનાંખેછે, અને તેઓ વરસાદ, પવન, અને ગરમીના સંયોગમાં બમણા થાયછે. જેસર્પો ચક્ર, હળ, સાથિયો, કે અંકુશનાં ચિન્હોવાળા, તથા ફણાવાળા અને ઊતાવળી ગતિવાળા હોયછે; તેઓ દર્વીકર કહેવાયછે.

## તુરત મારનાર ઝેર વિષે.

अजीर्णपित्तातपपीडितेषु बालेषु वृद्धेषु बुभुक्षितेषु । क्षीणे क्षते मेहिनि कुष्ठजुष्टे रूक्षे बले गर्भवतीषु चापि ॥ शस्त्रक्षते यस्य न रक्तमस्ति राज्यो लताभिश्च न सम्भवन्ति । शीताभिरद्भिश्च न रोमहर्षो विषाभिभूतं परिवर्जयेत्तम् ॥ जिह्मं मुखं यस्य च केशशातो नासावसादश्च सकण्ठभङ्गः । कृष्णश्च रक्तः श्वयथुश्च दंशे हन्वोः स्थिरत्वं च विवर्जनीयम् ॥

केशशातः आकर्षणात् नासावसादः नासायाः नतत्वम् । कण्ठभङ्गः स्वरभङ्गः । हन्वोः स्थिरत्वं हनुग्रहस्तम्भः ॥

**वाग्निर्गता यस्य निरेति वक्त्राद्रक्तं स्रवेदूर्ध्वमधश्च यस्य । दंष्ट्रानिपाताश्चतुरश्च पश्येद्यस्यापि वैद्यैः परिवर्जनीयः ॥**

यस्य च नासामुखलिङ्गगुदादिभ्यो रक्तं स्रवेत् ॥

**उन्मत्तमत्यर्थमुपद्रुतं वा हीनस्वरं वाप्यथवा विवर्णम् । सारिष्टमत्यर्थमवेगिनं च जह्यान्नरं तत्र न कर्म कुर्यात् ॥**

अत्यर्थमुपद्रुतं वा ज्वरातिसारादिभिरतिशयेनोपद्रुतं । हीनस्वरं वक्तुमक्षमं । विवर्णं कृष्णवर्णं । सारिष्टं नासाभङ्गादियुक्तम् । अवेगिनं वेगो विषवेगः । लहरी इति लोके तद्रहितं ॥

અજીર્ણવાળો, પિત્તવાળો, તડકે ચાલેલો, બાળકો, વૃદ્ધો, ભૂખ્યાઓ, નબળાઓ, ક્ષત તથા પ્રમેહવાળા, કોઢિયા અને રૂક્ષ દેહવાળા, નિર્બળો, તથા ગર્ભવતી સ્ત્રીઓને ઝેર તુરત મારી નાંખેછે. ઝેરવાળાને ટાઢુંપાણી છાંટવાથી રૂવાડાં ઊભાં થતાં હોય તેની ચિકિત્સા કરવી નહિ. જેનું મુખ વાંકું થઇ ગયું હોય, ખેંચવાથી વાળ નીકળી પડતા હોય, નાક નમી ગયું હોય, કંઠ સ્થિર રાખવાની શક્તિ જતી રહી હોય, દંશમાં કાળો કે રાતો સોજો થયો હોય, અને બંને જડબાં સ્તબ્ધ થઇગયાં હોય, તેની પણ ચિકિત્સા કરવી નહિ. મુખમાંથી જાડી ઉલટી થતી હોય; નાક, મુખ, ગુદા અને લિંગમાંથી લોહી સ્રવતું હોય; અને ચારે દાઢો પડી ગયેલી દેખાતી હોય; તેની પણ વૈદ્યે ચિકિત્સા કરવી નહિ. ઉન્મત્ત, જ્વરવાળો, અતિસારવાળો, બોલી નહિ શકનાર, જેનો વર્ણ કાળો પડીગયો હોય તે, નાક નમી જવા વગેરે અરિષ્ટ વાળો, અને ઝેરની લેહેરો વગરનો બની ગયો હોય, તેની પણ ચિકિત્સા નહિ કરતાં છોડી દેવો; કેમકે એવા લોકો ઝેરથી તુરત મરીજ જાય છે.

## દૂષી વિષ (ઝેર) વિષે.

**जीर्णं विषघ्नौषधिदूषितं वा दावाग्निवातातपशोषितं वा । स्वभावतो वा गुणविप्रहीनं विषं हि दूषीविषतामुपैति ॥**

जीर्णम् अतिपुराण विषघ्नौषधिदूषितं विषघ्नीभिरोषधीभिर्हीनवीर्यं कृतं स्वभावतो वा गुणविप्रहीनं स्वभावादेव दशानां गुणानां मध्ये एकद्वित्र्यादिगुणहीनम् ॥

અત્યંત જીર્ણ થઇગયેલ; અથવા વિષહર દવાઓથી નબળું પડી ગયેલ; અથવા દવાગ્નિ, વાયુ, કે તડકાથી સૂકાઇ ગયેલ; અથવા દશ ગુણોમાંથી સ્વાભાવિક રીતેજ એક, બે, કે ત્રણ ગુણો ઓછા થઇ ગયેલ હોય;એવું ઝેર દૂષીવિષ કહેવાયછે.

## દૂષી વિષનું કાર્ય.

**वीर्याल्पभावान्न निपातयेत्तत्कफान्वितं वर्षगणानुबन्धि । तेनार्दितो भिन्नपुरीषवर्णो विगन्धिवैरस्ययुतः पिपासी ॥ मूर्च्छां भ्रमं गद्गदवाग्वमिं च विचेष्टमानो रतिमाप्नुयाद्वा ॥**

न निपातयेत् न मारयति । कफान्वितं कफेन मन्दीकृतोष्णादिगुणम् । वर्षगणानुबन्धि कफेनाग्नेर्मान्द्यादपाकाच्चिरस्थायि । तथा दूषीविषार्दितो भिन्नपुरीषवर्णः भिन्नपुरीष उद्गतमलः । भिन्नवर्णो विवर्णः विचेष्टमानः विरुद्धां चेष्टां कुर्वन् । मूर्च्छादीन् व्याधीँल्लभते ॥

થોડી શક્તિવાળું હોવાથી દૂષીવિષ મારીનાંખતું નથી, પણ તેના ઉષ્ણતા વગેરે ગુણો કફથી મંદથવાને લીધે, તથા કફથી મંદાગ્નિ થઇને એ ઝેર પાકતું નથી, તેથી તે ઘણાં વર્ષો સુધી શરીરમાં રહેછે. આવા માણસને દસ્ત પાતળો આવેછે, શરીરનો વર્ણ બગડી જાયછે, દુર્ગંધપણું થાયછે, મુખવિરસ થાય છે, તરસ લાગ્યા કરેછે. વિરૂદ્ધ ચેષ્ટાઓ થાય છે. ચેન પડતું નથી. તથા મૂર્છા અને ભ્રમ તથા વાણી ગદ્ગદ થાય છે. તથા વમન વગેરે વ્યાધિઓ થાય છે.

## દૂષી વિષનાં સ્થાનો.

**आमाशयस्थे कफवातरोगी पक्वाशयस्थेऽनिलपित्तरोगी । भवेत्समुद्ध्वस्तशिरोऽङ्गरुट्को विलूनपक्षश्च यथा विहङ्गः ॥**

समुद्ध्वस्तशिरोऽङ्गरुट्कः समुद्ध्वस्ताः शिरोरुहाः केशाः अङ्गरुहाणि लोमानि यस्य सः । एतदपि लिङ्गं पक्वाशयस्थे दूषीविषे बोद्धव्यम् ॥

**स्थितं रसादिष्वथवा यथोक्तान्करोति धातुप्रभवान्विकारान् ॥**

तत्र दूषीविषे यथोक्तान्सुश्रुते व्याधिसमुद्देशीयोक्तान् ॥

દૂષીવિષ આમાશયમાં હોયતો કફ તથા વાતરોગો થાય છે; પકવાશયમાં હોય તો પિત્તરોગો તથા વાતરોગો થાયછે, વાળ તથા રૂંવાડાં ખરી પડેછે, તથા પાંખો કપાઇ ગયેલ પક્ષીના જેવી સ્થિતિ થાયછે; રસાદિ ધાતુમાં હોય તો સુશ્રુતમાં સૂત્ર સ્થાનના વ્યાધિસમુદ્દેશીય નામના ચોવીસમા અધ્યાયમાં કહ્યા પ્રમાણે ધાતુ સંબંધી વિકારો થાય છે.

## દૂષીવિષના પ્રકોપના સમયો.

**कोपं तु शीतानिलदुर्दिनेषु यात्याशु पूर्वं शृणु तस्य रूपम् ॥**

અતિ શીતકાળ, અતિ પવનનો સમય અને અતિ વાદળાંના સમયોમાં દૂષીવિષ તુરત પ્રકોપ પામેછે. હવે એ પ્રકોપનું પૂર્વરૂપ કહુંછું તે સાંભળો.

## દૂષીવિષના પ્રકોપનું પૂર્વરૂપ.

**निद्रा गुरुत्वं च विजृम्भणं च विश्लेषहर्षावथ वाङ्गमर्दः ॥**

विश्लेषः गात्रशैथिल्यं । हर्षः रोमाञ्चः ॥

નિદ્રા, શરીરમાં ભાર, બગાસાં, ગાત્રોની શિથિલતા, રોમાંચ, અથવા અંગભંગ, એ દૂષીવિષના પ્રકોપનાં પૂર્વરૂપો છે.

## દૂષીવિષના પ્રકોપનું સ્વરૂપ.

**ततः करोत्यन्नमदाविपाकावरोचकं मण्डलकोटमन्म । मांसक्षयं पाणिपदं प्रशोथं मूर्च्छां तथा छर्दिमथातिसारम् ॥ दूषीविषं श्वासतृषे ज्वरांश्च कुर्यात्प्रवृद्धिं जठरस्य चापि ॥**

अन्ने भुक्ते पूगफलेनेव मदः । अविपाकः अन्नस्य ॥

દૂષીવિષ પ્રકોપ પામેછે ત્યારે સોપારીના જેવો મીણો અન્ન જમતાં ચડેછે, અન્ન પચતું નથી, તથા અરૂચિ, મંડળ તથા ઘ્રામઠાં થાયછે, માંસક્ષય થાયછે, હાથ પગમાં સોજો થાય છે, મૂર્છા તથા ઉલટી અને અતિસાર થાયછે, શ્વાસ થાયછે, તૃષા લાગેછે, જ્વર આવે છે. અને પેટ વધે છે.

### દૂષીવિષના વિકારો.

**उन्मादमन्यज्जनयेत्तथान्यदानाहमन्येत्क्षपयेच्च शुक्रम् । गाद्गद्यमन्यज्जनयेच्च कुष्ठं तांस्तान्विकारांश्च बहुप्रकारान् ॥**

अन्यत् दूषीविषं तांस्तान्विकारान्विसर्पविस्फोटादीन् ॥

કોઇ દૂષીવિષથી ઉન્માદ થાય છે, કોઇથી આનાહ થાયછે, કોઇથી વીર્ય ક્ષીણ થાય છે. કોઇ ગદગદ વાણી કરે છે, કોઇ કોઢને તથા કોઇ ઘણી જાતના વિસર્પો તથા વિસ્ફોટકાદિને ઉત્પન્ન કરે છે.

### દૂષી વિષનો શબ્દાર્થ.

**दूषितं देशकालान्नदिवास्वप्नैरभीक्ष्णशः । यस्मात् सन्दूषयेद्धातूंस्तस्माद्दूषीविषं स्मृतम् ॥**

देशः आनूपादिः । कालो दुर्दिनादिः । अन्नं कुलत्थतिलमसूरादि । धातुदूषकत्वाद्दूषीविषम् ॥

દેશ, કાળ, અન્ન તથા દિવસે સૂવાથી વારંવાર દૂષિત થઇને ઝેર ધાતુઓને દૂષિત કરેછે, માટે તે દૂષીવિષ કહેવાય છે. જળપ્રાય દેશથી, વાદળાંના સમય અને કાળથી, કળથી, તલ, મસૂર, વગેરે અન્નોથી ઝેર દુષિત થાય છે.

### દૂષી વિષની સાધ્યાસાધ્યતા.

**साध्यमात्मवतः सद्यो याप्यं संवत्सरोत्थितम् । दूषीविषमसाध्यं स्यात्क्षीणस्याहितसेविनः ॥**

कृत्रिमं विषं द्विविधम् । एकं सविषं दूषीविषसंज्ञम् । अपरमविषं तदेव गरसंज्ञम् । तथा च काश्यपसंहितायाम् । संयोगजं च द्विविधं द्वितीयं विषमुच्यते । दूषीविषं तु सविषमविषं गर उच्यते ॥

જિતેંદ્રિય માણસનું દૂષીવિષ સહજ સાધ્ય છે, એક વર્ષ પછી તે કષ્ટસાધ્ય થાયછે, અને ક્ષીણ તથા અપથ્ય કરનારને અસાધ્ય થાય છે.

### કૃત્રિમ વિષનું નિરૂપણ.

**सौभाग्यार्थं स्त्रियः स्वेदरजोनानाङ्गजान्मलान् । शत्रुप्रयुक्तांश्च गरान्प्रयच्छन्त्यन्नमिश्रितान् ॥**

દૂષીવિષ અને ગર એમ બે પ્રકારનું કુત્રિમ વિષ છે. જેમાં ઝેરનો સંબંધ નથી હોતો તે ગર કહેવાયછે કાશ્યપ સંહિતામાં કહ્યુંછે કે-"સંયોગથી બનતા કૃત્રિમ વિષના દૂષીવિષ અને ગર એમ બે પ્રકારો છે. ઝેરના સંબંધ વાળું તે દૂષીવિષ અને ઝેરના સંબંધ વગર પણ ઝેરનું કામ કરે તે ગર કહેવાય છે."પતિઓને વશ કરવા માટે સ્ત્રીઓ પરસેવો, રજ, તથા અંગોના બીજા અનેક મેલો મેળવીને પતિને અન્નમાં ખવરાવેછે, એ મેલ વગેરે પદાર્થો ગર કહેવાય છે.

### ગરનું કાર્ય.

**तैः स्यात्पाण्डुः कृशोऽल्पाग्निर्ज्वरश्चास्योपजायते । मर्मप्रधमनाध्मानं स्यात् क्षयः शोथसम्भवः ॥**

तैः गरैः स्वेदरजः प्रभृतिभिः ज्वरश्चास्योपजायत इति अपाकात् । मर्मप्रधमनं मर्मव्यथा । क्षये धातुक्षयः ॥

પરસેવો તથા રજ વગેરે ગરોથી પાંડુતા થાયછે, કૃશતા થાયછે, મંદાગ્નિ તથા જ્વર થાયછે; મર્મોમાં પીડા અને આફરો થાય છે, તથા ધાતુઓનો ક્ષય, અને સોજો થાય છે.

## લુતા (કરોળીયા)નામનાં જીવડાંવિષે.

यस्माल्लूनं तृणं माप्ता मुनेः प्रस्वेदबिन्दवः । तेभ्यो जातास्तथा लूता इति ख्याता-स्तु षोडश ॥

विश्वामित्रो नृपवरः कदाचिदृषिसत्तमम् । वसिष्ठं कोपयामास गत्वाश्रमपदं किल ॥ कुपितस्य मुनेस्तस्य ललाटात् स्वेदबिन्दवः । अपतन्दर्शनादेव ह्यस्तात्तीव्रवर्चसः । लूने तृणे महर्षेस्तु धेन्वर्थे सम्भृतेऽपि च । ततो जातास्त्विमे घोरा नानारूपा महाविषाः ॥ तासामष्टौ कष्टसाध्या वर्ज्यास्तावत्य एव हि।

तत्र त्रिमण्डलप्रभृतयोऽष्टौ कष्टसाध्याः । सौवर्णिकप्रभृतयोऽष्टावसाध्याः ॥

મુનિના પરસેવાના છાંટા કાપી નાંખેલા ખડઉપર પડતાં તેમાંથી ઉત્પન્ન થયેલા જીવડાઓ લૂતા કહેવાયછે,તે સોળજાતના થાયછે."લૂ"ધાતુનો અર્થ "કાપવું"થાયછે. એ ઉપરથી સુશ્રુત કહેછે કે-" રાજાઓમાં ઉત્તમ વિશ્વામિત્રે કોઈ વેળાએ વસિષ્ઠના આશ્રમમાં જઇને તેમને કચવાવ્યા હતા. તીવ્ર તેજસ્વી વશિષ્ઠને વિશ્વામિત્રના દર્શનથીજ કોપ ચઢતાં તેમના કપાળમાંથી પરસેવાનાં ટીપાંઓ ગાય માટે કાપીને એકઠા કરી રાખેલા ખડ ઉપર પડયાં, તેમાંથી ભયંકર ભારે ઝેરી અનેકરૂપી લૂતા નામના જીવો પેદા થયા, તેમાંના ત્રિમંડળ વગેરે આઠ કષ્ટસાધ્ય તથા સૌવર્ણિક વગેરે આઠ અસાધ્ય છે.

### કષ્ટસાધ્ય લૂતાના દંશનું લક્ષણ.

ताभिर्दष्टे दंशकोथः प्रस्रावः क्षतजस्य च । ज्वरो दाहोऽतिसारश्च गदाः स्युश्च त्रिदोषजाः॥ पिडिका विविधाकारा मण्डलानि महान्ति च । शोथा महान्तो मृदवो रक्ता श्यावाश्चलास्तथा ॥ सामान्यं सर्वलूतानामेतद्दंशस्य लक्षणम् ।

दंशकोथः दंशमध्ये पूतिभावः ॥

दंशमध्ये तु यत्कृष्णं श्यावं वा जालकावृतम् । दग्धाकृति भृशं पाकक्लेदशोथज्वरान्वितम् ॥ दूषीविषाभिर्लूताभिस्तद्दष्टमिति निर्दिशेत् ॥

આ લૂતા કરડે છે તો દંશ સડે છે, લોહી નીકળે છે, જ્વર આવે છે. દાહ અને અતિસાર થાય છે, ત્રણે દોષોના રોગો થાયછે, વિવિધાકૃતિની ફોડકી તથા મંડળો થાયછે, અને કોમળ તથા રાતા મોટા ચપળ અને કંઈક કાળા સોજા થાય છે. લૂતાના દંશનું આ સામાન્ય લક્ષણ છે. દંશ જો કાળો કે કાળાશવાળો, જાળાંવાળો, બળેલા જેવા આકારનો, અત્યંતપાક તથા ક્લેદવાળો, સોજા તથા જ્વરવાળો હોયતો એ દંશ દૂષીવિષા નામની લૂતાઓનો જાણવો.

### અસાધ્ય લૂતાના દંશનું લક્ષણ.

शोथः श्वेता सिता रक्ता पीता च पिडिका ज्वरः । प्राणान्तिको भवेद्दाहः श्वासहिक्काशिरोग्रहः ॥

અસાધ્ય લૂતા કરડે તો શોષ તથા ધોળી, રાતી, તથા પીળી ફોડકીઓ થાય છે; જ્વર આવેછે, તથા પ્રાણ હરે તેવી બળતરા થાય છે; અને શ્વાસ તથા હેડકી થઈ માથું પકડાય છે.

## ઊંદરના વિખનું લક્ષણ.

आदंशाच्छोणितं पाण्डुमण्डलानि ज्वरोऽरुचिः लोमहर्षश्च दाहश्चाप्याखुदूषीविषार्दिते ॥

દંશથી માંડીને લોહી પીંગળું થઇ જાય તથા ધ્રામઠાં, જ્વર, અરૂચિ, રોમોદ્ગમ, અને બળતરા થાયછે. આ લક્ષણો ઊંદરના દૂષી વિષનાં છે.

## પ્રાણહર ઊંદરોનાં ઝેરો વિષે.

मूर्च्छाङ्गशोथवैवर्ण्यक्लेदशब्दाश्रुतिज्वराः। शिरोगुरुत्वं लालासृक् छर्दिश्चासाध्यमूषकात् ॥

अङ्गशोथोऽत्र मुषकाकारो बोद्धव्य इति तन्त्रान्तरे ।

અસાધ્ય ઊંદરના દંશથી મૂર્છા, અંગોમાં સોજા, વર્ણનું બદલીજવું, કલેદ, બેહેરાપણું, જ્વર, માથામાં ભાર, લાળનું પડવું, અને રક્તની ઉલટી થાયછે. બીજા ગ્રંથમાં લખ્યું છે કે–" ઊંદરના દંશથી અંગમાં થયેલ સોજો ઉંદરના જેવાજ આકારનો થાયછે.

## કાકીડાના દંશનું લક્ષણ.

शोषस्य कार्श्यमथवा नानावर्णत्वमेव च । मोहोऽथ वर्चसो भेदो दष्टस्य कृकलासकैः ॥

કાકીંડો કરડેછે તો અનેક વર્ણતા તથા કૃશતા થાયછે, તથા મોહ થાયછે અને દસ્ત લાગ્યા કરે છે.

## વીંછીના દંશનું લક્ષણ.

दहत्यग्निरिवादौ तु भिनत्तीवोर्ध्वमाशु च । वृश्चिकस्य विषं याति पश्चाद्दंशेऽवतिष्ठते ॥

વીંછીનું ઝેર પ્રથમ તો આગ લાગ્યા જેવી બળતરા કરીને પછી તુરત ઊંચું ચઢીને અંગોને ભેદી નાંખ્યા જેવું કરેછે; અને અમુક સમય પછી પાછું દંશની જગ્યામાં આવી રહે છે.

## અસાધ્ય વીંછીના દંશનું લક્ષણ.

दष्टोऽसाध्यैस्तु हृद्घ्राणरसनोपहतो नरः । मांसैः पतद्भिरत्यर्थं वेदनार्तो जहात्यसून् ॥

असाध्यैर्वृश्चिकैरतेषामेवानुवृत्तेः । हृदादिषु उपहतः हृदादिकार्यरहितो भवति अत्यर्थं वेदनार्त इत्यन्वयः ॥

અસાધ્ય વીંછીના કરડવાથી હૃદય, નાક, તથા જીભ જડ થઈ જાય છે. વેદના થઇ માંસ પડેછે, અને તેથી પ્રાણ નીકળી જાય છે.

## કણભની દંશનું લક્ષણ.

विसर्पः श्वयथुः शूलं ज्वरश्छर्दिरथापि वा । लक्षणं कणभैर्दष्टे दंशश्चैवावशीर्यते॥

कणभः कीटविशेषः ॥

કણભ નામનો કીડો કરડે તો વિસર્પ; સોજો, શળ, જ્વર કે ઉલટી થાયછે, અને દંશની જગા વિખાતી હોય એમ લાગે છે.

## ચેળના દંશનું લક્ષણ.

**कृष्णलोमोचिटिङ्गन स्तब्धलिङ्गो भृशार्तिमान । दष्टः शीतोदकेनैव सिक्तान्यङ्गानि मन्यते ॥** कृष्णलोमा अधिकतरकृष्णरोमा। उच्चिटिङ्गश्चीटा कीटविशेषः ॥

કાળાં તથા મોટાં રૂંવાડાં વાળી ચેળ કરડે તો સ્તબ્ધતા, બહુપીડા, અને સર્વ અંગો ઉપર ઠાડું પાણી પડતું હોય, એમ જણાય છે.

## ઝેરી દેડકાના દંશનુ લક્ષણ.

**एकदंष्ट्रार्दितः शूनः सरुजः पीतकः ॥ सतृट् । सनिद्रश्छर्दिमान्दष्टो मण्डूकैः सविषैर्भवेत् ॥** एकदंष्ट्रार्दितः स्वभावादेकयैव दंष्ट्रयादष्टो भवति ॥

દેડકું કરડે તો દંશમાં એકજ દાઢ ઉઠેછે, વેદના સહિત પીળો સોજો થાય છે. તરશ લાગેછે, ઊંઘ આવેછે, અને ઉલટી થાય છે.

## ઝેરી માછલાંના દંશનું લક્ષણ.

**मत्स्यास्तु सविषाः कुर्युर्दाहं शोथं रुजं तथा ॥**

ઝેરી માછલું કરડે તો દાહ, સોજો, અને વેદના થાય છે.

## જળોના ઝેરનું લક્ષણ.

**कण्डूं शोथं ज्वरं मूर्च्छां सविषास्तु जलौकसः ॥** कुर्युरिति शेषः ॥

ઝેરી જળો કરડે તો ચળ, સોજો, જ્વર, અને મૂર્છા થાય છે.

## ઢેઢગરોળીના ઝેરનું લક્ષણ.

**विदाहं श्वयथुं तोदं प्रस्वेदं गृहगोधिका ॥** कुर्युरिति शेषः ॥

ઢેઢગરોળી કરડે તો દાહ, સોજો, ભોકાયા જેવી પીડા; અને પરસેવો થાય છે.

## કાનખજુરાના ઝેરનું લક્ષણ.

**दंशे स्वेदं रुजं दाहं कुर्याच्छतपदीविषम् ॥** शतपदी गिजाई इति लोके ॥

કાનખજુરો કરડે તો દંશમાં પરસેવો, વેદના; અને દાહ થાય છે.

## મચ્છરના ઝેરનું લક્ષણ.

**कण्डूमान्मशकैरीषच्छोथः स्यान्मन्दवेदनः ॥**

મચ્છર કરડ્યાથી ચળ અને થોડી વેદનાવાળો જરાક સોજો થાય છે.

## અસાધ્ય મચ્છરના ઝેરનું લક્ષણ.

**असाध्यकीटसदृशमसाध्यं मशकक्षतम् ॥** असाध्यकीटसदृशं असाध्यैः कीटैर्लूतादिभिः कृतं यत् क्षतं तत्सदृशवेदनम् ॥

અસાધ્ય મચ્છરનો કરડ અસાધ્ય કરોળિયા વગેરે કીડાઓના કરડ જેવી વેદના કરેછે.

## માખીના દંશનું લક્ષણ.

**सद्यः संस्राविणी श्यावा दाहमूर्च्छाज्वरान्विता । पिडिका मक्षिकादंशे तासां तु स्थगिकाऽसुहृत् ॥**

तासामित्यादि तासां सुश्रुतोक्तानां षण्णां मक्षिकाणां मध्ये स्थगिकानाम्नी शीघ्रं प्राणं हरतीत्यर्थः ॥

માખી કરડે તો તુરત સ્રાવવાળી, કાળાશ તથા બળતરાવાળી, તથા મૂર્છા અને જ્વરવાળી ફોલ્લી થાય છે. સુશ્રુતે કહેલી છ પ્રકારની માખીઓમાં સ્થગિકા નામની માખી તુરત પ્રાણ લેનારી છે.

## વાઘ વગેરેનાં ઝેરો વિષે.

**चतुष्पाद्भिर्द्विपाद्भिर्वा नखैर्दन्तैश्च यत्क्षतम् । शूयते पच्यते तत्तु स्रवति ज्वरयत्यपि ॥**

चतुष्पाद्भिः व्याघ्रादिभिः । द्विपाद्भिः वनमनुष्यादिभिः । शूयते शूनं भवति ॥

ચોપગાં વાઘ વગેરે અથવા બે પગવાળાં જંગલી માણસો વગેરેના નખ કે દાંતો વાગે તો સોજો, પાક, સ્રાવ, અને જ્વર થાય છે.

## વિષ ઊતર્યાનું લક્ષણ.

**प्रसन्नदोषं प्रकृतिस्थधातुमन्नाभिकामं सममूत्रविट्कम् । प्रसन्नवर्णेन्द्रियचित्तचेष्टं वैद्योऽवगच्छेदविषं मनुष्यम् ॥**

प्रसन्नदोषं प्रकृतिस्थदोषं । शेषं सुगमम् ॥

વાતાદિ દોષો સ્વસ્થ થાય, ધાતુઓ સ્વાભાવિક સ્થિતિ વાળા થઇ જાય, અન્ન ખાવાની ઇચ્છા થાય, મલમૂત્રાદિ યોગ્ય સ્થિતિવાળાં થાય, અને વર્ણ, ઇંદ્રિય, ચિત્ત, ચેષ્ટા, વગેરે પ્રસન્ન થાય, ત્યારે માણસ ઝેર વગરનો થઇ ગયોછે, એમ વૈદ્યે માનવું.

## (વિષોની ચિકિત્સા)

## સ્થાવર વિષોની ચિકિત્સા.

**स्थावरेण विषेणार्तं नरं यत्नेन वामयेत् ॥ वमनेन समं नास्ति यतस्तस्य चिकित्सितम् ॥ विषमत्यर्थमुष्णं च तीक्ष्णं च कथितं यतः ॥ अतः सर्वविषेषु कः परिषेकस्तु शीतलः ॥ औष्ण्यात्तैक्ष्ण्याद्विशेषेण विषं पित्तं प्रकोपयेत् । वमितं सेचयेत्तस्माच्छीतलेन जलेन च ॥ पाययेन्मधुसर्पिर्भ्यां विषघ्नं भेषजं द्रुतम् । भोक्तुमम्लं रसं दद्याद्घर्षयेन्मरिचानि च ॥ यस्ययस्य च दोषस्य पश्येल्लिङ्गानि भूरिशः । तस्यतस्यौषधैः कुर्याद्विपरीतगुणैः क्रियाम्॥ शालयः षष्टिकाश्चैव कोरदूषाः प्रियङ्गवः । भोजनार्थे विषार्तानामूर्ध्वं चाधश्च शोधनम्॥**

प्रियङ्गुः कङ्गुः ॥

**मूलत्वक्पत्रपुष्पाणि बीजं चेति शिरीषतः । गवां मूत्रेण सम्पिष्टं लेपाद्विषहरं परम् ॥ दूषीविषार्तं सुस्निग्धमूर्ध्वं चाधश्च शोधितम् पाययेदगदं मुख्यमिदं दूषीविषापहम् ॥ पिप्पलीध्यामकं मांसी लोध्रमेला सुवर्चिका । मरिचं वालकं चैला तथा कनकगैरिकम् ॥ क्षौद्रयुक्तः कषायोऽयं दूषीविषमपोहति ॥**

ध्यामकं रोहिषं तदलाभे उशीरं देयम्। कनकगैरिकमत्यन्तमारक्तम्। गैरिकं सोनागेरू इति लोके॥

(૧). સ્થાવર વિષવાળાને યત્નથી ઉલટી કરાવવી, કેમકે ઉલટી જેવો એનો બીજો એકે ઉપાય નથી. વિષ અત્યંત ઉષ્ણ અને તીક્ષ્ણ હોવાથી સર્વ પ્રકારનાં વિષોમાં શીતળ સેચનો કરવાં, ઉષ્ણતા તથા તીક્ષ્ણતાને લીધે વિષો ઘણું કરીને

પિત્તનો પ્રકોપ કરેછે, માટે ઉલટી કરાવીને પછી શીતળ સેચનો કરવાં. પછી વિષહર ઔષધ તથા મધ સાથે તુરત પાવું. ખટાઇ ખવરાવવી તથા શરીરે મરીનું ચૂર્ણ ચોળવું. જે જે દોષ અધિક જણાય તે તે દોષોના ગુણોથી વિપરીત ગુણોવાળા ઉપચારો કરવા. તેને જમવામાં શાલી ચોખા, સાઠીચોખા, કોદરા, અને કાંગ આપવાં; અને વમન વિરેચનોથી સંશોધન કરવું.

(૨) સરસડિયાનાં મૂળ, છાલ, પાન, ફળ અને બીજ, એ પાંચે પદાર્થો ગોમૂત્રમાં વાટીને લેપ કરવાથી ઝેર હણાઇ જાય છે.

(૩) સુગંધી રોહિસખડ, અથવા વાળો, પીપર, જટામાંસી, લોદર, એળચી, સાજીખાર, મરી; વાળો, ઝીણી એળચી, અને સોનાગેરૂનો કવાથ મધ નાંખીને પીવાથી દૂષીવિષ ટળી જાયછે. દૂષી વિષવાળાને સારીપેઠે સ્નિગ્ધ કરીને, તથા વમન વિરેચનથી શોધન કરીને પછી આ ઉત્તમ કવાથ તેને પાવો.

## જંગમ વિષની ચિકિત્સા.

अभयां रोचनां कुष्टमर्कपत्रं तथोत्पलम्। नलवेतसमूलानि गरलं सुरसां तथा ॥ सकलिङ्गां समञ्जिष्ठामनन्तां च शतावरीम् । शृङ्गाटकं समङ्गां च पद्मकेशरमित्यपि। कल्कीकृत्य पचेत्सर्पिः पयो दद्याच्चतुर्गुणम्॥सम्यक्पक्केऽवतीर्णे च शीते तस्मिन्विनिःक्षिपेत् । सर्पिस्तुल्यं भिषक् क्षौद्रं कुतरक्षं निधापयेत्॥ विषाणि हन्ति दुर्गाणि गरदोषकृतानि च। स्पर्शाद्धन्ति विषं सर्वं गरैरुपहतां त्वचम् । योगजं तमकं कण्डूं मांससादं विसंज्ञताम्। नाशयत्यञ्जनाभ्यङ्गपानवस्तिषु योजितम् ॥ सर्पकीटाखुलूतादिदष्टानां विषहृत्तरम् ।

मृत्युपाशछेदिघृतम् ॥

धत्तूरस्य शिफा पेया क्षीरेण परिपेषिता ॥ अङ्कोटवंशना चापि श्वविषघ्नी प्रयत्नतः । रजनीयुग्मपतङ्गमञ्जिष्ठानागकेशरैः ॥ शीताम्बुपिष्टैरालेपः सद्यो लूतां विनाशयेत् । जीरकस्य कृतः कल्को घृतसैन्धवसंयुतः ॥ सुखोष्णो मधुना लेपो वृश्चिकस्य विषं हरेत्। गन्धमाघ्राय मृदितं सूर्यावर्तदलस्य तु॥ काञ्चकेन नरो विद्धः क्षणाद्भवति निर्विषः ॥

इति विषाधिकारः ॥

### મૃત્યુપાશછેદી ઘૃત.

હરડે, ગોરચન, કઠ, આકડાનાં પાન, બરૂનું મૂળ, કમળ, નેતરનાં મૂળ, વછનાગ, ધોળું નસોતર, મજીઠ, ઇંદ્રજવ, રાંતો. ધમાસો, શતાવરી, શીંગોડાં, રીસામણી, અને કમળના કેસરાના કલ્કથી ચોગણા પાણી અથવા દૂધમાં પકાવેલ ઘીમાં તેઘી જેટલુંજ મધ મેળવીને વૈદ્યે તે મધ રાખી મૂકવું. એ ઘી ઝેરના સર્વ દોષોને તથાં ઝિ. રોને પણ હણી નાંખેછે. અંજન, અભ્યંગ, પાન, અને પિચકારીમાં વાપરવાથી આ ઘીના સ્પર્શથી સર્વપ્રકારનાં ઝેરો હણાઇજાયછે. ઝેરથી દુષ્ટ થયેલી ચામડી સાફ થાય છે; અને કૃત્રિમવિષ, તમકશ્વા-

સ, ચળ, માંસસાદ, તથા બેભાનપણું નાશ પામેછે. સર્પો, કીડાઓ, ઊંદરો, અને કરોળીઆઓના ઝેરમાટે આ ઉત્તમ ઉપાય છે.

પ્રયત્નથી ધંતુરાનાં મૂળને દૂધમાં વાટીને પીવાથી કૂતરાંનું ઝેર મટી જાયછે.

અંકોલનાં મૂળને દૂધમાં વાટીને પીવાથી પણ કૂતરાંનું ઝેર મટી જાયછે.

હળદર, દારૂહળદર, પતંગ, મજીઠ, અને નાગકેશરને ટાઢા પાણીમાં વાટીને તેનો લેપ કરવાથી કરોળિયાનું ઝેર તુરત નાશ પામી જાયછે.

જીરાનો કલ્ક, મધ તથા સૈંધવ નાંખીને જરા ગરમ કરી મધ મેળવી તેનો લેપ કરવાથી વીંછીંનું ઝેર તુરત નાશ પામી જાયછે.

કાળા ભાંગરાનાં પાનને ચોળીને તેનો ગંધ સૂંઘવાથી તો ક્ષણમાત્રમાં વીંછીનું ઝેર ઊતરી જાયછે.

ઘોડાવજને ચાવીને મુખમાં રાખીને કાનમાં ફુંક મારવાથી વીંછીનું ઝેર ઊતરી જાયછે.

# સ્ત્રીઓના રોગોનો અધિકાર.

## પ્રદરનાં નિદાન તથા સંખ્યા.

**विरुद्धमद्याध्यशनादजीर्णाद्गर्भप्रपाताद-तिमैथुनाच्च । यानाध्वशोकादतिकर्षणाच्च भाराभिघाताच्छयनाद्दिवा च॥ तं श्लेष्म-पित्तानिलसंनिपातैश्चतुःप्रकारं प्रदरं वदन्ति॥**

अत्र वातपित्तयोरादौ श्लेष्मणोऽभिधानं श्लेष्मिकेऽतिप्रवृत्तिबोधनार्थम् ॥

વિરુદ્ધ ભોજનથી, મદ્યપાનથી, ખાઇને ખાવાથી, અજીર્ણથી, ગર્ભપાત તથા બહુ મૈથુનથી, વાહનોમાં બેસી બહુ ચાલવાથી, ઘણો પંથ તથા કર્ષણ કરવાથી, બહુ ભાર ઉપાડવાથી અભિઘાતથી અને દિવસે સૂવાથી સ્ત્રીઓને પ્રદર રોગ થાય છે. કફથી, પિત્તથી, વાયુથી, અને ત્રણે દોષથી થયેલો એમ પ્રદર ચાર પ્રકારનો થાય છે. કફના પ્રદરમાં લોહી વધારે જાય છે.

## પ્રદરનું સામાન્ય લક્ષણ.

**असृग्दरं भवेत्सर्वं साङ्गमर्दं सवेदनम् ।**

असृग्दरं असृग्दार्यते च्यव्यतेऽनेनेत्यसृग्दरम्। अच्प्रत्ययान्तम् । सवेदनं सशूलम् ॥

દુષ્ટ ઋતુનો અત્યંત સ્ત્રાવ તથા અંગભંગ અને શૂળ થાય, તે રોગ પ્રદર કહેવાય છે.

## કફના પ્રદરનું લક્ષણ.

**आमं सपिच्छाप्रतिमं सपाण्डु पुलाकतो-यप्रतिमं कफात्तु ॥**

आमं अपक्वरसयुक्तम् । सपिच्छाप्रतिमं सपिच्छा शाल्मल्यादिनिर्यासस्तत्तुल्यम् । पिच्छिलमित्यर्थः । सपाण्डु सहशब्दोऽत्रेषदर्थः । तेनेषत्पाण्डु । पुलाकतोयप्रतिमं कफात्तु पुलाकस्तुच्छधान्यं तद्धावनतोयतुल्यं रुधिरं स्रवेदित्यर्थः ॥

કફના પ્રદરમાં કાચા રસ વાળું, શેમળા વગેરેના ગુંદર જેવું ચીકણું, કંઇક પીંગળું, તથા તુચ્છ ધાન્યના ધોણ જેવું લોહી નીકળે છે.

## પિત્તના પ્રદરનું લક્ષણ.

**सपीतनीलासितरक्तमुष्णं पित्तार्तियुक्तं भृशवेगि पित्तात् ।**

सपीतनीलासितरक्तं पीतादिवर्णयुक्तम् । पित्तार्तियुक्तं दाहादियुक्तम् । भृशवेगि वारंवारं प्रवृत्तियुक्तम् ॥

પિત્તના પ્રદરમાં પીળા, નીલા, કાળા, તથા રાતા રંગનું, ગરમ તથા પિત્તની બળતરા અને વેદના વાળું લોહી વારંવાર આવ્યા કરે છે.

## વાયુના પ્રદરનું લક્ષણ.

**रूक्षारुणं फेनिलमल्पमल्पं वातात्सतोदं पिशितोदकाभम् ।**

पिशितोदकाभं मांसधावनतोयाभम् ॥

વાયુના પ્રદરમાં રૂક્ષ, રાતું, ફીણવાળું, પીડાકારક તથા માંસના ધોણ જેવું થોડું થોડું લોહી નીકળ્યા કરે છે.

## ત્રિદોષના પ્રદરનું લક્ષણ.

**सक्षौद्रसर्पिर्हरितालवर्णं मज्जप्रकाशं कुणपं त्रिदोषम् । तं चाप्यसाध्यं प्रवदन्ति तज्ज्ञा न तत्र कुर्वीत भिषक् चिकित्साम् ॥**

सक्षौद्रसर्पिः क्षौद्रादिवर्णसहितम् । कुणपं शवगन्धि ॥

ત્રણે દોષોના પ્રદરમાં મધ, ઘી, અને હરતાળ જેવા રંગનું, મજ્જા જેવું તથા શબ જેવા ગંધવાળું લોહી આવે છે. વિદ્વાન્ વૈદ્યો આ પ્રદરને અસાધ્ય કહે છે, માટે વૈદ્યે તેની ચિકિત્સા કરવી નહી.

## રક્તસ્રાવથી થતા વિકારો.

**तस्यातिवृत्तौ दौर्बल्यं श्रमो मूर्च्छा मदस्तृषा । दाहः प्रलापः पाण्डुत्वं तन्द्रा रोगाश्च वातजाः ॥**

वातजा रोगाः आक्षेपकादयः ॥

બહુ લોહી જવાથી દુર્બળતા, શ્રમ, મૂર્છા, મદ, તરસ; બળતરા; પ્રલાપ; પાંડુતા; તંદ્રા; અને વાતાક્ષેપક આદિ રોગો થાય છે.

## કોની ચિકિત્સા નહિ કરવી.

**शश्वत्स्रवन्तीमास्रावं तृष्णादाहज्वरान्विताम् । दुर्बलां क्षीणरक्तां च तामसाध्यां विवर्जयेत् ॥**

જેને નિરંતર રક્તસ્રાવ ચાલુ રહેતો હોય; તૃષા, દાહ અને જ્વર રહેતો હોય; નબળી અને ક્ષીણ રૂધિર વાળી હોય, તે સ્ત્રીની ચિકિત્સા કરવી નહિ, કેમકે તેનો રોગ અસાધ્ય હોય છે.

## શુદ્ધ રજનું લક્ષણ.

**मासान्निःपिच्छदाहार्ति पञ्चरात्रानुबन्धि च । नैवातिबहु नात्यल्पमार्तवं शुद्धमादिशेत् ॥**

निःपिच्छदाहार्ति अपिच्छिलमदाहमशूलम् । एतेन विकृतवातादिलक्षणरहितमित्यर्थः । पञ्चरात्रानुबन्धि प्रभूतप्रवृत्त्या त्रिरात्रानुबन्धि । ततो मध्यमप्रवृत्त्या पञ्चरात्रानुबन्धि । ततः परं कस्याश्चिच्चेत्स्रवति तदा स्वल्पप्रवृत्त्या षोडशदिनानि यावत्तदपि शुद्धमेव ॥

મહિને દિવસે ચીકણા તંતુઓ વગરનું, દાહ કે શૂળ વગરનું, પાંચ રાત્રી સૂધીજ રહેનારૂં, તથા બહુ પણ નહીં અને થોડું પણ નહિ એવું, રજ આવે તો જાણવું કે રજ શુદ્ધ છે. આવું રજ હોય તો પ્રદર મટી ગયો છે, એમ જાણીને ચિકિત્સા બંધ

કરવી. જો રજ ઘણું સ્ત્રવે તો ત્રણ રાત્રી સૂધી, મધ્યમ સ્ત્રવે તો પાંચ રાત્રી સૂધી અને બહુ થોડું સ્ત્રવે તો સોળ રાત્રી સૂધી સ્ત્રવે છે; તો પણ ઊપર પ્રમાણે રજ જો શુદ્ધ હોય, તો પ્રદર નથી એમ માનવું.

## પ્રદરોની ચિકિત્સા.

दध्ना सौवर्चलं जाजी मधुकं नीलमुत्पलम् । पिबेत् क्षौद्रयुतं नारी वातासृग्दरशान्तये ॥

चौहारजीरायष्टीमधुनीलकमलपुष्पाण्येषां प्रत्येकं माषद्वयम् सर्वमेकीकृत्य दध्ना कर्षचतुष्टयेन पिष्ट्वा तत्र माषाष्टकं मधु क्षिप्त्वा पिबेत् ॥

मधुकं कर्षमेकं तु कर्षैकां च सितां तथा । तण्डुलोदकसम्पिष्टां लोहितप्रदरे पिबेत् ॥ बला कङ्कतिकाख्या या तस्यामूलं सुचूर्णितम् । लोहितप्रदरे खादेच्छर्करामधुसंयुतम् ॥ शुचिस्थाने व्याघ्रनख्या मूलमुत्तरदिग्भवम् । नीतमुत्तरफाल्गुन्यां कटिबद्धं हरेदसृक् ॥ व्याघ्रनखी वघनही इति लोके ॥

रसाञ्जनं तण्डुलकस्य मूलं क्षौद्रान्वितं तण्डुलतोयपीतम् । असृग्दरं सर्वभवं निहन्ति श्वासं च भार्ङ्गी सह नागरेण ॥

तण्डुलस्य तण्डुलीयकस्य ।

अशोकवल्कलक्वाथशृतं दुग्धं सुशीतलम् ॥ यथाबलं पिबेत्प्रातस्तीव्रासृग्दरनाशनम् ।

अशोकवल्कलपलं द्वात्रिंशत्पलसम्मितेन जलेन निःकाथ्य शेषं रक्षेत्पलाष्टकं क्वाथम् ॥ तेन क्वाथेन सह क्षीरं पलाष्टकमितं विपचेत्तत्र दुग्धावशेषः कर्तव्यः । तन्मध्ये फलचतुष्टयमितं दुग्धं वह्निबलापेक्षया पेयम् ॥

कुशमूलं समुद्धृत्य पेषयेत्तण्डुलाम्बुना । एतत्पीत्वा त्र्यहं नारी प्रदरात्परि मुच्यते ॥ क्षौद्रयुक्तं फलरसमौदुम्बरभवं पिबेत् । असृग्दरविनाशाय सशर्करपयोऽन्नभुक् ॥

अन्नमोदनम् ॥

अलाबूफलचूर्णस्य शर्करासहितस्य च । मधुना मोदकं कृत्वा खादेत्प्रदरशान्तये ॥ दार्वीरसाञ्जनकिरातवृषाब्दबिल्वसक्षौद्रचन्दनदिनेशभवप्रसूनैः ॥ क्वाथः कृतो मधुयुतो विधिना निपीतो रक्तं सितं च सरुजं प्रदरं निहन्ति ॥ दार्व्यादिक्वाथः ॥

रक्तपित्ताधिकारोक्तं हितं कूष्माण्डखण्डकम् ॥ इति प्रदरनिदानचिकित्साधिकारः ॥

સંચળ, શંખજીરૂં, જેઠીમધ, અને નીલ કમળનાં પુષ્પ, એ દરેક બાર બાર રતિભાર લેઇ એકત્ર કરીને તેને ચાર તોલા દહિમાં વાટીને, તેમાં અડતાળીસ રતિભાર મધ નાંખીને તે પીવાથી વાયુનો પ્રદર શાંત થઇ જાય છે.

એક એક તોલા ભાર જેઠીમધ તથા સાકરને ચોખાના ધોણમાં વાટીને પીવાથી પ્રદર મટી જાય છે.

કાંશકીનાં મૂળનું ચૂર્ણ સાકર તથા મધમાં ખાવાથી પ્રદર મટી જાય છે.

પવિત્ર સ્થળમાં ઊગેલી વ્યાઘ્રનખીના ઉત્તર દિશા તરફના મૂળને ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રમાં લાવીને કમરે બાંધી રાખવાથી પ્રદર મટી જાય છે.

રસવંતી તથા તાંદળજાનાં મૂળને વા-

ટીને મધમાં કાલવી ચોખાના ધોણુ સાથે પીવાથી સર્વ દોષોથી થયેલ પ્રદર પણ મટી જાય છે.

સૂંઠ તથા ભારંગીને વાટી ચોખાના ધોણમાં પીવાથી પ્રદર તથા શ્વાસ મટી જાય છે.

ચાર તોલા આસોપાલવની છાલ્યનો આઠ ગણા પાણીમાં ક્વાથ કરી તે ક્વાથ બત્રીસ તોલા રહે એટલે તેમાં બત્રીસ તોલા દુધ મેળવીને પકાવવું. કેવળ દુધ રહે તે ટાઢું પાડી પ્રાતઃકાળમાં સોળ તોલા જેટલું તે પીવું. પાચનશક્તિ ઓછી હોય તો એથી ઓછું પીવું. આમ કરવાથી તીવ્ર પ્રદર પણ શાંત થઇ જાય છે.

દર્ભનાં મૂળને ચોખાના ધોણમાં વાટી તે ત્રણદિવસ સુધી પીવાથી સ્ત્રીનો પ્રદર મટે છે.

ઊંબરાના ફળનો રસ મધ નાંખીને પીવાથી, તથા તે ઉપર દુધ સાકર અને ભાત જમવાથી પ્રદર મટી જાયછે.

તૂંબડીના ફળના ચુર્ણમાં સાકર નાંખી મધમાં લાડુ વાળીને તે ખાવાથી પ્રદર મટે છે.

### દાર્વ્યાદિક્વાથ.

દારૂહળદર, રસવંતી, કરિયાતું, અરડુસો, મોથ, બીલી, મધ, રતાંજળી; અને આકડાનાં ફુલનો ક્વાથ, મધ નાંખીને વિધિવાર પીવાથી વેદનાવાળો રાતો અને ધોળો પ્રદર મટી જાય છે.

રક્તપિત્તના અધિકારમાં કહેલો ખંડ કૂષ્માંડક નામનો અવલેહ સેવવાથી પ્રદર મટી જાય છે.

---

## (સોમરોગનો અધિકાર)

### સોમરોગનું નિદાન તથા સંપ્રાપ્તિ.

**स्त्रीणामतिप्रसङ्गेन शोकाच्चापि श्रमादपि। अतीसारकयोगाद्वा गरयोगात्तथैव च ॥ आपः सर्वशरीरस्थाः क्षुभ्यन्ति प्रस्रवन्ति च। तस्यास्ताः प्रच्युताः स्थानान्मूत्रमार्गं व्रजन्ति हि ॥**

અત્યંત મૈથુન, શોક, અને શ્રમથી તથા અતિસાર અને ઝેરના યોગથી; સ્ત્રીના આખા શરીરમાંનો પાણીનો ભાગ ક્ષોભ પામીને સ્રવે છે, એ રીતે સ્થાનથી ભ્રષ્ટ થઇને એ પાણી મૂત્રના માર્ગમાં જાયછે.

### સોમરોગનું લક્ષણ.

**प्रसन्ना विमलाः शीता निर्गन्धा नीरुजः सिताः ॥ स्रवन्ति चातिमात्रं ताः सा न शक्नोति दुर्बला । वेगं धारयितुं तासां न विन्दति सुखं क्वचित् ॥ शिरःशिथिलता तस्या मुखं तालु च शुष्यति । मूर्च्छा जृम्भा प्रलापश्च त्वग्रूक्षा चातिमात्रतः ॥ भक्ष्यैर्भोज्यैश्च पेयैश्च न तृप्तिं लभते सदा। सन्धारणाच्छरीरस्य ता आपः सोमसंज्ञिताः ॥ ततः सोमक्षयात्स्त्रीणां सोमरोग इति स्मृतः ॥**

પ્રસન્ન, નિર્મળ, શીતળ, ગંધરહિત; ધોળાં, અને વેદના વગરનાં બહુ પાણી સ્રવેછે. એ પાણીનો વેગ રોકી નહિ શ-

કાવાથી દુર્બળ થયેલી સ્ત્રીને સુખ થતું નથી. માથું શિથિલ થઇ જાય છે. મુખ અને તાળવું સૂકાયછે, મૂર્છા અને બગાસાં આવેછે; પ્રલાપ થાય છે, ચામડી બહુ રૂક્ષ થઇ જાયછે, અને ભક્ષ્ય ભોજ્ય કે પીવાના પદાર્થોથી તૃપ્તિ થતીજ નથી. એ પાણી શરીરને ધારણ કરનાર હોવાથી સોમ કહેવાય છે, અને આ રોગમાં એ સોમનો ક્ષય થાય છે તેથી તે સોમરોગ કહેવાય છે.

## સોમ રોગની ચિકિત્સા.

कदलीनां फलं पक्वं धात्रीफलरसं मधु।
शर्करासहितं खादेत्सोमधारणमुत्तमम् ॥
माषचूर्णं समधुकं विदारीं मधुशर्कराम् ।
पयसा पाययेत्प्रातः सोमधारणमुत्तमम् ॥
स एव सरुजः सोमः स्रवेन्मूत्रेण चेन्मुहुः।
तत्रैलापत्रचूर्णेन पाययेत्तरुणीं सुराम् ॥
जलेनामलकीबीजकल्कं समधुशर्करम् ।
पिबेद्दिनत्रयेणैव श्वेतप्रदरनाशनम् ॥ तक्रौदनाहाररता संपिबेन्नागकेशरम्। त्र्यहं तक्रेण संपिष्टं श्वेतप्रदरशान्तये ॥

(૧). પાકેલ કેળાં, આમળાંનો રસ, મધ અને સાકર મેળવીને ખાવાથી સોમરોગ સારી રીતે મટી જાય છે.

(૨). અડદનો લોટ, જેઠીમધ, વિદારીકંદ, અને સાકર મેળવીને સવારમાં દુધ સાથે ખાવાથી સોમરોગ મટી જાય છે.

(૩). પીડાકારક અને વારંવાર મૂત્રની સાથે સ્રવતો હોય એવા સોમરોગ ઉપર તરૂણી મદિરામાં એળચીનાં ફોતરાંનું ચૂર્ણ નાંખીને તે પીવી.

(૪). પાણીમાં આમળાંના ઠળિયાનું ચૂર્ણ વાટી તે કલ્ક મધ તથા સાકર સાથે પીવાથી ત્રણ દિવસમાં શ્વેત પ્રદર મટી જાય છે.

## મૂત્રાતિસાર વિષે.

सोमरोगे चिरं जाते यदा मूत्रमतिस्रवेत्।
मूत्रातीसारं तं प्राहुर्बलविध्वंसनं परम् ॥
इति सोमरोगमूत्रातीसाराधिकारः ॥

લાંબા કાળથી થયેલા સોમ રોગમાં જો મૂત્ર બહુ નીકળવા માંડે, તો તે મૂત્રાતિસાર કહેવાય છે. તે બળનો અત્યંત નાશ કરી નાંખે છે.

---

# (યોનિરોગનો અધીકાર.)

## યોનિના રોગોનું નિદાન.

मिथ्याहारविहाराभ्यां दुष्टैर्दोषैः प्रदूषितात् । आर्तवाद्बीजतश्चापि दैवाद्वा स्युर्भगे गदाः ॥

મિથ્યા આહારથી દુષ્ટ થયેલ વાતાદિ દોષોથી દુષ્ટ થયેલ રજથી તથા પુરૂષના દુષ્ટ વીર્યથી, તથા વખતે દૈવગતિથી પણ યોનિરોગ થાય છે.

## યોનિરોગોનાં નામો.

उदावृता तथा वन्ध्या विप्लुता च परिप्लुता। वातला योनिजो रोगो वातदोषेण पञ्चधा ॥ पञ्चधा पित्तदोषेण तत्रादौ लोहिता क्षरा । प्रस्रंसिनी वामनी च पुत्रघ्नी पित्तला तथा ॥ अत्यानन्दा कर्णिनी च चरणानन्दपूर्विका । अतिपूर्वापि सा ज्ञेया

श्लेष्मला च कफादिमा: ॥ षण्ड्यण्डिनी च विवृता सूचीवक्त्रा त्रिदोषिणी । पञ्चैता योनयः प्रोक्ताः सर्वदोषप्रकोपतः ॥

ઉદાવૃત્તા, વંધ્યા, વિપ્લુતા, પરિપ્લુતા, અને વાતલા, એ પાંચ યોનિ રોગો વાયુથી થાય છે; લોહિતક્ષરા, પ્રસ્રંસિની, વામની, પુત્રઘ્ની, અને પિત્તલા, એ પાંચ પ્રકારના યોનિરોગો પિત્તથી થાય છે; અત્યાનંદા, કર્ણિની, આનંદચરણા, અતિચરણા અને શ્લેષ્મલા, એ પાંચ યોનિરોગો કફથી થાયછે. ષંડી, અંડિની, વિવૃતા, સૂચીવક્ત્રા, અને ત્રિદોષિણી, એ પાંચ યોનિરોગો ત્રણે દોષોથી થાય છે.

## યોનીરોગોનાં લક્ષણો.

सफेनिलमुदावृत्ता रजः कृच्छ्रेण मुञ्चति। वन्ध्या निरार्तवा ज्ञेया विप्लुता नित्यवेदना ॥ परिप्लुतायां भवति ग्राम्यधर्मे रुजा भृशम् । वातला कर्कशा स्तब्धा शूलनिस्तोदपीडिता ॥ चतसृष्वपि चाद्यासु भवन्त्यनिलवेदनाः ॥

अनिलवेदनास्तोदादयः । वातलायां त्वतितीव्रवातवेदना बोद्धव्याः । वातलेत्यन्वर्थात्.

सदाहं क्षरते रक्तं यस्याः सा लोहितक्षरा । प्रस्रंसिनी संस्रते च क्षोभिता दुष्प्रजायिनी ॥

क्षोभिता विमर्दिता । स्रंसते स्वस्थानाच्च्यवते दुष्प्रजायिनी दुष्टप्रजननशीला ॥

सवातमुद्गिरेद्बीजं वामनी रजसा युतम् । स्थितं हि पातयेद्गर्भं पुत्रघ्नी रक्तसंस्रवात् ॥

पुत्रशब्दोऽत्रापत्योपलक्षकः ॥

अत्यर्थं पित्तला योनिर्दाहपाकज्वरान्विता । चतसृष्वपि चाद्यासु पित्तलिङ्गोच्छ्रयो भवेत् ॥ अत्यानन्दा न सन्तोषं ग्राम्यधर्मेण विन्दति । कर्णिन्यां कर्णिकायोनौ श्लेष्मासृग्भ्यां प्रजायते ॥

कर्णिका मांसस्य कर्णिकाकारो ग्रन्थिः ॥

मैथुने चरणात्पूर्वं पुरुषादतिरिच्यते ॥

अतिरिच्यते रजो मुञ्चतीत्यर्थः ।

बहुशश्चातिचरणात्तयोर्बीजं न तिष्ठति ॥

बहुशः वारंवारमतिरिच्यते । तयोः चरणातिचरणयोः ॥

श्लेष्मला पिच्छिला योनिः कण्डूयुक्तातिशीतला । चतसृष्वपि चाद्यासु श्लेष्मलिङ्गोच्छ्रयो भवेत् ॥ अनार्तवाऽस्तनी षण्ढी खरस्पर्शा च मैथुने ।

अस्तनी ईषत्स्तनौ यस्याः सा । अत्र लक्ष्या षण्डी ॥

महामेढ्रगृहीताया बालाया अण्डिनी भवेत् ॥

महामेढ्रः पुरुषस्तेन गृहीतायाः बालायाः सूक्ष्मयोनिच्छिद्रायाः । अण्डिनी अण्डवल्लम्बमाना योनिर्भवति ॥

विवृतातिमहायोनिः सूचीवक्त्रातिसंवृता। सर्वलिङ्गसमुत्थानं सर्वदोषप्रकोपजम् ॥ चतसृष्वपि चाद्यासु सर्वलिङ्गनिदर्शनम् ॥

ઘણા કષ્ટથી ફીણવાળું રજ નીકળે તે ઉદાવૃત્તા યોનિ કહેવાય છે; હમેશાં રજ

વગરનીજ રહેતી હોય અથવા રજસ્વલાપણું થતુંજ ન હોય તે યોનિ વંધ્યા કહેવાય છે; જેમાં હંમેશાં વેદના થયા કરે તે યોનિ વિપ્લુતા કહેવાય છે; મૈથુનથી બહુ પીડા થાય તે યોનિ પરિલુતા કહેવાય છે. કઠણ, અક્કડ, અને શૂળ તથા ભોકાયા જેવી પીડા વાળી યોનિ વાતલા કહેવાય છે. ઉપરની ચારે પ્રકારની યોનિ પણ વાયુરોગો વાળી હોવાથી તેમાં પણ પીડા વગેરે થાય છે, તો પણ આ વાતલામાં પીડા વધારે થાય છે. દાહ સાથે લોહી ઝર્યા કરે તે યોનિ લોહીતક્ષરા કહેવાય છે, ચોળવાથી પોતાની જગોએથી ખસી જનારી, તથા ખરાબ બાળકો જણનારી યોનિ પ્રસ્રંસિની કહેવાય છે; વાયુની સાથે રજ મિશ્રિત વીર્યને બહાર કાઢી નાંખનારી યોનિ વામની કહેવાય છે; રહેલા ગર્ભને રક્તસ્રાવથી પાડી નાંખનારી યોનિ પુત્રઘ્ની કહેવાય છે; દાહ, પાક, અને જ્વરથી અત્યંત યુક્ત રહેનારી યોનિ પિત્તલા કહેવાય છે. ઉપરની ચારે યોનિ પણ પિત્ત રોગો વાળી હોવાથી દાહાદિયુક્ત હોય છે, તો પણ આમાં એ દાહાદિ બહુ હોય છે; માટે તે પિત્તલા જૂદી કહેલી છે. જે યોનિ મૈથુનથી સંતોષ નજ પામતી હોય તે યોનિ અત્યાનંદા કહેવાય છે; કફ તથા રક્તથી માંસની ડોડી જેવા આકારની ગાંઠ જેમાં થઇ હોય તે યોનિ કર્ણિકા કહેવાય છે; પુરુષનું વીર્ય પડયા પહેલાંજ તુરત મૈથુનમાં રજને છોડનારી યોનિ આનંદચરણા કહેવાય છે, તેમાં વીર્ય રહેતુંજ નથી; પુરૂષની પહેલાંજ હંમેશાં વારંવાર રજ મૂકી દેનારી યોનિ અતિચરણા કહેવાય છે. એમાં પણ વીર્ય રહેતુંજ નથી. ચીકણી, ચળ વાળી, અને અતિશીતળ યોનિ શ્લેષ્મલા કહેવાય છે. ઉપરની ચારે યોનિઓ પણ કફ રોગો વાળીજ હોવાથી તેમાં ચીકાશાદિ હોય છે; તો પણ આમાં તે વધારે હોય છે. માટે તે જૂદો રોગ કહેલો છે. રજ વગરની તથા મૈથુનમાં ખરસટ સ્પર્શ વાળી રહેતી યોનિ ષંઢી કહેવાય છે, આવી સ્ત્રીઓના સ્તનો બહુ ન્હાના હોય છે; જે યોનિનું છિદ્ર બહુ સાંકડું હોય તેમાં મોટા લિંગવાળો પુરૂષ મૈથુન કરે છે તો તે યોનિ વૃષણની પેઠે લટકતી થઇ જાય છે તેને અંડિનીયોનિ કહે છે; અત્યંત મ્હોટા છિદ્રવાળી યોનિ વિવૃતા કહેવાય છે; અત્યંત સૂક્ષ્મ છિદ્રવાળી યોનિ સૂચીવક્ત્રા કહેવાય છે; અને સર્વ દોષોના કોપથી સર્વ દોષોનાં લક્ષણો વાળી યોનિ ત્રિદોષિણી કહેવાય છે. ઉપરની ચારે યોનિ પણ ત્રિદોષ વાળીજ હોય છે તેથી તેમાં સર્વ દોષોનાં લક્ષણો હોય છે જ, તો પણ આમાં એ લક્ષણો વધારે જોવામાં આવે છે.

## અસાધ્ય યોનિરોગો વિષે.

पञ्चासाध्या भवन्तीह योनयः सर्वदोषजाः ॥ पञ्च षण्ढीप्रभृतयः ॥

ત્રિદોષોથી થતા છેલ્લા ષંઢી આદિ પાંચ યોનિરોગો અસાધ્ય છે.

## યોનિકંદનું નિદાન.

दिवास्वप्नादतिक्रोधाद्व्यायामादतिमैथुनात् क्षताच्च नखदन्ताद्यैर्वाताद्याः कुपिता यथा॥ यथास्वं निदानं कुपिता वाताद्याः ॥

દિવસે સૂવાથી, અત્યંત ક્રોધ તથા પરિશ્રમથી અને અત્યંત મૈથુન તથા નખ કે દાંતના ક્ષતથી, પોત પોતાનાં કારણોથી પ્રકોપ પામેલા વાયુ વગેરે દોષો યોનિકંદ નામનો રોગ ઉત્પન્ન કરે છે.

## યોનિકંદનું લક્ષણ.

**पूयशोणितसङ्काशं लकुचाकृतिसन्निभम्। जनयन्ति यदा योनौ नाम्ना कन्दः स योनिजः ॥**

लकुचाकृतिसन्निभं लकुचाकारं गुडफमत्र विशेष्यं बोध्यम् ॥

પરૂ તથા લોહી જેવો અને ફણસ જેવા આકાર વાળો ગાંઠો યોનિમાં થાય છે તે યોનિકંદ કહેવાય છે.

## યોનિકંદનાં રૂપો.

**रूक्षं विवर्णं स्फुटितं वातिकं तं विनिर्दिशेत् । दाहरागज्वरयुतं विद्यात्पित्तात्मकं तु तम् ॥ तिलपुष्पप्रतीकाशं कण्डूमन्तं कफात्मकम् । सर्वलिङ्गसमायुक्तं सन्निपातात्मकं वदेत् ॥**

રૂક્ષ તથા ખરાબ વર્ણવાળો તથા ફાટેલો યોનિકંદ વાયુથી થાય છે; બળતરા, રતાશ, તથા જ્વરવાળો યોનિકંદ પિત્તથી થાય છે; તલનાં ફુલ જેવો અને ચળવાળો યોનિકંદ કફથી થાય છે; અને ઉપરનાં સર્વ લક્ષણો વાળો યોનિકંદ ત્રિદોષથી થાય છે.

## યોનિરોગોની ચિકિત્સા.

**आर्तवादर्शने नारी मत्स्यान् सेवेत नित्यशः । काञ्जिकं च तिलान्माषानुदश्विच्च तथा दधि ॥ इक्ष्वाकुबीजदन्ती चपला गुडमदनकिण्वयवशूकैः सस्नुक्क्षीरैर्वर्तिर्योनिगता कुसुमसंजननी ॥**

इक्ष्वाकुः कटुतुम्बी । चपला पिप्पली । मदनो मयनफलम् । किण्वं सुराबीजम् ॥

**पीतं ज्योतिष्मतीपत्रं स्वर्जिकोग्रासनं त्र्यहम्। शीतेन पयसा पिष्टं कुसुमं जनयेद्ध्रुवम्॥**

ज्योतिष्मती कटभीवृक्षविशेषः करही इति लोके। अथवा उामिजिनी मालकंगुनी इति च । असनं आसनेति लोके विजयसार: इति च । पयसा दुग्धेन ॥

**बला सिताढ्या मधुकं बला च शृङ्गं वटोत्थं गजकेशरं च । एतन्मधुक्षीरघृतैर्निपीतं वन्ध्यासु पुत्रं नियतं प्रसूते ॥ अश्वगन्धाकषायेण सिद्धं दुग्धं घृतान्वितम् । ऋतुस्नाताङ्गना प्रातः पीत्वा गर्भं दधाति हि ॥ पुष्योद्धृतं लक्ष्मणया मूलं दुग्धेन कन्यया । पिष्टं पीत्वा ऋतुस्नाता गर्भं धत्ते न संशयः ॥ कुरण्टमूलं धातक्याः कुसुमानि वटाङ्कुराः । नीलोत्पलं पयोयुक्तमेतद्गर्भप्रदं ध्रुवम् ॥**

कुरण्टमूलं पीतपुष्पकटसरैया ॥

**याऽबला पिबति पार्श्वपिप्पलं जीरकेण सहितं हिताशनी । श्वेतया विशिखपुङ्खया युतं सा सुतं जनयतीह नान्यथा ॥**

पार्श्वपिप्पलं गजहड इति लोके श्वेतपुष्पया शरपुङ्खया सह ॥

**पत्रमेकं पलाशस्य पिष्ट्वा दुग्धेन गर्भिणी। पीत्वा पुत्रं समाप्नोति वीर्यवन्तं न संश-**

यः ॥ शूकरशिम्बीमूलं मध्यं वा दधिफलस्य सपयस्कम् । पीत्वाथो भवलिङ्गी बीजं कन्यां न सूते स्त्री ॥

शूकरशिम्बी सुअरासेवी । दधिफलः कैथस्तस्य मज्जा । भवलिङ्गी पञ्चगुरिया ।

पुत्रकमञ्जरिमूलं विष्णुक्रान्तेशलिङ्गिनीसहितम् । एतद्गर्भेऽष्टदिनं पीत्वा कन्यां न सर्वथा सूते ॥

पुत्रमञ्जरी पतजिया तस्याः मूलं । ईशलिङ्गी पञ्चगुलिया ॥

पिप्पलिविडङ्गटङ्कणसमचूर्णं या पिबेत्पयसा । ऋतुसमये न हि तस्या गर्भः सञ्जायते क्वापि ॥ आरनालपरिपेषितं त्र्यहं या जयाकुसुममत्ति पुष्पिणी । सत्पुराणगुडमुष्टिसेविनी सन्दधाति न हि गर्भमङ्गना ॥ तासु योनिषु साध्यासु स्नेहादिक्रम इष्यते । बस्त्यभ्यङ्गपरीषेकप्रलेपपिचुधारणम् ॥

बस्तिरत्रोत्तरबस्तिः । पिचुः फाहा इति लोके ॥

नतं वार्ताकिनीकुष्ठसैन्धवामरदारुभिः । तिलतैलं पचेन्नारी पिचुमस्य विधारयेत् ॥ विप्लुतायां सदा योनौ व्यथा तेन प्रशाम्यति ॥

नतं तगरम् । वार्ताकिनी बरहेटा ॥

वातालां कर्कशां स्तब्धामल्पस्पर्शां तथैव च । कुम्भीस्वेदैरुपचरेदन्तर्वेश्मनि संवृते ॥ धारयेद्वा पिचुं योनौ तिलतैलस्य सा सदा । पित्तलानां च योनीनां सेकाभ्यङ्गपिचुक्रियाः ॥ शीताः पित्तहराः कार्याः स्नेहनार्थं घृतानि च ॥ प्रस्रंसिनीं घृताभ्यक्तां क्षीरस्विन्नां प्रवेशयेत् । पिधाय वेशवारेण ततो बन्धं समाचरेत् । शुण्ठीमरिचकृष्णाभिर्यान्यकाजाजिदाडिमैः ॥ पिप्पलीमूलसंयुक्तैर्वेशवारः स्मृतो बुधैः । धात्रीरसं सितायुक्तं योनिदाहे पिबेत्सदा ॥ सूर्यकान्ताभवं मूलं पिबेद्वा तण्डुलाम्बुना । योन्यां तु पूयस्राविण्यां शोधनद्रव्यनिर्मितैः । सगोमूत्रैः सलवणैः पिण्डैः संपूरणं हितम् ॥

शोधनद्रव्याणि निम्बपत्रादीनि ॥

दुर्गन्धां पिच्छिलां वापि चूर्णैः पञ्चकषायजैः । पूरयेद्वा वचेद्राजवृक्षादिक्वथिताम्बुना ॥

पञ्च कषायाः वचावासापटोलप्रियङ्गुनिम्बाः । राजवृक्षादिर्यथा घनबेहेरा ॥

पिप्पल्या मरिचैर्माषैः शताह्वाकुष्ठसैन्धवैः । वर्तिस्तुल्या प्रदेशिन्या योनौ श्लेष्मविशोधिनी ॥

तुल्या प्रदेशिन्या दैर्घ्येण परिणाहेन च ॥

कर्णिन्यां वर्तयो देयाः शोधनद्रव्यनिर्मिता ॥ गुडूचीत्रिफलादन्तीक्वथितोदकधारया । योनिं प्रक्षालयेत्तेन तत्र कण्डूः प्रशाम्यति ॥ मुद्गयूषं सखदिरं पथ्यां जातीफलं तथा । निम्बं पूगं च संचूर्ण्य वस्त्रपूतं लिपेद्भगे ॥ योनिर्भवति संकीर्णा न स्रवेच्च जलं ततः । कपिकच्छूभवं मूलं क्वाथयेद्विधिना भिषक् ॥ योनिः सङ्कौ

ષેતાં યાતિ क्वाथेनानेन धावयेत् । जीरकद्वितयं कृष्णा सुषवी सुरभिर्वचा ॥ वासकः सैन्धवश्चापि यवक्षारो यवानिका । एषां चूर्णं घृते किञ्चिद्भृष्टा खण्डेन मोदकम् ॥ कृत्वा खादेद्यथावह्नि योनिरोगादिमुच्यते ॥ मूषकक्वाथसंसिद्धतिलतैलकृतो पिचुः । नाशयेद्योनिरोगांस्तान्धृतो योनौ न संशयः ॥ त्रिफलां द्वौ सहचरौ गुडूचीं सपुनर्नवाम् । शुकनासां हरिद्रे द्वे रास्नां मेदांशतावरीम् ॥ कल्कीकृत्य घृतप्रस्थं पचेत्क्षीरे चतुर्गुणे । तत्सिद्धं पाययेन्नारीं योनिरोगप्रशान्तये ॥

त्रिफलाघृतम् ॥

मञ्जिष्ठा मधुकं कुष्ठं त्रिफला शर्करा बला । मेदे पयस्याकाकोल्यौ मूलं चैवाश्वगन्धजम् ॥ अजमोदा हरिद्रे द्वे प्रियङ्गुः कटुरोहिणी । उत्पलं कुमुदं द्राक्षा काकोल्यौ चन्दनद्वयम् ॥ एतेषां कार्षिकैर्भागैर्घृतप्रस्थं विपाचयेत् । शतावरीरसं क्षीरं घृताद्देयं चतुर्गुणम् ॥ सर्पिरेतन्नरः पीत्वा स्त्रीषु नित्यं वृषायते। पुत्राञ्जनयते वीरान्मेधाढ्यान् प्रियदर्शनान् ॥ या चैवास्थिरगर्भा स्यात्पुत्रं वा जनयेन्मृतम् । अल्पायुषं वा जनयेद्या च कन्यां प्रसूयते ॥ योनिरोगे रजोदोषे परिस्रावे च शस्यते । प्रजावर्धनमायुष्यं सर्वग्रहनिवारणम् ॥ नाम्ना फलघृतं ह्येतदश्विभ्यां परिकीर्तितम् । अनुक्तं लक्ष्मणं मूलं क्षिपन्त्यत्र चिकित्सकाः ॥ जीवद्वत्सैकवर्णाया घृतं तत्र प्रयुज्यते । आरण्यगोमयेनैव वह्निज्वाला च दीयते ॥

मेदामहामेदयोरभावे शतावरी द्विगुणा देया । पयस्यात्र क्षीरकाकोली । युगलाभावे अश्वगन्धा द्विगुणा देया । प्रियङ्गुस्थाने केचिद्धिङ्गु पठन्ति । पयस्याकाकोलीत्युक्त्वा पुनः काकोल्यौ इति काकोलीक्षीरकाकोल्योर्द्वैगुण्यार्थं । एतस्य फलघृतस्य पाठो नानाविधस्तन्त्रेषु । तत्र हिङ्गुवचातगरजीवकर्षभकाराद्यधिकाः । जीवकर्षभयोरभावे विदारीकन्दो द्विगुणो देयः । फलघृतं सकलयोनिरोगेषु ॥

गैरिकाम्रास्थि जन्तुघ्नं रजन्यञ्जनकट्फलाः । पूरयेद्योनिमेतेषां चूर्णैः क्षौद्रसमन्वितः ॥ त्रिफलायाः कषायेण सक्षौद्रेण च सेचयेत् । प्रमदा योनिकन्देन व्याधिना परिमुच्यते ॥

જેને રજસ્વલાપણું આવતું જ ન હોય તે સ્ત્રીએ નિત્ય માછલાં, કાંજી, તલ, અડદ, અરધા જળવાળી છાશ, તથા દહિંનું સેવન કરવું.

કડવી તુંબડીનાં બીજ, નેપાળો, પીપર, ગોળ, મીંઢળ, મદિરાનો નીચેનો રગડો, અને જવખારને થોરના છીરમાં વાટીને તેની વાટ બનાવીને યોનિમાં ખોસી રાખવાથી સ્ત્રી રજસ્વલા થાય છે.

માલકાંકણીનાં પાન, સાજીખાર, વજ, અને બીબલાને ટાઢા દુધમાં વાટીને પીવાથી રજ ઉત્પન્ન થાય છે.

બળદાણા, સાકર, જેઠીમધ, ખપાટ, વડવાઈના અગ્રનો કૂણો ભાગ, અને નાગકેસરને મધ, દુધ, તથા ઘીમાં વાટીને પીવાથી વાંઝણી સ્ત્રી અવશ્ય પુત્ર પ્રસવે છે.

ઋતુસ્નાતા સ્ત્રી આસોંદના કવાથથી

પકાવેલા દુધમાં ઘી નાંખીને પ્રાતઃકાળે પીએ તો તેને ગર્ભ રહે છે.

પુષ્ય નક્ષત્રમાં કાઢેલાં ધોળી રીંગણી-નાં મૂળને કુંવારી કન્યાના હાથથી દુધમાં વટાવી જે ઋતુસ્નાતા સ્ત્રી પીએ છે તેને ગર્ભ નિઃસંશય રહે છે.

પીળા કાંટાશરિયાનાં મૂળ, ધાવણીનાં ફુલ, વડવાઈનાં કુણાં અગ્ર, અને શ્યામ કમળને દુધમાં વાટીને પીવાથી અવશ્ય ગર્ભ રહે છે.

જીરૂં અથવા ધોળા શરપંખા સાથે પારસ પીપળાના ડોડવાને વાટીને પીવાથી તથા પથ્ય ભોજન કરવાથી અવશ્ય પુત્ર પ્રાપ્ત થાય છે.

ગર્ભિણી સ્ત્રી ખાખરાના એકજ પાનને દુધમાં વાટીને પીએ તો નિઃસંશય તેને બલવત્તર પુત્ર અવતરે છે.

કોચાંનું મૂળ, અથવા કોઠનો ગર્ભ, અથવા શિવલિંગીનાં બીજને દુધમાં વાટીને પીવાથી ગર્ભિણી સ્ત્રીનૂ કદી પણ પુત્રી અવતરતી નથી.

આઠ દિવસ સૂધી જીયાપોતાનાં મૂળ, ફુલી ગરણી, તથા શિવલિંગીને વાટીને ગર્ભવંતી સ્ત્રી પીએ છે, તો તેને સર્વથા પુત્રી આવતી નથી.

## ગર્ભ નહિ રહેવાનાં ઔષધો.

ઋતુ સમયમાં પીપર, વાવડંગ, અને ટંકણખારનું સમભાગ ચૂર્ણ દુધ સાથે પીવાથી સ્ત્રીને ગર્ભ કદીપણ રહેતો નથી.

ઋતુ સમયમાં જાસૂદનાં ફૂલને આરનાલમાં વાટીને ત્રણ દિવસ સૂધી પીવાથી, તથા ચાર તોલા સારા જૂના ગોળનું સેવન કરવાથી સ્ત્રીને ગર્ભ રહેતો નથી.

## યોનિરોગોની ચિકિત્સા.

સાધ્ય યોનિરોગો ઉપર સ્નેહન, ઉત્તરબસ્તિ, અભ્યંગ, સેચનો, પ્રલેપો, અને યોગ્ય ઔષધોથી ભીંજવેલાં રૂનાં પુમડાં ખોસવા વગેરે ઉપાયો કરવા.

તગર, ઊભી ભોંરીંગણી, કઠ, સૈંધવ, અને દેવદારના કલ્કથી પકાવેલ તલના તેલનું પુમડું યોનિમાં રાખવાથી વિપ્લુતાયોનિની પીડા મટી જાય છે.

વાતલા, કઠણ, સ્તબ્ધ, કે ખરાબ સ્પર્શાવાળી યોનિ માટે પડદાથી બંધ કરેલા અંદરના ઘરમાં વાતહર દવાઓનો ક્વાથ માટલામાં ભરી, તે માટલાને અરધું કે પોણું જમીનમાં દાટી, ઉપર ધગધગતા લોઢાના કડકાઓ નાંખીને બાફ દેવી; અથવા તલના તેલનું પુમડું યોનિમાં ખોસી રાખવું.

પિત્તના યોનિરોગ માટે સેચન, અભ્યંગ, તથા પુમડું રાખવા વગેરેની શીતળ અને પિત્તહર ક્રિયાઓ કરવી, તથા સ્નેહન માટે ઘી બનાવવાં.

પ્રસ્રંસિની યોનિ હોય તો તેને ઘીનો અભ્યંગ કરી, દૂધનો બાફ દેઈને, તેને અંદર પેસાડી દેવી; અને પછી નીચેના વેશવારથી તેનું મુખ બંધ કરી પાટો બાંધવો:—

### વેશવાર ( હવેજ ).

સુંઠ, મરી, પીપર, ધાણા, જીરૂં, દાડમ, અને પીપરીમૂળનું ચૂર્ણ વેશવાર કહેવાય છે.

યોનિમાં બળતરા થતી હોય તો નિત્ય આમળાંનો રસ સાકર નાંખીને પીવો;

અથવા કમલિનીનું મૂળ ચોખાના ધોણમાં વાટીને પીવું.

યોનિમાંથી પરૂનો સ્રાવ થતો હોય તો લીમડાનાં પાન વગેરે શોધન પદાર્થોને સંધવ સહિત ગોમૂત્રમાં વાટીને કરેલી ગોળીઓ યોનિમાં ભરવી તે હિતકારી છે.

યોનિ દુર્ગંધવાળી કે ચીકણી હોય તો વજ, અરૂડસી, કડવાં પરવળ, લીમડો, તથા ધઉંલાનું ચૂર્ણ યોનિમાં ભરવું, તથા ગરમાળા વગેરેના કવાથ (રાજવૃક્ષાદિ કવાથથી) તે યોનિને ધોવી.

પીપર, મરી, અડદ, સુવા, કઠ, અને સંધવને વાટીને તર્જની આંગળી જેવી જાડી અને લાંબી વાટ બનાવીને યોનિમાં ખોસી રાખવાથી કફ સંબંધી યોનિરોગો મટી જાય છે.

કફ સંબંધી કર્ણિકા રોગ હોય તો યોનિમાં શોધન પદાર્થોની વાટ ખોસી રાખવી.

ગળો, ત્રિફળા, અને નેપાળાના કવાથની ધારાથી યોનિ ધોવાથી તેમાંની ચળ મટે છે.

કાથો, હરડે, જાયફળ, લીમડાનાં પાન, અને સોપારીનું ચૂર્ણ મગના યૂષમાં વાટી વસ્ત્રથી ગાળીને સુકવવું. પછી તે યોનિમાં રાખવાથી યોનિ સાંકડી થઇને જળનો સ્રાવ તેમાંથી થતો નથી.

કૌચાંના મૂળનો વિધિવત કવાથ કરીને તેથી યોનિને ધોવાથી તે સાંકડી થાય છે.

જીરૂં, શાહજીરૂં, કલોંજીજીરૂં પીપર, અરડૂસો, સુગંધી વજ, સંધવ, જવખાર, તથા અજમાનું ચૂર્ણ જરાક ઘીમાં શેકીને તેમાં ખાંડ મેળવી લાડુ કરવા, તે લાડુ પાચનબળ અનુસાર ખાવાથી યોનિના રોગો મટી જાય છે.

ઊંદરના માંસના કવાથમાં પકાવેલ તલના તેલનું પોતું યોનિમાં રાખવાથી યોનિના રોગો નિઃસંશય મટીજ જાય છે.

## ત્રિફલા ઘૃત.

ત્રિફળા, ધોળો તથા પીળો કાંટા શરિયો, ગળો, સાટોડી, સીવણ, હળદર, દારૂહળદર, રાસ્ના, અને બમણી શતાવરીના કલ્કથી ચોસઠ તોલા ઘી ચોગણા દૂધમાં પકાવી, પીવાથી યોનિના રોગો મટી જાય છે.

## ફલઘૃત.

મજીઠ, જેઠીમધ, કઠ, ત્રિફળા, સાકર, બળદાણા, બમણી શતાવરી, ચોગણી આસોંદ, આસોંદનાં મૂળ, અજમોદ, હળદર, દારૂહળદર, ધઉંલો, કડુ, કમળ, પોયણાં, દ્રાક્ષ, સુખડ અને રતાંજળી, એ દરેકના એક એક તોલા કલ્કથી બમણા શતાવરીના રસમાં તથા બમણા દૂધમાં ચોસઠ તોલા ઘી પકાવવું. આ ઘી પીવાથી પુરૂષ મૈથુન કરવામાં બળવાન્ થઈ વીર, બુદ્ધિમાન્ અને રૂપાળા પુત્રો પેદા કરે છે. ગર્ભો પડી જતા હોય, એવી સ્ત્રી આ ઘી પીએ તો તેને એ સર્વ હરકતો દૂર થાય છે; તથા યોનિનો સ્રાવ, રજનો દોષ, અને બીજા સર્વ યોનિરોગો પણ મટી જાય છે. સંતતિ તથા આયુષ્ય વધારનાર, તથા સર્વ ભૂત પ્રેતાદિક મટાડનાર આ ઘી અશ્વિનીકુમારોએ કહેલું છે. આમાં ધોળી રીંગણીનું મૂળ નાંખવાનું કહેલું નથી, તો પણ વૈદ્ય લોકો તે

નાંખે છે. જેને વાછડો જીવતો હોય અને જેનો આખા શરીરનો વર્ણ એકજ હોય એવી ગાયના ઘીમાંથી આ ફલઘૃત બનાવવું, અને તેને પકાવવું તે અડાયાંના અગ્નિથીજ પકાવવાની રીતિ છે. આ ફલઘૃત બનાવવાના પાઠો ગ્રંથોમાં અનેક પ્રકારના છે, પણ તેઓમાં હિંગ, વજ, તગર, અને બમણું વિદારીકંદ, એ વિશેષ હોય છે.

## યોનિકંદની ચિકિત્સા.

સોનાગેરૂ, આંબાની ગોઠલી, વાવડીંગ, હળદર, રસવંતી, અને કાયફળનું ચૂર્ણ મધમાં કાલવી યોનિમાં ભરવાથી અને ત્રિફળાના કવાથમાં મધ નાંખીને તેનું સેચન કરવાથી સ્ત્રીઓનો યોનિકંદ નામનો રોગ મટી જાય છે.

## ગર્ભિણીના રોગોની ચિકિત્સા.

ह्रीबेरातिविषामुस्तमोचशक्रैः शृतं जलम्॥ दद्याद्गर्भे प्रचलिते प्रदरे कुक्षिरुज्यपि ॥

कुक्षिरुक् उदरव्यथा । चलितगर्भस्थापने ह्रीबेरादिक्वाथः ॥

मधुकं चन्दनोशीरसारिवापद्मपत्रकैः॥ शर्करामधुसंयुक्तैः कषायो गर्भिणीज्वरे ॥ चन्दनं सारिवालोध्रमृद्वीकाशर्करान्वितम् । क्वाथं कृत्वा प्रदद्याच्च गर्भिणीज्वरशान्तये॥ पीतं विश्वमजाक्षीरैर्नाशयेद्विषमज्वरम् ॥ गर्भिण्याः ॥

आम्रजम्बूत्वचः क्वाथैर्लिहयेल्लाजसक्तुकम् । अनेन लीढमात्रेण गर्भिणी ग्रहणीं जयेत् ॥ ह्रीबेरारलुरक्तचन्दनबलाधान्याकवत्सादनीमुस्तोशीरयवासपर्पटविषाक्वाथं पिबेद्गर्भिणी । नानाव्याधिरुजातिसाररगदके रक्तस्रुतौ वा ज्वरे योगोऽयं मुनिभिः पुरा निगदितः स्रुत्यामयेऽप्युत्तमः ॥

### હ્રીબેરાદિ કવાથ.

ગર્ભ પ્રચલિત થાય અથવા પ્રદર કે પેટમાં પીડા થતી હોય, તો વૈદ્યે ગર્ભવતીને વાળો, અતિવિષ, મોથ, મોચરસ, અને ઇંદ્રજવનો કવાથ આપવો.

જેઠીમધ, રતાંજળી, વાળો, ઉપલસરી, અને કમળપત્રનો કવાથ સાકર તથા મધ નાંખીને પીવાથી ગર્ભવતીને આવતો જ્વર શાંત થઇ જાય છે.

રતાંજળી, ઉપલસરી, લોદર, દ્રાક્ષ, અને સાકરનો કવાથ પીવાથી ગર્ભવતીનો જ્વર શાંત થઇ જાય છે.

બકરીના દૂધમાં સુંઠ પીવાથી ગર્ભિણીનો વિષમજ્વર મટી જાય છે.

આંબાની તથા જાંબુની છાલ્યોનો કવાથ ચોખાની ધાણીના સાથવા સાથે ચાટવાથી ગર્ભવતીનો ગ્રહણીરોગ તુરત મટી જાય છે.

વાળો, અરલુ, રતાંજળી, બળદાણા, ધાણા, ગળો, મોથ, વાળો, જવાસો, ખડસલિયો, અને અતિવિષનો કવાથ પીવાથી ગર્ભવતીના અનેક પ્રકારના રોગો, પીડા, અતિસાર, રક્તસ્ત્રાવ, અને ગર્ભસ્ત્રાવ પણ મટી જાય છે. આ ઉત્તમ યોગ પ્રાચીન મુનિઓએ કહેલો છે.

## ( ગર્ભ પ્રકરણ. )

### ગર્ભસ્ત્રાવ તથા ગર્ભપાતનું નિદાન.

ग्राम्यधर्माध्वगमनयानायासप्रपीडनैः ।

ज्वरोपवासोत्पतनप्रहाराजीर्णधावनैः॥ वमनाच्च विरेकाच्च कुन्थनाद्गर्भपातनात् ।तीक्ष्णक्षारोष्णकटुकतिक्तरूक्षनिषेवणात्। वेगाभिघाताद्विषमादासनाच्छयनाद्भयात् । गर्भे पतति रक्तस्य सशूलं दर्शनं भवेत् ॥

गर्भपातनं नियमेन गर्भपातनशीलं द्रव्यम् ॥

મૈથુન, પંથ, વાહનપર બેસવું, પરિશ્રમ, અત્યંત દબાણ, જ્વર, ઉપવાસ, ઠેકવું, પ્રહાર, અજીર્ણ, દોડવું, વમન, વિરેચન, ક્લેશ, ગર્ભ પાડનારા પદાર્થોનો ઉપયોગ, તીક્ષ્ણ ક્ષારો; અને ઉષ્ણ, તીખા, કડવા, તથા રૂક્ષ પદાર્થોનું સેવન; વેગનો અભિઘાત, વિષમ આસન, વિષમ શયન, અને ભયથી ગર્ભસ્રાવ કે ગર્ભપાત થાય છે.

## ગર્ભસ્રાવ તથા ગર્ભપાતનું પૂર્વરૂપ.

गर्भे पतति इत्यादि ! पतति स्रावेण पातेन वा प व्यति ॥

ગર્ભસ્રાવ કે ગર્ભપાત થવાનો હોય, ત્યારે શૂળ તથા રક્ત સ્રાવ દેખાય છે.

## ગર્ભસ્રાવ તથા ગર્ભપાતનો અવધિ.

आचतुर्थात्ततो मासात्प्रस्रवेद्गर्भविद्रवः । ततः स्थिरशरीरस्य पातः पञ्चमषष्ठयोः ॥

आचतुर्थान्मासाच्चतुर्थमासपर्यन्तं गर्भस्य विद्रवः शोणितरूपः गर्भः स्रवति । शोणितमिति भोजवचनात् । स्थिरशरीरस्य काठिनशरीरस्य ॥

ચોથા માસ સુધી રક્તરૂપે ગર્ભનો સ્રાવ થાય છે, તેને ગર્ભસ્રાવ કહે છે; કેમકે ભોજે કહ્યું છે કે—" ચોથા માસ સુધીમાં ગર્ભ રક્તરૂપે સ્રવી જાય છે." ચોથા માસ પછી ગર્ભનું શરીર કઠણ થાય છે, અને પાંચમા કે છઠા માસમાં જો તે પડી જાય, તો તેને ગર્ભપાત કહે છે.

## ગર્ભપાતનાં દૃષ્ટાંત.

गर्भोऽभिघातविषमासनपीडनाद्यैः पक्वं द्रुमादिव फलं पतति क्षणेन ॥

यथा वृन्तलग्नं पक्वं फलमभिघातेनाकाले एव पतति तथा गर्भोऽप्यभिघातादिनाऽकाले पतति।

જેમ ડીંટિયામાં વળગી રહેલું ફળ વાગવા વગેરેથી અકાળે તુટીને પડી જાય છે, તેમ વિષમ આસન, અભિઘાત, અને દબાણ વગેરેથી અકાળેજ ગર્ભ પણ પડી જાય છે.

## ગર્ભસ્રાવની ચિકિત્સા.

गुर्विण्या गर्भतो रक्तं स्रवेद्यदि मुहुर्मुहुः। तन्निरोधाय सा दुग्धमुत्पलादिशृतं पिबेत्॥ उत्पलं नीलमारक्तं कह्लारं कुमुदं तथा । श्वेताम्भोजं च मधुकमुत्पलादेरयं गणः॥ संशीलितो हरत्येव दाहं तृष्णां हृदामयम्। रक्तपित्तं च मूर्च्छां च तथा छर्दिमरोचकम्॥

ગર્ભવતીના ગર્ભમાંથી વારંવાર રક્તસ્રાવ થવા લાગે તો તેને રોકવા માટે તે સ્ત્રીએ નીચે લખેલ ઉત્પલાદિગણનો ક્વાથ પીવો:—

## ઉત્પલાદિગણનો ક્વાથ.

નીલકમળ, રક્તકમળ, રાત્રિ વિકાસી કુમુદકમળ, ધોળું કમળ, અને જેઠીમધ, એ ઉત્પલાદિગણ કહેવાય છે. આનો ક્વાથ પીવાનો અભ્યાસ રાખવાથી દાહ, તરશ, છાતીના રોગ, રક્તપિત્ત, મૂર્છા, ઉલટી, તથા અરૂચિ મટી જાય છે.

## ગર્ભપાતના ઉપદ્રવો.

**प्रस्रंसमाने गर्भे स्याद्दाहः शूलश्च पार्श्वयोः। पृष्ठरुक्प्रदरानाहौ मूत्रसङ्गश्च जायते ॥**

प्रस्रंसमाने पतति ॥

**स्थानात् स्थानान्तरं तस्मिन् प्रयात्यपि च जायते । आमपक्वाशयादौ तु क्षोभः पूर्वेऽप्युपद्रवाः ॥**

पूर्वेऽप्युपद्रवाः पार्श्वशूलादयः ।

ગર્ભપાત થાય ત્યારે બળતરા, પડખાંમાં શૂળ, પીઠમાં દુઃખ, પ્રદર, પેડુનું ચઢવું, અને મુત્રની અટકાયત થાય છે. ગર્ભ એક જગાએથી બીજી જગાએ જાય તો આમાશય તથા પકવાશય વગેરેમાં ક્ષોભ તથા ઉપર લખેલા ગર્ભપાતના ઉપદ્રવો પણ થાય છે.

## ગર્ભપાતની ચિકિત્સા.

**स्निग्धशीतक्रियास्तेषु दाहादिषु समाचरेत् । कुशकाशैरुबूकानां मूलैर्गोक्षुरकस्य च॥ शृतं दुग्धं सितायुक्तं गर्भिण्याःशूलहृत्परम् । श्वदंष्ट्रा मधुकक्षुद्राम्लानैः सिद्धं पयः पिबेत् ॥ शर्करामधुसंयुक्तं गर्भिणीवेदनापहम् ॥**

अम्लानः पुष्पजातिः । अयं बाणपुङ्ख इति गौडादौ प्रसिद्धः ॥

**मृत्कोत्तागारिकागेहसम्भवा नवमालिका । समङ्गा धातकीपुष्पं गैरिकं च रसाञ्जनम् ॥ तथा सर्जरसश्चैतान्यथालाभं विचूर्णयेत् । तच्चूर्णं मधुना लिह्याद्गर्भपातप्रशान्तये ॥**

मृत्कोष्ठागारिकागेहसम्भवा कोष्ठागारकारिकिरटी तन्निर्मितगृहभवा मृत्तिका । समङ्गा लज्जालुः ॥

**कसेरूत्पलशृङ्गाटकल्कं वा पयसा पिबेत् । पक्वं वचारसो नाभ्यां हिङ्गु सौवर्चलान्वितम् । आनाहे तु पिबेदुग्धं गुर्विणी सुखिनी भवेत् ॥**

सौवर्चलं चौहार इति लोके ।

**तृणपञ्चकमूलानां कल्केन विपचेत्पयः। तत्पयो गुर्विणी पीत्वा मूत्रसङ्गाद्विमुच्यते ॥ शालीक्षुकुशकाशैः स्याच्छरेण तृणपञ्चकम् । एषां मूलं तृषादाहपित्तासृङ्मूत्रसङ्गहृत् ॥**

દાહ વગેરે થાય તો વૈદ્યે સ્નિગ્ધ તથા શીતળ ક્રિયાઓ કરવી.

દભ, કાંસડો, એરડો, અને ગોખરૂ; એમનાં મુળોના કલ્કથી પકાવેલ દુધ સાકર નાંખીને પીવાથી ગર્ભવતીનું શૂળ મટી જાય છે.

ગોખરુ, જેઠીમધ, ભોરીંગણી, અને કાંટાશરિયો, એમના કલ્કથી પકાવેલ દુધ સાકર તથા મધ નાંખીને પીવાથી ગર્ભવતીની વેદના મટી જાય છે.

ભમરીના દરની માટી, મોગરો, રીસામણી, ધાવણીનાં ફુલ, સોનાગેરુ, રસવંતી, અને રાળ, એમાંથી જેટલાં મળે તેટલાંનું ઝીણું ચુર્ણ મધમાં ચાટવાથી ગર્ભપાતની શાંતિ થાય છે.

કસેલાં, કમળ, અને શીંગોડાંનો કલ્ક દુધમાં પીવાથી ગર્ભિણીને સુખ મળે છે.

ગર્ભિણીને પેટ કે પેડુ ચઢી આવે તો તેણે વજ તથા લસણના કલ્કથી પ-

કાવેલ દુધમાં હિંગ તથા સંચળ નાંખીને તે પીવું, તેથી તેને સુખ થાય છે.

ચોખા, શેરડી, દર્ભ, કાંસડો, અને પાનબાજરિયાં એ સર્વનાં મુળોના કલ્કથી પકાવેલ દુધ પીવાથી ગર્ભિણીને મુત્રની અટકાયત મટી જાય છે. આ પંચમુળ તૃષા, દાહ, રક્તપિત્ત, તથા મુત્રાવરોધને મટાડે છે.

## ગર્ભિણીને કરવાના માસિક ઉપચારો.

**मधुकं शाकबीजं च पयस्या सुरदारु च। अश्मन्तकस्तिलाः कृष्णा ताम्रवल्ली शतावरी॥ वृक्षादनी प्रियङ्गुश्च लता चोत्पलसारिवा। अनन्ता सारिवा रास्ना पद्मा मधुकमेव च॥ बृहत्यौ काश्मरी चापि क्षीरि शुङ्गास्त्वचो घृतम्। पृष्टिपर्णी वचा शिग्रु श्वदंष्ट्रा मधुपर्णिका॥ शृङ्गाटकं बिसं द्राक्षा कसेरु मधुकं सिता। वत्सैते सप्त योगाः स्युरर्धश्लोकसमापनाः॥ यथासंख्यं प्रयोक्तव्या गर्भस्रावे पयोयुताः। एवं गर्भो न पतति गर्भशूलं च शाम्यति॥**

शाकबीजं शाको महावृक्षः कर्कशपत्रस्तस्य बीजम्। पयस्यात्र क्षीरकाकोली। तदलाभेऽश्वगन्धा ग्राह्या। अश्मन्तकः कोविदारसदृशोऽम्लपत्रः। अम्लोना इति लोके। ताम्रवल्ली रामकान्ता। मञ्जिष्ठा इति लोके। प्रियङ्गु कङ्गुः। अनन्ता उत्पलसारिवा। पद्मा पद्मचारिणी। भार्ङ्गीति केचित्। बृहत्यौ स्थूलफला स्वल्पफला च। क्षीरी शुङ्गा। क्षीरिणां वटादीनां शुङ्गाः अविकाशिताः प्रवालाः। मधुपर्णिका गम्भारी पयोयुताः प्रतिमासं अर्धश्लोकोक्तौषधमिलिताः कर्षमिताः शीततोयेन संपिष्टाः पलमितेन दुग्धेनालोडिताः पातव्या इत्यर्थः॥

**कपित्थबृहतीबिल्वपटोलेक्षुनिदिग्धिकाः। मूलानि क्षीरसिद्धानि दापयेद्भिषगष्टमे॥**

कपित्थादीनां मूलानि मिलितानि पलमितानि पलाष्टकमिते क्षीरे द्वात्रिंशज्जलपलयुक्ते क्वाथयित्वा क्षीरमात्रमवशिष्टं पातुं दद्यादित्यर्थः॥

**नवमे मधुकानन्ता पयस्या सारिवाः पिबेत्।**

अत्रापि मधुकादीनि मिलित्वा कर्षमितानी शीततोयेन संपिष्टानि पलपरिमितेन दुग्धेनालोडितानि पिबेत्॥

**क्षीरं शुण्ठी पयस्याभ्यां सिद्धं स्याद्दशमे हितम्। सक्षीरं वा हिता शुण्ठी मधुकं सुरदारु च॥**

दशमे शुण्ठीपयस्याभ्यां पूर्ववत्क्वथितं पिबेत्। अथवा शुण्ठी मधुकसुरदारूणि शीतलजलपिष्टानि दुग्धेनालोडितानि पिबेत्॥

**क्षीरिकामुत्पलं दुग्धं समङ्गामूलकं शिवाम्। पिबेदेकादशे मासि गर्भिणी शूलशान्तये॥**

अत्र क्षीरिकायाः फलं दद्यात्। समङ्गामूलकं लज्जालुमूलम्॥

**सिता विदारी काकोली क्षीरी चैव मृणालिका। गर्भिणी द्वादशे मासि पिबेत्तूलग्रमौषधम्॥**

काकोल्यभावेऽश्वगन्धामूलं ग्राह्यम्॥

एवमाप्यायते गर्भस्तीव्रा रुक् चोपशाम्यति ॥

પહેલે માસે જેઠીમધ, સાગનાં બીજ, આસોંદ, અને દેવદાર એમાંથી જે મળે તેનો એક તોલો કલ્ક દુધમાં ઘોળીને પીવો.

બીજે માસે અશ્મંતક, કાળા તલ, મજીઠ, અને શતાવરી એમાંથી જે મળે તેનો એક તોલો કલ્ક દુધમાં ઘોળીને પીવો.

ત્રીજે માસે ગુંદી. કાંગ, ઘઉંલો, અને ધોળી ઉપલસરી, એમાંથી જેટલાં મળે તેનો એક તોલો કલ્ક દુધમાં ઘોળીને પીવો.

ચોથે માસે ધોળી ઉપલસરી, ઉપલસરી, રાસ્ના, ભારંગી, અને જેઠીમધ, એમાંથી જે મળે એનો એક તોલો કલ્ક દુધમાં ઘોળીને પીવો.

પાંચમે માસે ઊભી તથા બેઠી ભોરીંગણીઓ, સાવણુ, વડ વગેરે પંચક્ષીરી વૃક્ષોનાં નહિ ઉઘડેલાં કુણાં કુણાં કુંપળિયાં, એજ વૃક્ષોની છાલયો, અને ઘી, એમાંથી જે મળે તેનો એક તોલો કલ્ક દુધમાં ઘોળીને પીવો.

છઠ્ઠે માસે નાનો સમેરવો, વજ, સરગવો, ગોખરૂ, અને સીવણ. એમાંથી જે મળે તેનો એક તોલો કલ્ક દુધમાં ઘોળીને પીવો.

સાતમે માસે સીંગોડાં, કમળકંદ, દ્રાક્ષ, કશેલાં, જેઠીમધ, અને સાકર, એમાંથી જે મળે તેનો એક તોલો કલ્ક દુધમાં ઘોળીને પીવો.

આમ કરવાથી ગર્ભનો સ્રાવ કે પાત થતો નથી, અને શુળ પણ શાંત થાય છે.

ઉપરનાં ઔષધોને ટાઢા પાણીમાં વાટીને તેનો કલ્ક દુધમાં ડોવી દઇને પીવાય છે.

આઠમે માસે વૈદ્યે કોઠ, ઊભી ભોરીંગણી, બીલી, કડવાં પરવળ, શેરડી, અને બેઠી ભોરીંગણીનાં મૂળોને ટાઢા પાણીમાં વાટીને તેનો એક તોલો કલ્ક નાંખી ૧૨૮ તોલા પાણી તથા બત્રીસ તોલા દુધને ઉકાળીને માત્ર દુધ રહે તે ગર્ભિણીને પાવું.

નવમે માસે જેઠીમધ, ધોળી ઉપલસરી, આસોંદ, અને શતા ધમાસાનો પાણીમાં કલ્ક કરીને એક તોલો કલ્ક ચાર તોલા દુધમાં ઘોળીને પીવો.

દશમે મહિને સુંઠ અને આસોંદને ટાઢા પાણીમાં વાટી તેના એક તોલા કલ્કથી ૧૨૮ તોલા પાણી તથા બત્રીસ તોલા દુધને ઉકાળતાં દુધ રહે તે ગર્ભિણીને પાવું, અથવા સૂઠ, જેઠીમધ, અને દેવદારને ટાઢા પાણીમાં વાટીને તેનો એક તોલો કલ્ક દુધમાં ઘોળીને પાવો.

અગિયારમે માસે રાયણનાં ફળ, કમળ, રીસામણીનાં મૂળ, અને હરડેને ટાઢા પાણીમાં વાટીને તેનો એક તોલો કલ્ક દુધમાં ઘોળીને ગર્ભિણીને પાવો, તેથી શુળ મટી જાય છે.

બારમે માસે સાકર, વિદારીકંદ, આસોંદનું મૂળ, અને પારશપીપળાનાં ફુળ, તથા કમળનું નાળ. એઓને પાણીમાં વાટીને તેનો કલ્ક એક તોલો પીવો; એથી શળ મટે છે, ગર્ભ પોષાય છે, અને તીવ્ર પીડા મટી જાય છે.

## સૂકાયેલા ગર્ભની ચિકિત્સા.

गर्भो वातेन संशुष्को नोदरं पूरयेद्यदि ।

सा बृंहणीयैः संसिद्धं दुग्धं मांसरसं पिबेत् ॥ शुक्रार्तवमजाताङ्गं संशुष्कं मरुतार्दितम् । त्यक्तं जीवेन तत्तस्मात्काठिनं चावतिष्ठते ॥ शुक्रार्तवार्दको वायुरुदराध्मानकृद्भवेत् । कदाचिच्चेत्तदाध्मानं स्वयमेव प्रशाम्यति ॥ नैगमेयेन गर्भोऽयं हृतो लोकध्वनिस्तदा ॥ नैगमेयः बालग्रहः ॥

स एवाल्पमरुत्या चेल्लघुर्भूत्वावतिष्ठति । तदा स गर्भो भवति लोके नागोदराह्वयः ॥ धान्यकुट्टनमुख्या स्याच्चिकित्सा तूभयोरपि ॥

વાયુથી સૂકાયાને લીધે ગર્ભથી ગર્ભિણીનું પેટ મોટું ન થાય, તો જીવનીયગણનાં ઔષધોનો કલ્ક નાંખીને દૂધ ગર્ભિણીએ પીવું. અને માંસનો રસો પીવો. અંગોની રચના રચાઈ ન હોય એવો વીર્ય તથા રજનો સંઘાત વાયુથી સૂકાઇને પ્રાણવગરનો કઠણ થઇ રહેછે. એથી એ વીર્ય તથા રજને સૂકવી નાંખનારો વાયુ કોઇ વાર પેટને ઉપસાવે પણ છે, તો તે ફૂલેલું પેટ એની મેળેજ પાછું બેસી જાય છે, અને તેથી લોકો કહે છે કે—" આ ગર્ભને નૈગમેષ નામના બાલગ્રહે પકડી લીધો છે. એજ ગર્ભ જો થોડા ચલન વાળો અને ન્હાનો થઇને પેટમાં રહી જાય છે. તો તેને લોકો નાગોર કહે છે. આ બેમાંની કોઇ પણ પ્રકારની ગર્ભની સ્થિતિ થાય, તો ગર્ભિણી સ્ત્રીના હાથથી ધાન્ય ખંડાવવા વગેરેનાં કામો કરાવવાં. તેની એજ ચિકિત્સા છે. અને તેથી તુરત પ્રસવ થાયછે.

### પ્રસવના મહિના.

नवमे दशमे मासि नारी गर्भं प्रसूयते । एकादशे द्वादशे वा ततोऽन्यत्र विकारतः॥

ગર્ભવતી સ્ત્રી નવમે, દશમે, અગિયારમે કે બારમે મહિને જણે છે;. અને જો કાંઇ વિકાર હોય તો એથી પણ વધારે મુદતે જણે છે.

### પ્રસવ ન થતાં ગર્ભ પેટમાં રહી જાય તેની ચિકિત્સા.

वातेन गर्भसङ्कोचात्प्रसूतिसमयेऽपि या । गर्भं न जनयेन्नारी तस्याः शृणु चिकित्सितम् ॥ कुट्टयेन्मुशलेनैषा कृत्वा धान्यमुलूखले । विषमं चासनं यानं सेवेत प्रसवार्थिनी ॥

વાયુથી ગર્ભ સંકોચાઈ જવાથી પ્રસવના મહિના વીતી ગયા છતાં પણ પ્રસવ ન થાય, તેની ચિકિત્સા સાંભળો. એવી સ્ત્રીએ ખાંડણિયામાં ધાન્ય નાંખીને સાંબેલાથી તે ખાંડવું, તથા વિષમ આસન તથા વાહનપર બેસવું.

### કષ્ટ થાય અને પ્રસવ તુરત ન થાય તેની ચિકિત્સા.

प्रसवस्य विलम्बे तु धूपयेदभितो भगम् । कृष्णसर्पस्य निर्मोकैस्तथा पिण्डीतकेन वा ॥

निर्मोकः सर्पकञ्चुकः । पिण्डीतकः मदनफल इति लोके ॥

तन्तुना लाङ्गलीमूलं बध्नीयाद्धस्तपादयोः । सुवर्चलां विशल्यां वा धारयेदाशु सूयते ॥

सुवर्चला सुर्यकान्ता । विशल्या माटला ॥

करङ्कीभूतगोमूर्ध्ना सूतिकाभवनोपरिस्थापितस्तत्क्षणान्नार्याः सुखं प्रसवकारकः ॥

करङ्कीभूतः अस्थिमात्रेण स्थितः ॥

पोतकीमूलकल्केन तिलतैलयुतेन च। योनेरभ्यन्तरं लिप्त्वा सुखं नारी प्रसूयते ॥

पोतकी पोई इति लोके ॥

कृष्णा वचा चापि जलेन पिष्टा सैरण्डतैला खलु नाभिलेपात् । सुखं प्रसूतिं कुरुतेऽङ्गनानां निपीडितानां बहुभिः प्रमादैः ॥ मातुलुङ्गस्य मूलं तु मधुकेन युतं तथा। घृतेन सहितं पीत्वा सुखं नारी प्रसूयते ॥ इक्ष्वोरुत्तरमूलं निजतनुमानेन तन्तुना बध्वा । कटिविषये गर्भवती सुखेन सूतेऽविलम्बेन ॥ तालस्य चोत्तरं मूलं स्वप्रमाणेन तन्तुना। बध्वा कट्यां तु नियतं सुखं नारी प्रसूयते ॥

જણવા ટાણે જણતાં વાર લાગે તો યોનિને ચારેમેર કાળા સર્પની કાંચળીઓની તથા મીંઢાળની ધુમાડી દેવી,અથવા દોરાવતે હાથ તથા પગમાં કલગારાનું મૂળ બાંધવું, અથવા સૂરજમુખી કે પાડળ ધારણ કરવું, એથી તુરત પ્રસવ થાય છે

કેવળ હાડકાંજ રહ્યાં હોય એવું મરી ગયેલી ગાયનું માથું લાવી સવાવડના ઘર ઊપર રાખવાથી સ્ત્રીને તુરતજ સુખથી પ્રસવ થાય છે.

પોથીનાં મૂળનો કલ્ક તલના તેલમાં મેળવીને તેનો લેપ યોનિની અંદર કરવાથી સ્ત્રીને સુખથી પ્રસવ થાય છે.

ઘણી ઘણી અડ્ચણતોથી સ્ત્રીઓ જણતાં કષ્ટાય છે, તો તેમને પીપર તથા વજને જળમાં વાટીને એરંડિયા તેલમાં મેળવીને તેનો લેપ નાભિ ઊપર કરવો, તેથી સુખથી પ્રસવ થાય છે.

બીજોરાનું મૂળ તથા જેઠીમધને વાંટીને ઘી સાથે પીવરાવવાથી સ્ત્રીને સુખથી પ્રસવ થાય છે.

શેરડીનું ઉત્તર તરફનું મુળ ગર્ભિણીના શરીર જેવડા લાંબા દોરાથી કમરે બાંધવું, એથી સ્ત્રીને તુરત સુખથી પ્રસવ થાય છે.

તાડનું ઉત્તર તરફનું મુળ ગર્ભિણીના શરીર જેવડા લાંબા દોરાથી કમરે બાંધવું, તેથી તે સ્ત્રીને અવશ્ય સુખથી પ્રસવ થાય છે.

## મુઢગર્ભનું નિદાન તથા લક્ષણ.

मूढः करोति पवनः खलु मूढगर्भं शूलं च योनिजठरादिषु मूत्रसङ्गम् । भुग्नोऽनिलेन विगुणेन ततः स गर्भो संख्यामतीत्य बहुधा समुपैति योनिम् ॥

अस्यायमर्थः पवनः स्वहेतुभिर्दुष्टः । ततो मूढो रुद्धगतिः । मूढगर्भं रुद्धगतिं गर्भम् । योन्यादिषु शूलं मूत्रसङ्गं च करोति ततः तेन अनिलेन विगुणेन रुद्धगतिना स गर्भः भुग्नः कुटिलीकृतः । चतुर्भिः प्रकारैर्यातीत्येके । अष्टभिरपरे । तत्सङ्ख्यानिरासार्थमाह । सङ्ख्यामतीत्य उक्तां सङ्ख्यामतिक्रम्य बहुधा बहुभिः प्रकारैः ॥

પોતાનાં કારણોથી દુષ્ટ થયેલ અને રોકાયલી ગતિવાળો વાયુ ગર્ભની ગતિને રોકી દેઇને યોનિ તથા પેટમાં શુળ કરે છે તથા મુત્રને અટકાવેછે. પછી એ ગતિ રોકનારા વાયુથી વાંકો થઇ ગયેલો ગર્ભ કેટલાકના કહેવા પ્રમાણે યોનિમાં ચાર રીતે

शब्देन प्रसवालिङ्गानि मूत्रकफप्रसेकादीनि कथ्यन्ते तेषां नाशः । शूलः अन्तर्मुखस्य मृतस्य शिशोरुच्छूनतया ॥

અંદર ગર્ભ મરી ગયો હોય તો તે ચાલતો નથી, પ્રસવની પીડા થતી નથી, મુત્ર તથા કફનું પડવું વગેરે પ્રસવનાં ચિન્હો છે તે થતાં નથી, શરીર કાળાશ સહિત પીંગળું થઇ જાય છે, શ્વાસ દુર્ગંધવાળો થઇ જાય છે, અને મરેલો ગર્ભ સૂજી જવાથી શળ થાય છે.

## ગર્ભના મરણનું કારણ.

**मानसागन्तुभिर्मातुरुपतापैः प्रपीडितः । गर्भो व्यापद्यते कुक्षौ व्याधिभिश्च प्रपीडितः॥**

उपतापो दुःखं । मानस उपतापो बन्धुधनक्षयादिना । आगन्तुरुपतापः प्रहारादिः ॥

માને પ્રહાર વગેરે વાગવાથી થયેલા અંગનું ઉપતાપથી, અથવા બંધુ કે ધનનો ક્ષય થવાથી થયેલા માનસિક તાપથી, અથવા રોગોથી, ગર્ભ પેટમાંજ મરી જાય છે.

## અસાધ્યતાનું બીજું લક્ષણ.

**योनिसंवरणं सङ्गः कुक्षौ मक्कल्ल एव च। हन्युः स्त्रियं मूढगर्भो यथोक्ताश्चाप्युपद्रवाः॥**

योनिसंवरणं व्याधिविशेषः ॥

**वातलान्यन्नपानानि ग्राम्यधर्मं प्रजागरम्। अत्यर्थं सेवमानाया गर्भिण्या योनिमार्गगः ॥ मातरिश्वा प्रकुपितो योनिद्वारस्य संवृतिम् । कुरुते ऊर्ध्वमार्गत्वात्पुनरन्तर्गतोऽनिलः ॥ निरुणद्ध्याशयद्वारं पीडयन्गर्भसंस्थितम् । निरुद्धवदनोच्छ्वासो गर्भश्चाशु विपद्यते ॥ उच्छ्वास ऊर्ध्वंहृदयाबाधयत्यथ गर्भिणीम् । योनिसंवरणं नाम व्याधिमेनं प्रचक्षते ॥**

सङ्गः कुक्षौ गर्भस्य लग्नता । अपवृत्तिरिति यावत् । कुक्षौ मक्कल्लः रक्तमारुतजः शूलविशेषः । यद्यपि प्रसूताया मक्कल्लशूलमुक्तम् तथापि सुश्रुते प्रजातायाश्चेति चकारेणाप्रसूताया अपि मक्कल्लशूलं भवति इति बोद्धव्यम् । उपद्रवाः आक्षेपकासश्वासादयः ॥

યોનિસંવરણ નામનો રોગ, ગર્ભ નહિ ચળતાં કુખમાં વળગી રહે, કુખમાં મક્કલ (રક્ત તથા વાયુથી થતું એક જાતનું શળ), ગર્ભનું મુઢપણું, તથા બીજા આક્ષેપક, ઉધરસ, શ્વાસ, વગેરે ઉપદ્રવો ગર્ભવતીને મારી નાંખે છે. યોનિસંવરણ રોગ વિષે બીજા ગ્રંથમાં કહેલું છે કે ગર્ભવતી સ્ત્રી વાયુ કરનારા અન્નપાનો, મૈથુન, તથા ઉજાગરાનું સેવન બહુ કરે તો યોનિના માર્ગમાંનો વાયુ પ્રકોપ પામીને ઊંચો ચાલીને યોનિના દ્વારને બંધ કરી દેછે; અને અંદર રહીને તે વાયુ ગર્ભને પીડીને ગર્ભાશયના દ્વારને પણ રોકી દે છે. આથી મુખનો શ્વાસ રોકાઈ જવાથી તે ગર્ભ મરી જાય છે, અને હૃદયના ઊંચા ભાગથી ચાલતો શ્વાસ તે સ્ત્રીને પણ મારી નાંખે છે. એ રોગ યોનિસંવરણ કહેવાય છે. પ્રસવ કર્યો હોય એવી સ્ત્રીને મક્કલ નામનો રોગ થાય છે, એમ કહેલું છે તો પણ સુશ્રુતમાં પ્રજાતायाश्च એમાં ચકાર મુકેલો હોવાથી પ્રસવ ન થયો હોય એવી સ્ત્રીને પણ મક્કલ શળ થાય છે, એમ સમજવાનું છે.

## મુઢગર્ભની ચિકિત્સા.

याभिः सङ्कटकालेऽपि बहवो नार्यः प्रसाविताः । सम्यग्लब्धं यशस्तास्तु नार्यः कुर्युरिमां क्रियाम् ॥ गर्भे जीवति मूढे तु गर्भं यत्नेन निर्हरेत् । हस्तेन सर्पिषाक्तेन योनेरन्तर्गतेन सा ॥ सा जनयित्री ॥

मृते तु गर्भे गर्भिण्या योनौ शस्त्रं प्रवेशयेत् । शस्त्रशास्त्रार्थविदुषी लघुहस्ताभयोज्झिता ॥ सचेतनं तु शस्त्रेण न कथंचन दारयेत् । स दीर्यमाणो जननीमात्मानं चापि मारयेत् ॥ नोपेक्षेत मृतं गर्भं मुहूर्तमपि पण्डितः । तद्धाशु जननीं हन्ति प्रभूतान्नं यथा पशुम् ॥

प्रभूतान्न आतिमात्रमन्नम् ॥

સંકટ સમયે પણ ઘણી સ્ત્રીઓને પ્રસવ કરાવ્યો હોય, તથા પુષ્કળ યશ મેળવ્યો હોય, એવી સૂયાણીએ આ ક્રિયા કરવી. મુઢગર્ભ જીવતો હોય તો સૂયાણીએ પોતાના હાથને ઘી ચોપડીને યત્નથી યોનિમાં ખોસીને ગર્ભને બહાર કાઢી લેવો. મુઢગર્ભ જો મરી ગયો હોય તો શસ્ત્રવિદ્યાને જાણનારી, હલકા હાથ વાળી, અને નિર્ભય સુયાણીએ ગર્ભવતીની યોનિમાં શસ્ત્ર નાંખવું. ગર્ભમાં જીવ જણાય તો તેને શસ્ત્રથી કાપવો નહિ, કેમકે જીવતા ગર્ભને કાપવાથી તે ગર્ભ તો મરી જાય છે, પણ માતાને પણ મારી નાંખે છે; પણ તે મરી ગયા હોય તો તો વાર નહિ લગાડતાં તેને તુરત કાપી નાંખવો; કેમકે મરી ગયેલ ગર્ભ બહુવાર પેટમાં રહે તો બહુ ખાધેલા અન્નની પેઠે તે માતાને મારી નાંખે છે.

## ગર્ભને કાપવાની રીતિ.

यद्यदङ्गं हि गर्भस्य योनौ सक्तं तु तद्भिषक् । सम्यक् विनिर्हरेच्छित्त्वा रक्षेन्नारीं प्रयत्नतः ॥ एवं निर्हृतशल्यां तु सिञ्चेदुष्णेन वारिणा । ततोऽभ्यक्तशरीराया योनौ स्नेहं विशारयेत् ॥ एवं मृद्वी भवेद्योनिस्तच्छूलं चोपशाम्यति ॥

ગર્ભનું જે જે અંગ યોનિમાં અટકી રહ્યું હોય તે તે અંગને વૈદ્યે સારી રીતે કાપીને કાઢી લેવું, અને પ્રયત્નથી સ્ત્રીનું રક્ષણ કરવું. ગર્ભને કાઢી નાંખ્યા પછી તે સ્ત્રીના શરીર ઊપર ગરમ પાણીનું સેચન કરવું. તે પછી શરીરે અભ્યંગ કરીને યોનિમાં ઘી નાંખવું, આથી યોનિ કોમળ થઇને શુળ પણ મટે છે.

## પ્રસવ પછીના રોગોની ચિકિત્સા.

तुम्बीपत्रं तथा लोध्रं समभागं प्रलेपयेत् । तेन लेपो भगे कार्यः शीघ्रं स्याद्योनिरक्षता ॥ पलाशोदुम्बरफलं तिलतैलसमन्वितम् । योनौ विलिप्तं मधुना गाढीकरणमुत्तमम् ॥ प्रसूता वनिता वृद्धकुक्षिह्रासाय संपिबेत् । प्रातर्मथितसंमिश्रां त्रिसप्ताहात्कणाजटाम् ॥

સમભાગે તુંબડીનાં પાન તથા લોદર લઇ સારી પેઠે વાટીને તેનો લેપ યોનિમાં કરવાથી યોનિનું ક્ષત તુરત મટી જાય છે.

ખાખરાનાં તથા ઊંબરાનાં ફળોને તલના તેલમાં વાટીને તેનો લેપ યોનિમાં કરવાથી યોનિ સારી પેઠે મજબુત થાય છે.

પ્રસવ પછી પેટ વધ્યું હોય તો તે બેસાડવા માટે એકવીશ દિવસ પછી

પ્રાતઃકાળમાં પીપરીમુળનું ચુર્ણ દહિંના ઘોળવામાં મેળવીને પીવું.

## ઓરપેટમાં રહી જવાથી થતા ઉપદ્રવો.

प्रसूताया न पतिता जठरादपरायदि तदा सा कुरुते शूलमाध्मानं वह्निमन्दताम् ॥

अपरा आम्बर इति लोके ॥

પ્રસવ થયા પછી ઓર બહાર ન પડી હોય તો તેથી શુળ, આફરો, અને મંદાગ્નિ થાય છે.

## પેટમાં રહી ગયેલી ઓરની ચિકિત્સા.

केशवेष्टितयाङ्गुल्या तस्याः कण्ठं प्रघर्षयेत्। निर्मोककटुकालाबुकृतवन्धनसर्षपैः॥ चूर्णितैः कटुतैलाक्तैर्धूपयेदभितो भगम्।

निर्मोकः सर्पकञ्चुकः। कृतुबन्धनं कोशातकः॥

लाङ्गलीमूलकल्केन पाणिपादतलानि हि। प्रलिम्पेत्सूतिका योषिदपरापातनाय वै ॥ हस्तं छिन्ननखं स्निग्धं सूता योनौ शनैः क्षिपेत्। अपरां तेन हस्तेन जनयित्री विनिर्हरेत् ॥ एवं निर्हृतशल्यां तां सिञ्चेदुष्णेन वारिणा । ततोऽभ्यक्तशरीरायाः योनौ स्नेहं निधापयेत् ॥

કેશોથી વીંટેલી આંગળીવડે તે સ્ત્રીના કંઠને ઘસવાથી, તથા સર્પની કાંચળી, કડવી તુંબડી, કડવી ઘીસોડી, તથા સર્ષપનું ચુર્ણ, સરસિયા તેલમાં ભીંજવીને તેની ધુમાડો યોનિની ચારેમેર દેવાથી ઓર તુરત પડી જાય છે.

સુવાવડીના હાથ તથા પગનાં તળિયાંઓ ઉપર કલગારીના મુળનો કલ્ક ચોપડવાથી ઓર તુરત પડી જાય છે.

સુયાણીએ પોતાના નખ ઊતરાવી નાંખીને હાથને ઘી ચોપડીને ધીરે ધીરે સુવાવડીની યોનિમાં નાંખીને હાથથી ઓર કાઢી લેવી.

એ રીતે ઓર કાઢયા પછી સુવાવડીની ઊપર ગરમ પાણી રેડવું, તથા પછી અભ્યંગ કરીને યોનિમાં ઘી નાંખવું.

## મક્કલનું નિદાન તથા લક્ષણ.

वनितायाः प्रसूतायाः वातो रूक्षेण वर्धितः। तीक्ष्णौष्णशोणितं रक्तं रुद्ध्वा व ग्रन्थि करोति हि ॥ नाभ्यधः पार्श्वयोर्वस्तौ बस्तिमूर्धनि वापि वा । ततश्च नाभौ बस्तौ च भवेच्छूलं तथोदरे॥ भवेत्पक्वाशयाध्मानं मूत्रसङ्गश्च जायते । एतद्भिषग्भिरुदितं मक्कलामयलक्षणम् ॥

રૂક્ષતાથી વધેલો સુવાવડી સ્ત્રીનો વાયુ તીક્ષ્ણતા તથા ઉષ્ણતાથી સુકાયલા લોહીને રોકીને નાભિની નીચે, પડખાંઓમાં, મુત્રાશયમાં અથવા તેની ઉપરના ભાગમાં ગાંઠ ઉત્પન્ન કરે છે; તેથી નાભિ, મુત્રાશય, તથા પેટમાં શુળ નીકળે છે; પક્વાશય ફુલી જાય છે. અને મુત્ર અટકી જાય છે. મક્કલ નામના રોગનાં એ લક્ષણો વૈદ્યોએ કહેલાં છે.

## મક્કલની ચિકિત્સા.

सुचूर्णितयवक्षारं पिबेत्कोष्णेन वारिणा। सर्पिषा वा पिबेन्नारी मक्कलस्य निवृत्तये॥ पिप्पली पिप्पलीमूलं मरिचं गजपिप्पली॥ नागरं चित्रकं चव्यं रेणुकैलाजमोदिकाः॥ सर्षपो हिङ्गु भार्ङ्गी च पाठेन्द्रयवजीरकाः॥ महानिम्बश्च मूर्वा च विषा तिक्ता विडङ्ग-

कम् ॥ पिप्पल्यादिर्गणो ह्येष कफमारुतनाशनः । क्वाथमेषां पिबेन्नारी लवणेन समन्वितम् ॥ गुल्मशूलज्वरहरं दीपनं चामपाचनम् । मक्कल्लशूलगुल्मघ्नं कफानिलहरं परम् ॥ त्रिकटुकचातुर्जातककुस्तुम्बुरुचूर्ण संयुक्तम् । खादेत् गुडं पुराणं नित्यं मक्कल्लदलनाय ॥

મક્કલ્લની નિવૃત્તિ માટે સુવાવડીએ જવખારનું ઝીણું ચૂર્ણ ગરમ પાણી અથવા ઘીની સાથે પીવું.

## પિપ્પલ્યાદિગણ ક્વાથ.

પીપર, પીપરીમૂળ, મરી, ગજપીપર, સૂંઠ, ચિત્રક, ચવક, મેંદીનાં બીજ, એળચી, અજમોદ, સર્ષપ, હિંગ, ભારંગી, કાળીપાડ, ઇંદ્રજવ, જીરૂં, બકાન, પીલુડી, અતિવિષ, કડુ, અને વાવડીંગનો પિપ્પલ્યાદિગણ નામનો ક્વાથ સૈંધવ નાંખીને પીવાથી ગુલ્મ, શૂળ, જ્વર, મક્કલ, મક્કલનું શૂળ, તથા ગુલ્મ, કફ, અને વાયુ છેક મટી જાય છે; અગ્નિ પ્રદીપ્ત થઈ આમનું પાચન પણ થાય છે.

સૂંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એળચી, નાગકેશર, અને ધાણાનું ચુર્ણ જૂના ગોળમાં મેળવીને નિત્ય ખાવાથી મક્કલ મટી જાય છે.

## સુવાવડીને હિતકારી પદાર્થો.

प्रसूता युक्तमाहारं विहारं च समाचरेत्। व्यायामं मैथुनं क्रोधं शीतसेवां च वर्जयेत् ॥ मिथ्याचारात्सूतिकाया यो व्याधिरुपजायते । स कृच्छ्रसाध्योऽसाध्यो वा भवेत्तत्पथ्यमाचरेत् ॥



સુવાવડીએ આહાર વિહાર યોગ્ય કરવાં; પરિશ્રમ, મૈથુન, ક્રોધ, તથા શીતળ પદાર્થોનો ત્યાગ કરવો. મિથ્યા આહાર વિહારાદિ કરવાથી સુવાવડીને થતા વ્યાધિઓ કષ્ટસાધ્ય કે અસાધ્ય પણ થઇ પડે છે; માટે સુવાવડીએ પથ્યજ કરવું.

## સુવારોગનું નિદાન.

मिथ्योपचारात्संक्लेशाद्विषमाजीर्णभोजनात् । सूतिकायास्तु ये रोगा जायन्ते दारुणाश्च ते ॥

मिथ्योपचारादनुचिताचरणात् । प्रवातादिसेवनात् संक्लेशात् उत्क्लेश्यन्ते दोषा अनेनेति संक्लेशो दोषजनकमात्रं तस्मात् । दारुणाः कष्टसाध्याः ॥

અત્યંત પવનવાળી જગેના સેવન વગેરે અયોગ્ય આચરણથી દોષો પ્રકોપ પામે એમ કરવાથી, વિષમ ભોજનથી, અને અજીર્ણથી સુવાવડીને કષ્ટસાધ્ય રોગો ઉત્પન્ન થાય છે.

## સુવા રોગોનાં નામો.

अङ्गमर्दो ज्वरः कासः पिपासा गुरुगात्रता । शोथः शूलातिसारौ च सूतिकारोगलक्षणम् ॥

एतेऽङ्गमर्दादयः प्रायेण सूतिकायाः भवन्ति सुतिकारोगत्वेन लक्ष्यन्ते ॥

અંગભંગ, જ્વર, ઉધરસ, તરશ, ગાત્રોનું ભારેપણું, સોજો, શુળ, અને અતિસાર, એ રોગો ઘણું કરીને સુવાવડીને થાય છે, તેઓ સુતિકા રોગ કહેવાય છે.

## જ્વરાદિ રોગોનું બીજું નિદાન.

ज्वरातीसारशोथाश्च शूलानाहबलक्षयाः

। तन्द्राऽरुचिप्रसेकाद्या वातश्लेष्मसमुद्भवाः ॥ कृच्छ्रसाध्या हि ते रोगाः क्षीणमांसबलाश्रिताः । ते सर्वे सूतिकानाम्ना रोगास्ते चाप्युपद्रवाः ॥

सूतिकाभवत्वेन सूतिकानाम्ना ; ते रोगाः आश्रयाश्रितयोरभेदोपचारात् ते वाप्युपद्रवा इति । त एव ज्वरादयः । 'उक्तानां रोगाणामन्यतमं प्रधानीकृत्योपद्रवाश्च ॥

જ્વર, અતિસાર, સોજો, શુળ, પેડુનો આફરો, બલક્ષય, તંદ્રા, અરૂચિ, અને મોળ વગેરે રોગો સુવાવડીને માંસના તથા બળના ક્ષયથી થાય છે. આ સુતિકા રોગ કહેવાય છે, અને તે કષ્ટસાધ્ય થઇ પડે છે. આ રોગોમાં કોઇ રોગ મુખ્ય હોય છે, તો જ્વરાદિક બીજા રોગો તેના ઉપદ્રવોરૂપે થાય છે.

## સુતિકા રોગોની ચિકિત્સા.

सूतिकारोगशान्त्यर्थं कुर्याद्वातहरीं क्रियाम् । दशमूलकृतं क्वाथं कोष्णं दद्याद् घृतान्वितम् । अमृता नागरसहचरभद्रोत्कटपञ्चमूलकं जलदम् । शृतशीतं मधुयुक्तं शमयत्यचिरेण सूतिकातङ्कम् ॥ देवदारु वचा कुष्ठं पिप्पली विश्वभेषजम् । भूनिम्बः कट्फलं मुस्तं तिक्ता धान्यं हरीतकी ॥ गजकृष्णा सदुःस्पर्शा गोक्षुरुर्धन्वयासकः । बृहत्यतिविषा छिन्ना कर्कटः कृष्णजीरकः ॥ समभागान्वितैरेतैः सिन्धुरामठसंयुतम् । काथमष्टावशेषं तु प्रसूतां पाययेत् स्त्रियम् ॥ शूलकासज्वरश्वासमूर्च्छाकम्पाशिरोर्तिभिः । युक्तं प्रलापतृड्दाहतन्द्रातीसारवान्तिभिः ॥ निहन्ति सूतिकारोगं वातपित्तकफोद्भवम् । कषायो देवदार्वादिः सूतायाः परमौषधम् ॥ देवदार्वादिः काथः ॥

जीरकं स्थूलजीरश्च शतपुष्पाद्वयं तथा । यवानी चाजमोदा च धान्यकं मेथिकापि च ॥ शुण्ठी कृष्णा कणामूलं चित्रकं हपुषापि च । बदरीफलचूर्णं च कुष्टं कम्पिल्लकं तथा ॥ एतानि पलमात्राणि गुडं पलशतं मतम् । क्षीरप्रस्थद्वयं दद्यात्सर्पिषः कुडवं तथा ॥ पञ्चजीरकपाकोऽयं प्रसूतानां प्रशान्तये । युज्यते सूतिकारोगे योनिरोगे ज्वरे क्षये ॥ कासे श्वासे पाण्डुरोगे कार्श्ये वातामयेषु च ॥ पञ्चजीरकपाकः ॥

आज्यं स्यात्पलयुग्ममत्र पयसः प्रस्थद्वयं खण्डतः । पञ्चाशत्पलमत्र चूर्णितमथो प्रक्षिप्यते नागरम् । प्रस्थार्धं गुडवद्विपाच्य विधिना सुष्ठित्रयं धान्यकात् । मिश्याः पञ्चपलं पलं क्रिमिरिपोः साजाजिरादपि ॥ व्योषप्रमोददलोरगेन्द्रसुमनस्त्वग्द्राविडीनां पलं । पक्वं नागरखण्डसंज्ञकमिदं तत्सूतिकारोगहृत् । तृट्छर्दिज्वरदाहशोषशमनं सश्वासकासापहं । प्लीहव्याधिविनाशनं क्रिमिहरं मन्दाग्निसन्दीपनम् ॥

दलं पत्रकम् । उरगेन्द्रसुमनः नागकेशरम् । द्राविडी सूक्ष्मैला । सौभाग्यशुण्ठी ॥

સુવારોગો ઉપર વાતહર ઉપચારો કરવા.

જરા જરા ગરમ દશમૂળનો ક્વાથ ઘી નાંખીને પીવાથી સુવારોગો મટી જાય છે.

## દેવદાર્વાદિ ક્વાથ.

દેવદાર, વજ, કઠ, પીપર, સુંઠ, કરિયાતું, કાયફળ, કડુ, ધાણા, હરડે, ગજપીપર, ભોરીંગણી, ધમાસો, ગોખરૂ, ઊભી ભોરીંગણી, અતિવિષ, ગળો, કાકડાશીંગી, અને કાળીજીરી સમભાગે લેઇ તેનો ક્વાથ કરી, આઠમા ભાગનું પાણી રહે તેમાં સેંધવ તથા હિંગ નાંખીને સુવાવડીને પાવાથી તેને શુળ, ઉધરસ, જ્વર, શ્વાસ, મૂર્છા, કંપ, માથાની પીડા, પ્રલાપ, તૃષા, દાહ, તંદ્રા, અતિસાર, અને ઉલટી સહિત વાયુ તથા કફના સુવા રોગો મટી જાય છે. આ દેવદાર્વાદિ ક્વાથ સુવાવડીને માટે મહૌષધ છે.

## પંચજીરકપાક.

જીરૂં, કલોંજીજીરૂં, સુવા, વરિયાળી, અજમો, અંજમોદ, ધાણા, મેથી, સુંઠ, પીપર, પીપરીમૂળ, ચિત્રક, પલાશી, બોરનું ચૂર્ણ, કઠ, અને કપીલો, એ દરેક ચાર ચાર તોલા; તથા ૪૦૦ તોલા ગોળ; ૧૨૮ તોલા દૂધ; અને ૧૬ તોલા ઘી; એ સર્વેને પકાવવાથી પંચજીરકપાક થાય છે. આ પાક સુવારોગો ઊપર, યોનિના રોગો ઊપર, જ્વર તથા ક્ષય અને ઉધરસ ઉપર, શ્વાસ અને પાંડુરોગ ઉપર તથા કૃશતા અને વાતરોગો ઊપર હિતકારી થાય છે.

## શોભાગ્યશુંઠી.

ઘી આઠ તોલા, દૂધ ૧૨૮ તોલા, અને ખાંડ ૨૦૦ તોલા, એ સર્વેને એકઠા કરી, તેમાં બત્રીસ તોલા સુંઠનું ચૂર્ણ નાંખવું. પછી તેને ગોળની પેઠે વિધિ પૂર્વક પકાવીને તેમાં બાર તોલા ધાણા, વીશ તોલા વરિયાળી, અને ચાર ચાર તોલા વાવડીંગ, ધોળું જીરૂં, સુંઠ, મરી, પીપર, મોથ, તમાલપત્ર, નાગકેશર, તજ, ઝીણી એળચી, નાંખીને રાખવું. આ સૌભાગ્ય શુંઠી સુવારોગો, તૃષા, ઉલટી, જ્વર, દાહ, શોષ, વમન, શ્વાસ, ઉધરસ, બરલનો રોગ, તથા કૃમિનો નાશ કરે છે; તથા મંદ થયેલ અગ્નિને પ્રદીપ્ત કરે છે.

## સુવાવડીએ પરહેજી રાખવાનો અવધિ.

सर्वतः परिशुद्धा स्यात्स्निग्धपथ्याल्पभोजना । स्वेदाभ्यङ्गपरा नित्यं भवेन्मासमतन्द्रिता ॥

सर्वतः परिशुद्धा निःसृताशेषदुष्टरुधिरा । अतन्द्रिता पथ्यादौ सावधाना ॥

प्रसुता सार्धमासान्ते दृष्टे वा पुनरार्तवे । सूतिका नाम हीना स्यादिति धन्वन्तरेर्मतम् ॥ ऊर्ध्वं चतुर्भ्यो मासेभ्यः परिहारं विवर्जयेत् ॥

સઘળું ખરાબ રક્ત નીકળી રહ્યા પછી સુવાવડી સ્ત્રીએ એક માસ સુધી સ્નિગ્ધ, પથ્ય, અને અલ્પ ભોજન કરવું; નિત્ય શેક તથા અભ્યંગ કરવો; અને પથ્ય માટે કાળજી રાખવી. દોઢ માસ પછી, અથવા ફરી રજોદર્શન થાય ત્યારે સ્ત્રીનું નામ "સુવાવડી" મટે છે, એમ ધન્વંતરિનો મત છે. ચાર માસ થાય ત્યાં સુધી કંઇ પણ ઉપદ્રવ નથી, એમ જણાય ત્યારે સુવાવડની પરહેજી મુકાવવી.

### (બીજા સ્ત્રી રોગો વિષે.)

## સ્તનના રોગની સંપ્રાપ્તિ.

सक्षीरौ वाप्यदुग्धौ वा दोषः प्राप्य स्त-

नां स्त्रियाः। रक्तं मांसं च सन्दूष्य स्तनरोगाय कल्प्यते ॥

अयं रोगः कन्यानां न भवति । यत आह सुश्रुतः 'धमन्यः संवृतद्वाराः कन्यानां स्तनसंश्रिताः । दोषाविसरणास्तासां न भवन्ति स्तनामयाः ।' दोषाविसरणाः संवृतद्वारत्वेन दोषाणामविसरणमसञ्चारो यासु ताः ।

तासामेव प्रसूतानां गर्भिणीनां च ताः पुनः । स्वभावादेव विवृता जायन्ते संस्रवन्त्यतः ॥

દૂધવાળા કે દૂધ વગરના સ્ત્રીના સ્તનોમાં રહીને દોષ રક્ત તથા માંસને દૂષિત કરી સ્તનરોગ ઉત્પન્ન કરે છે. એ રોગ કન્યાઓને થતો નથી, કેમકે સુશ્રુતે કહ્યું છે કે—"કન્યાઓના સ્તનોની ધમનીઓ બીડાયલા દ્વારોવાળી હોવાથી તેમાં દોષોનો સંચાર હોતો નથી, તેથી કન્યાઓને સ્તનરોગ થતો નથી. જેમને પ્રસવ થયો હોય, તેવી તથા ગર્ભવતી સ્ત્રીઓની ધમૂખઓ સ્વાભાવિક રીતે ખુલ્લી થાય છે, તેથી તેમાંથી સ્રાવ થાય છે.

## સ્તનરોગનાં લક્ષણો.

पञ्चानामपि तेषां तु हित्वा शोणितविद्रधिम् । लक्षणानि समानानि बाह्यविद्रधिलक्षणैः ॥

पञ्चानां वातपित्तकफसन्निपातागन्तुजानाम् । आगन्तुजस्तनरोगोऽभिघातेन शल्येन च बोद्धव्यः । रक्तजस्यासम्भवः स्वभावात् ॥

પાંચે પ્રકારના સ્તનરાગનાં લક્ષણો રક્ત પ્રકોપથી થયેલા વિદ્રધિ સિવાયના બહારના વિદ્રધિઓના જેવાંજ હોય છે.

આ ઉપરથી સમજાય છે કે વાત, પિત્ત, કફ, સંનિપાત, અને આગંતુક, એમ સ્તનરોગના પાંચ પ્રકારો છે. અભિઘાત કે શલ્યથી થયેલ સ્તનરોગ આગંતુક કહેવાય છે. રક્ત કોપથી સ્તનરોગ નથી થતો એવો તેનો સ્વભાવ છે.

## સ્તનરોગની ચિકિત્સા.

शोथं स्तनोत्थितमवेक्ष्य भिषग्विदध्याद्यद्विद्रधावभिहितं बहुधा विधानम् ॥ पित्तघ्नानि तु शीतानि द्रव्याण्यत्र प्रयोजयेत् । जलौकाभिर्हरेद्रक्तं न स्तनावुपनाहयेत् ॥

उपनाहयेत्स्वेदयेत् ॥

लेपो विशालामूलेन हन्ति पीडां स्तनोत्थिताम् । निशाकनककल्काभ्यां लेपः प्रोक्तस्तनार्तिहा ॥ विशाला इन्द्रवारुणी । कनकस्य धत्तूरस्य पत्रं ग्राह्यम् ॥

लेपान्निहन्ति मूलं वन्ध्याकर्कोटिसंभवं शीघ्रम् । निर्वाप्य तप्तलोहं सलिले तद्वा पिबेत्तत्र ॥ स्त्रीरोगाधिकारः ॥

સ્ત્રીના સ્તનોમાં સોજો દેખાય તો વિદ્રધિના પ્રકરણમાં કહેલા ઘણા ઘણા ઉપચારો વૈદ્યે કરવા. ગમેતેમ હોય તો પણ સ્તનોને શેક વગેરે સ્વેદન તો દેવું નહિજ.

સ્તનના રોગ ઉપર પિત્તહર શીતળ ઉપચારો કરવા, તથા જળો મુકીને લોહી કઢાવવું. સ્તનોને સ્વેદન તો કદી આપવુંજ નહિ.

ઇંદ્રવારૂણીનાં મુળનો લેપ કરવાથી સ્તનરોગ મટી જાય છે.

હળદર તથા ધંતુરાનાં પાનનો લેપ કરવાથી સ્તનની પીડા મટે છે.

તપાવેલા લોઢાને પાણીમાં ઠારીને તે પાણી પીવાથી સ્તનરોગો મટે છે.

વાંઝ કંટોલીના મુળનો લેપ કરવાથી પણ સ્તનની પીડા મટી જાય છે.

इति स्त्रीरोगाधिकार संपूर्ण.

## બાળકના રોગોનો અધિકાર.

**बालग्रहा अनाचारात्पीडयन्ति शिशुं यतः। तस्मात्तदुपसर्गेभ्यो रक्षेद्बालं प्रयत्नतः ॥**

અનાચારને લીધે બાળકને બાલગ્રહો પીડે છે. માટે બાલગ્રહોની પીડાથી બાળકોનું રક્ષણ કરવું જોઇએ.

### બાલગ્રહોનાં નામો.

**स्कन्दग्रहस्तु प्रथमः स्कन्दापस्मार एव च। शकुनी रेवती चैव पूतना चान्धपूतना ॥ पूतना शीतपूर्वा च तथैव मुखमण्डिका। नवमो नैगमेयश्च प्रोक्ता बालग्रहा अमी ॥**

સ્કંદ, સ્કંદાપસ્માર, શકુની, રેવતી, પૂતના, અંધપૂતના, શીતપૂતના, મુખમંડિકા, અને નૈગમેષ, એ રીતે નવ બાલગ્રહો છે.

### બાલગ્રહોની ઉત્પત્તિ.

**नव स्कन्दादयः प्रोक्ता बालानां ये ग्रहा अमी। श्रीमन्तो दिव्यवपुषो नारीपुरुषविग्रहाः ॥ एते स्कन्दस्य रक्षार्थं कृत्तिकोमाग्निशूलिभिः। सृष्टाः शरवनस्थस्य रक्षितस्य स्वतेजसा ॥ स्कन्दः सृष्टो भगवता देवेन त्रिपुरारिणा। बिभर्ति चापरां संज्ञां कुमार इति स ग्रहः ॥**

अयं हि कार्तिकेयादन्यः ॥

**स्कन्दापस्मारसंज्ञो यः सोऽग्निना तत्समद्युतिः। स च स्कन्दसखो नाम्ना विशाख इति चोच्यते ॥ ग्रहाः स्त्रीविग्रहा ये तु नानारूपाः प्रकीर्तिताः। गङ्गोमाकृत्तिकानां ते भागा राजसतामसाः ॥ नैगमेषस्तु पार्वत्या सृष्टो मेषाननो ग्रहः। कुमारधारी देवस्य गुहस्यात्मसमोऽस्ति वै ॥ ततो भगवता स्कन्दे सुरसेनापतौ कृते। उपतस्थुर्ग्रहा एते दीप्तशक्तिधरं गुहम् ॥ ऊचुः प्राञ्जलयश्चैनं वृत्तिर्नो दीयतामिति। तेषामर्थे ततः स्कन्दः शिवं देवमचोदयत् ॥ ततो ग्रहांस्तानुवाच भगवान्भगनेत्रहृत्। तैर्यग्योनं मानुषं च दैवं च त्रितयं जगत् ॥ परस्परोपकारेण वर्तते धार्यते तथा। देवा नरान्प्रीणयन्ति तैर्यग्योनींस्तथैव च ॥ यथाकालं प्रवृत्तैस्तु ऊष्मवर्षहिमानिलैः। इज्याञ्जलिनमस्कारैर्जपहोमैस्तथैव च ॥ सम्यक्प्रयुक्तैश्च नराः प्रीणयन्त्यपि देवताः। भागधेयविभक्तं च शेषं किञ्चिन्न विद्यते ॥ तद्युष्माकं शुभा वृत्तिर्बालेष्वेव भविष्यति।**

સ્કંદ વગેરે જે નવ બાલગ્રહો કહેવાય છે તેઓ સંપત્તિવાળા તથા દિવ્ય શરીરવાળા છે. કેટલાક સ્ત્રીરૂપી અને કેટલાક પુરૂષરૂપી છે. એ બાલગ્રહોને કાંસડાના વનમાં રહેલા અને સ્વાભાવિક તેજથીજ રક્ષણ પામેલા કાર્ત્તિકેયની રક્ષા

માટે કૃત્તિકા, પાર્વતી, અગ્નિ, અને શંકરે ઉત્પન્ન કરેલ છે. આમાંનો પહેલો સ્કંદ નામનો બાલગ્રહ છે તેને તો મહાદેવે પોતેજ ઉત્પન્ન કરેલ છે, અને તેનું બીજું નામ કુમાર છે. સ્કંદ અને કુમાર એ બંને નામો કાર્ત્તિકેયનાં પોતાનાં પણ છે, તો પણ એ બંને નામો વાળો બાલગ્રહ એથી જુદો પણ છે, એમ સમજવું.

સ્કંદાપસ્માર નામનો બાલગ્રહ અગ્નિએ ઉત્પન્ન કરેલ છે. તે અગ્નિ જેવી કાંતિવાળો તથા સ્કંદસખ અને વિશાખ એ નામોથી પણ ઓળખાય છે. શકુનીથી તે મુખમંડિકા સૂધીના બાલગ્રહો સ્ત્રીના દેહવાળા, અનેક રૂપોવાળા, તથા ગંગા, પાર્વતી, અને કૃત્તિકાના રજોગુણીતથા તમોગુણી ભાગોવાળા છે. નૈગમેષ બાલગ્રહને પાર્વતીએ ઉત્પન્ન કર્યો છે, તે ઘેટા જેવા મુખવાળો અને કાર્ત્તિકેયને બહુ પ્યારો છે.

જ્યારે શંકરે કાર્ત્તિકેયને દેવોના સેનાપતિ બનાવ્યા, ત્યારે આ સર્વ બાલગ્રહો પ્રદીપ્ત અંગોવાળા કાર્ત્તિકેયની સમીપમાં આવી ઊભા રહ્યા હતા, અને તેમણે કાર્ત્તિકેયને હાથ જોડીને કહ્યું કે—"અમને આજીવિકા આપો." ત્યારે કાર્ત્તિકેયે તેઓને માટે શંકર ભગવાનની પ્રાર્થના કરતાં મહાત્મા શંકરે એ સર્વ બાલગ્રહોને કહ્યું કે—"પશુ, પક્ષી, મનુષ્ય, અને દેવ જાતિમય આ જગત્ છે, તે પરસ્પરના ઉપકારથી વર્ત્તે છે તથા તેથીજ તે ટકી રહેલું છે. દેવતાઓ યોગ્ય સમયે ગરમી, વરસાદ, ટાઢ, પવન, વગેરે ઉત્પન્ન કરીને મનુષ્ય, તથા પશુપક્ષીઓને તૃપ્ત કરે છે; મનુષ્યો યજન, સ્તુતિ, નમસ્કાર, જપ, તથા હોમ, વગેરેથી દેવોને તૃપ્ત કરે છે; પશુપક્ષી વગેરે પોતાનાં દૂધ, માંસ, વગેરેથી દેવો તથા મનુષ્યોને તૃપ્ત કરે છે; અને પશુ પક્ષીઓને મનુષ્યો પણ પાલન વગેરેથી તૃપ્ત કરે છે. આ પ્રમાણે સર્વ વેંહેચાઈ ગયું છે અને તેથી કાંઇ બાકી રહ્યું નથી; માટે તમારી સારી રીતે આજીવિકા તો બાળકોની ઉપર ચાલશે."

## બાલગ્રહો બાળકોને પકડે છે તેનું કારણ.

कुलेषु येषु नेज्यन्ते देवाः पितर एव वा ब्राह्मणाः साधवो वापि गुरवोऽतिथयस्तथा ॥ निवृत्तशौचाचारेषु तथा कुत्सितवृत्तिषु ॥ निवृत्तभिक्षाबलिषु भग्नकांस्योपभोजिषु॥ तेषु बालांश्च तांस्तान् हि गृह्णीध्वमविशङ्किताः । तत्र वो विपुला वृत्तिः पूजा चैव भविष्यति ॥ एवं ग्रहाः समुत्पन्ना बालान् हिंसन्ति चाप्यतः।ग्रहोपसृष्टा बालाः स्युर्दुश्चिकित्स्यतमास्ततः ॥

ભગવાન્ શંકરે બાલગ્રહોને કહ્યું કે—"આમ છે, માટે જે કુળોમાં દેવો, પિતૃઓ, વિપ્રો, સાધુઓ, ગુરૂઓ, અને અતિથિઓનું પૂજન થતું ન હોય, તથા જે કુળો અપવિત્ર તથા આચારથી રહિત હોય, કુત્સિત વૃત્તિઓવાળાં હોય, કોઇને ભિક્ષા કે બલિદાન આપતાં ન હોય, અને ભાંગેલાં કાંસાનાં વાસણમાં જમતાં હોય, તે કુલોનાં બાળકોને તમે નિઃશંક પણે પકડજો, એટલે તેથી તમારી મોટી આજીવિકા ચાલશે, અને તમે પૂજન પ-

થ પામશો." આ રીતે બાલગ્રહોની ઉત્પત્તિ છે, તથા તેથીજ તેઓ બાળકોને પીડે છે, માટે જેને બાલગ્રહો વળગ્યા હોય તે બાળકોની ચિકિત્સા કરવી બહુ કઠણ થઈ પડે છે.

## બાલગ્રહોના વળગાડનું સામાન્ય લક્ષણ.

क्षणादुद्विजते बालः क्षणात्त्रस्यति रोदिति । नखैर्दन्तैर्दारयति धात्रीमात्मानमेव च ॥ ऊर्ध्वं निरीक्षते दन्तान्खादेत्कूजति जृम्भते । भ्रुवौ क्षिपति दन्तौष्ठं फेनं वमति चासकृत् ॥ क्षामोऽतिनिशि जागर्ति शूनाङ्गो भिन्नविट्स्वरः । मत्स्यशोणितगन्धश्च न चाश्नाति यथा पुरा ॥ दुर्बलो मलिनाङ्गश्च नष्टसंज्ञोऽपि जायते । सामान्यग्रहजुष्टस्य लक्षणं समुदाहृतम् ॥

બાળક ક્ષણમાત્રમાં ઉદ્વેગ પામી રડવા લાગે, નખ તથા દાંતોથી પોતાને તથા માતાને તોડવા લાગે, ઊંચે જોઈ દાંતો કરડે, કણુકણે, બગાસાં ખાય, ભ્રમરોના ચાળાકરે, હોઠ કરડે, વારંવાર ફીણવાળી ઉલટી કરે, દુબળું થાય, રાતે જાગ્યા કરે, શરીરમાં સોજા તથા ઝાડો પાતળો થાય, સ્વર નબળો થાય, માછલાં તથા લોહી જેવું ગંધાય, પ્રથમની પેઠે ખાય નહિ, નબળાઇ આવે, અંગો મેલાં થાય તથા બેભાન થાય, એ સર્વ બાલગ્રહોના વળગાડનાં સાધારણ લક્ષણો છે.

## બાલગ્રહોના વળગાડનાં વિશેષ લક્ષણ.

शूनाक्षः क्षतजसगन्धकः स्तनद्विट् वक्रास्यो हतचलितैकपक्ष्मनेत्रः । उद्विग्नः ससलिलचक्षुरल्परोदी स्कन्दार्तो भवति च गाढमुष्टिवर्चाः ॥ निःसंज्ञो भवति पुनर्लभेत संज्ञां संस्तब्धः करचरणैश्च नृत्यतीव । विण्मूत्रे सृजति चिरेण जृम्भमाणः फेनं वा सृजति च तत्सखाभिजुष्टः ॥

तत्सखाभिजुष्टः स्कन्दापस्मारयुक्तः ॥

त्रस्ताङ्गो भयचकितो विहङ्गगन्धः सास्रावव्रणपरिपीडितः समन्तात् । स्फोटैश्च प्रचिततनुः सदाहपाकैर्विज्ञेयो भवति शिशुः क्षतः शकुन्या ॥ रक्तास्यो हरितमलोऽतिपाण्डुदेहः श्यावो वा ज्वरमुखपाकवेदनार्तः । मृद्नाति व्यथिततनुश्च कर्णनासं रेवत्या भृशमभिपीडितः कुमारः ॥ त्रस्ताङ्गः स्वपिति सुखं दिवा न रात्रौ विड् भिन्नं विसृजति काकतुल्यगन्धः । छर्द्यार्तो हृषिततनूरुहः कुमारस्तृष्णालुर्भवति च पूतनागृहीतः ॥ योद्वेष्टि स्तनमतिसारकासहिक्काच्छर्दीभिर्ज्वरसहिताभिरर्द्यमानः । दुर्वर्णः सततमधःशयोऽम्लगन्धिस्तं ब्रूयुर्ननु भिषजोथ पुतनार्तम् ॥ आक्रन्दत्यभिचकितं सुवेपमानः संलीनो भवति तथान्त्रकूजयुक्तः । विस्राङ्गो भृशमतिसार्यते च दस्तं संब्रूयाद्भिषगथ शीतपूतनार्तम् ॥ म्लानाङ्गः सरुचिरपाणिपादवक्त्रो बह्वाशी कलुषशिरावृतोदरो यः । स ज्ञेयः शिशुरथ वक्रमण्डिकार्तः सोद्वेगो भवति च मूत्रतुल्यगन्धिः ॥ यश्च फेनं वमति विनम्यते च मध्ये सोद्वेगो विहसति चोर्ध्वमीक्ष्यमाणः । कूजेच्च ज्व-

तमथो वसासृगन्धिर्निःसंज्ञो भवति स नैगमेषजुष्टः ॥

સ્કંદ નામનો બાલગ્રહ વળગે છે તો નેત્ર સૂજેલાં, લોહી જેવો ગંધ, ધાવવાની અરૂચિ, વાકું મુખ, ખરાબ તથા ચલિત એક પાંપણવાળું નેત્ર, ઉદ્વેગ, નેત્રોમાં પાણી, થોડું રડવું, મજબૂત મૂઠી વાળવી, અને કઠણ વિષ્ટા, એટલું તે બાળકને થાય છે. સ્કંદાપસ્માર વળગે છે તો બાળક બેભાન થઇને વળી ભાનવાળું થાય છે, અક્કડ તથા હાથ પગથી નાચતો હોય તેમ થાય છે, વિષ્ટા મૂત્ર કર્યા કરે છે, ઘણીવારે બગાસું ખાય છે, અથવા મુખમાં ફીણો આવે છે.

શકુનીના વળગાડથી બાળકનું અંગ શિથિલ થાય છે, ભયથી ચકિત રહે છે, પક્ષી જેવો ગંધાય છે, ચારેમેર સ્રાવવાળાં વ્રણોથી પીડાય છે, અને શરીરમાં દાહવાળા પાંકેલા ફોલ્લાઓ થાય છે.

રેવતીની પીડાથી બાળક રાતા મુખવાળો, લીલીવિષ્ટાવાળો, બહુજ પીંગળા કે કાળાશવાળા શરીરનો, જ્વર તથા મુખપાકવાળો, અને શરીરની પીડાથી કાન તથા નાક તોડયા કરનાર થાય છે. પૂતના વળગે છે તો અંગોની શિથિલતા તથા રાત દિવસ નિદ્રાનો નાશ થાય છે. ઝાડો પાતળો, ગંધ કાગડા જેવો, ઉલટી, રોમોદ્‌ગમ, અને વારંવાર તરશ લાગ્યા કરે છે. અંધપૂતનાના વળગાડથી ધાવવાની અરુચિ થાય છે; જ્વર, અતિસાર, ઉધરસ, હેડકી, તથા ઉલટી થાય છે, ખરાબ વર્ણ થઇ જાય છે, ઉંધો સૂઈ રહે છે, અને લોહીના જેવા ગંધવાળો થાય છે. બાળક ચીસો પાડયા કરે, વારંવાર ભયથી ધ્રૂજે, તાણ થાય, આંતરડાંમાં અવાજ થાય, અને દુર્ગંધ મારે, અને વારંવાર પાતળો ઝાડો આવ્યા કરે. તો વૈદ્યે તેને શીતપૂતનાને વળગાડ જાણવો. બાળકનાં અંગોમાં ગ્લાનિ થાય; હાથ, પગ, તથા મુખમાંથી લોહી પડે ઉદ્વેગ થાય; બહુ ખાધા કરે; પેટ ઉપર મલીન નસો દેખાય; અને શરીર મૂત્ર જેવું ગંધાયા કરે; તો તેને મુખમંડિકાને વળગાડ જાણવો. ફીણ વગરની ઉલટી થયા કરે, કમરેથી વળી જાય, ઉદ્વેગ થાય ઊંચે જોઇ હસ્યા કરે, બહુ કણકણ્યા કરે શરીર ચરબી તથા લોહી જેવું ગંધાય અને બેભાની થાય, તો તે બાળકને નૈગમેષનો વળગાડ થયો જાણવો.

## વળગાડની સામાન્ય ચિકિત્સા.

सहामुण्डितिकोदीच्यक्वाथस्नानं ग्रहापहम् ॥ सहा माषपर्णी ॥

सप्तच्छदामयनिशा चन्दनैश्चानुलेपनम् । सर्पत्वग्लशुनं मूर्वा सर्षपारिष्टपल्लवाः ॥ विडालविडजालोम मेषशृङ्गी वचा मधु । धूपः शिशोर्ज्वरघ्नोऽयमशेषग्रहनाशनः ॥ बाला शान्तीष्टकर्माणि कार्याणि ग्रहशान्तये । वचा कुष्ठं तथा ब्राह्मी सिद्धार्थकमथापि च ॥ सारिवा सैन्धवं चैव पिप्पली घृतमष्टमम् । सिद्धं घृतमिदं मेध्यं पिबेत्मातर्दिने दिने ॥ दृढस्मृतिः क्षिप्रमेधाः कुमारो बुद्धिमान्भवेत् ॥ न पिशाचा न रक्षांसि न भूता न च मातरः । नै भवन्ति कुमाराणां पिबतामष्टमङ्गलम् ॥

अष्टमङ्गलं घृतम् ॥

જંગલી અડદ, ગેરખમુંડી, અને વાળાના ક્વાથથી બાળકને ન્હવરાવવાથી; અને સાત્વિન, કઠ, હળદર, અને ચંદનનો લેપ કરવાથી બાલગ્રહોનો વળગાડ મટીજાયછે.

સપની કાંચળી, લસણ, પીલુડી, ઘી, લીમડાનાં પાન, બિલાડીની વિષ્ટા, બકરીનાં રૂવાડાં, મરડાશીંગી, વજ, અને મધ એઓની ધુમાડી દેવાથી બાળકનો તાવ ઉતરી જાય છે, અને સર્વ બાલગ્રહોનો વળગાડ મટી જાય છે.

બાલગ્રહોના નિવારણ માટે બાલશાંતિ અને પૂજનાદિક પણ કરવાં.

## અષ્ટમંગલ ઘૃત.

વજ, કઠ, બ્રાહ્મી, સર્ષપ, ઉપલસરી, સૈંધવ, અને પીપરના કલ્કથી પકાવેલ ઘી નિત્ય પ્રભાતમાં પીવાથી બાળકની સ્મરણશક્તિ દૃઢ અને મતિ તુરત ગ્રહણ કરનારી થાય છે, અને તે બહુ વિચક્ષણ થાય છે. આ ઘી પીનારા બાળકને પિશાચો, રાક્ષસો, ભૂતો, કે માતૃઓ નડતાં નથી

## વળગાડની વિશેષ ચિકિત્સા.

स्कन्दग्रहोपसृष्टस्य कुमारस्य प्रशान्तये। वातघ्नद्रुमपत्राणां क्वाथेन परिषेचनम् ॥ देवदारुणि रास्नायां मधुरेषु गणेषु च । सिद्धं सर्पिश्च सक्षीरं पातुमस्मै प्रदापयेत् ॥ सर्षपाः सर्पनिर्मोको वचा काकादनी घृतम् । उष्ट्राजाविगवां चापि रोमाण्युद्धूपनं भवेत् ॥ काकादनी श्वेतगुञ्जा ॥

सोमवल्लीमिन्द्रवल्लीं वन्दाकां बिल्वजं शमीम् । मृगादन्याश्च मूलानि ग्रथितानि त्रिधारयेत् ॥

सोमवल्लीं सोमलताम् । इन्द्रवल्लीं ककुभवृक्षम् । मृगादनीं इन्द्रवारुणीम् ॥

रक्तानि माल्यानि तथा पताका रक्ताश्च गन्धा विविधाश्च भक्ष्याः । घण्टा च देवाय बलिर्निवेद्यः सकुक्कुटः स्कन्दगृहे हिताय ॥ स्नानं त्रिरात्रं निशि चत्वरेषु कुर्यात्पुरं शालियवैर्नवैश्च ॥ गायत्रिपूताभिरथाद्भिरग्निं प्रज्वालयेदाहुतिभिश्च धीमान ॥ रक्षामतः प्रवक्ष्यामि बालानां पापनाशिनीम् । अहन्यहनि कर्तव्या या भिषग्भिरतन्द्रितैः ॥ तपसां तेजसां चैव यशसां वपुषां तथा । निधानं योऽव्ययो देवः स ते स्कन्दः प्रसीदतु ॥ ग्रहसेनापतिर्देवो देवसेनापतिर्विभुः । देवसेनारिपुहरः पातु त्वां भगवान् गुहः ॥ देवदेवस्य महतः पावकस्य च यः सुतः । गङ्गोमाकृत्तिकानां च स ते शर्म प्रयच्छतु ॥ रक्तमाल्याम्बरधरो रक्तचन्दनभूषितः । रक्तदिव्यवपुर्देवः पातु त्वां क्रौञ्चसूदनः ॥

સ્કંદ—સ્કંદ વળગ્યો હોય તે બાળકના શરીર ઉપર શાંતિ માટે એરંડાનાં પાનનો ક્વાથ સીંચવો; અને દેવદાર, રાસ્ના, જીવનીયગણ, એમના કલ્કથી પકાવેલ ઘી દૂધમાં પાવું; તેમજ સર્ષપ, સર્પની કાંચળી, વજ, ધોળી ચણોઠી, ઘી, ઉંટ તથા બકરીનાં રૂંવાડાં, અને ગાડરનાં રૂવાડાંની ધુમાડી દેવી.

સોમવલ્લી, ઇંદ્રજવનું ઝાડ, બીલી, અન્યવૃક્ષ, ખીજડી, અને ઇંદ્રિવારૂણીનાં મૂળને એક દોરેથી બાંધીને બાળકને શરીરે તે બાંધવું.

બાળકના હિતને માટે સ્કંદના મંદિરમાં રાતાં પુષ્પોના શણગાર કરવા; રાતી પતાકાઓ, રાતાં ચંદનો, વિવિધ ભક્ષ્યો, ઘંટા દેવી તથા કૂકડાંના માંસનું બલિદાન, એ આપવાં; નવી શાળ તથા નવા જવ પાણીમાં નાંખીને તે પાણીને ગાયત્રી મંત્રથી મંત્રીને રાત્રે ચોવટામાં ત્રણ દિવસ સુધી બાળકને ન્હવરાવવું; તથા નવી શાળ અને નવા જવની આહુતિઓ અગ્નિમાં હોમવી.

હવે બાળકોની રક્ષાનો પ્રકાર કહું છું. એ રક્ષાથી પાપ નાશ પામે છે. આળસ નહિ રાખીને વૈદ્યોએ નિત્ય બાળક પાસે નીચેનો રક્ષાનો પાઠ ભણવો:—

"તપ, તેજ, યશ, તથા શરીર સામર્થ્યના ભંડારરૂપ દેવકાર્તિક સ્વામી પ્રસન્ન થજો. ગ્રહોની સેનાના પતિ, અને દેવોની સેનાના પતિ તથા શત્રુઓને હણનારા, વ્યાપક અને મહા સમર્થ દેવકાર્તિક સ્વામી મહાદેવ, અગ્નિ, ગંગા, પાર્વતી, અને કૃત્તિકાના પુત્ર છે, તે તારૂં શુભ કરજો. રાતાં પુષ્પો તથા રાતાં વસ્ત્રોને ધારણ કરનારા, રક્તચંદનથી શણગારેલા, અને દિવ્ય રક્ત દેહવાળા દેવકાર્તિકેય તારૂં રક્ષણ કરજો."

## સ્કંદાપસ્માર.

विल्वः शिरीषो गोलोमी सुरसादिश्च यो गणः । परिषेके प्रयोक्तव्यः स्कन्दापस्मारशान्तये ॥ गोलोमी श्वेतदूर्वा ॥

सुरसा श्वेतसुरसा पाठा फञ्जी फणिज्जकः । सौगन्धिकं भूस्तृणको राजिका श्वेतबर्बरी ॥ कट्फलं खरपुष्पा च कासमर्दश्च शल्लकी । विडङ्गमथ निर्गुण्डी कर्णिकार उदुम्बरः ॥ बला च काकमाची च तथा च विषमुष्टिका । कफकृमिहरः ख्यातः सुरसादिरयं गणः ॥

सुरसा कृष्णतुलसी । श्वेतसुरसा श्वेततुलसी । फञ्जी भार्ङ्गी । फणिज्जकः मरुवकः । सौगन्धिकं कह्लारं । भूस्तृणकः सुगन्धतृणं । अनेनैव नाम्ना गौडादौ प्रसिद्धः । खरपुष्पा वर्वरी । काशमर्दः कसौदी अने नैवनाम्ना प्रसिद्धः । विषमुष्टिः वका इति ॥

अष्टमूत्रविपक्कं च तैलमभ्यञ्जने हितम् ॥ गोऽजाविमहिषाश्वानां खरोष्ट्रकरिणां तथा । मूत्राष्टकमिति ख्यातं सर्वशास्त्रेषु सम्मतम् ॥ क्षीरीवृक्षकषायेण काकोल्यादिगणेन च । विपक्तव्यं ततः पश्चाद्दातव्यं पयसा सह ॥

काकोल्यादिगणेन कल्कीकृतेन घृतं पक्तव्यम् ॥

काकोली क्षीरकाकोली जीवकर्षभकौ तथा । ऋद्धिर्वृद्धिस्तथामेदा महामेदा गुडूचिका ॥ मुद्गपर्णी माषपर्णी पद्मकं वंशलोचना । शृङ्गी प्रपौण्डरीकं च जीवन्ती मधुयष्टिका ॥ द्राक्षा चेति गणो नाम्ना काकोल्यादिरुदीरितः । स्तन्यकृद्बृंहणो वृष्यः पित्तरक्तानिलापहः ॥ उत्सादनं वचा हिङ्गुयुक्तमत्र प्रकीर्तितम् । गृध्रोलूकपुरीषाणि केशा हस्तिनखो घृतम् ॥ वृषभस्य च रोमाणि योज्यान्युद्धूपने सदा । अनन्ता कुक्कुटीं बिम्बीं मर्कटीं चापि धारयेत् ॥

अनन्ता यवासा । कुक्कुटी शाल्मली ॥

पक्वान्यमानि मांसानि प्रसन्ना रुधिरं प-

यः मुद्गौदनो निवेद्यश्च स्कन्दापस्मारिणा वटे ॥ वटे वटतले बलिर्निवेद्य इत्यन्वयः ॥

चतुष्पथे कारयेच्च स्नानं तेन ततः पठेत्॥ तेन स्कन्दापस्मारिणा स्नानं कारयेदित्यन्वयः॥

स्कन्दापस्मारसंज्ञो यः स्कन्दस्य दयितः सखा । विशाखः स शिशोरस्य शिवायास्तु शुभाननः ॥

(૧). સ્કંદાપસ્મારની શાંતિ માટે બીલી, સરસડિયો, ધોળી પ્રો, અને નીચેના સુરસાદિગણ ક્વાથનું સેચન કરવું:—

## સુરસાદિગણ.

કાળી તથા ધોળી તુળસીઓ, કાળીપાડ, ભારંગી, મરવો, કલ્હારકમળ, ભૂસ્તૃણ, રાઇ, ધોળી જંગલી તુળસી, કાયફળ, રામતુળસી, કાસોંદરો, શલ્લકી, વાવડીંગ, નગડ, કણેર, ઊંબરો, ખપાટ, રાતીઅબેડી, અને બકાન; એ સુરસાદિગણ કહેવાય છે; તે કફ તથા કૃમિને મટાડે છે.

(૨). નીચેનાં આઠ મુત્રોથી પકાવેલ તેલનો બાળકના દેહને અભ્યંગ કરવાથી તે સ્કંદાપસ્મારમાં હિતકારી થાય છે:—

ગાય, બકરી, ગાડર, પાડો, ઘોડો, ગધેડો, ઊંટ, અને હાથી; એ આઠના મુત્રો છે. સર્વ શાસ્ત્રોમાં તેને મુત્રાષ્ટક કહે છે.

(૩). વડ આદિ ક્ષીરીવૃક્ષોનો કવાથ તથા નીચેના કાકોલ્યાદિગણના કલ્કથી પકાવેલ ઘી દૂધ સાથે બાળકને પાવાથી સ્કંદાપસ્માર, મટે છે:—

## કાકોલ્યાદિગણ.

કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, ઋષભક, ઋદ્ધિ, વૃદ્ધિ, મેદા, મહામેદા, ગળો, જંગલી મગ, જંગલી અડદ, પદ્મક, વંશલોચન, કાકડાશીંગી, પુંડરીક વૃક્ષ, ગળો, જેઠીમધ, અને દ્રાક્ષ, એ કાકોલ્યાદિગણ ધાવણ વધારનાર, ધાતુ પૌષ્ટિક, વાજીકરણ, તથા પિત્તહર, વાતહર, અને રક્તદોષહર છે.

(૪). વજ તથા હિંગના કલ્કથી બાળકનું શરીર ચોળવાથી સ્કંદાપસ્મારનો વળગાડ મટે છે.

(૫) ગીધ તથા ઘુવડની વિષ્ટા, કેશ, હાથીનો નખ, ઘી, અને બળદનાં કેવાડાંની ધુમાડી નિત્ય દેવાથી સ્કંદાપસ્મારની શાંતિ થાય છે.

(૬) જવાસો, શેમળો, કડવી ટીંડોરી, અને કરંજ ધારણ કરવાથી પણ સ્કંદાપસ્માર મટે છે.

(૭). સ્કંદાપસ્મારની શાંતિ માટે પકવાન્નો, માંસો, મદિરાની આછ, લોહી, દૂધ અને મગભાતનું બળિદાન વડની નીચે મુકવું.

(૮). સ્કંદાપસ્માર વાળા બાળકને ચોવટામાં નહવરાવીને તેની પાસે નીચેનો મંત્ર બોલવો.

"કાર્તિક સ્વામીનો સ્કંદાપસ્માર નામનો પ્રિયમિત્ર વિશાખ નામથી ઓળખાય છે. તથા સુંદર મુખવાળો છે, તે આ બાળકનું ભલું કરજો."

## શકુની.

शकुनीग्रहजुष्टस्य कार्यं वैद्येन जानता । वेतसाम्रकपित्थानां क्वाथेन परिषेचनम् ॥ ह्रीवेरे मधुकोशीरसारिवोत्पलपद्मकैः॥ लो

...ियङ्गुमञ्जिष्ठागैरिकैः प्रदिहेच्छिशुम् ॥

प्रदिहेत् लिम्पेत् । दिह्यादिति सिद्धे दिहेदिति रूपसिद्धिरार्षत्वात् ।

**स्कन्दग्रहोक्ता धूपाश्च हिता अत्र भवन्ति हि। स्कन्दापस्मारशमनं घृतमत्रापि पूजितम् ॥ शतावरी मृगैर्वारुनागदन्तीनिदिग्धिकाम् । लक्ष्मणां सहदेवीं च बृहतीं चापि धारयेत् ॥**

मृगैर्वारुः इन्द्रवारुणी । नागदन्ती नागहस्तीति लोके प्रसिद्धा ।

**तिलतण्डुलकं माल्यं हरितालं मनःशिला॥ बलिरेषां करञ्जे तु निवेद्यो नियतात्मना। निकटे च प्रयोक्तव्यं स्नानमस्य यथाविधि ॥ श्वेताशिरीषगन्धाख्ययोगुग्गुलुसर्षपैः । सिद्धमभ्यञ्जने तैलं कारयेत्पूर्वमेव तु । शकुनीग्रहशान्त्यर्थं प्रदेहं कारयेद्धितम् ॥ कुर्याच्च विविधां पूजां शकुन्याः कुसुमैः शुभैः। निकुम्भोक्तेन विधिना स्नापयेत्तं ततः पठेत् ॥**

निकुम्भः शिवस्य गणविशेषस्तेनोक्तेन विधिना॥

**अन्तरिक्षचरा देवी सर्वालङ्कारभूषिता। अधोमुखी सूक्ष्मतुण्डा शकुनी ते प्रसीदतु॥ दुर्दर्शना महाकाया पिङ्गाक्षी भैरवस्वरा। लम्बोदरी शङ्कुकर्णी शकुनी ते प्रसीदतु ॥**

(૧) શકુનીના વળગાડ ઉપર વિચક્ષણ વૈદ્યે નેતર, આંબો, અને કોઠના ક્વાથથી સેચન કરવું; તથા વાળો, જેઠીમધ, કાળોવાળો, ઉપલસરી, કમળ, પદ્મકાષ્ઠ, લોદર, ઘઉંલો, મજીઠ, અને સોનાગેરૂનો લેપ કરવો. (સંસ્કૃત વ્યાકરણની રીતે दिह् ધાતુ અદાદિ ગણનો હોવાથી તેના લિઙ્લકારનું રૂપ दिह्यात् થાય, પરંતુ અત્ર મુળશ્લોકમાં दिहेत् રૂપ કર્યું છે, તે વૈદિક પ્રક્રિયાથી કર્યું છે.)

(૨) સ્કંદગ્રહના ઉપચારોમાં જે જે ધુપો કહેલા છે તે સર્વ, તેમજ સ્કંદાપસ્માર ઉપર કહેલ ઘી શકુનીના વળગાડ માં પણ વપરાય છે.

(૩). શતાવરી, ઈંદ્રવારૂણી, નાગદમણી, ભોરીંગણી, ધોળીરીંગણી, ખપાટ, અને ઊભીભોરીંગણી, એમને ધારણ કરવાં.

(૪). વૈદ્યે સાવધ ચિત્તરાખીને તલ, ચોખા, ફુલ, હરતાળ, અને મણશીળનું કરંજના ઝાડ નીચે બલિદાન મુકવું, અને તેની સમીપમાં યથાવિધિ બાળકને સ્નાન કરાવવું.

પ્રથમજ ધોળી મ્રો, સરસડિયો, અજગંધ, દુધ, ગુગળ, અને સર્ષપના કલ્કથી પકાવેલાં તેલથી બાળકને ન્હવરાવીને પછી અભ્યંગ કરવો, તેથી શકુનીની શાંતિ થાય છે.

સુંદર પુષ્પોથી વિવિધ પ્રકારે શકુનીનું પૂજન કરીને પછી શંકરના નિકુંભ નામના ગણે કહેલા વિધિ પ્રમાણે બાળકને ન્હવરાવીને તેની પાસે નીચેનો પાઠ કરવો:—

"અંતરિક્ષમાં ફરનાર, સર્વ અલંકારોથી શણગારેલ, અને નીચાંતથા સુક્ષ્મ મુખવાળી દેવી શકુની તને પ્રસન્ન થાઓ; ભયંકર દેખાવની, મહાન્ કાયાવાળી, પીંગળાં અંગો વાળી, ભયંકર સ્વરવાળી, લાંબા પેટ વાળી, અને ખીલા જેવા કાનવાળી શકુની દેવી તને પ્રસન્ન થાઓ:"

## રેવતી.

**अश्वगन्धाजशृङ्गी च सारिवाथ पुनर्नवा। सहा विदारी ह्येतासां क्वाथेन परिषेचनम्॥**

अजशृङ्गी मेढाशृङ्गी । सहा सेवंती पुष्पजातिः ॥

**तैलमभ्यञ्जने कार्यं कुष्ठे सर्जरसे तथा। पलंकषायां नलदे तथा गौरकदम्बके ॥**

सर्जरसः राल: । पलङ्कषा गुग्गुलुः । नलदं लामज्जकम् उशीरवत्पीतच्छवि । गौरकदम्बकः हारिद्रकः हरदुआ कदम्ब इति लोके ।

**धवाश्वकर्णककुभशल्लकीतिन्दुकेषु च । काकोल्यादौ गणे चापि सिद्धं सर्पिः पिबेच्छिशुः ॥**

अश्वकर्णः साकू इति लोके प्रसिद्धः ।

**कुलत्थं शङ्खचूर्णं च प्रदेहः साश्वगन्धिकः । गृध्रोलूकपुरीषाणि यवा यवफलो घृतम् ॥ सन्ध्ययोरुभयोः कार्यमेतदुध्दूपनं शिशोः ।** यवफलो वंशाङ्कुरः

**शुक्लाः सुमनसो लाजाः पयः शाल्योदनं दधि ॥ बलिर्निवेद्यो गोतीर्थे रेवत्यै प्रयतात्मना ॥** गोतीर्थे गोष्ठे ॥

**स्नानं धात्रीकुमाराभ्यां सङ्गमे कारयेद्भिषक् ॥ नानाशस्त्रधरा देवी चित्रमाल्यानुलेपना । चलत्कुण्डलिनी श्यामा रेवती ते प्रसीदतु ॥ उपासते यां सततं देव्यो विविधभूषणाः । लम्बा कराला विनता तथैव बहुपुत्रिका ॥ रेवती शुष्कनासा च तुभ्यं देवी प्रसीदतु ।**

આસોંદ, મરડાશીંગી, ઉપલસરી, સાટોડી, ગુલાબ અને વિદારીકંદના ક્વાથનું સેચન કરવું. કઠ, રાળ, ગુગળ, લામજ્જક અને પીળા કદંબના કલ્કથી પકાવેલ તેલનો અભ્યંગ કરવો. ધાવડો, સાગ, ઇંદ્રજવ, શલ્લુકી, ટીંબરવો, અને કાકોલ્યાદિગણ, એ સર્વના કલ્કથી પકાવેલ ઘી પાવું. કળથી, શંખચૂર્ણ, અને આસોંદનો લેપ કરવો, ગીધ અને ઘુવડની ચરકો, જવ, વાંસના અંકુર, અને ઘીની ધુમાડી બંને સંધ્યા સમયે બાળકને દેવી. ધોળાં પુષ્પો, ચોખાની ધાણી, દૂધ, રાતા ચોખાનો ભાત, અને દહિંનું બલિદાન રેવતીને ગાયોના વાડામાં સાવધાનપણે વૈદ્યે આપવું. બે નદીના અથવા નદી અને સમુદ્રના સંગમમાં વૈદ્યે બાળકને અને તેની માતાને ન્હવરાવવાં, અને પછી પાઠ ભણવો કે–"વિવિધ શસ્ત્રો તથા પુષ્પોને ધારણ કરનાર, વિચિત્ર લેપો તથા ચલિત કુંડળોવાળી, અને શ્યામ વર્ણની રેવતી દેવી તને પ્રસન્ન થાઓ ! લાંબી, વિકાળ, ઘણા પુત્રોવાળી, સૂકાયલા નાક વાળી, અને વિવિધ ભૂષણો વાળી દેવીઓથી સર્વદા સેવાયલી રેવતી દેવી તને પ્રસન્ન થાઓ."

## પુતના.

**कपोतवङ्कारल्वोनाको वरुणः पारिभद्रकः। आस्फोता चैव योज्याः स्युर्बालानां परिषेचने ॥**

कपोतवङ्का ब्राह्मी । आस्फोताऽपराजिता ।

**नवा पयस्या गोलोमी हरितालं मनःशिला। कुष्ठसर्जरसश्चैव तैलार्थे कल्क इष्यते॥**

नवा पयस्या नूतना क्षीरविदारी । गोलोमी श्वेतदूर्वा ॥

हितं घृतं तुगाक्षीर्या संसिद्धं मधुकेऽपि च । कुष्टतालीसखदिराः स्पन्दनोऽर्जुन एव च । पनसः कुकुभश्चापि मज्जानो बदरस्य च । कुक्कुटास्थि घृतं चापि धूपनं सह सर्षपैः ॥

स्पन्दनः स्पन्दन इत्येवं नाम्ना प्रसिद्धः ।

काकादनी चित्रफला बिम्बी गुञ्जां च धारयेत् ।

काकादनी श्वेतगुञ्जा । चित्रफला बृहदिन्द्रवारुणी

मत्स्यौदनं बलिं दद्यात्कृशरां पललं तथा । शरावसंपुटे कृत्वा बलिं शून्ये गृहे हरेत् ॥ उत्सृष्टान्नाभिषिक्तस्य शिशोः स्नपनमिष्यते । कुष्टतालीसखदिरं चन्दनं स्पन्दनं तथा ॥ देवदारु वचा हिङ्गु कुष्टं गिरिकदम्बकम् । एला हरेणवश्चापि योज्या उद्धूपने सदा ॥ मलिनाम्बरसंवीता मलिना रूक्षमूर्धजा । शून्यागाराश्रया देवी दारकं पातु पूतना ॥

બ્રાહ્મી, અરલુ, ધાયવરણાં, લીમડો, અને ગરણીના ક્વાથથી બાળકને શરીરે સેચન કરવું.

તાજો વિદારીકંદ, ધોળી દ્રો, હરતાળ, મણશીળ, કંઠ અને રાળના કલ્કથી પકાવેલ તેલનો ઉપયોગ કરવો.

વંશલોચન અને જેઠીમધના કલ્કથી પકાવેલ ઘી પણ હિતકારી છે.

કઠ, તાલીસપત્ર, ખેર, અરલુ, આસોંદરો, ફણસ; ઇંદ્રજવ, બોરનો ગર્ભ, ઘી, અને સર્ષપની ધુમાડી દેવી.

ધોળી ચણોઠી, મોટી ઇંદ્રવારૂણી, કડવી તોલી, અને રાતી ચણોઠી અંગપર ધારણ કરવાં.

માછલાં, ભાત, તલની ખીચડી, અને માંસને કોડિયાંના સંપુટમાં રાખી ઉજડ ઘરમાં પૂતનાને બલિદાન આપવું.

ઉચ્છિષ્ઠ અન્નથી બાળકને લેપ કરીને ન્હવરાવવું.

કઠ, તાલીસપત્ર, ખેર, ચંદન, અરલૂ, દેવદાર, વજ, હિંગ, કઠ, પહાડી કદંબ, એળચી, અને હરેણુની હંમેશાં ધુમાડી દેવી.

બાળક પાસે પાઠ કરવો કે—"મેલાં વસ્રોવાળી, મેલી, રૂક્ષ કેશ વાળી, અને ઉજડ ઘરમાં રહેનારી પૂતના દેવી બાળકની રક્ષા કરજો."

## અંધપુતના.

तिक्तकद्रुमपत्राणां क्वाथः कार्योऽभिषेचने॥ निम्बः पटोलः क्षुद्रा च गुडूची वासकस्तथा । त्रिसर्पकुष्ठनुत्ख्यातो गणोऽयं पञ्चतिक्तकः ॥ पिप्पली पिप्पलीमूलं चित्रको मधुको मधु । शालिपर्णी बृहत्यौ च घृतार्थंच समाहरेत् ॥ सर्वगन्धैः प्रदेहश्च गात्रे चाक्ष्णोश्च शीतलैः ॥

सर्वगन्धैः कुङ्कुमागुरुकर्पूरकस्तूरीचन्दनैः सह । अक्ष्णोस्तु शीतलैः चन्दनकर्पूरैः । न तु कस्तूरीकुङ्कुमागुरुभिः तेषामुष्णत्वात् ।

पुरीषं कौक्कुटं केशाश्चर्म सर्पभवं तथा । जीर्णं चाभीक्ष्णशो वासो धूपनायोपकल्पयेत् ॥ कुक्कुटीं मर्कटीं बिम्बीमनन्तां चापि धारयेत् । मांसमामं तथा पक्वं शोणितं

च चतुष्पथे ॥ निवेद्यमन्तश्च गृहे शिशोः स्नपनमिष्यते। कराला पिङ्गला मुण्डा काषायाम्बरसंवृता ॥ देवि ! बालमिमं मीता रक्ष त्वमन्धपूतने ! ।

લીમડો, પરવળ, ભોરીંગણી, ગળો, અને અરડુસો, એ પંચતિક્તગણ કહેવાય છે, વિસર્પ અને કોઢને મટાડે છે. આ ગણના ક્વાથનું સેચન કરવું.

પીપર, પીપરીમૂળ, ચિત્રક, જેઠીમધ, મધ, સમેરવો, ઊભી ભોરીંગણી, અને બેઠી ભોરીંગણીના કલ્કથી પકાવેલ ઘી બાળકને પાવું. કેશર, અગરૂ, કપૂર, કસ્તુરી, અને ચંદનનું શરીરે લેપન કરવું, તથા નેત્રો ઊપર ચંદન તથા કપૂરનું લેપન કરવું. કેશર, કસ્તૂરી, અને અગરૂ ગરમ છે, માટે તેનું લેપન નેત્રો ઊપર કરવું નહિ. કુકડાંની ચરક, કેશ, સર્પની કાંચળી, અને જુનાં લુગડાંની ધુમાડી વારંવાર દેવી. શેમળો, કરંજ, કડવી ઘોલી, અને જવાસો ધારણ કરવાં. કાચા તથા પાકા માંસનું અને રક્તનું બલિદાન ચોવટામાં મૂકવું. અંદરના ઘરમાં બાળકને ન્હવરાવીને પાઠ કરવો કે—“હે અંધપૂતના દેવી, વિકરાળ અને પીંગળા વર્ણવાળી તું માથે મુંડી તથા ભગવાં વસ્ત્રોવાળી છે, તે પ્રસન્ન થઇને આ બાળકની રક્ષા કરજે ”

## શીતપુતના.

गोमूत्रं बाश्वमूत्रं च मुस्तां चामरदारु चा कुष्टं च सर्वगन्धांश्च तैलार्थमवधारयेत्॥

सर्वगन्धान् चन्दनादीन् ॥

रोहिणीनिम्बखदिरपलाशककुभत्वचः । निःकाथ्य तस्मिन्निःक्वाथे सक्षीरे विपचेद् घृतम् ॥ गृध्रोलूकपुरीषाणि बस्तगन्धापहित्वचम् । निम्बपत्राणि च तथा धूपनार्थं समाहरेत् ॥ धारयेदपि गुञ्जां च बलां काकादनीं तथा । नद्यांमुद्गौदनैश्चापि तर्पयेच्छीतपूतनाम् ॥ जलाशयान्ते बालस्य स्नपनं चोपदिश्यते ।

जलाशयान्ते जलाशयतीरे ॥

देव्यै देयश्चोपहारो वारुणी रुधिरं तथा । मुद्गौदनाशिनी देवी सुराशोणितपायिनी ॥ जलाशयरता नित्यं पातुत्वा शीतपूतना ॥

ગોમુત્ર, ઘોડાનુંમૂત્ર, મોથ, દેવદાર, કઠ, કેશર, અગર, કસ્તુરી, કપૂર, અને ચંદનથી પકાવેલ તેલનો અભ્યંગ બાળકને કરવો. કડુ, લીમડો, ખેર, ખાખરો, અને કડાછાલ્યના ક્વાથમાં દૂધ સહિત પકાવેલ ઘી બાળકને પાવું. ગીધ તથા ઘુવડની ચરકો, તલવણી, સર્પની કાંચળી, અને લીમડાનાં પાન એઓની ધુમાડી દેવી. ધોળી તથા રાતી ચણોઠી અને ખપાટ ધારણ કરવી. મગ ચોખાથી નદીમાં શીતપુતનાને તૃપ્ત કરવી. જળાશયને કિનારે બાળકને ન્હવરાવવું. શીતપૂતનાને રક્ત તથા મદિરા ચઢાવવાં, તથા બાળકની પાસે પાઠ બોલવો કે—“મગભાત ખાનારી, રક્ત અને મદ્ય પીનારી, અને જળાશયમાં રહેનારી શીતપુતના દેવી હંમેશાં તારી રક્ષા કરજો ! ”

## મુખમંડિકા.

कपित्थं बिल्वतर्कारी वासा गन्धर्वहस्त-

कः । कुबेराक्षी च योज्याः स्युस्त्रीतानां परिषेचने ॥

तर्कारी गणियार इति लोके । गन्धर्वहस्तकः श्वेत एरण्डः । कुबेराक्षी पाडरि इति लोके ॥

स्वरसैर्भृङ्गवृक्षाणां तथैव हयगन्धया । तैलं वसां च संयोज्य पचेदभ्यञ्जनं शिशोः ॥

भृङ्गवृक्षः भेगरा इति लोके ॥

वचा सर्जरसः कुष्ठं सर्पिश्चोद्धूपने हितम् । वर्णकं चूर्णकं माल्यमञ्जनं पारदं तथा ॥ मनःशिलां चोपहरेद्गोष्ठमध्ये बलिं ततः । पायसं सपुरोडाशं तद्भक्त्यर्थमुपाहरेत् ॥ मन्त्रपूताभिरद्भिश्च तत्रैव स्नानं हितम् । अलङ्कृता कामवती सुभगा कामरूपिणी । गोष्ठमध्यालया मातु पातु त्वां मुखमण्डिका ॥

કોઠ, બીલી, અરણી, અરડુસી, શ્વેત એરંડો, અને કાંકચના ક્વાથથી બાળક ઉપર સેચન કરવું. ભાંગરાના સ્વરસમાં આસોંદના કલ્કથી ચરબી સાથે તેલ પકાવી તેનો અભ્યંગ બાળકને કરાવવો. વજ, રાળ, કઠ, અને ઘીની ધુમાડી દેવી. ગુલાલ, હિંગળો, પુષ્પ, આંજણ, પારો, મણશીલ, એમનું અર્પણ મુખમંડિકાને ગાયોના વાડામાં કરી દૂધ તથા પુરોડાશનું બળિદાન દેવું, પછી નીચેના મંત્રથી મંત્રિત પાણીથી એજ સ્થળમાં બાળકને ન્હવરાવવું, તે હિતકારી છે.

"શણગારેલી, કામના વાળી, રૂપાળી, યથેષ્ટ રૂપો ધારણ કરનારી, અને ગાયોના વાડામાં રહેનારી મુખમંડિકા દેવી તારી રક્ષા કરજો."

## નૈગમેષ.

बिल्वाग्निमन्थपूतीकैः कार्यं स्यात्परिषेचनम् ॥ पूतिकः घोराकरंजः ॥

प्रियङ्गुसरलानन्ताशतपुष्पाकुटन्नटैः । पचेत्तैलं सगोमूत्रं दधिमस्त्वम्लकाञ्जिकैः ॥

कुटन्नटं वितुन्नकनाम्नो वृक्षविशेषस्य त्वक् गुडतजी इति लोके । मुस्ताकृतिः स्योनाकं वा॥

वचां वयस्यां जटिलां गोलोमीं चापि धारयेत् ॥

वयस्या आमलकी गुडूची वा । गोलोमी श्वेतवचा । जटिला जटामांसी ॥

उत्सादनं हितं चात्र स्कन्दापस्मारनाशनम् । मर्कटोलूकगृध्राणां पुरीषाणि प्रधूपनम् ॥ धूपः सुप्तजने कार्यो बालस्य हितमिच्छता । तिलतण्डुलकं माल्यं भक्ष्यांश्च विविधानपि ॥ कौमारभृत्ये मेषाय प्लक्षमूले निवेदयेत् ॥

कौमारभृत्ये बालरक्षायाम् । मेषाय नैगमेयग्रहाय ॥

अधस्तात् क्षीरवृक्षस्य स्नपनं चोपदिश्यते । अजाननश्चलाक्षिभ्रूः कामरूपी महायशाः ॥ बालं पालयिता देवो नैगमेयोऽभिरक्षतु ।

બીલી, અરણી, અને પુતિકરંજના ક્વાથનું બાળક ઉપર સેચન કરવું. ઘઉંલો, સરળ દેવદાર, ઉપલસરી, સૂવા, ભોંઆમલીની છાલ્ય અથવા અરડુ. દહિનો

મંડ; ખાટી કાંજી, અને ગોમુત્રથી પકાવેલ તેલનો અભ્યંગ કરવો. વજ, આમલી અથવાં ગળો, જટામાંસી, અને ધોળીવજ ધારણ કરવાં. સ્કંદાપસ્મારમાં જે ચોળવાનું કહેલું છે, તે ચોળવું, એ પણ હિતકારી છે. વાંદરાની વિષ્ટા, ઘુવડ તથા ગીધની ચરકો, એની ધુમાડી દેવી. આ ધુમાડી જ્યારે ઘરનાં સર્વ માણસો સૂઈ ગયાં હોય ત્યારે બાળકનું હિત ઇચ્છનારે આપવી. બાળકના હિતને અર્થે પીપરના થડમાં તલ, ચોખા, પુષ્પ, અને વિવિધ અન્નોનું બલિદાન દેવું, છીરવાળાં વૃક્ષોની નીચે બાળકને ન્હવરાવીને પાઠ કરવો કે-"બકરાના જેવા મુખવાળો, ઇચ્છા પ્રમાણે રૂપોને ધારણ કરનારો, બાળકનું રક્ષણ કરનારો, અને નેત્રો તથા ભ્રમરો ચલિત થયા કરે છે એવો, નૈગમેષ દેવ રક્ષણ કરો.'

## બાળરોગોનાં નિદાન તથા લક્ષણ

धात्र्यास्तु गुरुभिर्भोज्यैर्विषमैर्दोषलैस्तथा । दोषा देहे प्रकुप्यन्ति ततः स्तन्यं प्रदुष्यति ॥ मिथ्याहारविहारिण्या दुष्टा वातादयस्त्रयः । दूषयन्ति पयस्तेन जायन्ते व्याधयः शिशोः ॥ वातदुष्टं शिशुः स्तन्यं पिबन्वातगदातुरः । क्षामस्वरः कृशाङ्गः स्याद्बद्धविण्मूत्रमारुतः ॥ स्विन्नो भिन्नमलो बालः कामलापित्तरोगवान् । तृष्णालुरुष्णसर्वाङ्गः पित्तदुष्टं पयः पिबन् । श्लेष्मदुष्टं पिबन्क्षीरं लालालुः श्लेष्मरोगवान् ॥ निद्रार्दितो जडः शूनो वक्राक्षश्छर्दनः शिशुः ॥ ज्वराद्या व्याधयः सर्वे वक्ष्यन्ते महतां तु ये । बालानामपि ते तद्वज्ज्ञेया भिषगुत्तमैः ॥ बालानामेव ये रोगा भवन्ति महतां न च । तालुकण्टकमुख्यास्तानवधारय यत्नतः ॥

तालुमांसे कफः क्रुद्धः कुरुते तालुकण्टकम् । तेन तालुप्रदेशस्य निम्नता मूर्ध्नि जायते ॥ तालुपातास्तनद्वेषः कृच्छ्रात्पानं शकृद्द्रवम् । तृडक्षिकण्ठास्यरुजा ग्रीवादुर्धरता वमिः ॥

पानं स्तनस्य । शकृद्द्रवं द्रवरूपम् ॥

वीसर्पस्तु शिशोः प्राणनाशनः शीर्षबस्तिजः । पद्मवर्णो महापद्मरोगो दोषत्रयोद्भवः ॥ शङ्खाभ्यां हृदयं याति हृदयाच्च गुदं व्रजेत् ॥

पद्मवर्णः लोहितवर्णः । तत्र शीर्षजो वीसर्पः । शङ्खाभ्यां हृदयं याति हृदयाच्च गुदं व्रजेत् । एवं बस्तिजो गुदं याति । गुदतः हृदयं हृदयाच्छिरो याति इति बोद्धव्यम् ॥

कुकूणकं क्षीरदोषाच्छिशूनामेव वर्त्मनि जायते सरुजं नेत्रं कण्डूरं प्रस्रवेन्मुहुः ॥ शिशुः कुर्याल्ललाटाक्षिकूटनासाप्रघर्षणम् । शक्तो नार्कप्रभां द्रष्टुं न चाक्ष्युन्मीलनक्षमः ॥

कुकूणकं कोथुआहं इति लोके ॥

वातेनाध्मापिता नाभिः सरुजा तुण्डिरुच्यते ॥ बालस्य गुदपाकाख्यो व्याधिः पित्तेन जायते ॥

शकृन्मूत्रसमायुक्तेऽधौते पाने शिशोर्भवेत् । स्विन्ने चास्नाप्यमानस्य कण्डू रक्तकफोद्भवा ॥ ॥ कण्डूयनात्ततः क्षिप्रं स्फोटाः स्रावश्च जायते ॥ एकीभूतं व्रणं घोरं त

विद्यादहिपूतनम् ॥ स्विन्ने स्वेदिते ॥

स्निग्धा सवर्णा ग्रथिता नीरुजा मुद्गसन्निभा । कफवातोत्थिता ज्ञेया बालानामजगल्लिका ॥

ग्रथिता गुम्फितेव । मुद्गसन्निभा मुद्गाकृतिः॥

मातुः कुमारो गर्भिण्याःस्तन्यं प्रायः पिबन्नपि । कासाग्निसादवमथुतन्द्राकार्श्यारुचिभ्रमैः ॥ युज्यते कोष्ठवृद्ध्या च तमाहुः परिगर्भिकम्। रोगं परिभवाख्यं च तत्र युञ्जीत दीपनम् ॥

पिबन्नपीत्यपिशब्दादपिबन्नपि । परिगर्भिकः अहीडीति लोके। परिभवाख्यं परिभवेति नामान्तरम्॥

दन्तोद्भेदः शिशोः सर्वरोगाणां कारणं स्मृतम् । विशेषाज्ज्वरविड्भेदकासच्छर्दिशिरोरुजाम् ॥ अभिष्यन्दस्यपोथक्या विसर्पस्य च जायते ॥

कारणमित्यन्वयः ।पोथक्या वर्त्मरोगविशेषस्य॥

भारे, विषम, तथा दोषोने वधारनारां भोजनोथी माताना शरीरमां दोषो कोपे छे, तेथी धावणु दूषित थाय छे. अयोग्य आहार विहार करनारी स्त्रीना देहमां दूषित थयेला वातादि दोषो धावणुने दूषित करे छे, तेथी बाळकना शरीरमां रोगो थाय छे. वायुथी दूषित थयेलुं धावणु धावनार बाळकने वायुना रोगो, दुर्बळ स्वर, दुर्बळ अंगो, अने विष्टा, मूत्र तथा वायुनी अटकायत थाय छे. पित्तदोषवाळुं धावणु धावनार बाळकने परसेवो, पातळो झाडो,कमळो, पित्त रोगो, तृषा, अने सर्व अंगोमां गरमी थाय छे. कफथी दूषित धावणु धावनार बाळकने लाळ, कफरोगो, निद्रा, जडता, सोजा, वांकां नेत्रो, अने उलटी थाय छे. ज्वर वगेरे रोगो जेम म्होटांने थाय छे तेम बाळकने पण एज रीते थाय छे, एम महावैद्योए समजवुं. अत्र जे तालुकंटकादिरोगो बाळकनेज थाय छे अने म्होटांने नथी थता, ते विषे जे निरूपण करेलुं छे, ते सावधान थइने सांभळो.

### तालुकंटक ( गळुं पडवुं )नुं लक्षण

ताळवाना मांसमां कोपेल कफ तालुकंटक नामे रोगो उत्पन्न करे छे, आ रोगथी माथामां ताळवुं बेसी जाय छे. एथी धाववामां अरुचि थाय छे, मांडमांड धावे छे, दस्तपातळो थाय छे, तरश लागेछे, आंखो तथा कंठ अने मुखमां पीडा थाय छे, डोक स्थिर रहेती नथी, अने उलटी थाय छे.

### महापद्मनुं लक्षण:

बाळकने माथामां तथा मूत्राशयमां त्रणे दोषोना प्रकोथी प्राणनाशक राता रंगनो विसर्परोग थाय छे, ते महापद्म कहेवाय छे. माथामां थयेल विसर्प लमणांओमांथी हृदयमां जाय छे, अने त्यांथी गुदामां जाय छे: मूत्राशयमां थयेल विसर्प गुदामां जइने त्यांथी हृदयमां अने त्यांथी माथामां जाय छे. एम समजवुं:

### कुकुणकनुं लक्षण.

दोषोनी अल्पताथी बाळकनी पांपणमांज कुकुणकरोग थाय छे, तेथी नेत्रमां पीडा, चळ, अने स्राव थाय छे. अने आ रोगथी बाळक पोताना कपाळने नेत्रोना भागोने, अने नाकने चोळया करे

છે. તે સૂર્યનું તેજ જોઇ શકતો નથી અને નેત્ર ઉઘાડી શકતો નથી.

## તુંડીનું લક્ષણ.

વાયુથી ફૂલેલી નાભિમાં પીડા થાય છે, તે તુંડી કહેવાય છે.

## ગુદપાકનું લક્ષણ.

પિત્તથી બાળકની ગુદાપાકે છે, તેને ગુદપાક કહે છે.

## અહિપૂતનનું લક્ષણ.

વિષ્ટા મૂત્રવાળી બાળકની ગુદા બરોબર નહિ ધોવાયાથી, તથા પરસેવો થાય તો પણ નહિ ન્હવરાવવાથી, રૂધિર અને કફના પ્રકોપથી ચળ થાયછે, અને ખણવાથી તુરત ફોલ્લા અને સ્રાવ થાય છે. એ સર્વ પછી એકત્ર મળી જઈને ઘોર વ્રણ થઈ જાય છે, તે અહિપૂતન કહેવાય છે.

## અજગલ્લીનું લક્ષણ.

શરીર જેવા વર્ણવાળી, સ્નિગ્ધ, ગુંથાયલી હોય એવી, પીડા વગરની, અને મગ જેવી ફોડકીઓ બાળકના શરીરમાં કફ તથા વાયુના પ્રકોપથી થાય છે, તેને અજગલ્લિકા કહે છે.

## પરિગર્ભિકનું લક્ષણ.

ગર્ભવતી માતાનું ધાવણ બાળક ધાવેછે તો, અને ત્યારે ન ધાવતો હોય, તો પણ ઘણું કરીને તેને ઉધરસ, મંદાગ્નિ, વમન, તંદ્રા, કૃશતા, અરુચિ, ભ્રમ, અને કોઠાની વૃદ્ધિ થાય છે. એ રોગ પરિગર્ભિક અથવા પરિભવ કહેવાય છે. એમાં અગ્નિદીપનના ઉપાયો કરવા જોઇએ.

## દંતોદ્ભેદક રોગો.

બાળકને દાંત આવવાનો સમય સઘળા રોગોના કારણ રૂપ કહેવાય છે, અને વિશેષે કરીને જ્વર, પાતળો ઝાડો, ઉધરસ, ઉલટી, માથાની પીડા, ભરાઇ આવવું, પોથકી નામનો પાંપણનો રોગ, અને વિસર્પ થાય છે.

## બાલરોગોની ચિકિત્સા.

**भैषज्यं पूर्वमुद्दिष्टं महतां यज्ज्वरादिषु । तदेव कार्यं बालानां किंतु दाहादिकं विना ॥**

दाहादिकं विना अग्निदाहादिकं वमनविरेचनशिराव्यधादिकं विना । महाकष्टे चोत्पन्ने वमनविरेकाद्यपि दद्यात् । यत आह सुश्रुतः--'विरेकवस्तिवमनान्यृते कुर्याच्च नात्ययादिति' । अत्ययात् विनाशकरकष्टात् ऋते विना ॥

**त एव दोषा दूष्याश्च ज्वराद्या व्याधयश्च ते । अतस्तदेव भैषज्यं मात्रा तत्र कनीयसी ॥**

**विडङ्गफलमात्रं तु जातमात्रस्य भेषजम् । अनेनैव प्रमाणेन मासि मासि प्रवर्धयेत् ॥**

विडङ्गपरिमितं भेषजं चूर्णीकृत्य किंवा कल्कीकृत्याऽथवावलेहीकृत्य दद्यादित्यर्थः । तन्त्रान्तरे त्वन्यथाभिहितम् ॥

**प्रथमे मासि बालाय देया भेषजरक्तिका । अवलेह्या तु कर्तव्या मधुक्षीरसिताघृतैः ॥ एकैकां वर्धयेत्तावद्यावत्संवत्सरो भवेत् । तदूर्ध्वं माषवृद्धिः स्याद्यावत्षोडश वत्सराः ॥**

एकैकां रक्तिकां तदूर्ध्वं वर्षोपरि माषवृद्धिः

प्रतिवर्षं पञ्चगुञ्जात्मकस्य माषस्य वृद्धिर्भवति ॥ गुञ्जापञ्चाद्यो माषक इत्यमरसिंहः ॥

ततः स्थिरा भवेत्तावद्यावद्वर्षाणि सप्ततिः । ततो बालकवन्मात्रा ह्रासनीया शनैः शनैः ॥

ततः षोडशवत्सरोपरि ॥

चूर्णकल्कावलेहानामियं मात्रा प्रकीर्तिता । कषायस्य पुनः सैव विज्ञातव्या चतुर्गुणा ॥ क्षीरपस्य शिशोर्देयमौषधं क्षीरसर्पिषा । धात्र्यास्तु केवलं देयं न क्षीरेणापि सर्पिषा ॥

क्षीरान्नादस्य पूर्ववत्क्षीरसर्पिषा ॥

येषां गदानां ये योगाः प्रवक्ष्यन्ते गदङ्करा । तेषु तत्कल्कसंलिप्तौ पाययेत्तु शिशुं स्तनौ ॥

अङ्गप्रत्यङ्गदेशे तु रुजा यत्रास्य जायते । मुहुर्मुहुः स्पृशति तं स्पृश्यमाने न रोदिति ॥ निमीलिताक्षो मूर्धस्थे रोगे नो धारयेच्छिरः । बस्तिस्थे मूत्रसङ्गार्तः क्षुधा तृडपि गच्छति ॥ विण्मूत्रसङ्गवैवर्ण्यच्छर्द्याध्मानान्त्रकूजनैः । कोष्ठे व्याधीन्विजानीयात्सर्वत्रस्थांश्च रोदनैः ॥

सर्वं निवार्यते बाले स्तन्यं नैव निवार्यते । मात्रया लङ्घयेद्धात्रीं शिशोस्तद्धि लङ्घनम् ॥

मात्रया लङ्घयेत् लघु भोजयेत् ॥

भद्रमुस्ताभयानिम्बपटोलमधुकैः कृतः । क्वाथः कोष्णः शिशोरेष निःशेषज्वरनाशनः ॥

भद्रमुस्तादिक्वाथः सर्वज्वरेषु ॥

घनकृष्णारुणा शृङ्गी चूर्णं क्षौद्रेण संयुतम् । शिशोर्ज्वरातीसारघ्नं कासं श्वासं वमिं हरेत् ॥

अरुणा अतिविषा । चतुर्भद्रिका ज्वरातिसारेषु ॥

बिल्वं च पुष्पाणि च धातकीनां जलं सलोध्रं गजपिप्पली च । क्वाथावलेहौ मधुना विमिश्रौ बालेषु योज्यावतिसारितेषु ॥

जलं वाला बिल्वादिक्वाथावलेहौ अतिसारेषु ॥

समङ्गाधातकीलोध्रसारिवाभिः शृतं जलम् । दुर्धरेऽपि शिशोर्देयमतीसारे समाक्षिकम् ॥

समङ्गा लज्जालुमूलम् समङ्गादिक्वाथो दुर्धरेऽतीसारे

विडङ्गान्यजमोदा च पिप्पली तण्डुलानि च । एषामालीढ्य चूर्णानि सुखोष्णेन वारिणा ॥ आमे प्रवृत्तेऽतीसारे कुमारं पाययेद्भिषक् ।

विडङ्गादिचूर्णमतीसारे ।

मोचारसः समङ्गा च धातकी पद्मकेशरम् । पिष्टैरेतैर्यवागूः स्याद्रक्तातीसारनाशिनी ॥

मोचारसः लज्जालुमूलम् । धावेफुल कमलकेशरसमुदित तोला १, तण्डुलकी बूंदी तोला १, जल तोला ११ सर्वमेकीकृत्य यवागूः साधनीया । मोचरसादि यवागू रक्तातीसारे ॥

नागरातिविषामुस्तबालकेन्द्रयवैः शृतम् । कुमारं पाययेत्प्रातः सर्वातीसारनाशनम् ॥

नागरादिक्काथः सर्वातीसारे ॥

लाजा सयष्टीमधुका शर्करा क्षौद्रमेव च । तण्डुलोदकयोगेन क्षिप्रं हन्ति प्रवाहिकाम् ॥

लाजादिचूर्णं प्रवाहिकायाम् ॥

रजनी सरलो दारु बृहती गजपिप्पली । पृष्टिपर्णी शताह्वा च लीढं माक्षिकसर्पिषा । दीपनं ग्रहणीं हन्ति मारुतार्तिं सकामलाम् । ज्वरातीसारपाण्डुघ्नी बालानां सर्वरोगनुत् ॥

रजन्यादि चूर्णं ग्रहण्यादौ ।

मुस्तकातिविषा वासाकणा शृङ्गीरसं लिहेत् । मधुना मुच्यते बालः कासैः पञ्चभिरुत्थितैः ॥

मुस्तकादिस्वरसः कासेषु ।

व्याघ्रीसुमरसं जातकेशरैरवलेहिका । मधुना चिरसंजातान् शिशोः कासान्व्यपोहति ॥ कासे ।

धान्यं च शर्करायुक्तं तण्डुलोदकसंयुतम् । पानमेतत्प्रदातव्यं कासश्वासापहं शिशोः ।

धान्यादिपानं कासश्वासयोः ।

द्राक्षावासाभयाकृष्णाचूर्णं क्षौद्रेण सर्पिषा । लीढं श्वासं निहन्त्याशु कासं च तमकं तथा ॥

तमकं श्वासभेदम् । इति द्राक्षादिचूर्णं कासश्वासयोः ॥

चूर्णं कटुकरोहिण्या मधुना सह योजयेत् । हिक्कां प्रशमयेत्क्षिप्रं छर्दिं चापि चिरोत्थिताम् ॥ हिक्कायां छर्द्यां च ॥

आम्रास्थि लाजसिन्धूत्थं सक्षौद्रं छर्दिनुद्भवेत् । द्विवार्ताकीफलरसं पञ्चकोलं च लेहयेत् ॥

द्विवार्ताकी बृहतीद्वयम् ॥

पिप्पली पिप्पलीमूलं चव्यचित्रकनागरम् ॥ क्षीरछर्द्याम् ॥

घृतेन सिन्धुविश्वैलाहिङ्गुभार्ङ्गीरजो लिहन् आनाहं वातिकं शूलं हन्यात्तोयेन वा शिशुः॥

इति आनाहे वातशूले च ॥

कणोषणासिताक्षौद्रसूक्ष्मैलासैन्धवैः कृतः । मूत्रग्रहे प्रयोक्तव्यः शिशूनां लेह उत्तमः ॥ मूत्राघाते ॥

यदा तु दुर्बलो बालः खादन्नपि च वह्निमान् । विदारीकन्दगोधूमयवचूर्णं घृतप्लुतम् ॥ खादयेत्तदनु क्षीरं शृतं समधुशर्करम् ॥ कार्श्ये ॥

मुस्तं कूष्माण्डबीजानि भद्रदारु कलिङ्गकान् । पिष्ट्वा तोयेन संलिम्पेत् लेपोऽयं शोथहृच्छिशोः ॥ शोथे ॥

पटोलत्रिफलारिष्टहरिद्राक्वथितं पिबेत् । क्षतवीसर्पविस्फोटज्वराणां शान्तये शिशुः॥

इति क्षतविसर्पविस्फोटज्वरेषु ॥

गृहधूमनिशाकुष्ठराजिकेन्द्रयवैः शिशोः । लेपस्तक्रेण हन्त्याशु सिध्मपामाविचर्चिकाम् ॥

इति सिध्मपामाविचर्चिकायाम् ।

सारिवातिललोध्राणां कषायो मधुकस्य च । संस्रावित्वि मुखे शस्तो धावनार्थं शिशोः सदा ॥ मुखस्रावे ॥

अश्वत्थत्वग्दलक्षौद्रैर्मुखपाके प्रलेपनम् ॥

मुखपाके ॥

पिप्पली त्रिफला चूर्णं घृतक्षौद्रपरिप्लुतम्। बालो रोदिति यस्तस्मै लीढं दद्यात्सुखावहम् ॥ रोदने ॥

हरीतकीवचाकुष्ठकल्कं माक्षिकसंयुतम्। पीत्वा कुमारः स्तन्येन मुच्यते तालुकण्टकात् ॥ इति तालुकण्टके ॥

फलत्रिकं लोध्रपुनर्नवे च सशृङ्गवेरं बृहतीद्वयं च। आलेपनं श्लेष्महरं सुखोष्णं कुकूणके कार्यमुदाहरन्ति ॥ कुकूणके ॥

मृत्पिण्डेनाग्नितप्तेन क्षीरसिक्तेन सोष्मणा। स्वेदयेदुत्थितां नाभिं शोथस्तेनोपशाम्यति ॥ नाभिशोथे ॥

नाभिपाके निशालोध्रप्रियङ्गुमधुकैः शृतम्। तैलमभ्यञ्जने शस्तमेभिश्चाप्यवधूलनम् ॥ दग्धेन छागशकृता नाभिपाकेऽवचूर्णनम् ॥ त्वक् चूर्णैः क्षीरिणां वापि कुर्याच्चन्दनरेणुना ॥ नाभिपाके ॥

गुदपाके तु बालानां पित्तघ्नीं कारयेत्क्रियाम् रसाञ्जनं विशेषेण पानालेपनयोर्हितम् शङ्खयष्ट्याञ्जनैश्चूर्णं शिशूनां गुदपाकनुत्॥ गुदपाके ॥

शंखसौवीरयष्ट्याह्वैर्लेपो देयोऽहिपूतने ॥ अहिपूतने।

परिगर्भिकरोगे तु पूज्यते वह्निदीपनम् ॥ परिगर्भिके।

दन्तपालीं तु मधुना चूर्णेन प्रतिसारयेत्। धातकीपुष्पपिप्पल्योर्धात्रीफलरसेन वा ॥ दन्तोत्थानभवा रोगाः पीडयन्ति न बालकम्। जाते दन्ते हि शाम्यन्ति यतस्तद्धेतुका गदाः ॥

इति दन्तोद्भेदजरोगेषु।

सौवर्णं सुकृतं चूर्णं कुष्ठं मधु घृतं वचा। मत्स्याक्षकं शंखपुष्पी मधुसर्पिः सकाञ्चनम् ॥ अर्कपुष्पी मधु घृतं चूर्णितं कनकं वचा। सहेमचूर्णं कैटर्यं श्वेता दूर्वा घृतं मधु। चत्वारोऽभिहिता योगा अर्धश्लोकसमापनाः। कुमाराणां वपुर्मेधाबलपुष्टिकराः स्मृताः ॥

सौवर्णं चूर्णम्। चतुर्ष्वपि योगेषु मारितसुवर्णचूर्णम्। मत्स्याक्षकः ब्राह्मी इति लोके। बमक इत्येके। अर्कपुष्पी अर्कसदृशपुष्पी लता। दूर्वा श्वेतदूर्वा। कैटर्यं कट्फलं। संवत्सरं यावदेते योगाः प्रयोज्याः। द्वादशवर्षाणीति केचित् ॥

लाक्षारसे समे तैलं मस्तुन्यथ चतुर्गुणे। रास्नाचन्दनकुष्ठाब्दवाजिगन्धानिशायुतैः ॥ शताह्वा दारुयष्ट्याह्वमूर्वातिक्ताहरेणुभिः। संसिद्धं ज्वररक्षोघ्नं बलवर्णकरं शिशोः ॥

लाक्षादितैलं बालेषु।

ह्रीवेरं शर्करा क्षौद्रं लीढं तृष्णाहरं परम् ॥

तृष्णायाम्। इति बालरोगाधिकारः ॥

મોટાંને માટે જ્વરાદિ રોગોમાં જે ઔષધો પ્રથમ કહેલાં છે તે બાળકને પણ કરવાં; પરંતુ ડામ, ક્ષારક્રિયા, વમન, વિરેચન, કે લોહી કઢાવવું; એ કંઇ કરવું નહિ. મહા પીડા થઇ હોય તો વમન વિરેચનાદિ દેવાં, કેમકે સુશ્રુત કહે છે કે–"મરણ થાય એવું સંકટ પ્રાપ્ત થયા વિના બાળકોને વિરેચન, બસ્તિ અને વમન આપવાં નહિ."

બાળકોને દોષો તથા દૂષ્યો પણ એનાં એજ હોય છે, અને જ્વરાદિ રોગો પણ એના એજ હોય છે; માટે બાળકો

ને પણ તે તે રોગના ઉપાયો તે તે રોગોમાં કહેલા છે તેજ કરવા: પણ તેની કનિષ્ટ માત્રા આપવા વિષે વિશ્વામિત્રે કહ્યું છે કે—"બાળકને જન્મ્યા પછી એક માસ સુધીમાં વાવડીંગ જેટલું ઔષધ આપવું, અને પછી મહિને મહિને એજ પ્રમાણે વધારતાં જવું" એટલે કે પ્રથમ મહિનામાં એક વાવડીંગ જેટલું ઔષધ લેઇ ચૂર્ણ કરીને અથવા કલ્ક કે અવલેહ કરીને દેવું, બીજા મહિનામાં બે વાવડીંગ જેટલું, અને એ રીતે મહિને મહિને વધારવું.

બીજા ગ્રંથમાં વળી બીજી રીતે કહ્યું છે કે—"બાળકને પેહેલે મહિને એક રતિભાર ઔષધ મધ, ધાવણ, સાકર કે ઘીથી અવલેહ જેવું કરીને દેવું. પછી પહેલું વર્ષ પૂરૂં થતાં સુધીમાં મહિને માંહને એક એક રતિ જેટલું વધારવું એક વર્ષથી સોળ વર્ષ સુધી દર વર્ષ પાંચ પાંચ રતિભાર વધારતાં જવું. સોળમા વર્ષ પછીથી તે સિત્તેર વર્ષ સુધી માત્રા સ્થિર થાય છે. સિત્તેર વર્ષ પછી બાળકની પેઠે ધીરે ધીરે માત્રા ઓછી કરતાં જવું." એક રતિભાર વગેરે જે માત્રા કહી છે, તે ચૂર્ણ, કલ્ક, કે અવલેહની સમજવી. ક્વાથની માત્રા તો એથી ચોગણી દેવી. જે બાળક કેવળ ધાવણ ઉપરજ રહેતો હોય તેને ઔષધ દુધ કે ઘીની સાથે દેવું. માતાને ઔષધ દેવું હોય તો દુધ કે ઘી સાથે નહિ આપતાં જેમ કહેલું હોય તેમજ આપવું. જે બાળક ધાવણ ધાવેછે તથા અન્ન પાણી ખાય છે, તેને પણ ઔષધ તો દુધ કે ઘીની સાથેજ આપવું. સુશ્રુતે બાળકને પ્રકારાંતરે ઔષધ દેવાનું કહેલું છે કે—"જે જે રોગોને માટે જે જે ઔષધો કહેલાં છે, તે તે રોગોમાં તે તે ઔષધોના કલ્કનો લેપ માતાના સ્તનો ઉપર કરીને બાળકને ધવરાવવો."

## ન્હાના બાળકના અંદરના રોગોની પરીક્ષા.

બાળકના જે અંગ કે પ્રત્યંગમાં વેદના થતી હોય તે અંગને તે બાળક અડ્યા કરે છે, અને બીજું કોઈ ત્યાં અડે છે તો તે બાળક રડે છે. માથામાં રોગ હોય તો બાળક નેત્રો મીંચી રાખે છે તથા માથાને અક્કડ રાખી શકતું નથી. મૂત્રાશયમાં રોગ હોય તો મૂતરી શકાતું નથી, તથા ભૂખ તરશ લાગતાં નથી. દસ્ત તથા મૂત્રની અટકાયત થાય છે, વિહ્વળતા થાય, ઉલટી થાય, પેટ ચઢે, અને આંતરડાંમાં અવાજ થાય, તો કોઠાનો રોગ જાણવો. બાળક રડયા કરે તો આખા શરીરનો રોગ જાણવો.

## બાળકના જ્વરની ચિકિત્સા.

બાળકને સર્વ બાબતનો અટકાવ કરવો, પણ તેને ધાવવાનો અટકાવ તો નજ કરવો. બાળકને લંઘન કરાવવું હોય તો તેની માતાને હલકું ભોજન કરાવવું તેજ બસ છે.

## ભદ્ર મુસ્તાદિ ક્વાથ.

ભદ્રમોથ, હરડે, લીમડો, કડવાં પરવળ, અને જેઠીમધનો ક્વાથ જરાક ગરમ હોય ત્યારે બાળકને પાવાથી તેના સર્વ જ્વરો નાશ પામે છે.

## ચતુર્ભદ્રિકા.

મોથ, પીપર, અતિવિષ, અને કાકડાશીંગીનું ચૂર્ણ મધમાં ચટાડવાથી બાળકનો જ્વર તથા અતિસાર મટી જાય છે.

## બિલ્વાદિ ક્વાથ.

બીલી, ધાવડીનાં ફૂલ, વાળો, અને

ગજપીપરનો કવાથ મધ નાંખીને પીવાથી બાળકનો અતિસાર મટી જાય છે.

## બિલ્વાદિઅવલેહ.

બીલી વગેરે ઉપરની દવાઓના ચુર્ણને મધમાં ચટાડવાથી પણ બાળકનો અતિસાર મટી જાય છે.

## સમંગાદિ કવાથ.

રીસામણીનાં મુળ, ધાવણીનાં ફૂલ લોદર, અને ઉપલસરીનો કવાથ મધ નાંખીને પીવાથી બાળકનો ન રોકાય એવો ભયંકર અતિસાર પણ મટી જાય છે.

## વિડંગાદિ ચુર્ણ.

વાવડીંગ, અજમોદ, અને પીપરનું ચુર્ણ જરાક ગરમ પાણીમાં ડોળીને બાળકને કાચા અતિસાર ઊપર વૈદ્યે પાવુ.

## મોચરસાદિ યવાગુ.

મોચરસ, રીસામણીનાં મુળ, અને કમળના કેસરા, એ ત્રણે, મળીને સવા તોલાભાર લેઇ તેમાં સવા તોલાભાર ચોખાની કણકી મેળવી, તે સર્વની અગિયાર તોલા પાણીમાં યવાગુ કરી બાળકને પાવાથી તેને રક્તાતિસાર મટી જાય છે.

## નાગરાદિ કવાથ.

સૂંઠ, અતિવિષ, મોથ, વાળો, અને ઇંદ્રજવનો કવાથ પ્રાતઃકાળમાં પીવાથી બાળકોના સર્વ પ્રકારના અતિસારો મટી જાય છે.

## લાજાદિ ચુર્ણ.

શાળની ધાણી, જેઠીમધ, સાકર. અને મધને મેળવીને ચોખાના ધોણમાં પાવાથી બાળકતા પ્રવાહિકા તુરત મટી જાય છે.

## રજન્યાદિ ચુર્ણ.

હળદર, દેવદાર, દારૂહળદર, ઊભી ભોરીંગણી, ગજપીપર, નાનો સમેરવો, અને સૂવાનું ચુર્ણ મધ અને ઘીમાં ચટાડવાથી બાળકોની ગ્રહણી, વાતરોગો, કમળો, જ્વર, અતિસાર, તથા પાંડુરોગ વગેરે સર્વ રોગો મટી જાય છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે.

## મુસ્તકાદિ સ્વરસ.

મોથ, અતિવિષ, અરડુસો, પીપર, અને કાકડાશીંગીનો સ્વરસ મધ નાંખીને ચટાડવાથી બાળકોની પાંચે પ્રકારની ઉધરસો મટી જાય છે.

## વ્યાઘ્રીકેસરાવલેહિકા.

ભોરીંગણીના ફૂલોના કેસરાઓને વાટી મધમાં ચટાડવાથી લાંબા કાળથી થયેલી બાળકોની ઉધરસો પણ તુરત મટી જાય છે.

## ધાન્યાદિ પાન.

ધાણા તથા સાકરને વાટીને ચોખાના ધોણમાં પાવાથી બાળકોની ઉધરસ તથા શ્વાસ મટી જાય છે.

## દ્રાક્ષાદિ ચુર્ણ.

દ્રાક્ષ. અરડુસી, હરડે, અને પીપરનું ચૂર્ણ મધમાં ચટાડવાથી બાળકોનો શ્વાસ ઉધરસ,અને તમકશ્વાસ, એ તુરત મટી જાયછે.

## કટુકરોહિણ્યવલેહ.

કડુનું ચુર્ણ મધમાં ચટાડવાથી બાળકની હેડકી તથા લાંબા કાળની ઉલટી પણ તુરત શમે છે.

## બીજા અવલેહો

આંબાની ગોટલી, ચોખાની ધાણી, અને સેંધવનું ચૂર્ણ મધમાં ચટાડવાથી બાળકની દૂધની ઉલટી મટી જાય છે, તેમજ ઉભી ભોરીંગણીનાં ફળનો રસ, બેઠી ભોરીંગણીનાં ફળનો રસ, પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, અને સુંઠને મેળવીને ચટાડવાથી પણ દૂધની ઉલટી મટી જાય છે.

### સૈંધવાદિ અવલેહ.

સૈંધવ, સુંઠ, એળચી, હિંગ, અને ભારંગીનું ચુર્ણ ઘી અથવા પાણીમાં ચટાડવાથી પેટનું ચઢી આવવું તથા વાયુનું શળ મટી જાય છે.

### સિતાદિ અવલેહ.

પીપર, સૂંઠ, ઝીણી એળચી, અને સૈંધવનો ઉત્તમ અવલેહ ચટાડવાથી બાળકનો મુત્રાઘાત મટે છે.

### કૃશતાનો ઉપાય.

ખાતાં છતાં અને અગ્નિ પ્રદીપ્ત છતાં બાળક દૂબળું રહેતું હોય, તો તેને વિદારીકંદ, ઘઉં, અને જવનું ચુર્ણ ઘીમાં ચટાડવું, અને તે ઉપર મધ અને સાકર નાંખીને કઢેલું દુધ પાવું.

### સોજાનો ઉપાય.

મોથ, કોળાંનાં બીજ, તેલિયો દેવદાર, અને ઇંદ્રજવને પાણીમાં વાટીને લેપ કરવાથી બાળકનો સોજો મટી જાય છે.

### ક્ષતાદિનો ઉપાય.

કડવાં પરવળ, ત્રિફળા, લીમડો, અને હળદરનો ક્વાથ પાવાથી ક્ષત, વિસર્પ, વિસ્ફોટ, અને જ્વર શાંત થાય છે.

### કોઢવગેરેનો ઉપાય.

ધુમાડાની મેંસ, હળદર, કઠ, રાઇ, અને ઇંદ્રજવને છાશમાં વાટીને લેપ કરવાથી બાળકનાં સિધ્મ, ખસ, અને વિચર્ચિકા વગેરે મટે છે.

### મુખસ્રાવનો ઉપાય.

ઉપલસરી, લલ, લોદર, અને જેઠીમધના ક્વાથથી નિત્ય મુખ સાફ કરવામાં આવે તો મુખનો સ્રાવ મટી જાય છે.

### મુખપાકનો ઉપાય.

પીપળાની છાલ્ય તથા પાંદડાંને વાટી મધમાં કાલવી મુખમાં લેપ કરવાથી મુખપાક મટી જાય છે.

### રડવાનો ઉપાય.

ત્રિફળા તથા પીપરનું ચુર્ણ ઘી તથા મધમાં ચટાડવાથી રૂંડયા કરતા બાળકને સુખ થાય છે.

### તાલુકંટકનો ઉપાય.

હરડે, વજ, અને કઠનો કલ્ક મધમાં કાલવીને ધાવણ સાથે પાવાથી તાલુકંટક મટી જાય છે.

### કુકુણકનો ઉપાય.

ત્રિફળા, લોદર, સાટોડી, સૂંઠ, અને ઊભી તથા બેઠી ભોંરીંગણીઓને પાણીમાં વાટી જરાક ગરમ હોય ત્યારે લેપ કરવાથી કુકુણક મટી જાય છે.

### નાભિના સોજાનો ઉપાય.

માટીના પિંડને અગ્નિમાં તપાવીને તેના ઉપર દુધ રેડીને તે જરા ગરમ હોય ત્યારે તેનો નાભિઉપર શેક કરવાથી નાભિનો સોજો શાંત થઈ જાય છે.

### નાભિના પાકનો ઉપાય.

નાભિ પાકે તો હળદર, લોદર, ઘઉંલો, અને જેઠીમધના કલ્કથી પકાવેલા તેલનો નાભિઉપર અભ્યંગ કરવો.

બકરીની લીંડીઓ બાળીને તેની ભસ્મ નાભિઉપર ભભરાવવાથી, અથવા વડ આદિ પંચક્ષીરી વૃક્ષોની છાલ્યનું ચૂર્ણ નાભિ ઉપર ભભરાવવાથી, અથવા નાભિઉપર ચંદનનું ચુર્ણ ભભરાવવાથી નાભિનો પાક મટી જાય છે.

### ગુદપાકનો ઉપાય.

ગુદપાક ઉપર પિત્તહર ક્રિયાઓ કરવી. વિશેષે કરીને રસવંતી પાવી, રસવંતીનો લેપ કરવો, એ ગુદપાક ઉપર હિતકારી છે.

શંખ, રસવંતી અને જેઠીમધનું ચુર્ણ પણ ગુદાનાપાકને મટાડનારૂં છે.

## અહિપુતનનો ઉપાય.

શંખ, ધોળો સુરમો, અને જેઠીમધના લેપથી અહિપુતન નામનો બાળરોગ મટી જાય છે.

## પરિગર્ભિકનો ઉપાય.

બાળકને પારૂઘલો થયો હોય તો જઠરાગ્નિને દીપન કરે એવા ઉપાયો કરવા.

## દાંત આવવાના રોગોનો ઉપાય.

ધાવડીનાં ફૂલ અને પીપરનું ચુર્ણ મધમાં કાલવીને તેથી, અથવા મધ સહિત આમળાંના રસથી દાંતનાં પેઢાં ઘસવાં. દાંત આવવાના રોગો બાળકને બહુ પીડતા નથી. કેમકે દાંતો આવી રહે એટલે તેઓ એની મેળે શાંત થઈ જાય છે.

## બાળકને શરીરનું સામર્થ્ય આવવાના ઉપાયો.

સુવર્ણભસ્મ, કઠ, મધ, ઘી, અને વજનું ચૂર્ણ એકત્ર કરી ખવરાવવાથી બાળકના શરીરમાં સામર્થ્ય, બુદ્ધિ, બળ, તથા પુષ્ટિ આવે છે.

સુવર્ણભસ્મ, બ્રાહ્મી, શંખાવળી, મધ, અને ઘી એકત્ર કરી ખવરાવવાથી બાળકના શરીરમાં સામર્થ્ય, બુદ્ધિ, બળ, તથા પુષ્ટિ આવે છે.

સુવર્ણભસ્મ, સૂરજમુખી, મધ, ઘી, અને વજ એકત્ર કરી ખવરાવવાથી બાળકના શરીરમાં સામર્થ્ય, બુદ્ધિ, બળ, અને પુષ્ટિ આવે છે.

સુવર્ણભસ્મ, કાયફળ, ધોળીધ્રો, ઘી, અને મધ એકત્ર કરી ખવરાવવાથી બાળકના શરીરમાં સામર્થ્ય, બુદ્ધિ, બળ, અને પુષ્ટિ આવે છે.

આ ઉપાયો એક વર્ષ સૂધી દેવા, અને કેટલાક તો બાર વર્ષ સૂધી દેવાનું પણ કહે છે.

તેલ તથા લાખનો રસ સમ ભાગે, તથા તેથી ચોગણું દહિંનું પાણી લેઈ, તેમાં રાસ્ના, ચંદન, કઠ, આસોંદ, હળદર, સૂવા, દેવદાર, જેઠીમધ, મોરવેલ, અથવ પીલુડી, કડુ, અને હરેણુનો કલ્ક નાંખીને તેમાં પકાવેલું તેલ બાળકના જ્વરને તથા ભૂતાદિ વળગાડને મટાડે છે, અને બળ આપી શરીરનો વર્ણ પણ સારો કરે છે.

## બાળકની તૃષાનો ઉપાય.

વાળો તથા સાકરનું ચૂર્ણ મધમાં ચટાડવાથી બાળકની તરશ મટી જાય છે. તરશની પીડા મટાડવા માટે આ ઉત્તમ ઉપાય છે.

इति बालरोगाधिकार संपूर्ण.

## इतिश्री भावप्रकाशे ज्वरादि व्याधिनिदान चिकित्सा प्रकरण संपूर्णम्.



॥ श्री गणेशाय नमः ॥

# ॥ अथ भावप्रकाशस्य उत्तरखंडः ॥

## વાજીકરણનો અધિકાર.

### વાજીકરણનું લક્ષણ.

यद्द्रव्यं पुरुषं कुर्याद्वाजिवत्सुरतक्षमम् । तद्वाजीकरमाख्यातं मुनिभिर्भिषजांवरैः ॥

જે ઔષધથી પુરૂષને મૈથુન ક્રિયામાં ઘોડાના જેવું બળ મળે, તે ઔષધને મુનિઓ તથા ઉત્તમ વૈદો વાજીકરણ કહે છે.

### નપુંસકો વિષે.

क्लीबः स्यात्सुरताशक्तस्तद्भावः क्लैब्यमुच्यते । तच्च सप्तविधं प्रोक्तं निदानं तस्य कथ्यते । तैस्तैर्भावैरहृद्यैस्तु रिरंसोर्मनसि क्षते ॥ ध्वजः पतत्यतो नृणां क्लैब्यं समुपजायते । द्वेष्यस्त्रीसंप्रयोगाच्च क्लैब्यं तन्मानसं स्मृतम् ॥

तैस्तैर्भावैः भयशोकक्रोधादिभिः अहृद्यैः हृदयाहितैः दुःखत्वात् क्षते पीडिते अस्वस्थीकृते इति यावत् । ध्वजः शिश्नः । तथा च । 'ध्वजं चिह्ने पताकायां मेहने शौण्डिकेऽपि च' इति विश्वप्रकाशः । पतति न तून्नमति । संप्रयोगो मैथुनम् ।

कटुकाम्लोष्णलवणैरतिमात्रोपसेवितैः । पित्ताच्छुक्रक्षयो दृष्टः क्लैब्यं तस्मात्प्रजायते ॥

कटुकादिनातिमात्रेण प्रवृद्धेन पित्तेन शुक्रस्य दग्धत्वात् क्लैब्यं भवति पित्तजमिति द्वितीयम् ॥

अतिव्यवायशीलो यो न च वाजिक्रियारतः ॥ ध्वजभङ्गमवाप्नोति सशुक्रक्षयहेतुकः ॥

शुक्रक्षयेन तृतीयम् ।

महता मेढ्ररोगेण चतुर्थी क्लीबता भवेत् । वीर्यवाहि शिराच्छेदान्मेहनानुन्नतिर्भवेत् ॥ बलिनः क्षुब्धमनसो निरोधाद् ब्रह्मचर्यतः । षष्ठं क्लैब्यं स्मृतं तत्तु शुक्रस्तम्भनिमित्तकम् ॥

बलिनः पुष्टस्य । क्षुब्धमनसः कामात्संचलन्मनसो ब्रह्मचर्यं अमैथुनं तस्मान्निरोधाच्छुक्रस्य क्लैब्यं भवति ॥

जन्मप्रभृति यत्क्लैब्यं सहजं तद्धि सप्तमम् ॥

મૈથુન કરવામાં અશક્ત પુરૂષ ક્લીબ (નપુંસક) કહેવાય છે, અને નપુંસકપણું ક્લૈબ્ય કહેવાય છે. એ ક્લૈબ્યના સાત પ્રકારો નિદાનો સહિત નીચે પ્રમાણે છે.

૧ મૈથુન કરવાની ઇચ્છા વાળા પુરૂષનું મન ભય, શોક, અને ક્રોધ વગેરે દુઃખદ વિકારોથી અસ્વસ્થ થાય; અગર અણગમતી સ્ત્રીનો સમાગમ થવાથી શિશ્ન બેસી જાય છે, તેને માનસિક ક્લૈબ્ય કહે છે.

૨ તીખા, ખાટા, ખારા અને ગરમ પદાર્થોનું અતિશય સેવન કરવાથી પિત્ત વધે છે, તેથી વીર્ય બળી જઇને ક્લૈબ્ય થાય છે, તેને પિત્તજ ક્લૈબ્ય કહે છે.

૩ જે પુરૂષ અત્યંત મૈથુન કર્યા કરે અને વાજીકરણનો ઉપયોગ બહુ ન કરે તો શિશ્ન નથી જાગ છે, તેને "વીર્યક્ષયજન્ય કલૈબ્ય" કહે છે.

૪ શિશ્નમાં કોઇ મોટા રોગથી કલૈબ્ય આવે છે તેને "રોગજન્ય કલૈબ્ય" કહે છે.

૫ વીર્યવાહક નસ છેદાવાથી શિશ્ન ઉઠવામાં અશક્ત બને છે તેને "શિરા છેદજન્યકલૈબ્ય" કહે છે.

૬ પુષ્ટ શરીર છતાં અને કામાસક્ત અધિક હોવા છતાં મનને પરાણે રોકવાથી વીર્ય સ્તંભન થાય છે, તેથી થતા કલૈબ્યને "શુક્રસ્તંભજન્ય કલૈબ્ય" કહે છે.

૭ જન્મથી કલૈબ્ય હોય તેને "સહજ કલૈબ્ય" કહે છે.

### અસાધ્ય કલૈબ્ય.

असाध्यं सहजं क्लैब्यं मर्मच्छेदाच्च यज्ञवेत् ॥

यन्मर्मच्छेदाद्वीर्यवाहि शिराछेदात् ॥

આ સાતેમાં શિરાછેદજન્ય તથા સહજ કલૈબ્ય એ બે કલૈબ્ય અસાધ્ય છે.

### કલૈબ્યની ચિકિત્સા પદ્ધતિઃ

क्लैब्यानामिह साध्यानां कार्यो हेतुविपर्ययः । मुख्यं चिकित्सितं यस्मान्निदानपरिवर्जनम् ॥

સાધ્ય કલૈબ્યોને માટે તો તેનાં જે જે નિદાનો છે તેનો ત્યાગ કરવો જોઇએ. નિદાનોનો ત્યાગ કરવો એજ મુખ્ય ચિકિત્સા ગણવી.

### વાજીકરણનો વિધિ.

नरो वाजीकरान्योगान्सम्यक्शुद्धो निरामयः । सप्तत्यन्तं प्रकुर्वीत वर्षादूर्ध्वं तु षोडशात् ॥ न च वै षोडशादर्वाक् सप्तत्याः परतो न च । आयुष्कामो नरः स्त्रीभिः संयोगं कर्तुमर्हति ॥ क्षयवृद्ध्युपदंशाद्या रोगाश्चातीव दुर्जयाः । अकालमरणं च स्याद्भजतः स्त्रियमन्यथा ॥

स्त्रीभजनविधिर्विस्तरतो रात्रिचर्यायां लिखितोऽस्ति तत्र द्रष्टव्यः ॥

विलासिनामर्थवतां रूपयौवनशालिनाम् । नराणां बहुभार्याणां विधिर्वाजीकरो हितः ॥ स्थविराणां रिरंसूनां स्त्रीणां वाल्लभ्यमिच्छताम् ॥ योषित्प्रसङ्गात्क्षीणानां क्लीबानामल्परेतसाम् । हिता वाजीकरा योगाः प्रीणयन्ति बलप्रदाः ॥ एतेऽपि पुष्टदेहानां सेव्याः कालाद्यपेक्षया ।

રોગ વગરના પુરૂષોએ વિરેચનાદિથી સારી રીતે શુદ્ધ બનીને પછી સોળથી સિત્તેર વર્ષસુધી વાજીકરણોનો ઉપયોગ કરવો. જીવનની ઇચ્છાવાળાએ સોળમા વર્ષની પહેલાં અને સિત્તેરમા વર્ષ પછી સ્ત્રીનો સંગ કરવો નહિ. અયોગ્ય પ્રકારના સ્ત્રીસંગથી પુરૂષને ક્ષય, વધરાળ, ચાંદી, વગેરે અસાધ્ય રોગો થાય છે, તથા અકાળ મરણ પણ થાય છે. સ્ત્રીસેવનનો વિધિ પ્રથમખંડના રાત્રિચર્યાના પ્રકરણમાં વિસ્તારથી કહેલો છે. વિલાસી, ધન, રૂપ, અને યૌવનથી શોભી રહેલા તથા ઘણી સ્ત્રીઓવાળા પુરૂષોને વાજીકરણ હિતકારી થાય છે. વૃદ્ધ છતાં રમણની ઇચ્છાવાળા, સ્ત્રીઓના અતિ પ્રેમની ઇચ્છાવાળા, સ્ત્રીઓના પ્રસંગથી ક્ષીણ બનેલા,

સાધ્ય ક્લૈબ્યવાળા, તથા અલ્પવીર્ય વાળાઓને હિતકારી તથા બલદાયી વાજીકરણો બહુ ખુશી કરે છે. પુષ્ટ શરીરોવાળાઓએ પણ દેશકાળ ઉપર ધ્યાન આપીને વાજીકરણોનું સેવન કરવું.

### વાજીકરણો.

भोजनानि विचित्राणि पानानि विविधानि च । वाचः श्रोत्राभिरामाश्चत्वचः स्पर्शाः सुखास्तथा ॥ यामिनी सेन्दुतिलका कामिनी नवयौवना । गीतं श्रोत्रमनोज्ञं च ताम्बूलं मदिराः स्रजः ॥ गन्धा मनोज्ञा रूपाणि चित्राण्युपवनानि च । मनसश्चाप्रतीघातो वाजीकुर्वन्ति मानवम् ॥ माक्षीकधातुमधुपारदलोहचूर्णपथ्याशिलाजतुविडङ्गघृतानि लिह्यात् । एकाग्रविंशति दिनानि भदार्दितोऽपि साशीतिकोऽपि रमयेत्प्रमदां युवेव ॥ सत्वं गुडूच्या गगनं सलोध्रमेलासितामागधिकासमेतम् । एतत्समेतं मधुनावलीढं रामाशतं सेवयतीव षण्ढः ॥ गवां विरूढवत्सानां सिद्धं पयसि पायसम् । गोधूमचूर्णं च तथा सितामधुघृतान्वितम् । भुक्त्वा हृष्यति जीर्णोऽपि दशदारानव्रजत्यपि ॥ दध्नोर्धाढकमीषदम्लमधुरं खण्डस्य चन्द्रद्युतेः । प्रस्थं क्षौद्रपलं पलं च हविषः शुण्ठ्याश्च माषाष्टकम् ॥ तद्वन्माषचतुष्टयं मरिचतः कर्षं लवङ्गं तथा । धृत्वा शुक्लपटे शनैःकरतलैर्नोमार्ग्यं विस्रावयेत् ॥ मृद्भाण्डे मृगनाभिचन्दनरसैः श्लक्ष्णेऽगुरुधूपिते कर्पूरेण सुगन्धितं तदखिलं संलोड्य संस्थापयेत् । स्वस्यार्थे भवकरेश्वरेण रचिता ह्येषा रसाला स्वयं प्रोक्तुर्मन्मथदीपनी सुखकरी कान्तेन नित्यं प्रिया ॥ गोक्षुरेक्षुरबीजानि वाजिगन्धा शतावरी । मुसली वानरीबीजं यष्टी नागबला बला ॥ पूर्वां चूर्णं दुग्धसिद्धं गन्धेनाभ्येन भर्जितम् । सितया मोदकं कृत्वा भक्ष्यं वाजीकरं परम् ॥ चूर्णादष्टगुणं क्षीरं घृतं चुर्गसमं स्मृतम् । सर्वतो द्विगुणं खण्डं खादेदग्निबलं यथा॥ वाजीकराणि भूरीणी संगृह्य रचितो यतः । तस्माद् बहुषु योगेषु योगोऽयं प्रवरोमतः ॥ रतिवर्धनम् ॥

चत्वारो व्योमभागास्तदनु निगदितं भागयुग्मं च वङ्गं भागैकं शम्भुबीजं त्रितयमपि मृतं तत्समा सिद्धमूली । चातुर्जातं सजातीफलमरिचकणानागरं देवपुष्पं । जातीपत्रं च भागद्वितयमपि पृथक् सर्वमेकत्र चुर्ण्यम् ॥ द्व्यंशा सिता स्याद्घृतमधुसहितं मोदकीकृत्य चैतत्खादेदग्निं रामीक्ष्य प्रसभमभिनवानन्दसंवर्धनाय । योगो वाजीकराख्योऽयमिह निगदितो भैरवानन्दनाम्ना निःशेषव्याधिहन्ता दलितबहुवधूदामकंदर्पदर्पः ॥ मदनमञ्जरी वटी ॥

पिप्पली लवणोपेते बस्ताण्डे घृतसाधिते । कच्छपाण्डं च वा खादेत्तत्तु वाजीकरं भृशम् ॥ पूगं दक्षिणदेशजं दशपलोन्मानं भृशं कर्तयेत्तत्स्विन्नं जलयोगतो मृदुतरं संशुष्य चुर्णीकृतम् । तच्चुर्णं पटशोधितं वसुगुणे गोशुद्धदुग्धे पचेत् । द्रव्याज्याञ्जलि-

संयुतेऽतिनिबिडे दद्याच्चतुरार्धां सिताम् ॥ पक्वं तज्ज्वलनात् क्षितिं प्रति नयेत्तस्मिन्पुनः प्रक्षिपेत् । यद्यत्तत्तदुदाहरामि बहुला दृष्ट्वा दृशात् संहिताः । एला नागबला बला सबला जातीफला लिङ्गजा॥ जातीपत्रकपत्रकयुतं तच्च त्वचा संयुतम् ॥ विश्वाक्षीरगवारिवारिदवरा वांशी वरी। वानरी द्राक्षा सेक्षुरगोक्षुरार्थ महती खर्जूरिका क्षीरिका ॥ धान्याकं सकसेरुकं समधुकं शृङ्गाटकं जीरकं। पृथ्वीकाथ यवानिका वराटिका मांसी मिसी मेथिका ॥ कन्देष्वत्र विदारिकाथ मुशली गन्धर्वगन्धा तथा। कर्पूरं करिकेशरं समरिचं चारस्य बीजं नवम्। बीजं शाल्मलिसम्भवं करिकणाबीजं च राजीवजं। श्वेतं चन्दनमत्र रक्तमपि च श्री संज्ञपुष्पैः समम् ॥ सर्वं चेति पृथक्पृथक्कलितं संचूर्ण्य तत्र क्षिपेत्सूतं वङ्गभुजङ्गलोहगगनं सन्मारितं स्वेच्छया । कस्तुरीघनसारचूर्णमपि च प्राप्तं यथा प्रक्षिपेत्। पश्चादस्य तु मोदकान्विरचयेद्बिल्वप्रमाणानथ ॥ तान् भुक्त्वातिमुदा यथानलबलं भुञ्जीत नाम्लं रसं। पूर्वस्मिन्नशिते गते परिणतिं प्राग्भोजनाद् भक्षयेत्। नित्यं स्त्रीरतिवल्लभाख्यकमिमं पूगस्य पाकं भजेत् । सस्याद्वीर्यविवृद्धिवृद्धमदनो वाजीव शक्तो रतौ ॥ दीप्ताग्निर्बलवान्वली विरहितो दृप्तः सुपुष्टः सदा । वृद्धो योऽपि युवेव सोऽपि रुचिरः पूर्णेन्दुवत्सुन्दरः ॥

चतुर्गुणोऽष्टगुणः । अञ्जलिरर्धशरावः तुलार्धं पञ्चाशत्पलानि। यतः—"द्विः पञ्चाशत् पलानामभिदधति तुलां संहिताः सुश्रुताद्याः"। नागबला गुलशकरी । बला बरिआरा तस्याः मूलम् । जातीपत्रकं जाइपत्री । विश्वा शुण्ठी । क्षीरणमुशीरं ग्राह्यं । वारि सुगन्धवाला । वारिदः मुस्तकः । वरा त्रिफला । वांशी वंशलोचना । वरी शतावरी । वानरी कपिकच्छूः । इक्षुरः कोकिलाक्षस्तस्य बीजं ग्राह्यं । गोक्षुरस्य च बीजं । महती महाखर्जूरक । क्षीरिका क्षीरी । पृथ्वीका कलौंजी वराटी । 'सालूकमेषां कन्दः स्याद्बीजकोशो वराटिका' मांसी जटामांसी । मिसिः सोफ । गन्धर्वगन्धा अश्वगन्धा तस्या मूलं । श्रीसंज्ञः लवङ्गं । घनसारः कर्पूरः । बिल्वमानात्पलप्रमाणात् । इति रतिवल्लभाख्यपूगपाकः ।

एतस्मिन् रति वल्लभे यदि पुनः सम्यक् सुराशाणिका धत्तूरस्य च बीजमर्ककरभः पोथोऽक्षिपशोषस्तथा । सत्माजूफलकं तथा खसफलत्वकाधिकां निःक्षिपेच्चूर्णार्धां विजया तदा स हि भवेत्कामेश्वरो मोदकः ॥ इति कामेश्वरमोदकः ॥

रक्तपित्ताधिकारोक्तखण्डकूष्माण्डको महान् । रक्तपित्तादिरोगघ्नो महावाजीकरः स्मृतः ॥ पक्वाम्रस्य रसद्रोणे सितामाढकसम्मिताम् । घृतं प्रस्थमितं दद्यान्नागरस्य पलाष्टकम् ॥ मरिचं कुडवोन्मानं पिप्पलीं द्विपलोन्मिताम्। सलिलस्याढकं दत्त्वा सर्वमेकत्र कारयेत् ॥ विपचेन्मृण्मये पात्रे दारुदर्व्या प्रचालयेत् । चूर्णान्येषां क्षिपेत्तत्र घनीभूतेऽवतारिते॥ धान्याकं जीरकं पथ्यां चित्रकं मुस्तकं त्वचम् । बृहज्जीरकमप्यत्र ग्रन्थिकं नागकेशरम्॥ एलाबीजं

लवङ्गं च पृथग्जातीं पलम्पलम्। सिद्धे शीते प्रदद्याश्च मधुनः कुडवद्वयम् ॥ भक्षयेद्भोजनादर्वाक्पलमात्रमिदं नरः। अथवा नियता नात्र मात्रा खादेद्यथानलम् ॥ मानवः सेवनादस्य वाजीव सुरते भवेत्। समर्थो बलवान्पुष्टो नित्यं स स्यान्निरामयः ॥ ग्रहणीं नाशयेदेव क्षयं श्वासमरोचकम्। अम्लपित्तं महाश्वासं रक्तपित्तं च पाण्डुताम् ॥

बृहज्जीरकमङ्गैला। इति आम्रपाकः।

द्रव्याणि चन्दनादेस्तु चन्दनं रक्तचन्दनम् ॥ पतङ्गमथ कालीयागुरुकृष्णागुरूणि च। देवद्रु सरलं पद्मं पद्मकं तुणिकेऽपि च ॥ कर्पूरो मृगनाभिश्च लता कस्तूरिकापि च ॥ शिह्लकः कुङ्कुमं नव्यं जातीफलकमेव च। जातीपत्रं लवङ्गं च सूक्ष्मैला महती च सा ॥ कङ्कोलफलकं स्पृक्का पत्रकं नागकेशरम्। बालकं च तथोशीरं मांसी दारुसिताऽपि वा ॥ कृतकर्पूरकश्चापि शैलेयं भद्रमुस्तकम्। रेणुका च प्रियङ्गुश्च श्रीवासो गुग्गुलुस्तथा ॥ लाक्षा नखश्च रालश्च धातकीकुसुमं तथा। ग्रन्थिपर्णं च मञ्जिष्ठा तगरं सिक्थकं तथा। एतानि शाणमानानि कल्कीकृत्य शनैः पचेत्। अनेनाभ्यक्तगात्रस्तु वृद्धोऽशीतिसमोऽपि सः ॥ युवा भवति शुक्राढ्यः स्त्रीणामत्यन्तवल्लभः। वन्ध्यापि लभते गर्भं वृद्धोऽपि तरुणायते। अपुत्रः पुत्रमाप्नोति जीवेच्च शारदां शतम् ॥ चन्दनादि महातैलं रक्तपित्तं क्षयं ज्वरम् ॥ दाह प्रस्वेददौर्गन्ध्यं कुष्ठं कण्डूं विनाशयेत्।

पतङ्गं पतङ्गम इति लोके। कालीयकं कलम्बकटु इति लोके। लता कस्तुरिका मुष्कदाना। कङ्कोलफलस्यालाभे जातीपुष्पं ग्राह्यं। तदलाभे लवङ्गं ग्राह्यम्। दारुसिता दालचिनी। शैलेयछरा। श्रीवासः गुग्गुलुः। ग्रन्थिपर्णी गठिवनं। अशीतिसमः अशीतिवार्षिकः। चन्दनादि तैलम् ॥

दशमूलकणावह्नि कपित्थं च बिभीतकम्। कट्फलं मरिचं विश्वमूलं पिप्पलि सैन्धवम् ॥ रक्तरोहीतकं दन्ती द्राक्षाजाजिनिशाद्वयम् ॥ धात्री शिखरि जन्तुघ्नं भृङ्गीदारु पुनर्नवा ॥ धान्यार्कं देवकुसुमं राजवृक्षत्रिकण्टकम्। वृद्धदारु कुबेराक्षौ मूलं वीरणिकाभवम् ॥ एतेषां पलयुग्मं तु भेषजानां पृथक्पृथक्। आढकं चापि पथ्यायास्तोये पञ्चाढके पचेत् ॥ स्विन्ना पथ्या भवेद्यावत्पश्चान्मधु विनिक्षिपेत्। गुरूपदेशाद्विधिवत्त्रिदिनं च ततः परम् ॥ पुनः क्षिपेत्पक्षदिनं तथा च दशवासरम्। संसिद्धां चाभयां पश्चाद्घृतभाण्डे निधापयेत् ॥ विमले सुदृढे क्षौद्रपरिपूर्णे प्रयत्नतः। पश्चात्पूर्वोक्तभाण्डे तु क्षिपेद्बुद्धिपरायणः। एतां हरीतकीं चैव धन्वन्तरिकृतां शुभाम् ॥ भक्षयेद्यो नरो नित्यं रोगा नश्यन्ति सर्वशः। श्वासं कासं क्षयं पाण्डुं हिक्कां छर्दिं मदभ्रमान्। मुखरोगं तथा तृष्णामरुचिं वह्निमन्दताम्। यकृत्प्लीहोदराणां च वातरक्तं सुदारुणम् ॥ शिरोऽक्षिकर्णजां पीडां

तथा बद्धगुदोद्भवम् । ग्रहणीं दुर्विकारां च शोषं दोषत्रयोद्भवम् ॥ मधुरकेति विख्याता हन्ति रोगाननेकशः । इति मधुरपकहरीतकी।

बीजानां कपिकच्छ्वाः कुडवं संस्वेदयेच्छनकैः । प्रस्थे गोभवदुग्धे तावद्यावद्भवेद् गाढम् ॥ त्वग्रहितानि च कृत्वा सूक्ष्मं सम्पेषयेत्तानि । पिष्टिकाया लघुवटिकाः कृत्वा गव्ये पचेदाज्ये ॥ द्विगुणितशर्करया ता वटिकाः सम्यक्या लेप्याः । वटिका माक्षिकमध्ये मज्जनयोग्ये पृथक् पृथक् स्थाप्याः॥पञ्चटङ्कमितास्तास्तु प्रातः सायं च भक्षयेत् । अनेन शीघ्रद्रावी यो यश्च स्यात्पतितध्वजः॥ सोऽपि प्राप्नोति सुरते सामर्थ्यमतिवाजिवत् । नानेन सदृशं किंचिद्दृष्टं वाजिकरं परम् ॥वानरीवटिका ।

आकारकरभः शुण्ठी लवङ्गं कुङ्कुमं कणा।

जातीफलं जातिपुष्पं चन्दनं कार्षिकं पृथक् ॥ चूर्णयेदहिफेनं तु तत्र दद्यात् पलोन्मितम् । सर्वमेकीकृतं मात्रमात्रं क्षौद्रेण भक्षयेत् ॥ शुक्रस्तम्भकरं पुंसामिदमानन्दकारकम् । नारीणां प्रीतिजननं सेवेत निशि कामुकः ॥ वाजीकरणाधिकारः ॥

વિચિત્ર ભોજનો, વિવિધપાનો, કર્ણુપ્રિયવચનો, ચામડીને સુખ વળે એવા સ્પર્શો, ચંદ્રના તેજથી શોભી રહેલી રાત્રી, નવયૌવન વાળી સ્ત્રી, કાન તથા મનને ગમે એવાં ગાયનો, નાગરવેલ્યનાં પાન, મદિરાઓ, માળાઓ, સુગંધો, સુંદર રૂપો, બગીચાઓ, અને મનોભંગ ન થયેલ હોય એવી સ્થિતિ, એ સર્વ પુરૂષને વાજીકરણરૂપ છે.

સોનામખી, મધ, પારો, મંડુર, હરડે, શિલાજિત્ વાવડીંગ, અને ઘીને મેળવીને ચાટવાથી પુરૂષ રોગી હોય કે એંશીવર્ષનો વૃદ્ધ હોય, તો પણ જુવાનની પેઠે સ્ત્રીને રમાડી શકે એવો થાય છે.

ગળોનું સત્વ અભ્રક ભસ્મ,હરતાળ, એળચી, સાકર, અને પીપરને મધમાં ચાટવાથી નપુંસક પણ સો સ્ત્રીઓને રમાડી શકે એવો થાય છે.

મોટા વાછડાવાળી ગાયોના દૂધમાં પકાવેલ દૂધપાક તથા ઘઉંનો રવો, સાકર, મધ, અને ઘી મેળવીને ખાવાથી વૃદ્ધ પુરૂષ પણ કામાતુર થઇને દશ સ્ત્રીઓને પણ રમાડી શકે એવો થાય છે.

જરાક ખટાશવાળું મીઠું દહિ ૧૨૮ તોલા, ચંદ્રમા જેવી સફેદ ખાંડ ચોસઠ તોલા, મધ અને ઘી ચાર ચાર તોલા, સૂંઠ ૪૦ રતિઆર, મરી વીશ રતિઆર, અને લવીંગ એક તોલો, આ સર્વને મેળવીને ધોળા કપડામાં ઘાલી ધીરે ધીરે હાથથી ચોળીને તેના રસને—કસ્તૂરી તથા ચંદનના રસથી વાસેલા અને અગર ધુપ દીધેલા માટીના વાસણુમાં ચળાવવાં. પછી તેમાં ભીમસેની કપૂર નાંખી હલાવીને રાખવું. આને રસાલા ( શિખંડ) કહેછે, તે કામદેવે પોતાને માટે બનાવેલ હતી, આ રસાલા ખાનારને કામદેવ પ્રદીપ્ત થાય છે, સુખ મળે છે, અને તે કામીનીની પેઠે હમેશાં પ્યારી લાગે એવી છે.

## રતિવર્દ્ધન.

ગોખરૂ તથા એખરાનાં બીજ, આસોંદ, શતાવરી, ધોળી મુસળી, કૌચાંનાં બીજ, જેઠીમધ, નાગબલા, બલા, આ

સર્વના ચૂર્ણને દુધમાં પકાવીને પછી ગાયના ઘીમાં કીટી કરવી. પછી તેમાં સાકર નાંખીને લાડુ બનાવવા. આ લાડુ ઉત્તમ વાજીકરણ છે. ચૂર્ણથી આઠગણું દુધ, ચુર્ણ જેટલું ઘી, અને એ સર્વનાથી બમણી ખાંડ લેવી. તે અગ્નિના બળ પ્રમાણે ખાવા. ઘણાં ઘણાં વાજીકરણોનો સંગ્રહ કરીને આ પ્રયોગ રચેલો છે. તેથી સર્વ યોગોમાં આ યોગ ઉત્તમ મનાય છે.

## મદનમંજરી વટી.

અભ્રક ભસ્મ ચાર ભાગ, કલઈભસ્મ બે ભાગ, એક ભાગ મારેલો પારો, એ ત્રણેના જેટલી ભાંગ (સાત ભાગ), અને બબ્બે ભાગ તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, જાયફળ, મરી, સુંઠ, પીપર, લવીંગ, અને જાવંત્રી, તથા એ સર્વ ચૂર્ણથી બમણી સાકર, એ સર્વને મેળવીને તેના મધ તથા ઘીમાં લાડુ વાળી અગ્નિના બળ પ્રમાણે ખાવા, એથી તુરતજ કામાનંદ પ્રબળ વધી જાય છે,—જગતમાં ભૈરવાનંદ નામના યોગીએ કહેલ આ વાજીકરણ સર્વ વ્યાધિઓને હણી નાંખે છે, તથા ઘણી ઘણી સ્રીઓના પ્રબળ કામદેવના ગર્વને તોડી નાંખે છે.

## બસ્તાંડ તથા કચ્છપાંડ.

બકરાનાં વૃષણો કે કાચબાનાં ઈંડાંને ઘીમાં પકાવી તેમાં પીપર તથા સૈંધવનું ચૂર્ણ નાંખીને ખાવાથી મૈથુનમાં પુરૂષ ઘોડા જેવો અત્યંત પ્રબળ થાય છે.

## રતિવલ્લભ પુગપાક.

૪૦ તોલા દક્ષિણ દેશની સોપારીનું ઝીણું ચુર્ણ કરી, પાણીમાં બાફી, બહુજ કોમળ થાય ત્યારે તેને કુટીને વસ્ત્રથી ચાળી લેવું. પછી આઠગણા (૩૨૦ તોલા) ગાયના દુધમાં સોળ તોલા ગાયનું ઘી નાંખીને તેમાં એ ચુર્ણને પકાવવું. અત્યંત ઘાટું થઈ જાય એટલે તેમાં ૨૦૦ તોલા સાકર નાંખવી. ખુબ પાકી જાય એટલે ચુલેથી ઉતારીને તેમાં એલચી, નાગબલા, બળદાણા, પીંપર, જાયફળ, લવંગ, જાવંત્રી, તમાલપત્ર, તાલીસપત્ર, તજ; સૂંઠ, કાળોવાળો, વાળો, મોથ, ત્રિફળા, વંશલોચન, શતાવરી, કૌચાંનાં બીજ, દ્રાક્ષ, એખરાનાં બીજ, ગોખરૂનાં બીજ, મોટું ખજુર, કસેલાં, તવખીર, ધાણા, જેઠીમધ, શીંગોડાં, જીરૂં, કલોંજીરૂં, અજમા, કમળકાકડીનો ગભ, જટામાંસી, વરિયાળી, મેથી, વિદારીકંદ, કાળીમુસળી, આસોંદનાં મૂળ, કચુરો, નાગકેશર, મરી, નવી ચારોળી, શેમળાનાં બીજ, ગજપીપર, જેમાં કમળ કાકડીઓ થાય છે તે ડુચો, સુખડ, રતાંજળી, અને લવંગ, એ દરેકનાં ચાર ચાર તોલા ચૂર્ણ નાંખવાં. તેમજ સારી રીતે મારેલો પારો, સારી રીતે મારેલી કલાઇ, સારી રીતે મારેલું સીસું, મારેલુ લોઢું, અને અભ્રક ભસ્મ ઇચ્છા પ્રમાણે તેમાં નાંખવાં; અને કસ્તૂરી અને ભીમસેની કપૂર મળે તો તે પણ નાંખવાં. પછી તેના ચાર ચાર તોલાના લાડુ બનાવીને બહુ પ્રસન્નતાથી અગ્નિના બળ પ્રમાણે તે ખાવા. પ્રથમ ખાધેલું પચી જાય ત્યારે પાછું ભોજન કર્યા પહેલાં આ લાડુ ખાવા. આ લાડુ ખાનારાએ ખટાઈ ખાવી નહિ. આ પાકમાં નાંખવાના પદાર્થો મેં સુશ્રુતાદિ સંહિતા ગ્રંથો જોઇને કાળજીથી કહેલા છે. આ શ્રી રતિવલ્લભ ના-

મનો પૂગપાક (સોપારીપાક) નિત્ય સેવવાથી વીર્ય અને કામદેવ વધે છે, મૈથુનમાં ઘોડા જેટલું બળ આવે છે, જઠરાગ્નિ અને બળ વધે છે. દેહમાં વળીઓ પડતી નથી, હૃષ્ટ પુષ્ટ થવાય છે, અને વૃદ્ધ પણ આ પ્રયોગથી જુવાન જેવો રૂચિ આપનાર અને પૂનમના ચંદ્ર જેવો સુંદર થાય છે.

### કામેશ્વરમોદક.

ઉપર કહેલો રતિવલ્લભ પૂગપાક તૈયાર થયા પછી તેમાં ચોવીશ રતિભાર મધ, તથા ધંતૂરાનાં બીજ, અકલકરો, બાલછડ, સમુદ્રશોષ, સારૂં માયું, અને અફીણનાં ફળની છાલ્યનાં ચુર્ણો એક એક તોલા ભાર, અને એ સર્વ ચુર્ણોથી અર્દ્ધભાગે ભાંગ નાંખવી, એટલે કામેશ્વર મોદક થાય છે.

### મહાખંડ કુષ્માંડ.

રક્તપિત્તના અધિકારમાં કહેવાયેલ મહાખંડ કુષ્માંડ નામનો અવલેહ રક્તપિત્ત વગેરે રોગોને હણનારો તથા મોટું વાજીકરણ પણ છે.

### આમ્રપાક.

પાકેલી કેરીનો રસ ૧૦૨૪ તોલા, સાકર ૨૫૬ તોલા, ઘી ૬૪ તોલા, સૂંઠ ૩૨ તોલા, મરી ૧૬ તોલા, પીપર ૮ તોલા, અને પાણી ૨૫૬ તોલા, એ સર્વને એકત્ર કરીને માટીના વાસણમાં પકાવતાં લાકડાની કડછીથી હલાવવું. ઘાટું થાય એટલે નીચે ઉતારી તેમાં ધાણા, જીરૂં, હરડે, ચિત્રક, મોથ, તજ, કલોંજી જીરૂં, પીપરીમુળ, નાગકેશર, એળચી, લવંગ, અને જાયફળનાં ચૂર્ણો ચાર ચાર તોલા નાંખવાં. ટાઢું પડયા પછી તેમાં બત્રીસ તોલા મધ નાંખવું, એટલે આમ્રપાક બને છે. આ પાક ભોજન કર્યા પ્હેલાં એક તોલા જેટલો પુરૂષે ખાવો, અથવા માત્રાનો નિયમ નહિ રાખતાં જઠરાગ્નિના બળ પ્રમાણે ખાવો. તેના સેવનથી પુરૂષ મૈથુનમાં ઘોડા જેવો સમર્થ, બળવાન, પુષ્ટ, અને હંમેશાં રોગ વગરનો થાય છે. આ પાકથી ગ્રહણી, ક્ષય, શ્વાસ, અરોચક, અમ્લપિત્ત, મહાશ્વાસ, રક્તપિત્ત, અને પાંડુરોગ પણ મટી જાય છે.

### ચંદનાદિ તૈલ.

સુખડ, રતાંજળી, પતંગ, દારૂહળદર, અગરૂ, કાળો અગરૂ, દેવદાર, સરલ દેવદાર, કમળ, પારશ પીંપળાનાં પંચાંગ, કપૂર, કસ્તુરી, મુસક કસ્તુરી, શિલારસ, નવું કેશર, જાયફળ, લવંગ, જાડી તથા ઝીણી એળચીઓ, જાવંત્રી, કંકોલફળ (અથવા જાવંત્રી અથવા લવંગ), કપૂરી મધુરી, તમાલપત્ર, નાગકેશર, કાળોવાળો, સુગંધીવાળો, જટામાંસી, તજ, વંશલોચન, છડિલો, ભદ્રમોથ, સુગંધી મેંદીનાં બીજ, ઘઉંલો, લોબાન, ગુગળ, લાખ, નખલો, મજીઠ, તગર, મીણ, રાળ, ધાવડીનાં ફૂલ, અને તગર ગઠોડા. એ દરેક ચોવીસ ચોવીસ રતિ લેઇ, તેના કલ્કથી તેલ પકાવી શરીરે અભ્યંગ કરવાથી એંશી વર્ષનો બુઢો માણસ પણ જુવાન, વીર્યવાન, અને સ્ત્રીઓને બહુજ પ્રિય થાય છે. એ તેલના અભ્યંગથી વાંઝણીને પુત્ર આવે છે, આયુષ્ય સો વર્ષનું

થાય છે, અને પુત્ર વગરનાને પુત્ર થાય છે. આ ચંદનાદિ મહાતેલ રક્તપિત્ત, ક્ષય, જ્વર, દાહ, પરસેવો, દુર્ગંધ, કોઢ, અને ચળને મટાડી દેછે.

## મધુપકવ હરીતકી.

દશમૂળ, પીપર, ચિત્રક, કોઠ, બેડાં, કાયફળ, મરી, સૂંઠ, પીપરીમુળ, સૈંધવ, રક્તરોહિડો, નેપાળો, દ્રાક્ષ, જીરૂં, હળદર, દારૂહળદર, આમળાં, વાવડંગ, અઘેડો, કાકડાશીંગી, દેવદાર, સાટોડી, ધાણા, લવંગ, ગરમાળો, ગોખરૂ, વરધારો, કાકેચિયાં, અને કાળાવાળાનું મુળ, એ દરેક આઠ આઠ તોલા નાંખી ૨૫૬ તોલા હરડેને ૧૨૮૦ તોલા પાણીમાં બાફવી. બફાઈ ગયા પછી ગુરૂના ઉપદેશ પ્રમાણે વિધિપૂર્વક તેમાં મધ નાંખવું. પછી ત્રણ દિવસ ખમીને, પછી પાંચ દિવસ ખમીને, અને પછી દશ દિવસ ખમીને તેમાં મધ નાંખ્યા કરવું. એ રીતે સિદ્ધ થયેલી હરડેને નિર્મળ, મજબુત, અને મધથી ભરેલા ઘીના રીઢા વાસણમાં પ્રયત્નથી રાખી મુકવી. ઘીના રીઢા વાસણમાં એ રીતે રાખ્યા પછી બુદ્ધિમાન્ વૈદ્યે તેમાંથી કાઢીને તેને બીજા યોગ્ય વાસણમાં રાખવી. આ મધુપકવ હરીતકી ધન્વંતરિની રચેલી છે. તે જે માણસ નિત્ય ખાય છે, તેના સર્વે રોગો નાશ પામી જાય છે. શ્વાસ, ઉધરસ, ક્ષય, પાંડુરોગ, હેડકી, ઉલટી, મદ, ભ્રમ, મુખરોગ, તરશ, અરૂચિ, મંદાગ્નિ, સારણગાંઠ, બરલ, ઉદરરોગો, મંદાગ્નિ, વાતરક્ત, માથાનું દરદ, આંખ તથા કાનનાં દરદો, બંદ્ધગુદ, દુષ્ટ વિકારોવાળી સંગ્રહણી, ત્રણે દોષોથી થયેલ સોજો, અને બીજા પણ ઘણા ઘણા રોગો આ હરડેના સેવનથી મટી જાય છે.

## વાનરી વટિકા.

સોળ તોલા કૌચાંના બીજોને ૬૪ તોલા ગાયના દૂધમાં દૂધ ઘાટું થાય ત્યાં સુધી ધીરે ધીરે પકાવી તેની છાલ્યો કાઢી નાંખીને ઝીણાં વાટવાં. પછી એ વાટેલા મેંદાની નાની નાની વડીઓ કરીને ગાયના ઘીમાં પકાવીને તેને સાકરની બમણી ચાસણી પાવી. પછી તેને ડુબી જાય એટલા મધમાં જુદી જુદી રાખી મુકવી. એમાંથી ૧૨૦ રતિભાર જેટલી નિત્ય સાયંકાળે તથા પ્રાતઃકાળે ખાવી, તેથી જેનું વીર્ય તુરત પડી જતું હોય, તથા શિશ્ન નમી જતું હોય, તે પુરૂષ ઘોડા જેવો મૈથુનશક્તિવાળો થાય છે. આ વાનરી વટિકા જેવો બીજો કોઇ પદાર્થ વાજીકરણ નથી.

## આકાર કરભાદિ વટી.

અકલકરો, સુંઠ, લવંગ, કેશર, પીપર, જાયફળ, જાવંત્રી, અને સુખડ, એ દરેક એક એક તોલો લેઈ તેનું ચૂર્ણ કરી તેમાં ચાર તોલા અફીણ મેળવીને પાંચ પાંચ રતિભારની ગોળીઓ કરી નિત્ય એક ગોળી રાત્રે મધ સાથે ખાવાથી પુરૂષોને વીર્યનું સ્તંભન થાય છે, મૈથુનમાં ભારે આનંદ પ્રાપ્ત થઇ સ્ત્રીઓ બહુ રાજી થાય છે. કામી પુરૂષે આ ગોળીનું સેવન કરવું જોઇએ.

# રસાયનનો અધિકાર.

## રસાયનનું લક્ષણ.

यज्जराव्याधि विध्वंसि वयःस्तम्भकरं तथा । चक्षुष्यं बृंहणं वृष्यं भेषजं तद्रसायनम् ॥

વૃદ્ધાવસ્થા તથા રોગોને મટાડનાર, જુવાનીને સ્થિર રાખનાર, નેત્રોને હિતકારક, ધાતુપુષ્ટ કરનાર, અને મૈથુનશક્તિ વધારનાર ઔષધ રસાયન કહેવાય છે.

## રસાયનનાં ફળ તથા વિધિ

दीर्घमायुः स्मृतिं मेधामारोग्यं तरुणं वयः । देहेन्द्रियबलं कान्तिं नरो विन्देद्रसायनात् ॥ नाविशुद्धशरीरस्य युक्तो रासायनो विधिः । न भाति वाससि क्लिष्टे रङ्गो योगविवाशितः ॥

રસાયનના સેવનથી માણસ લાંબું આયુષ્ય, સ્મરણશક્તિ, તરતબુદ્ધિ, આરોગ્ય, જુવાની, દેહ તથા ઈંદ્રિયોનું બળ, અને સુંદર કાંતિ મેળવે છે. વિરેચનાદિથી દેહની શુદ્ધિ કરીનેજ રસાયનનો ઉપયોગ કરવો જોઈએ, કેમકે સારા યોગથી ચઢાવેલો રંગ પણ મેલાં કપડાંમાં શોભતો નથી.

## રસાયનનાં ઉદાહરણો.

शीतोदकं पयः क्षौद्रं घृतमेकैकशो द्विशः । त्रिशःसमस्तमथवा प्राक्पीतं स्थापयेद्वयः॥ मण्डूकपर्ण्याः स्वरसः प्रयोज्य यष्टीमधुकस्य चूर्णम् । रसो गुडूच्यास्तु समूलपुष्पः कल्कः प्रयोज्यः खलु शंखपुष्प्याः ॥ आयुः प्रदान्यामयनाशनानि बलाग्निवर्णस्वरवर्द्धनानि । मेध्यानि चैतानि रसायनानि मेध्याविशेषेण च शङ्खपुष्पी ॥

मण्डूकपर्णी ब्राह्मी । तदलाभे मञ्जिष्ठा ग्राह्या । तस्या अपि रसायनत्वात् ॥

माक्षिकेन तुगाक्षीरी पिप्पल्या लवणेन च ॥ त्रिफला सितया वापि युक्ता सिद्धं रसायनम् । सिन्धूत्थशर्कराशुण्ठीकणामधुगुडैः क्रमात् ॥ वर्षादिष्वभया प्राश्या रसायनगुणैषिणा । पुनर्नवस्यार्द्धपलं नवस्य पिष्टं पिबेद्यः पयसार्द्धमासम् । मासत्रयं तत् त्रिगुणं समं वा जीर्णोऽपि भूयः स पुनर्नवः स्यात् ॥ ये मासमेकं स्वरसं पिबन्ति दिने दिने भृङ्गरजः समुत्थम् । क्षीराशिनस्ते बलवीर्ययुक्ताः समाः शतं जीवनमाप्नुवन्ति ॥ शतावरी मुण्डितिकागुडूची सहस्तिकर्णा सह तालमूली । एतानि कृत्वा समभागयुक्तान्याज्येन किंवा मधुनावलिह्यात् ॥ जरारुजा मृत्युवियुक्तदेहो भवेन्नरो वीर्यबलादियुक्तः । विभाति देवप्रतिमः स नित्यं मृगप्रियो भूरिविवृद्धबुद्धिः ॥ पीताश्वगन्धा पयसार्धमासं घृतेन तैलेन सुखाम्बुना वा । वीर्यस्य पुष्टिं वपुषो विधत्ते बालस्य सस्यस्य यथाम्बुवृष्टिः ॥ अयःपलं गुग्गुलुरत्र योज्यः पलत्रयं व्योषपलानि पञ्च । पलानि चाष्टौ त्रिफलारजश्च कर्षं लिहन्यात्यमरत्वमेव ॥

इति लोहगुग्गुलुः ॥

એક ભાગ ટાઢું પાણી, એક ભાગ

અને એક ભાગ મધ, બે ભાગ ઘી, ભોજન પહેલાં મેળવીને પીવાથી; અ ા ત્રણ ત્રણ ભાગ ટાઢું પાણી, દૂધ, મ. અને ઘી મેળવીને ભોજન પહેલાં વાથી જુવાની સ્થિર રહેછે.

પ્રભાતમાં બ્રાહ્મી તથા ગળોના સ્વરસો, શંખાવળીનાં મુળ તથા પાનનો કલ્ક, અને જેઠીમધનું ચૂર્ણ પીવાથી તે મહા રસાયન છે. આમાં બ્રાહ્મીના સ્વરસ આ દિ ચારે પદાર્થો આયુષ્યને વધારનારા, રોગોનો નાશ કરનારા, બુદ્ધિદેનારા, તથા બળ, અગ્નિ, વર્ણ, અને સ્વર સુધારનારા છે તેથી રસાયન છે. એમાં પણ શંખાવળી વિશેષે કરીને બુદ્ધિ દેનારી છે. બ્રાહ્મી ન મળે તો મજીઠ લેવી, કેમકે મજીઠ પણ રસાયન છે.

મધુ, પીપર, અને સૈંધવથી યુક્ત વંશલોચન, અને સાકરથી યુક્ત ત્રિફળા પણ સિદ્ધ રસાયન છે.

રસાયનના ગુણોને ઇચ્છનારા માણસે વર્ષાઋતુમાં સૈંધવ સાથે, શરદ ઋતુમાં સાકર સાથે, હેમંત ઋતુમાં સુંઠ સાથે, શિશિર ઋતુમાં પીપર સાથે, વસંતઋતુમાં મધ સાથે, અને ગ્રીષ્મઋતુમાં ગોળની સાથે હરડે ખાવી. આ પ્રમાણે હરડે ખાવાથી રસાયનના ગુણો પ્રાપ્ત થાય છે.

જે માણસ એક પખવાડિયા સુધી કે ત્રણ માસ સુધી, કે નવમાસ સુધી, કે એક વર્ષ સુધી નવી સાટોડી વાટીને તેનો બે તોલાભાર કલ્ક દુધસાથે પીએ, તે માણસ વૃદ્ધ હોય તો પણ પાછો જુવાન થાય છે.

જે માણસ એક મહિના સુધી નિત્ય ભાંગરાનો સ્વરસ પીને દૂધનું ભોજન કરે તેને બળ તથા વીર્ય વધે છે, અને તે સો વર્ષ સુધી જીવે છે.

શતાવરી, ગોરખમુંડી, ગળો, કસેલાં, અને કાળીમુશળી સમભાગે એકત્ર કરી ઘીમાં કે મધમાં ચાટે તે માણસ વૃદ્ધાવસ્થા તથા રોગવગરનો, અકાળમૃત્યુ વગરનો, વીર્ય તથા બળવાળો, દેવતા જેવો, તેજસ્વી, અને અત્યંત બુદ્ધિથી વધેલો થઇ હમેશાં શોભે છે.

એક પખવાડિયા સુધી ઘીની સાથે, તેલ સાથે, કે સ્હેવાય તેવા ગરમ પાણી સાથે આસોંદ પીવાથી, જેમ જળની વૃષ્ટિથી ધાન્યને પુષ્ટિ મળેછે તેમ, એ આસોંદ વીર્ય તથા શરીરના બળની પુષ્ટિ કરેછે.

## લોહગુગ્ગુલુ.

મંડુર ચાર તોલા, ગુગળ બાર તોલા, ત્રિકટુ (સૂંઠ, મરી, પીપર,) વીસ તોલા અને ત્રિફળા (હરડે, બેડાં, આમળાં) બત્રીસ તોલા, એમનું ચૂર્ણ એકત્ર કરી નિત્ય એક તોલો ચાટે, તેને અમરપણું પ્રાપ્ત થાય છે.

## રસાયનનું વિશેષ ફળ.

न केवलं दीर्घमिहायुरश्नुते रसायनं यो विविधं निषेवते । गतिं स देवर्षिनिषेविताम् शुभां प्रपद्यते ब्रह्म तथैव चाक्षयम् ॥

इति रसायनाधिकारः ॥

જે માણસ વિવિધ રસાયનનું સેવન કરે છે તે માણસ આ લોકમાં લાંબું

આયુષ્ય ભોગવે છે, એટલુંજ નહિ પણ તે દેવર્ષિની શુભ ગતિને પ્રાપ્ત થાય છે, અને અવિનાશી બ્રહ્મપદ રૂપ મોક્ષને પણ પામે છે.

यावत् व्योमनि बिम्बमम्बरमणेरिन्द्रोश्च विद्योतते। यावत्सप्त पयोधयः सगिरयस्तिष्ठन्ति पृष्ठे भुवः॥ यावच्चावनिमण्डलं फणिपतेरास्ते फणामण्डले। तावत्सद्भिषजः पठन्तु परितो भावप्रकाशं शुभम्॥ ग्रन्थस्यास्याध्यापकानां जनानामध्येतॄणामादरं कुर्वतां च। श्रीसोमेशादित्यविप्रप्रसादादायुर्दीर्घं सौख्यमास्तां सदैव॥

જ્યાં સુધી સૂર્ય તથા ચંદ્રનાં બિંબ આકાશમાં પ્રકાશે, જ્યાં સુધી પૃથ્વી સાત સમુદ્રો રહે; જ્યાં સુધી પૃથ્વી પર પર્વતો રહે, અને જ્યાં સુધી પૃથ્વીનું મંડળ શેષ નાગની ફેણના મંડળ ઊપર રહે, ત્યાં સુધી દેશો દેશનાં સારા વૈદ્યો આ શુભ ભાવપ્રકાશ નામનો ગ્રંથ ભણજો.

આ ગ્રંથને ભણનારા ભણાવનારા, અને આ ગ્રંથ ઊપર આદર રાખનારા લોકોનું શ્રી સોમેશ્વર સૂર્ય નારાયણ, તથા બ્રાહ્મણોના પ્રસાદથી સર્વદા લાંબું આયુષ્ય હોજો; અને તે લોકોને અવિચળ સુખ પણ પ્રાપ્ત થજો.

इति श्री भावप्रकाशे उत्तरखंडः समाप्तः॥



# શ્રીમદ્ ભાગવત ભાષાંન્તર.

## ધર્મ, અર્થ, કામ અને મોક્ષનાં સાધનનો અપૂર્વ ગ્રંથ.

આજ સુધીમાં બહાર પડેલાં ભાષાંતરોમાં ઉત્તમ, ઉંચા કાગળો, સુંદર મોટા અક્ષરની છાપ, પુસ્કળ સુંદર ચિત્રો અને સુંદર સોનેરી પુઠાથી સુશોભિત લગભગ ૧૦૦૦ કરતાં વધારે [illegible] ા! કે આવા કળિ યુગના સમયમાં આવા ઉત્તમ ધર્મ પુસ્તકો પણ કેવળ પાણીને મુલે વેચાય છે!!! તેમ છતાં સાંસારિક કાર્યોમાં લુબ્ધ થઇ ગયેલા, અને કેવળ સ્વાર્થનાંજ સગાં એવાં કુટુંબીઓનું તથા આ નાશવંત દેહનું પોષણ કરવામાંજ મચી રહેલા અબુધજનો તેના તરફ નજર પણ કરતા નથી! એ કેવી ખેદજનક વાત કહેવાય!!! વ્યવહારિક વિચારો તો આ નાશવંત દેહની હયાતિમાંજ ઉપયોગનાં છે; પરંતુ ધર્મ સંબંધી વિચારો તો આ ક્ષના દુનિયાને છોડીને જતી વેળાએ સુખદાયક થઇ પડે છે, એ અનુભવ સિદ્ધ છે, માટે આ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ રસથી ભરપુર અવર્ણનીય ગ્રંથની એક પ્રત તો દરેક સુજ્ઞ પુરૂષે પોતાના ઘરની લાયબ્રેરીમાં અવસ્ય રાખવી જોઇએ. આ દેહ ક્ષણભંગુર છે, માટે અંતે ધર્મ, જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિજ સ્હાય કરનાર છે, એમ સમજીને તે મેળવવાનો પ્રયત્ન કરવો, એજ ડાહ્યા માણસનું ડહાપણ છે. બાકી વ્યવહારિક કાર્યમાં મચ્યા રહી એક લાખ રૂપીઆ પાછળ છોકરાંને માટે મુકી આંખો મીંચી ઠાલા હાથે ચાલ્યા જઇશું, અને ધન મેળવામાં દરેશી બાંધણનો જવાબ ધણીને દેવો પડશે, માટે હે સુજ્ઞ પુરૂષો! ઉઠો! જાગૃત થાઓ, ને ચેતો. 'સુજ્ઞેષુ કિં બહુના?'

આ ભાગવત જેવા અમુલ્ય અને જગપ્રસિદ્ધ ગ્રંથનાં વખાણ કરવા એમનું એ મોરનાં બીછાંને ચિતરવાનું ડહાપણ ડહોળવા જેવું છે. માટે ટુંકામાં એટલુંજ કહેવું બસ છે કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું ખરૂં સાધન જોઇએ તો આવાં અમુલ્ય ચિંતામણિ જેવાં ધર્મ પુસ્તકોજ છે. શ્રી કૃષ્ણ ભગવાને સ્વમુખે કહેલું છે કે "શ્રીમદ્ ભાગવત એ મારૂં સ્વરૂપ છે અને શ્રીમદ્ ભગવદ્‌ગીતા એ મારૂં હૃદય છે." ત્યારે ભગવાનના સ્વરૂપનો અનાદર કરે એના જેવો મૂર્ખ કોણ?

આ ગ્રંથનો સૌ કોઇ સરખી રીતે લાભ લઇ શકે એવા હેતુથી શ્રીમાન્ ગૃહસ્થ સ્વર્ગવાસી ગીરધરલાલ મોરલીધરદાસના સુજ્ઞ પત્નિ ગંગાસ્વરૂપ લક્ષ્મીબાઇએ પોતાના પતિની યાદગીરી માટે સારી મદદ કરી છે, તેથી તેમની આજ્ઞા પ્રમાણે આ ગ્રંથની આકાંક્ષાવાળા અગાઉનાજ ગ્રાહકોને માત્ર બે રૂપીયા લઇ આપવામાં આવશે પાછળના ગ્રાહકોને રૂ. ૩) પડશે.

**ઝવેરભાઇ ઉમેદભાઇ પટેલ.**

વિદ્યા વર્ધક પુસ્તકાલય—રીચીરોડ, અમદાવાદ

## જાહેર ખબર.

આ આત્મપ્રકાશ તથા નીચે લખેલાં વૈદક વગેરેનાં પુસ્તકો અમારે ત્યાંથી મળશે.

| પુસ્તકનું નામ | | | કીંમત રૂ. આ. પા |
|---|---|---|---|
| સુશ્રુત સંહિતા મૂળસહિત ગુજરાતી ટીકા. | | | ૧૦—૦—૦ |
| શારંગધર સંહિતા. | ,, | ,, | ૨—૮—૦ |
| હારીત સંહિતા | ,, | ,, | ૩—૦—૦ |
| વાગ્ભટ્ટ ઉતરાર્ધ | ,, | ,, | ૪—૦—૦ |
| ગોગ્રચિંતામણી | ,, | ,, | ૧—૪—૦ |

ઔષધ નિદાન „ „ ૧—૮—૦

બોપદેવ શતક „ „ ૦—૬—૦

વૈદ્યજીવન „ „ ૦—૩—૦

વૈદ્ય વલ્લભ „ „ ૦—૩—૦

વૈદ્યામૃત „ „ ૦—૩—૦

નાડીજ્ઞાન અને અનુપાન તરંગીણી ૦—૧૨—૦

નપુંસકાનંદ મંદાર ભા ૧ લો. ૦—૮—૦

„ „ ભા. ૨ જો „ ૦—૮—૦

હિતોપદેશ વૈદક ગ્રંથ „ „ ૧—૦—૦

આયુર્વેદ સુધાકર „ „ ૧—૦—૦

બાળ સંરક્ષણ ૦—૧૦—૦

અબળા સંજીવન ૦—૮—૦

ચરક સંહિતા મૂળ શ્લોક સહિત હિં-દુસ્તાની ટીકા „ „ ૮—૦—૦

બૃહત્ નિઘંટુ ભૂષણ „ „ ૮—૦—૦

રસરાજ મહોદધિ ભા. ૧ લો યુનાની દવાઓ વીગેરે ૦—૧૨—૦

„ „ ભા ૨ જો „ „ ૦—૧૨—૦

રસરાજ સુંદર—રસનો ગ્રંથ „ ૩—૦—૦

રસ રત્નાકર „ ૫—૦—૦

અમૃત સાગર હીંદુસ્તાની ભાષામાં ૨—૦—૦

અમૃત સાગર ગુજરાતી ભાષામાં ૧—૮—૦

શારીર અને વૈદકશાસ્ત્ર ડૉ. ત્રિભોવનદાસ કૃત ૧૦—૦—૦

આર્યઔષધ ગુજરાતી, ડૉ. વીરજી ઝીણા કૃત ૨—૮—૦

આર્યભિષક યાને હિંદુસ્તાનનો વૈદ્યરાજ ભા. ૧ લો અને બીજો બન્નેના ૭—૮—૦

ઔષધીકોશ ગુજરાતી, તમામ જાતની ઔષધીનાં અનેક ભાષામાં નામો વગેરે. ૧—૮—૦

શ્રીમદ્ ભગવદ્ગીતા ગુજરાતી ટીકા રેશમી પૂઠું ૦—૮—૦

પંચરત્ન ગીતા ગુજરાતી ટીકા „ ૦—૧૨—૦

પંચીકરણ રામબાવા કૃત મોટું „ ૧—૦—૦

મણી રત્નમાળા મોટી „ ૧—૦—૦

ચંદ્રકાન્ત ભા ૧ લો ૨—૮—૦

ચંદ્રકાન્ત ભા ૨ જો ૨—૮—૦

તુલસીકૃત રામાયણ મૂળ, નાનો ગુટકો હીંદી [illegible]—૦

„ „ મોટો

„ „ મધ્યમ [illegible]—૦

„ „ મોટી ૪—૦—૦

„ „ ગુજરાતી ટીકા ૫—૦—૦

„ „ હિંદુસ્તાની ટીકા મધ્યમ ૪—૦—૦

„ „ મોટી ૮—૦—૦

ગીરધર કૃત રામાયણ મોટી અત્યુત્તમ ૧—૧૨—૦

યોગદિવાકર યોગનો ઉત્તમ ગ્રંથ ગુજરાતીમાં ૩—૦—૦

મહાભારત પદ્યાત્મક મોટું બે ભાગમાં ૨—૮—૦

શીવપુરાણ જ્ઞાનસંહિતા પદ્યાત્મક [illegible]—૮—૦

એ સિવાય વેદ, વેદાંત, પુરાણ, ધર્મશાસ્ત્ર, કર્મકાંડ, જ્યોતિષ, નાટક, ઇતિહાસ, કાવ્ય વગેરેના ગ્રંથો તથા ઇંગ્રેજી તથા ગુજરાતી સ્કૂલ-બુકો, નકશા વગેરે તમામ જાતનાં પુસ્તકો તથા ડાયરીઓ, પંચાંગો તમામ જાતનાં અમારે ત્યાંથી મળશે. અમારે ત્યાં વ્યાજબીજ કીમત પ્રમાણિકપણાથી લેવામાં આવે છે. માટે દેશાવરના ગ્રાહકોએ અવસ્ય એકવાર કામ પાડી જોઇ ખાત્રી કરવી. પત્રવ્યવહાર નીચેના સરનામે રાખવો.

**ઝવેરભાઈ ઉમેદભાઈ.**

**વિદ્યાવર્ધક પુસ્તકાલય—રીચીરોડ.**

**અમદાવાદ.**